

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

તંત્રી
રમણલાલ જોશી

૪૯



વર્ષ પાંચમું : અંક પહેલો

ઑગસ્ટ : ૯૪

# ઉદ્દેશ

વર્ષ પાચમુ    અક પહેલો    સળગ અક ૪૯

અનુક્રમ ઑગસ્ટ ૧૯૯૪


| | | |
|---|---|---|
| મૈત્રી | રમણલાલ જોશી | ૧ |
| સાપ્રત પ્રવાહો | તંત્રી | |
| ગુજરાત સરકારના ગૌરવ પુરસ્કારો | | ૨ |
| સાહિત્યકારોનુ સન્માન | | ૨ |
| ગુજરાતી સાહિત્ય અકાદમી તરફથી યોજાયેલી પાચમી ભાષા-સાહિત્ય પરિષદ | | ૨ |
| અવસાન-નોંધ | | ૩ |
| સ્વ. આચાર્ય અમૃતલાલ યાજ્ઞિક સ્મૃતિ ગ્રથ | | ૩ |
| ચદુલાલ સેલારકા સાહિત્યિક પારિતોષિક | | ૩ |
| સ્વામી આનદના પુસ્તકો સસ્તી કિંમતે | | ૩ |
| સદ્ગત તર્કતીર્થ શ્રી લક્ષ્મણશાસ્ત્રી જોશી | મ. અ. મેહેંદળે | ૪ |
| અનીતા રાણીની કથાનો મર્મ | મકરન્દ દવે | ૬ |
| ફાગણ માસે | ઉશનસ્ | ૧૨ |
| ભેટ ! | વીરુ પુરોહિત | ૧૨ |
| પત્ર પ્રસાદી | સપા. રમણલાલ જોશી | |
| સ્વ. ભૃગુરાય અજારિયાના ચાર પત્રો | | ૧૩ |
| અસ્તિત્વવાદમા નૈતિક ચિંતન | હરસિદ્ધ મ. જોશી | ૧૬ |
| પ્રીત પુરાણી | રતિલાલ છાયા | ૨૩ |
| ગઝલ | અબ્દુલ કરીમ શેખ | ૨૩ |
| દીપ | લાભશકર ઠાકર | ૨૪ |
| ઉમા | દુષ્યન્ત પડ્યા | ૨૬ |
| છઠ્ઠી આંતરરાષ્ટ્રીય સત-સાહિત્ય પરિષદ | હસુ યાજ્ઞિક | ૩૩ |
| અભાવ | લાલજી કાનપરિયા | ૩૬ |
| કવિનુ વસિયતનામુ | દેવેન્દ્ર દવે | ૩૬ |
| જોઈએ છે | જિતેન્દ્ર કા વ્યાસ | ૩૬ |
| વિસ્તરતી સીમાઓ | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૩૭ |


પ્રકાશક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલયવતી મુદ્રક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

ટાઈપસેટિંગ: ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ☎ ૪૦૦ ૬૯૮

મુદ્રણસ્થાન: ધનિક ઓફસેટ, નોનતર્સિંહ ઉપરામ એસ્ટેટ, સાવલીપરા, દધીચર,

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦ (સીમેલ) રૂ ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી
- સ્વીકૃત કૃતિનો જવાબ પદરેક દિવસમા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૦ પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨ અચલાયતન સોસાયટી,
  નવરંગપુરા, અમદાવાદ ૯
  ફોન ન. ૪૫૨૦૨૭ ૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભડાર
કેપિટોલ ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન ૩૮૧૨૩૦ ૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨ કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ અમદાવાદ ૧

ઉદ્દેશ
सर्वभाषा सरस्वती



ઑગસ્ટ ૧૯૯૪

# મૈત્રી

કોઈએ કહ્યું છે કે મૈત્રી જીવનનો સર્વોચ્ચ આનંદ છે. પણ સૌના ભાગ્યમાં એ હોતો નથી. માનવીય સંબંધોમાં પિતા, માતા, પત્ની, પુત્ર-પુત્રાદિક વગેરેમાં કોઈ ને કોઈ રૂપે સ્વાર્થનું તત્ત્વ આવી જ જાય છે પણ સાચા મિત્ર-સંબંધમાં એ ઓછામાં ઓછું હોય છે. સામાન્ય રીતે આપણે 'મિત્ર' શબ્દ બહુ વિશાળ અર્થમાં પ્રયોજીએ છીએ. જેનો પરિચય હોય, જેની સાથે ઓળખાણ હોય તેને વિશે આપણે વાતવાતમાં અમુક તો મારો મિત્ર છે એમ કહીએ છીએ, પણ 'મૈત્રી'નો અર્થ એટલો ઉપલક નથી. જેને જોઈને હૃદય સહજ પુલકિત બની ઊઠે અને જેની આગળ કશા વ્યવધાન વગર હૃદય ખૂલી જાય તે મિત્ર. અને મિત્ર પણ આપણને જે ગમતું હોય તેમાં હાજી હા ભણનારો નહિ પણ શું ઇષ્ટ છે, શું શ્રેયસ્કર છે એના ઉપર ધ્યાન કેન્દ્રિત કરનારો હોય છે. અત્યારે ગુજરાતમાં પંડિતયુગના સાક્ષર બળવંતરાય ઠાકોરની સવા શતાબ્દી ઊજવાય છે. તેમનું જ એક વાક્ય છે : "મનોમેળ તે મૈત્રી, બીજા બધા ભાગ્યના ખેલ." મૈત્રી એટલે મનોમેળ — મનનો સહજ સધાતો મેળ. કોઈના ગુરુ કે શિષ્ય થવું સહેલ છે પણ મિત્ર બનવું કઠિન છે. પ્રણામ કરવા સહેલ છે પણ શેકહેન્ડ કરવા મુશ્કેલ છે. મૈત્રીમાં હૃદયની ઘણી ગ્રંથિઓ ભેદવાની રહે છે, અહંકારનું વિગલન કરવાનું છે. સામા માણસની ભૂમિકાએ આવીને એને પ્રેમ કરવાનો હોય છે અને તે પણ કશા બદલાની અપેક્ષા વગર. પ્રેમ ખાતર પ્રેમ. એટલે જ સૌ સંબંધોમાં મૈત્રી સંબંધ સર્વોપરી છે. આ કારણે જ શાસ્ત્રોમાં કહ્યું છે કે પુત્ર સોળ વર્ષનો થાય એટલે પિતાએ એની સાથે મિત્રની જેમ વ્યવહાર કરવો. નવધા ભક્તિમાં એક પ્રકાર તે સખ્ય પણ છે. અર્જુનને શ્રીકૃષ્ણે વિશ્વરૂપદર્શન કરાવ્યું કારણ કે તે એનો મિત્ર હતો. ભગવાન સાથેના સંબંધમાં પણ સખ્ય — મૈત્રી એ ઉત્કૃષ્ટ ભક્તિ-પ્રકાર છે. યજુર્વેદમાં કહ્યું છે કે, "કેવળ માનવો જ નહિ પણ સૌને મિત્રભાવે જ જોઉં. અમે બધાં એકમેકને મિત્રદૃષ્ટિથી જોતાં શીખીએ." અને મનુષ્યનો સૌપ્રથમ અને પરમ મિત્ર તો પ્રભુ જ છે. અને તે તો બાહુ પ્રસારીને આપણી રાહ જોતો ઊભો છે ! સૂરદાસ એક પદમાં પ્રભુના આ અનોખા સ્વભાવનું વર્ણન કરે છે. કોઈ માણસની સંબંધ તમે કાપી નાખો તો પછી તે તમારી સામે જોતો નથી પણ તમે ભગવાનને ભૂલી જાઓ ત્યારેય તે મોઢું ફેરવી દેતો નથી, જ્યારે તમે યાદ કરો ત્યારે તે પહેલાંના જેવો જ હોય છે. આપણે એના તરફ અભિમુખ થઈએ એટલી જ વાર છે. સાચે જ મૈત્રી એ જીવનનું કાવ્ય છે અને મનુષ્યનો સાચો મિત્ર તે પ્રભુ જ છે. એની સાથે મૈત્રી થાય તો ચરાચર સૃષ્ટિમાં કોઈ જ અમિત્ર લાગતાં નથી. બધા જ મિત્રો દેખાય છે અને પછી તો રસના ઘૂંટડા જ ઘૂંટડા !

[નવનીત-સમર્પણમાંથી સાભાર]

રમણલાલ જોશી

તંત્રી

## ગુજરાત સરકારના ગૌરવ પુરસ્કારો

સ્વ. ચીમનભાઈ પટેલે મુખ્ય પ્રધાન થયા બાદ સમાજના વિવિધ ક્ષેત્રોમા મહત્ત્વનું પ્રદાન કરનાર વ્યક્તિઓને રૂ એક લાખનો પુરસ્કાર આપી તેમને સન્માનવાની જે યોજના કરી એમા આ વર્ષે સાહિત્ય માટેનો નરસિંહ મહેતા પુરસ્કાર પ્રસિદ્ધ સાક્ષર ડૉ. હરિવલ્લભ ભાયાણીને, વિજ્ઞાન માટેનો ડૉ. વિક્રમ સારાભાઈ પુરસ્કાર ડૉ. સુધીર પડ્યાને, શિક્ષણ માટેનો મગનભાઈ દેસાઈ પુરસ્કાર શ્રી આર એસ. ત્રિવેદીને, લલિત કલાઓ માટેનો રવિશકર રાવળ પુરસ્કાર શ્રી પિરાજી સાગરાને, ખેલકૂદ માટેનો અબુભાઈ પુરાણી પુરસ્કાર શ્રી સલીમ દુરાનીને રગમચલક્ષી કલા માટેનો પ. ઓમકારનાથ ઠાકુર પુરસ્કાર કુ પ્રતિભા પડિતને અને લોકકલા માટેનો ઝવેરચદ મેઘાણી પુરસ્કાર શ્રી ખોડીદાસ પરમારને આપવાની જાહેરાત કરી છે એક સાહિત્યની વાત કરીએ તો સૌપ્રથમ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને આ એવોર્ડ અપાયો, એ પછી સુન્દરમ્, 'દર્શક', રાજેન્દ્ર શાહ અને હવે ડૉ. ભાયાણીને એ મળે છે જોઈ શકાશે કે ધોરણ સતત જળવાયુ છે ડૉ. ભાયાણીએ સાહિત્ય, સશોધન અને વિદ્યાના ક્ષેત્રમા અવિરત કાર્ય કરી મૂલ્યવાન અર્પણ કર્યું છે સૌ પુરસ્કાર વિજેતાઓને અભિનદન.

માત્ર મોટી રકમ આપી દેવાથી કામ પૂરુ થતુ નથી. એ યોગ્ય રીતે અપાય એ માટે કમિટીના સભ્યો બદલાતા રહે અને ગૌરવ પુરસ્કાર જેનુ નામ એ ગૌરવપૂર્વક અપાય એવુ આયોજન સરકારે કરવુ ઘટે

## સાહિત્યકારોનુ સન્માન

ગુજરાતી હિંદીના જાણીતા વિદ્વાન અને સાહિત્યકાર ડૉ. ભોળાભાઈ પટેલનો ૬૦મો જન્મદિવસ તા. ૭ ઓગસ્ટ '૯૪ના રોજ ભાષાસાહિત્ય ભવનમા તેમના સર્જન વિવેચન વિશે એક પરિસવાદ યોજીને ઊજવવામા આવ્યો. સજોગવશાત્ ઉપસ્થિત રહી શકાયુ નહિ પણ આવો ઉપક્રમ કરવાનુ એમના ભૂતપૂર્વ વિદ્યાર્થી અને સહ-અધ્યાપક ડૉ. રઘુવીર ચૌધરીને સૂઝ્યુ એ ઔચિત્યભર્યું છે એ જ રીતે ડૉ. હસુ યાજ્ઞિકને તેમની તાજેતરની વિદેશ વિદ્યાયાત્રા દરમ્યાન લડનમા વિશ્વના એક જાણીતા સાહિત્યિક સામયિક 'સ્કાયલાર્ક' દ્વારા એવૉર્ડ આપવામા આવ્યો. પ્રથમ વાર એક ભારતીય સર્જક વિવેચકને આ એવૉર્ડ મળ્યો. ડૉ. હસુ યાજ્ઞિકે નવલકથાક્ષેત્રે અને મધ્યકાલીન સશોધન-વિવેચનક્ષેત્રે નોંધપાત્ર સેવાઓ આપી છે ડૉ. ભોળાભાઈ પટેલ અને ડૉ હસુભાઈ યાજ્ઞિકને અભિનદન.

## ગુજરાતી સાહિત્ય અકાદમી તરફથી વેમ્બલીમા યોજાયેલી પાચમી ભાષા-સાહિત્ય પરિષદ

ગુજરાતી સાહિત્ય અકાદમી તરફથી વેમ્બલીમા પાચમી ભાષા-સાહિત્ય પરિષદ ૨૭ ઓગસ્ટ '૯૪થી ૨૯ ઓગસ્ટ '૯૪ દરમ્યાન યોજાશે ભાષાના પ્રશ્નો, ગુજરાતી સાહિત્યના અગ્રેજી અનુવાદની મુશ્કેલીઓ અને સાહિત્ય સર્જન અને પ્રકાશનની સમસ્યાઓના સદર્ભમા આ પરિષદ ચર્ચાવિચારણા કરશે એમ અકાદમીના મહામત્રી શ્રી વિપુલ કલ્યાણીએ જણાવ્યુ છે આયોજન વ્યવસ્થિત હોવાની છાપ પડે છે

આ બાબત અગે ૧૯૮૨મા મૈસૂરમા યોજાયેલા એક ભારતીય સાહિત્ય વિશેના સેમિનારમાં આ લખનારે કહેલુ કે વિશ્વના જુદા જુદા ભાગોમા આજે ઘણા બધા ગુજરાતીઓ સ્થિર થયા છે આ ગુજરાતીભાષીઓ ઈંગ્લેન્ડમા, અમેરિકામા સ્વેચ્છાએ બહારથી આવી વિદેશમા વસેલી પ્રજા તરીકે રહે છે તેઓની અનુભૂતિ બે સસ્કૃતિઓ વચ્ચે વિભક્ત થયેલી છે આ વિદેશમા વસેલા ગુજરાતીઓ સર્જનાત્મક

પરિભાષામાં પોતાને વ્યક્ત કરવા ઝંખે છે. તેમની પાસે એક નવો જ અનુભવ છે, જે અભિવ્યક્તિ માગી રહ્યો છે. કદાચ એ વડે આ ખાઈ પુરાય, એટલું જ નહિ, શક્ય છે કે, આ નવા આગામી ફાલને પરિણામે એક નવા સાહિત્યની પરંપરા ઊભી થાય. આ સાહિત્યમાં એ સંકુલતા અને સમૃદ્ધિ હશે જેની ઊણપ વિશે અત્યારના વિદગ્ધ અને અગ્રિમ ગુજરાતી વિવેચકો ફરિયાદ કરતા રહ્યા છે. કદાચ આ નવા સંદર્ભમાં એવી વિવેચનાત્મક આબોહવા બંધાય જે પોતાની પશ્ચિમ પરસ્તી છોડી હવે સ્વકીય સર્જનાત્મક લખાણ તરફ વળે (વિશેષ માટે જુઓ, 'વિવેચનની આબોહવા', પૃ. ૧–૮).

## અવસાન-નોંધ

ગુજરાતીના પીઢ અધ્યાપક, કવિ અને અભ્યાસી શ્રી વ્રજલાલ દવેનું તાજેતરમાં અવસાન થયું. સામાજિક કાર્યકર અને લેખિકા શ્રી લાભુબહેન મહેતા પણ અવસાન પામ્યાં. આ બંનેએ પોતપોતાનાં ક્ષેત્રોમાં નોંધપાત્ર પ્રદાન કર્યું હતું. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અને એમનાં કુટુંબીજનોને આ દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

## સ્વ. આચાર્ય અમૃતલાલ યાજ્ઞિક સ્મૃતિ ગ્રંથ

જાણીતા સાહિત્યકાર શ્રી ચંદુલાલ સેલારકાએ તેમની ષષ્ટિપૂર્તિ પ્રસંગે તેમનાં પત્નીને નામે 'શ્રીમતી વિનોદિની ચંદુલાલ સેલારકા સંશોધન અને ગ્રંથ પ્રકાશન' યોજના માટે રૂપિયા એક લાખનું અનુદાન SPRJ-કન્યાશાળા ટ્રસ્ટ, કામા લેન, ઘાટકોપર, મુંબઈ ૪૦૦ ૦૮૬ને આપેલું. એ યોજનામાં પ્રસિદ્ધ કેળવણીકાર અને સાહિત્યકાર સ્વ. અમૃતલાલ યાજ્ઞિકની સ્મૃતિમાં એક અધ્યયન-સ્મૃતિગ્રંથ પ્રગટ કરવાનું નક્કી થયું છે. સ્વ. યાજ્ઞિક સાહેબના વ્યક્તિત્વનાં વિવિધ પાસાં અને તેમનાં પુસ્તકો વિશે સંસ્મરણાત્મક અને વિવેચનાત્મક લેખો ઉપરના સરનામે ગ્રંથના એક સંપાદક પ્રાચાર્યા શ્રી પ્રણયબહેન કોટીચાને મોકલી આપવાનું જણાવાયું છે. આ પ્રકાશન-યોજનામાં શ્રી સેલારકાની વિવિધ કૃતિઓમાંથી સંકલિત કરેલ 'વિચારમૌક્તિકો', પુસ્તક પણ ટૂંક સમયમાં પ્રગટ થશે.

## ચંદુલાલ સેલારકા સાહિત્યિક પારિતોષિક

'ઉદ્દેશ'માં દર વર્ષે પ્રગટ થયેલ શ્રેષ્ઠ સાહિત્યકૃતિને રૂ. ૫૦૧નું આ પારિતોષિક આપવાનું નક્કી થયું છે. આ વર્ષે ઑગસ્ટ '૯૩થી જુલાઈ '૯૪ સુધીમાં પ્રગટ થયેલ કૃતિને આ પારિતોષિક અપાશે. પછી દર વર્ષે 'ઉદ્દેશ'ના વર્ષ પ્રમાણે (ઑગસ્ટથી જુલાઈ) પ્રગટ થયેલ કૃતિને એ આપવામાં આવશે અને 'ઉદ્દેશ'માં એની જાહેરાત થશે.

## સ્વામી આનંદનાં પુસ્તકો સસ્તી કિંમતે

ગુજરાતના સમર્થ ગદ્યકાર સ્વામી આનંદનાં પુસ્તકો 'ઉત્તરાપથની યાત્રા', 'ચરિત્રનો દેશ', 'કુળકથાઓ', 'ધરતીનું લૂણ', 'સંતોના અનુજ', 'હિમાલયનાં તીર્થધામો', 'ઈશુનું બલિદાન', 'બચપણનાં બાર વરસ', 'સમાજચિંતન અને બીજા લેખો' એમ કુલ નવ પુસ્તકો છાપેલી કિંમત રૂ. ૨૭૦નો સંપુટ તા. ૧૫–૧૦–'૯૪ સુધી ખરીદનારને રૂ. ૧૭૦માં મળશે. સંપર્ક : અક્ષરભારતી, ૫ રાજ ગુલાબ, ભૂજ (કચ્છ) ૩૭૦ ૦૦૧ અને અક્ષરભારતી પુસ્તક ભંડાર, ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ ૩૮૦ ૦૦૯



# સદ્ગત તર્કતીર્થ શ્રી લક્ષ્મણશાસ્ત્રી જોશી

મ અ. મેહેંદળે

એક ઉચ્ચ કોટિના વિચારવત અને સસ્કૃત શાસ્ત્રોના જ્યેષ્ઠ જાણકાર તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશીનુ ૨૭મી મે, ૧૯૯૪ના દિવસે દુખદ દેહાવસાન થયુ. તે દિવસે સૂરજ ઊગતા પહેલા જ એક પ્રજ્ઞા ભાસ્કરનો અસ્ત થયો !

શાસ્ત્રીજીનો જન્મ સન ૧૯૦૧મા ધુળે જિલ્લામા આવેલા પીંપળનેર ગામે થયો. સસ્કૃત ભાષાનુ પહેલુ અધ્યયન તેઓએ પોતાના પિતાશ્રીના માર્ગદર્શન નીચે કર્યું ચૌદ વર્ષના થયા ત્યારે શાસ્ત્રીજી વાઈની (જિલ્લા સતારા) પ્રાજ્ઞ પાઠશાળામા દાખલ થયા ત્યા કેવલાનદ સરસ્વતી (પૂર્વાશ્રમના શ્રી નારાયણશાસ્ત્રી મરાઠે) જેવા ગુરુ ભાગ્યવશાત્ તેમને મળ્યા ગુરુ પાસે તેમણે ન્યાય, મીમાસા, વેદાત જેવા પ્રાચીન શાસ્ત્રોનુ તલસ્પર્શી જ્ઞાન મેળવ્યુ. આવી પ્રગત અવસ્થામા તેઓ વારાણસી ગયા અને ત્યાના પડિતો પાસે ન્યાયશાસ્ત્રનુ વિશેષ અધ્યયન કર્યુ. આટલુ જ્ઞાન સપાદન કર્યા પછી તેમણે કલકત્તાની સસ્કૃત મહાવિદ્યાલયની તર્કતીર્થ પદવી મેળવી (૧૯૨૩) મહારાષ્ટ્રમા શાસ્ત્રીજી 'તર્કતીર્થ' નામે જ ઓળખાતા.

અધ્યયન પૂરુ થતા શાસ્ત્રીજી વાઈ પાછા ફર્યા અને પ્રાજ્ઞ પાઠશાળામા શિક્ષક તરીકે જોડાયા ત્યાર પછી શાસ્ત્રીજી અત સુધી વાઈકરજ બની ગયા

સન ૧૯૧૭મા શ્રી વિનોબા ભાવે કેવલાનદ સરસ્વતી પાસે વેદાતનુ અધ્યયન કરવા આવ્યા ત્યારે તર્કતીર્થનો તેમની સાથે સબધ જોડાયો. વિનોબા પાસે તે અગ્રેજી શીખ્યા અને અગ્રેજી ભાષામા લખાયેલા ગ્રથોનુ વિશાળ ક્ષેત્ર તેમના માટે ખુલ્લુ થઈ ગયુ

પ્રાજ્ઞ પાઠશાળામા પ્રાચીન દર્શનોનો અભ્યાસ પરપરાગત શાસ્ત્રીય પદ્ધતિથી થતો હોવા છતા ત્યાનુ વાતાવરણ સનાતની અને સુધારણાને પ્રતિકૂળ ન હતુ. રાજકીય દષ્ટિએ ત્યાંનુ વાતાવરણ રાષ્ટ્રીય હતુ. શાસ્ત્રીજી સન ૧૯૨૧મા બારડોલી આશ્રમમા રહ્યા તેથી ગાધીવિચાર સાથે તેમનો સારો સપર્ક થયો. ૧૯૩૦ અને ૧૯૩૨મા સવિનયભગના આદોલનમા ભાગ લેવા માટે તેમને બેનાર છ છ માસની જેલ ભોગવવી પડી. મહાત્માજીએ અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય હાથમા લીધુ ત્યારે તે કાર્ય માટે ઉપયોગી થાય એવા શાસ્ત્રવચનો શાસ્ત્રીજીએ તેમને કાઢી આપ્યા ત્યારથી તેઓ રાષ્ટ્રીય ધર્મજ્ઞ અને તત્ત્વજ્ઞની ભૂમિકા ભજવી રહ્યા. સૌરાષ્ટ્રના સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર થયો (૧૯૫૧) ત્યારે મુખ્ય પુરોહિતનુ કામ સભાળવાની જવાબદારી શાસ્ત્રીજીને સોપવામા આવી. ધર્મસુધારણાઓનુ સમર્થન તે છેલ્લા શ્વાસ સુધી કરતા રહ્યા.

સન ૧૯૩૬ પછી તેઓ ભાઈ માનવેન્દ્ર રોયના સપર્કમા આવ્યા. રેડિકલ ડેમોક્રેટિક પાર્ટીનો તેમના પર ઘણો પ્રભાવ હતો અને પાર્ટીના એ સદસ્ય થયા. એ ગાળામા તે રોયિસ્ટ તરીકે ઓળખાતા. પાર્ટી સાથેનો સબધ ૧૯૪૮ સુધી રહ્યો અને ત્યાર પછી તેઓ પાછા કોગ્રેસ તરફ દોરવાયા. તોયે ચૂટણીના રાજકારણમા તેમણે રસ લીધો નહિ એક વિચારવત તરીકે તેમનુ કાર્ય છેવટ સુધી સલાહ આપવાનુ રહ્યુ વર્તમાન સ્થિતિમા જણાતી રાજકીય, સામાજિક, ધાર્મિક સમસ્યાઓના ઉકેલ માટે પારપરિક ભારતીય શાસ્ત્રો અને આધુનિક પાશ્ચાત્ય શાસ્ત્રોનો વિચાર કરી પ્રયત્ન કરવાનુ કામ તેમણે જારી રાખ્યુ.

વાઈની પ્રાજ્ઞ પાઠશાળામા ભણાવવાનુ કામ શરૂ કર્યા પછી શાસ્ત્રીજીએ તે પાઠશાળાને એક વ્યાપક સાસ્કૃતિક કેન્દ્ર બનાવવાનુ નક્કી કર્યું પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે તેમણે વસતિગૃહ ખોલ્યુ. સાથે સાથે હાથબનાવટના કાગળ બનાવવાનુ કારખાનુ અને છાપખાનુ પણ તેમણે શરૂ કર્યું.

પ્રાજ્ઞ પાઠશાળાએ અંગીકાર કરેલાં કામોમાં સંશોધનક્ષેત્રમાં ધર્મકોશ તૈયાર કરી તેના પ્રકાશનનું કામ પ્રમુખ હતું. તેના મુખ્ય સંપાદક શાસ્ત્રીજી ૧૯૩૪થી રહ્યા. પ્રકાશનનું કામ ૧૯૩૭માં શરૂ થયું અને અત્યાર સુધી ધર્મકોશના વીસ ખંડ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે (પહેલા વ્યવહાર કાણ્ડના ત્રણ ભાગ, બીજા ઉપનિષત્કાણ્ડના ચાર ભાગ, ત્રીજા સંસ્કારકાણ્ડના છ ભાગ, ચોથા રાજનીતિકાણ્ડના છ ભાગ અને પાંચમા વર્ણાશ્રમધર્મકાણ્ડનો પહેલો ભાગ ૧૯૮૮).

મહારાષ્ટ્ર રાજ્ય સાહિત્ય સંસ્કૃતિ મંડળ સન ૧૯૬૦માં સ્થપાયું. શરૂઆતથી ૧૯૮૦ સુધી શાસ્ત્રીજી મંડળના અધ્યક્ષ રહ્યા. આ મંડળે જ્યારે મરાઠી વિશ્વકોશનું કામ હાથ પર લેવાનું નક્કી કર્યું ત્યારે તેના પ્રમુખ સંપાદકનું કામ પણ શાસ્ત્રીજીને સોંપવામાં આવ્યું. વિશ્વકોશનું પ્રકાશન ૧૯૭૬થી શરૂ થયું. અત્યાર સુધી (૧૯૮૯) તેના ૧૪ ખંડો છપાયા છે. મરાઠીમાં પહેલો જ્ઞાનકોશ ડૉ. શ્રી. વ્યં. કેતકરે પૂરો કર્યો (૧૯૨૦–૧૯૨૭). ત્યાર પછી બધાં જ ક્ષેત્રોમાં જ્ઞાનવિજ્ઞાનની જે પ્રગતિ થઈ તે ધ્યાનમાં લેતાં નવા વિશ્વકોશની જરૂર હતી.

શાસ્ત્રીજીની ગ્રંથસંપદામાં 'વૈદિક સંસ્કૃતિનો વિકાસ'(પહેલી આવૃત્તિ ૧૯૫૧, બીજી આવૃત્તિ ૧૯૭૪)નો ખાસ ઉલ્લેખ કરવો ઘટે. એ ગ્રંથમાં તેમણે વૈદિક તથા ઇતિહાસ-પુરાણ અને રામાયણની સંસ્કૃતિ, બૌદ્ધ અને જૈન ધર્મોનું કાર્ય અને આધુનિક ભારતમાં થયેલા સાંસ્કૃતિક આંદોલનની સમીક્ષા કરી છે. સાહિત્ય અકાદમીનો પુરસ્કાર પ્રાપ્ત થયેલું મરાઠી ભાષાનું તે પહેલું પુસ્તક છે..એમના બીજા ગ્રંથોમાં આનંદમીમાંસા (૧૯૩૮), 'હિંદુ ધર્મસમીક્ષા' (બીજી આવૃત્તિ ૧૯૪૨), મહાત્મા જ્યોતિબા ફૂલેનું ચરિત્ર (૧૯૪૭), આધુનિક મરાઠી સાહિત્યની સમીક્ષા અને રસસિદ્ધાન્ત (૧૯૭૩), એવા ગ્રંથોની ગણના થાય. 'હિંદુ ધર્મસમીક્ષા'નું અંગ્રેજી ભાષાંતર *(A Critique of Hinduism)* શ્રી ગોવર્ધન પારીખ સાહેબે કર્યું છે.

ગ્રંથો ઉપરાંત શાસ્ત્રીજીએ અનેક પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખી છે. ઇતિહાસાચાર્ય રાજવાડે અને લોકમાન્ય ટિળકના લેખસંગ્રહોનું સંપાદન કરતી વેળા તેમણે લખેલી બે પ્રસ્તાવનાઓનો ખાસ ઉલ્લેખ કરી શકાય. તે સિવાય એમણે ઘણા છૂટાછવાયા લેખો લખ્યા છે. તેમાંથી કેટલાક નિબંધોનો એક સંગ્રહ 'વિચારશિલ્પ'-નામે શ્રી રા. ગ. જાધવસાહેબે ૧૯૭૫માં પ્રસિદ્ધ કર્યો છે. તેની પ્રસ્તાવનામાં શ્રી જાધવસાહેબે શાસ્ત્રીજીએ ગાંધીયુગમાં એક કર્મયોગી વિચારવંત તરીકે કરેલા કાર્યની માહિતી આપી છે.

ત્યાર પછી એમના બધા જ લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું શ્રી વિદ્યા પ્રકાશન સંસ્થાએ નિર્ધાર્યું અને તેનો પહેલો ખંડ ૧૯૮૨માં પ્રસિદ્ધ થયો. કેટલાંક સંમેલનો, ઉત્સવો, શિબિરો અને સભાઓમાં શાસ્ત્રીજીએ જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં છે. એ ભાષણો પ્રસિદ્ધ કરી શકાય તો શાસ્ત્રીજીની વિચારસંપદાનું અનોખું અંગ તેમાં જોવા મળે.

શાસ્ત્રીજીના મોટા ભાઈ વેણીમાધવ શાસ્ત્રી આયુર્વેદાચાર્ય તરીકે પ્રસિદ્ધ હતા. શાસ્ત્રીજીનો વિવાહ ૧૯૨૭માં સત્યવતીબહેન સાથે થયો. 'સત્યવતી કાકૂ' નામે તેઓ જાણીતાં હતાં. તેમને બે પુત્રો અને બે પુત્રીઓ છે.

શાસ્ત્રીજીએ ઘણાં સન્માન મેળવ્યાં છે. તેમાં મુંબઈ વિદ્યાપીઠની LL. D.(૧૯૭૫), ભારત સરકાર તરફથી મળેલો સંસ્કૃત પંડિત પુરસ્કાર (૧૯૭૩) અને પદ્મભૂષણ (૧૯૭૬) એવાં સન્માનોનો ઉલ્લેખ કરી શકાય. 'પ્રજ્ઞાઞ્જલિ' નામનો એક અભિનંદન ગ્રંથ ૧૯૮૫માં તેમને અર્પણ થયો છે.

શાસ્ત્રીજીના નિધનથી એક રસિક પ્રકાંડ પંડિત આપણી વચ્ચેથી વિદાય થઈ કોઈ અજ્ઞેય યાત્રા માટે ઊપડી ગયા છે.

(મુખ્ય આધાર : વિશ્વકોશમાં પ્રસિદ્ધ થયેલી નોંધ)

❒

# સદ્ગત તર્કતીર્થ શ્રી લક્ષ્મણશાસ્ત્રી જોશી

મ અ મેહેદળે

એક ઉચ્ચ કોટિના વિચારવત અને સસ્કૃત શાસ્ત્રોના જ્યેષ્ઠ જાણકાર તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશીનુ ૨૭મી મે, ૧૯૯૪ના દિવસે દુખદ દેહાવસાન થયુ. તે દિવસે સૂરજ ઊગતા પહેલા જ એક પ્રજ્ઞા ભાસ્કરનો અસ્ત થયો !

શાસ્ત્રીજીનો જન્મ સન ૧૯૦૧મા ધુળે જિલ્લામા આવેલા પીંપળનેર ગામે થયો. સસ્કૃત ભાષાનુ પહેલુ અધ્યયન તેઓએ પોતાના પિતાશ્રીના માર્ગદર્શન નીચે કર્યું ચૌદ વર્ષના થયા ત્યારે શાસ્ત્રીજી વાઈની (જિલ્લા સતારા) પ્રાજ્ઞ પાઠશાળામા દાખલ થયા ત્યા કેવલાનદ સરસ્વતી (પૂર્વાશ્રમના શ્રી નારાયણશાસ્ત્રી મરાઠે) જેવા ગુરુ ભાગ્યવશાત્ તેમને મળ્યા ગુરુ પાસે તેમણે ન્યાય, મીમાસા, વેદાત જેવા પ્રાચીન શાસ્ત્રોનુ તલસ્પર્શી જ્ઞાન મેળવ્યુ આવી પ્રગત અવસ્થામા તેઓ વારાણસી ગયા અને ત્યાના પડિતો પાસે ન્યાયશાસ્ત્રનુ વિશેષ અધ્યયન કર્યું. આટલુ જ્ઞાન સપાદન કર્યા પછી તેમણે કલકત્તાની સસ્કૃત મહાવિદ્યાલયની તર્કતીર્થ પદવી મેળવી (૧૯૨૩) મહારાષ્ટ્રમા શાસ્ત્રીજી 'તર્કતીર્થ' નામે જ ઓળખાતા.

અધ્યયન પૂરુ થતા શાસ્ત્રીજી વાઈ પાછા ફર્યા અને પ્રાજ્ઞ પાઠશાળામા શિક્ષક તરીકે જોડાયા ત્યાર પછી શાસ્ત્રીજી અત સુધી વાઈકરજ બની ગયા.

સન ૧૯૧૭મા શ્રી વિનોબા ભાવે કેવલાનદ સરસ્વતી પાસે વેદાતનુ અધ્યયન કરવા આવ્યા ત્યારે તર્કતીર્થનો તેમની સાથે સબધ જોડાયો. વિનોબા પાસે તે અગ્રેજી શીખ્યા અને અગ્રેજી ભાષામા લખાયેલા ગ્રથોનુ વિશાળ ક્ષેત્ર તેમના માટે ખુલ્લુ થઈ ગયુ.

પ્રાજ્ઞ પાઠશાળામા પ્રાચીન દર્શનોનો અભ્યાસ પરપરાગત શાસ્ત્રીય પદ્ધતિથી થતો હોવા છતા ત્યાનુ વાતાવરણ સનાતની અને સુધારણાને પ્રતિકૂળ ન હતુ. રાજકીય દૃષ્ટિએ ત્યાનુ વાતાવરણ રાષ્ટ્રીય હતુ. શાસ્ત્રીજી સન ૧૯૨૧મા બારડોલી આશ્રમમા રહ્યા તેથી ગાધીવિચાર સાથે તેમનો સારો સપર્ક થયો. ૧૯૩૦ અને ૧૯૩૨મા સવિનયભગના આદોલનમા ભાગ લેવા માટે તેમને બેવાર છ છ માસની જેલ ભોગવવી પડી. મહાત્માજીએ અસ્પૃશ્યતાનિવારણનુ કાર્ય હાથમા લીધુ ત્યારે તે કાર્ય માટે ઉપયોગી થાય એવા શાસ્ત્રવચનો શાસ્ત્રીજીએ તેમને કાઢી આપ્યા. ત્યારથી તેઓ રાષ્ટ્રીય ધર્મજ્ઞ અને તત્ત્વજ્ઞની ભૂમિકા ભજવી રહ્યા. સૌરાષ્ટ્રના સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર થયો (૧૯૫૧) ત્યારે મુખ્ય પુરોહિતનુ કામ સભાળવાની જવાબદારી શાસ્ત્રીજીને સોપવામાં આવી. ધર્મસુધારણાઓનુ સમર્થન તે છેલ્લા શ્વાસ સુધી કરતા રહ્યા.

સન ૧૯૩૬ પછી તેઓ ભાઈ માનવેન્દ્ર રોયના સપર્કમા આવ્યા. રેડિકલ ડેમોક્રેટિક પાર્ટીનો તેમના પર ઘણો પ્રભાવ હતો અને પાર્ટીના એ સદસ્ય થયા. એ ગાળામા તે રોયિસ્ટ તરીકે ઓળખાતા. પાર્ટી સાથેનો સબધ ૧૯૪૮ સુધી રહ્યો અને ત્યાર પછી તેઓ પાછા કોગ્રેસ તરફ દોરવાયા. તોયે ચૂટણીના રાજકારણમા તેમણે રસ લીધો નહિ એક વિચારવત તરીકે તેમનુ કાર્ય છેવટ સુધી સલાહ આપવાનુ રહ્યુ વર્તમાન સ્થિતિમા જણાતી રાજકીય, સામાજિક, ધાર્મિક સમસ્યાઓના ઉકેલ માટે પારપરિક ભારતીય શાસ્ત્રો અને આધુનિક પાશ્ચાત્ય શાસ્ત્રોનો વિચાર કરી પ્રયત્ન કરવાનુ કામ તેમણે જારી રાખ્યુ.

વાઈની પ્રાજ્ઞ પાઠશાળામા ભણાવવાનુ કામ શરૂ કર્યા પછી શાસ્ત્રીજીએ તે પાઠશાળાને એક વ્યાપક સાસ્કૃતિક કેન્દ્ર બનાવવાનુ નક્કી કર્યું પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે તેમણે વસતિગૃહ ખોલ્યુ. સાથે સાથે હાથબનાવટના કાગળ બનાવવાનુ કારખાનુ અને છાપખાનુ પણ તેમણે શરૂ કર્યું.

પ્રાજ્ઞ પાઠશાળાએ અંગીકાર કરેલાં કામોમાં સંશોધનક્ષેત્રમાં ધર્મકોશ તૈયાર કરી તેના પ્રકાશનનું કામ પ્રમુખ હતું. તેના મુખ્ય સંપાદક શાસ્ત્રીજી ૧૯૩૪થી રહ્યા. પ્રકાશનનું કામ ૧૯૩૭માં શરૂ થયું અને અત્યાર સુધી ધર્મકોશના વીસ ખંડ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે (પહેલા વ્યવહાર કાણ્ડના ત્રણ ભાગ, બીજા ઉપનિષત્કાણ્ડના ચાર ભાગ, ત્રીજા સંસ્કારકાણ્ડના છ ભાગ, ચોથા રાજનીતિકાણ્ડના છ ભાગ અને પાંચમા વર્ણાશ્રમધર્મકાણ્ડનો પહેલો ભાગ ૧૯૮૮).

મહારાષ્ટ્ર રાજ્ય સાહિત્ય સંસ્કૃતિ મંડળ સન ૧૯૬૦માં સ્થપાયું. શરૂઆતથી ૧૯૮૦ સુધી શાસ્ત્રીજી મંડળના અધ્યક્ષ રહ્યા. આ મંડળે જ્યારે મરાઠી વિશ્વકોશનું કામ હાથ પર લેવાનું નક્કી કર્યું ત્યારે તેના પ્રમુખ સંપાદકનું કામ પણ શાસ્ત્રીજીને સોંપવામાં આવ્યું. વિશ્વકોશનું પ્રકાશન ૧૯૭૬થી શરૂ થયું. અત્યાર સુધી (૧૯૮૯) તેના ૧૪ ખંડો છપાયા છે. મરાઠીમાં પહેલો જ્ઞાનકોશ ડૉ. શ્રી. વ્યં. કેતકરે પૂરો કર્યો (૧૯૨૦-૧૯૨૭). ત્યાર પછી બધાં જ ક્ષેત્રોમાં જ્ઞાનવિજ્ઞાનની જે પ્રગતિ થઈ તે ધ્યાનમાં લેતાં નવા વિશ્વકોશની જરૂર હતી.

શાસ્ત્રીજીની ગ્રંથસંપદામાં 'વૈદિક સંસ્કૃતિનો વિકાસ'(પહેલી આવૃત્તિ ૧૯૫૧, બીજી આવૃત્તિ ૧૯૭૪)નો ખાસ ઉલ્લેખ કરવો ઘટે. એ ગ્રંથમાં તેમણે વૈદિક તથા ઇતિહાસ-પુરાણ અને રામાયણની સંસ્કૃતિ, બૌદ્ધ અને જૈન ધર્મોનું કાર્ય અને આધુનિક ભારતમાં થયેલા સાંસ્કૃતિક આંદોલનની સમીક્ષા કરી છે. સાહિત્ય અકાદમીનો પુરસ્કાર પ્રાપ્ત થયેલું મરાઠી ભાષાનું તે પહેલું પુસ્તક છે..એમના બીજા ગ્રંથોમાં આનંદમીમાંસા (૧૯૩૮), 'હિંદુ ધર્મસમીક્ષા' (બીજી આવૃત્તિ ૧૯૪૨), મહાત્મા જ્યોતિબા ફૂલેનું ચરિત્ર (૧૯૪૭), આધુનિક મરાઠી સાહિત્યની સમીક્ષા અને રસસિદ્ધાન્ત (૧૯૭૩), એવા ગ્રંથોની ગણના થાય. 'હિંદુ ધર્મસમીક્ષા'નું અંગ્રેજી ભાષાંતર *(A Critique of Hinduism)* શ્રી ગોવર્ધન પારીખ સાહેબે કર્યું છે.

ગ્રંથો ઉપરાંત શાસ્ત્રીજીએ અનેક પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખી છે. ઇતિહાસાચાર્ય રાજવાડે અને લોકમાન્ય ટિળકના લેખસંગ્રહોનું સંપાદન કરતી વેળા તેમણે લખેલી બે પ્રસ્તાવનાઓનો ખાસ ઉલ્લેખ કરી શકાય. તે સિવાય એમણે ઘણા છૂટાછવાયા લેખો લખ્યા છે. તેમાંથી કેટલાક નિબંધોનો એક સંગ્રહ 'વિચારશિલ્પ'-નામે શ્રી રા. ગ. જાધવસાહેબે ૧૯૭૫માં પ્રસિદ્ધ કર્યો છે. તેની પ્રસ્તાવનામાં શ્રી જાધવસાહેબે શાસ્ત્રીજીએ ગાંધીયુગમાં એક કર્મયોગી વિચારવંત તરીકે કરેલા કાર્યની માહિતી આપી છે.

ત્યાર પછી એમના બધા જ લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું શ્રી વિદ્યા પ્રકાશન સંસ્થાએ નિર્ધાર્યું અને તેનો પહેલો ખંડ ૧૯૮૨માં પ્રસિદ્ધ થયો. કેટલાંક સંમેલનો, ઉત્સવો, શિબિરો અને સભાઓમાં શાસ્ત્રીજીએ જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં છે. એ ભાષણો પ્રસિદ્ધ કરી શકાય તો શાસ્ત્રીજીની વિચારસંપદાનું અનોખું અંગ તેમાં જોવા મળે.

શાસ્ત્રીજીના મોટા ભાઈ વેણીમાધવ શાસ્ત્રી આયુર્વેદાચાર્ય તરીકે પ્રસિદ્ધ હતા. શાસ્ત્રીજીનો વિવાહ ૧૯૨૭માં સત્યવતીબહેન સાથે થયો. 'સત્યવતી કાકૂ' નામે તેઓ જાણીતાં હતાં. તેમને બે પુત્રો અને બે પુત્રીઓ છે.

શાસ્ત્રીજીએ ઘણાં સન્માન મેળવ્યાં છે. તેમાં મુંબઈ વિદ્યાપીઠની LL. D.(૧૯૭૫), ભારત સરકાર તરફથી મળેલો સંસ્કૃત પંડિત પુરસ્કાર (૧૯૭૩) અને પદ્મભૂષણ (૧૯૭૬) એવાં સન્માનોનો ઉલ્લેખ કરી શકાય. 'પ્રજ્ઞાગ્જલિ' નામનો એક અભિનંદન ગ્રંથ ૧૯૮૫માં તેમને અર્પણ થયો છે.

શાસ્ત્રીજીના નિધનથી એક રસિક પ્રકાંડ પંડિત આપણી વચ્ચેથી વિદાય થઈ કોઈ અજ્ઞેય યાત્રા માટે ઊપડી ગયા છે.

(મુખ્ય આધાર : વિશ્વકોશમાં પ્રસિદ્ધ થયેલી નોંધ)

❑

# અબોલા રાણીની કથાનો મર્મ

મકરન્દ દવે

[ હમણાં આપણા કવિ શ્રી મકરન્દ દવેને મધ્યકાલીન કથાઓમાં રસ પડ્યો છે. તેમનો એક લેખ 'અબોલા રાણીની કથાનો મર્મ' આ પછીનાં પાનાંમાં મૂક્યો છે. આ અંગે તેમણે મુનિશ્રી પ્રદ્યુમ્નવિજયજીને પત્ર લખેલો તેની નકલ મુનિશ્રીએ મને મોકલી આપી છે. શ્રી મકરન્દભાઈના અભિગમને સમજવામાં એ ઉપકારક નીવડશે એમ માની એ પત્ર નીચે આપ્યો છે.

— તંત્રી

નંદિગ્રામ
તા. ૨૧-૧-'૯૪

પ્રિય મુનિશ્રી,

તમારા તરફથી આજે એક રત્નભંડાર મારા હાથમાં આવ્યો. 'મધ્યકાલીન ગુજરાતી જૈન સાહિત્ય'ની બે નકલ એક ભાઈ આપી ગયા. આ સાહિત્યની સાહિત્યિક ગુણવત્તા સાક્ષરો જે ગણાવે તે પણ મને તો આમાં આધ્યાત્મિક સાધના અને સિદ્ધિના સંકેતો જ જોવા મળે છે. ભાયાણી સાહેબે પ્રસ્તાવનામાં ચીંધ્યું છે તેમ આ સમયની રચનાઓનાં પ્રયોજનો વ્યાવહારિક તેમ ઉચ્ચતર બંને — તેનું મૂલ્યાંકન કરતાં નજર સમક્ષ રાખવાં જોઈએ. વ્યાવહારિક નામે તો મારે ખાતે મોટું મીંડું છે. પણ અધ્યાત્મસંકેતોનાં મોતી આ કથાઓમાં વેરાયેલાં જોઉં છું. એમ થાય છે કે તમે પાસે હોત તો આપણે બંને ઊંડી ડૂબકીઓ મારી આ મોતી બહાર લાવત.

*મરજીવા સો મોતી લાવે*
*ઉપર રહે સો તારા*
*ધીકા સ્વાદ જિહ્વા હી જાણે*
*ક્યૂં કહે મીઠા ખારા ?*

તરવૈયા ને ડૂબકિયામાં આટલી તફાવત. અનુભવમાં આવે એનું વર્ણન નથી થઈ શકતું પણ સંકેતો દ્વારા તેની કાંઈક ઝાંખી કરાવી શકાય છે અને એને અણસારે પાધરા ચાલે તે મૂળ મુકામે પહોંચી પણ જાય છે.

જૈન મુનિઓ કથા રચે ત્યારે તેમાં લોકરંજન કે લોકભંજન નથી હોતું પણ લૌકિક વાણીમાં અલૌકિક લોકમંજન હોય છે. હજુ તો પુસ્તક ઉઘાડ્યું અને ઉદયભાનુરચિત 'વિક્રમચરિત્ર' રાસ જોઈ ગયો. થોડા દિવસ પહેલાં જ સુભાષ દવેનો પત્ર હતો અને હમણાં હું 'બત્રીસ પૂતળીની વારતા' વાંચું છું. એટલે ઉદયભાનુ કેવોક પ્રકાશ પાથરે છે તે જોવાનું મન થયું. વિક્રમના સિંહાસનની પૂતળીઓ માત્ર વારતા કરી સજીવન થતી નથી પણ તેમની કથા બરાબર સાંભળવામાં આવે તો સજીવન કરે છે. આવો સંદેશો વિક્રમચરિત્રમાં પણ છે. લખવાનું મન તો થઈ આવે પણ શરીરની શક્તિ ને સમયના ગાળા પર લગામ લાગી ગઈ છે. સુભાષભાઈ મિત્ર છે. તેમને લખવાનો છું કે આ કથાની ચાવીઓ ક્યાં રહી છે તે જાણી, ખજાનાને બહાર કાઢીએ. તમે મને જે રત્નો મોકલ્યાં તેનું મૂલ કરવાનું મારું ગજું નથી. કેટલા ધન્યવાદ આપું ?

આ માત્ર પહોંચ નથી. પણ તમારે માટે 'આંગળી દેતાં પહોંચું પકડવા'નો મારો દાવ છે. હું તો શરીરે સાવ 'સ્થાનકવાસી' અને તમે પદયાત્રી. કેમ મેળ ખાય ! ક્યારે ? લખશો.

સ્નેહધન્ય
મકરન્દ]

*

## [પહેલી આંતર કથા]

કેટલીક મધ્યકાલીન કથાઓ વાંચતાં થયું કે તેમાં માત્ર લોકરંજન, નીતિબોધ, બુદ્ધિચાતુર્ય અને ધર્મોપદેશ જ નથી, પણ પોતાની આંતરિક ચેતનાનો પરિચય અને વિકાસ કરવા માગતા સાધક માટે ઊજળી કેડીઓ કંડારવામાં આવી છે. આ કથાઓમાં આવતાં અતિશયોક્તિભર્યાં વર્ણનો કે અદ્ભુત પ્રસંગો લોકોમાં રહેલા બાળમાનસને ગેલમાં લાવી દેવા માટે નથી પણ ખરેખર પ્રાણનું જોખમ ખેડતા આંતરિક યાત્રી માટે વાસ્તવિક પરિસ્થિતિનું ચિત્રાત્મક નિરૂપણ છે.

આવા એક મહાયોગીનો જ દાખલો લઈએ. શાક્યકુમાર સિદ્ધાર્થની શોધયાત્રા, તપશ્ચર્યા, બોધિપ્રાપ્તિ, વિહાર અને અંતે ગૌતમ બુદ્ધ તરીકે નિર્વાણની કથા 'બુદ્ધચરિત'માં આલેખી શકાય. પણ એ બુદ્ધને પૂરો ન્યાય ન આપી શકે. એ માટે તો 'બુદ્ધલીલા'ને શરણે જવું પડે. મનુષ્યમાં રહેલા કાળા નમૂચી મારની પ્રબળ મોહિની અને પ્રચંડ મારક શક્તિનો ખરો ખેલ ને ખરો ખ્યાલ તો આ લીલાચરિત્ર જ આપી શકે. મનુષ્યના જીવનમાં કેટલુંક જ્ઞાત છે, એથી વધુ અજ્ઞાત છે અને એથીયે વધુ અજ્ઞેયનો મહાસાગર છે. જન્મ અને મૃત્યુના બે કાંઠા ભેદીને જેને અખંડ જીવનનું દર્શન કરાવવું છે તેણે વાસ્તવની સાથે પરા વાસ્તવની નાડ પારખવી રહી. લૌકિક કથાઓમાં આમ લોકોત્તર જીવનનાં મોજાં ઊછળી આવતાં હોય છે.

પૌરાણિક કે મધ્યકાલીન બધી જ કથાઓમાં આત્મદર્શનની સોનાની ખાણો છે એમ કહેવાનો મારો આશય નથી. સમયના પ્રવાહ સાથે આ કથાઓમાં, મેલ, કચરો, કીચડ પણ સારા પ્રમાણમાં ભળી ગયા હોય છે. આ કથાઓનાં અનેક રૂપાંતરો મળી આવે છે. એમાં અનામી સર્જકોએ મનફાવે તેમ પ્રસંગો બદલ્યા છે, પાત્રો ઉપજાવી કાઢ્યાં છે, તો કોઈ મૂળ સ્રોતના પરખંદાએ અસલ સરવાણીયે શોધી કાઢી હોય છે. જૂનાં વહેણને નવેસરથી વહેતાં કરવાનું કે શિવજીના જટાજૂટમાં અટવાયેલી ગંગાને મેદાનમાં લાવવાનું કામ તેમણે બજાવ્યું છે. 'સિંહાસન બત્રીસી'ની કથાઓમાં શામળને હાથે વત્તાઓછા પ્રમાણમાં આવું કાર્ય થયું છે. નિર્જીવ પૂતળીઓને સંજીવની છાંટી તેણે જીવતી, બોલતી કરી છે અને એ ફરી આકાશમાં ઊડી જાય તે પહેલાં એને ઓળખી લેવાનું આપણને સોંપ્યું છે : 'સિંહાસન બત્રીસી'માં આવતી 'અબોલા રાણી'નો અંતરંગ પરિચય પામવા પ્રયત્ન કરીએ.

'અબોલા રાણી'ની કથા એ મૂળ રૂપે 'અબોલા વાણી'ની કથા છે. વાણીનાં ચાર સ્વરૂપો છે : મૌખિક એટલે કે વૈખરી, કંઠસ્થ તે મધ્યમા, હૃદયસ્થ એટલે કે પશ્યન્તી અને છેલ્લી નાભિસ્થ તે પરા વાણી. આ પરા વાણી તે જ અક્ષરાતીત, નિર્વાક્ પરમ મૌનમાં રહેલી ગુહાનિહિત અબોલા. અત્યંત સ્થૂળથી માંડી અત્યંત સૂક્ષ્મ સુધી આ વાણી કેવી રીતે પ્રગટતી આવે છે તેની પ્રક્રિયા આ કથામાં દર્શાવી છે. અબોલા ચાર પડદા પાછળ બેઠેલી છે. વાણીની ચાર ભૂમિકા જે સમજી શકે ને જીવી બતાવે તેની સમક્ષ તે પડદા હટાવે છે અને વાગીશ્વરી રૂપે પ્રગટ થઈ વરદાન આપે છે.

આ કથાના પ્રારંભથી જ કથાના રહસ્યખંડમાં લઈ જતી ચાવીઓ આપવામાં આવી છે. ચિત્રાંગદા પૂતળીનું નામ, તંબોળીની દુકાન, સંધ્યાકાળે પાન લેવા આવતી સુંદરી, તેની પાછળ ગુફામાં પ્રવેશી અબોલા રાણીના રાજ્યમાં બ્રાહ્મણનું આગમન, ત્યાંનું દૃશ્ય, આ બધી વસ્તુઓ સાંકેતિક છે. પ્રારંભના વેલબુટ્ટાને ઝીણી નજરે નિહાળવાનું પાછળથી રાખી વિક્રમે અબોલાને કેવી રીતે બોલતી કરી તે વાત્કળા જોઈ લઈએ. અબોલાને બોલતી કરવા અને તેને વરવા માટે ઘણા રાજકુમારો મથ્યા છે, પણ અબોલાની શરત પ્રમાણે નિષ્ફળ જતાં કેદમાં પડ્યા છે. વિક્રમને અબોલા રાણીની સખીઓએ ચેતવ્યા છે પણ વિક્રમે તેને બોલતી કરવાની હામ ભીડી છે. રાત પસાર કરવા વિક્રમ વાર્તા માંડે છે. અબોલા રાણીની સખીઓ અને પડદા પાછળ બેસી અબોલા પોતે કથા સાંભળે છે. વિક્રમ

અબોલાને હોંકારો દેવા કહે છે પણ રાણી માનતી નથી. વિક્રમ ચુપકેથી વેતાળને રાણીની ઝાલમાં પેસી હોકારો આપવાનું સૂચવી રાખે છે. વિક્રમ કહે છે, રાણી નહિ તો રાણીએ કાનમાં પહેરેલી ઝાલ હોકારો આપશે. રાતના ચાર પહોર સુધી-એક એક પહોર વિક્રમ ચાર વાર્તા કહે છે. પહેલી વાર્તાનો સારભાગ નીચે પ્રમાણે છે :

'બ્રાહ્મણ, વૈશ્ય (સુથાર), સોની અને સાળવી (વણકર) એ ચાર મિત્રો હતા. તેમનાં માબાપે દીધેલા મૂરખપણાના મહેણાથી તેઓ વિદ્યા મેળવવા પરદેશ ઊપડ્યા. આગળ વધતા ગયા તેમ તેમ સોની, સુથાર ને સાળવી એક પછી એક ગામમાં પોતપોતાના નાતભાઈને ત્યાં ધંધો શીખવા રહી ગયા. બ્રાહ્મણ આગળ ગયો. નર્મદાન્તીરના એક ગામમાં ગુરુસેવા કરતો તે બાર વરસ શાસ્ત્રો ભણ્યો. અંતે રજા લઈને તે પાછો આવવા નીકળ્યો. ત્રણેય ગામમાંથી એક પછી એક મિત્રોને બોલાવીને તેણે સાથે લીધા. આગળ જતાં તેઓ વનમાં ભૂલા પડ્યા. રાત પડી. વારાફરતી એક એક જણે પહેરો ભરવાનું ઠરાવીને તેઓ સૂતા. પહેલો સુથારનો વારો હતો. તેણે વખત વિતાવવા એક પૂતળી ઘડી. તેના પછી સાળવીનો વારો આવ્યો. તેણે વસ્ત્ર વણીને એ પૂતળીને પહેરાવ્યાં. સોનીનો વારો આવ્યો ત્યારે તેણે ઘરેણાં ઘડી તેના વડે પૂતળીને શણગારી. છેલ્લે બ્રાહ્મણે મંત્રેલું જળ છાંટીને પૂતળીને સજીવન કરી. સવારે એ ચારે જણ વચ્ચે એ નિર્મિત કરેલી સુંદરીની માલિકી માટે વિવાદ થયો. લોકો પાસે તેનો ન્યાય કરાવવા ગયા.

આટલી વાર્તા કહી વિક્રમે હોંકારો દેતી ઝાલને પૂછ્યું : 'એ ચાર જણમાંથી કોણ એ સુંદરીનો સાચો હકદાર ગણાય ?' ઝાલ બોલી : 'પૂતળીમાં જીવ મૂકનાર બ્રાહ્મણ તેનો હકદાર ગણાય.' એટલે કોપ કરી ઝાલને ધરતી પર પછાડીને અબોલા બોલી ઊઠી : 'જૂઠું ! પૂતળીનો ઘડનારો તેનો બાપ. જેણે તેને કપડાં આપ્યાં તે તેનો ભાઈ અને તેમાં જીવ મૂકનાર ઈશ્વર ગણાય. પણ જેણે તેને ઘરેણાં ચડાવીને પલ્લુ કર્યું તે જ તેનો પતિ.' આમ એક પહોર રાત વીતી અને અબોલાને વિક્રમે બોલાવી તેથી એક પડદો છૂટ્યો.

[સંક્ષેપ : 'મધ્યકાલીન ગુજરાતી કથાકોશ', પાના : ૫-૬]

પહેલાં તો અબોલાના આભરણ પર બેસી તેને બોલતી કરવા છેડતા કે છંછેડતા વેતાળનું સાચું સ્વરૂપ જોઈએ : વિક્રમે ભયાનક યુદ્ધ કરી વેતાલને વશ કર્યો છે અને વેતાલ એથી વિક્રમની આજ્ઞા પ્રમાણે વર્તે છે. આ વેતાળ છે કોણ ? વે ધાતુનો અર્થ થાય છે : તંતુનું સંધાન, જોડાણ, સામંજસ્ય. 'વે – તંતુસંધાને' અને 'તાલ' એટલે સમયનો ચોક્કસ લય, સ્વરની માત્રાનું ચોક્કસ માપ. 'વેતાળ' એટલે છૂટા પડેલા, શિથિલ કે અસંબદ્ધ તંતુઓને બરાબર યોગ્ય માત્રામાં સાંધી આપનાર શક્તિ. આપણા જીવનમાં આ વિચ્છિન્ન તંતુઓનું દર્શન શરીરના શ્વાસ-ઉચ્છ્વાસ, હૃદયના ધબકાર, નિમેષ-ઉન્મેષમાં તેમ જ મનના સંકલ્પ-વિકલ્પ, રાગદ્વેષ અને અહં-મમમાં થાય છે. આ શરીરમનના તંતુઓ કેટલા વીખરાયેલા કે શિથિલ-મંદ છે એ આપણે ક્યાં નથી જાણતા ? જે આ તંતુઓને સંકલિત, સુગ્રથિત અને સુદૃઢ કરી શકે તે વેતાલને જીતી શકે.

આપણા શરીરમાં રહેલા વાયુ, વૃત્તિ, વિચાર, વાણી તેમ જ વર્તનના વિસંવાદી તંતુઓને સાંધી શકે તે ત્રિવિક્રમ બની પરાવાણીને પ્રગટ કરવાનું સામર્થ્ય મેળવી શકે. વેતાલને જીતનાર વિક્રમ આવો પ્રાણજયી – મનોજયી મહાપુરુષ છે. વાયુતત્ત્વની ઊર્જા અને મનસતત્ત્વની ચેતના પરસ્પર સહાય કરે, સાયુજ્ય પામે એ માટે વિક્રમે પોતાના સમગ્ર જીવનને સ્વચ્છ અને સુંદર કર્યું છે. હરેક પ્રસંગે તેને સહાય કરતી હર-સિદ્ધિ તે આવી શિવત્વને વરેલી ચેતના છે.

વેતાલનો પરિચય આપણને માત્ર ભારતની જ નહિ પણ બીજા દેશોની પુરાણકથાઓમાં પણ જોવા મળે છે. વેતાળની ભયંકરતા તેમાં પણ ઓછી નથી. વેતાળ અતિબળવાન મહાવાયુ છે. વાયુ સાથે જોડાયેલી વૃત્તિનું શુદ્ધીકરણ અને ઊર્ધ્વીકરણ થવા માંડે છે ત્યારે શરીરમાં ભારે તોફાન મચી જાય છે. પ્રકૃતિનો નિમ્નગામી પ્રવાહ જોરદાર છે ને એમ સહેલાઈથી મચક આપતો નથી. એ તો ઝાડનાં મૂળિયાં ઉખેડી નાખતું વાયુપુત્રનું ભીમસેની પરાક્રમ માગે છે. વિક્રમનું વેતાળ સાથેનું યુદ્ધ એ તેના હૃદયમાં જ ચાલેલું ઘમસાણ છે. વેતાળ એ વાયુજ શક્તિ છે અને તેનાં વર્ણનો બ્રાહ્મણ ગ્રંથોના સુપર્ણ-આખ્યાન, મહાભારતના

ગરુડ-આખ્યાન અને રામાયણના હનુમાન-સમુદ્રોલ્લંઘનમાં રૂપક તરીકે આલેખવામાં આવ્યાં છે એનાં મૂળ છેક ગાયત્રી છંદ સોમરસ લેવા ઉડ્ડયન કરે છે તેમાં રહ્યાં છે. આ છંદ એટલે તાલમયતા, ઋતમ્, 'રિધમ' અને સોમ એટલે રસ, આનંદ, અમૃત. જીવનમાં કેવી રીતે એની પ્રાપ્તિ થાય એની જ આ સાહસકથા છે. (વધુ માટે જુઓ લેખકનું પુસ્તક 'તપોવનની વાટે', પાનાં : ૧૮૪થી ૨૪૩)

આ વેતાળની વાયુ-જ ગતિને હું તો હોમરના અમર પાત્ર ઓડિસિયસના 'વોયેજ'માંયે જોઉં છું. એમાં આવતાં સમુદ્રનાં તોફાનો, કમલભોજી ટાપુવાસીઓની તંદ્રાઓ વગેરે આંતરજગતમાં આવતા મુકામો છે. મિથના મર્મજ્ઞ જોસેફ કેમ્પબેલે ઓડિસિયસના 'વોયેજ'માં રહેલા આંતરિક પ્રવાહોનું સારું એવું દર્શન કરાવ્યું છે. (જુઓ 'મિથ ટુ લિવ બાય' પ્રકાશક : બેન્ટમ બુક્સ, પાનાં ૨૩૪–૨૩૭)

શામળના જ્ઞાત કે અજ્ઞાત મનમાં વિક્રમકથામાં રહેલું અધ્યાત્મ-તત્ત્વ સ્પષ્ટ હોય એમ લાગે છે. આ કોઈ રાજવીનો બાહુબળ અને બુદ્ધિચાતુર્યની કથા નથી પણ ભાગવત, રામાયણ જેવી ભગવત્‌વાર્તા છે. તેણે પોતે જ કહ્યું છે :

> *જેહવૂં શ્રીમદ્ ભાગવત, જેહવૂં રામચરિત,*
> *તેહવૂં ચરિત વિક્રમતણું પૂરણ મન્ન પવિત્ર.*
> *પરમારથ ને પુણ્ય ઘણું, કવિત ચાતુરી ભેદ,*
> *પંડિત હસ્યે તે પારખે, વિખાણ પાંચમો વેદ'*

## [સમુદ્રની વાર્તા]

વાગ્દેવીના સંનિષ્ઠ ઉપાસકોની ઝંખના હોય છે કે : 'विन्देम देवताम् वाचम् अमृताम् आत्मनः कलाम्' આત્માની અમૃતકલા એવી વાગીશ્વરીને અમે પિછાણીએ. પણ એ તો મહામૌનમાં નિમગ્ન છે અને ચાર પડદા પાછળ બેઠી છે. અધૂરી ઉપાસનાએ તેના સૌંદર્યમંડિત મુખનું દર્શન કરવા ને તેની સત્યપૂત વાણી સાંભળવા જેઓ ચેષ્ટા કરે છે તેઓ વાગ્જાળમાં ફસાય છે અને પોતે જ રચેલા રસાભાસના કારાગૃહમાં સબડે છે.

પરાવાણીનું સ્થાન નાભિમાં છે. તે નાભિમાં સ્થિર હોવા છતાં તેનો પ્રકાશ ચિદાકાશમાં થાય છે, એટલે જ તેને આકાશવાણી, દેવવાણી, અશરીરી વાક્ કે પરમ વ્યોમમાં વસતી ઋચા કહેવામાં આવે છે. આપણો નરસિંહ જ્યારે કહે છે કે 'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો, તે જ હું, તે જ હું શબ્દ બોલે' ત્યારે એ પરમ ચેતનાના ઉદ્‌ઘોષને અંતરનાં ચક્ષુથી નીરખવાની વાત કરે છે. ત્યારે શ્રવણગોચર શબ્દને દર્શનલભ્ય દીપ્તિ પ્રાપ્ત થાય છે. આ પ્રજ્ઞાની પ્રસાદી છે. ગોરખ કહે છે : 'नाभि बैठ गगन गरजावे' — નાભિના અડોલ આસને બેસી, શુદ્ધ દ્રષ્ટાભાવે મંત્રપૂત વાણીને વિહરતી નિહાળે અને વૈખરીમાં વ્યક્ત કરે એ ખરો વાચસ્પતિ છે, સિદ્ધ સારસ્વત છે.

આ પરાવાણી સુધી પહોંચતાં પહેલાં વૈખરી, મધ્યમા, પશ્યન્તીના પડદા હટાવવાના છે. સર્વપ્રથમ વૈખરીને ફોફાંની જેમ ઊડતી, બહિર્મુખી બની જ્યાંત્યાં આથડતી અટકાવી સત્ત્વશીલ કરવી જોઈએ. અંતર્મુખી કરી અંતર્યામી ભણી વાળવી જોઈએ. અબોલાનું દર્શન કરવા માટે આ પહેલું પગથિયું.

રાત્રિના પહેલા પહોરે સુથાર કાષ્ઠની પૂતળી ઘડે છે એ છે વૈખરી. માત્ર મુખથી બોલવા પૂરતી આ વાણીને આપણે વહેવારુ જગતમાં જૂઠની બોલબાલા મચાવતી ક્યાં નથી જોતા ? સભા-સમારંભો અને માન-ચાંદના મેળાવડામાં વૈખરી ધાણીફૂટ ઊડતી હોય છે. વૈખરી રૂપાળી લાગતી હોવા છતાં કાગળનાં ફૂલો જેવી શુષ્ક છે, નિઃસત્ત્વ છે, કાષ્ઠની જડ પૂતળી સમી છે. વૈખરીની ધારા અંતર્મુખી બને, તેની સાથે મન જોડાય, મનની ઉત્કંઠા ભળે ત્યારે તે મધ્યમાનું સ્વરૂપ ધારણ કરે છે.

મધ્યમા વાણી મન અને શબ્દને સુગ્રથિત કરી આપે છે. સાળવીએ વણેલું વસ્ત્ર મધ્યમા સૂચવે છે. મધ્યમામાં મૌખિક શબ્દ અને મનોભાવના તાણાવાણા બરાબર વણાયા હોય છે, વાણી મનમાં સ્થિર હોય અને મન વાણીમાં પરોવાયું હોય એવી વાણી-મનની પ્રતિષ્ઠા માટે ઋષિ પ્રાર્થના કરે છે :

*'ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता,*
*मनो मे वाचि प्रतिष्ठितम्*
*आविरावीर्म एधि ।'*
*'મારી વાણી મનમાં સ્થિત થાઓ,*
*મારું મન વાણીમાં સ્થિતિ પામો,*
*હે પ્રકાશ, મારે માટે પ્રગટ થાઓ !'*

મધ્યમા મન અને વાણીને સુસ્થિર અને સુગ્રથિત કરી આપે છે પણ પ્રકાશ તો પશ્યન્તીમાં જ પ્રગટ થાય છે. મધ્યમા વધુ અંતર્મુખી બને તેમ પ્રકાશની ઝંખના વધતી જાય છે. સાળવીના વસ્ત્રની જેમ મધ્યમા સરસ્વતીનું શ્વેત વસ્ત્ર તૈયાર કરે છે. પણ હજી વાણીની દીપ્તિ અને ચમત્કૃતિ બાકી છે. મધ્યમાની એક ખૂબી એ છે કે તે અતિશય પ્રશસા કે નિરર્થક નિંદામાં સરી પડતી નથી. તેના તાર નથી તીવ્ર, નથી મંદ 'નાદ' બરાબર સધાયું હોય પણ તેના પર કુશળ બજવૈયાની અંગુલિ ન ફરે ત્યાં સુધી મન 'વાહ' પોકારી ઊઠે એવો ઝંકાર ઊઠતો નથી.

સાળવીના વસ્ત્રની જેમ મધ્યમા પણ આચ્છાદન કરતી છદોમય વાણી બની રહે છે. શુ પદ્યમાં કે શું ગદ્યમા, એક જાતની હથોટી વરતાય છે, પણ કાવ્યત્વનાં કંકણ રણકતાં નથી. કોઈ કાવ્યમાં માત્રામેળ, અક્ષરમેળ બરાબર હોય, યતિભંગ ન થતો હોય, કાંઈ ખોડખાંપણ ન હોય પણ હૃદયને હલાવી મૂકે એવો અનુભવ નથી થતો. ઘણા બધા પદ્ય-ગદ્યના પૂજારીઓ ક્ષતિરહિત રચના ધરે છે પણ તેને દ્યુતિમય કરી શકતા નથી. એ વાણીમાં સજીવની નથી મળતી. મધ્યમાનુ સર્જન બહુ ખૂચ્યા વિના તેમ જ બહુ ખેચ્યા વિના આપણા અંગને છાયાસ્પર્શ કરી જાય છે. પણ એક વાર આખોમાં આખો મેળવ્યા પછી કદી ન ભુલાય એવી નવતર સૃષ્ટિનો ઉઘાડ તો પશ્યન્તી જ કરી આપે છે.

સોની પૂતળી માટે જે અલંકારો ઘડે છે તે વાણીના સંબંધમાં શબ્દાલંકાર ને અર્થાલંકારના મર્યાદિત અર્થમા લેવાની જરૂર નથી. અલંકાર એટલે અલમ્કૃતભાવ ઇતિ અલમ્ — જાણે પૂર્ણતાની હદ આવી ગઈ, આથી વધુ અભિવ્યક્તિ અને અનુભૂતિનો ઉન્મેષ બતાવી શકાય નહિ એવી લાગણી પશ્યન્તી વાણીના પારદર્શી લોકમાં થાય છે. શંકરાચાર્ય આ 'મધુરભાષિણી' વાગ્દેવીને 'સતત સિદ્ધસૌદામિની' કહે છે. ('કદમ્બવનચારિણી-સ્તોત્ર). સિદ્ધ-સારસ્વત, સિદ્ધયોગી કે સિદ્ધકલાવિદ્દ્ના અંતરાકાશમાં સતત ચમકતી તે વિદ્યુત છે. વૈખરીમાં તેનો તો માત્ર ઝબકારો આવી શકે છે. પણ આ ઝબકારો એવી સુવર્ણકાન્તિથી ઝળહળતો હોય છે કે તે પલમાં શાશ્વતીની ઝલક આપી જાય છે. ખરી રીતે તો પશ્યન્તીને જ મૂલ વાણી કહેવામાં આવે છે. કારણ કે તે પછી પરાનો તો પાર પામી શકાય એમ નથી. ગોરખ કહે છે : 'સુખમના-મારગ વાણી બોલિયે.' ઈડા — ડાબી ગંગા અને પિંગળા — જમણી-જમુના વચ્ચે આવેલી સુષુમ્ણા જ બંનેનો સગમ સાધતી સરસ્વતી છે. પણ એ માનવની સ્થૂળ દષ્ટિએ 'ગુપ્ત સરસ્વતી' જ રહેવાની.

સુષુમ્ણાને પરમા શોભા અને કાલભક્ષિણી કહેવામાં આવે છે. એ પરમ સુંદર અને કાલજયિની વાણીનું ઉગમસ્થાન છે. વાણીનું વાઙ્મયી સ્વરૂપ અહીં જ્યોતિર્મય સ્વરૂપમાં પલટાઈ જાય છે. તેની વૈખરીમાં વાત કરવી એ જળાશયમા ચન્દ્રનું પ્રતિબિંબ બતાવવા જેવું છે. ચિત્તમાં તેનું પ્રતિબિંબ પડે તેનાથી જ એ ચિદ્વિલાસિનીના રૂપની કાંઈક કલ્પના થઈ શકે. પદ્મિનીને નજરે બતાવવામાં નથી આવતી. દર્પણમાં એનું પ્રતિબિબ જોઈ મન વાળવુ પડે એવી જ કાંઈક સ્થિતિ પશ્યન્તી વિશે છે.

સોનીએ ઘડેલા અલંકાર આમ આપણને સુંદરથી વધુ સુંદર, આશ્ચર્યથી વધુ આશ્ચર્ય અને આનંદથી વધુ આનંદની દિશામાં આગળ લઈ જાય છે. પશ્યન્તી દરેક વેળા નવી ને નવી અર્થદ્યુતિ સાથે વાચનને આંજે છે. ચાર વાણીના સ્વરૂપ વિશે મલ્લિનાથની સ-રસ ઉક્તિ છે :

*'वैखरी शक्तिनिष्पत्ति मध्यमा श्रुतिगोचरा ।*
*द्युतितार्था तु पश्यन्ती सूक्ष्मावागनपायिनी ॥*
(शब्दकल्पद्रुम)

વૈખરીમાં વાક્શક્તિનું કેવળ ઉદ્ઘાટન છે. મધ્યમામાં શ્રુતિરમ્ય શબ્દો મનમાં રમી રહે એવી

વાણી પ્રગટે છે. પશ્યન્તીમાં અર્થદ્યુતિ ઝળકી ઊઠે છે અને પરમ સૂક્ષ્મ પરા કદી પણ વિચલિત ન થતી નિશ્ચલ, નિર્મલ અને નિશ્છલ વાણી છે.

પશ્યન્તીનો આટલો મહિમા ગાવાનું કારણ ? કારણ કે ત્યાં સુધી જ અજ્ઞાતનાં બારણાં ઊઘડી શકે છે. તે પછી પરા માટે અજ્ઞેયના સામ્રાજ્યમાં કોઈ વિશેષણ વાપરી શકાય એમ નથી.

બ્રાહ્મણે મંત્રજળ છાંટી પૂતળીને સજીવન કરી. બ્રાહ્મણ તો મંત્રશક્તિનો વાહક માત્ર છે. આ શક્તિ ક્યાંથી પ્રગટ થઈ, કેવી રીતે પ્રગટ થઈ એ વિશે કશું જ કહી શકાય એમ નથી. પરાવાણી વિશે 'લઘુસ્તવ'માં ઇશારો આપવામાં આવ્યો છે તેથી સંતોષ માનીએ :

*'शब्दानां जननी त्वमत्र भुवने वाग्वादिनीत्युच्यसे*
*त्वत्तः केशववासवप्रभृतयोऽप्याविर्भवन्ति ध्रुवम् ।*
*लीयन्ते खलु यत्र कल्पविरमे ब्रह्मादयस्तेऽप्यमी*
*सा त्वं काचिदचिन्त्यरूपगहना शक्तिः परा गीयते ॥*

(લઘુસ્તવ, શ્લોક ૧૫)

*શબ્દોની જનની તું આ જગતમાં વાણી રૂપે વિસ્તરી,*
*તુંથી વિષ્ણુ-સુરેન્દ્ર સર્વ પ્રગટે એ સાવ સાચું સદા,*
*ને બ્રહ્માદિક પામતા લય ખરે, કલ્પાન્તકાળે, તુંમાં*
*એ તું કોઈ અચિંત્ય ગૂઢ પરમા શક્તિ સ્તવાતી પરા.*

આપણી કથાનો દોર ફરી હાથમાં લઈએ. સજીવન પૂતળીને વરવા માટે સુથાર, સાળવી, સોની અને બ્રાહ્મણ દાવો કરવા માંડ્યા. આ પ્રાણવંત વાચા વરે કોને ? વેતાલે મંત્રદાતા બ્રાહ્મણને આગળ કર્યો તે અંતર્ગૂઢ શક્તિને આઘાત આપી પ્રગટ કરવા માટે. વીણાના તારને રણઝણાવી મૂકતો એ કુશળ બજવૈયાનો પ્રહાર છે; મહાપ્રાણનો ધક્કો છે. અબોલા રાણી બોલી ઊઠી : પૂતળીને અલંકૃત કરનાર સોની તેનો પતિ ગણાય. આપણે સુથાર, સાળવી, સોની અને બ્રાહ્મણને ચાર જુદી જુદી વ્યક્તિઓ ગણવાને બદલે એક જ સર્જકમાં રહેલી વિવિધ શક્તિનાં પ્રતીક માનીએ તો વાણી કેવા પ્રકારના સામર્થ્યને વરે છે એનો સાચો જવાબ મળી રહેશે. સર્જક વૈખરી રૂપે રહેલા સ્થૂળ શબ્દને કેવો ઘાટ આપવો તે જાણે છે. તેમાં કેટકેટલી અર્થછાયાઓ અને ભાવનિરૂપણો લાવી શકે એવી મધ્યમાનું તેને જ્ઞાન હોય છે. આ ભાષાપ્રભુત્વ અને ભાવનિરૂપણ વાણીમાં ચમત્કૃતિ લાવી શકતું નથી. એ માટે તો તેણે પશ્યન્તીના જ્યોતિર્લોકમાં પ્રવેશ કરવો રહ્યો. આ જ્યોતિને પામવા માટે તે પ્રાણપણે મથે ત્યારે પ્રેરણાનાં દ્વાર ખૂલી જાય છે. મંત્રપૂત વાણીનાં અમીછાંટણાં તેની વાણી પર થઈ જાય છે. પણ તેને સમજાઈ જાય છે કે આ અમૃતબિંદુ કોઈ અપરિમેય લોકમાંથી ઝરતું હોય છે. એને અમૃતહ્રદ, અમૃતસ્ય ઉત્સઃ વિષ્ણુનાભિ એવાં વિવિધ નામથી ઓળખવાનો પ્રયાસ થયો છે. મહર્ષિઓ અને મહાકવિઓની વાણીમાં જ નહિ પણ કોઈ નામી-અનામી સર્જકના પાત્રમાં પણ આવું પીયૂષ પામી શકાય છે. પછી તે મુક્તક હોય કે મહાકાવ્ય, લઘુકથા હોય કે મહાનવલ, એમાં કશો ભેદભાવ નથી. આ વાણીનું પ્રેરકતત્ત્વ ગમે તે અનિર્દેશ કેન્દ્રમાંથી આવ્યું હોય પણ વાણી સાથે નામ તો તેને જ્યોતિર્મય કરનારનું જ જોડાય છે. આમ મંત્રના દ્રષ્ટા કે જ્વલંત કૃતિના રચયિતાને કંઠે અબોલા વરમાલા પહેરાવે છે.

કયા સાચા સર્જકની અભિલાષા નથી હોતી કે પોતાની કૃતિ પર આવાં અમીછાંટણાં થાય ને કાષ્ઠની પૂતળી જેવી શુષ્ક વાણી જીવંત થઈ ઊઠે ? આવું કાલાતીત સૌંદર્ય પામવા માટે જ વિદ્યાની ઉપાસના છે. તેને બ્રહ્મવિદ્યા કહો, આત્મવિદ્યા કહો કે સરસ્વતી-ઉપાસના કહો, એમાં કાંઈ જ ફેર પડતો નથી. છાંદોગ્ય ઉપનિષદ(૫–૨–૩)માં સત્યકામ જાબાલ આ વિદ્યા વિશે ગોશ્રુતિને કહે છે :

*'यद्यप्येनत् शुष्काय स्थाणवे ब्रूयात्*
*जायेरन्नेवास्मिन् शाखाः प्ररोहेयुः पलाशानीति ॥'*

'જો આ વિદ્યા એકાદ સૂકા ઠૂંઠાને કહેવામાં આવે તો તેને પણ નવી શાખાઓ તથા પર્ણો ફૂટી નીકળશે.'

મનુષ્યની વૈખરી વાણીમાં આ પરમ રસનું સિંચન છે. આ પરમ રસ કવિત્વ અને રસિકતાનો વિરોધી નથી. અધ્યાત્મનું નામ આવ્યું એટલે સંસારી જીવે કે સાહિત્યપ્રેમીએ ભડકવાની જરૂર નથી. એ તેના સંસારને

તેમ જ સાહિત્યને વધુ રસાન્વિત કરે છે. જે રસ કદી વિરસ કે અપરસ થતો નથી. આપણી વૈખરીમા કવિત્વ, રસિકત્વ અને પરતત્ત્વ ઉત્તરોત્તર કેવી રીતે પ્રગટ થાય છે તેની રહસ્યવાર્તા વિક્રમે આ ચાર મિત્રોની કળા દ્વારા વ્યક્ત કરી છે જ્ઞાનેશ્વરની એક ઓવીમા કહ્યુ છે

*'वाचे वरवे कवित्व,*
*कवित्व वरवे रसिकत्व*
*रसिकत्वी परतत्त्व, स्पर्शु जैसा '*
(જ્ઞાનેશ્વરી અ. ૧૮ ઓવી ૩૪૭)

મનુષ્યની સામાન્ય વાણીમા કવિત્વ હોય અને વળી કવિતામા રસિકતા હોય, એથીયે આગળ રસિકતામા પરમ તત્ત્વનો સ્પર્શ હોય તો પછી કહેવુ જ શુ ?

આવી પરમ રસિકતા આગળ અબોલા રાણી બોલી ન ઊઠે અને પડદો ન હટાવે તો જ નવાઈ વિક્રમે વાર્તા પૂરી કરી. રાત્રિનો પહેલો પહોર વીત્યો. અબોલા રાણીએ એક પડદો હટાવ્યો.



## ફાગણ માસે

[ગીતિ]

*આજ આ ફૂલ શા ફાગણ માસે*
*કેમ મને લાગે કે આઘે — પ્હોચપાર — તે પાસે ?*

*કેમ મને લાગે કે મુજમા*
*વ્યોમવૃક્ષનુ મૂલ ?*
*ભોમ સુધી એની ડાળ છે ઝૂકી,*
*ઝૂલતુ છેકે ફૂલ !*
*ફૂલસુવાસ શો શ્વાસ આ કોનો*
*જાય ભળી મુજ શ્વાસે — આજ૦*

*એમ મને કો વ્હેમ કે*
*કો અહી મઘમઘતી છે વસ્તી,*
*ફાગણફોરી ફર્યા કરે છે*
*મુજ ભીતર કો હસ્તી !*
*ફૂલશુ વસતું કોણ હશે આ મુજ ધૂળિયે આવાસે ?*
*— આજ૦*

ઉશનસ્

## ભેટ !

[ગીત]

*તે પ્રસન્ન થઈને આપી અમને આખો આખેઆખી !*
*મે હૃદય વેતરી, કરી દાબડી, એમા સઘરી રાખી !*

*હતા અમે અણઘડ તે પૂર્યા પતંગિયા બાકસમા,*
*તમે ચતુર સુજાણ હતા તે જઈ બેઠા ફાનસમા !*

*મને જોઈ તુ પ્રગટી ને હુ સળગ્યો તારી વાટે,*
*ને એ પ્રકાશથી જગમા ઊડ્યો ગુલાલ ફાટે ફાટે !*

*તે સ્મિતે સ્મિતે અમૃતજળની કૂંપી ઢોળી નાખી !*
*મે હૃદય વેતરી, કરી દાબડી, એમા સઘરી રાખી !*

*હુ મોરપિચ્છ માથા પર રાખી બાળક જેવુ નાચ્યો,*
*તે ફૂલ પલાળી ઝાકળમા, શ્વાસો પર ચીતરી નાખ્યો !*

*તને જોઈ મઘમઘતી મારી આખો એમ વળી'તી,*
*પવન આવતાં સખી ! જૂઈની જાણે ડાળ ઢળી'તી !*

*હું પરાગ થઈ પથરાયો ને તુ ઊડી થઈ મધમાખી !*
*તે પ્રસન્ન થઈને આપી અમને આખો આખે આખી !*

વીરુ પુરોહિત

# સ્વ. ભૃગુરાય અંજારિયાના ચાર પત્રો



સંપા. : રમણલાલ જોશી

૧

૧૪, પટેલ બિલ્ડિંગ, ટૅંક લેઈન,
સાન્તાક્રૂઝ, પશ્ચિમ : મુંબઈ - ૫૪
તા. ૨૦-૮-૬૦

પ્રિય રમણભાઈ,

આજે 'જનશક્તિ' ઉઘાડતાં જ તમને Ph.D.ની ડિગ્રી મળ્યાનું વાંચું છું. આ બદલ મારાં હાર્દિક અભિનંદન સ્વીકારશો. અંતે તમારી ઘણી સખત મહેનત, ઉજાગરા વગેરેનું યોગ્ય ફળ આવ્યું.

થોડા દિવસ પહેલાં વોરા ઍન્ડ કં.માં વોરા, પ્રહ્લાદ પારેખ અને હું 'બારી બહાર'ની બીજી આવૃત્તિ કોને કોને ભેટ મોકલવી તેનું લિસ્ટ કરતા હતા ત્યારે મેં તમારું નામ ખાસ આપ્યું હતું. આશા છે કે તમને પુસ્તક વોરા તરફથી મળી ગયું હશે. પ્રહ્લાદની અને વોરાની એવી આશા છે કે તમે તે વિશે તમારી હંમેશની અવલોકનની કટારમાં લખો.

ભાઈ નિરંજન[ભગત]ને મળો તો કહેજો કે હું સંભારું છું. તેમાં પણ પરિચય પુસ્તિકાની ઑફિસમાં કોઈ વાર યશવંત-વાડીભાઈને મળવાનું થાય છે ત્યારે તો ખાસ સંભારીએ છીએ.

માધ્યમનું ત્યાં બહુ ચાલ્યું. મગનભાઈની ચર્ચાપદ્ધતિમાં ગમે તે દોષ હોય, સરકારની નિષ્ઠા અને સાવધાની કેવી છે તે વિશે સારો વિચાર ન આવ્યો. ભવિષ્યમાં અનેક પ્રશ્નોમાં આમ જ ચાલશે ?

તમારું કુટુંબ કુશળ હશે. બચ્ચાંઓ બરાબર હશે. તબિયત સાચવતા હશો.

ભૃગુરાયનાં વંદન

[કાર્ડ ઉપર સરનામું :
પ્રો. રમણભાઈ જોષી
સરદાર પટેલ નગર
એલિસબ્રિજ
અમદાવાદ - ૬
Ahmedabad-6]

૨

૧૪, પટેલ બિલ્ડિંગ, ટૅંક લેઈન,
સાન્તાક્રૂઝ - પશ્ચિમ : મુંબઈ - ૫૪
તા. ૧૧-૨-૬૧

પ્રિય રમણભાઈ,

ગઈ કાલે સવારે 'જીવનપ્રકાશ'માંના 'બારી બહાર'ના અવલોકનનાં પાનાં મળતાં ઘણો રાજી થયો. તમે થોડા શબ્દોમાં ઘણું સારું લખ્યું છે. ઘણાને અતિશયોક્તિ લાગશે. પણ તમને જે લાગ્યું તે લખવાનો નિશ્ચય રાખ્યો તે મોટી વાત છે. પ્રહ્લાદનાં થોડાંક કાવ્યો ખરેખર કાવ્યસૌંદર્યનું એક સુખદ સ્વપ્ન ખડું કરે છે, પણ તે બહુ થોડાં છે અને તેટલા પૂરતા જ તેમને શ્રીધરાણી-હરિશ્ચંદ્ર સાથે મુકાય. રાજેન્દ્ર [શાહ]નો શબ્દમોહ કૃત્રિમ છે અને ભાવો વિરલ છે તેથી નહિ પણ સસ્તા, અને અલંકારો વધારે પડતા રંગીન, તેથી લોકપ્રિય તરત બને છે. [પ્રિયકાન્ત] મણિયારની કોઈ કોઈ કવિતા બ્રેક અને હેન્ડલ વિનાની સાઇકલ જેવી બની જાય છે. પણ જ્યારે શિલ્પ કરે છે ત્યારે બહુ ગમે છે. પ્રહ્લાદની થોડી કૃતિઓ જેમાં બુદ્ધિ અને કલ્પના દાદ આપે છે તે ખૂબ સારી બને છે, પણ તેમ ન બને ત્યારે બહુ જ નિર્બળ જોડકણાં જેવી બની જાય છે.

મારી દુર્દશા ચાલે છે. અહીં આવીને તદ્દન નકામો બની ગયો છું. હમણાં શિવાનીને ૨૬મી તારીખે રાતે ખટારામાં મુંબઈ રોશની જોવા ગઈ'તી તેમાં આંખે પથ્થર વાગતાં આટલા દિવસ પાટો અને ઘરમાં જ નાચકૂદ ન કરે તેમ રાખી મૂકવાની હતી. સુધા-ક્ષિતિ સાથે જ નિશાળે જાય એટલે ઘેર શિવાની સાથે મારે પુરાવાનું હતું. ગઈ કાલથી ડૉક્ટરની સલાહથી વિરુદ્ધ વહેલી નિશાળે મોકલવી શરૂ કરી છે. આંખ તદ્દન બચી ગઈ તેમ લાગે છે.

બધાને યાદ કરુ છુ તમે કુટુબ વચ્ચે રહી જે કઈ કરી શક્યા તે જોતા માન ઊપજે છે નિરજન [ભગત]ને ખૂબ યાદ કરુ છુ મુબઈ આટલી રજાઓમા નહિ આવ્યા હોય ? ઘેર બધા મજામા હશો ગઈકાલે પ્રહ્લાદ રાતે આવ્યા હતા. વાચીને રાજી થયા છે

ભૃગુરાયના વદન

[કાર્ડ ઉપર સરનામુ
પ્રો. રમણભાઈ જોષી,
સરદાર પટેલ નગર,
અમદાવાદ ૬
Ahmedabad 6]

૩

૧૪ પટેલ બિલ્ડિંગ, ટૅક લેઈન
સાન્તાક્રૂઝ પશ્ચિમ, મુબઈ ૬૫ AS
તા. ૨૩-૧૨-૬૭

પ્રિય રમણભાઈ,

તમારા અનિમિત્ત પત્રથી પણ આનદ થયો. ફાર્બસમા મે દોઢ વરસથી રજા ભોગવી નથી — એવી એ હાજરી માગતી જગ્યા છે — તેથી મે પૂરો વિચાર કરીને હા ન પાડી હોય એવી સ્થિતિમા ગ્રથ-સપાદનની જાહેરાત (કર્ણોપકર્ણ સાભળેલી વાતની) મડિયાએ કરી મને વખત ન મળતા — મે યશવતને પોતાનુ નામ જ છાપવા આગ્રહ કર્યો. લેખ હુ જોઈ જતો હતો. હુ લખી શકુ એવી સ્થિતિ નથી.

'કાન્ત'ના નાટકો વિશે તમે અભ્યાસ કર્યો અને સુવ્યવસ્થિત રીતે મૂકશો એ જાણી રાજી થયો. 'સલીમશાહ'નુ શતાબ્દીગ્રથમા મળે તો મૂકવુ છે ત્રણ બીજા નાટકોમા 'દુખી સસાર'મા કર્તૃત્વ નહિ હોય.

મુબઈમા ઉમાશકર સહુથી સારુ બોલ્યા સુરેશ [દલાલ]નુ 'ઉપહાર'મા છપાયુ છે તે જોજો મારી અને તેમની કવિતાની સમજ ઉત્તર દક્ષિણ ધ્રુવ જેવી લાગે છે 'ઉપહાર'મા મારો જૂનો લેખ બરાબર રીતે છપાયો છે, પણ 'રશ્મિ'મા લબ્ધ હતો જ ગયે વરસે મે ઘણા 'રશ્મિ' ઝેવિયર્સ વતી ફાર્બસમા રાખી વેચ્યા.

નરસિહરાવના કુલ ૭૫૧ પાન મેટરના થયા છે છેલ્લા ત્રીસ પાનનો print order આપ્યો છે કાન્તનુ અ'વાદમા હુ કરી શકત. અ'વાદ છોડ્યુ ત્યારે જ વડોદરાની સામગ્રી મળી. તેની બહુ ઝડપથી કરેલી નોધોને નિરાતે ગોઠવવા સમય જગ્યા-આર્થિક શારીરિક માનસિક સ્થિતિ નથી યત્ન કરુ છુ 'વિશ્વજિત્' વિશે જરૂર લખીશ. પાર્લાનુ સુવર્ણસમેલન સૂરતી ભૂસા જેવુ દેખાય છે મુબઈમા પણ ઉમાશકર જ પ્રમુખસ્થાનેથી બોલ્યા તેમા શ્રેષ્ઠ હતા. અમે નહિ — સુધા શિવાની ક્ષિતિ મજામા. તમે સહકુટુબ આનદમા હશો.

ભૃગુરાયના વદન

[કાર્ડ ઉપર સરનામુ
પ્રો. રમણલાલ જોશી
સરદાર પટેલ નગર
એલિસબ્રિજ
અમદાવાદ ૬
AHMEDABAD-6]

૪

શ્રી ફાર્બસ ગુજરાત
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ
મુબઈ ૪ BR.,
તા. ૧૫-૨-૬૮

પ્રિય રમણભાઈ,

તમે 'અનુબધ' અભિપ્રાય માટે મોકલાવેલી તે વિશે કાઈ કહુ તે પહેલા 'વિશ્વજિત્' વાચવી પડે એમા વખત ગયો. બને વાચી ગયો છુ મને 'વિશ્વજિત્', એવી પ્રશસા થઈ છે તેટલી ઉચ્ચ કોટિની ન લાગી. મુનશીના એ જ વિષયની નવલકથાથી એ ચડે કે ન ચડે — એ વાતને મે પ્રસ્તુત માની નથી. મે તો એ જોયુ કે મુનશીની ઐતિહાસિક નવલકથાનો ઢાચો 'વિશ્વજિત્'મા પણ છે અને એ ઢાચો બનાવટી હોય છે તે સમયની ક્ષત્રિય-બ્રાહ્મણઅસ્યા વિશેની કલ્પનામા નવીનતા, મૌલિકતા, સત્યતા વગેરેને પણ હુ નવલકથાને મૂલવવામા બહુ લક્ષમા લેતો નથી. ઐતિહાસિક નવલો — જ્યારે ઐતિહાસિક શબ્દ વાપરવો જ પડે તેવી હોય ત્યારે — નવલો તરીકે ભાગ્યે જ ઉત્તમ હોય છે

મને 'અનુબંધ' વધારે ગમ્યું. પણ ગમવાનું કારણ તેની શૈલીની તાજગી, સંવેદનશીલતા, કાવ્યમયતા — વગેરે વગેરે. ઘરમાં પાત્રો વાતો કરતાં હોય છે ત્યારે વાડામાં ગાય બે વાર ભાંભરે છે — તેવા વર્ણનસ્પર્શો બહુ સુંદર લાગે છે. એ depthને લેખક વધારે વ્યાપકતાથી યોજે એમ ઇચ્છું છું. ઉપરાંત એની વિષયપસંદગી પણ મને બહુ ગમી છે. ભૂતકાળમાં આ યુગ અને સમાજના આ વિભાગ તરફ લેખકો વળ્યા નથી તેથી તે પણ ગમ્યું. પણ સમગ્ર નવલકથા — કલાકૃતિમાં જે મુખ્ય વાત — તેમાં 'વિશ્વજિત્'ની નિર્બળતા છે. અહીં પાત્રોનું ઘડતર નિર્બળ છે. તેમાં સૂક્ષ્મતાથી પાત્રોનાં હૃદયસંચલનોનું ચિત્રણ થયું નથી. બધું બાહ્ય લાગે છે. લેખકથી પાત્રો ચાલે છે, પાત્રો પોતે જીવન્ત નથી. કથા ચલાવવાનું બહાનું છે — એમ છાપ પડે છે — અને અહીં જ લેખકે ખરો પરસેવો પાડવો બાકી છે. કદાચ વધારે જીવનાનુંભૂતિ થતાં વધારે ઊંડાં પ્રવેશશે એમ આશા રાખું છું. એવી શક્તિ છે, પણ પ્રશંસકોએ એમનું ધ્યાન ન ખેંચીને એ શક્તિને પડકારી નથી. ઊછરતા લેખકોને મોટામાં મોટો અન્યાય કરનારા, આશીર્વચનો જ ઉચ્ચારીને રહી જનારા મુરબ્બી હોય છે.

આ વિશે હું અભિપ્રાય આપવાને પાત્ર છું એમ મેં નથી માન્યું. પણ તમે માગ્યો છે તો નિખાલસ રીતે આપ્યો છે. લેખકને તો હું ચાહતો થયો છું.

※

હવે આ અંતર્દેશીય લખવાનું ખાસ કારણ : ગો. મા. ત્રિ.ની સ્ક્રેપબુકનું રામભાઈએ ગુજરાતીમાં કરેલું દોહન 'ગોવર્ધનરામની મનનનોંધ' એમ છપાઈ ગયું છે. પૃષ્ઠ ૪૮૦ની આસપાસ છે. સ્ક્રેપબુક – ડાયરી વગેરેમાં તો સમય અને મનની ન્યારી લીલા પ્રમાણે જ લખાતું જાય, વિષયવાર, ક્રમબદ્ધ નહિ. તેથી તેમાં પાછળ વિષય-વ્યક્તિની સૂચિની સહુથી વધારે જરૂર છે. આ ખોટ આપણે નરસિંહરાવની રોજનીશીમાં તીવ્રતાથી અનુભવીએ છીએ. રામભાઈએ જ્યાં જ્યાં સૂઝ્યાં ત્યાં તારીખવાર લેખન ચાલ્યા કરતું હોય તેવાં મથાળાં તો મૂક્યાં છે, પણ મૃત્યુ, ઈશ્વર કે ધર્મ કે વેદાન્ત વગેરે વગેરે વિષયો વારંવાર ચર્ચાય તેનું શું ? એ તો પુસ્તકને અંતે સૂચિ મૂકી હોય તો જ બધાં પાનાં ત્યાં મળી આવે.

તમે આ સૂચિ કરવાનું માથે લેશો ? લક્ષ્મીનારાયણભાઈએ ફર્મા મારા ઉપર મોકલ્યા છે. પણ મારા ઉપર બહુ જ કામનો બોજો હોય છે. બીજી કોઈ નોકરીની મારી પાસે લાયકાત નથી એટલે છોડી પણ શકતો નથી અને કામનો પ્રકાર એટલો વિવિધ હોય છે કે પહોંચાતું નથી. નહિ તો મેં જ કરી નાખ્યું હોત. વિચાર કરીને લખજો. તમારામાં મારા કરતાં સ્ફૂર્તિ પણ વધારે છે — ને આ વિષય જેટલો તમારો એટલો ઘરડાઓને બાદ કર્યા પછી કોઈનો નથી. તેથી પણ તમે કરો તો સારું એમ માની લખ્યું છે. સૂચિ વિના છપાશે તો ખૂંચ્યા જ કરશે.

બીજું : 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગની પહેલી આવૃત્તિ જૂનાં પુસ્તકવાળો ફાર્બસમાં વેચવા લાવ્યો છે — આપણા ગુજ. યુનિ.ના ગો. મા. ત્રિ. કબાટમાં ન હોય તો ત્યાં જ ખરીદીને મુકાવવી જોઈએ. જો ત્યાં ન હોય તો લખજો. અને ખરીદવાનું કેવી રીતે કરશું ? યુનિ. લાઇબ્રેરીમાં મંજૂરી મેળવી શકશો ?

તબિયત — સહુકુટુંબ — સારી ચાહું છું. જવાબની રાહ જોઉં છું. એ જ,

ભૃગુરાયનાં વંદન

[પત્ર ઉપર સરનામું :
ડૉ. રમણલાલ જોશી
સરદાર પટેલ નગર
એલિસબ્રિજ
અમદાવાદ - ૬
AHMEDABAD-6]



# અસ્તિત્વવાદમાં નૈતિક ચિંતન

હરસિદ્ધ મ જોશી

મનુષ્ય પોતાના નૈતિક કાર્યમા સ્વતત્ર છે એમ સામાન્ય રીતે અસ્તિત્વવાદમા પ્રતિપાદિત કરવામા આવ્યુ છે એ સ્વય 'અધિકૃત' છે એમ પણ માનવામા આવ્યુ છે પોતાના વર્તન માટે મનુષ્ય જવાબદાર છે એ માટે કોઈ અન્યને દોષ આપવાની આવશ્યકતા નથી અલબત્ત અસ્તિત્વવાદની વિચારધારામા આ બાબત અગે સર્વસ્વીકૃતિ નથી. તેનુ કારણ એ છે કે ઓગણીસમી સદીના આરભથી આસ્તિક અને નાસ્તિક અસ્તિત્વવાદ પ્રચલિત થયા છે સોરેન કિર્કગાર્ડ ખ્રિસ્તી ધર્મ અને ઈશ્વરમા આસ્થા ધરાવે છે પરતુ તેનુ ખ્રિસ્તી ધર્મનુ અર્થઘટન વિશિષ્ટ અને આગવુ છે એ સામાન્ય રીતે ધર્મને વ્યક્તિલક્ષી આતરિક પરિવર્તન (conversion) તરીકે લેખે છે પોતે જ્યારે પચીસ વર્ષના થયા ત્યારે ખ્રિસ્તી ધર્મને યોગ્ય રીતે સમજીને તેનો અગીકાર કર્યો. એ સમયે કિર્કગાર્ડ ધર્મની આતરિક બાજુને દર્શાવે છે ખ્રિસ્તી ધર્મમા ઈશુ ખ્રિસ્તે પ્રાર્થના, દયા અને પરોપકારના કાર્યોમા અન્યની હાજરીની કે પ્રશસા કે પરિણામલક્ષી પ્રવૃત્તિની આવશ્યકતા નથી તે બાબત પર ધ્યાન દોર્યુ છે તે મુજબ કિર્કગાર્ડ ધર્મને 'ધાર્મિકતા (religiosity) તરીકે લેખવા વિચાર્યુ અને તે આતરિક શોધ, સિદ્ધિ અને જીવન છે તે દર્શાવ્યુ.

ધાર્મિક ક્ષેત્ર, કાર્ય અને શ્રદ્ધાના સદર્ભમા કિર્કગાર્ડ સૌદર્યલક્ષી (aesthetic) અને નૈતિક સ્તરોને રજૂ કરે છે જ ભૂલો નૈતિક સ્તરે થતી હોય છે તેને ધાર્મિક સ્તરે સુધારવામા આવે છે કિર્કગાર્ડના અગત જીવનમા તર્ક અને શ્રદ્ધા વચ્ચે સઘર્ષ ઉપસ્થિત થયો હતો. તેનુ નિરસન એ રીતે આવ્યુ કે ઈશ્વરને કે ખ્રિસ્તી ધર્મને તર્ક દ્વારા સાબિત કરી શકાતા નથી. જીવનમા વિરોધો (paradox) સર્જાય છે તેનો યોગ્ય પ્રત્યુત્તર તર્ક દ્વારા પ્રાપ્ત થઈ શકતો નથી નૈતિક જીવનમા નિરપેક્ષ પસદગીઓ રજૂ થાય છે એકને પસદ કરવાથી અન્યનો હમેશને માટે ત્યાગ કરવો પડે છે આવી પસદગી અગે મુખ્ય મુદ્દો એ છે કે મનુષ્ય યોગ્ય પસદગી કરવામા નિષ્ફળ જાય છે અને નિરાશા અનુભવે છે એ તેના વ્યક્તિત્વમા ભગ્નાશ દશા તેમ જ પીછેહઠ ઉત્પન્ન કરે છે આમાથી ઊગરવા માટે શ્રદ્ધાનો માર્ગ એ ઉત્તમ માર્ગ છે

અસ્તિત્વવાદ એ હેગલના આદર્શવાદ વિરુદ્ધની પ્રતિક્રિયા છે જડતત્ત્વથી શરૂ કરીને આત્મતત્ત્વ સુધી તેમ જ પરિવર્તનશીલતાથી સત્તત્ત્વ સુધીની એકસૂત્રતા સ્થાપવા હેગલે સન્નિષ્ઠ પ્રયાસ કર્યો. 'વ્યવસ્થા' (system) દ્વારા આ વૈવિધ્ય અને બહુવિધતાને એકતત્ત્વમા સમાવવાનો હેગલે ભારે પુરુષાર્થ કર્યો. વિકાસમા નિરપેક્ષ તત્ત્વનો સઘન હેતુ છે કિર્કગાર્ડ માને છે કે આ સમન્વય નિરૂપવાની ક્રિયામા 'વ્યક્તિ'નુ મૂલ્ય સાચવી શકાતુ નથી સત્તત્ત્વના બધારણમા વ્યક્તિનુ વિલીનીકરણ થઈ જાય છે અસ્તિત્વવાદી ચિંતકો સત્તત્ત્વના 'અર્થ' અંગે જ પ્રશ્ન ઉપસ્થિત કરે છે તેમને એવુ લાગે છે કે આ અર્થ વ્યક્તિના આગવા મૂલ્ય અને તેની નિરપેક્ષ સ્વતત્રતા સાથે સુસગત નથી 'જર્નલ્સ' ગ્રથમા કિર્કગાર્ડ કહે છે કે, 'મનુષ્યને સૌથી મહત્ત્વની બાબત આપવામા આવી હોય તો તે સ્વતત્રતાની પસદગી છે "[1] હેગલ માને છે કે મનુષ્ય તેના હાર્દમા તાર્કિક છે પરતુ કિર્કગાર્ડ કહે છે કે મનુષ્ય પોતાના મૂલ્યોને પસદ કરે છે તર્કના સિદ્ધાત તેમ જ આદેશને અનુસરવામા સ્વતત્રતાનો આશય પરિપૂર્ણ થાય છે પરંતુ કિર્કગાર્ડના મતાનુસાર તર્કને અનુસરવુ તે સ્વતત્રતાનો નકાર છે

કિર્કગાર્ડ માને છે કે 'ફરજ' બજાવવી એ નૈતિક જીવનનું હાર્દ છે આ સદર્ભમા એ કેન્ટના નૈતિક ચિંતન સાથે સમત થાય છે 'ક્રિટિક ઓફ પ્રેક્ટિકલ રીઝન' ગ્રથમા કેન્ટ નૈતિક જીવન માટે 'નિરુપાધિક આદેશ' (categorical imperative)ને પ્રતિપાદિત

કરે છે. તેને કિર્કગાર્ડ આવકારે છે. આ ઉપરાંત કેન્ટ માને છે કે નૈતિક જીવનનાં ત્રણ ગૃહીત તત્ત્વો છે : (૧) ઈશ્વર, (૨) સ્વતંત્રતા અને (૩) અમરતા. એ ખ્રિસ્તી ધર્મનાં શ્રદ્ધાયુક્ત તત્ત્વોને સમર્થન આપે છે. આમ છતાં કેન્ટ ફરજના સિદ્ધાંત પ્રત્યે આકૃતિક અને રૂપલક્ષી વલણ અખત્યાર કરે છે તેની કિર્કગાર્ડ ટીકા કરે છે. ફરજ પૂરી કરવી એ કેવળ સૈદ્ધાંતિક બાબતને ધારી લેવાની નથી પરંતુ એ વ્યક્તિલક્ષી સામર્થ્ય અને સંજોગોની માગણી કરે છે. નૈતિક કર્તવ્યને પાર પાડવામાં વ્યક્તિ નિષ્ફળ પણ જાય છે. એ સંજોગોમાં તેને ધર્મના આલંબનની આવશ્યકતા રહે છે.

બીજી તરફ નાસ્તિક અસ્તિત્વવાદમાં ફ્રેડરિક નિત્ઝ નીતિમત્તાને સંકલ્પલક્ષી પુરુષાર્થ અને પ્રાણલક્ષી જરૂરિયાત માને છે. આ ઉપરાંત નીતિમત્તાને સાપેક્ષ લેખે છે અને ધર્મને નિર્બળ સંકલ્પના પરિણામરૂપ લેખે છે. સવિશેષ ખ્રિસ્તી ધર્મને માનવજાતિની પીછેહઠ માટે જવાબદાર લેખે છે. નિત્ઝ ગ્રીસની પ્રગતિ અને વિવિધ ક્ષેત્રોમાં તેના અગ્રણી નેતાઓએ જે ઉત્તીર્ણતાનું નિર્દેશન કર્યું છે તેને આદર્શરૂપ લેખે છે. એ ઉત્તમ ગુણો આધુનિક યુરોપમાં દેખાતા નથી. તેના કારણસ્વરૂપ ખ્રિસ્તી ધર્મની નિર્બળ નીતિમત્તા છે એમ તે માને છે. નીતિમત્તા એ પ્રબળ સંકલ્પનું ક્રિયાશીલ પ્રતિપાદન છે. નિત્ઝે પોતાનાં આરંભનાં લખાણોમાં 'વાસના' (passion) અને બુદ્ધિ (reason) વચ્ચેનો ભેદ તીવ્રપણે દર્શાવ્યો હતો. ગ્રીક સંસ્કૃતિમાં પણ 'એપોલો' અને 'ડાયોનિસસ'ના આદર્શ વચ્ચે ભેદ પાડવામાં આવ્યો હતો. 'બર્થ ઓફ ટ્રેજેડી' ગ્રંથમાં એ બાબતને જણાવે છે કે ગ્રીક કલા ડાયોનિસસના આદર્શને પ્રબળતાપૂર્વક રજૂ કરે છે. તેમાં ડાયોનિસસ દ્વારા એપોલો પર વિજય મેળવવાનો પ્રયત્ન છે.

કિર્કગાર્ડ માને છે કે 'અર્થવિહીનપણા'-(absurdity)માંથી મુક્ત થવું હોય તો ખ્રિસ્તી ધર્મનો આશ્રય લેવો જોઈએ. પરંતુ નિત્ઝ એને લીધે જ ખ્રિસ્તી ધર્મનો ત્યાગ કરે છે. એ કહે છે કે, ખ્રિસ્તી ધર્મ 'આ જગતનાં' મૂલ્યોને નીચે ઉતારવા પ્રયાસ કરે છે તેથી એ અયોગ્ય છે. ખ્રિસ્તી ધર્મ 'અતિપ્રાકૃતિક' જગતને સ્થાપવા પ્રયત્નશીલ છે, પરંતુ તે આ જ કાર્ય પર્યાપ્તપણે પાર પાડી શકતું નથી. નિત્ઝ કહે છે કે સમકાલીન નૈતિક વિચાર તથા ગણનામાં અતિપ્રાકૃતિક મૂલ્યોને પ્રવેશવા દેવાં એ યોગ્ય નથી. આ માટે 'ઈશ્વર નથી' એમ કહેવું કે માનવું તે અપ્રસ્તુત છે. તેના અસ્તિત્વને સમકાલીન નૈતિક પરિસ્થિતિ સાથે નિસ્બત નથી. ખ્રિસ્તી ધર્મ વર્તમાન જગતનાં મૂલ્યોને નકારે છે, તેથી તેની આધારશિલા હચમચી ગઈ છે. ખ્રિસ્તી ધર્મના ટેકેદાર તેમ જ અનુયાયીઓ વર્તમાન મૂલ્યોને સ્થાને પરંપરાગત મૂલ્યોને જાળવી રાખવા તથા ખ્રિસ્તી ધર્મનાં મૂલ્યોને સ્થાપવા ઇચ્છે છે. પરંતુ એ ગેરવાજબી છે. તત્ત્વચિંતકોએ વર્તમાન મૂલ્યોને ઉત્ક્રાંત (transvaluation) અવસ્થામાં ફેરવવાં જોઈએ. જેમ કાર્લ માર્ક્સે કહ્યું કે ચિંતકોએ ઘણા વખત સુધી જગતનું અર્થઘટન (interpretation) કર્યું છે. આપણું કાર્ય તેને પરિવર્તિત કરવાનું છે.

અમુક વખતે એવી દલીલ કરવામાં આવે છે કે નિત્ઝના મતાનુસાર નૈતિક ધોરણો સાપેક્ષ છે. તો એ સંદર્ભમાં કોઈ નિરપેક્ષ માપદંડ રજૂ કરી શકાય કે નહિ ? કોઈ પણ ધોરણનું અનુમોદન કરવા નિત્ય સિદ્ધાંતને આગળ ધરી શકાય નહિ. જીવન જીવવાના વિવિધલક્ષી ખ્યાલો છે. તેની શૈલી અનેક છે. તો તેમાં કોઈ એક ધોરણ કે શૈલીને યોગ્ય અને સુરુચિકર લેખવી શક્ય નથી. અહીં કિર્કગાર્ડ કોઈ એક સ્વૈચ્છિક પસંદગીમાં 'કૂદકો મારવાનું' સૂચન કરે છે. નિત્ઝ આવા કોઈ શૂન્યવાદ(nihilism)ને આવકારવા તત્પર નથી. કિર્કગાર્ડની માફક નિત્ઝ પણ 'જુસ્સો', 'વાસના' અને ઉત્સાહને આવકારે છે અને મૂલ્યોની ખેવના ઉત્સાહપૂર્વક થવી જોઈએ એમ કહે છે.

ઓગણીસમી સદીમાં નૈતિક પુરુષાર્થ 'વાસના'-વિહોણો હતો. લોકો ભીરુ, મૃદુ સ્વભાવના, સરળ અને અંતર્મુખી હતા. લોકો 'કારખાનાના ગુલામ' (factory-slave) બની ગયા હતા. પ્રત્યેક યુગમાં જેને 'બહુમતી' કહેવાય છે એ નિર્બળ હોય છે તેથી

આવી 'ગુલામ' મનોદશા પ્રવર્તતી હોય છે ઓગણીસમી સદી રૂઢિગત, સીધીસાદી અને મધ્યમજીવી હતી. આવી દશાને 'પ્રગતિ' લેખવામા આવતી હતી તેમા 'શરમ' અને 'લજ્જા'ને સદ્ગુણ લેખવામા આવતો હતો. બિસ્માર્કે પ્રશિયાના ફ્રાન્સ પરના વિજય પછી જર્મનીમા 'રાઇશ'(Reich)ના નૂતન ઉદય પર નિત્ઝ ઠીક ઠીક પ્રહારો કરે છે અને એ કેવા દુર્ગણો' રજૂ કરે છે તેનો ઉલ્લેખ કરે છે નિત્ઝ એ સમયના જર્મનીના વિશ્વ વિદ્યાલયની પરિસ્થિતિનુ વર્ણન કરે છે અને ટીકા કરતા કહે છે કે આપણા વિશ્વવિદ્યાલયો પોતાના નિશ્ચિત સકલ્પો વિરુદ્ધ' કાર્ય કરે છે તેમા તેના આત્મતત્ત્વની મૂળભૂત સહજશક્તિ વિલય પામી છે સમગ્ર યુરોપમા 'સત્તાના ગ્રેલ' ચાલે છે અને રાજકર્તાઓ માને છે કે તેઓ તેથી છેતરાતા નથી.[૨]

નિત્ઝ સામાજિક અને નૈતિક દૃષ્ટિએ ક્રાતિકારી છે કારણ કે એક તરફ એ 'વાસના'ના આધિપત્યને આવકારે છે તો બીજી તરફ વાસનાથી પર જઈને તર્ક દ્વારા નિર્દેશેલા મૂલ્યોમા પરિવર્તન ઇચ્છે છે પરતુ આ મૂલ્યોનુ નિરસન અને સમાવેશન 'નિરપેક્ષ' તત્ત્વમા થાય એવુ એ ઇચ્છતા નથી. 'ઈશ્વર મૃત્યુ પામ્યો છે' એ ઉચ્ચારણનુ વિધાયક દૃષ્ટિએ અર્થઘટન કરીએ તોપણ નૈતિક મૂલ્યો શી રીતે સાપેક્ષ છે એ સમજવુ આવશ્યક છે નૈતિક મૂલ્યો ધાર્મિક વ્યાપાર, માન્યતા પર આશ્રિત હોઈ શકે નહિ એ યોગ્ય છે પરતુ 'ધર્મ'નો અર્થ કોઈ ઐતિહાસિક ધર્મ ન લેતા કોઈ નિશ્ચિત માપદંડ કે સિદ્ધાત લઈ શકાય છે મનુષ્યે શા માટે નૈતિક બનવુ જોઈએ ? એ પ્રશ્નનો ઉત્તર એમ આપી શકાય કે ધર્મ એ જીવનના વિવિધ જૈવિક સાસ્કૃતિક અને સામાજિક પરિબળો તેમ જ મૂલ્યોને એકસૂત્રિત કરે છે અને નિશ્ચિત કર્તવ્યસિદ્ધાતમા સ્થાપિત કરે છે નિત્ઝ આ જૈવિક પરિબળો અને મૂલ્યોને આખરી લેખે છે અને નૈતિક સૂત્રો તેમ જ સિદ્ધાતને અકુશની દૃષ્ટિએ સાપેક્ષ અને ગૌણ લેખે છે

જેમ નિત્ઝ શુભ અને અશુભને સાપેક્ષ માને છે અને માનવ-સકલ્પ તેથી પર રહ્યો છે એમ લેખે છે તેમ ઝયા પોલ સાર્ત્ર (૧૯૦૫–૧૯૮૦) અનિષ્ટને માનવસ્વભાવ તથા વ્યક્તિત્વની સાથે વણાયેલ છે એમ લેખે છે પોતાની જાતને છેતરવી એ જાણે કે મનુષ્યને માટે સહજ બની ગયુ હોય એમ જણાય છે મનુષ્ય 'સ્વય સત્તત્ત્વ' (being in itself) અને 'અન્ય માટે સત્તત્ત્વ' (being for itself) એ બને તત્ત્વોનુ સયુક્ત ફરજદ છે સ્વય સત્તત્ત્વ એ ભૌતિક તત્ત્વ છે, ત્યારે 'અન્ય માટે સત્તત્ત્વ' એ ચેતન તત્ત્વ છે પરતુ વાસ્તવિક જીવનમા મનુષ્ય આ બને સ્વતત્ર તત્ત્વો અગે અજ્ઞાત રહે છે અને 'સ્વતત્ત્વ'ને ભૂલી જાય છે 'ફ્લાઇઝ', 'નો એગ્ઝિટ' અને 'બીઇંગ એન્ડ નથિંગનેસ' કૃતિઓમા સાર્ત્ર મનુષ્યનુ નિકૃષ્ટ ચિત્ર રજૂ કરે છે નૈતિક દૃષ્ટિએ મનુષ્ય શી રીતે પોતાની વ્યક્તિમત્તાને મૂલ્યનિષ્ઠ બનાવે છે અને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ધોરણ સાથે બાધછોડ કરે છે એ સાર્ત્ર દર્શાવે છે સમાજ, દેશ અને દુનિયામા કાર્ય કરવુ એ વ્યક્તિને માટે ફરજ સમાન છે અને ઉપયોગિતા માટે એ હરહમેશ ઇચ્છુક હોય છે પરતુ જ્યારે વ્યક્તિ હોટલના 'વેઇટર' તરીકે કે રેલવેના 'ગાર્ડ' તરીકે વિષયરૂપ બને છે ત્યારે પોતાની જાતને જગતના વિવિધ વિષયોમા 'વિષય' (object) તરીકે જુએ છે પોતે વાસ્તવમા મૂળભૂત રીતે 'આત્મતત્ત્વ' છે, પરતુ સસાર અને જગતમા વિષય' તરીકે રહે છે એ તેને સમસ્યારૂપ જણાય છે

સાર્ત્ર આ સદર્ભમા એક સ્ત્રીનો દાખલો આપે છે એ સ્ત્રી પરણેલી છે તેને બાળકો છે તેમ છતા પરપુરુષ સાથે એ ફરવા નીકળી છે અને સાથે ચાલતા ચાલતા તે પોતાનો હાથ પરપુરુષના હાથ સાથે મેળવે છે અને ફરતા પુરુષના હાથ સાથે જ રાખે છે સ્ત્રી જાણે છે કે હાથ આપી દેવો એ તેની સાથે રહેવાનુ અને લગ્ન કરવાનુ વચન છે છતા એ હાથને દૂર લેતી નથી. સાર્ત્ર કહે છે કે આ રીતે પ્રેમ કરવો અને પરપુરુષ સાથે ભળવુ એ આત્મ પ્રપચ છે તેમા સ્ત્રી પોતાની જાતને 'વિષય' બનાવી દે છે એક તરફથી સ્ત્રી પોતાની રીતે વર્તવા સપૂર્ણ સ્વતત્ર છે તેમ છતા

એ વિષયમાં પરિવર્તિત થાય છે અને પરપુરુષને પોતાની જાત સોંપે છે.

મનુષ્ય સંપૂર્ણપણે સ્વતંત્ર છે છતાં એ પોતાના સ્વતત્ત્વને છોડીને વિષયને ગ્રહણ કરે છે. પરિણામે એ અસત્ય તેમ જ અશુભ સાથે એકાકાર બને છે. સ્વતત્ત્વ સ્વતંત્રતાનો વિષય તરીકે ઉપયોગ કરે છે. સાર્ત્ર 'આત્મા'માં માનતા નથી પરંતુ એ આત્મતત્ત્વ-(સ્વતત્ત્વ)ને સ્વીકારે છે. આ આત્મતત્ત્વ વિષય સાથે સંપર્કમાં આવે છે. અમુક સંજોગોમાં આત્મતત્ત્વ એ વિષયના અભિપ્રાય અને બનાવટ સિવાય બીજું કશું નથી. મનુષ્ય 'અન્ય'ને એટલું બધું મહત્ત્વ આપે છે કે એ અન્યના ધોરણ, મંતવ્ય અને મૂલ્યાંકન દ્વારા જ નિર્મિત થતો હોય છે. કુટુંબ, જૂથ, સમાજ, દેશ અને અન્ય વિશાળ સમૂહ દ્વારા જ પોતાને નિર્ધારિત કરે છે. મનુષ્ય જાણે કે વહેંચાઈ ગયો હોય એમ જણાય છે.

'બીઈંગ એન્ડ નથિંગનેસ' ગ્રંથમાં સાર્ત્ર નિષેધકતા(negativity)ને વિશિષ્ટ રીતે પ્રતિપાદિત કરે છે. મનુષ્યનું વ્યક્તિત્વ આવા નિષેધક તત્ત્વ દ્વારા રચાય છે. પરંતુ ચૈતન્ય સાથે જ્યારે નિષેધકતા સંકળાય છે ત્યારે તે તેમાં વિભાજન સર્જે છે. પ્રત્યેક મનુષ્યના ચૈતન્યમાં આવા ભાગલાઓ, બાકોરાં અને છિદ્રો નજરે પડે છે. સાર્ત્ર શુદ્ધ ચૈતન્યમાં માનતા નથી. એ કહે છે કે ચૈતન્યને જ્યાં જુઓ ત્યાં 'વિષય'નું ચૈતન્ય હોય છે અને તેમાં અનેક વિભાજનો રહ્યાં છે. પરિણામે મનુષ્ય આંતરિક રીતે પોતાના નિશ્ચિત સંકલ્પને અનુસરી શકતો નથી. એક તબક્કે સાર્ત્રે પરહિતવાદ (altruism) પર લક્ષ આપ્યું હતું. વ્યક્તિના કર્તવ્યમાં સમાજનું પ્રતિનિધિત્વ રહ્યું છે એમ તેણે વિચાર્યું. વ્યક્તિ એકલી ફરજ અદા કરતી નથી, એ જે કરે છે એ અન્ય આચરી શકે એવું કાર્ય કરે છે. સાર્ત્ર અમુક અંશે કેન્ટના નિરુપાધિક આદેશને રજૂ કરે છે. નિરુપાધિક આદેશના ત્રણ માપદંડોમાં કેન્ટ જે એક માપદંડ આપે છે તે એ છે કે 'એવું કાર્ય કરવું જોઈએ જે અન્ય સર્વે કરી શકે તેમ છે.' આ સર્વદેશીપણાનો માપદંડ સાર્ત્રના નૈતિક ચિંતનમાં જોઈ શકાય છે. સાર્ત્રના ચિંતનમાં નૈતિક પ્રશ્ન અને અભિગમ એ માનવવ્યવહાર કેવો છેતરામણો છે એ રજૂઆતને આગળ ધરે છે. મનુષ્ય ધારે તો કલ્યાણકારી પ્રવૃત્તિ હાથ ધરી શકે છે. પરંતુ તેની પાસે સ્વતંત્રતાનો ઉપયોગ શી રીતે કરવો તેનું જ્ઞાન અને તે અંગેની ક્ષમતા નથી. મનુષ્ય કાર્ય કરવા મુક્ત છે, પરંતુ તેની મુક્તિ સૈદ્ધાંતિક છે. વ્યવહારમાં મનુષ્ય મૂંઝાયલો અને ચિંતાગ્રસ્ત હોવાને લીધે એ યોગ્ય નિર્ણય લઈ શકતો નથી. પરિણામે પોતાના કાર્યમાં એ પીછેહઠ (regression) અનુભવે છે.

સ્વતંત્રતાના આદર્શને લીધે સાર્ત્ર સામ્યવાદ અને સમાજવાદ તરફ વળે છે. મનુષ્ય શ્રમજીવી છે. તેથી તેના શ્રમનો બદલો સમાજે સમગ્રપણે વાળવો જોઈએ. પોતાના ચિંતનના એક તબક્કે સાર્ત્રે એમ કહ્યું હતું કે 'અસ્તિત્વવાદ એ માનવતાવાદ (humanism) છે.' માનવલક્ષી હિતનાં પરાર્થી કાર્યોમાં ભાગ લેવો અને એ રીતે અન્યને માટે બલિદાન આપવું એ મનુષ્યના અસ્તિત્વના ઉત્કર્ષના પર્યાય બરાબર છે. બીજે તબક્કે તેણે કહ્યું કે 'અસ્તિત્વવાદ એ સામ્યવાદ' છે. સામ્યવાદના સિદ્ધાંતથી એ અત્યંત પ્રભાવિત થયા અને તેમને લાગ્યું કે કેવળ સત્તાની વહેંચણી અને શ્રમજીવીઓની એકતા, સંપત્તિનું ન્યાયી સંચાલન માનવજાતિને અનિષ્ટમાંથી મુક્ત કરશે. અસ્તિત્વવાદ લોકોનાં દુઃખની આવશ્યક પ્રતીતિ છે. વાસ્તવમાં સાર્ત્ર નિરપેક્ષ સ્વતંત્રતા અને મૂલ્યના અસ્તિત્વમાં માને છે. મૂલ્યના જ્ઞાન, તેની પ્રતીતિ અને તેના પાલન માટે સ્વતંત્રતાની આવશ્યકતા છે. પરંતુ આ સ્વતંત્રતા એક નિરપેક્ષ શક્યતા તરીકે માનવચિત્તમાં રહી છે. સામાજિક અને રાજકીય પરિસ્થિતિ, કાર્ય અને સંજોગમાં એ 'શરત' તરીકે રહી છે. એ વિના રાજકીય અને સામાજિક કાર્ય સાકાર થઈ શકતાં નથી.

અસ્તિત્વવાદ સેશ્વરલક્ષી (theistic) પણ છે. કિર્કગાર્ડ, માર્સેલ અને યાસ્પર્સ ઈશ્વરના વિશ્વાસ સાથે માનવપ્રયત્ન અને નૈતિક ઝંખનાને સંબંધિત કરે છે.

આવી 'ગુલામ' મનોદશા પ્રવર્તતી હોય છે ઓગણીસમી સદી રૂઢિગત, સીધીસાદી અને મધ્યમજીવી હતી. આવી દશાને 'પ્રગતિ' લેખવામા આવતી હતી. તેમા 'શરમ' અને 'લજ્જા'ને સદ્ગુણ લેખવામા આવતો હતો. બિસ્માર્કે પ્રશિયાના ફ્રાન્સ પરના વિજય પછી જર્મનીમા 'રાઇશ'(Reich)ના નૂતન ઉદય પર નિત્ઝે ઠીક ઠીક પ્રહારો કરે છે અને એ કેવા 'દુર્ગણો' રજૂ કરે છે તેનો ઉલ્લેખ કરે છે નિત્ઝે એ સમયના જર્મનીના વિશ્વ વિદ્યાલયની પરિસ્થિતિનુ વર્ણન કરે છે અને ટીકા કરતા કહે છે કે આપણા વિશ્વવિદ્યાલયો પોતાના નિશ્ચિત સકલ્પો વિરુદ્ધ' કાર્ય કરે છે તેમા તેના આત્મતત્ત્વની મૂળભૂત સહજશક્તિ વિલય પામી છે સમગ્ર યુરોપમા 'સત્તાના ખેલ ચાલે છે અને રાજકર્તાઓ માને છે કે તેઓ તેથી છેતરાતા નથી.[૨]

નિત્ઝે સામાજિક અને નૈતિક દૃષ્ટિએ ક્રાતિકારી છે કારણ કે એક તરફ એ વાસના'ના આધિપત્યને આવકારે છે તો બીજી તરફ વાસનાથી પર જઈને તર્ક દ્વારા નિર્દેશેલા મૂલ્યોમા પરિવર્તન ઇચ્છે છે પરતુ આ મૂલ્યોનુ નિરસન અને સમાવેશન નિરપેક્ષ' તત્ત્વમા થાય એવુ એ ઇચ્છતા નથી 'ઈશ્વર મૃત્યુ પામ્યો છે' એ ઉચ્ચારણનુ વિધાયક દૃષ્ટિએ અર્થઘટન કરીએ તોપણ નૈતિક મૂલ્યો શી રીતે સાપેક્ષ છે એ સમજવુ આવશ્યક છે નૈતિક મૂલ્યો ધાર્મિક વ્યાપાર, માન્યતા પર આશ્રિત હોઈ શકે નહિ એ યોગ્ય છે પરતુ 'ધર્મ'નો અર્થ કોઈ ઐતિહાસિક ધર્મ ન લેતા કોઈ નિશ્ચિત માપદડ કે સિદ્ધાત લઈ શકાય છે મનુષ્યે શા માટે નૈતિક બનવુ જોઈએ ? એ પ્રશ્નનો ઉત્તર એમ આપી શકાય કે ધર્મ એ જીવનના વિવિધ જૈવિક, સાસ્કૃતિક અને સામાજિક પરિબળો તેમ જ મૂલ્યોને એકસૂત્રિત કરે છે અને નિશ્ચિત કર્તવ્યસિદ્ધાતમા સ્થાપિત કરે છે નિત્ઝે આ જૈવિક પરિબળો અને મૂલ્યોને આખરી લેખે છે અને નૈતિક સૂત્રો તેમ જ સિદ્ધાતને અકુશની દૃષ્ટિએ સાપેક્ષ અને ગૌણ લેખે છે

જેમ નિત્ઝે શુભ અને અશુભને સાપેક્ષ માને છે અને માનવ-સકલ્પ તેથી પર રહ્યો છે એમ લેખે છે તેમ ઝયા પૉલ સાર્ત્ર (૧૯૦૫-૧૯૮૦) અનિષ્ટને માનવસ્વભાવ તથા વ્યક્તિત્વની સાથે વણાયેલ છે એમ લેખે છે પોતાની જાતને છેતરવી એ જાણે કે મનુષ્યને માટે સહજ બની ગયુ હોય એમ જણાય છે મનુષ્ય 'સ્વય સત્તત્ત્વ' (being in itself) અને 'અન્ય માટે સત્તત્ત્વ' (being for itself) એ બને તત્ત્વોનુ સયુક્ત ફરજદ છે સ્વય સત્તત્ત્વ એ ભૌતિક તત્ત્વ છે ત્યારે 'અન્ય માટે સત્તત્ત્વ' એ ચેતન તત્ત્વ છે પરતુ વાસ્તવિક જીવનમા મનુષ્ય આ બને સ્વતત્ર તત્ત્વો અગે અજ્ઞાત રહે છે અને 'સ્વતત્ત્વ'ને ભૂલી જાય છે 'ફ્લાઇઝ', 'નો એગ્ઝિટ' અને 'બીઈંગ ઍન્ડ નથિંગનેસ' કૃતિઓમા સાર્ત્ર મનુષ્યનુ નિકૃષ્ટ ચિત્ર રજૂ કરે છે નૈતિક દૃષ્ટિએ મનુષ્ય શી રીતે પોતાની વ્યક્તિમત્તાને મૂલ્યનિષ્ઠ બનાવે છે અને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ધોરણ સાથે બાધછોડ કરે છે એ સાર્ત્ર દર્શાવે છે સમાજ, દેશ અને દુનિયામા કાર્ય કરવુ એ વ્યક્તિને માટે ફરજ સમાન છે અને ઉપયોગિતા માટે એ હરહમેશ ઇચ્છુક હોય છે પરતુ જ્યારે વ્યક્તિ હોટલના 'વેઇટર' તરીકે કે રેલવેના 'ગાર્ડ' તરીકે વિષયરૂપ બને છે ત્યારે પોતાની જાતને જગતના વિવિધ વિષયોમા વિષય' (object) તરીકે જુએ છે પોતે વાસ્તવમા મૂળભૂત રીતે 'આત્મતત્ત્વ' છે, પરંતુ સસાર અને જગતમા વિષય' તરીકે રહે છે એ તેને સમસ્યારૂપ જણાય છે

સાર્ત્ર આ સદર્ભમા એક સ્ત્રીનો દાખલો આપે છે એ સ્ત્રી પરણેલી છે તેને બાળકો છે તેમ છતા પરપુરુષ સાથે એ ફરવા નીકળી છે અને સાથે ચાલતા ચાલતા તે પોતાનો હાથ પરપુરુષના હાથ સાથે મેળવે છે અને ફરતા પુરુષના હાથ સાથે જ રાખે છે સ્ત્રી જાણે છે કે હાથ આપી દેવો એ તેની સાથે રહેવાનુ અને લગ્ન કરવાનુ વચન છે છતા એ હાથને દૂર લેતી નથી. સાર્ત્ર કહે છે કે આ રીતે પ્રેમ કરવો અને પરપુરુષ સાથે ભળવુ એ આત્મ પ્રપચ છે તેમા સ્ત્રી પોતાની જાતને વિષય' બનાવી દે છે એક તરફથી સ્ત્રી પોતાની રીતે વર્તવા સપૂર્ણ સ્વતત્ર છે તેમ છતા

એ વિષયમાં પરિવર્તિત થાય છે અને પરપુરુષને પોતાની જાત સોંપે છે.

મનુષ્ય સંપૂર્ણપણે સ્વતંત્ર છે છતાં એ પોતાના સ્વતત્ત્વને છોડીને વિષયને ગ્રહણ કરે છે. પરિણામે એ અસત્ય તેમ જ અશુભ સાથે એકાકાર બને છે. સ્વતત્ત્વ સ્વતંત્રતાનો વિષય તરીકે ઉપયોગ કરે છે. સાર્ત્ર 'આત્મા'માં માનતા નથી પરંતુ એ આત્મતત્ત્વ-(સ્વતત્ત્વ)ને સ્વીકારે છે. આ આત્મતત્ત્વ વિષય સાથે સંપર્કમાં આવે છે. અમુક સંજોગોમાં આત્મતત્ત્વ એ વિષયના અભિપ્રાય અને બનાવટ સિવાય બીજું કશું નથી. મનુષ્ય 'અન્ય'ને એટલું બધું મહત્ત્વ આપે છે કે એ અન્યના ધોરણ, મંતવ્ય અને મૂલ્યાંકન દ્વારા જ નિર્મિત થતો હોય છે. કુટુંબ, જૂથ, સમાજ, દેશ અને અન્ય વિશાળ સમૂહ દ્વારા જ પોતાને નિર્ધારિત કરે છે. મનુષ્ય જાણે કે વહેંચાઈ ગયો હોય એમ જણાય છે.

'બીઈંગ એન્ડ નથિંગનેસ' ગ્રંથમાં સાર્ત્ર નિષેધકતા(negativity)ને વિશિષ્ટ રીતે પ્રતિપાદિત કરે છે. મનુષ્યનું વ્યક્તિત્વ આવા નિષેધક તત્ત્વ દ્વારા રચાય છે. પરંતુ ચૈતન્ય સાથે જ્યારે નિષેધકતા સંકળાય છે ત્યારે તે તેમાં વિભાજન સર્જે છે. પ્રત્યેક મનુષ્યના ચૈતન્યમાં આવા ભાગલાઓ, બાકોરાં અને છિદ્રો નજરે પડે છે. સાર્ત્ર શુદ્ધ ચૈતન્યમાં માનતા નથી. એ કહે છે કે ચૈતન્યને જ્યાં જુઓ ત્યાં 'વિષય'નું ચૈતન્ય હોય છે અને તેમાં અનેક વિભાજનો રહ્યાં છે. પરિણામે મનુષ્ય આંતરિક રીતે પોતાના નિશ્ચિત સંકલ્પને અનુસરી શકતો નથી. એક તબક્કે સાર્ત્રે પરહિતવાદ (altruism) પર લક્ષ આપ્યું હતું. વ્યક્તિના કર્તવ્યમાં સમાજનું પ્રતિનિધિત્વ રહ્યું છે એમ તેણે વિચાર્યું. વ્યક્તિ એકલી ફરજ અદા કરતી નથી, એ જે કરે છે એ અન્ય આચરી શકે એવું કાર્ય કરે છે. સાર્ત્ર અમુક અંશે કેન્ટના નિરુપાધિક આદેશને રજૂ કરે છે. નિરુપાધિક આદેશના ત્રણ માપદંડોમાં કેન્ટ જે એક માપદંડ આપે છે તે એ છે કે 'એવું કાર્ય કરવું જોઈએ જે અન્ય સર્વે કરી શકે તેમ છે.' આ સર્વદેશીપણાનો માપદંડ સાર્ત્રના નૈતિક ચિંતનમાં જોઈ શકાય છે. સાર્ત્રના ચિંતનમાં નૈતિક પ્રશ્ન અને અભિગમ એ માનવવ્યવહાર કેવો છેતરામણો છે એ રજૂઆતને આગળ ધરે છે. મનુષ્ય ધારે તો કલ્યાણકારી પ્રવૃત્તિ હાથ ધરી શકે છે. પરંતુ તેની પાસે સ્વતંત્રતાનો ઉપયોગ શી રીતે કરવો તેનું જ્ઞાન અને તે અંગેની ક્ષમતા નથી. મનુષ્ય કાર્ય કરવા મુક્ત છે, પરંતુ તેની મુક્તિ સૈદ્ધાંતિક છે. વ્યવહારમાં મનુષ્ય મૂંઝાયલો અને ચિંતાગ્રસ્ત હોવાને લીધે એ યોગ્ય નિર્ણય લઈ શકતો નથી. પરિણામે પોતાના કાર્યમાં એ પીછેહઠ (regression) અનુભવે છે.

સ્વતંત્રતાના આદર્શને લીધે સાર્ત્ર સામ્યવાદ અને સમાજવાદ તરફ વળે છે. મનુષ્ય શ્રમજીવી છે. તેથી તેના શ્રમનો બદલો સમાજે સમગ્રપણે વાળવો જોઈએ. પોતાના ચિંતનના એક તબક્કે સાર્ત્રે એમ કહ્યું હતું કે 'અસ્તિત્વવાદ એ માનવતાવાદ (humanism) છે.' માનવલક્ષી હિતનાં પરાર્થી કાર્યોમાં ભાગ લેવો અને એ રીતે અન્યને માટે બલિદાન આપવું એ મનુષ્યના અસ્તિત્વના ઉત્કર્ષના પર્યાય બરાબર છે. બીજે તબક્કે તેણે કહ્યું કે 'અસ્તિત્વવાદ એ સામ્યવાદ' છે. સામ્યવાદના સિદ્ધાંતથી એ અત્યંત પ્રભાવિત થયા અને તેમને લાગ્યું કે કેવળ સત્તાની વહેંચણી અને શ્રમજીવીઓની એકતા, સંપત્તિનું ન્યાયી સંચાલન માનવજાતિને અનિષ્ટમાંથી મુક્ત કરશે. અસ્તિત્વવાદ લોકોનાં દુઃખની આવશ્યક પ્રતીતિ છે. વાસ્તવમાં સાર્ત્ર નિરપેક્ષ સ્વતંત્રતા અને મૂલ્યના અસ્તિત્વમાં માને છે. મૂલ્યના જ્ઞાન, તેની પ્રતીતિ અને તેના પાલન માટે સ્વતંત્રતાની આવશ્યકતા છે. પરંતુ આ સ્વતંત્રતા એક નિરપેક્ષ શક્યતા તરીકે માનવચિત્તમાં રહી છે. સામાજિક અને રાજકીય પરિસ્થિતિ, કાર્ય અને સંજોગમાં એ 'શરત' તરીકે રહી છે. એ વિના રાજકીય અને સામાજિક કાર્ય સાકાર થઈ શકતાં નથી.

અસ્તિત્વવાદ ઈશ્વરલક્ષી (theistic) પણ છે. કિર્કગાર્ડ, માર્સેલ અને યાસ્પર્સ ઈશ્વરના વિશ્વાસ સાથે માનવપ્રયત્ન અને નૈતિક ઝંખનાને સંબંધિત કરે છે.

પરતુ ઈશ્વર સાથેના સબધ દ્વારા વ્યક્તિ નૈતિક પુરુષાર્થમા ભૂલ કરે છે તેનુ સકલ્પતત્ત્વ પ્રબળ હોય છે પરતુ તેનુ શરીર તેના આચરણમા વિઘ્ન બની રહે છે જેમ ઈશુ ખ્રિસ્ત કહે છે કે 'આત્મતત્ત્વ મજબૂત છે પરતુ શરીર નિર્બળ છે' તેમ મનુષ્યની વાસના ઇચ્છા અને લાલચો તેને ગેરરસ્તે દોરે છે અને પરિણામે એ પોતાના પુરુષાર્થમા હતાશાનો ભોગ બને છે મનુષ્ય પોતાના નૈતિક કાર્યમા મુક્ત છે પરંતુ પોતાના અધૂરા જ્ઞાન, પોતાની વાસનાને લીધે ભૂલનો ભોગ બને છે તેના માટે યોગ્ય રસ્તો એ પશ્ચાત્તાપ કરવાનો છે કિર્કગાર્ડ આ સદર્ભમા મનુષ્યને અતર્મુખી જીવન જીવવાની સલાહ આપે છે સત્ય એ સ્વલક્ષી છે અને પ્રત્યેક મનુષ્યને પોતાના કર્તવ્યની જવાબદારી પોતાના ખભે લેવાની છે મૂળભૂત રીતે આ ખ્યાલ માનવજીવનને કર્તવ્યના કેન્દ્રમા રાખે છે

મનુષ્યને જીવન આપત્તિરૂપ જણાય છે સવિશેષ વીસમી સદીના આરભથી વિશ્વ પર યુદ્ધના વાદળો ઘેરાયાં તેની અસર માનવજીવન પર તીવ્ર રીતે થઈ બે વિશ્વયુદ્ધોને લીધે પૃથ્વી પર એટલા શસ્ત્રો ખડકાયા કે તેને લીધે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિરોધ, કલહ, વૈમનસ્ય, હરીફાઈ અને કટુતા વધ્યા, મનુષ્ય માટે જીવનનાં સજોગો અને પરિબળો પડકારરૂપ બન્યા હરેક પળે જીવન સ્વય સમસ્યારૂપ જણાય છે તેમા સ્વતત્ર રીતે વિચાર કરવો, આયોજન કરવુ, નિર્ણય લેવો, આચરણ કરવુ એ સભવિત નથી. તાર્કિક અને બૌદ્ધિક રીતે વ્યવહાર કરવો મનુષ્ય માટે શક્ય નથી હ્યૂમ(૧૭૧૧ ૧૭૭૬) કહે છે તેમ તર્ક એ વાસનાની દાસી બને છે (Reason is and ought to be the slave of passions) સ્વતત્રતા સ્વય જવાબદારીનો ભાગ બને છે મનુષ્યને જણાય છે કે જીવનની વિષમતામા એ વિકલ્પોને સ્પષ્ટ રીતે અલગ પાડી શકતો નથી અને તેનો ભેદ જાણીને તેનો સ્વીકાર અને અસ્વીકાર કરવામા એ નિષ્ફળ જાય છે દુખ અને અન્યાયની ભીંસમા એ જીવનના સરળ લક્ષ્ય અને મૂલ્યને ઓળખી શકતો નથી. વર્તમાન સદીમા ્સ્તિત્વલક્ષી ચિંતને વિશેષ ધ્યાન દોર્યું છે અને તાત્ત્વિક વસ્તુશાસ્ત્રની દષ્ટિએ એ આભાસવાદ(phenomenology)ની વિચારધારા સાથે સલગ્ન થતુ જણાય છે કારણ કે મનુષ્ય 'અર્થ (meaning)'ને જગતમા પ્રાધાન્ય આપતો હોય એમ લાગે છે ૧૯૨૫મા વિયેના સર્કલે' (Vienna Circle) સવિશેષ તેના સભ્યો મોરિત્સ શ્લિક, રૂડોલ્ફ કાર્નેપ, એ જે એયરે એમ વિચાર્યું કે તત્ત્વમીમાસા(metaphysics)ના વિધાનોનો કશો અર્થ નથી. તેમ અસ્તિત્વવાદીઓએ પણ માન્યુ કે 'અર્થનો અર્થ' (meaning of meaninig) બેહૂદો (absurd) છે પરંતુ એ અસર હેઠળ 'આભાસવાદ' 'અર્થ'ના અસ્તિત્વની બાદબાકી કરી નાખે છે કેવળ બાધ્ય વિષય, તેનો અર્થ મનુષ્યની ચેતના માટે ગ્રાહ્ય છે તેનુ 'અસ્તિત્વ' (existence) મહત્ત્વનુ નથી, વસ્તુનો 'આભાસ' એ જ અર્થને અભિવ્યક્ત કરે છે

અસ્તિત્વવાદના આવા ખ્યાલના પ્રણેતામા માર્ટિન હાઇડેગર (૧૮૮૯–૧૯૭૬) સમકાલીન જર્મન ચિતક છે એ જીવનને વ્યગ્રતારૂપે જુએ છે જીવન એ 'સસાર' છે જે અવિભાજ્યપણે મનુષ્ય સાથે સબધિત છે 'અન્ય' વ્યક્તિઓ સાથે રહેવુ એ જીવન અને અસ્તિત્વનુ અનિવાર્ય લક્ષણ છે વાસ્તવમા પ્રત્યેક મનુષ્યની પોતાના કાર્ય, વ્યવસાય અને પોતાની પ્રવૃત્તિને અનુરૂપ અન્ય વ્યક્તિ, જૂથ, સમાજ અને મડળ સાથે રહેવાની અને કાર્ય કરવાની ફરજ છે અને તેની પ્રતીતિ કરવી જરૂરી છે તેને હાઇડેગર 'તથ્યલક્ષિતા' (facticity) કહે છે પ્રત્યેક વ્યક્તિ પોતાની સમાન રુચિયુક્ત વ્યક્તિ સાથે સબધ બાંધે છે તેને પોતાનુ વર્તુળ રહ્યુ હોય છે વકીલને પોતાના અસીલ, કારકુન, ન્યાયાધીશ અને વિરોધપક્ષના વકીલ સાથે નજીકના સબધ હોય છે એ રીતે બેંકના મેનેજર દુકાનદાર, નેતા, અમલદાર અને શિક્ષકને પોતાનુ અગત વિશ્વ તૈયાર થતુ દેખાય છે તે પોતાના નક્કી કરેલા ક્ષિતિજમા રહે છે અહીં કેન્ટ (૧૭૨૪–૧૮૦૪) અને હેર (૧૮૦૯) કહે છે તેમ 'સદર્ભો' (contexts) મ ત્ત્વના છે જે વ્યક્તિ જે વર્તુળમા રહે છે તેમા અન્ય ક્તિ સાથેના સબધો

તેનું વર્તન નિર્ધારિત કરે છે અને એક વખત જે વર્તન નિશ્ચિત થયું હોય તે અન્ય સાથેના અપેક્ષિત વર્તનના સંદર્ભમાં ચાલુ રાખવું પડે છે. ભારતીય પરંપરામાં મહાભારતમાં જે નીતિસૂત્ર છે — 'आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।' — એ તેના સમાન છે. એ સાર્વત્રિકપણાનો સિદ્ધાંત છે તે અહીં લાગુ પડે છે.

તાત્ત્વિક દૃષ્ટિએ હાઇડેગર માને છે કે મનુષ્ય સ્વયં સત્‌તત્ત્વ 'ડાઝાઇન' છે અને એ આંતરિક રીતે રહ્યું છે. આમ છતાં 'અન્ય જનો' અને 'જગત' (being-in-the-world) તેને નિર્ધારિત કરે છે. 'ઐતિહાસિક તત્ત્વ' 'સમય' પણ તેના ઘડતરમાં ભાગ ભજવે છે. મથામણ અને સંઘર્ષમાં મનુષ્યનું વર્તન ઘડાય છે. મનુષ્ય 'વિચાર' અને 'ચિંતન' કરવા ટેવાયેલો છે. 'બીઈંગ એન્ડ ટાઇમ' ગ્રંથમાં હાઇડેગર મનુષ્યના મનોવૈજ્ઞાનિક સ્વભાવ અને અંતસ્તત્ત્વ વિશે કહે છે કે એ હંમેશ 'વ્યગ્રતા'માં વ્યસ્ત રહે છે. ભાષા, વિચાર, ઐતિહાસિક સંજોગો, સમયનો વ્યાપ, અન્ય જનો, સામાજિક પરિબળો મનુષ્યને તંગ અવસ્થામાં મૂકે છે. તેમાંથી મનુષ્યને મુક્ત કરવા સામાજિક વિજ્ઞાનો, નિયમોની એકરૂપતા અને લાગણીની સ્વલક્ષિતાનાં બંધનોનો ખ્યાલ આપવો જોઈએ. હાઇડેગર માને છે કે 'વસ્તુશાસ્ત્ર' મનુષ્યને સાચી મુક્તિ આપી શકે. આ ખ્યાલ ભારતીય તત્ત્વજ્ઞાનમાં તત્ત્વચિંતનના અને મુક્તિના સંબંધના ખ્યાલને મળતો આવે છે.

ભારતીય તત્ત્વચિંતનમાં દુઃખ, વ્યગ્રતા, આપત્તિ અને અનિષ્ટને વિશિષ્ટ રીતે લક્ષમાં લેવામાં આવ્યાં છે. બૌદ્ધ ધર્મ, સાંખ્ય દર્શન, વેદાંત પરંપરાગત સ્મૃતિઓમાં આ મુદ્દાઓને વિચાર માટે લેવાયા છે. બૌદ્ધ ધર્મે તો 'सर्वं दुःखम् दुःखम्' એમ કહીને દુઃખના તથ્યને સર્વદેશી લેખ્યું છે. જેમ હાઇડેગરે મૃત્યુને વ્યક્તિલક્ષી અને વ્યક્તિના દુઃખને માટે મહત્ત્વનું લેખ્યું છે તેમ બૌદ્ધ ધર્મે મૃત્યુને વ્યક્તિના અસ્તિત્વ માટે સૌથી મોટા પડકાર તરીકે લેખ્યું છે. મૃત્યુને કોઈ પણ વ્યક્તિ ઓળંગી શકતી નથી, અને તે જ દુઃખ છે. એ દુઃખને માટે 'તન્હા' છે જેને ભારતીય દર્શનીમાં 'અવિદ્યા' કહેવામાં આવી. અવિદ્યા એ જ દુઃખનું કારણ છે. તેને દૂર કરવા મુક્તિના ખ્યાલને જાણવો જરૂરી છે. તેથી દરેક મનુષ્યે મુમુક્ષુ બનવું પડે છે. અમુક વખતે આને 'નિરાશાવાદી' વલણ અખત્યાર કર્યું કહેવાય છે, પરંતુ એવું નથી. પશ્ચિમના અસ્તિત્વવાદમાં સામાન્ય રીતે શુભ અને અશુભને સાપેક્ષ લેખવામાં આવ્યાં છે.

પરમતત્ત્વને નિરુપાધિક રીતે પ્રતિપાદિત કરવામાં આવ્યું નથી. દુઃખના તથ્યને સ્વીકારવામાં આવ્યું છે. આમ છતાં દુઃખના તથ્યને સ્વીકારવામાં આવ્યું છે. પરંતુ તેમાંથી મુક્ત થવા માટેનો માર્ગ સ્પષ્ટ રીતે રજૂ કરવામાં આવ્યો નથી. એ માટે નૈતિક પુરુષાર્થ, ત્યાગ કે યોગ કરવો જરૂરી છે કે નહિ તેની ચર્ચા પાશ્ચાત્ય તત્ત્વચિંતનમાં કરવામાં આવી નથી, ત્યારે ભારતીય દર્શનમાં નીતિમત્તા અને આધ્યાત્મિકતા દ્વારા આ માટે નૂતન માર્ગ અને સાધના પ્રતિપાદિત કરવામાં આવ્યાં છે. શ્રુતિ, સ્મૃતિ અને દર્શન તેમ જ ચિંતનની વિવિધ વિચારધારામાં ભલે મતભેદ હોય તેમ છતાં એ મુક્તિ અંગે સાધનાપથ અચૂકપણે સૂચવે છે. આ મુક્તિમાર્ગને આધુનિક ચિંતનમાં તેમ જ સંત-મહાત્માઓ દ્વારા વધુ બળ મળ્યું છે. શ્રી રમણ મહર્ષિ, વિવેકાનંદ અને શ્રી અરવિંદના પૂર્ણલક્ષી ચિંતનમાં મનુષ્યની આપત્તિની બાજુને ધ્યાનમાં લેવામાં આવ્યાં છે. છતાં મનુષ્યના ઊર્ધ્વગામી જીવનને શી રીતે પૃથ્વી પર સ્થાપિત કરવું તેનાં સાધનો આલેખવામાં આવ્યાં છે. શ્રી અરવિંદના ચિંતનમાં એ સંદર્ભમાં 'પૂર્ણ યોગ' રજૂ કરાયો છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ ત્રણે યોગનો સમન્વય શ્રી અરવિંદે કર્યો છે. તેમના ગ્રંથ 'ગીતા-નિબંધો'માં ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા જે ત્રણે માર્ગો સૂચવાયા છે તેનો શી રીતે 'પરાભક્તિ' યોગમાં સમન્વય થયો છે તે બાબતને પ્રતિપાદિત કરવામાં આવી છે. આ પૂર્ણ યોગ દ્વારા નિમ્નપ્રકૃતિ અને પ્રાણતત્ત્વ તેમ જ શરીરતત્ત્વનું રૂપાંતરીકરણ કરી શકાય અને અનિષ્ટને પૂર્ણપણે દૂર કરી શકાય તેની ગુરુચાવી આપી છે.

ભગવાન બુદ્ધે દુખમાથી નિર્વાણ પ્રાપ્ત કરવા બોધિજ્ઞાનને અનિવાર્ય લેખ્યુ એટલુ જ નહિ પરતુ પૃથ્વી પર બધા જીવને માટે નિર્વાણની અપેક્ષા રાખી અને જ્યા સુધી પૃથ્વી પર એક પણ મનુષ્ય દુખી હશે ત્યા સુધી પોતે નિર્વાણ પામશે નહિ એવી અભીપ્સા સેવી ચીન અને જાપાનમા બુદ્ધની 'કરુણા'ને અત્યત મૂલ્યવાન લેખવામા આવે છે અને બુદ્ધની કરુણામય મૂર્તિની 'અભિતાભ' બુદ્ધ તરીકે પૂજા થાય છે જેમ ખ્રિસ્તી ધર્મમા ઈશ્વર અને મનુષ્ય વચ્ચે પ્રેમનો સેતુબધ છે તેમ બૌદ્ધ ધર્મમા શિષ્ય અને ભગવાન બુદ્ધ વચ્ચે કરુણાનો સબધ છે અસ્તિત્વવાદ મનુષ્યને કેન્દ્રમા રાખવા યત્નશીલ છે મનુષ્યમા તેનો જીવનનો પુરુષાર્થ મહત્ત્વનો છે મનુષ્યની નૈતિક અભીપ્સા એ આતરિક આત્મતત્ત્વ સમાન છે ગ્રીક ભાષામા તેને 'સાઇકી' (psyche) કહેવાય છે એ મનુષ્યના નૈતિક અને સૌદર્યલક્ષી મૂલ્યોને પ્રતીત કરવા પ્રયાસ કરવામા આવે છે આવો સર્વાંગી અસ્તિત્વવાદ મનુષ્યના નૈતિક મૂલ્યોને યોગ્ય સ્થાન આપી શકે નાસ્તિક અને આસ્તિક અસ્તિત્વવાદ બને નૈતિક પુરુષાર્થને અગ્રસ્થાન આપે છે એ માનવસ્વતત્રતાને મૂલ્યવાન લેખે છે ભલે 'આત્મ પ્રપંચ'ને મનુષ્યના સ્વભાવ તરીકે વર્ણવે છતા તે 'પ્રપચ' છે તે દર્શાવે છે કે મનુષ્યનુ તે 'અવિવેકી' પાસુ છે મનુષ્ય ધારે તો તેને ઓળગી શકે છે સાર્ત્રના ચિંતનમા આ 'પારગામિતા'(transcendence)ની પૂરતી શરતો જણાતી નથી તેનો ભાવાર્થ એ નથી કે તે અશક્ય છે

## નોધ અને સદર્ભ


૧ હિસ્ટરી ઑફ ફિલોસૉફી ફ્રેડરિક કોપલસ્ટન, એસ. જે બેલ. કન્ટેમ્પરરી ફિલોસૉફી બ્રેઇન્સ ઍન્ડ લેટ્સ લિ. લડન. ૧૯૬૪, પૃ ૧૬૪

૨ ટ્વિલાઇટ ઑફ ધ આઇડૉલ્સ, ઇન ધ પ્રૉબેબલ નિત્ઝ એડિટેડ ડબલ્યુ કૉફમાન, વાઈકિંગ, ન્યૂયૉર્ક, ૧૯૫૪ પૃ ૫૦૮


## સાભાર સ્વીકાર

ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (રતનપોળનાકા સામે, ગાધી માર્ગ, અમદાવાદ ૧)ના

માણસ એટલે લે. શૈલેશ ઠાકર, કિં રૂ ૩૩ સમય એટલે લે. શૈલેશ ઠાકર, કિં રૂ ૩૦ સમાજ એટલે લે. શૈલેશ ઠાકર કિં રૂ ૩૨ ઊંચો પર્વત ઊંડી ખીણ લે. ધીરુભાઈ ઠાકર, કિં રૂ ૨૨

ઇમેજ પબ્લિકેશન્સ (૧૩૩ હસામહલ, દલામલ પાર્ક કફ પરેડ, મુબઈ - ૫) ના

શ્રી રામકૃષ્ણ પરમહસ લે. સુરેશ દલાલ, કિં રૂ ૧૦ ઑશો લે. સુરેશ દલાલ કિં રૂ ૩૦ ધટસ્ફોટ લે. મહેશ દવે, કિં રૂ ૧૫૦

સાહિત્યસકુલ (ચૌટાબજાર, સુરત-૩)ના

નર્મકવિતા (ખડ ૧) સપા રમેશ મ. શુક્લ, કિં રૂ ૩૦ વિજ્ઞાનશિક્ષણનો નૂતન અભિગમ ડૉ. વિનોદભાઈ જી પટેલ, કિં રૂ ૧૦૦ ભારતનો સ્વાતત્ર્યસગ્રામ મુગટલાલ બાવીસી, કિં રૂ ૮ ચાલો પ્રયોગ કરીએ (ચાર પુસ્તકોનો સેટ) ડૉ. નગીનદાસ મોદી કિં રૂ ૬૦ જિંદગીને ઝરૂખેથી (પાચ પુસ્તકોનો સેટ) ડૉ. ચંદ્રકાન્ત મહેતા, પ્રત્યેક પુસ્તકની કિં રૂ ૨૬ શિક્ષણ ઘડતર કથામાલા (છ પુસ્તકોનો સેટ) મોહનલાલ વાઘેલા (પ્રવાસી) કિં રૂ ૭૨

## ગઝલ

૧ સમયરૂપી હું સિંહ, જુઓ, ત્રાડું ફંગોળી યાળ,
પંખી કરતાંયે ઊંચેરી ભરી શકું હું ફાળ.

૨ એક પ્રશ્ન હું મિસર-દેશનો સ્ફિંકસ બનીને પૂછું,
અંગારા જેવા શબ્દોની લાગે સૌને ઝાળ.

૩ કોઈ માછીમારે જેને ના કદીય પકડ્યું જાળ,
એક માછલું એવું જેને ખાઈ શકે ના કાળ !

૪ તીરકામઠા, ભાલા, બંદૂક, તોપ, મિસાઈલ, ટેન્કો,
કદી કોઈ હથિયાર કરે ના મારો વાંકો વાળ.

૫ બુદ્ધ એક મધરાત છોડીને ગયા રાણીનો વાસ,
દેશવરે ત્યારે ફૂટી'તી નવા ધર્મની ડાળ.

૬ હતી માછલી-પેટ મહીં જે કેદ કદી તે વીંટી,
આજ મને મધ્યાહ્ન આપી ગઈ ભોજન કેરો થાળ.

૭ અગ્નિમાં પણ બળ્યો ન'તો જે નર તેની આ વાત,
ભૂલો તો ભોજનના થાળે બનો કોળિયે દાળ.

૮ મિનિટ, કલાકો, દિવસો, મહિના, વર્ષો, સદીઓ લાંબી,
અર્થ સમયનો સમય હોય, તો વ્યર્થ જિંદગી-શાળ.

૯ 'કરીમ' તેં સિંહણ કેરું આ દૂધ ભર્યું છે પાત્રે,
જોઉં હવે પીવા જન્મે છે કોણ માનવી-બાળ.

અબ્દુલ કરીમ શેખ

## પ્રીત પુરાણી
(ગીત)

આ તો ! બરસત ! પ્રીત પુરાણી !
હળુહળુ કરતી બરસત જાણે પ્રભુની મધુમય વાણી !
— આ તો ! બરસત ! પ્રીત પુરાણી !

૧

સૃષ્ટિ તણા જે આદિ સર્જને હૃદયહૃદય ઊભરાણી:
સૂર્ય, ચન્દ્ર ને અવનિ, અંબરે છલક છલક છલકાણી:
પલ્લવી-પુંજે પદ્મકોષમાં એની લખી કહાણી !
— આ તો ! બરસત ! પ્રીત પુરાણી !
હળુહળુ કરતી બરસત જાણે પ્રભુની મધુમય વાણી !

૨

ઝરમર ! ઝરમર ! મેઘ ઝરે ને સૃષ્ટિ હસે મતવાલી:
અંગ અંગ શૃંગાર સજે, ત્યાં જાગે પ્રીત રસાળી !
એક વાર જાગી હૈયે પછી, ના રહેતી એ ! છાની !
— આ તો ! બરસત ! પ્રીત પુરાણી !
હળુહળુ કરતી બરસત જાણે પ્રભુની મધુમય વાણી !

૩

નાગર નરસૈંયે ભરી પીધી એની મત્ત પિયાલી !
મીરાંને ઉર-કમલે બેઠી ગીત બની મસ્તાની !
શબ્દ-અર્થનાં તીર્થ રચન્તી એની આરત વાણી !
— આ તો ! બરસત ! પ્રીત પુરાણી !
હળુહળુ કરતી બરસત જાણે પ્રભુની મધુમય વાણી !

૪

વિભુએ સ્થાપી વિશ્વ હૃદયમાં, મનુજે એ વિકસાવી:
જીવનના સહરામાં રચવા સુરવનની હરિયાળી !
પ્રીતથી પ્રભુજી, પ્રભુજી પ્રીતથી, પ્રીતથી સૃષ્ટિ સુહાગી !
— આ તો ! બરસત ! પ્રીત પુરાણી !
હળુહળુ કરતી બરસત જાણે પ્રભુની મધુમય ! વાણી !

રતિલાલ છાયા

લાભશંકર ઠાકર

લાંબી પરંપરાથી દીપ પેટાવીએ છીએ. મંદિરમાં પેટાવીએ છીએ. ઘરમાં દેવસ્થાનમાં પેટાવીએ છીએ. આંગણામાં તુલસીક્યારો હોય તો ત્યાં દીપ સંધ્યાકાળે પેટાવવાનો મહિમા, ઘણાં ઘરોમાં હતો, હશે. દીપ હમણાં પેટાવવાનો પ્રસંગ આવ્યો ચં ચી. મહેતા એવૉર્ડ એનાયત કરવાના જાહેર પ્રસંગે. એક વિધિ એવો પણ અવાન્તર રાખવામાં આવ્યો હતો કે જેમાં ચં. ચી મહેતાની છબી સમક્ષ મોટા ઊંચા ધાતુના દીપપાત્રમાં દીપ પેટાવવો. પ્રસંગના અતિથિવિશેષ કવિશ્રી રાજેન્દ્ર શાહ દીપ પેટાવશે એવું સભાસંચાલકે એનાઉંસ કર્યું રાજેન્દ્રભાઈ ઊભા થયા હું તો બેસી રહ્યો, બાઘો. અધ્યક્ષસ્થાને બાજુમાં બેઠેલા મુરબ્બી શ્રી ધીરુભાઈએ સ્મિત કરીને સંકેત કર્યો ઊઠો લાભશંકર, ત્યાં પાસે ઊભા રહેવાનું છે

શ્રી રાજેન્દ્રભાઈ દીપ પેટાવતા હતા તે ક્રિયાનું અને ચન્દ્રવદન મહેતાની છબીનું હું રસપૂર્વક નિરીક્ષણ કરતો હતો ત્યાં રાજેન્દ્રભાઈએ બે વર્તીઓ પેટાવીને મીણવર્તી (મીણબત્તી) મને ધરી આ અનપેક્ષિત હતું. દીપપાત્રમાં છ વર્તીઓ (વાટો) હતી. પાત્ર ઘૃતસભર હતું. મેં બીજી બે વાટો પેટાવીને મીણબત્તી ધીરુભાઈ પાસે લંબાવી. ધીરુભાઈએ બાકીની વર્તીઓ પેટાવી. આમ ચંદ્રવદન મહેતાની છબી સમક્ષ ષડ્વર્તી દીપ ભાજન પ્રકાશિત થયું સમય હતો સાંજના છ પછીનો.

આ પૂર્વે મેં દીપ ક્યારે પેટાવ્યો હશે ? હા એક વાર ચિત્રકાર મિત્ર શ્રી બાલભાઈ(બાલકૃષ્ણ પટેલ)ના ચિત્રોના ઉદ્ઘાટન પ્રસંગે દીપ પેટાવીને ઉદ્ઘાટન કરનાર શ્રી ગુંવત મંગલદાસે એક-બે વર્તી પેટાવીને અચાનક બાકીની પેટાવવા મને સંકેત કર્યો, અનપેક્ષિત. પછી તો એકાધિક વર્તીઓ પેટાવવામાં ત્યાં ઊભેલા એકાધિક મિત્રો નિમિત્ત બન્યા.

હા, વરસના વચલે દહાડે કોઈ ધાર્મિક દિવસે, મારાં પત્ની દીપ પેટાવવાનું અને શ્રીફળ વધેરવાનું કામ મને સોંપે તે કરું પણ આવું કામ તે મને ભાગ્યે જ સોંપે છે કેમ ? એ જાણે છે કે દીપ જેમની સમક્ષ પેટાવવામાં આવે છે તે દેવ દેવની મૂર્તિ — છબી કે દેવના પ્રતીક કશામાં મને શ્રદ્ધા નથી અને કશામાં હું માનતો નથી હું કદી તેમને હાથ જોડતો નથી. દીપ પેટાવું પણ હાથ ન જોડું કુમુદ કહે તો જોડું પણ ખરો. પગે મને કદી કહેતા નથી પગે લાગો

શૈશવમાં કિશોરવયમાં પૂજા કરતી વખતે દીપ તો પેટાવ્યા છે હાથ પણ જોડ્યા હશે. પગે મને હાથ જોડ્યાની પગે લાગ્યાની સ્મૃતિ નથી પણ જોડ્યા હશે શૈશવમાં — કિશોરવયમાં, અનેક વાર પણ સ્મૃતિઓ તો ઘણી છે ઘીની વાટને આંગળી-અંગૂઠાથી સરખી કરી હોય, ઊંચી કરી હોય, બરાબર ઘીમાં ઝબોળી હોય તેની સ્નિગ્ધ સ્પર્શ (tangible) સ્મૃતિ પણ છે અને ઘૃતસિક્ત પ્રદીપ્ત વાટની વિશિષ્ટ ગંધની પણ નાસાગમ્ય સ્મૃતિ છે અરે કેડથી નમીને વાટ સળગાવતા, તે સળગ્યા પછીની આછી ઝાળ નાકની ત્વચા પર અનુભવ્યાની પણ સ્મૃતિ અર્થાત્ નસ્ય ત્વચ્ય એવી સહિયારી સ્મૃતિઓ આ ક્ષણે, આ લખી રહ્યો છું તે ક્ષણે, હાસ્તો ઊપસી આવી છે અકબંધ. રે ચેતનાની સપાટી પર દીપ — દીવા સાથે જોડાયેલી અસંખ્ય સ્મૃતિઓ આ ક્ષણે નાના નાના મત્સ્ય જેવી તરી રહી છે — સરી રહી છે — ઊછળી રહી છે પણ —

મારી આ અપરિસંખ્યેય સ્મૃતિસંવિદ્ધારાને કેટલી ઉતારી શકું ? રાતે, ગામ પાટડીમાં, પરીક્ષા પહેલાંના દિવસોમાં, કોઈ એક મિત્રના ઘરે ત્રણચાર મિત્રો સહાધ્યાય કરતા હોય, રાત્રિના સમયે ત્યારે ખડમાં નીચે મોટું કોડિયું હોય તેમાં ત્રણેક જાડી લાંબી વાટ પેટાવી હોય, હાથે વણીને અને ત્રિજ્યોતના પ્રકાશમાં, ભૂય પર રાખેલી ચોપડી લગી, કેડથી સાવ વાંકા વળીને અમે વાચતા હોઈએ. સોંપો પડી ગયો હોય તેવી રાત્રિમાં ત્યારે ગમે તેવી તલ્લીનતાથી વાચતો

હોઉં છતાં બળતી જ્યોતમાંથી આવતી ટિપિકલ ગંધ, એરંડિયાની અનુભવેલી તે અકબંધ ઊપસી આવી છે, સ્પષ્ટ, અંતઃકરણથી સદ્ય વંચાય/ઓળખાય એવી. હા, એ બધું ચોપડીનું જ્ઞાન વિસ્મૃતિ નામની પરમ શક્તિ ગળી ગઈ છે, નકામું બધું. પણ દિવેલની વાટનો સ્નિગ્ધ સ્પર્શ સાચવી રાખ્યો છે સ્મૃતિકોષોએ; એટલું જ નહિ ઘીના દીવાની વર્તી અને દિવેલના દીવાની વર્તીના સ્નિગ્ધસ્પર્શભેદને રાઇટ, રાઇટ સાચવી રાખ્યો છે બ્રેનસેલ્સના સ્મૃતિસેલ્સોએ —

એ...એ... લાઠા શું યાર વાણી સાથેના વ્યવહારો માંડ્યા છે તમે ? સ્મૃતિ અને cellનો સમાસ કરીને બંગાળીઓ જેને 'ગુરુચાંડાલદોષ' કહે છે તેવો તો કર્યો પણ પાછું 'સેલ'નું બહુવચન અંગ્રેજીમાં 'સેલ્સ' કરીને એનું ગુજરાતીમાં 'સેલ્સો' એવું બહુવચન કરી નાખો છો તે આ કોઈ રીત છે તમારી વાગ્વ્યવહાર કરવાની ? આપણું તો એવું, અને એ તો ચાલે. ગુરુચાંડાલ લગોલગ બેસે, સમીપ, તેમાં કોઈ દોષ નથી. તે બેનો સમાસ શક્ય છે એટલું જ નહિ દોષરહિત છે તો હમારી લેંગ્વેજમેં ભી ઐસા હોતા હૈ. ડોન્ટ વરી. કમ્યુનિકેટ હુઆ કે નહીં, કુશલવપુશંકર ? ધેટ્સ ઓલ.

હાં, તો બાત અર્થાત્ વાત સ્મૃતિઓની માંડીશ તો અંત આવવાનો નથી. પ્રથમ દીપ મારા આદ્ય પૂર્વજે જ્યારે પેટાવ્યો હશે અર્થાત્ દીપ પેટાવવા માટેની સામગ્રી બધી અને તેને પેટાવવાનું જ્ઞાન તે પૂર્વજને પ્રાપ્ત થયું હશે અને તેણે પેટાવ્યો હશે અને નિયમિત પેટાવતો હશે તે શા માટે ? પ્રકાશ માટે. અંધકારમાં જે જોવું છે તે જોઈ શકાય માટે. ગુફામાં તેણે દીપ પેટાવ્યો હશે તે પરિચિત વસ્તુઓને જોવા/પામવા અને ભયજનક જીવોને પણ જોવા અને જો દેખાય તો તેનાથી બચી જવાય. તે, રાતે ક્યારેક શયનસાથીનાં મુખને–અંગોને જોવા પણ દીપને સમીપ મૂક્યો હશે, એણે અને ગુફામાં કોતરેલાં-ખોતરેલાં-ચીતરેલાં 'ચિત્રો'ને જોવાનું મન થયું હશે ત્યારે અંધકારમાં તે દીપ ધરીને જોતો હશે ને ?

માણસે દેવને કલ્પ્યા હશે, ચીતર્યા હશે, માટીમાંથી રચ્યા હશે, પથ્થરમાંથી ઘડ્યા હશે. તેની પાસે તે અને તેના સાથીઓ જતા હશે ત્યારે તે દેવ-દેવી-દેવતા બરાબર દેખાય સ્પષ્ટ માટે દીવો પેટાવતો/પેટાવતા હશે ને ? અને તે ચિતરામણ – મૂર્તિ વ્યાપ્ત – પ્રલંબ – દીર્ઘ હોય તો એકાધિક દીપો પેટાવવા પડે અને બધાને બરાબર દેખાય એટલા માટે તે દીપ – દીપોને નીચેથી ઉપર — ગોળાકાર — ફેરવવા પણ પડે ને ? દીપનું મૂલ, કેવલ, માત્ર, શુદ્ધ function તે જે દશ્ય છે તે પ્રત્યક્ષ થાય, તેટલું જ હશે ને ? તો પછી —

દીપ સાથે આદર/માન ક્યાંથી ચીટકી ગયાં ? ભયભીત માણસે દેવ-દેવતાઓ કલ્પ્યા તેને પ્રત્યક્ષ જોવા માટે, અંધકારમાં દીપ પેટાવવો પડે. તે પેટાવ્યા એણે સદીઓ સુધી. હજ્જારો હજ્જારો સદીઓ સુધી. હવે ઘીના દીવાની જરૂર છે ? મિત્ર રાધેશ્યામના ગામ રૂપાલમાં મણબંધ ઘી ઢોળી દેતા મનુષ્યો કોઈ નિરર્થક / અર્થ ગુમાવી બેઠેલા / પરંપરિત કર્મકાણ્ડમાં ફસાયેલા નથી ? ચં. ચી. મહેતાની છબી હોય. પરિષદના ગોવર્ધનખંડમાં વિદ્યુતપ્રકાશમાં તે જોઈ શકાતી હતી. છતાં પડ્વર્તી દીપભાજનમાં દીપ પેટાવવાનું પ્રયોજન ? આદર વ્યક્ત કરવા ? તે છબી મૂકવાથી આદર વ્યક્ત ન થાય ? અને આદર પણ શા માટે ? મનુષ્યનો સતત અનાદર કરતા મનુષ્યો જ આદરના વિધિઓમાં ફસાયા છે, સર્વત્ર. ચં.ચી.નાં મન-વચન-કર્મની સર્વ અભિવ્યક્તિ રસપૂર્વક જોઈએ, સાચવીએ. પણ શા માટે આમ દીપ પેટાવવાનો વિધિ ?

રંગમંચના એક નટ તરીકે મેં પણ પેટાવ્યો. પણ હું તેને નિરર્થક ગણું છું. મનુષ્ય આવી, મૂલ પ્રયોજન ગુમાવી બેઠેલી અસંખ્ય ક્રિયાઓ કરે છે, વિધિવત્. આવી વિધિઓને પણ રસપૂર્વક તાકી રહું છું. હાસ્તો તાકી રહ્યો છું આ ક્ષણે. કેમ ? તે મારે માણસ વિશે નાટકો લખવાં છે. તેની અડાબીડ નિરર્થકતાઓને મારે જોવી છે. શા માટે ? આમ જોવાની ક્રિયાની નિરર્થકતા, નાટક લખવાની-ભજવવાની નિરર્થકતા મને પ્રત્યક્ષ થાય છે તેથી રસપૂર્વક તાકી રહ્યો છું — શું ? બધું જ. આ મારી નિરર્થક ચેતનામાં પ્રત્યક્ષ થતું, બધું જ.

# ઈમા

## વિમલ, વત્સલ, ભાગીરથી વિમળાબહેન સેતલવાડ

### દુષ્યન્ત પંડ્યા

ભારતમા અને ખાસ કરીને ગુજરાતમા જેમનુ ઘડતર ૧૮૩૦-૪૦ના દાયકામા થયુ હોય તેમનુ ચિત્ત થોડું પણ સવેદનપટુ હોય તો, તે સૌએ વત્તાઓછા પ્રમાણમા બે પ્રબળ અસરોનો પ્રભાવ અનુભવ્યો હોય એક ગાધીજીની અને બીજી બોલ્શેવિઝમની. એક ઘરઆગણાની અને બીજી હજારો કિલોમીટર દૂરની એ બે અસરો ઓછીઘેરી કાળાશવાળા અષાઢી મેઘની જેમ ચિત્તમા એકરૂપ થઈ ગઈ હોય. તેમાયે મારા જેવાએ વાચ્યુ હોય થોડું, સાભળ્યુ હોય વધારે અને સાહિત્યનો શોખ માર્ક્સ-એન્જલ્સને બદલે ગોર્કી ચેખોવ તરફ તાણી ગયો હોય એટલે મનની આવી અધકચરી સ્થિતિ હતી ત્યારે ૧૮૪૬ની શરૂઆતમા ભોપાળના નવાબને ત્યા અને દિલ્હીના કોઈ શેઠિયાને ત્યા, એમના ફરજદોના ખાનગી શિક્ષણ માટે જવાબદારી લેવાની લોભામણી ઓફર આવી તે ઠુકરાવી દીધી. પછી કસ્તૂરબા નિધિ તરફથી શ્રીમતી સરલાદેવી સારાભાઈ કોબામા કઈ શિક્ષણસસ્થા ઊભી કરતા હતા તે કેટલીક પ્રારભિક વાતોથી જ મન ખાટું થઈ જતા, તે સસ્થામા જવાનુયે ન બન્યુ. આ ત્રણેયે ઓફરોનુ શ્રેય જગપ્રસિદ્ધ બાલકેળવણીકાર માદામ મોન્તેસોરીને અને એમના ભત્રીજાની તથા સહાયક મારિયો મોન્તેસોરીને જાય છે કરાચીમાથી આ ત્રણે ઓફરોનો મે અસ્વીકાર કર્યો તે ભલે. પણ, દૈવ મને કરાચી છોડાવવા માગતુ હતુ. એણે મલ્લિકજીનુ સ્વરૂપ લીધુ અને મલ્લિકજીની પ્રેરણાથી મે જુલાઈ ૧૮૪૬મા કરાચી છોડ્યુ અને મુબઈમા ખારમા આવેલી પ્યૂપિલ્સ ઓન સ્કૂલ અને શારદામદિરમા તારીખ દસમી જુલાઈથી હુ જોડાયો.

શાળાએ પહોંચ્યો ત્યારે પહેલો તાસ ચાલુ હતો. એ પૂરો થયે આચાર્ય નરેન્દ્રભાઈએ મને મેટ્રિકના વર્ગમા તાસ લેવા જવાનુ કહ્યુ એ તાસ પૂરો થયે પદર મિનિટની છુટ્ટી હતી એ મધ્યાન્તરમા ભાઈ અતુલ સેતલવાડ મારી પાસે આવ્યા અને બીજા દિવસથી એમને ઘેર, એમના અભ્યાસમા મારે સહાય કરવા જવાનુ કહી ગયા અને સ્થળ સમયનુ પાકુ કરી ગયા — મલ્લિકજીએ જ આ બધી વ્યવસ્થા કરેલી. સાન્તાક્રૂઝનો જૂહુ રસ્તો પૂરો થઈ જૂહુને રસ્તે પગ મૂકતાવેત સામે, જમણે હાથે, અતુલનુ ઘર આવે. પાચસોએક નાળિયેરી અને બીજા વૃક્ષો તથા ફૂલઝાડ અને ફૂલછોડવાળા વિશાળ બગીચાની વચ્ચે આવેલો માળવાળો સરસ બગલો નામ નિરાત બગલાના દરવાજામા દાખલ થતા જ આપણને નિરાત અનુભવવા મળે રસ્તાથી પસાચસાઠ ફૂટ અતરે બધાયેલા એ બગલાના કપાઉન્ડમા લગભગ એટલી જ જગ્યા પાછળ છોડેલી. એ કપાઉન્ડની ભીંત સમુદ્રતટની રેતીને અડે અને ત્યાથી લગભગ એટલે અતરે રહેલો દરિયો ભરતીમા પાસે આવવાની અને ઓટમા આઘા જવાની રમત રમ્યા કરે આટલુ અતર તે સાગરના સગીતને માટે તે કઈ અતર કહેવાય ? અને દૂર દૂર આશાની ભૂશિરથી, માડાગાસ્કરથી, મોરિશિયસથી નીકળી, અરબી સમુદ્ર વીંધી આવતો વાયરો નાળિયેરીઓને ડોલાવે અને એ તાલબદ્ધ ડોલનમાથી મર્મર ધ્વનિના આદોલનો, શ્રોતાની હાજરી છે કે નહિ તેની પરવા કર્યા વગર, બસ નિજાનદને માટે, અહોનિશ સગીત રેલાવ્યા કરે. ૧૮૩૫-૩૬ આસપાસ, મોટાભાઈએ — શ્રી મોતીલાલ સેતલવાડે — એ બગલો બધાવી બગલાના નામને બરાબર સાથક કર્યું હતુ. પણ ૧૮૪૬ની અગિયારમી જુલાઈએ એ બગલામા પહેલી વાર પગ મૂક્યો ત્યારે બોલ્શેવિઝમનુ ભૂત મારા ચિત્તમા સળવળવા લાગ્યુ હતુ. સકોચ પણ હતો કેવા હશે અતુલના માતાપિતા ?

મારો એ સંકોચ તત્કાલ પૂરતો ઊડી ગયો કારણ એ મોટા બંગલામાં અતુલ એકલા જ હતા. એનાં માતાપિતા શ્રી મોતીલાલ સેતલવાડ અને શ્રીમતી વિમળાબહેન બહારગામ ગયાં હતાં. અતુલ બુદ્ધિશાળી અને સરળતાથી ગ્રાહ્ય કરવાની શક્તિવાળા છે તે જાણતાં મને વાર નહિ લાગી. એ કાળે અંગ્રેજીનું કોઈ પાઠ્યપુસ્તક ન હતું, વ્યાકરણ અને વિવિધ પ્રકારના લેખન ઉપર ઝોક હતો. વિશેષ બુદ્ધિશક્તિ ધરાવતા અતુલ માટે વિશિષ્ટ અભ્યાસનું આયોજન હું મનોમન વિચારતો હતો ત્યાં એક ચાકર આવી લીલું નાળિયેર મૂકી ગયો. અતુલ કહે : "સર, એ તમારે માટે છે." 'સર' એ ગટગટાવી ગયા. રોજ એ ક્રમ ચાલુ રહ્યો.

આઠદસ દહાડા એ ક્રમ ચાલ્યો હશે ત્યાં, એક સવારે અતુલના અભ્યાસખંડમાં વિમળાબહેન આવ્યાં : થોડાં ઊંચાં, થોડાં ભરાવદાર, રંગે ગોરાં, પ્રસન્ન, ગોળ મુખાકૃતિવાળાં, અમી વરસાવતી આંખોવાળાં અને પહેરવેશમાં તદ્દન સાદાં તથા, અભિજાત, પ્રભાવશાળી વ્યક્તિત્વવાળાં. પુત્રને અભ્યાસમાં મદદ કરવા આવતા શિક્ષકનો એ ઔપચારિક પરિચય ન હતો. અતુલના અભ્યાસ વિશે તેઓ કંઈ પૂછે તે સ્વાભાવિક હતું. અતુલનું કામ તો વડ તેવા ટેટા જેવું હતું. પિતા મોતીલાલ અને પિતામહ સર ચીમનલાલ સેતલવાડની બાહોશી એના લોહીમાં હતી. અને આ બાજુ અમદાવાદના છત્રપતિ કુટુંબમાંથી આવતાં વિમળાબહેનનું પ્રદાન થોડું ઓછું હતું ? અતુલ વિશે વાત કર્યા પછી એમણે મને અંગત સવાલો પૂછ્યા : 'ક્યાં રહો છો ? ક્યાં જમો છો ? કુટુંબમાં કોણ કોણ છે ?' વગેરે. પૈસાદારને સ્વર્ગમાં પ્રવેશવું શક્ય હતું, ઊંટ સોયના નાકામાંથી પસાર થઈ શકતો હતો પણ મહાયુદ્ધ પછીના એ કાળમાં મુંબઈમાં ખોલી મેળવવી દેવોનેય દુર્લભ હતી. મારા સદ્‌ભાગ્યે, મારા એક પેઢી આઘેરા મામા મુંબઈમાં જ રહી ભણેલા, દાક્તર થયેલા અને વિલે પારલેમાં રહી ત્યાં જ એમનું દવાખાનું ચલાવતા — આજેયે ચલાવે છે. વયમાં મારાથી બેત્રણ વરસ મોટા પણ તે વખતે, અપરિણીત હતા. પોતાનાં વૃદ્ધ માતા સાથે એ રહેતા હતા તેમને ત્યાં મેં ધામા નાખ્યા હતા અને જમવા માટે પૂર્વ પારલામાં સ્ટેશનની નજીક આવેલી કોઈ લૉજ શોધી લીધી હતી.

અતુલને ટ્યૂશન આપી, બસ પકડી સાન્તાક્રૂઝ સ્ટેશને જવાનું, ત્યાંથી લોકલ પકડી પારલા પહોંચવાનું, ત્યાં લૉજમાં જઈ પેટપૂજા કરવાની, પાછી ગાડી પકડવાની ને બીજે સ્ટેશન ખાર સમયસર શાળાએ હાજર થઈ જવાનું. અવકાશમાં છોડાતા રૉકેટની માફક સેકંડો સાચવવી પડતી. બસમાં જગ્યા ન મળે તો અડવાણીજીની રથયાત્રાના વેગથી પદયાત્રા કરવી પડતી. સ્ટેશનની સીડીઓ પરનાં પગલાંનો એકમ બે કે ત્રણ પગથિયાંનો રાખવો પડતો અને જપવામાંયે ઝડપ કરવી પડતી.

બસની વાટ જોતાં બસ થોભે ઊભેલો ને, બસ નહિ મળતાં હડેટહોમ કરી હાંફ ભરતો મને મોટાભાઈએ બેક વાર જોયો હશે અને એમણે વિમળાબહેનને એ કહ્યું હશે તેથી, કે પોતાની મેળે જ, એક સવારે અતુલના અભ્યાસનું કાર્ય ચાલુ હતું ત્યાં આવી વિમળાબહેન મને કહે, "તમારે અત્યારે પારલા કંઈ કામ છે ?" જમવાનું કંઈ 'કામ' ન કહેવાય અને એ સિવાય બીજું કોઈ કામ પારલા મારી વાટ જોતું ન હતું. એટલે મેં સ્વાભાવિકપણે ના કહી. તો એ કહે, "પંડ્યા, તો પછી જમજો અહીં. આપણે સાથે જમશું. સાદું જમવાનું છે."

આ શબ્દો વિમળાબહેન બોલ્યાં હતાં સામાન્ય સૂરમાં પણ, એ સૂર પાછળનું વ્યક્તિત્વ એવું પ્રભાવશાળી હતું કે, એ વચન ઉથાપી શકાય નહિ. તેમાં પાછું આ તો બ્રાહ્મણને ભોજનનું નોતરું ! ઠીક ઠીક સંકોચ સાથે હું ભાણે બેઠો. જમવામાં એ ત્રણ જણ : મોટાભાઈ, ઇમા (અતુલ અને એમનાં મોટાં બહેન ઉષાબહેન 'ઇમા' કહેતાં હશે એટલે સૌનાં એ 'ઇમા' જ હતાં) અને અતુલ, હું ચોથો. પહેલી વાર સાસરે જમતાંયે કોઈને ન થાય એટલા સંકોચ સાથે હું જમવા બેઠો. મોટાભાઈ ભારતના પહેલી હરોળના વકીલ હતા (હું કરાચી હતો ત્યારે, સિંધ અને પંજાબ

પ્રાત વચ્ચે સિધુના પાણીની વહેચણી અગે વિવાદ હતો તેમા, સિધની સરકારે શ્રી મોતીલાલ સેતલવાડને રોકેલા તેની શરતો કરાચીના ઉત્તમ વકીલોનેયે આજી દે તેવી સાભળી હતી ) ત્યારે હુ હરોળ વગરનો શિક્ષક હતો એમના બગલાના બે વિશાળ ખડો પુસ્તકોથી ભરેલા હતા. દુનિયા આખીની જુદાઈઓ અમારી વચ્ચે હતી નીચુ મોઢુ ઘાલીને મૂગો મૂગો જમતો હતો, જાણે જમતી વેળા મૌનવ્રત લીધુ હોય પાછુ મારે બેસવાનુ હતુ મોટાભાઈની પડખે જ વયમા એ મારાથી લગભગ બમણી વયના, સ્વભાવે ગભીર અને એકાદ વાર નમસ્કાર કર્યાનો મારો પરિચય. પણ વિમળાબહેને કઈ વાત માડી મારો સકોચ તોડ્યો પછી એ વાતમા મોટાભાઈ અને અતુલ પણ જોડાયા એમ મારો સકોચ વિમળાબહેને દૂર કર્યો મહારાજને મે રોટલીની ના પાડી તો, તમે તો જુવાન છો, આટલામા શુ પેટ ભરાય ?' કહી મને આગ્રહપૂર્વક રોટલી પીરસાવી. પછી ભાત આવ્યો મને એકલાને જ ભાત પીરસી મહારાજ ચાલી ગયા. ભાતની બાધા હોય તેમ એ ત્રણે સેતલવાડોમાથી કોઈએ ભાત લીધો નહિ વિમળાબહેન મને કહે 'પડ્યા, બધા માણસોનો — એમને ત્યા વીનેક જેટલા હતા — ખોરાક ભાત. રાશનમા મળતો ભાત એમને પૂરો થઈ જ ન રહે અમે ભાત ખાતા નથી અમારા ભાગનો ભાત અમે એમને આપી દઈએ છીએ " મે કહ્યુ 'મને એ ખબર હોત તો હુ પણ તેમ કરત કઈ વાધો નહિ, આવતી કાલથી તેમ કરજો." વિમળાબહેન બોલ્યા. એટલે, મારે કાલથી ત્યા જ જમવાનુ હતુ ? હા, એમ જ હતુ. બીજી સવારે વિમળાબહેન આવી પ્રેમાદેશ આપી ગયા 'જોજો ચાલી ના જતા. આપણે સાથે જ જમવાનુ છે " એમને પ્રસન્ન, વત્સલ મુખેથી નીકળેલા એ વચનને ઉથાપવાનુ શક્ય ન હતુ. મારુ ત્યા રોજ સવારે જમવાનુ ચાલુ થયુ પણ મારા ગળપણના શોખની ખબર પડતા થાળીમા એ પણ રોજ પીરસાવા માડ્યુ. એક દિવસે પ્યૂપિલ્સ ઓન સ્કૂલના સ્થાપક કાકા — જહાગીરજી વકીલ — જમવામા સાથે હતા ત્યારે વિમળાબહેને મહારાજને આદેશ આપ્યો હતો. 'મહારાજ, આજ બે મકોડા છે હો" કાકાની મિષ્ટાન્નપ્રિયતા વિશે મને ત્યારે ખ્યાલ આવ્યો હતો. મે ત્યા જમવાનુ ચાલુ કર્યું ત્યાર પછીનો પહેલો શુક્રવાર આવ્યો થાળીમા રોટલીને બદલે કોઈ બીજી વાનગી આવી. વિમળાબહેને તુરત જણાવ્યુ, "માણસોને આજના ભાગના અમારા ઘઉ આપી દઈએ છીએ આજે ચોળાના લોટની ભાખરી છે ચાલશે ને ?' 'ચાલશે નહિ, દોડશે" મે ઉત્તર આપ્યો અને પ્રસન્નતાથી એ ભાખરી ખાધી

સેતલવાડ કુટુબનો આ ક્રમ એક દિવસનો, દેખાવ પૂરતો, ન હતો. મુબઈમા તે વખતે એ ડી. ગોરવાળા નામના આઈ સી.એસ અફસરની 'સીધાવાટપ'ની જડબેસલાક વ્યવસ્થા હતી. મુબઈ છોડી થાણા જિલ્લામા પ્રવેશો એટલે, ચોખા, ઘઉ ખાડ બધુ કાળા બજારમાથી ધોળે દહાડે ને જોઈએ તેટલુ મળી રહેતુ. અને સેતલવાડ કુટુબ તો ધારે તો પોતાને ઘેર 'નિરાત'મા બેઠે નિરાતથી બધુ મેળવી શકે દેશ આખાના ટોચના એક વકીલ તરીકે એટલુ તે કમાતા હતા અને ૧૯૩૭મા, બાળાસાહેબ ખેર ઇલાકાના મુખ્યમત્રી પદે હતા ત્યારે મોટાભાઈ એડવોકેટ જનરલ હતા એટલે, ચોમેર, એમની પહોચ પણ એટલી હતી પરતુ ધનની કે સ્થાનની આ સમૃદ્ધિથી અનેકગણી મોટી સમૃદ્ધિ એમની પાસે હતી, ન્યાયપ્રિયતાની, કાયદાપાલનની, નીતિમત્તાની પેટ્રોલની માપબધી હતી એટલે પાડોશી અને વેવાઈ કેશવપ્રસાદ દેસાઈ તથા એમના પુત્ર અને પોતાના જમાઈ સાથે મોટાભાઈ એક જ મોટરમા સાથે મુબઈ આવ જા કરતા — મને સ્મરણ છે ત્યા સુધી તે સમયે મોટાભાઈ પાસે ત્રણ ગાડીઓ હતી. વિમળાબહેનના વાત્સલ્યને વશ, એમને ત્યા લાગલાગટ છસાત મહિના જમી, વિમળાબહેન અને અતુલની સાથે સીધા જ શાળાએ જઈ, આ જોયુ છે

વિમળાબહેનની વત્સલતાનો લાભ કાકાને કેવો મળ્યો તે કાકા-આન્ટી વિશેના લેખમા નોધ્યુ છે એ જ રીતે, ગુરુદયાળ મલ્લિકજી મુબઈમા હોય ત્યારે 'નિરાત'મા જ રહેતા એ મલ્લિકજી વિશેના લેખમા

નોંધ્યું છે. મલ્લિકજીની સારસંભાળ ઇમા માની જેમ રાખતાં. માતૃવાત્સલ્ય ઇમાનો સ્વભાવધર્મ.

કાકા-આન્ટી પાસેથી પ્યૂપિલ્સ ઓન સ્કૂલનો વહીવટ સંભાળવાની જવાબદારી વિમળાબહેને ઉઠાવી હતી અને પારલામાં જ એ શાળાનો વહીવટ ત્રણેક વરસ કર્યા પછી એ શાળાનું સ્થળાંતર ખાર થતાં, વિમળાબહેનને શિરે મોટી જવાબદારી આવી હતી. શાળાના મકાન માટે સરકાર પાસેથી જમીન સંપાદન કરવાની હતી. તે કાળેયે મુંબઈ મોટું શહેર હતું જ પરંતુ, આજના જેવા ઉત્તુંગ વૈભવી મિનારાઓવાળું અને બાજુમાં જ ખદબદતી, ગીચ ઝૂંપડપટ્ટીઓવાળું ન હતું. લાંચરુશવતશાહી નહિવત્ હતી અને અમલદારોનો મોટો ભાગ તો પક્ષપાતથી પર થઈ, કોઈનાયે દબાણ વિના ત્વરિત નિર્ણય લઈ શકતો. આમ છતાંયે સરકારી કચેરીઓના આંટાફેરા તો રહેતા જ. જમીન મળે અને મકાન બંધાય પણ, તે બાંધવા માટે પૈસા જોઈએ. તે પૈસા માટે દાતાની શોધ કરવાની હતી. મકાનનો પ્લેન તૈયાર કરાવવાનો હતો. એ પ્લેન પ્રમાણે ખર્ચનો અંદાજ તૈયાર કરાવવાનો હતો. સારા કંત્રાટીની શોધ કરવાની હતી. 'નિરાંત'માં 'નિરાંતે બેસી આ બધું કરે એ વિમળાબહેન નહિ. પોતે જીવનની અર્ધી સદી વટાવી ચૂક્યાં હતાં, કેન્સરની સારવાર લઈ ચૂકેલાં હતાં. છતાં, શાળાનાં આ બધો કામ માટે, જુવાનને શરમાવે એવી ધગશથી વિમળાબહેન કામ કરતાં. ખારની શાળાના નામનો પૂર્વાર્ધ હતો 'પ્યૂપિલ્સ ઓન સ્કૂલ' — વિદ્યાર્થીઓની પોતાની શાળા — અને અતુલ એના વિદ્યાર્થી હોઈ એમને માટે એ 'પોતાની' શાળા હતી જ પણ, પાલકની હેસિયતથી, સંચાલક મંડળના અધ્યક્ષની હેસિયતથી, વિમળાબહેનને માટે પણ તે 'પોતાની' હતી. શાળાએ તેઓ દરરોજ આવતાં પણ તે આચાર્ય નરેન્દ્રભાઈ કે શિક્ષકો પર દમામભેર રોફ ચલાવવા નહિ. શાળાએ આવીને મહારાણીની માફક તેઓ હુકમ છોડતાં ન હતાં. એમની મોટર આવે ત્યારે કોઈ પટાવાળાને એમની પાસે તેડી જવું પડતું ન હતું. રોજ પોતાની સાથે તેઓ એક થેલી લાવતાં ને થેલીમાં ફૂલો લાવતાં, પારિજાતનાં, બોરસલીનાં, મોગરાનાં, ગુલાબનાં, ઋતુઋતુનાં ફૂલ પણ તે સુગંધવાળાં, પમરાટ પાથરતાં.

વિમળાબહેનની ગાડી શાળા પાસે આવી નથી કે ભાનુ, યશોધરા, હંસા, શાલિની, શારદા વગેરે વિદ્યાર્થિનીઓ 'ઇમા' 'ઇમા' કરતી નાચતી દોડી આવી નથી. એ સૌને અને બીજી કેટલીય છોકરીઓને — અને છોકરાઓને પણ — ફૂલની લહાણી કરતાં કરતાં વિમળાબહેન ઓફિસમાં આવતાં. ત્યાં આવી આચાર્ય નરેન્દ્રભાઈના, એમનાં પત્ની કમળાદેવીના, શાળાનાં શિક્ષક-શિક્ષિકાઓનાં, કારકુન-પટાવાળાના, સૌના હાથમાં તે ફૂલ મૂકતાં ને આમ પરિમલની લહાણી કરતાં. વિમળાબહેનના એ પ્રેમાળ પરિચયનો પમરાટ એ સૌના હાથમાં આજેયે જળવાઈ રહ્યો હશે. પુષ્પ માટે સુગંધ આપવી સહજ છે તેમ, વિમળાબહેન માટે આ આપવું સહજ હતું. વત્સલતા વર્ષાવતી માતા કશીયે અપેક્ષા વિના આપતી જ રહે છે.

વિમળાબહેનનો બીજો ગુણ હતો સત્યપ્રિયતાનો. પોતે મોટાઈના ખ્યાલ વગરનાં અને પાછાં પ્રસન્નવદના હતાં એટલે, સૌને એમની સાથે વાતચીત કરવી ગમતી. આમ છતાં, મશ્કરીના કે ગમ્મતના ઓઠા હેઠળ પણ એમને મુખેથી કદી અસત્ય નથી સર્યું. શ્રી છોટુભાઈ મારફતિયા, શ્રીમતી ઊર્મિલાબહેન, શ્રી સોનાવાળા, શ્રી દીપચંદભાઈ શાહ વગેરે મંડળના સભ્યો સાથેનો વિમળાબહેનનો વ્યવહાર મીઠો અને માનભર્યો હતો. કોઈનાયે હિતમાં અસત્યનો વ્યવહાર એ કરી શકતાં નહિ અને બીજું કોઈ પણ કરે તો તે એ સાંખી શકતાં નહિ. એક વેળા કોઈ એક ગરીબ ભિખારી જેવો દેખાતો કોઈ વકીલ નમતે બપોરે એમને ત્યાં ગયો. વિમળાબહેનને મળતાં કહે કે, "મને મોટાભાઈએ કહ્યું છે કે મારે ઘેરથી રૂપિયા પાંચસો લઈ આવજે." એક પણ શબ્દ પૂછ્યા વિના એ બ્રીફલેસ વકીલને વિમળાબહેને પાંચસો રૂપિયા આપ્યા — એ જમાનામાં મુંબઈમાંયે એટલી રકમમાં એક કુટુંબનું ગાડું ત્રણચાર મહિના નભી જતું. તે જ સાંજે, કે બેચાર દહાડે, કંઈ

વાત નીકળતાં ઇમાએ એ વાત કરી ત્યારે મોટાભાઈ જરા મલક્યા, કશું બોલ્યા નહિ. ઇમાએ પૂછ્યું ત્યારે એમણે કહ્યું : "બિચારો ગરીબ છે. આ રીતે ભીખ માગી ગુજરાન ચલાવે છે. તમે મદદ કરી તે સારું કર્યું. પણ એણે મારી સાથે એવી કશી વાત કરેલી નહિ." પોતે છેતરાયાં છે તેવું વિમળાબહેનને લાગવું સ્વાભાવિક હતું. આ ઘટનાને ત્રણચાર વરસ વીત્યા પછી, ફરી એ જ મુફલિસ વકીલ એક દિવસે ઘેર ટપકી પડ્યો અને મોટાભાઈને નામે ફરી પાંચસો રૂપિયા માગ્યા. એ જૂઠાબોલાને વિમળાબહેન દાદ શાનાં દે ? પેલો ખૂબ કરગર્યો. જૂઠું બોલી વિમળાબહેનને છેતર્યાં બદલ માફી માગી. ભીખ માગી. પણ અસત્ય પ્રત્યેની ચીડે વિમળાબહેનના આર્દ્ર હૃદય પર મોટો પથ્થર મૂકી દીધો. આખરે કટાળીને પેલો ગયો. તે સાંજે કે પછી, વિમળાબહેને આ વાતનો ઉલ્લેખ ન કર્યો. ત્રણચાર મહિના બાદ, એક સાજે, જમતી વેળા મોટાભાઈએ પૂછ્યું : "પેલો ભિખારી વકીલ તમને યાદ છે ? તમને છેતરીને પૈસા લઈ ગયેલો તે ? ગઈ કાલે તે ગુજરી ગયો." આ શબ્દોએ વિમળાબહેનના હાથને થભાવી દીધો. એમના મો પરના બદલાયેલા ભાવને જોઈ મોટાભાઈએ પૂછ્યું, "શું થયું ?" પેલો વકીલ ફરી આવેલો અને એ અગાઉ જૂઠું બોલ્યો હતો માટે પોતે એને કશું આપ્યા વિના પાછો કાઢી મૂકવાની વાત ઇમાએ કરી. "બિચારો ! મેં એને પૈસા આપ્યા હોત તો સારું થાત," વિમળાબહેન બોલી ઊઠ્યાં. સત્ય માટેના આગ્રહે પોતાની કરુણાને અવરોધ્યાનો ખેદ વિમળાબહેનને જિંદગીભર રહ્યો હતો.

શાળા માટે જમીન સંપાદન કરવા માટે સચિવાલયમા મંત્રીઓને, સચિવોને કે બીજા અધિકારીઓને મળવા જતાં ત્યારે, ભારતના એક અગ્રગણ્ય ધારાશાસ્ત્રી અને એક વેળાના એડવોકેટ-જનરલનાં પોતે પત્ની છે એવો ઠસ્સો તેમણે કદી ધારણ કર્યો નથી. એમ કરવું તે એમના સ્વભાવમાં જ ન હતું. દેશ આઝાદ થયા પછી પંડિત નેહરુના આગ્રહથી મોટાભાઈ ભારત સરકારના એટર્ની-જનરલ બનેલા અને એ સ્થાનેથી નિવૃત્ત થયા પછી ધારા પંચ(લૉ-કમિશન)ના અધ્યક્ષ બનેલા પણ, ઇમા એ જ સાદાં ઇમા હતાં. મોટપનું મહોરું એ પહેરી જ શકતાં નહિ અને સાચી મોટપથી, સુજનતાથી, કરુણાથી, વત્સલતાથી તો એ સભર હતાં.

૨

સને ૧૮૯૩માં, પૂરાં એક સો વર્ષ પહેલાં, તેઓ અમદાવાદમા જન્મેલાં. એ જમાનામાં કદાચ મોટી કહેવાય તેવડી ચૌદ વરસની વયે તેમનાં લગ્ન થયેલાં. મોટાભાઈની અને એમની વચ્ચે દસેક વરસનો ગાળો હતો. મોટાભાઈએ મુંબઈમાં વિમળાબહેન માટે અભ્યાસની ગોઠવણ કરી. વિમળાબહેને તે સહર્ષ સ્વીકારી. ત્રણ ચાર વર્ષ પછી એ મેટ્રિક થયાં. કૉલેજમાં તેઓ ભલે ન જોડાયાં પણ, અભ્યાસની અને વાચન-લેખનની એમની ટેવ જીવનપર્યંત ચાલુ રહી.

લેખનનો આરંભ ઇમાએ અનુવાદથી કર્યો. વૉલ્ટર સ્કોટની પ્રખ્યાત કૃતિ 'આઇવેન્હો'નો તેમનો અનુવાદ ૧૯૨૬માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બે ભાગમા પ્રસિદ્ધ કર્યો. પૂરા છ દાયકા તેમનો એ યજ્ઞ ચાલતો રહ્યો. બાળકો માટે તેમણે શ્રી મનુભાઈ શાહ સાથે 'વાચન વીજળી'ની આખી શ્રેણી આપી. પોતે એંશીને ઉંબરે ઊભાં હતાં ત્યારે બાળકો માટેના રેબ વ્હાઇટના પુસ્તક 'જોનાથનનો કૂતરો'નો અનુવાદ એમણે આપ્યો તે એમની બાલપ્રીતિ દર્શાવે છે. કશા જ મોહમાં તણાયા વિના, કોઈ પણ પુસ્તકનો જાહેર કે ખાનગી વિમોચનસમારંભ યોજ્યા વિના, વિમળાબહેન અક્ષરોપાસના કરતાં જ રહ્યાં. શ્રેયસ્કર જીવન પ્રત્યેનું એમનું વલણ એમને એવા જ સાહિત્યના અનુવાદ ભણી વાળે તે સ્વાભાવિક હતું. પોતે એંશીની વય વટાવી ગયાં ત્યારે, સંત મિખિલ નેઇમીના અદ્ભુત ગ્રંથો 'મીરદાદનો ગ્રંથ' અને 'ચાઠાંવાળાનાં સંસ્મરણો'ના અનુવાદો ઇમાએ આપ્યા છે ને ગુજરાતના ચિંતન-સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. પૂજ્ય મલ્લિકજીની પ્રેરણાથી મિખિલ નેઇમી કૃત 'ખલિલ જિબ્રાન'નો અનુવાદ પણ તેમણે કર્યો હતો. વિમળાબહેનના અનુવાદોની અને

મૌલિક કૃતિઓની સંખ્યા વીસેક જેટલી છે. શ્રેયવાંછુઓને જ મલ્લિકજીનો સંપર્ક ગમે અને મલ્લિકજી વર્ષો સુધી મુંબઈ હોય ત્યારે 'નિરાંત' જ એમનું ઘર હતું. અનુવાદ માટે આવી કૃતિઓની પસંદગી વિમળાબહેનના અંતઃકરણનો નિગૂઢ પ્રવાહ કઈ તરફ વહેતો હતો તે બતાવી આપે છે.

મંદિરોમાં જવું, કથાવાર્તા સાંભળવી, વ્રતવરતોળાં કરવાં ઇત્યાદિ પારંપરિક ધર્મકાર્યો કરવાની એમની વૃત્તિ ન હતી. પરંતુ મિખિલ નેઇમી કે ખલિલ જિબ્રાન પ્રત્યેનું એમનું આકર્ષણ એમનું ઊંડું આધ્યાત્મિક વલણ દર્શાવે છે. એ વલણ સ્વયંભૂ હોય છે, કોઈનું દીધું દેવાતું નથી. પરંતુ, મલ્લિકજી, શ્રીમતી મૅક્લીન અને એવી બીજી વ્યક્તિઓનાં પ્રેરણા અને પોષણનો લાભ ઇમાને જરૂર મળ્યો છે.

ચૌદ વરસની કાચી વયે પરણીને ઇમા સાસરે ગયાં ત્યારે, સર ચીમનલાલ સેતલવાડના ઘરમાં બે ધ્રુવો હતા. ચીમનલાલ પોતે પ્રથમ હરોળના વકીલોમાંયે ટોચ ઉપર, લિબરલ પાર્ટીના નેતા, સ્થાનિક કોર્પોરેશનથી માંડીને દિલ્હીની ઇમ્પીરિયલ લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સભ્યપદ સુધી પહોંચેલા, જાહેર જીવનમાં વ્યસ્ત, પૂરા પાશ્ચાત્ય રંગે રંગાયેલા સુધારાવાદી હતા અને પૂરી પાશ્ચાત્ય ઢબની રહેનસહન તેમણે અપનાવી હતી. કાકા — સર ચીમનલાલ કુટુંબમાં અને નિકટના વર્તુળમાં એ નામે ઓળખાતા — આવા સુધારક હતા ત્યારે, કાકી — એમનાં પત્ની — પૂરાં રૂઢિચુસ્ત હતાં. સાંભળ્યું છે કે એ પતિપત્નીનાં રસોડાં અલગ હતાં. એક બાજુ છૂતાછૂત અને મરજાદ હતી — કેશવ હર્ષદ ધ્રુવ માટે દૂધથી બાંધેલી દશમી થતી તો બીજી તરફ ખાણીપીણીમાં કશું જ બંધન સ્વીકારવામાં આવતું ન હતું. જ્ઞાતિભેદ, વર્ણભેદ, ધર્મભેદ કશાને સ્થાન ન હતું. પણ ચૌદ વર્ષની નવવધૂ વિમળાએ આ પરસ્પરનાં તદ્દન વિરોધી વલણ જોયાં, એ વિરોધને ભેદતી સહિષ્ણુતા જોઈ, અંતરનું ઔદાર્ય જોયું. એ કિશોરીના ઘડતરમાં આ પરિબળોએ અગત્યનો ભાગ ભજવ્યો હશે એમાં શંકા નથી. એમના સંસ્કારપટુ ચિત્તે આ સંસ્કારો ઝીલ્યા તેમ, ૧૯૧૭થી જેના કોંટા ફૂટવા માંડેલા તે ગાંધીજીના સંસ્કારો પણ ઝીલ્યા અને આત્મસાત્ કર્યા. વિમળાબહેનનું જીવન એટલે આ બધા સંસ્કારોની સમન્વિત, સુભગ ભાગીરથી. પોતાના મતથી જુદો મત વ્યક્ત થાય તેથી ઇમાને કદી અકળામણ અનુભવતાં કે એ મતનું ખંડન કરતાં જોયાં-સાંભળ્યાં નથી. ઇમાના કોષેકોષમાં આભિજાત્ય હતું ને તે હિમાલયના શિખર પરના હિમની જેમ, સહજ હતું.

૩

વિમળાબહેન-મોટાભાઈ દિલ્હી જતાં અમારો સંપર્ક તૂટી ગયો. મુંબઈ છોડી, જામનગર-અમેરિકા થઈ હું પાછો મુંબઈ આવ્યો પણ તે, પૂર્વના વિક્રોળીમાં. ત્યાંથી જૂહુનો સંપર્ક સરળ ન હતો. વળી લૉ-કમિશનના અધ્યક્ષને નાતે મોટાભાઈ — અને વિમળાબહેન — દિલ્હી હતાં. પણ ૧૯૭૦ના એપ્રિલમાં મલ્લિકજી ચેમ્બુરમાં, ડૉ. ફૂલવરને ત્યાં, ગંભીર માંદગીમાં હતા ત્યારે, ઇમા દિલ્હીથી દોડી આવ્યાં હતાં. એપ્રિલની ચૌદમી તારીખે, ઇમા સવારથી જ ત્યાં હતાં. જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા મલ્લિકજીએ સવારે સાડા દસે તો, "બધાંને ચાહ આપો" કહી 'ચાહ' શબ્દ પર શ્લેષ કરી પોતે મૃત્યુને દરવાજે નહિ પણ આનંદને ઉંબરે ઊભા છે તેનો નિર્દેશ કર્યો હતો. મધ્યાહ્ન થતાં એમની નાડી મંદ પડવા લાગી હતી. બધાં ચિહ્નો વર્તી ઇમા બોલ્યાં : "ભજન ગાઓ." મલ્લિકજીના કરતાં પોતે વયમાં બેત્રણ વરસ મોટાં હતાં પણ મલ્લિકજી તો અવધૂત ઓલિયા હતા. એમણે ઇમાનાં વલણોને દિશાદોર આપ્યાં હતાં. એમ ન-બન્યું હોય તોયે પ્રકૃતિથી જે વત્સલ હતાં તે ઇમા પોતાની પ્રકૃતિવિમુખ શી રીતે બની શકે ? એમના અંતરમાં તો મલ્લિકજીના અનેક વર્ષોના સહવાસનાં અનેક સંસ્મરણો એ વાગોળી રહ્યાં હશે. એમના એક નિકટતમ સ્વજનની, ઉષ્માસભર મિત્રની અને અધ્યાત્મના માર્ગદર્શકની એ છેલ્લી પળો હતી.

અને મલ્લિકજીના શ્રાદ્ધને દિવસે, ડૉ. ફૂલવરે પોતાને ત્યા પ્રાર્થનાસભા રાખી હતી તેમા વયોવૃદ્ધ મોટાભાઈ અને ઇમા ન જોડાય એ કલ્પી જ કેમ શકાય ? એ દંપતીના પૂજ્ય મલ્લિકજી સાથેના સબધો દાયકાઓ જૂના અને શબ્દાતીત હોઈ મલ્લિકજીને શબ્દોથી અજલિ આપવામા એઓ ન જોડાયા. પરતુ, મારી એક ભૂલ સુધારી ઇમાએ કહ્યુ 'પંડ્યા, મલ્લિકજી ગયે મહિને અમદાવાદ ગયા ને કાકાને મળ્યા તે ખરું પણ, ખાસ તો હરિજન આશ્રમમા બાળકોને મળવા ત્યા ગયા હશે. એમની સત્યપ્રિયતા વ્યક્ત કરતા આ છેલ્લા બોલ મે સાભળ્યા તે સાભળ્યા.

મોટાભાઈના ગયા પછી હું એમની પાસે ગયો હતો. લગભગ સિત્તેર વર્ષના ઉજ્જવલ અને અનન્ય સખ્ય પછી ઇમા મનથી ભાગી પડ્યા જણાયા. એમને ત્યા જઈ એમને નમસ્કાર કરી, એમની પાસે બેસી મનમા ને મનમા પ્રાર્થના કરતો રહ્યો જેમણે અનેકને આશ્વાસન આપેલ હોય તેમને આશ્વાસન આપનાર હુ કોણ ? પ્યૂપિલ્સ સ્કૂલમા હતો ત્યારે, અમને સૌને વાત્સલ્યઅમીનુ પાન કેવુ કરાવતા તેના સ્મરણો ચિત્તમા પુન અકાવા લાગ્યા. શિક્ષકગણમાથી — સમગ્ર કાર્યકરગણમાથી — કોઈ માદુ પડે એમના કોઈના ઘરમાથીયે કોઈ માદુ પડે તો, તેને માટે જરૂરી કન્સલ્ટન્ટ શોધવાની તેની મુલાકાતનો સમય ગોઠવવાની અને તેને માટેના તથા તેણે ચીંધેલી સારવારનાયે ખર્ચની જવાબદારી તદ્દન સ્વાભાવિકપણે ઉપાડી લેતા જોયાજાણ્યા છે વત્સલતાના એ અક્ષયપાત્રને નમસ્કાર કરી હુ ઊઠ્યો. મારુ એમનુ એ છેલ્લુ દર્શન.

પછી નિવૃત્ત થઈ મેં મુબઈ છોડ્યુ હતુ ને જામનગરવાસી હુ બન્યો હતો. ૧૯૭૭મા આમ સ્થળાતર કર્યા પછી, મારો મુબઈનો સપર્ક પાતળો બની ગયો હતો. થોડાક વરસો પછી, દક્ષિણ ભારતનો અને ત્યાથી જગન્નાથપુરી થઈ કલકત્તાનો પ્રવાસ કરી હુ જામનગર આવ્યો ત્યાર પછી ત્રણચાર મહિને, અમદાવાદમા પ્યૂપિલ્સની એક જૂની વિદ્યાર્થિની પાસેથી સાભળ્યુ 'ઇમા ગયા. સાદાઈ અને પ્રસન્નતાના ઢાકણે ઢકાયેલુ ઇમાનુ જાજરમાન વ્યક્તિત્વ નજર સામે આવી ઊભુ. મૃદુ હાસ્યથી શોભતો એમનો પ્રભાવશાળી ચહેરો, પહાડ પરના ઝરણા જેવી પ્રસન્નવત્સલ આખો, બધાને આપતા ને બધાનુ ધ્યાન રાખતા કર્ણસમા એમના ઉદાર હાથ, સાદાઈને ભેદતી એમની તેજસ્વિતા, એમના વ્યક્તિત્વને પરિવૃત્ત કરતી શુચિતાની આભા આ બધાના મીઠા સસ્મરણો એ મૂકી ગયા.

વિમળાબહેનની જન્મશતાબ્દીનુ આ વર્ષ, એમને આ સ્મરણસુમનોની અજલિ અર્પણ કરતા ધન્યતા અનુભવાય છે

## સાભાર સ્વીકાર

### ગુજરાત સાહિત્ય અકાદમી (સેક્ટર ૧૭ ગાધીનગર)ના

બટુભાઈ ઉમરવાડિયા સમગ્ર સાહિત્ય સપાદકો જશવત શેખડીવાળા, રવીન્દ્ર ઠાકોર, કિં રૂ ૧૫૦ ઇલિયડ અનુ જયત પડ્યા, કિં રૂ ૧૧૦ ગુજરાતમા સશસ્ત્ર સ્વાતત્ર્યસગ્રામનો ઇતિહાસ (૧૮૫૭થી ૧૮૪૫) લે. વિષ્ણુ પડ્યા, સપા ડૉ. આરતી પડ્યા, કિં રૂ ૫૦ ગુજરાતી લોકસાહિત્યમા કથાગીતો સપા ડૉ. હસુ યાજ્ઞિક મુખ્ય સપાદક હરિવલ્લભ ભાયાણી કિં રૂ ૧૨૦ ગુજરાતી ભાષાનો લઘુ વ્યુત્પત્તિકોશ સપા હરિવલ્લભ ભાયાણી, કિં રૂ ૭૫. ખલીફાનો વેશ યાની ઔરંગઝેબ લે ચિનુ મોદી, કિં રૂ ૨૦ સુભાષિત સુધા સપાદકો ન. પ્ર. બૂચ, યશવત ત્રિવેદી, કિં રૂ ૨૮ સૌરાષ્ટ્રની લોકવાર્તાઓ સપા જયતીલાલ દવે, કિં રૂ ૨૦ ગુજરાતી ભાષાનો શબ્દાર્થ કોશ (થિસોરસ) માનાર્હ સંપાદક ડૉ. ઈશ્વરલાલ ર. દવે, કિં રૂ ૧૨૫. ઉપાકાળ (हिन्दी) ले धीरुबहेन पटेल अनुवादक डा बिन्दु भट्ट की रु २०

અન્ય

યાદોના મધુવનમા(બીજી આવૃત્તિ) બકુલ રાવલ, પ્ર તૃપ્તિ પ્રકાશન, ૧૧ ઉમેદવિલા, વિશ્વભારતી સોસાયટી, સી. ડી. બરફીવાલા માર્ગ, (જૂહુ ગલી) અધેરી (પશ્ચિમ) મુબઈ ૫૮ કિં રૂ ૬૦ કઠ વિનાના ટહુકા લે. ધીરેન ગાંધી, પ્ર. પુષ્પા ગાધી, ૨ રામકૃષ્ણનગર રાજકોટ ૨ કિં રૂ ૭ અતૃપ્ત ઝખના શોભન, ૮ અભિરુચિ પ્રકાશન, ૨૧૨ સર્વોદય, સલાપસ રોડ અમદાવાદ ૧

# છઠ્ઠી આંતરરાષ્ટ્રીય સંત-સાહિત્ય પરિષદ

હસુ યાજ્ઞિક

ઉત્તર અમેરિકાના છેક પશ્ચિમ-કાંઠે આવેલા, શુભ્રશ્વેત ઝળકતાં કાળા ડિબાંગ પર્વતની હારમાળાના મુગટ બનીને શોભતાં શિખરોની વચ્ચે ઘેરાયેલાં ત્રણ કુદરતી મહા-સરોવર અને ચોથા મહાસાગર વચ્ચેના રળિયામણા સિયાટલના મોટા નગરના સમૃદ્ધ કસબા જેટલો વિસ્તાર ધરાવતી વૉશિંગ્ટન યુનિવર્સિટીમાં તા. ૭, ૮, ૯ જુલાઈ ૧૯૯૪ના ત્રણ દિવસ માટે નૂતન ભારતીય-આર્ય ભાષાઓના પ્રાચીન સાહિત્ય પર છઠ્ઠી આંતરરાષ્ટ્રીય પરિષદ યોજવામાં આવી હતી. ત્રણ દિવસની કુલ ૨૩ બેઠકોમાં દરેક વક્તાને પૂરો અડધો કલાક વક્તવ્ય માટે અને ભાગ લેનારને પૂરો પા કલાક ચર્ચા માટે ફાળવવામાં આવ્યો હતો. અહીં વક્તવ્ય માટે મુખ્ય વિષયો હિજિયોગ્રાફી, ઇસ્લામ ઇન ધ ઇન્ડિયન કૉન્ટેક્સ, મેટાફર્સ, ઓરલ ટ્રેડિશન, સેક્રેડ પ્લેસીઝ, ટેક્સ ક્રિટિસિઝમ અને મિસેલેનિયસ એમ કુલ સાત હતા. હિજિયોગ્રાફીમાં ૧૨, ઇસ્લામ ઇન ઇન્ડિયન કૉન્ટેક્સમાં ૫, મેટાફર્સમાં ૫, ઓરલ ટ્રેડિશનમાં ૭, સેક્રેડ પ્લેસીઝમાં ૩, ટેક્સ ક્રિટિસિઝમમાં ૪ અને મિસેલેનિયસમાં ૭ એમ કુલ ૪૩ શોધપત્ર સ્વીકારવામાં આવ્યા હતા. મોટા ભાગના યુરોપીય સંશોધકો હતા ને આ પરિષદમાં એશિયાના સંશોધકને વૉશિંગ્ટન યુનિવર્સિટીએ પોતાના ખાસ નિમંત્રિત ગણીને રજિસ્ટ્રેશન ફીઝ, નિવાસ- ભોજનશુલ્કમાં મુક્તિ આપીને એનું એ ખર્ચ યુનિવર્સિટીએ જ ભોગવવાનો નિર્ણય કર્યો હતો. તેમ છતાં ભારત જ નહિ, એશિયાનું પ્રતિનિધિત્વ કરનાર આ લખનાર એકમાત્ર હતો! પશ્ચિમના દરેક દેશનાં વિવિધ રાજ્યોની યુનિવર્સિટીઓમાં એશિયન ભાષાઓના અને વિશેષતઃ ભારતીય પ્રાચ્યવિદ્યાઓના અભ્યાસ માટે કલ્પી ન શકીએ એટલી સુવિધાઓ સાથેના વિભાગો છે. એ યુનિવર્સિટીઓ એમના સંશોધકોને, અધ્યાપકો-વિદ્યાર્થીઓને, આર્થિક સંકડાશ અને આપણા જેવા જ પ્રશ્નો હોવા છતાં વિદેશ-પ્રવાસ અને આંતરરાષ્ટ્રીય કક્ષાની પરિષદોમાં ભાગ લેવાની આર્થિક સહાય આપી શકે છે, વિવિધ દેશના વક્તાના નામ સાથે વિવિધ યુનિવર્સિટીઓનાં નામ સાંકળીને દર્શાવાયેલાં, આ લખનારની સંસ્થા તરીકે ગુજરાત સાહિત્ય અકાદમી છપાયેલું, જોકે પ્રવાસખર્ચનું સાહસ અંગત હતું! વિદેશી પ્રાચ્યવિદ્યાવિદો પોતાના તેજસ્વી વિદ્યાર્થીઓને પણ લાવેલા. દેશેદેશમાં ગુજરાતી વસે છે, ભારતીય ને એશિયન વસે છે નિર્વાહ-વેપારાર્થે, એથી એશિયન સ્ટડીઝના વિદ્યાર્થીઓ, ભવિષ્યના તેજસ્વી સંશોધકો, અભ્યાસીઓ, પ્રાધ્યાપકો છે તે બધા જ પશ્ચિમના! નરસિંહ, મીરાં, તુકારામ, તુલસી, દયારામ ને અન્ય અષ્ટછાપ કવિઓ સૂરદાસ સમેત, જાયસી લેનારા – અભ્યાસનારામાં બિનનિવાસી ભારતીય કે એશિયન નથી, હા, એમને ભણાવનારમાં છે ખરા! ને જે પંચાવન અભ્યાસીઓ હતા એમને, મોટા ભાગના સહુકોઈને કૃષ્ણચરિત, રામચરિત, દશમસ્કંધ, ભક્તિપ્રવાહ, મધ્યકાલીન ભારતીય ઇતિહાસ અને કોઈ એક ભારતીય ભાષા અને કોઈ એક કવિ, સ્વરૂપ, પ્રવાહ કે કૃતિ પરિચિત હતા. આ કૉન્ફરન્સને એટલે તો સહુ કોઈ 'કૉન્ફરન્સ ઑન સંતસાહિત્ય' કહેતું– ઓળખાવતું હતું. અહીં વાતચીત અને વક્તવ્યમાં બધે જ ભક્તિ ભક્તિ જ હતી, ડિવોશન નહિ; સાહિત્ય જ, લિટરેચર નહિ; પદ એટલે પદ જ, કાવ્ય એટલે કાવ્ય, એના કોઈ અંગ્રેજી પર્યાય નહિ. અહીં કોઈ પણ ભારતીય ભાષા લેનાર વિદ્યાર્થીને આરંભે સંસ્કૃતનું સામાન્ય, હિંદીનું પ્રારંભિક અને જે ભાષા લે એનું પાયાનું જ્ઞાન હોય જ, અપાતું જ હશે ને! એટલે તો નરસિંહ મહેતા પર કામ કર્યું છે તે ડૉ. (શ્રીમતી) માલિઝોં ગુજરાતી વાંચી જ નહિ લખી પણ શકે છે, ગુજરાતી-મરાઠીનાં ખાયણાં પર કામ કરાવતાં મરાઠી પણ પૂરું જાણે છે અને ગુજરાતના ઉર્દૂ સાહિત્યની

પ્રશિષ્ટ કાવ્યકૃતિ 'ખૂબતરંગ' પર કામ કરાવતાં ઉર્દૂ ભાષા જ નહિ, અરબી લિપિ પણ વાંચતાં થઈ ગયાં !

ત્રણ દિવસ અને તેંતાલીસ વક્તવ્યો ! સમાવી કેમ શકાય દરેક વક્તવ્યને પૂરો ન્યાય મળે એ રીતે ? આ માટે ભિન્ન વિષયોની બેઠકો સમાંતર યોજી હતી અને પરિષદની પૂર્વસંધ્યાએ જ ઉપસ્થિત અને નિશ્ચિત હતા એનું વક્તવ્ય-સમયપત્રક અને બધાં જ સ્વીકૃત વક્તવ્યોના સંક્ષેપની પુસ્તિકા આપવામાં આવ્યાં હતાં. વક્તાઓએ પણ પોતાના વક્તવ્યની લીથોપ્રતો અને એ ન બન્યું હોય શક્ય તો છેવટે વિષયના મુખ્ય મુદ્દાની કે કૃતિની ઝેરોક્સ સહુ માટે સુલભ બનાવી હતી, જેથી સૌ કોઈ તે વાંચી-વિચારી શકે અને સમાન્તર ચાલતી બેઠકોમાં પોતાનાં રસ-અભ્યાસની કઈ બેઠકમાં જવું તેનો નિર્ણય કરી શકે. આપણા ઉત્તમ વિદ્વાન ડૉ. હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી, જેમના વિશે મોટાભાગના વિદેશી વિદ્વાનોએ આ લખનારને પૂછેલું — લઘુગુજરાતી વ્યુત્પત્તિકોશ પછી ડૉ. ભાયાણી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતીની કઈ કૃતિ પર હવે કામ કરવાના છે ? — આવું પૂછનાર દરેકે ભારતમાં આવીને પ્રત્યક્ષરૂપમાં કે પત્રથી ડૉ. ભાયાણીનું માર્ગદર્શન મેળવ્યું જ હતું, ને તેનો ભાવપૂર્ણ ઉલ્લેખ થાય ને આ લખનારનેય તે સાથે ડૉ. ભાયાણીના વિદ્યાર્થી તરીકે સન્માનદૃષ્ટિનો લાભ મળે ! મનમાં થાય, ચાલો, બીજું તો ઠીક, આપણે ત્યાં એક હરતી-ફરતી સાચી-સારી-સફળ એવી વ્યક્તિ-યુનિવર્સિટી તો છે !

૭ મી જુલાઈએ સવારે ૮–૩૦ કલાકે ઉદ્‌ઘાટનમાં મુખ્ય સંયોજક અને વૉશિંગ્ટન યુનિવર્સિટીના પ્રાધ્યાપક જેમણે યુગોથી 'ભારતીય કાવ્યસાહિત્યે જે ભૂમિને આલેખી એ વ્રજભૂમિ પર અભ્યાસ-માહિતીપૂર્ણ ગ્રંથ લખ્યો છે તે એન્ટવ્હિસલ એલને સ્વાગત કરી પરિષદની ભૂમિકા સ્પષ્ટ કરી. હિંદી ભાષા અને એશિયન ભાષાઓ અને સંસ્કૃતિના વિદ્વાન એ જ યુનિવર્સિટીના પ્રાધ્યાપક ડૉ. શેપીરોએ ખાસ માહિતી આપી કે ડૉ. ભાયાણી ઉપસ્થિત રહી શક્યા નથી તેથી 'ચૂંદડી' પરનો તેમનો શોધપત્ર સિનોપ્સિસ બુકમાં સંપૂર્ણરૂપમાં છાપ્યો છે. પ્રથમ બેઠકમાં પીટર ગાયફીક (પેન્સિલવેનિયા) 'કૃષ્ણ પ્લેઝ ઓફ ધ પારસી થિયેટર' અને નોટી બોનોવી (લેઇડન) એ 'અર્લી સંત ટ્રેડિશન એન્ડ સૂફીઝમ' પર વક્તવ્ય આપ્યાં. ચા-કૉફીના વિરામ પછીની બીજી બેઠકમાં એલન એન્ટવ્હિસલે (વૉશિંગ્ટન) 'રેપ્રેઝેન્ટેશન્સ ઓફ અલ્લાઉદ્દીન ખલજી' પર અને સી. સલોમને (વૉશિંગ્ટન) 'ઑન ધ કૉન્સેપ્ટ ઓફ શરી એટ બાઉલ સૉંગ્ઝ' પર અને મેટાફર્સ પરની સમાંતર બેઠકમાં ડી. કર્લીએ (વૉશિંગ્ટન) 'હંટર, હટેડ, હંટિંગ : ધ ટાયગર એન્ડ ધ ડિયર' પર અને જી. રુસ્સેવા સોકોલોવાએ (સોફિયા) 'ડાન્સિંગ ઇન ધ સુરસાગર : ટૂ મીનિંગ ફોર વન મેટાફર' પર શોધપત્રો વાંચ્યા. ભોજન માટેના સવા કલાકના વિરામ પછીની બેઠકમાં ઝેડ. મોઇરે (લંડન) 'બીબી ઇમામબેગમ એન્ડ ધ એન્ડ ઓફ ધ ઇસ્માઇલી ગિયાનિક ટ્રેડિશન' પર અને એફ. માલિઝોંએ (પેરિસ) રિલિજસ લિરિક્સ શેર્ડ બાય તાંત્રિક મહામાર્ગીઝ એન્ડ ઇસ્માઇલી ખોજાઝ' પર તથા લેઇડન યુનિવર્સિટીના ટીએચ. ડી. બ્રુઇજને 'રહોટેરિક એન્ડ ઇમેજરી ઇન ધ વર્ક્સ ઓફ મુહમ્મદ મલિક જાયસી' પર અને પેન્સિલવિલિયાના આર. જે. ગોડેને 'મેટાફર એન્ડ પન ઇન ધ પાર્શ્વનાથચરિઉ ઓફ શ્રીધર' પર શોધપત્રો રજૂ કર્યા. ચા-કૉફીના વિરામ પછી વૉશિંગ્ટનના નસીમ હાઇન્સે 'ધ સ્નેકબાઇટ એપિસોડ્ઝ ઇન ચન્દાયન : એ જર્ની વિધિન એ જર્ની' અને વૉશિંગ્ટનના ટી. લેન્ઝે 'એ ન્યૂ ઇન્ટરપ્રિટેશન ઓફ ધ રાઉલ-વેલ ઇન્સ્ક્રિપ્શન ફ્રોમ ધર' (એમ. પી.) વાંચ્યા. પ્રો. ડૉ. ઢાંકી દ્વારા શોધવામાં આવેલો આ શિલાલેખ પ્રાકૃત ભાષાની પથ્થરમાં કોતરાયેલી કૃતિ રાઉલ-વેલ છે એવું સંશોધન ડૉ. ભાયાણીએ કર્યું અને લેખ ઉકેલીને એનું અંગ્રેજી ભાષાન્તર પ્રગટ કરીને એનું પ્રથમ શાસ્ત્રીય સંપાદન પણ પ્રકાશિત કર્યું, જે વિદેશી યુનિવર્સિટીને વિશેષ અભ્યાસ-સંશોધનમાં નિમિત્ત-સહાયક-પ્રેરક-સ્રોતરૂપ બન્યું, એ અહીં ખાસ નોંધવું જોઈએ. સાંજે કાને હૉલમાં રિસેપ્શન યોજાયું.

બીજા દિવસે તારીખ ૮ શુક્રવારે સવારે નવ વાગ્યાની બે સમાન્તર બેઠકોમાં બ્રિટિશ કોલમ્બિયાના એમ. બોઝે 'રવીન્દ્રનાથ એન્ડ પદાવલિ લિટરેચર', કેમ્બ્રિજના આર. એસ. મેકગ્રેગરે 'વિષ્ણુદાસ એન્ડ રામલિજન્ડ' અને વોર્સોના દનુતા સ્તાસિકે 'ટૂ વર્ઝન્સ ઓફ રામલલ્લા નહાચુ' રજૂ કર્યાં. બીજી બેઠકમાં નેપલ્સના શ્યામ મનોહર પાંડેએ 'બારહમાસા ઇન ચંદાયન એન્ડ ફોક ટ્રેડિશન્સ', ગુજરાત સાહિત્ય અકાદમીના હસુ યાજ્ઞિકે 'ઓરલ ટ્રેડિશન ઓફ રામકથા ઇન ગુજરાતી ફોક સૉંગ્ઝ', રિબેકા જોનરિંગે (વૉશિંગ્ટન) અદ્વૈતપ્રકાશ : ક્વેશ્ચન્સ ઑફ ઑથેન્ટિસિટી ઇન વૈશ્નવ હિજિયોગ્રાફી અને બ્રિટિશ કોલમ્બિયાના કે. ઈ. બ્રાયન્ટે 'ધ બોટમ ઓફ ધ પેજ : ટેક્ચુઅલ વેરિયન્ટ્સ ઇન સુરદાસ પોએટિક કોર્પસ' રજૂ કર્યાં. લંચ પછી ડૉ. ભાયાણીના 'ચુનરી સૉંગ્ઝ'ના ચર્ચક તરીકે હસુ યાજ્ઞિકે કામગીરી બજાવી અને વૉશિંગ્ટન યુનિવર્સિટીના હેઈડી પોવેલ્સે 'ટેકનીક એન્ડ ક્રિયેટિવિટી ઇન ધ પોએટ્રી ઑફ હરિરામ વ્યાસ' અને શિકાગોના નોરમેન ઝાયન્દે 'સ્ટ્રિક્ટિંગ મીરાં' પર શોધપત્રો રજૂ કર્યાં. ચા-વિરામ પછી કોલમ્બિયાના વિદ્યુત અકલુજકરે 'બિટવીન પેસલ એન્ડ મોર્ટાર : વિમેન ઇન ધ મરાઠી સંત ટ્રેડિશન' અને કૉર્નેલના ડેનિયલ ગોલ્ડે 'ધ યોગી હુ પીસ્ડ ઑફ ધ માઉન્ટેન : નાથ ટ્રેડિશન ફ્રોમ રાજસ્થાન' રજૂ કર્યાં. રાત્રિભોજન પછી યુનિવર્સિટીની ફેકલ્ટી ક્લબે નોન-હોસ્ટબાર મિલન યોજ્યું.

નવમી જુલાઈ ૧૯૯૪ ત્રીજા અને અંતિમ દિવસે પ્રથમ સમાન્તર બેઠકોમાં એચ. વાન સ્કાયહોકે 'ધ બર્થ ઑફ ધ સન ઑફ ધ વૈકુંઠ (ઓલ્ડ મરાઠી પુરાણ)' પર, પેન્સિલવેનિયાના વિટની સેન્ફોર્ડે 'ધ ગોપીઝ એઝ રોલ મૉડેલ્સ : પરમાનંદઝ ફંક્શન એઝ અ સન્ત' પર અને ઇન્ડિયાના યુનિવર્સિટીના ડેવિડ હર્ડમેન દ્વારા 'ધ થિયોલોજી ઑફ પ્લેઇસ, પિલ્ગ્રિમેજ ઇન ધ ચૌરાસી બૈઠક ચરિત્ર' અને કોલમ્બિયાના ફ્રાન્સિઝ પ્રિશેટ દ્વારા 'ફ્રોમ (બ્રજ) ભાષા ટુ ઉર્દૂ : ધ લિંગ્વિસ્ટિક કોન્ટ્યુડ્રમ ઑફ આબ-એ-હયાત' રજૂ થયા. ચા-કૉફીના વિરામ પછી કોર્લેટોન કોલેજના ઝેલિયટે 'સંત પોએટ્સ વિથ ફેમિલિઝ : એ મહારાષ્ટ્રિયન ફીનોમિના' અને ડી. લૉરેન્ઝેને 'સિંગિંગ એબાઉટ સેન્ટ્સ : હિજિયોગ્રાફિક ભજન્સ' રજૂ કર્યાં. બપોરી ભોજનના વિરામ પછી હવાઈ યુનિ.ના સામ મિશેલે 'કબીર એકૉર્ડિંગ ટુ અધર્સ : શીખ, દાદૂ એન્ડ કબીરપંથ', શિકાગોના ડેવિડ ડી-સ્વેઇને 'ટ્રાન્સફોર્મેશન્સ ઇન કબીર : હિજિયોગ્રાફી : પ્રી-મૉડર્ન ટુ મૉડર્ન ટેક્સ્ટ્સ', કેલિફોર્નિયાના એલન કેઇસ્લરે 'ધ કૉન્સેપ્ટ ઑફ ટ્રાન્સ્કેન્ડેન્ટલ સેક્સ્યુઆલિટી ઇન રસિક કૉમેન્ટરી' અને વેનેઝિયાના મારયોવા ઑફેદીએ 'સમ કૉન્સેપ્ટ્સ ઑફ ગોરખયોગ થ્રુ ઍનાલિઝિઝ ઑફ ૩ નાથપંથી એમએસએસ.' રજૂ કર્યાં. ચાના વિરામ પછી ટેક્સાસના સગરી સેનગુપ્તાએ 'ભારતેન્દુ હરિશ્ચન્દ્રાઝ ઉત્તરાર્ધ ભક્તમાલ' રજૂ કર્યું.

સમાપન બેઠકમાં કોઈ પણ જાતના સંસ્થાકીય સ્વરૂપ, સંખ્યાબળ અને અર્થબળ વગર આ કૉન્ફરન્સ દર ત્રણ વર્ષે થતી રહે છે, તેને સંસ્થાનું બંધારણીય સ્વરૂપ આપીને સશુલ્ક સભ્યો નોંધીને ફંડ ઊભું કરવું કે કેમ, તે પ્રશ્ન ચર્ચાયો. પશ્ચિમમાં પણ આ પ્રકારના અભ્યાસસત્રોના યજમાન બનતી સંસ્થાઓ ઓછી છે અને કેવળ વિદ્યાપ્રીતિ અને રસથી પશ્ચિમના જે સંશોધકો ભારતીય સંતપરંપરાના અભ્યાસીઓ જ નહિ, આરાધકો પણ છે, તેમને પણ આવી કૉન્ફરન્સમાં જવા-આવવાના ખર્ચનો પ્રશ્ન નડે જ છે. એશિયન તરીકે મને જે યત્કિંચિત્ લાભ વૉશિંગ્ટન યુનિવર્સિટીએ મારું ભોજન-નિવાસ-રજિસ્ટ્રેશનનું ખર્ચ પોતે ભરીને ઉઠાવ્યું, એવો લાભ પશ્ચિમના આવા સંશોધકોને પણ મળવો જોઈએ એવો સામાન્ય સૂર હતો. પરંતુ આવું યજમાન કોણ બને ? જો પશ્ચિમના વિદ્વાનો કેવળ વિદ્યાપ્રીતિથી વાલ્મીકિ, તુલસી, સુરદાસ, કબીર, ગોરખનાથ, અખો, નરસિંહ, મીરાં વગેરેમાં રસ લેતા હોય, બીજી ઉજ્જ્વળ વ્યાવસાયિક લાભ-તક છોડીને, આપણાં યોગ, તંત્ર, સંતચરિત્ર (જેને આપણે કેવળ અંધશ્રદ્ધાથી કહેવાતી વાત ગણી એક બાજુ મૂકી ક્યારેય એનાં સામાજિક, સાંસારિક, મનોવૈજ્ઞાનિક

પરિમાણોનો અભ્યાસ જ નથી કર્યો), તીર્થસ્થાનો (વ્રજભૂમિ, જેણે યુગોથી ભારતીય કવિતાનો પ્રાણ ધબકતો રાખ્યો તેના ઇતિહાસ, ભૂગોળ, મિથ, લિજન્ડ, મંદિરો, મૂર્તિઓ, સાહિત્યિક સંદર્ભોનુ અભ્યાસસઘન પુસ્તક પહેલુ એન્ટવ્હિસલ એલને આપ્યું.), યોગી, રૂઢ વાર્તાના મોટીફના મનોવૈજ્ઞાનિક અર્થો વગેરે પર આટલુ કામ કરતા હોય, અષ્ટછાપ કવિઓ, વૈષ્ણવ, પ્રણામી, ન્યાયદર્શનો, પુરાણો પર અભ્યાસ કરતા હોય ત્યારે શું ભારત, એની કોઈ યુનિવર્સિટી, કોઈ સમૃદ્ધ એવું ટ્રસ્ટ સાતમી સંતસાહિત્યની પરિષદ ઘરઆંગણે બોલાવવાનું બીડુ ઝડપી નહિ શકે ? આપણી પાસે જે ભવ્ય ઉદાત્ત હતું તે જોવા–જાણવા–પ્રમાણવાનું અને એ દ્વારા એને ટકાવવાનું–સંકોરવાનો 'ઉદ્દેશ', આપણે રાખીએ તો !



## અભાવ

(શિખરિણી)

*ગયો'તો હુ મારે વતનઘર પાછો ઘણુ કરી*
*પિતાજીની લાબી સફર પછી થોડાંક વરસે :*
*હજી કૂવા માથે કિચૂડ રવ ચીખે ગરગડી*
*અને ભાગોળેથી ધણ પણ વળે છે સીમ ભણી.*

*હજીયે શેરીમા લઘુક શિશુઓ ધૂલિસભર*
*રમે છે ભેળા થૈ ઘર ઘર તણી બાળરમતો*
*ગલીમાં ઊભા છે ખખડધજ એવાં જ ધૂળિયાં*
*મકાનો સામે કૈક પરિચિત આંખોય મળતી.*

*અને માતા મારી નજર ઘરડી માંડી સૂપડે*
*હજીયે બેસીને દયણુ કરતી ઓસરી મહી !*
*કહી : 'કાકા આવ્યા' વળગી પડતાં બાળક ઘરે -*
*જતાં ભાઈનાં. છે જીવનક્રમ એવો જ અતૂટ.*

*બધું રાબેતા મુજબ પણ નથી માત્ર ઘરમાં*
*હવે 'આવ્યો કે તૈ !' સ્વર જનકકંઠેથી સરતો !*

લાલજી કાનપરિયા

## કવિનું વસિયતનામું

(મદાક્રાન્તા - સૉનેટ)

*કોને શી દૌ જણસ ? પડુ ના ઝંઝટે, ના ગમે એ,*
*માંહોમાહે લડી ન મરતા વારસા કાજ બેઉ,*
*ના ઝાઝું કૈ તમ નસીબમાં : ખોરડું ખોબલા-શું,*
*હાથા-તૂટી ખુરશી, ઘડિયાળે દીસે કાળ થીજ્યો !*
*પંખો જેની ઘરડ ઘરડે નાસતો વાયુ ત્રાસી !*
*પાટીવાળો 'કિચૂડ' કરતો ખાટલો ને બિછાનું*
*ચારેપાથી તીતરબિતરે, થીગડાં ઠીંગ ઢાંકી !*

*થોડી જૂની ઉરનીગળતી પોથી ઓજસ્વિની આ,*
*'પસ્તી-પાના' કહી રમૂજમાં હાસ્ય રેલે જનો સૌ !*
*જેમાં ગૂંથ્યાં વિહગ-ટહુકા, ફૂલની મૂક ભાષા,*
*તારાઓની મિજલસ, ભળ્યા અબ્ધિના ઘુઘવાટા !*
*સૌંદર્યોનાં અખૂટ ઝરણાં, ના ગમે, વ્હેંચી દેજો*
*ખંતીલા કો રસિક ઉરને, છાંટણાં શબ્દ કેરા*
*સીંચી સ્નેહે–ઊછરી–કવિતા–ફૂટશે અંતરેથી !*

દેવેન્દ્ર દવે

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સાહિત્ય અકાદમી, દિલ્હી, પ્રકાશિત 'ઇન્ડિયન લિટરેચર' ૧૬૦ અંક બહાર આવ્યો છે, એમાં વિવેચનના કેટલાક નવા પડકારોને આકારિત કરવામાં આવ્યા છે. અજ્ઞેયની નવલકથા 'શેખર'માં આવતાં નારીપાત્રના એક હાથમાં 'મેઘદૂત' અને બીજા હાથમાં એલિયટનું 'ફોર ક્વૉર્ટેટ્સ' હોય ત્યારે આ બે વચ્ચે — સંસ્કૃત પરંપરા અને અંગ્રેજી પરંપરા વચ્ચે — પણ એક ભુલાયેલી પરંપરા પડેલી છે, એવું સૂચવાયું છે. ઈ. સ.ની દસમી સદીથી અર્વાચીન ભારતીય ભાષાઓના વિકાસ સાથે વિકસેલા સાહિત્યનું કોઈ પોતાનું કાવ્યશાસ્ત્ર છે. ગણેશ દેવીનો એ શાસ્ત્રને કેન્દ્રમાં લાવવાનો અને શોધવાનો મુખ્ય પ્રયાસ છે. પણ આ સાથે, ભારતીય કાવ્યશાસ્ત્રની માત્ર સંસ્કૃત પરંપરા જ નથી, પણ એની એક તમિળ પરંપરા પણ છે એને ફરીને ધ્યાન પર લાવવાની મથામણ ચાલે છે. કૃષ્ણરાયન જેવા વિવેચક પોતાની રીતે એને વિવેચનમાં પ્રયોજવા ઉદ્યુક્ત છે. ટૂંકમાં, આજનું ભારતીય કાવ્યશાસ્ત્ર સંસ્કૃતની પરંપરા ઉપરાંત પ્રાચીનતમ તમિળ પરંપરાને અને મધ્યકાલીન 'ભાષા'-પરંપરાને વિવેક સાથે ફેરફારો સહિત જૂના સંસ્થાનવાદી અને નવા સામ્રાજ્યવાદી માનસનો પ્રતિકાર કરવા ચાહે છે. આથી આ તબક્કે સંસ્કૃત ઉપરાંત મહત્ત્વની તમિળ પરંપરાનો ઘટક જે ભારતીય કાવ્યશાસ્ત્ર સાથે સંકળાયેલો છે એનો થોડોક પરિચય કરવા જેવો છે.

તોલકાપ્પિયમ્ એ ભારતીય કાવ્યશાસ્ત્રની સંસ્કૃત ઉપરાંત તમિળ પરંપરાનો ઈ. સ. પૂર્વે ત્રીજી સદીનો પ્રાચીનતમ ઉપલબ્ધ, તોલકાપ્પિયરનો અપૂર્વ વ્યાકરણગ્રંથ છે. એમાં પહેલા બે વિભાગ 'એલુત્તદિકારમ્' અને 'શોલ્લદિકારમ્'માં, તમિળ ભાષાનો વર્ણ-શબ્દ-વિચાર અને વાક્યવિચાર નિરૂપાયો છે, પણ ત્રીજો વિભાગ 'પોરુળદિકારમ્' સાહિત્ય પ્રણાલીઓને નિરૂપે છે. એમાં છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર તેમ જ નાટ્યકલાનું વિસ્તૃત નિરૂપણ છે. પશ્ચિમના વિદ્વાનોમાં એરિસ્ટોટલના 'પોએટિક્સ'નું જેવું સ્થાન છે તેવું જ તમિળ વિદ્વાનોમાં એનું સ્થાન છે. સાહિત્ય-પ્રણાલીઓને અતિક્રમીને તમિળ સાહિત્ય ખૂબ આગળ નીકળી ગયું હોવા છતાં આજે પણ આ ગ્રંથનો ત્રીજો વિભાગ એટલો જ સંગત છે.

'તોલ' એટલે પ્રાચીન અને 'કાપ્પિયમ્' એટલે મહાકાવ્ય. આમ 'પ્રાચીન મહાકાવ્ય' એવું એનું મૂળ શીર્ષક ન હોઈ શકે એમ કેટલાકનું માનવું છે. ગ્રંથને શીર્ષક પછીની પેઢીઓએ આપ્યું હોવાની એક સંભાવના છે. સંસ્કૃતવાદીઓએ આ ગ્રંથ સંસ્કૃત આધારિત છે એવું સ્થાપિત કરવાનો પ્રયત્ન કરેલો, પણ આજે ભારતની કાવ્યશાસ્ત્રીય પરંપરાનો આ પ્રાચીનતમ ગ્રંથ છે એ વાત નિઃશંક બની છે.

એમાં આવતા ૨૫૦ જેટલા નિર્દેશો પરથી આ ગ્રંથની પૂર્વે તમિળમાં ઘણા બધા પ્રશિષ્ટ ગ્રંથો અને વ્યાકરણગ્રંથો હયાત હતા એનું પ્રમાણ મળી રહે છે. બીજી રીતે જોઈએ તો પ્રાચીન સમયમાં ઉત્તર દક્ષિણના પરસ્પરના આદાનપ્રદાનના સંદર્ભે પણ આ મહત્ત્વનો ગ્રંથ છે.

આ ગ્રંથ સૂત્રશૈલીમાં રચાયેલો છે. એમાં ૧૬૦૦ સૂત્રો છે જેમાંથી ૬૫૦ ત્રીજા વિભાગમાં છે. કર્તાએ સાહિત્યને 'ઇયલ' (કાવ્ય), ઇશૈ (સંગીત) અને 'નાડહમ' (નાટક અને નૃત્ય) એમ ત્રણ વિભાગમાં વહેંચીને 'ઇયલ'નું વિસ્તારથી વિવરણ કર્યું છે. એમાં તત્કાલીન સંઘમ્ યુગની કવિતાનું પૃથક્કરણ થયું છે. કવિતાને અકમ્ (શૃંગાર-કવિતા) અને પુરમ્ (વીરકવિતા) વિભાગમાં વહેંચી શૃંગારકવિતાના પણ

કલત્વુ' (પ્રચ્છન્ન પ્રેમ) અને કર્પુ (લગ્નપ્રેમ) એવા ભાગ કર્યા છે પ્રેમગીતોમા નામ ન આવે એવી પ્રણાલી સાથે એમા સ્ત્રી પુરુષ અને સખી હાજર હોય છે પ્રણયીઓની વિવિધ વ્યજિત ભાવસ્થિતિ અને એ માટેના ભૂમિદશ્યો, વનસ્પતિ પશુપખી વગેરેની સકેતકોની પ્રણાલીનુ વિગતે વર્ણન છે પ્રાકૃતિક દશ્ય દ્વારા ભાવ કે રસને વ્યજિત રીતે પ્રસ્તુત કરવાની આ સાહિત્યપ્રણાલી નિશ્ચિત અને કંઈક અશે યાદચ્છિક હતી ભાવનિરૂપણના આ તિણૈ સિદ્ધાતની કેટલીક સમાન્તરતાઓ સસ્કૃત રસવિચારમા જોઈ શકાય છે આ સિદ્ધાત પછી નક્કીશર દ્વારા વિસ્તારવામા આવ્યો.

અર્વાચીન ભારતીય ભાષાઓ દસમી સદી પછી ઉત્ક્રાન્ત થઈ એમનુ સાહિત્ય વિકસ્યુ પણ એ કોઈ ને કોઈ એક વ્યવસ્થામા ઢળીને વિકસ્યુ કારણ, ભારતીય આર્ય ભાષાઓનો ઉદ્ગમસ્રોત એક છે જ્યારે દ્રવિડી ભાષાઓનુ સાસ્કૃતિક સ્વરૂપ એક છે વળી ભારતીય આર્યભાષાઓ પાસે એનુ સસ્કૃત કાવ્યશાસ્ત્ર — એમાય ધ્વન્યાલોક' — કેન્દ્રમા હતુ, તો દ્રવિડી સાહિત્ય પાસે એનુ તોલકાપ્પિયમ્ કેન્દ્રમા હતુ. આ બને પરપરાની ઓળખ વગર અને એમા નિરૂપિત સિદ્ધાતોના નવેસરથી વિવેકપૂર્વકના વિનિયોગ વગર ભારતીય કાવ્યસમજ અધૂરી રહેવા સભવ છે

## સાભાર સ્વીકાર

અતર ટહુકે અપરપાર બળદેવ પટેલ, પ્ર અભિષેક પ્રકાશન ૪૪ કાન્તિ પાર્ક સોસાયટી, ઘાટલોડિયા, અમદાવાદ ૬૧ કિં રૂ ૪૦ હથેળીમા નક્ષત્ર લે નટવર આહ‌્‌પરા પ્ર હેતન ન. આહ‌્‌પરા, શ્રી પવનતનય ૩ સુનિત ફ્લેટ્સ, વીરાણી હાઈસ્કૂલ પાસે, ટાગોર માર્ગ, રાજકોટ, કિં રૂ ૧૫. અધીત સત્તર સપાદકો ઉષા ઉપાધ્યાય, કૃષ્ણદેવ આર્ય, જયેશ ભોગાયતા, જયદેવ શુક્લ, પ્ર ગુજરાતીનો અધ્યાપક સઘ, કિં રૂ ૫૦ ડૂબી જમીન તર્યું જીવન દિલીપ રાણપુરા, પ્ર. ઉત્તમ સાહિત્ય પ્રકાશન, સહકારી મડળી લિ સુરેન્દ્રનગર ૩૬૩ ૦૦૧ કિં રૂ ૫૦ અષાઢ રાઘવજી માધડ પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભડાર ફર્નાન્ડીઝ પુલ નીચે, ગાધી માર્ગ, અમદાવાદ ૧ કિં રૂ ૩૫. સ્મરણાજલિકા (સુધારા સાથે) સપા. પ્ર. એન. કે પરીખ, એફ ૭૮ ગુજરાતી સોસાયટી, નેહરુ રોડ વિલેપાર્લે (ઈસ્ટ) મુબઈ ૪૦૦ ૦૫૭ કિં રૂ ૩૫૦

# ''ગુજરાતમાં કુદરતી આપત્તિ સહાય દરમાં વૃદ્ધિ''

રાજ્યમા કુદરતી આપત્તિમા અસરગ્રસ્ત લોકોને મૃત્યુ ઈજા તેમજ નુકસાન વધારો જાહેર કરવામા આવ્યો છે આ સરકારી સહાયના સુધારેલા દરોનો અમલ તા. ૧૪ ૬ ૮૪થી પશ્ચાત્‌વર્તી અસરથી લાગુ કરાશે.

જૂન ૧૯૮૪ દરમિયાન રાજ્યમા જૂનાગઢ ભરૂચ, સુરત, વલસાડ અને ડાગ જિલ્લામા થયેલા ભારે વરસાદને કારણે મોટી સખ્યામા કાચા પાકા મકાનોને નુકસાન થવા પામ્યુ છે ઝૂપડાને પણ નુકસાન થયુ છે તેમજ મોટી સખ્યામા લોકોને રાહત કેમ્પોમા આશરો લેવો પડ્યો છે આ બાબતે કાળજીપૂર્વક અને સહાનુભૂતિપૂર્વક વિચારણા કરી રાજ્ય સરકારે હાલના રાહતના ધોરણોમા સુધારો કર્યો છે

રાજ્યમા કુદરતી આપત્તિમા અસરગ્રસ્ત લોકો માટે સરકારી સહાયના ધોરણો સુધારવામા આવ્યા છે તે મુજબ કેશડોલ્સ, ઝૂપડા સહાય મકાન સહાય અને મૃત્યુ સહાયના દરો વધારવામા આવ્યા છે તે આ પ્રમાણે છે

## કેશડોલ્સ

(અ) રોકડ સહાય રકમ રૂ ૬ની છે તેમા વધારો કરીને તે ઉપરાત રૂ ૪ મુખ્યમત્રીશ્રીના રાહત ફંડમાથી આપવાનો નિર્ણય કરવામા આવ્યો છે આમ એક વ્યક્તિને રૂ ૧૫ (પદર) દિવસ માટે રોજના રૂ ૧૦ લેખે કેશડોલ્સ સહાય મળી શકશે.

(બ) ઘરવખરી નુકસાન માટે વ્યક્તિ દીઠ રૂ ૫૦ની સહાય આપવાનુ ધોરણ છે તે ઉપરાત વધારીને રૂ ૫૦ મુખ્ય મત્રીશ્રીના રાહતફંડમાથી આપવાના નક્કી કરવામા આવે છે

(ક) ઉપર (અ) અને (બ)ની સહાયની કુટુંબદીઠ મહત્તમ મર્યાદા રૂ ૧૦૦૦થી વધારીને રૂ ૧૫૦૦ કરવામા આવે છે

## ઝૂપડા સહાય

(અ) નુકસાન પામેલા પામેલા ઝૂપડાની મરામત માટે મહત્તમ રૂ ૧૦૦૦ની સહાયમા વધારો કરીને તે રૂ ૧૫૦૦ની કરવાનુ ઠરાવવામા આવે છે આ નુકસાનની સહાય નીચેના સ્લેબ મુજબ નુકસાનીના પ્રમાણમા ચૂકવી શકાશે. રૂ ૭૫૦ સુધીના અદાજિત મરામતના ખર્ચ માટે રૂ ૬૦૦ ૦૦ રૂ ૧૧૦૦ સુધીના અદાજિત મરામતના ખર્ચ માટે રૂ ૮૦૦ ૦૦ રૂ ૧૫૦૦ સુધીના અદાજિત મરામત ખર્ચ માટે રૂ ૧૨૦૦ ૦૦ રૂ ૧૫૦૦થી વધારે અદાજિત મરામત ખર્ચ માટે રૂ ૧૫૦૦ ૦૦

(બ) સપૂર્ણ નાશ પામેલા ઝૂપડા માટે રૂ ૨૦૦૦ના સહાયના ધોરણમા સુધારો કરીને હવે તે રૂ ૩૦૦૦ કરવામા આવે છે આ સહાય રૂ ૧૫૦૦ સરકારી ફંડમાથી અને રૂ ૧૫૦૦ માનનીય મુખ્યમંત્રીશ્રીના રાહતફંડમાથી સરખે હિસ્સે આપવામા આવશે.

## મૃત્યુ સહાય

(અ) પુખ્તવયની વ્યક્તિ માટે રૂ ૨૫,૦૦૦ની મૃત્યુ સહાય આપવામા આવશે. આ પૈકી રૂ ૧૨ ૫૦૦ સરકારી ફંડમાથી અને બાકીના રૂ ૧૨ ૫૦૦ મુખ્યમત્રીશ્રીના રાહત ફંડમાથી આપવામા આવશે.

(બ) ૧૮ વર્ષથી ઓછી ઉમર ધરાવતી સગીરવયની વ્યક્તિ માટે મૃત્યુ સહાય રૂ ૧૫ ૦૦૦ નક્કી કરવામા આવી છે આ પૈકી રૂ ૭ ૫૦૦ સરકારી ફંડમાથી અને રૂ ૭ ૫૦૦ મુખ્યમત્રીશ્રીના રાહત ફંડમાથી ચૂકવવામા આવશે.

(ક) કુટુંબની મૃત્યુ સહાય મેળવતી વ્યક્તિને અગાઉના રૂ ૨૫ ૦૦૦ની મહત્તમ મર્યાદામા વધારો કરીને તે હવે કુટુંબદીઠ રૂ ૧ ૨૫ ૦૦૦ની કરવામા આવે છે

## મકાન સહાય

(અ) અશત નુકસાન પામેલા મકાન માટે અગાઉ રૂ ૧૦૦૦ની સહાય આપવામા આવતી હતી તે રૂ ૨૦૦૦ કરવામા આવે છે

(બ) સપૂર્ણ નાશ પામેલ મકાન માટે અગાઉ રૂ ૨૦૦૦ની સહાય આપવામા આવતી હતી અને તે હવે રૂ ૪૦૦૦ની કરવામા આવે છે પૈકી રૂ ૨૦૦૦ સરકારી ફંડમાથી અને રૂ ૨૦૦૦ માનનીય મુખ્યમત્રીશ્રીના રાહત ફંડમાથી ચૂકવવામા આવશે.

(ક) મકાન બાધકામ માટે અગાઉ રૂ ૧૦ ૦૦૦ સુધીની લોન આપવામા આવશે આ લોન બેંક હુડકો કે રાજ્ય સરકાર તરફથી રાહતના વ્યાજના ધોરણે આપવામા આવશે.

[માહિતી]

## 'ઉદ્દેશ'નું નવા વર્ષનું લવાજમ આપે ભર્યું ?

'ઉદ્દેશ'નું નવા વર્ષનું લવાજમ આપે ન મોકલ્યું હોય તો તાત્કાલિક મોકલી આપવા વિનંતી છે. 'ઉદ્દેશ'નું નવું વર્ષ ઑગસ્ટથી શરૂ થાય છે. પાછલા અંકો સિલકમાં હોય ત્યાં સુધી મોકલાય છે. આપનું લવાજમ સવેળા મોકલી આપી સહકાર આપશો.

વાર્ષિક લવાજમ : રૂ. ૧૦૦.૦૦

આજીવન પ્રોત્સાહક સભ્યનું લવાજમ :
રૂ. ૧૦૦૦.૦૦

લવાજમ રોકડેથી અથવા મનીઑર્ડરથી મોકલી આપશો. સ્થાનિક ગ્રાહકોએ 'ઉદ્દેશ'ના નામનો ચેક મોકલવો અને બહારગામના ગ્રાહકોએ ચેકથી લવાજમ ભરવું હોય તો 'ઉદ્દેશ'ના નામનો ડ્રાફ્ટ મોકલવો.

લવાજમ નીચેના સરનામે મોકલવું :

**'ઉદ્દેશ' કાર્યાલય**
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે
નવરંગપુરા
અમદાવાદ – ૩૮૦ ૦૦૯
ટે. નં. : 456277 અને 452027

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

ર્ પાંચમું : અંક બીજો

સપ્ટેમ્બર : ૧૯૯૪

તંત્રી
રમણલાલ જોશી

**૫૦**



# ઉદ્દેશ

વર્ષ પાંચમું    અંક બીજો    સળંગ અંક : ૫૦

## અનુક્રમ : સપ્ટેમ્બર ૧૯૯૪


| | | |
|---|---|---|
| પુસ્તકો  સંસ્કૃતિનુ સરક્ષણ અને સવર્ધન કરનાર મહાન પરિબળ | રમણલાલ જોશી | ૪૧ |
| સાપ્રત પ્રવાહો | તંત્રી | |
| રાષ્ટ્રીય સુરાજ્ય પક્ષ | | ૪૨ |
| અબુભાઈ પુરાણીની જન્મશતાબ્દી | | ૪૨ |
| ગુલાબદાસ બ્રોકરનો છ્યાશીમા વર્ષમા પ્રવેશ | | ૪૩ |
| રજનીકાન્ત ભટ્ટનુ અવસાન | | ૪૩ |
| વિશ્વગુર્જરી એવોર્ડ ૧૯૯૪ | | ૪૩ |
| 'દક્ષિણા'નો છેલ્લો અક | | ૪૩ |
| બાલરચિત કાવ્યોની સ્પર્ધા | | ૪૪ |
| ઉત્તરકાશીમા એક સવાર | જયન્ત પાઠક | ૪૪ |
| ગુલાબદાસ બ્રોકર  ઉષ્માસભર વ્યક્તિત્વ | ચદુલાલ સેલારકા | ૪૫ |
| કલ્પનવાદ | દિનેશ કોઠારી | ૪૭ |
| નિત નવા વટોળ | | |
| મને ઘેર જવા દો — થોડી વાર માટે પણ | પ્રીતિ સેનગુપ્તા | ૫૩ |
| તુલસીતીર્થ  મા | દુષ્યન્ત પડ્યા | ૫૬ |
| ગજ ! | દિગીશ મહેતા | ૬૬ |
| જોઈએ છે | જિતેન્દ્ર કા વ્યાસ | ૬૭ |
| એ જ વાત | ચન્દ્રા રાવળ | ૬૭ |
| ઉર્વરક | રામચન્દ્ર પટેલ | ૬૮ |
| વિસ્તરતી સીમાઓ | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૭૩ |
| પ્રાત સમય | ચન્દ્રા રાવળ | ૭૪ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | | |
| 'તે છતા' | મહેશ દવે | ૭૫ |
| 'પ્રસ્તુત' | ભાનુપ્રસાદ પડ્યા | ૭૬ |
| સ્થિતિ | સુધાકર જાની | ૭૯ |
| જલતી યાદ | અમૃત 'ઘાયલ' | પૂઠા પાન ૪ |


પ્રકાશક  રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક  રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લે આઉટ ટાઇપસેટિંગ  ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯  ✆ ૪૦૦ ૬૮૮
મુદ્રણ  ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી  કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ન ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૭
- લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ  ૧
ફોન  ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ - ૧

ઉદ્દેશ

સપ્ટેમ્બર ૧૯૯૪

સર્વભાષા સરસ્વતી



# પુસ્તકો : સંસ્કૃતિનું સંરક્ષણ અને સંવર્ધન કરનાર મહાન પરિબળ

આજે ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણમાં 'શ્રી શિવાભાઈ ઉમેદભાઈ પટેલ ગ્રંથાલયભવન'નું ઉદ્‌ઘાટન થાય છે એ અત્યંત મહત્ત્વનો અને સૂચક પ્રસંગ છે. છેલ્લાં વર્ષોમાં ભવનોની રચના અને તોડફોડના ઘણા સમાચાર આપણે છાપામાં વાંચ્યા છે અને 'ભવન પર ભવન પર છત્ર દાખે' એમ કરનારાની તોટો નથી. પણ 'ગ્રંથાલયભવન' જુદી જ બાબત છે. પુસ્તકાલય તો સરસ્વતીનું મંદિર છે. સંસ્કૃતિનું સંરક્ષણ અને સંવર્ધન કરનાર મહાન પરિબલ તે પુસ્તકો છે. યુનેસ્કોના બંધારણમાં કહ્યું છે કે યુદ્ધનો ઉદ્‌ભવ પ્રથમ માણસના મનમાં થતો હોય છે. તેથી જરૂરી દીવાલ માણસના મનમાં રચાવી જોઈએ, શાંતિનું રક્ષણ કરનાર કિલ્લાઓમાં મહત્ત્વનો કિલ્લો પુસ્તકોનો છે. માણસે પ્રકૃતિમાંથી સંસ્કૃતિ વિકસાવી, હવે એ વિકૃતિ તરફ ધસી રહ્યો છે. સર્વનાશક શસ્ત્રદોટ તરફની ગતિને ખાળવાનું કામ એકમાત્ર પુસ્તકો જ કરી શકે. કારણ કે પુસ્તકો એ મહાન આત્માઓની ઉત્તમોત્તમ ક્ષણોનો અવિર્ભાવ છે, કહો કે, એમના જીવનસત્ત્વનો નિષ્કર્ષ છે. કદાચ એથી જ કવિ કલાપીએ કહ્યું હશે કે 'જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી.'

લોકશાહી રાજ્યવ્યવસ્થામાં પુસ્તકાલય પ્રવૃત્તિ અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એમાં સમાજનું – સમાજના 'મહાજનો' અને 'શ્રેષ્ઠીઓ'નું યોગદાન પણ હોવું જોઈએ. યંત્રવૈજ્ઞાનિક યુગની ભારે ભીંસ વચ્ચે આપણે જીવી રહ્યા છીએ; સમૂહમાધ્યમોનો પ્રભાવ ચારે કોર વિસ્તરી રહ્યો છે. વિચારકો પ્રશ્ન ઉઠાવે છે કે હવેના સમયમાં પુસ્તકો વંચાશે ખરાં ? મેથ્યુ આર્નલ્ડે વર્ષો પહેલાં ક્લેસિક્સ – પ્રશિષ્ટ ગ્રંથોના સંદર્ભમાં આ પ્રશ્ન પૂછેલો અને પોતે જ એનો જવાબ આપેલો કે એ વંચાશે જ, કારણ કે માનવજાતિમાં ટકી રહેવાની વૃત્તિ પ્રબલ છે. એટલે એવા કોઈ અંદેશાને અવકાશ નથી. થોડાં વર્ષો પહેલાં સ્વ. સુરેશ જોષી અને શ્રી મોહનભાઈ પટેલ 'વાણી' નામે એક માસિક કાઢતા. એનો મુદ્રાલેખ હતો : ज्ञानादपेत्य या वृत्ति सा विनाशयति प्रजाः । 'જ્ઞાનથી વિમુખ વૃત્તિ પ્રજાનો નાશ નોતરે.' ગીતાએ તો કહ્યું જે છે કે આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કશું નથી. કાર્લાઇલનું પેલું જાણીતું સૂત્ર — 'જ્ઞાન એ શક્તિ છે' — મોટામાં મોટી શક્તિ છે એ આપણે જાણીએ છીએ. પુસ્તકનું સ્થાન બીજી કોઈ વસ્તુ લઈ ન શકે. કવિ ઉમાશંકરે કહેલું કે વાત કરવાનું મળે ત્યાં સુધી વાંચતો નથી અને વાંચવાનું મળે ત્યાં સુધી લખતો નથી. ઉત્તમ વાચન એ ઉત્તમ લેખનની ભૂમિકા બને છે અને વાત કરીએ ત્યારે આપણે માણસને વાંચીએ છીએ. ઉમાશંકરે એક સરસ પ્રસંગ આપ્યો છે. કોઈ મોટા પુસ્તકાલયમાં સંસ્કૃત અને અંગ્રેજી પુસ્તકોના કબાટો ભરેલાં જોઈ આચાર્ય આનંદશંકર ધ્રુવ બોલી ઊઠેલા કે न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः। — વિધિએ આનો ભોક્તા કોને નિર્મ્યો હશે તે જાણતો નથી. સંદર્ભ શાકુન્તલના બીજા અંકનો છે. ઉપરના શબ્દો દુષ્યન્ત શકુન્તલાના સંદર્ભે ઉચ્ચારે છે. અર્થાત્ 'આ બધાં મહાન પુસ્તકો કોણ વાંચશે ? હું તો થોડા સમયથી કહેતો આવ્યો છું કે ચાલો આપણે મહાન વાચકોને ઉત્તમ પુસ્તકો સુલભ બનાવીએ. પુસ્તકાલયો એ પુસ્તકો રાખવાનાં ગોદામો નથી. પુસ્તકોની જાળવણી , ગોઠવણી અને વાચકોને સદા સહાયરૂપ થવાની વૃત્તિ ગ્રંથપાલમાં હોવી જોઈએ. ગ્રંથપાલનું કામ પ્રજાહિતની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનું છે. હું તો માનતો આવ્યો છું કે દેશની ઉત્તમોત્તમ સેવા પ્રાથમિક શાળાનો શિક્ષક, હૉસ્ટેલનો ગૃહપતિ અને ગ્રંથપાલ કરી શકે. ગ્રંથપાલની જવાબદારી મોટી છે. પ્રજાનો વાચનનો રસ વિકસાવવામાં અને એ દ્વારા સાંસ્કૃતિક આબોહવા ઊભી કરવામાં ગ્રંથપાલનું યોગદાન અનન્ય છે. આ ગ્રંથાલયને સંનિષ્ઠ કાર્યકર્તાઓની ક્યારેય ખોટ ન હજો !

રમણલાલ જોશી

[ઉ. ગુ. યુનિ. પાટણમાં તા. ૨૭ ઓગસ્ટ ૧૯૯૪ના રોજ ગ્રંથાલયભવનના ઉદ્‌ઘાટન પ્રસંગે કરેલા પ્રાસંગિક પ્ર

તંત્રી

## રાષ્ટ્રીય સુરાજ્ય પક્ષ

ગઈ પહેલી ઓગસ્ટે સ્વ. લોકમાન્ય ટિળકની પુણ્યતિથિએ શ્રી દિનેશ શાહે રાષ્ટ્રીય સુરાજ્ય પક્ષ નામે નવો પક્ષ સ્થાપ્યો છે આ નવા પક્ષે 'સુરાજ્ય અમારો સ્વરાજ્યસિદ્ધ હક છે અને તે મેળવીને જ રહીશુ' અને 'સ્વચ્છ સમૃદ્ધ ભારત — સ્વચ્છ સમૃદ્ધ પર્યાવરણ' એ બે માર્ગદર્શક સકલ્પમત્રોની ઘોષણા કરી છે આ પક્ષના ઉદ્દેશોમા જણાવાયુ છે કે 'સ્વરાજની આકાક્ષા પરિપૂર્ણ કરે તેવા સુરાજનુ નિર્માણ ચૂટાયેલા પ્રતિનિધિઓ અને અધિકારીઓની પ્રજા પ્રત્યેની જવાબદારીને અમલી બનાવતી જવાબદાર જનસહયોગી લોકશાહીનુ નિર્માણ અને ઉત્તરદાયિત્વને અધિકારો સાથે જોડતી નૂતન નાગરિક જીવન-વ્યવસ્થાનુ નિર્માણ" હશે. પ્રેસનોટમા આગળ કહ્યુ છે "તેના સિદ્ધાતોમા યુરોપની ગ્રીન પાર્ટીની જેમ સામાજિક જવાબદારી સાથે સલગ્ન સ્વતત્રતા પર્યાવરણ સાથે સતુલિત વિકાસ, વિકેન્દ્રીકરણને વરેલી લોકશાહી, અહિસક શાતિમય સાધનો, ઊચા ધોરણોથી અકિત જાહેરજીવન, પ્રજાદત્ત સત્તા અને સાધનોનો પ્રજાના ટ્રસ્ટી તરીકેનો રાજવહીવટ અને વોટબેકોના રાજકારણને સ્થાને પ્રજાની એકતાને પોષક રાજકીય અભિગમ એ સાત સિદ્ધાતો હશે આ ઉદ્દેશો અને સિદ્ધાન્તોને વરેલા પ્રતિબદ્ધ પક્ષ તરીકેના તેના કાર્યક્રમોમા રાજકીય પક્ષ તરીકે ભ્રષ્ટાચાર, અપરાધીકરણ, ધધાદારીકરણ, જ્ઞાતિવાદ, કોમવાદ ને આતકવાદથી મુક્ત એવા સ્વચ્છ રાજકીય આચારનો જાતે દાખલો બેસાડવાનો કાર્યક્રમ, દેશને સારી સરકાર અને પ્રામાણિક નેતૃત્વ મળે તે માટેના કાર્યક્રમો, અન્યાય પ્રતિકાર, મતદાર કેળવણી અને સ્વાશ્રયી લોકશક્તિ દ્વારા શાસનનીતિઓને અસરકારક રીતે પ્રભાવિત કરવાના કાર્યક્રમો, દેશમા વ્યવસ્થાગત અને પાયાગત ફેરફારો લાવવાના સુધારણા કાર્યક્રમો જેમા રાજકીય પક્ષો, રાજવ્યવસ્થા, વહીવટી પદ્ધતિ, ન્યાયપ્રક્રિયા, શ્રમ સબધો, સચાલન - વ્યવસ્થા, શિક્ષણપ્રથા, બધારણ, કાયદાઓ અને નિયમોની સુધારણાનો સમાવેશ થાય છે, ચૂટાયેલા પ્રતિનિધિઓ, સરકારી અધિકારીઓ, ગવર્નરો, સરકારી નિયુક્તો, સચાલકો અને નાગરિકો માટે કાનૂની રીતે બધનકર્તા એકાઉન્ટેબિલિટી કોડ અથવા ઉત્તરદાયિત્વની આચારઅહિતા, પક્ષની નીતિઓ અ ઉદ્દેશો અને સિદ્ધાતોને અનુરૂપ ઘડવામા આવશે " દિનેશ શાહ ઉપરાત સ્થાપક સભ્યોમા શ્રી જયત પડ્યા અને પ્રકાશ ન શાહનો સમાવેશ થાય છે આપણા સાહિત્યકારો સર્વશ્રી મનુભાઈ પચોળી 'દર્શક' અને શ્રી યશવત શુક્લનો આ પક્ષને સક્રિય સહયોગ સાપડ્યો છે અત્યારની પરિસ્થિતિમા આ વિકલ્પ ઊભો કરવાનુ શ્રી દિનેશ શાહને સૂઝ્યુ અને એના માટે વ્યવસ્થિત કાર્ય તેમણે આરભી દીધુ છે ત્યારે તેમને અભિનદન આપવા સાથે ઇચ્છીએ કે સૌ બૌદ્ધિકો અને જાગ્રત નાગરિકોનો એમને સહકાર મળી રહેશે અને એની પ્રવૃત્તિઓ ઉપર સૌ રસપૂર્વક નજર રાખશે.

## અંબુભાઈ પુરાણીની જન્મશતાબ્દી

સ્વ. અબુભાઈ પુરાણીની જન્મશતાબ્દી ગુજરાત ભૂલી ગયુ ! તેમનો જન્મ ૧૮૯૪ના મે માસની ૨૬મી તારીખે થયો હતો અને અવસાન ૧૧ ડિસેમ્બર ૧૯૬૫ના રોજ પુરાણી બધુઓએ — તેમના મોટા ભાઈ છોટુભાઈ પુરાણી અને અબુભાઈએ — ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિમા સક્રિય માર્ગદર્શન આપ્યુ હતુ શ્રી અરવિદ સાહિત્યના અનુવાદક અને ભાષ્યકાર-વિવરણકાર ઉપરાત અબુભાઈએ — સાહિત્ય અને કલાના ક્ષેત્રમા પણ મહત્ત્વનુ પ્રદાન કર્યુ છે ગુજરાતી ગદ્યને ખેડનારા અગ્રણી સાહિત્યકારોમા તેમનુ સ્થાન પહેલી હરોળમા છે

તેમને પ્રથમ વાર મળવાનું અમદાવાદમાં ઉમાશંકર જોશીએ પોતાના નિવાસસ્થાન ચોકસીનિવાસમાં 'સાવિત્રી' ઉપર તેમનો વાર્તાલાપ યોજેલો ત્યારે — ૧૯૫૪ના અરસામાં — બનેલું. એ પછી તો શ્રી અરવિંદ આશ્રમ પૉંડિચેરીમાં તેમની રૂમમાં અનેક વાર સુન્દરમ્ સાથે તેમને મળ્યો હતો. એમના બુલંદ્‌ અવાજના પડઘા હજુ પણ સંભળાય છે. પછી તો પત્રવ્યવહાર પણ થયેલો ૧૯૬૩માં મારું પુસ્તક 'ગોવર્ધનરામ – એક અધ્યયન' પ્રગટ થયું ત્યારે મેં તેમને એ મોકલી આપેલું. પ્રતિભાવ રૂપે તેમણે પત્ર રૂપે સમીક્ષા લેખ જ મોકલેલો ! (જે તેમના 'ચિંતનનાં પુષ્પો' ગુચ્છ ૩માં છપાયો છે.) પૉંડિચેરીમાં વસવા છતાં ગુજરાતના સંસ્કારજીવન સાથે તેમનો તાર સતત જોડાયેલો રહ્યો અને અંબુભાઈ ગુજરાતના સંસ્કારપુરુષ બની રહ્યા. આવા ગરવા સારસ્વતને જન્મશતાબ્દી-વંદના.

## ગુલાબદાસ બ્રોકરનો છ્યાશીમા વર્ષમાં પ્રવેશ

આપણા સંમાન્ય સાહિત્યકાર શ્રી ગુલાબદાસ બ્રોકર ૨૦મી સપ્ટેમ્બર ૯૪ના રોજ આયુષ્યનાં ૮૫ વર્ષ પૂરાં કરી ૮૬મા વર્ષમાં પ્રવેશ કરશે. પ્રભુ તેમને સંપૂર્ણ સ્વાસ્થ્ય અર્પે અને આપણે એમની ઉપસ્થિતિમાં શતાબ્દી ઊજવીએ એ સુભેચ્છા સાથે શ્રી ગુલાબદાસભાઈને અભિનંદન — અભિવંદન. આ પ્રસંગે એમના વિશેનો શ્રી ચંદુલાલ સેલારકાનો લેખ 'અર્ઘ્ય'માં આપ્યો છે.

## રજનીકાન્ત ભટ્ટનું અવસાન

શ્રી રજનીકાન્ત ભટ્ટનું પંચોતેર વર્ષની વયે તા. ૨ સપ્ટે. '૯૪ના રોજ અમદાવાદમાં અવસાન થતાં ગુજરાતી સાહિત્યને એક સાચા કવિ અને સાહિત્યસેવકની ખોટ પડી છે. ઠેઠ ૧૯૪૪માં તેમણે પ્રસિદ્ધ મધ્યકાલીન ફાગુ કાવ્ય 'વસંતવિલાસ'નો સમશ્લોકી અનુવાદ પ્રગટ કરેલો જે ઉમાશંકર જોશીની પ્રશંસા પામ્યો હતો. ૧૯૫૭માં 'નીલધરા' અને ૧૯૮૦માં 'માગું ન જ્યોતિ' કાવ્યસંગ્રહો તેમણે પ્રગટ કર્યા હતા. ૧૯૯૧માં તેમનાં પત્ની ઊર્મિલાબહેન ભટ્ટનો હાઈકુ સંગ્રહ 'સ્વાતિબિન્દુ' પ્રગટ થયો હતો. શ્રી રજનીકાન્ત ભટ્ટનાં ૩૬૦ હાઈકુનો સંગ્રહ 'ઋતંભરા' હવે પછી પ્રગટ થશે. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે અને તેમનાં પત્ની શ્રી ઊર્મિલાબહેનને અને સુપુત્ર ભાઈ નિશીથને આ દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

## વિશ્વગુજરી એવૉર્ડ ૧૯૯૪

ગુજરાતી અસ્મિતાને પોષક પ્રવૃત્તિઓ કરનાર સુપ્રસિદ્ધ સંસ્કારસંસ્થા વિશ્વગુર્જરીના ૧૯૯૪ના એવૉર્ડઝની જાહેરાત હમણાં થઈ એમાં આફ્રિકામાંની રંગભેદ વિરોધી લડતના ભારતીય મૂળનાં જઈફ વીરાંગના શ્રી ફાતિમા મીર, સર્વોદય કાર્યકર્તા શ્રી ટોકરશી લાલજી કાપડિયા અને પ્રસિદ્ધ ઉદ્યોગપતિ અને શ્રેષ્ઠી શ્રી શ્રેણિકભાઈ કસ્તૂરભાઈનો સમાવેશ થયો છે. ત્રણેને હાર્દિક અભિનંદન.

## 'દક્ષિણા'નો છેલ્લો અંક

૧૯૪૫માં કવિ સુન્દરમે પૉંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં કાયમી નિવાસ કર્યો અને ૧૯૪૭માં તેમણે શ્રી અરવિંદના જીવનદર્શનનું અનુશીલન કરતું 'દક્ષિણા' ત્રૈમાસિક શરૂ કર્યું. એમાં શ્રી અરવિંદ અને શ્રી માતાજીનાં પુસ્તકોમાંથી અનુવાદ, 'દક્ષિણા-પથ' વિભાગમાં સાંસ્કૃતિક ઘટનાઓ ઉપરની તંત્રીનોંધો અને પરમતત્ત્વની અભીપ્સાની કવિતા વ. તે આપતા. વચ્ચે 'દક્ષિણા' થોડું અનિયમિત પ્રગટ થતું. અવસાન પૂર્વે સુન્દરમે ૧૦૮મા અંકની તૈયારીઓ આરંભી દીધી હતી અને એક કાપલી ઉપર 'છેલ્લો અંક' એમ લખ્યું હતું. કદાચ એ પછી 'દક્ષિણા' સમેટી લેવાનો તેમનો વિચાર હશે. સુન્દરમ્‌નાં સુપુત્રી બહેન સુધાએ એ અંક હમણાં પ્રગટ કર્યો છે. 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' એ ગ્રંથમાં સુધાએ ઘણી મહેનત કરી, એ પછી સુન્દરમ્‌નાં અગ્રન્થસ્થ કાવ્યોને પ્રગટ કરવા તે જહેમત ઉઠાવી રહી છે અને તાજેતરમાં તેમણે આ અંક પણ આપ્યો. અંક ઘણો સમૃદ્ધ છે.

એમા રાબેતા મુજબની સામગ્રી ઉપરાત તા. ૨૪ ૧૦ ૯૦થી આરભી તા ૧૩ ૧ ૯૧ના રોજ એમનુ અવસાન થયુ ત્યા સુધીની ડાયરી આપી છે તે સુન્દરમ્‌ના છેલ્લા દિવસોનુ કીમતી બયાન આપે છે સુન્દરમ્‌ના દેહોત્સર્ગ પછી મળેલા શ્રદ્ધાજલિ પત્રો પણ આપ્યા છે સુધાએ અત્યત ભાવનામયતાથી જે સારસ્વત પિતૃ તર્પણ કર્યુ તે અલબત્ત અભિનદનીય છે ચારસો ઉપરાંત પૃષ્ઠના અને અનેક છબીઓવાળા આ દળદાર ૧૦૮મા અકની કિંમત રૂ ૧૦૦ છે પ્રાપ્તિસ્થાન સુધા સુન્દરમ્, શ્રી અરવિંદ આશ્રમ, પૉંડિચેરી ૬૦૫ ૦૦૨

### બાલરચિત કાવ્યોની સ્પર્ધા

ડૉ કોયા એજ્યુકેશન ટ્રસ્ટે ૧૯૯૪મા એક વિશિષ્ટ સ્પર્ધાનુ આયોજન કર્યું છે આ સ્પર્ધા બાળરચિત કાવ્યોની છે બાળકો ગુજરાતી હિંદી અગ્રેજી એ ત્રણે ભાષામા અથવા એ ત્રણમાની કોઈ પણ એક અથવા બીજી ભાષામા પોતે રચેલી કવિતા નીચેના સરનામે ૩૦ સપ્ટે '૯૪ સુધીમા મોકલી આપે એમ જણાવાયું છે શ્રી મોહનભાઈ પટેલ, પ્રમુખ, ડૉ કોયા એજ્યુકેશન ટ્રસ્ટ, ૮\૦ બાવીસ ગામ વિદ્યાલય,મહાદેવ પાસે, સુભાષ માર્ગ, વલ્લભવિદ્યાનગર ૩૮૮ ૧૨૦

## ઉત્તરકાશીમાં એક સવાર

*પહાડોના લીલા વસન તડકામા ઝળહળ,*
*ગયા જાગી વૃક્ષો હળુહળુ વહેતા પવનમા,*
*વિહગોની જાગ્યો કલરવ અડાબીડ વનમા,*
*નદીના પાણીનુ ખીણ મહી ઊડે રી ખળખળ.*

*ગયુ જાગી પ્હાડી ચહલપહલે આખુ નગર*
*મળે રસ્તે, વસ્ત્રે નવલ, લટ લ્હેરાવત જતી*
*કરે લૈ કન્યાઓ અવનવી કિતાબો સ્મિતવતી*
*નવા વિદ્યાધામે, વનમૃગલીઓ સ્વાસ્થ્યસભર*

*જુએ જૂના પ્હાડો અચરજથી શા આશ્રમ નવા,*
*નવી વિદ્યા, ગ્રથો નવતર, નવો શિષ્યગણ આ,*
*ઋચાઓ ભાવિ સસ્કૃતિતણી નવા સત્ય પ્રગટે,*
*સદાનો યાત્રી સર્જક મનુજ મત્રો નવ રહે !*

*ગઈ એ પર્ણોની કુટી, ગત જટાળા ઋષિવરો !*
*હવે યજ્ઞે દ્રવ્યો હુત નવલ, યાગે નવતરો !*

હરિદ્વાર ૧૨-૭-૮૪ જયન્ત પાઠક

# ગુલાબદાસ બ્રોકર : ઉષ્માસભર વ્યક્તિત્વ

ચંદુલાલ સેલારકા

શ્રી ઉમાશંકર પછી તુરત જ કોઈનું નામ આ સંદર્ભે જીભે ચડે તો તે શ્રી ગુલાબદાસ બ્રોકરનું. શ્રી બ્રોકર વિશે ઘણું લખાયું છે અને એમણે પણ ઘણું લખ્યું છે. વીસમી સપ્ટેમ્બર ૧૯૯૪ના દિને એમનો જન્મદિવસ છે. ત્યારે ૮૫ પૂરાં થઈ ૮૬મું બેસશે. આ ઉંમરે તેમની કલમ, જીભ અને શરીર સતત કાર્યરત છે. દરરોજ સવારે ફરવા જવાના તેમના નિયમે — અર્ધી સદીથી ઉપર થયું હશે — એમને તંદુરસ્ત રાખ્યા છે. આ ઉંમરે પણ સાદી કસરત અને યોગાસન કરે. એમના ચહેરા પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ દેખાય નહિ. માત્ર ખરી ગયેલા માથાના વાળ અને મોંમાંના દાંત જ ચાડી ખાય કે થોડીક વૃદ્ધાવસ્થા દેખાય છે. શરીરમાં સ્ફૂર્તિ. સ્ટેજ પરથી ઊતરતા હોય અને આપણે હાથનો ટેકો આપવા જઈએ તો તેઓ ન સ્વીકારે. યુવાનની સ્ફૂર્તિથી, ગતિથી પગથિયાં ઊતરે અને ચાલે.

જીવનરસ પણ એવો અને એટલો જ જેટલો તેમની યુવાનીમાં હશે. કોઈ પણ સંસ્થાના, નાની કે મોટી, પ્રેમથી, ભાવથી નિમંત્રણ આપે તો જાય. એમને મળવા ક્યાં ક્યાંથી મુલાકાતી આવે, મહેમાનો અને મિત્રો આવે. સૌને પ્રેમથી ઉષ્માથી હસતે મુખે મળે. પોતાના આરામના સમયમાં કાપ મૂકીને પણ કોઈનું કામ કરી આપે કે આવનારનું સ્વાગત કરે. સાહિત્યકારનો ધર્મ અને ગૃહસ્થનો ધર્મ સાથે સાથે ચાલે. ક્યારેક ગૃહસ્થધર્મ આગળ પણ નીકળી જાય. એમાં એમને આનંદ, રસ, સંતોષ. સાચો સાહિત્યકાર, સાચો અને સારો માનવી ન હોય એ સાહિત્યકાર તરીકે ઊણપ ગણાય, ખામી ગણાય. શ્રી ગુલાબદાસ દરેક કસોટીમાં સવાયા સજ્જન સાબિત થયા છે.

એમના પુત્ર વિજયભાઈ પૂના રહે છે. વર્ષમાં બે વખત શ્રી ગુલાબદાસભાઈ તથા તેમનાં પત્ની શ્રીમતી સુમનબહેન પૂના જાય. પૂના જતાં પહેલાં શ્રી બ્રોકરસાહેબ ફોનથી અમને ખબર પણ આપે.

'સેલારકા, અમે પૂના જઈએ છીએ. પંદરેક દિવસ રહેશું. આવીને પાછો ફોન કરીશ. સૌ ખુશી મજામાં છોને ?'

પૂનાથી પાછા આવે ત્યારે ફરી ફોન કરે. આવી ગયાના સમાચાર આપે. અમારા ખુશી સમાચાર પૂછે. મને એક વાતનું કુતૂહલ રહે. બ્રોકર સાહેબને નવરાશ કે નિરાંત તો ગમે જ નહિ. ત્યાં તો ખાસ મુલાકાતી કે મહેમાન ન હોય. ત્યાં ક્યાંય સંસ્થામાં જવાનું ન હોય. તો એમનો સમય કેમ જતો હશે ? પછી હું જ મારા મનને જવાબ આપું.

'લેખકને વળી સમય પસાર કરવો ક્યાં મુશ્કેલ ? એ તો લેખનકાર્યમાં જ ડૂબી જાય. સમય જાય ભાગ્યો !'

એટલે હું પૂછું બ્રોકર સાહેબને —

'સાહેબ, પૂના રહ્યા તેટલા દિવસોમાં કેટલી વાર્તા લખી ?'

એક વખત કહેલું : 'સેલારકા, સાત વાર્તા લખી આવ્યો છું. દિવાળીટાણું છે ને દિવાળી અંકોનાં આમંત્રણ પણ ઘણાં છે તેમાં ઉપયોગમાં આવશે.'

પંચ્યાસી વર્ષની વયે, પંદર દિવસમાં સાત વાર્તા લખી નાખવાની સૂઝ, શક્તિ, ઉમંગ, ઉત્સાહ, ક્રિયાશીલતા એમને અન્ય લેખકોથી જુદા નથી પાડતાં ? સાહિત્યના કોઈ કાર્યને એમણે નાનું નથી માન્યું. કોઈ સાહિત્યપ્રવૃત્તિ કે વ્યક્તિ પ્રત્યે તેમણે દુર્લક્ષ નથી કર્યું. અને તેથી જ તેમણે અસંખ્ય ગુજરાતી અને બિનગુજરાતી વાચકો અને પ્રશંસકોની અનર્ગળ ચાહના મેળવી છે.

ગયા વર્ષે ત્રિવેન્દ્રમ પાસેના એક નાના ગામમાં

સાહિત્યિક સમેલન યોજાયુ હતુ ત્યારે ગુજરાતના પ્રતિનિધિ તરીકે તેમને આમત્રવામા આવેલા આ ઉમરે પણ તેઓ, પ્લેન અને કારની મુસાફરી કરતા પહોચ્યા મરાઠીમાથી શ્રી ગગાધર ગાડગીલ ગયેલા. બન્ને એક જ રૂમમા રહ્યા હતા. શ્રી ગગાધર ગાડગીલનુ સ્થાન મરાઠી વાઙ્મયજગતમા શ્રી બ્રોકર જેવુ જ છે શ્રી ગાડગીલ સને ૧૯૫૧ પરના વર્ષોમા સિડનહામ કોલેજમા અમને અર્થશાસ્ત્ર શિખવાડતા ત્રિવેન્દ્રમથી પ્લેનમા, સમેલન પતાવી પાછા ફરતા તેઓ બેઠા હતા ત્યારે બાજુની સીટમા બેઠેલા દક્ષિણી સજ્જને અહોભાવથી પૂછ્યુ

'આર યુ મિસ્ટર ગુલાબદાસ બ્રોકર ?'

'યસ બટ હાઉ ડુ યુ નો ?' બ્રોકરે પૂછ્યુ.

પેલા દક્ષિણી સજ્જને તે સવારના ન્યૂઝપેપર્સ કાઢીને બતાવ્યા. તેમા શ્રી બ્રોકરનો ફોટો અને તેમણે આપેલા પ્રવચનનો અહેવાલ હતો એ તો તામિલ ભાષામા હતુ શ્રી બ્રોકરે તે સજ્જનને એ અહેવાલનો સાર કહી સભળાવવા વિનતી કરી તેમા શ્રી બ્રોકરનો અત્યત સન્માનપૂર્વક ઉલ્લેખ તથા તેમના પ્રવચનના મુખ્ય અશો હતા તેમ તે સજ્જને જણાવ્યુ. શ્રી બ્રોકર એ સાભળી પ્રસન્ન થયા સમેલનમા આવવા જવાનો, બે દિવસ હાજરી આપવાનો તેમનો શારીરિક અને માનસિક થાક જાણે દૂર થઈ ગયો. જીવનની આવી ધન્ય ક્ષણો વારવાર આવતી નથી.

ગુજરાતી સાહિત્યકારોમા પદ્મશ્રીનુ સન્માન. મેળવનાર શ્રી બ્રોકર કદાચ એકમેવ છે અને તેપણ કોઈ સત્તાસ્થાને બેઠા વગર ન તો એમની પાસે વર્તમાનપત્રોના વાજિંત્રો છે કે વિદ્યાપીઠોના આસનો છે જે મૂડી છે તે તેમના સર્જનની અને લોકોના સ્નેહની છે

જિદગીમા ઉત્તરોત્તર શ્રી બ્રોકર સિદ્ધિઓ અને સન્માનના ઉચ્ચ અને ઉચ્ચતર સોપાનો ચડતા ગયા છે અને છેલ્લે હમણા વળી એક ટોચનુ સન્માન એમને મળ્યુ જે વિશે આવડા વિશાળ ગુજરાતી પત્રકારત્વમા ક્યાય નોધ લેવાઈ હોય તેવુ લાગતુ નથી.

પ્રયાગ(અલ્લાહાબાદ)ના શ્રી હિન્દી સાહિત્ય સમેલને એમની સર્વોચ્ચ ડિગ્રી 'સાહિત્યવાચસ્પતિ'થી શ્રી બ્રોકરને ગયા મહિને યોજાયેલા તેમના અધિવેશનમા સન્માનિત કર્યા શ્રી બ્રોકર પહેલા જ અને એકમેવ સાહિત્યકાર છે જેમને હિન્દી સાહિત્ય સમેલને આ 'ડોક્ટરેટ' (પીએચ ડી )ની સમાન ડિગ્રીથી સન્માનિત કર્યા એમની સાથે હિન્દી સાહિત્યકાર તેમ જ ફિલ્મ દિગ્દર્શક મહાન મહાભારત ટી.વી. શ્રેણીના સર્જક શ્રી રામાનદ સાગરને પણ 'સાહિત્યવાચસ્પતિ'થી વિભૂષિત કર્યા ત્રીજી વ્યક્તિ પૂનાના ડૉ. શ્રી દીક્ષિત હતા, જેમણે ઘણુ મોટુ મોટુ સશોધનકાર્ય કર્યું છે

સાહિત્ય સમેલનના પ્રમુખ શ્રી ડૉ. પ્રભાતજી એ શ્રી ગુલાબદાસભાઈ વિશે કહ્યુ ' તેઓ ગુજરાતીના તો પ્રમુખ સાહિત્યકાર છે જ, પણ આતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠિત છે અને ટૂંકી વાર્તાની તેમની રચનાઓને કારણે તેઓ ગુજરાતીના પ્રેમચદજી છે "

હિન્દીભાષી સાહિત્યિકોની હાજરી વચ્ચે શ્રી બ્રોકરને મળેલુ આ ઉચ્ચ સન્માન ગુજરાતીભાષી તરીકે આપણા માટે પણ ગૌરવનો પ્રસગ છે આપણે શ્રી બ્રોકરને 'શત જીવ શરદ 'ની શુભેચ્છાઓ આપીએ.

[મુબઈ સમાચાર તા. ૬ ૮-૯૪માથી સાભાર]

દિનેશ કોઠારી

૧

વીસમી સદીના પાશ્ચાત્ય સાહિત્યમાં કેટલાંક આંદોલનો પ્રવર્તે છે, જેમાંનું સર્વપ્રથમ છે : કલ્પનવાદ. અંગ્રેજી : imagism. ફ્રેન્ચ : imagisme. આ આંદોલનના સ્વરૂપને સમજવા માટે તેના ઇતિહાસ અને સિદ્ધાંતોનો પરિચય મેળવવો જોઈએ.

કલ્પનવાદના ઇતિહાસનો પરિચય મેળવવો સુગમ છે. તેનો સમયગાળો સ્વલ્પ છે : ૧૯૧૪-૧૯૧૭. તેની સાથે પ્રગાઢ રીતે સંકળાયેલા કવિઓની સંખ્યા જૂજ છે : રોકડા સાત કવિઓ. ત્રણ અંગ્રેજ કવિઓ : રિચર્ડ ઑલ્ડિંગ્ટન, એફ. એસ. ફ્લિન્ટ અને ડી. એચ. લૉરેન્સ. ચાર અમેરિકન કવિઓ : એઝરા પાઉન્ડ, હિલ્ડા ડૂલિટલ, જૉન ગૂલ્ડ ફ્લેચર અને એમી લોઅલ.*

આ આંદોલનમાં માત્ર અંગ્રેજ અને અમેરિકન કવિઓનો સમાવેશ થતો હોવાથી તેને યોગ્ય રીતે જ ઍંગ્લો- અમેરિકન આંદોલન તરીકે ઓળખવામાં આવે છે.

૧૯૧૬-૧૯૧૭ના સમયગાળામાં પ્રગટ થયેલા ચાર કાવ્યસંચયો તેમના કવિકર્મનો પરિચય આપે છે અને બીજા અને ત્રીજા સંચયની પ્રસ્તાવનાઓ તેમનાં વિચાર-વલણો અને હેતુઓને પ્રગટ કરે છે. આંદોલન વિરમી ગયા પછીનો ૧૯૩૦નો કાવ્યસંચય તેની ત્યારબાદની ગતિવિધિ નિર્દેશે છે.

કલ્પનવાદ સ્વલ્પજીવી છે, તેની કવિસંખ્યા ગણતર છે, કવિતાની કક્ષા પણ સાધારણ છે, તેમ છતાં તેની ઉપેક્ષા થઈ શકે તેમ નથી. કારણ કે એલિયટ જણાવે છે તેમ આધુનિક અમેરિકન કવિતાનું તે પ્રસ્થાનબિંદુ છે. ટાઇમ્સ લિટરરી સપ્લિમેન્ટ નોંધે છે કે કલ્પનવાદી કવિતા આપણને એક નવતર કાવ્ય-ઉન્મેષની આશા આપે છે. તે કવિતા ઉત્તમ ન હોય ત્યારે પણ તે એક એવા કાવ્યસ્વરૂપનો નમૂનો પૂરો પાડે છે કે જેમાં અતીવ સુંદર કવિતા સરજી શકાય. આંદોલન વિરમી ગયા પછી પણ કવિ એલિયટના કાવ્ય 'લવસૉંગ ઑફ જે. પ્રુફ્રોક' પર અને વિવેચક એલિયટના ઑબ્જેક્ટિવ કૉરિલેટિવિટીના સિદ્ધાંત પર તેનો કેટલોક પ્રભાવ જોઈ શકાય છે.

૨

ઓગણીસમી સદીના અંતભાગની કવિતા મંદપ્રાણ, બીબાંઢાળ, પરંપરાગત અને પરોપજીવી બની ગઈ હતી. કીટ્સ, વર્ડ્ઝવર્થ, શેલી વગેરેની કવિતાના અનુકરણમાં લખાતી છાણ-માટીના લોચા જેવી ઘાટઘૂટ વગરની કવિતાથી લોકો ઓચાઈ ગયા હતા. બદલાતા સમય અને સંવેદનોને અનુરૂપ નવી કાવ્યશૈલીની જરૂર વરતાતી હતી. સંગીતમાં દેબ્યુસી અને સ્ટ્રાવિન્સ્કીએ તેમ જ ચિત્રકલામાં ગોગેં અને માતીસે નવું લોહી પૂર્યું હતું. કવિતાને પણ કોઈ નવા લોહીની જરૂર હતી. સામાન્ય રીતે બનતું આવ્યું છે તેમ આઘાત-પ્રત્યાઘાતની પ્રક્રિયામાંથી કવિતાનો જન્મ થયો. તેમાં મૂળ પ્રાચીન ગ્રીક, લૅટિન, હિબ્રૂ, ચીની-જાપાની કવિતામાં અર્વાચીન ફ્રેન્ચ કાવ્યપ્રવૃત્તિ અને અંગ્રેજ કવિ ચિંતક ટી. ઈ. હ્યૂમની કાવ્યવિચારણામાં રહેલાં છે.

૩

કલ્પનવાદી કવિતાના મૂળમાં રહેલો હ્યૂમ પહેલાં તો ગણિત અને જીવવિજ્ઞાનનો વિદ્યાર્થી હતો પણ ૧૯૦૪માં તે વિજ્ઞાનનો અભ્યાસ છોડી દઈને કવિતા તથા તત્ત્વજ્ઞાનને માર્ગે વળે છે. ૧૯૦૮માં તે પોતાનો આગવો કાવ્યસિદ્ધાંત ઘડે છે. તે પુરોગામી રોમેન્ટિક કવિતાનો વિરોધ કરે છે. રોમેન્ટિસિઝમમાં માનવીની

* Richard Aldington, F. S. Flint, D. H. Lawrence, Ezra Pound, Hilda Doolittle, John Gould Fletcher, Amy Lowell.

અમર્યાદિત આત્મશક્તિ પર ભાર મૂકવામા આવે છે પરતુ વાસ્તવમા માણસ સુસ્થિર પ્રકૃતિ ધરાવનાર મર્યાદિત આત્મશક્તિવાળુ વ્યક્તિત્વ ધરાવે છે તેમના મતે રોમેન્ટિક કવિઓના ખોટા મનોવલણોને કારણે તેમની કવિતામા વેવલાશ પ્રવેશી ગઈ હતી, તેથી નવા પ્રકારની કવિતાની જરૂર હતી તે ઉમગભેર આગાહી કરે છે કે 'રુક્ષ, નક્કર, ક્લાસિકલ કવિતાનો યુગ આવી રહ્યો છે' તેની આવી વિચારસરણી પ્રભાવક નીવડે છે તેની આસપાસ લડનના સાહિત્યસમાજનુ એક જૂથ કાવ્યની વિચારણા કરવા માટે ભેગુ થાય છે આ જૂથ પોતાને 'પોએટ્સ ક્લબ'ના નામે ઓળખાવે છે ક્લબમા પોતાના કાવ્યસિદ્ધાતના ઉદાહરણરૂપે હ્યૂમે રચેલા કેટલાક કાવ્યો વચાય છે અને ચર્ચાય છે હજુ કલ્પનવાદ સજ્ઞા અસ્તિત્વમા આવી નથી. પણ આ કાવ્યો કલ્પનવાદી કવિતાનો પ્રથમ અણસારો આપે છે

ફ્રેન્ચ કવિતાના હિમાયતી ફ્લિન્ટ આ ક્લબ અને કવિતાની તીખી ટીકા કરે છે, પરિણામે ફ્લિન્ટ અને હ્યૂમની વચ્ચે વાદવિવાદ જન્મે છે ખૂબીની વાત તો એ છે કે આ સઘર્ષનુ પરિણામ સવાદમા આવે છે ફ્લિન્ટ અને હ્યૂમ એકબીજાની નિકટ આવી જાય છે બને સાથે મળીને ૧૯૦૯મા એક નવી અનામી સસ્થા ઊભી કરે છે સાપ્રત કવિતાને અછાદસ ફ્રેન્ચ કવિતાની અને જાપાની હાઈકુ તાન્કા કે પ્રાચીન હિબ્રૂ કવિતાની નજીક લઈ જવાની મથામણ કરે છે અહીં કલ્પનવાદી કવિતાના ત્રણ લક્ષણોને આકાર મળતો જોઈ શકાય છે છદમુક્તિ, લાઘવ અને કલ્પનપરકતા.

૧૯૦૮મા એઝરા પાઉન્ડ નામનો એક તરવરિયો કવિ લડન આવે છે આ કવિયુગ્મની કાવ્યપ્રવૃત્તિ પોતાની કાવ્યવિચારણાને અનુકૂળ જણાતા તે આ જૂથમા જોડાઈ જાય છે પાઉન્ડનો કાવ્યાદર્શ 'A Few Don'ts by An Imagiste'ના નામે જાણીતો છે ફ્લિન્ટ તેમાની વિચારણાને આ રીતે તારવી આપે છે

૧ આત્મલક્ષી રૂપે કે પરલક્ષીરૂપે પદાર્થની પ્રત્યક્ષ રજૂઆત.

૨ અભિવ્યક્તિમા ફાળો ન આપતો હોય તેવો એક પણ શબ્દ ન પ્રયોજવો.

૩ લય પરત્વે — તાલમાપકયત્ર (metronome)ના ક્રમમા નહિ પણ સગીતના ક્રમમા સરચના.

૧૯૧૧મા પોતાને HDના ટૂકા નામે ઓળખાવતી હિલ્ડા ડૂલિટલ નામની એક છવ્વીસ વર્ષની કાવ્યપ્રેમી અમેરિકન યુવતી લડન આવે છે HD પહેલા એઝરા પાઉન્ડની વાગ્દત્તા હતી, પછી પોતાનાથી છ વર્ષ નાના કવિ રિચર્ડ ઑલ્ડિગ્ટનની પ્રેયસી તેમજ ભાવિ પત્ની હતી. તે બનેને નક્કર ગ્રીક કવિતા પ્રત્યે લગાવ હતો. નવા કવિજૂથમા આ બનેનો ઉમેરો થાય છે આ સમયે એઝરા પાઉન્ડ 'પોએટ્રી' નામે સામયિકમા મોકલવા માટે કેટલાક નવા કાવ્યોની શોધમા હતો. તેને ઑલ્ડિગ્ટન અને HDના કાવ્યો ગમી જાય છે, અને પ્રકાશન માટે મોકલી આપે છે HDના કાવ્યોથી તો એવો પ્રભાવિત થાય છે કે તેના કાવ્યોને 'HD Imagiste'ની સહીથી પ્રગટ કરવાનુ સૂચન કરે છે

ઑક્ટોબર ૧૯૧૨મા પાઉન્ડ પોતાનો કાવ્યસગ્રહ 'Ripostes' બહાર પાડે છે આ સગ્રહના પરિશિષ્ટમા તે ટી. ઈ હ્યૂમ(T E Hume)ના પાચ લઘુકાવ્યો(માત્ર ૩૩ પક્તિઓ)ને હ્યૂમની સમગ્ર કવિતા એવા કઈક રમૂજી શીર્ષક નીચે પ્રગટ કરે છે આ કાવ્યસગ્રહની પ્રસ્તાવનામા પ્રથમ વાર 'Imagiste શબ્દ મુદ્રિત રૂપે પ્રાપ્ત થાય છે 'પોએટ્રી'ના નવેમ્બર ૧૯૧૨ના અકમા ઑલ્ડિગ્ટનના ત્રણ કાવ્યો અને જાન્યુ.ના ૧૯૧૪ના અકમા HDના ત્રણ કાવ્યો પ્રગટ થાય છે HDના કાવ્યો નીચે કવિનામ છે HD Imagiste '

આ પૂર્વભૂમિકા પછી, પાઉન્ડના સપાદન નીચે ૧૯મા કલ્પનવાદી કવિતાનો પ્રથમ સચય 'Des Imagistes' પ્રકાશિત થયો. આ સચયમા પાઉન્ડના પોતાના 7, ઑલ્ડિગ્ટનના 10, હિલ્ડાના 7 કાવ્યો ઉપરાત આ પ્રવૃત્તિ પ્રત્યે સમભાવ ધરાવનાર અન્ય

કવિઓનાં કાવ્યો પણ ગ્રંથસ્થ થયાં. કલ્પનવાદી કવિતાને પોતાના મેગેઝીનની આવશ્યકતા જણાતાં ઑલ્ડિંગ્ટનના તંત્રીપદે 'Egoist' નામે સામયિક પણ આ વર્ષે જ શરૂ થયું.

બ્રિટન અને અમેરિકામાં આ કાવ્યસંચયને સારો આવકાર ન મળ્યો; કહોને કે જાકારો જ મળ્યો. લંડનના કેટલાક ગ્રાહકોએ આ પુસ્તકના પ્રકાશક 'પોએટ્રી બુકશૉપ'ને પોતાની નકલો પાછી મોકલી આપી. લોકોને આ કવિતા વિચિત્ર અને દુર્બોધ લાગી. આ માટેનું એક કારણ એ પણ ખરું કે નવા પ્રકારને સમજાવતી પ્રસ્તાવનાનો પણ અભાવ હતો.

'Des Imagistes'માં ફ્લિન્ટના કાવ્ય 'The Swan'નો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ કાવ્યના અર્થઘટનના કારણે કલ્પનવાદના સ્વરૂપ પરત્વે ફ્લિન્ટ અને પાઉન્ડ વચ્ચે વિવાદ જન્મ્યો. બંનેના સંબંધમાં તિરાડ પડી તે એટલે સુધી કે ફ્લિન્ટના વિવેચનગ્રંથ 'History of Imagism'ને પાઉન્ડે 'આખલાના ઉત્પાદન' (અલબત્ત છાણ જ તો) તરીકે ઓળખાવ્યો. જવાબમાં ફ્લિન્ટે કહ્યું કે 'હું એ જાણીને રાજી થયો કે તમે એને આખલાનું ઉત્પાદન માનો છો. તમે તેને ગાયનું કે તેથીયે બદતર ખસી કરેલા બળદિયાનું ઉત્પાદન પણ માની શક્યા હોત.' આ વાદવિવાદના પરિણામે પાઉન્ડ એક જ વર્ષના ટૂંકા ગાળામાં કલ્પનવાદથી વિમુખ બની ગયા અને તેનાથી વધારે ચુસ્ત કાવ્યસ્વરૂપ 'વૉર્ટિસિઝમ' (vorticism) તરફ વળી ગયા. તેમનો અભિગ્રહ એટલો તો સુદઢ હતો કે ૧૯૧૫માં પ્રકાશિત થનાર બીજા કાવ્યસંચય માટે પોતાનાં કાવ્યો ન આપ્યાં, એટલું જ નહિ તેની સાથે પોતાને કોઈ પણ જાતની લેવાદેવા નથી એમ સ્પષ્ટ પરખાવી દીધું.

કલ્પનવાદના રંગમંચ પરથી એક બાજુ પાઉન્ડ ખસી ગયા તો બીજી બાજુ ૧૯૧૪માં એક સમૃદ્ધ અમેરિકન પરિવારમાંથી આવતી યુવતી એમી લોઅલનો પ્રવેશ થયો. પાઉન્ડની સરમુખત્યારશાહીને સ્થાને શુદ્ધ લોકશાહી વલણ લાવવાનો તેનો આગ્રહ હતો. ૧૯૧૫માં પ્રગટ થનારા કલ્પનવાદી કવિતાના બીજા સંચયના સંપાદનનાં સૂત્રો તેણે સંભાળ્યાં. પાઉન્ડના ઉગ્ર વિરોધ છતાં પાઉન્ડે પસંદ કરેલ ગ્રંથનામ 'Des Imagistes'ને બદલે તેણે 'Some Imagist Poets' રાખ્યું. દરેક કવિને પોતાને પોતાનાં ઉત્તમ કાવ્યો પસંદ કરવાની તેણે છૂટ આપી. આ બીજો સંચય પ્રથમ સંચય કરતાં ચડિયાતાં કાવ્યો લઈને આવ્યો. છંછેડાયેલા પાઉન્ડે 'imagism'ને બદલે 'Amy-gism' કહીને તેની ઠેકડી ઉડાવી. ડી. એચ. લૉરેન્સ પર તો તે તેને imagistના બદલે Amygist કહીને કટાક્ષ કરતો. ૧૯૧૬માં એમીએ બીજો સંચય અને ૧૯૧૭માં ત્રીજો સંચય પ્રગટ કર્યો. ત્રીજા સંચય પછી તેણે જાહેર કર્યું કે આ ત્રણ ગ્રંથો કલ્પનવાદી કવિતાના સ્વરૂપને સંપૂર્ણપણે પ્રસ્થાપિત કરે છે. તેથી હવે તેના વધારે સંચયો પ્રગટ કરવાની જરૂર રહેતી નથી. હવે કવિઓ પોતાનાં નવી શૈલીનાં કાવ્યોને યથેચ્છ પ્રગટ કરવાને માટે સક્ષમ છે.

આમ આ આંદોલન પર ૧૯૧૭માં પૂર્ણવિરામ મુકાયું. ૧૯૩૦માં ઑલ્ડિંગ્ટને પોતાના એક મિત્રના કલ્પનવાદી કવિતાનો નવો સંચય કરવાના કટાક્ષગર્ભ સૂચનનો સણસણતો જવાબ આપવા માટે 'Imagist Anthology' નામે કલ્પનવાદી કવિતાનો છેલ્લો સંચય પ્રગટ કર્યો. આ ગ્રંથનો હેતુ કલ્પનવાદી કવિતાનો પ્રચાર કે પ્રસાર કરવાનો નહિ પણ તેની પ્રવૃત્તિ-પ્રગતિ દર્શાવવાનો જ હતો. આમાં એક એમીને બાદ કરતાં પૂર્વના સંચયના બધા જ કવિઓનાં કાવ્યો પસંદ કરવામાં આવ્યાં હતાં. ૧૯૨૫માં એમીનું અવસાન થયું હતું.

૧૯૩૦ના સંચયની પ્રસ્તાવનામાં કલ્પનવાદી કવિતાના આંદોલનને યોગ્ય પરિપ્રેક્ષ્યમાં મૂકનાર એક સૂચન ગ્લેન હ્યૂઝ પાસેથી મળે છે : તેમાંના કોઈને આંદોલનમાં આંદોલન ખાતર રસ નહોતો, દરેકને કવિ થવામાં જ રસ હતો. અમુક સમાન માન્યતાઓ હોવાથી અને અમુક સમાન પૂર્વગ્રહોનો સામનો કરવાની પરિસ્થિતિ સર્જાઈ હોવાથી તેમણે અમુક સમય પૂરતા

હાથ મિલાવ્યા અને એક જ વાવટા નીચે દુશ્મનનો સામનો કર્યો. તેઓએ આ લડાઈમા વિજય મેળવ્યો એ તો નિર્વિવાદ છે જગ જીતી જતા તેણે વાવટો ફગાવી દીધો, હરોળ તોડી નાખી અને પૂરા સમય માટે તેઓ જે હતા તે જ બની રહ્યા — વૈયક્તિક કવિઓ

૪

આપણે જોયુ કે પાઉન્ડે ૧૯૧૨મા પોતાના કાવ્યસગ્રહની પ્રસ્તાવનામા 'કલ્પનવાદ' શબ્દ પ્રયુક્ત કર્યો પરતુ આ નવી સજ્ઞાની વિભાવના દર્શાવી નહિ 'પોએટ્રી' સામયિકના તત્રીને આ પરત્વે વાચકો તરફથી 'કલ્પનવાદ' વિશે પત્રો મળતા લાગ્યા તેથી તેણે એફ એસ. ફ્લિન્ટને કલ્પનવાદ પર પ્રકાશ પાથરવા વિનતી કરી, માર્ચ ૧૯૧૩ના 'પોએટ્રી'ના અકમા ફ્લિન્ટની નોધ પ્રગટ થઈ આ નોધમા મુખ્યત્વે લેખક એમ દર્શાવે છે કે પરપરાગત કાવ્યરીતિ અબખે પડી જવાથી આ નવા કવિઓએ પોતાની નવી કાવ્યરીતિ માટે પોતા પૂરતા કેટલાક નિયમો નક્કી કર્યા છે, પરતુ જાહેર કર્યા નથી ' ફ્લિન્ટની આ નોધ તેમ જ ૧૯૧૫ અને ૧૯૧૬ના સચયોની પ્રસ્તાવના અને તેના વિશે જન્મેલો ઊહાપોહ વગેરે કલ્પનવાદી કવિઓની માન્યતાઓને વિશદ કરી આપે છે

કવિતામા કલ્પનનુ અસ્તિત્વ અનિવાર્ય છે, કલ્પન જ કવિતાનો આત્મા છે, તેમ જ જીવન દરમિયાન દળદાર થોથા આપવા તેના કરતા એક કલ્પન આપવુ તે બહેતર છે કાવ્યની રમણીયતા હમેશા નવીનતા માગી લે છે કવિતા ભાષામા લખાય છે અને રોજિંદા વ્યવહારની ભાષા કલ્પનની ચમકને ઘસી નાખે છે હ્યુમ માને છે કે, એમ કહી શકાય કે કલ્પનો કવિતામા જન્મે છે, ગદ્યમા વપરાય છે અને લાબી માદગી ભોગવીને વર્તમાનપત્રની ભાષામા મરી જાય છે હવે આ એક ત્વરિત પ્રક્રિયા છે તેથી કવિએ સતત નવા કલ્પનો સર્જતા રહેવુ જોઈએ કવિતાની ભાષા પ્રત્યક્ષ હોય છે અને ગદ્યની ભાષા તે પરોક્ષ હોય છે કારણ કે તે વાસી અને મરી ગયેલા કલ્પનોને પ્રયોજતી હોય છે વારવાર વપરાશથી તે કલ્પનો માત્ર અલકારરૂપ બની ગયા હોય છે કવિતાએ કવિતા બનવા માટે નિત્ય નવા કલ્પનો આપવા જ જોઈએ એ રીતે કવિનુ કાર્ય એક વૈજ્ઞાનિકના કાર્ય જેવુ છે જેમ નવી શોધ વગર કોઈ પણ માણસ વૈજ્ઞાનિક ન બની શકે તેમ અવનવા કલ્પનો શોધ્યા વગર કવિ પણ ન બની શકે કવિનુ કવિ તરીકે પ્રથમ કર્તવ્ય છે નવા કલ્પનની શોધ

કવિતામા પ્રયુક્ત કલ્પન જેમ તાજુ હોવુ જોઈએ તેમ નક્કર પણ હોવુ જોઈએ પાઉન્ડ તેમના સુપરિચિત નિબધોમા ઊગતા કવિઓને સમજાવે છે કે 'dim land of peace' જેવી પદાવલિ ન વાપરો નકામા વિશેષણો મૂર્તની સાથે અમૂર્તની સેળભેળ કરીને કલ્પનને ઝાખુ પાડી દે છે નૈસર્ગિક પદાર્થનુ ચિત્ર જ કવિને માટે પર્યાપ્ત છે અલબત્ત, કલ્પનવાદ એટલે માત્ર શબ્દચિત્રની રજૂઆત નહિ કલ્પનવાદને માત્ર વસ્તુનુ ચિત્ર નહિ, તેની રજૂઆતની રીતિ પણ અભિપ્રેત છે સર્જક જે અભિવ્યક્ત કરવા માગતો હોય તેની સ્પષ્ટ રજૂઆત કવિ કોઈ અનિશ્ચિત ચિત્તસ્થિતિ રજૂ કરવા માગતો હોય તો તેને અનુરૂપ કલ્પન ગોતવુ જોઈએ, જેમ કે છાયાપ્રકાશની પલટાતી લીલા.

કલ્પનવાદી કવિને માટે ચિત્તની એકાગ્રતા આવશ્યક છે કવિની નજર એક જ કલ્પન પર મડાયેલી હોવી જોઈએ એક જ ભાવસ્થિતિને રજૂ કરવા માટે કલ્પનોની ઉપરાછાપરી ખડકલો કાવ્યના કેન્દ્રવર્તી કલ્પનને ચેરી નાખે છે

કાવ્યમા એકમેવ કલ્પનનુ જ મહત્ત્વ હોવાથી તેને છાવરી દે તેવા કથન-વર્ણન-ચિંતન કે ઉપદેશને પણ પ્રવેશ ન જ હોય કાવ્યનુ કદ પણ નાનકડુ હોય. આ કવિઓ નાના અને નક્કર, ટકોરાબધ કાવ્યરૂપમા જ રાચે છે, ઝાખુપાખુ, આછુ આછુ, ઢીલુઢાલુ અગડ-બગડ કશુ તેમને ન પાલવે.

કવિતામા અભિપ્રેત નવા અને નક્કર કલ્પનની રજૂઆત માટે જરૂર છે ચોક્કસ (exact) શબ્દની. 'લગભગ ચોક્કસ શબ્દ' પણ ન ચાલે. ચોક્કસ શબ્દ

એટલે પદાર્થનું આબેહૂબ વર્ણન કરનાર શબ્દ નહિ પરંતુ કાવ્યસર્જનની ક્ષણે કવિની જે ભાવદશા હોય બરાબર તે જ ભાવદશા ભાવકમાં જન્માવવાની ક્ષમતા ધરાવતો શબ્દ. અહીં પદાર્થ પોતે નહિ પણ પદાર્થે જન્માવેલો ભાવસંદર્ભ અભિપ્રેત છે. ચોક્કસ શબ્દ આલંકારિક જ હોય તે પણ જરૂરી નથી, તે બોલચાલની ભાષાનો પણ હોઈ શકે. શરત માત્ર એટલી જ કે તે પદાર્થનું યથાર્થ ચિત્ર આલેખે.

કલ્પન માટેનો કવિઓનો આવો એકાંતિક ઝોક એવો સંભ્રમ ઊભો કરે છે કે આ કવિઓ કવિતા પાસેથી ચિત્રકલાનું કામ લેવા માગે છે. આ ગેરસમજ દૂર કરવા માટે એમી સ્પષ્ટ કહે છે કે, તેમનો સંપ્રદાય કંઈ ચિત્રકારોનો સંપ્રદાય નથી. શબ્દચિત્રનો તેમનો આગ્રહ એટલા માટે છે કે તેથી અમુક વિશેષ અનુભવનો સઘન સંસ્પર્શ થાય છે. કવિતા 'વિશેષ' અવસ્થિતિ સાથે નિસ્બત ધરાવે છે ગમે તેટલી ભવ્ય અને મધુર હોય તોયે 'સામાન્ય' અવસ્થિતિ સાથે નહિ. તેથી જ ભવ્યતામાં રાચનારા cosmic poetsનો પણ તેઓ વિરોધ કરે છે. આવા કવિઓ તેમને કવિ તરીકેની પોતાની કલાગત વાસ્તવિક સમસ્યાનો સામનો કરવાની જવાબદારીમાંથી છટકી જનારા લાગે છે. કલ્પન, કવિતાને સંગીતની ધૂંધળી આબોહવામાંથી શિલ્પની નક્કરતા તરફ દોરી જાય છે.

કલ્પનવાદી કવિતાને અવનવા લયોના સર્જનમાં રસ છે. લપટા પડી ગયેલા પરંપરાગત લય તેને ખપતા નથી, તેથી તે અછાંદસ તરફ વળે છે. અછાંદસ જ કાવ્યસર્જનનો એકમાત્ર માર્ગ છે એવો તેમનો દુરાગ્રહ નથી. તેમની લડત તે સ્વતંત્રતા માટેની લડત છે. રૂઢિગત છંદો કરતાં અરૂઢ નવા લય સર્જકચેતનાને વિશેષ અનુરૂપ છે. તળ ભાષાના અપરિચિત લયોની સાથે જ તેઓ પરભાષાના લયનો પણ સ્વીકાર કરે છે. અંગ્રેજી ભાષાના (કે કોઈ પણ ભાષાના) છંદો તો છંદનો એક જ પ્રકાર છે. છંદોનું વૈવિધ્ય અનંત છે. ભાષાએ ભાષાએ અવનવું છંદોવિધાન હોય છે. ઍંગ્લો-સૅક્સન કવિતા વર્ણસગાઈ પર, ગ્રીક-રોમન સ્વરભાર પર, ભારતીય વર્ણના લઘુત્વ-ગુરુત્વ પર આધાર રાખે છે. એટલે કે કાવ્યલયનું કોઈ એક રૂઢિગત ધોરણ ન હોઈ શકે. માટે જ આ કવિઓ રૂઢ છંદપ્રયોગને બદલે લયપ્રવાહનો આગ્રહ રાખે છે. નવો કવિ-મિજાજ નવા લયની અપેક્ષા રાખે છે. કવિતામાં નવો લયપ્રવાહ એટલે નવો વિચાર.

કલ્પનવાદ વિષયવસ્તુની પસંદગીમાં ઉદાર વલણ અપનાવે છે. જૂના નવાના ઝઘડામાં તેને રસ નથી. ઓટોમોબાઇલ કે ઍરોપ્લેન વિશે ખરાબ રીતે લખવું તે સારી કળા નથી, તેમજ બળદગાડા વિશે સારી રીતે લખવું તે ખરાબ કળા નથી.

૫

કલ્પનવાદને વિરોધનો ઠીક ઠીક સામનો કરવો પડે છે. તે જેટલો આદર પામે છે તેથી વિશેષ ટીકાને પાત્ર બને છે. અંગ્રેજી કવિતાને નવું પરિમાણ આપનાર એલિયટ પણ તેને મોકળે મને આવકારતા નથી. તેનો મુખ્ય વાંધો અછંદાસ સામે છે. અલબત્ત આ વાંધો જેટલો સંજ્ઞા પરત્વે છે તેટલો ગદ્યલય સામે નથી. પ્રો. લોવ્ઝ તો ગદ્યલયનો જ વિરોધ કરે છે. કૉનરેડએઇકિન આ કવિઓને સંગીત-બહેરા (music-deaf) કહીને જ ઓળખાવે છે.

વિરોધનું બીજું કારણ છે જીવનદર્શનનો અનાદર. માત્ર આકારસૌંદર્ય પર ભાર મૂકવા જતાં કવિતાનો જીવન સાથેનો અનિવાર્ય અંકોડો તૂટી જાય છે. કાવ્યનું કદ નાનું હોવાથી તેમાં જીવનના સંકુલ અનુભવને માટે અવકાશ રહેતો નથી. લેનાર્ડ કહે છે કે આ કવિઓ સીધું જોઈ શકતા નથી, સીધું અનુભવી શકતા નથી, સીધું વિચારી શકતા નથી, સીધું બોલી શકતા નથી. તેમની દૃષ્ટિ માયોપિયાનો ભોગ બની છે. વિરાટને બદલે વામનમાં — microcosmicમાં — જ વધારે રસ છે. તેઓ કટાક્ષમાં ઉમેરે છે કે તેમને બીથોવનના સંગીત કરતાં મચ્છરોના ગણગણાટમાં અને અરબસ્તાનનાં અત્તરો કરતાં ઉકરડામાં વધારે સૌંદર્ય વરતાય છે.

આ કવિઓ પર એવો પણ આક્ષેપ છે કે તેમના સિદ્ધાંત અને નમૂનારૂપ કાવ્યો વચ્ચે જ વિસગતિ રહેલી છે ક્યારેક તેમની વિચારણા સભ્રમ પણ ઊભો કરે છે જેમ કે ડી. એચ લૉરેન્સને જોર્જિયન માનવો કે ઇમેજિસ્ટ ? ઇમેજિસ્ટ ન હોય તેવા કવિઓના કાવ્યોનો પણ સચયમા સમાવેશ કરવામા આવ્યો છે

૬

કલ્પનવાદી કવિતાને ન્યાય આપવા માટે કહેવુ જોઈએ કે તેમની વિચારધારામા પ્રણાલિકાભગ છે પરતુ માત્ર બળવો નથી. એવો દાવો પણ નથી કે પોતે કોઈ નવો કાવ્યસિદ્ધાત રજૂ કરે છે માત્ર જે કાવ્યતત્ત્વો અવાવરુ બની ગયા હતા તેને તેઓ ઉજાગર કરે છે આ લક્ષણો કોઈ પણ કવિતાને માટે અનિવાર્ય છે અસલ કવિતાના અર્ક ઉપયોગ કરવાનો તેમનો ઉપક્રમ છે

કલ્પનવાદી કવિઓનુ કોઈ એક વિદ્રોહી જૂથ નથી, ક્યારેક એમ પણ બને કે એક કવિ બીજા કવિને ઓળખતો પણ ન હોય કેવળ કલાકીય સમાનતાને કારણે તેમના કાવ્યો એકસાથે પ્રકાશિત થાય છે અને તેઓ કલ્પનવાદી કવિ એવા એક નામે ઓળખાય છે

અહી એ વાત પણ નોધવી જોઈએ કે તેમની પ્રેરણાના સ્રોત પણ વિભિન્ન છે અલબત્ત, તેનો અર્થ એ નહિ કે તેમનુ આદોલન એક લોચો કે ગરબડ ગોટાળો બની ગયુ હતુ તેનુ સાદુસીધુ કારણ એ છે કે તેમા રહેલા તત્ત્વો તે વ્યક્તિગત કે પ્રાદેશિક નહિ પણ સાર્વત્રિક છે આ તત્ત્વો તે વિશદ કથન, લાઘવ, વ્યજના અને લયસ્વાતત્ર્ય.

કલ્પનવાદી કાવ્યસચયોની પ્રસ્તાવનાઓ દર્શાવે છે કે તેમા અભિનિવેશ છે પણ ઉગ્રતા, ઉદ્ધતાઈ કે ઉદ્વેગ નથી. તેઓ પોકારીને કહે છે કે 'અમે યુવાન છીએ, પ્રયોગશીલ છીએ. અમારી માગણી તો એ છે કે અમને અમારા ધોરણોથી માપો, બીજા યુગના બીજા કવિઓને માપવામા આવતા હતા તે ધોરણોથી નહિ '

આત્મનિષ્ઠા અને કાવ્યનિષ્ઠા તે કલ્પનવાદી કવિતાનુ ઉજ્જ્વળ પાસુ છે

**સદર્ભગ્રથ**

1 Glienn Hughes Imagism and the Imagist

2. Peter Jones (Ed ) Imagist Poetry

3 Premiger (Ed) Princeton s Encyclopedia of Poetry and Poetics

## સાભાર સ્વીકાર

**આર આર શેઠની કપની (મુબઈ ૨ અમદાવાદ-૧)ના**

ગુણવત શાહનાં — કૃષ્ણનુ જીવનસગીત કિં રૂ ૧૪૦ રણ તો લીલાછમ કિં રૂ ૩૭ વિચારોના વૃદાવનમાં કિં રૂ ૫૫. સભવામિ ક્ષણે ક્ષણે કિં રૂ ૧૭૫ મનના મેઘધનુષ કિ રૂ ૫૦ કાર્ડિયોગ્રામ કિં રૂ ૪૪ ઝાકળ ભીના પારિજાત કિં ૩૫. સાયલન્સ ઝોન કિં રૂ ૪૦ કૌસમા લે. પ્રબોધ પરીખ, કિં રૂ ૭૦ પૃથ્વીતીર્થ લે વર્ષા અડાલજા, કિં રૂ ૪૦ મૃત્યુ મરી ગયુ લે. ઉષા શેઠ કિં રૂ ૪૭ રેલવે સ્ટેશન લે. હર્ષદ કાપડિયા, કિં રૂ ૪૦ ઉર્દૂ સુખનવર શ્રેણી પુ ૧ થી ૧૦ સપાદક નિદા ફાઝલી કૈલાસ પડિત કિં (સેટના)રૂ ૨૫૦ વસત છલકે ઇલા આરબ મહેતા, કિં રૂ ૩૬ આગળિયાત જોસેફ મેકવાન, કિં રૂ ૮૦ રાતવાસો લે. મણિલાલ હ. પટેલ, કિં રૂ ૪૫. આરોગ્યરત્નાકર લાભશકર ઠાકર, રૂ ૫૦ મનના આગણામા મીના દવે, કિં રૂ ૩૭ ઓ જુલિએટ પ્રીતિ સેનગુપ્તા, કિં રૂ ૨૨ અલગ રાજેશ અતાણી, કિં રૂ ૫૦

આ કવિઓ પર એવો પણ આક્ષેપ છે કે તેમના સિદ્ધાંત અને નમૂનારૂપ કાવ્યો વચ્ચે જ વિસંગતિ રહેલી છે ક્યારેક તેમની વિચારણા સભ્રમ પણ ઊભો કરે છે જેમ કે ડી. એચ. લૉરેન્સને જોર્જિયન માનવો કે ઇમેજિસ્ટ ? ઇમેજિસ્ટ ન હોય તેવા કવિઓના કાવ્યોનો પણ સચયમા સમાવેશ કરવામા આવ્યો છે

૬

કલ્પનવાદી કવિતાને ન્યાય આપવા માટે કહેવુ જોઈએ કે તેમની વિચારધારામા પ્રણાલિકાભગ છે પરતુ માત્ર બળવો નથી. એવો દાવો પણ નથી કે પોતે કોઈ નવો કાવ્યસિદ્ધાત રજૂ કરે છે માત્ર જે કાવ્યતત્ત્વો અવાવરુ બની ગયા હતા તેને તેઓ ઉજાગર કરે છે આ લક્ષણો કોઈ પણ કવિતાને માટે અનિવાર્ય છે અસલ કવિતાના અર્ક ઉપયોગ કરવાનો તેમનો ઉપક્રમ છે

કલ્પનવાદી કવિઓનુ કોઈ એક વિદ્રોહી જૂથ નથી, ક્યારેક એમ પણ બને કે એક કવિ બીજા કવિને ઓળખતો પણ ન હોય કેવળ કલાકીય સમાનતાને કારણે તેમના કાવ્યો એકસાથે પ્રકાશિત થાય છે અને તેઓ કલ્પનવાદી કવિ એવા એક નામે ઓળખાય છે

અહીં એ વાત પણ નોધવી જોઈએ કે તેમની પ્રેરણાના સ્રોત પણ વિભિન્ન છે અલબત્ત, તેનો અર્થ એ નહિ કે તેમનુ આદોલન એક લોચો કે ગરબડ ગોટાળો બની ગયુ હતુ. તેનુ સાદુંસીધુ કારણ એ છે કે તેમા રહેલા તત્ત્વો તે વ્યક્તિગત કે પ્રાદેશિક નહિ પણ સાર્વત્રિક છે આ તત્ત્વો તે વિશદ કથન, લાઘવ, વ્યજના અને લયસ્વાતત્ર્ય.

કલ્પનવાદી કાવ્યસચયોની પ્રસ્તાવનાઓ દર્શાવે છે કે તેમા અભિનિવેશ છે પણ ઉગ્રતા, ઉદ્ધતાઈ કે ઉદ્વેગ નથી. તેઓ પોકારીને કહે છે કે 'અમે યુવાન છીએ, પ્રયોગશીલ છીએ અમારી માગણી તો એ છે કે અમને અમારા ધોરણોથી માપો, બીજા યુગના બીજા કવિઓને માપવામા આવતા હતા તે ધોરણોથી નહિ '

આત્મનિષ્ઠા અને કાવ્યનિષ્ઠા તે કલ્પનવાદી કવિતાનુ ઉજ્જવળ પાસુ છે

સદર્ભગ્રથ

1 Glienn Hughes Imagism and the Imagist
2. Peter Jones (Ed ) Imagist Poetry
3 Premiger (Ed) Princeton's Encyclopedia of Poetry and Poetics

*

## સાભાર સ્વીકાર

આર આર શેઠની કપની (મુબઈ-૨ અમદાવાદ-૧)ના

ગુણવત શાહના — કૃષ્ણનુ જીવનસગીત કિં રૂ ૧૪૦ રણ તો લીલાછમ કિ રૂ ૩૭ વિચારોના વૃંદાવનમાં કિં રૂ ૫૫. સભવામિ ક્ષણે ક્ષણે કિં રૂ ૧૭૫. મનના મેઘધનુષ કિં રૂ ૫૦ કાર્ડિયોગ્રામ કિં રૂ ૪૪ ઝાકળ ભીના પારિજાત કિં ૩૫ સાયલન્સ ઝોન કિં રૂ ૪૦ કીસમા લે. પ્રબોધ પરીખ, કિં રૂ ૭૦ પૃથ્વીતીર્થ લે વર્ષા અડાલજા, કિં રૂ ૪૦ મૃત્યુ મરી ગયુ લે. ઉષા શેઠ કિં રૂ ૪૭ રેલવે સ્ટેશન લે. હર્ષદ કાપડિયા, કિં રૂ ૪૦ ઉર્દૂ સુખનવર શ્રેણી પુ ૧ થી ૧૦ સપાદક નિદા ફાઝલી, કૈલાસ પડિત કિં (સેટના)રૂ ૨૫૦ વસત છલકે છેલા આરબ મહેતા, કિ રૂ ૩૬ આગળિયાત જોસેફ મેકવાન, કિં રૂ ૮૦ રાતવાસો લે. મણિલાલ હ. પટેલ, કિં રૂ ૪૫. આરોગ્યરત્નાકર લાભશકર ઠાકર, રૂ ૫૦ મનના આગણામા મીના દવે, કિં રૂ ૩૭ ઓ જુલિએટ પ્રીતિ સેનગુપ્તા, કિં રૂ ૨૨ અલગ રાજેશ અતાણી, કિં રૂ ૫૦

*

# મને ઘેર જવા દો — થોડી વાર માટે પણ

પ્રીતિ સેનગુપ્તા

સારું થયું કે મને આગલે દિવસે ખબર પડી કે શુક્રવારે રાતે રવીન્દ્રસંગીતની બેઠક થવાની હતી. ઘણાં વર્ષથી ગાયક-કળાકારોની સામે બેસીને રવીન્દ્રનાથનાં ગીતો સાંભળ્યાં ન હતાં. થોડો શોખ બદલાયો હશે, પણ સમય પસાર કરવા અંગેના ખ્યાલ પણ બદલાયા જ છે. એ દિવસ માટે વળી નસીબે કૃપા કરેલી, કારણ કે બાંગ્લાદેશી પાડોશી સાંભળવા જવાનાં હતાં; ને એમની સાથે હું જઈ શકી. ન્યૂયોર્કમાં તો બધું જ ખૂબ દૂર, તેથી કોઈ વાર કંપનીમાં જવા મળે તો સારું લાગે.

આખી બેઠક તારીક નામના એક જણે ગોઠવેલી. જરા મોટા પેટવાળો, લાંબા જેવા ઝભ્ભામાં થોડો કઢંગો લાગતો એક માણસ આગળ-પાછળ ફર ફર કરતો હતો, તે જ તારીક નીકળ્યો. ઘરેણાં, સાડી, શાક, મસાલા, સીધુંસામાન, જમણ, મીઠાઈ વગેરેની અસંખ્ય ભારતીય દુકાનોવાળા એક ભરચક લત્તામાંની એક ભારતીય રેસ્ટોરાંની ઉપરના એક મોટા સભાગૃહમાં આ જલસો હતો. રાત પડ્યે હતો તેથી બધું બંધ ને શાંત થઈ ગયું હતું. એવા સ્વરૂપે એ લત્તો પહેલી જ વાર જોયો.

બેઠકની સૂચના આપતો પરિપત્ર સીડી પરના નીચેના બારણા પર લગાડેલો હતો : 'રવીન્દ્રસંગીત રજની'. ના, સાંજ કે સંધ્યા કે રાત્રિ નહિ. બંગાળીમાં તો 'આસર' ('આશોર' ઉચ્ચારણ) પણ ખૂબ પ્રચલિત છે : 'ગાનેર આસર', એટલે કે 'ગીતોની બેઠક' એમ પણ વાપરી શકાયું હોત. પણ ના, સંગીતપ્રેમી બાંગ્લાદેશી રવીન્દ્રનાથ માટે પ્રેમાદર પણ બતાવવાનો, ને વર્ણાનુપ્રાસના પોતાના સહજ પ્રેમને પણ વ્યક્ત કરવાનો. મને તો, અલબત્ત, બંગાળી ભાષાનો, 'અ-બાંગાલી'ઓને જેમાં અતિરેક અને અતિશયોક્તિ દેખાય છે તે, 'સાહિત્યિક' શબ્દ-પ્રાચુર્યનો અભિગમ ખૂબ જ ગમે છે, તેથી હું તો એ નામથી જ ખુશ થઈ ગઈ.

તારીક પોતે બાંગ્લાદેશી, એટલે એના કહ્યે/જણાવ્યે ભેગો થયેલો શ્રોતાગણ પણ લગભગ પૂરેપૂરો બાંગ્લાદેશી જ હતો. મારું ઓળખીતું, કલકત્તાનું બંગાળી એક દંપતી મળ્યું. 'અ-બાંગાલી' તો હું એક જ, પણ બંગાળી ભાષા ને સંગીતની ચાહક તો ખરી જ ને ! જોવાનું તો એ હતું કે રવીન્દ્રસંગીતના કેટલા પ્રેમથી ખેંચાઈને બાંગ્લાદેશનાં નાગરિકો ત્યાં ભેગાં થયાં હતાં. પરિચિત ગીતો સાથે, મારી જેમ, ગણગણ્યા વગર પણ રહી શકતાં ન હતાં — જોકે ખૂબ ધીરેથી — લગભગ મનમાં જ, કોઈને દખલ ન થાય તે રીતે. નઝરુલ-ગીતિ પણ આવી જ પ્રિય અને પ્રચલિત છે બાંગ્લાદેશમાં. એ તો એમના પોતાના જ મહાકવિ, પણ ટાગોરનાં સંગીત ને સાહિત્ય માટે પણ ઊંડી ભક્તિ.

ગાનાર કળાકારમાંના એક હતા દ્વિજેન મુખોપાધ્યાય. વિખ્યાત હેમંતકુમારના એ ભાઈ થાય. એમનાથી સહેજ શ્યામ, પણ ચહેરામાં મેળ ખરો. અરે, અવાજમાં પણ 'હેમોન્તો'ના 'ગળા'નો ઘન ઘન રવ સંભળાય, ને મન તો કેવું ચંચળ થઈ ઊઠે! છ ફૂટથી પણ વધારે ઊંચા, સૌમ્ય, નમ્ર એ ભદ્ર-પુરુષનો વિનોદ પણ એમને શોભે એવો જ સુગભીર હતો. પગમાં આવે એવું લાંબું ધોતિયું ને સુપ્રમાણ ઝભ્ભો, આંખ નીચી રાખીને ગાય. સાદગી ને શિષ્ટતા એમનામાં મૂર્તિમંત થયેલાં લાગે.

બીજા કળાકાર હતાં રેઝવાના ચૌધુરી 'વન્યા'. દરેક બંગાળીનું એક એક લાડકું કે ઘરનું નામ હોય છે. પણ જાણીતાં બંગાળીઓમાં આવા નામને પોતાના નામ સાથે જોડી દેવાની ટેવ શરૂ થઈ છે. વળી, બાંગ્લાદેશી સ્ત્રીઓ ખૂબ સ્માર્ટ, સુંદર, ફેશનેબલ ને મૉડર્ન હોય છે. તેવાં જ હતાં આ કળાકાર. હા, એ પોતે બાંગ્લાદેશી છે, ને એમની ખ્યાતિ રવીન્દ્રસંગીતના

'શિલ્પી' (કળાકાર) તરીકેની છે સુપ્રસિદ્ધ બગાળી ગાયિકા કનિકા બેનરજી પાસે શાતિનિકેતનમા રહી રવીન્દ્રસગીત, અતુલપ્રસાદના ગાન વગેરે જેવા બગાળી સગીત-ક્ષેત્રે એ પારગત થયેલા છે પાત્રીસ છત્રીસ વર્ષના એ યુવતી છે ભારતીય રેશમી સાડીમા એ સુસજ્જ હતા. દેખાવે લાક્ષણિક રીતે આધુનિક, નૈપુણ્યનુ આવિર્ભાવ પરપરા બદ્ધ

કળાકારને, કળાપ્રેમીઓને ક્યા નડે છે દેશ કે વિદેશની સીમાઓ ! છતા, આ 'વિદેશી'ઓને ભારતીય ગાન સગીતમા તન્મય જોઈને ભારતીય તરીકે મારુ મન કશી 'અપૂર્વ કરુણા'થી (બગાળી ભાષાનો અભિગમ) ઘણુ ભરાઈ આવ્યુ બધા કેવા બેઠા હતા — જાતને, કામકાજને, વર્તમાનને ભૂલીને! ભૂતકાળમા જે સાભળવાની ટેવ હતી, જે મનને ગમતુ હતુ તે થોડા કાળ માટે પણ સજીવન કરવા આ રજની યોજાઈ હતી હવે ના તો તમે એ રહ્યા છો, ના જીવન એ રહ્યુ છે ને એમ તો ઘર પણ ક્યા એનુ એ રહ્યુ છે ?

ત્યારે મને ખ્યાલ આવ્યો કે ફક્ત શોખ બદલાયા છે, કે સમય વાપરવાની રીત બદલાઈ છે તે સાચા કારણ નથી ખરેખર તો, ઘરની યાદ, બાળપણની સ્મૃતિ અત્યત તીવ્ર થઈને આવે તે સહન નથી થતુ હિન્દી સિનેમાના ગીત સાભળીને ક્યારેક કેમ શૂળ ભોકાતી લાગે છે મનમા ? તે એ કારણે કે એ સમયથી આપણે, અને આપણાથી એ સમય દૂર થઈ ગયો છે અહીં હુ યુ. પી ના એક વડીલને જાણુ છુ જે લગભગ ચાલીસ વર્ષથી ભારત પાછા ગયા જ નથી — કારણ કે બધુ 'બદલાઈ ગયુ છે' કોલેજમા એક કે બે વર્ષ પછી પાછા અલ્લાહાબાદ ગયા ત્યારે જ 'ઘર' બદલાઈ ગયુ લાગેલુ ને. છતા શુદ્ધ શાકાહારી છે, ને નાનપણમા ઘેર જે ખાતા હતા તે જ વાનગીઓ સૌથી વધારે ભાવે છે ઘરના રૂપ રગ, સ્વાદ, સુગધને આપણે એ કાળમા કડારીને હૃદયમા સ્થાપિત કરી રાખીએ છીએ અને એ બધાનો સાક્ષાત્કાર ફરીથી — એક વાર, કે ફરી ફરી — કરવા અધીર થતા રહીએ છીએ, એના ઝુરાપાની પીડાથી ઉદાસ થતા રહીએ છીએ

એકદમ આ જ ભાવને સાકાર કરતુ એક નાટક આ બેઠકની બીજી સાજે જોયુ અમેરિકન નાટક, પણ ભાવ સવેદનમા પરદેશવાસી જીવની એટલુ સમીપ કે ગળે ડૂમો ભરાઈ જાય, ને આખમા વેદનાથી પાણી આવી જાય વિરામ વખતે મારો વર આવા જ ભાવોનો અનુભવ કરીને મને પૂછે, "અમદાવાદ માટે તને આવુ થાય છે ?" નાટકમા પાત્ર વીસ વર્ષથી બાળપણના એ ઘેર ગયુ નથી. સદ્ભાગ્યે એવી મારાત્મક વેદના મારે અનુભવવી નથી પડતી હવે મન થાય ત્યારે હુ 'ઘેર' પાછી આવી શકુ છુ

હોર્ટન ફૂટ (Foote) નામના નાટ્યકારે લખેલુ પ્રસ્તુત નાટક તે 'ધ ટ્રિપ ટુ બાઉન્ટિફુલ' લગભગ ચાલીસ વર્ષ પહેલા લખાયેલુ નાટક ૧૯૫૦ના વર્ષમા પ્રતીત થયેલુ છે સૌથી પહેલા ૧૯૫૩મા એ ભજવાયેલુ, ને ૧૯૮૪મા એના પરથી ફિલ્મ પણ બનેલી. શીર્ષકમાનુ 'બાઉન્ટિફુલ' તે અમેરિકાના ટેક્સાસ રાજ્યના એક ગામડાનુ નામ છે ખરેખર તો મોટા મોટા ખેતરોનો એ પ્રદેશ હતો, ને ત્યાના રહેનારાના જીવન ખૂબ સુખી હતા. પણ દ્વિતીય વિશ્વયુદ્ધ ને અમેરિકાના વીસના દસકામાના 'ગ્રેટ ડિપ્રેશન'ને લીધે હેરાન થયેલા ક્ષેત્રપતિઓ ખેતરો વેચીને કે છોડીને શહેરો તરફ જતા રહેલા નાટકનુ મુખ્ય પાત્ર કેરિ વોટ્સ નામની પાસઠ-સિત્તેર વર્ષની સ્ત્રી છે એણે બાપદાદાની જમીન પોતાના પુત્રના ભણતર માટે વેચેલી, ને પછી એની સાથે હ્યૂસ્ટન શહેરમા રહેવા ગયેલી, ૧૯૩૦ની આસપાસમા એ વાતને વીસ વર્ષ થયા. ત્યારથી ક્યારેય એ બાઉન્ટિફુલ પાછી જઈ શકી નથી, ને જવા માટે ખૂબ અધીરી થઈ છે દીકરા ને વહુ પાસે ખાસ પૈસા નથી, ને સમય પણ નથી. બે ઓરડાના ઘરમા, શહેરની ધમાલમા એ ગૂગળાય છે મરતા પહેલા ફરી એ ભૂમિનો સ્પર્શ કરવા માગે છે ફરીથી — માટીથી એને હાથ રગવા છે, એ હવામા શ્વાસ લેવા છે, એ સુગધ માણવી છે ઘેરથી ભાગી જાય છે, પકડાય છે છેવટે આર્તનાદ કરીને એ કહે છે, 'મને એક વાર

ઘેર જવા દો. ફરી ક્યારેય હું ત્યાં જવાનું નામ નહિ લઉં. બસ, એક વાર બાઉન્ટિફુલ જવા દો. અડધા કલાક માટે, પંદર મિનિટ માટે, બસ ?"

એમ થાય કે લાવ, આપણે જ હાથ ઝાલીને લઈ જઈએ એને. બાઉન્ટિફુલ જેવું નામ, તે પણ વક્રતા, કારણ કે કેરિ વૉટ્સના વખતનું કોઈ ત્યાં, કે બાજુના ગામમાં, હવે જીવતું બચ્યું નથી. ખેતર હતાં ત્યાં જંગલ થઈ ગયાં છે, ને જે ઘર ટક્યાં છે તે પડું પડું થઈ રહ્યાં છે. ખેર, નાટકને અંતે વૉટ્સ બાળપણના પોતાના ખોરડા સુધી પહોંચે છે ખરી. વીસ વર્ષ પછી એકાદ કલાક માટે એ સ્મૃતિ, સ્વાદ, સુગંધ, સ્પર્શ પામે છે, ને જીવમાં મરણ સુધી ટકી જવાની શાંતિ પામે છે. નાટક દરમ્યાન પાત્ર બે-ત્રણ વાર કહે છે, "મેં બધું ગુમાવ્યું છે. અહીં મારી પાસે કાંઈ જ નથી. એક વાર હું ઘેર પાછી જાઉં, તો મારી 'ડિગ્નિટી' — મારો મોભો, મારું માન મને પરત થશે."

ઘરથી વિખૂટાં પડેલાં જણ આ ભાવથી પરિચિત હોય છે. ભૂતકાળનું જીવન જે હતું, એ સમયે ઘર જે હતું, તે હજી — જિંદગીભર માટે — મનને માટેનો એક મોટો આધાર બનીને રહે છે ને એ આધારથી ટકી રહેતું સ્વ-ભાન તે જ તો છે સ્વ-પ્રતિષ્ઠાની આવશ્યક પ્રાપ્તિ.

દ્વિજેનદાના સઘન સ્વરમાં બંગાળી મહાકવિનું એક ગીત બહુ અસર કરી ગયું. કવિ કહે છે : "મારી ક્લાન્તિ માટે, જો ક્યારેક પથમાં પાછળ પડી જાઉં ત્યારે પ્રભુ, મને ક્ષમા કરજો. હૃદયમાંની વેદના માટે, દીનતા બદલ, જો આગળ જતાં જતાં પાછળ ફરીને જોઈ લઉં તો પ્રભુ, મને ક્ષમા કરજો." રવીન્દ્રનાથનાં સ્વદેશ-કાવ્ય-ગુચ્છમાંના એક કાવ્યમાં કવિ કહે છે, "જે તમને છોડવા માગે તે ભલે છોડે, મા, હું તમને છોડીશ નહિ. તમારાં ચરણમાં હું શરણ લઈશ, મા, બીજો કોઈ આધાર લઈશ નહિ."

પણ પરદેશવાસી વાસ્તવિકતા પણ ખૂબ સારી રીતે જાણે છે. એનું જે ઘર છે, જે આધાર છે એને માટે, તે બીજાં માટે ત્રીજા વિશ્વનો એક ગરીબ, અનિચ્છનીય દેશ હોઈ શકે છે. નાટકની ટિકિટોની લાઇનમાં એક અજાણી, આધેડ અમેરિકન સ્ત્રી મને આ નાટક કેવું છે, પેલું નાટક કેવું છે ? — એમ પૂછતી હતી. પૂછે, 'ધ પર્ફેક્ટ ગણેશ' કેવું છે ? મેં કહ્યું, "બહુ સરસ છે." પૂછે, "શેના ઉપર છે ?" મેં કહ્યું, "ટૂંકમાં, બે અમેરિકન સ્ત્રીઓ ઇન્ડિયા જાય છે." તત્ક્ષણે એ અચકાઈ, ગૂંચવાઈ, ચૂપ થઈ ગઈ, ને નિર્ણય પર પણ આવી ગઈ. અલબત્ત, બીજું કોઈ નાટક નક્કી કરી લીધું હતું.

બીજી તરફ, અમેરિકનોમાં પણ ઘર ને દેશ માટે આપણા જેવું જ ખેંચાણ હોય છે. એની હાંસી અને અપમાન પણ બીજી જાતિઓના લોકો કરતા જ રહેતા હોય છે. યાદ રાખવાનું એ છે કે ઘર માટેનો ચિત્કાર બધી જાતિના લોકોના હૃદયમાંથી નીકળતો હોય છે.

※

## સાભાર સ્વીકાર

એસ. એન. ડી. ટી. વિમેન્સ યુનિવર્સિટી (મુંબઈ - ૪૦૦ ૦૨૦)નાં

ઝાંખી : લે. જયા મહેતા, કિં. રૂ. ૧૦૦. મિતવા લે. ગ્રેસ, અનુવાદ : જયા મહેતા, કિં. રૂ. ૬૦. એક્વેરિયમ : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૫૫.

અન્ય

કેટલીક ગુજરાતી ટૂંકી વાર્તાઓ : ૧૯૫૫ — ૮૦ : સં. ગુલાબદાસ બ્રોકર, સુમન શાહ. પ્ર. : સાહિત્ય અકાદમી, ૩૫, ફિરોજશાહ રોડ, નવી દિલ્હી - ૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૧૩૫. આધુનિક ગુજરાતી એકાંકીઓ. સં. ઉત્પલ ભાયાણી, પ્ર. : ઉપર મુજબ, કિં. રૂ. ૧૨૦.

દુષ્યન્ત પંડ્યા

જોડણીકોશ પ્રમાણે 'મા' શબ્દનો અર્થ થાય 'સાતમી વિભક્તિનો પ્રત્યય' હાલારી બોલી બોલનારા અમે હાલારવાસીઓ 'મા'ને માટે 'મા' પ્રયોજીએ છીએ — હિંદીવાલેની જેમ અહીં જે 'મા'ની વાત માડુ છુ તે મારી જનેતાની નહિ, જનેતાની જનેતા, મારા નાનીમાની

'મા' કહેતા જ મારા માનસપટલ પર અનેકાનેક ચિત્રો ઊપસી આવે છે ને એકબીજાની આગળપાછળ, ઉપરનીચે, આડુખેપડખે ગોઠવાઈ ચિત્રોનો એક કોલાજ ઊભો કરે છે એમાના દરેક ચિત્રમા અને એ આખા કોલાજમા મા છવાઈ જાય છે અમે ત્રણે ભાઈઓ અને અમારા સગા બહેન જેવા રમાબહેન — અમે માના દૌહિત્ર તેમ એ માના મોટા બહેનની દૌહિત્રી હતા — માને એક નામે જ બોલાવતા. માની બાજુમા હીંચકે બેસવા થતી પડાપડીના દૃશ્યો તાજા થાય છે મળસકે ચાર વાગ્યે ઊઠી, કપડાનો ગાસડો માથે મૂકી, નદીએ કે ખળાવારે કે પાણાખાણે કપડા ધોવા જતી માની સાથે અધારા ફફોસતો હોઉ તે યાદ આવે છે પરોઢિયે પાચ વાગ્યે ઊઘ ઊડી ગઈ હોય ત્યારે ઘટીના રવની સાથે, 'હે રસના તને હરિગુણ ગાતા આવડું તે આળસ ક્યાથી' ગાતી માનો મધુર સૂર સભળાય છે જમી, વાસણ માજવા માટે આગણામા મૂકી, રસોડું સાફ કરી અને ચૂલો લીંપી, મા બે હીંચકા ખાતા, સોપારી, કાતરતા અને બજરનો સડાકો લેતા. બાજુમા બેઠેલા અમે માને કહીએ કે "મા, હજી હીંચકો નાખો", તો તેને અવગણી આગણામા જઈ વાસણ ઊટકતા માના નાનાવિધ ચિત્રો આંખ સામે તરે છે પદરવીસ મિનિટ લબાવ્યા પછી, ઊઠી, પાણી પી, સવારે ભીના કરી ઘટીના પડ નીચે દબાવેલા ખાખરાના પાનનો થપ્પો કાઢી, પાનના વળ કાઢતા, પાનના દીંટડા કાપતા અને એ પાનમાથી પત્રાવલી પડિયા બનાવતા માના અનેક ચિત્રો ઊપસી આવે છે રસોડામા, આગબોણમા અગારા પર ઊકળતી દાળ ઘરને સોડમથી ભરે છે, બાજુમા અગારા પર શાક સીઝી રહ્યુ છે ચૂલે નાવડીમા રોટલો નાખી મા જમવા આવવાની હાકલ કરે છે એ રોટલાની અને એ દાળની સોડમ હજી નાકમા ભરી છે લોઢીલોયુ માજ્યા પછી મા બૂમ મારે, દુષ્યન્ત, હાલ, આ લોઈ નાખ — આ સ્વર હજુ કાનમા ગુજે છે અને મોઢુ દેખાય એવા ચકચકિત એ વાસણો ફરી ચળકવા લાગે છે લગભગ રોજ રાતે મા પાસેથી સાભળેલી, મહાભારતની, રામાયણની, શ્રીકૃષ્ણની, પ્રહ્લાદની, ધ્રુવની, સુધન્વાની, વામનની ને બલિરાજાની, નરસિંહ મહેતાની ને સુદામાની ગુલબકાવલીની, બત્રીસપૂતળીની, વાણિયાની, બ્રાહ્મણની, મૂર્ખાની, શિયાળની, કમાવા ગયેલા પોપટની સોનબાઈની, સાતપૂછડિયા ઉદરની, ચકાચકીની. આ બધી વાર્તાઓ સાભળતી વખતેનુ સોપો પડી ગયેલુ વાતાવરણ, હરિકેનનો પ્રકાશ, એ વાર્તાઓના પાત્રો, માના શબ્દો, લહેકાઓ બધુ તાદૃશ થઈ ઊઠે છે હીંચકે બેસી, પોતાના ખોળામા મારુ માથુ રાખી, મધુર હાલરડું ગાતા કે જનોઈના ગીત ગાતા ને મારે માથે પોતાનો હાથ ફેરવતા માના હાથનો સ્પર્શ આજેયે શાતા આપે છે

૨

માનુ નામ પ્રભાકુવર અમારા નાના અવસાન પામ્યા ત્યારે મા ચોવીસ વરસના વીસમી સદીના પહેલા દાયકામા આ ઘટના બની ત્યારે, યુવાન વયે જ અવસાન પામેલા નાના શી મૂડી મૂકી ગયા હોય ? બે ઓરડા, ઓસરી ને રસોડુ ભોયતળિયે, એટલી જ જગ્યા મેડી ઉપર અને, એક ઓરડાની નીચે બે દુકાનો. એ બે દુકાનોનુ ભાડું અને અડધુ ઘર ભાડે આપ્યુ હતુ તેનુ ભાડું, બધુ મળીને પાચસાત રૂપિયા, તે માતબર રકમ માની આવક પણ માના હાથમા હુન્નર હતો, બુદ્ધિ દૂરનુ જોઈ શકતી હતી અને શીલ સ્વમાની હતુ.

વૈશાખ-જેઠમાં ખાખરાનાં પાનની ઝૂડીઓના ભારા ગામડેથી આવે. ભાવની રકઝક થાય. ભારા ને ભારા ખરીદાય. એ ઝૂડીઓ પડોશીની અગાશી પર સૂકવવામાં આવે. પાંચસાત દિવસમાં એ સુકાય એટલે વહેલી સવારે, વલ પડવાથી પાન કૂણાં હોય ત્યારે, પાંદડાંઓ ત્રિકમાંથી છૂટાં કરી, દબાવી દબાવી, તેની થપ્પી કરી તેને બાંધવામાં આવે. લગભગ હજારેક જેટલી થપ્પીઓ ઉપરને મેડે સંઘરવામાં આવે. પછી જરૂર પ્રમાણે, વહેલી સવારે તે ઉતારી, પાણીમાં પલાળી. થોડી વાર પાણી નીતરે તેમ રહેવા દઈએ એટલે પાણી નીતરી રહે અને પાન કૂણાં પડી જાય. એ પાનને સીધાં કરી ઘંટીના પડ નીચે બરાબર દબાવવાનાં. બપોર થતાં સુધીમાં એ પાન પ્રેસ નીચે દબાવેલ કાગળ જેવાં સીધાં ને મખમલ જેવાં મુલાયમ થઈ ગયાં હોય. બપોર પછી દોઢેક વાગ્યે માંનું કારખાનું શરૂ થાય. પાનનો વળ કઢાય, દીંટહાવાળો ભાગ કપાય અને પ્રત્યેક પાન નીરખીને જોવાય — ક્યાંય નાનુંયે ફાડું નથી ને ? કોઈ પાનમાં નાનુંમોટું કાણું દેખાય તો કુશળ માઇક્રોસર્જનની અદાથી માં કાતર ચલાવે. ઝીણામાં ઝીણું છિદ્ર દેખાય કે પાનમાં નાની શી ફાટ દેખાય, એટલા ભાગને, પણ તે માત્ર એટલા જ ભાગને, કાપી માં પાનના શેષ ભાગનો ઉપયોગ પ્લાસ્ટિક સર્જનની અદાથી કરે. માંનાં પત્રાવલી-પડિયા એટલે માંનાં પત્રાવલી-પડિયા. એ પત્રાવલી પરના છૂટ ચૂરમા પર ઘીની ધાર થાય ત્યારે ઘીનું ટીપુંયે ભોંય સુધી જઈ શકે નહિ અને તદ્દન સપાટ, ગોળ બેઠકના પડિયામાં સવાશેર જાંબુ રસસોતાં જોખાય અને અઠવાડિયા સુધી તેમાં રાખ્યાં હોય તોયે રસનું બિંદુ ન ઝરે. એટલે તો, બજારભાવ કરતાં બમણા અઢી ગણા ભાવના પડિયાના ઑર્ડર અગાઉથી મળી જાય. જામનગરની માવાની મીઠાઈ વખણાય. એ જમાનાના ત્રણેય મીઠાઈવાળા અગાઉના ઑર્ડરનો માલ લઈ જાય ત્યારે બીજો ઑર્ડર નોંધાવતા જાય : "ચોથી બાઈ, પાછો બુધવારે બસેં પડિયા લેવા માણસ આવશે." બુધવારે 'માણસ' આવે ત્યારે એના હાથમાં પડિયાનાં ચાર બંડલ લઈને જ જાય. 'એક કલાક પછી આવજો' એમ માંએ કદી નથી કહ્યું. વાયદાનું, વચનનું પાલન માંએ ધર્મ માન્યો હતો.

સામાન્ય રીતે રોજ બપોરના બેત્રણ કલાક ચાલતો માંનો આ ઉદ્યોગ મીઠાઈવાળાના કે લગ્નસરાની જમણવારના મોટા ઑર્ડરો હોય ત્યારે ઘણો વહેલો આરંભાતો અને મોડી રાત સુધી ચાલતો. અમારાં માતુશ્રી — અમે એમને માલતીબહેન જ કહેતા — રોજનાં મદદનીશ. મોટા ઑર્ડર વેળા પત્રાવલી-પડિયા ઓટવાનું કામ મેંયે કર્યું છે.

ખાખરાનાં પાનનું ખર્ચ કાઢતાં માં એમાંથી પોતાના ગુજરાન જેટલું જ નહિ પણ, પિતાના અવસાનથી તેમને આશરે ગયેલા અમે ત્રણ ભાઈઓ અને માલતીબહેનનું ભરણપોષણ કરવા જેટલું તેમ જ સમાજના બધા વહેવાર ચલાવવા જેટલું રળતાં. પરોઢિયે ઘંટી દળનાર અને બપોરના પત્રાવલી-પડિયા સીવનાર માંએ અમને રોજ સવારે ગરમ રસોઈ જમાડેલ છે, સાંજે વાળુમાં દૂધ આપ્યું છે, નાનામોટા બધા તહેવારોમાં વિવિધ વાનગીઓ કરી ખવરાવી છે, શિવરાત્રિ અને ભીમ અગિયારસે ફરાળી વાનગીઓ પીરસી છે અને ઋતુ અનુસાર ખાદ્યો — અડદિયા, તલસાંકળી, ગુલાબપાક, કેરી, શિખંડ વગેરે મન મૂકીને ખવરાવ્યાં છે. આ બધાં તાગડધિન્નાંનો યશ એ પત્રાવલી-પડિયાને.

સાદામાં સાદી ખીચડી હોય, મોહનથાળ, દૂધપાક કે પાપડફાફડા હોય, માંની રસોઈ શાસ્ત્રીય ચોકસાઈથી થતી. કંઈ મિષ્ટાન્ન કરવું હોય કે ગાંઠિયાફાફડાઘારી બનાવવાનાં હોય, બધું ત્રાજવે તોળીને જ માં આગળ વધે : "પોણાચાર શેર ખાંડ જોખ", "સાડાત્રણ તોલા પાપડખાર જોખ", "દોઢ તોલો કેસર જોખ" – તે જમાને શેરતોલાનાં માપ હતાં. અને ગાંઠિયા, સેવ, વડી, પાપડ, બુંદીના લાડુ, મોહનથાળ, જલેબી . . બધું જ ઘેર બનાવવાનું. બહારનું ખાઈએ તો 'અભડાઈ જવાય.' એ આભડછેટને ભલે હસી કાઢીએ પણ, વારપરબે કે શ્રાદ્ધસંવત્સરીએ જે મોટાં ત્રાંસતપેલાં અભરાઈ પરથી ઉતાર્યાં હોય તે બધાંય બરાબર

માજ્યા પછી જ વપરાશમા લેવાય. અને નાહ્યા વિના રસોઈ જ ન થાય મોટીમસ હોટલોમા, ભોજનાલયોમા, ક્લબોમા આવી ચોખ્ખાઈ નહિ જળવાતી હોય.

માના વસ્તારમા બે દીકરીઓ મોટી તે લેરખ અથવા લલિતા. અમારા એ માસી જામખભાળિયાના પ્રસિદ્ધ પડ્યા કુટુબના એક નબીરા અમૃતલાલ વેરે પરણાવેલા. અમારા એ માસાના એક કાકા વકીલ હતા એટલી જોરદાર તેમની વકીલાત કે, ચાર મદદનીશ વકીલો તેમને મદદ કરતા. સ્વ ઉછરગભાઈ ઢેબરના પિતા એમના હિસાબનીસ હતા બીજા કાકાને વાડીવજીફો હતા, એ ધીરધારનો ધધો પણ કરતા અને રાજકાજમાયે રસ લેતા. સર વિઠ્ઠલદાસ ઠાકરશીના એ લગોટિયા મિત્ર હતા બને કાકાઓની આવક ને આબરૂ મોટી તેનો 'લાભ' અમારા માસા તથા એમના ભાઈઓએ એવો ઉઠાવ્યો કે ત્રણમાથી કોઈ ભાઈ સરખુ ભણ્યા નહિ કે કમાયા નહિ અધિકારીઓ અને આશ્રિતો, ખેડૂતો, વછિયાતો અને અસીલો સૌ મળી રોજ ચાળીસ પચાસ માણસ જમતુ તે ઘરની દશા વિપરીત થઈ ગઈ અમારા માસા સનદી વકીલ હતા પણ માથે બૅરિસ્ટર જેવી છોગાવાળી ટોપી પહેરતા. એ માસા દર ત્રણચાર મહિને જામનગર આવે અને અક્ષરશ ત્રાગુ કરી, મા પાગેથી વીસપચીસ રૂપિયા લઈ જાય. માને કચવાટ ઘણો જ થતો પણ આખરે માસા તો 'જમાઈ' હતા ને ? લગભગ આખી જિદગીભર એ ગાડું એમ જ ગબડ્યુ હતુ.

૩

પ્રથમ વિશ્વયુદ્ધમા ટપાલસેવા આપવા માટે મારા પિતા આફ્રિકા ગયેલા. ત્યા એમને કાળો જ્વર લાગુ પડ્યો હતો તત્કાલ તો તેઓ બચી ગયા હતા પણ, દેશમા પાછા આવ્યા પછી એ રોગે ફરી ઊથલો માર્યો અને, ૧૯૨૦મા તેમની બદલી પેશાવર થતા તેઓ ત્યા જવા નીકળ્યા ત્યારે, તબિયત બગડતા, તેમને લાહોરથી પાછા ફરવુ પડ્યુ હતુ. પછી થોડા જ દિવસમા તેઓ અવસાન પામ્યા ત્યારે મારા મોટા ભાઈ આઠના અને હુ ચાર વરસનો. મારા નાના ભાઈનો જન્મ તે પછી દોઢબે મહિને. વરસેકમા એવા સજોગો નિર્માણ થયા કે અમારુ પૈતૃક ઘર છોડી અમે માને આશરે આવ્યા.

મા પોતે ચોવીસમે વર્ષે વિધવા થયેલા. એમની નાની દીકરી લગભગ એ જ વયે એ દારુણ દશાને પામી ને પોતાને આશરે આવી. માને મોએથી નહિ પણ બીજાઓ પાસેથી સાભળેલુ કે અમારા એક મામા હતા તે ચારેક વરસની વયે ગુજરી ગયેલા. અમારા પિતાનુ અવસાન એ માને માત કરવાનો મૃત્યુનો એક વધારે પ્રયત્ન હતો. પણ ૧૯૨૧થી ૧૯૬૧ સુધીના જે ચાર દાયકા માની નિશ્રામા કાઢ્યા છે તેમા, માના મો પર કદી ઉદ્વેગ કે ઉચાટ, અમારો બોજો ઉપાડવાનો ભાર કે ચિંતા, પોતે આવી સ્થિતિમા મુકાયા બદલ સસાર પ્રત્યે, કોઈ કુટુબીજન પ્રત્યે કે ભગવાન પ્રત્યે લેશમાત્ર રોષ કે રીસ નથી જોયા, નથી કદી માને રોદણા રડતા જોયા કે નથી કદી લાચારીની રેખા તેને ચહેરે પ્રગટી

માને જાણે કે ભાર વહેવાને માટે જ વિધાતાએ ઘડ્યા હતા અમે એને ત્યા, કાજી ચકલે, ગયા ત્યારે ત્યા, માના સૌથી મોટા બહેનની દોહિત્રી, રમાબહેન રહેતા હતા. રમાબહેનના નાનીમા, માના મોટા બહેન, કાળાન્તરે ગુજરી ગયેલા એટલે, રમાબહેનના મા અવસાન પામ્યા ત્યારે એટલી નાની વયે માની પાસે આવ્યા હશે કે, પોતાના માના માસીને તે 'મા' જ કહેતા રમાબહેન સાથેનો સબધ આટલો દૂરનો છે તે ખબર અમને ત્યારે તો ન જ હોય, પરતુ, ૧૯૭૭મા, રમાબહેને વિદાય લીધી ત્યા સુધી અમને, જાણે કે, પડી ન હતી અમારે સગી બહેન ન હતી અને રમાબહેનને બીજુ ભાડરુ ન હતુ એટલે અમારા સબધો સગા ભાઈબહેન જેવા જ રહ્યા હતા.

પણ એ રમાબહેનને ઉછેરવાની જવાબદારી માને શિરે આવે તેની પહેલા, રમાબહેનના એક માસીને ઉછેરવાની અને પછી, તે બાળવિધવા થતા, તેમને સમ્ભાળવાની જવાબદારી પણ માએ ઉઠાવ્યાનુ અમે સાભળ્યુ છે માના હાથમા એ અવસાન પામેલા.

વીસીના દાયકામાં આવેલા ઇન્ફ્લુએન્ઝાના અને, એથી પહેલાં આવેલા પ્લેગના જીવલેણ ચેપી રોગને કાળે પણ માંએ ખડેપગે અનેક કુટુંબીજનોની ચાકરી કરેલી — એકાદ કિસ્સામાં તો એવું પણ હતું કોઈ બાઈના વર, દીકરા સૌ સલામતી ખાતર બહારગામ ચાલી ગયા હતા અને અંતકાળેય એમની પાસે માં જ હતી, કોઈ પોતાનું નહિ ! આ બધા રોગીઓની ચાકરી કરીને માંએ રોગપ્રતિકારકતા પ્રાપ્ત કરી લીધી હતી અને આટલી બધી વાર મોતને જોઈને તેનો ડર તેમને રહ્યો ન હતો.

માંની પાસે સંસારનાં વિષ પચાવવાની સંજીવન સોગઠી હતી. ચોવીસમે વર્ષે વિધવા થઈ, ખૂણો પાળવાની દશામાં, એકલાં રહેતાં માંએ શું નહિ અનુભવ્યું હોય ? પણ પોતાનાં જેઠાણી વિશે કદીયે એક શબ્દ માંની જીભેથી નીકળ્યો નથી. અમારાં માસીને બાળક ન થયું કે ઊછર્યું નહિ, પિતા જતાં અમારી ચાર જણની જવાબદારી શિરે આવી, તેની પહેલાં બહેનની દીકરીને ઉછેરવાનું, તેને દુખાતી જોવાનું અને મૃત્યુને શરણ થતી જોવાનું આવ્યું, એ જ બહેનની દોહિત્રીને ઉછેરવાનું કહેવામાં આવ્યું પણ માં કદી વિચલિત થયાં નહિ. પછીથી, ત્રણ જુવાનજોધ ભાણેજોને એક પછી એક જતાં જોયા, બહેનને વૈધવ્યમાં સંભાળવાનું આવ્યું, બે ભાણીઓના ચૂડા નંદવાતા જોવાનું આવ્યું, કંઈક આધારરૂપ એવા ભાઈનેયે માંએ ગુમાવ્યા. કાલ સામેની એ શેતરંજમાં એક પછી એક સોગઠાં ખોતી હતી, બાજીનું પરિણામ પણ પોતે જાણતી હતી, છતાં, એ જેની નિત્ય ઉપાસના કરતી હતી તે તારકેશ્વરની માફક, ગરલ એના કંઠથી નીચે ઊતરી શકતું ન હતું. માંનો અશ્રુપ્રવાહ અંતરમુખી હતો. માં સદા પ્રસન્ન ચિત્તે રહ્યાં.

માંનું વ્યક્તિત્વ નામ પ્રમાણે ગુણવાળું, પ્રભાવવાળું હતું. મધ્યમ ઊંચાઈ અને મધ્યમ પણ, સુદૃઢ બાંધાવાળું, કસાયેલું, સ્ફૂર્તિવાળું, ગોરું શરીર, સદા કાર્યરત હાથ, સામાનું પાણી માપવાના તેજવાળી પણ વત્સલ આંખ અને માંના પવિત્ર ચરણ. એ જમાનાની રૂઢિ અનુસાર, માંને મુંડિત હાલતમાં જ જોયાં છે એટલે, એમના કેશની તો કલ્પના જ કરવી રહી.

માંના કામમાં વેગ હતો, ખોટી ઉતાવળ કદી નહિ. નગરને ઈશાન ખૂણે નાગનાથ, વાયવ્ય ખૂણે ભીડભંજન, પૂર્વમાં મહાપ્રભુજીની બેઠક, દક્ષિણમાં ખળાંવાડ અને પશ્ચિમમાં પાણાખાણ : દર્શન કરવા જતાં કે કપડાં ધોવા જતાં માંની સાથે અનેક વાર હું ગયો છું. ભીડભંજનને બાદ કરતાં બધાં જ સ્થળ ચારછ કિલોમીટરને અંતરે આવેલાં. શિયાળાના પરોઢિયાની કડકડતી ટાઢમાં કે પાછા વળતાં ઉનાળાની બળબળતી બપોરે, માથે કપડાંનો ગાંસડો હોય તોયે, એ બધુંય અંતર વેગથી, એકધારી ચાલે માંને ચાલતાં જોયાં છે. એવી રીતે પંદરસો બેહજાર પત્રાવલી-પડિયાનો ઑર્ડર કોઈ દઈ ગયું હોય, માં સમય વધારે આપે, ઓટવામાં અમારી મદદ લે, વેગથી કામ કાઢતાં જાય પણ ખોટી ઉતાવળ કદાપિ કરે નહિ અને ઉતાવળથી કે અણઆવડતથી અમે વેઠ કરી તો, અમારા હાથમાંથી તે આંચકી લઈ, અમને તડુકાવી, જાતે સરખું કરે — માંને બધું સુઘડ જોઈએ, વ્યવસ્થિત જોઈએ, સુંદર જોઈએ. અંધારામાંયે હાથ નાખ્યા ભેગી ચીજ હાથમાં આવવી જોઈએ અને તે આવતી જ.

આ બધા તંત્ર પાછળ માંના મનમાં ચાલતું ઘડિયાળ હતું, દરેક કાર્યને પૂરું થતાં એનો નિર્ધારિત સમય લાગે છે તેની પાકી સમજણ હતી. વળી, તે સમય દેવાની ધીરજ તથા યોજના હતી – આયોજનપંચ ત્યારે જનમ્યું ન હતું. પાંચસોસાતસો પડિયાનો તથા પત્રાવલીનો સ્ટૉક આગળપાછળ રહેતો જ.

બાર મહિનાનાં અનાજમસાલા ભરવાં હોય — મગ, અડદ અને ચણા લઈ દાળ ઘેર ઓખણાતી — અથાણાં પાપડસેવ કરવાં હોય, દરજી બેસાડવો હોય કે વારપરબે વાનગીઓ બનાવવાની હોય : બધું યોજનાબદ્ધ રીતે જ થતું, અનાજ, મસાલા અને અથાણાંનો ક્રમ નક્કી જ હોય. પહેલાં ભાઈ કે હું નમૂના લાવીએ. પછી ભાઠાને ત્યાંથી અનાજ અને

માજ્યા પછી જ વપરાશમા લેવાય અને નાહ્યા વિના રસોઈ જ ન થાય મોટીમસ હોટલોમા, ભોજનાલયોમા, કલબોમા આવી ચોખ્ખાઈ નહિ જળવાતી હોય

માના વસ્તારમા બે દીકરીઓ મોટી તે લેરખ અથવા લલિતા. અમારા એ માસી જામખભાળિયાના પ્રસિદ્ધ પડ્યા કુટુબના એક નબીરા અમૃતલાલ વેરે પરણાવેલા. અમારા એ માસાના એક કાકા વકીલ હતા એટલી જોરદાર તેમની વકીલાત કે, ચાર મદદનીશ વકીલો તેમને મદદ કરતા. સ્વ ઉછરગભાઈ ઢેબરના પિતા એમના હિસાબનીસ હતા બીજા કાકાને વાડીવજીફો હતા, એ ધીરધારનો ધધો પણ કરતા અને રાજકાજમાયે રસ લેતા. સર વિઠ્ઠલદાસ ઠાકરશીના એ લગોટિયા મિત્ર હતા બને કાકાઓની આવક ને આબરૂ મોટી તેનો લાભ' અમારા માસા તથા એમના ભાઈઓએ એવો ઉઠાવ્યો કે ત્રણમાથી કોઈ ભાઈ સરખુ ભણ્યા નહિ કે કમાયા નહિ અધિકારીઓ અને આશ્રિતો, ખેડૂતો, વછિયાતો અને અસીલો સૌ મળી રોજ ચાળીસ પચાસ માણસ જમતુ તે ઘરની દશા વિપરીત થઈ ગઈ અમારા માસા સનદી વકીલ હતા પણ માથે બેરિસ્ટર જેવી છોગાવાળી ટોપી પહેરતા. એ માસા દર ત્રણચાર મહિને જામનગર આવે અને અક્ષરશ ત્રાગુ કરી, મા પાસેથી વીસપચીસ રૂપિયા લઈ જાય. માને કચવાટ ઘણો જ થતો પણ આખરે માસા તો 'જમાઈ' હતા ને ? લગભગ આખી જિદગીભર એ ગાડુ એમ જ ગબડ્યુ હતુ

૩

પ્રથમ વિશ્વયુદ્ધમા ટપાલસેવા આપવા માટે મારા પિતા આફ્રિકા ગયેલા. ત્યા એમને કાળો જ્વર લાગુ પડ્યો હતો તત્કાલ તો તેઓ બચી ગયા હતા પણ દેશમા પાછા આવ્યા પછી એ રોગે ફરી ઊથલો માર્યો અને, ૧૯૨૦મા તેમની બદલી પેશાવર થતા તેઓ ત્યા જવા નીકળ્યા ત્યારે, તબિયત બગડતા, તેમને લાહોરથી પાછા ફરવુ પડ્યુ હતુ પછી થોડા જ દિવસમા તેઓ અવસાન પામ્યા ત્યારે મારા મોટા ભાઈ આઠના અને હુ ચાર વરસનો. મારા નાના ભાઈનો જન્મ તે પછી દોઢબે મહિને. વરસેકમા એવા સજોગો નિર્માણ થયા કે અમારુ પૈતૃક ઘર છોડી અમે માને આશરે આવ્યા.

મા પોતે ચોવીસમે વર્ષે વિધવા થયેલા. એમની નાની દીકરી લગભગ એ જ વયે એ દારુણ દશાને પામી ને પોતાને આશરે આવી. માને મોએથી નહિ પણ બીજાઓ પાસેથી સાભળેલુ કે અમારા એક મામા હતા તે ચારેક વરસની વયે ગુજરી ગયેલા. અમારા પિતાનુ અવસાન એ માને માત કરવાનો મૃત્યુનો એક વધારે પ્રયત્ન હતો પણ ૧૯૨૧થી ૧૯૬૧ સુધીના જે ચાર દાયકા માની નિશ્રામા કાઢ્યા છે તેમા, માના મો પર કદી ઉદ્વેગ કે ઉચાટ, અમારો બોજો ઉપાડવાનો ભાર કે ચિતા, પોતે આવી સ્થિતિમા મુકાયા બદલ સસાર પ્રત્યે, કોઈ કુટુબીજન પ્રત્યે કે ભગવાન પ્રત્યે લેશમાત્ર રોષ કે રીસ નથી જોયા, નથી કદી માને રોદણા રડતા જોયા કે નથી કદી લાચારીની રેખા તેને ચહેરે પ્રગટી.

માને જાણે કે ભાર વહેવાને માટે જ વિધાતાએ ઘડ્યા હતા અમે એને ત્યા, કાજી ચકલે, ગયા ત્યારે ત્યા, માના સૌથી મોટા બહેનની દોહિત્રી, રમાબહેન રહેતા હતા. રમાબહેનના નાનીમા, માના મોટા બહેન, કાળાન્તરે ગુજરી ગયેલા એટલે, રમાબહેનના મા અવસાન પામ્યા ત્યારે એટલી નાની વયે માની પાસે આવ્યા હશે કે, પોતાના માના માસીને તે 'મા' જ કહેતા રમાબહેન સાથેનો સબધ આટલો દૂરનો છે તે ખબર અમને ત્યારે તો ન જ હોય, પરતુ, ૧૯૭૭મા, રમાબહેને લિટરલ લીટીટ સ્વધ સુધી અમને, જાણે કે, પડી ન હતી અમારે સગી બહેન ન હતી અને રમાબહેનને બીજુ ભાડરુ ન હતુ એટલે અમારા સબધો સગા ભાઈબહેન જેવા જ રહ્યા હતા.

પણ એ રમાબહેનને ઉછેરવાની જવાબદારી માને શિરે આવે તેની પહેલા, રમાબહેનના એક માસીને ઉછેરવાની અને પછી, તે બાળવિધવા થતા, તેમને સભાળવાની જવાબદારી પણ માએ ઉઠાવ્યાનુ અમે સાભળ્યુ છે માના હાથમા એ અવસાન પામેલા.

વીસીના દાયકામાં આવેલા ઇન્ફ્લુએન્ઝાના અને, એથી પહેલાં આવેલા પ્લેગના જીવલેણ ચેપી રોગને કાળે પણ માંએ ખડેપગે અનેક કુટુંબીજનોની ચાકરી કરેલી — એકાદ કિસ્સામાં તો એવું પણ હતું કોઈ બાઈના વર, દીકરા સૌ સલામતી ખાતર બહારગામ ચાલી ગયા હતા અને અંતકાળેય એમની પાસે માં જ હતી, કોઈ પોતાનું નહિ ! આ બધા રોગીઓની ચાકરી કરીને માંએ રોગપ્રતિકારકતા પ્રાપ્ત કરી લીધી હતી અને આટલી બધી વાર મોતને જોઈને તેનો ડર તેમને રહ્યો ન હતો.

માંની પાસે સંસારનાં વિષ પચાવવાની સજીવન સોગઠી હતી. ચોવીસમે વર્ષે વિધવા થઈ, ખૂણો પાળવાની દશામાં, એકલાં રહેતાં માંએ શું નહિ અનુભવ્યું હોય ? પણ પોતાનાં જેઠાણી વિશે કદીયે એક શબ્દ માંની જીભેથી નીકળ્યો નથી. અમારાં માસીને બાળક ન થયું કે ઊઝર્યું નહિ, પિતા જતાં અમારી ચાર જણની જવાબદારી શિરે આવી, તેની પહેલાં બહેનની દીકરીને ઉછેરવાનું, તેને દુખાતી જોવાનું અને મૃત્યુને શરણ થતી જોવાનું આવ્યું, એ જ બહેનની દોહિત્રીને ઉછેરવાનું કહેવામાં આવ્યું પણ માં કદી વિચલિત થયાં નહિ. પછીથી, ત્રણ જુવાનજોધ ભાણેજોને એક પછી એક જતાં જોયા, બહેનને વૈધવ્યમાં સંભાળવાનું આવ્યું, બે ભાણીઓના ચૂડા નંદવાતા જોવાનું આવ્યું, કંઈક આધારરૂપ એવા ભાઈનેયે માંએ ગુમાવ્યા. કાલ સામેની એ શેતરંજમાં એક પછી એક સોગઠાં ખોતી હતી, બાજીનું પરિણામ પણ પોતે જાણતી હતી, છતાં, એ જેની નિત્ય ઉપાસના કરતી હતી તે તારકેશ્વરની માફક, ગરલ એના કંઠથી નીચે ઊતરી શકતું ન હતું. માંનો અશ્રુપ્રવાહ અંતરમુખી હતો. માં સદા પ્રસન્ન ચિત્તે રહ્યાં.

માંનું વ્યક્તિત્વ નામ પ્રમાણે ગુણવાળું, પ્રભાવવાળું હતું. મધ્યમ ઊંચાઈ અને મધ્યમ પણ, સુદૃઢ બાંધાવાળું, કસાયેલું, સ્ફૂર્તિવાળું, ગોરું શરીર, સદા કાર્યરત હાથ, સામાનું પાણી માપવાના તેજવાળી પણ વત્સલ આંખ અને માંના પવિત્ર ચરણ. એ જમાનાની રૂઢિ અનુસાર, માંને મુંડિત હાલતમાં જ જોયાં છે એટલે, એમના કેશની તો કલ્પના જ કરવી રહી.

માંના કામમાં વેગ હતો, ખોટી ઉતાવળ કદી નહિ. નગરને ઈશાન ખૂણે નાગનાથ, વાયવ્ય ખૂણે ભીડભંજન, પૂર્વમાં મહાપ્રભુજીની બેઠક, દક્ષિણમાં ખળાંવાડ અને પશ્ચિમમાં પાણાખાણ : દર્શન કરવા જતાં કે કપડાં ધોવા જતાં માંની સાથે અનેક વાર હું ગયો છું. ભીડભંજનને બાદ કરતાં બધાં જ સ્થળ ચારછ કિલોમીટરને અંતરે આવેલાં. શિયાળાના પરોઢિયાની કડકડતી ટાઢમાં કે પાછા વળતાં ઉનાળાની બળબળતી બપોરે, માથે કપડાંનો ગાંસડો હોય તોયે, એ બધુંય અંતર વેગથી, એકધારી ચાલે માંને ચાલતાં જોયાં છે. એવી રીતે પંદરસો બેહજાર પત્રાવલી-પડિયાનો ઑર્ડર કોઈ દઈ ગયું હોય, માં સમય વધારે આપે, ઓટવામાં અમારી મદદ લે, વેગથી કામ કાઢતાં જાય પણ ખોટી ઉતાવળ કદાપિ કરે નહિ અને ઉતાવળથી કે અણઆવડતથી અમે વેઠ કરી તો, અમારા હાથમાંથી તે આંચકી લઈ, અમને તડુકાવી, જાતે સરખું કરે — માંને બધું સુઘડ જોઈએ, વ્યવસ્થિત જોઈએ, સુંદર જોઈએ. અંધારામાંયે હાથ નાખ્યા ભેગી ચીજ હાથમાં આવવી જોઈએ અને તે આવતી જ.

આ બધા તંત્ર પાછળ માંના મનમાં ચાલતું ઘડિયાળ હતું, દરેક કાર્યને પૂરું થતાં એનો નિર્ધારિત સમય લાગે છે તેની પાકી સમજણ હતી. વળી, તે સમય દેવાની ધીરજ તથા યોજના હતી— આયોજનપંચ ત્યારે જનમ્યું ન હતું. પાંચસોસાતસો પડિયાનો તથા પત્રાવલીનો સ્ટૉક આગળપાછળ રહેતો જ.

બાર મહિનાનાં અનાજમસાલા ભરવાં હોય — મગ, અડદ અને ચણા લઈ દાળ ઘેર ઓખણાતી — અથાણાં પાપડસેવ કરવાં હોય, દરજી બેસાડવો હોય કે વારપરબે વાનગીઓ બનાવવાની હોય : બધું યોજનાબદ્ધ રીતે જ થતું. અનાજ, મસાલા અને અથાણાંનો ક્રમ નક્કી જ હોય. પહેલાં ભાઈ કે હું નમૂના લાવીએ. પછી ભાઠાને ત્યાંથી અનાજ અને

જેઠાશામળજીને ત્યાથી મસાલા આવે, ઉધાર — એ વેપારીઓને એ વિધવા પર એટલો ઇતબાર. પાપડ કરવાના હોય ત્યારે શનિવારની વહેલી સવારે, હનુમાનના મદિરમા બોઘરણુ દઈ આવવાનુ અને નાળિયેરના પાણીથી ભરેલુ તે સાજે લઈ આવવાનુ — પાણીથી બાધેલા પાપડ અજીઠા થાય ! વરસમા આવનારા લગ્નો અને જનોઈ પ્રસગે વધાવા અને ભિક્ષા દેવાના, અમારે માટે નવા કપડા લેવાના, ગોકુળ આઠમના મેળામા અમારે જવાનુ દિવાળીમા અમારે માટે ફટાકડા લેવાના આ બધુ યોજનાબદ્ધ રીતે જ થાય. તે એવુ કે એ સાવ સહજ લાગે અમારે ઘેર આવીને ખાડ, ચા, લોટ, તેલ, અથાણુ, પ્રાઇમસ કે બીજુ કાઈ ને કાઈ મા પાસેથી માગી લઈ જતા જોયા છે પણ મા ? એ રાક નિરાધાર વિધવાના હાથમા અક્ષયપાત્ર હતુ મા પાસે રિદ્ધિસિદ્ધિ રમતા હતા. માના રાજમા કદી જ કાઈ ખૂટ્યુ નથી. કોઈ પાડોશી પાસેથી માને કદી કંઈ માગવુ પડ્યુ નથી કે નથી માએ અમને તત્કાલ કઈ લાવવા માટે બજારે હડી કઢાવી બધુ આગળપાછળ મગાવતા રહેવાની અને ઘરમા જરૂરી પ્રમાણમા રાખતા રહેવાની સમજણ માને સ્વાભાવિક હતી. ગમે એટલુ કામ વાટ જોતુ હોય પણ, બપોરે ભોજન લીધા પછી — માને મે કદી બીજી વાર જમતા જોયા નથી — વાસણ માજવા, કપડું સાધવા કે પત્રાવલી પડિયા સીવવા બેસતા પહેલા પાટિયે બેસી, બે હીચકા — પણ બે જ — અને સોપારી ખાઈ તથા બજર સૂઘી, સ્ફૂર્તિથી પણ નિરાતથી મા પોતાને કામે લાગ્યા છે અને આસને બેઠા પછી ત્રણચાર કલાક સુધી મા ઊઠ્યા નથી માનુ કામ તે માનુ જ કામ. પાણિયારાની અભેરાઈ પરના લોટાપ્યાલા અને નીચેના ગોખલામાનુ બેડુ સોનાના હોય તેવા ઝગમગે લોઢીલોયામા મોઢુ જોઈ શકાય કપડા ધુએ તે બગલાની પાખ જોઈ લ્યો.

માની વ્યવહારનિષ્ઠા પણ તેવી જ ચમકદાર અમો ત્રણ ભાઈઓના જનોઇને પ્રસગે માએ અમને સરસ મોસાળા પૂરેલા. વૈધવ્યની ઓથ લઈ કદી મા વહેવાર ચૂક્યા નથી કે વહેવારમા ઊણા ઊતર્યા નથી.

આ વ્યવહારનિષ્ઠા કરતા ક્યાય ચડિયાતી માની આચારનિષ્ઠા હતી. અમને મોસાળુ પૂરનાર મા અમારા જનોઈ પ્રસગે કે લગ્નપ્રસગે મડપમા પણ ન આવ્યા હોય તો જમવાને તો ઢૂકે જ શાના ? એક પોતાના જેઠને ત્યા અને પોતાના બે ભાઈઓના ઘર સિવાય — એ છૂટ પણ પાછળથી બધ કરી હતી — મે માને ક્યાય, કોઈ કુટુબીને ઘેર, પડોશીને ઘેર કે જ્ઞાતિભોજનમા જમવા જતા જોયેલ નથી. તો, અમારા જનોઈ લગ્નોના પ્રસગો અમારે પૈતૃક ઘેર — કાકાને ત્યા — ઊજવાયેલા હોઈ, દીકરીને ત્યા ને તેમાયે, વિધવા દીકરીને ત્યા જમવા જવાના વિચારનુ સ્વપ્ન પણ માને કેવી રીતે આવે ? હા, જનોઈલગ્નના ધાર્મિક વિધિઓ પત્યા પછી, મોસાળાના કપડા પહેરી બનીઠનીને કે, અમારી વધૂઓ સાથે, વિક્ટોરિયા ગાડીમા બેસી અમે હાટકેશ્વર રણછોડજી દર્શને જઈએ ત્યારે અમુક ચોક્કસ સ્થળે, બીજા લોકની સાથે ઊભા રહી મા અમારા પર આશીર્વાદના અમી ઢાળે. અમારી ભણી જોતી વખતે, રામણદીવડો લઈને અમારા બા ચાલી નથી શકતા કે પોતાનો પુત્ર બાળવયે અવસાન પામ્યો ન હોત તો મામીને દાવે મોસાળાની છાબ ઉપાડનાર અમારા મામી હોત તે વિચારો એમના મનમા નહિ ઊઠ્યા હોય ? પણ માના મો અને આખ એ દરેક પ્રસગે અમારી ઉપર આશીર્વાદના અમી વર્ષાવતા પ્રસન્ન જ જોયા છે આવા આઘાતોનો ઉલ્લેખ કરી અમને ખાલીપાનો ઘા માએ કદી કર્યો નથી મામા એવી હિમાલય જેવી ખુમારી હતી સસારના વિષને પચાવવાની શાકરી શક્તિ હતી. મા મૂર્તિમત સ્વમાન હતા.

એમના આ ટેકીલાપણાએ કદીય કોઈની પાસે મદદ માટે મા પાસે હાથ લાબો નથી કરાવ્યો. કોઈની પાસેથી કશાયની અપેક્ષા માએ કદી જ રાખી ન હતી. રાક વિધવા, પુત્રવિહોણી, અભાગણી અબળા તરીકે માએ કોઈની દયા કદીય યાચી નથી ખુમારીનો આ મોટો વારસો માએ અમને બક્ષ્યો છે જીવનમા ઓશિયાળાપણાને સ્થાન જ નથી.

૪

'ઉન્નત માથા' રાખવા માટે જેને રવીન્દ્રનાથનું નામ જાણવાની કે એમનું એ કાવ્ય વાંચવાની જરૂર પડી ન હતી તે માંનાં કયાં સંસ્મરણો યાદ કરવાં ? કયાં વીસરવાં ?

માંની સ્મરણશક્તિ ઘણી સતેજ હતી. ખાખરાનાં પાનની ભારી લઈને માધો કે નાથીબાઈ આવે ને કંઈ ભાવ કહે તો માં તરત જ તેને આગલા વરસનો ભાવ અને કેટલી ઝૂડી તેની પાસેથી લીધેલી તે કહી આપે. આગલે વરસે એ આવેલ તે દહાડે કયાં તિથિવાર હતાં તે પણ માંને યાદ હોય. "મણિ, તમે ત્રણ વરસ મોર મોસાળું કર્યું'તું— ત્યેં આમ આમ કર્યું'તું — બધી વિગત આપે — તો આ વખત શું કામ તમે આમ વિચાર કરો છો ? પછી તમારી મરજી," કહી પોતાનાં નાનાં ભાભીને માર્ગદર્શન આપે. ડેલીએ એક વાર ઊભેલા માણસનો ચહેરો માં ન ભૂલે. "મામદ આવ્યો'તો, અથાણું લેવાને", "તારો ઓલ્યો મણિભાઈ આવ્યો'તો", "તેડાં કરવાને ગોવિંદલાલનો દીકરો આવ્યો'તો" — આ બધું અવધાન માંને સહજ. પાંચ વરસ પહેલાં ડાચાંબૂર કરાવી ઘર ધોળાવ્યું હોય તો તે વખતે કેટલાં ગાડાં રેતી આવેલી, કડિયો, દાડિયો, મૂલણ કોણ હતાં, દરેકના કેટલા રોજ થયેલા ને કેટલો ખર્ચો કુલ થયેલો તે માંને સ્મરણઝોપડેથી તરત ટપકી પડે. માં સાઠીમાં પ્રવેશી ચૂક્યાં હતાં તે પછી, એક વાર માંના ભાણેજ, ચંપકલાલ મામા — રમાબહેનના સગા મામા તેથી એમની જેમ અમે પણ 'મામા' જ કહેતા તે — માં પાસે આવી કહે : "નાની માસી, મારા જન્મદિવસે તિથિ કઈ હતી ?" એક પળનાયે વિલંબ વિના માંએ સંવત, મહિનો, તિથિ, વાર અને સમય બધું કહી બતાવ્યું. આવી તીક્ષ્ણ સ્મૃતિવાળાં માને મુખે કદીય અમારા નાનાનું એક પણ સ્મરણ સાંભળવા મળ્યું નથી, નથી બાલવયે ચાલી જનાર અમારા મામાને યાદ કર્યા, નથી અમારા પિતાને સંભાર્યા — પ્રગટપણે. પોતાના અને પુત્રીના વૈધવ્યના કાલકૂટને માં પી ગયાં હતાં. વૈધવ્યની વિમલ મંદાકિનીમાં વિરહદુઃખના મેલને માંએ ધોઈ નાખ્યો હતો. વૈધવ્યનું, અસહાયતાનું, ઓશિયાળાપણાનું રુદન મેં મોટી વયે વિધવા થનાર બીજાં કુટુંબીજનોના મુખમાંથી નીકળતું, કોઈકના મુખમાંથી તો સતત નીકળતું જોયું છે, માંનાં મુખમાંથી વેદનાનો એક હરફ કદી સાંભળ્યો નથી, માંનાં નેત્રોમાં મેં કદી આંસુ નથી જોયાં. સંસારની બધી વેદનાઓનાં ને વ્યથાઓનાં વિષોને અંતરમાં ઢબૂરી માંએ તેની પર એક શિલા મૂકી દીધી હતી. સંયમની શિલા.

મૃત્યુ કરતાં માં જીવનને મોટું માનતાં હતાં. માં પાસે એનાં ભાણેજડાંઓ અને ભત્રીજાંઓ આવતાં, જયામાસી આવતાં, રમાબહેન આવતાં, પાડોશીઓ આવતાં, બીજાં કુટુંબીઓ આવતાં. એ બધાંને માં પાસેથી પ્રેમની ઓથ મળતી. ૧૯૩૭ના જુલાઈમાં, બી.એ.ના બીજા વર્ષના અભ્યાસકાળ દરમિયાન, નાસિકમાં હુ માંદો પડ્યો. માંદગી ચીકણી નીકળતાં, તેના ખબર જામનગર અપાયા. મારા મોટાભાઈ મને લેવાને માટે નાસિક આવ્યા. સાજો થઈને હું પાછો કોલેજે ન જાઉં ત્યાં સુધી ઘી ન ખાવાની બાધા લઈને માં પણ ભાઈ સાથે ગાડીમાં બેસી મુંબઈ આવી. ભાઈમામાએ – માંના ભાઈએ – માંને પોતાને ત્યાં જ રોક્યાં. મારે નિમિત્તે માંની નાસિકની જાત્રા તે વખતે અટકી ગઈ. વત્સલ માંની પ્રાર્થનાએ મને સાજો કરવામાં કેટલો ભાગ ભજવ્યો હશે ?

૧૯૩૭માં અટકી ગયેલી માંની યાત્રા ૧૯૪૪માં થઈ ને તે પણ મારે નિમિત્તે જ. ૪૩–૪૪માં બી.ટી.ના અભ્યાસ માટે કરાચીથી હું કોલ્હાપુર ગયેલો. ત્યારે મારો પુત્ર અશોક છસાત માસનો અને ખૂબ જ નાજુક તબિયતનો હતો. મારાં પત્નીની તબિયત પણ એવી જ હતી. એ બંનેનું ધ્યાન રાખવાના, માંને ઘરની બહાર કાઢવાના અને બે સ્થળની માંને જાત્રા કરાવવાના હેતુથી માંને પણ સાથે લીધાં હતાં. માંની કાળજીભરી સારવારનો લાભ એ સમયે અશોકને ન મળ્યો હોત તો, કોલ્હાપુરથી પાછા આવી મોઢું બતાવવા જેવું ન રહ્યું હોત.

બે પૈસા મૂકીને જ ચરણસ્પર્શ કરી શકાય તેના વિરોધમા મે ચરણસ્પર્શ ન કર્યો પણ સાઠીમા પ્રવેશી ચૂકેલા માને જે સ્ફૂર્તિથી અને આનદથી પઢરપુરમા વિઠોબાના દર્શન કરતા અને ચદ્રભાગામા સ્નાન કરતા અને પછીથી, નાસિકમા ગગામા નહાતા તથા ત્ર્યબકેશ્વરમા બ્રહ્મગિરિ ચડતા જોયા છે તે જોઈ ધન્યતા અનુભવી છે માના ચરણ વદ્યા પછી બીજી કઈ મૂર્તિના ચરણ વદવાના હોય ?

મા ડોશીવૈદુ સારુ જાણતા શરદી થઈ હોય, પેટમા દુખતુ હોય કે ગડગૂમડ થઈ હોય, આજણી થઈ હોય, આખો આવી હોય, કાનમા ચસકો નીકળતો હોય કે હાથપગ ઝલાઈ ગયા હોય, માની પાસે તેનો ઇલાજ હાજરાહજૂર ને તે પણ અસરકારક અને પોતાને માટે માએ કદી દાક્તરની કે વૈદની સારવાર લીધી નથી એક તો શ્રમથી કસાયેલુ શરીર, નિયમિતતા એવી અને મર્યાદિત પ્રમાણમા ખોરાકની ટેવ એટલે, માદગી માની આડી ઊતરે નહિ છતા કદાચ કોઈ વાર જરૂર પડી તોયે બે પૈસાના કાકચિયા કે અદરજવથી પોતાની જાતને તરત કાટે લાવી દેતા.

પહેલા વિશ્વયુદ્ધ પછી વધેલી મોઘવારી બીજા વિશ્વયુદ્ધ પછી વાયુવેગે વધી ગઈ હતી. જ્ઞાતિબધનોમા શિથિલતા આવી ગઈ હતી અને કૌટુબિક સાકળો શિથિલ થવા લાગી હતી. માની જિજીવિષા પણ શિથિલ થઈ ગઈ હતી. રાણી વિક્ટોરિયા અને વિભા જામના યુગમા વાતેવાતના બધા છેડા મળતા તે હવે ઇલિઝાબેથ અને નેહરુના યુગમા રહેવા પામ્યુ ન હતુ જામનગર પણ ખૂબ મોટુ થઈ ગયુ હતુ યુદ્ધના સમયથી અછતે જડ ઘાલી હતી અને માપબધી જળોની જેમ ચોટી હતી. દાતણથી માડી તમામ વસ્તુઓના ભાવ આસમાન તરફ ઊડવા લાગ્યા હતા રૂપિયો આના જેવડો બની ગયો હતો. બજારમાથી જે કઈ આવે તે પ્રથમ મા સમક્ષ મૂકવાનો રિવાજ હતો. મા ભાવતાલ પૂછે અમારે મૂળ કિમતની પોણી કે અડધી કિમત કહેવી પડે અને તોયે માને તો મોઘુ જ લાગે. મા પાસે આ જૂઠા ભાવ ન કહીએ તો મા ખાવાનુ બધ કરી દે તેવા ધારદાર હતા.

માનો ઘરમા પહેરવાનો સાડલો જૂનો થાય એટલે એ વાસી ડીલે — રાત્રે પહેરવાના ઉપયોગમા લેવાય. ઠેલો ખાધેલો વાસી ડીલનો સાડલો માની પથારીનો ઓછાડ બને અને જૂનો ઓછાડ ગોદડી બનાવવા માટે સાચવી રખાય વળગણી પરથી ધોવાયેલા કપડા ઊતરે કે તરત મા સાધવાનો સામાન માગે અને ઉતરડાઈ ગયેલા છેડાની, આવી ગયેલા આકાની, ઘસાઈ ગયેલી કિનારની કે તૂટેલા બટનની મરમ્મત થાય પછી જ કપડા સકેલાય. જૂના ધોતિયા ખોળ બનાવવાના કામમા લેવાતા રૂ ઘેર પીંજાતુ. ગાદલાઓશીકા ઘેર ભરાતા, ગાધીજીનો સ્વાવલબનનો આદર્શ માના જીવન સાથે પૂરો વણાઈ ગયો હતો.

આટલા પ્રવૃત્તિમય જીવન સાથે માએ નિવૃત્તિ પણ વણી લીધી હતી. અપવાદરૂપ દહાડાને બાદ કરતા, સૌ વાળુપાણીથી પરવાર્યું હોય, માએ દાતણ કરી લીધુ હોય — એ સવારસાજ દાતણ કરતા — ત્યારે, લગભગ નવને સુમારે, અમારા આગણામા કે ચોમાસેશિયાળે, ઘરમા, બેઠક જામતી. અમારે ઓટલે મા બેઠા હોય, માસીબાને ઓટલે માસીબા બેઠા હોય, સામે પાટ ઉપર બાવાકાકા, ચોથીમાસી, રુક્મિણીકાકી કોઈ હોય, કોઈ બે ઘર વચ્ચેની બારીમા હોય. ચાર વરસની વયે, પરણ્યા પછી વીસમે દહાડે વિધવા થનાર ચોથીમાસી માના કરતા બેચાર વરસ નાના હશે. એ રોજ પોતાના મોટા બહેનને ઘેર જતા અને નાતના ખબર લાવતા. અમારા ભાડૂત માસીબા ચુસ્ત મરજાદી હતા, વહેલી સવારે નહાધોઈને 'ઓઠકે' નાહવા જતા; દિવસમા ત્રણચાર વાર હવેલીમા દર્શને જતા અને ઘરમા ઠાકોરજીની પૂજા કરતા. એ પણ બહારના જગતના સમાચાર આપે. કોઈ સામાજિક ઘટના ઉપર ચર્ચા થાય, હળવી વાતો પણ થાય પણ કદીય કોઈની નિદા ન થાય અને એ મડળી દસની તોપે વિખેરાય પછી અગિયારસ, શિવરાત્રિ, જન્માષ્ટમી કે રામનવમી હોય તો, મધરાત સુધી મા ધીમે સાદે ભજન ગાય.

જિંદગીના છેલ્લા પાચસાત વરસ દરમિયાન

માંએ વિરક્તિ કેળવી લીધી હતી. સવારે શાકભાજી લેવા જતાં માંને પૂછું : "માં, શું શાક લાવું ?" કે રસોઈની સામગ્રી કાઢવા જતી કોઈ વહુવારુ પૂછે : "માં કઈ દાળ કરવી છે ?" તો એક જ ઉત્તર મળે : "તને ગમે ઈ ને બધાંયને ભાવે ઈ." દર સોમવારે ભીડભંજનના દર્શને જવાનું માંએ બંધ કર્યું હતું પણ, ઘરથી સિંચણિયા જેટલે અંતરે આવેલા તારકેશ્વર સૌથી પ્રથમ અર્ચન માંનું પામતા. ત્યાં સવારે પાંચ વાગ્યે પહોંચી જતાં, મંદિરનું પ્રક્ષાલન કરતાં, જળાધારી સાફ કરતાં અને શિવલિંગ પર જલાભિષેક, પંચામૃત સ્નાન કરી, ચંદન, ફૂલબીલી અર્પણ કરતાં. એ મંદિરમાં પ્રથમ માંનો દીપ પ્રગટતો, માંની અગરબત્તીની સુવાસ એ નાનકડા મંદિરને ભરી દેતી. છેલ્લાં ચારપાંચ વરસ માં જતાં ત્યારે પૂજાપો લઈને માં સાથે માલતીબહેન જતાં. તારકેશ્વરથી આવ્યા પછી ઘરના દેવની પૂજા થતી. એ પૂરી થયે સૌ સાથે સવારની ચા પીતાં. પછી તુલસીક્યારે પાણી રેડાતું, દીવો પ્રગટાવાતો અને સૂર્યપૂજા થતી, પછી એક કોથળા પર પોતે બનાવેલી જૂની સાડીની ગોદડી પાથરી માં ગીતાપાઠ કરતાં અને બૃહત્સ્તોત્રરત્નાકરમાંથી સ્તોત્રપાઠ કરતાં. પ્રસંગોપાત્ત વ્રતરાજ, શિવપુરાણ, બૃહત્ કાવ્યદોહન વગેરે પણ માં વાંચતાં. અને અમારે ઘેર છાપું આવતું થયા પછી તેમાંયે નજર કરી લેતાં. ચણિયારે ચણ નખાયું કે નહિ, ઘેર આવતા અભ્યાગતોને લોટ અપાયો કે નહિ, ગૌગ્રાસ અપાયો કે નહિ તેની કાળજી તેમને પૂરી રહેતી. હવે પત્રાવલી-પડિયાનું કામ ઘણું ઓછું થઈ ગયું હતું. મીઠાઈવાળાઓ હવે ખોખાં વાપરતા થઈ ગયા હતા અને જ્ઞાતિભોજનમાં જબરી ઓટ આવી હતી. લોકરુચિમાંયે ફેરફાર થવા લાગ્યા હતા, પેંડાનું સ્થાન ચોકલેટે લીધું હતું. અમે ત્રણે ભાઈઓ કમાતા થયા હતા પણ, શ્રમનું ગૌરવ પૂરું સમજતા હતા એટલે, માંને કામ મૂકવાનો આગ્રહ અમે કર્યો ન હતો — કદાચ, તેમ કરવાની હિંમતેય અમારામાં ન હતી. પણ, બદલાયેલા જમાનાએ માંનો ઉદ્યોગ નહિવત્ કરી મૂક્યો હતો. બે જૂના મીઠાઈવાળાઓ માંના પડિયાઓ કોઈક વાર લઈ જતા.

લાંબું જીવન હંમેશાં સુખદાયક નથી હોતું. પોતાની લાંબી આવરદામાં માંએ દુઃખના પ્યાલા જ પીધા હતા. હવે અમે ત્રણે ભાઈઓ રળતા થયા હતા, ઠેકાણે પડી ગયા હતા અને સુમેળથી અને સંપથી સાથે રહેતા હતા. માંની બહોત તો વિટંબણાઓ સામે ઝઝૂમવામાં ગઈ હતી, હવે જે થોડી રહી તેમાં માં હાશ અનુભવશે એમ અમને લાગતું હતું. માંના જીવનનો નકશો આલેખનાર વિધાતાને એ મંજૂર હોવું જોઈએ ને ? મારા મોટા ભાઈ પર ખોટું આળ આવવાથી એમણે બેંકની સારી નોકરી છોડી દીધી હતી. એમના પ્રોવિડન્ટ ફંડનું અધઝાઝેરું રોકાણ ડૂબી ગયું. ઘરમાંથી સાઠસિત્તેર તોલા સોનાનાં ઘરેણાં ગાયબ થઈ ગયાં. મારાં પત્ની તો પથારીવશ હતાં જ. અને ઘરમાં કામકાજની મુખ્ય જવાબદારી જેને શિરે તે નાનાભાઈનાં પત્ની માંદાં રહેવા લાગ્યાં. નિષ્ણાત દાક્તરો એમનો રોગ લાંબા સમય સુધી પારખી શક્યા નહિ. માંની જિજીવિષા હવે હરાઈ ગઈ હતી. સ્વજનોનાં મૃત્યુ જોઈને રીઢાં બની ગયેલાં માં હવે પોતાનું મોત ઝંખતાં હતાં. એમને કોઈ વાર કચરપચર થઈ આવતું તો પોતાના ઘરગથ્થુ ઇલાજ એ કરી લેતાં. એનાથી ન મટે તોયે દાક્તર કે વૈદની સારવારની એમની ના જ હતી.

૧૯૬૧ના જુલાઈની સાતમીની સવારે તૈયાર થઈ હું વહેલો જ મારે કામે ઘરની બહાર નીકળી ગયો હતો. પોણાદસ–દસને સુમારે પાછો આવ્યો તો નાના ભાઈનાં પત્ની કહે, "વિમળાભાભીની તબિયત સારી લાગતી નથી." મારાં માં સાથે હું તરત મેડી ઉપર ગયો. સવારે જતી વખતે 'હું જાઉં છું,' કહ્યું ત્યારે એણે મને હોંકારો દીધો હતો. પણ છેલ્લા એકાદ કલાકમાં એની તબિયત અચાનક બગડી હતી અને એ અવાચક જેવી થઈ ગઈ હતી. મેં બોલાવી. એણે આંખેથી ઉત્તર વાળ્યો. મેં કોઈ છોકરાને દાક્તરને બોલાવી લાવવા કહ્યું. નીચે રસોડામાંથી કોઈ દાળનું પાણી લાવ્યું તો, મારા ખોળામાં મારાં પત્નીનું માથું લઈ, ચમચીની મદદથી હું તે એમને આપવા લાગ્યો.

બે, બરાબર, બે ચમચી ગળે ઉતારી ને તરત એમણે માથુ ઢાળી દીધુ. દાક્તર આવ્યા પણ, એમને કશુ જ કરવાપણુ ન હતુ દૌહિત્રવધૂને લઈ જનાર યમરાજે માનુ કાળજુ વીધ્યુ હતુ ખરખરો કરવા આવનાર સૌ મા પાસે જ બેસે. મા અવાચક બેઠા રહે મનમા, કદાચ, મા સતત પ્રાર્થના કરતા હશે 'હે ભગવાન ! મને હવે બોલાવી લે "

માની તબિયત ઢીલી થઈ ગઈ હતી પણ પથારીમા પડી રહેવામા ને બીજાની ચાકરી લેવામા મા ક્યા માનતા હતા ? તારકેશ્વર પણ હવે અમરનાથ જેવા દોહ્યલા બની ગયા હતા. છતાયે એ જતા. ઘરમા દેવપૂજા કરે ત્યારે શિવલિગ કે શાલિગ્રામ કોઈ વાર હાથમાથી સરી પડે ને માડે દડવાને અમે એ શોધી માને આપીએ એ દડી ગયેલા દેવને પુન સ્નાન કરાવી ચદન ચોડી મા પાલખમા પ્રસ્થાપિત કરે વિમળાના અવસાનને તેર દિવસ પૂરા થયા કે માએ આજ્ઞા કરી 'કાલ પાદડા પલાળજો." માનો શબ્દ ઉથાપવાની જ અમારામા હિમત ન હતી. તેમાયે, માલતીબહેન માનો પડ્યો બોલ ઝીલવાનુ જ શીખ્યા હતા માની આજ્ઞાને એ અનુસર્યાં.

પણ માના ચહેરામા કોઈ અદશ્ય શક્તિ નવા ચાસ આકી રહી હતી. એમને શુ થતુ તે એમણે કદી જ ઉચ્ચાર્યું નથી. પણ, સવારે પૂજા કરતાયે અચાનક માને ઝોલુ આવી જતુ. પાઠ કરતા કે પાદડા સીવતા અચાનક ઊઠી જઈ જરા વાર તેમને લબાવી દેવુ પડતુ આજીવન અઢેલ્યા વગર બેસી કામ કરનાર માને માટે આ બધુ નવુ હતુ એમને હાથ અડકાડીએ તો આપણો હાથ ધખે એક જ વેળ જમતા તે આહારની માત્રા પણ ઘણી જ ઘટી ગઈ પણ ન ફેરફાર થયો એમના ઊઠવાના સમયમા, ધર્મગ્રથોના વાચનમા, ડગમગ હાથે થતી દેવપૂજામા કે આગણાના તુલસીની પૂજામા અરે ! ફાટેલા કપડાના સાધણ સીંધણ પણ કર્યાં હોય ત્યા ખાખરાના પાનને અડ્યા વિના એ રહે જ શાના ? પણ, પૂજા અને ભોજન સિવાયનુ કઈ પણ કામ કરતા કરતા, તેમને અવારનવાર ઊઠી જવુ પડતુ અને કોથળા પર કે શેતરજી પર લેટી જવુ પડતુ પણ, લેટ્યા ન લેટ્યા ને પાછા બેઠા થઈ કાર્યરત. कुर्वन्नेवेह कर्माणि મત્રનુ એ પ્રત્યક્ષ ઉદાહરણ હતા.

આ પરિસ્થિતિમા, એક રાતે અમે બધા એમની પાસે બેઠા હશુ ત્યારે કહે 'જુઓ, આ ગોખલામા બે કોરા છાયેલ રાખ્યા છે મહાદેવના ગોખલામા ગગાજળની લોટી છે મહાદેવવાળા જૂના ગોખલામા જાળીવાળી પેટીમા રૂપિયા છે " એ કઈ આગળ બોલ્યા તો હશે જ પણ અમારા સૌના કાન બધિર થઈ ગયા હતા. દીકરી પાસેથી કે દીકરીના દીકરાઓ પાસેથી કઈ જીવતેજીવ ન લેનાર મા મૃત્યુ પછીયે પોતાના દેહની જરૂરિયાતોની સજ્જડ વ્યવસ્થા કરી ચૂક્યા હતા અને એ વિશે તટસ્થ ભાવે અમને કહી રહ્યા હતા !

શ્રાવણ સુદ પાચમ આવી, માની નાગપાચમ માલતીબહેન તે રહ્યા માદા હતા તોયે મા નહ્યા, તારકેશ્વર તો ન જઈ શક્યા. પણ ગૃહદેવતાની અને તુલસીની પૂજા કરી. પણ સમયનુ ભાન ન હતુ દેખાતુ કહે "પાદડા લાવો " આપ્યા ત્રણેક પડિયા માડ સિવાયા હશે ત્યા લબાવ્યુ ઝોબો લાબો આવી ગયો. જાગ્યા ત્યારે કઈ ભજન ગણગણતા બેઠા થયા થોડી કોફી પીધી થોડો ગીતાપાઠ કર્યો. 'આ ક્યા ગ્યો ને ઓલી ક્યા ગઈ', એમ બધાના સમાચાર પૂછ્યા. જમવાનુ કઈ આપી એમનુ છેલ્લુ નાગપાચમનુ વ્રત તોડાવવાનુ પાપ કરવુ કરાવવુ ન હતુ એટલે, એમને પપૈયુ આપ્યુ તે બેચાર કટકા ખાધા. સાજ સુધીમા, મામા, રમાબહેન, જયામાસી વગેરે જોવા આવી ગયા. સૌની સાથે જરા વાતો કરી પણ, વાત કરતા વચ્ચે ઝોલુ આવી જતુ અને જાગે ત્યારે પૂર્વવાતની વિસ્મૃતિ થઈ જતી. સધ્યાકાળ થતા મહાદેવના, 'તળસી'ના અને તારકેશ્વરના દીવા કર્યાની વાત માને કરી. હોકારો દીધો પણ, મા દર્શન માટે ઊઠી શક્યા નહિ. એ હોકારો પણ કોઈ અગોચર વિશ્વ તરફ જતા મા દૂરથી કરતા હોય તેવો, ધીમો ને ધીમો થતો જતો હતો માને કોફીનુ પૂછ્યુ કશો ઉત્તર નહિ અમે બે'નબામાસીને — માની

લાડકી ભાણેજને — બોલાવી લાવ્યાં. એમણે પૂછ્યું : "કાં નાનીમાસી, કેમ છો?" માંએ કંઈ અસ્પષ્ટ અવાજથી ઉત્તર વાળ્યો. માંની જીવનલીલા સંકેલાતી હતી એ વિશે અમને કોઈને સંદેહ ન રહ્યો. દસ વાગ્યા ત્યારે, અમે ચા પીધી. પછી માંને પ્રિય ભગવદ્‌ગીતાનો પાઠ ચાલુ કર્યો. મારા મોટા ભાઈનો કંઠ મધુર હતો. અમે સૌ માં ફરતાં બેસી, માંની સ્થિતિ પર નજર રાખી રહ્યાં હતાં. બીજો અધ્યાય પૂરો થવા આવ્યો હતો. 'एषा ब्राह्मी स्थितिः...'નો અંતિમ શ્લોક ભાઈ લલકારી રહ્યા હતા. અને કોઈ પણ જાતનું કષ્ટ પામ્યા વગર માં જે પામ્યાં તે બ્રહ્મનિર્વાણ ન હોય તો બીજું શું હશે તે હું નથી જાણતો.

માંનાં અનેક સ્વજનોને, માંની જુવાનીથી, કાળેઅકાળે હણી લેનાર મૃત્યુ ત્યારેયે માંના ધૈર્યને વિચલિત કરી શક્યું ન હતું તો આજે શું કરી શકવાનું હતું? અનેક વાર ઝઝૂમનાર માં માટે આ એક ઓર યુદ્ધ હતું, અંતિમ ને ઉત્તમ, એમ આંગ્લ કવિ બ્રાઉનિંગે કહ્યું હતું ને માંએ અમલમાં મૂકી બતાવ્યું હતું. માંની વાત્સલ્યગંગાને મૃત્યુ કલુષિત કરી શક્યું ન હતું, માંના નિષ્કામ કર્મયોગમાં એ ભંગ પાડી શક્યું ન હતું. માંની ટેકની તલવારધારને એ સ્પર્શી શક્યું ન હતું. માંને મૃત્યુ ઘા કરે તે પહેલાં જ માં સ્વયં મૃત્યુને અંકે શાંતિથી બેસી ગયાં હતાં.

માંના દેહને અમે સૌ બીજે દહાડે અગ્નિને સોંપી આવ્યા. એમનો સમૃદ્ધ સંસ્કારવારસો અમારાં અને અમારાં બાળકોનાં જીવનને ઉજમાળી રહ્યો છે. માંના શુભાશિષ અમે માગીએ છીએ અને તેની મંગલ વર્ષા માં આજે પણ કરે છે.

તુલસીની વાર્તા કરતાં, તુલસીને પાણી રેડતાં, તુલસીક્યારે દીવો પ્રગટાવી નમન કરી બંધ આંખે પ્રાર્થના કરતાં માં પોતે જ અમારે માટે તુલસી હતાં, તુલસીક્યારાનો શાંત, સ્વસ્થ દીપ હતાં, તુલસીતીર્થ હતાં.

✻

## સાભાર સ્વીકાર

**સન્નિધાન : પુ. પાંચમું :** લે. સુમન શાહ, પ્ર. ૯, મુકુન્દ, મનોરમા કોમ્પ્લેક્સ, પોલિટેકનિક, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૭૫. **વાછટ :** સુલતાન લોખંડવાલા, પ્ર. યુનુસ લોખંડવાલા, બાલાપીર શેરી, બગસરા ૩૬૫ ૪૪૦, કિં. રૂ. ૨૮-૫૦. **ગુજરાતી સાહિત્યવિવેચન :** લે. પ્ર. જયંત કોઠારી, ૨૪ નેમિનાથનગર (સત્યકામ) સોસાયટી, સુરેન્દ્ર મંગળદાસ રોડ, અમદાવાદ ૧૫, કિં. ૫૦. **લહેરો જળે :** લે. કનુ સુથાર, પ્ર. વલ્કલ પ્રકાશન, અમદાવાદ ૧૬, કિં. રૂ. ૮. **હસ્તરેખા :** લે. પ્ર. આહમદ મકરાણી, બગસરાવાલા પ્લોટ, સબસ્ટેશન પાસે, ઉપલેટા, કિં. રૂ. ૨૫. **મુખોમુખ :** લે. પ્ર. : સતીન દેસાઈ, ૨૧ આમ્રકુંજ સોસાયટી, સ્ટેશન રોડ, દાહોદ, જિ. પંચમહાલ, કિં. રૂ. ૨૯-૫૦. **Hundred Poems :** Mahendra Meghani, Pub. by Gopal Meghani, Lok-Milap Trust, P. O. Box 23 (Sardarnagar), Bhavnagar - 364 001, Rs. 20. **કનકરજ : ઝવેરચંદ મેઘાણીની કવિતાની :** ઉપર મુજબ, કિં. રૂ. ૧૦. **કનકરજ : ઉમાશંકર જોશીની કવિતાની :** ઉપર મુજબ, કિં. રૂ. ૭. **રોશની ક્યાં છે ? :** લે. નસીર ઇસ્માઇલી પ્ર. : અશોક નાયક, ટ્રસ્ટી, સોસાયટી ફોર બેટર ટુમોરો (પબ્લિક ચેરિટેબલ ટ્રસ્ટ) ૪, પારિજાત ફ્લેટ્સ, ઈશ્વર ભુવન પાછળ, પલ્લવી ટાવર્સ નજીક, નવરંગપુરા, અમદાવાદ - ૯, કિં. રૂ. ૪૦.

દિગીશ મહેતા

તમારે ઊંટના પેટ તળેથી સહીસલામત નીકળી જવુ છે ? સાઇકલના આગલા પૈડા નીચે કચડાઈ મરવાનો પ્રયત્ન કરવો છે ? હડકાયા કૂતરાની લાળ ઝીલીને લહેર કરવી છે ? કેરોસીન, તમાકુ, ધૂળ, રંગ, ચૂનો, ગોમૂત્ર અને ગટર – આ સકળ વાસોને એક સાથે સૂંઘી લઈ તગડા થવુ છે ? ગધેડુ ગાડુ, ગાડી, રિક્ષા, ટ્રક, ટેક્સી એ બધાના ટ્રાફિક જામ વચ્ચે બે પગે ચાલી, સરકી, પાનની પિચકારીભરી ભીત પર ટેકો લીધા વગર આગળ રસ્તો કરવો છે ? ઘાસ, ઘઉ, જીરુ, વરિયાળી, મરચા – એ બધાના કોથળા ટપી એકદમ મોટા ત્રાજવાની કપાણ સાથે ભટકાઈ સડસડાટ સીધા સામે ઊભેલી પોલીસની જીપ પાછળથી નીકળતા પેટ્રોલના ધુમાડામા અદૃશ્ય થઈ જવુ છે ? છાપાવાળો, તારકસબવાળો, ચશ્માવાળો, સાડીવાળો, બનિયન ગંજી લુગીવાળો, બગડીવાળો, એ બધા સાથે એકસાથે સોદો કરવા પ્રયત્ન કરી જોવો છે ?

— અને આ બધુ તમારે એકીસાથે કરવુ છે ? તો મારા ગામના ગંજમા આવો, મોતના કૂવામા મોટરસાઇકલ ફેરવવી, ઉપર ઊંચે લટકતી ટ્રેપીઝ પરથી ભૂસકો મારી નીચે પડી એકદમ સલામ કરવી, દિલ્હીના પાલમ હવાઈ અડ્ડાથી ઊડેલા વિમાનના ભંગારમાથી જડી આવી ઊભા થઈ જાણે કઈ બન્યુ ન હોય તેમ ધૂળ ખખેરી ચાલવા માડવુ, અચાનક પ્રાઇમ મિનિસ્ટરના સેક્રેટરીનો ટેલિફોન કોલ આવે કે પી એમ. તમને મળવા આવે છે ને કોઈ સહેજ પણ સળવળાટ વગર બેઠે હાથે ફોન મૂકી સિસોટી વગાડવી — આ તો બધી તુચ્છ સિદ્ધિઓ કહેવાય — મારા ગામના ગંજમા સાજ છેડે આટો મારી જીવતા ઘેર આવવુ તેની સરખામણીમા.

ગંજ એ માણેકચોક નથી. ગંજ એ ગંજ છે કોથળાઓનો, હાથલારીનો, ઊંટગાડીનો બળદગાડાનો, ઘાસનો, કોબીજ બટાટા ડુંગળી ભરેલા શાકભાજીના ગાડાનો. તમે ફ્લાવર જોયા છે ? એક ફ્લાવર નહિ બે ફ્લાવર નહિ — બસ ફ્લાવર જ ફ્લાવર જ ફ્લાવર ફ્લાવર પર ફ્લાવર પર ફ્લાવર. તો એનુ નામ ગંજ એ ફ્લાવરના ભર્યાભર્યા પીળા ધોળા બુટ્ટા ઝળકતા હોય અને એમ આપણી આગળ ફ્લાવર ભરેલુ ગાડું જતુ હોય. એના લીલા કલાર પાદડાની ટોચો અહીંતહીં ફરકતી હોય, એના કાગરીદાર પહેલદાર આછા લીલા — એને શુ કહીશુ ? પણ એ ફ્લાવરનો ગુચ્છ — બસ, એનો ગંજ

એનુ નામ ગંજ ત્યા માણસો નિમિત્ત હોય છે, વસ્તુઓ મુખ્ય હોય છે માણસ પોતાની મર્યાદાને ત્યા અડી જાય છે, કહો કે તેને શરણે જાય છે વસ્તુઓ, નકરી, નરદમ, નરાતાળ, સ્થૂળ, ભૌતિક વસ્તુઓ, પદાર્થો, તેનુ જગત તે ગંજ છે માણસ તો આવે છે ને જાય છે રહે છે વસ્તુઓ — જડ લાગતી પણ આખ કાન નાક હોય તો સદાય મહેકતી, સરકતી, ઊભરાતી, ઢોળાતી, ભરાતી, ઠલવાતી, ઊડતી, બેસતી — વસ્તુઓ.

એમા, ગંજમા, કામ કરતા માણસોમા આ વસ્તુઓની મહેક હોય છે એક ચળકતો હૂક મારી, કોથળાને વીંઝી, ઉછાળી, પોતાની પીઠ પર એક હળવા આચકે ગોઠવી દઈ ચાલતો થયો ભઈ, — બસ એમા ધરતીની, ધાન્યની, છોડવાઓની, પાણી પાયેલા ચાસમાં ચળકતાં ચન્દ્રકિરણોની, ગામની ભાગોળે ધબકતા પંપથી ફૂટતા પાણીના પ્રવાહની, અચાનક ઘેરાઈ વાવટોળ બની ઊડી રહેતા ધૂળના કોટની, દુકાનની ફરસમા ભરાઈ રહેતા દાણાની, સાજ છેડે સભળાતા બળદના ગાડાના કિચુડાટની, મેલા રોકડા કરેલા બિલોની, મેલી કફનીઓની ઝરતી બાયમાથી, ચાળમાથી સુખસમૃદ્ધિની, ગદી પરસેવાવાળી ટોપીઓ નીચેથી ઊઠતી નર્યા પરાક્રમ અને પરિશ્રમની ગાથાઓની — એવી અનેરી અનેરી મહેકો હોય છે

એ મજૂરમાં. માનવી માનવી થાય તો નહિ, માનવી આવો મજૂર થાય તેમાં તેની માણસાઈ છે.

ભારે ચૂડા, ભૂરાં ભૂખરાં ભારે કાપડાં, છૂંદણાં, ગોળ ઘાટીલા હાથવાળાં છોકરાંએ પહેરેલી કલ્લીઓ, નીચે પગ લટકાવી ગાડાની ધારે બેઠેલો છોકરો, વચમાં ધોળી મૂછો, માથે ફાળિયું, મોં પર અસંખ્ય કરચલીઓ, આંખમાં અનેક તરંગોભરી તાજગી, કેડિયું, સહેજ વળી ગયેલું ઉમ્મરભર્યું શરીર ને છતાં હજી હવે તો વાત શરૂ થાય છે તેવું વચન આપી જતા મોં પરનો મુસ્કરાટ—

બસ, ગંજની આ જ મજા છે !

* લેખકના પ્રગટ થનાર નિબંધસંગ્રહ 'શેરી' માંથી.

※

## જોઈએ છે

*અશ્રુઓને મોતી બનાવી શકે તેવા,*
*પ્રત્યેક શરને પુષ્પશર બનાવી શકે તેવા,*
*પ્લાસ્ટિકનાં ફૂલોને સાચુકલાં ફૂલડાંમાં*
*પલટાવી શકે તેવા,*
*ઊડી ગયેલા અત્તરને પૂમડામાં પાછું લાવી શકે તેવા,*
*શૈશવનાં સ્વપ્નોને સલામતી આપી શકે તેવા,*
*હારેલા, થાકેલા, નિરાશ થયેલા, નંખાઈ ગયેલાનો*
*ચ્યવનપ્રાશાદિ ચટાડ્યા વિના કાયાકલ્પ કરી શકે*
*તેવા,*
*પીળાં પાંદડાંમાં લીલાશ સંચારી શકે તેવા,*
*સૂરજનાં કિરણોમાંથી સીધી જ ચાંદની*
*અવતારી શકે તેવા,*
*સતત ફરતી, ઇધર-ઉધર ઘૂમતી અને ઠેરની ઠેર*
*રહેતી*
*આ પૃથ્વીને અધ્ધર લઈ જઈને અલકા બનાવી*
*શકે તેવા*
*યાંત્રિકો / માંત્રિકો / તાંત્રિકો.*
*કવિને પ્રથમ પસંદગી.*
*દિવંગતોને પણ આમંત્રણ છે.*
*નીચેના સરનામે લખવું :*
*સૃષ્ટિ-શિવંકર-મિશન*
*'સરસ્વતી-સદન'*
*ભદ્ર, તેજથલ,*
*ધરાતલ.*

જિતેન્દ્ર કા. વ્યાસ   ૨૩-૨-૯૩

## એ જ વાત

*બસ,*
*એ જ વાત ના છેડો.*
*શીદને ચાહું, શી વિધ ચાહું, કેમ સહું તમ ચેડો.*
*એ જ વાત ના છેડો*
*માધવ*
*એ જ વાત ના છેડો.*

*કદમ્બ-વૃક્ષે પાન ફૂટતાં*
*જમુના જલમાં લ્હેરો.*
*મધુવનની વાટે પથરાતો*
*પ્રણય, પ્રિયા તમ ઘેરો.*
*ક્યાંય નહીં ત્યાં કેડો.*
*બેઉ નયનમાં રોપ્યા તમને, ઊગ્યો મબલક નેડો !*

*વળી વળીને પૂછો શાને ?*
*હોઠ મરકતા લાગે.*
*જાણે ફૂલ ઊપર કો ભમરો*
*ડંખ દિયે અનુરાગે.*
*મુજને ના છંછેડો.*
*બેઉ ઓષ્ઠમાં ગોપ્યા તમને; ગુંજ્યો મનનો મેડો.*

*બસ, એ જ વાત ના છેડો.*
*બેઉ નજરમાં પ્રોવી અમને હ્રદયદ્વારે તેડો,*
*માધવ, હ્રદયદ્વારે તેડો !*

ચન્દા રાવળ

રામચન્દ્ર પટેલ

તુ પાછળ દેખ્યા વગર આગળ આગળ વધતો જા.     અને મે ચાલવાનુ શરૂ કર્યું હતુ સારુ એવુ ચાલ્યા પછી થયુ કે કોણે કહ્યુ હતુ આમ ચાલવાનુ ? જરાક થોભ્યુ તો પૂઠળથી અવાજ આવતો કે પાછો ઊભો રહ્યો ? આઘે આઘે બસ ઉગમણી બાજુ તારે જવાનુ છે આ સાભળીને થોડુઘણુ માઈલ દોઢ માઈલ અત્તર કાપી નાખેલુ જગલ જણાયુ ન હતુ, પણ સામેથી કોક બોલી ઊઠેલુ કે પાછો જા     પગત્તળિયા ઘસી નાખવાથી કાઈ વળવાનુ નથી. ફોગટના ફાફા, તોયે મે આગળ વધવાનુ ચાલુ રાખ્યુ હતુ પાછો અવાજલ્યા, કઠિયારાને બીજો શો ધધો, સૂકા કાઠ જોડે સબધ.

કાષ્ઠ તો કાષ્ઠ લીલાસૂકા કાષ્ઠ મળે તોય ઘણુ. લાકડા વેચીવેચીને ભરણપોષણ થશે એટલે બસ. પેટનો ખાડો પુરાય પછી જીવને બીજુ શુ જોઈએ ભલા મે બગલથેલામાથી કુહાડી કાઢીને ખભા ઉપર ઠરાવી. આગળ લાકડા તો મળશે એવુ ધારીને ટટ્ટાર થયો ત્યાથી ભર્યું — પગલુ એક બીજુ — ત્રીજુ પગલુ પણ ભર્યું. આમ દશ પદર પગલા ભરતા ભરતા તો પાછો અટકી પડ્યો શુ થયુ સમજાયુ નહિ પાછળથી કશુક વજન આવીને અથડાઈ, બાઝી પડ્યુ હોય એવુ લાગ્યુ મોઢુ ફેરવીને કેડે નહિ જોવાનો મારો નિયમ હતો લીધેલુ પણ તોડી અડચણને ટળાય નહિ, તેથી ઊભા ઊભા સ્થિર, તપાસ્યુ તો બરડે કશીક ભારેખમ વસ્તુ હાથ વડે ફરી ફરી સજવારી ખાતરી કરી બાજોઠ કે પટારુ ! અગર બીજુ કઈક     પાયા તો ઘોડિયા જેવા. છેવટે લાગ્યુ કે પીઠે ચોટેલુ હતુ તો પટારુ જાતજાતની કીમતી ચીજવસ્તુઓ મૂકવા – સઘરવા માટેનુ સાધન. અનોખી નકશીવાળી પેટી ઘણાખરાના ઘરમા હોય એવુ પટારુ મારા છાપરામા હતુ પણ ખાલીખટ ખટ્ કરતુ એ ઊઘડે અને ધબ દઈને વખાતુ પટારાને ઉઘાડ-વાખ કર્યે રાખેલુ, છતા મૂકવા સઘરવા પાસે કાઈ નહિ, એટલે માલ્ય જોઈજોઈને મન વાળેલુ એક વાર બૈરાની સોનાની નખલી અને ઝૂમણુ અદર સાચવીને મૂકેલા. નખલી ગુમ. શેઠને ત્યા લાકડા ફાડીફાડીને મેળવેલી પહેલી મજૂરી. એમાથી મારી પત્ની પીઠીનો દાગીનો જડેલો નહિ છછુદર તાણી ગયુ હશે એમ માની મનાવેલુ બૈરાના કેટલા બધા આસુ પટારામા પડ્યા હતા ! ઉચાટ, આખો દિવસ ખાધા પીધા વગર નખલીના જ ખાખાખોળા. આખરે થાકીપાકી અધરાતે મધરાતે ખાટલીમા આડી પડી જરાક જળજપી, ત્યા છાપરાના મોભારા પરથી કાળો અધકાર, કાળોતરો એવો સરકી થાનકો, – છાતી વચ્ચે પટકાણો કે પત્ની લાકડા જેવુ લાકડુ સાત મહિનાના એકસામટા ચડેલા દહાડા સાથળો વચમા ઠાલવી, એ પહોચી ગઈ નખલી પાછળ ક્યાક     અધારામા જ પટારુ પીળુપચ્ચરક બની ગયુ હતુ

પીઠ ઉપર ઠેકી બેઠેલા પટારા પ્રત્યે તિરસ્કાર છૂટ્યો. એ કેમેય હટે એમ ન હતુ છેક સુધી એનો કઠણ ભાર ઝીલવો પડશે, વળી હેડવામા આવશે રુકાવટ ભલે પટારાને જે રીતે પીડવુ હોય એ રીતે પીડે, એવુ વિચારીને આગળ ચાલવા લાગ્યો નાના નાના ટચૂકડા ઝર ઝાખર મઢી ભોય પર ડગ મડાતા જતા હતા. ક્યાય ઝાડ નહિ, પશુ નહિ, પખીઓમા એકલા ભોયટોકણા. લાબી ચાચવાળા માથે વાળનુ છોગુ શરીરે કર્બુર એ બધા વારેવારે ભૂમિમા ચાચ મારીમારીને કણ-બીજ જીવડુ કશુક વીણતા હતા એ ચાચો વડે મને કોચતા ન હોય ! સાથે પટારુ પણ ગીધ બનીને બરડામા ઠોલે તેજાબ શો તીવ્ર ઝાટકો થતો, એટલે મારો બાહુ હાથીની જેમ સૂઢ મારી બેસતો, તેથી રાહત અનુભવાતી. હળવાશ વ્યાપતી થોડોક ચાલુ તો પટારુ પાછું ભમરો થઈને ઊડવા લાગતુ. એનો ગણગણાટ તો તોબા, એનાથી છૂટવા ખાડા-ટેકરા વીંધતો આગળ દોડવા માડતો હતો. રસ્તો ખાસ્સો કપાઈ જતો શ્વાસ ચડતો ઊતરતો, પછી મારી ચાલને રૂધવા એ વજેડુ

થઈને માર ઠોકતું હોય એવું કળાતું. પગે ઠોકે માર. પીઠે ઠોકે ભાર. માર-ભાર ઠોકે ઠોકે ને હસેખખડે. પીઠ સાથે ઘસાય, હિલ્લોળાય. બળતરા ઊપડે. હું ઊભો રહું તો વજેદું હાલ્યાચાલ્યા વગરનું, જાણે ખભે બેસાડ્યું ન હોય તુંબડું ! મારે એકાદ બાળક હોત તો સારું. પીઠી, મરેલા દીકરાને જન્મ આપીને એ તો. એકલું પડી રહ્યું હતું ઝૂમણું. ઝૂમણાને રાતદિવસ – દિવસરાત પંપાળેલું. આખરે એના સાટે મેંઠીને ખરીદી લાવ્યો હતો. એ નીકળેલી વનળા. પાછી હતી એ લાંઠાઓની ઠેકેદાર. સવારે જાય તો સાંજે વળે. સાંજે જાય તો સવારે. મારે ગામમાં ફરીફરીને લોકનાં લાકડાં ફાડવાનાં, એય પાછાં સ્મશાનમાં લઈ જવા માટેનાં. મજૂરીમાં રોટલો મળે. એનો પોણો ભાગ તો પેલી મેંઠી બેઠી બેઠી ખાય, ને મારે ચોસિયું. પાછું રાત્રે છાપરામાં એકલા એકલા ભોંયતળિયા ઉપર કણસવાનું. મેંઠીનું પડખું તો બીજા માણે. જો મજૂસમાંથી ચોરીછૂપીથી પીઠીની નખલી-વાળીઓ કાઢી વેચી નાખી ન હોત તો ! બેહર બનવાથી ઘર આખું ભરખાઈ જાય. તું જ મારી પત્નીનો કાળોતરો, હત્યારો. લે, મેંઠી નીકળીને તારી શિકોતરી.

ચાલ આવા તર્કો દોડાવ્યા વિના. હેંડ્યે રાખ, નહિ તો છેવટનું આયખું થશે ધૂળધાણી. મોઢાનું બનશે ડાકલું જે જોવા સરખું નહિ હોય. બાળવા-દાટવા વગર કામનું વજનદાર સંપેતરું, માટે આગળ વધ. જે આગળ વધ્યા એમણે કશુંક મેળવ્યું છે. જેણે આગળ વધવાનો વિચાર સરખો કર્યો નથી, ખાધું-પીધું અને કરી મજા; એમણે નફામાં કાઢી છે કાંજી. પશુપંખીઓએ પૃથ્વીને કદી બગાડી નથી. નથી હરતાંફરતાં વૃક્ષો, છતાં કેવું સાફસૂથરું વાતાવરણ રાખે છે ! વાદળ-વાયુ એક જ દિશાનાં વટેમાર્ગુ. વાદળ જાત છાંટી ચાલે તો વાયરો ટાઢક, તેથી એમનો મનખો વગોવાયો નથી. કૂવો-વાવ ગમે તેટલાં કાંઠે તપે, કઠે. છતાં એના તળમાં જળ હોય જ. ગગનમાં વિહરવાથી ઓજસ મળે, જીવ જોડે જોડવાનું તેજ. તું ધરા ઉપર ચાલે છે એમ નહિ સમજવાનું. ગતિ કદી અવગતિ નોતરતી નથી. તારા એક્કેક પગલામાં બાર બાર એટલે કે ચોવીસ કલાક, ને શ્વાસમાં મૂક ચોઘડિયાં, પછી જોજે માર્ગ કેવો કપાય છે ફટાફટ. દૃષ્ટિ તો આગળની સૃષ્ટિ પર માંડી રાખવી જોઈએ. જો નજર ચૂક્યા તો અંધારું.

અને હું ચાલને ઝડપી બનાવી દેતો. અડખેપડખેની જમીનરચના ઊબડખાબડ. ઊંચકાય-પછડાય તોયે પગ આગળ જવા તત્પર. કઠણ- ઢીંચણ જેવા ભૂભાગ ઉપર પડે પગલાં, જેની છાપો અંકાતી ન હોય, વળી અડધાં લીલાં-સૂકાં સાંઠીકડાંભર્યું ચાડ કે ચરો આવી ચડે તો એના ઉઝરડા ખમવા પડતા હતા. ક્યાંક કંકર-કાંટાઓનું કટક ઘેરી લેતું. એમાંય શરીર નાખીને બેફિકર હેંડતો. ચાલતાં ચાલતાં ધૂળથી પેટ ફૂલ્યા રસ્તાનોય સામનો કરવાનો આવે. એમાં પગલાં પડે નક્કર તો છપાય પદપાંદડાં. ઊડતાં જતાં પક્ષી ! બાકી રેતીથી અતિ ઘૂંટાય, ગૂંદાય પણ, એનું પાથરણ મજાનું લાગતું હતું. એનો વર્ણ આછો પીળો મારી પીઠીની ચર્મછાંય ! માટીમાંથી કોક બેઠું થતું થતું ઊંચકાતું. સાથે મનેય ઊંચકી એ હવામાં તરે. હલચલ મચી જાય રોમરોમમાં. દૂધનો ઊભરો ઠરે ઠરે ને પટારું જોર પકડતું. એ ઊંચકાઈ ઊંચકાઈને પાછું મારા વાંસા પર પછડાતું. એના પાયાઓના નહોર તીક્ષ્ણ. હું ચાલતાં ચાલતાં પાછો પડતો. ખાસ્સો અવળી પૂંઠે ખેંચાઈ જતો. ચરણ અવળા મંડાવા લાગતા હતા. કોક પાછળ ઝાલી પકડી રાખતું. ઘડીભર એમ થતું કે મને ખાટ-પાટ, પારણું-બારણું, ચૂલો-ચોક-કોટડું – અને મેલડીમાનો ધજાગરો. કોઈ ખભે, કોઈ પગ વચમાં. કોઈ પીઠે તો કોઈ માથા પર બાળકની જેમ કૂદાકૂદ કરવા માંડતાં ઠીક લાગતું. એ ગોળધાણાનું ચાવણું. રસ્તો ટાઢો થતો. ઠરી જતું મારું જગત, હું પણ. મેંઠીનું ચોપચૂની-મઢ્યું નાક સાકરનો પાસાદાર ગાંગડો થઈ થઈને ઓગળવા માંડતું હતું. છાતી પર છાતી, સાડલા પર પડે છાપ મોભની. પછીત-આંગણ એક. ગરમગરમ સીસું બનતું ઠંડુંગાર અને પટારું તો પરસેવાનો પરપોટો.

મારે આગળ જવાનું એટલે જંજાળ, ગણગણાટ ખસેડવો પડે. ગામ જાંબુ ગૂંથી ડાળ. એને નહિ તરછોડું તો ધાર્યા મુકામ પર નહિ પહોંચાય. પહાણો

પથ પર વરસોલગ પડ્યો રહે, એનો શો અર્થ ? પાખ ફૂટે તો ઊડાય મળે વ્યોમ છાબ છલકાય સૂર્યથી. જો કોઈ પાછળથી કહેતુ હોય કે તુ આગળ જા, ને કોઈ આગળથી બોલાવતુ હોય તો નદીની જેમ વહેતો થવામા જ જડે દરિયાનુ પેટ પાછુ તરુ-તરુવર ટેકો પૂરે વનવન ધરે ફળ જળ. ડુંગર ડુંગર આપે આશરો બે ઘડીનાં મહેમાન બને વનચર. જગ જગ ઊઘડતા જાય. દૂરતામા સુરતા હોય પૃઠળ તો ભોગવેલો ગદો ગોબરો ગાર એમા ખદબદે કીટક કીટક રાફડા. ઈટાળા વાગે વાગે ને ગોબા પડે પેડુમા ઊપડે ખણ ખરજવાની. પાછો માખોનો ચસકાચૂસ બણબણાટ લાગે ચિતરામણ જેવો ઉધેઈ રગ્યો ખારોખારો કટમકબીલો. એમા વીસ વીસ વાસણ ફૂટેલા ને ક્યાક એકાદ સાજુનરવુ

મે મન મજબૂત કર્યું અને ચરણ કર્યા ચલાયમાન, રફેદફે પીજાયેલી રૂ-પોલ-ની જેમ ઊડતી ધૂધળી ધૂળ ધૂવા હીક એમાથી ઓળખ વેશ, બોલી, લેખાજોખા એકસામટુ ઉપાડી લઈને ભડારી દીધુ જાધમા, જ્યાનુ હતુ ત્યા ચણી દઈને ચાલ્યો ચિત્ત, ચક્ષુ, ચરણ પરોવ્યા આગળ રસ્તો કાપતા વાર નહિ લાગે અડધી લીલી-સૂકી પડતર જમીનને વટાવી દઉ પછી તો પગ પવન બની જશે, અને મન મહાવીર મે શરીરને સસલાની જેમ દોડાવી મેલ્યુ હતુ ડગલા ભરવાની ક્રિયા સિવાય મને બીજુ કંઈ દેખાતુ નહિ ઘણા ઘણા પગલા પાડ્યા. કેડી કીકીમા કડારાઈ કમર કઠ કપાળ કાન એક જ રગમા વાટ વેગમા, બસ હુ પુરજોસમા ત્યા પાછું ભોયમાથી કશુક ભડથુ ઊડી કેડમા ચોટ્યુ, ચડ્યુ વેત. બરડા ઉપર બાવન હાથ લાબુ પહોળુ મકાન ઉપાડી ઉપાડીને પટારુ પછડાય. ઠાલવે લાવારસ અને ચખાડે કોકના થાનની સુવાળપ નછોરવી નગરશેઠાણીની ભરચક છાતી મારુ તરભાણુ ભરી દેતી હતી પછી થાળમા મૂકે નજરુના ચળક ચળક સોના રૂપાના તાર પછી તો કાષ્ઠભારા લાવીલાવીને નાખતો હુ, હવેલીના આગણામાથી ઉબર ઉબર, ઘરચોક વળોટી છેક પેઠા છેલ્લા ખડમા. અધારુ ગીત ગાવા લાગ્યુ ને મોર બેસી ગયો સાથળે છેવટે ઝમરખ શેઠાણીએ શેઠનો રેશમી પહેરાવ્યો પહેરવેશ, ને ન્યાય તોળાણો તો ગામે દીધો વતનવટો. ગોદરાની લગરીક માટી માથે ચડાવા દીધી નહિ, પણ એકસામટા બોલ વાગી બેઠા હતા 'નારસગા, ચાલ્યો જા અઈથી, બધાની આશ્યોથી આઘે. તે વટલાવી દીધુ સે નગર ગામ.'

હુ પાપી હતો. નીચનરાધમ કઠિયારો. જેસલ જાડેજા કરતાય વસમો કાતિલ હત્યારો જેને ગામ છોડવા માટેની ટકોરો ખમવી પડે, એ ગ્રામજન કહેવાય ખરો ? પત્નીને દાવપેચથી મારી તથા ચોરીછૂપીથી સીમ વગડાના લીલા ઝાડ ને ઝાડ વાઢી વાઢીને હોજરી ભરી બીજાઓને પણ એમા પરોવી રવાડે ચડાવ્યા. વગડો વેરાન બનાવ્યો. પાછુ ગદુગોબરુ અછૂત કરી મેલ્યુ ગામખોળિયુ પોતાના છાપરાનેય દારૂનુ પીઠું વળી મારા કહેવાથી મેઠીએ પાતેરનો ધધો કર્યો એમા મુખી, શેઠ વેપારી એની આટીઘૂટીમા ફસાયા, દબાયા હતા એમણે લોકોને ઉશ્કેર્યા ટોળાઓએ દડ દીધો. મદિરના પૂજારીના કહેવાથી બદા નીકળ્યા તો નીકળ્યા, પણ કાયામા ફૂટી નીકળ્યો રોગ. જન્મભૂમિ ત્યજી ત્યા પસ્તાવો સર્યો ને રુવાટેરુવાટામાથી પડ્યા પરસેવાના ટીપા. લાળ-લૂગદી ફૂલા પેડુ પીડી, છીંક છીંકોટા, માસદારૂ પેશાબ, ગદા ગલીચ, લિગ, ફરફોલ્લા, ઝાડ વાઢકામ ટસકા, ચોરી બધુ જ કકડભૂસ ભુક્કો હુ જનાવર ભૂખ્યોતરસ્યો ચાલ્યો ઘણુ ચાલ્યો દેહ ઓગળ્યો. અડધુ થયુ શરીર આખો ચકળવકળ, પડ્યો આથડ્યો, હુ રક્તપિત્તિયો પરાણે ઊભા થતા થતા માર્ગમા કોક શબરીએ જળ પાયુ ને હાથમા દીધા બોરા. પછી વ્રત લીધુ આગળ જવાનુ ચાલુ ચાલુ ને વાકીચૂકી જમીન પીડ્યા કરતી હતી જરાક વાટ પકડાય સીધો એક ઢેફા-વા હેડું ને પેલુ પટારુ શેઠાણી ચપાનો કાળો ભમ્મર ચોટલો, છવાઈ છવાઈને ઊઘડતો જાય ચદરવો. એમા શ્રાવણનો ઝીણો ઝીણો ચાદ ચમકે મારાથી એક ડગલુય આગળ ભરાતુ નહિ જાણે ફીણનો ઢગલો ! શરીરમાથી રગત નીકળે છૂટે બદબૂ આમ અનેક રાત્રિઓ જડબધિર ગઈ મારી ખવાતી રહી પીઠપછીત.

કરોડરજ્જુના મણકેમણકામાં બળે ગંધક, પાંસળી પાંસળી ચચરે. ઊનાં લાહ્ય ફેફસાં. પટારા સાથે પીઠ, પીઠ સાથે પટારું, થાય પાણીપતનું યુદ્ધ. હું ક્યાં સુધી પટારાનું વજન વેંઢાળ્યા કરીશ ? મડદાં ક્યાં સુધી ઝીંકાયા કરશે લમણામાં ? કરતૂતોને વાગોળી મેળવવાનું તો અફીણ. ભૂતકાળ ખાળકૂંડીનો ગાંજો છે, માટે દાટી દે પગતળિયે, બની જા યાત્રિક બાહુબલિનો, ભલે રોગિષ્ઠ હોય કાયા.

અને મેં ખભે મૂકેલી કુહાડીનો હાથો સજ્જડ પકડ્યો. સાક્ષીમાં રાખ્યું સીમ-વગડાનું પુણ્ય. છાતીમાં રેડ્યો પારો. હણહણ્યો. બે બાહુ પર બળ મૂકીને, કુહાડી ધક્કારૂપે એવી પાછી ઠેલી કે એનું મુદર જઈને જોસીલી જબાન સાથે એવું ટકરાયું કે પીઠે બાઝેલું પટારું ધડામ દઈને ધડાકો. ધરતી તો ધણધણી ઊઠેલી. ગગન પડઘા પાડી રહેલું. પટારાના થયા ફુરચેફુરચા. એનું એક્કેક ફાડિયું ક્યાંય ઊડી ગયું હતું. હાશ, બરડો બની ગયો જંતુરહિત, ને હું હળવો સ્વચ્છ વાયરા જેવો. દૂધીવેલ શા થઈ ગયા હતા હાથ. કુહાડીની જગ્યાએ તાનપૂરો. ખભે બેઠાં દેરું-દીવો. સામે જોયું તો જંગલ ભજન ગાવામાં એકતાન. વનવેલીઓથી લચી પડી હતી વનરાજિ.

હું એમાં પ્રવેશી ચાલવા માંડ્યો. મારાં કોવાતાં અંગાંગો થનગની ઊઠ્યાં હતાં. વૃક્ષવૃક્ષે મને વધાવેલો. તોરણ તોરણ બનીને ફરફરવા લાગેલાં પાંદડાં. ઘાસની જાજમ પથરાઈ ચૂકી હતી. હવા તો ગળચટી. છોડછોડની લીલાશમાં હું તરબોળ. હોડી સરે સરોવરમાં. વાદળમાં ઊડે હંસ, બસ એ રીતે કીડીપગે કેડી કાપવા લાગ્યો. દેહ લંગડાતો હતો, છતાં ક્યાંક ફૂટતું ફૂલ. ક્યાંક ઝૂકતું ફળ. ઝરણ દેખું ક્યાંક ઝમતું.. ક્યાંક પંખીટહુકો. ક્યાંક ઝણઝણે મધમાખ. ફફડાવે પતંગિયું પાંખ એમ મારાં પગલાં પડે. હાથી-બળદ-સિંહની ચાલ શિખવાડી દેતું હતું જંગલ. હું જંગલની રળિયામણી ભુલભુલામણીમાં ફસાતો, તો જંગલ જોરે હેંડવા માંડતું લાગે. ક્યાંક ઝાડ ઝાડ ઉપર ઝટકા પડતા દેખાતા. સંભળાતી કસાઈની ક્યાંક કરવત. મારી કાયા અકળાતી, ચિરાતી. એ તરફ સહજ ખેંચાઈ જતો. હરફ બોલ્યા વિના તાનપૂરા પર કબીર, નાનક, તુલસી, તુકારામની ચોપાઈઓ લલકારી બેસતો. ઊડી આવતાં પંખી. પશુઓનાં ટોળાં, નદી-તળાવ-સરોવર તો નજીક નજીક. કીડી-મંકોડી-માખોનાં થંભતાં હતાં કામ. સાપ-નોળિયા-કાચિંડાનાં આસપાસ મંડાતાં હતાં જૂથ. લ્યો, ચોપાઈઓનો ઉઘાડ જબરો. કરવત-કુહાડી-સાધન સાધન છોડી માણસો સામે ઊભાં રહે તો બગલથેલામાંથી કાઢી આપું માંડૂક્યનો એકાદ મંત્ર. ડંખ-ડૂચા છોડી, ચિત્ત ચોંટી સચરાચરમાં. પેલાં તરુવર કેવાં ખભે હાથ નાખીનાખીને ઊભાં. દેખો દૂરનાં. . . આંખમાં આંખ મૂકીને પરસ્પર કેવાં બેઠાં છે ટેકરી-ટીંબા. નભ જણાય છે ને કૃષ્ણની પિછવાઈ જાણે ! તપમગ્ન પહાડો બુદ્ધ-મહાવીર ! ધરો ધરો ઘાસ ફરફરતી નથી દેખાતી ભૂતળની કેશરાશિ !

પછી તો હું એકલો, અને એકલો તાનપૂરો. તાન પૂરે રાન. નાચે ચોસઠ જોગણીઓ. વાગે ઢોલ તાસાં. ઊગે સૂરજ, રાતે જાગે ચાંદતારા. અંધારું ઓગળતું ઓગળતું પહેરે ઉજાસ. પાછું એ પવન સાથે વાય ત્યારે પહાડ ઉપર ઝાડ ઝાડ ચડતાં લાગે. પહાડ દોરે વાદળભેર. ઝરે શિવઘટામાંથી ગંગાધારા. હું જમણો પગ મૂકું ત્યાં ઇલાયચી ફૂટે, ડાબો મૂકું તો લવિંગ. આસપાસના વાંસ વાંસ શેરડીસાંઠા. મહેક ભરપૂર લાગ્યા હતા કેવડાઓ. કેળ કેળ લીલાંછમ અને ખાખરાનાં ઊઘડી રહ્યાં હતાં કેશ. વનવનનો રાજ્યાભિષેક થતો ન હોય ! ખીણ ખીણ ઘનઘોર. અંદર ઊડતા હતા તણખા. છડીદાર શો ચાલે વાયરો. ક્યાંક બોલે પપૈયા. ઘડીક વાગે જંતર, ઘડીક વાજાપેટી. આમ વનશ્રીનું દુકૂલ ચમક્યા કરી હલ્યા કરતું હતું. તડકો-છાંયો એનું સોનેરીરૂપેરી પોત. રસ્તો કપૂરવાળો. કાયા તાંબું પીધા કરતી હતી. આંખોમાં ચમક ગુલાલની. હું ગાતો ગાતો ચાલતો હતો. ત્યાં સામે જતો એક સાધુ નજરે પડ્યો. એની પીઠ ભગવી. આખી પૂર્વ દિશા ગેરુવાવર્ણની, પછી તો હું તાનપૂરા સાથે એકરસ. ભજન ભજનના પડતા રહ્યા હતા ટકોરા. અંતરિક્ષમાંથી ઝરે

હિમ. સૂરજ ચડે અને ડૂબે ચન્દ્રમા. સવાર-સાજ ખીલે ખીલે ને ઢળતા. દરેક મધ્યરાત્રિ લાગે સોહામણી તારકો આવી મારા ગોલકમા પડતા હતા કાળજામા રમે કનૈયો ને પ્રાણમા પેલો સાધુપુરુષ એ સાધુ ચણોઠડી જેવડો બની દેખાતો, ત્યારે મારી ઝડપ વેગીલી બનતી. ખરબચડી ભૂમિ, પાછો આવે ઢોળાવ ચડવા ઊતરવાનો. ખૂપાયેલા પથ્થર વાગે. ખૂચે. છોલાય ચામડી પગતળિયાની. જો સાધુને જોવામા ચૂક થાય તો માર્ગ બાજુ ઝૂકેલુ ઝડઝાખરુ ચહેરા સાથે અથડાયુ જ સમજવુ. શરીરને બે-ચાર લથડિયા ખવડાવી દે એ જુદા. જાતજાતના ઝાડ ઝુડ બનીને સામે આવે ઝાડી જટાજૂટ એમા ક્યાક જણાય નદીનો અગમરોડ તો ક્યાક દદડતો જળલિસોટો. રોઝ-હરણા કૂદે ઊચેથી ઊતરે પખીટોળું ધૂસર ધૂસર ડુગરા. ઘડીક તેજ ઘડીક છાટણા, લાગે ભરઉનાળે ચોમાસુ.

પણ મારે તો આગળ આગળ જવાનુ વળી મોખરે જતા સાધુની ડિગળ પીઠ વાટ ચીંધે, એમ સતત ચાલવાનુ ઘડી ઘડી રાત દહાડાની સૂઝ ભુલાતી જતી હતી. આ અધારુ કહેવાય કે અજવાળુ એની જાણ જરાય રહેતી નહિ. આકાશ બને અવની અને અવની ધરે રૂપ આકાશનુ સાજને કહુ સવાર ને સવારને કહી દઉ સાજ હેડતા હેડતા કદીક પગ બની જાય માથુ. માથું જાણે જમીન ઉપર ડગ ભરતુ ન હોય ! વળી હુ ચાલુ છુ કે તાનપૂરો એની જરાય જાણકારી રહી ન હતી. ક્યારેક ક્યારેક વીજચમકારો થાય, વીંટળાય અને ઓલવાય આછોક જાબુવર્ણ તો મારા છિદ્રછિદ્રમા દાણા રાઈના જડતો હોય એવુ દેખાઈ આવતુ હતુ.

આમ પાછુ જોયા વગર માઈલોના માઈલો હેડ્યો. વીસ જોજન દૂર મુકાઈ ગઈ હતી ઓળખ. હુ પણ ઓળખાઉ એવો રહેલો નહિ સામે નવી નવી ભૂસૃષ્ટિ પ્રકટ્યા કરે. સાગ સીસમ ઊભા હોય. અનેક ચદનવૃક્ષો પણ. હીરામાણેકના ઢેર આવે ઘડીક ડાબી બાજુ જસત-ત્રાબાની ખાણો તો જમણી બાજુ સોનાની. અઢળક સપત્તિ ઢોળાય મારી સન્મુખ. સાથે આગળ જતા સિદ્ધપુરુષનો ઊડી આવતો ગેરુવો એમા જ મારુ શરીર, — મારા મજૂસનો ખૂણેખૂણો તરબોળ. એ ગેરુવો બને સૂર્ય. બને ચદ્ર આખુ જગલ લીલી પ્રભાથી શોભી ઊઠેલુ. રાત્રે અરણ્ય બનતુ આકાશ. નાનામોટા અનેક ધૂમકેતુઓની ચાલતી હરફર, અને ઉલ્કાઓનુ નૃત્ય. ધરતી નિહારિકા. એમા જલે ક્યાક ઉબાડિયુ-તાપણુ એની આજુબાજુ બેઠેલા હોય આદિવાસીઓ. જોઉ સિંહ-વાઘ ચિત્તા રીંછ તથા ગાય ઘોડા-વાદર-સસલા બેઠેલા જણાતા હતા. ઊડાઊડ કરતા હતા સર્વ પક્ષી ઝળહળ ઝળહળ વનપ્રદેશ. એનો ખડેખડ ઓજસભર્યો. હુ હળવે હળવે આગળ ડગલા ભરતો સચર્યો, તો માથા ઉપર ચડી બેઠુ ધરો ઘાસ. હાથપગ મારા, વડ વડવાઈઓ. છાતીએ જડાઈ હતી આબાછાલ, કંઠકપોલ તમાલપત્ર, નાક તો કેસૂ, આખો ચપાના ફૂલ અને મહેકે નાભિમા કસ્તૂરી.

ત્યા વીજટંકાર થયો. ગરગડ્યા ગુબજો, પેટાળ પડળો ઊચકાયા. અચાનક પહાડપહાડના નગારા વાગ્યા. બજી ઊઠી વૃક્ષવૃક્ષની શરણાઈઓ. ચડ્યા પૂર ભરપૂર જળસૂરના સામે ઊડવા લાગ્યુ હતુ નવલુ કુમકુમ હુ સ્તબ્ધ. પૂર્વમાથી કોઈ આવી રહ્યુ હતુ એના ચરણ ધરાની ઉપર અને શિરશિખર હતુ અતરિક્ષમા. ભ્રૂકુટિ ઘટા, નક્ષત્રોરૂપે ઝગમગ થતી હતી. ધડ વિશાળ અવકાશ. બાજુબધ દિશાઓ. ચળકે પેટ નાભિ અરણ્ય. ટહુકે પખીકઠમાળા. દેખાય વાદળહથેળીઓ, ઝરે ઝાકળભેજ પગપાનીઓમા ઊઘડી રહ્યા હતા કમળ. જળદીવા.

એક પગલુય ન મુકાય આગળ કે પાછુ પડાય નહિ ત્યાના ત્યા સ્થિર નિશ્ચલ કોઈના બે પગ પ્રમાણ સીધો માર્ગ, લબ તળવિસ્તાર જેના આગળ સમુદ્ર ઊછળે અને પાછળ મરુસ્થળ. હુ મધ્યમા શાત ચોખાનો દાણો ઊચે આખ માડી તો જણાયા સાથળ સાથળ મૂર્તિમત, વચમા ઝબકે સ્વસ્તિક હળુ હળુ વાય હવા. થાય ઘટારવ એકધારો. ચડે-ઊતરે તેજમોજા, ટપકે ટપક ટપક મધટીપા.

✻

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

કન્નડ અને મરાઠી પછી ગુજરાતી સાહિત્યક્ષેત્ર એવું છે જેમાં દલિત સાહિત્યે એક ચોક્કસ ચહેરા રૂપે ઊપસવા પ્રયત્ન કર્યો છે ખરો. પરંતુ કથાસ્વરૂપમાં મોહન પરમારે જે પ્રકારે ધ્યાન ખેંચ્યું છે એવું અન્ય સ્વરૂપોમાં કોઈએ એકદમ ધ્યાન ખેંચ્યું નથી. 'નવમા દાયકાની કવિતા'ના ચયન વખતે આ કારણે કેટલીક ઊહાપોહ પણ થયો હતો. હમણાં 'ઇન્ડિયન લિટરેચર' (જાન્યુ.-ફેબ્રુ. '૯૪)નો અંક ગુજરાતી દલિત સાહિત્યને સમર્પિત થયો છે. આ સંજોગોમાં દલિત ઝુંબેશ જ્યાં સૌથી વધુ દૃઢ થયેલી છે એ મરાઠી સાહિત્યમાં પ્રકાશિત થયેલું 'દલિત સાહિત્ય — ચર્ચા આણિ ચિંતન' (સાકેત પ્રકાશન પ્રા. લિ., ઔરંગાબાદ, પૃષ્ઠ ૨૩૬, કિં. રૂ. ૧૦૦) જેવું પુસ્તક ગમે એટલી વિવાદાસ્પદ ભૂમિકા રજૂ કરતું હોવા છતાં અંકે કરવા જેવું છે.

મરાઠીમાં દલિત સાહિત્યના મુખપત્ર 'અસ્મિતાદર્શ' માસિકે પચીસ વર્ષ પૂરાં કર્યાં છે અને એ નિમિત્તે આંબેડકરની વિચારધારા તેમજ દલિત સાહિત્ય પરના સત્તર લેખોને આ પુસ્તકમાં એકત્ર કરી એનું ગંગાધર પાનતાવણે પાસે સંપાદન કરાવ્યું છે. દલિત સાહિત્ય, એની તાત્ત્વિક ભૂમિકા, એમાંથી ઊભા થયેલા અનેક મતભેદ — આ સર્વનો એમાં સમાવેશ છે. ખાસ તો વિચારસંઘર્ષને સૌથી વધુ મહત્ત્વ આપ્યું છે.

આજ સુધી પોતે કોણ છે એ ભૂલી ગયેલા સમાજને જે આત્મભાન થયું છે એને 'અસ્મિતાદર્શ' અસ્મિતા તરીકે ઓળખાવે છે. પોતે કોણ છે એની જાણ ન હોવાને કારણે દલિત સમાજ સામે કોઈ આદર્શ નહોતો. એ સમાજ પાસે ફક્ત કર્તવ્ય હતું, કોઈ અધિકાર નહોતો. આથી આ સમાજને જાગ્રત કરી એની સામે ઉદાત્ત આદર્શ મૂકવાનું કાર્ય આંબેડકરે કર્યું. હિંદુ ધર્મમાં ચતુર્વર્ણ નષ્ટ થનાર નથી એની ખાતરી થતાં એમણે સ્વાતંત્ર્ય, સમતા, બંધુતા, ન્યાય અને અહિંસાનાં મૂળ તત્ત્વયુક્ત બૌદ્ધ ધર્મનો વિચારપૂર્વક પુરસ્કાર કર્યો.

હિંદુ ધર્મ તરફથી દલિતો માટે જ્ઞાન, ઇતિહાસ, સ્વાતંત્ર્ય, સમતા, માનવતા — આ સર્વનાં દ્વાર બંધ હતાં. દલિત સમાજમાં કોઈ સાંસ્કૃતિક જીવન જ નહોતું. માનવને પશુકોટિએ ઉતારી મૂકનાર સમાજથી છુટકારો મેળવવાનો હતો. તેથી તથાકથિત સમાજ-વ્યવસ્થા, તેનાં મૂલ્યો, ધર્મ, દેવદેવતા — સર્વ નકારવા જેવાં અંગ બની ગયાં. માણસનો દ્રોહ કરનાર આ પરંપરા અને એનાં સાંસ્કૃતિક મૂલ્યોનો વિદ્રોહ આથી અપરિહાર્ય બન્યો. આત્મભાન પ્રગટેલા દલિત સમાજના સાહિત્યમાં આ વિદ્રોહ અત્યંત સહજ બન્યો. પેઢી દર પેઢીએ થયેલાં અન્યાય અને શોષણ પરત્વે થયેલી તીવ્ર માનસિક પ્રતિક્રિયા આથી ભંજક છે. કદાચ પછી એ રચનાત્મક બને.

આમ આત્યંતિક વેદનામાંથી નિર્માયેલા દલિત સાહિત્યનો સ્થાયી ભાવ વિદ્રોહ છે. આથી જ એની પાસેથી પરંપરાગત સાહિત્ય પાસેથી જે અપેક્ષા રાખીએ છીએ તે અપેક્ષા ન રખાય. આ સાહિત્ય મનોરંજન માટે નથી, જાગૃતિ માટે છે. મૃદુ કોમળ ભાષાના સાહિત્યને એણે જાકારો દીધો. અશિષ્ટ ગ્રામ્ય ભાષા અપનાવી. દલિત સમાજ દૈવવાદી પણ મટ્યો. એણે અંધશ્રદ્ધા દૂર કરી બુદ્ધિવાદ અપનાવ્યો. દેવને સ્થાને માણસની પ્રતિષ્ઠા કરી. એની સાથે પાપ, પુણ્ય, પુનર્જન્મ, પ્રાયશ્ચિત્ત બધાંનો નિકાલ થયો. હિંદુ ધર્મનાં પુરાણ અને મહાકાવ્યો પણ દલિતદૃષ્ટિએ અર્થહીન ઠર્યાં. આ માટે બૌદ્ધ તત્ત્વજ્ઞાન પ્રેરક બન્યું. એની સાથે અતૂટ નાતો થયો. કરુણા અને વેદનાનું નિર્માણ કરનાર આ સાહિત્ય નિરાશાવાદી નથી.

સર્વપીડિત, શોષિત તે દલિત છે એવો દલિતનો અર્થવિચાર થયો. એમની વેદનાનો આવિષ્કાર આ દલિત સાહિત્ય કરે છે. એમનું પ્રયોજન ભિન્ન હોવાને કારણે પારંપરિક લલિત સાહિત્યથી આ સાહિત્ય કોઈ જુદી અપેક્ષા રાખે છે. જાગૃતિ માટે લખાતા આ સાહિત્યમાંથી સૌંદર્યવાદ, કલ્પનારમ્યતા કે પલાયનવાદને સ્થાન નથી. એનું સૌંદર્યશાસ્ત્ર જ જુદુ છે. કદાચ તમે એને કૌરૂપ્યશાસ્ત્ર કહી શકો છો. ખરેખર તો એ જીવનસાહિત્યશાસ્ત્ર છે. જીવનના ભીષણ વાસ્તવનો અને અન્યાયનો હળહળતો અનુભવ આ સાહિત્ય આપે છે. આમ, નકાર એ આ સાહિત્યનુ કેન્દ્રબિંદુ છે

વામન હોવાળે તો વળી ઉપહાસાત્મક રીતે માંડણી કરે છે એ કહે છે : 'સવર્ણોએ ફેંકેલા ટુકડા અમારા અન્ન પ્રશ્નને હલ કરે છે. એમણે ફેંકેલા ફાટેલા ગાભા પૂરું અંગ ન ઢાંકે તોયે લજ્જારક્ષણ માટે પૂરતા છે. અને ક્યાંય ગંદી જમીનમાં કોઈ ઝૂંપડી પણ મળે છે. પછી આ બધા પ્રશ્નો શેના કરવાના ? એક રીતે જોઈએ તો દલિત સાહિત્ય સામાજિક, આર્થિક, ધાર્મિક સર્વ ભેદભાવને નકારે છે. એટલું જ નહિ તે ઈશ્વરને પણ નકારે છે. સર્વ સ્તરે સમાન મનુષ્ય એ જ કેન્દ્રમાં હોઇ શકે. ગામ બહાર સમાજથી અલગ રહેવાનો અસ્પૃશ્યતાનો શાપ દલિત સમાજે જે પેઢી દર પેઢી વેઠ્યો છે એની વેદના નિરાળી છે. અન્યોને અજ્ઞાત એવી આ વેદના લઈને દલિત સમાજ જનમ્યો છે આથી જ એનો વિદ્રોહ બુલંદ છે. આથી જ સર્વત્ર જુલમી પરપરાને આ સાહિત્ય નકારે છે.

ટૂકમા દલિત ચળવળ માનવીપ્રતિષ્ઠા માટેની ચળવળ છે.

૪

## પ્રાતઃસમય

*સાવ ગુલાબી પ્રાતમહીંથી*
*છાના છાના ઝરતા રહેતા*
*ઝાકળની સંગાથ*
*અંતર મારું જાગે.*
*ભીના ભીના ઘાસ, ફૂલ ને*
*તરુપલ્લવ સગાથે*
*નર્તન કરતું લાગે.*

*ફોરમની શી સળવળ થાયે ! પાંખડીઓ નિનાદે.*
*રંગ રંગની પાંખો ધાયે મૃદુલ વાયુના સાદે.*

*થોડા થોડા ઘેનમહીંથી*
*છાનાં છાનાં સરતાં રહેતાં*
*સ્વપ્નોની સંગાથે*
*પલક પલળતી લાગે.*
*આછા આછા આભમહીંથી*
*છાનાં છાનાં ખરતાં રહેતાં*
*કિરણોની સંગાથે*
*સકલ વણાતું લાગે.*

૨૫ ૧૦-૯૨

ચન્દ્રા રાવળ

મહેશ દવે, ભાનુપ્રસાદ પંડ્યા

## ૧. 'તે છતાં...'

ગુજરાતી ભાષામાં નાટકો ભાગ્યે જ છપાય છે. પ્રકાશકો દલીલ કરે છે : 'નાટકો વંચાતાં નથી એટલે વેચાતાં નથી !' હિન્દી, મરાઠી અને બંગાળી ભાષામાં સારા એવા પ્રમાણમાં નાટકો પ્રગટ થાય છે. હિન્દી, મરાઠી કે બંગાળી કરતાં ગુજરાતી વાચક શું જુદો હશે ? કદાચ વિષ-વર્તુળ ચાલે છે. 'નાટકો વંચાતાં નથી એટલે છપાતાં નથી' : 'નાટકો છપાતાં નથી એટલે વાંચવાની ટેવ પડી નથી !' જેવું જમાડો તેવી રુચિ ઘડાય તે જાણીતી વાત છે. કારણ ગમે તે હોય, પરંતુ ગુજરાતીમાં નાટકો છપાતાં નથી એ એક હકીકત છે. આવી પરિસ્થિતિમાં ભદ્રકાન્ત ઝવેરીનું નાટક છપાયું એ એક આનંદની વાત છે. એક દુર્ઘટનામાં નાની વયે અવસાન પામેલા શ્રી ભદ્રકાન્ત ઝવેરીનું સાચું તર્પણ આ નાટકના પ્રકાશનથી થયું છે.

ભજવણી અને નાટકમાં નિરૂપાયેલા 'થીમ'ની દૃષ્ટિએ ભદ્રકાન્ત પાસે અપેક્ષા રાખીએ તેવું પ્રયોગલક્ષી નાટક છે. રંગમંચ પાછલા અને આગલા બે ભાગમાં વહેંચાયેલો છે. પાછલા ભાગમાં રેલવે પ્લેટફૉર્મ ઊભું કર્યું છે. તે સહેજ ઊંચાઈ પર છે. આગળના સહેજ નીચા ભાગમાં જમણી બાજુએ દીવાનખંડ અને ડાબી બાજુએ પોલીસ ચોકીની કચેરી ઊભી કરી છે. આ ત્રણ સ્થળોએ નાટકનાં સત્તર જેટલાં દૃશ્યો તેજ અને છાયાની કરામતથી ગોઠવ્યાં છે. 'ફરતા' અને 'સરકતા' મંચની કૃત્રિમતા લેખકે ટાળી છે.

ધનવાનો, સત્તાધારીઓ, ગુંડાઓ અને પોલીસની સાઠ-ગાંઠ નીચે સત્ય-ન્યાય-પ્રિય સામાન્ય નાગરિક કેવો અડફેટે ચડે છે તે નિરૂપતું આ નાટક છે. રેલવે પ્લૅટફૉર્મના ટૉઇલેટ્સનો સફાઈ કામદાર મેઘો પોતાના કશા પણ વાંક કે ગુના વગર આ તંત્રનો ભોગ બને છે; અને તે છતાં 'મુને બચારો ના કે'સો' એવું કહેવાની તેનામાં ખુમારી છે. લબડી ગયેલા આંખના ડોળાવાળા, અંધાપો હોવા છતાંય તેને પ્રેમ આપે છે તેના જેવી જ જીવી. સહાનુભૂતિ આપે છે સામાન્ય મુસાફરો. પરંતુ મેઘા વિશે બધું જ જાણતા, વિચારતા, 'બુદ્ધિશાળી' સ્ટેશન માસ્તર પાસેથી તેને ઠાલા શબ્દો જ મળે છે. આપણા બુદ્ધિજીવીઓ પર નાટકનો આ વેધક કટાક્ષ છે. ગુંડાઓ મેઘાને ઝૂડતા હોય છે ત્યારનો દવે માસ્તરનો આ સંવાદ જુઓ :

'એમાં તો એવું છે ભાઈ, કે આ મેઘો મારો સહકાર્યકર છે. તમે એને ઢોરમાર મારી બાંધી રહ્યા છો ત્યારે તે અટકાવવાની મારી ફરજ છે — સંજોગવશાત્ મારી એ નૈતિક ફરજ બજાવી નથી શકતો પણ હું બોલીશ તો ખરો. હું તમને રોકતો હોઉં તો જુદી વાત છે પણ એનો તો હું પ્રયાસ પણ નથી કરતો. પછી તમને શો વાંધો છે ?

આવો જ બીજો સંવાદ :

'વ્યક્તિ માટે કોઈ રસ્તો નથી. પણ સંપૂર્ણ સમસ્યાને વિશાળ દૃષ્ટિએ જોઈએ, સમગ્ર સમાજના સંદર્ભમાં એને ગ્રહણ કરીએ, તો એના સામૂહિક નિરાકરણની દિશામાં કદાચ ઘણું થઈ શકે. હું તો ત્યાં સુધી કહીશ કે સંભવતઃ સકળ સમસ્યાઓનો કાયમી ઉકેલ પણ અશક્ય નથી. જોકે —

બુદ્ધિજીવીઓની આથી સંદિગ્ધ અને તટસ્થ વાણીની સરખામણી ઘટનામાં પડી સબડતાં પાત્રોનાં ઉચ્ચારણો સાથે કરવા જેવી છે. મેઘા અને જીવીનો આ સંવાદ જુઓ :

મેઘો : *સમો સાવ ભૂંડો સે.*

જીવી : સમો તો સદાકાળ ભૂંડો જ હોય સે. ક્યારે નો'તો ? ભગવાન રામના સમોમાંય સમો ભૂંડો જ હતો. કૈકેઈ અને મંથરા, રાવણ અને ધોબી ત્યારેય હતાં'

મેઘાના ફૂટેલા ડોળાને જોઈ છળી ઊઠેલી જીવી આક્રંદ કરી ઊઠે છે :

જીવી : મેઘા ! આ સું ? . . . કુણે કર્યું આ. . . આ કામના કરનારાનું નખ્ખોદ જાય ! ઈમને જીવતે જીવત રૂંવે રૂંવે કીડા પડે ! જીવતેજીવત એ હંધાય રવરવ નરકમાં સબડે !'

મેઘો : બસ, જીવી બસ ! આપણે તો જીવતરના જીવનારા

સીએ જીવી આપણને આવુ ના શોભે !

એ જ મેઘો ઉશ્કેરાટમા ફિશિયારી મારે છે

મેઘો ઈમને સટ્ટીનુ દૂધ યાદ કરાઈ દેશ ! ઈમની બાયુને રંડાઈ દેશ !

ત્યારે જીવી સાચી વાત કરી આશ્વાસન આપે છે

જીવી ઈમની બાયુ તો હાજરાહજૂર રડાપાને જ પૈણે સે. તુ ઈમને કંઈથી રડાવસે ? આપણે મન આપણે બચારા ન—હીં તો નઉીં. લોકને મન સીએ તો સીએ. લોકને વડચકા ભરવા દોડસુ તો માણહ બની કૂતરા બની જૈશુ !

વાચકે ઉદ્યોગપતિ અને શેઠાણીનુ દેખાવનુ દાપત્ય તથા સ્ટેશન માસ્તર અને તેમની પત્નીનુ કૃત્રિમ દાપત્ય જોયુ છે આ એની સરખામણીમા મેઘા-જીવીનુ સ્નેહાળ દાપત્ય નિહાળીએ ત્યારે ચોક્કસ લાગે છે કે 'ઈમની બાયુ તો હાજરાહજૂર રડાપાને જ પૈણે સે !'

લેખકે પાત્રાનુસાર સફળ રીતે જુદા જુદા પ્રકારની ભાષા પ્રયોજી છે તેમાય મેઘા જીવીની ભાષા તો આબાદ વાસ્તવિક છે "મેઘા મારા જીવ, મારા પારહમણિ, મુને જીવતરની જીવનારી કરનારો તુ — મારો ગરુ !" એવા એકાદ અપવાદને બાદ કરતા મેઘા જીવીની ભાષા સળગ સાચુકલી બની છે લેખકની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ અને સૂઝને દાદ આપવી પડે

લેખક અને દિગ્દર્શક એક જ હોય ત્યારે દિગ્દર્શક લેખક પર છવાઈ જાય એવુ ઘણી વાર બનતુ હોય છે 'નાટક એ સાહિત્યનો પ્રકાર નથી' એવુ માનનારા ભદ્રકાન્ત ઝવેરી જેવા લેખક દિગ્દર્શકમા આવુ ખાસ બને નાટકને અભિનયક્ષમ અને ચબરાકીપૂર્ણ બનાવવાની દિગ્દર્શકે જેટલી કાળજી રાખી છે તેટલી કાળજી નાટકને નાટ્યાત્મક બનાવવા માટે રાખી નથી. જીવી મેઘાના લબડી ગયેલા ડોળાવાળા અધાપાને નિહાળે છે પહેલી વાર, અને વલોપાત અનુભવે છે તે સિવાય નાટકમા કોઈ નાટ્યાત્મક ક્ષણ કે સઘર્ષ વર્તાતો નથી. હલાવી નાખે તેવી કરુણાતિકા બનવાની જે થીમ'મા ક્ષમતા હતી તે થીમ' સપાટી પરની વાસ્તવિકતાનો છાપાકીય દસ્તાવેજ બની રહે છે

આ નાટકની ૧૯૮૦ના ગાળામા જે સામયિકતા અને પ્રસ્તુતતા હતી તે કદાચ હવે રહી નથી. શેઠિયા રાજકારણી ગુડાની સાઠગાઠ આજે રોજનો છાપાનો વિષય છે લગભગ દરેક હિન્દી ફિલ્મનો આ 'થીમ' છે અને આ અર્થમા આજની તારીખે 'તે છતા 'ની કથાવસ્તુ ચવાયેલી લાગે છે કાશ. આ નાટક ૧૯૮૦–૮૫ના ગાળામા પ્રકાશિત થયુ હોત. ! તો કદાચ તેની સાહિત્યિકતા વધુ આદર પામી હોત ! પણ કઈ નહિ દેરસે આયે દુરસ્ત આયે ! ઇચ્છીએ કે હવે પછી ભદ્રકાન્ત ઝવેરીના બીજા નાટકો પણ પ્રગટ થાય !

સુરેખ ટાઇપસેટિંગ, સુદર મુદ્રણ, કલાત્મક સજાવટ અને રેખાકનો દ્વારા પુસ્તક અનુપમ બન્યુ છે નાટકના પુસ્તકો કેવી રીતે પ્રકાશિત કરવા જોઈએ તેનો 'તે છતા. ' એક આદર્શ નમૂનો છે

મહેશ દવે

[તે છતા. લેખક ભદ્રકાન્ત ઝવેરી, પ્રથમ આવૃત્તિ ૧૯૮૪ પ્રકાશક કના-સાપ્રત ૩૧ વી. બી. ગાધી માર્ગ મુબઈ ૪૦૦ ૦૨૩ વિક્રેતા નવભારત સાહિત્ય મદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ ૪૦૦ ૦૦૨ બુકશેલ્ફ ૧૬ સિટી સેન્ટર, સ્વસ્તિક ચાર રસ્તા સી જી રોડ અમદાવાદ ૩૮૦ ૦૦૯ કિંમત રૂ ૧૨૫.]

## ૨ 'પ્રસ્તુત'

આપણે ત્યા સહૃદયોને પોતાની સાથે સાકળીને સાહિત્યના ગભીર પ્રશ્નોની પ્રેરક ચર્ચા કરતુ ગોઠી વિવેચન વિરલ છે એમા સાહિત્યવિવેચકની સાહિત્ય પદાર્થ સાથેની ઊડી નિસબત હોવાની પ્રતીતિ થતી હોય છે એ પોતે સમસ્યાઓ ઉપસ્થિત કરે છે એનો સમુખ સામનો કરીને એ આત્મશોધ કરે છે, વાચકને સાહિત્યના કૂટપ્રશ્નોમા સડોવે છે પોતાની સહૃદયતા અને વિદગ્ધતાથી એ એવા પ્રશ્નોનુ નિદાન કરે છે આ પ્રક્રિયામા એ સર્વત્ર બધા પ્રશ્નોના ખુલાસા કે ઉકેલ આપણને પકડાવી દેતો નથી, પણ રસાસ્વાદ કે તત્ત્વબોધની દિશામા એ આપણને ગતિશીલ કરી

મૂકે છે. એવાં ગોષ્ઠીવિવેચનો સ્વાભાવિક રીતે જ ટૂંકાં વાર્તિકો બની રહે છે, પરંતુ ઘણી વાર કોઈ લાંબા લેખો કરતાં એ આપણા સંવિદ્‌ને આંદોલિત કરી મૂકે છે, આપણી સમજને વિસ્તારે છે.

આ સંદર્ભમાં ડૉ. પ્રવીણ દરજીનો ગ્રંથ 'પ્રસ્તુત' વાંચતાં જાણે વિવેચકના સાન્નિધ્યમાં સાહિત્યચર્ચા થઈ રહી હોય એવો અનુભવ થયો. " 'સાહિત્ય' આપો, સાહિત્યને નામે ઘોંઘાટ નહિ" એ શીર્ષકના પ્રથમ વાર્તિકમાં તેઓ 'હું, તમે, તે, કહો કે આપણે સૌ ક્યારેક ક્યારેક તો સર્જાયેલા, સર્જાતા રહેલા સાહિત્ય વિશે આપસ-આપસમાં ગુફ્તગો કરીએ છીએ' — એવું વિધાન કરીને શરૂઆત કરે છે ત્યારે પોતાને અલગ નથી રાખતા. અહીં 'પરોપદેશે પાંડિત્યમ્'ની મુરબ્બીવટ નથી. વાસ્તવિત પરિસ્થિતિનો ચિતાર આપતી આત્મખોજ છે. 'જનાન્તિકે'ને મંચ પર લાવવાનો પ્રયાસ છે ! આપણા સૌના આક્રોશ, પ્રશ્નો, સહાનુભૂતિ, આદર, પ્રેમ, ઉપેક્ષાનું અનાવરણ કરવાનો પ્રયાસ છે. પછીથી 'સાહિત્ય'ને નામે દેખા દેતી અપરિપક્વતા પરત્વે મૌન રાખવાની શાહમૃગી વૃત્તિ જોઈ તેઓ અકળાય છે. એમાં સન્નિષ્ઠ સહૃદયનો ઉદ્રેક જોઈ શકાય છે. પંડિતયુગીન સ્પષ્ટવક્તૃત્વની સામે સાંપ્રતકાલીન રીઢું મૌન એમને ખૂંચે છે. એટલે તો તેઓ સૌ વતી ઉદ્‌ગારી રહે છે : " 'અમોને 'સાહિત્ય' આપો, સાહિત્યને નામે એનો ઘોંઘાટ નહિ." 'આપણે સૌ', 'આપણું દુઃખ', 'આપણો સર્જક' — એમ સર્વત્ર ડૉ. દરજી બહુવચન પ્રયોજીને સહચિંતન કરવાનો આશય રાખે છે. ઇતર ભાષાના સમૃદ્ધ ને ઉત્તમ સાહિત્યની કક્ષાએ સ્વભાષાસાહિત્યને લઈ જવાની ખંત અને ખેવના એમાં જોઈ શકાય છે. અહીં કશું આક્ષેપાત્મક નથી. સકલ સહૃદયો વતી સર્જકને નમ્ર અને ઉષ્માભરી અપીલ થઈ છે. 'તો, ચાલો, એ દિશામાં ગોષ્ઠી આરંભીએ' – જેવા નિમંત્રણમાં સહિયારા ચિંતન માટેનું આત્મીયતાભર્યું ઉદ્‌બોધન છે.

'પ્રસ્તુત'ના વિવેચકનો આશય માત્ર પ્રશ્નો ઊભા કરવાનો નથી. એમને ફરિયાદ પણ નથી કરવી. એ માટે તેઓ સભાન છે. લખે છે : 'આપણો રસ ફરિયાદમાં નથી.' એમને તો 'પ્રશ્નોને વિસ્તારવા' છે, 'પ્રશ્નો પાછળની ભૂમિકાને જોવી છે' તે અંગે 'સહચિંતન કરવું છે.' 'નિખાલસ – નિર્મમ ગોષ્ઠી માંડવી છે.' સ્વાભાવિક છે કે નિર્મમ ગોષ્ઠી માંડનારના પ્રશ્નો પણ અણિયાળા હોય. પરંતુ એની પાછળ ક્યાંય ડંખ કે પૂર્વગ્રહ હોય એવું નથી. તટસ્થ અને 'નિર્મમ ભાવે' વિશાળ ભૂમિકા પરથી અન્ય ભાષા-સાહિત્યની સમૃદ્ધિની તુલનામાં તેમ જ આપણા સાહિત્યની ઊજળી ગઈ કાલની તુલનામાં જ્યારે તેઓ સાંપ્રત ગુજરાતી સાહિત્યને જુએ છે ત્યારે જે પ્રશ્નો તેમના ચિત્તમાં ઊઠ્યા છે, તેના વિશે તેમણે નિખાલસતાથી કેટલીક વાતો કરી છે. આ રીતે વાતવાતમાં અહીં સાહિત્ય-વિવેચનના કેટલાક તાત્ત્વિક, કૃતિલક્ષી અને સર્જનપ્રવાહલક્ષી સંપ્રત્યયોની અને મુદ્દાની ઊલટતપાસ થઈ ગઈ છે ! એ ઊલટતપાસમાં રસ લેવા માટે આપણે પણ એટલા જ તટસ્થ, નિખાલસ અને નિર્મમ થવાનું રહે છે. અહીં ઊભા કરાયેલા પ્રશ્નોને જો કોઈ 'બંધબેસતી પાઘડી' માનીને પોતાના મસ્તકે ધારણ કરવા જાય તો મુશ્કેલી ઊભી થાય !

કયા કયા પ્રશ્નો એમને ઉદ્‌ભવ્યા છે ? કલાકાર રાજકારણ કે એવા કોઈ સાહિત્યેતર પરિબળની એડી નીચે ન આવી જાય એની એમને ચિંતા છે. વિષમ સંજોગોમાં એણે એની સત્યનિષ્ઠા, શબ્દશ્રદ્ધા ગુમાવ્યા વગર કામ કરવાનું છે. સતત લખ્યે જતા સર્જકે, સર્જન માટે પ્રતીક્ષા કરવાની રહે. 'ડાબા હાથના ખેલ'ની જેમ કલમ ચલાવ્યે જનારનો શબ્દ નિષ્પ્રાણ બની રહે. આથી અનુભવને અનુભૂતિમાં પૂરો રૂપાંતરિત કરી એ એના લોહીનો લય બને પછી જ સર્જન કરવાની પ્રતીક્ષાનું ધૈર્ય એનામાં હોવું જોઈએ. આ માટે તેમણે માર્મિક રીતે સરસ-સૂત્રાત્મક પદ્ધતિએ લખ્યું છે : 'માત્ર કવિતાનો જ નહિ સર્જનમાત્રનો અમૃત શબ્દ એવા દીર્ઘપ્રાણાયામમાંથી જ જન્મે.' એ જ છે શબ્દની આરાધના. સારા સર્જકને શબ્દ હંમેશાં પ્રતીક્ષા કરાવે છે. રિલ્કેને અનુસરીને પણ એમણે એ વાત પ્રભાવક

શૈલીમા રજૂ કરી છે

'સર્જન, સવેદનશીલતા અને અનુભવ' શીર્ષકના વાર્તિકમા ડૉ. દરજીએ તાત્ત્વિક ચર્ચા છેડી છે સર્જનાત્મક સાહિત્યમા અનુભવનો કેટલો મહિમા ? જીવનના સાક્ષાત્ અનુભવને આપણે સર્વત્ર અનિવાર્ય ગણતા. આથી તેઓ પણ લખે છે 'અનુભવ નથી તો સર્જન નથી, એવુ વિધાન કદાચ આત્યતિક લાગે' પણ પછીથી વિશ્વના મહાન સર્જકોના અનુલક્ષમા લખે છે 'જગતની શ્રેષ્ઠ ગણાયેલી કૃતિઓ અને એ પાછળ ઊભેલા તે સર્જકોના અનુભવ વિશ્વને જોતા એ સ્વીકારવુ પડે તેમ છે ' એમની એ વાત સાચી છે કે કથાસર્જક કે નાટકકાર માટે જેમ જીવનના ઊડા અનુભવની આવશ્યકતા છે તેમ એના બહોળા અનુભવની પણ આવશ્યકતા છે આપણો સર્જક મોટી ઘટનાઓથી સ્પન્દિત કે સવેદિત થતો નથી, એનાથી કેમ અસ્પૃષ્ટ રહે છે એવો માર્મિક પ્રશ્ન એમણે કર્યો છે તેઓ લખે છે 'ઘણા બધા લેખકો ગાધીજૂથના કે ગાધીયુગના આપણને મળ્યા, પણ એ અનુભવની વકીભૂત પ્રતિમા સર્જતી કલાકૃતિ ન મળી.' એમનુ નિરીક્ષણ વિચારણીય છે સાહિત્યગોષ્ઠીરૂપે એ આપણને આવી ચર્ચામા તરત સડોવે છે અહીં આપણે એટલુ ઉમેરીએ કે અનુભવ તો હોય પણ 'અપૂર્વ વસ્તુ નિર્માણક્ષમા' સર્જક પ્રતિભાના અભાવે પણ આમ બન્યુ હોય ! અન્ય કારણો પણ હોય અહીં મહત્ત્વ એમણે છેડેલી ચર્ચાનુ છે એ આપણને પણ વિચારસક્રમણને ચાકડે ચડાવી દે છે ! ગોષ્ઠી- વિવેચનની આ સક્રિયતા છે

'કવિતા અને અર્થઘટન', અર્થઘટનનુ અર્થઘટન', 'ગદ્યને મૂલવવાના માપદડો કયા ?', 'નવલકથા અને કથાપ્રત્યક્ષતા', 'જાનપદી નવલકથાનો સપ્રત્યય' જેવા લઘુલેખોમા પણ યથાવકાશ મહત્ત્વની સૈદ્ધાતિક ચર્ચા થયેલી છે કવિતાના અર્થઘટનની વાત કરતા એમણે યોગ્ય રીતે જ ભાવકની સહૃદયતાને પારાશીશી ગણી છે 'કાવ્યનુ આકાશ સદાને માટે ગૂઢ અને ગુહ્ય રહ્યુ છે દરેક જણને પોતાની રીતે જ એ પામવાનુ રહે છે ' કાવ્યમર્મજ્ઞ તરીકે એમનુ આ સૂચન નિર્વિવાદપણે સ્વીકાર્ય બને તેમ છે કાવ્યના ઉપકરણોની 'કાવ્યસવેદનને આબદ્ધ કરવામા કેવી, અને કેટલી સમર્થકતા છે' એ ધ્યાનબહાર ન રહેવી જોઈએ. 'કવિએ ઝીલેલો ચૈતન્યધડકો' ઝિલાવો જોઈએ. અર્થઘટન કે આસ્વાદન નિમિત્તે વિષયવિવરણનુ ખોખુ ન રજૂ થવુ જોઈએ' — એ મતલબની એમની વિચારણા કાવ્યપદાર્થની ઊડી સમજ દાખવે છે એ જ રીતે 'અર્થઘટનનુ અર્થઘટન'મા પણ એમણે સૂક્ષ્મ વિશ્લેષણથી સ્પષ્ટ કર્યું છે કે અર્થઘટન એ કૃતિનો સાર, એનુ 'વિવરણ' કે 'સપાટીનો અર્થ' નથી, તેઓ લખે છે ' અર્થઘટન એટલે કૃતિઘટન, કળાઘટન. 'ઘટન' એટલે ઘટના કે ઘટમાળ અર્થઘટન દ્વારા કળાની સમગ્ર ઘટમાળને, એની તતોતત ઘટનાને પામવાની વાત છે " પછી એને વિશદ કરતા લખે છે " 'ઘટના' કે 'ઘટમાળ'નો અર્થ એ થયો કે વિષયપ્રભવથી આરભીને એને વ્યક્ત કર્યો હોય ત્યા સુધીની રજેરજની પ્રક્રિયા, ક્ષણેક્ષણની મથામણ, કળાકારના મનોનેપથ્યમા અને મનોનેપથ્યની બહાર ચાલ્યા કરેલી છેકભૂસ. એટલે વાત અર્થબોધની નહિ, પણ રસબોધની છે " આ લાબુ અવતરણ એટલા માટે પ્રસ્તુત છે કે એમા એમણે અર્થઘટનની આપણી સમજને સરસ રીતે આલોકિત કરી આપી છે અર્થઘટનને માર્ગે અતે તેઓ 'રસબોધ' આગળ વિરમે છે 'પ્રસ્તુત'મા આ પ્રકારની સાહિત્યતત્ત્વચર્ચા યથાવકાશ આવ્યા કરે છે એથી એમા માત્ર ઉપલક પ્રશ્નો છેડીને છટકવાની મુરાદ નથી પણ એનુ સ્વકીય દષ્ટિએ નિરાકરણ કરવાનો ઉત્સાહ પણ અનેક વાર પ્રતીત થાય છે 'કવિતા અને જોયસ કેરોલ ઓટ્સ' તથા 'કલા નિષ્કારણ નૈવેદ્ય છે'મા એ અમેરિકન કવિની કલા, સાહિત્ય અને સૌદર્યની વિભાવનાને ડૉ. દરજીએ વિદગ્ધ સહૃદયીની સજ્જતાથી સ્ફુટ કરી આપી છે એ બને લેખો એમની તત્ત્વાન્વેષી દષ્ટિના પરિચાયક બની રહે છે

અન્ય લેખોમા તેમણે સાહિત્યની લોકાભિમુખતા, આપણી પરિસવાદપ્રવૃત્તિ, સાહિત્યનુ પુનર્મૂલ્યાકન, સપાદનપ્રવૃત્તિ, સાહિત્યના ઇતિહાસની અગત્ય, અનુવાદપ્રવૃત્તિ — એમ વિવિધ પ્રકારે સાહિત્યમથન

રજૂ કર્યું છે. એ સર્વ વાર્તિકોમાં આપણને એક જાગ્રત, સાવધ અને ચિંતિત સાહિત્યવિવેચકની સન્નિષ્ઠ વિચારણા પ્રગટ થતી દેખાય છે. ડૉ. પ્રવીણભાઈ દરજીને સાહિત્યસર્જક પ્રત્યે આદર અને શબ્દલોકમાં ઊંડી આસ્થા છે. એટલે તેઓ આટલા નિખાલસ બનીને પેટછૂટી વાત કરે છે. એમાં સોંસરવું સત્યકથન છે, પણ છિદ્રાન્વેષીનું દોષારોપણ નથી. 'ન બ્રૂયાત્ સત્યં અપ્રિયમ્'ના દંભનું મહોરું એમણે પહેર્યું નથી, એટલે તેઓ ખુલ્લા દિલથી સાચી વાતો કરી શકે છે. અવલોકનકાર, આમુખલેખક કે પ્રસ્તાવનાલેખકના જેવો સ્તુતિમૂલક અભિગમ આવાં વાર્તિકોમાં ન હોય. આપણી સીમાઓ આપણે જાણીએ તો વિસ્તરવાનું આહ્‌વાન મળે એવા કંઈક આશયથી આ લઘુલેખો લખાયા છે. એમાંની વેગીલી, ઊર્મિ-ઉદ્રેકસભર, નાસાગ્ર લખાવટ પણ આપણને આકર્ષક લાગે છે : "જે 'સંસ્કૃતિ'ની ઉમળકાથી વાતો કરીએ છીએ, જે ઉપનિષદોને ટાંકતાં આપણે થાકતા નથી એ તો કહે છે કે રાજ્ય અને માણસ જ્યારે જ્યારે હાર્યાં છે, થાક્યાં છે, ત્યારે તેઓ પેલા ઋષિ પાસે, કવિ પાસે પહોંચ્યાં છે. એ એમની નોળવેલ બન્યા છે. નગર વન પાસે જતું અને એમ ધન્ય બનતું. કવિ-કળાકારનો અને એવા શબ્દનો એવો માનવંતો દરજ્જો રહ્યો છે." આવાં અનેક દૃષ્ટાંતો આ ગદ્યમાંથી મળી શકે.

અંતે એટલું કહેવાનું પ્રાપ્ત થાય કે ખુદ ડૉ. પ્રવીણભાઈનો પણ એવો આગ્રહ ન હોય કે એમની સર્વ વિચારણા સાથે સૌ સંમત થાય. આ સાહિત્યચિંતનમાં પ્રેરકતા છે, તંદ્રાયુક્ત કરતા સૂચ્યગ્ર પ્રશ્નો છે, પણ એમાં ક્યાંય રાગદ્વેષ, પૂર્વગ્રહ કે શિખામણ નથી. ફરિયાદ નથી, પણ હમદર્દી છે. એથી એ આપણને આત્મમંથન ભણી લઈ જાય છે. સાંપ્રત વિવેચનોમાં સામાન્યતઃ જોવા મળતી અંગ્રેજી અવતરણોની ભરમાર કે તરજુમિયાં વિધાનો નથી. વિવેચકનો સીધો, પ્રત્યક્ષવત્ પરિચય અહીં એમના ઉદ્‌ગારોમાં થાય છે. આથી 'પ્રસ્તુત'નાં વિવેચનવાર્તિકો સદ્ય અપીલ કરે છે. આ પ્રકારના નિરાળા ગોષ્ઠીવિવેચનને સોત્સાહ આવકારીએ.

ભાનુપ્રસાદ પંડ્યા

• [પ્રસ્તુત : લે. ડૉ. પ્રવીણ દરજી; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, પ્રથમ આવૃત્તિ : ૧૯૯૩; મૂલ્ય રૂ. ૮૦-૦૦]

※

## સ્થિતિ

*કૃષ્ણ ! તારી બંસરીમાં છેદ છે*
*માણસોમાં એટલા મતભેદ છે*

*કોણ માને યુદ્ધ કેવળ યુદ્ધ છે*
*શેષ બાકી જે બચે તે ખેદ છે*

*સૂચવે છે આ સમય પણ છેવટે*
*જાત સાથે જાતનો વિચ્છેદ છે*

*પાપ શું છે પુણ્ય શું છે, જાણવા*
*બાઇબલ - ગીતા - કુરાને વેદ છે*

*થાય ક્યાંથી કોઈ અનુભવ શાન્તિનો*
*સ્વાર્થ ભીની લાગણીઓ કેદ છે*

સુધાકર જાની

# આજના સ્વાતંત્ર્ય પર્વના શુભ દિને
# એક સંદેશ : આપણા સૌની
# એકતામાં જ આપણી સર્વોપરિતા





ગુજરાતને આગામી વર્ષોમા સર્વાંગીણ રીતે સમૃદ્ધ બનાવવાની નેમ સાથે અમે શાસનનો કાર્યભાર સભાળ્યો છે ગુજરાતની ધરતી ઉપર અસામાજિક અને રાષ્ટ્રવિરોધી પ્રવૃત્તિઓ કરનારા સામે કોઈ જ પ્રકારની શેહશરમ રાખ્યા વગર સખ્તાઈથી ઝુબેશ ઉપાડી છે કાયદો અને વ્યવસ્થા બરાબર જાળવી રાખીને લોકોને સલામતી અને શાતિનો અહેસાસ કરાવવાની અમારી કટિબદ્ધતા છે ગરીબો પછાત વર્ગો, મહિલાઓ તથા લઘુમતી કોમોને સામાજિક દરજ્જો અને ન્યાય મળી રહે તેમજ સમાજજીવનની સમતુલા જળવાય તે માટેની કલ્યાણકારી અને ગરીબલક્ષી યોજનાઓનો અમલ પરિણામલક્ષી બને તે દિશામા સરકાર નિષ્ઠાપૂર્વક કાર્યરત છે

સરદાર સરોવર યોજનાનો નિર્ધારિત અમલ કરીને અને સૌરાષ્ટ્ર કચ્છ તથા ઉત્તર ગુજરાતના વિશિષ્ટ પ્રશ્નોને ઉકેલીને આ પ્રદેશોને વિકાસની હરોળમાં સમતુલિત ધોરણે લાવવાની દિશામાં અમે ઘનિષ્ઠ પ્રયાસો હાથ ધર્યા છે મને શ્રદ્ધા છે કે ગુજરાતના લોકોની હૂંફ અને પીઠબળથી શાસનના માધ્યમ દ્વારા મારી સરકાર ગુજરાતને સમૃદ્ધ બનાવવાની નેમ યથાર્થરૂપે સાર્થક કરશે આપ આ ધ્યેયપૂર્તિમા સહભાગી બનો એવી અભ્યર્થના

— છબીલદાસ મહેતા
મુખ્ય મત્રી, ગુજરાત રાજ્ય

## આ છે લોકહિતના મહત્ત્વના નિર્ણયો

### કાયદો અને વ્યવસ્થા

* અસામાજિક પ્રવૃત્તિઓ આચરનારા રીઢા ગુનેગારોને જેર કરવા જાનના જોખમે ફરજો અદા કરનાર પોલીસ કર્મચારીઓને સૌ પ્રથમવાર રોકડ પુરસ્કારો આપી કરાયેલી કદર
* પોલીસ કોન્સ્ટેબ્યુલરીમા ૩ ૦૦૦નુ વધારાનુ સખ્યાબળ ઉમેરવાની મજૂરી

### કુદરતી આપત્તિઓ

* ભારે વરસાદથી સર્જાયેલી પૂર અને અતિવૃષ્ટિના સકટમા ઘેરાયેલા લોકોના કામચલાઉ સ્થળાતર આશ્રય રોકડ સહાય તાકીદની બચાવ રાહતની કામગીરી અને પુન સ્થાપનના પ્રબધ માટે યુદ્ધના ધોરણે કામગીરી, દેખરેખ માટે સચિવ સ્તરે નિમણૂક

### સામાજિક ન્યાય અને સતુલન ગુજરાતની પહેલ

* માડલ પચની ભલામણ ને અનુસાર સામાજિક શૈક્ષણિક પછાત વર્ગો સહિતની જ્ઞાતિઓ માટે સરકારી નોકરીઓ અને તબીબી ઈજનેરી જેવી શૈક્ષણિક સસ્થાઓમા પ્રવેશ માટે ૨૭ ટકા અનામતની નીતિનો અમલ કરીને ગુજરાતે પછાત જાતિઓના ઉત્કર્ષની દિશામાં કડારેલી નવી કેડી
* આર્થિક રીતે પછાત વર્ગો માટેની અનામત અગે ભારતભરમા ગુજરાત પ્રથમ રાજ્ય. ૧૦ ટકા અનામત રાખવાની બાબતનો કેઈસ સુપ્રિમ કોર્ટમા હોવાથી હાલ તુરત બે ટકા અનામતની કરાયેલી જાહેરાત.

### સરદાર સરોવર યોજના

* મુખ્ય નહેરની વહન ક્ષમતા શરૂઆતમા પ્રતિ સેકન્ડના ૪૦, ૦૦૦ ઘન ફૂટ રહેશે જે વિશ્વની વધુમા વધુ ક્ષમતા ધરાવતી સિચાઈ નહેર હશે.

### કૃષિ વિકાસના સગીન કદમો

* ચાલુ વર્ષથી રાજયના ખેડૂતોને ખાતાવહીને બદલે અનેક રીતે ઉપયોગી બની રહેનારી ખેડૂતપોથી આપવાનો નિર્ણય

### ઔદ્યોગિક હરણફાળ

* રાજ્ય સરકારની પ્રોત્સાહક નીતિને પરિણામે આ ક્ષેત્રે રૂ ૫૪ ૦૦૦ કરોડથી વધુ મૂડીરોકાણ સાથે ૧ ૪૫૦થી વધુ મોટા પ્રોજેક્ટો અમલીકરણના વિવિધ તબક્કામા છે

### શિક્ષણ અને માનવસપત્તિ કાજે અભિનવ નિર્ણયો

* ડૉ. આબેડકર ઓપન યુનિ.નો જૂન-૯૫થી થનારો કાર્યારભ.
* ચાલુ શૈક્ષણિક વર્ષથી ૩ નવી ઈજનેરી કોલેજો અને એક પોલીટેકનિક શરૂ કરવા ઓલ ઈન્ડિયા કાઉન્સિલ ફોર ટેકનિકલ એજ્યુકેશને રાજ્ય સરકારની દરખાસ્તને આપેલી મજૂરી, પરિણામે ઈજનેરી કોલેજમા ૫૨૦ તેમજ ડિપ્લોમા ઈજનેરીમા ૧૮૦ બેઠકોની થનારી વૃદ્ધિ

### વહીવટનો લોકાભિમુખ મોડ

* કલેકટરો પોલીસવડા અને જિલ્લા વિકાસ અધિકારીઓને હરિજનવાસ, મહોલ્લાઓ અને ગરીબ વર્ગના લોકો સમક્ષ જઈને રોજિંદા વિકાસની જરૂરિયાતો પૂરી કરવા તાકીદ

### સામાજિક સવાદિતા અને એખલાસ

* મહોરમ, રથયાત્રા, ઈદ સહિતના બધી જ કોમોના તહેવારોની અભૂતપૂર્વ એખલાસભર્યા વાતાવરણમા ઉજવણી. સવાદિતાની સ્થિતિનુ નિર્માણ.

માહિતી ૮૪

## 'ઉદ્દેશ'નું નવા વર્ષનું લવાજમ આપે ભર્યું ?

'ઉદ્દેશ'નું નવા વર્ષનું લવાજમ આપે ન મોકલ્યું હોય તો તાત્કાલિક મોકલી આપવા વિનંતી છે. 'ઉદ્દેશ'નું નવું વર્ષ ઑગસ્ટથી શરૂ થાય છે. પણ ગમે તે મહિને ગ્રાહક થવાતું હોઈ જેમનું લવાજમ જે તે મહિને પૂરું થતું હોય તે સૌ ગ્રાહકોએ વેળાસર લવાજમ મોકલી આપવા વિનંતી છે. પાછલા અંકો સિલકમાં હોય ત્યાં સુધી મોકલાય છે. આપનું લવાજમ સવેળા મોકલી આપી સહકાર આપશો.

**વાર્ષિક લવાજમ : રૂ. ૧૦૦.૦૦**

**આજીવન પ્રોત્સાહક સભ્યનું લવાજમ :**
**રૂ. ૧૦૦૦.૦૦**

લવાજમ રોકડેથી અથવા મનીઓર્ડરથી મોકલી આપશો. સ્થાનિક ગ્રાહકોએ 'ઉદ્દેશ'ના નામનો ચેક મોકલવો અને બહારગામના ગ્રાહકોએ 'ઉદ્દેશ'ના નામનો ડ્રાફ્ટ મોકલવો. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.

લવાજમ નીચેના સરનામે મોકલવું :

**'ઉદ્દેશ' કાર્યાલય**
૨, અતલાયતન સોસાયટી
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે
નવરંગપુરા
અમદાવાદ – ૩૮૦ ૦૦૯
ટે. નં. : 456277 અને 452027

૨૧/૫૬
1 NOV 1994

Uddesh (A literary, cultural monthly) September 1994
Licensed to post without prepayment License No 188 R No GAMC/ 920

## જલતી યાદ

પ્રથમ દષ્ટિએ થઈ ગઈ પ્રીત એને માતબર રાખી
અમે જીવન ફના કીધુ અને ક્ષણને અમર રાખી.

તમે કઈ ના કસર રાખી અમે પણ ના કસર રાખી,
તમે કરડી નજર રાખી અમે કાયમ સબર રાખી.

નથી રહેતુ હૃદય રાખ્યુ નથી રહેતી નજર રાખી,
પછી ક્યાથી રહે બોલો, ફિકર રાખી — ખબર રાખી !

કસોટી આકરી આવી થશે સ્વપ્ને ખબર ન્હોતી,
રહ્યા કસતા અમોને ફૂલ પથ્થરનુ જિગર રાખી.

તિમિરને ઢૂકવા દીધુ નહી પળવાર મ્હેફિલમા,
હૃદય બૂઝી ગયુ તો યાદ જલતી રાતભર રાખી.

ગમે તેવી ખુશાલી હો કદી ગમને નથી ભૂલ્યા,
હસ્યા છીએ ઘણી વેળા પરતુ આખ તર રાખી.

હતો એવો સરસ હેતુ અમારી દોસ્તીનો કે —
જમાને દુશ્મની કાયમ કશા હેતુ વગર રાખી.

મરી ચૂક્યા હતા તોયે ઘડી પગ વાળી ના બેઠા,
મરણની બાદ પણ જારી અમે જીવન-સફર રાખી.

અમોને યાદ કરશે આદમી વર્ષો સુધી 'ઘાયલ'
અમે ઊઠ્યા છીએ આલમ મહી એવી અસર રાખી.

અમૃતથી હોઠ સહુના એઠા કરી શકુ છુ,
મૃત્યુના હાથ પળમા હેઠા કરી શકું છું
આ મારી શાયરી એ સજીવની છે 'ઘાયલ'
શાયર છુ, પાળિયાને બેઠા કરી શકુ છુ

— અમૃત 'ઘાયલ'

શ્રી અમૃત ઘાયલની સમગ્ર કવિતાના ગ્રથ આઠો જામ ખુમારી માથી



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પાંચમું : અંક ત્રીજો

ઓક્ટોબર : ૧૯૯૪

તંત્રી
રમણલાલ જોશી

**૫૧**



# ઉદ્દેશ

વર્ષ પાચમું | અંક ત્રીજો | સળંગ અંક : ૫૧

## અનુક્રમ : ઑક્ટોબર ૧૯૯૪


| | | |
|---|---|---|
| ગાધીજી સવાશતાબ્દી પ્રસગે | રમણલાલ જોશી | ૮૧ |
| વીત્યા વર્ષ સવાસો ! | દેવેન્દ્ર દવે | ૮૨ |
| સાપ્રત પ્રવાહો | | |
| સ્વ નગીનદાસ પારેખને મરણોત્તર | | |
| રણજિતરામ ચદ્રક | તત્રી | ૮૩ |
| અવસાન નોધ | તત્રી | ૮૪ |
| શ્રી દુષ્યન્ત પડ્યાને પ્રથમ ચદુલાલ | | |
| સેલારકા પારિતોષિક | તત્રી | ૮૪ |
| ગાધીજીની સવાસોમી જયતીએ તેમના | | |
| પુસ્તકો સસ્તી કિમતે | તત્રી | ૮૪ |
| શેખાદમ આબુવાલા સ્મારક ટ્રસ્ટ તરફથી | | |
| ગઝલ પારિતોષિક | તત્રી | ૮૫ |
| ઉત્તરાખડનુ આદોલન | દિનેશ શુક્લ | ૮૫ |
| પત્રપ્રસાદી | સપા હરિવલ્લભ ભાયાણી | ૮૬ |
| અબોલા રાણીની કથાનો મર્મ | મકરન્દ દવે | ૮૭ |
| સર્જક પ્રેમાનદનો મુનાસ્ય કાવ્યઝકાર | | |
| કુવરબાઈનુ મામેરું | લાભશકર ઠાકર | ૮૨ |
| છેલ્લી તક | વીરુ પુરોહિત | ૧૦૮ |
| ગઝલ | નલિન પડ્યા | ૧૦૮ |
| શાત વૃક્ષનો ટહુકો | જ્યોતિષ જાની | ૧૦૯ |
| છેવા ડેવ કૃત 'ચોન્ટી' | શરીફ વીજળીવાળા | ૧૧૨ |
| 'હવેલી' અને 'માટીવટો'મા પ્રતિબદ્ધતા | રાધેશ્યામ શર્મા | ૧૧૫ |
| પ્રતિભાવ | પુરુષોત્તમ માવળંકર, વિષ્ણુ પડ્યા | |
| | દિગીશ મહેતા આદિ | ૧૧૮ |
| ગીત | રાજેન્દ્ર શુક્લ | પૂઠા પાન ૩ |
| રડો ન મુજ મૃત્યુને ! — | ઉમાશકર જોશી | પૂઠા પાન ૪ |


પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લે આઉટ ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ✆ ૪૦૦ ૬૮૮
મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ


- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય · રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઇસ્કૂલ પાસે,
  નવરગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન ન ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે ·

(૧) સૌરભ પુસ્તક ભડાર
કેડિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન ૩૫૪૫૯૬

ઉદ્દેશ

ઑક્ટોબર ૧૯૯૪



*सर्वभाषा सरस्वती*

# ગાંધીજી : સવાશતાબ્દી પ્રસંગે

મહાન પુરુષોનાં જીવન-કાર્ય એકાંગી હોઈ શકતાં નથી, મહાનદ રૂપે એ જીવનનાં સઘળાં ક્ષેત્રોને આવરી લે છે. પણ એ સઘળાંમાં એમનું એક તત્ત્વ કાયમ હોય છે. એ એમનું ચિરંજીવ સ્વરૂપ છે. આ રીતે ગાંધીજીમાં 'સત્યાગ્રહી'નું, શ્રી અરવિંદમાં 'યોગી'નું અને રવીન્દ્રનાથમાં 'કવિ'નું સ્વરૂપ જોવા મળે છે. મારી પેઢીના માણસોને ગાંધીજીનો વ્યક્તિત્વ-સ્પન્દ કેવો પ્રગાઢ અનુભવાતો હતો ! ગાંધીજીના દેહાવસાન પછી એક દુઃસહ ખાલીપો આપણે સૌએ અનુભવ્યો. આવા મહાન પુરુષો માનવજાતિને એક સધિયારો આપે છે. જીવન તો જિવાયે જાય છે. પણ ગાંધીજી સદેહે હયાત હોય અને જીવીએ અને તે સદેહે હયાત ન હોય અને જીવીએ એ બેમાં કેટલો મોટો ફરક પડી જાય છે ! આઇન્સ્ટાઇને કહેલું કે "સંભવ છે કે આવતી પેઢીઓ ભાગ્યે જ એ વાત માનશે કે આવો માણસ ખરેખર જીવતા-જાગતા સ્વરૂપે આ ભૂતલ ઉપર વિચર્યો હતો." ગાંધીજીના અક્ષરદેહની પ્રસ્તાવનામાં જવાહરલાલ નેહરુએ લખેલું : "આ હું દાર્જિલિંગમાં બેઠો બેઠો લખું છું. ત્યાં ભવ્ય ને સમર્થ કાંચનજંઘાનું શિખર આપણા પર નજર રાખે છે. આજે સવારે મને એવરેસ્ટનું દર્શન થયું. મને એવું લાગ્યું કે એવરેસ્ટ અને કાંચનજંઘાના નિર્વિકાર શાંત સામર્થ્ય અને શાશ્વતપણાની છટા ગાંધીજીમાં આપણે અનુભવી હતી."

ગાંધીજીના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંમાં સાધક તરીકેનું તેમનું સ્વરૂપ જ મુખ્યત્વે જોવા મળે છે. તેમને મન સત્ય એ જ પરમેશ્વર. આ પરમેશ્વરની આરાધના તેમણે પ્રતિપલ કરી. તેમનું જીવન અને મરણ એનું દૃષ્ટાન્ત છે. તેમની આત્મકથાને તેમણે 'સત્યના પ્રયોગો' કહેલા. ક્ષણેક્ષણની જાગૃતિથી એ સત્યસ્વરૂપ ઈશ્વરને પામવા માટે મથ્યા. જીવનમાં કોઈ કામ હલકું નથી કે મોટું નથી, કેવા અભિગમથી એ થાય છે એના ઉપર એની ઉચ્ચાવચતા અવલંબે છે. વિરલ સંકલ્પશક્તિ ધરાવનાર આ જીવનસાધકે પળેપળનો હિસાબ આપ્યો. ગાંધીજી વાઇસરોય સાથે મંત્રણા કરતા હોય ત્યારે જે શક્તિનો ડાઇનેમો કામ કરતો તે જ પરચુરેશાસ્ત્રીના ઘા ધોતા હોય ત્યારે પણ કામ કરતો હોય ! સઘળાં કાર્યો તે એ જ રીતે કરતા. જે માણસ 'મોહનદાસ કરમચંદ ગાંધી'માંથી 'મહાત્મા ગાંધીજી' બન્યા, એનો કીમિયો પણ આ વસ્તુમાં જ રહેલો છે. તેમણે કહેલું કે "ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." આવા ગાંધીજી આ ભૂમિ ઉપર પાક્યા, એ પ્રજાના સદીઓના પુણ્યનો પ્રતાપ છે. ગાંધીજીના નામને વટાવવાની પ્રવૃત્તિ દેશભરમાં ચાલે છે. ગાંધીજી આ દેશના રાષ્ટ્રપિતા હતા એ વાત આપણે સહુ વીસરી ગયા છીએ. સમાજમાં કે રાજકારણમાં ક્યાંય ગાંધીજીનો પ્રભાવ આપણે ઝીલ્યો નથી. ગાંધીજીના અવસાન પછી આમ બન્યું એવું નથી. ખુદ ગાંધીજીએ જ એમની હયાતીમાં કહેલું કે "આ લોકોએ મને અભરાઈએ ચડાવવાનું શરૂ કરી દીધું છે." ગાંધીજી તો માનતા કે તેમનું જીવન એ જ તેમનો સંદેશ છે. આપણે ભૂલી ગયા ! એને સટે આપણે 'ગાંધીવાદ' ઊભો કર્યો. માર્ક્સે કહેલું કે "ઈશ્વરનો પાડ માનો કે હું માર્ક્સવાદી નથી." ગાંધીજી પણ એમ જ કહેતા. કાકાસાહેબે તો સૂત્ર જ આપેલું કે 'ગાંધીવાદ નહિ, ગાંધી-સાધના' (જુઓ, આ શીર્ષકનો લેખ, 'સંસ્કૃતિ' માર્ચ, ૧૯૯૪). આ એક જીવનશૈલી છે. જીવનની નવરચના કરવાની શક્તિ એમાં રહેલી છે.

ગાધીજીની આત્મકથા પ્રગટ થઈ એ પહેલા જોસેફ ડોક નામના ધર્મપરાયણ પાદરીએ ગાધીજીનુ જીવનચરિત્ર લખેલુ (ગુજરાતીમા ગાધીજીનુ પહેલુ ચરિત્ર એ નામે શ્રી બાલુભાઈ પારેખે એનો અનુવાદ કર્યો છે) એમા શ્રી ડોકે ગાધીજી વિશે કહ્યુ છે એ એવા મહાનુભાવોની પરપરાના છે જેમની સાથે ચાલો તો સસ્કારિતાના પાઠ શીખવા મળે, જેમનો પરિચય કરો તો ચાહ્યા વિના રહી ન શકો એમાથી આપણે કઈ નહિ શીખીએ ? અત્યારે તો દેશમા સર્વત્ર અધકાર વ્યાપ્યો છે આપણા સમયમા જ ઊગેલા સૂર્યપ્રકાશની ઢાકપિછોડો ક્યા લગી કરીશુ ?

[સત્યેશ્વર મહાત્મા ગાધી ફાઉન્ડેશન તરફથી વડોદરામાં ઊજવાયેલી
ગાધીજીની સવાશતાબ્દીના કાર્યક્રમમા તા. ૨ ઓક્ટોબર ૮૪ના રોજ
કરેલા પ્રમુખ તરીકેના સમાપન વક્તવ્યમાથી]

રમણલાલ જોશી

## વીત્યા વર્ષ સવાસો

(ગાન)

*તે દી બબ્બે સૂર્ય ઝળૂબ્યા વીત્યા વર્ષ સવાસો !*
*તે દી કણકણ સૂર્ય બનેલો, પૂનમ બની અમાસો.*

*જનગણ કેરા મનમા રોપ્યા*
*ક્રાન્તિ ઘૂટ્યા બીજ*
*અગ્રેજોના છાયા આભે*
*તમે ત્રાટક્યા, વીજ !*
*સત્ય-અહિસા ઝોળી મધ્યે, મેરુ સમ વિશ્વાસો.*
*તમે રેંટિયા સાથ પાથર્યા કર્યા સતત ઉજાસો !*

*કરમા લાઠી, પડ પોતડી*
*સિંહ ગર્જના સ્વરમા,*
*ક્વિટ ઇન્ડિયા કેરા નાદે*
*પ્રાણ પૂર્યા પથ્થરમા !*
*પળપળના શા કર્યા હિસાબો, ક્યાય કર્યો ના વાસો*
*દાડી તટ પે સહ્યા દમન ને સૌને દીધ દિલાસો.*

*જલિયાવાલા બાગે રોળ્યા*
*ફૂલડા કૈ નિર્દોષ,*
*ગોળમેજીમા જાતે જઈને*
*પ્રકટ કર્યો તો રોષ !*
*અપમાનોના પીધ કટોરા તદપિ ઉર ઉલ્લાસો !*
*રામનામની તાળી લેતા તમે તજ્યા તા શ્વાસો.*

*બાપુ ! આજે કોણ કહેશે*
*ફના થવાની વાતો ?*
*કોણ શીખવશે આજે અમને*
*પીવા ઝઝાવાતો ? !*
*આજે ભારત, લખ્યા લલાટે તિમિરભર્યા આવાસો ?!*
*ખડખડ પાચમ સમા ખખડતા જો ને, ખુરશીદાસો !*

*ગ્રામ ગ્રામમા રામરાજ્યનુ*
*સોણુ શુ રોળાશે ?*
*રક્ત ટપકતી કલમ ચલે આ*
*નવા ભાવિની આશે*
*ગૃહેગૃહે શા તેજ ઝળકશે લીલાછમ સૌ ચાસો !*
*મુક્તિવિધાતા ! ફરી જન્મ લ્યો પૂછો હજી ખુલાસો !*

દેવેન્દ્ર દવે

તંત્રી, દિનેશ શુક્લ

## સ્વ. નગીનદાસ પારેખને મરણોત્તર રણજિતરામ ચંદ્રક

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી ૧૯૯૦નો રણજિતરામ ચંદ્રક સુપ્રસિદ્ધ સારસ્વત, અનુવાદક અને વિવેચક સ્વ. નગીનદાસ પારેખને મરણોત્તર એનાયત કરવાનો કાર્યક્રમ અમદાવાદમાં તા. ૨૪ સપ્ટે.'૯૪ના રોજ યોજાઈ ગયો. રણજિતરામ ચંદ્રક સ્વ. નગીનદાસના સુપુત્ર ભાઈ નિરંજને સ્વીકાર્યો. આ પ્રસંગે નગીનદાસના છેલ્લા અનુવાદગ્રંથ 'આચાર્ય કૃપાલાનીની આત્મકથા'નું વિમોચન શ્રી રાજમોહન ગાંધીએ કર્યું. સ્વ. નગીનદાસ પારેખને આ ચંદ્રક અપાયો તે તો યોગ્ય જ છે, પણ એ એમની હયાતી દરમ્યાન અપાવો જોઈતો હતો. રણજિતરામ ચંદ્રક નગીનદાસ પારેખને મરણોત્તર એનાયત થયો એ અંગે ઘણા લેખકોએ આ લખનારની સમક્ષ આશ્ચર્ય વ્યક્ત કર્યું હતું. નગીનદાસની અનુવાદ-કાર્યની સેવા માત્ર આ પુસ્તક ઉપર નિર્ભર નથી. તેમણે રવીન્દ્રનાથ, શરદબાબુનાં પુસ્તકો ગુજરાતીમાં ઉતાર્યાં, સંસ્કૃત સાહિત્યાચાર્યો મમ્મટ, કુન્તક, અભિનવગુપ્ત અને પંડિત જગન્નાથના મૂળ ગ્રંથો વિવરણસહિત સુલભ કર્યા અને સ્વસ્થ માર્મિક દૃષ્ટિએ ગુજરાતી સાહિત્યની સમીક્ષા આપી. એમના જેવી સજ્જતાવાળા સારસ્વતો આંગળીને વેઢે ગણાય એટલા જ છે. સ્વ. નગીનદાસને આ ચન્દ્રક એમની હયાતી દરમ્યાન ખુશીથી આપી શકાયો હોત. પણ ગુજરાત સાહિત્ય સભામાં ભારે જૂથબંધી પ્રવર્તે છે. સર્જકતાની દૃષ્ટિએ ઘોડિયામાં હીંચતા બાલ-સાહિત્યકારોને પણ તેમની કારકિર્દીના આરંભમાં એ અપાયો છે. હમણાં જ મારું ધ્યાન ગયું કે આપણા સંમાન્ય વરિષ્ઠ સાહિત્યકાર શ્રી ગુલાબદાસ બ્રોકરને એ અપાયો નથી ! ટૂંકી વાર્તાના સ્વરૂપમાં ગુલાબદાસનું કાર્ય ઐતિહાસિક અને તાત્ત્વિક દૃષ્ટિએ મૂલ્યવાન છે. ભારતની અન્ય ભાષાઓના સાહિત્યમાં પણ એ પોંખાયું છે, જ્યારે ગુજરાતીમાં ઉચ્ચ સાહિત્યિક સન્માન તરીકે લેખાતો રણજિતરામ ચંદ્રક તેમને હજુ સુધી નથી અપાયો એ ગુજરાતી સાહિત્યની આશ્ચર્યકારક ઘટના છે. ગુલાબદાસ બ્રોકરે હમણાં જ આયુષ્યનાં પંચ્યાશી વર્ષ પૂરાં કર્યાં. ગુજરાત સાહિત્ય સભા તેમને પણ મરણોત્તર આપશે કે શું ? આ સંદર્ભમાં ઉમાશંકર જોશીએ 'સંસ્કૃતિ'ના ઑગસ્ટ, ૧૯૫૫ના અંકમાં 'ઝાંખો થતો રણજિતરામ સુવર્ણચંદ્રક' એ નોંધમાં જે લખેલું એનું સ્મરણ થાય છે. ઉમાશંકરની એ નોંધ આ પ્રમાણે હતી : "ગુજરાતી સાહિત્યમાં સૌથી મોટું માન આ ચંદ્રક મળવાથી લેખાતું. કમભાગ્યે ઊંચી સર્ગશક્તિ કે સંગીન વિદ્વત્તાને બદલે કાંઈક બીજાં કારણોને પ્રાધાન્ય અપાતું હોય એવું લાગે છે. સદ્ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોરે એક વખત કહેલા શબ્દો આ પ્રસંગે સાંભરે છે : જે પ્રજા સાચા પૂજ્યોને બદલે બીજાઓને અર્ઘ્ય અર્પે છે એ કાળે કરીને પૂજ્ય પુરુષોને પેદા કરવાની શક્તિ પણ ગુમાવી બેસે છે." ('સંસ્કૃતિ', વર્ષ ૯, અંક ૮, પૃ. ૩૬૩).

રણજિતરામ ચંદ્રક પ્રદાન પ્રસંગે 'આચાર્ય કૃપાલાનીની આત્મકથા' એ બૃહદ્‌ગ્રંથનું વિમોચન પણ થયું. નગીનદાસ પારેખની જીવનભરની અનુવાદસેવામાં આ છેલ્લો અનુવાદ શિરમોર સમો છે. આચાર્ય કૃપાલાનીના 'ગાંધીવિચારવિમર્શ' અને 'ગાંધીજી : જીવન અને વિચાર' એ બે પુસ્તકો પછી આ ત્રીજો ગ્રંથ સુલભ બન્યો છે. આ ગ્રંથમાં આચાર્ય કૃપાલાનીનું બહુરંગી વ્યક્તિત્વ પ્રગટ થવા સાથે સ્વાતંત્ર્યસંગ્રામ અને સ્વાતંત્ર્યોત્તર કાળની દેશસ્થિતિનું માર્મિક ચિત્ર મળે છે. ગ્રંથને શ્રી પ્રકાશ ન. શાહની દ્યોતક અને ચિત્રાત્મક પ્રસ્તાવના 'લેખમેં સોઈ ઘડી' મળી એ માટે આયોજકોને અને પ્રકાશભાઈને અભિનંદન. નવસો પૃષ્ઠ જેવડા આ દળદાર ગ્રંથને પ્રકાશિત કરવા માટે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના શ્રી મનુભાઈ શાહ પણ

ધન્યવાદના અધિકારી છે (પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, રતનપોળનાકા, ગાધીરોડ, અમદાવાદ ૧, કિ રૂ ૩૫૦/ )

## અવસાન-નોધ

તાજેતરમા સુપ્રસિદ્ધ મરાઠી સાહિત્યકાર શ્રી જયવત દળવીનુ સિત્તેર વર્ષની વયે મુબઈમા અવસાન થતા માત્ર મરાઠી સાહિત્યને જ નહિ પણ ભારતીય સાહિત્યને મોટી ખોટ પડી છે શ્રી દળવીએ નવલકથા, વાર્તા, નાટક અને હાસ્યનિબધના સ્વરૂપમા મૂલ્યવાન પ્રદાન કર્યું છે ગુજરાતીમા તેમનો એક વાર્તાસગ્રહ 'દુનિયા બહારના માણસ' નામે પ્રગટ થયો હતો. તેમની જાણીતી નવલકથા 'ચક્ર' પણ ગુજરાતીમા 'દુનિયા બહારની દુનિયા' નામે શ્રી મયૂરકે ૧૯૬૪મા પ્રગટ કરી હતી શ્રી યશવત દોશીના તત્રીપદે પ્રગટ થતા 'ગ્રથ' માસિકના પ્રથમ અકમા જ શ્રી દળવીએ પોતે તૈયાર કરી આપેલા એના કથાસારનો અનુવાદ પ્રગટ થયો હતો. એના સાતમા અકમા તત્રીએ પોતે એનુ માર્મિક અવલોકન આપ્યુ હતુ. ચક્ર' એ મુબઈના ભૂગર્ભજગતની કથા છે એના વિશે ભારતીય નવલકથા' પુસ્તકમા મે લખેલુ કે ' 'ચક્ર' એ સમાજના નીચલા થરના મનુષ્યોની કથા છે આ નીચલો થર મરવાને વાકે જીવી રહ્યો છે એની જીવવાની પ્રક્રિયાને 'જીવન' એવુ નામ રહેમભાવે જ આપી શકાય. વેદનાથી લથબથતુ જીવન એ જીવ્યે જાય છે ચક્ર ફર્યા કરે છે એમાથી બહાર નીકળવાનુ અશક્ય છે આ 'દુશ્ચક્ર'મા પિસાતા. મનુષ્યોની વાત. એક સુરેખ વાસ્તવ-ચિત્રણ દ્વારા લેખકે કહી છે એ માટે કોઈ બીબાઢાળ ઉકેલો તેમને આપવા નથી કે નથી આપવો ઉપદેશ પણ.
એમનો અભિગમ વાસ્તવદર્શી કળાકારનો અભિગમ છે" (ભારતીય નવલકથા', પૃ ૨૩૩) તેમણે 'ગ્રંથ'મા બે વરસ સુધી મરાઠી સાહિત્યની દુનિયાનો પરિચય કરાવેલો તેમનુ નાટક 'સધ્યા ઊગી છેક સવારે' નામે ગુજરાતીમા પણ રજૂ થયેલુ. વિદેશ વસતા માણસોના માતાપિતાની અહીં શી સ્થિતિ છે એનો સચોટ ચિતાર આ કૃતિમા અપાયો છે તેમણે 'લલિત' નામે મરાઠી માસિકોમા હાસ્યનિબધો પણ લખેલા. એના સગ્રહો પણ થયા છે તેમનુ હાસ્ય નિર્દેશ છે અને ધારી અસર કરે છે આવા સહૃદય અને સનિષ્ઠ સાહિત્યસર્જકના આત્માને પ્રભુ ચિર શાતિ અર્પો.

શ્રી ધનવત ઓઝાનુ ૮૨ વર્ષે અવસાન થતા ગુજરાતના સસ્કારજીવને એક સનિષ્ઠ કાર્યકર્તા, બૌદ્ધિક અને સવેદનશીલ સાહિત્યસેવી ગુમાવ્યા છે તેઓ સામ્યવાદને વરેલા હતા અને સ્વ ઇન્દુલાલ યાજ્ઞિકના અતેવાસી જેવા હતા. પત્રકારત્વક્ષેત્રે પણ તેમણે કામ કરેલુ. ધનવતભાઈના આત્માને પ્રભુ ચિર શાતિ અર્પો.

## શ્રી દુષ્યન્ત પડ્યાને પ્રથમ ચંદુલાલ સેલારકા પારિતોષિક

'ઉદ્દેશ'મા ઓગસ્ટ '૯૩થી જુલાઈ '૯૪ સુધીમા પ્રગટ થયેલ કૃતિઓમાથી શ્રી દુષ્યન્ત પડ્યા કૃત લલિત ચરિત્રાત્મક નિબધ 'વાત્સલ્યમૂર્તિ રાલ્ફ વ્હિટલિંગ'(પ્રગટ 'ઉદ્દેશ', જાન્યુ '૯૪)ને ચદુલાલ સેલારકા પારિતોષિક આપવાનું નક્કી થયુ છે નિર્ણાયક તરીકે શ્રી રઘુવીર ચૌધરી અને 'ઉદ્દેશ'ના તત્રી હતા. શ્રી રઘુવીર ચૌધરીનો આભાર. શ્રી દુષ્યન્તભાઈને હાર્દિક અભિનદન.

## ગાધીજીની સવાસોમી જયતીએ તેમના પુસ્તકો સસ્તી કિંમતે

ગાધીજીની ૧૨૫મી જન્મજયતી પ્રસગે કેટલાક ઉત્તમ પુસ્તકો પોતાને મળતુ તમામ વળતર જતુ કરીને લોકમિલાપ ટ્રસ્ટ ઘટાડેલા દરે આપશે. અનાસક્તિયોગ, આરોગ્યની ચાવી, ગાધીજી, ગાધીજીનું જીવન એમના જ શબ્દોમા, ગાધીના કખગ, ગાધીબાપુ, બા અને બાપુ બાપુ — મારી મા, મગળપ્રભાત, મારા ગાધીબાપુ, સત પગલા, સક્ષિપ્ત આત્મકથા તથા હિંદ સ્વરાજ — બારસોથી વધુ પાનાના આ તેર પુસ્તકો ૩૧ ડિસેમ્બર સુધી રૂ ૬૪ને બદલે ફક્ત ૪૮મા ભાવનગરમા મળશે. બહારગામથી મગાવનારે રજિસ્ટર બુક પોસ્ટના રૂ ૧૨ ઉમેરીને રૂ ૬૦ રોકડા કે ડ્રાફ્ટથી મોકલવાનુ સરનામુ લોકમિલાપ ટ્રસ્ટ,

સરદારનગર, ભાવનગર. [અમદાવાદ-મુંબઈના એક સ્વીકાર્ય છે.]

### શેખાદમ આબુવાલા સ્મારક ટ્રસ્ટ તરફથી શેખાદમ આબુવાલા ગઝલ પારિતોષિક

ગુજરાતી, હિન્દી, ઉર્દૂના વિખ્યાત લેખક સદ્‌ગત શેખાદમ આબુવાલાની સ્મૃતિમાં ઉર્દૂ ગઝલ માટે તેમજ ગઝલગાયકી માટે પુરસ્કારો આપવામાં આવે છે. આ વરસથી ગુજરાતી ગઝલ માટે શેખાદમ આબુવાલા પારિતોષિક આપવાનો ટ્રસ્ટે નિર્ણય કર્યો છે. પારિતોષિકરૂપે રૂ. ૫૦૦૧(પાંચ હજાર એક) અને સ્મૃતિચિહ્ન આપવામાં આવશે. સને ૧૯૯૨ અને ૯૩માં પ્રગટ થયેલા ગુજરાતી ગઝલસંગ્રહોમાંથી શ્રેષ્ઠ સંગ્રહને પારિતોષિક આપવામાં આવશે.

કવિઓ અને પ્રકાશકોને વિનંતી છે કે ઓક્ટોબરના અંત સુધીમાં નીચેના સરનામે સંગ્રહો મોકલે અથવા જાણ કરે : શ્રી શિરાઝ રંગવાલા, 'બતુલી' મેનાગુર્જરી સોસાયટી, શેખાદમ આબુવાલા રોડ, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭.

તંત્રી

×

### ઉત્તરાખંડનું આંદોલન

ઉત્તરપ્રદેશના આઠ પર્વતીય જિલ્લામાં ઉત્તરાખંડના અલગ રાજ્ય માટેની માગણીએ જોર પકડ્યું છે અને હવે તેણે ઠીક ઠીક પ્રમાણમાં હિંસક વળાંક લીધો છે. ઉત્તરપ્રદેશના મુખ્યપ્રધાન મુલાયમસિંહ યાદવે ઉત્તરપ્રદેશમાં ૬૨ ટકા અનામત બેઠકોનો નિર્ણય લઈને તેને આખા રાજ્યમાં લાગુ પાડવાની જે જાહેરાત કરી એના એક ફણગા તરીકે આ આંદોલન શરૂ થયું છે. આમ તો આ પર્વતીય જિલ્લામાં પોતાના અલગ રાજ્યની રચના કરવાની માગણી જૂની છે અને ભાજપની કલ્યાણસિંહ સરકાર વખતે ઉત્તરપ્રદેશની વિધાનસભાએ તે મતલબનો ઠરાવ પણ પસાર કરેલો. હાલ આ આંદોલને જે વેગ પકડ્યો છે, એમાં નિમિત્ત બની છે, અનામત બેઠકો. આ પર્વતીય જિલ્લાઓમાં લગભગ ૭૦ ટકા લોકો જેને સવર્ણ જ્ઞાતિઓ તરીકે ઓળખવામાં આવે છે, તેમની વસ્તી છે, જ્યારે અન્ય પછાત જ્ઞાતિઓના લોકોની ટકાવારી માંડ બે ટકા છે. આ બે ટકા લોકો માટે મુલાયમ સરકારે લગભગ ૫૦ ટકા અનામત બેઠકો દાખલ કરવાનો જે નિર્ણય લીધો, તેની સામે ત્યાંના વિદ્યાર્થીઓ, યુવકો, ભૂતપૂર્વ સૈનિકો વગેરેએ આંદોલન છેડ્યું છે. ઉત્તરપ્રદેશના ભાગરૂપે ૫૦ ટકા અનામત બેઠકો તે વિસ્તારને પણ લાગુ પાડવામાં આવે, એટલે જો અલગ રાજ્ય હોય તો એમાંથી બચી શકાય.

ઉપરાંત, એ વિસ્તારોના વિકાસ પ્રત્યે ભારે દુર્લક્ષ સેવવામાં આવ્યું છે, એવી ત્યાંના નાગરિકોની ગંભીર ફરિયાદ છે. ભૌગોલિક પરિસ્થિતિને કારણે એ વિસ્તારના પ્રશ્નો જુદા છે. ખેતીવાડી માટે સમથળ જમીનનો અભાવ છે. રસ્તા, વાહનવ્યવહાર, સંવહન સાધનો, વીજળી આ બધામાં તે વિસ્તારની ભારે ઉપેક્ષા થઈ છે. શિક્ષણનું પ્રમાણ ઘણું ઊંચું છે. શિક્ષણસંસ્થાઓ અને નોકરીઓમાં અન્ય પછાત જાતિઓની ટકાવારી માંડ બે ટકા હોય ત્યાં ૫૦ ટકા અનામત બેઠકો તેમના માટે રાખવામાં આવે, એ ત્યાંના લોકોને ભારોભાર અન્યાયકારી લાગે એ સમજી શકાય તેમ છે.

દેશનાં બીજાં રાજ્યોમાં અનેક કારણોસર અલગ રાજ્યોની રચનાની માગ અવારનવાર ઊઠતી રહે છે. ઝારખંડ, બોડોલેન્ડ, ગુરખાલેન્ડ, બુંદેલખંડ, નાગવિદર્ભ, તેલંગણ — આ એનાં ઉદાહરણો છે. મોટાં લથરપથર રાજ્યો વહીવટી એકમો તરીકે કામ આપી શકે તેવાં રહ્યાં નથી. રાજ્યોની પુનર્રચનાનો પ્રશ્ન નવેસરથી વિચારવાની જરૂર ઊભી થતી જાય છે.

દિનેશ શુક્લ

※

સંપા હરિવલ્લભ ભાયાણી

## ૧. ચદ્રવદન મહેતાનો પત્ર

[અર્વાચીન આધુનિકવાદી કવિતા અને પ્રાચીન સસ્કૃત કવિતા એક સમીક્ષાત્મક તુલના' – એ હ. ભાયાણીનુ 'પરબ'મા પ્રકાશિત ૧૯૮૧નુ યશવત પંડ્યા સ્મારક વ્યાખ્યાન વાચીને તેના પ્રતિભાવ લેખે લખાયેલો પત્ર]

પ્રિય ભાઈ,

'પરબ'મા આપનુ ભાષણ લેખ રૂપે વાચી વાચી શેરડીના સાઠા જેવુ ચાવી કરી માણ્યો વાહ વાહ યશવત મારા મિત્ર એથી નહિ પણ તમે વિષયને એ રીતે ઓપ આપ્યો એટલે યશવતને પણ ઓપ આપ્યો. વસ્તુ જ મને ગમી.

કેટલીક ચર્ચા સુદર કરી. મારો જીવ કાવ્યમાના નાટ્યતત્ત્વ તરફ — 'કાવ્યેષુ નાટક રમ્યમ્'મા. એટલે તમે જે મુદ્દાઓ — ભાષા, ઔચિત્ય, લય, વગેરેમા ઔચિત્યને ઝોક આપી, તમે જે ઉપમા આપી — ખભે મડદુ લઈ જનારા સસ્કૃત કવિઓ — એ ઉપમા હુ ઉછીની લઈ આધુનિક કવિઓને કે એબ્સર્ડ રહસ્યસ્ફોટના નાટકોને લગાડું તો એક જ બાજુએ અતિશય ઢળતા શબ્દનુ શબ જ જલોદરથી કે હાથીપગાના રસથી ભારી અનબેલન્સ્ડ ઘાટ થઈ જાય છ એમ હું હવે એનો ઉપયોગ કરવા લલચાઉ છુ

બધામા ચારુતત્ત્વ, અભિનવગુપ્ત જ મોખરે, ખોખારી વાત કહેનારો હુ માનુ છું એ કાશ્મીર ગયુ — અને આ મિયાઓએ સત્યાનાશ વાળ્યુ. મદ્રાસમા પધા સુબ્રહ્મણ્ય ભરતનાટ્યમા નિષ્ણાત, Ph D ડિગ્રી લીધી, એણે ભરતાચાર્યને કાશ્મીરમા જન્મેલો સાબિત કર્યો. એ વાતે તો બેત્રણ યુનિવર્સિટીએ એને ડિગ્રી નહિ આપી. પણ આ કાશ્મીર જ રમ્ય સ્થળ હોવું જોઈએ. પોરસ આવડા મોટા દિલનો માણસ એને કોઈ ગણતુ જ નથી — અને એલેક્ઝાન્ડરને આગળ કરે છે ! અભિનવગુપ્ત જેવા હજી બેત્રણ ત્યા આલકારિકો છે એની લાઇબ્રેરી — ભોંયરામા છે ત્યા ગ્રથો છે — ઘણા એ કોઈ નિરાતે જુએ તો ક્યાક ખજાનો મળે — પણ આ આડી વાત થઈ

તમે સરસ લેખ લખ્યો. અભિનદન. તમારી દષ્ટિ સ્પષ્ટ — દીકરો પણ સવાયો નીકળ્યો છે એના બધા જ લેખો વાચુ છુ — અને પુલકિત થાઉ છું

ફરીથી અભિનદન.

મળાતુ નથી, નિરાતે, એ દુખ મળ્યા ત્યારે ટ્રેનમા — એટલે ચાલતી ગાડીએ એન્જિનના ઠબકાર, ડબ્બાના ઘરઘરાટ, આસપાસ વાતચીત ઘોંઘાટ — ચાનાસ્તાવાળા, વેચવા ઘરાકી શોધવા જનાર.ની ડખલ એમા વીણા પર શકરાભરણ સાભળવા જેવુ અછડતુ મિલન.

વડોદરા — ચદ્રવદનના વદન
H. M Hall,
૨૫ ૧૨ ૮૧

## ૨. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો પત્ર

*વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી,*
'મૈત્રી', ૩૯ આદર્શ સોસાયટી,
સૂરત ૩૮૫ ૦૦૧
તા. ૨૪-૬-૧૯૮૧

પરમ સ્નેહી ભાઈશ્રી ભાયાણી,

આપ સર્વ પરિવાર કુશળ હશો સર્વ બન્ધુજનને તથા મિત્રવર્ગને મારા વદન.

જૈન ધર્મના અતીત અને અર્વાચીન સ્વરૂપ વિશે લખેલી પુસ્તિકા મળી ખુશી થઈ આભાર માનુ છું એમાથી એટલુ તો ફલિત થાય છે કે મૂળ શ્રદ્ધા, ભાવના, સત્ય કાયમ રાખી, આવશ્યક ફેરફાર કરી શકાય છે મને એક વાત ચોક્કસ લાગે છે કે કોઈ પણ એક ધર્મે સન્યાસ કે સાધુની દીક્ષા ૨૫ વર્ષથી ઓછી ઉમરનાને ન આપવી. માણસની સહજવૃત્તિ કેવુ કામ કરશે તેનો આભાસ પણ ન થયો હોય ત્યારે દીક્ષા કેવી ! કઈ વાસનાનો ત્યાગ ! હા, પોતાની મેળે કોઈ ઘર છોડી દે તે જુદી વાત. એનો પ્રચાર અને પ્રયોજન [?] હોય.

વિ

મારે, આજે તો ખાસ, કહેવુ જોઈએ છે તમે સર્વતોભદ્ર અજોડ ગુજરાતી સારસ્વત છો.

લિ
વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના સાદર વદન

# અબોલા રાણીની કથાનો મર્મ

મકરન્દ દવે

## (બીજી આંતર કથા)

રાત્રિનો બીજો પહોર થયો. વિક્રમે વાર્તા શરૂ કરતાં પહેલાં અબોલા રાણીને હોંકારો આપવાનું કહ્યું. સખીઓ કહે, અબોલા રાણી કાંઈ હોંકારો આપતાં હશે ? વિક્રમ કહે, કાંઈ વાંધો નહિ. અબોલાનો હાર હોંકારો આપશે. વેતાલને અબોલાના હારમાં પેસી જવા ઇશારો કર્યો. વિક્રમે વાર્તા માંડી :

'એક ગામના અપુત્ર રાજાને શિવકૃપાથી પુત્ર થયો. તે બાર વરસનો થયો. તેને નિત્ય શિવપૂજનનું વ્રત હતું. તેનો વિવાહ થયો. સારું મુહૂર્ત ન હોવાથી એક મહિના પછી કન્યાને વળાવવાનું નક્કી થયું. મુદત પૂરી થતાં ગોર તેડું કરવા ગયો પણ "કુંવર પોતે માત્ર એક મિત્રને લઈને તેડવા આવે તો જ હું આવું." એવી કુંવરીએ હઠ કરી. કુંવર અને પ્રધાનપુત્ર તેનું તેડું કરવા ઊપડ્યા. રસ્તામાં શિવનું દેરું આવ્યું. પાસેના સરોવરમાંથી કમળ ચૂંટી કુંવરે શિવની પૂજા કરી અને વળતાં પણ કમળપૂજા કરવાની પ્રતિજ્ઞા કરી. આ દરમ્યાન પ્રધાનપુત્ર રથ પાસે જ રહેલો. આગળ ચાલી તેઓ કુંવરને સાસરે પહોંચ્યા, ત્યાં તેઓ દોઢ માસ રહ્યા. પછી કુંવરીને લઈને કોઈ રક્ષક કે અનુચર લીધા વિના કુંવર અને પ્રધાનપુત્ર પાછા આવવા ઊપડ્યા. રસ્તામાં પેલું શિવનું દેરું આવ્યું. કુંવરીને અને મિત્રને રથની પાસે રાખી કુંવર પૂજા કરવા માટે કમળ લેવા ગયો. પણ સરોવર અને કમળ સુકાઈ ગયેલાં; એટલે કુંવરે દેરામાં જઈ પોતાને હાથે પોતાનું મસ્તક વધેરીને શિવની આગળ ધરી દીધું અને એમ તેણે કમળપૂજા કરવાની જે પ્રતિજ્ઞા લીધી હતી તે પાળી.

કુંવરને આવતાં વાર થઈ એટલે પ્રધાનપુત્ર તપાસ કરવા ગયો. કુંવરનું માથું અને ધડ કપાઈને પડેલાં જોઈને, પોતાના ઉપર કુંવરને માર્યાનું આળ આવશે એ બીકે તેણે પણ પોતાનું મસ્તક વધેરી દીધું. પ્રધાનપુત્ર પણ પાછો ન ફર્યો એટલે કુંવરી તપાસ કરવા દેરામાં ગઈ. બંનેનાં માથાં વઢાયેલાં પડેલાં જોઈને, પોતાના ઉપર આળ આવશે એ બીકે કુંવરી પણ જ્યાં પોતાને ગળે ખડ્ગ લગાડવા ગઈ ત્યાં જોગીના રૂપે શંકર પ્રગટ થયા અને કુંવરીને વરદાન આપ્યું કે ધડ પર મસ્તક ગોઠવી, ઉપર વસ્ત્ર ઢાંકીને જળ છાંટતાં મરેલા બંને જણ સજીવન થશે. હરખમાં ને હરખમાં હાંફળીફાંફળી કુંવરીએ ભૂલથી એકનું માથું બીજાના ધડ પર લગાડી દીધું. રાજકુંવર અને પ્રધાનપુત્ર સજીવન તો થયા પણ તેમના માથાની અદલાબદલી થઈ ગઈ. હવે આમાંથી કુંવરીનો પતિ કોને ગણવો, રાજકુમારના ધડવાળાને કે તેના શીશવાળાને ? – એ પ્રશ્ન સાથે વિક્રમ વાર્તા કહેતાં અટક્યો.

એટલે અબોલાના હારે જવાબ આપ્યો : "જેણે વિવાહવેળા કુંવરીનો જમણો હાથ ઝાલ્યો હતો તેની જ પત્ની ગણાય." રીસથી હારને તોડીને ફેંકી દેતાં અબોલાથી બોલાઈ ગયું : "જૂઠું ! માણસનું મુખ અનુપમ રત્ન ગણાય. મુખથી જ માણસ ઓળખાય. માટે જેના ઉપર રાજકુંવરનું શીશ છે તે જ કુંવરીનો સાચો હકદાર." આમ અબોલાને બીજી વાર વિક્રમે બોલાવી એટલે બીજો પડદો છૂટ્યો. રાતનો બીજો પહોર વીતી ગયો.'
[સંક્ષેપ, 'મધ્યકાલીન ગુજરાતી કથાકોશ', પાનું : ૬ ]

આ કથામાં દેખીતી રીતે શિવોપાસના રહેલી છે. બાહ્ય ઉપાસના પૂરી થાય અને આંતરિક ઉપાસના શરૂ થાય ત્યારે શરીર-મનમાં કેવું મૂળભૂત પરિવર્તન થાય છે તેનું અહીં નિરૂપણ છે. તે ઉપરાંત નાભિમાં રહેલી પ્રસુપ્ત વાક્‌શક્તિ જાગ્રત થઈ મસ્તકમાં રહેલા શિવતત્ત્વને કેવી રીતે વરે છે તેનુંયે વર્ણન છે. કથાની શરૂઆતમાં જ કહ્યું છે કે અપુત્ર રાજાને શિવકૃપાથી પુત્ર થાય છે. કુમારને નિત્ય શિવપૂજનનું વ્રત છે. બાર વર્ષ સુધી તેનું પૂજન ચાલે છે. ત્યાર પછી તેના વિવાહ થાય છે.

અહીં બારનો આંકડો આંતરિક ઉપાસનાનો સંકેત પૂરો પાડે છે. બાર વર્ષે એક તપ પૂરું થાય, એમ મનાય છે. બાહ્ય રીતે જોઈએ તો બાર શું બાર સો વર્ષ તપ કરવામાં આવે તોયે સિદ્ધિલાભ ન થાય. બારનો સંબંધ દ્વાદશ આદિત્ય, દ્વાદશ જ્યોતિર્લિંગ અને અક્ષરમાળાના બાર સ્વરો સાથે છે. ગોરખ 'દ્વાદશ આંગુલ બાયુ બાઈ' — બાર આંગળ સુધી વહેતા વાયુની વાત કરે છે એ પ્રાણની દ્વાદશ માત્રા, પ્રાણની સ્થિરતા અને સુષુમ્ણા-પ્રવેશ દર્શાવે છે. બાર આંગળથી વધુ દૂરતા હોય તો પ્રાણમાં ઉગ્રતા, આવેશ કે પરિશ્રમ બતાવે છે. બારથી ઓછી દૂરતા વ્યગ્રતા, વિષાદ કે

મધ્યપ્રાણથી આવતો પ્રમાદ બતાવે છે સૂર્યની બાર કળા અને ચન્દ્રની સોળ કળા ગણાય છે 'પ્રાણો વૈ સૂર્ય' — પ્રાણ જ સૂર્ય છે 'चन्द्रमा मनसो जात' વિશ્વની વિરાટ મનસ-ચેતનાનો અંશ ચન્દ્ર છે આપણા વામન પિંડમા એ વસે છે આ સાન્ત શરીરમા જ અનન્તનો સ્પર્શ પામવો હોય અને મર્ત્ય જીવનમા અમૃતનો આસ્વાદ લેવો હોય તો આ બને ધારાનો સગમ સાધવો જોઈએ. આપણા શરીરમા જ રહેલા એ સગમેશ્વર શિવનો પરિચય કરાવતા ગોરખ કહે છે

*'षोडस नाडी चद्र प्रकास्या,*
*द्वादस नाडी भान,*
*सहस नाडी प्राणका मेला,*
*जहा असख कला शिव थान'*

'સોળ કલા ધરાવતી ઇડા નાડીમા ચન્દ્રનો પ્રકાશ છે બાર કલા ધરાવતી પિંગળા નાડીમા સૂર્યનો પ્રકાશ છે અને પ્રાણની સહસ્ર કલા ધરાવતી સુષુમ્ણા નાડીમા અસખ્ય કળા ધરાવતા શિવનું સ્થાન છે'

શિવ સર્વ વિદ્યાઓના સ્વામી છે સર્વ કલાઓના અધિષ્ઠતા છે કૈલાસ, અમૃતકલશ કે સહસ્રાર ગણાતા મસ્તકમા તેમનો નિવાસ છે મધ્ય નાડી સુષુમ્ણા જ છેક મૂર્ધા સુધી લઈ જઈ શિવસ્વરૂપનો મેળાપ કરાવે છે જીવની મૂર્ચ્છા જાય ત્યારે જ શિવનો મેળાપ થાય. આવો મોહરહિત, મૂર્ચ્છારહિત સર્જક 'મૂર્ધન્ય' ગણાય. પણ આપણે કોઈ અગ્રગણ્ય સાહિત્યકારને માટે 'મૂર્ધન્ય' શબ્દ વાપરતા અચકાતા નથી શબ્દનુ અવમૂલ્યન કરવામાયે આપણે શા માટે પાછા પડીએ ?

ખેર, આમ પ્રાણયોગ અને મનોયોગ સધાય ત્યારે જ શિવપૂજન સાર્થક થાય. કુવરીના ગૃહાગમનની મગલ ઘડી આવી પહોચી. કુવરીને તેડવા ગોરને મોકલવામા આવે છે પણ કુવરી તેને ઠાલે હાથ પાછો કાઢી મૂકે છે અને ખાસ સદેશો કહેવડાવે છે કે કુમાર અને તેનો એક જ મિત્ર – એમ બે જણા જ આવે તો તે સાસરે આવશે. આતરિક સાધના શરૂ થતા બહારના ક્રિયાકાડો ને પોથા પૂજન કીર્તન ખરી પડે છે હવે તો પ્રાણનો અગનિ અને મનની લગની સાથે તેડવા જાય તો જ પેલી પરમ ચેતના ગ્રથે ઘડિયા લગન લેવાય. રાજકુમાર અને પ્રધાનપુત્ર એક જ રથમા બેસી કુવરીને તેડી લાવવા સિધાવે છે

આ એક જ રથમા, એક જ દિશામા, એક જ ધ્યેય માટે મન પ્રાણની સયુક્ત ગતિ ઘણી મોટી ઘટના છે આપણા શરીર અને મનના ક્ષેત્રમા તેમનો રોજિંદો સઘર્ષ ચાલ્યા જ કરતો હોય છે સકલ્પ-વિકલ્પ અને પ્રાણ-અપાન વચ્ચે ચાલતો આ સઘર્ષ જ ખરો દેવાસુરસગ્રામ છે એકબીજી સાથે સકળાયેલી પણ પરસ્પર વિરુદ્ધ લાગતી આ શક્તિઓને વેદ-ઉપનિષદ, પુરાણો અને યોગશાસ્ત્રોમા અનેક રીતે વ્યક્ત કરવામા આવી છે વૈદિક એકાર્ણવ-હિરણ્યાડ, દ્યાવા પૃથિવી, અગ્નિ-સોમ, અહોરાત્ર, ભૃગુ-આગિરસ કહો, ઉપનિષદની વિદ્યા-અવિદ્યા, પરા-અપરા કે શ્રેય પ્રેય ગણો, પુરાણોમા ધ્રુવની માતા-અપરમાતા સુનીતિ-સુરુચિ અથવા યયાતિની બે પત્નીઓ દેવયાની શર્મિષ્ઠાના આખ્યાનો જુઓ, પ્રાણીકથામા ગજ ગ્રાહ કે ગરુડ-સર્પની ખેચ-તાણ પારખો કે પછી યોગશાસ્ત્રોના નાદ બિંદુ, કમલ કુલિશ, મણિ પદ્મ તથા નાગમતી પદ્માવતી જેવા પાત્રોના રૂપકો પાછળનુ સૂક્ષ્મ તત્ત્વ ગ્રહો — બધે આ દ્વિમુખી રમણા દેખાશે. ચિત્તનદીને 'ઉભયતોવાહિની' કહે છે એ ઘડી પુણ્ય ભણી તો ઘડી પાપ ભણી વહેવા લાગે છે તેને મૂળ ભણી કેમ વાળવી એ જ કોયડો અને કીમિયો બને છે

જ્યારે આવી મૂળ ભણી ગતિ થાય ત્યારે પરસ્પર વિરોધી લાગતી શક્તિઓ પરસ્પર સહાયક અને પૂરક બની જાય છે આવા સુમેળ ને સખ્યને વેદમા મિત્રાવરુણ કે ઇન્દ્ર-ઉપેન્દ્રના નામથી બિરદાવેલ છે પુરાણોમા એ નર-નારાયણ ને કૃષ્ણ-અર્જુન રૂપે દેખા દે છે મદિરના પ્રવેશદ્વારે શોભતા 'ગજ મકર શિલ્પ', પોતાના પજામા નાગ પકડી વિષ્ણુનુ વાહન બનતા ગરુડ કે જૈન પરપરામા પદ્માવતીનુ વાહન 'કુક્કુટ સર્પ'મા આવુ જ સાયુજ્ય છે આપણી દરેક પરપરામા આવુ યુગનદ્ધ સ્વરૂપ જોવા બેસીશુ તો પાર નહિ આવે.

હવે કથાનો દોર સાંધીએ. આપણી કથાના રાજકુમાર અને પ્રધાનપુત્ર કુંવરીને લેવા જતાં વચ્ચે શિવનું મંદિર આવતું હતું ત્યાં પહોંચ્યા. બાજુમાં સુંદર સરોવર હતું. કમળ ખીલ્યાં હતાં. કુમારમાં બાહ્ય પૂજનની રસવૃત્તિ રહી ગઈ હશે તે એણે સરોવરમાંથી કમળ ચૂંટી શિવનું પૂજન કર્યું અને કુંવરીને લઈ આવતાં વળતાં પણ આવી રીતે પૂજન કરવાની પ્રતિજ્ઞા લીધી. કુંવરીને લઈ બંને મિત્રો આવ્યા ત્યાં તો આખી બાજી પલટાઈ ગઈ. સરોવર સુકાઈ ગયું. કમળ નાશ પામ્યાં. કુમારમાં રહેલી રસવૃત્તિ તો શું પણ બાહ્ય પૂજનનો રસ જ સુકાઈ ગયો. પેલી ચેતના તેને બહિર્મુખ થવા દે તો ને ? કુમારે તલવારથી પોતાનું મસ્તક છેદી કમળપૂજા કરી.

હવે આ કમળપૂજાને શબ્દાર્થમાં લઈએ તો તો ભારે અનર્થ થાય. 'સુત વિત દારા શીશ સમર્પે, તે પામે રસ પીવા જોને' –એ પદનો વાચ્યાર્થ લઈ સ્વજનોને કોઈ વધેરી નાખે તો એને કેવો ગણવો ? અહીં તો શીશ એટલે નિઃશેષ સમર્પણની વાત છે. રાજકુમારનું આત્મસમર્પણ સંપૂર્ણ થયું. મનોમય પુરુષ શિવચરણ પામ્યો તો તેનો જોડિયો ભાઈ પ્રાણપુરુષ કેમ બાકી રહે ? બંનેએ કમળપૂજા કરી ત્યાં કુંવરી આવી પહોંચી. પણ એ શરીરરથમાં મન-પ્રાણ સાથે બેઠેલી અશરીરી ચેતના, ત્રીજી જ શક્તિ. જાણે અક્ષય તૃતીયા. એની સમક્ષ શિવ પ્રગટ થયા. અને આપણે કથાનો મર્મ ન પકડી શકીએ તો કૃપા કરી કથાકાર ચોખવટ કરે છે કે શિવ જોગીરૂપે પ્રગટ થયા. આ યોગકથા છે એ ન ભૂલવાનું કાનમાં કહી દીધું. શિવે વરદાન આપ્યું કે ધડ પર મસ્તક રાખી, ઉપર વસ્ત્ર ગોઠવી જળ છાંટવામાં આવશે તો બંને જણ જીવતા થશે. કુંવરી ઉતાવળમાં ધડ ઉપર માથાની અદલાબદલી કરી નાખે છે. બંને જણ જીવતા થાય છે પણ પ્રશ્ન થાય છે કે કુંવરી પરણે કોને ? રાજકુમારના ધડવાળાને કે માથાવાળાને ?

વિક્રમે આ પ્રશ્ન પૂછ્યો – વેતાળે હારમાંથી ઘોકો માર્યો કે કુંવરીનું પાણિગ્રહણ કર્યું તે જમણો હાથ જ વરે. હાથવાળો ભાગ જ કુંવરીનો પતિ. આવી 'મોં-માથા વગરની વાત' અબોલા સાંખી કેમ શકે ? તે હારને તોડી, ફગાવી બોલી ઊઠી : 'જૂઠું. માણસનું મુખ જ મુખ્ય. રાજકુમારનું મસ્તક છે એ જ કુંવરીનો પતિ.'

અબોલા બોલી ઊઠ્યાં. વિક્રમનું કામ થઈ ગયું. રાણીને 'સતવચન' કહી તેણે શરત મુજબ બીજો પડદો દૂર કરવા કહ્યું.

બહુ પ્રાચીન કાળથી વાણી અને પાણિ તેમ જ વાણી અને પ્રજ્ઞાના સંબંધ વિશે ચર્ચા થતી આવે છે. વૈદિક સાહિત્યમાં તેના રસિક પ્રશ્નો છે. અગ્નિનો જન્મ લલાટમાં થાય છે પણ સ્વાહા ઉચ્ચાર સાથે આહુતિ હાથથી અપાય છે તો સ્વાહાકાર કોનો ગણાય ? પાણિ અને પ્રજ્ઞામાં મુખ્ય કોણ ? પાણિ દ્વારા વાણી સ્થિરરૂપ પામે છે પણ એનો પ્રકાશ પ્રજ્ઞા વિના સંભવતો નથી. મસ્તકમાં એટલે કે પરમ વ્યોમમાં વસતી અક્ષર ઋચાનો જ મહિમા છે. જે એને જાણતા નથી એને વેદપાઠ કર્યા કરવાથીયે શું વળે ? (ઋચા, ઋગ્વેદ ૧/૧૬૪/૩૯; અથર્વ : ૯/૧૦/૧૮.) વૈદિક દ્રષ્ટાનું પગલું દબાવતાં ગોરખ પણ ગગનમંડળમાં વાકૃધેનુ વિયાય છે, કાગળ પર તેનું દહીં જમાવવામાં આવે છે. પણ પંડિતો એ વાણીમાં રહેલાં 'ભાષાભિવ્યક્તિ, ભાવનિરૂપણ કે વર્ણ્યવિષયનું વ્યાકરણશુદ્ધ, વૈવિધ્યયુક્ત કલાનૈપુણ્ય —' આવી પીંજણમાં પડી છાશ પીએ છે. વાણીના સારતત્ત્વ સમા નવનીતનો આસ્વાદ તો સિદ્ધજનો માણે છે. ગોરખવાણી :

*'गगनमंडल में गाय बियाई*
*कागद दहीं जमाया*
*छाछि छाछि पंडिता पीन्ही*
*सिद्धां माखन खाया.'*

પોતે રચેલી કથાઓમાં આવું સિદ્ધ રસાયન છે એવું શામળ ભટ્ટ કહે છે :

*'માખણ મહીંથી કાઢજો, તજજો ખાટી છાશ*
*ધૃતનો ગુણ સહુ રાખજો, વરજો વૈકુંઠ વાસ.'*
*એહ વાત તો દૂધ છે, એમા વાનાં પાચ,*
*દૂધ, દહીં, માખણ, છાશ, ઘૃત, શોધી જોજો સાચ,*
*બે ગુણ બીજા એહમા, અકલ ઘણી અનૂપ,*
*કો ગુણ ગ્રહશે ચારણી, કો ગુણ ગ્રહશે સૂપ.*
(સૂડાબહોંતેરી વાર્તા ૬૫મી)

આ વાર્તામા આતર-વાર્તા અને એમાયે વળી અબોલાની 'અકલ' — જેની કલા પિછાણી ન શકાય એવી વાર્તાની ગૂથણી ચાલી આવે છે કોઈએ કહ્યુ છે

*'ज्यो कदली के पात मे, पात, पात, अरु पात*
*त्यो सज्जन की बात मे, बात बात अरु बात '*

અબોલા રાણીની બીજી આતરકથામા વૈખરી વાણીને તો શિવમદિરના ગર્ભગૃહથી બહાર જ કાઢી મૂકવામા આવી છે નથી સરોવરનુ જળ, નથી કમળ અહીં તો 'માથા સાટે મોઘી વસ્તુ' મેળવવાની છે મનોમય વાણી અને પ્રાણમય વાણીનુ વિલીનીકરણ થતા જ ચિન્મય વાણી જાગી ઊઠે છે કુવરી એ મન પ્રાણ પર બિરાજતી પશ્યન્તી છે અને તેની જ સાથે શિવ-વરદાનની સજીવની સમી પરા પ્રકાશી ઊઠે છે 'મડદાને બેઠા કરે' એવી આ વાણી છે વૈદિક કથાઓમા એના દૃષ્ટાત મળી આવે છે મસ્તકછેદન અને મસ્તક આરોપણની સાથે સજીવની વિદ્યા કેવી વણાયેલી છે તેની કથા દધ્યઙ આથર્વણના પ્રસગમા મળે છે (શતપથ બ્રાહ્મણ ૧૪, ૧, ૧–૧૭) બહુ જ ટૂકમા જોઈએ તો યજ્ઞપુરુષ વિષ્ણુનુ મસ્તક છેદાઈ ગયુ યજ્ઞ અધૂરો રહ્યો. વિષ્ણુનુ મસ્તક જોડી કોણ આપે ? દેવોના વૈદ્યો અશ્વિનીકુમારોને આ કામ સોપ્યુ પણ તેઓ મસ્તક જોડવાની વિદ્યા જાણતા નહોતા. તેમને ખબર પડી કે આ અમૃતવિદ્યા દધ્યઙ આથર્વણ જાણે છે તેમણે ઋષિને આ વિદ્યા શીખવવા કહ્યુ પણ ઋષિએ કહ્યુ કે ઇન્દ્રે આ વિદ્યા તેમને આપી છે ને ચેતવણી ઉચ્ચારી છે કે આ વિદ્યા તમે કોઈને આપશો તો તમારુ મસ્તક છેદાઈ જશે. અશ્વિનીકુમારોએ ઉપાય શોધી કાઢ્યો કે ઋષિનુ મસ્તક છેદી તેની જગ્યાએ અશ્વમુખ જોડી દેવુ. ઋષિ અશ્વમુખથી વિદ્યા આપે, ઇન્દ્ર એ મસ્તક છેદી નાખે, પછી ઋષિનુ મૂળ મુખ ફરી જોડી આપવુ. ઋષિએ અશ્વમુખથી વિદ્યા કહી, ઇન્દ્રે તે મુખ વજ્રથી છેદી નાખ્યુ પણ અશ્વિનીકુમારોએ ઋષિના મૂળ મસ્તકને ફરી ગોઠવી આપ્યુ.

રાજકુમાર, પ્રધાનપુત્ર અને કુંવરી કે અશ્વિનીકુમારો ઋષિ દધ્યઙ કે ઇન્દ્રને જુદી જુદી વ્યક્તિઓ કલ્પીશુ તો કામ નહિ ચાલે. તે એક જ શરીરમા થતી નવજીવન પ્રાપ્ત કરવાની પ્રક્રિયા છે માત્ર વાક્, મન અને પ્રાણ એ ત્રિપુટીને લક્ષ્યમા રાખીશુ તો તેત્રીસ કરોડ દેવતાના મૂળમા રહેલુ ને વળી હાથવગુ મુક્તિનુ સાધન મળી આવશે. વાક્નુ સ્વરૂપ અત્યત સ્થૂળ વાણીથી માડી અત્યત સૂક્ષ્મ સ્પદન સુધી પલટાતુ રહે છે

આ કથામા આવતી રાજકુમારની શિવોપાસના નીલલોહિત શિવની ઉપાસના છે તેને માટે કહેવાય છે कण्ठे आत्मभागे नील इतरार्धे देवीभागे लोहित ।' મસ્તકમા શિવતત્ત્વ નીલ, કઠથી નીચે શક્તિતત્ત્વ લાલ. કુંવરી રાજકુમારના મસ્તકનુ વરણ કરે છે ત્યારે તે નીચેના ભાગમાથી ઉપર ચડે છે

કુમારના ધડને બદલે કુમારના મસ્તકને કુંવરી વરે એમ અબોલા રાણી કહે છે એમા 'શિવ-સકેત' રહ્યો છે કામ રતિ અને શિવ-સતીની ક્રીડા વચ્ચે જે ભેદ છે, એનુ અહીં દર્શન છે ક્રિયા એટલે શક્તિનુ અગ છે પાણિ જ્ઞાન એટલે શિવનુ અગ છે ત્રીજુ નેત્ર. આ જ્ઞાનનેત્ર કે પ્રજ્ઞાનેત્ર સર્વ કામના તથા ક્રિયાને ભસ્મીભૂત કરી નાખે છે કામદહન થતા રતિને ભાગે વિલાપ કરવાનુ રહે છે પણ જે નેત્રથી કામનુ દહન થયુ તેને જ સતી પોતાનુ સ્નિગ્ધ અધરામૃત સીંચી માધુર્ય તેમ જ રસથી સભર કરી દે છે આવી પ્રીતિ જ રુદ્રને ભદ્ર કરી શકે

જ્ઞાનમય પ્રીતિ અને પ્રીતિયુક્ત જ્ઞાન વડે જ મનુષ્યમા રહેલા તારકાસુરનો વધ કરનાર દેવોમા સેનાપતિ, દિવ્ય ગુણોના ભડાર કાર્તિકેયનો જન્મ થાય

છે. શિવ અને સતીની ક્રીડા કામથી ઉત્તેજિત નથી, પણ પ્રેમથી સિંચિત છે. આવી રસરીતિનું સુંદર વર્ણન એક પ્રાકૃત ગાથામાં તથા તેની સંસ્કૃત છાયામાં મળે છે :

*'રતિ-કેલિ-હિઅ-ણિ-અંસણ-કર-કિસલઅ-રુદ્ધ-ણઅણ-જુઅલસ્સ,*
*રુદ્દસ્સ તઈઅ-ણઅણં પવ્વઈ-પરિચુંબિઅ જઅઇ.'*

આ ગાથાની સંસ્કૃત છાયા છે :

*'रति-केलि-हृत-निवसन-कर-किसलय-रुद्ध-नयन-युगलस्य ॥*
*रुद्रस्य तृतीय-नयनं पार्वती-परिचुम्बितं जयति.' ॥*

'રતિ-કેલિ વેળા નિર્વસન પાર્વતીએ રુદ્રનાં બંને નયનો પોતાના કર વડે ઢાંકી દીધાં અને ત્રીજા નયનને ચુંબનથી ઢાંકી દીધું એ પાર્વતી-ચુંબિત રુદ્રના ત્રીજા નયનનો જય હો !'

આ ગાથા અને શ્લોક મને મેળવી આપતાં શ્રી હરિવલ્લભ ભાયાણી પત્રમાં લખે છે :

'હેમચંદ્રાચાર્યે 'કાવ્યાનુશાસન'માં શબ્દની વક્રતા-(રમ્યતા, દ્યોતકતા)ના ઉદાહરણ તરીકે આ ગાથા ટાંકીને કહ્યું છે કે અહીં 'जयति' શબ્દ ઘણો સૂચક છે, તેને સ્થાને કવિએ 'શોભતે', પ્રાકૃત 'સહઇ' નથી મૂક્યો. નહિ તો ધ્વનિ નબળો પડત.'

આ 'जयति' શબ્દનો ધ્વનિ આપણને ક્યાં લઈ જાય છે ? પાર્વતીના સ્નેહ વડે દાહકમાંથી શામક બનેલા શિવ-નેત્રનો તે જય ઉચ્ચારે છે. આ કવિકર્મથી શબ્દ દ્યુતિમય બની ગયો છે. તે દાંપત્યના સર્વોચ્ચ 'ગૌરીશંકર' શિખર પર પ્રેમની વિજય-પતાકા ફરકાવે છે

આ પ્રક્રિયાને અનેક નામથી ઓળખવામાં આવે છે. 'ઊલટી ગંગા', 'ઉજાનપથ', ઊલટ-પલટની સાધના વગેરે. તંત્રમાં એને શક્તિની 'વિપરીત રતિ' કહેવામાં આવે છે. અબોલા રાણીએ મસ્તકને પ્રાધાન્ય આપ્યું એ પ્રધાનપુત્રનું કે પ્રધાનરૂપી પ્રકૃતિનું પરમપુરુષમાં ઊર્ધ્વીકરણ છે અને પેલી અમૃતમયી, રસાનંદરૂપિણી કન્યાકુમારીનું ગૌરીશંકરના શિખર પર આરોહણ છે.

ઉમાનું નીલલોહિત શિવ સાથે મિલન, રાધાનો નીલમાધવ કે ઉજ્જ્વલ નીલમણિ સાથે વિહાર, યોગીનું નીલબિંદુ કે નીલજ્યોતિમાં વિલીનીકરણ અથવા સરસ્વતીના ઉપાસક માટે પોતાના જ પિંડમાં નીલ-સરસ્વતીનું પ્રગટીકરણ એ એક જ વસ્તુ છે આ સ્વયંભૂ વાણી પરમ જ્ઞાન અને આનંદની જનની છે. ગોરખવાત :

*'બિન પુસ્તક બાંચિબા પુરાણ,*
*સરસ્વતી ઉચરે બ્રહ્મજ્ઞાન.*

※

## ચેખૉવ અને બૌદ્ધિકો

ચેખૉવને વિદ્યાર્થીઓમાં શ્રદ્ધા હતી. તો પણ તે કહે છે, "પરંતુ જેવા એ વિદ્યાર્થીઓ મોટા થઈ પોતાના પગ પર ઊભા રહેતા થાય છે, તેવો જ આપણી આશાનો અને દેશના ભાવીનો ધુમાડો થઈ હવામાં ભળી જાય છે, અને બધું ગળી જતાં તેમાંથી બચે છે માત્ર આટલું જ : સુખસાહ્યબીવાળા આવાસના માલિક ડૉક્ટરો, ખાઉકડ અધિકારીઓ અને ચોરી કરતા ઇજનેરો. આપણા બૌદ્ધિકોમાં મને સહેજ પણ શ્રદ્ધા નથી. એ વર્ગ દંભી, અપ્રમાણિક, કુસંસ્કારી અને પ્રમાદી હોય છે. મને વ્યક્તિઓમાં શ્રદ્ધા છે."

[ચેખૉવના એક પત્રમાંથી : હરિવલ્લભ ભાયાણી]

# સર્જક પ્રેમાનંદનો મુન્મય કાવ્યઝંકાર : કુંવરબાઈનું મામેરું

લાભશંકર ઠાકર

॥ ૧ ॥

સર્વ પ્રથમ ક્યારે વાચી હશે આ અનુપમ કાવ્યકૃતિ ? જ્યારથી વાંચી હશે ત્યારથી મનમા વસી ગઈ હશે એટલી બધી વાર 'કુવરબાઈનુ મામેરુ' મે વાચ્યુ છે કે મને 'અસખ્ય' વાર એમ લખવાનુ મન થાય છે હા, પ્રેમાનદના ત્રણ આખ્યાનો ('સુદામા ચરિત્ર', 'કુવરબાઈનુ મામેરુ', 'નળાખ્યાન') મે જેટલી વાર વાચ્યા છે તેટલી વાર ગુજરાતી ભાષાની કોઈ કાવ્યકૃતિઓ વાચી નથી. બીજી ભાષાની કાવ્યકૃતિઓ વાચવા-સમજવાની ક્ષમતા મારામા ઘણી અલ્પ છે ભાવક અને સર્જક તરીકે મારી ચેતના પોષાઈ છે — પ્રેમાનદના આખ્યાનો, નરસિંહ મીરાના પદો, દયારામની ગરબીઓ અને મારા સર્વ પૂર્વકાલીન અર્વાચીન કવિઓના કાવ્ય-રણકારોથી. હા, વ્યાસ વાલ્મીકિ કાલિદાસ ભવભૂતિની વાણીનો ફાળો પણ નોધપાત્ર કાવ્યરણકારો/વાણી એવા શબ્દપ્રયોગો હેતુપૂર્વક કરુ છુ શબ્દ/વાણીથી હુ પ્રભાવિત થાઉ તેવી મારી ચેતના છે સસ્કૃતમા કાલિદાસ વગેરેની કૃતિઓ વાચુ ત્યારે અર્થ સમજવા અનુવાદની મદદ મારે લેવી પડે છે પણ તેવી મદદથી અર્થ પામ્યા પછી કાવ્યાર્થ પામવા તો હુ સસ્કૃત રચનાઓનો સસ્કૃત વાણીમા જ પાઠ કરુ ફરી ફરીને પાઠ કરુ, કઈક મોટેથી, મને સભળાય અને 'શ્રવણીય' આનદ આવે તે રીતે મોટેથી પાઠ કરુ હા, કાવ્યાર્થની સપ્રાપ્તિ તે 'શ્રવણીય' ઘટના છે માત્ર શ્રવણીય ઘટના છે તેમ નહિ, પણ સર્વ પ્રથમ તે શ્રવણીય ઘટના છે કાવ્યમા સ-જીવ થતા શબ્દોને સર્વ ઇન્દ્રિયાર્થો અવિનાભાવથી ચોંટેલા હોઈને કાવ્યની ભાવાત્મક રસાત્મક ઘટના તે સર્વેન્દ્રિય બોધની ઘટના છે અર્થ શબ્દનો, સર્વ પ્રથમ અર્થ, ઇન્દ્રિયાર્થ (ઇન્દ્રિયનો વિષય) અને પછીના ક્રમમા મગજકોષોની પ્રક્રિયામા નિશ્ચિત થયેલો meaning એવો અર્થ સમજવો જોઈએ. જોકે આ બને અર્થો તત્ત્વત ભિન્ન નથી. ઇન્દ્રિયાર્થ મન-આત્માના સન્નિકર્ષની ઘટનાના તે (બન્ને અર્થો) પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ છે

॥ ૨ ॥

આ આખ્યાનની પ્રથમ કડીની બીજી પક્તિમા જે મુન્મય ઝકાર છે તેમા કવિ પ્રેમાનદની સાચી ઓળખ પ્રકટ થાય છે

*મનમુદા કહુ મામેરુ મહેતાતણુ રે.* (૧/૧)

ભલે પ્રેમાનદે 'ઉદરનિમિત્તે પરદેશ કીધો, સેવ્યુ નંદરબાર' એમ 'સુદામાચરિત્ર'ના અંતે લખ્યુ હોય કે અન્યત્ર આવા ઉદ્ગારો કાઢ્યા હોય. પ્રેમાનદ વ્યવસાયે 'માણભટ્ટ' હતા તેમા સત્ય છે જેટલુ, તેટલુ જ સત્ય આખ્યાનોના સર્જક પ્રેમાનદ એક 'કવિ' છે તેમ ભારપૂર્વક કહેવામા છે માણભટ્ટના વ્યવસાય માટે તો તે પૂર્વકવિઓના આખ્યાનોથી યોગક્ષેમ ચલાવી શક્યા હોત. તે વ્યવસાયે ભલે માણભટ્ટ છે, પણ તેમની સાચી ઓળખ તે કાવ્યસર્જક છે તેમ કહેવામા છે

'મામેરુ' રચવાનુ અને રસિક શ્રોતાઓ સમક્ષ તેને રજૂ કરવાનુ સર્વોપરી પ્રયોજન કયુ છે ?

*મનમુદા કહું મામેરું મહેતાતણુ રે*

મનની મુદાથી, માત્ર નિજાનદથી મામેરુ કહેવા/કથવા તત્પર પ્રેમાનદ કેવલ/શુદ્ધ કવિ છે

*શ્રી ગુરુ ગણપતિ શારદા સમરું સુખદાયી સર્વદા* (૧/૧)

એ આખ્યાનના આરભની પક્તિમા ગુરુ ગણપતિ શારદા માટેની કવિની શ્રદ્ધા રણકે છે જેટલી, તેટલી જ રણકે છે તેમા ક-વિતા. આરભની પ્રથમ કડીમા જ જે રણકાર સભળાય છે તે પછી સમગ્ર કૃતિમા સાદ્યન્ત સભળાયા કરે છે કવિની 'સુખદાયી સર્વદા' એવા પરમતત્ત્વ માટેની શ્રદ્ધા અને એવા જ સુખદાયી સર્વદા કાવ્યતત્ત્વ માટેની શ્રદ્ધા (જેનો સત્સગ/સર્જનપ્રક્રિયા મનની મુદાથી, મનમુદા માટે

આરંભાય છે) એ આ કાવ્યકૃતિનો 'વિશેષ' છે એમ કહેવામાં વ્યાપ્તિદોષ છે. કેમ કે બે શ્રદ્ધાઓ વિના જગતની કોઈ કલાકૃતિનો સંભવ કલ્પી શકાતો નથી. જે 'છે' પરમતત્ત્વ અથવા આ કલમ પકડીને બેઠેલા માટે શૂન્ય (void) તે અને જેના દ્વારા તે પમાય છે/સાક્ષાત્ થાય છે તે (કાવ્યની પ્રક્રિયા) આ ઉભય અભિન્ન છે. આ અભિન્ન શ્રદ્ધાઓની વાત આ આલેખમાં સતત રણકતી રહેશે તેથી આ ક્ષણે તે વિશેની તાત્ત્વિક વિચારણામાં ઊતરવાનું છોડી મારા મુક્ત મનની ગતિને અનુસરવાનું મુનાસિબ સમજું છું.

॥ ૩ ॥

આ કથનકલાના ઉસ્તાદને 'લાઘવ' કેવું સિદ્ધ છે ! બીજી કડીમાં 'ખામેરું મહેતાતણું પદબંધ કરવા આશ' એમ કહીને નરસિંહના પૂર્વજીવનનો સાર ગણતરીની, સુરેખ, સ્વચ્છ (લયાત્મક વાણીની દૃષ્ટિએ સ્વચ્છ) પંક્તિઓ આપી દે છે (જુઓ બીજીથી પાંચમી પંક્તિ). આમ છતાં ઘટના ઘટતાં પ્રેમાનંદ પ્ર-વર્તમાન ક્ષણોને એટલા જ લાઘવથી પ્રત્યક્ષ કરે છે.

*કમલની પેરે લિંગ વિકાસ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવ.*
*(૧/૫)*

કમલપુષ્પની જેમ શિવલિંગ વિકસે છે તે પણ 'તતખેવ' (તત્ક્ષણ) અને પ્રભુ – શિવ – પરિબ્રહ્મને કવિ બે કડીમાં અનુપમ લાઘવથી શબ્દપ્રત્યક્ષ કરે છે. વિષ્ણુના દર્શનના અભિલાષી, નરસિંહને મહાદેવજી 'અખંડ વ્રજમાં તેડી ગયા, જ્યાં હરિ રમે છે રાસ'. 'અખંડ' વ્રજ કહેવામાં પણ લાઘવ છે. તે અખંડ શબ્દમાં સઘન મેટાફિઝિકલ મીનિંગ કવિને અભિપ્રેત છે. પ્રેમાનંદનું એક એક વિશેષણ પણ રસપ્રદ અભ્યાસનો વિષય બનવો જોઈએ.

અદ્‌ભુત રાસના અને સ્વયં વૈકુંઠરાયના સાક્ષાત્કાર તથા તેમનો મસ્તક પર હાથ મુકાતાં જે નરસિંહ મહેતા પ્રત્યક્ષ કર્યા છે કવિએ, એક જ પંક્તિમાં, તે ચલત્ ચિત્ર છે : તે ચિત્ર એકસાથે શ્રવણીય અને ચાક્ષુષ છે :

*તાલ વાતા ગીત ગાતા પધાર્યા પુર માંહ્ય*
*નરસિંહ મહેતો જઈ નમ્યા નિજ ભાભી કેરે પાય (૨/૧૩)*

'તાલ વાતા ગીત ગાતા'માં લોકાચારના ભયથી મુક્ત ભક્ત નરસિંહનું સ્વભાવચિત્ર ઝંકૃત થાય છે; તો 'નિજ ભાભી કેરે પાય' નમતા નરસિંહમાં જેનો અહંકાર ઓગળી ગયો છે તે નિર્મળ નરસિંહ પ્રકટ થાય છે. હાસ્તો, 'ભાભીએ કુવચન કહ્યું, મહેતાને લાગી દાઝ' તે નરસિંહ હવે નથી. જેને અહંકાર રહ્યો જ નથી તે નરસિંહનું being તે આ સમગ્ર આખ્યાનમાં સાદ્યન્ત અનુભવાતો કેન્દ્રોત્સાર છે. તે વિશે યથાપ્રસંગ કંઈક વિસ્તારથી આલોચના કરીશ. હમણાં તો આખ્યાનકાવ્યકલાના ઉસ્તાદના લાઘવ વિશે સંકેતો કરી રહ્યો છું. ત્રીજા કડવાની ૧૩મી અને ૧૪મી કડીમાં અનેક પૂર્વઘટનાઓ સંક્ષેપમાં મૂકીને કવિ શીઘ્ર કુંવરબાઈના સીમંતના પ્રસંગ સુધી પહોંચી જાય છે તેમાં પણ લાઘવપૂર્ણ ઉક્તિ-ચેષ્ટાથી કવિ કુંવરબાઈનાં સાસરિયાંને ઉપસાવવાનું ચૂકતા નથી :

*'આવી વૈષ્ણવની દીકરી, સાસરવેલ બહુ પાવન કરી'*
*કરે ચેષ્ટા સાસુ ગર્વે ભરી; કુંવરબાઈ નવ બોલે ફરી. (૩/૧૦)*
*રૂપ દેખી વહુઅર તણું સાસરિયાં સહુ હરખે ઘણું,*
*'નરસિંહ મહેતો હરિનો દાસ તો મોસાળાની શી છે આશ !*
*વહુને ઓરતો વીતે ખરો, કાંઈક મોસાળું ઘેરથી કરો;*
*દુર્બલની પુત્રી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.'*
*(૩/૧૨-૧૩)*

'દુર્બલની પુત્રી રાંકડી, આચાર કરી બાંધો રાખડી' એમાં દયાનો દેખાવ કરતો તુચ્છકાર અને 'આવી વૈષ્ણવની દીકરી, સાસરવેલ બહુ પાવન કરી' જેવી પંક્તિમાં પ્રકટતો કટાક્ષ જેટલો આસ્વાદ્ય છે તેટલો તે પંક્તિઓમાં ઊપસી આવતો વાણીનો સ્વાભાવિક લહેકો, મરોડ આસ્વાદ્ય છે. આ ઉક્તિઓમાં લાઘવપૂર્ણ વેધકતા છે. આ મુદ્દા વિશે હવે વિસ્તાર નથી કરવો તેમ વધુ ઉદાહરણો નથી આપવાં. કવિની ઓછામાં ઓછા શબ્દોમાં ચિત્રો પ્રત્યક્ષ કરવાની શક્તિ માટે ૧૧મું કડવું જોવાનું સૂચવું છું. એક કે અર્ધી પંક્તિમાં કવિએ નાગર સ્ત્રીઓ/બહુ નાની મોટી નારનાં સુરેખ અને ગતિમાન ચિત્રો ઉપસાવવામાં તેમના શબ્દલાઘવનો પરચો બતાવ્યો છે.

॥ ૪ ॥

શબ્દચિત્રો ઉપસાવવાની કવિની શક્તિ ભાવચિત્રણ પર મડાયેલી રહે છે કોઈ પણ નાના મોટા પ્રસગ ઘટનામા કવિચેતનાને ભાવની સરવાણી છૂટતી અનુભવાય તેવી તે ચેતનાની તાસીર હોય છે પ્રેમાનદમા આવુ પ્રતિભાવન — responding — ધ્યાન ખેચે તેવી વિશેષતાથી જોવા મળે છે કોઈ ઘટના ઘટી રહી છે સ્થૂલ તેને કવિચેતના પામી રહી છે ત્યારે તે બાહ્ય સ્થૂલતાને અતિક્રમીને તેમા ઘટી રહેલી ઇનર' સૂક્ષ્મ ભાવધારાનો કવિને સાક્ષાત્કાર થાય છે પ્રસગઘટનાનો આલેખ કરી રહેલી કવિચેતનાની સર્જનની ક્ષણોમા એ ઘટનાસાપેક્ષ કારયિત્રી પ્રતિભાના પ્રતિભાવનનો હુ સકેત કરુ છુ આ 'પ્રતિ-ભા'ની વાત છે કવિપ્રતિભાની વાત છે એક ઉદાહરણ જોઈએ મોસાળુ લઈને પિતા આવ્યા છે તેમ જાણી 'ઉતાવળે મળવાને ધસી' તે જોઈને 'આ શુ પિતાપુત્રીનું હેત ! સગાને કરવા આવ્યો ફજેત' એમ મર્મમા બોલીને હસતી નણદ '— એ બાપથી તો નબાપા ભલા' જેવી હૃદયભેદક દારુણ વાણી બોલે છે તે બધામા આસ્વાદ્ય વાસ્તવચિત્રણ — સ્વભાવોક્તિઓ'— વાક્છટાઓ તો છે જ, પણ નણદને ઉત્તર આપતી કુવરબાઈ '— એવો પિતા મારો જીવતો રહો' તેમા ઊંડો, હૃદયસ્પર્શી ભાવોદ્ગાર છે તો 'લખેશરીથી ન પડે પૂરુ એવુ એવુ —' વડસાસુએ પહેરામણી માટે વિપરીત લખાવ્યુ' છે તે લઈને પિતા પાસે આવતી કુવરબાઈ હેબતાઈ ગઈ છે હબક ખાઈ ગઈ છે કેવી હૃદયને હલાવીને ગાળી નાખે તેવી અતિ કરુણ તેની સવિતધારાનો આ અશ છે !

*સાધુ પિતાને દુ ખ દેવાને મારે સીમત શાને આવ્યુ રે*

આ કવિપ્રતિભાની — ભાવને પામતી કારયિત્રી પ્રતિભાની — વિશેષતા છે જરાક ભાષા બદલીને વાતને સ્પષ્ટ કરવા પ્રયત્ન કરુ ઘટના ઘટતા/ભલે તે ખ્યાત ઘટના હોય/પણ કાવ્યઘટનારૂપે ઘટતા કવિની સર્જકચેતના તેને આતરચેતનાથી પામવા માડે છે આ પ્રક્રિયામા અ પ્રત્યક્ષ અતિસૂક્ષ્મ ભાવધારા કવિને પ્રત્યક્ષ થવા માડે તેની સર્જકચેતનામા, જે યુગપત્ તેની સર્જાતી વાણીમા પ્રત્યક્ષ થતી જાય ટૂકમા સર્જકચેતના ભાવના અતિસૂક્ષ્મ ગધકણોને સૂઘી લે છે કહો કે રણકતા ભાવને તેનુ અત કરણ સાભળી લે છે હા, કવિ સામાન્ય હોય તો સ્થૂલ ઘટનાની સપાટી સરકતી રહે તેને માત્ર તેટલુ જ દેખાય.

પહેરામણી લઈને શેઠ દામોદર દોશી અને કમળા શેઠાણી આવે છે અદ્ભુત રસનો અનુભવ થાય તેવી વિસ્મયની ભાવક્ષણો પ્રકટ થવાની છે પણ કમળા શેઠાણી કુવરબાઈને બાથમા લે છે અને બોલે છે તેમા હૃદયસ્પર્શી ભાવલેખન થયુ છે

*મારી મીઠી મ ભરીએ આસુ રે, તેડી ક્યા છે તમારી સાસુ રે*
*(૬૩/૨૦)*

હા, આસુ/સાસુના અવિનાભાવી સબધને કવિએ કરુણરસમા પ્રાસપૂર્વક રસીને જોડી દીધો છે તેમા તેમની પ્રતિભાનો સાક્ષાત્કાર થાય છે આ પ્રસગ અને આ પ્રાસ તથા 'મારી મીઠી મ ભરીએ આસુ રે એ પક્તિમાના મ કાર અને લુબ્ધ કરી દે તેવા ન'ના અર્થમા પ્રયોજાયેલા 'મ'નો વિનિયોગ કોઈ પૂર્વ આખ્યાનકારોમા છે કે નહિ તે જાણવાનુ કુતૂહલ છે આ પક્તિ કવિ પ્રેમાનદની હોય (કે કોઈ પણ કવિની હોય) તે, તેના મ કારના સગીતથી, આસુ સાસુના પ્રાસથી, તેની પરમ લયાત્મકતાથી, તેમા પ્રકટ થતી સ્વભાવોક્તિથી, તેમા સપૃક્ત કરુણ કટાક્ષથી અને એવા એવા ઘણા કારણોથી ગુજરાતી ભાષાની એક પરમ કાવ્યમય પક્તિ છે મને તે ઊંડા કરુણ/કરુણાનો અનુભવ કરાવે છે અને જ્યારે પણ તે વાચુ છુ અને તેનો પાઠ કરુ છુ ત્યારે મારી ચેતના વિસ્તારનો અનુભવ કરે છે આ એક પક્તિ વાચવાની અને તેનો પાઠ કરવાની તક મળી તેમા લાઠાનુ આ આયખુ કુરબાન છે હા, અતિશયોક્તિપૂર્ણ ભાવાતિરેક પ્રકટ થતો લાગે, લાઠાની કલમમાથી સરકતો તે ભલે લાગે. આ પરમ કાવ્યપક્તિથી પ્રાપ્ત થતા આનદને વ્યક્ત કરવાની મથામણમા જેમ મનમા આવે તેમ નિયત્રણ વિના, લખી રહ્યો છુ એમ લખવુ મને ગમે છે એમ

લખવું જ મને ગમે છે, રાઇટ.

એક જ ખ્યાત વિષયવસ્તુ પર રચાયેલાં આખ્યાનોનો તુલનાત્મક અભ્યાસ કરનારાએ પ્રસંગ-ઘટનાના આલેખનમાં ભાવચિત્રણની દૃષ્ટિએ પ્રેમાનંદની સર્જકપ્રતિભા અન્ય કવિઓ કરતાં કેવી વિશેષતા દાખવે છે તે વિશેના ઝીણવટભર્યાં નિરીક્ષણો અલગ તારવી બતાવવાં જોઈએ. પ્રેમાનંદની કલ્પના-પ્રતિભા ઘટનામાં સંગોપિત, શક્ય ભાવોદ્‌ગમને કેવી પામી જાય છે તે એક રસપ્રદ અભ્યાસનો વિષય બની રહે.

॥ ૫ ॥

ઉપર જે ઉદાહરણો જોયાં તેમાં કરુણ રસ છે. પણ હાસ્ય વગેરે રસોને નિષ્પન્ન કરનારા ભાવોના નિરૂપણમાં કવિની પ્રતિભા/કલ્પનાપ્રતિભા શક્ય, સંગોપિત ભાવને પામવામાં કેવી વિશેષતા ધરાવે છે તે વિશે પણ સૂક્ષ્મ અભ્યાસો થવા જોઈએ. વિશ્વપ્રસિદ્ધ વાર્તાકાર ચેખોવ એમ કહેતા : મને કોઈ પણ વિષય પર વાર્તા લખવાનું કહો. હું લખી આપું અને તે વાર્તા હોય.

વાર્તા હોય એટલે કે કલાત્મક વાર્તા હોય. ચેખોવના શબ્દો મેં સ્મૃતિથી ટાંક્યા છે. ચેખોવ આમ કહી શકતા હતા તે તેમની ભાવદૃષ્ટિને કારણે. સામગ્રીમાં/વિષયસામગ્રીમાં સંગોપિત ભાવ છે તેમ કહેવામાં અર્ધસત્ય છે. ભાવ જોનારાની દૃષ્ટિમાં છે. સામગ્રીને કેવા point of viewથી સર્જક જોઈ રહ્યો છે તેના આધારે ભાવઘટના ઘટે છે. ગમે તેટલી પરલક્ષિતાની વાત કરીએ; પણ આખરે તો જે પ્રકટ, પ્રત્યક્ષ અનુભવ – ભાવાનુભવ – રસાનુભવ છે તે આત્મલક્ષી છે. મહાભારતનો દુર્યોધન તે ભાસનો દુર્યોધન નથી. પ્રેમાનંદનાં આખ્યાનોનાં પાત્રોનો આ દૃષ્ટિએ પણ અભ્યાસ કરવો જોઈએ. પ્રેમાનંદની ભાવદૃષ્ટિ નરસિંહનું કેવું સર્જન કરે છે તે વિશે લખું તેમ આ ક્ષણે મનમાં ઇચ્છા ઊપસી છે તેથી મારા મનની સ્વૈરગતિને અનુસરીને 'કુંવરબાઈનું મામેરું'માં પ્રકટ થતા નરસિંહ મહેતા વિશે હવે લખું છું. ના, ના, અન્ય આખ્યાનકારોની કૃતિઓ મેં વાંચી નથી તેથી તુલનાત્મક અભ્યાસ કરવાની મારી ક્ષમતા નથી, યોગ્યતા નથી. ભવિષ્યમાં તેવો અભ્યાસ કરવાની શક્તિ નથી. સાચું કહું તો વૃત્તિ પણ નથી.

'સુદામાચરિત્ર'માં સુદામાનું પાત્ર અ-દોષ છે. તે વિશે મેં તે કૃતિના સંપાદન વખતે લખેલા લેખમાં વિગતે લખ્યું છે. નરસિંહ પણ એવી જ ઉચ્ચ ભૂમિકામાં મુકાયેલું પાત્ર છે. મને પ્રેમાનંદનાં આ બે પાત્રોમાં ખૂબ રસ પડે છે.

*ભાભીએ કુવચન કહ્યું, મહેતાને લાગી દાઝ;*
*પરિત્યાગ કીધો ઘરતણો, મહેતા વન ગયા તપ કાજ.* (૧/૩)

નરસિંહની આ ક્ષણોમાં દાઝ (રોષ, ક્રોધ) છે. તે પરિત્યાગ કરે છે 'ઘરતણો' પણ રોષને કારણે, રિસાઈને. આમ છતાં નરસિંહનું આંતરિક/સ્વરૂપ/being તેને વનમાં લઈ જાય છે. અને તેય 'તપ કાજ'. વનમાં મહાદેવના દેરામાં અપૂજ શિવના લિંગની, અંતરના ઉમંગ સાથે, પૂજા કરે છે.

*ઉપવાસ સાત મહેતે કીધા તવ રીઝ્યા શ્રીમહાદેવ;*
*કમલની પેરે લિંગ વિકાસ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવ.* (૧/૫)
*તવ નરસૈંયે જઈ પાય લાગ્યો, મસ્તક મૂક્યો હાથ;*
*'માગ્ય વર, કૃપાળ છું' એમ કહે ઉમિયાનાથ.* (૧/૮)
*મહેતો કહે, 'મહાદેવજી, હું માગું છું સ્વામિન :*
*તમારું દર્શન પામિયો, પામું વિષ્ણુનું દર્શન.'* (૧/૯)

આ નરસિંહનું આંતરિક છે. માગી માગીને એ વિષ્ણુનું 'દર્શન' માગે છે. જે પરથી પણ પર છે તે પરાત્પરનાં 'દર્શન'ની તેની અભિલાષા છે. મનુષ્યની અતિ તીવ્ર ઝંખના જાણવાની છે. તે આ સમગ્ર વિશ્વરૂપને જાણવા/પામવા ઝંખે છે જેનો તે એક અ-ભિન્ન અંશ છે. જે વિશ્વાધારમ્ છે તે વિષ્ણુના દર્શનની અભિલાષામાં એક મનુષ્યની, નિર્મલ મનુષ્યની જિજ્ઞાસા પ્રકટ થાય છે. તપથી તેની ચેતના નિર્મલ થઈ છે. હવે ક્રોધ નથી, કામ નથી. તે નિષ્કામ છે. બીજી કોઈ કામના નથી. દર્શનની કામના છે. 'અખંડ વ્રજમાં તેડી ગયા, જ્યાં હરિ રમે છે રાસ', મહાદેવ, નરસિંહને. સ્થલકાલસાપેક્ષ વ્રજની આ વાત રહેતી નથી. 'અખંડ વ્રજની' વાત છે. સ્થલકાલસાપેક્ષ વ્રજના

રાસની પણ આ વાત નથી નરસિંહનો આ અનુભવ ખંડ સત્યનો (fragmentary) નથી રહેતો 'રસો વૈ સ 'નો આ રસરૂપ પરમતત્ત્વનો અનુભવ છે પરમ રસાત્મક વિશ્વાધારને રૂપક વિના, ઇન્દ્રિયગોચર રૂપ વિના પામવાનુ શક્ય નથી. તેથી અહીં વ્રજ અને રાસ રૂપક બનીને આવ્યા છે ભલે વ્રજમા રમાતો રાસ અને વ્રજ ક્ષીણ થનારા, નાશ પામનારા, અંત પામનારા સત્યો છે. પણ નરસિંહને પ્રત્યક્ષ થતા (કહો કે યોગપ્રત્યક્ષ થતા) વ્રજ/રાસ અખંડ છે

*અદ્‌ભુત લીલા રાસ વિરાજે જી,*
*ગોપિકા ગાયે, વાજા વાજે જી*
*દર્શન કીધે ભવદુ ખ ભાજે જી*
*મહાસુખ દીધુ શિવ મહારાજેજી (૨/૧)*

લીલા, રાસ, દર્શન, ભવદુ ખ, મહાસુખ વગેરે વિશે વિવરણ કરવા જાઉં તો ઘણો વિસ્તાર થઈ જાય. ખંડદૃષ્ટિ રાગદ્વેષાત્મક દૃષ્ટિ તે ભવદુ ખનુ કારણ છે અદ્‌ભુત લીલામય રાસ, પરમતત્ત્વનો, જોયા પછી રાગદ્વેષાત્મક ખંડદૃષ્ટિ મરી જાય છે અખંડ રાસલીલાનું દર્શન અને તે દર્શન કરનારી દૃષ્ટિ અભિન્ન બની જાય છે 'ભાભીએ કુવચન કહ્યુ, મહેતાને લાગી દાઝ' એ મહેતાની ખંડદૃષ્ટિ તો હવે સર્વથા સરી ગઈ છે

*થઈ નરસૈયાની નિર્મળવાણી, કવિ શક્તિ ભક્તિ અપાર,*
*રાધાકૃષ્ણશુ રગ લાગ્યો, તૃણવત્ ગણે સસાર (૨/૧૨)*

થઈ નરસૈયાની નિર્મળવાણી. કેમ કે નરસિંહની સમગ્ર ચેતના નિર્મળ થઈ છે રાગદ્વેષાત્મક ખંડિત સત્યો હવે ચેતનામા પ્રવર્તિત નથી હવે રજસ્ નથી. તમસ્ નથી વાણી નિર્મળ બની છે કેમ કે ચેતના/સવિદ્ નિર્મળ છે આવી નિર્મળતા વિના કવિત્વશક્તિનો સભવ નથી. અને ચેતના નિર્મળ બનતા તે શક્તિ અપાર બની જાય ચખોવ કોઈ પણ વિષય પર વાર્તા/કલાત્મક વાર્તા સરજી શકે નરસિંહ અપાર કવિશક્તિથી અ પ્રતિમ પદો રચી શકે અને પ્રેમાનદ મામેરુ જેવી અનન્ય આખ્યાનકૃતિ સરજી શકે તેમા ચમત્કાર છે નિર્મલ ચેતનાનો. વિષયસામગ્રીને રાગદ્વેષ વગર, without choice જે જોઈ શકે તે કલા- સર્જક રાગદ્વેષાત્મક ભાવદૃષ્ટિથી થયેલુ સર્જન કદી (રિપીટ, કદી) કલાકૃતિ બની શકે નહિ

રાધાકૃષ્ણશુ રગ લાગ્યો એટલે પરમ રસાત્મક/પ્રકૃતિ આત્માના સયોગાત્મક રાસના દર્શનનો રગ લાગ્યો. એટલે રાગદ્વેષાત્મક સસારી રગો માટે લગાવ ન રહ્યો. તેથી 'તૃણવત્ ગણે સસાર' નરસિંહની અ પાર ભક્તિ તે રસો વૈ સ ની ભક્તિ છે કવિ નરસિંહ મહેતા ભલે 'જ્ઞાન'ના કવિ હોય, વસ્તુત તે રસના કવિ છે કહો કે પ્રેમરસના કવિ છે તેમની પ્રસિદ્ધ પક્તિ મનમા ઊપસી આવે છે

*પ્રેમરસ પાને તુ મોરના પિચ્છધર*
*તત્ત્વનુ ટૂપણુ તુચ્છ લાગે.*

નરસિંહ મહેતાના પાત્રને પ્રેમાનદ કેવુ લીલયા શ્રવણચક્ષુપ્રત્યક્ષ કરે છે !

*તાલ વાતા ગીત ગાતા પધાર્યા પુર માંહ્ય*
*નરસિંહ મહેતા જઈ નમ્યા નિજ ભાભી કેરે પાય (૨/૧૩)*

'તાલ વાતા ગીત ગાતા' નરસિંહ મહેતા તે ખરેખરા નરસિંહ મહેતા છે તે રાસ જોઈને આવ્યા છે નરસિંહના સમગ્ર જીવનમા હવે તાલ (રિધમ) અને ગીતગાન છે 'હરિહર બને મુજને મળ્યા તે, ભાભી ત્હારુ પુણ્ય' કહેતા અને ભાભીને પાયે પડતા નરસિંહમા ego ઓગળી ગયો છે આ જે egoless personality છે નરસિંહની, તે તેમનુ being છે નરસિંહ 'મામેરા'ના સર્વ ઘટનાક્રમમા સાદ્યન્ત આવા સ્વરૂપમા ઝલકી રહે છે તેથી તેમની વ્યક્તિતા તે આ આખ્યાનના કેન્દ્રમા છે અને આ આખ્યાનમા બીજુ બધુ આસ્વાદ્ય છે પણ પરમ આસ્વાદ્ય છે નરસિંહનુ beingના becoming તો 'માયા' છે નરસિંહમા કોઈ desire નથી તે નિષ્કામ છે એક નિષ્કામ ભક્તને પ્રેમાનદે સાદ્યત સુરેખ સ-જીવ ઉપસાવ્યા છે

'મહેતે માડ્યો ગૃહસ્થાશ્રમ', પણ ઘરમા વાતાવરણ કેવુ છે ?

*સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ તાલ બહુ વાગે ચંગ,*
*ચોક માંહે તુલસીનાં વન, અહર્નિશ થાયે હરિકીર્તન.*
*(૩/૨)*
*નહિ ખેતી ઉદ્યમ વેપાર, હરિભક્તિ મહેતો તદાકાર.*
*(૩/૩)*

નરસિંહ તાલમાં, ભક્તિસંગીતમાં તદાકાર છે. બે સંતાન થયાં. તેય ગોપાલે આપ્યાં તેવો તેમનો મનોભાવ છે. પુત્ર-પુત્રીને પરણાવ્યાં. 'પામ્યાં મરણ પત્ની ને પુત્ર, મહેતાનું ભાંગ્યું ઘરસૂત્ર.' આમ થતાં લોકો રુએ છે. પણ 'મહેતાને મનમાં નહિ શોક.' તેમની ચેતનામાં ઊપસતો ભાવ કેવો છે ? 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' આમાં 'પલાયન' નથી. નરસિંહનું being જ જુદું છે. પત્ની હતાં ત્યારે અને નથી ત્યારે તે બંને સ્થિતિમાં સમદૃષ્ટિ છે. અહીં સુધી તો આખ્યાન પૂર્વેનું સંક્ષિપ્ત પૂર્વાખ્યાન છે. પણ તે સંક્ષિપ્ત પૂર્વાખ્યાનમાં કવિ પ્રેમાનંદે તેમની અનન્ય શબ્દલાઘવની શક્તિથી નરસિંહ મહેતાના પાત્રને જીવંત ઉપસાવી આપ્યું છે. હવે પછી મામેરાના ઘટનાક્રમમાં બીજાં પાત્રો/સમાજ નરસિંહના being સાથે આવીને અથડાય છે. આ અથડામણમાં પ્રેમાનંદ being અને becomingના વિવિધ રસોથી પૂર્ણ ઘન કહો કે રસઘન જે forms રચે છે તે ભાવકોને ચેતોવિસ્તારનો અનુભવ કરાવે છે. રસ અને ઘન બે શબ્દોને સાથે મૂકવામાં વિસંગતિ છે; કેમ જે રસ પ્રવાહી હોય, ગતિમાન હોય. અહીં ભાવની અને તેથી રસની પ્રચુરતા અને તેથી ઘનતા અભિપ્રેત છે. આકાશચારી ઘન (મેઘ) જલથી ભરેલા અને જલથી જ બનેલા હોય છતાં 'ઘન' કહેવાય. તે સ-ભર ઘન હોવા છતાં ગતિમાન હોય. અહીં એવી ભાવઘનતા/રસઘનતા અભિપ્રેત છે.

મારા સ્વભાવમાં શિસ્ત નથી. છે તો કંઈ જુદા પ્રકારની છે. તેથી આમતેમ points મનમાં ઊપસી આવે તે શબ્દોમાં ઉતારવામાં મને આનંદ આવે છે. પણ આ લેખના આ પાંચમા ખંડમાં નરસિંહના પાત્ર વિશે જ લખવાનો ઉપક્રમ છે. તેથી તે દોર પર આગળ વધું.

જૂનાગઢમાં ખોખલો પંડ્યો આવે છે તેનું વર્ણન કરતાં પ્રેમાનંદ 'જૂનાગઢમાં ઋષિ આવ્યા' એમ કહે છે. તેમાં પ્રેમાનંદ ભલે વર્ણન કરતા હોય પણ તે ક્ષણે ભાવદૃષ્ટિ નરસિંહની છે.

*જૂનાગઢમાં ઋષિ આવ્યા, મહેતો લાગ્યા પાય;*
*સ્તુતિ સેવન પૂજા કરી, પછી માંડી વાત સુખદાય.*

નરસિંહ ખોખલા પંડ્યાને પગે લાગે છે. તેમની સ્તુતિ–સેવા–પૂજા કરે છે તેમાં નરસિંહના નિરભિમાની સ્વરૂપનું દર્શન થાય છે. અહીં 'ખોખલો' પંડ્યો એવું નામ તુચ્છતાસૂચક અને હાસ્યજનક છે. અને નરસિંહ મહેતા તેમને પગે લાગે છે તથા તેમની સ્તુતિ–સેવા–પૂજા કરે છે તેમાં નરસિંહ મહેતાની ભાવદૃષ્ટિમાં સમાદર છે. પણ સર્જક પ્રેમાનંદ નરસિંહના સ્વરૂપને પ્રકટ કરવાની સાથે જ તે situationને ચોંટેલી હાસ્યજનકતાને પણ રેખાંકિત કરતા હોય તેવો મારો પ્રતિભાવ છે.

*ખોખલે પંડ્યે પત્ર જ આપ્યું, મહેતાજીને હાથ જી;*
*વધામણી કાગળમાં વાંચી સમર્યા વૈકુંઠનાથ જી. (૪/૧)*

આ તત્ક્ષણનો નરસિંહનો પ્રતિભાવ છે. એમની ચેતનામાં, કહો કે brainમાં feeding હવે એવું છે કે તે 'સમર્યા વૈકુંઠનાથજી' એવું responding કરે. અને તે પ્રતિભાવસાતત્યમાં નરસિંહ ત્રિકમજીને સંબોધન પણ કરે છે.

*મામેરું પુત્રીને કરવું, ઘરમાં નથી એક દામ જી;*
*ત્રિકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્ય તણું છે કામ જી.*

વાત થઈ ગઈ. ત્રિકમજી સાથે કમ્યુનિકેશન થઈ ગયું. આ કડીનું શ્રવણીય સ્ટ્રક્ચર મને બહુ ગમે છે. આ કડી પર જ એક નાનો લેખ લખી શકું. પણ બધો જ મોહ જતો કરું છું. અગેન, મને હાસ્યનો અનુભવ થાય છે. 'ત્રેવડ'ના અનુપ્રાસમાં 'ત્રિકમજી' આવે તે શ્રવણીય આનંદ તો ખરો જ; પણ 'ત્રિવિક્રમ' કરનારા ત્રિકમને આ એક મામેરું કરવાના ઉપક્રમ માટે 'ત્રેવડ'માં રહેવાનું છે તે ભાષા/વાક્પ્રયોગ હાસ્યની સેર છોડે છે. પ્રેમાનંદ શબ્દપસંદગી/શબ્દ-પ્રભુત્વ/લયસિદ્ધિ/હાસ્યને સાવ નાની પરિસ્થિતિમાં

પકડનારી અનેરી સર્જકદૃષ્ટિ વગેરે વગેરેનો આ કડીમા મનને હરી લે તેવો પરિચય થાય છે ખોખલા પડ્યાને ભોજન કરાવી દક્ષિણા આપી પગે લાગી વિદાય કરતા નરસિહ કહે છે 'મોસાળુ લઈ અમે આવીશુ.'

આ પછી 'જૂની વહેલ ને ઘૂસરી વાકી–થી આરભાતા પરમ શ્રવણીય ચાક્ષુષ ચલત્ ચિત્રોમા ભરપૂર હાસ્ય છે નરસિંહ મહેતાનો સમગ્ર 'ઠાઠ' હાસ્યજનક છે આ હાસ્યદૃષ્ટિ સામાન્ય, સામાજિક મનુષ્યની છે તે તો ખરુ જ, પણ આ હાસ્યદૃષ્ટિ સર્જક પ્રેમાનદની છે અને તે સામાન્ય સામાજિક મનુષ્યથી ભિન્ન દૃષ્ટિ છે તે તરફ રસિક અભ્યાસીઓનુ ધ્યાન ખેચવાની તક લઉ છુ

અહીં નરસિંહ અને તેમના વૈરાગી સાથીદારો વિદૂષકો જેવા, clownish લાગે છે તે વિસગતિને કારણે. એક બાજુ છે સમાજ અને સામાજિકોનો રિવાજ તેને સામે છેડે છે નિષ્કામ વૈરાગી અને તેના સાથીદારો. જે નિષ્કામ છે, જેના ઘરમા 'નથી એક દામ જી' તેવા નરસિંહ મહેતાએ મામેરુ કરવા માટે સામાજિક કુટુબીઓને બદલે 'ત્રણ સખી તે સાથે લીધી, વૈરાગી દસવીસ જી' આ સમગ્ર વર્ણન વિશે વિસ્તારથી લખી શકાય. અહીં હાસ્ય છે તે વિસગતિનુ હાસ્ય છે નરસિંહ મોસાળાની સામગ્રીમા શુ લઈ જાય છે ? 'મોસાળાની સામગ્રીમા છાપા, તિલક ને તાળ જી' આમ ભલે નરસિહ વિદૂષક લાગે, વિસગતિના સદર્ભમા, પણ તેનુ being તો કવિ યથાર્થ ઉપસાવે છે

*નરસૈયો છે નિર્ભય મનમા, ભોગવશે ગોપાળ જી*
*(૪/૯)*

પ્રેમાનદની સર્જકદૃષ્ટિ હાસ્યની તક ત્વરિત ઝડપી લે છે ઉપરની પક્તિમા એક જ પદ/ક્રિયાપદ હાસ્યની સેર છોડવા કવિએ પસદ કર્યું છે તે ક્રિયાપદ છે, 'ભોગવશે' તેમા બોલચાલનો લહેકો છે 'એના કર્યાં (કાર્ય, કરતૂત) ભોગવશે, આપણે શુ !' એ લહેકો, એ કાકુ અહીં નરસિહના મનોભાવરૂપે મુકાયો છે તેમા એક જ અર્થસૂચક કાકુથી ચાલે તેમ નથી. નરસિહની નિર્ભય મનસ્થિતિનો આ ભાવ છે ભોગવશે ગોપાળ, અને તેનુ કંઈ કષ્ટ ભોગવવુ પડે તો તે માટે ગોપાલ સક્ષમ છે વળી આ બધુ જે કંઈ છે તે તેના 'ભોગ' રૂપે જ છે ને ? रसो वै स – તે રસરૂપ છે અને રસિક છે તે રસરૂપ જ રસનો 'ભોક્તા' છે મારા પ્રદેશની બોલચાલની વાણીમા કોઈને દુખ પડ્યુ હોય અને તે યોગ્ય હોય તેમ માનનારાનો પ્રતિભાવ આવા વાક્યપ્રયોગરૂપે કિશોરવયમા અનેક વાર સાભળ્યો છે 'ભોગ એના' ભોગ શબ્દની અનેક અર્થચ્છાયા સમેત યોજાયેલા આ ક્રિયાપદમા કવિ પ્રેમાનદની સૂક્ષ્મ સર્જકતાનો અનુભવ થાય છે

ભોળા શકરરાયે 'રખે લોકાચારનો ભય ગણતો' એવી નરસિંહને શીખ આપી છે, તેથી જ નહિ, સ્વય નરસિહની ચૈતસિક ભમરડી એવી અલગ રૂપમા ઘૂમવા લાગી છે કે તેની સગતમા આવતા સામાજિકો/નાગરજનો તેનાથી દૂર, વિસગત રહી જાય છે તેમની પાસે નરસિહને પામી શકે તેવી સમદૃષ્ટિ નથી પ્રેમાનદ તો નામ પાડીને આ વિસગતિને સૂચવે પણ છે

*શુ જાણે વૈષ્ણવનો મારગ વિષયી પુરના લોક જી ?*
*(૪/૧૫)*

મધ્યાહ્ને નરસિંહ મહેતા પહોચે છે ત્યારે 'જોવા મળ્યુ સહુ ગામ જી' અને એ લોકોની પ્રતિક્રિયા વાણીના કેવા તિર્યક્ સ્ટ્રોકથી પ્રકટ કરી છે પ્રેમાનદે !

*કોડ પહોચ્યા કુંવરવહુના, મામેરું છે રોક જી*

કુવરવહુના કોડ/અભિલાષ પૂર્ણ થશે. રોકડુ મામેરુ લઈને આવ્યા છે મહેતોજી જુઓ કેવી છે વૈષ્ણવની વિસાત ! આવુ હસીને બોલતા વિષયી લોક કહે છે 'એકેકી માળા આપશે તો પહેરશે નાગરી નાત રે.' માળા એટલે 'તુલસી કાષ્ઠ પવિત્ર'ની માળા. નિર્ધન નરસિહ મહેતા નાગરજનોની દૃષ્ટિમા 'હાસ્યાસ્પદ' છે 'કપટે ભરી પાછા ખસે, સામગ્રી જોઈ જોઈને હસે.' Being અને becomingની આ અથડામણમા સર્જક પ્રેમાનદ નરસિંહને સુરેખ

પ્રકટ કરે છે. નાગરજનોની દૃષ્ટિથી ઊપસતા હાસ્યાસ્પદ નરસિંહને અતિક્રમીને નરસિંહના મૂળ રૂપને / beingને પ્રકટ કરવામાં પ્રેમાનંદ આશ્ચર્યજનક સર્જકતાનો અનુભવ કરાવે છે; એટલું જ નહિ, નરસિંહના being સાથે અથડાતા નાગરજનોને એ સતત ઉપસાવ્યા કરે છે. તેમનીં આ ઉપસ્થિતિ પણ 'હાસ્યજનક' બનતી જાય છે તે આ અનુપમ કૃતિની સ્વાદ્ય સામગ્રી છે. નરસિંહની ભાષાદષ્ટિમાં નાગરજનો હાસ્યજનક નથી. સત્ય એ છે કે નરસિંહને કોઈ choice નથી. તેથી તેને મન નાગરીનાત હાસ્યાસ્પદ નથી. નાગરીનાતની વિરૂપતાને સર્જક પ્રેમાનંદ રસપૂર્વક જોયા કરે છે. ક્લાઉનિશ લાગતા નરસિંહ મહેતા ક્લાઉનિશ લાગતા નથી અને પ્રશિષ્ટ/સંસ્કારી સમૃદ્ધ નાગરો વિદૂષક બનતા જાય છે તે આ આખ્યાનકાવ્યનું અનેરું ઇનર થિમેટિક સ્ટ્રક્ચર છે. નરસિંહમાં 'અંગતતા' નથી તેથી તેને મન કોઈ વિરૂપ નથી. સર્જક પ્રેમાનંદની 'બિનંગતતા' હા, હા, રાગદ્વેષ વગરં જોઈ શકે છે, રાગદ્વેષમાં લપેટાયેલા નાગરોનાં હાસ્યજનક રૂપોને.

નરસિંહ વિશે લખ્યા કરીશ તો અંત આવશે નહિ. નરસિંહને પુત્રી કુંવરબાઈ મળે છે તે પણ 'અથડાય' છે તેમ હું લાક્ષણિક રીતે કહીશ. પણ તે અથડામણમાં પણ નરસિંહનું being યથાવત્ રહે છે.

*દૂર થકી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રીહરિ(૫/૧૬)*
*રૂડો દિવસ આવ્યો, દીકરી, તો મોસાળું કરશે શ્રીહરિ*
*(૫/૧૮)*

નિર્ધનના અવતાર વિશે અને મા વિનાની દીકરીની દુર્દશા વિશે કુંવરબાઈ મર્મવેધક વાણી, એકધારી, ઉચ્ચારીને સ્પષ્ટ કહે છે :

*'શીદ કરવા આવ્યા ઉપહાસ ? સાથે વેરાગી પાંચ પચાસ;*
*શંખ તાલ ને માળા ચંગ : એ મોસાળું કરવાના ઢંગ ?*
*(૫/૨૮)*
*ન હોય પિતા તો, જાઓ ફરી,' એમ કહી રોઈ દીકરી.*
*(૫/૨૯)*

કુંવરબાઈ 'સાધુ પિતાને' જાણે છે. એની વાણી તે સમાજે/નાગરસમાજે તેના બ્રેનમાં ધરબેલી, ફીડ કરેલી વાણી છે. તેનું દુઃખ તે સામાજિક અને મનોવૈજ્ઞાનિક છે. તે આવેશના ઊભરામાં જે ફીડ થયેલું છે તે ધડધડ કહી નાખે છે. પણ કહ્યા પછી ? 'એમ કહી રોઈ દીકરી'. કુંવરબાઈના મનોભાવની હૃદયસ્પર્શી વાસ્તવિક ક્ષણોનું પરમ લાઘવથી પ્રેમાનંદે કરેલું આલેખન એક અલગ રસનો વિષય છે. મારે એ કહેવું છે કે કુંવરબાઈ પણ કુટુંબ-સમાજથી પ્રેરિત અતિશય વ્યથાભર્યા આવેશમાં આવીને સાધુપિતાને 'અથડાય' છે. પણ the outsider નરસિંહ આવી સ્થિતિમાં પણ દોલાયમાન નથી. તે સ્થિર છે, શાંત છે. Becomingની પ્રોસેસમાં અટવાતા મનુષ્યો શાંત ન હોઈ શકે. કરુણ વગેરે રસોની નાનાવિધ શક્યતાઓ પણ becomingની પ્રોસેસમાં મુકાયેલા મનુષ્યોના સંદર્ભમાં જ શક્ય. જે સ્વરૂપમાં સ્થિર છે તેવા નરસિંહ મહેતા જેવા શાંત મનુષ્યના સંદર્ભમાં એક જ રસ, એકસરખો, ગતિમાન અનુભવાય. તે રસ છે તેથી ગતિમાન છે. પણ તે ગતિમાં આ જગતની માનવજગતની રાગદ્વેષપ્રેરિત ગતિ નથી.

*મહેતે મૂક્યો મસ્તક હાથ, 'મોસાળું કરશે વૈકુંઠનાથ –'*
*(૫/૨૯)*

વડસાસુ 'લખેશરીથી ન પડે પૂરું' એવું 'વિપરીત' પહેરામણીનું લિસ્ટ લખાવે છે તેની પ્રતિક્રિયામાં કુંવરબાઈ એક સ્ત્રીને, માતૃત્વના આનંદની પરમ સુખદ ભાવિ શક્યતાથી સર્વથા વંચિત બની જવાનો ભાવ પ્રેરે છે તેમાં ઊંડી, મર્માન્તક વ્યથાની real ક્ષણનું ચિત્રણ છે.

*સાધુ પિતાને દુઃખ દેવાને મારે સીમંત શાને આવ્યું રે ?*
*(૭/૪)*

પિતાજી તમે પાછા પધારો, અહીં રહે ઇજ્જત જાશે રે, એમ કુંવરબાઈ કહે છે ત્યારે સ્થિર નરસિંહની ચેતના લેશમાત્ર કંપતી નથી. 'પુત્રી મારી રહેજો તમે વિશ્વાસે રે' એમ કહે છે તેમાં 'ઇજ્જત'ની ભાષા નથી અને હોય તો તે આ વિશ્વાધારની ઇજ્જતની વાત હોય. ઉપહાસ થશે તો કોનો થશે ?

*જો મોસાળુ હરિ નહિ કરે તો ઉપહાસ એહનો થાશે રે*
*(૭/૮)*

The outsider જેવી પ્રસિદ્ધ સજ્ઞા મે ઉપર હેતુપૂર્વક પ્રયોજી છે કોલિન વિલ્સનના આઉટસાઇડર, કામૂના આઉટસાઇડર અને આ નરસિહ મહેતામા એક 'સમાનતા' છે તે આ જગત/માનવજગતમા છે છતા 'નથી' તેમનો આ માનવજગતમા કોઈ 'લગાવ' નથી. છે છતા નથી અર્થાત્ they are not lost in it નરસિંહને જે ક્ષણે ભાભીના કુવચનથી 'દાઝ' ચડે છે તે ક્ષણે નરસિહ આઉટસાઇડર નથી. પણ પછી તે આ સસારથી 'પર' છે સસાર માડે છતા સસારથી પર છે 'ભલુ થયુ ભાગી જજાળ' એમા જજાળ એટલે સસાર નરસિંહ ખાય છે, પીએ છે, અતિશય ગરમ જળને ઠંડુ કરવા સમોવણ માગે છે અને છતા તે આઉટસાઇડર છે કામૂની 'ધ આઉટસાઇડર' નવલકથાનો નાયક રાગદ્વેષ વગર માતાના મૃત્યુથી માડીને પોતાના મૃત્યુની પ્રતીક્ષાની ક્ષણોમા એકસરખી સ્થિરતાથી, પરમ શાતિથી જે છે તેને માત્ર જોયા કરે છે પાદરીની અતિશય પજવણીથી ફિઝિકલી ત્રાસીને તે તેને પટકીને પછાડે છે તેમા પણ તેની ફિઝિકલ ક્ષુબ્ધતા છે માનસિક નહિ. નરસિહ મહેતાને કામૂના પાત્ર સાથે લગોલગ મૂકીને બનેને 'આઉટસાઇડર' કહ્યા પછી બનેમા રહેલી ભિન્નતાનો નિર્દેશ પણ કરી લઉ કામૂના નાયકનો અનુભવ, આ વિશ્વનો અર્થશૂન્યતા(meaningless- ness)નો છે નરસિહનો અનુભવ પણ વિષયશૂન્યતાનો છે અન્યજનો તો વિષયીપુરના લોક' છે નરસિહ વિષયાતીત છે તે 'વિષયગ્રસ્ત' નથી. 'ધ આઉટસાઇડર'નો નાયક દારૂ પીએ છે, છોકરી સાથે સૂએ છે છતા તે 'વિષયગ્રસ્ત'ના અર્થમા વિષયી નથી. બને આઉટસાઇડર છે આ વિષયી જગતમા ધે આર નોટ લોસ્ટ પણ 'ધ આઉટસાઇડર'ના નાયકનો અર્થશૂન્યતાનો અનુભવ છે નરસિહનો આ વિષયજગતથી પર એવા પરમબ્રહ્મની રસમયતાનો/રાસનો અનુભવ છે બનેનુ દર્શન ભિન્ન હોવા છતા જેમ નરસિંહ તે નાગરજનોથી ભિન્ન છે તેમ. 'ધ આઉટસાઇડર'નો નાયક તે કથાના પાદરી વગેરેથી ભિન્ન છે આ તુલના હજી વિસ્તારથી અને વધારે વિગતથી કરી શકાય, પણ અહીં સકેતથી વધારે લખવુ શક્ય નથી. અને નરસિહ વિશે પણ હવે વધારે લખતો નથી. બાકીનુ બધુ રસિક, અભ્યાસી વાચકમિત્રોના મનમા ભલે ફૂટે-ઊગે અને ફરફરે.

॥ ૬ ॥

પ્રેમાનદની રસનિરૂપણની શક્તિ, તેમના શબ્દાલકારો અને અર્થાલકારો, સ્વભાવોક્તિ જેવા અર્થાલકારમા જોવા મળતી પ્રેમાનદની અ પ્રતિમ સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ, તેમનુ ઘૂટાયેલુ લયપ્રભુત્વ અને નાનાવિધ ઢાળોના/દેશીઓના વિનિયોગ વગેરે વિષયો પર મે 'સુદામાચરિત્ર' અને 'નળાખ્યાન' વિશે લખવાની તક મળી ત્યારે વિસ્તારથી લખ્યુ છે 'કુવરબાઈનુ મામેરુ'મા પણ કવિની આ સર્વ શક્તિઓનો ઉત્તમ પરિચય મળી રહે છે આ લખી રહ્યો છુ મારો પ્રતિભાવાત્મક લેખ તેમા આ કૃતિનો textual સ્ટડી, છાત્રોપયોગી, કરવાનો આશય મારા મનમા નથી. વર્ષોથી આ પરમહદ્ય આખ્યાનકૃતિને હુ રસપૂર્વક માણતો આવ્યો છુ, આ ક્ષણ સુધી તો તે નિમિત્તે મારા બ્રેનમા – મનમા અકિત થતી રહેલી નોટ્સમાથી કેટલુક અહીં ઉતારવાનો મારો આનદદાયક ઉપક્રમ છે તેથી ઉપરના વિષયો વિશે મારે કશુ વિસ્તારથી રિપીટ નથી કરવુ અછડતા ઉલ્લેખ-સકેતો થાય તો ભલે હા, તો પ્રેમાનદના આખ્યાનો વિશે ઘણુ લખ્યા પછી પણ ઘણુ બાકી રહી ગયાનો અસતોષ રહે તેવી તેમની કાવ્યસપદા છે આટલી પૂર્વભૂમિકા પછી તેમના સર્વ આખ્યાનોમા જોવા મળતી સવાદો અને તેય નાટ્યાત્મક રીતે મૂકવાની શક્તિ વિશે આ છઠ્ઠા ખડમા કઈક લખવાની ઇચ્છાથી હવે ફકરો પાડુ છુ

અહીં આ ખડમા કવિની પક્તિઓને, કડીઓને ભેદ કરીને ઉતારીશ. જેથી તેમાના સવાદો છપાયેલા પણ નેત્રપ્રત્યક્ષ થાય.

*તવ નરસૈંયો જઈ પાય લાગ્યો, મસ્તક મૂક્યો હાથ,*
*'માગ્ય વર કૃપાળ છુ,' એમ કહે ઉમિયાનાથ (૧/૮)*

*મહેતો કહે, 'મહાદેવજી, હું માગું છું સ્વામિન :*
*તમારું દર્શન પામિયો, પામું વિષ્ણુનું દર્શન.'* (૧/૯)

*'ધન્ય ધન્ય ! સાધુ', શિવ કહે, 'તુંને ભક્તિની છે આશ'*
(૧/૧૦)

*'કહો,સદાશિવ, આ કોણ છે, તમો દેખાડ્યો આ ઠામ ?'*
*મહાદેવ કહે, 'એ દાસ તમારો, વિપ્ર નરસિંહ નામ*
(૨/૪)

*ભક્તિ ઈચ્છે પ્રભુ તમારી, કીર્તન કરે ગુણ ગાય;*
*કરો કરુણા કૃષ્ણજી'; તવ બોલ્યા વૈકુંઠનાથ (૨/૫)*

આખ્યાનના સંક્ષિપ્ત પૂર્વાખ્યાનમાં પણ પ્રેમાનંદે સાદા કથન-વર્ણનથી ચલાવવાને બદલે પાત્રો વચ્ચેના સંવાદો મૂક્યા છે અને સંક્ષિપ્ત પૂર્વાખ્યાનને પણ સ-જીવ બનાવ્યું છે. પ્રેમાનંદ 'પ્રત્યક્ષ'ના કવિ છે. ભલે નરસિંહના ભૂતકાળનું શક્ય તેટલા લાઘવથી પૂર્વાખ્યાન કરવું છે, પણ તે શુષ્ક નિરૂપણ કરવાથી ચલાવી લેતા નથી. પૂર્વાખ્યાનથી વિશેષ/ભાવાત્મક ક્ષણોને પ્રેમાનંદ બે પાત્રોના સંવાદોથી રજૂ કરીને અતીતની તે વર્તમાન ક્ષણોને પ્રત્યક્ષ કરવા પ્રેરાય છે. નરસિંહની ભાભીને પગે લાગ્યા પછી બોલાયેલી ઉક્તિ પાત્રની અહંકારરહિત ચેતનાને સુરેખ રીતે ઉપસાવી રહે છે :

*'હું ગોરાણી મેં પ્રમાણી, જે કહ્યું વજ્ર વચન*
*હરિહર બંને મુજને મળ્યા, તે ભાભી તારું પુણ્ય.'(૨/૧૪)*

કવિએ નરસિંહની ભાવાભિવ્યક્તિ તે પછીના 'વલણ'માં પણ વહેવા દીધી છે.

*'પુણ્ય ત્હારૂં, માતા મ્હારી, જે મળ્યા શ્રીપરિબ્રહ્મ રે'*

ભાભીના 'કુવચન'થી જેને 'દાઝ' ચડી હતી અને જેણે ઘરનો 'પરિત્યાગ' કર્યો હતો તે જ નરસિંહ ભાભીને પગે લાગે છે, 'માત મ્હારી' કહે છે અને 'શ્રીપરિબ્રહ્મ'નો સાક્ષાત્કાર થયો તેમાં નિમિત્તકારણ એવાં ભાભીના 'પુણ્ય'નો સ્વીકાર કરે છે તેમાં નરસિંહનું વ્યક્તિત્વ તેમની 'ઉક્તિ'થી પ્રકટ થાય છે તેથી egoless નરસિંહ ભાવકોને સીધા, પ્રત્યક્ષ થાય છે. આ નરસિંહનું 'વાચિકમ્' છે. નેરેટરના પ્રક્ષેપ વિના સીધો, પાત્રની વાણી દ્વારા જ, પાત્રનો ભાવાત્મક પરિચય થાય છે તેમાં આ નેરેટિવ ઝાંર એવા આખ્યાનમાં ડ્રામેટિક ઝાંરનો કવિ ત્રેવડથી, હૃદ્ય, સચોટ, અર્થપૂર્ણ વિનિયોગ કરે છે તે ધ્યાનપાત્ર છે.

*સ્રીસુત મરતે રોયાં લોક; મહેતાને મનમાં નહિ શોક :*
*ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.*

મહેતાને મનમાં નહિ શોક એટલા કથનથી કવિને સંતોષ નથી. તે તક મળી છે તો ઉક્તિવૈચિત્ર્યથી નરસિંહના અંતરતમને/beingને વાચિકમ્થી પ્રત્યક્ષ કરે છે.

પાત્રને વ્યક્ત કરવા કવિ ઉક્તિઓ મૂકે છે. સંવાદ ન હોય, માત્ર એક પાત્રની ઉક્તિ હોય. પણ તેમાં બોલચાલનો વ્યંજનાવેધક મરોડ હોય. કંઈ અજબ કાકુ હોય.

*'આવી વૈષ્ણવની દીકરી, સાસરવેલ સહુ પાવન કરી'*
*(૩/૧૦)*

ક્યારેક કવિ સંવાદો નહિ પણ લોકોક્તિઓ મૂકે છે.

*'શેક મામેરું મહેતોજી લાવ્યા, જુઓ વૈષ્ણવની વિસાત રે;*
*એકેકી માળા આપશે તો પહેરશે નાગરી નાત રે' (૪/૧૫)*

આવી ઉક્તિઓ વ્યક્તિને કે સમૂહને ઉક્તિલાઘવથી સચોટ રીતે ઉપસાવી દે છે તેમાં પ્રેમાનંદ માણસની બોલચાલની છટાવાળી, સ-જીવ ભાષાને પૂર્ણ અભિવ્યંજનાશક્તિથી પ્રયોજવાની શક્તિનો પરચો બતાવે છે.

ટૂંકા પણ વેધક સંવાદો ઘણા છે. ઓશિયાળી, દામણી, કુંવરબાઈ શીશ નમાવી સાસુને કેટલી નમ્રતાથી કહે છે !

*બાઈ જી, રખે કરતાં રીસ.*
*આપણો ગોર પંડ્યો ખોખલો*
*જૂનાગઢ સુધી મોકલો*
*મોકલો લખાવી કંકોતરી.*

દામણી, ઓશિયાળી કુંવરબાઈ, ભય સાથે વિનયથી આમ કહે છે ત્યારે 'સાસુ બોલી ગર્વે ભરી.'

~

*વહુઅર, તુને ઘેલુ લાગ્યુ,*
*મા મૂઈ ત્યારે મહિયર ભાગ્યુ,*
*તાલ વજાડી ગાતો ફરી*
*ઉદર નાચી ખૂંદીને ભરે,*
*દરિદ્ર ઘરમા ફેરા ફરે,*
*તે મોસાળુ ક્યાથી કરે ?*
*જે સગાથી અરથ ન સરે,*
*તેને શુ થાયે નોતરે ?*
*મહેતાને વહાલુ હરિનુ નામ*
*જોવા મળે ત્યા આખુ ગામ,*
*તમને બાપ મળ્યાનુ હેત,*
*અમો ન્યાતમા થઈએ ફજેત*
*તમારો સસરો લાજે, બાઈ,*
*વણ આવે સરશે વેવાઈ (૩/ ૧૫થી ૨૦)*

સાસુની આ ગર્વભરી, મર્મભેદક ઉક્તિ અહી મે પક્તિને વિભક્ત કરીને એટલા માટે ઉતારી છે કે ઉક્તિના વેધક કાકુઓ ઊપસી રહે આમ વિભક્ત કરીને મૂકવાથી આખ્યાનના પદ્યલયમા પાઠ કરવાને બદલે તેનુ કઈક નાટ્યાત્મક પઠન કરવા ભાવકો પ્રેરાય, જેથી પ્રેમાનદની બોલચાલની વાક-વળાંકોવાળી વાણી પ્રયોજવાની વિશેષ શક્તિ પરત્વે ધ્યાન ખેચાય.

સાસુની સાધુ પિતા વિશેની અપમાનભરી ગર્વોક્તિ સાભળીને ઓશિયાળી, દામણી કુવરબાઈની આખોમા આસુ ભરાઈ આવે છે વિનયનમ્ર કુવરબાઈ મર્મભેદી ઉક્તિઓ સાભળ્યા પછી ઉત્તરમા કહે છે

*બાઈજી, બોલતા શુ ફગો ?*
*દુર્બલ તોયે પોતાનો સગો*
*અહીં આવી પાછા જાશે ફરી*
*એ મશે મળશુ બાપદીકરી (૩/ ૨૧)*

પ્રેમાનદ નાટ્યાત્મક ક્ષણોમા પાત્રોને/મનુષ્યોને ઊંડી સર્જકદૃષ્ટિથી જોઈ શકે છે ગર્વભર્યા છાકથી ગમે તેમ બોલતી સાસુ પણ એક 'મનુષ્ય' છે એક 'નારી' છે તે પણ ક્યારેક 'વહુ' બનીને આ ઘરમા આવી હશે. તે માત્ર દુરિત/ઈવિલ છે તેમ સર્જક સકુચિત દૃષ્ટિથી ન જુએ તેથી કુવરબાઈ — મળશુ બાપદીકરી' એમ કહે છે તે સાસુના હૃદયને ઊંડે સુધી સ્પર્શી જાય છે તેથીસ્તો કવિ સાસુના મન-હૃદયના ભાવને, ભલે સાવ સક્ષેપમા પણ યથાર્થરૂપમા વર્ણવવાનુ ચૂકતા નથી.

*સાસુને મન કરુણા થઈ નિજ સ્વામીને વાર્તા કહી*
*'રહ્યા સીમતના થોડા દિન, કુવરવહુ દુ ખ પામે મન*
*લખી મોક્લો વેવાઈને પત્ર, જ્યાત્મ્ય કરીને -*
*આવજો અત્ર'*
*(૩/ ૨૨-૨૩)*

વેવાઈ શ્રીરગ મહેતો પરમ દયાળ' છે તેમ કવિ કથન કરે છે આમ સર્જક આખ્યાનકાર પાત્રોની સકુલ ચેતનાને જોવાનુ ચૂકતા નથી તે ધ્યાન ખેચે તેવી બાબત છે પાત્રને એક જ ઘેરા રગથી આલેખતી બ્લેક એન્ડ વ્હાઇટની સાકડી દૃષ્ટિ કવિની નથી તેના આ ઉદાહરણો છે આ ખડમા નાટ્યાત્મક સવાદો વિશે લખવાનો આશય છે પણ કોઈ મુદ્દો અવાન્તર મનમા ઊપસી આવે તો તે ટપકાવી લેવાની તક જતી કરુ તો પછી તેની નોધ લેવાનુ ચૂકી જવાય હુ એમ કહેવા પણ લલચાઉ છુ આ ક્ષણે કે પ્રેમાનદ ભલે પદ્યકાર છે આખ્યાનકાર છે તે જો વર્તમાન સમયના અર્વાચીન સર્જક હોત તો એક ઉત્તમ વાર્તાકાર હોત પાત્રોના હૃદયસ્પર્શી સદર્ભોની તે સૂક્ષ્મ અને ભાવપૂર્ણ માવજત કરે છે તે પાત્રના મન-વચન કર્મને એક વાર્તાકારની જેમ ઝીણવટથી, માર્મિકતાથી, કલાપૂર્ણ ત્રેવડ – લાઘવથી ચોટદાર આલેખન કરવાની સૂઝનો પરિચય સતત કરાવે છે આ ખડ માટે અપ્રસ્તુત છે છતા શ્રીરગ મહેતાના પૂર્ણ વાસ્તવિક શૈલીમા લખાયેલા સુદર પત્રનો ઉલ્લેખ કરીને તે વાત ઘૂટીને કહુ છુ કે પ્રેમાનદ માનવવ્યવહારની વાણીના લહેકાઓ તેની પરમ સુદરતા સાથે પદ્યમા ઉતારી શકે છે તે આવા લહેકાઓનુ સૌદર્ય પ્રીછે છે — અને પદ્યમા ઉતારવાનુ પસદ કરે છે તેમા તેમની યથાર્થ કાવ્યસૂઝનુ દર્શન થાય છે

નાટ્યાત્મક ક્ષણો અને સચોટ સવાદો પ્રેમાનદના આખ્યાનોમા જોઈને પ્રેમાનદના આખ્યાનોમા નાટ્યાત્મકતા' એવો વિષય લઈને કોઈએ ડેઝર્ટેશન માટે અભ્યાસલેખ તૈયાર કરવો જોઈએ એમ સૂચવવાનુ મન થાય છે All in one એવુ આખ્યાનનુ સ્વરૂપ પ્રેમાનદમા સિદ્ધ થાય છે તેમ અત્યુક્તિથી કહેવાનુ

મન થાય છે. પ્રેમાનંદનાં આખ્યાનોમાં કાવ્યો છે, ઊર્મિગીતો છે, ખંડકાવ્યો છે, નવલિકા છે, નવલકથા છે, નાટક છે એમ કહેવામાં અત્યુક્તિ છે જ; પણ એમ કહીને સૂચવવા એ માગું છું કે આ સર્જકમાં નાનાવિધ સાહિત્યસ્વરૂપો ખેડવાની એક મોટા સર્જક જેવી ક્ષમતા છે. આવી ક્ષમતાના હૃદ્ય સંકેતો તેમનાં આખ્યાનોમાં સતત મળ્યા કરે છે.

જૂઓ કેવી પરમ નાટ્યાત્મક ક્ષણ પ્રેમાનંદ પ્રત્યક્ષ કરે છે :

*કુંવરબાઈએ જાણી વાત, મોસાળું લઈ આવ્યા તાત;*
*ઉતાવળી મળવાને ધસી, નણદી બોલી મર્મે હસી :*
***'આ શું પિતાપુત્રીનું હેત !***
***સગાંને કરવા આવ્યો ફજેત;***
***લજાવ્યું સાત પેઢીનું નામ,***
***સાથે વેરાગીનું શું કામ ?***
***શું મળવા ચાલ્યાં એકલાં ?***
***એ બાપથી નબાપાં ભલાં.'***
*કઠણ બોલ એવા સાંભળી, કુંવરબાઈ તવ પાછી વળી :*
***'નણદી મચ્છર શો આવડો ?***
***પૂંઠેથી બાઈ, શું બડબડો ?***
***સુખી પિતા હશે જે તણો,***
***તેની દીકરીને લાભ જ ઘણો.***
***કોનો પિતા લખેશરી કેહાવે,***
***તે મારે શું કામ જ આવે ?***
***રંક પિતા આવ્યો મુજ ઘેર,***
***એક કાપડું સોનાની મેર.***
***તમો મન માને તે કહો,***
***એવો પિતા મારો જીવતો રહો'*** (૫/૧૦થી ૧૫)

હા, હા, દિગ્દર્શક લા.ઠા.ના મનમાં આ ક્ષણે આ આખ્યાન એક સંગીતનાટિકા/musicalના formમાં પ્રત્યક્ષ થાય છે. ગાયકવૃંદ સર્વ કથનાત્મક-વર્ણનાત્મક રચનાઓનું ગાન કરે. એમાં એક મુખ્ય સૂત્રધાર ગાયક હોય. અને દૃશ્યો ભજવાતાં રહે. પ્રેમાનંદે મૂકેલા સંવાદો/એકોક્તિઓ પાત્રો પદ્યનાટ્યાત્મક પઠન દ્વારા રજૂ કરે યથાર્થ આંગિકમ્ સાથે. રંગમંચ પર 'ઉતાવળી મળવાને ધસી' તે કુંવરબાઈ તેના આંગિકમ્થી પ્રત્યક્ષ થાય. તેની પાછળ/પૂંઠેથી બડબડતી નણદી તેના આંગિકમ્/વાચિકમ્થી પ્રત્યક્ષ થાય. મિનિમમ આંગિકમ્/વાચિકમ્; પણ તે સુરેખ, સ્પષ્ટ હોય. તે એવાં સચોટ હોય કે મંચપ્રત્યક્ષ થતી ભાવક્ષણો પ્રેક્ષકોના ચિત્તમાં રસાયનનો અનુભવ બની રહે. આ શક્ય છે – મ્યૂઝિકલ. પણ તે લાઠાના મનમાં શક્ય છે. એવી મનોદૈહિક-ક્ષમતા લાઠામાં રહી નથી કે તે આવા મ્યૂઝિકલ formનો રંગમંચપ્રત્યક્ષ પ્રયોગ કરી શકે. અરે, લાઠાને તો આ આખ્યાનની animationની ટેક્નીકથી ફિલ્મ બનાવવાનો વિચાર પણ આ ક્ષણે આવે છે. કોઈ ઉત્તમ ચિત્રકાર પાસે આ નાની કલાકૃતિની ભાવક્ષણો ની ચિત્રાવલી બનાવીને. . . .

અરે ધખારા તો હતા ચલચિત્ર સર્જન કરવાના અને મારાં સર્વપ્રથમ બે ચલચિત્રો હોત : સુદામાચરિત્ર અને કુંવરબાઈનું મામેરું. મારા ચલચિત્રસર્જનના આવા ધખારાને કારણે હું પંદર-વીસ વર્ષ પહેલાં લૉટરીની ટિકિટો લેતો. 'સર્જકની આંતરકથા'માં આવું લખેલું વાંચીને, એમના 'સેતુ'માં ગુરુજી(ઉ.જો.)એ મને કહેલું : 'લાભશંકર, સરકારનું અનુદાન પણ મળે.' અમારી આંતરકથાના આલેખ/લેખ હું અને કવિ મિત્ર ચિનુ મોદી ગુરુજીને રૂબરૂ આપવા ગયેલા. તે તેમણે તે વખતે જ વાંચી નાખ્યા હતા, અમારી હાજરીમાં. અરે જેમ ગુરુજી કદી સરકારી અનુદાન ન લઈ શકે તેમ આ એમનો શિષ્ય પણ કદી ન લઈ શકે. લાઠા ગાંઠના સર્વસ્વનો જુગાર ખેલી નાખે. પણ સરકારના ધનને લાઠા 'લોકધન' માને છે તે કલાસર્જનના ઘેલછાભર્યા ઉન્મેષ-ઉદ્રેક-ઉછાળામાં ઉડાવી ન શકે. તે વાત જ અશક્ય હોય. અભિલાષાઓ હોય અને તે તીવ્ર હોય. ભલે અ-પૂર્ણ અને માત્ર મનોમય આનંદ લાઠા સતત પામ્યા કરે છે. પ્રેમાનંદનાં આખ્યાનો અને પન્નાલાલની કથા/વાર્તાઓ વાંચતાં વાંચતાં. અરે અમસ્તાય, લાઠા આ અકળ સંસારને સતત સિનેમેટોગ્રાફીની કલાદૃષ્ટિથી સ-કળ કરીને પામવાની મથામણમાં મસ્ત રહે છે. આ ટૂંકા આયખામાં તે પર્યાપ્ત છે અને સુખદ છે.

આ આખ્યાનમાંની ઘણી અતિસુંદર નાટ્યાત્મક ક્ષણો વિશે હજી લખી શકાય. પણ તેવો આશય નથી.

આખી દીર્ઘ નાટ્યાત્મક ઉક્તિ કડવામા રેલાઈ હોય પરમ સુદર પદ્યમા તેવા દાખલાઓ પણ નોધવા જેવા છે. જેમ કે કડવા છઠ્ઠામા વડસાસુ જે લિસ્ટ લખાવે છે તે પહેરામણીનુ, તેમા 'વડસાસુ ઘણુ ભારે માણસ'ની બોલવાની રીતના વિવિધ ભગો અને વસ્તુઓની વિવિધતા સાથેનો મોટો જથ્થો બધુ જ એક મોટા બોજાનો, ભારનો, કુવરબાઈની કરુણતાનો અને યુગપત્ હાસ્યનો કંઈ અનેરો અનુભવ કરાવે છે આખા કડવામા રેલાઈ છે તાલભાર અને અર્થવ્યજક કાકુઓથી કાન-આખ અને એક ઉભયાત્મક ઇન્દ્રિય એવા મનને કાવ્યકલાજન્ય આનદનો બહેતરીન અનુભવ કરાવતી પદ્યછટાઓ/વાક્છટાઓ. અને તે વડસાસુની દીર્ઘોક્તિના ભારથી કચડાતી રૂધાતી કુવરબાઈની ચીખ પણ કવિએ યથાર્થ મનોમય ઉક્તિરૂપે મૂકી છે તે મારી કલ્પિત સગીતનાટિકા/મ્યૂઝિકલમા કુવરબાઈના ગતિમાન રગમચ પ્રવેશ સાથે મુકાય. કહો કે પાત્ર દ્વારા તેનુ live ગાન થાય ત્યારે અગેન તે નાટ્યાત્મક ઉક્તિગાન કરુણનો/હાસ્યનો યુગપત્ અનુભવ કરાવે.

'ડાટ વાળ્યો રે, ડોશીએ ડાટ વાળ્યો રે'થી આરભાતી કુવરબાઈની ચીખ કરુણનો, તો ડોશીના અનુપમ શબ્દરેખાકનથી હાસ્યનો અનુભવ કરાવે છે આ સાતમા કડવામા જ કુવરબાઈની હૃદયવેધક ઉક્તિ મુકાઈ છે

*લખેશરીથી ન પડે પૂરુ એવુ એણે લખાવ્યુ રે,*
*સાધુ પિતાને દુ:ખ દેવાને મારે સીમત શાને આવ્યુ રે ?*

પ્રેમાનદના આખ્યાનોમા આવતા નાટ્યાત્મક સવાદો એક બીજી દષ્ટિએ પણ સચોટ બને છે અને તે અત્યાનુપ્રાસોને લીધે. પ્રાસ ઉક્તિને ચોટદાર બનાવે છે જૂની રગભૂમિના નાટકોમા પ્રાસનો ઉપયોગ ચોટદાર રીતે થતો. આખ્યાનો પદ્યમા પ્રાસબદ્ધ થઈને સર્જાતા કાવ્યો છે તેથી તેમા પ્રાસો તો હોય જ સવાદોમા/ઉક્તિઓમા પણ પ્રાસો હોય જે શ્રોતાઓ પર 'પ્રભાવક' અસર પાડે

દા.ત., કમળા શેઠાણીની આ ઉક્તિ 'મારી મીઠી મ ભરીએ આસુ રે, તેડો ક્યા છે તમારી સાસુ રે' તે એક હૃદયસ્પર્શી ચોટદાર ઉક્તિ છે તે ઉક્તિ પરમ પ્રભાવક અભિવ્યજના બની રહે છે તેમા તે ઉક્તિને સર્જનારા એકાધિક ઘટકોમા આસુ/સાસુનો પ્રાસ પણ એક ધ્યાનપાત્ર ઘટક છે

પ્રમાનદના આખ્યાનોમા નાટ્યાત્મકતા વિશે હવે વધારે કઈ લખતો નથી પ્રેમાનદ સાચે જ એક નાટ્યસર્જકરૂપે પ્રકટ થયા હોત તો તે આશ્ચર્યનો વિષય ન બનત. જેમ તે શ્રીમદ્ ભાગવત વગેરે સસ્કૃત કાવ્યોથી પ્રભાવિત થઈને આખ્યાનો લખવા પ્રેરાયા તેમ કાલિદાસ વગેરે નાટ્યકારોના પ્રભાવથી નાટકો લખવા પ્રેરાયા હોત, પણ મધ્યકાલીન સાહિત્યમા નાટકો લખાયા નથી. કેમ લખાયા નથી તે અનેક દષ્ટિએ રસપ્રદ અભ્યાસનો વિષય બની રહે જોકે ગુજરાતી મધ્યકાલીન સાહિત્યમા નાટકો લખાયા હોય તો તે મારી જાણમા નથી. મારો એવો અભ્યાસ નથી. નથી લખાયા એવી સામાન્ય જાણકારીથી આમ લખી રહ્યો છુ પ્રેમાનદ શુદ્ધ કવિ છે નરસિંહ વગેરે પણ મોટા ગજાના ઉત્તમ કવિઓ છે કાવ્યેષુ નાટક રમ્યમ્ જેવી ઉક્તિઓ તેમના કાને ન અથડાઈ હોય તેમ માની ન લેવાય. મને લાગે છે નરસિહ, દયારામ તો સીધા ભક્તકવિઓ હતા. તેમને performing artમા એવો રસ ન હોય જેવો તે કળામા યોગક્ષેમને લીધે જોડાયેલાને હોય. પ્રેમાનદ તેવા કવિ અને કલાકાર હતા. તે આખ્યાનોના સર્જક કવિ હતા, તો વળી યોગક્ષેમ માટે આ પરલક્ષી કાવ્યપ્રકારને perform કરનાર કલાકાર/માણભટ્ટ પણ હતા શુ કાલિદાસના સમયમા રગમચ પર નાટકો /કહો કે પ્રશિષ્ટ નાટકો ભજવાતા હશે તેમ મધ્યકાલમા નાટકો રચાતા/ભજવાતા નહિ હોય ? મનોરજક લોકનાટ્ય તો હશે. પણ plays/dramasની સ્ક્રિપ્ટ અને તેના રગમચપ્રયોગો/થિયેટરનુ શુ ? સશોધકો તે વિશે પ્રકાશ પાડી શકે એક પૂરેપૂરી, નાટ્યસર્જન માટેની ક્ષમતા ધરાવતા પ્રેમાનદ પાસેથી નાટકો મળી શક્યા હોત. મને લાગે છે તે માટે રાજ્યાશ્રય/લોકાશ્રયની એવી સગવડ નહિ હોય. કેવી એ ભારે ગમ્મતભરી વાત બની ગઈ છે કે પ્રેમાનદ 'મહાકવિ' હતા અને એમણે

'નાટકો' પણ લખ્યાં હતાં તેવી મિથ્યા સુખદ ભ્રાન્તિને સત્ય તરીકે સ્થાપવામાં પ્રેમાનંદના નામે આપણા વિદ્વાનોએ નાટકો લખી નાખ્યાં હતાં. તે 'કૌભાણ્ડ' તો યથાસમય ફૂટીને સત્યપ્રકાશ થયો. આ બધાની પડછે અંતે રિપીટ કરીને નોંધવાનું મન થાય છે કે આ કથનકલાના ઉસ્તાદ કવિમાં/એમની આખ્યાન-કૃતિઓમાં એક ઉત્તમ નાટ્યસર્જકનો સાદ્યંત પરિચય થયા કરે છે.

॥ ૭ ॥

'કુંવરબાઈનું મામેરું' એક કલાત્મક અનવદ્ય આખ્યાનકૃતિ છે. 'સુદામાચરિત્ર' અને 'મામેરું' બંનેમાં એક જ પ્રસંગ છે. સુદામા જદુરાયને 'જાચવા' જાય છે અને નરસિંહ કુંવરબાઈનું 'મામેરું' કરવા જાય છે. બંનેમાં મુખ્ય પાત્રોના પૂર્વજીવનનો સંક્ષિપ્ત, કથનાત્મક છતાં ભાવાત્મક/નાટ્યાત્મક સાર મુકાયો હોવા છતાં બન્ને આખ્યાનો 'એક' જ પ્રસંગને કેન્દ્રમાં રાખીને રચાયાં છે. એક જ પ્રસંગને કારણે આ કૃતિઓમાં સુગ્રથિત એકત્વ ઘૂંટાયું છે. કલાપૂર્ણ લાઘવથી ઘૂંટાયું છે. શૉર્ટ નૉવેલ સાથે તુલના કરી શકાય. બંને આખ્યાનો short છે તેથી તેમાં જે 'ગતિ' છે તે પરમ આસ્વાદ્ય બની રહે છે. ટૂંકા પ્રસંગને કેન્દ્રમાં રાખીને રચાયેલાં હોવાને કારણે 'ગતિ' તરફ વિશેષ ધ્યાન જાય છે. જીવન છે ત્યાં ગતિ છે. તેથી ગતિ વગરની કોઈ કલાકૃતિ ન હોય. પણ અહીં વિશેષ ધ્યાન ખેંચે છે તેથી તે વિશે કંઈક લખવાનું મન થાય છે. 'નળાખ્યાન' દીર્ઘાખ્યાન છે તેથી તેમાં ગતિ નથી તેમ કહેવું અભિપ્રેત નથી. બલકે તેમાં નાનાવિધ, સંકુલ ગતિઓની ગૂંથણી રચાય છે તેમ કહેવું મને ગમે. 'મામેરું'ની ગતિ વિશે કંઈક બે શબ્દો...

નરસિંહના પૂર્વાખ્યાનમાં ગતિ છે. નરસિંહ રોષમાં ઘરનો પરિત્યાગ કરીને વનમાં તપ કરવા જાય છે. તપશ્ચર્યાની સ્થિરતા પછી કમલની જેમ લિંગ વિકસે છે અને પરિબ્રહ્મ પ્રકટ થાય છે તેમાંય ગતિ છે અને 'અખંડ વ્રજ'માં શિવ નરસિંહને તેડી જાય છે તેમાંય ગતિ છે. 'અદ્‌ભુત લીલા રાસ વિરાજે જી, ગોપિકા ગાયે, વાજાં વાજે જી'માં ગતિ છે. આમ બધી સ્થલકાલસાપેક્ષ ગતિઓ ઘણી જ રસપ્રદ છે, ઇન્દ્રિયસંતર્પક છે. પણ જે 'રાસ'ની ગતિ છે તે સ્થલકાલનિરપેક્ષ ગતિ છે. હું એમ કહેવા લલચાઉં છું આ ક્ષણે કે આ જે સ્થલકાલનિરપેક્ષ ગતિ છે તે આ આખ્યાનની સર્વ ગતિઓમાં 'સ્થાયી' ગતિ છે. સ્થાયી ભાવ કહેવામાં જે વિસંગતિ છે તેવી વિસંગતિ સ્થાયી (સ્થિર રહેલી) 'ગતિ' કહેવામાં છે. અહીં ઊંડી ગતિ, મૂલ ગતિ, કેન્દ્રરૂપ ગતિ, મુખ્ય ગતિ એવો અર્થ અભિપ્રેત છે. આ અનુપમ આખ્યાનકૃતિમાં સાંસારિક –સામાજિક –વ્યક્તિસ્થલકાલસાપેક્ષ પ્રસંગ –પ્રસંગો હોવા છતાં તે બધી જ સાપેક્ષતા છૂ થઈ જાય છે તેમાં કૃતિની પરમ કાવ્યાત્મક/કલાત્મક/ચેતોવિસ્તારક સિદ્ધિ છે. રાસની ગતિ જેવી જ નરસિંહની ગતિ છે. કહો કે જીવનગતિ છે. તેની મનોદૈહિક ગતિ 'તાલ વાતા ગીત ગાતા પધાર્યા પુર માંહ્ય'માં સુરેખ રીતે પ્રત્યક્ષ થાય છે. આ તાલ આ ગતિ તે નરસિંહના beingની ગતિ છે. આખ્યાનમાં આવતી સર્વ ગતિઓ નરસિંહની આ સ્થાયી ગતિના પરિપોષરૂપે જ સર્જાઈ છે. તે બધી ગતિઓ સાથે હાસ્ય-કરુણ-વિસ્મય વગેરે ભાવાત્મક/રસાત્મક અનુભવો સંપૃક્ત છે. પણ સાદ્યન્ત એક જ ગતિ પ્રધાન છે. બીજી સર્વ ગતિઓ કાવ્યાન્તે સરી જાય છે. એક જ ગતિ સ્થિર રહે છે અને તે 'તાલ વાતા ગીત ગાતા' નરસિંહની ગતિ. આ 'સ્થાયી ગતિ' છે. રસની પરિભાષા પ્રયોજીને કહું તો તે 'શાંત રસ' છે. 'રસ' શબ્દમાં પણ ગતિવાચક શબ્દધાતુ રહેલી છે. રાસમાં પણ 'રસ' શબ્દ મૂલમાં હશે. પૂર્વે ક્યાંક ને ક્યાંક કરેલા કથનને અહીં રિપીટ કરું છું. જે કલાકૃતિમાં અંતે મુખ્ય ભાવ ઉપશમનું ભાવન ન હોય અને શાંત રસનું (હા અંતમાં, પણ કૃતિના પ્રધાન રસરૂપે) નિરૂપણ ન હોય તો તે કૃતિઓ ચેતોવિસ્તારક કલાકૃતિ બની શકે નહિ.

'તાલ વાતા ગીત ગાતા' નરસિંહની જે 'ઇમેજ' પ્રત્યક્ષ થાય છે તે આખ્યાનમાં થ્રુઆઉટ જોવા મળે છે. નરસિંહની આ ગતિમાન 'ઇમેજ'ને બીજાઓ કટાક્ષ-ટીકા-હાસ્ય-તુચ્છકારથી જુએ છે. સાસુની ઉક્તિ

છે 'તાલ વાજી ગાતો ફરે, ઉદર નાચી ખૂદીને ભરે' આ ઉક્તિમા 'તાલ વાજી ગાતો ફરે' અને નરસિહ નાચે છે તે ચિત્રમા સચ્ચાઈ છે પણ આમ કરીને તે પેટ ભરે છે તેમ કહેવામા સત્ય નથી. નરસિહને રાગદ્વેષાત્મક દષ્ટિથી જોનારાની ઉક્તિમા ખડ સત્ય છે અખડ સત્ય નથી 'મહેત જી મામેરે ચાલ્યા' કહીને કવિ જે વર્ણન કરે છે તેમા નરસિંહ અને તેમની મડળી તથા વહેલની ગતિમા જે હાસ્ય છે ત અગાઉ કહ્યુ છે તેમ પ્રેમાનદની સર્જકદષ્ટિને પ્રત્યક્ષ થતુ વિસગતિનુ હાસ્ય છે આ સમગ્ર ગતિને પ્રેમાનદ હાસ્યથી જુએ છે તે હાસ્યમા કવિની કરુણા અભિન્ન છે પોતાના મુખ્ય પાત્રને/નાયકને/અને તેય મેટાફિઝિકલ નાયકને હાસ્યદષ્ટિથી જોવામ પરમ બિનગતતા છે જેને કવિ આખી કૃતિમા પુરસ્કૃત કરી રહ્યા છે તેને જ હાસ્યના આલબન રૂપે જોઈ શકે છે તેમા સર્જકની વિરલ બિનગતતાના દર્શન થાય છે આ હાસ્યજનક ગતિના વર્ણનમાથી પણ કવિ નરસિહના beingની પરમ શાત, રસાત્મક ગતિને જ ખરેખર તો પ્રધાન ગતિ રૂપે ઉપસાવે છે તેમા અતિ સૂક્ષ્મ રસાત્મક રચનાદષ્ટિ છે

*વગાડશે માડવામા ચંગ, નાગરી નાતમા રહેશે રગ,*
*ઓ ગાઠડી વળગણીએ લટકે જોડુ તાલનુ બાધ્યુ પટકે*
*જુઓ તુલસી કાષ્ઠનો ભારો, હવે મોસાળાનો શો ઉધારો !*
*આ શખ મહેતોજી ફૂકશે, છાબમા તુલસીપત્ર મૂકશે.* (૫/૭-૮)

*છાબમા તુલસીદલ મૂકશે, ઊભો રહીને શખ ફૂકશે !* (૫-૩૨)

*જુઓ મોસાળના ઢગ વેવાઈએ માડ્યા,*
*નાગરના વહેવાર એણે સર્વ છાડ્યા*
*છાપા તિલક ને તાળ, જુઓ તુલસીમાળા*
*નરસૈયો કરશે નૃત્ય, ગાશે ટોપીવાળા.* (૧૧/૨૩)

આ બધી પક્તિઓમા નરસિહની સ્થાયી ગતિને યથાર્થદષ્ટિથી ન પામી શકતા લોકોની કટાક્ષભરી ઉપહાસદષ્ટિ છે કુવરબાઈ પણ આમ તો નાગરી નાતમા રગદોળાતી જતી નાગર પુત્રવધૂ છે પણ તે કરુણનો આલબન વિભાવ છે

*'સાધુ પિતાને દુઃખ દેવાને મારે સીમંત શાને આવ્યુ રે ?'*

જેવી મર્માન્તક હૃદયવેધક ઉક્તિ બોલનાર કુવરબાઈ, સસારના સમાજચક્રમા ભીંસાતી હોવાથી નરસિહના સ્થાયી સ્વ ભાવ વિશે, મામેરુ કરવા આવી પહોચેલા પિતાને, પહેલી જ મુલાકાતમા શુ કહે છે ?

*શુ કરવા આવ્યા ઉપહાસ ? સાથે વેરાગી લાવ્યા પચાસ.*
*શખ તાલ ને માળા રગ એ મોસાળુ કરવાના ઢગ ?*
(૫/૨૭)

નાગરી નાત માટે નરસિહની વિસગત જીવનગતિ ઉપહાસનો આલબન વિભાવ છે તે નાગરી નાતની જ પ્રતિનિધિ કુવરબાઈ ભલે પિતાને ઉપહાસથી જોતી નથી. પણ પિતાના beingને ઉપહાસની સામગ્રી લેખે છે આવી ઉપહસનીય સ્થિતિ, પોતાના પિતાની, તે કુવરબાઈ માટે કરુણનો અનુભવ કરાવનારી છે પ્રેમાનદની બિનગત સર્જકતા આ સામગ્રીમાથી હાસ્ય કરુણ અને અતે તો સ્થાયી શાત રસનો અનુભવ કરે છે અને ભાવકને કરાવે છે કુવરબાઈમા પણ રાગદષ્ટિ છે તેના પોતાના કરુણના અગત અનુભવના મૂલમા રાગ છે નાગરી નાતના હાસ્યમા અને કુવરબાઈના કરુણમા મૂલમા તેમની રાગ-દ્વેષાત્મક ભાવદષ્ટિ છે પ્રેમાનદ હાસ્ય કરુણ શાતનો અનુભવ કરે/કરાવે છે તેમા જે સર્જકદષ્ટિ છે તે રાગદ્વેષરહિત દષ્ટિ છે આ વાત પુનરાવર્તન કરીને ઘૂટ્યા કરુ છું તે એટલા માટે કે આવી રાગદ્વેષરહિત દષ્ટિ વિના કલાસર્જન શક્ય નથી પન્નાલાલ પટેલની ટૂકી વાર્તાઓ વિશે લખતા મે સર્જકની આવી દષ્ટિ વિશે લખ્યુ અને કોઈ પણ ટૂકી વાર્તા કે અન્ય કલાકૃતિને આ દષ્ટિથી ચકાસવાનુ સૂચન કરી ધૂમકેતુ, રા. વિ. પાઠક, ચુનીલાલ મડિયા વગેરેની ઉદાહરણરૂપ વાર્તાઓમા કલાકૃતિ નથી બનતી તેમ વિગતે વિવરણ કર્યું તો સમજવાની ધીરજ રાખ્યા વગર કેટલાક મિત્રોએ ચર્ચાપત્રોમા યદ્વાતદ્વા લખી નાખ્યુ પન્નાલાલ માટે મને 'રાગ' છે અને ધૂમકેતુ વગેરે માટે મને 'દ્વેષ' છે એવુ લખવામા બુદ્ધિ-ચાતુર્યનુ પ્રદર્શન કર્યું ખેર, હોય એક શાણા મિત્રે પણ ઉતાવળમા પત્રમા મને એવુ લખ્યુ કે પન્નાલાલ લખે તેવી દષ્ટિથી જ શુ બીજાઓએ વાર્તા લખવી ? મારે માત્ર પન્નાલાલની દષ્ટિ' વિશે વૈયક્તિક વાત તાત્ત્વિક દષ્ટિએ કરવી ન હતી. જગતના કોઈ પણ કલાસર્જકમા આ દષ્ટિ હોય તેવી તત્ત્વદષ્ટિ ઉપસાવવાનો મારો આશય

હતો. જેમ આ ક્ષણે છે. જગતના સર્વ કલાસર્જકો 'મહાન' કલાસર્જન કરવામાં સિદ્ધ થાય છે તે તેમની રાગદ્વેષરહિત દૃષ્ટિને કારણે. અલમ્.

આ સાતમા ખંડમાં 'ગતિ' શબ્દ ભાવ/રસના પર્યાયરૂપ બની જાય છે. ગતિ દ્વારા કોઈ વધારાની સંજ્ઞા ઊભી કરવાનો આશય નથી. ગતિ રસના પર્યાયરૂપ છે તે પણ સાચું. મૂળમાં પાત્રની/પાત્રોની ચાક્ષુષ ગતિ આકર્ષણનો વિષય હોવાથી તેમની પ્રત્યક્ષ થતી movements વિશે કંઈક લખવા પ્રેરાયો. નરસિંહ-સુદામા જે સ્થલાન્તર કરે છે તેમાં કાલની ગતિ છે – સ્થલાન્તર છે – પાત્રની ગતિ છે. નાટક અને ચલચિત્રના સર્જનની દૃષ્ટિએ આવી પ્રત્યક્ષ થતી ગતિ તે પરમ દૃશ્યાત્મક સામગ્રી છે. આવી સ્થૂલ ભૌતિક ગતિનાં ચલત્ ચિત્રો પ્રેમાનંદમાં મન હરી લે તેવી સુંદરતાથી પ્રકટ થયાં છે. 'મામેરું'નાં આવાં થોડાં ચિત્રો વિશે સંકેત કરું. વહેલની ગતિનું વર્ણન તે યાદગાર વર્ણન છે, તો નાગરી સ્ત્રીઓનાં અર્ધીક કે એકાદ પંક્તિમાં બે-ત્રણ શબ્દોના લસરકાથી રચાતાં ગત્યાત્મક રૂપો અતિ સુંદર છે આંખો માટે; અને વળી તેમાં પ્રયોજાયેલો વિશિષ્ટ દ્રુત લય શ્રવણીય ગત્યાત્મક રૂપોનો અનુભવ કરાવે છે. અહો, દામોદર દોશી અને કમળા શેઠાણીની પ્રવેશગતિને પણ મારે સા–મેથી જોવી છે, દૂરથી નિષ્પલક, વિધાઉટ કટ.

*એવું કહેતાં કમળા હીંડ્યાં રે, કુંવરબાઈને હૃદયા શું ભીડ્યાં રે*

તે કમળાને કુંવરબાઈ પાસે પહોંચતાં મારે જોવાં છે, મિડ શૉટમાં. પછી

*મારી મીઠી મ ભરીએ આંસુ રે, તેડો ક્યાં છે તમારી સાસુ રે*

એ પંક્તિના ઉચ્ચારણ પછી ઝૂમિંગ કરીને જોવું છે કુંવરબાઈનું મુખ અને જોવી છે નેત્રમાંથી ગાલ પર સરકતાં અશ્રુની ગતિને.

ગતિરૂપોને જોવાં છે કેમેરાની ગતિમાન દૃષ્ટિથી. નાગરસ્ત્રીઓનાં સમૂહચિત્રોની અતિ સુંદર ગતિઓને મારે ગતિમાન કેમેરાથી દ્રુતવિલંબિત ગતિલયના રૂપમાં પામવી છે.

આમ પાત્ર-પાત્રોની ચાક્ષુષ ભૌતિક ગતિનું સૌંદર્ય પ્રેમાનંદનાં આખ્યાનોમાં ઊડીને આંખે વળગે તેવી વિશેષતાથી નિરૂપાયું છે તે મને આકર્ષે છે અને નરસિંહ-સુદામા જેવાં પાત્રોની, અંતઃકરણથી અનુભવાતી મેટાફિઝિકલ ગતિ પણ મારા ઊંડા આકર્ષણનો વિષય છે. ગતિ દ્વારા આ બે ગતિઓ વિશે મારે કંઈક કહેવું હતું. જે કહેવાઈ ગયું છે.

પ્રેમાનંદ વિશે લખતાં થાક નથી લાગતો. આનંદ આવે છે. 'ગમતાનો કરીએ ગુલાલ' (મકરન્દ દવે) જેવો આનંદ આવે છે. ન ગમતા વિશે કલમ ચલાવવામાં આમ નિરાંતે મને કદી રસ નથી પડ્યો. ઉદાહરણરૂપે સંકેત પૂરતું લખવું ગમે. પણ પ્રેમાનંદ અને પન્નાલાલ વિશે નિરાંતે લખવું ગમે છે, કેમ જે તેમાં આનંદયાત્રા વિશે લખવાનો આનંદ હોય છે. જે નથી ગમ્યું તે વિશે પણ લખનારા લખે. તેથી પણ લાભ છે. તેવું લખવાનો વિરોધ નથી. સમીક્ષક – વિવેચક દોષનિર્દેશક દૃષ્ટિથી લખે તેય ઓછું ઉપયોગી નથી. મને તેમાં મઝા નથી પડતી. પ્રેમાનંદ વિશે હજુ પણ ભવિષ્યમાં લખીશ. જો શરીરનો સાથ-સહકાર મળી રહેશે તો 'રણયજ્ઞ' વિશે લખવું છે. એમ તો પ્રેમાનંદરચિત લઘુ આખ્યાનકાવ્ય 'હૂંડી' પર પણ લખવાનું મન છે. લખવાનો આનંદ તો છે જ; કેમ જે તે લખાણ કંઈક વધારે સમય સુધી સચવાય. અને વધારે રસિકો સુધી પહોંચે. પણ ખરી મઝા તો પ્રેમાનંદનાં આખ્યાનોનો પાઠ કરવામાં આવે છે. પ્રવાસો કરવાની ક્ષમતા રહી નથી. અન્યથા લાઠા જીવનનાં આ અંતિમ વર્ષોમાં મહાનગરો-નગરો-ઉપનગરો-નાની નાની નગરીઓ-ગ્રામો-જનપથોમાં જઈને રસિકો સમક્ષ પ્રેમાનંદનાં આખ્યાનોનું પઠન કરવામાં કૃતકૃત્યતાનો આનંદ લે. એ કાવ્યપઠનના ઉપક્રમોમાં નરસિંહ - રા - દયારામ વગેરે મધ્યકાલીન કવિઓની કૃતિઓ ઉપરાંત નર્મદ-દલપત-બાલાશંકર-કાન્ત-ન્હાનાલાલ-બળવંતરાય સુન્દરમ્-ઉમાશંકર-રાજેન્દ્ર જેવા કવિઓની અને મને પ્રિય એવા હરિશ્ચંદ્ર-પ્રહ્લાદ જેવા કવિઓની તથા નિરંજન-પ્રિયકાન્ત-હસમુખ પાઠક-રાવજી-ભૂપેશ અધ્વર્યુ વગેરે વગેરેની કાવ્યકૃતિઓના પઠનના ઉપક્રમો

પણ હોય. ૫ ગ આ દેહાશ્ર હવે —

જીવત કાવ્યપઠનના/વાર્તાપઠનના તથા બીજા સ્વરૂપોના પઠનના કાર્યક્રમોની મહિમા વધારવા તરફ સાહિત્યની સસ્થાઓનુ ધ્યાન ખેંચવા માગુ છુ. મનુષ્યની સવેદનશીલતા અળપાઈ ન જાય તે માટે કલાકૃતિઓના સાક્ષાત્ સપર્કમા તેઓ મુકાતા રહે તે ઇષ્ટ છે માણસ માગસને રાગદ્વેષથી જુએ છે મનુષ્ય જાતિ અનેક ભાગોમા વિભક્ત બની ગઈ છે આ વિભક્તિઓએ મિથ્યા આત્મ ઓળખો(f11se identities)મા માગસને ગ્રસ્ત કરી દીધો છે આવા મનુષ્યો ધર્મ જાતિ પ્રદેશ ભાષા વર્ગ વગેરે ભેદોથી અલગ પડીને એકબીજા માટેનો, મનુષ્યમાત્ર માટેનો સમભાવ ગુમાવી બેઠા છે માણસ માણસને સમભાવથી જુએ તે જ એકમાત્ર પરમ ધર્મ છે કળા માણસના રાગ દ્વેષને તેની અજબ ભાવદૃષ્ટિથી ભૂસવાની શક્તિ ધરાવે છે રાગ દ્વેષ વગરના સત્યને યથાર્થને જોવામા કલાનો ચેતોવિસ્તારક ચમત્કાર છે રાગ દ્વેષથી આત્મનાશક ઝનૂનોમા અટવાતી મનુષ્યજાતિને શાત, સમભાવશીલ કરવાની ચમત્કારિક શક્તિ શબ્દની કલામા તથા અન્ય કલાઓમા જો હોય તો તે કલામાત્રના સસ્પર્શમા ભાવકો મુકાય તેવા ઉપક્રમો યોજતા રહીએ.

મુબઈમા એક ઉકળાટભરી (મે માસ ૧૯૮૪) ઢળતી બપોરે – સાજે કવિમિત્ર મેઘનાદ ભટ્ટ – દુર્ગાબહેન ભટ્ટ – મેઘનાદના મિત્ર શ્રી કિશોરભાઈ – મેઘનાદના બહેનો – કુમુદ બધાની સમક્ષ આનદથી 'સુદામાચરિત્ર'નુ પઠન કર્યાનો આનદ સ્મૃતિમા ઊપસી આવે છે મેઘનાદનો પઠન માટેનો આગ્રહ આગ્રહ નહિ પણ સૂચન અને લાઠાનો ઉમળકો સહજ એ ઢળતી બપોર અને ઊતરતી સાઝના આનદની સ્મૃતિમા આ દીર્ઘ લેખનો આનદ પ ગ તે સહુ સમભાવશીલોને અર્પણ.

૧-૮ ૮૪

## છેલ્લી તક

(ગીત)

*તને હજુયે તક છે નહિ તો મૂર્ખ બનાવી જાશે*
*તુ આનંદ જેને સમજે છે એ શિકાર માફક ખાશે !*

*તુ ખરડાયો છે નિસબતથી ના રહ્યો ચાહવા લાયક*
*તુ અલગ તારવી નાખ ક્ષણો જે માને છે સુખદાયક*
*તુ બની જાય સપૂર્ણપણે રડાયોદ્ધા શો દુખદાયક*
*મારે દરવાજે લઈ આવજે લોહીનીતરતા વાયક!*

*તારી ભીતરથી હણહણતો કોઈ પ્રગટ માનવી થાશે !*
*તને હજુયે તક છે નહિ તો મૂર્ખ બનાવી જાશે !*

*સૌ યાદ કરી લે કામ, કહ્યા જે સમય નામના શેઠે*
*તુ ક્ષણનો વાણોતર છે આવ્યો છે જીવવાની વેઠે !*
*આ બહાર છે તે અદર છે કોઈ ઉપર છે કોઈ હેઠે*
*તુ સરળ બનાવી નાખે છે સૌ ભેદ પશુની પેઠે !*

*આ લીલા બીલાની વાત મૂક તારી ગઠરી તરડાશે !*
*તુ આનદ જેને સમજે છે એ શિકાર માફક ખાશે !*

વીરુ પુરોહિત

## ગઝલ

*કશોક જીવ ક્યાક અટકી રહે,*
*મને મારવાને ભટકી રહે !*

*કુરુક્ષેત્રે સઘળા કર્મો લહુ,*
*અને બાગયુદ્ધે લટકી રહે !*

*નીકળતા રહ્યા અશ્રુ આખથી,*
*કાચ જેવી કણિકા નટકી રહે !*

*નદી સાવ બળતી સરતી રહે*
*અને પ્રેમના મત્સ્ય ખટકી રહે !*

*ધરા ઘોર અધાર ભટકુ બધે,*
*તહીં કો કટારી લટકી રહે !*

નલિન પડ્યા

# શાંત વૃક્ષનો ટહુકો

જ્યોતિષ જાની

બંને ઊભાં થયાં. ગુલમોરવીથિકા વટાવીને દરિયા તરફ જવાના રસ્તે ફંટાયાં.

• • •

અહીં આ સ્થળે એમને ખૂબ ગમી ગયું હતું. દસ વર્ષ પહેલાં અને આજેય.

કાનમાં સતત ગુંજતો હોય એટલો નજદીક દરિયો — ભરતી અને ઓટ તો જાણે લોહીના લય સાથે વણી લેવાય !

સતત જેવું ઝંખતાં હતાં, એવું શાંત, નિરામય વાતાવરણ હતું.

વસ્તી હતી આજુબાજુ પણ પાંખી; પડોશ નિરુપદ્રવી અને પાછો સમજણો !

• • •

અતિથિગૃહનો દરિયાકિનારા પાસેનો એમનો રૂમ બે જણ માટે જ સજાવેલો હોય, એવો વ્યવસ્થિત અને સુંદર હતો.

સૂર્ય દરિયામાંથી ઊગવાનો હોય એવી રમ્ય ભ્રાંતિ કરાવે, એવી વિશાળ બે બારીઓ પૂર્વ દિશામાં જ હતી.

દસ વરસેય દીવાલોનો રંગ બદલાયો નહોતો — એ જ આસમાની. અનાયાસ આકાશ સાથે રૂમની દીવાલોનો જાણે સંવાદ રચાઈ જતો હતો.

દરિયાનાં મોજાં સાથે નટખટ ગેલ કરતાં સ્નાન કરી રહ્યા પછી રૂમના સ્વચ્છ બાથરૂમમાં ફુવારો છોડીને, આંખ મીંચીને, મીઠા જળથી રહીસહી ખારાશ દૂર કરવાની પણ સગવડ ખરી જ !

નાનું સ્ટીલનું વૉર્ડરોબ. ટેબલ. ફૂલદાની. નેતર ગૂંથેલી એક ખુરશી. ડબલ બેડના મોટા પલંગ પાસે પ્રસાધન માટેનો અરીસો અને બંને ખૂણે બે ટેબલ લૅમ્પ. સંગીતમય વાતાવરણ સર્જવા એક કલાત્મક મીણબત્તી અને બાજુમાં સાચવીને મૂકેલી દીવાસળીની પેટી ! અને હા, પાણીથી ભરેલો કૂજો, સાથે બે પ્યાલા.

• • •

સામાન વ્યવસ્થિત ગોઠવાઈ ગયો. સ્થિર અને છતાં સરકતી હોવાનો ગતિશીલ અહેસાસ થાય એવી અદ્‌ભુત-રમ્ય સ્ટીમરની કૅબિનમાં જાણે બંને ગોઠવાઈ ગયાં. નજીકના દરિયાનો એ જાદૂ !

'હાશ' બોલતાં અનુએ શ્યામની આંખોમાં આંખો પરોવી દીધી. એના ચહેરા ઉપર ધીરે ધીરે આછું આછું સ્મિત રેલાઈ ગયું. આંખોમાં એના સ્મિતની ઝલક શ્યામ એની આંખોમાં ઝીલી રહ્યો હતો.

અનુની છેલ્લાં કેટલાંય વરસોથી એક અદમ્ય ઇચ્છા હતી. દસમી લગ્નતિથિએ ફરી અહીં આવવું. અને નરી હૂંફની શાંત લાગણીઓથી હૈયું ભરી દેવું.

આ ક્ષણોમાં અનુની એ ઇચ્છા — એનું વર્ષોનું જતન કરી વાગોળેલું સ્વપ્ન પૂર્ણપણે મૂર્ત થઈ રહ્યું હતું.

'તું બધું જ ભૂલી જવાની વાત કરે છે અનુ ! પણ તને આપણા આ જોડિયાઓની યાદ નહિ આવે ? જોજે, બે દિવસમાં જ તને એમના વિના એકલું-અટૂલું લાગશે; બાળકોની માયા, એમના સ્નેહનો ઝુરાપો તને વીંટળાઈ વળશે,' શ્યામે વારંવાર અનુને આ શબ્દો કહ્યા હતા.

બન્ને એકબીજા સામે ટગર ટગર જોઈ રહ્યાં હતાં, ત્યારે મૌનની વાણીમાં શ્યામની આંખોમાં આ શબ્દો ફરી ઊપસી આવ્યા.

એ વેળા, દસ વરસ પહેલાં, અહીં બંને આમ જ આંખોમાં આંખો પરોવી બેઠાં હતાં. ચિત્ર એક જ હતું. એ વેળા શ્યામે પૂછેલો એક બાલિશ જેવો સવાલ અનુની સ્મિતઝરતી આંખોમાં ફરી રમવા લાગ્યો.

'મારામાં ઓતપ્રોત થવાનું તારું કેટલું ગજું,

અનુ ?'

એક ક્ષણનાય વિલંબ વિના અનુએ એ વેળા કહેલું

'મારી આંખોનું તેજ તારી આંખોમાં ભરી દઉં એટલું !' એ વેળા, શબ્દેશબ્દમાં દરિયાનો પ્રચંડ ઘુઘવાટ ઊછળતો હતો. બંનેને, એક જ ક્ષણે, એ પ્રચંડ ઘુઘવાટનો તોફાની – તોઆરી રવ આ ક્ષણોમાં સંભળાયો અને તુરત શમી ગયો

બંનેને થયું, દરિયો ઊછળ્યો તોય પરસ્પરને પરવશ બનાવે, એમ હડસેલાયા નહિ, આજે આ ક્ષણોમાં !

દસ વરસ પહેલાં તો —

પાગલ પાગલ એવા મદોન્મત્ત ખુશી અને ઉલ્લાસના ચિત્કાર સાથે એક અજબનું અદ્વૈત રચાતાં સમય ખોવાઈ ગયો હતો સમગ્ર વિશ્વ એક જ લયભર્યા શ્વાસમાં ઓગળી ગયું હતું અનુના દેહની અને કુમાશભર્યા વાળની સુગંધ ચોમેર પ્રસરી ગઈ હતી દરિયાએ દરિયામાં ડૂબકી લગાવી હતી અને પ્રચંડ ઊછળ્યો હતો શ્વાસનો દરિયો એ ક્ષણોમાં.

આ ક્ષણોમાય દરિયો ઊછળ્યો ઊછળીને ધીરે ધીરે હળુ હળુ શ્વાસના કિનારા ઉપર, મૌનના વળાંકે, શાંત બની રહ્યો

અનુનું મધુર, શાંત સ્મિત ઝીલતો શ્યામ ધીમી ગતિએ અનુની નજદીક સરક્યો. એના હાથમાં હાથ મૂક્યો. પરસ્પર બંનેની આંગળીઓ એકબીજામાં ગૂંથાઈ ગઈ

'દરિયે ટહેલવા જઈશું. કે ગુલમોરવીથિકાની કુંજગલીઓમાં ?' અનુ શ્યામના કાનમાં ગુંજી

દસ વરસ પછીય ખીલતી કળી જેવી જે લજ્જા અકબંધ સાચવીને રાખી હતી, એ અનુની પાંપણો સુધી ડોકાઈ.

નવેસરથી પરસ્પર ઓળખવા અને પામવા માટે તો અનુ અને શ્યામ અહીં આવ્યાં હતાં.

અનુત્તર શ્યામ એની આંગળીઓના ટેરવાથી સંકેત કરશે, એવા મૂક વિશ્વાસ સાથે અનુએ વર્ષો પછી પહેલી વાર શ્યામના ગાલ ઉપર ઊછળતા વહાલની ચૂમી કરી.

શ્યામના ચહેરા ઉપર સ્મિત ઓર ફેલાયું. એમ લાગે — આ સ્મિત કોઈ પણ ક્ષણે હાસ્યમાં છલકાઈ જશે — વિના કારણે.

અનુએ એના એક હાથની આંગળીઓ શ્યામની આંગળીઓ સાથે ભિડાયેલી રાખી, પલંગ ઉપર ગોઠવેલી નાની સૂટકેસમાંથી શ્યામ માટે ગુલાબી ફૂલો ગૂંથેલી કફની અને પાયજામો કાઢ્યાં અને વળી શ્યામના કાનમાં ટહુકો કર્યો, 'મારે કઈ સાડી પહેરવી, એ આજે તારે કહેવું નહિ પડે, હાં !' વહાલની પરાકાષ્ઠા જેવો આ લહેકો 'હાં' અનુ ક્યારે શીખી હશે ?

શ્યામ વહાલના દરિયામાં ઓગળતા વિચારી રહ્યો.

• • •

વર્તમાનની આ વહેતી ક્ષણો એ જ સાચી ક્ષણો — અને — શ્યામની એ મૂક, વણબોલી સંમતિ હતી. પતિમાંથી શ્યામને પ્રિય બનવાનું હતું, અનુને પ્રિયા !

પરસ્પર આપેલા આવા કોલને યાદ અપાવતા હોય, એમ બન્નેની આંગળીઓના પરસ્પર મળેલા ટેરવામાં એક આછી સ્નિગ્ધતા અને સુગંધ ફેલાવા માંડી.

હજીય કોઈને કશુંય બોલવાની જરૂર નહોતી એટલો અકથ્ય આનંદ હૈયામાં ઊભરાતો હતો.

પાર્ક ગેસ્ટ હાઉસના એમના રૂમના બારણા આગળ આવતાં, અનુને કશુંક યાદ આવ્યું

આંખોથી શ્યામને કહ્યું, 'આવું, હોં !'

અનુ ત્વરાથી રૂમમાં પાછી ગઈ, એને ખૂબ જ ગમતી ચંદનની સુવાસવાળી અગરબત્તી કાઢી અને કલાત્મક હાથીદાંતવાળા સ્ટેન્ડ ઉપર ગોઠવી, ચેતાવી અને એ જ ત્વરાથી પાછી આવી, શ્યામના હાથમાં હાથ મૂકી, હીંચકાની જેમ હીંચાવ્યો

ગુલમોરવીથિકા સુધી જતાં અનુ અને શ્યામ બંને વિચારતાં હતાં – આટલાં વર્ષો આપણે ક્યાં ખોવાઈ ગયાં હતાં ?

આપણે એક જ ઘરની ચાર દીવાલો વચ્ચે સાથે જીવતાં, હસતાં, કદીક રડતાં, ગુસ્સે થતાં, ઊઠતાં-બેસતાં-ભોજન લેતાં ક્યારેય નજીક નહોતાં ? એમ કેવી રીતે કહી શકાય ? સતત તો સાથે જ હતાં ને ? છતાં હંમેશાં દૂર દૂર સરકી જતાં હોય, એવું કેમ લાગતું હતું ?

જોડિયા પાવા જેવા ગીત અને રમ્ય બંનેને ઉછેરીને મોટા કરવામાં બંને સાથે નહોતાં ? સમયે-કસમયે આવી પડતા શ્યામ અને અનુના મિત્રો અને સ્નેહીઓની સરભરા વેળા બંને દૂર સરકતાં હતાં ? સેવિંગ્ઝના મૂકવાના પૈસાના હિસાબની ગડમથલમાં બંને નિકટ નહોતાં ? ઓવર-ટાઇમ કરીને રાતના મોડા આવતા શ્યામની રાહ જોતી વેળા અનુ નજદીક નહોતી ? !

શ્યામ અને અનુ સાથે જ હતાં, પરસ્પરના સહજીવનમાં ઓતપ્રોત જ હતાં છતાં. . .

પરસ્પરની એક માની લીધેલી, સ્વીકારી લીધેલી ઉપસ્થિતિને અને જવાબદારીઓને સંભાળવામાં જ, કશુંક ખૂટતું હતું ? કે ક્યાંક સરકી જતું હતું ?

ગીત અને રમ્ય સતત એમની વચ્ચે એવી રીતે ગોઠવાયા હતા જાણે અનુ નહિ, અનુનો પડછાયો જ શ્યામને દેખાતો !

ઑફિસની આવનજાવન અને જીવનની અનેક ઘરેડશી લીલાઓ વચ્ચે ઘૂમતા શ્યામને સમગ્ર ચેતનાથી સ્પર્શી શકાય, એવો કોઈ અવકાશ જ નહોતો !

બે જણને મળવા માટેની જરાક જેવી ખાલી જગ્યાય હંમેશાં કોઈક વ્યક્તિ કે કોઈક પરિસ્થિતિથી જ ભરાઈ જતી.

. . .

ગુલમોરની વીથિકા આગળ અનુ-શ્યામ આવી ગયાં. સંધ્યાના રંગો ગુલમોરનાં વૃક્ષો ઉપર પથરાઈ ગયા હતા.

અનુ અને શ્યામ વચ્ચે ચાલતો મૌન સંવાદ થોડાંએક પગલાંમાં તો દસ વરસ જેટલા વ્યાપને વીંટળાઈને એક કેન્દ્ર ઉપર સ્થિર થઈ ગયો.

બંને વીથિકાના એ જ ચિરપરિચિત બાંકડા ઉપર બેઠાં.

પરસ્પર ભિડાયેલી આંગળીઓમાં ઉષ્મા અને વિશ્વાસની એક સુરીલી ધૂન મચી રહી હતી. બંનેને એ ધૂન, એ સૂરાવલી શ્રુતિચેતના દ્વારા વીંટળાઈ ગઈ. શ્યામે અનુ સામે જોયું. જીવનમાં પહેલી જ વાર જોતો હોય, એમ મુગ્ધપણે જોઈ રહ્યો. ગુલમોરનાં બધાં જ ફૂલોનો રંગ અનુના બંને કોમળ ગાલ ઉપર ઢોળાઈ ગયો !

શ્યામ હળવેકથી ટહુક્યો, 'અનુ !'

આંતરબાહ્ય ભીંજાઈ રહેલી અનુએ પાંપણો ઊંચી ન કરી – દસ વરસ પહેલાંની ચિરપરિચિત છતાં ઢબૂરાઈને પડેલી લજ્જાના ભારથી પાંપણો ઢળેલી જ રહી.

રમ્ય મધુરતાનું આવરણ શ્યામના કંઠમાંથી ગીત બનીને છલકાયું.

ગીત પૂરું થયું. એનાં આંદોલનો કેટલોય સમય બંનેને નિકટ અને નિકટ ખેંચતાં રહ્યાં.

બંને ઊભાં થયાં.

ગુલમોર વીથિકા વટાવીને દરિયા તરફ જવાના રસ્તે ફંટાયાં.

આશ્લેષમાં એકરૂપ બની ગયેલી ચાર આંખોએ ચળકતા તારા જેવો શાંત વૃક્ષનો એક ટહુકો ખરતો જોયો !

※

# ઇવા ડેવ કૃત 'ચોન્ટી'

શરીફા વીજળીવાળા

પ્રથમ પ્રસિદ્ધ થઈ 'સંસ્કૃતિ', જાન્યુ ૧૯૬૪, વર્ષ ૧૮, અંક ૧

પ્રથમપુરુષ કથનકેન્દ્ર

*If the I is an imbecile, the world is taken in and described as it might appear to him without the intervening intelligence of the author*

— the naked I ની પ્રસ્તાવનામાથી

*The tone of the author does not always coincide with the tone of the narrator since the two may not be the same person that is the author may establish a tone toward his narrator*

— The Shape of Fiction By Leo Hamalian and Frederick R Karlમાથી

સૌમ્ય પ્રકારની મનોવિકૃતિ ધરાવતા પાત્રો ઇવા ડેવની વાર્તાઓનો વિશેષ છે વ્યવસાયે પણ મનોવિજ્ઞાની એવા ઇવા ડેવ પોતાની વાર્તાઓમા પાત્રમાનસની સકુલ ઇચ્છાઓ, અપેક્ષાઓ, વિકૃતિઓનુ કુશળતાપૂર્વક નિરૂપણ કરી શકે છે

ગુજરાતી વાર્તામા બાળકના સવેદનાવિશ્વમા પ્રવેશ કરી વાર્તા લખવાના સાહસિક પ્રયોગ ભાગ્યે જ કોઈએ કર્યા છે એકાદ-બે અપવાદરૂપ ઉદાહરણ મળશે તો એમા એવુ સત્ત્વ નહિ મળે જે આપણી અપેક્ષાને સતોષી શકે બાળકના મુખે વાર્તા કહેવડાવવી એ પ્રયુક્તિ અઘરી તો છે જ, કારણ, માઇકલ ટૂલાન નોધે છે તે પ્રમાણે પાચ છ વર્ષથી નીચેના બાળકોમા ઘટનાક્રમ કાર્યકારણનો સબધ જોડવાની સમજ વિકસી નથી હોતી. વળી, મોટા ભાગની ઘટનાઓને બાળક પોતાની જાતને કેન્દ્રમા રાખીને જ કહી શકે છે તેથી બાળકની ભાષામા એક પ્રકારની અરાજકતા હોવાની. બાળકને કથક તરીકે પસદ કરનાર સર્જકે આ બધા પાસાને ધ્યાનમા રાખવા પડે આ બધી કડાકૂટમા નહિ પડવા માગતા સર્જક કા ત્રીજા પુરુષના કથનકેન્દ્રથી પોતાની વાર્તા કહેશે (ઉદાહરણ તરીકે હિમાશી શેલતની 'પાછળ રહી ગયેલુ એક ઘર') અથવા તો બાળપણની ઘટના એ જ કથક પાસે મોટા થયા પછી કહેવડાવશે, જેથી કરીને ઘટનાઓને યોગ્ય ક્રમમા ગોઠવી, પૃથક્કરણ કરાવતા કરાવતા વાર્તા કહી શકાય. (દા.ત., ઉમાશકર જોશીની 'ઝાકળિયુ', ફ્રેન્ક ઓ'કોનરની 'ધ ડ્રન્કાર્ડ', રોબર્ટ પેન વૉરેનની 'બ્લેકબેરી વિન્ટર' વગેરે)

ઇવા ડેવ 'ચોન્ટી'મા એકીસાથે બે જોખમ ખેડે છે વાર્તાકથક તરીકે તેઓ બાળકને પસદ કરે છે એટલુ જ નહિ તેમનો આ કથક પાછો દાધારગો પણ છે સર્જક જ્યારે આવા અસામાન્ય પાત્રની વાત લઈને આવે ત્યારે પ્રતીતિજનક ભૂમિકાના નિર્માણનો પ્રશ્ન તેની કસોટી કરે છે જો પાત્રની વર્તણૂક ભાવકને પ્રતીતિકર ન લાગે તો વાર્તાની સવાદિતા જોખમાવાની. પાત્રના બોલવા પરથી તેની વ્યક્તિગત લાક્ષણિકતાની પ્રતીતિ થવી જોઈએ એટલે પ્રતીતિકરતાના પ્રશ્ને અહીં ઇવા ડેવ પર બેવડી જવાબદારી છે એક તો બાળકની ભાષા, એમાય વળી સામાન્ય ન હોય એવા બાળકની ભાષા તેમણે ઊભી કરવાની છે

વાર્તામા વજનદાર ઘટનાઓના માળખાને ફગાવી દઈ માનવમનની ઐતિહાસિક લીલાઓના સીધા જ આલેખન દ્વારા વાર્તા કહેવાનુ ઇવા ડેવને વધુ ફાવે છે વાર્તાનો કથક અબુધ, દાધારગો બાળક છે તેની મા પણ તેના જેવી જ છે (moron and mentally retarded) આવા લોકો તેમના પરિવેશને, આસપાસના વિશ્વને આખ અને કાનથી પામવા માટે અશક્તિમાન હોય છે કારણ કે તેમની માનસિક મર્યાદા

તેમને કોઈ પણ પ્રકારના અર્થઘટન સુધી પહોંચવા દેતી નથી. એટલે તેઓ સ્પર્શ અને સ્વાદ જેવા પ્રાથમિક ઇન્દ્રિયાનુભવ તરફ વધુ ઢળે છે. તેમનો આનંદ કોઈ માનસિક પૃથક્કરણ, અર્થઘટન કે વિચારશીલતામાં નથી સમાયેલો હોતો પણ ખાવાપીવા, અધિકાર જમાવવા સુધી મર્યાદિત રહે છે. હા, શારીરિક સ્પર્શનો તેઓ આનંદ લઈ શકે છે. બંને મા-દીકરો અસામાન્ય હોવાને કારણે સમાજથી સંપૂર્ણપણે બહિષ્કૃત થયેલાં છે એટલે સાવ એકલવાયાં છે. મોટા ભાગે બંને સાથે ને સાથે જ રહે છે. બાળક અબુધ છે આથી માનો ચોરી-ચપાટી કરવાનો, છાનામાના ખાઈ લેવાનો સ્વભાવ સમાજસ્વીકૃત ધારણાથી જુદો પડે છે એવી કોઈ ગતાગમ આ બાળકમાં નથી. દાધારંગો છે, પણ મા પ્રત્યે સંવેદનશીલ હોય એવું લાગે છે.

"મને મારી બા પાસે રે'વું બઉ ગમે."

"જા'રે એ કે' કે મા એવો દીકરો તે, મને બઉ બઉ ગમે."

"મને મારી બા જોડે એવી ગમ્મત પડે, એવી ગમ્મત પડે, કે એનાથી વધારે ગમ્મત ફગત એની છાતીએ બાઝી ચહચહ ચૂહવામાં જ પડે. બીજા કોઈ હાથે એવી ગમ્મત ના પડે તે ના જ પડે. ઉંને મારી વા'લી બા." (૧૮૬)

આ બધી જગ્યાએ દેખાતી મા પ્રત્યેની લાગણી વાર્તાના અંતે નથી દેખાતી. ઊલટો અંતે આ બાળક તો માનો પક્ષ છોડી તેની ફજેતીમાં ભાગ લે છે. બાળકની ભાષા ઉપરાંત તેની વર્તણૂક પણ ભાવકને તેના અસામાન્ય હોવાની પ્રતીતિ કરાવે છે. તે દાધારંગો છે પણ સાવ જડ નથી. તેની સંવેદનાનો વ્યાપ સીમિત છે. તેની સમજ અતિ મર્યાદિત છે. સ્પર્શ અને સ્વાદ સિવાયના સંવેદનાવિશ્વ માટેની એની સમજ ઓછી જ પ્રગટી છે. "મોટું ને હારું ઘર અતું. બે-ચાર મોટા મોટા ઓયડા, નાવાનો મોટો ઓયડો, ને એમાં રૂપાળી ચોકડી". (૧૮૭) તેના સંવેદનાવિશ્વને વ્યક્ત કરવાની રીતિ પણ એટલી જ સીમિત છે.

મનોવિજ્ઞાન તો કહે છે કે માનસિક વિકાર માટે માત્ર શારીરિક કે માનસિક તંત્ર જ જવાબદાર નથી. પણ જે તે વ્યક્તિનો સામાજિક-સાંસ્કૃતિક પરિવેશ પણ તેના વ્યક્તિત્વને ઘડવામાં મહત્ત્વનો ફાળો આપે છે. આ વાર્તામાં બાપનો વધુ પડતો ડર અને દાધારંગી માનો સહવાસ કદાચ આ બાળકની મનોવિકૃતિ માટે જવાબદાર છે. બાળકના શબ્દોમાં જ જોઈએ તો

"મને મારી બા પાહે રે'વું બઉ ગમે. મને એવી ...! એ, કોકે બાયણું ખોલિયું. ઓ બા રે ! બાપા કોક માણહ હાથે ઘરમાં આયા. મને તો એવી બીક લાગી કે ઉં તો, બા... બા... બા... બા... કરતો રહોડામાં દોડિયો. મને એ માણહ મારવા જ આયો'તો. હા, એ મને મારવા જ આયો'તો. ભૈ, મને બઉ બીક લાગતી'તી. ને મને જા'રે જા'રે બીક લાગે છ તા'રે તા'રે રડવાનું ને ભૂ ભૂ કરવાનું જ થયા કરે છ. રહોડામાં જતાંકને બાની છાતીએ બાઝી બચ બચ ધાવવાનું મને બઉએ મન થૈ ગયું, પણ ચમ કરીને કહું ? બા'ર ઓયડામાં બેઠા'તા બાપા, ને પેલો બીક લાગે એવો માણહ; ને બા પાહે, પેલું ભડકો કરતું કૈંક અતું. મારાથી તો ભૈ ના રે'વાયું . અંગૂઠો ચહ ચહ કરતાં મેં તો ભૂ ભૂ કરી દીધું."

"બાપા મને મારવા લે છ તા'રે ભૈશાબ, એવું ભૂ ભૂ થઈ જાય છ, એવું ભૂ ભૂ થઈ જાય છે, કે ના પૂછો ને વાત."

"ઉંને મારી વા'લી બા. બાપા ઘરમાં ના હોય તા'રે રહોડામાં ગોળ-ખાંડના ડબ્બા ઉઘાડી જે મજા કરીએ, એવી મજા તો બઉ ઓછી વાર અમને પડે. રાતે એ મજા અવળી નીહરી જાય. બાપાને ખબર પડી જ જાય. બાને પૂછાપૂછ કરે ને બચારી બા પકડાઈ જાય. ગોળ-ખાંડ ડબ્બામાં હોય નઈ. પછી એ જોડે ને જોડે અમને તો હપાટે, ઓ હપાટે તે અમારી મજા અવળી નીહરી જાય ને મારું ભૂ ભૂ તો છૂટે તો છૂટે, પણ કોક કોક વાર મારું પૂછડું હોતેય છૂટી જાય; ઉં ચોકડીએ પો'ચું તે પે'લાં જ."

બાળકની મનોવિકૃતિ અહીં વારંવાર 'ભૂ-ભૂ થઈ જવા' પરથી, અતિશય ડરપોક હોવા પરથી પ્રગટ થાય છે. ઉપરાંત તેનું સંવેદનાવિશ્વ સ્વાદ-સ્પર્શના વિશ્વ પૂરતું જ મર્યાદિત રહ્યું છે એ જોઈ શકાય છે. અતિ ડર, વારંવાર પેશાબ થઈ જવો એ પણ એક પ્રકારની સૌમ્ય મનોવિકૃતિ છે. અને મનોવિજ્ઞાન તો સ્પષ્ટપણે માને છે કે નખ કરડવા, ખભો ઊંચોનીચો કરવો, પેશાબ કરી જવો જેવી સૌમ્ય વિકૃતિઓ પાછળ કૌટુંબિક જીવનની વિસંવાદિતા, કોઈ ભય, તનાવભર્યા સંબંધો કારણભૂત હોય છે.

વાર્તાના અતે આવતી ઘટના પણ બાળકના અસામાન્ય હોવાની પ્રતીતિ કરાવે છે જ્યારથી આ બાળક નવા વાતાવરણમા આવ્યુ છે ત્યારથી એને સારુ લાગે છે એના પોતાના પરિવેશમા તો એનો સપૂર્ણ બહિષ્કાર છે બધા જ એને અવગણે છે પણ આ અજાણ્યા ઘરમા ભેગા થયેલા છોકરા એને ચીડવતા નથી. "અઈના છોકરાય બઉ હારા અતા મને કૈ નઉ દીજવેય નઈ " તેને આ બાળકોએ તેનો સ્વીકાર કર્યો છે એવો ભ્રમ થાય છે જ્યારે મા કોઈની પેટીમાથી સોનાની વીંટી કાઢી લે છે ત્યારે આ બાળકને તો 'બહુ હારી ચળક ચળક થતી પીળી વીટી' સિવાય કોઈ સમજ નથી ચોરી પકડાઈ જવાથી બચવા માટે મા જ્યારે વીટી બાળકના મોમા મૂકી દે છે ત્યારે ચોરી કરવી, સતાડવુ એ બધી સારા ખરાબની સમજણથી પર આ બાળક જરાય ક્ષોભ વગર કહે છે,

> 'બાએ મારુ મોં પો'ળું કરી ગોળનો ગાગડો મૂકે એમ પેલી વીંટી એમા મૂકી દીધી. ઉ બધુ હમજી ગયો બાએ વીંટી હંતાડવા મને આપી છ એમ તો બા ઘણીય વાર આવી નાનીમોટી ચીજો બાપા આવી ચડે તા'રે મારા મોઢામા મૂકી દે છે જ'રેય બાપા બાની પાહે હંતાડેલા પૈહા ખોળવા આવે તા'રે બા એ મારા મોમા જ મૂકી દે ઉ એ કોઈ, દા'ડો ગળી જતો નથી. મે વીંટીને એવી જીભ નીચે દબાઈ દીધી !'

આમા ક્યાય કશુ ખોટુ છે એવી સમજથી આ કથક પર છે એટલે જ માની ચોરી પકડાઈ જવાથી ઊઠતા 'ચોન્ટી, ચોન્ટી'ના શોરથી હેબતાઈ જવાને બદલે આ છોકરાઓમા ભળવા માટે તે પોતે પણ એ દેકારામા સૂર પુરાવે છે અજાણ્યા છોકરાઓએ તેનો સ્વીકાર કર્યો છે એવા ભ્રમમા, ખુશીમા તે માનો પક્ષ છોડી દે છે એટલુ જ નહિ પોતાની માને 'ચોન્ટી' પણ કહે છે લેખક જે વ્યજના પ્રગટાવવા ગયા તે પામવા આ બાળક તો નાનુ છે ઉપરાત અબુધ પણ છે પરિણામે આખી ઘટના ભાવકને વ્યગાત્મક ભૂમિકાએ મૂકી આપે છે

વધુ પડતુ ટૂકાણ વાર્તાને એક જ સ્તરે વિકસવા દે છે વસ્તુનો વિસ્તાર નથી. ઘટના, ચરિત્રને સકુલ નથી બનાવ્યા. હેમિંગ્વે કે ફોકનરના વાર્તાવિશ્વમા જે સામાજિક, જાતિગત અભિજ્ઞતા જોવા મળે છે તેવુ કશુ અહીં નથી. જોકે આ વાર્તાઓના કેન્દ્રસ્થાને જે બાળકો છે તે વિકૃત, અબુધ નથી. પરિણામે તેઓમા પરિવેશની સભાનતા, સામાજિક અન્યાય, વર્ગભેદ પ્રત્યેની સજાગતા પ્રગટાવી શકાય છે આ વાર્તામા એવો કોઈ અવકાશ જ નથી. અનુદાર વાચક કદાચ એવુ કહી બેસે કે વાર્તા એક કિસ્સો જ બની રહે છે પણ લેખકે જે સીમિત પરિમાણ સ્વીકાર્યું છે — અબુધ કથક પસદ કરીને — તેના આધારે, તેની મર્યાદામા રહીને જ આ વાર્તાની સફળતા નિષ્ફળતા પ્રમાણી શકાય.

છેવા ડેવની આ વાર્તાને કિસ્સો બની જતી અટકાવે છે તેની વિશિષ્ટ કથનરીતિ. તળપદ સમાજમાથી આવતા આ બાળક પાસે લોકબોલી છે આ બોલના લહેકા, આરોહ અવરોહ લેખક સફળતાપૂર્વક આલેખી શક્યા છે લેખકની કથનરીતિ પ્રત્યેની સભાનતાને પરિણામે સળગસૂત્ર શૈલી પ્રયોજી શકાઈ છે મોટા થઈ, ઠાવકા બની, પૃથક્કરણો કરતા કરતા સકુલ ભૂમિકાએ આલેખન કરવા નીકળેલાની આ વાર્તા નથી. એટલે બાળસહજ કુતૂહલ, વાત કહેવાની અધીરાઈ — આ સઘળુ નાટ્યાત્મક રીતે વાર્તામા સ્થાન પામ્યુ છે

અનુઆધુનિક વિવેચકો લેખક અને કથક વચ્ચેના અતરની વિવિધ ભૂમિકાએ વાત કરે છે તે મુજબ 'ચોન્ટી'મા લેખક કથક વચ્ચેના માનસિક અતરને આપણે પ્રમાણી શકીએ છીએ અહીં લેખક અને કથક સ્પષ્ટપણે અલગ છે એટલે એક બીજુ રસપ્રદ તારણ પણ નોધી શકાય. લેખકને જે વ્યજના પ્રગટાવવી છે તે ટોન ભાવક પકડી શકે છે, કથક નહિ કથકનો ટોન અહીં સ્પષ્ટપણે લેખકથી અલગ પડવાનો. કારણ તે પોતે તો લેખકનો ટોન સમજી શકવા અશક્તિમાન છે

છેવા ડેવ આ વાર્તામા અબુધ દાધારગા બાળકનુ પ્રતીતિજનક પાત્ર ઊભુ કરી શક્યા છે એની ભાષામા એવી અરાજકતા પ્રગટાવી શક્યા છે સમગ્રપણે જોઈએ તો પાત્ર, ભાષા અને કથનકેન્દ્રની સવાદિતાને કારણે તેઓ એક સારી વાર્તા આપી શક્યા છે

રાધેશ્યામ શર્મા

વ્યતીત માટેની તીવ્ર ઝંખના એક રાગ, એક આસક્તિ, એક ભક્તિ લેખે ભૂમિ, વસ્તુ કે વ્યક્તિ સાથે સંકલિત થાય અને કળાકૃતિ રૂપે મૂર્ત થાય ત્યારે પરિણતિ રસપ્રદ બને. . . . સાથે ઉન્મૂલિત થવાની દશા કેટલી દયનીય. . . ! ગુજરાતી ટૂંકી વાર્તાક્ષેત્રે, બહુ નજીકના ગાળામાં આવી ધ્યાનાર્હ ઘટના બની છે — બે જુદા મિજાજના સર્જકોના એક અંદાજઅદામાં અવતરેલી બે વાર્તારૂપે.

એક શિરીષ પંચાલની, રજની મહેતાના નામે પ્રકટ થયેલી, 'હવેલી'. બીજી મણિલાલ હ. પટેલની 'માટીવટો'.

બંને વાર્તાકારો 'નૉસ્ટેલ્જિયા', વિગતઝુરાપાની લાગણી(feeling)ને, વાર્તા-આકાર(form)માં ઢાળવા, પૂરતી સજ્જતાથી મથ્યા છે. . . .

પણ થોભો, તુલના અને તપાસની પદ્ધતિને બહુ લાંબે સુધી તાણવા જતાં રસાસ્વાદ જાતે જ તણાઈ પડે.

આવી કથાવસ્તુ, આ 'થીમ' ભૂતકાળમાં પ્રયોજાયેલ નથી એમ ભાગ્યે જ કહી શકાય. હકીકતે આવી સામગ્રી સનાતન છે, માનવીય ભાવોને લાગેવળગે છે ત્યાં સુધી.

ત્યારે નવતરું શું છે? નવું છે વિભિન્ન સર્જકચેતનાનું વૈયક્તીકરણ (individuation). ભાષાકર્મ, શૈલી, ઉપમાદિ અલંકારોનો વિનિયોગ આ સર્વ સાચું પણ પ્રત્યેક વાર્તાકારનો, વાર્તાને આકાર આપવાનો અભિગમ(formalistic approach), એક સમાન અનુભવ પ્રથમ દૃષ્ટિએ લાગે તોયે તદ્દન નિજી અને નોખો હોવાનો.

અભિવ્યક્તિ શબ્દ, સૂચક છે. અભિવ્યક્તિમાં વ્યક્તિનું, તે સર્જક વ્યક્તિનું મહત્ત્વ આપણે ઝાઝું સ્વીકાર્યું નથી. સબ્જેક્ટિવ, આત્મલક્ષી કહી કાઢી ઑબ્જેક્ટિવ, વસ્તુલક્ષી વ્યાપાર પર જ મોટો ભારમદાર રાખ્યો છે. હકીકતે વસ્તુલક્ષી અભિગમની મૂળ, ગંગોત્રી ક્યાં છે ? – સર્જક કળાકારની વ્યક્તિગત ચેતનામાં. આત્મપ્રધાન દૃષ્ટિમાં. જેવી દૃષ્ટિ તેવી જ સૃષ્ટિ એ સૂત્રના મર્મને પકડાય તો ફિનોમિનાને નિર્ભેળ સાચી રીતે ગ્રહી શકાય. સૃષ્ટિ-દૃષ્ટિવાદ નહિ પણ દૃષ્ટિ દ્વારા સૃષ્ટિવાદનો મહિમા પામ્યા વિના સ્વરૂપવાદની સંપૂર્ણ સંકીર્ણતા ને સૂક્ષ્મતાને અવગત નહિ કરી શકાય.

કોઈ એક કળાકૃતિ બીજી એને મળતી (પહેલી નજરે જ) વાર્તાકૃતિ કરતાં નોખી, અનોખી અને અનન્ય કેવી રીતે બને છે તે પૂર્વોક્ત વિભિન્ન ચેતનાના વિશિષ્ટ આકલનમાં અને પ્રક્રિયામાં પકડાય. તુલના કરવા જતાં સામ્યનો નિર્દેશ કરવો પડે તે નૈમિત્તિક છે. આ રચના કરતાં પેલી કૃતિ ચડિયાતી કે ઊતરતી કહેવામાં પણ વિવેચકની આસ્વાદમૂલક પ્રકૃતિની આત્મલક્ષી દૃષ્ટિને અધિક ગતિમાન માનવી હિતાવહ છે. વસ્તુલક્ષી પરીક્ષાનાં ઓજારો અમુક હદ સુધી જ કામ આવે છે. 'તર' તેમ જ 'તમ'નો ઉચ્ચાવચ ક્રમ ઐતિહાસિક તથા વ્યવહારલક્ષી વધુ પ્રતીત થશે. બાકી રચના માત્ર અનોખી અને અલગ પડી, રહેવાની. તુલનાધર્મી (comparative) અભિગમ બાહ્ય સ્થૂળ તત્ત્વો પર નિર્ભર હોવાથી તે સામાજિક અને વ્યવહારપ્રધાન છે તેટલો વિશુદ્ધ કળાધર્મી નથી.

રસાસ્વાદ, રસદર્શન કોણ કરે છે ? વસ્તુલક્ષી પરીક્ષાનાં ઓજારો ? ! આસ્વાદ લે છે વ્યક્તિની નિજી ચેતના, જેમાં પેલી વસ્તુલક્ષિતા ઓગળી આત્મસ્વરૂપમાં વિ-લીન થઈ ગઈ છે.

પ્રસ્તુત દૃષ્ટિએ 'હવેલી' અને 'માટીવટો'ની તુલના અને રસાસ્વાદ — સ્વ-તંત્ર રહી — કરવા જેવો છે. બંને વાર્તાઓના સઘન વાચનમાં-ભાવનમાં ઊતરવાથી ઉપર છેડેલા રસકીય પ્રશ્નોની તાત્ત્વિક દિશાની જરી ઝાંખી થશે.

પૂર્ણ આસ્વાદ કે દર્શન શક્ય જ નથી. કેટલા ભ્રાન્ત ખ્યાલો છે રસદર્શન કે રસાસ્વાદના ? આસ્વાદ કે રસદર્શન મૂળ કૃતિની ગેરહાજરીમા કોઈ કરાવી શકે એ વિચાર પોતે જ વિરોધાભાસી છે રસાનુભૂતિ મૂલ કૃતિના સપર્ક સમાગમથી સપૂર્ણ થાય બાકી આવાતેવા લેખા રસના છાટણા છાટી શકે, એના ખ્યાલો જ રોપી આપી શકે, પોતાના રસબિદુઓનો નિજી રસાત્મા(aesthetic monad)નો આછોતરો સકેતાલેખ આપી શકે બાકી અખડ રસ અને આસ્વાદ અને દર્શન તો મૂળ વાર્તારચનાઓમાથી પમાશે. અહીં તો થોડુક શાખાચદ્રન્યાય જેવુ થાય તો થાય. ભાવકને પણ સર્જક જેટલુ સ્વાતત્ર્ય કેવળ મુક્ત વિલોકન જ આપી શકે, સામાન્ય અવલોકન નહિ.

સામ્ય ચીંધવા અહીં 'હવેલી'માથી તેમ જ 'માટીવટો'માથી ઉતારા આપીશ. ઉભય વાર્તાઓમા 'સિચ્યુએશન' (પરિસ્થિતિ) અને 'પોઇન્ટ ઓફ વ્યૂ' (દષ્ટિબિંદુ) 'હવેલી'ના નાયક પ્રવીણ તથા 'માટીવટો'ના નાયક વીરુને જે સદર્ભે સ્પર્શી આવે છે ત્યા બાહ્ય તુલનાત્મક સામ્યને સ્થૂળ અવકાશ છે

હવેલીમા વૈષ્ણવ હવેલી અને કૃષ્ણપૂજક વૈકુઠ(હેવન)નો માહોલ છે 'માટીવટો'મા વતનની માટીમા સીતા માની માટી અને ઘર મકાનની ગારમાટીના પારિવેશિક સસ્કારો છે બને ઘરો, એના ભૂતકાળને ભડારીને પડેલા છે એના તૂટવાની અને સાથોસાથ અનુસધિત પાત્રોના ભાવ ભાવના તૂટવાની વ્યથાકથા ઉભયમા સરખી છે જોઈએ —

> 'આટલો બધો ઘોંઘાટ ક્યાથી ? શુ છે આ બધુ ? હુ બારી આગળ આવીને ઊભો રહ્યો. જોઉ છું તો વીસપચીસ મજૂરો ભેગા થઈને વૈકુઠકાકાની હવેલી ઉતારી રહ્યા છે કોશકુહાડા તીકમપાવડા લઈને મડી પડ્યા છે નીચે કાટમાળના મોટા ને મોટા ઢગલા થઈ રહ્યા છે જરા દૂર નજર કરી તો મારા બાપુજી ભાઈ મામાનો દીકરો, જાતને સાચવતા ઊભા છે ખાસ્સી વારે ધૂળ શમી, જોયુ તો એ બધા કાટમાળના ઢગલા ઉપર વૈકુઠકાકા બેઠા છે અને નિરાતે ભજન ગાય છે તેમના ઉપર એક ગચિયુ પડવા જતુ હતુ — મારા મોઢામાથી તરત ચીસ નીકળતા નીકળતા આખ ખૂલી ગઈ ' (હવેલી')

એક પરિચ્છેદમા જ, કોઈ કહી શકે કે આખી કૃતિનુ કથાવસ્તુ ઝમી આવ્યુ છે પુરાતત્ત્વરસિક નાયક પ્રવીણની જાગૃતિ, અન્ય હવેલીરૂઠ્યા બહુમાળીભૂખ્યા પાત્રોની સુષુપ્તિ પર કટાક્ષ છે છતા કૃતિ સમગ્રમા, વિવિધ અવાજોના અને સરકતા સમયને સ્તભિત (freezing the time) કરવાના ઉલ્લેખો સાથે પ્રત્યક્ષ કરાવાયેલા સાહચર્યોમા કારુણ્ય અને કાકુનુ એવુ સમિશ્રણ સધાયુ છે જે અતે રસસમર્પક નીવડે છે

કર્તા સાથે, નાયકના કમિટમેન્ટના તારસ્વરને જોડી આપવુ અતિ સરળ છે પણ વિવેચનાનુ તે ઝોકુ પુરવાર થઈ શકે નાયકનુ વૈકુઠકાકાની નળવીજળી વિહોણી વૈષ્ણાવી હવેલી સાથેનુ સઘન તાદાત્મ્ય અને એની પરિણતિ રૂપે તીવ્ર તાર સ્વરના ઉદ્ગાર આવિષ્કાર પોતે જ રસાવહ ઘટના છે નાયકની કમિટેડ તદ્રૂપતાને વાર્તાકાર, સ્વરૂપના જ અપિરહાર્ય અશ લેખે ના નિરૂપે, આવશ્યક કાકુઓને ના ઉપસાવે તો તે રચનાના પાયાને બેવફા બની છેહ દે છે કર્તાને એના નાયકના રાગ તથા દ્વેષને આવશ્યક અવકાશ ઊભો કરી આપવા માટે જે પ્રપચ પ્રબન્ધ કરવો પડે તે સ્વરૂપગત માગ છે આવી નાજુક ક્ષણે, સર્જક જેટલા વિવેચકે પણ સવિવેક વીતરાગ રહેવાનુ છે

'માટીવટો'ની વાત જુદી છે એના સર્જકનો કેન્વાસ દેશવટા જેવો, મોટો છે જૂના ઘરનુ ફળિયુ અને 'નવા ઘરા'ની નવી વસાહત વચ્ચેની પેઢી ખીણ (generation gap) વીરુના પાત્રમા લકીર રેખા જેટલી ઝાખવા મળશે પણ મા સીતામા સાથેનુ વીરુનુ ભાવાનુસધાન, મહીમાતા અને આખા વતનની માટી સાથે એક પ્રકારના પેસિવ રેઝિસ્ટન્સથી પરિપ્લાવિત છે એનુ નોન કમિટમેન્ટ ઓછુ આસ્વાદ્ય નથી કેમ કે તેય થોડુક છેતરામણુ છે બસમા — મોટા ભાઈના પત્રથી ગામ – વતન જતા વીરુની નજરે કથકે – કાળા સાડલાવાળી બ્રાહ્મણીઓ કે સુથારણોના સવાદમા બાપના ઠપકાથી ઝેર ખાઈ મરી ગયેલા છોકરાની

તદ્દન નગણ્ય વિગત જે ક્ષણે પ્રસ્તુત કરી છે અને કર્તાએ એના નાયકને કશા પ્રતિભાવ વગર ત્યાં અકબંધ રહેવા દીધો છે એ અન્ડરસ્ટેટમેન્ટની સૂચકતા ધ્યાનાર્હ છે. કૃતિ અંતે સીતામા ગુજરી જાય છે. વીરુ ભાઈઓ સરપંચવતી ઠપકો તો નથી આપવાનો પણ એથીયે અદકી આજીજીનું અસ્ત્ર વાપરે છે ને મા પોતાના ઘર વચાળ ધરાશાયી થાય છે. — પહેલા અંતમાં મરે છે ને બીજા મને ગમતા અંતમાં બે-ભાન બને છે. (કાળિયો કૂતરો ને અંધારું અહીં કાળપર્યાય ઠરે છે.)

વતનની વાણી, વતનનાં મનેખ વાપરે છે તોયે નાયકને તે સમજાતી નથી. આ અજબનીપણું કૃતિના કેન્દ્રમાં પ્રચ્છન્ન રહી વિસ્તર્યું છે. મહી નદી અને અમરી માની વાડી-કેડીને સાપણ-સાપ સંગાથે સાંકળી આપીને સંકીર્ણતાનાં ઝેર જોગવવાની સૂચનાત્મકતા કથામાં કલવાઈને આવે છે. અહીં પણ ઘર-ખંડનની ઘટના છે.

> ખોભ ઊતરી ગયા હતા. વર્ષાએ ઢાંકેલી દીવાલો ઉઘાડી પડી ગઈ હતી. પાટડા જતાં કુંભીઓ એકલી નિઃસહાય રક્ષકના પાઠમાં ઊભી હતી. બારી બારણાં નીકળતાં હતાં. દીવાલોમાં ગાબડાં, માળાઓ વીંખાતા હતા...'

વીરુ પોતે સીતામા જેવો 'નિઃસહાય રક્ષક'ના પાઠમાં છે. માળાઓ તો ઉભયના વીંખાયા છે. કાળ તો અહીંયે તાણી ગયો છે બધું. . . .વાર્તાકારે અહીં જરા ઉડાઉ બની ઘરની વસ્તુઓ, અસબાબ, વખરી, સાજસામાનસરંજામ યાદી — ભલે રસપ્રદ રીતે પણ આપી છે. ગોળા, ચવડા, ટાટિયાં, નાવણિયાં સુધી કૅમેરા ઘૂમી વળ્યો છે. (એમ. એસ. સથ્યુની અદૃષ્ટપૂર્વ સિનેકૃતિ 'ગરમ હવા' મણિલાલભાઈએ જોઈ હશે ? એમાંયે પેઢીનું જૂનું ઘર છોડી જવા નારાજ અંશીનાં માજી પાણિયારા નીચે સંતાઈ રહે છે ને અંતે પરવશ થઈ મરવાનાં દૃશ્યો હતાં જ તો. . .)

'માટીવટો'નો નાયક કિંકર્તવ્યમૂઢ જેવો વધુ રહે છે. — ભલે સીતામા – માજીને સમજાવટ કરવા જેવું વર્તતો હોય.

'હવેલી'ના નાયક પ્રવીણની વૈકુંઠકાકાગ્રસ્ત સરાગ ભાવસ્થિતિ જુદી છે, ત્યાંનો ઘટનાગ્રાફ 'માટીવટો'થી અલગ છે એટલે પ્રવીણનો સ્વજનો પ્રત્યેનો દ્વેષ કૃતિના આંતર-પરિવેશથી સમર્થિત છે, તે જ રીતે 'માટીવટો'ના નાયક વીરુનું સ્થિતિ-ગતિ-ચરિત્ર સાથેનું કરુણશબલિત ઉદાસીન સૌમ્ય વર્તન પણ આસ્વાદ્ય છે.

'હવેલી'નો પ્રવીણ બાપના (અહીં વૈકુંઠકાકાના) કૂવામાંથી પાણી કાઢી, હવેલીને બહુમાળીના ભક્ષકપણામાંથી ઉગારવા પોતાના ભાઈ-બાપાનુંયે જાણે નાહી નાખે છે !

'માટીવટો'માં ઉપર ઉલ્લેખ હતા સર્પ-સાપણના. અહીં 'હવેલી'માં સર્પ-નાગ ઈંગિતથી સૂચવાયા છે, પ્રવીણના એક ઉદ્‌ગારમાં : 'ફેણ માંડીને અહીં રહીશ'. પૂર્વજોની પરંપરાની પ્રતીકરૂપિણી 'હવેલી'નું, ઘરનું સંરક્ષણ નાગસર્પ કરતા જ આવ્યા છે. બહુમાળી બનાવવા આવે તેની સામે નાગરાજ ફેણ માંડશે, ફૂંફાડા પણ મારશે. ('માટીવટો'માંયે ફૂંફાડા કંડારાયા છે. મહીમાતાના સર્પિણી સ્વરૂપમાં...)

શિરીષ પંચાલની 'હવેલી' જેને 'ખંડહર'સર્જક મૃણાલ સેનની કમિટેડ સિનેકલામાં રુચિ હોય એને પ્રિય થઈ પડશે. મણિલાલ હ. પટેલની 'માટીવટો', જેમને સત્યજિતની અક્રિયમાણ-સિનેરીતિમાં રસ હોય તેમને ભાવી જશે. 'હવેલી'માં ટેકનિકલ બ્રિલિયન્સ'– રીતિપ્રાવીણ્ય છે તો 'માટીવટો'માં બહુધા કન્ટેન્ટનું પ્રકર્ષણ છે. સ્વયંવર પ્રસંગમાં ભાવક માત્રનું સ્વાગત છે. પસંદ અપની અપની...

૧. શિરીષ પંચાલકૃત સંગ્રહ 'અંચઈ'માં (પાર્શ્વ પ્રકાશન) 'હવેલી' પૃ. ૯૯ ઉપર.

૨. મણિલાલ હ. પટેલ કૃત સંગ્રહ 'રાતવાસો'માં (આર. આર. શેઠ પ્રકાશન) 'માટીવટો' પૃ. ૭૬ ઉપર.

❊

પહેલેથી જ હુ 'ઉદ્દેશ' રસપૂર્વક વાચતો અને માણતો આવ્યો છુ તમારી સપાદકીય સૂઝ દાદ માગી લે તેવી છે કવિવર અને સાક્ષર સદ્ગત મુ. ઉમાશકર જોશીના સામયિક 'સસ્કૃતિ'ની ખોટ તમે તમારી આગવી રીતે પૂરી રહ્યા છો તે અવશ્ય અભિનદનીય અને આવકાર્ય છે

તમારા આ સક્રિય અને સઘન સાહિત્યવિચારકાર્યના નીરોગી વિકાસ અર્થે સૌ પૂર્ણિમાની અને મારી સપ્રેમ અને હાર્દિક શુભેચ્છાઓ !

અમદાવાદ — પુરુષોત્તમ માવળંકર
૧૫-૭-૮૪

*

'ઉદ્દેશ' તેના ઉદ્દેશ મારગે, ધીમા પગલે પણ મક્કમ ચાલથી આગે ધપે છે આ એક આનદ અને આસાએસનો સકેત !

એક સૂચન કરવુ છે ગુજરાતી સાહિત્યનુ વાતાવરણ સર્જવામા આ સામયિકનુ પ્રદાન નોંધપાત્ર બન્યુ છે ત્યારે તેમા એક ઉમેરણ ઉદ્દેશ-મિત્રમડળ જેવી રચનાઓ નાનામોટા સ્થાનોએ થાય, બુધવારિયાની જેમ સાહિત્યરસિકો તેમા એકત્રિત થઈને ચર્ચાવિચાર કરે તો કેવુ ?

આજે તો સાહિત્યિક સમારભો પણ કેટલો દેખાડો કરે તેવા છતા એકદમ સત્ત્વહીન, ઝાખા અને અહમહમિકાથી ગાજતા હોય છે ! તેમાથી સાહિત્યનુ વાતાવરણ રચાતુ નથી, તેને બદલે તો નિરજન ભગત જેવા દર સપ્તાહે ભારતીય મીરાથી પશ્ચિમી સાહિત્ય સુધીના ફલકને વ્યક્ત કરતી નાનકડી બેઠક કરે છે તેનુ અદકેરું મહત્ત્વ છે

'ઉદ્દેશ-મડળ' આવી આબોહવા પ્રસરાવી શકે સસ્થાની છાયા માયાને બદલે સાવ અવિધિસરનુ વાડાબધી વિનાનું અને સહજ મિલન !

'ઉદ્દેશ'મા ગુજરાતીની જેમ વિશ્વ-સાહિત્યના અને વિવિધ ક્ષેત્રોના મહત્ત્વના પુસ્તકોનો આસ્વાદ પણ મળતો રહેશે ? એકદરે 'ઉદ્દેશ'ના વિકાસની મનકામના સૌ કોઈની.

અમદાવાદ — વિષ્ણુ પડ્યા
૭-૫-૮૪

*

ઉચ્ચકક્ષાના સામયિકોની પરપરા એ ગુજરાતી કલ્ચરનુ સબળ પાસુ રહ્યુ છે 'ઉદ્દેશ'ને ચોથુ વર્ષ બેસતામાં તો એ એક સામયિકથી આગળ વધી એક અર્થપૂર્ણ સસ્થા બની રહેવા મારે છે તે એક બહુ મોટુ ઉપકારક કામ છે ગુજરાતીભાષી તરીકે ગાળો તો ખાવી જ પડતી હોય છે પણ ત્યા 'ઉદ્દેશ' જેવી ઘટના બતાવી એમ કહી શકાય કે 'ક્ષિતિજ' કે 'સસ્કૃતિ' એ અકસ્માત નહિ પણ પ્રજાની અદરના ઉન્મેષોના આવિષ્કાર હતા તેનો આ એક વધુ દાખલો છે

અને એમ પણ સમજાય છે કે આમા જેમનો સહકાર મળે છે તે લેખકવર્ગ ઉપરાત મુખ્ય પ્રદાન તત્રીનુ છે 'ઉદ્દેશ'માના આપના લખાણો વાચતા એ જ પ્રતીત થાય છે આ એક શૈલીની સિદ્ધિ છે ઓગસ્ટના અકમા 'પિતરૌ' વદે લેખ એટલા માટે જ ગમ્યો.

અમદાવાદ — દિગીશ મહેતા
૧૮ ૧૦-૮૩

*

'ઉદ્દેશ'ના જૂન ૮૪ અકમા આપના ઉપરનો કવિ સુન્દરમ્નો ૧૯૪૮નો પત્ર છપાયો તે ગમ્યુ અર્ધી સદી પહેલાની કવિની આતરિક સૃષ્ટિ દ્વારા આધ્યાત્મિક અને સાહિત્યિક માહોલ જાણવા મળે છે એક વિશેષ ચેતના ભર્યું દિશાસૂચન મળે છે કવિના આવા પત્રો 'ઉદ્દેશ'મા છાપો

કડી — રામજીભાઈ કડિયા
૫ ૭-૮૪

*

જુલાઈ ૮૪નો અંક મળ્યો. વાચી ગયો. આનંદ થયો. કેટલાય સમયથી હું 'પત્ર પ્રસાદી' માટે તલસતો હતો જે મનસા આપે 'ઉદ્દેશ' દ્વારા પૂર્ણ કરેલ છે તે માટે અત્યારે આપ પત્રવિશેષાંક અવશ્ય પ્રગટ કરો એવી આકાક્ષા વ્યક્ત કરુ છું અગર તો પત્રસગ્રહ પુસ્તક સ્વરૂપે પ્રગટ કરો તો આનદ થાય.

ભૂજ કચ્છ — બાબુલાલ એસ. ગોર
૨૬-૭-૮૪

*

'ઉદ્દેશ' જુલાઈ ૮૪ના અકમા 'લોકવાર્તાના મુસ્લિમ કથકો' શીર્ષકથી મુ. શ્રી પુષ્કરભાઈ ચંદરવાકરનો લેખ પ્રકાશિત થયો છે એમા લાધા અને હાઢી નામની મુસ્લિમ યાચક જ્ઞાતિઓનો ઉલ્લેખ કર્યો છે (પૃ.૪૫૮ ૬૦) આ બારામા થોડી પૂરક વિગતો મૂકું ?

(૧) લેખમાં 'લાંઘા' જ્ઞાતિની વર્ણવેલી લાક્ષણિકતાઓ જ ધરાવતી 'લંઘા' નામે ઓળખાતી મુસ્લિમ જ્ઞાતિ સૌરાષ્ટ્ર/કચ્છમાં ક્યાંક ક્યાંક વસે છે. જામનગરમાં તો એક વિસ્તારનું નામ જ 'લંઘાવાડ' છે. સંપન્ન યજમાનો, ગરાસદારોને ત્યાં મરણ-પરણના પ્રસંગોએ મરશિયા કે લગ્નગીતો ગાવાની કામગીરી લંઘા સ્ત્રીઓ કરતી. આજે પણ નવશ્રીમંત વર્ગમાં યોજાતા લગ્નપ્રસંગોના રાસ-ગરબા ગાવાની કામગીરી ધંધાદારી ધોરણે કરે છે. એટલે 'ગાન' સાથે એને સંબંધ છે, 'નાચ' સાથે નથી. શ્રી પુષ્કરભાઈએ 'લાંઘા' તરીકે ઓળખાવેલી મુસ્લમ જ્ઞાતિ તે આ 'લંઘા' જ હશે ? 'મહાગુજરાતના મુસલમાનો' (લે. કરીમ મહમ્મદ માસ્તર. પ્રકા. મ.સ. યુનિવર્સિટી, વડોદરા)માં પણ 'લાંઘા'નો ઉલ્લેખ નથી. 'લંઘા' મળે છે. એટલે આ પ્રયોગમાં પ્રાદેશિક ઉચ્ચારણભેદ માનવો ? 'લંઘા પરણાવવા' – એવો વિલક્ષણ રૂઢિપ્રયોગ પણ વિશિષ્ટ અર્થસંકેત માટે પ્રચલિત છે.

(૨) 'ઢાઢી' કોમ 'લંઘા'માંથી આવી ? એ અલગ જ્ઞાતિ નથી ? ગુજરાતમાં જ નહિ, ઉત્તરપ્રદેશમાં પણ સંપન્ન યજમાનોને ત્યાં પુત્રજન્મ, લગ્નાદિને અવસરે ઢાઢી સ્ત્રીપુરુષ નાચગાન દ્વારા હરખ વ્યક્ત કરી આજીવિકા રળતાં. પુષ્ટિ સંપ્રદાયની કીર્તનપરંપરામાં તો 'ઢાઢીલીલા' તળે કીર્તનપદોનો આખો ગુચ્છ મળે છે. વૈષ્ણવસંપ્રદાયના વિશેષ ઉત્સવોમાં આચાર્યને ત્યાં કે ભાવિક વૈષ્ણવને ઘરે યોજાતાં કીર્તનોમાં 'ઢાઢીલીલા'નું સવિશેષ મહત્ત્વ છે. કૃષ્ણપ્રાકટ્ય પછી નંદરાયને ઘરે ઢાઢીદંપતી પુત્રજન્મની વધાઈનું ગાન કરી, નૃત્ય સાથે પદગાન કરે છે. વ્રજભાષામાં 'ઢાઢીલીલા'નાં આ પદો વલ્લભસંપ્રદાયના લગભગ આરંભકાળથી જ પ્રચલિત છે. એટલે ઢાઢીસંસ્થાનો સાડાચારસો વરસ જૂનો પુરાવો તો છે જ. નમૂનાદાખલ ઢાઢીલીલાનું પદ ટાંકું છું.

*જમું શ્રી વ્રજરાજ કે લાડીલે, મેરે જીવનનાથ !*
*ઢાઢી આયો યાચને, ધરો ચરણ મમ માથ.*

... ... ... ...

*શ્રી બ્રજરાજ કે હમ ઢાઢી,*
*બારે હી તેં ગોવિંદગુન ગાવત, સેત ભઈ મેરી દાઢી*
*હમ હરિકે, હરિ હૈ જુ હમારે, સોને લીક ડો કાઢી*
*'દાસ ગોપાલ' યહી માગત હૈ, ભક્તિ પ્રેમસોં ગાઢી'*

સપ્ટેમ્બર ૧૭, ૧૯૯૪ લાભશંકર પુરો
જામનગર

# 'ઉદ્દેશ'ને શુભેચ્છા

અસંખ્ય ગામડાઓની બનેલી આ સમાજરચનાની આકૃતિ એક એકથી ઊંચે જતા વર્તુળોની નહિ, પણ એકબીજાથી વિશાળ થતા જતા અને નાનાને મોટામા સમાવી લેતા વર્તુળોની હશે. જીવનનો ઘાટ, જ્યા ટોચ પાયાને કચડીને ઊંચી રહે છે તેવા પિરામિડનો નહિ હોય. તેનો ઘાટ સમુદ્રના અનત સીમા સુધી વિસ્તરતા જતા મોજાઓના વર્તુળો હશે, જેના કેન્દ્રમા પોતાના ગામને સારુ ખપી જવાને હરહમેશ તત્પર એવી વ્યક્તિ હશે, અને ગામ વળી બીજા ગામોના બનેલા પોતાના વર્તુળને માટે ખપી જવાને તત્પર રહેશે. અને આખરે આ રચનામા સર્વ વર્તુળો મળીને એક જ પ્રાણવાળુ એક શરીર બનશે. એ રચનામા જે વ્યક્તિનો સમાવેશ થશે તે પોતાના અહકાર અથવા ઘમડમા કોઈ બીજાના પર આક્રમણ નહિ કરે, હમેશ નમ્ર રહેશે અને સમુદ્રના વિશાળ વર્તુળમા સમાયેલા સમસ્ત જીવનની ભવ્યતા પોતાના અતરમા અનુભવી, તે વર્તુળના અગરૂપ ઘટક બની રહેશે.

(મારા સ્વપ્નનુ ભારતમાથી) — ગાધીજી

## ગીત

વનમાં જ જવું જો હોય સખી
હાં, વનરાવનમાં જાજો રે...

જમનાની લહેરોની ધારે,
કદંબ રેણુ થઈ વાજો રે,
રજોટાઈને વ્રજની રજ સું
હાં, ધૂસર ધૂસર ન્હાજો રે... વન૦

અટકી અટકી કુંજગલીમાં,
મનભાવન ભેળાં થાજો રે,
પીજો, પાજો ઘૂંટ અમીરસ,
હાં, ગણગણજો ને ગાજો રે... વન૦

રાજેન્દ્ર શુક્લ

Uddesh (A literary cultural monthly) October 1994
Licensed to post without prepayment License No 188 R No GAMC/ 920

# રડો ન મુજ મૃત્યુને ! —

[ચ વાનુ કહેવુ નહુને નથી રહેવ કાઈ
—જાન્યુ ૩૦ ૧૯૪૮]

'રડો ન મુજ મૃત્યુને ! હરખ માય આ છાતીમા
ન રે ! — ક્યમ તમેય તો હરખતા ન હૈયા મહી ?
વીધાયુ ઉર તેથી કેવળ શુ રક્તધારા છૂટી
અને નહિ શુ પ્રેમધાર ઊછળી અરે કે રડો ?
હતુ શુ બલિદાન આ મુજ પવિત્ર પૂરુ ન કે ?
અધૂરપ દીઠી શુ કે મુજ અક્ષમ્ય તેથી રડો ?

તમે શુ હરખાત જો ભય ધરી ભજી ભીરુતા
અવાક અસહાય હુ હૃદયમા રૂધી સત્યને
શમ્યા કરત ભૂતલે ? મરણથી છૂટ્યો સત્યને
ગળે વિષમ જે હતો કઈક કાળ ડૂમો ! થયુ
જુણો પ્રગટ સત્ય   વૈર પ્રતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ !
હસે ઈસુ, હસે જુઓ સુકતુ સૌમ્ય સતો હસે.'

'અમે ન રડીએ, પિતા, મરણ આપનુ પાવન
કલકમય દૈન્યનુ નિજ રડી રહ્યા જીવન '

૧ ૨-૧૯૪૮ —ઉમાશકર જોશી

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

ંચમું : અંક ચોથો  નવેમ્બર : ૧૯૯૪

તંત્રી
રમણલાલ જોશી

**૫૨**



# ઉદ્દેશ

વર્ષ પાચમુ અંક ચોથો સળગ અંક : પર

અનુક્રમ : નવેમ્બર ૧૯૯૪


શ્રી અરવિંદ — રમણલાલ જોશી ૧૨૧

સાપ્રત પ્રવાહો

અનામત બેઠકો મતપરસ્તીનુ રાજકારણ — દિનેશ શુક્લ ૧૨૩

ઉપભોગ અને વસ્તી, બન્નેમા સયમની જરૂર — દિનેશ શુક્લ ૧૨૪

કચ્છ એન્ડ રામરાધ' મૂલ્યવાન કલા સદર્ભગ્રથ — તત્રી ૧૨૫

ગુજરાતી ભાષા સાહિત્ય પ્રકલ્પ — તત્રી ૧૨૫

પત્ર પ્રસાદી

રામપ્રસાદ બક્ષીના પત્રો — સપાદક રમણલાલ જોશી ૧૨૬

ગીત — નલિન પડ્યા ૧૩૦

અબોલા રાણીની કથાનો મર્મ — મકરન્દ દવે ૧૩૧

બે ગીત — રમેશ પારેખ ૧૩૫

નિત નવા વટોળ કશુક જૂનુ, કશુક નવુ — પ્રીતિ સેનગુપ્તા ૧૩૬

વ્યુત્પન્ન પડિત રામપ્રસાદ બક્ષી — દુષ્યન્ત પડ્યા ૧૩૮

કથીડ્રલ — જયા મહેતા ૧૪૮

વિસ્તરતી સીમાઓ — ચન્દ્રકાન્ત ટોપીવાળા ૧૫૨

સ્વાધ્યાય અને સમીક્ષા

સાહિત્યકલાગ્રથ 'કચ્છ એન્ડ રામરાધ'

તેરા દુર્ગમા રામાયણના ભીંતચિત્રો — પ્રો ડૉ ઝરીન કૂપર ૧૫૪



પ્રકાશક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, સેંન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લે આઉટ-ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ✆ ૪૦૦ ૬૯૮

...ન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારી[ખે] પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી [થ]ઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમા[ના] અભિપ્રાય માટેની જવાબદારી તે ત[ે] લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ... વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦, (દ' ... રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂ[પ] અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડે[લુ] જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહાર સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ન. ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભડાર
ડેપ્કિો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૭૭

(૨) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે મ[ાળે]
રિલીફ રોડ, અમદાવાદ ૧

ઉદ્દેશ

નવેમ્બર ૧૯૯૪



*સર્વભાષા સરસ્વતી*

# श्री अरविंद

અર્વાચીન સમયમાં આપણે ત્યાં રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગાંધીજી, રવીન્દ્રનાથ ટાગોર, શ્રી અરવિંદ વગેરે વિભૂતિઓ થઈ છે જેમનું કાર્ય આપણા દેશ પૂરતું મર્યાદિત ન રહેતાં વિશ્વનાં વિચારબળો ઉપર પણ એનો પ્રભાવ પડ્યો છે.

શ્રી અરવિંદે પોતે લખ્યું છે કે "મારા જીવન વિશે કોઈ લખી શકે તેમ નથી, કારણ કે તે માણસો જોઈ શકે એવું સપાટી પરનું નથી !" તેમ છતાં એમના બાહ્યજીવનની વિગતો તેમના આંતરજીવનને સમજવામાં સહાયભૂત થાય. તે અંગ્રેજી અને ફ્રેન્ચના અધ્યાપક હતા, મહાન દેશનેતા હતા, કવિ અને નાટ્યકાર હતા, સાહિત્યમર્મજ્ઞ અને કવિતાના મીમાંસક હતા, ફિલસૂફ હતા, ભાષ્યકાર અને અનુવાદક પણ હતા. તે શું ન હતા ? પણ સૌ પ્રથમ તેઓ મહાન યોગી અને દ્રષ્ટા હતા. તેમનું સાહિત્ય એ ઊર્ધ્વ ચેતનામાંથી સર્જાયું છે.

શ્રી અરવિંદના જીવનકાર્યનો વિચાર કરતાં તેમની જ પંક્તિઓનો ઉપયોગ કરી કહી શકાય :

*જે કો ચાહે ધરણી ઉપરે સ્વર્ગને લાવવાને*
*તેણે જાતે ધરણી તણી માટી પરે આવવાનું*
*પૃથ્વી કેરો મલિન પ્રકૃતિબોજ ઉઠાવવાનો*
*કષ્ટે છાયો વિકટ પથ આ વિશ્વનો કાપવાનો.*

શ્રી અરવિંદનું જીવનદર્શન તેમની વિચારણામાં, તેમના યોગમાં અને 'સાવિત્રી' મહાકાવ્યમાં અને અન્ય કાવ્યોમાં પ્રગટ થયું છે. ડાર્વિનના ઉત્ક્રાન્તિના સિદ્ધાન્તને તે દિવ્ય જીવનની રચનામાં આગળ લઈ જાય છે. તેમનો પૂર્ણ માનવ એ નિત્શેનો Superman નથી. શ્રી અરવિંદનો અતિમાનવ એ પ્રકૃતિનું સંપૂર્ણ રૂપાન્તર સંસિદ્ધ થયા બાદ જે સાત્ત્વિક તેજ પ્રગટે છે એનાથી ભર્યો ભર્યો લોકહિતકારી અતિમાનવ છે. શ્રી અરવિંદનો પૂર્ણયોગ એ પ્રકૃતિ સમેત સમગ્ર માનવચેતનાને દિવ્યતામાં પહોંચાડનારી પ્રક્રિયા છે. અગાઉના યોગોમાં પ્રકૃતિ જેમની તેમ રહી જતી અને આત્મા વિકાસ સાધતો. શ્રી અરવિંદ તો શરીરને પણ દિવ્ય બનાવવાની વાત લઈ આવ્યા. તેઓ કહે છે કે સમગ્ર જીવન એ યોગ છે. તે કર્મમાર્ગના વિરોધી નથી, નૈષ્કર્મ્યનો તેમણે કયારેય મહિમા કર્યો નથી. તેમણે તો પ્રતિપાદન કર્યું છે કે યોગમાં સ્થિત રહીને કર્મ કરવાનું છે, પ્રભુના કરણ તરીકે કર્મ કરવાનું છે. શ્રી અરવિંદ, આ માટે, જીવનના પ્રત્યેક પદાર્થને આધ્યાત્મિકતા વડે રસી દેવાનું ઉદ્‌બોધે છે. પ્રાચીન વૈરાગ્યભાવનાના તે પુરસ્કર્તા નથી. તે જીવનનો સ્વીકાર કરે છે પણ એ તમસલીન જીવનને ધરમૂળમાંથી રૂપાંતરિત કરવાનું છે. શ્રી અરવિંદની ફિલસૂફીમાં રૂપાન્તર — transformation એ મહત્ત્વનું પગથિયું છે. શ્રી અરવિંદે પોતાના યોગમાં શાસ્ત્ર, ઉત્સાહ, ગુરુ અને કાળ એ ચાર સોપાનોનું મહત્ત્વ દર્શાવ્યું છે. અભિમુખતા — અભીપ્સાનો ઉચિત મહિમા કરી સમર્પણ — Surrender નું મૂલ્ય સમજાવ્યું છે. યૌગિક પ્રક્રિયામાં જાતને ખુલ્લી કરવી, ઊર્ધ્વમાંથી ભાગવત ચેતનાના પ્રકાશને ઝીલવો અને ચેતનાને નીચેથી આરોહિત કરવી વગેરે બાબતો ઉપર ભાર મુકાયો છે. આરોહણ અને અવતરણ આ બે મળીને એક પ્રક્રિયા પૂરી બને છે.

શ્રી અરવિંદ વિશે દેશપરદેશના અનેક લેખકોએ લખ્યું છે. એ સૌમાં બે ગુજરાતી સાહિત્યકારોએ આપેલા પ્રસંગો સૂચક છે અને તેમના વ્યક્તિત્વ ઉપર સારો પ્રકાશ પાડે છે. શ્રી કિશનસિંહ ચાવડાએ તેમની આત્મકથા 'અમાસથી પૂનમ ભણી'માં રવીન્દ્રનાથ ટાગોરના શ્રી અરવિંદ સાથેના મિલનનો એક પ્રસંગ વર્ણવ્યો છે. ૧૯૨. કવિવર રવીન્દ્રનાથ ટાગોર હિબર્ટ લેકચર્સ આપવા જતાં શ્રી અરવિંદને મળવા પોંડિચેરી રોકાયેલા. લેખક તે પોંડિચેરીમાં હતા. શ્રી અરવિંદને મળવા ગયા ત્યારે પ્રફુલ્લ જણાતા રવીન્દ્રનાથ તેમને મળીને પાછા આ

તેમના "નેત્રો આસુભીનાં હતા." આનુ રહસ્ય થોડા વર્ષો પછી લેખક શાન્તિનિકેતન ગયા અને ત્યાં થોડો સમય રહ્યા બાદ, વિદાય વેળાએ સ્વય કવિને જ પૂછ્યુ. ટાગોરે કહ્યુ "એ મારા જીવનનો મહાધન્ય પ્રસગ હતો તમે મારા અન્ત કરણની મહામૂલ્યવાન પ્રતીતિને સ્પર્શ કર્યો છે જ્યારે શ્રી અરવિંદને મળવા ઉપર ગયો ત્યારે વર્ષોથી વિખૂટા પડેલા બધુને મળવાના ઉત્સાહમા મારું ચિત્ત હસતુ હતુ. આનદ સમાતો નહોતો. જઈને બાથ ભરીને ભેટવા કેટલો ઉત્કંઠિત હતો તે હુ જ જાણુ છું. પણ ઉપર જઈને મેં જે જોયુ તેનાથી હુ ગભીર થઈ ગયો. મારી સામે મારા બધુને બદલે એક ભવ્ય જીવનવિભૂતિ બેઠી હતી. બાથ ભરવા ખુલ્લા થયેલા મારા બન્ને હાથ અજલિ બનીને પ્રણમી રહ્યા. જે સહજ હતુ તે જ થયુ. એ જ કર્તવ્ય હતુ પાછો વળ્યો ત્યારે અહકાર રડી ઊઠ્યો, માનવી રડી પડ્યો. પણ અતરમા બેઠેલો કવિ તો શાત સ્મિતમા સમાધિસ્થ હતો."

બીજો એક પ્રસગ શ્રી અરવિંદના વડોદરા કોલેજના વિદ્યાર્થી અને પ્રસિદ્ધ નવલકથાકાર કનૈયાલાલ મુનશીનો છે તા. ૯ જુલાઈ, ૧૯૫૦ના રોજ મુનશીની બાબતમા અપવાદ કરીને શ્રી અરવિંદે તેમને દર્શન આપેલા. પોતાનો અનુભવ વર્ણવતા મુનશીએ મુબઈના એક પદવીદાન સમારભ પ્રસગે કરેલા અભિભાષણમા કહેલુ 'મે છેલ્લે એમને ૧૯૦૯મા મુબઈમાં જોયા હતા. પરંતુ આ વખતે મને કંઈક જુદું જ જોવાનુ મળ્યુ મેં એક પરમ સુદર વાર્ધક્યના દર્શન કર્યા એમની આસપાસના વાતાવરણમા એક પ્રેરક ગાભીર્ય ભરેલુ હતુ. શ્રી અરવિંદ એક ગાદી મઢેલી ખુરશી ઉપર શાત અનાક્રમક ગૌરવથી બેઠેલા હતા એમની આછી એવી સફેદ દાઢી સરસ હોળેલા લાબા સફેદ વાળ, એની વચ્ચે એમની કાતિમાન મુખાકૃતિ ઓપી રહી હતી. એ અપરિચિત સ્વરૂપ એક પૂજ્યભાવ પ્રેરી રહ્યું હતુ. એ પૂજનીયતાના પ્રખર ભારણ આગળ હું નમ્ર અતિનમ્ર બની રહ્યો. એમના ચક્ષુની અદર જ્ઞાન અને પ્રજ્ઞાનો એક ગહન પ્રકાશ પ્રગટી રહ્યો હતો એમને લાધેલી આત્માની વિશાળ પ્રશાતિએ એમના આખાયે વ્યક્તિત્વને એક ઓજસ્વી મૂર્તિમત સત્ત્વરૂપે પલટી નાખ્યુ હતુ પણ એ કોઈ વજ્ર વીંઝતુ રુદ્ર સ્વરૂપ ન હતુ, એ હતુ આતર ચૈતન્યની જ્યોતિથી ઝળહળતુ કોક પરમ સ્વરૂપ.

આ હવે મારા ભૂતકાળના પ્રોફેસર ન હતા કે જેમને હુ દૂર બેઠો બેઠો મુગ્ધ ભાવે જોયા કરતો હતો એ મારે માટેના એક કાળના તત્ત્વદ્રષ્ટા ન હતા કે જેમના તત્ત્વદર્શનમાથી મે મારા જીવનમા અમુક અમુક વખતે થોડી થોડી વસ્તુઓ ઝીલી હતી. અત્યારે હુ જે જોઈ રહ્યો હતો એ તો એક પરિપૂર્ણ સ્વરૂપ હતુ મારા લખાણોમા મેં પૂર્ણતા વિશે લખેલુ છે મારા સ્વપ્નોમા – કલ્પનોમા મેં એ પૂર્ણતા નિહાળેલી છે મારી નવલકથામા મેં એને આલેખેલી છે સત્ય અને અહિંસાના સાક્ષાત્કાર માટે મથી રહેલા ગાધીજીના વિરાટ પ્રયત્નોમા મને એની ઝાખી થયેલી હતી એ પૂર્ણતા મેં અહીં નિહાળી, એના પરિપૂર્ણ અતિમ સ્વરૂપમાં. આસક્તિ, ક્રોધ અને ભયના તત્ત્વો રૂપાતર પામીને એક શક્તિ રૂપ બની ગયા હતા, પરંતુ એ શક્તિ સાથે સાથે સૌદર્યમયી પણ હતી, શાત પણ હતી મે જોયુ કે આર્યસસ્કૃતિની કેન્દ્રગત ભાવના અહીં વિરાજતી હતી, મૂર્તિમત, માનવદેહે સદેહ બનીને. આપણા ધ્યેય તત્ત્વોની અદર શ્રી અરવિંદનો પણ મેં સમાવેશ કર્યો છે, અને માનવજીવનની સર્જનાત્મક રીતે ઘટના કરનારા આપણા સ્થપતિઓમા એમને એક મહાસ્થપતિ તરીકે મે વર્ણવ્યા છે એ વખતે તો એ મારો માનસિક અદાજ જ હતો પરતુ પોંડિચેરીમા એ ક્ષણે મેં જોયુ, મે અનુભવ્યુ કે સાચે જ શ્રી અરવિંદ જીવનસર્જક મહાસ્થપતિ છે '

[દક્ષિણા, ઓગસ્ટ '૫૦ પૃ ૨૮ ૨૮]

શ્રી અરવિંદની વિભૂતિ અને તેમના જીવનકાર્યનો વિચાર કરતા પૂર્ણતાનુ પ્રફુલ્લ પદ્મ મનશ્ચક્ષુ સમીપ તરવરી રહે છે ! એની સુગધ માનવજાતિને સદીઓ સુધી પ્રેરણા આપ્યા કરશે.

**રમણલાલ જોશી**

[શ્રી અરવિંદાયન, કપડવણજમા શ્રી અરવિંદ અવશેષ સ્થાપના દિનની ઉજવણી પ્રસગે તા. ૧૯ ઓક્ટો. '૮૪ના રોજ અતિથિવિશેષ તરીકે આપેલા વક્તવ્યમાથી]

**દિનેશ શુક્લ, તંત્રી**

### અનામત બેઠકો : મતપરસ્તીનું રાજકારણ

અનુસૂચિત જાતિઓ અને જનજાતિઓ સિવાયની પછાત જ્ઞાતિઓ, જેમનો ઉલ્લેખ બંધારણમાં સામાજિક-શૈક્ષણિક રીતે પછાત સમૂહો તરીકે કરવામાં આવ્યો છે, એમના માટેની અનામત બેઠકો વધારતા જવાની રાજ્યોએ જાણે કે હોડ બકી છે. નવેમ્બર ૧૯૯૨માં ઇન્દિરા સોહની વિ૦ ભારતીય સંઘ કેસમાં (જે મંડલ કેસ અથવા અનામત બેઠકોને લગતો કેસ નામે જાણીતો બન્યો છે) સર્વોચ્ચ અદાલતે એવો ચુકાદો આપેલો કે બંધારણની કલમ ૧૬ (૪) હેઠળ કોઈ પણ રાજ્ય ૫૦ ટકા કરતાં વધુ અનામત બેઠકો રાખી શકે નહિ. ઉપરાંત એણે એમ પણ જણાવેલું કે આ સમૂહોને અનામત બેઠકોનો લાભ આપતા અગાઉ તેઓમાં જે સાધનસંપન્ન વર્ગ (ક્રીમી લેયર) ઊભો થયો છે, એને એમાંથી બાકાત રાખવામાં આવે. ત્રણ ન્યાયમૂર્તિઓએ જે લઘુમતી ચુકાદો આપ્યો એમાં એમણે સ્પષ્ટપણે જણાવેલું કે અનામત બેઠકોના આધાર તરીકે જ્ઞાતિને આધાર તરીકે લઈ શકાય નહિ. કારણ જ્ઞાતિ-આધારિત અનામત પ્રથા બંધારણનાં હાર્દ અને ભાવના સાથે સુસંગત નથી.

સર્વોચ્ચ અદાલતના આ ચુકાદાથી તદ્દન વિરુદ્ધનું વર્તન આપણાં કેટલાંક રાજ્યો અને ત્યાંના શાસનકર્તા પક્ષો કરી રહ્યાં છે, તે અત્યંત દુઃખદ અને કમનસીબ છે. રાજકીય પક્ષોની નજર આગામી છ-એક મહિનામાં દસ જેટલાં રાજ્યોમાં આવનારી વિધાનસભાઓની ચૂંટણીઓ પર છે અને 'અન્ય પછાત જ્ઞાતિઓ' તરીકે ઓળખાતી આ જ્ઞાતિઓનું રૂપાંતર પોતાની અલાયદી મતબૅન્કમાં કરવા તેમણે સર્વોચ્ચ અદાલતના ચુકાદાને ઘોળીને પી જવાનું અને એમ કરીને દેશના મૂળભૂત કાનૂન સમા બંધારણ સાથે વિશ્વાસઘાત કરવાનું નક્કી કર્યું છે.

સર્વોચ્ચ અદાલતના ચુકાદાને આંતરવાનો અને બંધારણ સાથે ચેડાં કરવાનો આરંભ તમિળનાડુના મુખ્યપ્રધાન જયલલિતાએ કર્યો. તમિળનાડુ રાજ્યમાં ૬૯ ટકા અનામત બેઠકોને લગતો કાયદો પસાર કરીને તેમણે રાષ્ટ્રપ્રમુખની મંજૂરી માટે કેન્દ્ર સરકાર પર મોકલી આપ્યો. કેન્દ્ર સરકારે રાષ્ટ્રપ્રમુખની મંજૂરી તો મેળવી પણ એ કાયદાને અદાલતો દ્વારા થનાર સમીક્ષાથી પર બનાવવા માટે બંધારણના નવમા પરિશિષ્ટમાં દાખલ કરવા ખાસ બંધારણીય સુધારો કરવાનું દબાણ તેઓ કેન્દ્ર સરકાર પર લાવ્યાં. પછાત વર્ગોના તારણહાર થવાની સ્પર્ધામાં પાછળ ન રહી જવાય એ ગણતરીએ સંસદના લગભગ બધા જ રાજકીય પક્ષોના સભ્યોએ અત્યંત ભારે બહુમતીથી ૭૬મો બંધારણીય સુધારો પસાર કરીને ૫૦ ટકા કરતાં વધારે અનામત બેઠકોની જોગવાઈ કરતા રાજ્યોના આવા કાયદાઓને અદાલતની સમીક્ષા સામે રક્ષણ આપવાનાં બારણાં ખોલી આપ્યાં.

કર્ણાટક, બિહાર, આંધ્રપ્રદેશ, અરુણાચલ, ઉત્તર પ્રદેશ આ બધાં રાજ્યોમાં ૫૦ ટકાથી વધારે અનામત બેઠકો રાખવાની રીતસર હરીફાઈ શરૂ થઈ છે. ક્રીમી લેયરને બાકાત રાખવાની વાત તો બાજુએ રહી, ઊલટાનું જે સમૃદ્ધ-સંપન્ન જ્ઞાતિઓ છે, એમનો સમાવેશ અનામતપ્રથામાં કરવાના નિર્ણયો રાજ્યસરકારોએ લીધા છે. આંધ્રપ્રદેશમાં તો મુસ્લિમોને પછાત ગણીને તેમનો અનામત પ્રથામાં સમાવેશ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો છે.

'સામાજિક ન્યાય'ના આદર્શ ખાતર અનામતપ્રથાનું સમર્થન કરનારાઓને પણ લાગવા માંડ્યું છે કે હવે હદ થાય છે. અનામત બેઠકોનો લાભ પછાતોમાંય પછાતોને પહોંચવો જોઈએ, અથવા પછાતોમાંય છેવાડે બેઠેલાઓને મળવો જોઈએ, એ

માટે સર્વોચ્ચ અદાલતે ક્રીમી લેયરને બાકાત રાખવાનો આદેશ આપેલો. એનો સ્વીકાર કર્યા વિના અનામત બેઠકોમા વધારો કરતા જવાનો, અને અનામત પ્રથામા સાધનસપન્ન જ્ઞાતિઓને પણ પછાતનુ લેબલ મારીને દાખલ કરતા જવાની રાજકીય પક્ષોનો પ્રયાસ માત્ર તેમની મતપરસ્તીની ચાડી ખાય છે

**દિનેશ શુક્લ**

### ઉપભોગ અને વસ્તી, બન્નેમા સંયમની જરૂર

દુનિયામા સૌથી વધારે વસ્તી ધરાવતા દેશો કયા ? આપણે બધા જ સહેજ પણ અચકાયા વિના કહીશુ કે ચીન અને ભારત. ચીનની વસ્તી એક અબજને આબી ગઈ છે અને ભારતની વસ્તી ૯૦ કરોડના આકને વટાવી ગઈ છે પણ જો આપણે વસ્તીને વપરાશ અથવા ઉપભોગ સાથે સાકળીએ (એમ કર્યા વિના આપણે વસ્તીના કે વપરાશના બધા સૂચિતાર્થો સમજી શકીએ તેમ નથી) તો દુનિયાનો સૌથી વધારે વસ્તી ધરાવતો દેશ અમેરિકા છે, એમ કબૂલવુ પડે અમેરિકાવાસીઓ ભારત અને ચીનની વસ્તીનો સરવાળો કરીએ એના કરતા પણ વધારે અનાજ અને ઊર્જા વાપરે છે અનાજ અને ઊર્જાના વપરાશને આધારે અમેરિકાની વસ્તી બે અબજ અને ત્રીસ કરોડ જેટલી જાય. મતલબ કે દુનિયાની કુલ વસ્તીના લગભગ ૪૦થી ૪૫ ટકા જેટલી વસ્તી વપરાશ અને ઉપભોગના આકડા અનુસાર અમેરિકા ધરાવે છે દુનિયા પર કોનો બોજો વધારે ? એક સરેરાશ ભારતવાસી કે ચીનવાસીનો કે એક અમેરિકનનો ?

તાજેતરમા કેરો. ખાતે ભરાયેલ વસ્તી અને વિકાસ સબધી આતરરાષ્ટ્રીય પરિષદમા 'અર્થ કાઉન્સિલે' એક હેવાલ રજૂ કર્યો હતો, જેનુ શીર્ષક હતુ 'વપરાશ વસ્તી અને વિકાસની બીજી બાજુ આ હેવાલમા કહેવામા આવ્યુ છે કે દુનિયાના પર્યાવરણ સાથે સવાદિતા સાધી જગત આખાની વસ્તીની 'ધારકતા'(સસ્ટેનિબિલિટી)ને જો આપણે સિદ્ધ કરવા માગતા હોઈએ તો વિકસિત રાષ્ટ્રોમા થતા અકરાતિયા ઉપભોગમા ઘટાડો અને અલ્પવિકસિત રાષ્ટ્રોમા થતા બેફામ વસ્તીવધારા પર નિયત્રણ એ બન્ને એકીસાથે હાસલ કરવા પડશે. અલ્પવિકસિત અને પછાત દેશોના વસ્તીવધારાને જ માત્ર 'ખલનાયક' તરીકે ચીતરીને તેને પર્યાવરણના બગાડા અને પ્રદૂષણના વધારા માટે જવાબદાર ઠેરવવાનો પ્રયાસ ઝાઝો કારગત નીવડે તેમ નથી.

હેવાલ જણાવે છે કે આપણી ધરતીના પર્યાવરણ અને તેના સાધનસ્રોતો પર પડતા પ્રભાવનો નવેસરથી વિચાર કરવો જોઈએ. તેમા માત્ર વસ્તીવધારાનો જ નહિ, માથાદીઠ વપરાશના સ્તરનો પણ સમાવેશ કરવો જોઈએ જેવી રીતે વિશાળ વસ્તીનુ દબાણ સમગ્ર ઇકો સિસ્ટમ પર પડતુ હોય છે, તેવી રીતે ઓછી વસ્તીના અતિ-ઉપભોગ અથવા વપરાશના સ્તરોનુ દબાણ પણ ઇકો સિસ્ટમ પર પડતુ હોય છે ક્યારેક તો અતિઉપભોગમા રચીપચી રહેતી ઓછી વસ્તી, અતિશય ઓછી વપરાશ કરતી વિશાળ વસ્તી કરતા વધુ બોજો આપણી ઇકો-સિસ્ટમ પર લાદતી હોય છે

ખાનગી સાહસ, ઉદારીકરણ, વૈશ્વીકરણ વગેરેને નામે અગાઉના સમાજવાદી દેશો અને આપણા જેવા મિશ્ર અર્થતત્રને વરેલા દેશો ખૂબ જ મોટા પ્રમાણમા આર્થિક વૃદ્ધિનો જે મૉડલ અપનાવવા તરફ જઈ રહ્યા છે, તેમા જો કોઈ આરાધ્ય દેવ હોય તો તે છે અનિયત્રિત ઉપભોગ આપણા જેવા દેશોમા લોકોની સામાન્ય જરૂરિયાતો સતોષાય અને કંઈક બહેતર જીવનધોરણ હાસલ કરે એ ખરેખર ઇષ્ટ છે, પણ સરેરાશ અમેરિકન કે યુરોપિયન કે જાપાની જે રીતે ઉપભોગ કરે છે, એ રીતે દુનિયાનો સરેરાશ મનુષ્ય પણ ઉપભોગ કરવા લાગે તો આપણા પર્યાવરણ અને કુદરતી સાધનસ્રોતો પર કેટલો મોટો બોજો પડશે, એનો વિચાર કરવાનો સમય પાકી ગયો છે દુનિયાની વસ્તી વધતી જાય છે, એ એક વિરાટ પ્રશ્ન તો છે પણ ઓછી વસ્તી વધુ ને વધુ પ્રમાણમા ઓહિયા કરી જાય અને અકરાતિયા ઉપભોગવાદને એક ઇષ્ટ મૂલ્ય અથવા આદર્શ તરીકે સ્થાપે એને આપણે શુ કહીશુ ? મિતત્વ અથવા સયમ જેવા ગુણો અગીકાર કર્યા વિના

આપણે પૃથ્વીની ધારકશક્તિને ટકાવી શકીશું ખરા ?

**દિનેશ શુક્લ**

※

## 'કચ્છ ઍન્ડ રામરાંધ' : મૂલ્યવાન કલા-સંદર્ભગ્રંથ

'કચ્છ એન્ડ રામરાંધ' ગ્રંથ લોકનાટ્યકલાનો મહત્ત્વનો ગ્રંથ છે. એમાં કચ્છી કમાંગરી કલમની, લોકકલા અને લોકસાહિત્યની ખૂબીઓ દર્શાવાઈ છે. એના રચયિતા શ્રી રામસિંહજી રાઠોડની વર્ષોની કલાસાધનાનો એ વિશિષ્ટ આવિષ્કાર છે. એમના ગ્રંથ 'કચ્છનું સંસ્કૃતિદર્શન'ને ૧૯૬૧માં દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ મળ્યો હતો અને રાષ્ટ્રપતિનું પારિતોષિક પણ મળ્યું હતું. દ્વિભાષી મુંબઈ રાજ્યે ૧૯૬૦માં એને પ્રથમ પારિતોષિક આપેલું અને ૧૯૬૨માં ગુજરાત સાહિત્ય સભાએ એમને રણજિતરામ ચન્દ્રક એનાયત કરી તેમનું બહુમાન કર્યું હતું. એ પછી તેઓ સતત કચ્છની સંસ્કૃતિ વિશે સંશોધન કરતા રહ્યા છે. કચ્છની કલાકારીગરીના નમૂનાઓ એકઠા કરવા, એની કલાની ખૂબીઓ સમજાવવી, એ વિશે લખાણો કરવાં એ એમનું જીવનકાર્ય થઈ ગયું છે. લોકકલાને સમર્પિત આવા વિદ્વાનો આપણી પાસે ઝાઝા નથી. તેમણે ભૂજમાં એક મ્યુઝિયમ પણ સ્થાપ્યું છે અને ભારતીય સંસ્કૃતિ ફાઉન્ડેશન નામે સંસ્થા પણ સ્થાપી છે.

કચ્છ એ ગુજરાતનો વિશિષ્ટ પ્રદેશ છે. એની વ્યવહારભાષા ગુજરાતી અને બોલચાલની ભાષા કચ્છી છે. કચ્છી ભાષામાં 'રામ'નો ઉચ્ચાર 'રાઉમ્' તે રા ૐ કરવામાં આવે છે. 'રા' એટલે સર્વોપરી, સર્વોચ્ચ એવો ૐ. કચ્છ પ્રદેશમાં પરંપરિત ઊતરી આવેલી સૈન્ધવી સંસ્કૃતિના પ્રાણવાન વ્યાપનો અને 'મયગ્વાલ' અને રબારી જેવી આદિ જાતિઓનો અને કચ્છના કલાકૌશલ્યનો શાસ્ત્રીય પરિચય આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે. ભારતીય સંસ્કૃતિમાં રસ ધરાવનાર દેશવિદેશમાં વસતા ગુજરાતીઓ અને બિન-ગુજરાતીઓને આપણી સંસ્કૃતિ અને આપણા કલા-વારસાને અભિમુખ કરવામાં આવા ગ્રંથો અત્યંત ઉપયોગી નીવડશે. એથી આ ગ્રંથમાં યથાજરૂરિયાત ગુજરાતી, કચ્છી અને અંગ્રેજી ભાષાનો વિનિયોગ થયો છે એ ઉચિત છે. આવા મૂલ્યવાન સંદર્ભગ્રંથનો પ્રો. ડૉ. ઝરીન કૂપરે કરાવેલો વિવેચનાત્મક પરિચય 'સ્વાધ્યાય અને સમીક્ષા' વિભાગમાં ગુજરાતીમાં અનુવાદિત કરી આપ્યો છે.

આવો મૂલ્યવાન કલા-સંદર્ભગ્રંથ આપવા માટે શ્રી રામસિંહજી રાઠોડને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

## ગુજરાતી ભાષા-સાહિત્ય પ્રકલ્પ

ચંદરયા ફાઉન્ડેશન (આંતરરાષ્ટ્રીય) તરફથી ગુજરાતી ભાષાસાહિત્ય વિકાસ પ્રકલ્પની યોજના પ્રસ્તુત થઈ છે. યોજનામાં જણાવવામાં આવેલાં પ્રકલ્પનાં મુખ્ય ધ્યેયોમાં "ગુજરાતી ભાષાસાહિત્યનું જતન કરવું, પ્રકાશન-સંશોધન ક્ષેત્રે કાર્યરત થવું, 'રિસોર્સ સેન્ટર' સ્થાપવું, ભારત અને પરદેશ ખાતે કેન્દ્રો ઊભાં કરવાં, ગુજરાતી બાળકો અને યુવાનોમાં ભાષાસાહિત્ય પ્રત્યે રુચિ જગાડવી, વ્યાખ્યાનો-પરિસંવાદોનું આયોજન કરવું, ગુજરાતી ભાષા-સાહિત્યનું કાર્ય કરતી દેશ-પરદેશની સંસ્થાઓ સાથે સંપર્ક કેળવવો, લબ્ધપ્રતિષ્ઠ સર્જકોનું સન્માન કરવું, એવૉર્ડ્ઝ સ્થાપવા, એકાદ મુખપત્રનું પ્રકાશન કરવું, નવોદિત સર્જકોને તેમની પ્રકાશનપ્રવૃત્તિમાં સહાયક થવું, નિષ્ણાતો અને વિદ્વાનોની પરામર્શક સમિતિ નીમવી વગેરે"નો સમાવેશ થાય છે. આ સંદર્ભમાં ભાષા-સાહિત્યના તદ્વિદો અને સંસ્કારરસિકો પાસેથી સૂચનો મંગાવવામાં આવ્યાં છે. આ પ્રોજેક્ટના ઓફિસર તરીકે પ્રો. બકુલ રાવળની નિમણૂક કરવામાં આવી છે. સંપર્ક માટેનું સરનામું : ગુજરાતી ભાષા-સાહિત્ય વિકાસ પ્રકલ્પ, ૪૦૮/૪૦૯ ન્યૂ ઉદ્યોગમંદિર, ૨ મોઘલ લેન, માહિમ (વેસ્ટ), મુંબઈ ૪૦૦ ૦૧૬.

**તંત્રી**

# રામપ્રસાદ બક્ષીના પત્રો

સંપાદક : રમણલાલ જોશી

ગોપાલભવન, ટાગોર રોડ
સાન્તાક્રૂઝ મુ. ૫૪
તા. ૧૭-૮ ૬૩

સ્નેહી શ્રી રમણભાઈ

બાકીના ફરમા પૃ. ૫૯૨ સુધીના મળ્યા અને ૧૫ ૯નો તમારો તે પછીનો કાગળ પણ મળ્યો.

ઉપરણા ઉપર વિરાજમાન' થવા માટે ટૂંકુ લખાણ તૈયાર કરવામા ઉતાવળ તો કરવી પડશે – પણ કરીશ. ત્રિપાઠી કુ મા ફોન કરીને કહેશે તે સમયાવધિમા મોકલી દઈશ — એમને અને નકલ તમને (એક-બે દિવસમા)

શ્રી વિષ્ણુભાઈ ઉપરણા ઉપર વધારે શોભે, પણ એઓ પણ લખવાના હશે. જે હશે તે, કેટલા શબ્દો, કેટલી પંક્તિઓ, મારે લખવી તે ત્રિપાઠી કુ માથી જાણી લઈશ. કુશળ હશો.

લિ રામભાઈ બક્ષીના નમસ્કાર

✻

ગોપાલભવન, ટાગોર રોડ
સાન્તાક્રૂઝ મુંબઈ ૫૪ AS
૧૮-૮ ૬૩

સ્નેહી શ્રી રમણભાઈ

મારુ વક્તવ્ય આ સાથે છે — (૧૮મીનુ કાર્ડ હમણા મળ્યુ.) આની એક નકલ ત્રિપાઠી કુ ને મોકલુ છું. વિષયના તથા અધ્યયનના સમગ્ર દર્શનને ભોગે વિગતમા ઊતરવુ પડે — ૧૫-૨૦ લીટીમા — એ શિવાયમા ન બને તેથી વિગતમા નથી ઊતર્યો.

સમય છે —

*મમ વક્તવ્યમુદ્દિશ્ય વક્તવ્ય તેઽસ્તિ વદ, વદ ।*

લિ. રામભાઈ બક્ષી

✻

ગોપાલભવન, ટાગોર રોડ
સાંટાક્રૂઝ મુંબઈ ૫૪
તા. ૨૨-૧ ૬૬

સ્નેહી શ્રી રમણભાઈ

તમારા ૧૭-૧ ના કાર્ડનો આ જવાબ લખુ છું. લેખ અહીંથી ૨૪મીએ નીકળુ તે પહેલા લખી શકીશ તો લાવીશ. સમયની મારામારી મને ખૂબ રહે છે હમણા જરા વિશેષ રહે છે

હું ૨૫મી સવારે પી. એમ. ત્રિવેદી — શ્રીમતી તારાબહેનને ત્યા ઊતરીશ. 'કૈવલ્ય', લલિતકુંજમા નવરંગપુરા, (Bank of India)ની સામે. પણ તે દિવસ તો સવારના ૯ થી ૪, જે કામ માટે આવુ છુ તેમા, આખો દિવસ રોકાયેલો રહીશ — અ. મ. રા.ની ઑફિસમા ૨૬મીએ સરદાર પટેલ નગરમા ડૉ. શાન્તાબહેન-ડૉ. ગોરધનભાઈ પટેલને ત્યા હોઈશ એવુ ધાર્યું છે તે રોજ — જો કામકાજ ૨૫મીએ પૂરુ થયુ હશે તો — મળી શકીશુ ૨૬મીએ રાતે ગુજ મેલમા હુ પાછો અહીં આવવાને નીકળીશ. કારણ અહીં આવી જવુ જરૂરનુ છે

શુ. રામભાઈ બક્ષી

✻

ગોપાલનગર, ટાગોર રોડ
સાંટાક્રૂઝ મુંબઈ ૫૪
તા. ૧૫-૩-૬૬

પરમ પ્રિય ભાઈશ્રી રમણભાઈ જોશી

શ્રી હરિપ્રસાદ વ્યાસ તથા શ્રી પ્રબોધ રાવળની સહીનો, સ્વ. શેઠ કાન્તિલાલ નાથાલાલ સ્મૃતિગ્રંથમા ચિંતનમનનાત્મક નિબંધ ૧-૪-૬૬ સુધીમા માગતો, પરિપત્ર મળ્યો. નીચેનુ તમારુ લખાણ પણ વાચ્યુ.

હાલ તો હમેશ માફક જ નિશ્ચિત સમયે પૂરા કરવાના મિત્રકાર્યો પૂર્ણ કરવામા પડ્યો છુ પદરેક દિવસ

મારા પૂ. મામાની બીમારીએ, દશેક મારી બીમારીએ, થોડાક મારા ભાઈના ઓપરેશન, કામ કર્યા વિનાના ગયા તેથી હાલ તો મન મૂંઝાય એવી સ્થિતિ છે.

એટલે વચન નથી આપતો. પણ લેખ યથા સમયે લખી શકીશ તો મોકલી આપીશ. આલ્બેર કામૂ વગેરેએ જોયેલી જગતની absurdity અને અર્જુનનો વિષાદયોગ – એવી પૂર્વ-પશ્ચિમની ગંગા-જમની મનમાં રમ્યા કરે છે. – જોઉં છું એ નિબંધ સ્વરૂપે વ્યક્ત થાય છે કે નહિ.

વ્યાખ્યાનો માટે આવીને શું કરત ? અવાજ તો, એકાએક એક રાતમાંથી, બંધ થઈ ગયો હતો. સદ્‌ભાગ્યે (તરત તો ન ખૂલ્યો છતાં, સદ્‌ભાગ્ય) કારણમાં માત્ર શરદી જ નીકળી, અને અવાજ ધીમે ધીમે ઊઘડ્યો.

કુશળ હશો.

શુ. રામભાઈ બક્ષી

તા.ક. હું અન્ય કાર્ય પ્રસંગે તા. ૨૫ મીએ અમદાવાદ આવવાનો છું. કામ એવું છે કે બે દિવસ સવારથી સાંજ રોકી રાખે. માટે કોઈને કહેશો નહિ કે આ વૃદ્ધ ત્યાં આવે છે.

※

ગોપાલભવન, ટાગોર રોડ
સાંટાક્રૂઝ, મું. ૫૪
૧૭-૨-૭૦

પરમપ્રિય ભાઈશ્રી રમણભાઈ

તમે ૧૫મીએ ઘેર આવ્યા અને હું તો સાં. એ. સોસાયટીની મીટિંગમાં હતો — ૧ વાગતાં ઘેર આવ્યો — તમે મુંબઈના સ્થાનિક ગતાગતની તકલીફ વેઠી અને છતાં મને લાભ ન મળ્યો તમને મળવાનો. એથી બહુ ખેદ થયો. શ્રી બેટાઈ જોડે આજે વાત થઈ (બોકર સંમાન સમિતિમાં).

ફરમા મળ્યા છે. થોડાક અગાઉ મળ્યા હતા. હું પ્રથમ Aug. 68 થી, પછી જરા સારો થઈને જૂન 69થી એવો 'ઘવાયો' કે જે કામ માથે છે (...? Ph.D. અને અન્ય) તે માંડ પતાવું, પછી બીજું એકાગ્રતયા કરવાનું કામ બહુ થાય તો ફરી લથડી પડું. પરિણામે ગુજ. યુનિ., ગૂજ. વિદ્યાપીઠ, વલ્લભ વિદ્યાનગર, ભો. જે. અ. સં. વિદ્યાભવન વગેરેનાં નિમંત્રણો સ્વીકારવાં યોગ્ય ન લાગ્યાં. પુરસ્કાર ખોયો તેય ખરું પણ એ તો મારી વિચિત્ર પ્રકૃતિ સાથે જડાયલું જ છે.

તમે મકાન બદલ્યું છે તેમ લખ્યું — આશા છે કે તમારું — ક્રમશઃ સિદ્ધ થતી માલિકીનું હશે.

કુશળ હશો.

શુ. રામપ્રસાદ બક્ષીના નમસ્કાર

※

ગોપાલભવન, ટાગોર રોડ
સાંટાક્રૂઝ, મુંબઈ ૪૦૦ ૦૫૪
૧૫-૧૦-૭૫

પરમ પ્રિય ભાઈશ્રી રમણભાઈ જોશી

ભારતીય નવલકથા : ૧ આજે મળતાં આનંદ થયો — આવી અધ્યયન-લેખન-યોજના તમે માથે લીધી એથી ખાસ. અભ્યાસપરાયણ છો, અને આ રીતે અભ્યાસનો ક્ષેત્રવિસ્તાર કરો છો, એ સ્તુત્ય છે.

હું એથી વિપરીત દિશાને અભિમુખ બન્યો છું. અભ્યાસક્ષેત્રના સંકોચની દિશામાં વળ્યો છું ! પણ તમે 'પ્રેમાદરપૂર્વક' મોકલેલી આ કૃતિ 'પ્રેમાદરપૂર્વક' વાંચવી તો જોઈશે, જે ક્રમશઃ કરીશ.

કુશળ હશો. સ્નેહીશ્રી બેટાઈ અઠવાડિયે એક વાર જ્ઞાનગોષ્ઠીનો – કાવ્યવિનોદનો લાભ આપે છે.

શુ. રામભાઈ બક્ષીના વંદન

મારો અનેકશઃ પુનરાવર્તન પામેલો મનોભાવ – ઉદ્‌ગાર – નામમાંથી 'પ્રસાદ' ન્યૂન કરશો તો પ્રસાદ અધિકતર થશે.

※

ગોપાલભવન, ટાગોર રોડ, સાંટાક્રૂઝ
મુંબઈ ૪૦૦ ૦૫૪; તા ૮-૭-૭૬

પરમપ્રિય શ્રી રમણભાઈ

તમારું તા. ૫-૭નું પોસ્ટકાર્ડ ૬-૭ સાંજે મળ્યું ત્યારે ભાઈશ્રી સુંદરજી બેટાઈ મારે ત્યાં જ બેઠા હતા તેથી તત્કાળ એમને વંચાવ્યું. એઓ **જૂન** અન્તમાં દિલ્હીથી પાછા આવ્યા.

તમે વિવેચનલેખોનો આગ્રહ કરો છો તેમા ઉ ત્રિ. ગદ્યરિદ્ધિની પ્રસ્તાવના ખુશીથી મૂકશો. તમારો અધિકાર છે

એ ગ્રન્થ-સહસપાદનનુ નામ શ્રી ભૃગુરાય અજારિયા ને તમારો સદેશો — મારા ઉમા વિષયક લેખોના એમણે માથે લીધેલા સપાદનકાર્ય વિશેનો — કરીશ 'ગોવર્ધનનુ મનોરાજ્ય'મા લેખકની અન્ય કૃતિઓમા 'ગદ્યરિદ્ધિ'નો નિર્દેશ રહી ગયો તો તે ઇષ્ટાપત્તિ છે અન્ય સહસવાહનોમા વાસ્તવિક સપાદકત્વ મારુ જ હતુ — અન્યનુ માત્રનામ પણ આમા એથી ઊલટુ હતુ. એ લેખસચય વિશે જનસત્તા'મા તમે લખવાના છો એ જાણીને આનદ થયો.

મારી તબિયત સારી છે હરુફરુ છુ, શિક્ષણ સસ્થાઓની મત્રણામા ભાગ લઉ છુ છતા સારી નથી — એ અર્થમા કે માનસિક એકાગ્રતા માગતા કાર્ય થઈ શકતા નથી (વાચન, લેખન) કારણ કે ઉત્સાહ મદ છે એ ઉપરાત જરાક જેટલામા ઘણો થાક લાગે છે આખે પણ પાકુ પાકુ કરતો પણ ન પાકતો મોતિયો તકલીફ આપે છે નિષ્ક્રિયતાનો (છતા સક્રિયતાનો) આનદ માણુ છુ કુશળ હશો.

શુ રામભાઈ બક્ષી સસ્નેહ

✂

ગોપાલભવન, ટાગોર રોડ, સાટાક્રૂઝ
મુબઈ-૪૦૦ ૦૫૪
તા. ૧૧-૧૦-૭૬

પરમપ્રિય શ્રી રમણભાઈ

'પ્રિયકાન્ત મણિયાર' પરમરોજ મળતા આનદ થયો પુસ્તકના ઘણા પૃષ્ઠો આચામ્યા શ્રી નલિન રાવળે કાર્ય ગુણવત કર્યું જણાયુ

'પ્રતીક'ની—એ પ્રથમ પ્રકટ થયુ કે તરત— મારી પ્રથમ સમીક્ષા તે સમયે અહીંથી (ર. વ. દેસાઈ અને રા. પ્ર. બક્ષીના સયુક્ત તત્રીત્વની) પ્રકટ થતા માસિક 'નાગરિક'મા આપી હતી ભાઈ પ્રિયકાન્ત જ્યારે મળતા ત્યારે, સભા આ હોય હુ પ્રમુખ હોઉ ત્યારે પોતાના ભાષણમા પણ એ સમીક્ષાનો નિર્દેશ કૃતજ્ઞતાથી કરતા. ગુજ સા અ. કાર્યવાહીમાની સમીક્ષા તો તે પછીની.

શ્રી સુદરજીભાઈ ૧૮મીએ દિલ્હી જવાના છે તે આજે જાણ્યુ. એમણે મે એમને 'કવિના કાવ્યસતનુ પરિશીલન'ની અત્યત અલભ્ય નકલ જોઈતી હતી તે મે મોકલી તેની પહોચ. ? લખી તેમા એમણે એ જણાવ્યુ છે

કુશળ હશો.

ચિત પ્રકાશ તો હજી શેષ છે પણ દષ્ટિ તિમિરાવૃત (મોતિયાવાળી) છે સુલભશ્રમ તો છુ પણ (ષડ્રસમા કદી નહિ, પણ નવરસમા) "વિષયા વિનિવર્તન્તે રસવર્જમ્" એ ગીતાવચન પણ રસવિમુખ સર્વથા રહી શકતો નથી.

શુ. રામભાઈ બક્ષી સસ્નેહ

તા.ક ૧

મુનશી. હતા. ત્યારે મે એમને લખેલુ—

"હે નવલ નવરસના વિધાયક ! ખોટ ખટ્રસની પડી'

તા.ક ૨

કુમકુમ પ્રકાશન તે 'કુકુમ' પ્રકાશન હોત તો આનદ થાત. કુકુમકેસરનુ સૌરભ સાપડત.

✂

ગોપાલભવન, ટાગોર રોડ સાટાક્રૂઝ
મુબઈ ૫૪
શનિવાર, ૧૬-૧૦-૭૬

પરમપ્રિય ભાઈશ્રી રમણલાલ

૯-૧૦નુ પોસ્ટકાર્ડ ૧૨-૧૦ સાજે મળ્યુ 'સમાન્તર'નુ વાચન ચાલે છે — બપોરના સમય મળે ત્યારે — પ્રતિભાવ થોડા રોજમા જણાવીશ જેથી 'વિનિયોગ'મા એનો વિનિયોગ તમે કરી શકો.

સવારે તો હુ રોજ બે કે અઢી કલાક સાટાક્રૂઝ એજ્યુકેશન સોસાયટીને લગતી કે સ્કૂલના વર્ગોમા અગ્રેજી શિક્ષણના નિરીક્ષણની પ્રવૃત્તિમા રોકાયેલો રહુ છુ મને ૮૨ વર્ષનાને પણ હજી adviser તરીકે ચાલુ રાખ્યો છે તેથી સવારનુ મે એમ શારદાર્પણ કર્યું છે બપોરના પ્રકાશ સિવાય વાચી શકતો નથી એવી દષ્ટિની મન્દતા છે તે તમે જાણો છો. બપોરના પણ મારા સમય

અને મારી શક્તિ પર કંઈ ને કંઈ આક્રમણો આવે છે. કારણ કે બીજા એક દૂરના કેળવણી મંડળનો પ્રમુખ છું. બીજી બે સંસ્થામાં કમિટી પર છું. (e.g. નૂતન મહિલા કૉલેજ, પારલા) કેળવણી - શિક્ષણ - એ મારો fisrt priorityનો વિષય છે. માધ્યમિક શિક્ષણ એ 'સ્વધર્મ' છે (स्वधर्मे निधनं श्रेयः તેવો કહું ?)

સાહિત્યસેવા તો એનું આનુષંગિક ફલ. પણ તમને વધારે રાહ નહિ જોવડાવું. કારણ કે હવે એવો અશક્ત નથી કે કલાકનું સતત વાચન ન કરી શકું.

'સૌભાગ્યવતી' યુનિ. તરફથી મેં મોકલેલો રિપોર્ટ, અને પછી મોકલેલું રમેશ શુક્લના ગ્રન્થોનું મારું પાર્સલ મળ્યાનો પત્ર નથી. . . अस्तु अखण्ड सौभाग्यवती भवतु सा संस्था.

ગ્રન્થકાર શ્રેણીની પ્રથમ પુસ્તિકા મળી તેની પહોંચ મેં લખી હતી તમને. એ પણ જોઈ ગયો. મોતિયો કમબખ્ત હજી પૂરતો પાક્યો નથી. ૮૨ વર્ષે પછી મોતિયો આવ્યો એ માટે લોકો સહાનુભૂતિ નહિ, અભિનંદન આપે છે ! ના પણ કેમ કહેવાય.

કુશળ હશો.

શુ. રામભાઈ બક્ષી સસ્નેહ

※

સાંટાક્રૂઝ, મુંબઈ ૫૪
૪૦૦ ૦૫૪, ૨૯-૧૦-૭૬

પરમ પ્રિય ભાઈ શ્રી રમણભાઈ જોશી

નવા વર્ષની શુભેચ્છા પત્રિકા કાલે બપોરે મળતાં આનંદ થયો.

*अभिनव वाङ्मयलीलां*
*कुर्वन् सततं, विववचने सुतराम्*
*सहृदयहृदयाह्लादं वितरतु रमणः सुधीर्नवे वर्षे ॥*

શ્લોક કાર્ડ લખતાં લખી નાખ્યો છે.

ચિકિત્સા ઊંડી ન કરશો.

શ્રી બાબુ જોશી — કુંકુમ પ્રકાશન—ને શુભેચ્છા જણાવશો.

રામભાઈ બક્ષી સસ્નેહ

※

ગોપાલભવન, ટાગોર રોડ, સાંટાક્રૂઝ
મુંબઈ ૪૦૦ ૦૫૪
તા. ૧૧-૭-૭૭

સ્નેહી શ્રી રમણભાઈ

'વિનિયોગ' પરમરોજ રાતે શ્રી યાજ્ઞિક મારફત મળેલ છે એ માટે આભાર.

થોડું થોડું વાંચવાનું શરૂ કર્યું છે—'ધીમે ધીમે છટાથી'. કાલે શ્રી સુંદરજીભાઈ બેટાઈ, એમનો જન્મદિન હોવાથી આવ્યા હતા—એમને પણ 'વિનિયોગ' મળેલ છે.

એમણે 'વિનિયોગ' નામકરણ વિશે પૂછ્યું. મેં કહ્યું ઈશ્વરદત્ત, શારદાસેવા-નિકાસિતા શક્તિનો વિનિયોગ એમ આપણને સમજીએ તો અયથાર્થ ન ગણાય.

શુ. રામભાઈ બક્ષી સસ્નેહ.

※

ગોપાલભવન, ટાગોર રોડ
સાંટાક્રૂઝ, મુંબઈ ૪૦૦ ૦૫૪
તા. ૨૮-૧-૭૮

પ્રિયભાઈ શ્રી રમણભાઈ

કુંકુમ (કુંમકુમ) પ્રકાશન — 'નર્મદ' કાલે મળતાં આનંદ થયો. તેથી વિશેષ આનંદ સાહિત્યવિભાગના પ્રમુખના પરિષદ સમારંભનું વ્યાખ્યાન મળવાથી થયો. એ તો પહેલી તકે વાંચવા ઉત્સુક છું.

અત્યારે તો બે પત્નીના પતિ જેવી વિષમ દશા ચાલે છે. વાંચવાનાં ચશ્માં તો આવ્યાં પણ જૂની ડાબી અને નવા કાચવાળી નવી જમણી વચ્ચે હજી દૃષ્ટિસંવાદ સધાયો નથી; હજી સમય લાગશે. પત્રવ્યવહાર પોસ્ટકાર્ડ જેટલો જ કર્યા કરું છું.

પરિષદ વખતે દૃષ્ટિ ઉપરાંત સારણગાંઠનો વ્યાધિ મને વધારે રોકાવામાં બહુ બાધક નીવડ્યો હતો તેથી જલદી ઊઠીને પાછો ફર્યો. આ સંભવ મેં શ્રી દત્તાત્રય કેલકર અને ભાઈશ્રી ચંદ્રવદનને અગાઉથી જણાવી પરવાનગી માંગી લીધી હતી.

કુશળ હશો. કુશળ રહો.

અને વાઙ્મય... (?) દાખવતા રહો.

શુ. રામભાઈ બક્ષી સપ્રેમ

ગોપાલભવન, ટાગોર રોડ, સાંતાક્રુઝ
મુંબઈ ૪૦૦ ૦૫૪
તા. ૨૧-૬-૮૦
શનિવાર સાંજ

પરમપ્રિય શ્રી રમણભાઈ જોશી

તમારો ૧૮-૬નો પત્ર તથા ફૂલછાબ-સૌરભ (તા ૧૫-૬ ના અંક)ની પૂર્તિની બે નકલોનું BP. આજે અત્યારે મળેલ છે.

મને ગુજરાત સમક્ષ આટલો ઊજળો રજૂ કર્યો તે માટે ખૂબ આભારી છું. કોઈને વાંચવા આપતાં દિલ અચકાય એવો મારો સરસ સુંદર પરિચય તમે આપ્યો છે. એ વાંચીને લખેલા બે વાચકોના પત્ર મને ૧૯મીએ મળ્યા. ત્યારે તમે 'શબ્દલોકના' યાત્રીમાં લખવાના હતા તે વાત વિસ્મૃતિતિમિરમાંથી સ્મૃતિ-પ્રકાશમાં ઝબકી. વૃદ્ધાવસ્થામાં શક્તિ અનેક પ્રકારથી મંદ પડે ત્યારે એક શક્તિ વિકસે — વિસ્મરણશક્તિ [નરસિંહરાવભાઈને પચાશેક વર્ષ પહેલાં નૂતનવર્ષનો પત્ર (સૌરાષ્ટ્રમાંથી) લખ્યો હતો. તેમાં શુભેચ્છા એ લખી હતી કે 'પ્રભુ આપને વિસ્મરણશક્તિ આપે.' એમાં આ 'શક્તિ'નું અશક્તિ સ્વરૂપ આગળ ધર્યું. ત્યારે મેં to forget and forgive એ સૂત્રને ઓઠે કહ્યું હતું ક્ષમા કરવાની શક્તિ જોઈતી હોય તો વિસ્મરણશક્તિ ખીલાવવી પડે. (He rarely forgot, rarely forgave) ]

મને ગયા બુધવારે અપચો-વમનાદિ થયેલ. પથ્યમાં તો ફરક કદી થતો નથી. તેથી આશ્ચર્ય થયું 'આ અપચો શાનો ?' હવે સમજાયું કે એ અપચો તમે કરેલી પ્રશંસાનો હશે કદાચ.

કાલિદાસના કથન અનુસાર "तव प्रसादस्य पुरस्तु संपदः" આમ એણે નિમિત્ત નૈમિત્તિના ક્રમના... (?) બનાવ્યો છે. હવે કાલથી અપચાની અસર ગઈ. એટલે નૈમિત્તિકના... (?) તમારો લેખ વાંચ્યો. મને ધન્યતા અર્પી. તે માટે તમને ધન્યવાદ.

શુ. રામભાઈ બક્ષી સસ્નેહ

તા.ક.

BP. (બુક પોસ્ટ)ને પરિણામે

BP. (Blood Pressure) ન થાય એવી કાળજી રાખવી પડશે મારે.

*

## ગીત

*ગૂંચવણ કેરું કોકડું*
*મૂંઝવણ કેરા દોરા જી;*
*ફાટીતૂટી જાત સિવાતી*
*શ્વાસ રહી ગયા કોરા જી.*

*પૂર ચઢે છે ખાલી ખાલી*
*ખાલી ઇચ્છાનાં ઓળા જી;*
*અંધી આંખો બહેરા કર્ણો*
*વાનર મનવા. . . બોખાજી.*

*કતલ એવી થતી સાથમાં*
*બળે કાળના પૂળા જી;*
*જંગલ જંગલ પર્વત પર્વત*
*કષ્ટ કાપતા-શૂળા જી.*

*એક તણખે ભડકે ભડકા*
*તૂટ્યા સંબંધી તૂરા જી;*
*આયખું અંતે રાતું કાળું*
*કોડ ઊગ્યા છે કૂણા જી.*

*મળ્યો માંહ્યલો અંધારામાં*
*તેજ તેજની માળા જી;*
*ઝળકતો હું એકલ એકલ*
*જીવતા અક્ષર કાળા જી.*

નલિન પંડ્યા



મકરન્દ દવે

## (ત્રીજી આંતર કથા)

રાત્રિનો ત્રીજો પહોર થતાં વિક્રમે વાર્તા શરૂ કરતાં પહેલાં અબોલા રાણીને હોંકારો ભણવા કહ્યું. જવાબમાં રાબેતા મુજબ મૌન. વિક્રમે કહ્યું, 'કાંઈ નહિ, રાણીનાં ઝાંઝર હોંકારો ભણશે.' વેતાળ પોતાને કામે ચડી ગયો. વિક્રમે વાર્તા માંડી :

"એક ગામનો રાજા, પ્રધાન અને રાજકુંવરીનો મામો રાજકુંવરીનાં લગ્ન એક જ તિથિએ જુદા જુદા ત્રણ વર સાથે નક્કી કરી આવ્યા. લગ્નને દિવસે જુદી જુદી ત્રણ જાન આવી. તે દિવસે કન્યા નહાવા બેઠી. ત્યારે તેને ખાળમાંથી નીકળેલો સાપ ડસતાં તે મરી ગઈ. પરણવા આવેલા ત્રણેય મુરતિયા નિરાશ થયા. ત્રણેયને વૈરાગ્ય આવ્યો. ત્રણેયે તેના નિમિત્તે જુદી જુદી પ્રતિજ્ઞા કરી. તે અનુસાર એક મુરતિયો કન્યાનાં અસ્થિ લઈ કાશીએ ગયો. બીજો મુરતિયો અડસઠ તીરથ કરવા ગયો. ત્રીજો મુરતિયો કન્યાનાં અસ્થિ અને ભસ્મ પર મઢૂલી બાંધીને રહ્યો.

જે તીરથ કરવા ગયો હતો તે દસ માસે દક્ષિણ દેશ પહોંચ્યો. એક સતીને ત્યાં ભિક્ષા લેવા તે ગયો. તેને બેસાડીને સ્ત્રીએ રસોઈ માંડી. તેનો પતિ ઘી લેવા ગયો. સ્ત્રીનું બાળક રડ્યું. રડતા બાળકને સ્ત્રીએ ઊંચકીને બળતા ચૂલામાં નાખી દીધું. હત્યારીનું ભોજન લેવામાં પાપ ગણી અભ્યાગત ઊઠીને ચાલતો થયો. સામે મળેલો પતિ તેને સમજાવીને પાછો લાવ્યો. પોતાની પાસેની પોથીમાંથી તેણે મૃતસંજીવની મંત્ર ભણી જળ છાંટીને બાળકને જીવતું કર્યું. એટલે 'મને એ મંત્ર શીખવો તો જ હું ભિક્ષા લઉં' એવી હઠ કરીને તીરથયાત્રી મૃતસંજીવની મંત્ર શીખ્યો. પછી મરણ પામેલી રાજકુંવરીને ગામ પાછો આવી, ત્યાં જ રહેલા મુરતિયાની પાસેથી કુંવરીનાં અસ્થિ માગી તેણે મંત્રબળે કુંવરીને સજીવન કરી. એટલામાં કાશીએ ગયેલો તે મુરતિયો પણ આવી પહોંચ્યો. હવે એ કુંવરીને પરણવા ત્રણ મુરતિયામાંથી કોણ હકદાર ?

આટલી વાત કરીને વિક્રમ અટક્યો એટલે ઝાંઝર બોલ્યું : જેણે કુંવરીને સજીવન કરી તે મુરતિયો પરણવાને હકદાર ગણાય. એટલે રીસમાં ઝાંઝર કાઢીને ફેંકી દઈ અબોલા બોલી પડી : જે મૃત કુંવરીનાં અસ્થિ ગંગામાં નાખી આવ્યો તે પુત્રને સ્થાને ગણાય. કુંવરીને સજીવન કરનાર તેના બાપને સ્થાને ગણાય. મઢૂલી બાંધીને જે રહ્યો, તે જ મુરતિયો કુંવરીને વરે. અબોલાને વિક્રમે ત્રીજી વાર બોલાવી તેથી ત્રીજો પડદો છૂટ્યો. આ રીતે રાતનો ત્રીજો પહોર પૂરો થયો."

[સંક્ષેપ : 'મધ્યકાલીન ગુજરાતી કથાકોશ', પાનાં ૬-૭]

આ કથા આપણને જપસાધનાના અંતસ્તલે લઈ જાય છે, જ્યાં નવી ચેતના ઝળહળી ઊઠે છે. જપની અંતર્મુખી યાત્રા થતાં સાધક કઈ કઈ ભૂમિકામાંથી પસાર થાય છે અને અંતિમ ધ્યેયધામે પહોંચે છે તેનું અહીં કથારૂપે વર્ણન છે. મૌખિક જપ, શ્વાસ-ઉચ્છ્વાસ સાથે થતો અજપાજપ, હૃદયના ધબકાર સાથે થતો અનાહત જપ અને જ્યાં વાણી થંભી જાય, પ્રાણનો નિરોધ થઈ તથા મન લય પામે એવી જપ-જાપક-જાપ્યની ત્રિપુટી એકાકાર થઈ જાય એવા અમૃતપદનો આ કથા પરિચય કરાવે છે. આ કથામાં પણ રાજકુંવરી અને ત્રણ લગ્નોત્સુક રાજકુમારોને જુદી જુદી વ્યક્તિઓ નહિ પણ એક જ વ્યક્તિમાં રહેલી ચેતનાના જુદા જુદા આવિષ્કારો ગણીશું તો કથાનું કોચલું ભેદાશે અને અમૃતજળની ભાળ મળશે. કબીરે એક જ સાખીમાં આ સમગ્ર કથાનો સાર આપી દીધો છે. સાખી છે :

*"जाप मरे, अजपा मरे, अनहद ही मर जाय,*
*सुरति समानी शबद में, ता को काल न खाय !"*

પહેલો રાજકુમાર મૌખિક જપ કરનારો જાપક છે. કુંવરીનું મૃત્યુ એ અહીં મૌખિક જપનો લય છે. રાજકુમાર કુંવરીનાં અસ્થિ કાશીએ ગંગામાં પધરાવવા લઈ જાય છે એ સ્થૂળ જપની અંતિમ ક્રિયા છે. અહીં મુખથી જપ થઈ શકતો નથી. વાણી રૂંધાઈ જાય, કંઠ ભરાઈ આવે, જપ કરતાં જ વાણી ગદ્‌ગદ થઈ જાય, આંસુની ધારા ચાલે ત્યારે મૌખિક જપનો લય અને અજપાનો ઉદય થવા લાગે છે.

બીજો રાજકુમાર તીર્થયાત્રાએ નીકળી પડે છે. હવે હર પળે હર સ્થળે શ્વાસ-ઉચ્છ્વાસ સાથે જપનું

રટણ થયા કરે છે જપ પ્રાણમા ઊંડો ને ઊંડો ઊતરતો જાય છે તેના વિના જાણે જીવી શકાય એમ જ નથી. 'નામ શ્વાસ મે, શ્વાસ નામ મે' 'નામ-શ્વાસ કો ભેદ મિટાવે' — એવી સ્થિતિ થાય છે આ અભ્યતર ગતિને વધુ બારીકાઈથી જોઈશુ તો દસ માસની અવધિ અને દક્ષિણ દિશા સૂચવવા પાછળ રહેલો સકેત પામી શકીશુ. જેને ભજનવાણી, 'દશમ દશા આવી દિલ ભીતર' અથવા 'દશમે દ્વારે તાલી લાગી' કહે છે એવુ મૂળાધારમા રહેલુ, પ્રાણને ઊંચે લઈ જતુ દશમુ દ્વાર ખૂલે છે દક્ષિણ દિશા એ યમની દિશા. ત્યા જ સયમની ચાવી ફેરવતા અમૃતનો ભડાર હાથ લાગે છે મૃત્યુની છાયા સમા આ શરીરમા જ નિત્ય પ્રકાશની ઝાખી થાય છે હવે પાછું માટી સાથે માટી થવાનુ બારણુ બધ.

કુંવરને પણ સ્નાન કરતી વખતે ખાળમાથી સાપ આવી ડખે છે ને કુવરીનુ મૃત્યુ થાય છે એ કુડલિની શક્તિની જાગૃતિ દર્શાવે છે આ શક્તિ જાગ્રત થતા દેહભાવે મૃત્યુ તો આત્મભાવે અમરત્વમા પ્રવેશ છે

આવા અમૃત તત્ત્વની ઝખના, ઝૂરણા વધતા પ્રાણાગ્નિ પ્રજ્વલિત થઈ ઊઠે છે પેલી સ્ત્રી બાળકને ચૂલામા નાખી દે છે એ પ્રાણની આહુતિ છે એમાથી જ નવા બાળક રૂપે જ્ઞાનમયી ચેતનાનો ઉદ્ભવ થાય છે સ્ત્રીનો પતિ ઘી લેવા ગયો છે, એમા ઘી જ શા માટે ? એ પ્રશ્નનો જવાબ ઘીના સ્થૂળ દ્રવ્ય તરીકે નહિ પણ ચૈતન્યના ઉઘાડમા મળે છે વિશ્વામિત્રની વાણીનો પડઘો સભળાય છે

*'घृत मे चक्षु अमृत म आसन्'*

[ऋ. ३ - २६ - ७]

*[ઘી મારી આખ છે, અમૃત મારા મુખમા છે ']*

જેની દૃષ્ટિમા આવો સ્નિગ્ધ, નિર્મળ પ્રકાશ હોય અને મુખમા અમૃતમયી મધુર વાણી હોય એના આનદની સીમા રહે કે ? કેટલાક સૂક્ષ્મ તત્ત્વોની સ્થૂળ પદાર્થોમા ધારણા કરવી અને આ પદાર્થોના રોજિંદા ઉપયોગ દ્વારા જ સૂક્ષ્મનુ અનુસધાન કરવુ એ ઋષિઓ અને લોકસતોનુ શિષ્યોને પદાર્થપાઠ આપવાનુ સાધન છે પ્રાચીન કાળમા દધિ, ઘૃત અને મધુને કાસાના પાત્રમા કાસાના દસ્તાથી હલાવી, ઘૂટી, એકરસ કરી જે પીણુ તૈયાર કરવામા આવતુ તેને મધુપર્ક કહેતા. મધુપર્કનુ પ્રમાણ છે ૩ ભાગ દહીં, ૧ ભાગ ઘી અને ૧ ભાગ મધ. પાછળથી તેમા દૂધ અને સાકર ઉમેરી પચામૃત કરવામા આવ્યુ પણ મૂળ ત્રયી વિદ્યાનુ સ્થૂળ રૂપે પાન આ મધુપર્કમા રહ્યુ છે જ્યારે કોઈ અતિથિ આવે ત્યારે તેનુ સ્વાગત મધુપર્કથી કરવામા આવતુ દહીં પૃથ્વીલોક, ઘી અતરીક્ષલોક અને મધુ દ્યુલોક સૂચવે છે. આપણા શરીરમા તે દેહ, પ્રાણ અને મન રૂપે વ્યક્ત થાય છે એ ત્રણેને એકરસ કરતા પાર્થિવ અને સ્વર્ગીય આનદ પરમ રસાનદમા પલટાઈ જાય છે જપના ત્રિવિધ પ્રકાર પણ આપણી વાઙ્મય, પ્રાણમય અને મનોમય ચેતનાને એકરૂપ કરવા માટે છે જપની સાથે સાથે આપણી રોજિંદી વાણીમા, આપણા સામાન્ય વહેવારમાયે આવુ રસાયન પ્રગટ થાય તો ? વૈકુઠ બીજે લેવા જવુ ન પડે

ચૂલાની આગમા બાળકને બળતુ જોઈ ભાગી છૂટનાર વૈરાગી રાજકુમારને બજારમાથી ઘી લઈ આવતો ગૃહસ્થ મળે છે ચૂલાની આગમાથી જ એ બાળકને જીવતુ કરી જાણે છે આપણને અહીં મહામુનિ જાજલીને પાઠ ભણાવનાર ઘરબારી સ્ત્રી અને વેપારી તુલાધાર શૂદ્ર યાદ આવી જશે બાળકને મત્ર ભણી જીવતુ કરનાર ગૃહસ્થ અજપાજપ લય પામી જાય પછી અનહદ જપમા કે પ્રવેશ થાય છે તે શીખવી દે છે રાજકુમારને તો જાણે સજીવની મળી ગઈ ક્ષરદેહમા જ રહેલા અક્ષરાત્માનો તેને અણસાર મળી ગયો. અનહદ કે અનાહત એટલે ઘા, વાં ને ઘસરકા વિના વાગતો વિશ્વબ્રહ્માડનો સ્વયભૂ ધ્વનિ સતો ગાય છે

*'अनहद बाजा बजा ।*
*देख ले सून मडल की मजा ।'*

માનવદેહની સીમામા બદ્ધ, પૂતળી જેવી રાજકુમારી અસીમમા ગુજાર કરતી ચેતના બની ગઈ મરી ગયેલી રાજકુમારી તો જાણે હતી મનની માન્યતા. આ રહ્યુ તેનુ દિવ્ય સ્વરૂપ. બીજો રાજકુમાર આવી ચમત્કારિક શક્તિ પ્રાપ્ત કરી દોડ્યો કુંવરીને સદેહે જીવતી જાગતી કરવા. કુંવરીને અગ્નિદાહ આપ્યો હતો

તે સ્મશાનમાં ત્રણે મુરતિયા ભેળા થયા. બીજા રાજકુમારે કુંવરીનું અસ્થિ લઈ તેને સજીવન કરી. હવે તેના પાણિગ્રહણ માટે ત્રણે તત્પર થઈ ગયા. કુંવરી વરે કોને ? વેતાળે પહેલી કથાની જેમ જ મંત્ર ભણી કુંવરીને સજીવન કરનારને હકદાર ગણાવ્યો. ત્યાં અબોલા રાણી બોલી ઊઠ્યાં : 'કુંવરીની પાસે સ્મશાનમાં મઢૂલી બાંધીને રહ્યો એ જ કુંવરીને વરે !'

સંજીવની વિદ્યા જાણનાર કરતાં તેની વિશિષ્ટતા કઈ ? તેણે પેલા સંજીવની મંત્રના જાણકારે કહ્યું હશે, ભાઈ, જરા ધીમો પડ. મૃતને જીવંત રૂપે જોઈ શકવાનો ઊભરો આવે ત્યારે અંદરથી શાંત સ્વરે ઊઠતાં કુંવરીનાં વેણ કાને ધરજે. 'કોઈ મૃત હોય તો સંજીવનીનું કામ પડે. પણ એ મૃત જ ન હોય તો ?' ત્રીજો રાજકુમાર આવી નિત્ય વર્તમાન આત્મ-ચેતનાની સમીપે નિશદિન બેઠો છે. યાજ્ઞવલ્ક્ય કહે છે :

*સઃ યઃ આત્માનં એવ પ્રિયં ઉપાસ્તે*
*ન હ અસ્ય પ્રિયં પ્રમાયુક્તં ભવતિ ।*

[ બૃહદારણ્યક : અધ્યાય ૧, બ્રાહ્મણ ૪, મંત્ર ૮]

જે પોતાના આત્માને પ્રિય રૂપે ઉપાસે છે તેનું પ્રિય મરણધર્મી થતું નથી.

આવા અજન્મા અને અમર્ત્ય આત્મપ્રિય પાસે ત્રીજો રાજકુમાર ધૂણી ધખાવીને બેઠો છે. કુંવરી તો છે પેલી પરમ ચેતના. તે કોનું વરણ કરે ?

જ્યાં કબીર વાણી પ્રમાણે 'અનહદ હી મર જાય' એવી સુરતાની લયલીનતા, જેને કાળ પણ નથી ખાતો એવા સત્યમાં તે અદ્વૈત સાધી બેઠો છે.

આપણે ત્રણે રાજકુમારોને એક જ વ્યક્તિમાં રહેલા ત્રણ આવિષ્કારો ગણ્યા છે. પણ એ ત્રણેની એકતા કોઈ વિરલા જ સાધી શકે છે. જાપ મરવો જોઈએ તેને બદલે મેં આટલા લાખ, કરોડ જપ કર્યા તેના આંકડામાં મૌખિક જાપ ભરાઈ પડે છે. 'અજપા' મરવો જોઈએ. તેને બદલે મેં આટલા પ્રાણાયામ કર્યા, શ્વાસ રોકીને આટલો સમય કુંભક કર્યો, એમ શ્વાસની લંબાઈ અને નિરોધમાં જ કેટલાક જડસમાધિ સાધે છે ને તેને સિદ્ધિ માની બેસે છે. અનહદ મરી જવો જોઈએ. તેને બદલે મનના ચિત્રવિચિત્ર આભાસો તથા કાકતાલીય ચમત્કારોમાં કેટલાક આત્મશક્તિના ચમકારા બતાવવા માંડે છે. પણ પરમની પ્રાપ્તિ એ આ બધા ખેલતમાસાથી જુદી છે.

અબોલા આવું દેખીતું સત્ય બોલી ન ઊઠે તો બીજું શું કરે ? ત્રીજો પડદો પણ તેણે દૂર કર્યો.

આ કથામાં રહેલું અધ્યાત્મ-તત્ત્વ તારવી લેવાનો અહીં પ્રયત્ન કર્યો છે. કોઈ વાર થાય : સામાન્ય લોકકથામાંયે અધ્યાત્મને ઘુસાડવાની આ મારી કુટેવ તો નહિ હોય ને ! પણ આવી જ કથા સૂફી-સાધકોના મંડળમાં થતી હોવાનું જાણવા મળ્યું ત્યારથી આ શંકા નીકળી ગઈ. સૂફીઓના સુહરાવર્દી ફિરકામાં આ જ કથા જરાક ફેરફાર સાથે કહેવામાં આવે છે. ઇદરીશ શાહના અંગ્રેજી પુસ્તકમાંથી આ કથાનો શબ્દશઃ અનુવાદ ભરત પાઠકે કર્યો છે. તે નીચે આપું છું :

## મરીને જીવતી થનાર છોકરી

પુરાણા સમયમાં એક સજ્જનને એક સુંદર દીકરી હતી. સૌ નારમાં એક નાર જેવી એ કન્યા રૂપમાં અનોખી હતી. સ્વભાવે નાજુક હતી.

કન્યા પરણાવવા લાયક થઈ ત્યારે ઉચ્ચ કોટિના ગુણો ધરાવતા ત્રણ અત્યંત આશાસ્પદ યુવકોએ તેના હાથની માગણી કરી. પિતાએ જોઈ લીધું કે ત્રણેય યુવાનો લાયકાતમાં સરખા છે ત્યારે છેલ્લી પસંદગી દીકરી પર છોડી.

મહિનાઓ વીતતા ગયા પણ કન્યાના મનમાં નિર્ણય બંધાતો જણાયો નહિ. એમાં એક દિવસ તે અચાનક જ બીમાર પડી ગઈ અને થોડા જ કલાકોમાં તો મૃત્યુ પામી.

શોકમાં સહભાગી બનેલા ત્રણે યુવાનો કન્યાના શરીરને કબ્રસ્તાન લઈ ગયા અને ઊંડી વેદના સાથે મૂંગા મૂંગા દફનાવી દીધું.

ત્યાર પછી પહેલા યુવાને તો, કબ્રસ્તાનને જ ઘર બનાવી દીધું અને રાતો પર રાતો દુઃખમાં ને ચિંતનમાં ગાળવા લાગ્યો. જે વિધાતાએ છોકરીને છીનવી લીધી તેની કામગીરી સહેજ પણ સમજાતી ન હતી.

બીજા યુવાને નજરે ચડી તે વાટ પકડી. અને ફકીર બનીને જ્ઞાનની શોધમાં દુનિયાભરમાં ભટકવા નીકળી પડ્યો.

ત્રીજો યુવાન હુભાયેલા બાપને સાંત્વન અને

આપવામા દિવસો પસાર કરવા લાગ્યો.

હવે જે યુવાન ફકીર બનેલો તે ફરતો ફરતો એક એવી જગ્યાએ જઈ પહોંચ્યો, જ્યા અદ્દ્ભુત વિદ્યાઓનો કોઈ જાણકાર વસે છે એમ કહેવાતુ હતુ. જ્ઞાનની શોધમા નીકળેલો યુવાન એને બારણે પહોચ્યો. તો ત્યા ઘરના માલિક સાથે એક પાટલે જમવા યુવાનને નોતરવામા આવ્યો. ભાણા પર યજમાન તરફથી ઇશારો થતા ફકીર જમવાનું શરૂ કરવા જતો હતો એ જ વખતે એક નાનુ બાળક રડવા લાગ્યુ એ પેલા જ્ઞાની પુરુષનો પૌત્ર હતો.

પેલા સતે પૌત્રને ઊંચકીને ચૂલામા નાખી દીધો.

ફકીર સફાળો ઊભો થઈ ગયો અને ઘર છોડીને જવા લાગ્યો, બૂમાબૂમ કરવા લાગ્યો કે નરાધમ શયતાનો ! દુખ, દરદ ને પીડા આ દુનિયામા મારે ભાગેય કાઈ કમ નથી આવ્યા પણ આ તમારો ગુનો તો તવારીખમા નોધાયેલા બધા ગુના કરતા નીચમા નીચ ગુનો છે

'ફિકર કરી મા.' ઘરમાલિકે કહ્યુ 'જાણતા ન હોઈએ ને, ત્યારે સાદીસીધી બાબતો પણ અટપટી જણાતી હોય છે ' એમ કહીને હવામાં હાથ હલાવતા હલાવતા કશીક નવી જ જાતની આકૃતિ દોરવા લાગ્યો અને કશોક મત્ર ભણવા લાગ્યો જોતજોતામા છોકરો આગમાથી સાજોસમો બહાર નીકળી આવીને ચાલતો થયો.

ફકીરે મત્ર અને તેની રટણપદ્ધતિ યાદ રાખી લીધા અને બીજે દિવસે સવારે સીધી વાટ પકડીને પેલી છોકરીને દફનાવી હતી તે કબ્રસ્તાન ભણી ચાલી નીકળ્યો.

કહેતા લાગે એટલીયે વાર ન લાગી અને છોકરી તો સમૂચી જીવતી થઈને ઊભી !

છોકરી પોતાના બાપને ઘેર ચાલી ગઈ અને ત્રણ યુવકોમા ઝઘડો પડ્યો. છોકરીના હાથનો હકદાર કોણ બન્યો છે ?

પહેલો કહે અહીં કબ્રસ્તાનમા રહ્યા રહ્યા મે એનુ ધ્યાન રાખ્યુ છે એનો સપર્ક સાધ્યો છે કે જેથી એના આત્માની જરૂરિયાતો સતોષવામા આ દુનિયાનો ટેકો તૂટે નહિ

બીજાએ કહ્યુ 'તમે બેઉ એ વાત તો ધ્યાનમા લેતા જ નથી કે જ્ઞાનની શોધમા હુ જ આખી દુનિયા ખૂદી વળ્યો છું અને અતે તો મેં જ એને નવી જિંદગી બક્ષી છે '

ત્રીજો બોલ્યો 'મેં એનો પતિ હોઉં એમ શોક પાળ્યો છે અને એક જમાઈની જેમ એના પિતાને સાત્વન આપતો કામકાજમા મદદ કરતો આવ્યો છુ '

ત્રણેએ છોકરીને અરજ કરી.

છોકરી બોલી 'જેણે મને મરેલામાથી જીવતી કરવાની વિદ્યા ખોળી કાઢી એણે માનવતા દાખવી છે જેણે મારા બાપુનુ ધ્યાન રાખ્યુ એ તેમના દીકરા જેમ વર્ત્યો છે, જે મારી કબર પાસે કાયમ પડ્યો રહ્યો એ પ્રેમી જેમ વર્ત્યો છે હું એને પરણીશ.'

[મૂળ 'ધ વે ઓફ ધ સૂફી', કર્તા ઇદરીશ શાહ, પ્રકાશક એ ડટન પેપર બુક પાનાં ૧૩૬થી ૧૩૮]

સુહરાવર્દી પથની સાધના પદ્ધતિ વિશે ઇદરીશ શાહ લખે છે કે તેમા ઉપરછલી રીતે મુખ્યત્વે દંતકથાઓ અને પ્રચલિત કથા-વાર્તાઓ કહેવામા આવે છે પણ ઊંડાણથી જોઈએ તો સાધક માટે તે અનુભવ માટેની ભૂમિકા બાધી આપે છે આ પથની માન્યતા છે કે આ કથાઓ વિના શિષ્ય મનની વિવિધ અવસ્થાઓ વિકસાવી શકે પણ તેને સામાન્ય જીવન જીવવા માટે એ નકામો બનાવી મૂકે બેહદમા જઈને ફરી હદની ભૂમિમા આવતા ઘણુ સાવચેત રહેવુ પડે છે નહિ તો ચૈતસિક વિકલાગતા આવી જવાનો સભવ છે આવા ચૈતસિક વિકલાગતા (સાઇકિક ડિફોર્મિટી) ધરાવતા બાબાજીઓ અને માતાજીઓનો આપણે ક્યા તોટો છે ?

આપણા મધ્યકાલીન ઘરબારી સતો અને સૂફી સાધકો આત્મસાધના સાથે કોઈ ધધોરોજગાર કરતા તે આવી વળતી યાત્રાને પૂરા વફાદાર રહેવા માટે

સત પરપરામા જેમ જપ, અજપા, અનહદ એવા જપના પ્રકારો છે તેમ સૂફી પરપરામા જિક્રે જહર — મૌખિક જપ — મોટેથી ઉચ્ચારવામા આવતો જપ. જિક્રે અર્દ — શ્વાસ અને જીભના લય સાથે થતો જપ, નામ શ્વાસની એકતા સાધતો જપ. અને છેલ્લે જિક્રે ખફી મનોમન અનાયાસ ગુપ્ત રીતે ચાલતો જપ. આવી જપ-સાધના સાથે તેને ખાસ પદ્ધતિથી અતર્મુખી કરતી પ્રક્રિયા ગુરુ શિષ્યને શીખવે છે તેને કહે છે, રિયાઝ એનો સતત ધારાપ્રવાહ બધાય ત્યારે તે મનુષ્યની ધાતુ પલટી નાખે છે

એક વાર એક સૂફી મહાત્માને મે પૂછ્યુ હતુ કે મનુષ્યની અત્યત નજીક જ સૂક્ષ્મ સૃષ્ટિ હોવા છતા અને એનો સપર્ક સાધવાની વિવિધ પદ્ધતિઓ વિકસી હોવા છતા ઘણા ઓછાને જ કેમ એની જાણ થાય છે ?

ત્યારે તેમણે આપેલો જવાબ આજે પણ મારા કાનમાં ગુંજે છે. તેમણે કહેલું : 'ભાઈ, જો નાનેગા, વો જાનેગા.' અંતરની લગની, દિલનો પુકાર, વ્યાકુળ વિરહ-વેદના ક્યાં ?' સૂફીઓ ખુદાઈ વચન સુણાવતાં કહે છે :

*'જો તૂ મેરી જિક્ર મેં*
*તો મૈં તેરી ફિક્ર મેં'*

આપણાં ભજનોમાં આ જિક્ર શબ્દ જિકર તરીકે આવી ગયો છે. ભાણ સાહેબ કહે છે :

*'અનેક હતા સો અખંડ સમાયો,*
*નહીં આયો, નહીં જાયો,*
*જિકર કરતાં ગઈ જામની*
*સોહં સાહેબ પાયો.'*

'એક, અખંડ, અનાદિ'ની પ્રીતિમાં અનેકના ભેદ-વિભેદ શમી જાય છે જ્યાં જન્મ નથી કે મૃત્યુ નથી એવી સ્થિતિનો અનુભવ થાય છે. અને એક પરમ તત્ત્વની રટણા કરતાં અજ્ઞાનની રાત ઓસરી જાય છે. સોહં — આત્મામાં જ પરમાત્માનાં દર્શન થાય છે. એને કોઈ આત્મપ્રકાશ કહે કે કોઈ ખુદાઈ નૂર કહે તેથી 'હકીકત'માં ફેર પડતો નથી. અબોલા રાણીની કથામાં આવતી રાજકુંવરી કે સૂફી કથાની કન્યા મરીને સજીવન થાય છે તે દેહભાવે નાશ અને આત્મભાવે ઉત્પત્તિ છે. એ જ ફના અને એ જ બકા. કબીરની સાખે :

*જબ મૈં થા, તબ હરિ નહીં*
*અબ હરિ હૈ, મૈં નાહીં*
*પ્રેમ ગલી અતિ સાંકરી*
*તા મેં દો ન સમાઈ*

※

## બે ગીત

*વરસાદમાં તુંયે ભીનો ને હુંય ભીની*

*તડકાનું વ્હાણ સાવ ડૂબી ગયું*
*વાદળાનું પૂર કાંઈ એવું થયું*

*શેરીઓએ લીધી છે નદીઓની પાસેથી છલક છલક લાગણી ઉછીની*
*પ્હાડોને ઝરણાંના ટશિયા ફૂટ્યા*
*બોડમાંથી ડાલમથા પવનો છૂટ્યા*

*પોતાનો દરિયો મળી ગ્યો હરેકને ને મળી ગઈ પાંખ રાત-દીની.*

૨-૭-૯૪/ શનિ

※

*અરીસામાં ઝૂલ્યો ગુલમોર આખો દી*
*ભીંતોને સોંસરવી વીંધીને અરીસાની ફ્રેમમાં એ કઈ રીતે પેઠો ?*
*અચરજ કે એવું કે અંદરનો ઓરડો સૂરજના સરનામે બેઠો*
*વૃક્ષ કહે : રેડું હું ગંધ, લે તું પી. . .*

*ચોરસના ખૂણાઓ ભાંગ્યા એવા કે આખો ઓરડો જ થઈ ગયો મીંડું*
*અરીસાની મૂંગી સપાટી પર ગુલમોરે પ્રતિબિંબ પાડ્યું કે છીંડું ?*
*ભીંત કહે : હું તો બૈ કંઈ ના સમજી. . .*

૨૦-૫-૯૪/શુક્ર

**રમેશ પારેખ**

# કશુંક જૂનું, કશુંક નવું

પ્રીતિ સેનગુપ્તા

વાત તદ્દન સામાન્ય સ્તરથી થાય છે એમા ફક્ત સ્થૂળ ઇન્દ્રિયભાન સકળાયેલુ લાગે છે કામ મુખ્યત્વે કર્ણેન્દ્રિયનુ પડે છે થયુ એવુ કે એક મિત્ર તરફથી આમત્રણ મળ્યુ એણે સગીતની એક મિજલસ યોજી હતી 'જૂના ગીતો સાભળીશુ', એમ એણે કહેલુ. બસ, વધારે કશુ કહેવાની જરૂર ન હતી. જૂના ગીતો એટલે શુ, કયા, તે સમજાવવાનુ હોય જ નહિને. એ બે શબ્દોનો અર્થ એક જ થાય છે, ને તે બધા જ જાણતા હોય છે જૂની હિન્દી સિનેમાના ગીતો એટલે 'જૂના ગીતો' ! બીજી કોઈ જાતના ગીતો આ પ્રકારમા પડતા નથી.

બગાળમા પણ એક આવો શબ્દ છે — 'આધુનિક', જે કહેતા પણ આવો જ એકાતિક સ્પષ્ટ અર્થ વર્ણવાય છે 'આધુનિક' એટલે જે — બગાળી ફિલ્મી ગીત, કૃષ્ણ સગીત, રવીન્દ્ર-સગીત, અતુલપ્રસાદનુ ગાન, નજરુલ ગીતિ ઇત્યાદિ — કશુ નથી તે 'આધુનિક' એટલે 'બહારના' ગીત, 'જુદા' ગીત, ક્યારેક તો 'ચાલુ' કહેવાય તેવા સાધારણ ગીત. એવા ઘણા બગાળીઓ હોય છે, જેમને 'આધુનિક' ન ગમતા હોય, જ્યારે એવુ કોઈ હશે ખરુ જેમને 'જૂના ગીતો'નુ ખેચાણ ના હોય ?!

વળી, 'આધુનિક' અને 'જૂના ગીતો' વચ્ચે એક મોટો ભેદ છે પહેલો પ્રકાર એવો છે કે જેમા ૧૯૪૫મા લખાયેલુ ગીત હોય કે પછી ૧૯૯૫મા, પણ એ 'આધુનિક' તરીકે જ ઓળખાય છે, જ્યારે 'જૂના ગીતો'મા કયાં ગીતોની ગણતરી કે પસદગી કરવી તે સાભળનારની ઉંમર અને ગમા-અણગમા પર આધાર રાખે છે

ખેર. આમત્રક મિત્ર નજીકમા રહેતી હતી અને જવા-આવવામા ખાસ સમય બગડવાનો ન હતો, તેથી મઝા આવશે કે નહિની બહુ ચિતા કરી નહિ. અહીં રહેતા ઘણા લોકો વાતચીતમા વાપરે છે તે શબ્દનો પ્રયોગ કરીને કહુ તો 'ક્રાઉડ' લગભગ આખુ ગુજરાતી હતુ — એક મરાઠી દંપતી અને એક બગાળી જણ બાદ કરતા. અહીં વસતા ભારતીય મોટે ભાગે આ જ રીતે, પ્રાતીય જૂથોમા જ મળતા રહેતા હોય છે ભિન્ન પ્રાતીય કે અજાણ્યુ એકાદ જણ હાજર હોય તો એકલુ જ પડે

શુક્રવારની એક રાતની એ મિજલસમા તો બધા એકબીજાને ઓળખતા હતા. બૃહદ્ ગુજરાત અને મુબઈની આસપાસની જુદી જુદી જગ્યાએથી આવેલા, ને હવે નજીક નજીકમા રહેતા હોઈ એક લઘુ-સમાજના સભ્યો બન્યા હતા. તેથીય વધારે, બધા સમવયસ્ક હતા, ને તેથી 'જૂના ગીતો'ની એમની પસદગી એકસરખી હતી. આમત્રક ગૃહિણીએ મહેનત કરીને ચાલીસ ગીતોની એક યાદી તૈયાર કરી રાખી હતી, પણ એમાના કેટલાયે બાકી રહ્યા, અને એ સિવાયના કેટલાયે ગવાયા.

સાભળનારાના ભાવ જોવા જેવા હતા. કોઈ ડોલતા હતા, કોઈ તાલ આપતા હતા, કોઈ ગીતની સાથે હોઠ ફફડાવતા હતા, તો કોઈ વળી ગાઈને દખલ પણ કરતા હતા. તન્મય બધા જ હતા. ભલે આખ ભીની ના થઈ હોય, પણ દરેક જણના હૃદયની ત્વચા પર તો શેવાળ વળી જ હતી. 'જૂના ગીતો' એટલેજૂની યાદો. ઘરની યાદ, યુવાનીની યાદ કોલેજ કાળની અને પ્રથમ પ્રેમના અકુરની ઝાખી ઝાખી યાદ 'જૂના ગીતો' વીતી ગયેલા સમય માટેની કોઈ ઝખના પેદા કરે છે, કહેવાય/સમજાય/સમજાવાય

નહિ, એવા વિયોગનો મૂંઝારો ઉત્પન્ન કરે છે. તેથી જ, ક્યારેક થાય કે 'જૂનાં ગીતો' સાંભળવાં જ નથી.

ને એ ગીતો હોય છે પણ કેવાં ? — जाणे आपणे माटे ज ना लख्यां होय ! खरी ज वात छे के अजीब दास्तां है ये, कहां शुरू - कहाँ खतम । ने तेथी ज आंसुभरी हैं ये जीवनकी राहें । वळी, है इसीमें प्यार की आबरू । कारण के हम प्यार में जलनेवालों को चैन कहां - आराम कहाँ ? हवे तो सीनेमें सुलगते हैं अरमां, अने जाऊं कहाँ बता, अय दिल । ખबर नथी जाने कहाँ गये वो दिन, पण मेरी आँखों में बस गया कोई रे । छतां तेरे बिना आग ये चाँदनी, तेथी जिन्दगी देनेवाले सुन.... वगेरे.

દરેક ગીતની સાથે અનેક સ્મૃતિઓ મન સાથે આવતી હતી, કનડતી હતી, રૂંવાડાં ઊભાં કરતી હતી. કિનારાની સલામતીમાં રહી રહી બધાં મઝધારનું તૂફાન અનુભવતાં હતાં. સ્મૃતિઓનો દાહ, અને સંપ્રાપ્તિની સભાનતા. બે વિરોધી ભાવો. જરા સંગીત અટકતાં મેં કહ્યું, "કૉલેજના સમયના ટુકડાઓ શોધતાં હમણાં આપણે બધાં રડવા માંડવાનાં છીએ." હાજર હતાં એમાં એક જ યુગલનો કૉલેજનો પ્રેમ લગ્નમાં પરિણમ્યો હતો, બાકી બધાં કૉલેજ-કાળનાં પ્રેમપાત્રો સિવાયનાંની સાથે જીવન (અલબત્ત, સુખેથી) વિતાવી રહ્યાં હતાં.

એ વખતે મને એક અમેરિકન પુસ્તક યાદ આવ્યું જે અમેરિકામાં અને બીજા ઘણા દેશોમાં ખૂબ લોકપ્રિય બન્યું છે. મને જાપાનમાં એક જાપાની સ્ત્રી-મિત્રે એ વાંચવા આપેલું. લેખકનું નામ રૉબર્ટ જેમ્સ વૉલર છે, પુસ્તકનું નામ 'ધ બ્રિજિઝ ઑફ મૅડિસન કાઉન્ટી' (The Bridges of Madison County) છે. એ ગણાય છે તો કલ્પિત કથા જ, પણ એવી શૈલીમાં લખાયું છે કે સાચી બનેલી વાત જ લાગે. વાંચીને મને થયું કે ઠીક છે હવે.

પુસ્તક ઘણું નાનું છે. હોય જ ને, કારણ કે કથા-વસ્તુ જ તદ્દન સરળ ને ટૂંકું છે. નાના એક ગામની બહાર, ખેતરોની વચમાં, એકલવાયું જીવન ગાળતી એક પરિણીત સ્ત્રીને ત્યાં રસ્તો પૂછતો એક ફોટોગ્રાફર આવી ચડે છે. બંને એકબીજામાં સહૃદય, સંવેદનશીલ વ્યક્તિ જુએ છે; પરસ્પર આકર્ષાય છે; શારીરિક તેમજ ઊંડો સંવેગાત્મક પ્રેમ અનુભવે છે. એ ચાર દિવસ સ્ત્રીનો પતિ બહારગામ છે.

આ પછી જે બને છે તે કથાના કેન્દ્રસ્થાને છે : એ સ્ત્રી અને ફોટોગ્રાફર-પ્રેમી જિંદગીમાં ક્યારેય ફરી મળતાં નથી, બંને વચ્ચે પત્ર-વહેવાર પણ થતો નથી, ને છતાં એમનો પ્રેમ તીવ્રતા ગુમાવતો નથી. ત્રીસ વર્ષ વીતી જાય છે. પ્રેમીના મૃત્યુ પછી સ્ત્રી જાણવા પામે છે કે પોતાને બંનેને એ ચાર દિવસોના સંગની દરેકે-દરેક વિગત સ્પષ્ટ રીતે યાદ રહી હતી — ક્યારેય કોઈ સાથે એ વિશે વાત ન કર્યા છતાં.

આટલા લાંબા ગાળા સુધી જરા પણ મળ્યા કે સંપર્કમાં રહ્યા વગર પણ પ્રેમ આટલો સાચો ને ઊંડો હોય, ને ટકી રહે — એ વાત પશ્ચિમની પ્રજાને આશ્ચર્યવિભોર કરે છે. આ જ કારણ છે આ પુસ્તકની બેહદ લોકપ્રિયતાનું. પ્લૅટોનિક કે આધ્યાત્મિક કહી શકાય તેવા પ્રેમનો અનુભવ આ સમાજને કદાચ બહુ નહિ થતો હોય. આપણે ત્યાં એની ક્યાં નવાઈ ? બધાં જ નહિ, છતાં અનેકાનેકનાં જીવન આવા અનુપસ્થિત છતાં સ્થાયી પ્રેમ-ભાવના અનુભવથી પરિચિત હશે જ, એમ હું માનું છું.

ને તેથી જ, 'જૂનાં ગીતો' સાંભળનારા — ખૂબ તન્મય થઈને સાંભળનારા — શ્રોતાઓ ક્યારેય ઓછા થતા નથી.

જો ફક્ત સ્થૂળ ઇન્દ્રિયભાનની દૃષ્ટિએ આવી મિજલસની ચર્ચા કરું તો ભારતની બહાર વસતાં ભારતીયોનાં જીવનની સીમિતતા પણ સ્પષ્ટ થતી દેખાય છે. જ્યાં ઇચ્છાપૂર્વક નથી રહેતાં તેની યાદોમાં મગ્ન રહે છે, જ્યાં ઇચ્છાપૂર્વક રહે છે તેના કળા-જીવનમાં રસ લેતાં નથી. પોતાનું કશું પણ ગુમાવ્યા વગર નૂતન અને સુંદર બીજું ઘણું પામી શકાય છે, એ વાત જાણે એ લોકો જાણતા જ નથી.

બે સાવ જુદા દેશો અને એમની સાવ જુદી કળા-શૈલીઓનો ઉલ્લેખ ન કરીએ, ને કેવળ એક

પ્રાતના જ કળા વૈવિધ્યનો દાખલો લઈએ, તોપણ જોઈ શકાય છે કે લોકોના રસ સીમિત હોય છે અને સહેલા પ્રકારો માટે હોય છે એ રાતે વકતા એ હતી કે જે બે ગાયિકાઓ 'જૂના ગીતો' ગાઈ રહી હતી એ બને ગુજરાતી સુગમ-સગીત માટે પ્રખ્યાત બની હતી. પુનિતા કથારિયા અને વત્સલા વ્યાસ અમદાવાદની 'શ્રુતિ' જેવી સસ્થામા તાલીમ અને નિપુણતા પામ્યા. હવે જ્યારે એ બને અમેરિકામા રહે છે ત્યારે ગુજરાતી સુગમ-સગીત ગાવા માટે એમને આમત્રણ નથી મળતા, પણ 'જૂના ગીતો' માટે મળે છે — અને નવા સાત समदर पार मे तेरे पीछे पीछे आ गई । — એવા કઈક

અતીત અને વર્તમાન વચ્ચે સતુલન જાળવવુ પડે છે એ માટે પ્રયત્નો સતત કરવા પડે છે સદ્‌ભાગ્યે ન્યૂયોર્કમા 'વૈકલ્પિક વરણી'ની શક્યતાઓની ખોટ નથી. શહેરમા રહેતા એક મિત્ર દંપતીએ સુલતાન ખાનનુ સારગી-વાદન ગોઠવેલુ છેલ્લા કેટલાક વર્ષોથી 'એકલ વાદક' તરીકે એ અમેરિકામા ખાસ્સા લોકપ્રિય થયા છે મોટા સભાખડમા જાહેર કાર્યક્રમ હોય ત્યારે એમની જુગલબધી લોક લાડીલા ઝાકિર હુસેન સાથે હોય, પણ કોઈના ઘરમા મિજલસ થતી હોય ત્યારે તબલા વગાડનાર કરતા વધારે પ્રાધાન્ય સુલતાનખાનને મળે. છેલ્લે એમને સાભળ્યા ત્યારે તબલા પર હતા ફઝલ હુસેન. ઝાકિરનો એ નાનો ભાઈ છે, ને એવો જ મીઠડો છે તબલામા પણ એવુ જ નામ કાઢશે, એની શકા નથી.

સુલતાનખાન સારગી વગાડતા ગાવા પણ લાગે છે જૂની જૂની બદિશ એમની પાસે સાભળવા મળે नदियाँ किनारे बैठी झूला खाय, आपरे विना म्हारो चौमासो बीतो जाय, કે પછી, न मारो भर पिचकारी जाऊ तो पे वारी, અને પેલુ फगवा ब्रिज देखनको चलो री । શબ્દો મધુર અને ભાવ તથા સદર્ભ એવા કે મનમા અકથ્ય કશી ઝખના જાગ્રત કરે.

કળાના ઉપભોગની વૃત્તિ પ્રાતથી દેશ સુધી, ને છેલ્લે વિશ્વ સુધી વિસ્તાર પામી શકે છે ન્યૂયોર્ક શહેરમા 'વર્લ્ડ મ્યૂઝિક સોસાયટી' નામની સસ્થા છે નામને બરાબર અનુરૂપ કાર્યક્રમો એના ઉપક્રમે યોજાય. એમની કારોબારીના એક સભ્યને ઘેર ગોઠવેલી એક ખાસ મિજલસમા વિશ્વના કેટલાક સગીતપ્રકારોનો મિષ્ટ સ્વાદ મળ્યો. આમત્રિતોમા તોયે અમે ચાર ભારતીય હતા. એક નાઇજિરિયને પરપરાગત ઢોલ વગાડ્યુ, બ્રાઝિલિયને ગિટાર વગાડી. બે સ્પૅનિયાર્ડ દ્વારા જુદા જુદા ગામોની ખાસિયતના ગાન રજૂ થયા, ને દક્ષિણ અમેરિકાના બે પુરુષો (એક પેરુનો, એક એક્વાડોરનો) તો અવનવા વાજિંત્રો અને પહાડી વાસળીથી મુગ્ધ કરી ગયા. આમ, વારાફરતી બીજા કળાકારો પણ આવતા રહેલા અને શ્રોતાઓએ તન્મય થઈને સાભળેલા.

મારુ હૃદય દેશો અને દિશાઓ પ્રતિ ખેંચાવા લાગેલુ મારા મનમા ભવિષ્ય માટેની ઝખનાઓ જાગેલી. મારા વિચારોમા નવી સ્મૃતિઓ સર્જવાની શક્યતાઓ પ્રવેશ પામેલી.

⁂

## સાભાર સ્વીકાર

પાર્શ્વ પ્રકાશન (નિશા પોળ, ઝવેરીવાડ રીલીફરોડ અમદાવાદ ૩૮૦ ૦૦૧)ના

માધ્યમ મીમાસા - હો. યાસીન દલાલ, કિં રૂ ૪૦ ભારતીય સસ્કાર પરપરા અને આપણો વર્તમાન - હરિવલ્લભ ભાયાણી, કિં રૂ ૪૦/ કમળના તતુ લે ઉપર મુજબ, કિ રૂ ૭૦/ કાળો અગ્રેજ — ચિનુ મોદી કિં રૂ ૭૫/ માયા વિતી — પુરુરાજ જોષી કિં રૂ ૩૨/ Raulavela of Roda — H C Bhagani Price Rs 50/

ભૂલસુધાર ઑક્ટો ૮૪ના પહેલા પાને 'સસ્કૃતિ માર્ચ, ૧૯૮૪ છપાયુ છે એને બદલે સસ્કૃતિ માર્ચ, ૧૯૪૮ વાચવા વિનતી.

# વ્યુત્પન્ન પંડિત રામપ્રસાદ બક્ષી

દુષ્યન્ત પંડ્યા

ત્રીસીનો દાયકો બેસી ચૂકેલો. મુંબઈના તે કાળના પરા સાન્તાક્રૂઝના ટાગોર રોડ પરના ગોપાળ ભુવનના વિશાળ કંપાઉન્ડવાળા બંગલાની પાછળ આવેલા મોટર ગરાજ ઉપરની બંગલી. ગિરનારની દત્તાત્રેય ટૂકની સીડી જેવી સીડી મહા પ્રયત્ને ચડી, એક રાતે લગભગ અગિયાર વાગ્યાના સુમારે, એક જઈફ પુરુષે એ બંગલીનો દરવાજો ખટખટાવ્યો. બંગલીના રહેવાસીએ દરવાજો ઉઘાડ્યો. અંદર દાખલ થઈ, બેસી, થાક ઉતારવાને બદલે, એ આગંતુક વૃદ્ધે, હાંફતાં હાંફતાં પ્રશ્ન કર્યો :

"તમે કાઠિયાવાડમાં 'સમળી' કહો કે 'સમળા' ?" સિત્તેરની વય વટાવી ગયા પછી, આટલી મોડી રાત્રે આવી જિજ્ઞાસાથી પ્રેરાઈ, ખારને પોતાને બંગલેથી ચાલતા જઈ, એ ગિરનારી સીડી ચડનાર હતા પ્રખ્યાત ભાષાવિદ નરસિંહરાવ દિવેટિયા. અને પોતાની શંકાના સમાધાન માટે તેમણે જેમનો દરવાજો ખટખટાવ્યો હતો તે હતા શ્રી રામભાઈ (રામપ્રસાદ પ્રેમશંકર) બક્ષી. બક્ષી કુટુંબના નબીરાઓને રાજકારણનું જ્ઞાન ગળથૂથીમાં જ મળતું. રામભાઈ એ બક્ષી કુટુંબના જ. રામભાઈએ નરસિંહરાવને ઉત્તર આપ્યો : "અમે બેય કહીએ, નરસિંહરાવભાઈ." રામભાઈના આ મિતાક્ષરી જવાબમાં મુત્સદ્દીગીરી જોઈ શકાય પણ, એમાં સત્ય હતું ભાષાન્વેષકનું. એટલે તો, આ જવાબ સાંભળી, નરસિંહરાવનું ભારેખમ શરીર એ સીધી ને ઊંચી સીડી ઊતરી ગયું.

આ નાનો શો પ્રસંગ આપણને એ બે માણસો વચ્ચેના સંબંધ વિશે ઘણું કહી જાય છે. નરસિંહરાવ જેવા ચોકસાઈના આગ્રહીને રામભાઈના બોલમાં પૂરો વિશ્વાસ હતો, રામભાઈ પોતાનાથી પાંત્રીસેક વરસ નાના હોવા છતાં. રામભાઈ માત્ર સ્નાતક હતા, માધ્યમિક શાળાના આચાર્ય હતા છતાં, જ્ઞાનમાં તેઓ કૉલેજોના કંઈક અધ્યાપકોથી ઊંચેરા હતા. એટલે તો, મુંબઈ યુનિવર્સિટીએ સામે ચાલીને પીએચ.ડી.ના અધ્યાપકનું માન તેમને આપી તેમનું ગૌરવ કર્યું હતું. એમની પાસેથી માર્ગદર્શન મેળવી પીએચ.ડી. થનારની સંખ્યા નાની ન હતી. નરસિંહરાવ સાથે રામભાઈનું વિચારણાસામ્ય એટલું હતું કે, નરસિંહરાવમાં વિલ્સન વ્યાખ્યાનોનો રામભાઈનો અનુવાદ, અનુવાદ નહિ પણ નરસિંહરાવની મૌલિક કૃતિ જ જણાય છે. નરસિંહરાવે જાતે જ એ લખ્યો હોય તેવી રીતનો, નરસિંહરાવની ભાષાશૈલીવાળો એ અનુવાદ છે.

૨

આ રામભાઈને હું પહેલવહેલો મળ્યો ૧૯૩૮ના જુલાઈ કે ઑગસ્ટમાં. નાસિકની હંસરાજ પ્રાગજી ઠાકરશી કૉલેજમાં બી.એ.નો અભ્યાસ પૂરો કરી, એમ.એ.નો અભ્યાસ કરવાના આશયથી જૂનની આખરમાં હું મુંબઈ પહોંચ્યો હતો. ભાઈની પાતળી આવકની અને શ્રીમતી સુંદરબાઈની સહાયથી જ આટલો અભ્યાસ શક્ય બન્યો હતો એટલે, નોકરીની પણ શોધ કરવાની હતી. નોકરી માટે ચોમેર ફાંફાં મારતો હતો. સને ૧૯૨૯–૩૦ના ન્યૂયૉર્કના શૅરબજારના કડાકા પછીના મંદીના મોજામાં જગ આખું અથડાતું હતું. બી.એ.ના પરિણામનું મથાળું પણ કોઈક જહાલ વર્તમાનપત્રમાં '... બેકારો વધ્યા' (ખાલી જગ્યામાં પરીક્ષા પાસ થનારની સંખ્યા), એ રીતે છપાયેલું વાંચ્યાનું સ્મરણ છે. એ બેકારોના લશ્કરનો હું પણ એક શસ્ત્રહીન સૈનિક હતો. કોઈના સૂચનથી, અરજી લઈને હું સાન્તાક્રૂઝ પોદ્દાર સ્કૂલમાં ગયો. તે કાળે ઘોડબંદર રોડ પરના ટાવરવાળા મકાનમાં આચાર્યની ઑફિસ હતી. રામભાઈ તેમાં બેસતા. રામભાઈ વિશે મેં થોડુંઘણું સાંભળ્યું હતું. એમને કદી જોયા ન હતા. એ મોટા પંડિત છે ને ભાષાશુદ્ધિના

ખૂબ આગ્રહી છે તેમ સાભળ્યુ હતુ. એક તો એમને વિશેની આવી છાપ અને મારો એ પહેલવારકો જ ઇન્ટરવ્યૂ એટલે હુ થોડી મૂઝવણ અનુભવતો હતો. એમની ઓફિસમા દાખલ થઈ એમને જોતા ધડકન વધી ગઈ સાગ જેવી સીધી ને મજબૂત કાઠી સફેદ પાટલૂન, સફેદ લોગ કોટ અને માથે એવો જ જામનગરી ફેટો બેઠા હતા તોય ઊભા હોય એટલા મેજથી ઉપર એ દેખાતા હતા આચાર્યનુ પદ પાણ્ડિત્ય, આવી ઊચી દેહયષ્ટિ અને માથા પર વળી આ પાઘડી આ બધુ વાતાવરણને વધારે ગભીર બનાવતુ હતુ કે પછી મને એમ લાગતુ હતુ રામભાઈએ મારી સાથે અગ્રેજીમા વાત માડી જમ જેમ ઉત્તર આપતો ગયો તેમ તેમ મારુ મન સ્વસ્થ થતુ ગયુ. કેટલીક આવી વાતચીત પછી એક કાગળ લઈ એમણે કઈ લખ્યુ પછી એ કાગળ મારી સામે ધરી મને કહે આ બે જોડકા આપ્યા છે તેમાથી ક્યા સ્વરૂપો સાચા છે ?"

એ બે જોડકામાનુ એક મને યાદ નથી પણ, બીજુ આજે સાડા પાચ દાયકાના ગાળા પછીયે, યાદ છે all right અને alright મે આ બને સ્વરૂપોને ખરા જણાવ્યા હતા. તે કાળે રૂઢ વ્યાકરણ સામાસિક રૂપનો સ્વીકાર કરતુ ન હતુ પરતુ વપરાશ —Usage — મા એ સ્વીકૃત થઈ ચૂક્યુ હતુ. રામભાઈને એ માન્ય હતુ કે નહિ તે હુ જાણતો નથી. રામભાઈએ મને નોકરીમા રાખ્યો ન હતો જગ્યા જ ખાલી નહિ હોય કોઈ વર્તમાનપત્રમા જાહેરાત પણ અપાઈ ન હતી.

સાત વરસ કરાચી વિતાવી, ૧૯૪૬ની સાલમા રામભાઈની પડોશમા આવેલા ખારની પ્યુપિલ્સ ઓન સ્કૂલમા હુ જોડાયો ને પછી રામભાઈને મળ્યો ત્યારે, આઠ વર્ષ પહેલા એમણે મારો ઇ ટરવ્યૂ લીધો હતો તે એમને યાદ ન હોય એ સ્વાભાવિક છે મારા જેવા કેટલાય બેકારો એ રીતે એમની ઓફિસમા વરસોવરસ જઈ ચડતા હશે એ પ્રસગની યાદ અપાવવાની મારે કશી જરૂર ન હતી. એમના ભાણેજ ડોલરભાઈની ભલામણ મારી સાથે હતી ઉપરાત, મિલ્ટનના મહાકાવ્ય 'પેરેડાઇઝ લોસ્ટ'ના કેટલાક ખડોના મારા અનુવાદો 'પ્રસ્થાન'મા અને 'કવિતા'મા છપાઈ ચૂક્યા હતા વ્યાકરણના મુદ્દાઓને ચર્ચતા બેક લેખો લખી હુ મારી જાતને પડિત માનતો થઈ ગયો હતો. અને બેચાર નિબધિકાઓ પણ અત્રતત્રછપાઈ ચૂકી હતી. અખાના પ્રખ્યાત છપ્પા અનુસાર હુ તોલુ મટી મણ થવાને માર્ગે હતો હિંગને ગાગડે ગાધી થઈ શકાય. વળી, વિષ્ણુભાઈએ પીએચ.ડી ના વિદ્યાર્થી તરીકે સ્વીકારવાનુ માન મને આપ્યુ હતુ, એટલે, રામભાઈ ધનુભાઈ(ધનસુખલાલ મહેતા)એ મને એમના અવિધિસરના મડળ શારદવૃદમા જોડાવાનુ નિમત્રણ આપ્યુ તે મે સહર્ષ સ્વીકાર્યું. એ વૃદના બીજા સભ્યો મુ મનસુખભાઈ મુ. ગુલાબભાઈ તથા રામભાઈ ધનુભાઈ વગેરે શારદ હતા તો હુ વૃદમા તો હતો જ ને !

જૂની ડાયરીના પાના ફાડી, તેમા મળવાના તારીખવાર લખી, તે પાનાની પિસ્તોલ આકારની ચિઠ્ઠીઓ લખી, મળવા માટે નક્કી કરેલા શનિવારના ચારપાચ દહાડા અગાઉ ધનુભાઈ સૌ સભ્યોને મોકલાવી આપતા. ટાવરવાળા મકાનની સામેના નવા થયેલા ત્રણમાળી મકાનને ભોયતળિયે આવેલા શિક્ષકખડમા અમે આઠદસ જણ મળતા. એમા મર્મી મનસુખભાઈ હતા, હાસ્યના ગુલાબ વેરતા ગુલાબભાઈ હતા, ઊભાર્યો, ઊભાર્યો, કહીને હસતે હસતે ઝીણુ કાતતા હરિવલ્લભ ભાયાણી હતા, માથુ ડોલાવતા ને પ્રસન્નતા પ્રસરાવતા ધીંગા પ્રોફેસર પ્રેમશકર ભટ્ટ હતા, શરીરે થોડા ભારે પણ સ્વભાવે હળવા એવા પ્રસિદ્ધ વાર્તાકાર મડિયા ચન્દ્રલોકમાથી ઊતરી આવતા, આકાશવાણીના અધિકારી શ્રી દલાલ આવતા. નીચી કાઠી પણ ઊંચી ટોપી ધારણ કરતા, ગભીર મુખમુદ્રા રાખી વાતાવરણ હળવુ કરતા ધનુભાઈ અને સાક્ષરયુગના અવશેષ સમા પડિત રામભાઈ તો હોય જ કોઈ વિષય મુકરર કરી તેની પર જ ચર્ચા કરવી તેવો નિયમ ન હતો. કોઈક વાર તેમ પણ થતુ તો કોઈક વાર કોઈએ કઈ વાંચ્યુ હોય — પછી ભલે

ગુજરાતી સિવાયની ભાષામાં — તો તેનો ઉલ્લેખ કરી સૌ તેની ચર્ચા કરતા. કોઈ વાર વળી કોઈ શબ્દની વ્યુત્પત્તિની ચર્ચા થતી. કોઈ વાર શિક્ષણને લગતો કોઈ પ્રશ્ન પણ ચર્ચાતો. બર્ટ્રાન્ડ રસેલ અને બળવંતરાય ઠાકોર, આનંદવર્ધન અને સુઝન સૉન્ટેગ, યુંગ અને ડ્યૂઈ, મશરૂવાળા અને મોપાસાં, 'સંસ્કૃતિ' કે 'એન્કાઉન્ટર'નો તાજો જ બહાર પડેલો અંક : ગમે તે અમારી ચર્ચાનું આરંભબિંદુ બની શકતું. ચર્ચા દરમિયાન વાતાવરણ અનૌપચારિક રહેતું પણ એ રહેતું ખૂબ ગંભીર. એમાં ભાગ લેનારા મહારથીઓ હતા, વિદ્યાના અને સાહિત્યનાં ક્ષેત્રોમાં સિદ્ધિઓને વરેલા હતા, દેશના વિવિધ પ્રદેશોના અને પરદેશના પ્રવાહોથી વાકેફગાર હતા અને અહીં વર્ચસ્વ સ્થાપવા નહિ પણ સત્યની અન્વેષણા માટે, પરસ્પરના સંવાદમાંથી જાણવા-સમજવા માટે આવતા હતા. સૌ મુક્ત મને ચર્ચા કરતા. મેજ પર હાથ પછાડાતા, સ્વર ઊંચે ચડી જતા, દલીલો થતી. પણ એ વાગ્યુદ્ધ 'ફ્રૅંડલી મૅચ' જેવાં રહેતાં. બધાંનું ધ્યેય ચર્ચિત મુદ્દા અંગે સત્ય તારવવાનું હતું.

આવી કોઈ સભામાં રામભાઈએ ઓછો ભાગ લીધાનું યાદ નથી. કાવ્યશાસ્ત્રની, સૌંદર્યમીમાંસાની એમની સમજ ઘણી ઊંડી ને વિશાળ હતી. આનંદશંકર ધ્રુવના રામભાઈ પ્રિય વિદ્યાર્થી હતા. જે જમાનામાં પરીક્ષામાં ઉત્તીર્ણ થવુંયે આસાન ન હતું તે જમાનામાં, બી.એ.ની પરીક્ષામાં પ્રથમ વર્ગ લઈ રામભાઈ ઉત્તીર્ણ થયા હતા. મુંબઈની સરકારી શાળા એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં તેઓ શિક્ષક તરીકે કામ કરતા હતા. શેઠ આનંદીલાલ પોદારે પોતાની નવી સ્થપાયેલી શાળા માટે આચાર્યપદે રામભાઈની સેવા ઉછીની માગી હતી. સાન્તાક્રૂઝની એ બહુભાષી — ચાર માધ્યમવાળી — પોદાર સ્કૂલ સ્થપાઈ ત્યારથી તે નિવૃત્ત થયા ત્યાં સુધી, રામભાઈ એ શાળાના આચાર્યપદે રહ્યા હતા. મુંબઈના શિક્ષણજગતમાં તેમનું માન જળવાતું. એમની શાળાના નામનો ડંકો વાગતો. એકેકથી ચડિયાતા શિક્ષકો એમણે પસંદ કર્યા હતા : દેવધર, લાઇન્સવાળા, બલ્લુભાઈ દેસાઈ, ભૃગુરાય અંજારિયા, લ્યૂસીબહેન દરૂ, પદમકુમાર મજમુદાર, ઉષાબહેન જેવાં ગાજતાં નામોનું શિક્ષકવૃંદ એ કાળે પોદાર સ્કૂલના શિક્ષકખંડમાં શોભતું.

શાળામાં અભ્યાસનું, શિસ્તનું અને રમતગમતનું વાતાવરણ સારું હતું. રામભાઈ પોતે ક્રિકેટ અને ટેનિસના સારા ખેલાડી હતા. રમતવીરોને એ પ્રોત્સાહન આપતા પણ એ ખેલાડીઓ અભ્યાસમાં પાછળ ન પડે એ કાળજી પણ તેઓ એટલી જ લેતા. સાન્તાક્રૂઝના કે દૂર બોરીવલી-માહિમથી આવતા દરેક વિદ્યાર્થીને તેઓ બરાબર ઓળખતા — તેમની યાદશક્તિ ઘણી તીવ્ર હતી. કોઈ વાર કોઈ પાલક આવે અને પોતાના બાળકને બોલાવી દેવા કહે ત્યારે રામભાઈ પૂછે : 'શું ભણે છે ચિરંજીવી ?' પેલી વ્યક્તિ કહે 'છઠ્ઠું અ.' 'એમ ?' આશ્ચર્ય વ્યક્ત કરી રામભાઈ એ ભાઈને છ અના વર્ગ પાસે લઈ જાય. એ વર્ગમાં એ બાળક હોય જ નહિ. વાલી મૂંઝવણ અનુભવે. રામભાઈ કહે : 'ચાલો, તમારો દીકરો ભણે છે તે વર્ગમાં હું તમને લઈ જાઉં.' આમ કહી, તરત જ, જે વર્ગમાં એ છોકરો ભણતો હોય તે વર્ગ પાસે વાલીને રામભાઈ દોરી જાય. કોઈ વાર મહેણું પણ મારે, 'તમારે હજી એને એ જ વર્ગમાં રાખવો છે ? અમે તો એને છ મહિના પહેલાં ઉપલા ધોરણમાં ચડાવી દીધો છે.' રમતગમતની આવડતવાળા વિદ્યાર્થીને રામભાઈ તે માટે પ્રેરે, ચિત્રકળાના શોખવાળાં બાળકોને ચિત્રકળાની પરીક્ષા દેવા ઉત્તેજન આપે, વાક્છટા હોય તેવાંઓને વક્તૃત્વ સ્પર્ધાઓમાં ભાગ લેવા કહે ને આમ કરી વિદ્યાર્થીના વ્યક્તિત્વના વિકાસમાં રામભાઈ સહાયરૂપ બને. એમના વિદ્યાર્થીઓમાંથી દાક્તરો, ઇજનેરો, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટો, વકીલો, અધ્યાપકો, નગરસેવકો થનારાની સંખ્યા ખૂબ મોટી. શાળાસંચાલનની તેમની પદ્ધતિ એવી, વિદ્યાર્થીઓ અને તેમનાં માતાપિતાઓ સાથેનો સંપર્ક એવો કે શાળામાં શિસ્ત આપોઆપ જળવાઈ રહે. સાન્તાક્રૂઝની ત્રણેક પેઢીઓના એ ગુરુ. ખાર, વિલેપારલેની શાળાઓ અસ્તિત્વમાં આવી ન હતી

ત્યા સુધી એ બને પરાઓના અનેક બાળકો પણ રામભાઈની શાળામા જતા એમનો સમગ્ર વિદ્યાર્થીગણ એમનુ સારુ માન જાળવે એમના કોઈ કુટુબીએ કોઈ કન્સલ્ટન્ટ દાક્તરને મળવા જવાનુ ગોઠવ્યુ હોય અને એ મુલાકાતવેળા રામભાઈ સાથે ગયા હોય તો, ઘણી વાર એ ખૂબ મૂઝવણ અનુભવતા. એ ફિઝિશિયન કે સર્જન રામભાઈનો ભૂતકાળનો વિદ્યાર્થી નીકળે અને રામભાઈને વદન કરી, ફી સ્વીકારે નહિ

લોહીમા મુત્સદ્દીગીરી હોવા છતા, રામભાઈનો વહીવટ નિષ્પક્ષપાતી અને એમાથી પોતાને માટે રાતી પાઈનો લાભ ઉઠાવવો, 'મામકા ' ને ગોઠવવા કે પોતાના ખુશામતિયાઓનો પક્ષ રચી બીજાઓના ટાટિયા ખેચવા, — આ બધુ રામભાઈ માટે વર્જ્ય હતુ એટલે, કોઈનીયે શેહમા આવ્યા વિના રામભાઈ ઊચુ માથુ રાખી ચાલી શકતા અને શેઠ આનદીલાલ પોદાર, એમના કુટુબીજનો અને શાળાના વહીવટ માટેના ટ્રસ્ટના બીજા ટ્રસ્ટીઓ, સૌ રામભાઈ પ્રત્યે ઊંડો આદર દાખવે. રામભાઈની સલાહ પ્રમાણે જ શાળાનુ સચાલન થાય, ટ્રસ્ટીઓ કશી દખલ કરે નહિ

એ ટ્રસ્ટીઓને રામભાઈમા એટલો વિશ્વાસ અને રામભાઈની શક્તિ માટે એટલો આદર કે, રામભાઈ નિવૃત્તિવયે પહોચ્યા ત્યારે એમને નિવૃત્ત થવા દીધા નહિ અને પાચ વરસ વધારે આચાર્યપદે રામભાઈની સેવા એમણે લીધી. આખરે એ ગાળો પણ પૂરો થયો અને રામભાઈને નિવૃત્ત કરવાની ઘડી આવી એ કાર્યવાહી માટે ટ્રસ્ટની જે સભા મળી તેમા, રામભાઈની સેવા આદરભર્યા શબ્દોમા બિરદાવાય એ સ્વાભાવિક હતુ. એ કાર્ય પૂરુ થયા પછી, એ સભામા બેઠેલા રામભાઈને થોડી વાર એ ખડમાથી બહાર જવાનુ કહેવામા આવ્યુ રામભાઈ ઊઠીને બહાર ગયા એટલે સભાખડનો દરવાજો બધ કરવામા આવ્યો. અને બે મિનિટ બાદ એ ફરી ખોલી રામભાઈને અદર બોલાવી તેમને કહેવામા આવ્યુ "આ ટ્રસ્ટે સર્વાનુમતે એક ાવ કર્યો છે જેનુ પાલન આપે કરવાનુ છે "

શો હતો એ ઠરાવ ?

રામભાઈને શાળાના આજીવન સલાહકાર તરીકે નીમવામા આવ્યા હતા અને એમને તે સમયે મળતુ વેતન યથાવત્ ચાલુ રાખવામા આવ્યુ હતુ. પોતાની અનુકૂળતા મુજબ રામભાઈએ શાળાએ આવી જવુ અને આચાર્યને વહીવટ માટે જરૂરી સલાહસૂચનો આપવા એ અપેક્ષા એમની પાસેથી ટ્રસ્ટીઓએ રાખી હતી મને સ્મરણ છે ત્યા સુધી એ ગાળામા એક વાર, કોઈ ગફલતથી પોદાર સ્કૂલમાથી (પ્રાથમિક)શાળાત પરીક્ષામા (તે સમયે લેવાતી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામા) બેસતા વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓના ફોર્મ પુણે મોકલવાનુ ભુલાઈ ગયુ હતુ પરીક્ષાના આગલા દહાડા સુધી વિદ્યાર્થીઓના પરીક્ષાના બેઠક ક્રમાક નહિ આવતા, તપાસ કરતા, આ ભૂલની જાણ સૌને થઈ હતી. હવે એ નૈયાને પાર તો 'રામ' જ ઉતારી શકે રામભાઈ તાબડતોબ મોટરમા પુણે ગયા અને શિક્ષણ-નિયામકની ઓફિસમાથી પોતાના વિદ્યાર્થીઓને બીજા દહાડાથી આરભાતી પરીક્ષામા બેસવાની મજૂરી તથા એમને અપાયેલા સ્પેશિયલ બેઠક ક્રમાક લઈ આવ્યા હતા. મુબઈ ઇલાકાની તત્કાલીન સરકારમા તેમનો એટલો આદર હતો.

૩

રામભાઈનો પરિચય કરાવવાનુ નિમિત્ત તેમના ભાણેજ ડોલરભાઈ હતા તો તેને ગાઢ બનાવવાનુ નિમિત્ત તેમના ભત્રીજા ડૉ. સુરેશભાઈ બક્ષી હતા. રામભાઈના મોટાભાઈ મૂળવતરાય બક્ષીના જ્યેષ્ઠ પુત્ર. મુબઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાંથી ઉચ્ચ ક્રમે એમ.ડી. થઈ વ્યવસાય માટેનુ ક્ષેત્ર શોધતા હતા. એ મુબઈમાં જ બેસી શક્યા હોત પણ એમને વણખેડી ભોમની, થોડા પછાત વિસ્તારમા સેવા કરવાની તમન્ના હતી. શ્રી મૂળવતરાયભાઈ, મોરબી રાજ્યમા દીવાનપદેથી નિવૃત્ત થયા હતા. એમની એ વગનોયે ઉપયોગ કરવામા સુરેશભાઈ માનતા ન હતા. સૌરાષ્ટ્રની મધ્યમા આવેલુ અને સૌરાષ્ટ્ર રાજ્ય થતા રાજધાની બનેલુ રાજકોટ પણ સુરેશભાઈને આકર્ષી શક્યુ નહિ — તે

કાળે (૧૯૪૯માં) રાજકોટમાં પણ ખાનગી ક્ષેત્રે કન્સલ્ટન્ટ દાક્તરો એક આંગળીને વેઢે ગણાય એટલા હતા — અને સુરેશભાઈએ જામનગર પસંદ કર્યું. રાજ્યની અર્વિન હૉસ્પિટલને બાદ કરતાં, જામનગર શહેરમાં એમ.બી.બી.એસ. થયેલા દાક્તરો બેક હશે. બાકીના એલ.સી.પી.એસ. થયેલા કે અટકળવૈદું કરનારા દાક્તરો હતા. અર્વિન હૉસ્પિટલમાં ઍલોપથી ભણેલા ત્રણચાર દાક્તરો હતા, પણ એ હૉસ્પિટલના વડા, દા. પ્રાણજીવનદાસ મહેતા આયુર્વેદના ઉપાસક બન્યા હોઈ, અર્વિનના એ દાક્તરો પણ, 'સમસમ'ની ગોળીઓ આપતા એમ કહેવાતું. અર્વિન હૉસ્પિટલના દા. ઝાલા કહેતા : 'અહીં જે દર્દી આવે એમાંથી જીવે એટલા જામના ને મરે એટલા રામના'. આ સંજોગોમાં સુરેશભાઈએ મોટું સાહસ ખેડ્યું હતું. મેડિકલ કોલેજનો ઝાંપો પણ જેમણે જોયો ન હતો એવા ખાનગી પ્રૅક્ટિશનરોને કન્સલ્ટિંગ ફિઝિશિયન હોઈ શકે ને તેમની પાસે કેસ મોકલી શકાય એ ખબરેય ન હતી. વળી કોઈ દરદી ખૂબ ગંભીર થઈ જાય તો તેને અર્વિનમાં ખસેડવામાં આવતો અને આવી રીતે અર્વિનમાં દાખલ થયેલા દરદીઓમાંથી ઘણા 'રામ'ના બની જતા. આ સંજોગોમાં જામનગર બેસવું સુરેશભાઈ માટે મોટું સાહસ હતું. વળી, સુરેશભાઈને સિદ્ધાંતનિષ્ઠા ગળથૂથીમાં મળી હતી એટલે, પોતાના ક્ષેત્ર સિવાયનો બીજો કેસ એ હાથમાં ન લેતા.

૧૯૫૦માં મારા મોટા ભાઈ કંઈ બીમાર પડ્યા. એમના મિત્ર તબીબે મલેરિયા, ફ્લૂ, ટાઇફૉઇડ, ઇન્ફ્લુએન્ઝા, પૅરાટાઇફૉઇડ એમ વિવિધ રોગોની દવા અને ઇન્જેક્શનો વારાફરતી આપ્યાં પણ અઢી-ત્રણ માસ સુધીમાં ભાઈની તબિયત સુધરવાને બદલે બગડતી ગઈ. દાક્તરથી દરદ પરખાતું ન હતું. હું જામનગર ગયો ને રામભાઈની ઓળખાણે સુરેશભાઈને ઘેર લઈ ગયો. એમણે એક્સ-રે, લોહી, પેશાબ વગેરેની તપાસનું ચક્ર ચાલુ કર્યું. દરમિયાનમાં એક રવિવારે ભાઈની તબિયતમાં સુધારો જણાયો. બપોર પછી એ થોડું બેઠા અને બધાંની સાથે ચા પીધી તથા એમની તબિયત જોવા આવનાર સાથે આનંદથી વાતો કરી. સાંજ થતાં તબિયત પાછી ફટકી અને એમને ખૂબ ટાઢ ચડી. ધ્રુજારી પણ સાથે હતી. સાતેક ધાબળા-રજાઈ ઓઢાડ્યાં છતાંય એ કંપતા હતા. એમના મિત્ર તબીબને બોલાવવામાં સફળતા ન મળી. હું સુરેશભાઈને તેડી લાવ્યો. આવીને એમણે ભાઈનો તાવ અને એમનું લોહીનું દબાણ માપ્યાં. સ્ટવ ઉપર તપેલીમાં પાણી ગરમ કરવા મુકાવી પોતાનો બુશકોટ કાઢી પોતે ભાઈને એ પાણીમાં પોતું બોળી સ્પંજિંગ કરવા લાગ્યા. દોઢેક કલાક નર્સની સેવા એમણે બજાવી હતી અને ભાઈના લોહીની કોઈ વિશિષ્ટ કસોટી લશ્કરી હૉસ્પિટલમાં કરાવી, ભાઈના રોગ માટે ખાસ વૅક્સિન કસૌલીમાં તૈયાર કરાવરાવ્યું હતું. ત્યારથી તે ૧૯૯૩માં સુરેશભાઈ અવસાન પામ્યા ત્યાં સુધી એમની સાથેનો સંબંધ ન વર્ણવી શકાય એવો બની ગયો હતો અને એ સંબંધે રામભાઈને પણ અમારી ખૂબ નિકટ આણ્યા હતા.

સુરેશભાઈને કે એમના પિતાને મળું ત્યારે રામભાઈની વાતો થતી અને રામભાઈને મળું ત્યારે સુરેશભાઈએ મારા મોટાભાઈને આપેલા જીવતદાનની તથા મૂળવંતરાયભાઈની વાતો થતી. દાક્તર ભત્રીજો હોશિયાર છે તે એમને ખબર હતી — એની પ્રૅક્ટિસ જામી છે એ સમાચાર એમને માટે આનંદદાયક હતા. એ આવો સેવાભાવી ને સિદ્ધાંતનિષ્ઠ છે તેનું એમને ગૌરવ હતું. બે પુત્રીઓના પિતા રામભાઈ માટે સુરેશભાઈ પુત્રવત્ હતા. હવે રામભાઈ અને કંચનબહેન સુરેશભાઈ સાથેના સંબંધને હિસાબે અમારે માટે 'રામભાઈ કાકા' અને 'કંચનકાકી' બની ચૂક્યાં હતાં. સમળા-સમળીવાળો નરસિંહરાવનો કિસ્સો બન્યો ત્યારે સુરેશભાઈ રામભાઈને ત્યાં રહી અભ્યાસ કરતા હતા.

૧૯૫૬માં મુંબઈ છોડી જામનગરની એક શાળામાં આચાર્ય તરીકે હું જોડાયો ત્યાર પછીથી શારદાવૃંદમાં જવાનું તો બની શકે તેમ ન હતું. પરંતુ, પોતાના મોટાભાઈને અને પોતાનાં માતુશ્રીને મળવા

દર વેકેશનમા રામભાઈ જામનગર આવતા ત્યારે સુરેશભાઈને ઘેર અવારનવાર અને અમારે ઘેર કોઈ કોઈ વાર, રામભાઈ સાથે બેઠક જામતી અમારા વૃદ્ધ નાની કે માતુશ્રી સાથે વાતો કરતી વેળા રામભાઈનો વિદ્વત્તાનો અચળો ઊતરી જતો અને પહેલા વિશ્વયુદ્ધ પહેલાના જમાનાની વાતો રામભાઈ માડતા. પોતે ઘોડે ચડી, માથે ફૂલનો ખૂપ પહેરી અને હાથમા નાળિયેર પકડી, સેતાવાડના ગરબી ચોકમા આવ્યા હતા ત્યારની, જૂના જામશાહી જમાનાની, સાતમાળી પાઘડી પહેરતા નાગરોની, જૂના રીતરિવાજોની, જૂના સબધોની, સબધીઓની એવી કઈક કથા માડતા. પ્રેમાનદે 'મામેરા'મા વિગતે વર્ણવ્યો છે તે નાગરી કટાક્ષ રામભાઈને સહજ હતો એટલે, વાતોમા હાસ્યની છોળ અનેક વાર ઊડતી.

આગતુકને એ પૂછે 'કેમ સજોડે આવ્યા છો ને ?' અને આગતુક કહે, 'એકલો આવ્યો છુ' તો, રામભાઈ તરત બોલી ઊઠે 'તમારા પત્નીનુ નથી પૂછતો પગમા ચપલ પહેર્યાં'તા કે જોડા ?' કોઈ સ્નેહીજનને ત્યા રામભાઈ ગયા હતા. એમના યજમાને પૂછ્યુ 'ચા, કોફી, શુ લેશો, રામભાઈ ?' રામભાઈએ ઉત્તર આપ્યો 'થોડી વાર પછી કહીશ.' થોડી વાર થઈ એટલે કહે, 'હુ તમારી રજા લઈશ.' સૌરાષ્ટ્ર યુનિવર્સિટી સ્થપાયા પહેલાના એ કાળમા રામભાઈ એક વેળા રાજકોટ ગયા હશે ત્યારે, સૌરાષ્ટ્ર સાહિત્ય સભાને ઉપક્રમે એમનુ પ્રવચન યોજવામા આવેલુ શ્રી ઉપેન્દ્રભાઈ પડ્યા, શ્રી હરસુખભાઈ સઘવી વગેરે ત્યારે સક્રિય હતા રામભાઈને સાભળવાને સારો એવો સમુદાય એકઠો થયો હતો. કોલેજના પ્રાધ્યાપકો, વિદ્યાર્થીઓ અને માધ્યમિક શાળાના શિક્ષકો ત્યા મુખ્યત્વે હતા પુરુષ વર્ગ પાટલૂન-બુશકોટમા કે ટાઇસૂટમા સજ્જ હતો. પરિચયવિધિ પછી પ્રવચનનો આરભ કરતા રામભાઈએ કઈક આ મતલબનુ કહ્યુ "મને સૌરાષ્ટ્ર સાહિત્ય સભા સમક્ષ બોલવાનુ 'ત્રામા આવ્યુ છે પણ, મારી સામે હુ સૌરાષ્ટ્ર જોતો નથી. સૌરાષ્ટ્ર તો અહીં બેહુ છે" આ છેલ્લા શબ્દો બોલતી વખતે તેમણે પોતાના ફેટા તરફ આગળી ચીંધી હતી.

એ જ રામભાઈ ડોલરભાઈ સાથે ચર્ચા કરે ત્યારે આનદવર્ધન કે ક્રોચેના ઉલ્લેખો કરે

માત્ર બાર કલાકના ગાળામા ભાઈ અને પછી માતા મૃત્યુ પામ્યા ત્યારે, સુરેશભાઈને સાત્વન રામભાઈ પાસેથી જ સાપડ્યુ હતુ

૪

ફરતારામ જેવી જિદગી ગાળનાર હુ જામનગરથી ૧૯૬૫મા અમેરિકા ગયો અને ત્યાથી પાછો આવી, જામગનરને ડેલે હાથ દઈ, ૧૯૬૬મા, ફરી મુબઈવાસી થયો મુબઈ છોડ્યે દાયકો જ થયો હતો પણ એ દાયકામા મુંબઈ ઘણુ બદલાઈ ગયુ હતુ. મુબઈ ઇલાકાના કે મહાદ્વિભાષી રાજ્યના પાટનગરને સ્થાને એ હવે મહારાષ્ટ્રનુ પાટનગર બની ચૂક્યુ હતુ. અન્ય ભાષકોના દ્વેષ ઉપર ચણાયેલી શિવસેનાની પ્રવૃત્તિ આરંભાઈ ચૂકી હતી. મુબઈના અને સમગ્ર મહારાષ્ટ્રના ઘડતરમા બિનમરાઠીઓનો ગમે તેટલો મહત્ત્વનો ફાળો હોય, એક ચોક્કસ મરાઠીભાષી વર્ગ તે સૌ પ્રત્યે ઉઘાડી નફરત બતાવતો હતો. વિલેપાર્લેના મૌલાના આઝાદ રોડનુ નામ વીર મકરદ ઘાણેકર માર્ગ થઈ ગયુ હતુ. પુણેની પ્રખ્યાત સાસૂન હૉસ્પિટલનુ નામ બદલવાની દરખાસ્ત હતી પરંતુ, એનુ દાન આપનાર સર ડેવિડ સાસૂન ભારતીય હતા એ ખબર પડતા દરખાસ્ત મૂકનારનુ મોઢું દિવેલ પીધા જેવુ થઈ ગયુ હતુ. અરે ! 'મણિભવન' આવ્યુ છે તે લેબર્નમ રોડનુ આમ કોઈ અગ્રેજનુ છે માટે તે પણ બદલાવી કોઈને પોતાની દેશભક્તિ પ્રદર્શિત કરવી હતી. કોઈએ ખુલાસો કર્યો કે લેબર્નમ કોઈ વ્યક્તિનુ નહિ પણ વૃક્ષનુ નામ છે ત્યારે, એ દરખાસ્ત મૂકનારનુ મોઢું પાનખરના લેબર્નમ જેવુ થઈ ગયુ હતુ. મુબઈ યુનિવર્સિટીમા ગુજરાતીઓ ગૌણ સ્થાને ગોઠવાઈ ગયા હતા અને મહારાષ્ટ્રની માધ્યમિક શિક્ષણ બોર્ડમા પણ કેવળ કૃપાની રાહે ગુજરાતી સભ્યને સ્થાન મળતુ હતુ.

રામભાઈને પણ વાર્ધક્ય આંબવા લાગ્યું હતું. સાત દાયકા વિતાવી ચૂક્યા હોવા છતાં તેઓ પોદ્દાર સ્કૂલમાં નિયમિત જતા, વિલેપાર્લેની મીઠીબાઈ કૉલેજમાં કોઈક વાર જતા અને પીએચ.ડી.ના ગુજરાતી વિષયના અભ્યાસીઓને રામભાઈના 'ગોપાળ ભુવન'નું એ ઘર ગોકુળિયું બની ગયું હતું.

ધનુભાઈ હવે વૃદ્ધ થઈ ચૂક્યા હતા અને તળ મુંબઈમાં પોતાની પુત્રીને ત્યાં રહેવા ચાલી ગયા હતા. ભાયાણી અમદાવાદ ચાલી ગયા હતા અને મડિયા-પ્રેમશંકરે મોટું ગામતરું કર્યું હતું. મનસુખભાઈ સૌરાષ્ટ્રમાં જઈ પાછા મુંબઈ આવી ગયા હતા પણ હવે એ નિર્વેદ અનુભવતા જણાતા હતા. શારદવૃંદનો મયૂર વૃદ્ધ થઈ ચૂક્યો હતો અને એનો કલાપ ખરી પડ્યો હતો. બિલાડીના ટોપની માફક શિક્ષણસંસ્થાઓ ફૂટી નીકળી હતી. વાંસની ઝડપે બહુમાળી મકાનો ફૂટી નીકળતાં હતાં. રસ્તાઓ ખૂબ પહોળા કરાયા હતા છતાં વાહનોનું કીડિયારું સદા તે પર છવાયેલું રહેતું. સાન્તાક્રૂઝની રૂખ બદલાઈ ગઈ હતી. શેઠ આનંદીલાલની પ્રતિમાને રસ્તો પહોળો થાય તે માટે માર્ગ આપવો પડ્યો હતો. ખાર, સાન્તાક્રૂઝ, વિલેપાર્લે, અંધેરી . . . મુંબઈના એક વખતનાં શાંત ગણાતાં પરાંને મુંબઈ શહેર ગળી ગયું હતું અને તે બધાં પોતાનું વ્યક્તિત્વ તજી મુખવટા વગરનાં બની ગયાં હતાં. ચોમેર ખુલ્લી જગ્યાવાળા બેઠા ઘાટના કે એકમાળી બંગલાને હટાવી બહુમાળી ઇમારતો ચોમાસાના ડાભની ઝડપથી ઊભી કરવાની હરીફાઈ મયદાનવી બિલ્ડરો કરી રહ્યા હતા. અગાઉ પ્રત્યેક પરાવાસી એ પરાની દરેક વ્યક્તિને સીધી કે આડકતરી રીતે ઓળખતો. હવે એકબીજાને ધક્કા મારતાં, એકબીજાને કચરતાં ચાલતાં અને એકબીજા તરફ ડંખીલી નજરે જોતાં વીંછીનાં વિયાં જેવાં ટોળાંઓના પરંપરાના માર્ગો ઊભરાતા થઈ ગયા હતા. પરંતુ, વાર્ધક્યના સાણસામાં ફસાતાં જતાં રામભાઈ-કંચનબહેન એ જ પ્રેમાળ સ્વભાવ અને એ જ આતિથ્ય-ભાવના જાળવી રહ્યાં હતાં.

વિક્રોળીથી એક વાર અમે એમને મળવા ગયાં. રામભાઈ કહે : "પુષ્પાબહેન, તમારા હાથની રસોઈ જમવી છે." અમારે માટે એ આનંદની વાત હતી. મેં કહ્યું : "આવતે રવિવારે હું અહીં આવું અને તમને બંનેને ટૅક્સીમાં લઈ જાઉં. જમીને આરામ કરો ને પછી નિરાંતે સાંજે તમને પાછાં ઘરે પહોંચાડી દઉં." "એના કરતાં તમે અહીં આવી રસોઈ કરો તો ?" રામભાઈએ પુષ્પાને સૂચન કર્યું. પુષ્પાને એમાં કશો વાંધો ન હતો.

મુકરર કરેલે દિવસે, ઘેર બનાવેલી રવાની બરફી લઈ, લગભગ સવારે ૭–૪૫ને સુમારે અમે નીકળ્યાં ને ૮–૧૫ વાગ્યે રામભાઈને ત્યાં પહોંચ્યાં. લગભગ સિત્તેરે પહોંચેલાં કંચનબહેને બધી જ રસોઈ બનાવી લીધી હતી અને એમણે પણ મિષ્ટાન્નમાં રવાની બરફી જ કરી હતી. આમ અમને છેતરીને એ વૃદ્ધ દંપતીએ અમારી પર વાત્સલ્યનો કળશ ઢોળ્યો હતો. રામભાઈ અને હું કોલાઇટિસના દર્દી હોવાથી ખોરાકમાં અમારા વિધિનિષેધ એકસરખા જ હતા. પણ અમને ભોળવીને અમારું આતિથ્ય કરવાની એમની ઇચ્છા આગળ ઝૂકવા સિવાય બીજો ઇલાજ ન હતો.

પોતે સિત્તેર વટાવી ગયા હતા પણ કેટલોક નિત્યક્રમ યથાવત્ જાળવી રાખ્યો હતો. દરરોજ સાંજે 'નાના મામા' — સ્વ. હિંમતલાલ અંજારિયાને ઘેર જવાનું. મામા કે મામી બેમાંથી કોઈ ન હતું. મામાનાં નાનાં દીકરી સુરેખાબહેન હતાં. પણ ધોધમાર વરસાદમાંયે રામભાઈ ખારના દસમા રસ્તાને ખૂણે આવેલે નાના મામાને મકાને આકાશીય પદાર્થોની નિયમિતતાથી હાજર થયા જ હોય.

૧૯૮૧ કે '૮૨ની સાલમાં, કંચનબહેન ગંભીર બીમારીમાં પડી ગયાં હતાં ત્યારે, એ વૃદ્ધ દંપતી ખારમાં સુરેખાબહેનને ત્યાં રહેતાં. નિવૃત્ત થઈ હું જામનગર પહોંચી ગયો હતો ત્યાંથી, કંઈ કામ નિમિત્તે એ અરસામાં મારે મુંબઈ જવાનું થયું હતું. કંચનબહેન રોગમુક્ત થયાં હતાં પણ નબળાઈથી પથારીવશ જ હતાં. રામભાઈના દીકરા જેવા સુરેશભાઈએ પત્ર લખ્યો હતો અને મારી

સાથે કહેવરાવ્યુ હતુ કે, "હવે તમે બને જામનગર રહેવા આવો." કંચનબહેન ઊભા થાય તોપણ પોણી સદીના વાન્તડકા ખાધેલે અને હવે ખૂબ નબળે શરીરે રામભાઈની કેટલીક ખિદમત કરી શકે ? વળી એ તાડસીડી ચડી જે કોઈ અતિથિ આવે — અને ઘણા બધા આવતા — તેમનુ યથોચિત સ્વાગત કરવાનુ પણ કચનબહેનને જ હોય. સુરેશભાઈને ત્યા બને સારામા સારી રીતે સચવાઈ જાય.

સુરેશભાઈનો સદેશો મે કહ્યો ત્યારે, કંચનબહેનની પથારી પાસે સુરેખાબહેન અને રામભાઈ ઉપરાત બીજા પણ બેક સ્વજનો હતા મારા બોલ સાભળી, પોતાની ડોક ઊંચી કરી રામભાઈ મને કહે 'દુષ્યન્તભાઈ, સુરેશને કહેજો કે અમારા માટે સાન્તાક્રૂઝનુ સ્મશાન જ લખાણુ છે, જામનગરનુ નહિ " કોઈનીયે સેવા નહિ લેવાની એમની વૃત્તિ એટલી જોરૂકી અને પોતાની કર્મભૂમિ સાન્તાક્રૂઝ માટે એટલુ ગાઢ આકર્ષણ.

સીતાની જેમ, ભલે જુદી રીતે, કંચનબહેનનો એ પુનર્જન્મ હતો. સાજા થતાવેત પાછા એ રામભાઈનો રોટલો ઘડતા થયા. એમનુયે મનોબળ જબરુ હતુ. પરતુ ત્યાર પછી હુ જેટલી વાર એમને ત્યા ગયો છુ તે દરેક વેળા, કચનબહેન પાણી લાવે તેની પહેલા જાતે જઈને ગોળામાથી પાણી મે પીધુ છે એમને એ જરાય ગમ્યુ નથી અને એથીયે વિશેષ એમને નારાજ કરવાનુ ખોટુ પાપ એમને ચા કોફી કરતા રોકી કર્યુ છે એ ખૂબ જ કચવાઈ જતા પણ મારીયે જીદ એવી જ હતી.

લાબી આવરદાનો આશીર્વાદ જેટલો સારો લાગે છે એટલી લાબી જિંદગી સારી નથી. વડીલો તો ઠીક, આપણાં ઘણા સમવયસ્કો ને સાથીઓ, નાનેરા સ્નેહીઓ અને સ્વજનો આપણને છોડીને ચાલી જાય છે રામભાઈએ પોતાના નિકટના સ્વજનોને ગુમાવ્યા હતા. કોલાઇટિસના દર્દને કારણે ખોરાકના વિધિ-નિષેધ હતા . રામભાઈ એનુ પાલન કરવા જેટલા સયમી હતા એટલે એમનુ હાડ ટકી રહ્યુ હતુ પણ તે હવે ઝડપથી ઘસાતુ જતુ હતુ શકરાચાર્યે વાર્ધક્યનો જે ચિતાર આપ્યો છે તેમા માત્ર શરીરનો ઉલ્લેખ છે એ દૈહિક ઘસારા ઉપરાતનો માનસિક ઘસારો પણ હવે, પચ્ચાશી વટાવ્યા પછી, રામભાઈને લાગ્યો હતો એમની ધારદાર સ્મૃતિ બુઠ્ઠી થઈ ગઈ હતી અને વાતચીત દરમિયાન અમનસ્ક બની જતા હશે તેથી તેમની સાથે વાતચીત કરનારે વાતનો દોર વારવાર સાધવો પડે, એકના એક પ્રશ્નનો ઉત્તર ફરી ફરી આપવો પડે અને કઈ અસબદ્ધ વાત પણ વચ્ચે ટપકી પડે એક વાર હુ એમને મળવા ગયો ત્યારે, મારા મોટા ભાઈના સમાચાર વિગતવાર પૂછી લીધા પછી અમે કઈ બીજી વાતે વળગ્યા. ફરીથી અચાનક, રામભાઈ બોલી ઊઠ્યા, "અજિતભાઈના શુ ખબર છે ?" એમની પાસે જે કલાકખાણ બેઠો તેટલી વારમા આ પ્રશ્ન એમણે ત્રણેક વખત પૂછ્યો. અહીં સુધી તો ઠીક પણ, પોતે જેને પોતાને ખોળે રમાડેલો તે, સુરેશભાઈનો પુત્ર, મિહિર એમને ત્યા ગયો તો, "તમે કોણ, ભાઈ ?' પ્રશ્ન રામભાઈએ કર્યો. રામભાઈ એને ઓળખી જ શક્યા નહિ મિહિરે પોતાનો પરિચય આપ્યો. કચનબહેને પણ મૃદુ ઉપાલભ આપ્યો "શુ મિહિરને ભૂલી ગયા તમે ? આ તો આપણા સુરેશભાઈનો મિહિર છે " "એમ ? તો મિહિર તુ છો ?" કહી રામભાઈએ પોતાને ઓળખાણની ગડ બેઠી હોય તેમ જણાવ્યુ. સ્મૃતિના વીખરાઈ ગયેલા મણકામાથી એમને મિહિરનો મણકો હાથ લાગ્યો કે નહિ અને હાથ લાગ્યો તો ફરી સરી પડ્યો કે શુ ? તેની ખબર ન રહી. કારણ ચારપાચ મિનિટની વાત પછી ફરી રામભાઈ બોલી ઊઠ્યા "એ તો બધુ બરાબર પણ, તમે કોણ, ભાઈ ?" સ્મૃતિના મણકા વેરાઈ ગયા હતા, કદાચ કેટલાકનો ભુક્કો બોલી ગયો હતો અને દોર તો ક્યાય શોધ્યો જડતો ન હતો. જ્ઞાનની ધાર પણ બુઠ્ઠી થાય તેની નવાઈ શી ? સ્મૃતિ અને જ્ઞાનનુ સ્થાન અપોહને લીધુ હતુ.

આ સજોગોમા રામભાઈ પાસે જવુ ને એમને જોઈને દુ ખ પામવુ તે કંચનબહેનને ત્રાસ આપવા સમુ હતુ. પોતે આઠ દાયકા વટાવી ચૂક્યા હતા છતા પૂરા પતિપરાયણ હતા અને રામભાઈની પૂરી સેવા ખરા

દિલથી કરતાં હતાં. મિલ્ટનની ઇવ આદમને કહે છે,

'તારો ધર્મ પ્રભુ પ્રત્યે, ખારો તો પતિ તું જ છે' એ ઉક્તિને ચરિતાર્થ કરતાં કંચનબહેન ભારતીય નારીનો આદર્શ મૂર્તિમંત કરતાં હતાં. સો શરદ પૂરી કરવાની ઠીક ઠીક નજીક આવેલા રામભાઈ લગભગ ખાટલાવશ થયા હતા અને સ્મૃતિ-વિસ્મૃતિ વચ્ચે તડકી-છાંયડી રમતા હતા. તડકો ઓછો ને છાંયડી વધારે હતી. મોતના મોંમાંથી કંચનબહેન કેમ જાણે એમની સેવા કરવા માટે જ પાછાં આવ્યાં હતાં. બંને પુત્રીઓ જઈફ વયે પહોંચી ગઈ હતી અને એ પોતાના પરિવારમાં ગૂંથાયેલી હોય એ સમજી શકાય તેમ હતું. વળી બંનેનો એક –કે દોઢ – પગ અમેરિકા હતો. સુરેશભાઈ જામનગરનું સેવાક્ષેત્ર છોડીને દોડી આવી શકે ખરા, પણ રહી શકે નહિ. સુરેશભાઈના નાના ભાઈ વ્યવસાયાર્થે દિલ્હી વસતા હતા. એ બંને ભાઈઓ કાકાકાકીને માબાપ સમાન ગણતા ને પોતાને ત્યાં બંનેને રાખવા તૈયાર હતા. પણ રામભાઈને રઢ હતી સાન્તાક્રૂઝની ધરતીની. સાન્તાક્રૂઝ એમની જનમભોમકા ન હતી પણ સાન્તાક્રૂઝને રામભાઈએ પોતાનું વતન બનાવ્યું હતું. પોતાની એ કર્મભૂમિ સાથે પાંચ દાયકા કરતાં વધારે સમયનો નાતો હતો. જયસુખલાલ મહેતા અને ધનસુખલાલ મહેતા, ડૉ. છાયા, ગંગાબહેન પટેલ જેવાં સમવયસ્કો ચાલી ગયાં હતાં. શેઠ આનંદીલાલ પોદાર, સ્કૂલના કેટલાક સાથીઓ અને બીજાં કેટલાંય સ્વજનો પણ ચાલી ગયાં હતાં. એમની પછીની બે-અઢી પેઢીઓએ નિવૃત્તિ લઈ લીધી હતી પણ, રામભાઈના વ્યક્તિત્વનો પ્રત્યેક કોષ પલટાઈ જઈને સાન્તાક્રૂઝની ધરતીનો, સાન્તાક્રૂઝના પાણીનો અને સાન્તાક્રૂઝની હવાનો બની ગયો હતો. ગણપતિએ માતાપિતાની પ્રદક્ષિણાને પૃથ્વીની પ્રદક્ષિણા માની હતી. તેથીયે સવિશેષ, રામભાઈનું સમગ્ર વિશ્વ સાંતાક્રૂઝમાં પરિમિત થઈ ગયું હતું. સાગના સોટા જેવી એમની દેહયષ્ટિ વાંકી વળવા લાગી હતી. સામી વ્યક્તિનુંપાણી માપવાના સૂક્ષ્મ યંત્ર જેવી તેજદાર આંખો પર ઝાંખ આવવા લાગી હતી. સ્મૃતિ સંતાકૂકડી રમતાં ક્યાંય સંતાઈ જતી ને લાંબી વાર સુધી પાછી ન આવતી. ડગલુંયે ચાલ્યા વિના રામભાઈ આવરદાની ક્ષિતિજ ભણી વેગથી જઈ રહ્યા હતા.

સાવ કૃશ થઈ ગયેલાં નાની છોકરી જેવાં લાગતાં પણ જીવનના છેલ્લા શ્વાસ પર્યંત પતિની ચાકરી-બરદાસ્ત કરનાર, સાઠાસાત દાયકાનાં રામભાઈનાં જીવનસંગિની કંચનબહેન એ ક્ષિતિજ પહેલાં વળોટી ગયાં. ત્યાર પછી થોડો સમય રામભાઈ એકલ જોદ્ધાની જેમ ઝૂઝ્યા. બાણશય્યાએ સૂતેલા ભીષ્મ પિતામહની માફક રામભાઈ સ્મૃતિની બાણશય્યાએ સૂતા હતા. આ જીવનસંગ્રામના આખરી જંગની મજલ એકલ પંડે કરવાની હતી. કોઈ સાથીદાર નહિ, કોઈ અનુચર નહિ. પોરસ ચડાવનાર ભાટ તો હોય જ શાના ? આખરે એ જંગ પૂરો થવાની ઘડી પણ આવી પહોંચી. રામભાઈએ અંતિમ શ્વાસ લીધો. એમનો પ્રાણવાયુ વિશ્વપ્રાણમાં ભળી ગયો. અવ્યક્તમાંથી આવેલાં પંચમહાભૂતો, કોષો — બધું, અગ્નિમાર્ગે, અવ્યક્તમાં ભળી ગયું.

નરસિંહરાવ અને આનંદશંકરના યુગથી સુરેશ જોષી, સિતાંશુ યશશ્ચન્દ્ર સુધીનો યુગ કેટલો ભિન્ન ! ગુણવત્તા, વૈવિધ્ય, અભિગમ, ક્ષેત્રવ્યાપવિસ્તાર બધી દૃષ્ટિએ સર્વથા ભિન્ન ભાસતા આ બે સાંસ્કૃતિક યુગોની રામભાઈ સાંકળ હતા. પ્રવાહના વળાંકોને લઈને ભિન્ન ભાસતા એ યુગો એકબીજાથી ગમે તેટલા દૂર અને ગમે તેટલા ભિન્ન ભાસે, એ યુગો એક જ પ્રવાહના તટો છે, દૂર ને જુદા ભાસતા એ તટોને જોડતી વાંકીચૂકી પ્રવાહની રેખામાં, એ સમગ્ર તટની માટીમાં રામભાઈની છાંટ છે.

રામભાઈના દેહને ભલે સાન્તાક્રૂઝના સ્મશાને પોતાને અંકે સમાવ્યો, પોતાના અનેક શિષ્યોના હૃદયમાં રામભાઈ ઝૂલી રહ્યા છે અને ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ એમના પ્રદાનના ઉલ્લેખ વિના અધૂરો ગણાય એવું સંગીન પ્રદાન એ કરતા ગયા છે.

*

# કથીડ્રલ*

**જયા મહેતા**

*Has the Chruch failed mankind*
*or has mankind failed the Chruch ?*
— T S Eliot

કેન્ટરબરી કથીડ્રલ જોવા જવાનુ નક્કી થયુ હતુ, આશિષની ગાડીમા. એટલે આજે ડે પાસ લેવા જવાનુ નહોતુ, સવારના ૯–૩૦ પછી બસ પકડવાની નહોતી. ટ્યૂબ સ્ટેશનના પગથિયા ચડવા ઊતરવાના નહોતા, એસ્કેલેટરની ચડ-ઊતર સાથે જ, ઊભા રહેવાને બદલે, ગમ્મત ખાતર પગને ગતિ આપવાની નહોતી, પગને થોડો આરામ મળવાનો હતો. બેત્રણ વાર ગાડી બદલવાની નહોતી, સ્ટેશનો યાદ રાખવાની ને નકશા જોયા કરવાની માનસિક કસરત કરવાની નહોતી. આ બધી ગમતી વાત હતી, પણ આનદ તો એ વાતનો હતો કે આજે તો મામા ને આશિશ સાથે આવવાના હતા એકલા ફરવાનોય આનદ હોય છે, તો સાથે કોઈ હોય એનીયે જુદી મજા હોય છે

સવારે દશેક વાગ્યે નીકળ્યા — ચાનાસ્તો સાથે લઈને. પહેલા લીડ્ઝ કેસલ ગયા પછી કેન્ટરબરી ત્યા પહોચ્યા ત્યારે ત્રણ વાગવા આવ્યા હતા. ત્રણથી સાડાત્રણ ચર્ચ-સર્વિસનો સમય. તેમા જોડાઈ શકાય, પણ એ દરમ્યાન અદર ફરી ન શકાય. એટલે એ અર્ધો કલાક અમે બહાર ફર્યા. કથીડ્રલની પ્રદક્ષિણા કરી. ફરતા ફરતા પુસ્તકની એક નાની દુકાન દેખાઈ બે પુસ્તકો ખરીદ્યા, એકબે કાર્ડ્ઝ પણ લીધા ને થોડું વિન્ડો શૉપિંગ પણ કરી લીધુ. મુબઈથી નીકળી ત્યારથી એટલુ તો મનમા નક્કી જ હતુ કે ખરીદી મોટે ભાગે પુસ્તકો પૂરતી મર્યાદિત જ રાખવી કલાકારીગરીની ને સુદર વસ્તુઓ લેવી ગમે જ; પણ એનો આનદ જ હોય છે વળી અહીં એક વાતનુ સુખ હતુ. ગમે ત્યા જાઓ, નાની મોટી દુકાન હોય જ હોય ને તેમા પુસ્તકો પણ મળી રહે

૨૫ ૨ ૧૯૮૩
*કથીડ્રલ*

### કથીડ્રલ

બીજે દિવસે મામા અને આશિષ સાથે કેન્ટરબરી કથીડ્રલ (બિશપનુ મુખ્ય ચર્ચ) જોવા જવાનુ નક્કી થયુ, ને ત્યારથી મનમા વિચારો સવિશેષ ઘોળાવા માડ્યા હતા. માણસ કથીડ્રલ કે મદિરમા શુ કામ જાય છે ? મસ્જિદ કે ગુરુદ્વારામા શુ કામ જાય છે ? મોક્ષનો હેતુ તો આજે લગભગ રહ્યો નથી. ને 'હુ કોણ છુ ?' એ પ્રશ્ન વિરાટ રૂપે સામે ઊભો છે ધર્મનો હેતુ બદલાઈ ગયો છે, ધર્મની વિભાવના પણ બદલાઈ ગઈ છે ત્યારે માણસ પોતાની બહાર, મદિર કે ચર્ચમા શુ કશોક આધાર શોધે છે ? એને ત્યાથી મનની શાતિ મળે છે ? અજ્ઞાતના ભયમાથી મુક્તિ મળે છે ?

મનમા ને મનમા કેટલાયે પ્રશ્નો ઊઠે છે ને જવાબ મળતા નથી, વિમાસણ ઘટતી નથી.

થોડા દિવસ પહેલા વૈજ્ઞાનિક ડૉ. યશ પાલે દિલ્હી દૂરદર્શન પરથી સવાલજવાબમા એક સરસ વાત કહી હતી. એમને પ્રશ્ન પુછાયો હતો કે પહેલા વરસાદે માટીમાથી સુગધ કેમ આવે છે ? એમણે માટીમા રહેલા પદાર્થોના તત્ત્વોની વૈજ્ઞાનિક દૃષ્ટિએ વાત કરીને છેવટે કહ્યુ, 'માટીમાથી સુગધ આવે છે કારણ કે માટી જીવત છે" માટી જીવત છે, માનવ ને માનવેતર સૃષ્ટિ જીવત છે, વનરાજી જીવત છે

આ જીવતપણુ શુ છે ?

જીવતપણુ મારી ભીતર અનુભવુ છુ મારુ ભીતર, તમારુ ભીતર, સૌનુ ભીતર — આ બધાનો પરસ્પર સબધ અનુભવુ છું ભીતર છે માટે તો સબધ છે

* હવે પછી પ્રગટ થનાર 'વિમાનથી વ્હિનયેર સુધી' પુસ્તકમાથી

પથ્થરને ભીતર નથી, માટે એને બીજા પથ્થર સાથે કે અન્ય પદાર્થ સાથે ખરેખર કોઈ સંબંધ નથી. વૃક્ષ સજીવ છે, એને માટી સાથે સંબંધ છે, માટી પણ સજીવ છે; પણ આ માનવેતર સૃષ્ટિને માનવસહજ ભીતર — conscience નથી. તો હું મનુષ્યરૂપે કોણ છું ?

મારામાં વસતા ચૈતન્યની પ્રતીતિ મને થાય છે ને હું આશ્ચર્યથી જોઈ રહું છું. પ્રશ્ન થયા જ કરે છે કે હું કોણ છું ? આ બધાં કોણ છે ? conscience હોય કે ન હોય, કીડીથીયે ઝીણા જંતુઓથી માંડીને ભીમકાય હાથી ને એવાં અન્ય પ્રાણીઓમાં કોણ વસે છે ? વૃક્ષો ને વેલીઓ, પર્ણો ને તૃણોમાં કોણ ધબકે છે ? આ બધાંનો પ્રથમ ને અંતિમ હેતુ શો છે ? સન ૧૯૮૭માં હૉસ્પિટલને ખાટલે સૂતાં સૂતાં પણ આ જ પ્રશ્ન મને મૂંઝવતો હતો :

*નેતિ નેતિ કહીને તને*
*વેદઉપનિષદોએ વર્ણવ્યો*

*તો આ સંકેલાઈ રહેલા દેહની*
*આંખોમાં ક્ષીણ ટમટમી*
*રહ્યું છે*
*એ કોણ છે ?*

મંદિરમાં કે ચર્ચમાં જાઉં તો મને આ જવાબ મળે ? 'રાજાએ કપડાં પહેર્યાં નથી.' એમ કહેવાની મારી બાળસહજ નિર્દોષતા ખોવાઈ ગઈ છે, એ ત્યાંથી પાછી મળે ? ઈશ્વરની ઝાંખી તો કરવી જ છે. ઈશ્વર એટલે મારે મન એ અસીમ ચૈતન્ય જે જીવમાત્રમાં ધબકે છે. એના સાક્ષાત્કાર માટે ચિત્ત ખળભળી ઊઠે, નિદ્રા ઊડી જાય, તો મસ્જિદ-મંદિર એનાં નિમિત્ત બની શકે; કદાચ; જો હું દૃઢસંકલ્પ હોઉં તો. પણ મારે તો જળ પણ પીવું છે ને ફળ પણ ખાવાં છે, એક જ સમયે ને એકસાથે જ, એ કેમ બની શકે ? એક જિંદગીમાં પરમચૈતન્યનું અમૃતપાન કરવું છે ને દુન્યવી ફળ પણ ખાવાં છે. કેવળ ગમ્મત ખાતર જ રમાતી રમત હોય કે સંગીત હોય કે અન્ય સાધના હોય તોયે સંપૂર્ણપણે જાતને સમર્પી દીધા વગર કોઈ પણ કાર્ય સંપૂર્ણ થતું નથી, તો પરમચૈતન્યનાં દર્શન તો ક્યાંથી જ થાય !

માણસ ગાય છે કે વાદ્ય વગાડે છે, ત્યારે અવકાશમાં હવાની લહેરોથી ભાત ઊપસે છે. હવા તો દેખાતી નથી, ને લહેરોની ભાત પણ દેખાતી નથી, પણ આપણા કાન તેનું સંગીત સાંભળી લે છે. જો આપણે એકતાન એકરાગ હોઈએ તો બ્રહ્માંડમાં ઊપસતી ચૈતન્યની ભાત પણ સાંભળી શકીએ અને પ્રતીતિ થાય કે : "The self is supreme over all" (ઋગ્વેદ સંહિતા, Vol. xii, p. 4363) ને પછી ચર્ચ કે મંદિર-મસ્જિદમાં જવાની જરૂર ન રહે. ટૉમસ પેઇનનું એક વિધાન યાદ આવે છે :

"My own mind is my own church." મનુષ્યનું પોતાનું મન એ જ એનું દેવળ અને એમાં જ વસે છે પરમ આત્મા. માનવચૈતન્યની આ પરાકાષ્ઠા. એ પરાકાષ્ઠાએ પહોંચવા માટે મનુષ્ય ઊંડી આસ્થાપૂર્વક પોતાના ભીતરને ઢંઢોળવાને બદલે, આત્મચૈતન્યનો ઝીણો મંજુલ નાદ સાંભળવાને બદલે ઘંટારવો તરફ દોડે છે. એ ઘંટારવો પણ જો કોઈ એક ઇન્દ્રિયથી નહિ, પણ બધી જ ઇન્દ્રિયોની આંતરિક-એકતા ને એકાગ્રતાથી, સંપૂર્ણ અસ્તિત્વથી સંભળાય, તો ભીતર ચાંદરણા જેવું અજવાળું પથરાય; પણ આવી એકાગ્રતા તો પાંખ પ્રસાર્યા વગર ઊડવા જેવી કપરી છે, ભૂમિને સ્પર્શ કર્યા વગર ચાલવા જેવી કઠિન છે. ઈશ્વરનો કોઈ માર્ગ સહેલો હોતો નથી; એટલે બાહ્ય ઘંટારવ બાહ્ય જ રહે છે. અનહદનો અવિરત ગુંજતો નાદ વણસુણ્યો જ રહે છે.

લોકો મંદિર કે દેવળમાં નિયમિત જતા જણાય છે, ત્યારે થાય છે કે એ પરંપરાપ્રાપ્ત ક્રિયાકાંડનું સમયપત્રક પ્રમાણે ને ટેવવશ જ કરેલું પાલન હશે ? 'પરંપરા' સંજ્ઞાનોયે કેવો ખોટો અર્થ રૂઢ થઈ ગયો છે ! પરંપરા — tradition. મૂળ લૅટિન સંજ્ઞા છે tradre એટલે કે to transmit. પરંપરા એટલે આદિકાળથી ચાલતા આવેલા જીવંત જ્ઞાનનું પ્રસારણ; અતીતનું આંધળું વળગણ નહિ.

મન વિચારમાં ખોવાયેલું છે. ત્યાં આશિષનો પત્ર આવ્યો. એમાંનું એક વિધાન ધર્મપાલનની વાતને માર્મિકતાથી મૂકે છે :

" people have taken science for granted and have made it a part of themselves As such they cannot look at it in an objective manner, in the same way as languge is not used properly Since poem, art, novels do not reach that great a number, they have a novelty, they can be received objectively Religion has gone the same way, people have adopted it without objective and that is why blind faith causes violence '

ધાર્મિક હેતુ અને સમજ વગર આચરવામા આવતો ધર્મ સાચા અર્થમા ધર્મ રહેતો નથી. ઈશ્વરનુ પરમ ધામ કહેવાતી ઇમારતોમા માણસ ઈશ્વરને શોધે છે કે ઈશ્વરની કૃપાને, આ પ્રશ્ન પણ રહીરહીને ઊઠે છે ધર્મની કરુણતા જ એ છે કે ધર્મ છે, પણ ધાર્મિકતા નથી. માણસ હોય પણ માનવતા ન હોય એના જેવી આ વાત છે ને એટલે જ કોઈ તત્ત્વજ્ઞાનીએ કહ્યુ હશે, "ચર્ચ ઈશ્વરની કબર છે અથવા તો એ ઈશ્વરનુ સ્મારક છે "

ઈશ્વરનો જન્મ મનુષ્યની ભયવૃત્તિમાથી થયો, એમ કહેવાયુ છે મનુષ્યને ઇતર જીવસૃષ્ટિથી જુદું પાડતુ એનુ આ પણ એક લક્ષણ છે મનુષ્યેતર કોઈ પ્રાણીમા આવી ભયવૃત્તિ અને એની સાથે ધાર્મિક ભાવનાનો આવો મેળ, સુમેળ કે દુર્મેળ જોવા મળતો નથી.

કુદરતના રુદ્રભીષણ રૂપનુ રહસ્ય ન પામી શકતા મનુષ્યે કોઈક અજ્ઞાત શક્તિની કલ્પના કરી, એના ભયથી એ ફફડે છે ને એનો જ આધાર શોધે છે એને પૂજે છે ને એમાથી ક્રિયાકાડી ધર્મ અસ્તિત્વમા આવે છે

સમગ્ર જડચેતન સૃષ્ટિનુ ને જન્મમૃત્યુનુ રહસ્ય પામવાની ને આત્મશોધની મથામણમાથી પણ ધર્મનો ઉદય થયો હશે. આ બને પ્રકારની ધાર્મિકતા સમય જતા ધર્મસ્થાનોરૂપી કિલ્લામા પુરાતી ગઈ, ભય ને ગૂઢ રહસ્યના કિલ્લામાથી બહાર આવવા મથતો માણસ એક નહિ તો બીજી દીવાલો વચ્ચે પુરાતો ગયો. ધર્મસ્થાનોની દીવાલોએ જ આત્મા ને પરમાત્મા વચ્ચે આડશ ઊભી કરી દીધી.

'અધ અધ અધારે મળ્યા' જેવી ધર્મસ્થાનોની સ્થિતિ છે પરસ્પરનુ અજ્ઞાન સૌને અનુકૂળ આવે છે મહાસતનો સગ અને એમની વાણી ઝીલવાની ને જીરવવાની કોઈની ક્ષમતા નથી, એટલે એ એમને માટે ખતરનાક જ ઠરે છે જાણવુ ઘણુ ને સમજવુ કાઈ નહિ, ભમજ્ઞાનુ સુખ સૌને સદી ગયુ છે લોકો પડઘો જ પાડે છે, અનુકરણ જ કરે છે હૃદયથી ઊંડી પ્રતીતિ નથી, કેવળ અનુસરણ છે, પોતાનુ કાઈ નથી. પોતાનુ કાઈ હોય ત્યારે જ નરસિંહ મહેતા નરસૈયો ભક્ત હરિનો બને છે, રાજરાણી મીરા મીરાબાઈ બને છે આ માટે કોઈ ધર્મસ્થાન કે ક્રિયાકાડની જરૂર નથી. સમજ વગરના ક્રિયાકાડો તો ખાલી કસરત છે

ધર્મ તો જેના જવાબ નથી એવા પ્રશ્નોના જવાબ શોધે, દીવામાથી દીવો પ્રગટે એમ પ્રગટતી આવતી આત્મજ્યોતનુ રહસ્ય પામવા મથે, અગોચર પણ સર્વત્ર ઉપસ્થિત એવી પરમજ્યોતના દર્શન ઝખે, પણ મનુષ્ય તો પોતાની અદર જ ધબકતા અજ્ઞાત ચૈતન્યને ઓળખવાનો પ્રયત્ન કરવાને બદલે હિમાલયના શિખરો ને ગગાના વહેતા જળમા એને શોધવાની વૃથા મથામણો કરતો દેખાય છે, ત્યારે ઉમાશકરની પક્તિ યાદ આવ્યા વગર રહેતી નથી,

*'બિચારો નિચોવે મનુજ વિધિની રેત અમથી.'*

અહીં 'વિધિ'નો અર્થ ધાર્મિક વિધિઓ' વાચીએ, તો બિચારો' વિશેષણ સાર્થક જણાશે.

ધર્મમાર્ગો તો માણસે શુ કરવુ એની ફક્ત સામાન્ય જાણકારી આપે છે, ને એમા પણ ક્રમે ક્રમે એટલી વિકૃતિ આવે છે કે એનુ મૂળ રૂપ ઓળખીપે શકાતુ નથી, સદ્‌તત્ત્વ વીસરાઈ જાય છે, ને વિલીન થઈ જાય છે ધર્મનુ આવુ બાહ્ય રૂપ કોણે, ક્યારે ને કેમ ઉપજાવ્યુ એનો વિચાર પણ કર્યા વગર અનુસરાતા ચીલાચાલુ ધર્મમાર્ગો નિરાશ કરે છે, અતિમ સુધી પહોચવામાં અતરાયરૂપ બને છે, પણ પડકાર ઝીલવાનુ સામર્થ્ય નથી હોતુ ત્યારે 'અનુકરણ તેનુ મરણ' નિશ્ચિત હોય છે

આચરણમા મુકાય તે અને તેટલો જ ધર્મ. આચરણનો સબધ ગઈ કાલ કે આવતી કાલ સાથે

કેવી રીતે હોય ? જીવનની પ્રત્યેક ક્ષણ જીવંત છે, જીવન ગતિશીલ ને ચૈતન્યસભર છે. એટલે જ, ધર્મ અતીત અને ભવિષ્યની નિર્જીવ દુનિયામાં ખોવાયેલો ન હોય. ધર્મનો સંબંધ આજ સાથે, જિવાતી પ્રત્યેક ક્ષણ સાથે હોય. 'હું' ને 'આ મારું આચરણ' એમ મન વહેંચાયેલું કે એ પ્રત્યે સભાન ન હોય. આ સભાનતા જ આડી આવે છે. સભાનતા વિલીન થાય તો જ લાભશંકર ઠાકરના હરિયાની જેમ સહજ આચરણ હોય, ધર્મમય આચરણ હોય.

પણ ઘણાખરા લોકો તો પરંપરાએ આપેલા, કહેવાતા ધર્મનું પરંપરાગત રીતે પાલન કરીને સંતોષ માને છે. એટલે જ આજ સુધી દશ્ય બદલાયું નથી. જેમનામાં ભય પ્રબળ છે તેઓ ભજે છે, જેમનામાં જિજ્ઞાસા પ્રબળ છે તેઓ શોધે છે; ધર્મ વિશે કોઈ કાંઈ જાણતું નથી. ભજે છે તેઓ પણ અનુસરે છે, ને શોધે છે તેઓ પણ અનુસરે છે; પરંપરાને વળગી રહેવામાં જ સલામતી અનુભવનારની આંખમાં ભક્તિનું તેજ હોતું નથી, જ્ઞાનપિપાસુનું તેજ હોતું નથી. ને ધર્મને 'મહાજન ગયું તે મારગ' સ્વીકાર્ય નથી. પૂર્વધારણાથી અહીં કાંઈ જ પામી શકાતું નથી. જેની વ્યાખ્યા પણ થઈ શકતી નથી એ પરમને પામવાનો માર્ગ કોઈ કોઈને ક્યાંથી દર્શાવી શકે ? અહીં કોઈ રાજમાર્ગ નથી. પોતે જ પોતાની કેડી શોધવી રહી — પડતાં આખડતાં ઊભા થતાં પડતાં ફરી ઊભા થતાં . . વિરલ અપવાદો હશે, અપવાદથી જ નિયમ સિદ્ધ થાય છે, એમ કહેવાયું છે.

જઈ રહ્યાં હતાં કેન્ટરબરી. ખ્રિસ્તી ધર્મના એક પવિત્ર કથીડ્રલ અને તેના માનવસર્જિત અનુપમ સ્થાપત્યનાં દર્શન કરવા. ને હું આ વિચારપ્રવાહમાં ક્યાંની ક્યાં જઈ પહોંચી ! મનનેય પ્રવાહના મોજાંની ગતિ મળી ગઈ. કેવળ દર્શનની એકતાનતા, એકરાગિતા હોત તો તો. . .

[ક્રમશઃ]

※

## સાભાર સ્વીકાર

### આર. આર. શેઠની કંપની (મુંબઈ, અમદાવાદ)નાં

**અલગ** : લે. રાજેશ અંતાણી, કિં. રૂ. ૫૦/- **ધીરા સો ગંભીર** : લે. સારંગ બારોટ કિં. રૂ. ૭૬/- **સુરજની આંખમાં સમણું** : લે. પ્રીતમલાલ કવિ, કિં. રૂ. ૮૦/- **મહિલા શ્રમશક્તિ** : સંપાદક. અક્ષયકુમાર દેસાઈ, નીરા દેસાઈ, કિં. રૂ. ૧૦૦/- **હથેળીમાં રણ** : કનુ અડાસી, કિં. રૂ. ૬૫/- **સાહસિકોની સૃષ્ટિ** : જુલેવર્ન, કિં. રૂ. ૫૦/- **ઝાકળભીનાં પારિજાત** : લે. ગુણવંત શાહ, કિં. રૂ. ૩૫/- **ત્રા** : **વક્તાઓ** : ગુણવંત શાહ, સુરેશ દલાલ, કિં. રૂ. ૧૫/-

### આદર્શ પ્રકાશન (ગાંધીમાર્ગ, અમદાવાદ ૧)નાં

**રાઈનો પર્વત** : લે. રમણભાઈ નીલકંઠ, સપાદક સતીશ વ્યાસ, કિં. રૂ.૩૩ **પાદરનાં તીરથ** : લે. જયંતી દલાલ, કિંમત રૂ. ૪૨/- **કાન્હડદે પ્રબંધ** : સંપાદક ચંદ્રશંકર ભટ્ટ, કિં. રૂ. ૪૦/-

### રન્નાદે પ્રકાશન (ગાંધીરોડ, અમદાવાદ- ૩૮૦ ૦૦૧)નાં

**સંસ્પર્શ** : લે. કૃષ્ણવીર દીક્ષિત, કિં. રૂ. ૩૭/૦૦ **એ તો વિસ્તાર** : લે. ઉપર મુજબ — કિં. રૂ. ૩૨/૦૦ **સન્નિધિ** : લે. ઉપર મુજબ — કિં. રૂ. ૨૯/૦૦ **શોધ** : લે. ઉપર મુજબ — કિં. રૂ. ૫૦/૦૦ **ચિંતન** : લે. ઉપર મુજબ — કિં. રૂ. ૫૨/૦૦ **માલદ્વીપનો મરદ** : લે જયંતીલાલ મહેતા, કિં. રૂ. ૬૩/૦૦ **મોશનલાલ માખણવાલા** : ઇન્દુપુવાર, કિં. રૂ. ૪૮/૦૦ **વંટોળ** : રાઘવજી માધડ કિં. રૂ. ૩૨/૦૦ **સૂની આંખમાં દરિયા** : જે. આર. જોષી, કિં. રૂ. ૫૫/૦૦ **સંબંધ વિનાના સેતુ** : યોસેફ મેકવાન, કિં રૂ. ૪૧/૦૦ **ગુજરાતી મહાનિબંધ સંદર્ભસૂચિ** : સંપાદક. પ્રકાશ વેગડ કિં. રૂ. ૩૧/- **શીઘ્રપતન** : લાભશંકર ઠાકર કિં. રૂ. ૮/૦૦ **સ્તનવૈભવ** : સુભાષ ઠાકર, કિં. રૂ. ૨૦/- **'બા અને બાળક', 'પુત્રદા અને પારણું, 'રખે વહેમાતા'** ત્રણેના લેખક : વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી, કિં. અનુક્રમે રૂ. ૧૪૫, રૂ. ૧૪૫, ૧૦૫ **લાઠાદાદાની બાળવાર્તાઓ** : ભા. ૧ થી ૫ (સેટ) — લાભશંકર ઠાકર, કિં. ૧૦૦/- **મેંદી લાલ ગુલાલ** : અમૃત પટેલ, કિં. રૂ. ૫૧/- **સૂરજ ઊગ્યો કેવડિયાની ફણસે** : લાભશંકર ઠાકર, કિં. રૂ. ૬૫/-

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

કોમ્પ્યુટર્સ, સેટલાયટ્સ, ફાયૂબર ઓપ્ટિક્સ અને લેઝર્સ જેવી ટેકનોલૉજીથી અસ્તિત્વમા આવેલા આધુનિક સચારવ્યવસ્થાના માધ્યમથી ઘડીના છઠ્ઠા ભાગમા નહિ પણ ખરેખર તો તે જ ઘડીએ પૃથ્વીના કોઈ એક ખૂણેથી બીજા ખૂણાનો સપર્ક સહેજમા સાધી શકાય છે, ત્યારે પત્રલેખન જેવુ માધ્યમ આજે જરીપુરાણુ થઈ ગયુ છે એટલુ જ નહિ પણ એ તો મરવા પડેલુ માધ્યમ છે એમ કહેવામા આવે તો આપણને આઘાત ન લાગવો જોઈએ. આવા સજોગોમા ઓગણીસમી સદીના હૉપ્કિન્સ પછી આ સદીની પત્રપ્રતિભા રૂપે અમેરિકન નારી કવિ ઇલિઝાબેથ બિશપને ઓળખાવવામા આવે, એના સચિત પત્રોના સગ્રહને એક ઐતિહાસિક ઘટના ગણવામા આવે, એ ઘટનાને નવા ગ્રહની શોધ સાથે કે વિસ્તરેલા સમુદ્રમાથી બહાર ધસી આવતા કોઈ વિજયી ઝળહળતા નવા ભૂખડ સાથે સરખાવવામા આવે, ત્યારે સ્વાભાવિક રીતે વાચકનુ ધ્યાન એ તરફ ખેચાયા વગર રહે નહિ તાજેતરમા ચાટો અને વિન્ડસ તરફથી તેમ જ કોલમ્બિયા યુનિવર્સિટી પ્રેસ અને યુનિવર્સિટી ઑવ્ કેલિફોર્નિયા તરફથી અનુક્રમે રોબર્ટ ગિરુ (Robert Giroux), લૉરી ગોલ્ડનસોન (Lorrie Golden sohn) અને બ્રેટ સી મિલિરે (Brett C Millier) ઇલિઝાબેથ બિશપ પર ગ્રન્થો પ્રગટ કર્યા છે અને મુખ્યત્વે એના પત્રોને કેન્દ્રમા રાખ્યા છે

ઇલિઝાબેથે કવિતા ઉપરાત જીવનભર થોકબધ પત્રો લખ્યા છે વળી હૉપ્કિન્સ, ઑસ્કર વાઇલ્ડ, વર્જિનિયા વૂલ્ફ અને ઘણાબધાના પત્રોના પુસ્તકો એકઠા કર્યા છે અને કાર્યશિબિરમા પત્રસાહિત્ય પર વિચારો વ્યક્ત કર્યા છે પત્રસાહિત્ય કેટલાક મહત્ત્વના પ્રશ્નો ઊભા કરે છે પત્રસાહિત્ય અગેનુ કોઈ કાવ્યશાસ્ત્ર છે ખરુ ? લેખકના પ્રકાશિત પત્રોનો કેવળ આનદ જ લેવાનો છે ? કે, પછી લેખકની સાહિત્યકૃતિઓના વિવેચન માટે કે એની જીવનકથા માટે પત્રસાહિત્યને આધારસ્રોતમા પલટાવવાનુ છે ? પત્રોમા કશુક 'સાહિત્યિકતા' જેવુ હોઈ શકે કે ? પત્રલેખક પ્રાપ્તકર્તાની પાર કશીક નાની સરખી પણ ઇચ્છા રાખી શકે ખરો ? એમ કરતા એના પત્રોની અપરોક્ષતા અને એની ચેતના હરાઈ ન જાય ? — આવી આવી અનેક સમસ્યાઓને લક્ષમા રાખી ઇલિઝાબેથની કવિતાઓ પાછળ અને એના પત્રલેખન પાછળ કઈ વિભાવના સમાન્તરિત ચાલી છે એની શોધ આકર્ષક છે

બાવીસ વર્ષની વયે ઇલિઝાબેથ બિશપે મૉરિસ ક્રોલનો એક પ્રસિદ્ધ લેખ વાચેલો અને એમાથી પોતાની અગત નોંધો કરેલી. ઇલિઝાબેથ ૧૯૩૩મા કવિ ડોનાલ્ડ સ્ટેન્ફર્ડને પત્ર લખે છે એમા પણ આ લેખના લાબા અવતરણો આપે છે ટૂકમા ઇલિઝાબેથે ક્રોલની વિચારધારાથી આકર્ષાઈને પોતાની કાવ્યવિભાવના વિકસિત કરવા માડેલી. ક્રોલે સિસેરિયન શૈલીના પરિષ્કૃત લેખકોની સામે બરોક શૈલીના ગદ્ય-લેખકોને પુરસ્કારેલા. ક્રોલનુ કહેવુ એવુ છે કે બરોક ગદ્યલેખકો 'વિચાર નહિ પણ વિચારતુ ચિત્ત'ને આલેખિત કરવાનુ ધ્યેય લઈને ચાલે છે વળી, એલ ગ્રેકોને લક્ષ્ય બનાવી ક્રોલે ગદ્યશૈલી અને દૃશ્યકલાઓ વચ્ચેની સમાન્તરતાઓ પણ તારવેલી ક્રોલ પ્રતિપાદિત કરે છે કે બરોક ગદ્યલેખકો સ્ફૂર્તિપૂર્ણ, ઊંચે જતી ચિત્તની ચકાકાર ગતિને અનુસરે છે કારણ, એમને ખબર છે કે સવેદનની ક્રિયાથી અલગ કરેલો વિચાર એ સવેદિત વિચાર નથી. આથી તેઓ અભિવ્યક્તિશીલ ગતિમા એક અપૂર્ણ પૂર્ણતાને અથવા સતત વિલબિત

ઉપસંહારને ઝંખે છે. વાક્યની ગતિ કે એનો વિકાસ હંમેશાં તાર્કિક જ હોય એવી વાતને એ નકારે છે. અને એના એ જ બિંદુને નવા સ્તરોથી જોવાનો પ્રયત્ન કરે છે. ટૂંકમાં બરોક ગદ્યલેખકો માત્ર વાણીના સ્નાયુઓ અને નસતંતુઓને મૂર્ત કરવાનું બીડું ઝડપે છે. બરોક ગદ્યલેખકો પરનો ક્રોલનો આ લેખ ઇલિઝાબેથનો આદર્શ રહ્યો.

ઇલિઝાબેથની કાવ્યરચનાઓને તથા એના પત્રલેખનને આ વિભાવના બરાબર લાગુ પડે છે. ઇલિઝાબેથ શીઘ્ર ઉચ્ચારિત ગદ્યપોતને લક્ષ્ય કરે છે, એમાં વાતચીતનો મદ ભેળવે છે. વ્યસનપૂર્ણ પ્રત્યાયનશીલતા અને સંપૂર્ણ અપરોક્ષતા ઇલિઝાબેથના પત્રોનો પરિચય છે. આથી વિગતપૂર્ણ વર્ણન અને ક્રિયાવાન આત્મપ્રસ્તુતિ પાછળ નવાપણાની અને હમણાં-પણાની ધગશ જોઈ શકાય છે.

ઇલિઝાબેથના પત્રો જોતાં લાગે કે પત્રસાહિત્યમાં લેખન જોઈએ, લેખિત નહિ; બોલાતું જોઈએ, બોલેલું નહિ; ક્રિયાશીલ ચિત્ત જોઈએ વિરમેલું ચિત્ત નહિ. ઇલિઝાબેથને ખૂબ પ્રિય એવી હોપ્કિન્સની સંજ્ઞા વાપરીને કહી શકાય કે એમાં વાણીનો 'આંતરિક તણાવ (instress of speech) જોઈએ. ઇલિઝાબેથના પત્રોને રૂપ આપનાર મહત્ત્વનો બહારનો તણાવ પણ છે. એક બાજુ ઇલિઝાબેથ પગ વાળીને એક જગ્યાએ ક્યારેય બેઠી નહોતી, તો બીજી બાજુ એ સતત ભટકતી રહી હોવાનો અપરાધભાવ અનુભવે છે. એટલે કે પ્રવાસવ્યસન અને સતત સ્થલપરિવર્તનનો અપરાધભાવ — આ બેનો તણાવ પણ ઇલિઝાબેથના પત્રોના કલેવરને ઘડે છે.

આપણે ત્યાં 'કલાપીની પત્રધારા' કે 'લિ. હું આવું છું' જેવામાં કલાપીના કે મેઘાણીના પત્રસાહિત્યની સૌન્દર્યનિષ્ઠ સ્વાયત્તતા તારવવી હજી બાકી છે.

સંદર્ભ :
TLS : April 29, 1994

※

## સાભાર સ્વીકાર

ઊઘડતાં દ્વાર અંતરનાં : એઇલીન કેડી, અનુ. ઇશા કુન્દનિકા પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ અને ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૬૫/- આચાર્ય કૃપલાનીની આત્મકથા : અનુ. નગીનદાસ પારેખ પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૩૫૦/- વિશ્વ સાહિત્ય પ્રસાદ માળા ભાગ. ૧ અને ૨ : લે. યશવંત મહેતા પ્ર : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧ કિં. રૂ. ૧૪૨/- અસ્મિતા : વર્ષ ૭, અંક ૭ : સંપાદક : વિપુલ કલ્યાણી, સહસંપાદક. દીપક બારડોલીકર, જગદીશ દવે. પ્ર. ગુજરાતી સાહિત્ય અકાદમી ઈંગ્લેન્ડ, વિક્રેતા : નવભારત સાહિત્ય મંદિર ગાંધીરોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૫૦/- પર્યાવરણની સમસ્યાઓ : લે. એમ.જી. પારેખ, પ્ર. બાલગોવિંદ પ્રકાશન ટ્રસ્ટ, ૧૭૬૦, ગાંધીરોડ, અમદાવાદ. કિં. રૂ. ૭૦/- ચાલો ગૌરવ કરીએ : લે. ગોવિન્દભાઈ, પ્ર. અરવિંદ સ. પંડ્યા, એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., શામળદાસ ગાંધીમાર્ગ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂ. ૧૨/- ગાંધીના ક-ખ-ગ : સંપાદક. મહેન્દ્ર મેઘાણી, પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ, પો. બો. નં. ૨૩, (સરદારનગર), ભાવનગર- ૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૪/- સળગતાં સૂરજમુખી : અરવિન્સ સ્ટોન, અનુ. વિનોદ મેઘાણી, પ્ર. પ્રસાર, ૧૮૮૮ આતાભાઈ એવન્યૂ, ભાવનગર-૩૬૪ ૦૦૨, કિં. ૧૫૦/- નેમિનાથ-રાજિમતી બારમાસા : સંપાદક. ડો. શિવલાલ જેસલપુરા, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, પુ. ૩૮૫ સરદાર વલ્લભભાઈ પટેલ માર્ગ, મુંબઈ-૪૦૦૦૦૪, કિં. રૂ. ૧૫/- ઉદ્‌ભવ : પ્રવીણ હ. શાહ, પ્ર. મીનાક્ષી પી. શાહ, ૪ અજિત સોસાયટી, ધ્રાંગધ્રા-૩૬૩૩૧૦ કિં. રૂ. ૪૦/- ભારત દર્શન-૫ : (જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી ૨૮) - લે. રમેશ બી. શાહ, રોહિત શુકલ પ્ર : સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર. કિં. રૂ. ૬૦/- સત્યનો ચહેરો : સંપાદક સુરેશ દલાલ, પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ, ૧૩૩ હસા મહાલ, દલામલ પાર્ક મુંબઈ-૪૦૦ ૦૦૫, કિં. રૂ. ૧૦૦/-THESTAMPOFTRUTH : સંપાદક, પ્રકાશક અને કિં. ઉપર મુજબ

પ્રો. ડૉ. ઝરીન ક્રૂપર

## સાહિત્યકલાગ્રંથ 'કચ્છ ઍન્ડ રામરાંધ' તેરા દુર્ગમાં રામાયણનાં ભીંતચિત્રો

ભારતના પ્રવાસ-નકશામા ઉત્તર ગુજરાતના કચ્છ પ્રદેશનુ સ્થાન અગ્રતાક્રમે છે એના પુરાવશેષો, એના ભાતીગળ રગીલા લોકો અને 'કચ્છના મોટા રણ'નો એક વખતના સુકાયેલા સમુદ્રનો ભેકાર છતા ભવ્ય ખારોપાટ એવા એવા આ ધરતીના પ્રાકૃતિક રૂપનુ આકર્ષણ વિશિષ્ટ છે એની ઐતિહાસિક અને નૈસર્ગિક સમૃદ્ધિ બાબત ઠીક ઠીક લખાયુ છે પરતુ કચ્છની લોકકળા અને લોકસાહિત્ય પરત્વે જોઈએ એટલુ ધ્યાન દોરાયુ નથી. સદ્‌ભાગ્યે કચ્છ અને સમગ્ર રાષ્ટ્રના હિતમા રામસિહજી રાઠોડ નામે એક નિવૃત્ત વનઅધિકારીના અથાગ પ્રયત્નોથી કચ્છના આપણા જ્ઞાનની આ ઓછપની પૂર્તતા કરવામા આવી છે

આ સાહિત્ય કળાકાર સને ૧૯૩૫થી ૧૯૩૭ લગી દેહરાદૂનની ઇમ્પીરિયલ ફૉરેસ્ટ કૉલેજના વિદ્યાર્થી હતા ત્યારથી તેમણે કચ્છ અને તેની સસ્કૃતિના ઇતિહાસનો અભ્યાસરસ કેળવ્યો છે અમદાવાદના 'ગુજરાત પ્રકૃતિમડળ'ના એક સ્થાપક સભ્ય તરીકે ઈ સ. ૧૯૩૮મા એમણે આપણા પ્રકૃતિવિજ્ઞાનની પ્રગતિમા પણ ઊંડો રસ દાખવ્યો છે

શ્રી રાઠોડની સાહિત્યકૃતિ 'કચ્છનુ સસ્કૃતિદર્શન' એટલી સફળ નીવડી અને પછી તો એટલો લોકઆદર પામી કે એ ખ્યાતિ પ્રાપ્તિ પીઠે એમની એક વન અધિકારી તરીકેની કારકિર્દીની ઝમક એથી અછતી બની રહી કચ્છની સસ્કૃતિની શ્રી રાઠોડની આ મહાન સાહિત્યકૃતિને સને ૧૯૬૧નો રાષ્ટ્રીય સાહિત્ય અકાદમીનો એવૉર્ડ અને પ્રેસિડન્ટ્સ પ્રાઇઝ પ્રદાન થયા. આ જ ગ્રથને સને ૧૯૬૨નો શ્રી રણજિતરામ સુવર્ણચદ્રક અને તે પહેલા સને ૧૯૬૦મા દ્વિભાષી મુબઈ રાજ્યનો સાહિત્યનો પ્રથમ પુરસ્કાર એનાયત થયા.

કચ્છ પ્રદેશનો ખૂણેખૂણો ખૂદી અને બધે ખખોસીને એમણે ખતપૂર્વક કચ્છની તમામ પ્રકારની લોકકળાઓની અભ્યાસસામગ્રી એકત્ર કરી. એમની યશસ્વી કારકિર્દીના ચાલીસ વર્ષોના આવા સતત અને સફળ પ્રયાસથી એમણે ભારતમા અજોડ ગણાવી શકાય એવી કચ્છની કલાકૃતિઓનો અને અભ્યાસ-સામગ્રીનો સગ્રહ એકઠો કર્યો છે આ અઢળક સામગ્રી સાચવવા અને એને લોકોપયોગી બનાવવા એમણે એમની નિવૃત્તિ બાદ પોતાની તમામ સાધનસપત્તિ અને સમય બેનમૂન એવુ એક મ્યુઝિયમ 'ભારતીય સસ્કૃતિ દર્શન — કચ્છ' અને અકાદમી દૃષ્ટિએ વિકસે એવુ એક વિદ્યાધામ ઊભુ કરવામા ખર્ચ્યાં છે ભૂજમા આ માટે એમના તરફથી 'ભારતીય સસ્કૃતિ ફાઉન્ડેશન ભૂજ કચ્છ' સ્થાપવામા આવ્યુ છે આ મ્યુઝિયમના વહીવટ માટે બધી તૈયારી પૂરી થવામા છે, કાર્યરત બની ભૂજમા પર્યટકો અને અભ્યાસીઓ માટે એ એક આકર્ષક વિદ્યાધામ બની રહે છે અભ્યાસકો અને સશોધકોને ખપ લાગે એવા કચ્છની કલાસસ્કૃતિના સરસ સદર્ભગ્રથોની એક લાઇબ્રેરી પણ એમા સામેલ રાખવામા આવી છે પડખે કચ્છની ગ્રામસસ્કૃતિના એક સકુલની રચના કરવામા આવી છે આમા કચ્છના પ્રતીકાત્મક આવાસો અને ભુગાકરઈ ઊભા કરવામા આવ્યા છે એની રચના માટે જે તે ગામના અને ખાસ કરી બન્ની પ્રદેશના મૂળ વતની કારીગર કસબીઓને બોલાવી આ કામ સ્થાપિત કરવામા આવ્યુ છે જન્મથી મૃત્યુ લગી ખપતા અને વપરાતા તમામ પ્રકારના અને સિંધુ સસ્કૃતિની પરપરામા ઊતરી આવેલા પ્રાચીન અર્વાચીન માટીના ઠામવાસણ અને મૂર્તિઓનો અનન્ય અને વિશિષ્ટ એવો સગ્રહ અહીં એક 'ચોરા' ઘરમા ગોઠવવામા આવ્યો છે ઉપરાત મ્યુઝિયમમા પ્રદર્શિત કરવામા આવેલુ કચ્છનુ રગીલુ અને ભાતીગળ ભરતકામ, ચામડાનુ અને કાપડનુ

કલાત્મક કટાવકામ, મોતીગૂંથણીનું કામ અને અન્ય એવી કલાકસબની ચીજો તેના સૌંદર્યદર્શન માટે જેટલી મનોહર લાગે છે એટલી જ એ અભ્યાસસામગ્રી તરીકે બહુમૂલ્ય છે.

મ્યુઝિયમની ડેલીના દ્વારમાં પ્રવેશતાં જ તેની દીવાલ ઉપર ફરતે રામાયણ(તે કચ્છી રામરાંધ)ની ભીંતચિત્રાવલી ગોઠવેલી દેખાય છે. આ દીવાલચિત્રો આગંતુકનું પ્રથમ નજરે ધ્યાન ખેંચે છે. ભૂજની પશ્ચિમે પંચ્યાશી કિલોમીટર જેટલે દૂર આવેલા તેરા દુર્ગના એક દરબારી આવાસની દીવાલ ઉપર કંડારવામાં આવેલા સંપૂર્ણ રામરાંધ(કચ્છી ભાષાની રામાયણ)ના ભીંતચિત્રોની આમ તો આ અનુકૃતિઓ છે. કચ્છના મહારાવ દેશળજી(બીજા)ના કુંવર ગગુભાને અપાયલ તેરા જાગીરમાં તેમના આવાસને પાવન કરવા આ મૂળ ભીંતચિત્રોનું આલેખન કરવામાં આવ્યું છે.

આવાસો અને મંદિરોની દીવાલ ઉપર રામાયણના પ્રસંગચિત્રો દોરવાની પરંપરિત પ્રથા તો રામાયણના રચનાકાળ જેટલી જ પ્રાચીન છે. અહીં તેરામાં સંસ્કૃત રામાયણના નહિ પણ એની લોકઆવૃત્તિ જેવી સંપૂર્ણ 'રામરાંધ' તે કચ્છી ભાષાની કચ્છી રામલીલારચનાના આલેખો દોરેલા છે. તળપદી 'કચ્છી કમાગરી કલમ' શૈલીનાં ભીંતચિત્રોની સળંગ સંપૂર્ણ અને અત્યાર લગી ચિત્રકળાના ઇતિહાસમાં વણનોંધાયલી રહી જવા પામેલી એવી આ ચિત્રાવલીની શોધ અને નોંધ એક અપૂર્વ ઘટના છે. આ ચિત્રો હજુ તો આબાદ અને અખંડ સચવાયાં છે. 'કચ્છી કમાગરી કલમ' શૈલીના આ નામી નમૂના ભારતીય ચિત્રકલાની સમૃદ્ધ મહત્તામાં ગણનાપાત્ર ઉમેરો કરે છે.

રામરાંધ ચિત્રાવલીની આ આધુનિક અનુકૃતિઓ જેમ ભારતીય સંસ્કૃતિ દર્શન : કચ્છ મ્યુઝિયમની દીવાલોના શણગારરૂપ બની તેને ઓપાવે છે, એમ કલાગ્રંથ 'કચ્છ એન્ડ રામરાંધ'માં તેરાદુર્ગનાં મૂળ ભીંતચિત્રોના શ્રી રાઠોડે લીધેલા પૂર્ણરંગી ફોટોગ્રાફની કળાત્મક રજૂઆત કચ્છની પરંપરિત કળાકસબની સમૃદ્ધિને છતી કરે છે; એને દીપાવે છે.

આવા વિષયવસ્તુને લક્ષમાં રાખી રચાયેલી 'કચ્છ એન્ડ રામરાંધ'ની આ સાહિત્યકળાકૃતિ બે ભાગમાં વહેંચાયલી છે. પ્રથમ ભાગમાં તેરાદુર્ગનાં ભીંતચિત્રો અને તેની ઐતિહાસિક અને પરંપરાગત ચિત્રણશૈલીનું વિવરણ આપવામાં આવ્યું છે, તો બીજા ભાગમાં કચ્છની લોકકળા અને લોકસાહિત્યને લગતી અભ્યસનીય નોંધો આપવામાં આવી છે.

કચ્છી ભાષામાં રામનો ઉચ્ચાર 'રાઓમ્' કરવામાં આવે છે. એનો અર્થ પરમ પ્રાણતત્ત્વ થાય છે. આ હકીકતને કેન્દ્રસ્થ કરીને ગ્રંથમાં એ વાતને ખાસ બહેલાવવામાં આવી છે, અને એ નજરે કચ્છની લોકકલા અને લોકસાહિત્યની રજૂઆત કરવામાં આવી છે.

હિન્દુત્વના ધાર્મિક ભાવમાં માન્યતા ધરાવતા લોકો આ પુસ્તકને ધાર્મિક ગ્રંથમાં ખપાવે. પરંતુ અહીં એ ભારપૂર્વક સ્પષ્ટ કરવું પડે કે 'રામરાંધ' એ લોકનાટ્યનો એક કળાપ્રકાર છે. આ ગ્રંથમાં આ વાતને અનુલક્ષી એમાં કચ્છ પ્રદેશના બધા પ્રકારની લોકકળા અને સાહિત્યની વાતો વિવેચનથી આલેખવામાં આવી છે. આદિ અને આધુનિક કચ્છનો પરિચય કરાવવામાં આવ્યો છે.

શ્રી રાઠોડે તેરાદુર્ગનાં ભીંતચિત્રો પ્રથમ વાર સને ૧૯૫૪માં જોયાં. ત્યારે જનાનખાનાના શયનખંડમાં રિપેર કામ ચાલતું હતું. તેના એક કારીગર નિમિત્તે ત્યાં પ્રવેશ પામવાની એમણે સવલત મેળવી. એ વારે આ હૃદયંગમ ભીંતચિત્રાવલીની મહત્તા એમણે અંતરમાં ધરબી લીધી. અંતે સને ૧૯૭૧માં એમની આકાંક્ષાનો પુનઃ અંત આવ્યો. તેરા જાગીરદારની પરવાનગી અને સહકારથી તેમણે તેમના કળાકાર મિત્ર શ્રી ખોડીદાસ પરમારના સાથમાં 'કચ્છી કમાગરી કલમ'ની આ વિશિષ્ટ ચિત્રશૈલીની સરાહના કરવા ત્યારે એનો વિશદ અભ્યાસ કર્યો.

શયનખંડની ચાર દીવાલ પર સળંગ કંડારેલી આ ચિત્રાવલી ૨૧.૯ મીટર લાંબી અને ૮૭ સેં.મી. પહોળી છે. ચિરોડી મિશ્રિત ચૂનાના તાજા પ્લાસ્ટર ઉપર તત્કાલ આ ચિત્રો આલેખવામાં આવ્યાં છે.

ડુંગર સહિત તમામ ચિત્રાકનો એમા એકબીજાથી મુક્ત અને અધ્ધર વિહરતા દેખાય છે સ્થાનિકથી ઉપલબ્ધ એવા મટોડિયા અને ખનિજના વિવિધ ઉપજાવેલા રગોથી એ ચીતરેલા છે

કચ્છની દેશદેવી મા આશાપુરાના તેરાના મદિરના નમૂનાના આકારે જ ચિત્રકારે એક મદિર દોરેલુ છે અને બીજા આવાસો પણ સ્થાનિકના મકાનોના આકારે કંડારેલા છે પરીઓ સહિત બધા નારીસ્વરૂપોના ચહેરાના ઘાટ અને કેશગુફનની રીત સ્પષ્ટપણે કચ્છી ઢબના છે સ્ત્રીઓના ઘાઘરા અને અન્ય પહેરવેશમા સ્થાનિકના ભાનુશાલી ભરતકામનો સુદર ઉઠાવ આપેલો છે કચ્છમા તહેવાર ટાણે દેખાતા દીપ્તિભર્યા રગ અને આકાર પુરુષોના પહેરવેશમા પણ ઊભરે છે લોહાણા અને ભાટિયા ઘાટની પાઘની પરખ પાધરી પડે છે ચિત્રકારીની આ પ્રથા આકર્ષક લાગે છે અને એની ધાટી દર્શકનુ મનોરજન પણ કરાવે છે

વિષ્ણુધર્મોત્તર પુરાણમા નિર્દેશ્યા મુજબ સમગ્ર ચિત્રાવલીમા બીભત્સ રસ નિષ્પન્ન થાય તેવુ દશ્ય ક્યાય આવ્યુ નથી. યુદ્ધ પ્રસગમા રાવણના હાથ કપાયલા દેખાડ્યા છે પણ લોહી દેખાડ્યુ નથી. રાવણની વિવેકહીનતા બતાવવા એના મુગટ માથે ગધેડાનુ માથુ અકિત કર્યું એમ ક્યાક હાસ્યરસ પણ દેખાડી દે છે

'કચ્છ એન્ડ રામરાધ' પૂરુ પુસ્તક આર્ટ પેપર ઉપર છાપેલુ છે એમા ૩૧૪ જેટલા પૂર્ણરગી અને એકરગી ચિત્રો આપેલા છે સને ૧૯૭૧મા તેરાદુર્ગના મૂળ ચિત્રોના લેખકે લીધેલા રગીન ફોટોગ્રાફનુ મુદ્રણ મનોહર લાગે છે આ ભીંતચિત્રાવલી ડાબેથી જમણે જતી દોરેલી છે એટલે ચિત્રો નીચે એની પરખની વાત પણ એ જ ક્રમમા ચડઊતર સોપાનશૈલીએ ડાબેથી જમણે જતી આપવામા આવેલી છે દરેક ચિત્ર એની રીતે જીવત અને કાલાતીત લાગે છે

લેખક નિર્દેશે છે કે રામાયણના ચિત્રો દોરવાની પરપરા પણ પ્રાચીન છે કાલિદાસના રઘુવશમા (ચોથો સૈકો) આવા ચિત્રો કંડારવાની વાતનો પુરાણો ઉલ્લેખ આવે છે આવાસમા આવા ચિત્રો દોરવાથી તેની શોભામા વધારો થવા સાથે એ પાવન બને છે એવી પ્રાચીન માન્યતા છે ભારતના વિવિધ ભાગોમા તેની વિધવિધ લોકશૈલીમા કંડારેલા રામાયણના ચિત્રો મળી આવે છે ઉદેપુરના કળાકાર મનોહરના દોરેલા ચિત્રોથી ભરચક હસ્તલિખિત (સને ૧૬૪૯) પોથીથી કરી મહારાષ્ટ્ર, ઓરિસા અને બિહારની લોકકલાકૃતિઓમા રામાયણના ચિત્રપ્રસગો કંડારવાની પ્રથા ભારતભરમા સર્વસાધારણપણે બધે વ્યાપક છે કચ્છમા પણ બેલાના રામમદિર, બિબ્બર ગામે, અજારના મેકમર્ડોના બગલામા, ભારાપરના સુજાબાના દરબારની ડેલીમા રામાયણના ભીંતચિત્રો ઉઠાવદાર રીતે આપેલા છે પણ આ બધામા તેરા દુર્ગના રામરાધના ભીતચિત્રો શ્રેષ્ઠ પ્રકારે આગવા છે

'કચ્છી કમાગરી કલમ' સ્થાનિકની અસલિયત ભરી ચિત્રકારની એક વિશિષ્ટ શૈલી છે પછી પરપરામાં એમા મારુ-ગુર્જર મુગલ અને વિલાયતી શૈલીની અને બાદમા ક્યાક યુરોપિયન કળાપ્રથાની અસર લાગેલી દેખાય ખરી. પ્રોફેસર બી એન. ગોસ્વામી અને એ. એલ. દલ્લાપિક્કોલાએ A Place Apart, Painting in Kutch, 1700–1820 નામે કચ્છના એક સૈકાની ચિત્રકળા વિશે એક આધારભૂત ગ્રથ પ્રસિદ્ધ કર્યો છે એમા એમણે સ્પષ્ટ કહ્યુ છે કે કાગળ ઉપર દોરેલા કચ્છના લઘુચિત્રો ઉપર રાજપૂત અને મુગલ કલમનો પ્રભાવ વરતાય ખરો, પરતુ કચ્છના ભીતચિત્રો પર તેવી કોઈ અસર જણાતી નથી. તેની વિવિધ રગપૂરણી અને પરપરિત શૈલીમા રેખાકનથી સાદા આકારે દેશજ લોકજીવનના પ્રતિબિંબરૂપ સ્વય ભૂમિજાત છે

કચ્છી ચિત્રકારી માત્ર ભીંતચિત્રો તરીકે નહિ. પરતુ તે કાગળ, કાષ્ઠ કાચ, હાથીદાત અને ચામડાની ઢાલ ઉપર પણ કરાયલી છે આનુ એક ઉત્તમ ઉદાહરણ મહારાવશ્રી દેશળજીની વારમા સને ૧૮૦૨મા તૈયાર કરાયલી રામ શકુનાવલીની એક સચિત્ર પ્રત(૧૪×૧૪ સેમી )મા સ્પષ્ટ મળે છે નોધપાત્ર આ પોથીમા શુદ્ધ કચ્છી લોકશૈલીના ચિત્રો આપેલા છે તેમા ચિત્રના

સામે પાને શુકનના શુભ અશુભ સંકેત દેખાડતું લખાણ મૂકવામાં આવેલું છે. રાવર લોકો કચ્છના ખાસ કરી ચારણ પંથકના ગામેગામ ફરતા. રાત્રે રામરાંધ (કચ્છી રામલીલા) કરતા અને દિવસે ઘરેઘરે પગલાં કરી શકુનાવલીમાંથી સંકેત સંભળાવતા.

કચ્છી કમાંગરી કલમની ચિત્રકારી કરતા કળાકાર મુખ્યત્વે ગુજ્જર સુતારો, રૂપઘડા સલાટો, પંડ્યાઓ અને મુસલમાન પણ હતા. આજે પણ ભૂજમાં જે ફળીમાં આવા મુસલમાન કમ્માગરો રહે છે એ શેરી કમ્માગર ફળિયા તરીકે ઓળખાવાય છે. કચ્છના મહારાવ લખપતજીની વારીમાં આ કચ્છી કમાગરી કલમની ખિલવણી તેની ઉચ્ચ કક્ષાએ હતી.

'રામરાંધ' એટલે કે કચ્છી ભાષાની રામલીલા ઘણુંખરું ગામના ગોંદરે બળતી ધૂણીના અજવાળે ઉત્સવભર્યા વાતાવરણમાં ખેલવામાં આવતી. કચ્છભીજંતર નામ એક લોકવાદ્યના સાથમાં રામરાંધ સૂર બોલાતા. રાવરના પેડાનો નાયક એક પછી એક આંતરે સાત મામલા (રામરાંધના કાંડ) ગાતો જાય અને પાંચ કે સાત વેશ-નટ 'વાવલ' શૈલીના અભિનયથી એને તાલ આપતા રહે.

ચારણ કોમના વહીવંચા આ રાવર બ્રાહ્મણ છે. કચ્છમાં જ્યાં લગી મહેસૂલ વસૂલાતની ભાગબટાઈ પ્રથા ચાલુ હતી ત્યાં લગી આ રાવરોનો પેડો ચારણપટીનાં ગામોમાં રામરાંધ કરવા નીકળતો. તેઓ પોતાનો રામમોલનો લાગો ઉઘરાવતા. આઝાદી આવ્યા બાદ કચ્છમાં ભાગબટાઈ પ્રથા બંધ થઈ એટલે આ નટ રાવરોને નિર્વાહ અર્થે બીજા કામધંધે લાગવું પડ્યું. સબબ કચ્છની લોકનાટ્યશૈલીની અનોખી એવી 'રામરાંધ' કળાનો હ્રાસ થયો.

'કચ્છ એન્ડ રામરાંધ' ગ્રંથમાં ભારતીય ચિત્રકારીની નવી નોંધાતી 'કચ્છી કમાગરી કલમ'નું વિશ્લેષણ તો ખાસ આપવામાં આવ્યું છે. ઉપરાંત 'રામ' એટલે પ્રાણ સાથે સંકળાયેલા કચ્છના પ્રાણવાન લોકજીવનના સાહિત્ય અને કલાપ્રકારોની કેટલીક નવતર વાતો સ્પષ્ટ કરવામાં આવી છે. કચ્છ ભોમકાના જનજીવન, તેના વસ્ત્રાલંકારો અને 'કચ્છી ભાષા'ની પરખ આપવામાં આવી છે. દ્વિભાષી કચ્છ પ્રદેશનો પરિચય કરાવવા સાથે ગ્રંથમાં ભૂજની રામકુંડ વાવ, સિંધુ નદીના કોરી શાખાના વહનપલટાની અને સિંધના 'રાઉમજી ભજાર'થી કરી કચ્છના ઉત્તર-પશ્ચિમ ભાગે કોટેસર નારાયણસર લગી થયેલી વિપરીત અસર સાથે કૈલાસથી કોરીલિંગેશ્વર લગી પાછા પડેલા રાવણની લોકગાથા એવા એવા પ્રાચીન ભૂગોળ અને ઇતિહાસની નવી ને રસસભર વાતો એમાં છણવામાં આવી છે.

ગ્રંથમાં કચ્છની લોકજાતિઓની રસપ્રચુર માહિતી ઉપયોગી છે. કચ્છના 'મયગ્વાલ' માલધારીઓ રામાયણકાળે દેવલોકના શિલ્પી ગણાતા. આ મયગ્વાલોનું ચામડાં કમાવી કરાતું કલાત્મક કસબકામ, તેમનું ભાતીગળ ભરતકામ અને કટાવકામ તથા કાષ્ઠકલાનું ખુંઢકામ આજ પણ તેમના પરિયાગત મયસંસ્કારોની પરખ કરાવે છે.

કચ્છના માલધારીઓની બીજી એક 'રબારી' કોમ તેના ત્રણ પેટા સમૂહોથી ઓળખાય છે. કેટલાક ઢોર, ઊંટ અને ઘેટાઉછેરનો વ્યવસાય કરે છે. માલના ચરિયાણની અનુકૂળતાએ તેઓ ફરતા ફરે છે. તેનું જીવનઅંબ અને લોકાચાર વિશિષ્ટ છે. ભારતના બ્રિટિશ શાસનકાળે સને ૧૮૮૦માં પ્રગટ થયેલા બોમ્બે ગેઝેટિયરના તેના 'કચ્છ' ભાગમાં આ રબારીઓની ઉલ્લેખનીય માહિતી આપવામાં આવી છે. આપણી આધુનિક સરકારે સને ૧૯૭૧માં કચ્છ ગેઝેટિયર પ્રસિદ્ધ કરેલું છે. તેમાં 'રબારી' શબ્દનો નિર્દેશ પણ ક્યાંય જણાતો નથી. આ ઊણપની નોંધ લઈ શ્રી રાઠોડે આ માટે પોતાનો યોગ્ય આક્રોશ વ્યક્ત કર્યો છે. કચ્છના પ્રવાસે આવતા દેશીવિદેશી પર્યટકો અને લોકકળાના અભ્યાસીઓ જ્યારે ગેઝેટિયર જેવા આધારભૂત સંદર્ભગ્રંથમાં રબારી શબ્દનો નિર્દેશ ન જુએ એ કેવું બેહૂદું દેખાય ! પછાત ગણાવાતી પરંતુ આવી રુઆબદાર જાતિની આ કેટલી અવહેલના !

'કચ્છ એન્ડ રામરાંધ' ગ્રંથમાં કચ્છી ભાષા વિશે જે અંગ્રેજી નકશો આપવામાં આવેલો છે તેમાં કેટલાંક

ગામનામો ગુજરાતી લિપિમા મૂકેલા છે તથા 'કચ્છી કમાગરી કલમ' વિશે વિશેષ જાણકારીના કેટલાક ટુચકા છૂટાછવાયા મૂકવામા આવ્યા છે તે એકસૂત્રી રાખવામા આવ્યા હોત તો અભ્યાસીઓને એ વધુ સુગમ પડત. ગ્રથના લખાણમા જોડણી કે વ્યાકરણની જવલ્લે જ નજરે પડતી અશુદ્ધિ પણ ગ્રથ સપાદનના અતિમ તબક્કામા કાળજી રખાઈ હોત તો તે નિવારી દેવાઈ હોત.

અતે, શ્રી રાઠોડ પોતાની પચોતેર વર્ષની પાકટ વયે અને પોતાની અગત પરિસ્થિતિ પ્રમાણે ઉપલબ્ધ એવા ટાચા સાધનો વડે પણ કચ્છ પ્રદેશના પોતાના અઢળક જ્ઞાન અને અભ્યાસની મોટી મૂડી સાથે આ ગ્રથરચના કરી છે વિદ્વત્તાનો લેશ પણ દેખાડો કર્યા વિના ગૂથેલો ગ્રથ વિશેષ પ્રેરણાત્મક બની રહે છે આવો વિદ્વદ્ભોગ્ય અને લોકગમ્ય કચ્છ એન્ડ રામરાધ કળાગ્રથ આપણી સાહિત્યસપત્તિને સમૃદ્ધ કરે છે સાહિત્યજગતની આ આવકારદાયક ઘટના અભિનદનીય છે

[કચ્છ એન્ડ રામરાધ લે. રામસિંહજી રાઠોડ પ્ર. ભારતીય સસ્કૃતિ ફાઉન્ડેશન, ભૂજ (કચ્છ) ૩૭૦ ००१ કિં રૂ ૬૨૦] [ધી ઇન્ડિયા મેગેઝિન ના જુલાઈ ૮૩ના અંકમા પ્રગટ થયેલા પ્રો ડૉ. ઝરીન કૂપરના અવલોકનનો અનુવાદ]

×



**મુખ્ય મંત્રીશ્રી છબીલદાસ મહેતા**
**અને રાજ્ય મંત્રીમંડળ ગુજરાતના**
**સૌ પ્રજાજનોને નવું વર્ષ સર્વ રીતે સુખદાયી**
**બની રહો એવી મંગલ કામના પાઠવે છે.**

વિતેલા વર્ષ દરમિયાન એક પછી એક કુદરતી આપત્તિઓનો આપણે હિંમતભેર સામનો કરીને ગુજરાતના વિકાસની ગતિમાં રુકાવટ આવવા દીધી નથી. કુદરતી આફતોનો ભોગ બનેલા ગુજરાતના અર્થતંત્ર અને અસરગ્રસ્ત વિસ્તારોના પુનઃ સ્થાપન માટે ગુજરાતના પુનઃ નિર્માણમાં આપ સૌનો સહકાર અનિવાર્ય છે. આપણે સૌ નવા વર્ષે ગુજરાતને સમૃદ્ધ બનાવવાની નેમ પાર પાડવાનો સંકલ્પ કરીએ.

છબીલદાસ મહેતા
મુખ્ય મંત્રી
ગુજરાત રાજ્ય





માહિતી

[નવા વર્ષની શુભેચ્છાઓ અને અભિનંદનના પત્રો મોકલનાર સૌ સ્નેહીજનોનો આભાર. મળેલા પત્રોમાંથી કેટલાક કાવ્યાત્મક અને ઇતર ઉદ્‌ગારો નીચે આપ્યા છે. —તંત્રી]

*પૃથ્વીતણા પૃથુલ સુંદર રંગમંચે*
*જે રે' સજાવી નવલા ઋતુરંગ ઝાઝા*
*સૃષ્ટિ તણા સકલ પ્રાણી ચરિત્ર દ્વારા*
*નિર્મંત નાટ્ય ! - સુખ તે અરપો બધાંને !*

ભાનુપ્રસાદ પંડ્યા

※

*મને નથી સ્વર્ગની ઝંખના કૈં :*

*પુત્રે, કલત્રે, સ્વજને, સુમિત્રે,*
*મને જડ્યું જે સુખ સ્વર્ગકેરું;*

*ફરી ફરી તે સુખને જ લૂંટું !*
*અમીભર્યો તે ઘૂંટડો જ ઘૂંટું !*

*અન્યત્રના સ્વર્ગની ઝંખના ના !*

રતુભાઈ દેસાઈ

※

*દ્વારિકા કે નાથ,*
*મેરે સુંદિર ઘનશ્યામ,*
*પ્યારે રાજા રણછોડ, સુનિયો વિનતિ હમાર.*
*છપ્પન સીડીકો મ્હોલ તિહારો,*
*તામેં ઊંચી આસનપાટ;*
*પલક બિછાકે મૈં નિર્બલ નારી, બૈઠી ગોમતીઘાટ.*
*પિયા, ઝરોખે સે પલભર નિહાર. મેરે૦*
*ના મૈં રાધા, ના રુકિમણી, (અરૂ)ના મીરાં કી પીડ;*
*કેસર કટોરી કૂબજાકી ના : દો નૈનાં છલકે નીર.*
*પિયા, ધડકન કી સુન લે પુકાર. મેરે૦*
*મૈં કબસે ખડી તેરે દ્વાર. મેરે દ્વારિકા કે.*

લાભશંકર પુરોહિત

※

*વ્હેતી હવા વિસ્મય વણે,*
*શું બોલવું એવી ક્ષણે.*

સૉલિડ મહેતા

※

*ઉમંગની આપ-લે કાવ્યથી કરીએ,*
*દૂ...રનાં અંતર કાઈથી હટાવી.*

બળદેવ પટેલ

*નથી એક પણ વૃક્ષ શાપિત નગરમાં,*
*સમજ્યું કે પર્યાવરણ ખુદ વિફળ છે.*

જનક નાયક

※

ભ્રષ્ટાચાર સામે આઝાદીના સંગ્રામ જેવી લડાઈ લડવી પડશે. ચૂંટણીમાં કોઈ પણ રાજકીય પક્ષ ભ્રષ્ટ ઉમેદવાર ઊભો કરવાની ભૂલ કરે તેને તો મત નહિ જ નહિ, તેવો સંકલ્પ. અને તો પછી – ચૂંટણી લડવા લોકો સ્વચ્છ પ્રતિભાસંપન્ન ઉમેદવારને શોધી કાઢી આમંત્રણ આપે તેવી જનજાગૃતિ જ ભારતીય લોકશાહીને બચાવી શકે.

પ્રો. મનોજકુમાર શાહ

※

બુદ્ધિવાદીઓ સુખનો ટુકડો છોડી નથી શકતા અને બુદ્ધિહીનોને તો કોઈ દિશા હોતી જ નથી. દેશ પર પછી અભણ ગુંડાઓ અને ભ્રષ્ટ રાજકારણીઓ નહિ, તો બીજું કોણ રાજ કરવાનું હતું ?

નાનુભાઈ નાયક

※

*રસોરે જઈ જરા કહેજો કે મઢિયાં મ્યાનમાં રાખે !*
*તળ્યાં તે તેલ ખોરાં છે, ગળાંની ઘાત ચાલે છે !*

નિર્મિશ ઠાકર

Uddesh (A literary, cultural monthly) : November 1994
Licensed to post without prepayment, License No 188 R. No. GAMC/ 920

'ઉદ્દેશ'ના વાચકો, લેખકો, ગ્રાહકો અને ચાહકોને
નૂતન વર્ષની હાર્દિક શુભેચ્છાઓ અને અભિનંદન

— રમણલાલ જોશી
તંત્રી

*

*ખિલેલી જ્યોત્સ્નામાં કુમુદ વીણવાં પાલવ ભરી,*
*અમાસે તારાઓ વીણી વીણી લઈ ઝોળી ભરવી.*

—સુન્દરમ્

*

*જે જે થતો પ્રાપ્ત ઉપાધિયોગ,*
*બની રહો તે જ સમાધિયોગ.*

—ઉમાશંકર જોશી

*

જીવનમાં તમારે કોઈ ધ્યેય હોય, કોઈ ઉદ્દેશ હોય તે જોજો. સુકાન વગરના જહાજની જેમ આમતેમ ઘસડાઈ પરિવર્તનના દરેક પવન સાથે ઊથલી પડવા જેવી સ્થિતિમાં કદી સંતોષ માનતાં નહિ. એક ચોક્કસ ધ્યેય વિના તો તમે કશે નહિ પહોંચો. તમે ક્યાં જઈ રહ્યાં છો અને શું કરી રહ્યાં છો, એ તમારે જાણવું જોઈએ. અનેક અનેક લોકો જીવનને આમતેમ ઘસડાઈ જવા દેવામાં રાજી હોય છે, પરિણામે તેઓ કશું જ રચનાત્મક સિદ્ધ કરી શકતાં નથી. અંદરની શાંતિ અને નિશ્ચિતતા પ્રાપ્ત કરો. જે માર્ગને તમે તમારો જાણો છો, તેના પર કોઈ તાણ કે તકલીફ વગર ચાલતાં રહો. તમને જાણ છે કે તમારે શું કરવું જોઈએ, અને એ પ્રમાણે કરો, કારણ કે એ તમારી સમક્ષ અંદરથી પ્રગટ કરવામા આવ્યું છે, બહારથી નહિ. હંમેશાં અંદરની પ્રતીતિ મેળવો કે તમે જે કરી રહ્યાં છો તે બરોબર જ છે. પછી તમે સીધાં આગળ જઈ શકશો અને ખરેખરી તાકાત અને દૃઢ શ્રદ્ધાથી બધા અવરોધો એકીસાથે બાજુ પર હટાવી દઈ શકશો. જાણો, કે તમારું દિશાસૂચક યંત્ર હું છું, તમારો ભોમિયો હું છું અને હું તમને તમારા લક્ષ્ય ભણી દોરી જઈશ, માર્ગ ભલેને ગમે તેટલો અઘરો દેખાતો હોય !

— એઈલીન કૅડી
અનુ. ઈશા કુન્દનિકા
'ઊઘડતાં દ્વાર અંતરનાં' પુસ્તકમાં

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પાંચમું : અંક પાંચમો

ડિસેમ્બર : ૧૯૯૪

તંત્રી
રમણલાલ જોશી

૫૩



# ઉદ્દેશ

વર્ષ પાંચમું અંક પાંચમો સળંગ અંક . ૫૩

## અનુક્રમ : ડિસેમ્બર ૧૯૯૪


| | | |
|---|---|---|
| ચક્રનેમિ | રમણલાલ જોશી | ૧૬૧ |
| સાંપ્રત પ્રવાહો | તંત્રી | |
| કન્નડ મહાકવિ કે વી પુટપ્પા, 'કુવેમ્પુ'નું અવસાન | | ૧૬૩ |
| અન્ય અવસાનો આપણી ખોટ | | ૧૬૪ |
| અભિનંદન | | ૧૬૪ |
| રવિશંકર મહારાજ વ્યસન નિષેધ પુરસ્કાર | | ૧૬૪ |
| ગુજરાતી સાહિત્ય પરિષદનું જ્ઞાનસત્ર | | ૧૬૪ |
| ભૂલ-સુધાર | | ૧૬૪ |
| સંસ્કૃતિ અને સર્જકતા કલ્પનાનું સાહિત્ય | ગુલાબદાસ બ્રોકર | ૧૬૫ |
| નિત નવા વંટોળ | | |
| આકાશગંગાનો એક તારક | પ્રીતિ સેનગુપ્તા | ૧૭૦ |
| કથીફૂલ | જયા મહેતા | ૧૭૩ |
| 'સુકોમળી દેહલતી અરે અરે' | હરિકૃષ્ણ પાઠક | ૧૮૨ |
| રક્તિમા | મનમોહન શા | ૧૮૪ |
| ના, મ્હારો ચાદલો નહિ ભૂંસાય | રાજેન્દ્ર શાહ | ૧૮૬ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૧૮૦ |
| વિસ્તરતી સીમાઓ | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૧૯૨ |
| પત્ર પ્રસાદી | સંપા ધીરુભાઈ ઠાકર | ૧૯૩ |
| પ્રતિભાવ | ઉમેશ દવે, નિરંજન | |
| | રાજ્યગુરુ કનુ સુથાર વગેરે | ૧૯૫ |


પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
ટાઇપસેટિંગ ' ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેતાન્ય ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ☎ ૪૦૦ ૬૮૮
મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોંટેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન ન ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર
કેપિટો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ ૧
ફોન ૩૮૧૨૩૦ ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ ૧

ઉદ્દેશ

ડિસેમ્બર ૧૯૯૪



*सर्वभाषा सरस्वती*

# चक्रनेमि

ચક્ર એટલે પૈડું. ચક્રનેમિ — ચક્રનો પરિઘ, ઘેરાવો. આના ઉપરથી ચક્રનેમિક્રમ કહેવાય છે. એક પછી એક ક્રમે વારો આવે છે. એક સુભાષિતમાં કહ્યું છે કે જીવનમાં સુખો અને દુઃખોના ચક્રની જેમ વારાફેરા આવે છે. નરસિંહ મહેતા એથી તો ગાય છે કે : સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં. સુખદુઃખ તો મનુષ્યની સાથે જોડાયેલાં જ છે. એક પછી એક વારાફરતી આવ્યે જાય છે. આપણા ગામડાના લોકો એથી જ વાતવાતમાં કહેતા હોય છે કે દસકો સુખ તો દસકો દુઃખ. આ સર્વમાં તાત્ત્વિક બાબત સમયના પ્રવાહની છે. કાળનો પ્રવાહ અવિરત વહ્યાં કરે છે. કાળ ક્યાંક રોકાતો નથી. આ હું બોલી રહ્યો છું એ પહેલાંની ક્ષણ તો ચાલી ગઈ ! એ ક્ષણ કોઈ લાવી શકતું નથી. એથી જ સમય કરતાં દુનિયામાં કશું કીમતી નથી એમ કહેવાય છે. ક્ષણ ગઈ તે ગઈ. ક્ષણો ક્ષણો કરતાં દિવસ, માસ, વર્ષ અને વર્ષોનાં વર્ષો પસાર થઈ જાય છે અને વૃદ્ધાવસ્થા આવી પહોંચે છે. એ પણ પસાર થવાની અણી પર છે. છતાં માણસે જીવનના લક્ષ્યની બાબતમાં કાંઈ કર્યું નહિ, એટલે તો આપણા સંતકવિઓ, ભક્તો અને ભજનિકો ભગવાનને ભજવાની વાત કરે છે. કવિ દયારામ પણ એક પદમાં મનુષ્યને કહે છે કે તારી ક્ષણ ક્ષણ વીતી જાય છે છતાં તેં ભગવાનને યાદ કર્યા નહિ. પાયાની બાબત કાળને બાંધવાની છે. કોઈએ કહ્યું છે કે જે ક્ષણમાં જીવે છે તે અનંતમાં જીવે છે. આ શી રીતે શક્ય બને ?

વિશ્વના અનેક સાહિત્યસર્જકોએ જીવનની નિરવધિ કરુણતાનું ચિત્ર આલેખ્યું છે. માનવજીવનમાં એક યા બીજા રૂપે કરુણતા તો ભરી પડી છે. એમાંથી જીવનની અર્થસૂચકતા — જીવનની ચરિતાર્થતા શોધવાની છે. એનો જવાબ છે લોકસંગ્રહાર્થે કર્મ-કર્તવ્યનું પાલન. આ ચરિતાર્થતા મનુષ્ય કેટલે અંશે બીજાના માટે જીવે છે એમાંથી મળે છે. પોતાના માટે તો સૌ કોઈ જીવે છે. એ રીતે જીવવાથી દુન્યવી લાભો તો મળે છે પણ જીવન જીવ્યાનો આનંદ મળતો નથી. કશીક અતૃપ્તિ રહી જાય છે. આવો માણસ જીવનના અંતે રવીન્દ્રનાથના શબ્દોમાં મારી આગળની યાત્રા માટે હું તૈયાર છું એમ કહેવાની સ્થિતિમાં હોતો નથી.

મનુષ્યજીવનમાં સુખ અને દુઃખના વારાફેરા આવ્યા કરે છે. આ સુખદુઃખનો અનુભવ કોણ કરે છે ? માણસનું મન. ન્યાયશાસ્ત્રમાં સુખદુઃખની વ્યાખ્યા એવી આપી છે કે મનને જે અનુકૂળ તે સુખ અને પ્રતિકૂળ તે દુઃખ. આ સુખદુઃખાદિ દ્વન્દ્વોથી પર થવું એ જ મનુષ્યની જીવનની સાધના છે. સામાન્ય માણસ તો કહેતો હોય છે કે આ દુનિયા ખરાબ થઈ ગઈ છે, દુષ્ટ થઈ ગઈ છે વગેરે વગેરે. મને ઉમાશંકરની પંક્તિ યાદ આવે છે : "નથી તારે માટે નથી જ નિરમી દુષ્ટ દુનિયા." દુનિયા 'દુષ્ટ' હશે તોપણ એ કાંઈ તારે માટે થઈને નિર્માઈ નથી. એના સ્વભાવમાં જ એ વસ્તુ પડેલી છે. સદ્ અને અસદ્‌ની લીલા જીવનના મૂળભૂત તત્ત્વમાં જ પડેલી છે. પ્રભુએ આ અસદ્‌ને-Evilને ઉત્પન્ન જ કેમ કર્યું એમ કહેવાનો ઝાઝો અર્થ નથી ? માત્ર જીવનમાં બધું સારું સારું હોત તો પછી સાધના જેવી કોઈ ચીજ રહેત નહિ. સાધનાને અંતે જે પ્રાપ્ત થાય

છે તેનું જ મૂલ્ય છે. જીવનમાં દરેક વસ્તુની કિંમત ચૂકવવી પડે છે. જે સહેલાઈથી મળે છે એ સહેલાઈથી ગુમાવાઈ જાય છે. એટલે જીવનની સાધના આ દ્વન્દ્વોથી પર જવામાં રહેલી છે. એની આડેની પારાવાર મુશ્કેલીઓને આપણા દાર્શનિકોએ 'માયા'ને નામે ઓળખાવી છે. આ 'માયા' પણ પરમાત્મામાંથી જ ઉત્પન્ન થઈ છે અને પરમાત્માની મદદથી જ એને પરાજિત કરવાની છે. આ માટે સૌ પ્રથમ આવશ્યકતા છે અભીપ્સાની. પરમાત્મા માટેની તીવ્ર અભીપ્સા વગર સાધનામાં બરકત આવતી નથી. કવિ સુન્દરમ્ કહે છે

*જાગ અગની જાગ આગની જાગ હે!*
*ભસ્મ કરવા તમસ-વગડા જાગ અગની જાગ હે!*

માનવની ચેતનાને તમસ્‌નાં જાળાં વળગ્યાં છે એ દૂર થઈ શકે આ અભીપ્સા-અગ્નિ વડે. પછી આવે છે સમર્પણ અને પ્રપત્તિભાવપૂર્વક કરેલા કર્મ. જીવનનિર્વાહ અર્થે માણસને કર્મ કરવાં પડે છે, એનો નિષેધ નથી. આવાં કર્મો અને એની પ્રાપ્તિને ગોવર્ધનરામ "અન્નપૂર્ણાનો પ્રસાદ" કહેતા. પણ એ કરવા સાથે બહુજનહિતાય જે પ્રવૃત્તિ થાય છે એ જીવનનો સાચો આનંદ આપે છે. કર્મનો સિદ્ધાન્ત જ એ છે કે કોઈ કર્મ હલકું નથી કે કોઈ કર્મ મોટું નથી. પણ કેવી ભાવનાથી એ કર્મ થાય છે એના ઉપર એની ઉચ્ચાવચતા નિર્ભર છે. એટલે પ્રભુની શક્તિથી કર્મ કરવા અને એ કર્મો પાછાં પ્રભુને સમર્પિત કરી દેવાં, એવી ભાવના છેવટે કર્મમુક્તિ તરફ દોરી જાય છે. આ રીતે મનુષ્ય ભગવાનનું કરણ — istrument બને છે. પ્રભુ પોતે કામ કરતા લાગે છે. મહાભારતનું યુદ્ધ નિશ્ચિત હતું એ શ્રીકૃષ્ણ જાણતા હતા, અને છતાં એ છેલ્લી પળ સુધી શાંતિ માટે પ્રયત્ન કરે છે એમાં આ પ્રકારની લોકકલ્યાણની દૃષ્ટિ જોઈ શકાય છે. આવા શ્રીકૃષ્ણનું કરણ — હથિયાર અર્જુન હતો. અર્જુનને માટે ગીતામાં 'પ્રિયોઽસિ મે' — તું મને પ્રિય છે એમ શ્રીકૃષ્ણ કહે છે. 'પ્રિય'નો અર્થ 'ઇષ્ટ' પણ થાય છે. તું મને ઇષ્ટ છે — મારે જે કાંઈ કરવું છે એમાં તું મારું કરણ છે. આ રીતે પ્રભુના કરણ બની શકાય — એની યોજનાના એક ભાગ રૂપે લોકસંગ્રહાર્થે કર્મ દ્વારા જીવનની સાચી કૃતાર્થતાનો અનુભવ થાય. અને તો પછી જીવનનાં સુખદુ:ખોના વારાફેરા રહે નહિ અને આ અનુભવ લેનાર મનની સ્થિતિ જ પલટાઈ જાય. કવિ સુન્દરમે કહ્યુ છે તેમ "અમારી મન-ગોપિકા બસ અથભ રાસે રમે." આ રાસ તે અખાએ ગાયેલો "નિત્ય રાસ નારાયણનો !"

[તા. ૧૮ જાન્યુ. '૯૦ના રોજ આકાશવાણી પર બોલાયું તે થોડાંક ઉમેરણો સાથે] **રમણલાલ જોશી**

**૨૦૫૧ : નવા વર્ષની શુભેચ્છા**

અંધકારો આથમી જાશે અહીંથી
હરવખત અજવાસમાં ધબકી રહ્યા છો.

— મનીષ પરમાર

તંત્રી

## કન્નડ મહાકવિ કે.વી. પુટપ્પા, 'કુવેમ્પુ'નું અવસાન

ગઈ નવમી નવેમ્બરની મધ્યરાત્રિએ કન્નડ ભાષાના મહાન સર્જક કે.વી. પુટપ્પા, 'કુવેમ્પુ'નું ૯૦ વર્ષની વયે મૈસૂરમાં અવસાન થતાં ભારતના સંસ્કારજીવનમાંથી એક પ્રતિભાશાળી કવિ અને સારસ્વત વિદાય લે છે. તેમણે પોતાની કારકિર્દી મૈસૂર યુનિવર્સિટીમાં લેક્ચરર તરીકે શરૂ કરી યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર પદે પહોંચ્યા હતા, જ્યાંથી ૧૯૬૦માં તે નિવૃત્ત થયા હતા. 'કુવેમ્પુ' રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદના પ્રભાવ નીચે આવેલા અને રામકૃષ્ણ આશ્રમમાં તેર વર્ષ ગાળ્યાં હતાં. તેમની મોટા ભાગની રચનાઓ આ સમયગાળામાં લખાઈ હતી. શ્રી અરવિંદનો પ્રભાવ પણ તેમણે ઝીલ્યો હતો.

'કુવેમ્પુ'નો પ્રથમ સંગ્રહ 'The Beginners' Muse અઢાર વર્ષની વયે ૧૯૨૨માં પ્રગટ થયો હતો, પછી તેમણે માતૃભાષા કન્નડમાં લખવાનું શરૂ કર્યું હતું. ૧૯૩૦માં પ્રગટ થયેલા 'કુલેલુ' સંગ્રહથી તેમને પ્રસિદ્ધિ મળી. એ પછી તેમણે સંખ્યાબંધ કાવ્યસંગ્રહો, વાર્તાસંગ્રહો, નાટકો, નાટ્યકથાઓ, જીવનચરિત્રો, સર્જક નિબંધો, સંસ્મરણો અને સાહિત્યિક વિવેચન વ. લખીને કન્નડ સાહિત્યમાં મોખરાનું સ્થાન મેળવ્યું હતું, એટલું જ નહિ પણ સમકાલીન સર્જકો ઉપર તેમનો મોટો પ્રભાવ પડ્યો હતો અને તે એક પરિબલ બની ગયા હતા. તેમની પ્રતિભાનો સર્વોત્કૃષ્ટ ઉન્મેષ તો મહાકાવ્ય 'શ્રી રામાયણદર્શનમ્' છે. બે ભાગમાં પ્રગટ થયેલું આ મહાકાવ્ય લગભગ બાવીસ હજાર પંક્તિનું છે. એમાં મિલ્ટોનિક બ્લેન્ક વર્સ, 'મહાછંદસ' યોજાયો છે. વીસમી સદીના યુગધર્મની એ અભિવ્યક્તિ છે. તે વાલ્મીકિની જડ અનુકૃતિ નથી. વસ્તુ વાલ્મીકિનું છે પણ દર્શન 'કુવેમ્પુ'નું છે. વીસમી સદીની આકાંક્ષાઓ, અભીપ્સાઓ અને મૂલ્યબોધને 'કુવેમ્પુ'એ નિજી જીવનદર્શનના ભાગ રૂપે અભિવ્યક્ત કર્યો છે. આ મહાકાવ્યને ૧૯૫૫માં સાહિત્ય અકાદેમીનો એવૉર્ડ અને ૧૯૬૮માં જ્ઞાનપીઠ એવૉર્ડ મળ્યા હતા. જ્ઞાનપીઠ એવૉર્ડ એમને અને આપણા કવિ ઉમાશંકર જોશીને ('નિશીથ' માટે) સરખે હિસ્સે મળ્યો હતો. શ્રી પુટપ્પાને ઘણાં માન મળ્યાં હતાં. મૈસૂર, બૅંગ્લોર, કર્ણાટક, કાનપુર વગેરે યુનિવર્સિટીઓએ તેમને ડી.લિટ.ની માનદ ડિગ્રી આપી હતી. કર્ણાટક સરકારે ૧૯૬૪માં તેમને 'રાષ્ટ્રકવિ'નું બિરુદ આપ્યું હતું. ૧૯૭૯માં તે સાહિત્ય અકાદેમીના અને ૧૯૮૬માં કન્નડ સાહિત્ય પરિષદના ફેલો નિમાયા હતા. ૧૯૮૮માં ભારત સરકારે તેમને 'પદ્મવિભૂષણ'નો ખિતાબ આપ્યો હતો.

'કુવેમ્પુ'નાં પ્રકૃતિ કાવ્યો ઉત્કૃષ્ટ સર્જકશક્તિનો આવિષ્કાર છે. વતનના પ્રકૃતિ-અનુભવોને તેમણે કલાત્મક રૂપ આપ્યું છે. આવા અનેક પ્રસંગોનાં તેમણે આલેખેલાં શબ્દચિત્રો બેનમૂન છે. તેમનો ઊંડો પ્રકૃતિપ્રેમ વિવિધ કલ્પનો દ્વારા એમના આત્માની અભિવ્યક્તિરૂપ બને છે. એમનાં પ્રણયકાવ્યોમાં આવતું ચિંતનનું તત્ત્વ એમને અન્ય કવિઓનાં કાવ્યો કરતાં નોખાં તારવે છે. સામાજિક અન્યાય અને ગરીબાઈ જેવા વિષયો પર તેમણે રચનાઓ કરેલી છે. પ્રકૃતિએ 'કુવેમ્પુ' રોમૅન્ટિક છે. પણ એમની સુદીર્ઘ કાવ્યકારકિર્દીમાં તે અતિવાસ્તવવાદ સુધી પહોંચ્યા છે. એમની કવિતા અનેક સ્તર ઉપર પથરાયેલી છે. તેમણે અંગ્રેજી કવિતાના પણ સર્જનકલ્પ અનુવાદો આપેલા છે. રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદની જીવનકથાઓ અત્યંત રસાવહ થયેલી છે. સૈદ્ધાન્તિક વિવેચનમાં તેમનો ઝોક ભારતીય સાહિત્યવિચાર પરત્વે હોવા છતાં યુરોપીય સાહિત્યાચાર્યોના સિદ્ધાન્તોનો સમન્વય પણ તેમણે કર્યો છે.

૧૯૭૭મા એક પરિસવાદમા મૈસૂર જવાનુ થયેલુ ત્યારે બેગલોરમા પ્રસિદ્ધ કવિ-વિવેચક ડૉ. જી એસ. શિવરુદ્રપ્પાને મળવાનુ બન્યુ હતુ ડૉ શિવરુદ્રપ્પાએ શ્રી 'કુવેમ્પુ'ના માર્ગદર્શન હેઠળ સૌન્દર્ય મીમાસા ઉપર થીસિસ લખી ડોક્ટરેટની ઉપાધિ મેળવેલી પોતાના માર્ગદર્શકની વાત કરતા તેમના ચહેરા ઉપર જે ચમક મે જોયેલી તે આજે પણ તાદશ છે !

આવા ગરવા સારસ્વત કવિશ્રી 'કુવેમ્પુ'ના આત્માને પ્રભુ ચિર શાતિ અર્પો !

## અન્ય અવસાનો આપણી ખોટ

તાજેતરમા પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી સોમાલાલ શાહ, સમાજચિંતક શ્રી અક્ષયકુમાર દેસાઈ, લેખક શ્રી મહેશ મસ્તફકીર, ગઝલકાર અને ગઝલ-સપાદક શ્રી કૈલાસ પડિત, કવિ શ્રી ચન્દ્ર પરમારના અવસાનની નોધ લેતા ખેદ અનુભવાય છે શ્રી અક્ષયકુમાર દેસાઈ આપણા નવલકથાકાર ર વ. દેસાઈના પુત્ર હતા તેમણે સમાજચિંતનના ઘણા પુસ્તકો લખ્યા છે પણ તે માત્ર સમાજચિંતક જ ન હતા, સમાજહિતચિતક પણ હતા. એ માટે તેમણે સસ્થાઓ પણ ઊભી કરી હતી તેમની સાથે પત્રવ્યવહાર થયેલો. શ્રી મહેશ મસ્તફકીરે સખ્યાબધ રહસ્યકથાઓ લખી છે આ કથાઓના બે પાત્રો રાજેનગિરિ અને બેલા રોય ઘણા લોકપ્રિય થયેલા શ્રી ચન્દ્ર પરમાર વ્યવસાયે વૈદ્ય હતા અને તેમણે ઘણા ગીતો કાવ્યો રચ્યા છે પણ પ્રસિદ્ધિ વિશે બેતમા હતા. એમની રચનાઓ ગ્રન્થસ્થ થઈ નથી એ વિશે શ્રી ઇન્દુકુમાર ત્રિવેદીએ યોગ્ય રીતે જ વસવસો પ્રગટ કર્યો છે તે પ્રેસ નોટમા ઉમેરે છે કે શાહ વજીહુદીન ગુજરાતી પરનુ એકમાત્ર પુસ્તક (જે ઉમાશકરને અર્પણ થયુ છે તે) જોતા એમની અભ્યાસનિષ્ઠાનો સારો ખ્યાલ આવે છે મરાઠી, ઉર્દૂ સારુ જાણતા, અરબી ફારસી-અગ્રેજી ખપજોગુ, ને મોટો અગત પુસ્તકસગ્રહ ધરાવનાર, દેખાવે રુક્ષ પણ વૃત્તિએ ઉદાર કોમળ એક કવિઅભ્યાસીની ખોટ રહેવાની." આ સૌ સસ્કાર સેવકોના અવસાનથી આપણને મોટી ખોટ પડી છે પ્રભુ એ સૌના આત્માને શાતિ અર્પો એ પ્રાર્થના.

## અભિનંદન

બાળ કિશોર સાહિત્યના પ્રસિદ્ધ લેખક શ્રી યશવત મહેતાને ફોરમ ફોર સાયન્સ એન્ડ કલ્ચર તરફથી 'બ્લડ બ્રધર' નવલિકા માટે રાજીજી એવોર્ડ મળ્યો છે એ પ્રસગે તેમને હાર્દિક અભિનદન અને શુભેચ્છાઓ.

## રવિશંકર મહારાજ વ્યસન નિષેધ પુરસ્કાર

'આયુ ટ્રસ્ટ'ના મેનેજિંગ ટ્રસ્ટી શ્રી વૈદ્ય શોભન વસાણી લખી જણાવે છે કે પૂ. રવિશકર મહારાજ વ્યસન નિષેધ પુરસ્કાર સ્પર્ધા માટે પોતાની કૃતિઓ ૨૬ જાન્યુ '૮૫ સુધીમા નીચેના સરનામે મોકલી આપવી આયુ સેન્ટર, ૩૦૩, હરે કૃષ્ણ કોમ્પ્લેક્સ, પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬ લેખ, કાવ્ય, વાર્તા, નાટક જેવી શ્રેષ્ઠ સાહિત્યકૃતિને રૂ બે હજારનો અને આકાશવાણી દૂરદર્શન-વાર્તાલાપ, ઓડિયો-વિડિયો કેસેટ કાર્ટૂન, ચિત્ર વગેરે સાહિત્યેતર કૃતિને રૂ બે હજારનો એમ કુલ બે પુરસ્કારો આપવામા આવશે.

## ગુજરાતી સાહિત્ય પરિષનું જ્ઞાનસત્ર

ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૮મુ જ્ઞાનસત્ર ભીમોરા (તા. ચોટીલા) મુકામે ડિસેમ્બરની તા. ૨૪ અને ૨૫ના રોજ યોજાશે એમા ભાગ લેવા ઇચ્છતા સભ્યોએ ડેલિગેટ ફી તથા ભોજન ઉતારા ફીના ખર્ચ પેટે રૂ ૨૨૫/ પરિષદ કાર્યાલયને તા. ૨૦-૧૨-૮૪ સુધીમા મોકલી આપવા જણાવાયુ છે

## ભૂલ-સુધાર

નવે.અકમા પૃ. ૧૨૮ ઉપર 'કરીશ'ને બદલે 'કહીશ' 'તંત્રીત્વની'ને બદલે 'તત્રીત્વથી', પૃ ૧૨૮ ઉપર 'પાસ્ટકાર્ડ' ને બદલે 'પોસ્ટકાર્ડ', પૃ ૧૪૧ ઉપર 'પદમકુમાર' ને બદલે 'મદનકુમાર' સુધારીને વાચવા વિનતી.

ગુલાબદાસ બ્રોકર

સંસ્કૃતિ કે સર્જકતા વિશે વાત કરવાનો આપણે જ્યારે પ્રયત્ન કરીએ ત્યારે સંસ્કૃતિ એટલે શું અને સર્જકતા એટલે શું એ વિશે આપણને સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ.

તો, આપણે પહેલવહેલાં સંસ્કૃતિ વિશે વિચાર કરીએ. સંસ્કૃતિ વિશે વિચાર કરવાની શરૂઆત કરીએ ત્યાં જ મનુષ્યજાતિ સંસ્કૃતિમય જીવન વિશે જાગૃતિ અનુભવી રહી તે પહેલાંના તેના દૂર દૂરના ઇતિહાસમાં આપણે ફરી વળવું જોઈએ. મનુષ્યજાતિના શરૂઆતના ઇતિહાસકાળમાં, પ્રાગૈતિહાસિક કાળની જાતિઓ, શિકાર દ્વારા કે જે હાથમાં આવ્યું તેને ઉખેડી કે ખેંચી કાઢી તેના આહાર દ્વારા પોતાનો જીવનનિર્વાહ કરતી હતી, અને સુવ્યવસ્થિત જીવનપદ્ધતિ વિશે, તેની પાસે, સંભવતઃ, કોઈ નીતિનિયમો નહોતા. પૃથ્વીના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ભિન્ન ભિન્ન પ્રકારના લોકો વસતા હતા, અને જેમતેમ કરીને પોતાનો જીવનપ્રવાહ વહેતો રાખતા હતા.

આ પ્રકારના જીવનને, કદાચ, લાખો વર્ષો વીતી ગયાં બાદ, એ લોકોમાંના કેટલાકને પોતાને સમૂહોમાં વહેંચી નાખવાનો વિચાર આવ્યો હશે, કેમ કે તેમનાથી ભિન્ન પ્રકારના સમૂહો તેમના ઉપર હુમલાઓ કરવાનો, અને તે લોકો વસવાટની જે જગ્યાઓ ધરાવતા હતા, અથવા તો જે અન્ય વસ્તુઓ તેમના જીવનને ટકાવી રાખતી હતી તે લૂંટી લેવાનો પ્રયત્ન કરતા હતા.

સમૂહો રચવાનો આ વિચાર, પાછળથી જે સંસ્કૃતિ સ્થપાવાની હતી તેના પહેલવહેલા, નાના એવા ઈંગિત જેવો હશે. કારણ કે, જ્યારે પણ એક સમૂહ સ્થપાય ત્યારે તેને પોતાના નીતિનિયમો હોવા જોઈએ, અને સમૂહમાં શી રીતે વર્તવું તે વિશેના ખ્યાલો હોવા જોઈએ. સમય જતાં, આ પ્રકારની સમૂહોની રચનામાંથી કુટુંબરચનાનો વિચાર જન્મ્યો હશે અને જ્યારે કુટુંબોની રચના થવા લાગી હશે ત્યારે તેની પાછળ પાછળ વર્તણૂક વિશેની અલિખિત નિયમાવલી બંધાવા લાગી હશે.

એ નિયમાવલીએ એક નવીન પ્રકારની જીવનપદ્ધતિનું નિર્માણ કર્યું હશે, અને એ પદ્ધતિને ટકાવી રાખવા માટે, ધીમે ધીમે, એક પછી એક, સુસંસ્કૃત જીવનપદ્ધતિ માટેનાં ધારાધોરણો પસંદ કરવામાં આવ્યાં હશે. એ પછી, દરેકેદરેક સમૂહના લોકો પોતપોતાની પદ્ધતિ વિશે ગર્વ અનુભવતા થયા હશે, અને એ ધારાધોરણોમાં સુધારાવધારા કરવામાં આવતા રહ્યા હશે. જાતીયતા અને વંશવૃદ્ધિ વિશેની જંગલી દશાની વર્તણૂકની પદ્ધતિને સ્થાને, દરેકને પોતપોતાની સ્ત્રી અને બાળકો હોવાં જોઈએ એવો વિચાર ઉદ્દભવ્યો હશે, અને કુટુંબો સ્થપાતાં ગયાં હશે.

અને પછી, સારી વર્તણૂક અને સારા જીવન વિશેનો, અને એની સાથે સાથે જ, બીજાઓ પણ જે જીવનરીતિમાં ભાગીદાર બની શકે, અને જે રીતિ બીજા લોકોનાં જીવનને નુકસાનકર્તા ન હોય તે રીતે જીવવાનો વિચાર તે લોકોનાં ચિત્તમાં આકાર પામી રહ્યો હશે.

આ રીતે, ધીમે ધીમે, પણ સ્થિરતાપૂર્વક, પ્રાચીન જંગલની પદ્ધતિથી જીવતા લોકસમૂહો, જેમ જેમ વિશેષ વ્યવસ્થિત સમાજપદ્ધતિ તરફ ઝૂકતા ગયા હશે તેમ તેમ આપણે આજે જેને સંસ્કૃતિ કહીએ છીએ તે વિશેની વિભાવના વિકાસ પામતી ગઈ હશે.

પરંતુ, લોકોનાં જીવનમાં આ સર્વાંગી પરિવર્તન કંઈ તદ્દન શૂન્યમાંથી જન્મ્યું નહિ હોય. એ સમૂહોમાં કેટલાક માણસો એવા હશે કે જેઓ હવે પછી શું કરવું તે વિશે, અને પોતાનાં, તથા પોતે જે સમૂહમાં

રહેતા હોય તે સમૂહના લોકોનાં જીવન શી રીતે વિશેષ સમૃદ્ધ બને તે વિશે વિચાર કરતા હશે.

આ વિચારો સર્જનાત્મક હોવા જોઈએ, કારણ કે એક તદ્દન નવીન પ્રકારના જીવનને અને એક નવીન જ પ્રકારના સમાજને જન્મ આપવામાં તે મદદરૂપ બનનારાં તત્ત્વો હતાં.

આમ સંસ્કૃતિ, સર્જકતા અને સર્જકતા ઉત્પન્ન કરનારાં તત્ત્વો પર આધારિત બની હોવી જોઈએ. અને તે તત્ત્વોનો આશ્રય લેવાતાં, તેમણે સંસ્કૃતિઆધારિત જીવન ઉપસાવ્યું હશે.

સંસ્કૃતિમય જીવન, જેવું જીવવા જેવા જીવનનો પર્યાય ગણાવા લાગ્યું હશે, તેવાં જ જીવન માણવાનાં નવાં નવાં ઘણાં બધાં સ્વરૂપો ઉત્ક્રાન્ત થયાં હશે. સંસ્કૃતિના આવિર્ભાવ માટે મૂળ તત્ત્વ તરીકે સર્જકતા જવાબદાર હતી. તે સર્જકતા ચોક્કસપણે, કલ્પનાશીલતાનું જ પરિણામ હતી અને એમ સંસ્કૃતિમય જીવનરીતિની સુધારણાવધારણામાં કલ્પનાશીલતાએ અત્યંત મહત્ત્વનો ભાગ ભજવ્યો હશે.

આમ, જેમ જેમ જીવન વ્યવસ્થિત બનતું ગયું હશે, અને લોકો સુખચેનપૂર્વક જીવન જીવતા થઈ ગયા હશે, તેમ તેમ તે સુખચેનને વધારવાના અનેક નવા માર્ગો ઉપસ્થિત થતા ગયા હશે.

એ રીતે વિચારતાં, આપણે કલ્પી શકીએ કે, એ દિવસોમાં જો કોઈ માણસને પોતે સુખી લાગતો હોય, ને તેનું પેટ ભરેલું હોય, અને આનંદોલ્લાસથી ભર્યો ભર્યો તે ચાલ્યો જતો હોય, તેવામાં જો તેને કોઈ પંખી ગીત ગાતું સંભળાય, તો તેને ખાઈ જવા માટે તેને મારી નાખવાનો વિચાર કરવાને બદલે તે માણસને એ પંખીના સંગીતનું માધુર્ય સ્પર્શી જતું હશે, અને એ પંખીના ગીતના સૂરને મળતો આવતો કોઈક ગણગણાટ તેના ગળામાંથી વહેવા માંડતો હશે.

એ રીતે કવિતાનો જન્મ થયો હશે. કોઈક ...ગી એક જંગલમાં પરસ્પરને પ્રેમ કરી રહેલા પંખીના જોડાને જોઈને તેમને મારી નાખવા તત્પર થતો હતો તેને જોઈ જનાર એક માણસની વાતથી આપણે બધાં પરિચિત છીએ. એ શિકારીને એવું કરતાં અટકાવવા જતાં એ માણસ પોતે જ શી રીતે શ્લોકબદ્ધ વાણીમાં સરી પડ્યો, અને તે શિકારીને આ પ્રેમમસ્ત પંખીયુગલને ન મારવા તે શી રીતે વીનવવા લાગ્યો, તે વાત પણ આપણે બધાં જાણીએ છીએ. અને તે શ્લોક 'રામાયણ' જેવા મહાકાવ્યને જન્મ આપવામાં કારણભૂત બન્યો તે પણ આપણે જાણીએ છીએ જ.

એ માણસના હૃદયમાંથી એ શ્લોક તો ઓચિંતાનો ઊપસી આવ્યો હતો, પણ 'રામાયણ' તો સરસ અને ઉમદા જીવનરીતિ વિશેના સર્વ વિભાવોથી સુપરિચિત એવા મહાન ચિત્તનું સર્જન હતું, કેમ કે એ ચિત્ત જીવનનાં સર્વ પાસાંઓથી પૂરેપૂરું પરિચિત હતું. તેના ઉત્તમોત્તમ અર્થમાં તે કલ્પનાશીલતા હતી, અને એ કલ્પનાશીલતાએ, તથા મનુષ્યજાતિ વિશેના અને પોતે જે જગતમાં જીવતો હતો તે જગત વિશેના તેના જ્ઞાને જે સર્જ્યું તે સાહિત્ય હતું.

આમ આપણે ચોક્કસ રીતે કહી શકીએ કે સાહિત્ય કલ્પનામાંથી જન્મ પામે છે. તેમ છતાં એ કવિની કલ્પનાશક્તિ આવું સુંદર પરિણામ લાવી શકી તેનું કારણ એ પણ ખરું કે એ કવિ જે સમયે જીવતો હતો તે સમયે સંસ્કૃતિ એટલો બધો વિકાસ પામી હતી કે તેની સર્જનાત્મક શક્તિઓને પુરબહારમાં ખીલી શકવાને તે પૂરેપૂરો અવકાશ આપે.

એટલે આપણે એમ કહી શકીએ કે સર્જકતાને પૂરેપૂરી રીતે સફળ થવા માટે સંસ્કૃતિની જરૂર હોય છે અને સમાજમાંની સંસ્કૃતિની હાજરી તે સમાજના લોકોની સર્ગશક્તિને પ્રદીપ્ત કરે છે.

પરંતુ, સંસ્કૃતિનું મૂળ તત્ત્વ લગભગ બધે જ સમાન હોવા છતાં, એ પણ ખરું છે કે જગતમાં જુદા જુદા પ્રકારના સમાજો છે અને એ સમાજોએ સંસ્કૃતિની જુદી જુદી ભાતો ઉપસાવી છે. એ પ્રભેદો ઊભા થાય છે તેને માટે જુદી જુદી આબોહવાઓ, જુદી જુદી પરિસ્થિતિઓ, જુદી જુદી રીતે જીવન જીવવાની અને

તે વિશે વિચાર કરવાની જુદા જુદા સમૂહોની પ્રણાલીઓ કારણભૂત હોય છે. આ બધાયે ભેદ-પ્રભેદો છતાં એ વાત તો ઊભી રહે જ છે કે આ બધા ભિન્ન ભિન્ન પ્રકારના લોકોએ જે સાહિત્ય સર્જ્યું છે તે તેના સર્જકોની કલ્પનાશક્તિ ઉપર જ, મુખ્યપણે, આધારિત હતું.

સર્જનની આ પ્રક્રિયામાં બીજા પણ ઘણા અંશો સમાયેલા હોય છે. પાંડવો અને કૌરવો જે રીતે લડ્યા એ રીતે જો લડ્યા ન હોત તો 'મહાભારત' કાવ્યનો જન્મ થયો ન હોત. રાજાઓ અને ઉમરાવ વર્ગના મનુષ્યોની ગતિવિધિ વિશે જો શેક્સપિયરને જ્ઞાન ન હોત, તો તેનાં નાટકોમાંથી ઘણાં લખાઈ શક્યાં ન હોત. દૃષ્ટાંતો તો ઉમેરી શકાય, પણ સાહિત્ય — જેને આપણે સર્જનાત્મક સાહિત્ય કહીએ છીએ તે — જો તેના સર્જનારની કલ્પનાની શક્તિ ઉપર આધારિત ન હોય, તો સર્જન પામે જ નહિ, એ હકીકત સ્વીકારવી રહે જ છે.

સર્જનની પ્રક્રિયામાં કલ્પના અત્યંત મહત્ત્વનો ભાગ ભજવે છે એ સાચું છે, છતાં સર્જનાત્મક કૃતિમાં અન્ય અનેક તત્ત્વોનો પણ હિસ્સો સમાયેલો હોય છે. કલ્પનાશીલતા ઉપરાંત સર્જન કરનાર વ્યક્તિને જિવાતા જીવનની સમસ્યાઓ વિશે ઊંડો, તલસ્પર્શી ખ્યાલ હોવો જોઈએ, અને એ જીવન શી રીતે જિવાવું જોઈએ તે વિશે પોતાની આગવી એવી મૂલ્યપ્રણાલી તેની પાસે હોવી જોઈએ. એ ઉપરાંતેય, જીવન જે વિધવિધ પરિસ્થિતિઓ રજૂ કરતું-જતું હોય છે તેનો પણ તેને પૂરેપૂરો ખ્યાલ હોવો જોઈએ. વળી પોતાના દૃષ્ટિબિંદુને અત્યંત સર્જનાત્મક રીતે, અને ભાવકને હલાવી મૂકે એવા સુંદર, સ્વરૂપમાં પોતાની કૃતિમાં મઢી લેવાની તેનામાં શક્તિ હોવી જોઈએ.

મનુષ્યોના સ્વભાવમાં અને માનવીય પરિસ્થિતિઓમાં જાતજાતના ભેદ-પ્રભેદો હોય છે. એથી તો સમાન પ્રકારની વસ્તુઓનું આલેખન કરનારા ભિન્ન ભિન્ન સર્જકો એકબીજાથી તદ્દન ભિન્ન પ્રકારનાં સર્જનો કરતા હોય છે. એ ને એ જ વાત વિશે લખતો હોવા છતાં ભવભૂતિ રામ અને સીતાને વાલ્મીકિના કરતાં જુદી જ રીતે આલેખે, અને તુલસીદાસ વળી એ બંનેથી જુદો પડી જાય.

એમ હોવા છતાં પણ, સાહિત્યરસિક માણસ તો એ બધાનાં સર્જનોનો આનંદ માણે છે, કારણ કે એકનાં એક પાત્રો અને એકના એક બનાવો વિશે વાતો કરતા હોવા છતાં એ વાત કરવાની રીતિમાં એ સર્જકો ભલે એકબીજાથી જુદા પડતા હોય છતાં તેમની કલ્પના દ્વારા એવાં સુંદર અને ભિન્ન ભિન્ન પરિણામોને જન્મ આપે છે કે બધી જ કૃતિઓ હંમેશાં વંચાતી, મણાતી અને મહાન આદરપૂર્વક સંભારાતી રહે છે. કોઈએ પણ ભૂલવું ન જોઈએ કે એ આદરભાવ, તે તે કૃતિઓના દરેક સર્જકે કલ્પનાશીલતાની જે શક્તિ બતાવી હોય છે તેના ઉપર આધાર રાખતો હોય છે.

અનેક ભાષાઓમાં અને અનેક દેશોમાં સર્જાયેલા સાહિત્યનાં ગંજ ઉપર જો આપણે નજર નાખીએ તો એ બધાંયે સર્જનો ઉપર જે પ્રશંસા ઢોળવામાં આવે છે તે મુખ્યપણે, તેના સર્જનમાં કલ્પનાના જે અંશો ભળેલા હોય છે, અને તે તે કૃતિના સર્જકે તેના સર્જનમાં તેના સ્વરૂપ વિશે જે સિદ્ધિ દાખવી હોય છે તેના ઉપર અવલંબેલ હોય છે તેમ લાગ્યા વિના રહેશે નહિ.

સાહિત્યને મહાન અને ચિરંજીવ બનાવનારાં બીજાં તત્ત્વો પણ, અલબત્ત, છે જ. જે માધ્યમમાં લેખક લખતો હોય તેના ઉપરનું તેનું પ્રભુત્વ, જે તંત્ર તે ઉપયોગમાં લેતો હોય તેના વિશેનું તેનું સંપૂર્ણ જ્ઞાન, મનુષ્યનો સ્વભાવ અને જુદે જુદે સમયે તે જે જુદી જુદી રીતે અભિવ્યક્ત થાય તેને વિશેની તેની આંતરદૃષ્ટિ, અને તે જે ભાષા ઉપયોગમાં લેતો હોય તેની ઉપરનું તેનું મહાન સ્વામિત્વ — મહાન સાહિત્ય પેદા કરનારાં કારણભૂત તત્ત્વો છે.

ભાષા એ જેમ વાળો તેમ વળે એવી લચીલી ચીજ છે. સર્જનાત્મક કલાકાર તેના એ લચીલાપણાના સર્વે વિભાવઆવિર્ભાવોથી પૂરેપૂરો પરિચિત હોવો જોઈએ — જો તેણે ચિરંજીવ સાહિત્ય સર્જવું હોય, તો.

છતાં, સર્જકની કલ્પનાશક્તિ જો બહુ ઊંચી કક્ષાની ન હોય, અને સંસ્કૃતના વિદ્વાનો જેને 'પ્રતિભા' કહે છે તેનાથી તે વિભૂષિત થયેલો ન હોય, તો આ બધી ચીજો બહુ મૂલ્યવાન કાર્ય કરી શકે નહિ.

હવે આપણે જગતસાહિત્યનાં કેટલાંક મહાન સર્જનો ઉપર નજર નાખીએ.

એક રાજા ભૂલેચૂકે એક આશ્રમમાં પહોંચી જાય છે, અને ત્યાં એક અતિ સુંદર અને આકર્ષક કન્યાને જોવા પામે છે, એવી એક સાદીસીધી કથાવસ્તુ કાલિદાસ હાથમાં લે છે. એ સાદીસીધી વાતમાંથી તે એક એવું મહાન સર્જન કરે છે કે જે, આજે તેને સદીઓ વીતી ગઈ હોવા છતાંયે લાખો-કરોડો માણસોનાં હૃદય અને ચિત્તનો કબજો ધરાવી રહ્યું છે. તેનાથી ઊતરતી કક્ષાના કોઈ લેખકે જો આ જ કથાવસ્તુમાંથી કોઈ નાટક કે નવલકથાની રચના કરી હોત તો તે થોડા જ સમયમાં કુદરતી મૃત્યુને હવાલે થઈ ગઈ હોત.

તો, કાલિદાસને ગુણપક્ષે એવુ કયું તત્ત્વ છે કે જેને અંગે આજે સદીઓ થયાં એનુ સર્જન આપણે માણી શકીએ છીએ અને બીજી અનેક સદીઓ વીતી ગયા પછી પણ માણી શકીશુ ?

આપણે જરૂર કહી શકીએ કે એના કસબ ઉપરનો એનો કાબૂ આ મહાકૃતિ સર્જવામા તેને મદદરૂપ થયો હતો. પરંતુ એ કાબૂ એકલો જ, જો એ એક મહાન સર્જકની મહાન કલ્પનાશક્તિ સાથે સંયુક્ત ન બન્યો હોત તો, શું કાર્યસાધક બની શક્યો હોત ખરો ?

વાલ્મીકિએ રામાયણની વાર્તા લખી છે. લોકોએ આજે સદીઓ થયાં એ હોંશે હોંશે વાંચ્યા કરી છે, અને ભવિષ્યની અનેક સદીઓ સુધી તેને વાંચ્યા કરશે. પણ એમ તો તુલસીદાસે પણ એ જ વસ્તુ વિશે લખ્યું છે, અને તે પણ એની જેમ જ ચહાતો અને વંચાતો રહ્યો છે. અને એ જ કથાવસ્તુમાંથી ભવભૂતિએ એક મહાન નાટ્યકૃતિ સર્જી છે.

એક ને એક વાત વિશે લખનારા આ બધા લેખકોને લોકો નિંદતા નથી, પરંતુ જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે તેમને તેઓ મુગ્ધ બનીને વાંચતા રહે છે. આ બધાયે મહાન લેખકોની કલ્પનાની અને સર્જકતાની મહાન શક્તિઓને અંગે જ એમ થતું રહ્યુ છે. એને જ અંગે, એક ને એક વાતના આ બધા જુદાં જુદાં નિર્માણો લોકોને સદીઓ પહેલાં જેટલાં ગમ્યાં હતાં તેટલાં જ આજે પણ ગમતાં રહ્યાં છે.

પણ આપણે માત્ર ભૂતકાળની અને ભૂતકાળનાં મહાન સર્જનોની જ વાત શા માટે કરીએ ?

વર્તમાન તરફ, અને ચિરંજીવ તત્ત્વો ધરાવતી, વર્તમાન જગતની અનેક ભાષાઓમાં અને ભારતની જુદી જુદી ભાષાઓમાં સર્જાયેલી મહાન કૃતિઓ તરફ આપણે વળીએ તો ચિરંજીવ મૂલ્ય ધરાવતી કોઈ પણ કૃતિમાં કલ્પનાની શક્તિએ જે ભાગ ભજવ્યો છે તેથી આવિર્ભૂત થયા વિના આપણે રહી શકીશું નહિ.

જગતના સર્વ મનુષ્યો માટે પ્રેમ એ એક સમાન રીતે આકર્ષણ કરનારું તત્ત્વ છે. એ વિષય ઉપર માત્ર હજારો જ નહિ પણ લાખો કાવ્યો લખાયાં છે. વિષય એકસરખો જ હોય છે એ કાવ્યોનો — તેમાં કોઈક પુરુષ કે સ્ત્રી ઊર્મિ કે લાગણીના મહાન સ્રોતમાં પોતાનું હૃદય રેડી રહ્યો — કે રહી — હોય છે. આ બધાંયે કાવ્યો એક ને એક જ વસ્તુ વિશે વાત કરી રહ્યાં હોય છે તેમ જાણવા છતા ભાવક આવાં ઘણાં બધાં કાવ્યો રસપૂર્વક માણે છે.

શા માટે ? કારણ કે એ બધી કૃતિઓનું વિષયવસ્તુ સમાન હોવા છતાં અને તેમા અભિવ્યક્ત થયેલી લાગણીઓ એકબીજાથી બહુ જુદા પ્રકારની ન હોવા છતા, તે બધી કૃતિઓ જે રીતે રચાઈ હોય છે તે રીતિથી, અને તેની ઊર્મિમયતાના ભાવાવેશથી એકબીજીથી ભિન્ન તરી આવતી હોય છે. કેમ કે ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પનાશક્તિ અને તંત્રરચનાની શક્તિ ધરાવતા ભિન્ન ભિન્ન સર્જકોએ તેમનું ઘડતર કરી તેમને સર્જનસ્રોતમાં વહેતી મૂકી હોય છે.

વર્તમાનકાળ માત્ર કવિતા પૂરતો સીમાબદ્ધ રહ્યો

નથી. ભૂતકાળમાં પણ લોકો જેને રસપૂર્વક માણતા એ સ્વરૂપ એકલી કવિતામાં જ સીમિત નહોતું રહ્યું. એ કાળમાં પણ અદ્‌ભુત ગણાય તેવાં નાટકો સર્જાયાં હતાં જ.

પરંતુ, અર્વાચીન કાળમાં સાહિત્યની મહાન કૃતિઓના સર્જન માટે ગદ્ય ઘણું મહત્ત્વનું વાહન બની રહ્યું છે. એ કૃતિઓ નવલકથાઓ પણ હોય, નવલિકાઓ પણ હોય, સર્જનાત્મક નિબંધો અને સાહિત્યની કલાનાં અન્ય પ્રકારનાં સર્જનો પણ હોય.

સાહિત્યનાં આ બધાંયે સર્જનોમાં, કૃતિને ચિરંજીવ રસસામર્થ્યવાળી બનાવવામાં તેમના લેખકોની કલ્પનાની શક્તિ પૂરેપૂરો ફાળો આપી રહે છે.

જાતજાતના નવલકથાકારો હોય છે અને જાતજાતના નવલિકાકારો. મુદ્રણકળાની શોધ થયા પછી તો હજારો લોકો લખવા માંડ્યા છે. પરંતુ તે બધામાંથી જગત કોને યાદ કરે છે અને સંભારે છે ? એક ટૉલ્સ્ટૉયને કે એક દોસ્તોયેવ્સ્કીને, એક ચેખૉવને કે એક મોપાસાંને, એક હેમિંગ્વેને કે એક ફોકનરને, એક ટાગોરને કે એક પ્રેમચંદને !

શા માટે ? કારણ કે સાહિત્યકલાના આ બધા જ મહાન સર્જકો પાસે કલ્પનાની મહાન શક્તિ હોય છે, અને એ શક્તિથી તેમની કૃતિઓ ભરી ભરી બની ગયેલી હોય છે. અને એ કારણે પણ ખરું કે, પોતાની સર્જનાત્મક શક્તિ દ્વારા સાહિત્યે સંસ્કૃતિના ઘડતરમાં મહાન ફાળો આપ્યો હોય છે.

સુસંસ્કૃત જગતના મનુષ્યો જગતની ભિન્ન ભિન્ન જાતિઓમાં જીવી રહેલા ઓછા ભાગ્યશાળી લોકોથી કઈ વાતમાં જુદા પડે છે ?

એ લોકો સંસ્કૃતિનું જે તત્ત્વ ધરાવે છે તેના વિકાસની વાતમાં. અને એ વિકાસમાં સાહિત્યે, પોતાની સર્જનાત્મક શક્તિ દ્વારા — કે જેણે કલ્પનાસભર સાહિત્યનો મહાન ગંજ સર્જ્યો છે તે દ્વારા — મહાન ભાગ ભજવ્યો છે.

વાર્તા તો ઇતિહાસ પણ કહે છે. પરંતુ ઇતિહાસને કે વાંચવા યોગ્ય બીજી ઘણી બધી વસ્તુઓને સાહિત્ય પાછળ પાડી દે છે, કારણ કે તેને સદીઓ સુધી જીવન બક્ષનાર કલ્પનાની શક્તિ ઉપર સાહિત્ય મુખ્યત્વે નિર્ધારિત હોય છે.

સંસ્કૃતિ અને સર્જકતા એકબીજાં સાથે એવાં વણાઈ અને ગૂંથાઈ ગયેલાં હોય છે કે તેમને કોઈ પણ સુસંસ્કૃત વ્યક્તિના જીવનપ્રવાહથી અળગાં કરી શકાય નહિ. અને એની પ્રક્રિયામાં બીજી અનેક વસ્તુઓએ પોતપોતાનો ફાળો નોંધાવ્યો હોવા છતાં, મુખ્યત્વે તો, કલ્પનાશક્તિ દ્વારા નિર્માણ થયેલી સાહિત્યકૃતિઓ માટે સર્જકતા જ જવાબદાર હોય છે.*

પૂના : તા. ૨૦-૧૦-૧૯૯૪

* ભારતીય જ્ઞાનપીઠ અને સાહિત્ય અકાદેમીએ ઑક્ટોબર ૧૯૯૪ની તા. ૮ તથા ૯મીએ મુંબઈમાં સંયોજેલ Culture and Creativity વિશેની સંગોષ્ઠિમાં રજૂ કરેલ અંગ્રેજી નિબંધનો અનુવાદ.

❊

## સાભાર સ્વીકાર

**પાદરનાં તીરથ :** લે. જયન્તિ દલાલ, પ્ર. આદર્શ પ્રકાશન, ૨૪૯૮-૧, રાયખડ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૪૨. **વિશ્વજ્ઞાનકોષ : લેખન-સુશોભન :** રજની વ્યાસ, પ્ર. સરોજ વ્યાસ, સમન્વય ટ્રસ્ટ, 'પરિતોષ', પ્રેમવર્ધક એપાર્ટમેન્ટ પાસે, ધૂમકેતુ માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૪૮૦. **તે છતાં :** ભદ્રકાન્ત ઝવેરી, પ્ર. હસમુખ દવે, 'કલા-સાંપ્રત' તરફથી, કીર્તિ બિલ્ડિંગ, ત્રીજે માળે, ૩૧, વી. બી. ગાંધીમાર્ગ, મુંબઈ-૨૩, કિં. રૂ. ૧૨૫.

## નિત નવા વંટોળ
# આકાશગંગાનો એક તારક

પ્રીતિ સેનગુપ્તા

ન્યૂયૉર્ક શહેરના બ્રોડવે નામના મોટા રસ્તાના એક વિભાગમા પચીસેક નાટ્યગૃહો છે રોજ રાત પડ્યે એમના દ્વારે લોકો ઊમટેલા દેખાય, અને એ દરેક નાટક કે નૃત્ય-નાટકના નામની સજ્જા ઝળહળી ઊઠી હોય. વીજળીના દીવાના ઝળહળાટને કારણે, ન્યૂયૉર્કના નાટ્યપ્રેમીઓ આ વિભાગને 'ધ ગ્રેટ વ્હાઈટ વે' કહે છે જાણે મર્ત્ય જીવનમાની વિદ્યુન્મય આકાશગગા !

લગભગ આ બધા જ નાટ્યગૃહો પચાસ સાઠ વર્ષ પહેલા બધાયેલા. ત્યારે તો ઘોડાની બગીઓમા બેસીને શ્રીમત પ્રેક્ષકો આવતા હશે. મદીના દાયકામા, ને પછી દ્વિતીય વિશ્વયુદ્ધના કઠિન સમય દરમ્યાન બ્રોડવેના નાટ્યભવનોએ પ્રજાનુ મનોરજન કર્યુ હશે. બધી કલ્પના કરવી પણ મુશ્કેલ લાગે છે

અને ખરેખર સમય જ બદલાયો છે તેમ નથી, એની સાથે ન્યૂયૉર્ક આખુ બદલાઈ ગયુ છે બ્રોડવે પર વીજળીની ઝાકઝમાળ જરૂર રહી છે, પણ આર્થિક રીતે એ વિભાગ ઘણો ઝખવાયેલો છે ટિકિટના દર છેલ્લા પચીસ વર્ષમા દસથી બારગણા વધ્યા છે ને છતા ઘણા પ્રયોગો નફો કરવાની વાત તો દૂર, ખર્ચો પણ કાઢી નથી શકતા.

પ્રેક્ષકો આકર્ષાય તે માટે સારામા સારા કળાકારો અને વિખ્યાત અદાકારોની પસદગી કરાઈ હોય, પરતુ એ જ કારણે ટિકિટના દર પાછા વધારવા પડ્યા હોય, ને તેથી વળી પ્રેક્ષકોની સખ્યા ઘટે એક પ્રકારનુ કૂટ-ચક્ર ચાલ્યા કરે. માડ બે કલાકનો નાટ્યપ્રયોગ હોય — વિરામ સાથે. એને માટે આટલા બધા પૈસા આપવા ખટકે પ્રયોગ જો ખરાબ નીકળે, કે નાપસદ પડે, તો વળી પૈસા સાવ નકામા ગયેલા લાગે. પણ ન્યૂયૉર્કમા રહેવુ, ને એના કળાકૌશલથી વિમુખ હોવુ તે પણ બહુ લાબુ ચાલે નહિ. છેવટે, થોડી ફરિયાદ કરીએ, મોઘી ટિકિટો માટે થોડો જીવ બાળીએ, પણ દરેક વર્ષે નવા પ્રયોગો જોવા તો જઈએ જ !

બ્રોડવે પરના કેટલાક નાટ્યગૃહોને ખૂબ કાળજીપૂર્વક એમના મૂળ સ્વરૂપે રાખવામા આવે છે બહારથી કમાનો અને થાભલાઓની રચનાને લીધે જાજરમાન લાગતા હોય, અને અદર ઝુમ્મર, સુદર શિલ્પાકૃતિઓ અને પૅરિસ પ્લાસ્ટરના સુશોભનોથી ખાસ્સા આકર્ષક દેખાતા હોય. વર્ષોથી જતા હોઈએ તોપણ બ્રોડવે પર નાટક જોવા જવાનો આખો પ્રસગ યાદગાર બને.

હમણા છેલ્લામા છેલ્લુ સગીત-નાટક જે નાટ્ય ગૃહમા જોયુ તે છેક ૧૯૨૧મા બધાયેલુ, લગભગ પ્રાચીન જ કહેવાય ને એ ! અર્વિંગ બર્લિન નામના ખ્યાતનામ ગીત-સ્વર રચયિતાના ગીત-નૃત્યોના અનુષ્ઠાન પરથી આ ગૃહનુ નામ 'ધ મ્યૂઝિક બૉક્સ' પડ્યુ છેલ્લા પચાસ વર્ષોમા ત્યા અસખ્ય પ્રયોગો ભજવાયા છે — ઉત્તમ સર્જનો, વિખ્યાત સર્જકો, આખી યાદી તો આપી જ ના શકાય, પણ કેટલીક ખાસ વાતો નોધી શકાય. જેમ કે, હજી મોભાદાર એવા અભિનેતા માર્લોન બ્રાન્ડોએ અદાકારીની શરૂઆત ૧૯૪૪મા આ મચ પર કરેલી. ૧૯૫૦ના દસકામા નાટ્યકાર વિલિયમ ઇન્જ(પિકનિક', 'બસ સ્ટૉપ')ના નાટકો ખૂબ સફળતા પામ્યા હતા. ૧૯૭૦ના વર્ષોમા કેટલાક ઉત્તમ નાટકો (હુ ઇઝ અફ્રેઇડ ઑફ વર્જિનિયા વૂલ્ફ ?', 'ઍબ્સર્ડ પર્સન સિંગ્યુલર', 'સ્લ્યૂથ' વગેરે) અહીં ભજવાયા. એમાના 'ડેથટ્રૅપ' નામના નાટકના ૧,૬૦૯ પ્રયોગો પડેલા. અમેરિકન નાટ્યકાર

આઇરા લવિનનું લખેલું એ રહસ્ય-નાટક, અને એમાંની અભિનેત્રી મારિયન સેલ્ડેસ એક પણ ખેલ નહિ ચૂકેલાં.

મૌલિક અમેરિકન નાટકો સારાં હોય તો સફળ થાય, પણ અમેરિકનોને સારાં બ્રિટિશ નાટકો બહુ પ્રિય છે. એનાં લેખક શેક્સપિયર અને ડિકન્સથી માંડીને સમકાલીન નાટ્યકાર એલન આઇકબર્ન અને એન્થની શેફર હોઈ શકે છે. એન્ડ્રૂ લૉઇડ વેબર નામના યુવાન સંગીતકારે તો જાણે ગીત-નૃત્ય-નાટિકાનું ક્ષેત્ર બંને ખંડમાં સર કરી લીધું છે.

તાજેતરમાં છેલ્લે જે નાટક જોયું એનું નામ હતું 'બ્લડ બ્રધર્સ' (Blood Brothers), ને એના સર્જક તો વળી ખૂબ નાની ઉંમરના કહેવાય. અંગ્રેજ નાટકકાર વિલી રસેલ(Willy Russell)નો જન્મ ૧૯૪૭માં થયેલો. પંદર વર્ષની ઉંમરે એમણે સ્કૂલ છોડેલી, પણ પછી એ ભણ્યા અને શિક્ષક બન્યા. એમનાં નાટકો એટલાં તો સફળ અને લોકપ્રિય બન્યાં છે કે એ લગભગ બધી મુખ્ય વિશ્વ-ભાષાઓમાં અનુવાદ પામ્યાં છે, અને જાપાન, ઑસ્ટ્રેલિયા, યુરોપ તથા દક્ષિણ અમેરિકાના દેશોમાં સતત ભજવાતાં રહે છે. ઉપરાંત, એ જન્મ્યા હતા તે શહેર લિવરપૂલના મહાવિદ્યાલયે એમને ડૉક્ટરની ઉપાધિ આપીને સન્માન્યા છે. 'શર્લી વેલેન્ટાઇન' અને 'એજ્યુકેટિંગ રીટા' બે નાટકોને કેટલાંયે પારિતોષિકો મળ્યાં છે, અને એ બંને પરથી ઊતરેલી ફિલ્મો પણ એટલી જ લોકપ્રિય બની છે.

'બ્લડ બ્રધર્સ' સૌથી પહેલાં ૧૯૮૩માં લિવરપૂલ શહેરમાં ભજવાયું, ને પછી લંડનના, બ્રૉડવે જેવા વિખ્યાત, 'વેસ્ટ એન્ડ' કહેવાતા નાટ્ય-ક્ષેત્રમાં ખૂલ્યું. ૧૯૮૮થી અત્યાર સુધી, એનું નવા રૂપે કરેલું અનુષ્ઠાન ત્યાં સળંગ ભજવાઈ રહ્યું છે. ન્યૂયૉર્કમાં અમેરિકન અદાકારો સાથે એ દોઢ વર્ષ પહેલાં શરૂ થયું, અને ઘણું વખણાઈ રહ્યું છે.

નાટ્યકાર વિલી રસેલે પોતાના જન્મસ્થાન લિવરપૂલમાં 'બ્લડ બ્રધર્સ'નું કથાવસ્તુ ગોઠવ્યું છે. આમ તો આ શહેર ઈંગ્લૅન્ડના મધ્ય-પશ્ચિમ દરિયાકિનારે વસેલું છે, પણ દરિયાનો કશો ઉલ્લેખ નાટકમાં આવતો નથી. બલકે પાત્રોને શહેરથી દૂર, ખુલ્લા, ઓછી વસ્તીવાળા ભાગમાં જતાં બતાવ્યાં છે. એની વાર્તા એવી છે કે પહેલા જ વાક્ય પરથી આખી સમજાઈ જાય. છતાં એનો અંત અણધારેલો જરૂર લાગે છે, અને નાટકનું છેલ્લું વાક્ય પરિસ્થિતિની કરુણતા એવી સચોટ રીતે છતી કરે છે કે દિવસો સુધી એનો ડંખ રહી જાય.

શ્રીમતી જોનસ્ટન નામની સ્ત્રીને પોતાને થનારાં જોડકાં બાળકો ઉછેરવાની ચિંતા છે. એ ગરીબ છે, એનો વર એને છોડીને ભાગી ગયો છે, અને એને ચાર-પાંચ બીજાં છોકરાં તો છે પણ ખરાં. જે પૈસાદાર દંપતીને ત્યાં એ ઘર સાફ કરવાની નોકરી કરે છે, ને થોડું કમાઈ લે છે, એને બાળક જોઈએ છે, પણ થતું નથી. એક બાળક પોતાને આપી દેવા માટે આ શ્રીમતી લિયોન્સ એ ગરીબ બાઈને મનાવી લે છે. બે પુત્રો જન્મે છે. આપી દેતાં એનો જીવ ચાલતો નથી. પણ વચન અપાઈ ગયું છે, ને શેઠાણી છોડે તેમ નથી.

આખરે શ્રીમતી જોનસ્ટન દૂર ઊભી રહે છે, ને શેઠાણીને કહે છે, "બેમાંથી જે જોઈએ તે લઈ લો." બંને છોકરા સાવ જુદી રીતે ઊછરે છે. એડીને શિક્ષણ, સગવડ અને પાર વગરનાં રમકડાં. મિકી એના મોટાભાઈ સેમી સાથે રખડી ખાય છે, ને બીજાં છોકરાં સાથે બંદૂક અને પિસ્તોલની રમતો રમે છે. આમાં એક લિન્ડા નામની છોકરી પહેલેથી એનું ધ્યાન રાખે છે, એના પ્રેમમાં પડે છે, અને પછી મિકી સાથે પરણે પણ છે.

શરૂઆતથી જ બંને માતાઓ આ ભાઈઓને જુદા રાખવા પ્રયત્ન કરે છે — ખાસ કરીને, શ્રીમતી લિયોન્સ. એડી પોતાની કૂખે જન્મેલો નથી, તે વાત એ કોઈને જણાવવા નથી માગતી પણ બંને છોકરાઓ મળે તો છે જ, ને ખાસ મિત્રો બને છે, આંગળી પર કાપ મૂકી બંને હાથ મેળવે છે. લોહી ભેળવીને, આમ, બંને 'બ્લડ બ્રધર્સ' બને છે. લિન્ડા પણ સાથે ખરી.

મિકી એક સાવ સાધારણ નોકરી કરતો હતો, તે પણ ફૅક્ટરીની આર્થિક ભીંસમાં જતી રહે છે.

મહિનાઓ નોકરી વગર જાય છે, ત્યારે થોડા પૈસા બનાવવાની લાલચે એ સેમી સાથે એક ગુનામાં સંડોવાય છે, ને જેલમાં જાય છે. ત્યાં એ મનથી તદ્દન ભાંગી જાય છે, અને જીવન માટેનો બધો ઉત્સાહ ગુમાવી બેસે છે. દરમ્યાન એડી ભણીગણીને ગામમાં ઊંચી સરકારી પદવી પર આવ્યો છે. એ લિન્ડાને મિત્રભાવે સાંત્વન આપે છે, જે જોઈને મિકી જાણે ગાંડો થઈ જાય છે.

પિસ્તોલ લઈને એ એડીની ઓફિસમા પહોંચી જાય છે. એને કશું ખોટું કરી બેસતાં અટકાવવા માટે લિન્ડા, તેમજ શ્રીમતી જોનસ્ટન પણ, ત્યા દોડી જાય છે. પોલીસના માણસો મિકી પર બંદૂક તાકીને બેસી જાય છે. એક ભાઈ બીજા ભાઈ પર ગોળી ના છોડે એટલે આટલાં વર્ષો સંતાડી રાખેલી વાત શ્રીમતી જોનસ્ટન બંનેને કહી દે છે કે કેવી રીતે, ગરીબીને કારણે એક છોકરો એમણે નાછૂટકે શ્રીમંત લિયોન્સ કુટુંબને આપી દીધો.

બંને ભાઈઓ સ્તબ્ધ થઈ જાય છે. થોડી ક્ષણો પછી, ચિત્કારના આર્ત સ્વરે પોતાની માતાને પૂછે છે : "તેં મને કેમ આપી ના દીધો ?"

નાટકનું આ છેલ્લું વાક્ય. હસમુખા, રમતિયાળ એ ગરીબ છોકરાનું જીવન કાંઈ જુદું જ હોત જો શેઠાણીએ એને ઉપાડ્યો હોત. આ વાક્ય કરુણ ના બન્યું હોત જો નાટક સુખાંત હોત. પ્રેક્ષકોને તો એવી જ આશા છે. નાટ્યકારને કશું બીજું અભિપ્રેત છે : મિકી આ વાક્ય બોલી રહે છે, ને ત્યાં જ, અકસ્માત્ એની પિસ્તોલમાંથી ગોળી છૂટે છે, ને એડીને વાગે છે. બરાબર એ જ ક્ષણે, તૈયાર ઊભેલા પોલીસની ગોળીઓ મિકી પર છૂટે છે. જિંદગીભર છૂટા રહેલા ભાઈઓ મૃત્યુમાં સાથે થઈ જાય છે.

બ્રોડવે પર ભાગ્યે જ કરુણાંત નાટક જોવા મળે. છેલ્લે આશાનું સૂચન લાવવામાં આવ્યું જ હોય. પણ 'બ્લડ બ્રધર્સ'માં એ સ્થળ ને સમયનું વાસ્તવિક નિરૂપણ છે. પાત્રો એમની પરિસ્થિતિ પ્રમાણે જીવે છે, ને મૃત્યુ પણ પામે છે. મનુષ્યજીવનની આ રીતિ છે. આ નાટકમાં કળા જીવનને અનુસરે છે.

# કથીડ્રલ*

**જયા મહેતા**

કથીડ્રલ એટલે બિશપનું મુખ્ય ચર્ચ. અને ચર્ચ એટલે ખ્રિસ્તીઓનું સાર્વજનિક પ્રાર્થનાનું સ્થળ, એની ઇમારત.

'ચર્ચ' ગ્રીક શબ્દ છે. એનો અર્થ થાય છે 'The Lord's House'. લૉર્ડ એટલે ઈશ્વર, પરમાત્મા. અને લૉર્ડ એટલે સત્તાધીશ. આ હાઉસ એટલે ધ લૉર્ડનું હાઉસ, ઈશ્વરનું ધામ.

આ બધા તો શબ્દાર્થકોશના અર્થ થયા; પણ ચર્ચ બાંધનારને મન તો એ સ્વર્ગનું પ્રતીક છે. સ્વર્ગ તો ક્યાં કોઈએ જોયું છે, પણ માણસે સ્વર્ગની કલ્પના કરી છે. માણસ બહુ કલ્પનાશીલ પ્રાણી છે. માનવેતર પ્રાણીસૃષ્ટિથી એને જુદો પાડતું આ બીજું એક લક્ષણ ! માણસની કલ્પનાશીલતા અનહદ ને અજબગજબની છે, ચકિતવિસ્મિત કરી દે છે. સ્વર્ગ અને નરક, આકાશલોક અને પાતાળલોક, શાપ-ઉશાપ, પૂર્વજન્મ-પુનર્જન્મ, પારસમણિ, કલ્પતરુ ને કામધેનુ, ઊર્ધ્વમૂલ અશ્વત્થ. . . અભેદભાવે સદ્-અસદ્ સર્વનો સમાવેશ કરતી મનુષ્યની કલ્પનાક્ષમતા અકલ્પ્ય છે, અગાધ છે.

મનુષ્યની કલ્પનાનું સ્વર્ગ ભવ્ય હશે, સુંદર હશે, કલાત્મક હશે, એટલે દેવળો પ્રભાવશાળી બાંધવાનો ખ્યાલ દૃઢ થયો હશે. ઈશ્વરી તત્ત્વ ઐશ્વર્યયુક્ત હોય, એ ભાવથી ધર્મ સાથે કલાપ્રીતિનું ઝરણ વહેતું થયું. God is beauty... Beauty is Godની ભાવના સાકાર થઈ.

ધર્મ મનુષ્યને પરંપરાથી મળ્યો. દૈવી શક્તિ પરની શ્રદ્ધાઅંધશ્રદ્ધા પરંપરાએ જ આપી, એ વ્યક્ત કરવાની રીત પણ જુદા જુદા ધર્મોને પોતપોતાની પરંપરાએ જ આપી. વિવિધ ધર્મોની નિરનિરાળી રીતોમાં પણ એક સમાનતા અચૂક જોવા મળે છે કે ધર્મ સાથે કલા-સૌંદર્ય એક કે બીજી રીતે સંકળાયાં છે; — સાર્વજનિક ધર્મસ્થાન તરીકે મંદિર-મસ્જિદ-દેવળ અને મૂર્તિઓનાં મનોહર શિલ્પ-સ્થાપત્યો ને ચિત્રો અસ્તિત્વમાં આવે છે. અને પ્રાર્થનાઓ સાથે વિશિષ્ટ પ્રકારનાં કાવ્યો ને સંગીતનો આવિષ્કાર થાય છે.

પણ મૂર્તિઓ ગમે તેટલી વિરાટ ને સુંદર હોય, ઇમારત ગમે તેટલી ભવ્ય અને રમણીય હોય, ઈશ્વર કાંઈ આમ કોઈ એક મૂર્તિમાં કે એક સ્થળમાં બંધાઈને વસે ? ઈશ્વર તો સર્વવ્યાપી હોય. ईशावास्यम् इदम् सर्वम् એ જ સાચું નહિ ? ને તો આ મંદિર, આ મસ્જિદ, આ દેવળ, આ ગુરુદ્વારા. . . શા માટે ? કદાચ કોઈ સાચે જ ઈશ્વરભૂખ્યો માણસ અહીં આવે ને એની ઈશ્વરપ્રીતિ કે ઈશ્વરસ્મૃતિ ઝંકૃત થઈ પણ જાય, એવી ભાવનાથી ?

ઈશ્વરનો આવિર્ભાવ તો અનેક રંગે ને અનેક રૂપે થાય. સત્યમ્, શિવમ્, સુન્દરમ્ પણ ઈશ્વરની જ પ્રતિકૃતિ. એનો વિચાર કરતાં જ ગાંધીજી, શ્રી અરવિંદ અને રવીન્દ્રનાથ ટાગોર યાદ આવે. પરમાત્માને પામવાના રસ્તા પણ અનેક. કયો રસ્તો કોને ક્યારે કેવી રીતે ઈશ્વર પાસે લઈ જશે, એ કોણ કહી શકે ? પરમચૈતન્યની ઝાંખીના અનેક માર્ગમાંથી કોઈક માર્ગ કોઈકને ક્યારેક જડી પણ જાય, ને એ માર્ગ કદાચ દેવળ-મંદિર-મસ્જિદમાંથીયે ફૂટતો હોય.

કેન્ટરબરી અને સેન્ટ પૉલનાં કથીડ્રલ જોયાં ને થયું કે પ્રાચીન કાળનાં ચર્ચ કરતાં મધ્યયુગનાં ચર્ચ ઘણાં ભવ્ય છે. પ્રાચીન ચર્ચ જોયાં તો નથી, એ વિશે વાંચ્યું છે. પ્રાચીન આદિવાસી પ્રજા કુદરતની કેટલીક શક્તિઓથી ડરીને તેનાથી પોતાનું રક્ષણ કરવા ચિત્રો ને પૂતળાંરૂપે ઇમેજનો ઉપયોગ કરતી ને એ ઇમેજોને

* હવે પછી પ્રગટ થનાર 'વિમાનથી વ્હિલચૅર સુધી' પુસ્તકમાંથી.

સાચી માનીને એમ ધારી લેતી કે એથી આપત્તિઓ દૂર થશે. અહીં ભયપ્રેરિત ધર્મ હતો, ખરેખર તો ધર્મ નહિ, પણ બચાવ અને સલામતીની વૃત્તિનો આવિર્ભાવ હતો. પછીના સમયની જરૂરિયાતો જુદી હતી. ધર્મગુરુઓ વિશાળ જનસમૂહને સબોધતા ને ઉપદેશ આપતા. અહીં ધર્મ અને નૈતિકતાની સેળભેળ થઈ ગઈ ધર્મ તો પ્રત્યેક વ્યક્તિની અત્યત અગત અને વ્યક્તિગત બાબત છે એ સાર્વજનિક ને સમૂહગત કેમ હોઈ શકે ? ધર્મ વ્યક્તિની આવશ્યકતા છે, નૈતિકતા સમષ્ટિની આવશ્યકતા છે મનુષ્ય સમાજમા રહે છે એટલે સર્વની સાથે રહેવા માટે, સારી રીતે સાથે રહેવા માટે નૈતિકતાની જરૂર છે જનસમૂહને સબોધવા માટે ખૂબ જ મોટા ખડવાળા ચર્ચ બધાવા માડ્યા. એ ખડોની રચના રાજમહેલોના વિશાળ ખડ જેવી કરવામા આવતી. મોટો લબચોરસ ખડ, તેમા ખડના સૌદર્યના અશ જેવા સ્તભો મૂકીને તેના વિભાગ પાડેલા હોય. આ ખડોને કેમ સજાવવા એ વિશે સૈકાઓ પહેલા વાદવિવાદ થયા હતા. અને છેવટે બધા ખ્રિસ્તીઓએ નક્કી કર્યું હતુ કે 'ઈશ્વરના ધામ'મા કોઈના જ પૂતળા ન હોવા જોઈએ, પણ પછી છઠ્ઠી સદીના છેવટના દાયકામા પોપ ગ્રેગરી ધ ગ્રેટે લોકોને સમજાવ્યા કે ચર્ચના સભ્યોને લખતા-વાચતા આવડતુ નથી, ધાર્મિક કથાઓ દ્વારા તેમને ઉપદેશી શકાય તે માટે ચિત્રોની જરૂર છે એટલે ચર્ચમા ચિત્રકામની શરૂઆત થઈ પછી તો ચર્ચને અદરથી શણગારવા માટે પીછી ઉપરાત રગીન પથ્થરો ને કાચનો ઉપયોગ થવા માડ્યો ને સરસ ચિત્રોનુ નિર્માણ થયુ. શિલ્પ, સ્થાપત્ય અને ચિત્રકલા પરાકાષ્ઠાએ પહોંચ્યા ને અદ્દભુત સુદર ચર્ચ બધાયા.

ઈંગ્લેન્ડના સૌથી મોટા ને સુપ્રસિદ્ધ ત્રણચાર કથીડ્રલમાનુ એક, કેન્ટરબરીમા અને બીજુ લડનમા છે ઈંગ્લેન્ડમા ક્રિશ્ચિયાનિટીના ઇતિહાસનો આરભ કેન્ટરબરી કથીડ્રલથી થાય છે કેન્ટરબરી કથીડ્રલ માટે ઇતિહાસે નોંધ્યુ છે કે સન ૫૯૭મા રોમથી સત ઓગસ્ટિન સાથે ચાળીસ સાધુઓનુ એક જૂથ અશિષ્ટ અગ્રેજોને ખ્રિસ્તી બનાવવા માટે કેન્ટરબરી આવ્યુ હતુ એમણે કેન્ટરબરીને પોપનુ મુખ્ય સ્થાન નક્કી કર્યું તે ઈંગ્લેન્ડના બધા ચર્ચમા મુખ્ય રહ્યુ સન ૬૦૦મા રાજાએ તેમને પોતાનો મહેલ આપ્યો ને ચર્ચ બાધવા માટે બીજી જગા પણ આપી. એમણે બધાવેલુ મે પ્રાચીન કથીડ્રલ સન ૧૦૬૭મા આગમા નાશ પામ્યુ સન ૧૦૭૭મા નવુ બધાયુ ને સન ૧૧૭૪ની આગમા એનો કેટલોક ભાગ બળી ગયો. ત્યાર પછી પણ આજ સુધી તેમા ઘણા સુધારાવધારા થતા જ રહ્યા છે સન ૬૦૪મા બિશપ મેલિટસે લડનમા કથીડ્રલ બધાવ્યુ તે સેન્ટ પોલને અર્પણ કરાયુ.

કેન્ટરબરી કથીડ્રલ્સ અને સેન્ટ પોલ્સ કથીડ્રલ બનેનુ સ્થાપત્ય ભવ્ય છે પથ્થરની આ ઇમારતો જાણે સાક્ષાત્ સૌદર્ય જ વિરાજમાન થયુ હોય એટલી સુદર છે નાનુ બાળક ખૂબ ઊચા ઘટાદાર વૃક્ષને ડોક ઊચી કરીને જોતુ હોય એમ કે આકાશદર્શન માટે ડોક ઊંચી કરીને જોઈએ એમ જોવુ પડે એટલી બધી ઊચી ને સરસ ચિત્રકામ કરેલી આ કથીડ્રલોની છત ખૂબ જ શોભાયમાન છે એ જાણે 'અનતતા તરફ તર્જનીસકેત' (રા. વિ પાઠક) કરતી હોય એવી લાગે છે સેન્ટ પોલ્સ કથીડ્રલની છત પર તો વિશાળ ઘુમ્મટ છે વિશ્વભરના દેવળોમા સૌથી મોટા ઘુમ્મટોમા પહેલો ક્રમ રોમના સેન્ટ પીટર્સ કથીડ્રલનો છે, ને સેન્ટ પોલ્સ કથીડ્રલ બીજા ક્રમાકે છે એનો વ્યાસ ૧૧૨ ફૂટ (૩૪ મીટર) ને ઊચાઈ ૩૬૫ ફૂટ (૧૧૧ મીટર) છે કથીડ્રલોની છતને ને ઘુમ્મટને આધાર આપતી વિવિધ દિશાઓમા વળાકદાર સુમેળ સાધતી ઉઠાવદાર કમાનોથી સરસ ભૌમિતિક આકૃતિઓ રચાય છે એના ખડ ખૂબ મોટા ને લાબા છે સ્તભો ખૂબ ઊંચા ને કલાત્મક કોતરકામવાળા છે દેવદૂતો, પાખાળા પ્રાણીઓ, વિવિધ ભાત ઇત્યાદિના કોતરકામ તથા ચિત્રકામથી સુશોભિત દીવાલો છે ને એ દીવાલોમા વિશિષ્ટ પ્રકારના રંગીન ચિત્રોવાળી ખૂબ લાબી ને એક ઉપર એક એવી હારમાળા રચતી બારીઓ છે પારદર્શક રગીન કાચના ટુકડાઓને સીસાની કિનારથી

જોડીને (stained and leaded glassથી) બાઇબલનાં ઐતિહાસિક દૃશ્યો અને સમકાલીન ઘટનાઓનાં ચિત્રો આલેખાયાં છે એવી આ બારીઓ એક અનોખું સર્જન છે. આ પ્રભાવશાળી કથીડ્રલોમાં કંઈક અનેરું જ વાતાવરણ સર્જાય છે.

આ કથીડ્રલોમાં કેટલાક સ્તંભોની ટોચ પર રમૂજી ને વિકૃત લાગે એવા ચહેરા કોતરેલા છે. આસપાસ આટલું મનોહર સૌંદર્ય ને વચ્ચે આવા વિકૃત ચહેરાઓ જોઈને પહેલાં તો આશ્ચર્ય જ થાય છે. દુરિતને ડરાવવા ને દૂર રાખવાના ખ્યાલથી આદિવાસી લોકો આવી ભયાનક આકૃતિઓ ચીતરતા. એનો વારસો આમ જળવાયો હશે.

આ કથીડ્રલો સાથે ઇતિહાસ સંકળાયેલો છે ને વર્તમાન અહીં હજી જીવંત છે. યાત્રાળુઓનાં આ શ્રદ્ધાસ્થાન, સૌંદર્યપ્રેમી પ્રવાસીઓ અને ઇતિહાસરસિકોનાં આ તીર્થ-સ્થાન, મુસાફરો માટે એક આકર્ષક સ્થળ, દર વર્ષે અહીં લાખો લોકો આવે છે.

કેન્ટરબરી કથીડ્રલમાં દર વર્ષે પંદરથી વીસ લાખ લોકો આવે છે. ઊંચી દીવાલોથી સુરક્ષિત આ ઇમારતના સંપૂર્ણ સ્થાપત્યની અને બીજી બાબતોની કાળજી રાખવા લગભગ બસો કર્મચારીઓ સવેતન કામ કરે છે, ઉપરાંત કેટલાક સ્વયંસેવકો પણ કામ કરે છે. વિશ્વની કેટલીક સૌથી પ્રાચીન રંગીન કાચની બારીઓ અહીં છે, તેની તથા દીવાલ પરનાં ચિત્રકામની સંભાળ રાખવા બે જુદા જુદા સ્ટુડિયો છે. અહીં એક પુસ્તકાલય છે તેમાં હસ્તપ્રતો તેમ જ છાપેલાં પુસ્તકો છે. પુસ્તક-પ્રકાશન-વિભાગ પણ વિકસ્યો છે. કથીડ્રલના વડા આર્કબિશપ અહીંના વહીવટમાં કોઈ જ ભાગ લેતા નથી. અસંખ્ય યાત્રાળુઓ ને પ્રવાસીઓને લીધે કથીડ્રલને તેમ જ કેન્ટરબરી શહેરને પણ સારી આવક થાય છે. રોજની પ્રાર્થના અહીં નિયમિત થાય છે. મહત્ત્વના દિવસોએ ખાસ પ્રકારના સંગીત અને ડ્રામેટિક પર્ફૉર્મન્સ સાથે પ્રાર્થના થાય છે, ને તે માટે તાલીમ આપીને સંગીતવૃંદ તૈયાર કરાય છે.

ઈશ્વરનાં કહેવાતાં આ બધાં ધામમાં મનુષ્યે જુદી જુદી રીતે આક્રમણ કર્યું છે. રાજકારણીઓની સત્તાની સાઠમારી અહીં થતી રહે છે, ને મહાનુભાવોની કબરો ને સ્મારકો પણ અહીં હોય છે. ધ બ્લૅક પ્રિન્સ એડવર્ડની કબર કેન્ટરબરી કથીડ્રલમાં છે.

રાજકારણીઓ અને ધર્મગુરુઓ પણ અહીં લડે કે ઝઘડે, ચડે કે પડે, એ બધાંથી અલિપ્ત ધર્મશ્રદ્ધાળુઓ માટે તો આ ઈશ્વરનું પરમધામ જ છે. એટલે તો જોનથન કીટ્સ આ વિધાનો કરે છે :

> For all who visit Canterbury, its Cathedral Church of Christ stands as a symbol of endurance, creative achievement and faith in the Future.
>
> A cathedral is not a museum — it is a place for the living worship of Almighty God.

આ ભાવના સાથે કોઈ વિરોધ નથી. પ્રવાસીઓનાં ટોળાંનાં ટોળાં કયા ભાવથી આવતાં હશે, કેમ ખબર પડે ? કેવળ સૌંદર્યદર્શને આવતાં હોય તોયે, પરમચૈતન્ય જ અહીં 'સુન્દરમ્' રૂપે બિરાજે છે.

કથીડ્રલોમાં ક્યાંક પ્રવેશ-ફી હોય છે, ક્યાંક નથી હોતી. પ્રવેશ-ફી ન હોય તો કેટલીક જગાએ ધર્માદાપેટી પણ મૂકેલી હોય છે ને ફાળો આપવા વિનંતી કરતું લખાણ હોય છે.

સેન્ટ પૉલ્સ કથીડ્રલમાં પ્રવેશદ્વાર પાસે જ કથીડ્રલનાં ચિત્રોવાળાં કાડ્ર્ઝ મૂક્યાં છે. કાર્ડ ખરીદવું હોય તો પાસે જ મૂકેલી પેટીમાં દશ કે વીસ પેન્સના સિક્કા નાખવાના ને કાર્ડ લેવાનું — બધું જાતે જ કરવાનું. કાર્ડ લેનાર સિક્કો નાખે છે કે નહિ, કેટલાં ને કયાં કાર્ડ લે છે ને કેટલા સિક્કા નાખે છે, એ બધું જોવા કોઈ ચોકીદાર ત્યાં હોતો નથી. ઈશ્વરના ધામમાં ચોકીદાર ન હોય. યુનિવર્સિટીની પરીક્ષાઓમાં સુપરવાઇઝર હોય છે, જીવનની પરીક્ષામાં તો દરેકની ભીતરનો જ ચોકીદાર જાગતો હોવો જોઈએ. અહીં માણસની પ્રામાણિકતા પર પૂરેપૂરો વિશ્વાસ રાખવામાં આવે છે. વિશ્વાસનું આ વાતાવરણ જ પ્રામાણિક થવા પ્રેરતું હશે.

કુદરત કુદરતનુ કામ કરે, કાળ કાળનુ કામ કરે. ઇમારતો વૃદ્ધ થતી જ હોય છે અને આ ધર્મસ્થાનકોની ઇમારતોની સમૃદ્ધિ ચોરાઈ પણ જતી હોય છે યુદ્ધોના પડછાયા પણ ક્યારેક અહીં સુધી લબાતા હોય છે કથીડ્રલના અધિકારીઓ ચોરાઈ ગયેલા ને ખરાબ થયેલા ભાગોનુ સમારકામ કરાવતા જ રહે છે પારદર્શક રગીન કાચની બારીઓના ચિત્રો તો બારમી તેરમી સદીમા બન્યા હતા. આજેય જો તેમા સમારકામ કરાવવાનુ હોય તો પહેલા જે રીતે કાચ બનાવવામા આવતા હતા એ જ રીતે, રગીન બાટલીઓને હવા ભરીને ફુલાવીને, તે ફુગ્ગાના ટુકડા કરીને ને ટુકડાને સપાટ બનાવે ને પછી એ ઠડા પડે ત્યારે પહેલાની જેમ જ સીસાની કિનાર બાધીને ચિત્ર આબેહૂબ પહેલા જેવુ જ તૈયાર કરે

Goethe જેને frozen music કહે છે એવા આ સ્થાપત્ય.

મૂર્તિમત સૌદર્ય જેવા આ કથીડ્રલ્સ એના દર્શનથી ક્ષણભર માટે તો આસપાસનુ બધુ જ વીસરાઈ ગયું, કોણ છુ – ક્યા છુ એ વીસરાઈ ગયુ. અપ્રતિમ સૌદર્યમડિત સ્થાપત્યનો ને એના સમગ્ર વાતાવરણનો આ પ્રભાવ. એને ધાર્મિક કહો કે બીજુ કાઈ કહો, કેન્ટરબરી કથીડ્રલમા પ્રવેશતા જ કઈક નિરાળા, શાત, સૌમ્ય, પવિત્ર, દૈવી વાતાવરણમા પ્રવેશ્યાની અનુભૂતિ થઈ આવી જ અનુભૂતિ અમદાવાદમા ઢળતી બપોરે એકાત સમયે હઠીસિંગના મદિરમા થઈ હતી, લડનના એલેક્ઝાન્ડ્રા પેલેસની ટેકરી પરથી મનુષ્યસહિતની રમ્ય પ્રકૃતિના અતિરમ્ય દર્શનથી પણ થઈ હતી અને એક વખત દૂરદર્શનના નાનકડા પડદા પર snookerની રમત રમાતી હતી ને ખેલાડી ખૂબ એકાગ્રતાથી રમતો હતો, હુ પણ એ નિહાળવામા એટલી બધી એકાગ્ર થઈ ગઈ હતી કે પછી મારા મિત્ર શરદિનીબહેન હુદલીકરે મને કહ્યુ હતુ, 'આ સાક્ષાત્કાર કહેવાય' પ્રાચીન કાવ્યરસજ્ઞોએ વિગલિત વેદ્યાતર અને નિરતિશય આનદની વાત કરી છે, એ શુ પરમનો સાક્ષાત્કાર હશે ? કેન્ટરબરી કથીડ્રલનુ અને એલેક્ઝાન્ડ્રા પેલેસની ટેકરી પરથી પ્રકૃતિનુ દર્શન પ્રફુલ્લિત ને સ્તબ્ધ કરી મૂકતુ હતુ, કઈક અસહ્ય લાગતુ હતુ, કઈક ક્ષણેક શાશ્વતીની ઝાખી કરાવીને અલોપ થઈ ગયુ હતુ, વિશ્વચૈતન્ય સાથે ક્ષણભર એકાકાર કરીને સરી ગયુ હતુ હુ અવાક ઊભી રહી ગઈ હતી.

*"કાયમ રહી જો જાય તો પેગબરી મળે,*
*દિલમા જે એક દર્દ કોઈ વાર હોય છે"*

મરીઝનો આ શેર યાદ આવે છે અશાશ્વતીની શાશ્વતને પામવાની આ તે કેવી લગની ! ચૈતન્યની કેવી તે ઝાખી થઈ હશે કે,

*"નીરખને ગગનમા કોણ ઘૂમી રહ્યો,*
*તે જ હુ, તે જ હું, શબ્દ બોલે."*

આ ઉદ્ગાર નરસિંહને કઠે અવતર્યા હશે !

માણસનુ મન પણ કેવુ એક જ સમયે અનેક સ્તર પર, અનેક ભૂમિકા પર જીવતુ હોય છે ! એકસાથે જ કે ઉપરાઉપર અનેકવિધ ભાવ મનમા જાગતા હોય છે- ખબરેય ન પડે એમ ભાવ, ભાવના અને તર્કના પ્રદેશમા મનની આવનજાવન થયા કરતી હોય છે સાક્ષાત્ સૌદર્યના અવતાર જેવુ સૌદર્ય જોઈને અતિશય આનદ થાય છે, તો સાથે જ ઓછપ અનુભવાય છે સ્તબ્ધ કરી મૂકે એવા સુદર સ્થાપત્ય સર્જન પાસે માણસ વામણો લાગવા માડે છે, ત્યા જ બીજી જ ક્ષણે થાય છે કે આ ભવ્ય સર્જનનો કર્તા તો માણસ જ છે ! પથ્થર જડ છે, પણ જડ પથ્થરને ચૈતન્ય આપવાનુ કામ ચૈતન્યશીલ મનુષ્યે જ કર્યું છે માણસ પોતે જ ઈશ્વરનુ કેવુ મોટુ સર્જન ! ને એ જ માણસે ઈશ્વરનુ સર્જન કર્યું ! ઈશ્વર ને માણસ પરસ્પર સ્પર્ધામા ઊતર્યા છે કે શુ ? પ્રજારામ રાવળનુ સોનેટ યાદ આવે છે ને એમના સૂરમા સૂર મિલાવવાનુ ગમે છે

*બુગદામાથી પસાર થતા*

*સર્જ્યાં તે આ ગિરિવર, અમે ભવ્ય અટ્ટાલિકાઓ.*
*તારા વ્હેતા નદ થકી વહાવ્યા જ વિદ્યુતપ્રવાહો.*
*તારાં પખી, ગગન અમ આ વેગીલાં વાયુયાનો.*
*તારી બ્હોળી પ્રકૃતિ, નગરો શોભીતાં કૈં અમારાં.*

*તારી પૃથ્વી ઉપર નકશો ફેરવીએ મનસ્વી*
*વીંધી પ્હાડો તુજ નીકળીએ તીર જેવા તરસ્વી.*
*પૂર્યો સિન્ધુ, ધરતી ઉરથી વારિ ખેંચ્યાં ફુવારે,*
*તારાં બ્હોળાં રણ રસળવા હામ હૈયે અમારે !*

*કાલે જન્મ્યો મનુ વિકસતો વામનેથી વિરાટ,*
*વ્યાપી જાશે ત્રણ ભુવનમાં વર્ધતો એ અફાટ !*
*તારા મત્સ્ય સ્વરૂપ સરખો, એકથી અન્ય પાત્રે*
*થાતો ન્યસ્ત ક્ષણમહીં અહો, દીર્ઘથી દીર્ઘગાત્રે !*

*આકાશો સૌ સભર મનુજે; તું તદા ક્યાં જ હોશે ?*
*કે, ત્યારે એ મનુસ્વરૂપમાં હે પ્રભો તું જ સ્હોશે ?*

ઈશ્વર તો પ્રત્યેક મનુષ્યની ભીતર જ વસે છે, એમ કહેનાર માણસે કઈ અનિવાર્યતામાંથી ઈશ્વરનું ને ઈશ્વરના કલાવૈભવી ધામનું સર્જન કર્યું હશે ? આ ધામમાં ઈશ્વર છે કે નહિ, એની તો ખબર નથી, પણ કલાસૌંદર્યનો વૈભવ તો જરૂર છે ને એટલે જ માનવાનું મન થઈ આવે છે કે અહીં ક્યાંક ઈશ્વરી તત્ત્વ જરૂર છે.

કથીડ્રલમાંથી બહાર આવી ત્યારે થયું જાણે કોઈક અદ્ભુત પવિત્ર વાતાવરણથી આંતરબાહ્ય સદ્યસ્નાત બાળક બની ગઈ છું. મન સભર સભર થઈ ગયું હતું. મનુષ્યના રાગદ્વેષ બધું જ એકદમ તુચ્છ ને નિરર્થક લાગવા માંડ્યું ને ભીતર હલી ઊઠ્યું : આટલું સુંદર સર્જન કરી શકતી મનુષ્યની અંગુલિઓ વિસર્જન ને વિનાશ તરફ પણ કેમ પ્રેરાઈ શકતી હશે ? આટલા સૌંદર્યથી છલકાઈ ગયા પછી પણ મન તુચ્છ ભાવોમાં કેમ અટવાઈ જઈ શકતું હશે ? માનવપ્રતિભાનો કેવો આ સુંદર આવિષ્કાર ! આ રમ્ય પ્રકૃતિ ! મનુષ્યના અહમ્‌ને, અસદ્‌વૃત્તિઓને, સત્તાલાલસાને, વિલાસપ્રેરિત પ્રવૃત્તિઓને, સંકુચિત સ્વાર્થવૃત્તિઓને, હિંસકવૃત્તિઓને ઓગાળી નાખવામાં આ સૌંદર્ય, આ રમણીયતા શું ઓછાં પડે છે ?

આજની યુવાપેઢી ચર્ચમાં જાય છે, નથી જતી, એ પ્રત્યે એમનું વલણ કેવું છે, વગેરે વિશે પછી એક દિવસ આશિષ સાથે વાત થઈ. એની સાથેના વિદ્યાર્થીઓમાંથી કેટલાક જ ચર્ચમાં નિયમિત જતા હશે. બાકીના જાય ન જાય. આ પેઢી આગલી પેઢી જેટલી ધાર્મિક નથી, નથી તેઓ આસ્તિક કે નથી નાસ્તિક. વળી એમ પણ આશિષના ધ્યાનમાં આવ્યું હતું કે ચર્ચમાં ન જનારામાંથી પણ કેટલાક લગ્ન પછી ચર્ચમાં જવા માંડે છે. મુક્ત વિદ્યાર્થીજીવન પછી આવી પડતી કૌટુંબિક જવાબદારીને કારણે તેઓ ચર્ચ તરફ પ્રેરાતા હશે ?

ધર્મ, ધાર્મિક ભાવના, ચર્ચ, કૌટુંબિક-સામાજિક જીવન, શાસન . . . આ બધાં પરસ્પર ન સંકળાવાં જોઈએ એ રીતે સંકળાઈ ગયાં છે. યુરોપભરની ખ્રિસ્તી પ્રજા પર વડા ધર્મગુરુ પોપનું વર્ચસ્વ રહ્યું છે. આજે એની પકડ ભલે કંઈક ઓછી થઈ હોય, પણ સદંતર છૂટી નથી. રાજઘરાણાના, શાહીકુટુંબના સભ્યોને તો લગ્ન, છૂટાછેડા, પુનર્લગ્ન વગેરે જેવી, એક રીતે તો આ તદ્દન અંગત બાબતો માટે પણ ધર્મગુરુની પરવાનગી કે સંમતિની જરૂર રહે છે; પણ સામાન્ય પ્રજા પરનો એમનો પ્રભાવ ઓછો થતો જાય છે. બહુ ઓછા લોકો ચર્ચમાં જાય છે. એટલે તો આજે લંડનમાં કેટલાંયે ચર્ચ એમ જ ઊભાં છે. બ્રિટિશ પ્રજા અને શાસકો સમજદાર છે કે ઉદાર છે કે બંને છે; અથવા તો એવી ભાવના એમના મનમાં ઊંડે ઊંડે ક્યાંક હશે કે કોઈ પણ ઇમારત, જો એનો ઉપયોગ કે ઉતયોગ ન થતો હોય તો એને કેવળ રાખવા ખાતર રાખવાનો અર્થ નથી, સમય કે સ્થળ કશુંયે વ્યર્થ ન જવું જોઈએ. એમણે ન વપરાતી ચર્ચની ઇમારતો બીજા કામમાં વાપરવા માંડી છે, એટલું જ નહિ, બીજા ધર્મના લોકોને પણ આપી દીધી છે. લંડનની એક ચર્ચની ઇમારતમાં આજે ભારતીય વિદ્યાભવન છે, એક ચર્ચમાં મસ્જિદ છે, એક ચર્ચમાં હવે ગાર્ડન હિસ્ટરીનું મ્યુઝિયમ ઊભું કરાયું છે.

ચર્ચ જેવાં ધર્મસ્થાન અન્ય પ્રવૃત્તિઓ માટે કે અન્ય ધર્મનું સ્થાનક બનાવવા માટે આપી દેવાં પડે એટલી હદે ચર્ચની બિનઆવશ્યકતા કેમ પુરવાર થતી ગઈ એ પ્રશ્ન થાય છે.

માનવવિકાસનો ઇતિહાસ જોઈએ તો જણાય છે કે ડાર્વિન (સન ૧૮૦૯–૧૮૮૧) પહેલાં એમ

મનાતુ કે વિશ્વસમગ્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની લીલાનો સર્જક ઈશ્વર છે ડાર્વિનની the theory of evolutionથી મનુષ્યના અસ્તિત્વમાથી જ નહિ, સજીવ-નિર્જીવ અખિલ સૃષ્ટિમાથી ઈશ્વરરૂપી સર્જકની બાદબાકી થઈ છે ધર્મની વિભાવના પણ સમયે સમયે બદલાતી રહી છે, છતા માણસ ધાર્મિક પરપરા સાથેનો નાતો ઝટ તોડી શકતો નથી પવન જોઈને દિશા બદલતો ને એમ બદલાતો રહેતો ચચળ માણસ ધર્મની બાબતમા અજડ જેવો રહે છે, કારણ કે ધર્મ ને ઈશ્વર સાથે એને ભયની પ્રીતિ છે વૈજ્ઞાનિક દષ્ટિએ ને બુદ્ધિપૂર્વક ચાલનારા માણસોની સખ્યા જ પ્રમાણમા ઘણી ઓછી હોય છે, ને તેમાના પણ ઘણાખરા લોકો તો, અનેક ઉપાધિઓથી ઘેરાયેલા સામાન્ય માણસની જેમ જ, ઉપાધિમાથી તત્કાલ માનસિક છુટકારા માટે ઈશ્વરનુ શરણ શોધે છે, ભયને કારણે વિવેકબુદ્ધિનો પ્રભાવ રહેતો નથી. એટલે જેમ મહાપુરુષોનો પ્રભાવ અલ્પકાલીન હોય છે, તેમ ડાર્વિન જેવા વૈજ્ઞાનિકોનો પ્રભાવ પણ, ટેસ્ટ ટ્યૂબ બેબી આ જ પૃથ્વી પર જન્મ લેતી હોવા છતા, સામાન્યજનો તેમ જ બૌદ્ધિકો પર પણ નહિવત્ હોય છે પરપરાવશ થતા ધર્મપાલનમાથી ધર્મ વિલીન થાય છે ને કેવળ વિધિઓ જ રહે છે ધર્મસ્થળો 'ઈશ્વરના ધામ' નહિ પણ કેવળ ઇમારતો જ રહે છે આ હકીકત સાચા ધર્મિષ્ઠ લોકો માટે ચિંતાનો વિષય બને છે

> Much ıs your buildıng but not the House of God

કવિ ટી.એસ એલિયટના વ્યથિત હૃદયના આ ઉદ્ગાર છે આ ચિંતાથી જ એ કહે છે ચર્ચનુ સ્થાન થિયેટરોએ લેવા માડ્યુ છે ' એલિયટ જેવા મહાન કવિ ને નાટકકાર થિયેટરના વિરોધી ન જ હોય, પણ

> "Talking of right relation of men but not of relations of men to God

આ પરિસ્થિતિ એલિયટને અસહ્ય થઈ હશે. આ ધર્મનિષ્ઠ કવિએ તો લડનમા ચર્ચ બાંધવા ફડ ભેગુ કરવા માટેના એક પદ્યનાટકના કેટલાક સવાદ અને વૃદગાન લખી આપ્યા હતા.

દેવળો મદિર મસ્જિદોની ઇમારતો બધાય છે પણ માણસ તો ઈશ્વરવિમુખ જ રહે છે આ સ્થિતિ સવેદનશીલ કવિઓને દૂભવે છે કવિ રવીન્દ્રનાથ ટાગોર પણ કહે છે

> *While God waits for his temple to be built of love/Man brings stones*

માણસ પથ્થર લાવ્યો, સાથે કલાદષ્ટિ ને સૌદર્યપ્રીતિ પણ લાવ્યો. પોતે જેટલુ સાથે લાવ્યો હતો એટલુ એને યાદ રહ્યુ ને એટલુ જ એને મળ્યુ એ ઈશ્વરપ્રેમ લાવ્યો નહોતો ઈશ્વરપ્રેમ તો બહુ વિરલ છે

દેવસ્થાનોના સુદર સ્થાપત્યો રચાવનારા પાસે સત્તા ને પૈસા છે રચનાર પાસે કલા છે, લગન છે તપ ને સાધના છે, જોનાર પાસે ઓછીવત્તી કલાસમજ છે, કુતૂહલ છે, વિસ્મય છે, મુગ્ધતા છે અહીં ભલે ઈશ્વર ન હોય, પણ માનવચૈતન્ય અસીમ સૌદર્યમા આવિષ્કૃત થયુ છે અને કેટલાક સાચા ધર્મપ્રિય લોકોની શ્રદ્ધાનુ આ ધામ છે, એટલે જ એને નમવાનુ ગમે છે

*નમુ તને, પથ્થરને ? નહીં, નહીં,*
*શ્રદ્ધાતણા આસનને નમું નમુ*

*જ્યાં માનવીના શિશુ અંતરોની*
*શ્રદ્ધાભરી પાવન અર્ચના ઠરી,*
*કે મુક્ત તલ્લીન પ્રભુપ્રમત્તની*
*આખો જહીં પ્રેમળતા ઝરી ઝરી.*

*તું માનવીના મનમા વસ્યો અને*
*તને ય આ માનવ માનવે કર્યો,*
*મનુષ્યની માનવતાની જ્યોત આ*
*થયેલ ભાળી અહીં, તેહને નમુ.*

*તુ કાષ્ઠમા, પથ્થર, વૃક્ષ, સર્વમાં,*
*શ્રદ્ધા ઠરી જ્યા જઈ ત્યા, બધે જ તુ.*
*તને નમું, પથ્થરને ય હું નમું,*
*શ્રદ્ધાતણુ આસન જ્યા નમુ તહીં*

અને ફરી પાછા ટાગોર યાદ આવી જાય છે

*રૂપસાગરે ડૂબ દિયે છિ અરૂપરતન આશ કરિ'*

*

અતીત ભવિષ્ય બની શકતો નથી ને માણસે તો

વર્તમાનમાં જીવવાનું છે. જીવનને અને આ અખિલ વિશ્વની લય-વિલયલીલાને અર્થ આપવા માટે માણસે ઈશ્વરની કલ્પના કરી ને એમ કરીને માણસ પોતાના કર્તૃત્વની જવાબદારીમાંથી પણ મુક્ત થવા મથ્યો; પણ બેપાંચ હજાર વર્ષ પહેલાંની એ ઈશ્વરકલ્પના કાલગ્રસ્ત થઈ ગઈ છે. આસ્થાપૂર્વક ઈશ્વરને નમીને, એને ખોળે માથું મૂકીને માણસ ઊંઘી શકે એમ નથી. એને પ્રશ્નો મૂંઝવી રહ્યા છે — હું કોણ છું ? મને કોણે બનાવ્યો ? ઈશ્વરને કોણે બનાવ્યો ? આના જવાબમાં તો એટલું જ સમજાયું કે જો ઈશ્વર જેવું કોઈક મહાન અસ્તિત્વ હોય ને એણે જ માણસનું સર્જન કર્યું હોય તો દુનિયા આટલી વિકૃત ન હોય, મનુષ્ય પણ ઈશ્વર જેવો જ હોય, કારણ કે ઈશ્વરનું સર્જન ઈશ્વરથી ઊતરતું ન હોઈ શકે. પણ મનુષ્યે તો ઈશ્વરને નામે પણ ભીષણ કૃત્યો કર્યાં; તેથી જ કદાચ, નિત્શે આમ કહેવા પ્રેરાયા હશે :

> God is a thought that makes crooked all that is straight.

ઈશ્વરનો વિચાર જ મનુષ્યે ઊભો કર્યો ને એમ કરીને એણે 'હિમાલય જેવડી ભૂલ' કરી કે નહિ, એ તો કહી શકાતું નથી, કારણ કે ઈશ્વરભોળા કે ઈશ્વરભીરુ માણસો ઈશ્વરની કલ્પનાથી કદાચ પાપભીરુ થયા હશે કે એમને જીવવાનું બળ ને સ્થિરતા મળ્યાં હશે; પણ જૂની પેઢીએ જે સહેલાઈથી સ્વીકારી લીધું હતું, એ નવી પેઢી માટે સ્વીકારવાનું શક્ય રહ્યું નથી.

માણસની પરંપરાગત ધાર્મિક શ્રદ્ધાને ડગાવી નાખતાં કેટલાંયે પરિબળો ડાર્વિન પછી અસ્તિત્વમાં આવ્યાં છે. સમજણ બહારની વાત સ્વીકારી લે એવો પ્રાકૃતબુદ્ધિ એ રહ્યો નથી. વિજ્ઞાનના અમર્યાદિત વિકાસ સાથે ટેક્નોલૉજીએ અનન્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. એની હરણફાળે જીવનની રીતિનીતિને મૂળમાંથી હચમચાવી દીધી, ઉથલાવી-પલટાવી નાખી છે. માણસનું મન આ બધાં સાથે એટલી જ ઝડપથી મેળ સાધી શક્યું નહિ, એ અટવાઈ ગયો, ખોવાઈ ગયો, એનું ચિત્ત ડામાડોળ થઈ ગયું. એમાંથી ઊગરવા એને ધર્મનો આધાર રહ્યો નહિ. એ સહેલાં ને ક્યારેક અતિસસ્તાં મનોરંજન તરફ પણ વળવા માંડ્યો, તો સાથે જ વધતા જતા જ્ઞાને એને અનેક સ્તરે નવી દિશા પણ આપી. છતાં આજના માણસનો વર્તમાન છિન્નભિન્ન છે ને ભવિષ્ય ધૂંધળું છે. ટીવી. કલ્ચરમાં એ ઊછર્યો છે ને ટેક્નોલૉજી એને ગળથૂથીમાં મળી છે, સર્વસત્તાધીશ ઈશ્વરની કલ્પના એને જરીપુરાણી લાગે છે. બે વિશ્વયુદ્ધોના પડછંદા હજી શમ્યા નથી. મૃત્યુ સિવાય કાંઈ નિશ્ચિત નથી એવી જિંદગી એ જીવી રહ્યો છે, ઈશ્વરની વ્યર્થ શોધથી એ થાકી ગયો છે ને ઈશ્વરને નકારતો થઈ ગયો છે.

માણસ ધર્મને જાણે એ પહેલાં ભૂખને જાણે છે. ભૂખ . . . પન્નાલાલ પટેલે 'માનવીની ભવાઈ'માં વર્ણવી છે. ટેનેસી વિલિયમ્સે 'ધ નાઇટ ઑફ ધ ઇગ્વાના' નાટકમાં વર્ણવી છે :

> When I was conducting a party of — *ladies ?* — yes, ladies. . . through a country that shall be nameless but in this world, we were passing by rubberneck bus along a tropical coast when we saw a great mound of. . . well, the smell was unplesant. One of my ladies said, 'Oh what is that ?' I didn't use the four-letter word for what the great mound was. I didn't think it was necessary to say it. Then she noticed, and I noticed too, a pair of very old natives of this nameless country, practically naked except for a few filthy rags, creeping and crawling about this mound of. . . and. . . occasionally stopping to pick something out of it, and pop it into their mouths. What ? Bits of undigested. . . food particles. . .

આ ભૂખને, ભૂખમરો વેઠીને જીવી રહેલી અડધીથીયે વધુ દુનિયાને ધર્મ કે દેવળની જરૂર નથી. આજથી પાંચ-સાડા પાંચ સૈકા પહેલાં રચાયેલા પ્રેમાનંદના 'સુદામાચરિત્ર'માં સુદામાપત્નીને મુખે આ ભૂખ બોલે છે :

> *એ જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે,*
> *રુએ બાળક, લાવો અન્ન, લાગું પાયજી રે.*

જ્ઞાન કરતા ભૂખનુ માહાત્મ્ય વિશેષ છે

જીવનના ખાલીપણાથી અકળાયેલા માણસનો જીવનમાથી જ વિશ્વાસ ઊઠતો જાય છે તો પછી ચર્ચ કોને માટે ? ને શા માટે ?

માણસને સાચો સધિયારો આપવામા તત્ત્વજ્ઞાન, કલા અને વિજ્ઞાન જ નહિ, ધર્મ પણ અસમર્થ પુરવાર થયો છે, એટલે જ એમ કહેવાનો સમય આવ્યો કે 'Christianity failed to spiritualize Europe' (શ્રી અરવિંદ)

ચર્ચ મદિર મસ્જિદનો સબધ ધર્મ સાથે ન રહે, ધર્મનો સબધ પરમચૈતન્યરૂપી ઈશ્વર સાથે ન રહે, ત્યારે ધર્મસ્થાનો અને ધર્મ બધાનો મનુષ્ય સાથેનો સબધ પણ તૂટે છે

ધર્મ પરમની સાધના મટીને રોજીરોટીનુ સાધન બન્યો, ત્યારે એનુ અવમૂલ્યન થયુ, ધર્મને નામે અનેકાનેક લાલસાઓ પોષવાના-સતોષવાના પ્રયત્નો થયા ત્યારે અધમતા ફૂલીફાલી ને ધર્મનુ અધ પતન થયુ

માણસને સારો માણસ બનાવે એવો ફક્ત એક જ ધર્મ છે  સત્ય અને કેવળ સત્ય 'સત્ય' કેવળ વિચાર જ ન રહે, પોતાનામા શ્રદ્ધા રાખીને સત્ય જીરવાય ને જિવાય તો જ 'માહી પડ્યા તે મહાસુખ માણે' સત્યને પગલે આવતી ન્યાયબુદ્ધિ જીવન માટેનો આદર, માનવગૌરવની ભાવના — આ જીવનમૂલ્યો જ માનવતા. આ માનવમૂલ્યો સાથે પોથીગત ધર્મ સકલિત રહ્યો નથી, ત્યારે આધારવિહીન માન્યતાઓને ટકાવતા ધર્મગ્રથો, ધર્મોપદેશકો અને ધર્મસસ્થાઓને વિદાય એ જ એકમાત્ર માર્ગ રહે છે ને કવિ સુન્દરમ્‌ની જેમ કહેવુ પડે છે

* *"હરિ હવે વૈકુઠ જાઓ રે"*

હરિને તો વિદાય આપી દીધી, પણ મુશ્કેલી બીજી જ છે

આસપાસના ભૌતિક જગત ઉપરાત, સવેદનશીલ મનુષ્ય ભીતરના આત્મચૈતન્યને પણ અનુભવે છે રહસ્ય સમજાતુ નથી, જૂની આસ્થા ડગી છે નવો માર્ગ જડ્યો નથી. ને પ્રશ્નો. પ્રશ્નો. પ્રશ્નો. મનને ભરડી લે છે

"ગાડીવાનનો ચહેરો આપણને દેખાય છે જ ક્યા ?" કઠપૂતળીના ખેલ દેખાય છે, પણ સૂત્રધારની તો આગળીયે દેખાતી નથી ને પૂતળીઓને નાચ તો ચાલુ જ રાખવા પડે છે

ગાડીવાનનો ચહેરો દેખાતો નથી, આપણે ગાડીવાનની જગાએ બેસી શકતા નથી, ગાડીમાથી ઊતરી જઈ શકતા નથી ગાડીવાન કોણ છે ? આપણને ક્યા લઈ જાય છે ? શા માટે લઈ જાય છે ? ક્યારે આપણને ગાડીમાથી ઉતારી મૂકશે ? ક્યા કાઈ જ ખબર છે ?

પાદડુ ખર્યુ છે તો આસપાસમા વૃક્ષ ક્યાક હોવુ જ જોઈએ  સિતારના તાર રણઝણે છે તો વાદક ક્યાક હશે જ  વાસળીના સૂર સભળાય છે તો બજાવનાર હોવો જોઈએ  મોજાના ઘુઘવાટ વહી આવે છે એટલે દરિયો ક્યાક હશે જ  ટહુકા સભળાય છે કોયલ ક્યાક લપાયેલી હશે

મન લપાયેલી કોયલની શોધમા, ગાડીવાનની શોધમા, એના ચહેરાની તલાશમા તરફડે છે  કાઈ હાથ લાગતુ નથી ને.

મન ચકરાવે ચડે છે  ગાડી તો છે  ગાડીવાન હોવો જ જોઈએ. ક્યા છે એ ? કેવો છે એનો ચહેરો ? કેમ એ દેખાતો જ નથી ? આખ છે તોયે ? આખ હોય ને દૃષ્ટિ ન હોય એવી આખ કોણે આપી ? શા માટે આપી ?

ગાડીવાનની ફક્ત હેટ જ દેખાતી હતી. હેટ શુ કે બુરખો શુ કે મહોરુ શુ, વાત તો છુપાવાની જ ને ? હેટ દેખાય, ચહેરો ન દેખાય, બુરખો દેખાય, મહોરુ દેખાય, ચહેરો ન દેખાય  કોને પોતાનો ચહેરો છુપાવવો પડે ? મા તો ક્યારેય બાળકથી ચહેરો છુપાવતી નથી. ખોટુ કામ કરનાર, અનિષ્ટ આચરનાર, ઢોંગી, દંભી, લુચ્ચા, જૂઠા, ધુતારા, હત્યારા ચહેરા

* આ પક્તિ મરાઠી સર્જક ગ્રેસના નિબધમા પાગલ સીના મુખે રજૂ થઈ છે

સંતાડતા ફરે. . .

આ ગાડીવાન કેમ પોતાનો ચહેરો છુપાવીને બેઠો છે ? આ સૃષ્ટિ સુંદર કરતાં વિકલાંગ વધુ છે માટે મહોરું પહેરવું પડે છે એને ? ને એનાં મહોરાંયે ક્યાં રૂપકડાં હોય છે હંમેશાં ? બુદ્ધ એનું મહોરું હોય, ગાંધી એનું મહોરું હોય, હિમાલય એનું મહોરું હોય, મિસિસિપી એનું મહોરું હોય તો હિટલર એનું મહોરું નહિ ? ગોડસે એનું મહોરું નહિ ? અંધારી ખીણો એનું મહોરું નહિ ? સસલું એનું મહોરું હોય તો શિયાળ એનું મહોરું નહિ ? ઇલોરા-અજંટા એનું મહોરું હોય તો હિરોશિમા એનું મહોરું નહિ ? આ મહોરાં અને ચહેરા અને ચહેરા અને મહોરાંને ખોલીને ચીરીને એમની ભીતર જરાક ડોકાઈએ તો શું જડશે ? દેવ ? દાનવ ? શેતાન ? માનવ ?. . .

ગાડી કઈ દિશામાં લઈ જવી એ કહેવાનોયે આપણને અવકાશ ન આપનાર આ ગાડીવાન જો પાછળ ફરીને જરાક જુએ તો મારે પૂછવો છે એને 'સયુજા સખા'નો અર્થ. . .

ઈશ્વરનું સ્થાન માનવતા લે એ જ હવે ઉચિત છે. મનુષ્ય અને માનવતાની વાત થાય ત્યારે ત્યારે સુરેશભાઈ (દલાલ) હંમેશાં એક જ તત્ત્વની વાત કરે છે : "કરુણા. આપણામાં કરુણાનું તત્ત્વ હોવું જોઈએ."

ધર્મ વિશે જેમ જેમ વિચાર કરું છું, અધ્યાત્મ, મોક્ષ, તપ, ઉપાસના, ભક્તિ ઇત્યાદિ અઘરી પરિભાષાથી અળગી રહીને પરમચૈતન્યનો વિચાર કરું છું, તેમ તેમ પ્રતીતિ થતી જાય છે કે મનુષ્યના હૃદયમાં રહેલું કરુણાનું તત્ત્વ, એ જ ઈશ્વર છે. ઈશ્વરને આપણે કરુણાનિધિ કહ્યો જ છે. પોતાનામાં રહેલા તમસનું વિગલન અને આત્મચૈતન્યની જાગૃતિ કરુણાથી જ સંભવે. ને પછી અખાની જેમ આપણું હૃદય પણ નાચી ઊઠે :

*"અભિનવો આનંદ આજ,*
*અગોચર ગોચર હવું એ."*

※

અનેકવિધ ભાવ-વિચાર મનમાં ઊઠે છે, પણ અત્યારે તો બધા ભાવ, તર્ક, દલીલો, વાદવિવાદ ને વિચારો પર પડદો પાડીને બીજો પડદો ઉઘાડવાની ઇચ્છા થાય છે; મન પરથી શક્ય તેટલાં બધાં આવરણોને હટાવીને કથીડ્રલને કલાકૃતિ તરીકે માણવી છે. એક ખંડમાંથી બીજા ખંડમાં જતા હોઈએ એવો આ પ્રયત્ન.

(ક્રમશઃ)

※

## સાભાર સ્વીકાર

**સંપ્રત સહચિંતન ભાગ-૫ :** લે. રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫ સરદાર વી.પી. રોડ, મુંબઈ-૪. કિં. રૂ. ૨૫. **તથ્યાન્વ૧ ૧ :** લે. પ્ર. દૂદાભાઈ ગોવિંદભાઈ ધામેલિયા, 'શાંતાકુંજ', રાષ્ટ્રીય શાળા માર્ગ, રાજકોટ-૩૬૦ ૦૦૨, કિં. રૂ. ૫૦. **દાખલા તરીકે શ્રી... :** લે. નીતા રામૈયા, પ્ર. શાર્દૂલ રામૈયા, ૨૦, લીલાગૃહ, સર વિઠ્ઠલદાસ નગર, સાન્તાક્રૂઝ વેસ્ટ, મુંબઈ-૪૦૦ ૦૫૪, રૂ. ૪૫. **પૃથ્વીનો છંદોલય :** લે. ઉશનસ્, પ્ર. ગુજરાત વિદ્યાસભા, પ્રેમાભાઈ હૉલ, અમદાવાદ- ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૦. **અધ્યાત્મદર્શન : ઓશો કથાઓમાં :** લે. આનન્દ શાહ, પ્ર. આનન્દ પ્રકાશન, ૪૦૨-સી, ગોલ્ડન ઓક, હીરાનન્દાની ગાર્ડન્સ, શંકરાચાર્ય રોડ, પવઈ, મુંબઈ-૪૦૦ ૦૭૬, કિં. રૂ. ૬૦. **ઊગતા સૂરજનાં તેજ અપાર :** લે. પ્ર. ઈશ્વર પરમાર, સિદ્ધનાથ સામે, દ્વારકા-૩૬૧૩૩૫, કિં. રૂ. ૪૦. **શાસ્ત્રીય રાગ-દર્શન :** લે. હસુ યાજ્ઞિક, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૧૦. **ઊંડા ચીલા :** લે. દિલીપ રાણપુરા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૪. **દીવાલ પાછળની દુનિયા :** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૫૨. **અમરવેલ :** લે. ચિન્મય જાની, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૨૭. **સળંગ :** લે. ગિરીન જોષી, પ્ર. એમ. આર. કોઠારી, સંવેદના પ્રકાશન, ફીલિંગ, ૩, સુભાષનગર, રૈયા રોડ, રાજકોટ, કિં. રૂ. ૨૫. **પંચામૃત** (વિધક વિચારની સંગ્રહ) : સંપા. પ્રા. નટવરલાલ શાહ, પ્ર. જગદીશ આઈ. પટેલ, લિબર્ટી પબ્લિકેશન્સ, ૩૪૫, ટેનલા પોળ, ઢીંકવા પોલીસ ચોકી સામે, કાલુપુર રોડ, અમદાવાદ-૧, કિં. ૩૫.

# 'સુકોમળી દેહકલી અરે અરે'

હરિકૃષ્ણ પાઠક

બેટા, તું તો થઈ અદીઠ, કૈં લીધ જુદો જ રાહ;
વ્હાલાં સૌને જીવનભરનો વેઠવો મૃત્યુદાહ !

ж

જ્યારે કાકાનું અવસાન થયું ત્યારે
શિરનુ છત્ર જતાં
એક રાતમાં જ વધી ગયો હતો વયમાં
દશ વર્ષ જેટલો. . . .
પણ બેટા,
તારા અકાળ અવસાને તો
મને લાવી મૂક્યો છે મૃત્યુની સરહદમાં,
મૃત્યુની છાયામા, મૃત્યુના ઓથારમાં.
તારી ઠરી ગયેલી ચેહની આંચ
દઝાડ્યાં કરે છે મારા શેપ આયુની ક્ષણેક્ષણને
સતત . . . અવિરત . . . .

ж

મારે તો તને વળાવવી હતી
રંગે-ચંગે, સાજન-મા'જન સાથે
તારી પસંદગીના પંથે
રૂપાળું પાનેતર પહેરાવીને.
પણ
તું તો ચાલી નીકળી
સાવ અચાનક
કોરી ચૂંદડી ઓઢીને. . . .

હવે અમે બધા ઝાંખી, ભીની આંખે
જોયાં કરશું એ અસહ્ય કારમું દૃશ્ય
જિંદગીભર. . . .

ж

જિંદગીનો દરેક અનુભવ
આમ તો શીખવી જાય છે કશુંક
પણ તારા મૃત્યુની ઘટનાએ તો
પલકમાત્રમાં ખુલ્લી કરી દીધી
આખી દુનિયાદારીને.
જેમને જિંદગીભર ઓળખી શક્યો ન હતો
તે બધાં ઓળખાઈ ગયાં
ને જેમને ક્યારેક, અજાણતાં કે અકારણ
અન્યાય કરી બેઠો હોઈશ
તેમનામાં રહેલી માણસાઈ પણ જોઈ શક્યો.
— પણ બેટા,
આટલું અમથું જાણવા-શીખવા માટે
મારે બહુ મોટી કિંમત ચૂકવવી પડી !
ને વધારામાં પામ્યો એક સત્ય
— કે આ પીડાનો, આ દુ:ખનો, આ વ્યથાનો
આ વેદનાનો કોઈ ઉપાય નથી
કોઈ ઉપાય નથી
કોઈ જ ઉપાય નથી.

ж

ક્યારેક ઉપરની રૂમમાં
કોઈ મધુર સ્વરે ગીત ગુંજી ઊઠે છે,
ફળીમાં સાઇકલ ખખડે છે
ને વાવાઝોડા જેમ બારણું ખોલી
કોઈક પ્રવેશે છે ઘરમાં.
બધી બહેનોનાં ટોળ-ટીખળમાંથી
કલકલતા ઝરણા જેવું હાસ્ય વહી આવે છે.
દિવાળીની રાત્રે
વરંડામાં ચિરોડીના રંગોમાં
શ્રીનાથજીની મજાની છબી આળેખાય છે
ફોનની ઘંટડી રણકે છે. . .'.

ને આ બધી ભ્રાંતિઓ વચ્ચે જોઉં છું
ફાટી આંખે ને ફફડતા હૃદયે
હૉસ્પિટલના બિછાને
તને છેલ્લા શ્વાસ લેતી
. . . ને પછી
પંચ મહાભૂતમાં વિલીન થઈ જતી. . . .

※

હવે આપણા 'ઉની'ને 'દીઇઇકકુ 'બેએએટુ' કહીને
હલકદાર મધુર સ્વરે, ઊભરાતા વહાલથી
કોઈ રમાડતું નથી.

※

જ્યારે તારી બધી જ બહેનો
પરણીને સાસરે ગઈ હશે
ને થઈ ગઈ હશે ગળાબૂડ
તેમના સંસારમાં
ત્યારે ઘરમાં અમે બંને બેઠાં હોઈશું
સાવ એકલાં, ભેંકાર જેવાં —
પણ ના.
ત્યારેય તું તો અમારી સાથે જ હોઈશ
તું જ . . .
નાનપણમાં કોટે વળગી પડતી એમ
અમારાં હૈયે વળગેલી સદાય;
અમારા મંદ થતા જતા શ્વાસોમાં ધબકતી, જીવતી.

※

આમ ને આમ
અણુ અણુમાં ઊઠે છે મૂગો ચિત્કાર
ને ફૂટ્યા કરે છે હૃદયને લોહીના ટશિયા
ને તેની ઝાંય ઝળૂંબી જાય છે આંખોમાં
— કોઈ જોઈ તો નથી ગયું ને ? !
ખાતરી કરી લઉં છું;
ને લૂછી નાખું છું ચુપચાપ . . .
પણ સ્મૃતિને એમ ભૂંસી શકાતી નથી.
ને તે છતાં
કર્યા કરું છું કંઈ કંઈ વિફળ પ્રવૃત્તિઓ.
તારી મમ્મીયે એમ જ કર્યા કરે છે
ઝીણાંમોટાં ઘરકામ . . .
પૂજાયે કરે છે પહેલાંની જેમ . . .
પણ તેના હૃદયમાં વ્યાપી વળેલો સૂનકાર
ને ખાલીપો
ક્યારેક ડોકાઈ જાય છે તેની આંખોમાં
ને એ જોઈને હું છળી મરું છું
બેબાકળો થઈ જાઉં છું . . . .
આ જિંદગી તો હવે
બેટા,
આમ જ પૂરી થશે . . . આમ જ.

※

આપી આપી શું તને આપવાનાં ?
ખાલી ખોટાં મન-મનવણાં આયખું કાપવાનાં . . .

## સાભાર સ્વીકાર

કુદરતની કવિતા : સંપા. પુરુરાજ જોષી, પ્ર. લોકલહરી પ્રકાશન પ્રા. લી. રામકુટિર, મોટા મહાદેવ, નડિયાદ-૩૮૭ ૦૦૧, કિં. રૂ. ૧૨૫. અભિધાવૃત્તિમાતૃકા : લે. ડૉ. રમેશ સું. બેટાઈ, ૧૦૭, સર્વોદયનગર-૩, રન્નાપાર્ક પાછળ, અમદાવાદ-૬૧, કિં. રૂ. ૪૦. હલુલુલુ...હા....લ...રે...[હાલરડાં] : સંપા. પ્રવીણ ઉપાધ્યાય, ડૉ. હંસા પ્રદીપ, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૫૦. ઝાંઝરીઓ : લે. અરવિંદ જોશી, વિક્રેતા : ગૂર્જર એજન્સી, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૪૦. તાલી પાડું, તાલ મિલાવું : લે. વિક્રેતા : ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. અવાજને ઓશીકે : લેખક-વિક્રેતા : ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. સાન્નિધ્ય (પત્રિકા, ૨) : સંકલન : મુનિ શીલચન્દ્ર વિજય, હ. ભાયાણી, પ્રાપ્તિસ્થાન : સરસ્વતી પુસ્તક ભંડાર, ૧૧૨ હાથીખાના, રતનપોળ, અમદાવાદ, કિં. રૂ. ૨૦. અપંગની આરાધના : અનુ. બિપિન આઝાદ, પ્ર. જનરલ સેક્રેટરી, અંધજન મંડળ, વસ્ત્રાપુર, અમદાવાદ-૧૫, કિં. નથી.

# રક્તિમા

મનમોહન શા

(છંદ : મિશ્ર કટાવ — ઇન્દ્રવજ્રા-અછાંદસ)

પરોઢિયે કસરત કરતાં મુજ
નજર ચડ્યું પૂરવમાં દૃશ્ય.

આમ કહો તો,
વર્ષો થકી આ
વણિકપુત્રની
— સૂર્યવંશી જવ બનત ન ત્યારે —
પ્રતિદિન પ્રાત·
ગ્રહમાળાના પિતા પુનિત પ્રતિ
— વડવાઓના દાદાનાયે
પરદાદા — પેઢીઓ કેરા
પ્ર-પ્ર-પ્ર-પ્ર. . .પિતામહ પ્રતિ —
દૃષ્ટિ પડતી;
Reflex actionથી જ વિવેકે,
સહજ પ્રણામે.
પણ આજે તો, સહસા નજરે
'ચડ્યું — 'પડ્યું' નહિ — મૌલિક દૃશ્ય.

* * *

હજી સવારી સપ્તરથી નવ
ચડી હતી ક્ષિતિજ-ઓવારે.
સુ-વર્ણ સોનલ કિરણઆવલિ,
બાલસૂર્યની મૂછટશર સમ,
ફૂદું-ફૂદું કરતી મુગ્ધા કળી-શી,
શરમાતી'તી.

તે વેળાએ પ્રાચીની કૂખ
ઉજાસતી'તી રક્તિમ રંગે,
સોનેરી છાંટે મંડિત મૃદુ
— પ્રથમ-ગર્ભિણી, નવપલ્લવિતા,
તડકે બેસી ટાઢ ઉડાડતી
નવવધૂ સરખી
દ્યુતિકાન્તિ સુવર્ણરતુંબલ
પેટ, ઉર ને કૂખવિસ્તારે
પાલવ ઢાંકતી.

રક્તિમ શેં પ્રાકટ્યની પૂર્વે,
ને ઉદયે, રવિ fresh મહાનલ ?

*

દિન આખો નિષ્કામે કરવા-
નાં કર્મોનાં વિચાર – tensions-
-enthusiasm મિશ્રણસર્જિત
pink – ગુલાબી – હેમલ – રક્તિમ
શિશુ આદિત્યીય આભા ઝળકે.

* * *

નભગુંબજ નિશ્ચિત ગતિએ ચડી
મધ્યાહ્ને ધરણીને માથે
લૂ વરસાવે લાલઘૂમ થઈ
ક્રોધભર્યા ક્યમ સૂરજદાદા ?

ભૂખ્યા, પ્યાસા, થાક્યા, ધીરા
Lunch Timeએ ?

*

ના. પૃથ્વીના અગાધ દિલમાં
ખળભળતા દરિયાદિલ સાગર
તાપે તપતા, ખારાં પાણી
બાષ્પ બનાવી, નીતરાં – મીઠાં –
– ઠંડાં કાયમ ચરણે ધરતા,
ગોપીભાવે
વલ્લભ રવિને,
ચાલુ દોડે
— જ્યમ રમતોની સ્પર્ધાઓમાં
લીંબુગ્લુકોઝી જલ પીરસાતાં
ખેલકૂદના ચાલુ ચક્રે.

*

તો, શાં કારણ
લાલ થવાનાં,
કરડાકીએ કરપ વધારી ?

*

માનવજાત કજાત : પ્રપંચો,
તોફાનો, શોષણ, દંભો, ને
રાગદ્વેષઠઠવેરઝેર, વળી
કૂડકપટ, રિવાજો ભદ્દા

ધોળે દી નારીની એબો
લૂંટાતી, કુટાતી જનતા :
ને બચાવવા વચમાં પડતાં,
મોં-આખાએ ઉઝરડા, ને
લપડાકો, ઠૂંસાના મારે
પડેલ ચાઠાં લોહી ઝરતાં
થીજી જાતાં, લાલચોળ પ્રભુ.

* * *

વળી, ગર ઘોળી – પી નીલકંઠી
બની કરતા કૂચ પશ્ચિમ દિશમાં.

ચૌવીસ ઘણ્ટા કેરી કરીને
મજલ — પૃથ્વીપછીતે પાતાળે
પાછલી રાતે, દિવસે આ મેર —
ઊતરત હળવે સંધ્યાઢાળે
ક્ષિતિપગથારે.

*

Emaciated — વ્યથિત શું એ
કે, ઊતરેલાં મુખ-ભાલ લાલે
શ્રમથાક-વાને, હતપ્રભ ચાલે ?

કે, સ્વ-કૃતઘ્ની જગસંતતિનાં
કૌટિલ્યની યાદ-વિચારણાએ
'વિદાયવેળા' વસમી બની રહી ?

ને તેથી, દાદા-મુખ ઝાંખું-મ્લાન ?

*

ના, ના. નથી દુન્યવી અત્ર વાત;
છે ભક્તિજન્ય આનંદ તણો પ્રપાત.

પાછા વળંતા વ્રજભૂમિએ ગો-
-ધનને સખાવૃન્દ સમેત કૃષ્ણ;
શ્રીજીચરણ ને ગઉવત્સખરીએ
થતી પવિત્રા રજધૂલિ ગોરજે
પ્રિયસ્પર્શથી લાલગુલાબી, ભાવે.
તે દર્શને પુનિત છાંય-બિંબે
કૃતકૃત્યતાળી પુલકિતતાએ
મરકી રહ્યા સૂરજ ઓષ્ઠ-ગાલ.

*

સ્મૃતિપટલથી સહસા સરે ત્યાં
અદ્દભુત જર્મન-ઇતિહાસચિત્ર :
પ્રસિદ્ધિ પામેલ પછે જગે જે
દ્રષ્ટાકવિપુંગવ નામ ગેથે
કૉલેજકાળે ભણતા હતા જવ

અધ્યાપકે દીધ નિબંધશીર્ષક
'The Brook' પર લેખન-સ્પર્ધનાર્થ.
બેસી રહ્યો'તો સૂનમૂન ચક્ષે
વિચારમાં તલ્લીન તાસ આખો;
Warning Bell સુણતાં જ જાગ્યો
તંદ્રા થકી યુવક તુર્ત બાઘો.
ઉતાવળે, વર્ણન ટાળી લાંબું
વહી મહીં સૂત્ર લખ્યું જ ટૂંકું :

"The Lady saw her Lord,
And blushed."
વહી-પાન છોએ લાલી છવાઈ.

[પોતાને જ પાદર-કિનારે પધારેલ
પ્રિયતમ પ્રભુ ઈશુના દર્શને ધન્યા બનેલ
વિરહિણી પ્રિયા નિર્ઝરિણીને મુખડે
શરમના શેરડા પડ્યા,
એનું રૂંવેરૂંવું અભિસારમસ્તીએ
અનાયાસ રક્તિમ થઈ નાચી રહ્યું,
એના ઓષ્ઠગાલે રતૂમડી લાલિમા
પથરાઈ રહી, ઝળકી રહી.
એ થનગની – ઝૂમી રહી,
કિંકિણી-નૂપુર ઝણઝણીએ.
વિરહાગ્નિનો રક્ત હુતાશન
ઓર પ્રજ્વલી રહ્યો.

*

'આથમતા' સૂર્યમુખે
આવી જ આનંદપ્રભા
પ્રિયદર્શને દીપી રહી.
વલ્લભ વેણુગોપાલની ગોરજ-ઝાંખીએ
રવિમુખ રાધિકાભાવે રતૂમડું થયું.

* * *

મનુએય એ નીરખ્યું
— સાયંદશ્ય, બ્રાહ્મમુહૂર્તે.
શ્રીકૃષ્ણવિરહે એ વ્યાકુળ બન્યો,
ભાવવિભોર બન્યો;
કડકડતી ઠંડીમાંય લાલચોળ બન્યો.

ધન્યા રક્તિમા !

વલ્લભ વિદ્યાનગર, તા. ૨૩/૨૫-૧૨-૧૯૯૨ :
મઠાર્યું-ઉમેર્યું : તા. ૧૯-૧૦-૧૯૯૩

# ના, મ્હારો ચાંદલો નહિ ભૂંસાય

રાજેન્દ્ર શાહ

[આપણા મૂર્ધન્ય કવિ શ્રી રાજેન્દ્ર શાહે કૌશિક ઉપનામથી થોડી વાર્તાઓ પણ લખી છે તેમની એક વાર્તા 'પચકલ્યાણી' 'ઉદ્દેશ'ના સપ્ટેમ્બર ૧૯૯૨ના અકમા પ્રગટ કરી હતી. અહીં તેમની બીજી વાર્તા આપી છે —તંત્રી]

સવારની મહિમ્ન આરતીના દર્શન કરી મન્દિરમાથી બહાર નીકળીને છૂટા પડતી વખતે ગઙ્ગાને સમજુબહેને કહ્યુ અલી ગઙ્ગા, સાભળ્યુ નથી ? ત્હારા પતિને હૉસ્પિટલમા દાખલ કર્યા છે ગમ્ભીર છે ને ત્હારી નણન્દ વગેરે તો આજ સવારની ગાડીમા એમને જોવા મુમ્બઈ ગયા પણ ખરા ત્હારે જવુ નથી ? આ માદગીમાથી કદાચ " સમજુબહેન આગળ બોલતા અટકી ગયા. એના અનુસન્ધાનમા ગઙ્ગાએ એટલુ જ કહ્યુ ના, મ્હારો ચાદલો ભૂસાવાનો નથી ને ધીમે જાણે મનમા કહેતી હોય તેમ મ્હારો શકર બોડા હાથનુ પાણી નહિ પીએ મુખ પર કોઈ વ્યથાનો ભાવ નહિ ને પોતાના ઘરના માર્ગે રોજની રીતે વળી. એને આમ જતી સમજુબહેન જોઈ રહ્યા. મનમા કહેતા આખી જિન્દગી એહ્રો આમ જ ગાળી છે દુખ જાણે એના કોઠે પડી ગયુ છે ક્યારેય કોઈની આગળ એણે વેદના ઠાલવી નથી. હમેશા ભાવભરી વાતે મળતાવડી છે તોપણ સદાની પોતે પોતામા એકલી.

આજે તો એના જીવનની ગતિ છે પશ્ચિમની તરફ પ ગ જ્યારે પહેલા આણે એ સાસરે આવી ત્યારે તો પૂર્વની ક્ષિતિજે એ ઉદીયમાન હતી વૈશાખ મહિનો હતો, ન ગ્નોના માઙ્ગલિક દિવસો, પોળે પોળે એકાદ ઘરે તો આ અવસર પ્રાપ્ત, એટલે સગા-સમ્બન્ધીની અવરજવર, ફુલેકા, લગ્નગીતો, બેન્ડવાજા. આ બધા કલશોરની વચ્ચે એ હવે પોતાના ઘરે આવી હતી, નવોઢા કિશોરીના કોડ લઈને. પણ કઈક વિચિત્ર ઘટના બની. આ બધી અવરજવરમા એની વિધવા નણન્દે એને કોઈની સાથે રમતીલી રીતે વાત કરતી જોઈ લીધી. અને પછી તો. ઘરમા બધાની વચ્ચે એણે ઉપાડો લીધો, એના ચારિત્ર્યની સામે. કાચી વયનો તરુણ પતિ, ક્ષુબ્ધ બહેનના આક્રોશથી જેઠ પણ મૂગા જેઠાણી તો ઓછાબૉલા, સ્વભાવે એમનુ મન આ માનવા તૈયાર નહિ પણ હોઠ ખોલી શકે નહિ ગઙ્ગાને આનન્દોદ્રેકની ક્ષણે જ વજ્રાઘાત. કમ્પી ઊઠ્યુ એનુ આખુ શરીર પોતાના સગા, પોતાનાથી ન્હાના એક તરવરતા ભાઈ સાથેની સહેજ વાત કરતી વખતનુ દૃશ્ય એની આખની સામે આવી તરત સરકી ગયુ ઘડીભર તો જાણે એ કેવલ અન્ધ, નિષ્પ્રાણ ને પછી નેત્રમાથી વહી એના નામની જલધારા.

"જા, દીસતી રહે ત્હારા સગલાને ઘેર," એવા કઈક વાગ્બાણ ઓછા હોય તેમ છેવટે 'છપ્પરપગી કહ્યુ ને ગુમસૂમ ઊભેલી એને નીકળ, ઘર બ્હાર" કહીને ધક્કો માર્યો ત્યારે જ તે નણદીનો શ્વાસ હેઠો બેઠો.

ઘરની બહાર ઓટલા ઉપર સાજ નમી છે ત્યા એ ઊભી છે સામેના કૂવા પર નજર પડે છે દોડી જઈ એમા પડવાનો ઉછાળો આવે છે પણ હજી આડી પણ પાડોશીઓની આવજા ચાલુ છે ને એવુ પગલુ ભરતા. વિચાર ઝબકે છે ચારે બાજુ જ્ઞાતિજનોમા જે આનન્દ છે તે પર વિલાપ, રુદન ને માહોમાહે ? ઉછાળો શમે છે પણ હવે પિયર જવુ શી રીતે ? પગ ઊપડે નહિ. ભાઈને કેવી રીતે કહેવડાવવુ ? કેવો આઘાત લાગશે એને ? ને ભાભીને શુ થશે ? એ શો વિચાર કરશે ? પોતા માટે શુ ધારશે ? ક્ષણમા તો કઈ કેટલાયે વિચારે એના ચિત્તને ભ્રમિત કરી લીધુ એ બેસી ગઈ ઘરમા ધીમી પડેલી

અગ્નિજ્વાળાની લપકના જેવી ગુસપુસ ચાલુ હતી.

ને એકાએક નારીહૃદયના કોઈ અચિન્ત્ય આવેગે એ ઊભી થઈ, બારણામાંથી અન્દર ડોકિયું કરી, જિન્દગીમાં પહેલી વાર, છેલ્લી વારના આક્રોશથી એનાથી બોલાઈ ગયું. . . "જાઉં છું, સત્ છે મ્હારી સાથે, ત્હમારો વહેમ ત્હમારો." — ને એ પગથિયાં ઊતરી સડસડાટ ચાલી ગઈ પિયરના પંથે.

ઘરે, પરસાળમાં ભાઈ પાટ પર બેસીને ન્હાના દીકરાને રમાડી રહ્યા છે. ભાભી દીવા પ્રગટાવે છે, ત્યાં એ પહોંચી. બારણામાં પગ મૂકતાં જ પાછું હૈયું ભરાઈ આવ્યું. બહેનને જોઈ કંઈક કુતૂહલથી ને કંઈક આશઙ્કાથી ભાઈ ઊભો થવા જાય તે પહેલાં જ ગઙ્ગા એમની પાસે દોડી જઈ, ખોળામાં માથું મૂકી ધ્રુસકે ધ્રુસકે રડતાં ભોંય પર બેસી ગઈ. આ અચાનક રુદનના અવાજથી ઓરડામાંથી ભાભી દોડી આવ્યાં. ભાઈની સામે પૃચ્છાભરી નજર નાખી, પણ કંઈ ન કળાતાં, ગઙ્ગા પાસે બેસી, એની પીઠ પર, જે કારણ હો તે, આશ્વાસન રૂપે હાથ ફેરવવા લાગી. ભાઈ મનુએ એના માથા પર હાથ ફેરવતાં પૂછ્યું, "શું છે ? શું થયું છે ? જે હોય તે કહેઃ ક્લેશનું કંઈક કારણ બન્યું હશે, પણ છે શું ?" કેટલીય વાર સુધી ગઙ્ગાએ કંઈ જવાબ આપ્યો નહિ. પછી રડવાથી હૃદયભાર ઓછો થતાં માથું ઊંચું કરી ભાઈની સામે જોઈ વળી પાછી ઢળી પડી. હવે ભાભીએ વ્યથિત વાણીથી પૂછવા માંડ્યું, ત્યારે એણે કહ્યું : "મ્હારી નણન્દે મ્હારા ચારિત્ર પર આક્ષેપ મૂક્યો, ને મ્હને કાઢી મૂકી." આટલું માંડ માંડ બોલી. મનુભાઈ એ'ની નણન્દના કલહપ્રિય સ્વભાવને જાણતા હતા. તોયે કશું નિમિત્ત બન્યું હશે એવું વિચારી એમણે પૂછ્યું : "શું કારણ મળ્યું હતું ત્હને તરછોડવા માટે ?"

"સુરેશ મ્હને શુભેચ્છા આપવા આવ્યો હતો એને જોઈને કદાચ. . ." "એમ ? ઠીક. . . જાઉં છું," કહી મનુભાઈએ વાત ત્યાં અટકાવી. સુરેશ તો હજી શાળામાં ઉપલા વર્ગમાં ભણતો હતો. શાણો હતો. રમતિયાળ પણ અભ્યાસમાં સદાય આગળ. એના પર વહેમ ? કોઈ આવી વાત માને નહિ. "નીકળશે રસ્તો" કહી એમણે ગઙ્ગાને સાન્ત્વના આપી. આ બનાવની ખબર પોળમાં ફેલાઈ ગઈ. પણ રાત પડતાં, પોળનાં સહુ અંદર-અંદરની વાતે વીખરાઈને ઘર-ભેળાં થયાં. સામેની હરોળમાં રહેતા, ચારમાં પુછાય એવા મથુરકાકાને કાને વાત પહોંચી. કોઈની પણ મૂંઝવણમાંથી માર્ગ કાઢી શકાતો હોય તો તે માટે એ હંમેશા તત્પર. એ નીકળ્યા ઘરની બહાર ને આવ્યા મનુભાઈને ત્યાં. આંગણામાંથી એમણે "મનુ છે કે ઘરમાં ?" કહી તરત બારણામાં પ્રવેશ કર્યો. મનુભાઈ ઊઠી સામે ગયા. બંને સાથે આવી પાટ ઉપર બેઠા. કાકાનું આવવાનું કારણ મનુભાઈ સમજી ગયા હતા. મથુરકાકાએ જ વાત ઉપાડી, "મ્હેં સાંભળ્યું છે, ગઙ્ગાને એ'ના ઘરેથી કાઢી મૂકી છે." મનુભાઈ નિરુત્તર.' મથુરકાકાએ ગઙ્ગાને સાદ કર્યો. ઓરડામાંથી ગઙ્ગા અને એ'ની ભાભી સરયૂ, પરસાળમાં આવ્યાં. પણ ઓરડાના બારણા પાસે જ ઊભાં રહ્યાં. મથુરકાકાએ કોઈને ઉદ્વેગ ન થાય એવી રીતે શું બન્યું હતું તે કહેવા ગઙ્ગાને કહ્યું. ગઙ્ગાએ મોઢેથી કંઈ પણ કહ્યા વગર, ચોળીના ગજવામાંથી એક ગડી વાળેલો ન્હાનો કાગળ એમના હાથમાં મૂક્યો. એમણે એમાં લખેલી કવિતાની ચાર પંક્તિ વાંચી.

*કન્યા હવે તું ગૃહિણી બની, જતી*
*ત્હારે નવે ઘેર. શિશુબોલ આંહિનો*
*ત્યાં ઉલ્લસન્તો અનુરાગ-રાગે*
*ઇચ્છું. — સદા મંગલ, બન્ધુ ત્હારો.*

—સુરેશ

પોતાનો જ પુત્ર. કાગળ મનુના હાથમાં મૂકતાં બોલ્યા, "છોકરાની ભાવના સાચી, પણ સમય ખોટો સધાયો."

મથુરકાકા દ્વિધામાં પડ્યા. પોતે આ વાત લઈને સામે પક્ષે જાય તો તે સુરેશનો બચાવ કરવા જ આવ્યા છે એવો પ્રતિકાર થતાં વાત વધુ વણસે, એથી, થોડો સમય રાહ જોવાનું યોગ્ય માનીને, ઊંડા વિચારમાં ઊતરતા હોય એમ, કોમળ ભાવે આશ્વાસન આપ્યું·

કહ્યુ, "વાદળુ દૂર થઈ જશે, મનુ, સવારે શાતિથી આપણે ચુનીભાઈ(વરના મોટાભાઈ)ને મળીશુ " ને ધીમે પગલે એમણે વિદાય લીધી.

પરતુ સવાર થતા જ ખબર પડી કે ગઙ્ગાના સાસરિયા, વિધવા નણન્દ સિવાય, બધા સવારની ગાડીમા જ મુમ્બઈ જવા નીકળી ગયા હતા. જ્ઞાતિમા હજી બીજા લગ્નોના અવસર ઊજવાતા હતા. સવાર સાજના ભોજન ચાલતા હતા, એમા ઘડીક ગઙ્ગાના બનાવની વાત નીકળે, નીકળે ને ઢઙ્કાઈ જતી. ને એમ એ પછીના દિવસો પણ વહેતા ગયા.

કોઈ કહેણ નહિ મુમ્બઈથી. અહીં સાવ ચૂપ રહેતી નણન્દ મનમા કઈક ગડમથલ કરી રહી હતી. ગઙ્ગાની સાથે એ'ના ભાઈની સગાઈ તો ઘણી વહેલી થઈ હતી, એટલે એ શુ કરે ? એ'ના મનમા તો હતી પોતાની ધારેલી કન્યાને લાવવાની. આ પ્રસઙ્ગથી એને તક મળી ગઈ આ સધ્ધર ઘરમા મોટાભાઈની સાળી, જે સુન્દર છે ને વળી સ્વભાવે નરમ, દબાઈને રહે એવી, આવવી જોઈએ એણે ભાઈ ભાભીને દુખતે પેટે ઠસાવ્યુ, ગામમા બે ઘર છે, બને બહેનો સાથે ને જુદી — હળીમળીને રહી શકશે — એથી પ્રતિષ્ઠા વધશે, ને આ રીતે થતી સમજાવટથી બેએક મહિનામા — અદર અદર નક્કી થયેલી વાત બહાર આવી જ્ઞાતિના પઞ્ચમા એની રજૂઆત થઈ બેઉ પક્ષે થોડીક ચડભડ થઈ પરન્તુ મોભી ઘર તરફ વલણ થતા, ગઙ્ગાને માસિક ખરચી આપવાનુ નક્કી કરી નવી સગાઈ માન્ય રાખવામા આવી. ઘડિયા લગન પણ લેવાયા.

હવે જીવનભરની નિરાશાએ ગઙ્ગાને બેચેન કરી મૂકી. ભાઈને ત્યા ઓશિયાળુ જીવન કેવી રીતે જશે ? ક્યારેક ભાભીનુ મહેણુ સાભળવુ પડે ત્યારે ? કયા ખૂણે બેસી વલોપાત કરવાનો ? તે દિવસે તો કૂવામા પડી નહિ. પણ હવે ? આ જિન્દગીને આમ તાણવાથી શો અર્થ ? મનુભાઈને બહેનની મૂઝવણનો ઊડે ઊડે ખયાલ આવતો. કોઈ હિતસ્વી ગઙ્ગાના પુનર્લગ્નની વાત કરે ત્યારે મનુભાઈ દ્વિધામા મુકાતા. એમણે આડકતરી રીતે બહેનનો વિચાર જાણવા પ્રયત્ન કરી જોયો — પણ એ તરફનો લેશ પણ પ્રતિભાવ ન મળતા, બહેનને કોઈ રીતે ઓછુ ન આવે એમ રાખવા સકલ્પ કર્યો, ને સરયૂને પણ એ માટે એમણે ધ્યાન રાખવાનુ સૂચવ્યુ.

પણ ગઙ્ગા બીજી રીતે વિચારવા લાગી તારુણ્યમા હજી પ્રવેશ કરે છે ત્યા જ, એ'ના સકળ ઉન્મેષોને આઘાત પહોચે છે ત્યા જ, કોઈ અકળ શક્તિ એ'નો સામનો કરવા એને પ્રેરી રહી આત્મઘાત, દુ ખ સહન કરવાની અશક્તિ, નબળાઈ, મ્હારા પક્ષે ? — ને ભાઈના માથે નિત્યનુ કલક ? — નિત્યની અશાતિ ? ના, એ માર્ગ લેવાય નહિ ને આમ ઓશિયાળુ જીવન પણ ગળાય નહિ. મ્હારે મ્હારા પડ ઉપર જ આધાર રાખવો રહ્યો શાળામા નોકરી લેવાનો વિચાર આવતા એણે ભાઈને વાત કરી. ભાઈએ સમજપૂર્વક સમતિ આપી એણે અરજી કરી નિમણૂક થાય તે પહેલા શિક્ષણાધિકારીને રૂબરૂ મળવા જિલ્લા મથકે જવાનુ હતુ. ત્યા ગઈ ખરી પરતુ તે અધિકારીની અપેક્ષા એ પૂરી કરી શકે એમ ન હતુ. અડધી વાતે જ પીઠ ફેરવી એ ચાલી આવી. ભાઈને બધી વાત કરી ને ઉમેર્યુ, મ્હને એક ઓરડી આપ, ઘટી માડી હુ મ્હારુ જીવતર નિભાવુ. ભાઈની આખ પાણીથી ભરાઈ ગઈ સમ્પન્ન ઘરની બહેનને આમ કરવુ પડે એ સહન થાય એવુ ન હતુ, પણ એ વગર હવે બહેન પણ માને એમ નથી જોઈ, મથુરકાકાને એણે બોલાવી વાત કરી. દોષહીન પણ પુત્રના નિમિત્તે ગઙ્ગા પર આવેલી આપત્તિનો અનુતાપ એમના અન્તરમા પણ હતો જ, તોપણ બધી રીતે વિચારતા એમણે સમ્મતિ દર્શાવી મનુભાઈએ મન વગર તે સ્વીકારી લીધી. પ્રથમ દળણુ મથુરકાકાએ પોતાના ઘરનુ જ મોકલી આપ્યુ પછી તો પોળના સર્વ ઘરેથી દળણા આવવા માડ્યા. પતિ તરફથી મળતી રકમનો ઉપયોગ એણે કર્યો જ નહિ ને દળાઈની જે રકમ આવે તે પણ ભાઈને જ સોપી દેતી. કામમાથી જે વખત મળે તેમા ભાભીને મદદ કરતી. છોકરાઓનો ઉછેર તો જાણે એના જ હાથમા. આથી ભાભી પ્રસન્ન. આ વ્યવસ્થામા મન્દિરે જવાનુ તો એનુ નિત્યનુ ચાલુ

જ હતું. બીજા કોઈના ઘરે જવાનું તો એણે પ્રથમથી જ ટાળ્યું હતું. આ કાર્યરત જીવનમાં, એના પરિશ્રમમાં ઉમ્મરે ઉમ્મરે આવતા આવેગ એનું જોર કરી શક્યા નહિ. સહુની સાથે મળવા છતાં સહુથી અલગ રહેવામાં એના દિવસો, વર્ષો, એક પછી એક પસાર થઈ ગયાં. પતિ-ઘરે નવી વહુને પુત્ર થયો ત્યારે પતિએ મોકલેલી રકમમાંથી, હેતે ઝબલાં, કલ્લી વગેરે મોકલી આપ્યાં હતાં. હવે એટલું તો એ'ના મનમાં વસી ગયું હતું કે સન્તાપથી કશું પ્રાપ્ત થતું નથી. ઉદ્વેગ સિવાય, જિન્દગી જીરવી લેવાનું બળ તો અન્દર બેઠેલો આપે છે.

આટલાં વર્ષે, હવે ઊતરતી ઉંમરે, જ્યારે એ'ણે સાંભળ્યું કે એ'નો હાથ પકડી, એકદમ છોડી દેનાર, દૂર મુમ્બઈમાં હૉસ્પિટલમાં છેલ્લી ક્ષણો ગાળી રહ્યો છે ત્યારે પણ એ સહજ બોલી : "ના, મ્હારો ચાંદલો નહિ ભૂંસાય, મ્હારો શંકર બોડા હાથનું પાણી નહિ પીએ."

ચોથે દિવસે સમાચાર મળ્યા કે હવે એમને સારું છે ને ઘરે જવાની રજા આપી છે. એમની ખબર કાઢવા મુમ્બઈ ગયેલાં પાછાં આવે છે. કૃપાનો આ અનુભવ. હવે એ વધુ ને વધુ જણાય છે શિથિલ — શાન્ત. મુખ પર છે સન્તોષની રેખા, આભા. મનુભાઈની નજરે આ ફેરફાર પડે છે. એ પણ છે શાન્ત. પતિને ઘરે લઈ આવ્યાના સાતમા દિવસે, રાત્રિના પાછલા પ્રહરે ઊઠી, સ્નાન કરી ગઙ્ગા પૂજાસ્થાને બેઠી. બેઠી ને ઢળી પડી.

સુરેશ સ્નાતક થઈ પરદેશ પોતાના કાર્યક્ષેત્રે ચાલ્યો ગયો હતો. ગઙ્ગાના જીવનથી એ અજ્ઞાત ન હતો. ગઙ્ગાની નિત્ય-વિદાયના સમાચાર એણે જાણ્યા ત્યારે એ એટલું જ ઉચ્ચર્યો :

*'ત્હારું ખમીર પ્રગટો અમ અન્તરેય.'*

✻

પૃષ્ઠ ૧૯૨થી ચાલુ]

પીટર પોર્ટર તટસ્થ રહી જણાવે છે કે સાહિત્યસર્જન સિદ્ધાંત કે સિદ્ધાંતની વિવિધતાથી વર્ણસ્પર્શ્યું રહે છે. કવિઓની કવિતાઓ જો કવિઓ માટે સિદ્ધાંતો છે, તો સિદ્ધાંતકારો માટે એમના સિદ્ધાંતો કવિતા છે.

સિદ્ધાન્તના આ પક્ષ પ્રતિપક્ષને સાંભળ્યા પછી એક વાત ધ્યાનમાં રહે કે જર્મન કવિ ગ્યોથે વાંકદેખા મેફિસ્ટોફેલિસને મુખે બુદ્ધિવિરોધી પ્રચારસૂત્ર મૂકેલું કે All theory is grey અને તેમ છતાં ગ્યોથનો સ્પષ્ટ અભિપ્રાય હતો કે મનુષ્યચિત્ત જો પોતાની પ્રક્રિયાઓ અંગે ભાળ નહિ રાખે તો એ ક્યાંયનું નહિ રહે. આથી તો સંવેદનનું એકદમ નિર્દોષ લાગતું કાર્ય પણ સિદ્ધાંતનો વિષય બની શકે છે. યાદ રહે કે સિદ્ધાંતની કસોટીએ ચડ્યા વગર નિરીક્ષણો છૂટક અને પાંખાં રહે છે અને બૌદ્ધિક સમજના આપણા તંત્રમાં આકલિત થવા અસમર્થ રહે છે.

✻

ઓગસ્ટ '૯૪થી 'ઉદ્દેશ'નું લવાજમ રૂ. ૧૦૦/- કરેલું હોઈ જૂના દરથી લવાજમ ન મોકલવા ખાસ વિનંતી છે. જે ગ્રાહકોએ અગાઉના દરે લવાજમ મોકલ્યું હોય તેમણે તરત બાકીની રકમ મોકલી આપવા વિનંતી.

ચન્દ્રકાન્ત ટોપીવાળા

## સેકડો આદતના અક્ષરો વચ્ચે

'બે અક્ષર આનન્દના' એ જયન્ત પાઠકનો નવમો કાવ્યસગ્રહ છે સગ્રહ ખોલતા પહેલા ચાલો થોડી અટકળ કરીએ. એમા શુ હશે ? થોડા ભજન ? થોડા વતનવગડાના ગીત ? થોડા ઋતુકાવ્યો ? થોડી કૃષ્ણરાધા વિશેની રચનાઓ ? બિલકુલ બરાબર. જમણા હાથે લખાતા કાવ્યો જ્યારે ડાબા હાથનો ખેલ બને છે ત્યારે કવિ વિશે આગાહી કરી શકાય છે અહીં ટેવવશ સતત લખાતી અને ઉતાવળે લખાતી રચનાઓ એક બાજુ કવિની પુખ્તતાની અને બીજી બાજુ કવિની બેદરકારીની છડી પોકારે છે સેકડો આદતના અક્ષરો વચ્ચે અહીં 'બે અક્ષર આનન્દના' જ્યા સચવાયા છે તે શોધી લઈએ.

આખા સગ્રહની ઉત્તમ રચના 'માનપખી'મા સભ્રમમાથી કાવ્યનુ જે સત્ય ઊપસ્યુ છે તે વેધક છે વૃક્ષ પરથી વાડ પર ખરેલા પાદમા થતી પખીની સુખદ ભ્રાતિ અચાનક જોરથી વાતા પવનને કારણે દુખદ ભ્રાતિમા રૂપાન્તરિત થાય છે એ બને ક્ષણને કવિએ જીવત પકડી છે

*આ લો ઊઘડી ચાચ, ચણે છે પખી જીવડા,*
*આ લો ફફડી પાખ ઊડશે પંખી હમણા !*
*આ લો ટહુકો કંઠ ભર્યો ઊભરાયો આગણ !*

⁂

*પાન જીરણ જર્જર — ના, પખી બેઠુ*
*તરફડતુ તે પડ્યુ વાડમા હેઠુ* (પૃ. ૨૮)

આવુ સવેદનશીલ કાવ્ય પણ કવિની અનિચ્છનીય દરમ્યાનગીરીથી ક્યાક ક્યાંક વણસ્યું છે તે પણ જોવુ જોઈએ. 'માયા મિથ્યા સભ્રમ જે હો તે પણ' કે 'મિથ્યાની શી વિરહવેદના સાચ્ચી વેઠું !' જેવી પક્તિઓમા મિથ્યા અને માયાને ન સડોવ્યા હોત તો ? પહેલા ઉદાહરણમાથી 'માયા મિથ્યા' અને બીજા ઉદાહરણમાથી 'મિથ્યાની' આ બે અશોને બાદ કરતા આખુ કાવ્ય બચી શકે તેમ છે

'પ્રાર્થના' કાવ્યમા પ્રાર્થનાથી ખૂલી જતા અધારાના તાળાઓને કારણે કશાનુયે કૌતુક અવશિષ્ટ ન રહેતા કવિ ફરીને અધારાં માટે જ પ્રાર્થના કરે છે એ વિચારની ચમત્કૃતિ કાવ્યને ટકાવે છે પરંતુ આ રચનાની છેલ્લી બે પક્તિઓમા ઓચિતા પ્રવેશતા શિખરિણીને કવિએ થોડો માજ્યો હોત — ઉતાવળ ન કરી હોત તો આ રચના વધુ આકર્ષક બની હોત

*મને આપો આપો ગહન ગૂઢ રોમાચક રહસ્*
*તમારુ સતાડી શકુ ઉરખૂણે એટલુ તમસ્ !* (પૃ. ૪)

પહેલી પક્તિમા ખોટી જગ્યાએ લઘુ સ્થાને સલવાઈ ગયેલો ગૂઢ અને બીજી પક્તિમા છૂટું પડી ગયેલુ સર્વનામ 'તમારુ' કઠે છે

સરેરાશ ઋતુકાવ્યો વચ્ચે 'તડકા'ની ઝાપોટ કોઈને પણ યાદ રહી જાય તેવી છે

*તમતમતી ઝાપોટ પડી ગૈ તડકાની*
*લાલ લાલ ગુલમોર તણા બૈ કાન*
*જનોઈવાઢે ઢળી પડ્યો રે પડછાયો બેભાન*
*આચ ભીંતની ભીતર લાગી ભડકાની !* (પૃ. ૨૫)

સ્પર્શ અને આક્રમણની ગતિના કલ્પનોને અહીં કવિએ દૃઢભૂમિ આપી છે એ જ રીતે આ કવિની વનવગડાની તદ્દન જાણીતી સામગ્રીને 'ત્યારે ને અત્યારે'મા એક તદ્દન અજાણ્યો આકાર સાપડ્યો છે ભૂત અને વર્તમાનના સમયને તેમ જ અરણ્ય અને નગરના સ્થળને સહોપસ્થિત કરી એના વિરોધમાથી ઊભી કરેલી અવનતિની વેદના લગભગ કહેતી (idiomation) સુધી પહોચી છે

*હુ જગલના અવાજમાથી અવાજના જગલમા*
*હુ એકાન્તોની ભીડમાથી ભીડની એકલતામાં*
*હુ સમજ્ઞાના વૈભવમાથી વૈભવના સમજ્ઞામાં* (પૃ. ૩૫)

સ્મિત પ્રગટાવવા લાગ્યો, ને મિત્રોમાં પણ પોતાને "પંચોતેર વર્ષના જુવાન" તરીકે ઓળખાવવા લાગ્યો.

પણ એક દિવસ તેની જુવાનીનો તેનો ગર્વ ઘવાયો. ઘેરથી તે નીકળ્યો ત્યારે આકાશ સ્વચ્છ અને નિર્મળ હતું, કોઈ જાતનું અણછાજતું વર્તન ન કરે એવું — દિવસો ચોમાસાના હતા, તોયે.

એટલે તે હંમેશની જેમ જ ઘેરથી નીકળી પડ્યો, ને દરિયા ઉપર હાંફો ભરીને ચાલવા લાગ્યો. ત્યાં ઓચિંતો જ વરસાદ તૂટી પડ્યો. જોરશોરપૂર્વક. દોડી જઈ ઝાડ પાસે આશ્રય લે તે પહેલાં તે ઘણો બધો ભીંજાઈ ગયો, ને વરસાદ રહી જતાં ઘેરે પહોંચ્યો ત્યારે તે ખાંસતો હતો.

પત્ની ગભરાઈ. "છત્રી લઈને જતા હો તો, પોતાને બધાંથી બહુ પર માનતા રહો છો એના કરતાં ?" તેણે કહ્યું.

"એ જ ભૂલ કરીને ?" તેણે ખાંસતાં ખાંસતાં કહ્યું, ને બીજે દિવસથી છત્રી વિના ન નીકળવું તેવું નક્કી કર્યું. મનમાં તેને થયું, વરસાદ તો બધાંને હેરાન કરે. જુવાન હોય કે બુઢ્ઢા, એની એને શી પડી હોય?

પછીયે ચાલતો તો તે હંમેશની માફક જ, પેલા ઉધરસના હુમલાથી સાજો થયા પછી — પણ છત્રી સાથે.

એમ એક દિવસ તે ફરીને આવતો હતો ત્યારે વરસાદ જોરથી વરસતો હતો, ને પવન જોરથી ફૂંકાતો હતો. છત્રીની નીચે ઢંકાઈને, ને પવનથી પોતાની જાતને પ્રયત્નપૂર્વક બચાવતો તે ચાલી રહ્યો હતો, ને ઘર જલદી આવી જાય તો સારું તેમ ઇચ્છતો હતો ત્યાં અંજુને જોઈ.

તેના પોતાના ઘર પાસે તે રસ્તા ઉપર ઊભી હતી અને બહાર જવાની તૈયારી કરતી હોય તેમ લાગતું હતું. તેના હાથમાં, સ્ત્રીઓને કોઈ રીતે વરસાદના મારાથી બચાવી ન શકે તેવી નાનકડી છત્રી હતી, અને વરસાદથી ભીંજાતી ભીંજાતી તે તેને ઉઘાડી રહી હતી અને હસતી હસતી વરસાદનાં પાણીને અંગો ઉપર ઝીલી રહી હતી.

યશોધરને પૂરેપૂરો ઢબૂરાયેલો એવો ચાલી આવતો જોતાં તે હસી. યશોધર પણ હસ્યો. બોલ્યો :

"આવા તોફાનમાં ક્યાં ચાલ્યાં, અંજુબહેન ? કંઈ ખાસ કામે જાઓ છો ?"

"કામ વળી કેવું ?" એ હસી. "આવું સરસ વાતાવરણ છે તેથી થોડું રખડવા જાઉં છું."

"આમાં રખડાય ?" યશોધર બોલ્યો. "જોજો, માંદાં ન પડો, હોં."

"આમાં જ રખડવાની મઝા આવે, ભાઈ. એમાં માંદી શેની પડું ?" કહી, "લ્યો ત્યારે આવજો," કરતી તે છત્રીથી સહેજ જ ઢંકાયેલી એવી, ભીંજાતી ભીંજાતી, હસતી હસતી ચાલવા લાગી.

કેટલીયે વાર સુધી યશોધર તેને ચાલી જતી જોઈ રહ્યો. પછી પોતાના ઘર તરફ જવા ડગલાં ભરતાં મનમાં વિચારી રહ્યો :

"જુવાની તો આને કહેવાય."

ઘર તરફ જતાં તેનાં પગલાં થોડાં ધીમાં પડી ગયાં.

પૂના : તા. ૧૭-૧૦-૧૯૯૪

❊

હિમાંશી શેલત

ધનકીને રાતે અમસ્તી અમસ્તી જ બહુ બીક લાગતી સતત એમ થયા કરે કે, જાણે કઈ થવાનુ કઈ થવાનુ. મૂળ જે બાબતે આ દિવસોમા એને બીક લાગતી હતી તેને, અને રાતને કોઈ ખાસ સબધ હોવાની ધનકીને ખબર નહોતી છતા એ સાચુ કે બીક લાગે તેવુ બધુ અત્યાર લગી રાતે જ થયુ હતુ સોમામામાને પોલીસનો ડબ્બો લઈ ગયેલો, ને બધાના દેખતા ઢીકમુક્કા મારેલા, તે રાતે જ મગીકાકીએ પશલાને છરો મારેલો તેયે રાતે જ રાતના અધારામા જ બાપા માને હચમચાવી કાઢતા હતા એવે ટાણે જ એક વાર એમણે માને લાકડુ મારેલુ કપાળેથી ધડધડાટ વહેતુ લોહી જોઈ એ માને વળગવા ગઈ ત્યારે બાપાએ એને પણ ઝાપટ મારી દીધેલી તેમા વળી રાતે ધડાકાભડાકા સાથે વરસાદ હોય, અધારે ઝીણા દીવા ટમટમતા હોય, પડખેની પાણી ભરેલી ખાડીમા દેડકા બોલતા હોય તો તો ધનકીનો શ્વાસ હેઠે બેસતો જ નહિ ઊઘમાયે ઝબકીને જાગી જતી એ, અને માને જોયા કરતી મા તો જાણે ઘોરતી હોય બરાબરની.

ધ્યાનથી માને જોતા ઘડીક ધનકીને પોતાની શકા સાચી લાગતી પેટ જરા વધેલા જેવુ જ દેખાય, તો ઘડીક આ ખાલી વહેમ હોવાનુ લાગતુ કોઈને પૂછવા જવાય એવી તો આ વાત નહોતી. એટલે મૂઝારો વધારે એક જ શકા માખીની પેઠ બણબણ. વસ્તીની લાઇનમા નિયમ મુજબ પાણી ભરવા ઊભી હોય, અને વારો આવવામા જ હોય, ત્યારે પાછુ એ જ ભૂત સવાલ થઈ સામે ખડુ થઈ જતુ

"કેમ'લી ધનકી ? બધી ડોલ એકલી ભર છ ? તારી મા કંઈ આજકાલ હાથ નથી દેતી તને ?" ગૂચવાયેલી ધનકી જવાબ ખોળતી. સાચુ જ તો હતુ. થોડા દિવસ અગાઉ ચાર ડોલ પીપડામા ખાલવી આવી હોય તો મા સામેથી કહેતી કે રે'વા દે બાકીનુ નથી કરવુ આ તો જાણે કંઈ પડી જ નથી રાધે, બે ઠામ માને ન માજે, ગીગલાને લઈ પડી રહે ગીગલોયે મોટે ભાગે ધનકીને ભાગે જ આવે. એ પાછો બધા જનમનુ એકવારકુ રડી લેવા અવતર્યો હોય, એમ કળ ખાઈને રડે એને છાનો રાખવા ધનકી લાખ વાના કરે, થાકે એ ગીગલો નહિ એને રાખતા, રમાડતાયે ધનકી ડોક ફેરવી ફેરવીને માને જોયા કરે એમા પાછો ડર લાગે. કદાચ મા સાચમસાચ જ એવુ હોય તો પછી તો — બસ, અહીં ધનકી અટકી જતી. ગીગલા વખતે, શાન્તુ વખતે, મધુ વખતે જે થયલુ તે એને રજેરજ વળગીને રહ્યુ હતુ હજી દહાડાના દહાડા જરાક અમથી જગામા ધમાચકડી ચાલ્યા કરેલી. મધુ તો જાણે મોટર નીચે ચગદાઈ મરી, તે અલગ વાત. જનમેલી તો ખરી જ ને એય તે. ગીગલા વખતે મા ખોટુ બોલેલી આવુ આવુ છે, તે કહેલુ નહિ બાકી એ ઢકાય થોડુ ? ગીગલો કકળાટ કરતો આવ્યો કે ચાલ્યુ ધનકી આ કર, અને ધનકી તે કર

ઠામ પછાડી પછાડીને, ચોટી જતુ શાક હલાવવુ પડતુ મૂકીને, મૂઠી ભરી ખાડ ફાકી જઈને, ગોળનુ દડબુ ફરાકમા સતાડી એકલા ખાઈને, શાન્તુને કાકરી આપી ડિંગો દેખાડી, ધનકી અકળામણ કાઢી તો શકતી પણ પહોચતી કોને, તેની એને ગતાગમ પડતી નહોતી.

બાકી અબાનગરમા છોકરાઓ ગણ્યા ગણાય નહિ ને અબાનગરમા માય નહિ દરમાથી કીડીઓ નીકળે સવારે, એવુ દેખાય ધનકીની સામે જ ચાર બાઈઓ ગીગલા જેવડા ટેણિયા લઈને કામે નીકળી પડતી. રેવાનો બાપ કામે જતો નહિ, પીને રાડારાડ કરતો, એવી રેવાને ઘેર સુધ્ધા રેવાની મા કેડે સળેકડા જેવુ કાળુમેશ છોકરુ વળગાડી ફરતી. નાળિયેર જેવુ એનુ માથુ, અને ઘેલા જેવી ચકળવકળ આખો. રડવાનુ

નામ નહિ. ફાટી આંખે આવતુંજતું લોક જોયા કરે. ઓટલે, બારણે, રસ્તે, જ્યાં આંખ પડે જરાક ત્યાં છોકરાં જ છોકરાં અહીં અંબાનગરમાં. ઉપરઉપરથી પસાર થઈએ તો ખબર ના પડે, ધીમે ધીમે દરમાંથી બધું નીકળે ખદબદતું ને ઠલવાય બહાર, આમતેમ. છોકરું હોય તેનાથી એમ તો બીવાની કશી વાત નહિ. છતાં એક આટલા ફફડાટ સમાણી ધનકીની ઊંઘ ને ભૂખ બેય ગાયબ. મંદા ને રેવા જરા વધુ જાણે આ બાબત. કહે કે પેટ આગળથી મા જુદી જ દેખાય, એટલે નવાજૂની જાણવી. ગુસ્સે વધારે થાય. મોંફાટ બોલે, બાપાને સણસણતી ચોપડે, તો તો સો ટકા ખાતરી. આ જાણકારીને આધારે ધનકી માને બરાબર જોયા કરતી, એનું હલનચલન નોંધતી. પણ ખાસ ખબર પડતી નહોતી. બાપા તો ઘરમાં ઝાઝું હોય નહિ એટલે એમની જોડે કેવી રીતની વાત થાય છે તે ખબર પડે નહિ. ગીગલો તો હજી મોટો થયો નહોતો, એટલામાં આટલું. . . તરત ને તરત. . . આ બધું કંઈ એટલું ઝટ ઝટ ઓછું થતું હોય !

"અલી એય, એમ કોળિયો મગળાય મગળાય કેમ કર છ ભાણે ? હટ પરવાર, ઢગલો કામ છે બાકી. . ."

માની આસપાસ ભમતા મનને તાણીને કામમાં જોતરવું ધનકીને ફાવતું નહોતું. ગીગલો વાંદરબચ્ચું, તે વળગ્યો જ હોય કાં માને, કાં એને. માને પાછું બધુંયે નવે નામે. . . ભણાવવાવાળાં બે'ન તો બહુ કે' કે ધનકી ડાહી ને ધનકી હુશિયાર. બાપાના દેખતાંયે બોલે. તોયે બાપા મોટા પોટલા પેઠ બેઠા રહે. લગારે મોં ન ખોલે. ભાંડરાં રાખતી બીજી છોકરીઓ એમ તો જરાતરા રમી લેતી, ધનકી એમની સંગાથે એવું કરવા જતી, પણ ગીગલો અળગો થાય નહિ અને એને તેડી તેડીને બધી રમતો રમાય નહિ. બેસાડીને રડવા દે અને પોતે રમ્યા કરે તેવું તો ધનકીથી થાય નહિ. માનો ઘાંટો પૂંઠે પૂંઠે ભમ્યા કરે, ચીમટીઓ ભરતો.

"ધનકી રે. . . ગીગલો કેમ કળ ખાઈને મંડ્યો છ ? રમવામાં પડી ના જતી. રાખ રાખ એને, અડધો થયો રડી રડીને." નીચે સરકી જતા ગીગલાને કેડે વારંવાર ગોઠવતી ધનકી દૂર બેઠેલી માને એકચિત્તે જોતી. સુસ્ત તો દેખાતી જ હતી એ. કામકાજમાં છેક ધીમી, હાંફ્યાં કરતી. નક્કી ગરબડ. આ ફફડાટ રાતે ધનકીને સફાળી બેઠી કરી દેતો. પડખે મા ઘારણ બોલાવતી હોય, તેને અંધારે અંધારે જ એ જોયા કરતી. સાફ કંઈ પકડાતું નહિ. જીવ એટલો વધારે ચૂંથાતો. રાત બિહામણી ને લાંબી લાગતી, છેકે ભળભાંખળું થાય ત્યારે ધનકીને હાશ.

તેમાં માએ વળી કમળી ફોઈની વાતે ધનકીને ઓર ભડકાવી દીધેલી. કમળી ફોઈને બે દહાડા બોલાવવાનાં અને મા ક્યાંક જવાની એ કશાની ગડ બેસતી નહોતી. માને એવું તે કેવું કામ પડી ગયું તે ઘર મૂકીને બહાર જવું પડે. . . . રઘવાટમાં કંઈ સૂઝ ન પડતાં ધનકી પાણી પીવામાંથી ઊંચી ન આવે, તોય ગળું કોરુંધાકોર. પાણી પડે કે તતડીને વરાળ. સવાર સવારમાં વળી કોઈ અજાણી બાઈ આવીને મા જોડે ગુસપુસ કરી ગઈ. એકેય હરફ કાને ન પડ્યો. પડે જ ક્યાંથી ? ગીગલો રાગ કાઢી બેઠેલો. એવી જમાવટ હતી તે કાનમાં બોલેલો હરફ પણ અંદર પહોંચી ના શકે, તો આ તો દૂર થતી વાત. શેની હતી તે ખબર ના જ પડે.

ધનકીનો ગભરાટ આંખમાં ભરાઈ અંતે માના પેટ પર સ્થિર થતો હતો. પેટ સપાટ કે ફૂલેલું, પરખાતું નહોતું, તેમાં કમળીફોઈ આવવાનાં તે, અને પેલી બાઈ કેમ આવેલી તે ભેદભરમ વેઠાતો નહોતો ધનકીથી. શાન્તુ આવ્યો તે વખતેય છેવટના દહાડામાં જ ખબર પડેલી. ખોળામાં ખોવાઈ જાય એવા ઝીણા અમથા શાન્તુને જોતાં ધનકીને નર્યું અચરજ અચરજ. ગીગલા પર ચડે તેવી ચીડ શાન્તુ પર તે દિવસોમાં નહોતી ચડતી. શાન્તુ કાળો, પણ ઢીંગલા જેવો, મજાનાં નાકનકશાવાળો. પાછું એને હસતાં આવડતું. અને હવે. . .

"કેમ ધનલક્ષ્મી, તારી મા કામ કરવા ક્યારે

આવવાની ?" ચદુભાઈ આખુ નામ બોલી લેતા એનુ. માને માટે રહી રહીને બધા પૂછતા છણકો કરી કહેવાનુ મન થતુ કે એને કોઈ કઈ ઓછુ કહે છે ? નાનાને ખબર ના પડે, એમ કહી ખસેડી દેતા છૂટીછવાઈ વાતોનો તાતણેતાતણો અલગ પાડી, બધુ ઉકેલી, જે બન્યુ તે સીધુસટ કરી ધનકી જોવા ફાફા મારતી રહી. ઘણુ બધુ ન સમજાયાથી ગળે ટૂપો દીધાની ગભરામણ થતી હતી. કોઈકે નસકોરા દાબી દીધા હોય અને હવા અદર જાય નહિ, એવો તરફડાટ

રેવા પાસે જવાથી કદાચ ખબર પડે એને આવુ ખબર હોય જ જોકે રેવાને ખોળી કાઢીને, નિરાતે આખી ઉપાધિ ખુલ્લી કરી દેવાનુ અઘરુ બપોરનપોરે રેવા વળી એના યારદોસ્ત જોડે અકાદ સાકડી જગામા બેઠેલી હોય. તેવે ટાણે ધનકીને જોઈ છેડાઈ પડે અને કરડવા ધાય રેવાના ઠસ્સાનોયે ધનકીને તો ડર જ લાગતો છતા એ માથે લઈને સુધ્ધા પૂછી લેવુ જ પડે આખી બપોર બેબાબળી ધનકી રેવાને ખોળતી રહી રેવાની ચાલ ખાસ હતી, દૂરથી આવતી હોય ત્યારેય ઓળખાઈ જાય તેવી. વાળમા સોનેરી બકલ ભેરવતી, કાનની ચળકતી બુટ્ટીઓ સરખી કરતી રેવા કોક અજાણ્યા છોકરા જોડે તાળીઓની આપ લે કરતી આવી રહી હતી. ગીગલાને કેડે બરાબર તેડી, ધનકી લાપીને ઊભી. એને જોતા સાથમા જ રેવા મલકી, એટલે ધનકી હિમતભેર આગળ આવી પેલો છોકરો એની દૂર પડેલી સાઇકલ લઈ આખ મીચકારતો, સિસોટી મારતો, છૂ થઈ ગયો. મોકો બરાબર હતો.

ખોટકાતી ખોડગાતી એની વાત બહાર આવી ત્યા રેવા ખી ખી હસવા લાગી, હસી હસીને બેવડ થાય

" લી ગાડી, કઈ થયુ નથી તારી માને. બીવા જેવુ કઈ નથી એ તો બધ્ધુ સાફ કરાવેલુ કે'વાય. પેટમાનુ ધોઈ કરીને બા'ર કાઢી આપે લાગલુ જ, આમ ફટાફટ " રેવાએ ચપટી વગાડી

ધનકી બાઘી બની ખોડાઈ રહી. રેવાનુ તો સાચુ મનાય, કે ના મનાય, એ પાછો નવો ગૂચવાડો. કોકડું કઈ એમ સહેલાઈથી ઊકલવાનુ નહોતુ. રેવાને આટલી બધી ખબર શી રીતે પડી જતી હશે એયે મોટો સવાલ હતો. ભેદનુ જાળુ આ બધાયની આસપાસ હતુ. એ એકલી જ બહાર અથડાયા કરતી હતી, કેડ પર ગીગલો લઈને એનો પડી ગયેલો ચહેરો જોઈ રેવાને ગમ્મત પડી ગઈ, વટથી ધનકીને થાબડી,

"તુ તારે નિરાતે ઘેર જા. તારી માને કશુયે નથી આવવાનુ પથરોય નહિ ને પાણોય નહિ પેટ ખાલીઅમ થઈ જવાનુ છે, સાફ પડી ખબર ? ભાગ હવે, પાછી કે'વા ના બેસતી કે મે કીધુ તને આ તો બધુ ખાનગી ખાનગી કહેવાય. "

ગીગલાનુ વજન એક પળ પણ ના ખમાતુ હોય તેમ પાસેની ઓટલી પર એને ગોઠવી, ફરાક વડે ધનકીએ મોં લૂછ્યુ, અને ફગફગતા વાળ ગાલ કપાળ પરથી હટાવ્યા. રેવા પાછી ખૂણેખાચરે ખોવાઈ જાય તે પહેલા બરાબર જાણી લેવુ જરૂરી હતુ. સવાલ શી રીતે ગોઠવવો તેની પળોજણ વિના એણે ફટ દઈને પૂછી કાઢ્યુ,

"પેટમાથી કાઢી લેવાનુ આમ જ ? એવુ તો કેવી રીતે. "

"જો, કોઠી માજી છે કેની તે કોઈ દા'ડો ? આ અદલ તેવુ જ ધોઈને અદર જે હોય તે કાઢી લેવાનુ, બરાબર ?'

હવામા ઊગા હાથ ફેરવી કશુક બહાર કાઢી દૂર ફગોળી દીધુ હોય તેમ કરી રેવાએ લટ ઉલાળી. બીજો કોઈ દિવસ હોત તો રેવાના લાબા થતા ને ગોળ ફરતા હાથ પર બગડીના ખડકલાની ખણખણમા ધનકીને રસ પડ્યો હોત. આજે તો જુદી જ વાત હતી

ગીગલાના રડુ રડું ચહેરાને જોઈ, એના વહેતા નાકને સાફ કરવા ધનકીએ ફરાક સહેજ ઊંચું કર્યું પછી પડતુ મૂક્યુ. ગીગલો તો છે જ લીંટાળો અને ગોબરો. ફરાક નકામુ ગદું કરવાની જરૂર નહિ.

"ધનકી રે. . . ઓલી ધનકી, કાં મરી ગ્યાં બેય. . ." નામની બૂમોને આમતેમ ભટકવા દઈ, રડતા ગીગલાને રડવા દઈ ત્યાં ઊભી ઊભી જ ધનકી કશુંક યાદ કરી રહી. ગઈ સાલ કોઈ મોટા લગનના જમણ વખતે માને વાસણ સાફ કરવા બોલાવેલી. જોડે એય ગઈ હતી. ત્યારે મોટી મોટી કોઠીઓ હતી, એણેય મદદ કરેલી એકાદ માંજવામાં. આડી પાડીને તળિયે હાથ ફેરવી, કશું પરખાય નહિ એવું, માટીના બચકા જેવું, માએ કાઢેલું અને વાડ ભણી ફેંકી દીધેલું. પછી ઘસી ઘસીને કોઠી સાફ કરેલી.

આટલી વાતે આવું સારું લાગશે એની ધનકીને ખબર નહોતી. દોડીને માને બાઝી પડવાનું, એને ગળે હાથ ભેરવી દેવાનું મન થયું. પણ એણે એવું કંઈ કર્યું નહિ. ગીગલા સંગાથે એનાથી બહુ દોડાતું નહિ, અને માને વળગવાનું એને ફાવતું નહિ. એટલે ગલીપચી કરી ગીગલાને હસાવવાનું કરતી એ ઓરડી તરફ વળી, તે વેળા આમ તો રાહતને કારણે હળવા લાગવા જોઈએ તેવા એના પગ ખૂબ ભારે થઈ ગયા અને એ રેવા જેવું જ ચાલવા લાગી, અદ્દલ રેવા જેવું જ.

❊

## સાભાર સ્વીકાર

**સુમન પ્રકાશન :** (મુંબઈ ૨ અને અમદાવાદ ૧)નાં

ચંદુલાલ સેલારકાનાં પાંચ પુસ્તકોનો સેટ **'વિચારમૌક્તિકો'** કિં. રૂ ૩૩; **'પાનખરમાં વસંત'** કિં. રૂ ૪૬; **'રાજીપાની લીલાશ'**, કિં. રૂ. ૪૨; **'હૈયાધારણ'** કિં. રૂ. ૪૬; **'જૂજવાં રૂપ'** કિં. રૂ. ૪૬.

અન્ય

**ઉલ્લેખ :** લે.પ્ર. રાધેશ્યામ શર્મા, ૨૫ ભૂલાભાઈ પાર્ક, અમદાવાદ-૨૨, કિં. રૂ. ૭૦. **હરિરસ :** સંપા.પ્ર. વિનોદિની શાંતિલાલ શાહ, ગિરિરાજ, ૧, અશોકનગર સોસાયટી, મેઘાણી માર્ગ, સુરેન્દ્રનગર, કિં. રૂ. નથી. **પ્રયાણ; પથિક :** બંનેના લે. ડૉ. લલિતાબહેન ન. શાહ, પ્ર મનુ પંડિત, જીવનસ્મૃતિ સ્વાધ્યાયમંદિર, ૧૭, વસંતનગર, ભૈરવનાથ માર્ગ, મણિનગર, અમદાવાદ કિં. નથી. **તપોમૂર્તિ મણિભાઈ** (ત્રીજી આવૃત્તિ) લે. ચંદ્રકાન્ત ઉપાધ્યાય, પ્ર. દયાળજી આશ્રમ, ભૂતપૂર્વ વિદ્યાર્થી પરિવાર, કિં. રૂ. ૪૦. **MANIBHAI DESAI AN ASCETIC INCARNATE :** by Chandrakant Upadhyay, Pub. Dayalji Ashram Vidyaarthi Parivar, price Rs. 50. **ડૉ. જયંત ખત્રી :** સમગ્ર વાર્તાઓ : લે. જયંત ખત્રી, પ્ર. રજિસ્ટ્રાર, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, ૧ નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ ૨૦, કિં. રૂ. ૨૦૦. **ધી બૉમ્બ પાર્ટી :** અનુ જયા મહેતા, જશવંતી દવે, પ્ર. ઉપર મુજબ કિં. રૂ. ૬૦. **ગોરંભો :** લે. મનીષ પરમાર, સંકલન ચંદ્રાબહેન એસ. શ્રીમાળી, પ્ર. પ્રિયદર્શિની એજ્યુકેશન ટ્રસ્ટ, ગાંધીનગર ૩૮૨ ૦૨૩, કિં. ૩૫. **ગીતકથા :** (ફ્રિન્ક સેજવિકના ધી બેલેડનો અનુવાદ) અનુ. રતિલાલ છાયા, હો. જયશ્રી છાયા, પ્ર. સુચિત્રા પબ્લિકેશન્સ, 'ઝલાવૃત', ૪ ભોજેશ્વર પ્લોટ્સ પોરબંદર-૭૫ કિં. રૂ. **ભવાઈ :** નટ, નર્તન અને સંગીત : લે. ડૉ. કૃષ્ણકાન્ત કડકિયા, પ્ર. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬, કિં. રૂ. ૫૮.

# "તું જાને, જતો કેમ નથી ?"

હરીશ નાગ્રેચા

ઓહ. ગોડ ! બસ, સવા નવ જ વાગ્યા છે ? આ સમયને થયુ છે શુ ? જતો કેમ નથી ? કેવો અવરોધ છે આ, ક્રૂર ! ખરે ટાણે આડો ફાટ્યો છે હુ નવ વાગ્યાનો શયનખડમા આવી, કપડા બદલી સવારના ચાર વાગ્યાની એલાર્મ ગોઠવી પથારીમા પડ્યો છુ પ્રયાણ કરી જવાની બધી જ તૈયારી થઈ ગઈ છે પરેશાન છુ વિચાર કરુ છુ, ક્યારે ચાર વાગશે ! થાય છે કે હવે તો જરૂર ખાસ્સો એવો સમય પસાર થઈ ગયો હશે. ત્યા જ બે હાથ પ્રસારીને ચોસ પર ઊભેલા ટ્રાફિક પોલીસની જેમ સમયને ડાયલ પર ઊભેલો જોઉ છુ — સવા નવ ! બસ, ફક્ત પદર જ મિનિટ વીતી છે હજી !

શુ સમિધાનો સમય પણ થીજીને બરફ થઈ ગયો હશે ? શુ એ પણ સ્થગિત નિ સહાય હશે ? સમિધા ! મારી ફિયાન્સી, જીવનની દ્વિધાઓને એ સમતોલી શકે છે આસ્તિક છે અધશ્રદ્ધાળુ નથી ગોડ-ફિયરિંગ છે બીકણ નથી. મને તો ખાતરી જ છે કે એ સમયસર આવી જ પહોચશે. પણ ત્યારે, અત્યારે શુ ? ફોન કરુ ? ના, ના ના મન નકારે છે જ્યારે કોઈ ખરેખર ઇચ્છે છે કે સમય ઝટ પસાર થઈ જાય ત્યારે એ જડ થઈ જાય છે, ત્યારે એ રખડેલ ધ્યેય વગરના મુસાફરની જેમ ફાંફા મારતો, આમતેમ ડોકિયા કરતો રસ્તા વચ્ચે ઊભો રહી જાય છે, આખો પટપટાવતો અને એને નિષ્ક્રિય જોઈ કોઈ અકળાઈ, બોલી ઊઠે કે — એય, ઊભો છો શુ, ચાલવા માડ ! ત્યારે એ ચાલતો નથી, માર્ગ કરી આપે છે, — લો !

ખેર, સમિધા સમયની સતાન છે, તો હું ક્યા નથી ? અમે બને પ્રકૃતિ પુરુષની પરમાનદ પળોનુ મૂર્તિમત પ્રતીક છીએ પરંતુ પિતાજીને કબૂલ નથી. વાધો છે સમિધા બગાળી છે હુ એને દિલ્હીથી પાછા આવતા અનાયાસે ટ્રેનમા મળેલો, ત્યારે એણે મને એસ્પિરિન આપી હતી ને મે એને સેનડવિચ એ ચિત્રકાર છે સુરેખ ચિત્રો દોરે છે, અને એટલે જ તો મારા જીવનમા રગ ઘૂટવા મે એનો સાથ ચાહ્યો છે એને પણ પોતાના પૂર્વજન્મના સ્મરણોના અલૌકિક ને અપૂર્વ ચિત્રોને મારા જ જીવન-કેન્વાસ પર દોરવાની ઇચ્છા છે, અતૃપ્ત ને અતિમ !

પિતાજી કહે છે, — એની જાત જુદી છે, મોભો, મરતબો જુદો છે, સસ્કાર જુદા છે, રક્ત જુદું છે, એનો પિંડ તદ્દન ભિન્ન લૂણથી ઘડાયો છે ! હું કહુ છુ વર્લ્ડ બ્લડ-બૅન્કમા હયાત લોહીના પ્રકારથી સમિધાનુ લોહી શી રીતે જુદું છે, હોઈ શકે ? માનવતાવાદમા વિશ્વાસ રાખવો એ શુ અસસ્કાર છે ? પ્રાણીઓમા મનુષ્ય તરીકે જન્મ્યા એ શુ ઓછો મરતબો છે ? ઈવની જાતિથી સમિધા કઈ પ્રકારે જુદી છે ? આ પ્રશ્નોનો ઉત્તર છે ? નથી. પિતાજી સહમત પણ નથી

બા પૂછે છે, — સમિધા શુ લઈ આવવાની ? હુ કહુ છુ, — મારા આનદનુ ગ્રામ વસાવવા ઘોડાપૂર સમી લાગણીઓની નદી ! બા છાશિયું કરે છે પિતાજી છણકો કરતા ઊભા થઈ જાય છે સમજ્યા એ તો તુરગ-તુક્કા ! તરગન્તુક્કા ? મને હાડોહાડ લાગી આવે છે હુ ચાલવા માડું છુ, પગ પછાડતો શુ નક્કર હોય એ જ અનુભવાય ? અનુભવાય એ નક્કર નહિ ? કોણ સમજાવશે ! સમય ? સમય ! સાલો વિલન, ક્યા પહોચ્યો ! ઓહ નોઅ , 'લ્યા શુ કરે છે તુ ? ખસ.

સમિધા પણ શુ આમ જ સટપટતી હશે ? એણે મારી પ્રેમ પ્રકૃતિ જાગ્રત કરી છે હું નકારી શકું એમ નથી, ને પિતાજીને અમારુ મિલન માન્ય નથી. રસ્તો સરળ છે ના, રાહ ફંટાય છે ગૃહત્યાગ સમિધા

સવારના પાંચ વાગ્યે એરપોર્ટ પર આવવાની છે. બસ, પછી મુક્ત, સમયની સાંકળથી મુક્ત. પણ વાગ્યા કેટલા ? અરે ઓ ગોકળગાય, તને ડગ ભરતાં થાય છે શું ? બસ એક જ મિનિટ પસાર થઈ છે ! સાઠ સેકંડ જ ! મારાથી એલાર્મ ક્લોક સામે દાંતિયાં થઈ જાય છે. હું કંટાળીને ઊભો થઈ જાઉં છું. સમય, પિતાજીએ નીમેલા ગુપ્તચરની જેમ મારા પર નજર રાખી રહ્યો છે. હું નજરકેદ ! અરે ઓ પહેરેદાર, જા, ભાગી જા, વીતી જા ! નિર્દય, તેં ક્યાં કોઈ પણ કાળે ઉષ્માભર્યા બે જીવને ધબકવા દીધા છે, સાથે ! તને શું ! છે તને કોઈ દિલડું ? જવાબમાં મૌન. મીંઢું મૌન.

" 'લ્યા ઓ સમલા, તું મારી અપેક્ષાઓને તો જો, જીભાજોડી કરતો !" હું બબડું છું. એ અવળચંડો ચાળા પાડે છે : — તારી અપેક્ષાઓને તું મારી સાપેક્ષ જો ! બુલશિટ ! મારી પાસે જોવાનો સમય ક્યાં છે ? પણ તારી સામે, નો યૂઝ. . . નો યૂઝ — કરતો હું અકળાઉં છું. અકળામણમાં બારી અફાળી બંધ કરું છું ને રૂમમાં આંટો મારી પાછો પલંગ પર ફંગોળાઉં છું. સજાગ નજર છત પર ફરતી રહે છે. છતની કોરેમોરે રંગીન ફૂલવેલ પર રમતી, સીલિંગની મધ્યમાં દોરાયેલી વર્તુળાકાર ફ્રી-હેન્ડ ડિઝાઇનમાં એ અટવાતી રહે છે. એક બિંદુમાંથી નીકળતી અસંખ્ય ગોળ ગોળ રેખાઓ એવી જટિલ રીતે દોરાયેલી છે કે તેનો જણાતો નથી આદિ કે અંત. દરેક રેખા મૂળ અને અંતમાં પરિણમે છે. ચિત્રના કાંગરે કાંગરે ઠેકતી મારી નજર, ડિઝાઇનના કેન્દ્રમાં લટકતી ઝુમ્મરની સાંકળ પર સરે છે, નિસરણીના હાથા પર સરતા તોફાની બારકસની જેમ જ સ્તો ! ઝુમ્મર છ પ્યાલાનું છે અને સર્વ પ્યાલાઓ તેજની સુરાથી છલોછલ છે. હું એક પછી એક એ જામ ગટગટાવી જાઉં છું, એક પછી એક, ક્યાંય સુધી. કેટલા વાગ્યા હશે ? મને તો ખાતરી જ છે કે હજી એ લંગડો હલ્યો પણ નહિ હોય ! ચાલ, જરા સમયને બળજબરીથી હડસેલવા દે. પણ હું શું કરું, કે જેથી વેળા વીતી જાય !

હા, આ છત પરની વેલમાંનાં ફૂલો ગણી નાખું, ફ્રી-હેન્ડ ડિઝાઇનના ચક્કરમાં પડી જાઉં, અક્ષયપાત્ર શા છલકતા નૂરજામ ઢીંચી જાઉં, બારીએથી બગીચામાંના આમ્રવૃક્ષથી લોલતી કેરીઓ ગણી નાખું, ત્યાર બાદ બંગલા ફરતી લોખંડી રેલિંગ્ઝના સળિયા મોજી નાખું, પછી દેખાય છે ત્યાં સુધી મ્યુનિસિપાલિટીના લેમ્પપોસ્ટ, આ ખલકના તારા, અંધકારના ઓળા અને . . ., અ. . .ને. . ., પછી ફરું પાછો એ બ્લેકમેલ કરતા સમયના ડાચા તરફ.

એક-બે-ત્રણ-ચાર-પાંચ-છ-સાત. . . ના. . . ના. . ., ફોરમ નથી આ ફૂલોમાં, તદ્દન શુષ્ક છે, વિવર્ણ !

એક-બે-ત્રણ-ચાર-પાંચ-છ. છટ્, ગોટાળો. બ્રહ્મ ગોટાળો ગૂંથાયો છે આ અનંત વર્તુળોમાં. ફેરાઓમાં. છેતરપિંડી છે, વિવર્ત !

એક-બે-ત્રણ-ચાર-પાંચ. આ રોશનીસુરાના જામ મૃગજળ શા, સોસ તોષતા નથી, સચેત કરે છે. એ ભ્રમણા છે, પણ એમાંય ક્યાં છે ભ્રમણાની તરલતા ! ફટાક, બારીનો બંધ તોડી નાખું છું ને અંધકાર ધમસમતો મને ભીંસી નાખે છે. સારું લાગે છે. હવે એની સાથે બાથ ભીડવામાં, બાખડવામાં થોડો સમય વીતી જશે.

એક-બે-ત્રણ-ચાર. આ ઘેરા લીલા રંગની કેરીઓ કાળી ઠણક પડી ગઈ છે, તદ્દન ભાંઠ, દાંત આંબતી, ક્યારે પાકશે, કોને ખબર !

એક-બે-ત્રણ. ને કેટલા કાતિલ છે આ લોખંડી સળિયા, કેટલી કઠણ કાળજાની આ રેલિંગ્ઝ, મર્યાદા બાંધતી, લક્ષ્મણ-રેખા શી !

એક-બે. આ હારબંધ લેમ્પપોસ્ટ ઊભા છે, ઈસુના વધમાં કારણરૂપ બનેલા ક્રોસ શા ! જેના પર ગાંધીની છાતી ચીરીને ચોંટી ગયેલા કારતૂસના ટેટા જેવા નિસ્તેજ બલ્બ અનિમેષ છે, ને એનો પ્રકાશ એ મહાત્માના હોઠેથી સરી પડેલા, હેરામ, જેવો, આખરી કિરણ ફૂંકતો, આવું-જાઉં કરી રહ્યો છે.

એક. ને તારાઓમાં ગણવાનું શું ? બિચારા,

# "તું જાને, જતો કેમ નથી ?"

**હરીશ નાગ્રેચા**

ઓહ ગૉડ ! બસ, સવા નવ જ વાગ્યા છે ? આ સમયને થયુ છે શુ ? જતો કેમ નથી ? કેવો અવરોધ છે આ, ક્રૂર ! ખરે ટાણે આડો ફાટ્યો છે હુ નવ વાગ્યાનો શયનખડમા આવી, કપડા બદલી સવારના ચાર વાગ્યાનો એલાર્મ ગોઠવી પથારીમા પડ્યો છુ પ્રયાણ કરી જવાની બધી જ તૈયારી થઈ ગઈ છે પરેશાન છુ વિચાર કરુ છુ, ક્યારે ચાર વાગશે ! થાય છે કે હવે તો જરૂર ખાસ્સો એવો સમય પસાર થઈ ગયો હશે. ત્યા જ બે હાથ પ્રસારીને ચોરા પર ઊભેલા ટ્રાફિક પોલીસની જેમ સમયને ડાયલ પર ઊભેલો જોઉ છુ — સવા નવ ! બસ, ફક્ત પદર જ મિનિટ વીતી છે હજી !

શુ સમિધાનો સમય પણ થીજીને બરફ થઈ ગયો હશે ? શુ એ પણ સ્થગિત નિ સહાય હશે ? સમિધા ! મારી ફિયાન્સી, જીવનની દ્વિધાઓને એ સમતોલી શકે છે આસ્તિક છે અધશ્રદ્ધાળુ નથી. ગૉડ-ફિયરિંગ છે બીકણ નથી. મને તો ખાતરી જ છે કે એ સમયસર આવી જ પહોચશે. પણ ત્યારે, અત્યારે શુ ? ફોન કરુ ? ના, ના ના મન નકારે છે જ્યારે કોઈ ખરેખર ઇચ્છે છે કે સમય ઝટ પસાર થઈ જાય ત્યારે એ જડ થઈ જાય છે ત્યારે એ રખડેલ ધ્યેય વગરના મુસાફરની જેમ ફાફા મારતો આમતેમ ડોકિયા કરતો રસ્તા વચ્ચે ઊભો રહી જાય છે આખો પટપટાવતો અને એને નિષ્ક્રિય જોઈ કોઈ અકળાઈ, બોલી ઊઠે કે — એય, ઊભો છો શુ ચાલવા માડ ! ત્યારે એ ચાલતો નથી, માર્ગ કરી આપે છે, — લો !

ખેર, સમિધા સમયની સતાન છે, તો હુ ક્યા નથી ? અમે બને પ્રકૃતિ પુરુષની પરમાનદ પળોનુ મૂર્તિમત પ્રતીક છીએ. પરંતુ પિતાજીને કબૂલ નથી. વાધો છે સમિધા બગાળી છે હુ એને દિલ્હીથી પાછા આવતા અનાયાસે ટ્રેનમા મળેલો, ત્યારે એણે મને એસ્પિરિન આપી હતી ને મે એને સેન્ડવિચ. એ ચિત્રકાર છે સુરેખ ચિત્રો દોરે છે, અને એટલે જ તો મારા જીવનમા રગ ઘૂટવા મે એનો સાથ ચાહ્યો છે એને પણ પોતાના પૂર્વજન્મના સ્મરણોના અલૌકિક ને અપૂર્વ ચિત્રોને મારા જ જીવન કેન્વાસ પર દોરવાની ઇચ્છા છે, અતૃપ્ત ને અતિમ !

પિતાજી કહે છે, — એની જાત જુદી છે, મોભો, મરતબો જુદો છે, સસ્કાર જુદા છે, રક્ત જુદું છે, એનો પિંડ તદન ભિન્ન લૂણથી ઘડાયો છે ! હુ કહુ છું, વર્લ્ડ બ્લડ-બેન્કમા હયાત લોહીના પ્રકારથી સમિધાનુ લોહી શી રીતે જુદું છે, હોઈ શકે ? માનવતાવાદમા વિશ્વાસ રાખવો એ શુ અસસ્કાર છે ? પ્રાણીઓમા મનુષ્ય તરીકે જન્મ્યા એ શુ ઓછો મરતબો છે ? ઈવની જાતિથી સમિધા કઈ પ્રકારે જુદી છે ? આ પ્રશ્નોનો ઉત્તર છે ? નથી. પિતાજી સહમત પણ નથી

બા પૂછે છે, — સમિધા શુ લઈ આવવાની ? હુ કહુ છુ, — મારા આનદનુ ગામ વસાવવા ઘોડાપૂર સમી લાગણીઓની નદી ! બા છાશિયુ કરે છે પિતાજી છણકો કરતા ઊભા થઈ જાય છે સમજ્યા એ તો તુરગ-તુક્કા ! તરગ-તુક્કા ? મને હાડોહાડ લાગી આવે છે હુ ચાલવા માડું છું, પગ પછાડતો શુ નક્કર હોય એ જ અનુભવાય ? અનુભવાય એ નક્કર નહિ ? કોણ સમજાવશે ! સમય ? સમય ! સાલો વિલન, ક્યા પહોચ્યો ! ઓહ નોઅ , 'લ્યા શુ કરે છે તુ ? ખસ.

સમિધા પણ શુ આમ જ સટપટતી હશે ? એણે મારી પ્રેમ પ્રકૃતિ જાગ્રત કરી છે હુ નકારી શકું એમ નથી, ને પિતાજીને અમારુ મિલન માન્ય નથી. રસ્તો સરળ છે ના, રાહ ફટાય છે ગૃહત્યાગ સમિધા

સવારના પાંચ વાગ્યે એરપોર્ટ પર આવવાની છે. બસ, પછી મુક્ત, સમયની સાંકળથી મુક્ત. પણ વાગ્યા કેટલા ? અરે ઓ ગોકળગાય, તને ડગ ભરતાં થાય છે શું ? બસ એક જ મિનિટ પસાર થઈ છે ! સાઠ સેકંડ જ ! મારાથી એલાર્મ ક્લોક સામે દાંતિયાં થઈ જાય છે. હું કંટાળીને ઊભો થઈ જાઉં છું. સમય, પિતાજીએ નીમેલા ગુપ્તચરની જેમ મારા પર નજર રાખી રહ્યો છે. હું નજરકેદ ! અરે ઓ પહેરેદાર, જા, ભાગી જા, વીતી જા ! નિર્દય, તેં ક્યાં કોઈ પણ કાળે ઉપ્માભર્યા બે જીવને ધબકવા દીધા છે, સાથે ! તને શું ! છે તને કોઈ દિલડું ? જવાબમાં મૌન. મીંઢું મૌન.

" 'લ્યા ઓ સમલા, તું મારી અપેક્ષાઓને તો જો, જીભાજોડી કરતો !" હું બબડું છું. એ અવળચંડો ચાળા પાડે છે : — તારી અપેક્ષાઓને તું મારી સાપેક્ષ જો ! બુલશિટ ! મારી પાસે જોવાનો સમય ક્યાં છે ? પણ તારી સામે, નો યૂઝ. . . નો યૂઝ — કરતો હું અકળાઉં છું. અકળામણમાં બારી અફાળી બંધ કરું છું ને રૂમમાં આંટો મારી પાછો પલંગ પર ફંગોળાઉં છું. સજાગ નજર છત પર ફરતી રહે છે. છતની કોરેમોરે રંગીન ફૂલવેલ પર રમતી, સીલિંગની મધ્યમાં દોરાયેલી વર્તુળાકાર ફ્રી-હેન્ડ ડિઝાઇનમાં એ અટવાતી રહે છે. એક બિંદુમાંથી નીકળતી અસંખ્ય ગોળ ગોળ રેખાઓ એવી જટિલ રીતે દોરાયેલી છે કે તેનો જણાતો નથી આદિ કે અંત. દરેક રેખા મૂળ અને અંતમાં પરિણમે છે. ચિત્રના કાંગરે કાંગરે ઠેકતી મારી નજર, ડિઝાઇનના કેન્દ્રમાં લટકતી ઝુમ્મરની સાંકળ પર સરે છે, નિસરણીના હાથા પર સરતા તોફાની બારકસની જેમ જ સ્તો ! ઝુમ્મર છ પ્યાલાનું છે અને સર્વ પ્યાલાઓ તેજની સુરાથી છલોછલ છે. હું એક પછી એક એ જામ ગટગટાવી જાઉં છું, એક પછી એક, ક્યાંય સુધી. કેટલા વાગ્યા હશે ? મને તો ખાતરી જ છે કે હજી એ લંગડો હલ્યો પણ નહિ હોય ! ચાલ, જરા સમયને બળજબરીથી હડસેલવા દે. પણ હું શું કરું, કે જેથી વેળા વીતી જાય !

હા, આ છત પરની વેલમાંનાં ફૂલો ગણી નાખું, ફ્રી-હેન્ડ ડિઝાઇનના ચક્કરમાં પડી જાઉં, અક્ષયપાત્ર શા છલકતા નૂરજામ ઢીંચી જાઉં, બારીએથી બગીચામાંના આમ્રવૃક્ષથી લોલતી કેરીઓ ગણી નાખું, ત્યાર બાદ બંગલા ફરતી લોખંડી રેલિંગ્ઝના સળિયા મોજી નાખું, પછી દેખાય છે ત્યાં સુધી મ્યુનિસિપાલિટીના લેમ્પપોસ્ટ, આ ખલકના તારા, અંધકારના ઓળા અને . . ., અ. . .ને. . ., પછી ફરું પાછો એ બ્લેકમેલ કરતા સમયના હાથા તરફ.

એક-બે-ત્રણ-ચાર-પાંચ-છ-સાત. . . ના. . . ના. . ., ફોરમ નથી આ ફૂલોમાં, તદ્દન શુષ્ક છે, વિવર્ણ !

એક-બે-ત્રણ-ચાર-પાંચ-છ. છટ્, ગોટાળો. બ્રહ્મ ગોટાળો ગૂંથાયો છે આ અનંત વર્તુળોમાં. ફેરાઓમાં.. છેતરપિંડી છે, વિવર્ત !

એક-બે-ત્રણ-ચાર-પાંચ. આ રોશનીસુરાના જામ મૃગજળ શા, સોસ તોષતા નથી, સચેત કરે છે. એ ભ્રમણા છે, પણ એમાંય ક્યાં છે ભ્રમણાની તરલતા ! ફટાક, બારીનો બંધ તોડી નાખું છું ને અંધકાર ધમસમતો મને ભીંસી નાખે છે. સારું લાગે છે. હવે એની સાથે બાથ ભીડવામાં, બાખડવામાં થોડો સમય વીતી જશે.

એક-બે-ત્રણ-ચાર. આ ઘેરા લીલા રંગની કેરીઓ કાળી ઠણક પડી ગઈ છે, તદ્દન ભાંઠ, દાંત આંબતી, ક્યારે પાકશે, કોને ખબર !

એક-બે-ત્રણ. ને કેટલા કાતિલ છે આ લોખંડી સળિયા, કેટલી કઠણ કાળજાની આ રેલિંગ્ઝ, મર્યાદા બાંધતી, લક્ષ્મણ-રેખા શી !

એક-બે. આ હારબંધ લેમ્પપોસ્ટ ઊભા છે, ઈસુના વધમાં કારણરૂપ બનેલા ક્રૉસ શા ! જેના પર ગાંધીની છાતી ચીરીને ચોંટી ગયેલા કારતૂસના ટેટા જેવા નિસ્તેજ બલ્બ અનિમેષ છે, ને એનો પ્રકાશ એ મહાત્માના હોઠેથી સરી પડેલા, હેરામ, જેવો, આખરી કિરણ ફૂંકતો, આવું-જાઉં કરી રહ્યો છે.

એક. ને તારાઓમાં ગણવાનું શું ? બિચારા

નિર્માલ્ય, વર્ષો થયા તેઓએ સમયના કાતિલ પંજા તરફ નથી વિરોધ વ્યક્ત કર્યો કે નથી વાંધો ઉઠાવ્યો. આંખ ચૂંચી કરી, ફાંફાં માર્યા જ કરે છે, અવકાશમાં ઊભેલી તિમિસાની ભીંતોમાં માથું અફાળતા. મૂઆ રતાંધળા, હટ !

જોઉં કેટલા વાગ્યા ? ઓ મારી મા, આ ડોસલાને કોઈ કહો કે પગ ઉપાડે બસ, નવ ને વીસ જ ! મારું ચાલે તો આ ડોકરાને ગૂણિયામાં ભરી, સાત સમદર પાર જઈ, ધરબી દઉં હેડવા માંડ દોડવા માંડ એમ ચીડ કાઢતો બારીએથી ફરી ટેબલ પરની ઘડિયાળ પર તૂટી પડું છું ને એના કાચ પર આંગળીથી કાંટાઓને ફેરવવાની ચેષ્ટા કરું છું, અને વ્યર્થ ફાંફાં મારી, પાછો ટેબલ પર એને અફાળી, મૂકી દઉં છું, લાચાર બંધ તો નથી પડી ગઈને ? ફાળમાં પાછી એને ઉપાડું છું બેશરમ ઘડિયાળ પાછું નિર્લેપ સરે છે ડગુમગુ ડ ગુ મ. ગુ ડડડડ ગુગુગુ. મમમમ. ગુગુગુ.

હું ત્રાહિ મામ્, ત્રાહિ મામ્ કરતો ઊભો થઈ કાંડે ઘડિયાળ બાંધી ચપલ પહેરતા કફની ચડાવું છું અને પાછલા રસ્તેથી બંગલાની બહાર નીકળી જાઉં છું, એક ખોટા દિલાસા સાથે કે સમયને રૂમમાં પૂરી આવ્યો છું ને હું આગળ વધી રહ્યો છું પણ મનમાં ભય ચણભણી રહ્યો છે કે એ સર્વવ્યાપી મારો પીછો અહીં પણ કરી રહ્યો છે અરે, હું પણ મૂર્ખ છું, આ કાંડે ઘડિયાળ શીદ બાંધી આવ્યો ? હા, એના વિના ચાલતું પણ નથી ! કેટલા વાગ્યા કોણ કહેશે ?

મારું હૈયું ધબકે છે મારા પગલા પડે છે લાંબો આસ્ફાલ્ટનો રસ્તો ડાબી બાજુ વંકાય છે રસ્તો ઉપનગરનો છે એટલે તદ્દન નિર્જન છે, ફક્ત એકાદેક ઓટોમોબિલની તેજધારા વછોડતી હેડલાઇટ્સ ને એના ઝૂમ્મ્કારા વિના કશું જ નથી. પવન માંદલો, પગ ઢસરડતો, આસોપાલવ, આંબો, ગુલમોર, લીમડા ને અન્ય વૃક્ષોમાંથી પડતો, આખડતો સરી રહ્યો છે હું ડૂઠવો મૂકી પર્ણઅશ્રુ સારતા વૃક્ષોની કમાનોમાંથી પસાર થઈ ચોકમાં આવું છું આ વિશાળ ચોકમાં પાંચ માર્ગો મળે છે, વચ્ચે સિમેન્ટનું મોટું પગથાર છે, તે પર આઠેક બાંકડાને વર્તુળાકારે ગોઠવ્યા છે વચ્ચે પાંચેક ગોળ પગથિયાં છે હું એ ચડું છું સ્મારકનો પથ્થર સમ્મુખ આવે છે, અને એક મોટી, કટાઈને લીલીકચ પડી ગયેલી તેલકટ તકતી પર મારી આંખો અથડાય છે છત્રપતિ શિવાજી મહારાજ

પગથિયાં ઊતરી હું આઠ દસ ડગલા પાછા પગે દૂર જાઉં છું માઇકલએન્જેલોની અદાથી પ્રતિમાને નિહાળું છું, જાણે હમણાં જ અવકાશમાં ઉગામેલી એ તલવાર કાળયવનનો શિરચ્છેદ કરતી આભ ચીરી નાખશે, જાણે હમણાં જ ડાબા પગનો ડાબલો ઠપકારતો એ તુરગ આરૂઢ શિવાજીને લઈ અંતરિક્ષમાં અદશ્ય થઈ જશે, જાણે હમણાં જ અતીતનું સ્મારક, તિમિસમાં વિલીન થઈ જશે.

હું ફરી એક વાર, એ નક્કર પ્રતિમાને ધારી ધારીને જોઉં છું, પણ. ના અહીં તો એ જ છે કાંસામાં કંડારાયેલો શિવરાયાનો સમય, જે હજી ગયો નથી, અટકી પડ્યો છે, મિસરના મમીઓની જેમ, અવાવરી વાવમાં બધિયાર ગંધાઈ ઊઠેલા વાયુની જેમ, ભરાઈ રહ્યો છે, ગૂંગળાવતો, નિરર્થક ગ્રહો આંતરાવા માંડ્યા છે પણ હૈયા ધડકનની રિધમમાં તલમાત્ર ફરક પડવા નથી દીધો. એક ઘરેડમાં એ જ ચીલે બસ. ! એય, બેશરમ સમય, છોડ આ શિવરાયાની પ્રતિમા ને રસ્તે પડ તારા, અવકાશ રૂંધતો પડ્યો ના રહે, એદી ! ઘડીક લાગે છે વિચારવાયુ થઈ ગયો છે ! પળેક ચિત્તભ્રમ થઈ ગયાનો ભય લાગે છે . કેટલા વાગ્યા ?

"કેટલા વાગ્યા ? પાછળથી મારા વિચારોનો પ્રતિઘોષ પાડતો અવાજ આવે છે લોકોને પણ ખરે વખતે સમય પૂછવાનો લાગ મળે છે કાંડાઘડિયાળ સામે જોઈ, એ...એક ફરી, કંઈક નાટકીય ઢબે છંછેડાઈ, લાચારીમાં હાથ ઉલાળી હું બોલી ઊઠું છું 'હજી તો. નવને ત્રીસ જ થઈ છે મારા. ભાઈ !" પરંતુ છેલ્લા શબ્દો આગળ બોલાતા નથી, હોઠ પર જ નાસભાગ કરે છે "ઓહ, ચાચાજી ! નમસ્તે

ચાચીજી. . ." પાડોશના બંગલામાં રહેતાં ખન્ના દંપતીને જોઈને ગેંગેં ફેંફેં થતાં, શિષ્ટાચાર કરી લઉં છું, "ચાચાજી, ઇસ વક્ત યહાં ?"

"હાં બેટે, તેરી ચાચીકી તબિયત કુછ ઘબરા રહી થી; કહ રહી થી વક્ત નહિ કટતા, તો ઘૂમને ચલે આયે !"

"ઓહ. . ."

"અચ્છા બેટે, હમ ચલેં !"

"જી ચાચાજી. . ." ચાચીને પણ પ્રોબ્લેમ છે. ચાચીને પૂરા મહિના છે, પ્રસૂતિ આજકાલમાં જ તો ! એમનો પણ સમય જતો નથી, ગભરામણ થાય છે. કંટાળો આવે છે, છુટકારો નથી થતો. અરે ઓ અનામી, શરીર ધારણ કરી માના પેટમાં પાટુ મારતો બંધ થઈ ચાલ્યો આવ હવે, ચાચી તારી રાહ જુએ છે. આજ વીસ વરસે ચાચા પિતા થવાના છે, તું કોની રાહ જુએ છે ? ચાલ યાર, માના ગર્ભમાં, અંધારઘેર્યા ખોફિયા માર્ગમાં જ્યાં ફક્ત પૂર્વજન્મના પશ્ચાત્તાપ સિવાય કશાનું જ સ્મરણ થતું નથી, જ્યાં તારા ઈશ્વરને તું આ જગતમાં ઝટ મોકલવા કરગર્યા કરે છે, ત્યાંથી ચાલ્યો આવ, અનામી ! તારી માવડીને છૂટી કર, વહાલીડા, એનોય સમય જતો નથી. બોલ, તને કોણ આડું આવે છે ? હા, એ જ હશે અળવીતરો, સમય, પરિપક્વ નહિ થયો હોય ! એ કંજૂસ લોભિયો એક વિપળ પણ છોડશે નહિ ! જવા દે એને. આવ તું દોસ્ત, આપણે બંને લાચાર છીએ હમણાં, પછી જોઈ લઈશું.

મારી આંખમાં થોકબંધ અંધારું ભરાયું હોવાથી આંખો ખેંચાય છે. હું આંખો મસળું છું. કફનીની બાંય ઊંચી લઉં છું, ડાબો હાથ ફેરવી કાંડા-ઘડિયાળને ચૂંચો થઈ તાકું છું. ડાયલ બબડે છે : શું જુએ છે, હજી તો નવ ને ચાલીસ જ થઈ છે. માનવી પણ ખરો દોઢડાહ્યો છે, કોણે કહ્યું'તું એને કે સમયને દાબડીમાં ભરજે ? ભર્યો તે તો ઠીક, કિંતુ એ દાબડીને ચોક્કસપણે, ચીવટથી સંપૂર્ણ યંત્ર બનાવવા કોણે નિમંત્રણ આપ્યું હતું ? અને જાણે સમય પણ ભાવિ ભણી ગયો હોય તેમ, દૂર તારાઓમાંથી સંકેત કરી માનવીઓનું સંચાલન કરવા કરતાં, કાળને ગ્રસ્યાનો એને સંતોષ આપી, દાબડીમાં પુરાઈ, એનું સર્વસ્વ હણી, નિર્માલ્ય કરી નાખવામાં જ માલ છે એમ માની, દાબડી ઊઘડતાં જ એમાં ઘૂસી ગયો છે, મૂછમાં હસ્યા કરતો. અરે બેકદર, બેહયા યંત્ર ! કદી તારા માલિકને દગો દઈ, બગડી જવાનું તને મન નથી થતું ? દોડવાનું મન નથી થતું ? ચાલ સાલા, રંજાળુ !

હું ક્રોધમાં ઘડિયાળ પર એક ટકોરી મારી, કફનીની બાંય નીચે ખેંચી, શિવરાયાની પ્રતિમાની આસપાસ ચક્કર લગાવવા માંડું છું. ફરતાં ફરતાં જોઉં છું. સ્મારક-સ્તંભ પર લટકતી બે તલવારો ઢાલ પર એક ચોકડી રચે છે, બંધ દ્વાર પર જકડાયેલાં ખપાટિયાં જેવી ચોકડી. ક્રૉસ. કસમયનાં સંરક્ષણનાં સાધનો ! ફોર, થ્રી, ટુ, વન, ફાયર. . . સાડા છ સેકંડ ને હિરોશીમા, નાગાસાકી સાફ..! તું 'લ્યા, એટમની ધૂળ અમારી આંખોમાં ઝીંકી, નજરું ધૂંધળી ના કર, જેથી તારી ગતિ અમે જોઈ ના શકીએ, ને વળગી રહીએ. . . ! પણ તું ઓછો લડકણો નથી ! તારાથી જાતને સાચવવી એ પણ એક ભીષણ યુદ્ધની બરાબર છે. પણ, અફીણી, તને હવે વધુ ફાવવા નહિ દઈએ, તને પકડી પાડશું, જરૂર થપ્પો કહીને. . .

ઊભો રહે તું, તારી સાથે હું પણ આ સ્મારકની આસપાસ ચક્કર લગાવીશ એટલે તારી ગતિ બમણી થશે. હું ઝડપ વધારી ચક્કરચક્કર ભમવા માંડું છું, પગથિયાં ઊતરું છું, ચડું છું, કોઈ જોતું નથીને ખાતરી કરું છું, પાછું. . . ને પછી, થાકી જાઉં છું, હતાશ પગ પછાડી બેસી જાઉં છું. ઘૂંટણ પર બે હાથ મૂકી, હાથ પર માથું લોળતો બેસી રહું છું. સમય મને ચીડવતો ટકટક. . .ટકટક. . . કર્યા કરે છે. ચીડમાં હું આંખ મીંચી પડી રહું છું.

ખોં. . . ખોં. . . ખૂઉઉઉ. . . ખોં ખોં. . .! હું કોઈના સખત ખાંસી ખાવાના ખોંખારાથી ઝબકી જાઉં છું. કોઈ માણસ પગથિયાં આગળ ટૂંટિયું વાળી ઉધરસ ખાતો પડ્યો છે. તદ્દન વૃદ્ધ જણાય છે. માથાના,

દાઢીના મૂછના અરે ભમ્મરના વાળ પણ ધોળી પૂણી જેવા છે જે રીતે એ સૂતો છે એ ઉપરથી લાગે છે, એ કેડેથી વાકો વળી ગયો છે ધૂળિયા રસ્તા પર એકનામટી પાચ છ સાઇકલો ચીલા આકતી ઘૂમી વળી હોય તેમ એના ચહેરા પર અસખ્ય કરચલીઓ ગૂચવાયેલી છે, કથની કહેતી, વણઉકલી ! ભવા આખ પર ઢળી આવ્યા છે, ખાસી ખાવાથી દાઢી મૂછના કેશ કપે છે, દેહ કપે છે માથાના વાળ ઝૂલી આવી એના ચહેરા પર લહેરતુ આવરણ રચે છે કપડા, ના, શરીર પર ફક્ત લીરા જ છે ઘડીભર ઉમર ખય્યામની રુબાયતમાનો, દાતરડાથી લણણી કરતો, સમય ડોસલો મને યાદ આવી જાય છે વાહ, ઠીક લાગમા આવ્યો છે થાય છે લાવ એની પાસળીઓમા પાટુ મારી દમ બધ કરી દઉ અને છૂટો થઈ જાઉ એની પકડમાથી, જકડમાથી. પણ પણ દાતરડુ દેખતો નથી ખો. ખો.

"કોણ છો દાદા ?" મારાથી પુછાઈ જાય છે, "દાદા, કેમ આમ ભોય પર સૂતા છો ? ઊભા થાઓ ને સામેના બાકડા પર સૂઈ જાઓ !" પણ ખો ખો સિવાય એકકે હરફ વૃદ્ધ તરફથી આવતો નથી. વૃદ્ધ મૌન છે, મિસરના પિરામિડ જેવો, કાળને પડકારતો, ખો. ખો કર્યા જ કરે છે પચોતેર એસીનો હશે. રખેને સમય એને પણ સતાવતો હોય ! એ મુમુક્ષુને, મૃત્યુને આલિગવાની ઘણી પ્રબળ ઉત્કઠા હશે, કદાચ એને થતુ હશે કે આમ ખો ખોમા ખરતી ઘટમૃત્તિકા કયા કાળે ખરી રહેશે ?

હુ છેલ્લો યત્ન આદરુ છુ "દાદા, ઊભા થાઓ, હુ તમને લાકડાના બાકડે સુવડાવુ, નહિ તો આ ઠડી પથરાળ જમીન પર ઝલાઈ જશો.' હવે ઝલાઈ જવામા ક્યા કઈ બાકી હતુ ? એ તો ક્યારનો સમયજાળમા ઝિલાઈ ગયો હતો. હુ એક પળ બુઝુર્ગ તરફ મીટ માડુ છુ વૃદ્ધ ખાસી ખાતો ડોકુ ધુણાવે છે કોને ખબર કદાચ વૃદ્ધાવસ્થાની નબળાઈને લીધે જ એનુ માથુ સ્થિર રહેતુ નહિ હોય ! મને મારા પ્રયત્નો નિરર્થક લાગે છે હુ આળસ મરડતો ઊભો થાઉ છુ બેફિકરાઈથી, લાચાર હૈયે, હતાશ થવા મારી નજર કાડા પર પડે છે ઓ. હો, પોણો ! શુ હુ ઝોકે ચડી ગયો હતો ! કાચબો સાલો આગળ નીકળી ગયો ! ખેર, ઘણો વખત પસાર થઈ ગયો છે હુ ઊભો થઈ ઉતાવળે ડગ ભરવા માડુ છુ, વૃક્ષ કમાનોમા લગભગ ઓગળતો જાઉ છુ મનમા છે કે દૂર ક્લાન્ત ડોસો સમયને ખાસીને દોરીથી ઘસડી રહ્યો છે, યમના પાડાને જોઈ હઠી સમય અડી બેઠો છે અને ખેચતાણમા ખો. ખો. કરતો વૃદ્ધ હાક મારે છે હઠ અડિયલ ઊભો છો શુ ? હેડ !

હુ દોટ મૂકુ છુ વાતાવરણ ચીરતો, ફફડતો બગલામા ઘૂસી શયનખડના બારણા ખોલી, ફડાક દઈને સજ્જડ વાખી, સ્ટોપર ચડાવી દઉ છુ કેમ ગભરાયો ! કેમ ભાગ્યો ! કોનાથી બીધો ! મને એકદમ હાફ ચડી આવી છે હુ ભારે અને ઊડા શ્વાસ ખેંચતો, હાફતો, સ્વસ્થતા જાળવવા મથી રહ્યો છુ હાશ, જવા દે એ વાતને, કદાચ હુ મારાથી જ ગભરાયો હોઈશ, એમ કેમ ના બને ! આ બધી પેલા સમાની જ આડાઈ કઈ વાધો નહિ એકમા પાચ થઈ ગઈ તે ઘણુ !

હુ રાઇટિંગ ટેબલ પાસે જાઉ છુ ખાનામાથી બાને લખેલો પત્ર કાઢી વાચુ છુ વાચી ટેબલ-લેમ્પ નીચે દબાવી દઉ છુ ના, ફરી ખોલીને વાચી જાઉ છુ શુ ખોટુ છે ! બરોબર છે ગડી વાળી દે ! હું જાતને સબોધુ છુ અને એ દરમ્યાન દિલ્હીની બે ટિકિટ જોઈ લઉ છુ ચેક ઇન ટાઇમ ફાઇવ. ફ્લાઇટ એટ સિક્સ ! સમયનુ છેલ્લુ બધન. પછી હુ સમિધા ને ટાઇમલેસનેસ. ! મારો એક્સાઇટેડ હાથ હવામા વિજયડકો વીંઝે છે ! બા ને પિતાજી વડવાઓએ આકેલા આટાપાટામાથી બહાર કેમ નથી નીકળતા ! નીકળે તોય શુ ? એમના ઘડિયાળને ઓઇલિંગની જરૂર છે, નિયમિત ચાવીની જરૂર છે, ક્વાર્ટ્ઝનુ નથી, એ ધીમુ ચાલે છે, પાછળ રહી ગયુ છે ! એમણે ભાવી સસ્કૃતિના ટાવર ભણી નજર નાખી પોતાનો સમય મેળવવો જ જોઈએ, નહિ તો એમનો આવતી કાલનો વહેવાર ખોરવાઈ જશે, બધે જ મોડા

પડશે !

મને અને સમિધાને, બા અને પિતાજી સામે કંઈ જ વાંધો નથી. વાંધો છે એમની સમય-શીશી સામે. હવે વખત છે એલાર્મ મૂકી સવેળા જાગી જવાનો ! અરે. . . પણ મેં એલાર્મ તો મૂક્યું છે ને બરોબર ? આ વિચાર આવતાં સંફાળો ઘૂંટણભેર થઈ, ઊભો થઈ જાઉં છું. ચાર વાગ્યાનો એલાર્મ જોઈ લઉં છું, ચીવટથી, પણ કમબખ્ત હજી તો સવા જ વાગ્યો છે. મારી એટેચી, કાગળ, સરનામું, પૈસા, ટિકિટ, વેડિંગ-રિંગ છે, બધું 'પેક' છે. સમય પણ કેટલો પેક છે ! જોયા કરે છે, મીંઢો. હેરાન કરે છે નાહકનો, સેડિસ્ટ ! શું કરું, કંઈ સૂઝતું નથી, બોલ !

આવી ખબર હોત તો રાત્રે નવ વાગ્યાની ફ્લાઇટમાં જ જતાં રહેત ! સમિધાએ તો એમ જ કહ્યું હતું. હશે, ભૂલી જવા દે એ વાત. ને ભૂલી જવા, નજરથી બધું લોપ કરવા હું ટેબલ-લેમ્પ બંધ કરી દઉં છું. અંધકારના ઓથે ઊભો, દાંત ખોતરતો, સમય આંખ માર્યા કરે છે : કેમ બચ્ચુ આવ્યો છે ને લાગમાં ! અકળાઈ હું ટેબલની ધાર પર બે હાથ મૂકી, એના પર માથું ઢાળી દઉં છું, કરગરી રહું છું : જા. . . મારા. . . બાપ. . . જા, ઝટ. . . જા. . . વીતી. . . જા. . ., તારે પગે પડું છું મહેરબાન !

ટક. . .ટક. . . હવે તો સમયનો ટકટકારો પણ મગજ પર મુષ્ટિપ્રહાર જેટલો વધી ગયો છે. ખબર નથી પડતી શું થવાનું છે. ટક. . .ટક. . .ટક. હા. . . હા. . . હું જાણું છું ડોકરા તારી વૉકિંગ-સ્ટિકના ટપકારા, તું તારી ચાલ વધાર તે પતે ! ટક. . . ટક. . .ટકટકટક. . . અરે આ ઘડિયાળને પણ ઠીક કટાણે ચાળા સૂઝે છે. ટકટક.. ટકટક લાગે છે કે એની ઝડપ વધી છે, એ વેગવંત બન્યો છે. પણ હું ભાનમાં તો છું ને ! આ ટકટકારો સમ્મુખ પડેલા એલાર્મ ક્લોકનો ક્યાં છે ? હું ઝડપથી પાછળ જોઉં છું. કોઈ બારણું ખખડાવતું લાગે છે ! સમયની ધૂને વાસ્તવિકતામાં ભળી જઈ ભ્રમણા ઊભી કરી છે. આ તો પિતાજી, પિતાજી દ્વાર ઠોકે છે. શયનખંડના કાચ પર પડતા પડછાયાને હું વિના વિલંબ ઓળખું છું. ઝડપથી કાગળ, ટિકિટો ખાનામાં સરકાવી, એટેચી પલંગ નીચે હડસેલી, સ્ટોપર ખોલું છું. હૈયું પીગળતું હોવાથી ચહેરો રુક્ષ કરી, અવગણનાના ઇરાદાપૂર્વક બારી બહાર જોઈ રહું છું.

"ચનિયા. . . !" જ્યારથી પિતાજીને સમિધા વિશે જાણ થઈ હતી, ત્યારથી એ મને રોષ ને વ્યંગમાં મિસ્ટર ચંદ્રકાન્ત કરીને જ સંબોધતા હતા. પણ અચાનક પાછું હુલામણું નામ 'ચનિયા' પિતાજીના હોઠે આવતાં, લોહીએ અવળી ગતિએ ભ્રમણ કરવા માંડ્યું હોય તેવો ભાસ થાય છે, હામનો જુવાળ હૈયે ઊઠે છે, ને સ્નેહરસ કંઠ સુધી ઊભરાઈ આવી મને કૃતકૃત્ય કરી નાખે છે. પિતાજીના સ્વરમાં મારા વિજયનો ઘોષ છે. હું તત્ક્ષણ પાછો ફરી એમના ચહેરા તરફ આતુરતાથી તાકી રહું છું.

"ચનિયા, તારી બાને વાંધો નથી, નથી મને. ક્યાં જવાનાં છો, દિલ્હી ? દિલ્હી જ જજો. કાકા લેવા આવશે. કાકાને ત્યાં જ ઊતરજો. બધો બંદોબસ્ત થઈ ગયો છે. હું ને તારી બા લોકલાજે, રિવાજ અનુસારે, સમાજની આંખે, ન્યાતના રિશ્તે તારા લગનનો 'બોયકોટ' કરીશું. હજી આપણી સુચિતા પરણાવવાની બાકી છે ને ! સાંભળે છે ? મેં સવારે ગાડી મંગાવી છે. હવે ચિંતા ના કરતો. ઊંઘી જા. સવારે વહેલું જવાનું છે. આ લે સમિધા માટે મંગલસૂત્ર. સવારના ઘરન' બહાર પગ મૂકે એ પહેલાં લીંબુ ગજવામાં સેરવી દેજે, નજર ના લાગે ! બંને જાળવીને જજો. પૂરતા પૈસા લીધા. ચાલ સૂઈ જા, સવારે ડ્રાઇવર ઉઠાડશે. ને જો, સવારે અમે શુકન કરવા કે આવજો કહેવા બહાર નહિ આવીએ, પડ્યા રહીશું ઢોળમાં કે ઊંઘીએ છીએ. ભલે !" પિતાજીનું બોલવાનું એકાએક ખૂટી જતાં ચાલ્યા જાય છે. પિતાજીની છાયા સાથે, ભીંતે કાન દઈ ઊભેલી, એમના અહમ્‌ની ઢાલ, બાનો હરખપદૂડો પડછાયો પણ મળી જાય છે. પરમાનંદ પાગલપણામાં પલટી જશે એ બીકે હું ઝડપથી લૅમ્પની સ્વિચ ઑન કરું છું. એક પછી એક બધી સ્વિચ

ઑન કરુ છુ ક્ષણેક થાય છે કે પિતાજીના વ્યક્તિત્વની આમન્યાનો મને ડર ન હોત તો, તો એમને ઊચકી લેત, ચૂમી લેત, બાને ચકરડી ભમરડી ફેરવી લેત.

આહ. ! જો ચનિયા, છતના ફૂલો ફોરી ઊઠ્યા, ઝુમ્મરો રણકી ઊઠ્યા, અકાળે આમ્રઘટામા કોકિલ ક્યાથી ? બગલાનો લોખડી દરવાજો, મોટરને દાખલ કરવા ખૂલ્યો, ને એનો ખડગ કરતો અવાજ ગેબમા ગરકાવ થઈ અબરમા ગુજી રહ્યો છે લેમ્પપોસ્ટ પર ઠેકતુ મારુ મન તારાઓને ઠિગો દેખાડી રહ્યુ છે આ શુ ? શિવરાયાનો ઘોડો અવકાશ આતરી ચાલ્યો ! ખન્નાના બગલામા થાળી કેમ ઠોકાઈ ? ઓહ વેલ કમ ટુ ધિસ લિટલ પ્લેનેટ અર્થ, માય ડિયર ચાઇલ્ડ, પ્લીઝ્‌ડ ટુ હિયર યોર ક્રાય. ! ચાચી છૂટા થઈ ગયા. હે રામ. ! હા. એક તારો ખર્યો, તારો ખરતા આપણે જોઈએ અને એ અદશ્ય થાય એ પહેલા જો ઇચ્છા કરીએ તો એ ફળીભૂત થાય છે, એમ બા કહે છે પણ હુ ખરતા સિતારાને જોઉ છુ ત્યારે રામસ્મરણ સિવાય કશુ જ કરી નથી શકતો. એ તારો તો ખર્યો ! કેમ ? કોઈ જીવાત્મા છૂટ્યો આ ફેરામાથી. કોણ હશે ? હા એ જ ખો ખો. કરતો

કોચલામા સકોચાતી ઇયળ જેમ હુ અતર્મુખ થઈ જાઉ છુ હટ્ ભૂહા સમય તુ જ લુચ્ચો છો. હવે સમજાયુ, તુ કેમ નહોતો જતો ! પિતાજી આવવાના હતા ને. હુ પણ અધીરિયો છુ, સમયની તાગ કાઢ્યા વિના જ પથ પાડવા તત્પર થયો ! હવે આ શ્વાસમા કેટલી સ્ફૂર્તિ છે, સ્પદન છે, ઉલ્લાસ છે ! હુ કેટલો ખુશ છુ ! તો આ ધમપછાડા શેના હતા ? સુમી ! સુમી ! સમિધાને આ વાત હુ કેમ કહીશ ! એ આનદની મારી રડી પડશે. એને કોઈનુ મન દુભાવવુ ગમતુ નથી. એ નાચી ઊઠશે. ગાડી ઘેલી થઈ વળગી પડશે હુ ખાગો થઈ વરસી પડીશ ! પણ ક્યારે ? હુ ક્યારે કહીશ સુમીને ! કેટલી વાર બાકી છે હજી ! કેટલા વાગ્યા ? મારા બાપ, હજી તો ત્રણ કલાક બાકી છે સમિધા તો પાચ વાગ્યે મળશે ! પાચ વાગ્યે ? ત્યા સુધી ! આ સમયને થઈ શુ ગયુ છે ? કેમ આમ ઢસડાતો ડગ ભરે છે ! ચાલ યાર શુ કરે છે તુ ! દોડ ! ઓહ, હુ શુ કરુ ? પલગ પર ફંગોળાઉ, આટા મારુ, ફૂલો ગણુ, ચક્કરમા પડી જાઉ ? નહિ તો આ ત્રણ કલાક જશે કેમ ? જોઉ, કેટલા વાગ્યા છે ? બે ! ઓહ નોઅ, લ્યા સમા, તુ જાને, જતો કેમ નથી ?



# પ્રેમ એ વાર્તાનો વિષય છે, પ્રિય ઓર્મિંટો

સુવર્ણા

જેની ખરેખર સારી વ્યક્તિ છે. પહેલી વાર હું એને ન્યૂક્લિયર ફ્રીઝની ઑફિસમાં મળેલી. એ લોકો નજીક આવી રહેલી મધ્યસત્રી ચૂંટણીઓ માટે સભ્યોને કાગળ લખતા હતા. હું દર શુક્રવારે બે કલાક ઑનરરી સર્વિસ આપતી. મારું કામ સભ્યોનાં સરનામાં કરવાનું ને પોસ્ટ કાર્ડ પર ટિકિટ લગાડવાનું હતું. એ પછી હું બધું જેનીને સુપરત કરી દેતી. જેની જાતે જ ટપાલ નાખતી.

જેની સાથે મારે બહુ વાતો ન થતી. એક દિવસ હું ગાડી લઈ નહોતી ગઈ. યાદ નથી બસમાં ગઈ હતી કે કોઈ મૂકી ગયું હતું. ત્યારે જેની મને ઘેર મૂકવા આવી હતી. રસ્તામાં જેનીએ કહેલું, "ન્યૂક્લિયર ફ્રીઝની સફળતાનો આધાર મિડલ ક્લાસના સપોર્ટ પર છે." મેં જેનીને પૂછેલું, "મિડલ ક્લાસ કોને કહેવાય ?" આટલા વખત સુધી મેં મિડલ ક્લાસ, અપર મિડલ ક્લાસ, લોઅર મિડલ ક્લાસ એ શબ્દો સાંભળ્યા હશે, પણ મને એ સમજાતા નહિ. કોઈ પણ વ્યક્તિને મેં વર્ગમાં વિભાગી નહોતી. પછી જેનીએ આવકનું વર્ગીકરણ કરી કંઈક સમજાવેલું, પણ મને બરાબર નહોતું સમજાયું કે કયો વર્ગ ચોક્કસપણે અપર મિડલ ક્લાસ કહેવાય ને કયો મિડલ ક્લાસ. કેમ કે જેનીએ એક વાત એવી કરી હતી કે અમેરિકામાં એક નવો વર્ગ તૈયાર થઈ ગયો છે જે આવકની દૃષ્ટિએ અપર મિડલ ક્લાસમાં નથી પણ પ્રભાવની દૃષ્ટિએ કહેવાય. તેમાં બૌદ્ધિકો આવી જાય છે : પત્રકારો, ટી.વી.ના ઍંકરમૅનો, લેખકો વગેરે. એની વાત પરથી એટલું સમજાયું કે અપર ક્લાસ જેવો શબ્દ અમેરિકામાં નથી. એને બદલે અલ્ટ્રા રિચ, સુપર રિચ કે સ્લૅંગમાં ફિલ્થી રિચ શબ્દો વપરાય છે.

એ પછી દર શુક્રવારે મારે જેનીને મળવાનું બનતું. અમારી વાતોમાં ખૂબ ઓછી વાતો અંગત હશે, કદાચ બિલકુલ નહિ. મને એ ગમતું ને મને લાગે છે એનેય એમ જ ફાવતું.

એ પછી થોડા દિવસ રહીને મારે ભારત આવવાનું થયું ને જેનીનો સંપર્ક છૂટી ગયો. એ પછી ફરી જેનીને મળવાનું બન્યું ખરું, પણ ખૂબ નાટકીય અને ભયંકર સંજોગોમાં.

હું પાછી અમેરિકા ગઈ હતી. મને આગળથી કોઈ જ ખ્યાલ નહોતો કે હું ક્યાં રહીશ. ઓર્મિંટોએ મારે માટે માયાબહેનને ત્યાં વ્યવસ્થા કરાવી રાખેલી તેની મને ભારતથી નીકળતા પહેલાં ખબર તો હતી પણ મનમાં સંદેહ હતો કે એકદમ અજાણી વ્યક્તિને ત્યાં રહેવાશે કે ફાવશે ? પહેલાં મને એમ હતું કે હું ગ્રીનકાર્ડ રીન્યૂ કરાવી ભારત પાછી ફરીશ. પણ મને પાસાડીનાની કૉલેજમાં નોકરી મળી ગઈ તેથી હું ત્યાં રોકાઈ ગઈ.

માયાબહેનનું ઘર લોસ ઍન્જલીસમાં હતું. મારી કૉલેજથી ખૂબ દૂર. તેથી મારે કૉલેજથી નજીકની કોઈ જગ્યાએ રહેવું પડે તેમ હતું. માયાબહેને સૂચવેલું કે મર્સીને પૂછી જો, કેમ કે એ પાસાડીનામાં જ રહેતી હતી. મેં મર્સી જે મને વર્લ્ડ હંગરમાં મળેલી તેને ફોન કર્યો. એણે ફોન પર કહ્યું એને ત્યાં એક રૂમ ખાલી છે. ફોન પર એણે ખૂબ લાગણીથી કહ્યું, "મારું ઘર તારું જ છે, આવી જા." એની લાગણીથી હું ગદ્‌ગદ થઈ ગઈ હતી.

મર્સીને ત્યાં જતાંવેંત એ મને "વેલકમ હોમ" કહી ભેટી પડી હતી. બહુ ઓછા લોકોમાં જોઈ હશે એવી શાલીનતા ને ભદ્રતા મને મર્સીમાં દેખાઈ હતી. મર્સી મારી પાસેથી ભાડું નહોતી લેતી ને જમવાનું પણ મફત રાખેલું ! અમેરિકામાં આવી સગવડ લગભગ અકલ્પ્ય છે.

એક દિવસ મર્સી પોતાની વાતે ચડેલી એણે કહ્યુ, "મે મારા પતિથી ડિવોર્સ લીધો છે એ પછી રાયન ડિપ્રેશનનો ભોગ બની ગયો છે" રાયન એનો દીકરો હતો ને એનો રૂમ બરાબર મારી બાજુમા હતો. મર્સીનુ બોલવાનુ ચાલુ હતુ, "રાયને એકથી વધારે વાર આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો હશે. હુ ગાડી ચલાવતી હોઉ, એ બાજુમા બેઠો હોય ને પોતા તરફનુ બારણુ ખોલી એ કૂદવા પ્રયત્ન કરે" પછી એણે પૂછ્યુ, "સાચુ કહે, તુ રાયન માટે શુ વિચારે છે ?' મે કહ્યુ, 'મને રાયન ગભીર અને ખૂબ વિચારશીલ લાગે છે" મર્સી થોડી વાર મારી સામુ જોઈ રહી ને પછી બોલી, "તુ જેને ગભીર અને વિચારશીલ કહે છે તે થેરાપિસ્ટના કહેવા પ્રમાણે ખરેખર તો ઇન્સેનિટીના લક્ષણ જેવુ છે મને કોઈ વાર બીક લાગે છે કે રાયન પૂરેપૂરો પાગલ નહિ થઈ જાય, ને !"

મને રાયનની રીતભાત ગમી હતી મારા એકલવાયા જીવનમા મર્સી અને રાયનની કંપનીથી હૂફ આવશે એવી આશા મને જાગી હતી આમ રાયન માટે મને થોડુ આકર્ષણ થયેલુ. પણ મર્સીની આ વાત સાભળ્યા પછી આ આકર્ષણ ભયમા ફેરવાઈ ગયુ. બહુ વિચિત્ર રીતે મને રાયનની બીક લાગવા માડી એનો રૂમ મારી બાજુમા જ હતો તેથી પહેલા મને સધિયારો રહેતો કે આટલા મોટા ઘરમા હુ એકલી નથી. મર્સીનો માસ્ટર બેડરૂમ મારા રૂમ કરતા દૂર હતો તેથી શરૂઆતમા હુ સહેજ ચિતિત હતી પણ રાયને બતાવેલી ભદ્રતાથી હુ પ્રભાવિત થયેલી. એ જ રાયન પાગલપણાના પહેલા તબક્કામા હોઈ શકે એ વિચારે મને દયા પણ આવી ને ડર પણ લાગ્યો. રાયન વિશે આ વાત કરતા મર્સી ધ્રુસકે ને ધ્રુસકે રોઈ પડી હતી.

એ પછી મર્સીને બે દિવસ બહારગામ જવાનુ થયુ. જતા પહેલા એણે મને પૂછેલુ, "તુ ને રાયન એકલા છો તેનો તને વાધો નથી, ને !" મે ના કહેલી. બે દિવસ સારી રીતે પસાર થયેલા. એક રાત્રે મને કોઈ ડૂસકા ભરી ધીમે ધીમે રોતુ હોય એવા અવાજો સભળાયેલા. હુ ગભરાઈ ગઈ હતી. અમેરિકાના ઘરોમા બેડરૂમ અદરથી વસાતા નથી. તેથી હું મારો રૂમ બધ ન કરી શકી. કોણ રોતુ હશે ? છોકરી કે છોકરો તે ખબર નહોતી પડતી. રાયન ? ઘરમા બીજુ કોઈ તો છે નહિ આ પહેલા અહીં મે રડવાનો કોઈ અવાજ સાભળ્યો જ નથી. આ બધો આખો મારો ભ્રમ તો નહી હોય ?

મર્સી પાછી આવી ત્યારે મે એને આ વાત કહી. એ સહેજ દુખી થઈ ગઈ ને બોલી, "સાવ એકલો પડી જાય ત્યારે રાયન કોઈક વાર રડે છે પણ આમ તો ઘણા વખતથી રોયો નથી" મને કઈ સમજાયુ નહિ ને મને થયુ મારે કઈ સમજવુય નથી.

એ પછી બને મા દીકરો મને ખૂબ આદર પ્રેમથી રાખતા હતા. હુ ઘરની સભ્ય જ બની ગઈ હતી. હું ઊઠતી ત્યારે રાયન નાહીધોઈ તૈયાર થઈ ડાઇનિંગ ટેબલ પર ચા પીતો હોય અમે એકબીજાને 'ગુડમોર્નિંગ' કહેતા મર્સી ફરવા ગઈ હોય. રાયનને કામ પર જવાનો સમય થાય ત્યારે મારે ચા પીવાનો ચા પીતા પીતા એ છાપુ વાચી લેતો પછી ચાલી જતો. પછી મારો વારો આવતો. હુ એકલી એકલી ચા પી લેતી. મર્સી પાછી આવી જતી હુ કામ પર જતી મર્સીની ઓફિસ ઘરમા જ હતી સાજે અમે બધા ભેગા થઈ જતા. સાથે જ જમતા જમીને પછી કઈ વાચતા. મર્સીને સારી સારી ચોપડીઓ વાચવી ગમતી. એમાથી કઈક શોધી એ મને ને રાયનને સંભળાવતી.

મને મર્સી રાયનને ત્યા એકદમ ઘર જેવુ લાગતુ. મને એ લોકોએ કુટુબની સભ્ય જ ગણી લીધી હતી. એક મર્સી ભાડુ કે ભોજનખર્ચ નહોતી લેતી તેથી મને થોડો ભાર લાગતો. પણ એકદરે બધુ જોતા એને ત્યા હુ ખૂબ ગોઠવાઈ ગઈ હતી. મને થતુ, હવે મારી જિદગી ધીમે ધીમે પાટે ચડી જશે.

પણ એક ગતે એવુ કઈક બની ગયુ કે મારે એકાએક મર્સીનુ ઘર છોડી દેવુ પડ્યુ.

મર્સીએ મને મારા રૂમમા એક ટેબલ આપેલુ. પણ હુ રોજ રાત્રે બધા જમી લે પછી જમવાના ટેબલ પર ચોપડીઓ લાવી બીજા દિવસનુ લેક્ચર તૈયાર

એક દિવસ મર્સી પોતાની વાતે ચડેલી એણે કહ્યુ, "મે મારા પતિથી ડિવોર્સ લીધો છે એ પછી રાયન ડિપ્રેશનનો ભોગ બની ગયો છે " રાયન એનો દીકરો હતો ને એનો રૂમ બરાબર મારી બાજુમા હતો. મર્સીનુ બોલવાનુ ચાલુ હતુ, 'રાયને એકથી વધારે વાર આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો હશે હુ ગાડી ચલાવતી હોઉ, એ બાજુમા બેઠો હોય ને પોતા તરફનુ બારણુ ખોલી એ કૂદવા પ્રયત્ન કરે.' પછી એણે પૂછ્યુ, "સાચુ કહે, તુ રાયન માટે શુ વિચારે છે ?" મે કહ્યુ, "મને રાયન ગભીર અને ખૂબ વિચારશીલ લાગે છે " મર્સી થોડી વાર મારી સામુ જોઈ રહી ને પછી બોલી, 'તુ જેને ગભીર અને વિચારશીલ કહે છે તે થેરાપિસ્ટના કહેવા પ્રમાણે ખરેખર તો ઇન્સેનિટીના લક્ષણ જેવુ છે મને કોઈ વાર બીક લાગે છે કે રાયન પૂરેપૂરો પાગલ નહિ થઈ જાય, ને !

મને રાયનની રીતભાત ગમી હતી મારા એકલવાયા જીવનમા મર્સી અને રાયનની કપનીથી હૂફ આવશે એવી આશા મને જાગી હતી આમ રાયન માટે મને થોડુ આકર્ષણ થયેલુ. પણ મર્સીની આ વાત સાભળ્યા પછી આ આકર્ષણ ભયમા ફેરવાઈ ગયુ. બહુ વિચિત્ર રીતે મને રાયનની બીક લાગવા માડી. એનો રૂમ મારી બાજુમા જ હતો તેથી પહેલા મને સધિયારો રહેતો કે આટલા મોટા ઘરમા હુ એકલી નથી. મર્સીનો માસ્ટર બેડરૂમ મારા રૂમ કરતા દૂર હતો તેથી શરૂઆતમા હુ સહેજ ચિતિત હતી પણ રાયને બતાવેલી ભદ્રતાથી હુ પ્રભાવિત થયેલી. એ જ રાયન પાગલપણાના પહેલા તબક્કામા હોઈ શકે એ વિચારે મને દયા પણ આવી ને ડર પણ લાગ્યો. રાયન વિશે આ વાત કરતા મર્સી ધ્રુસકે ને ધ્રુસકે રોઈ પડી હતી.

એ પછી મર્સીને બે દિવસ બહારગામ જવાનુ થયુ. જતા પહેલા એણે મને પૂછેલુ, "તુ ને રાયન એકલા છો તેનો તને વાધો નથી, ને ! મે ના કહેલી. બે દિવસ સારી રીતે પસાર થયેલા. એક રાત્રે મને કોઈ ડૂસકા ભરી ધીમે ધીમે રોતુ હોય એવા અવાજો સભળાયેલા. હુ ગભરાઈ ગઈ હતી. અમેરિકાના ઘરોમા બેડરૂમ અદરથી વસાતા નથી. તેથી હુ મારો રૂમ બધ ન કરી શકી. કોણ રોતુ હશે ? છોકરી કે છોકરો તે ખબર નહોતી પડતી. રાયન ? ઘરમા બીજુ કોઈ તો છે નહિ આ પહેલા અહીં મેં રડવાનો કોઈ અવાજ સાભળ્યો જ નથી. આ બધો આખો મારો ભ્રમ તો નહી હોય ?

મર્સી પાછી આવી ત્યારે મે એને આ વાત કહી. એ સહેજ દુ ખી થઈ ગઈ ને બોલી, 'સાવ એકલો પડી જાય ત્યારે રાયન કોઈક વાર રડે છે પણ આમ તો ઘણા વખતથી રોયો નથી " મને કઈ સમજાયુ નહિ ને મને થયુ મારે કઈ સમજવુય નથી.

એ પછી બને મા દીકરો મને ખૂબ આદર પ્રેમથી રાખતા હતા. હુ ઘરની સભ્ય જ બની ગઈ હતી. હુ ઊઠતી ત્યારે રાયન નાહીધોઈ તૈયાર થઈ ડાઇનિંગ ટેબલ પર ચા પીતો હોય અમે એકબીજાને 'ગુડમોર્નિંગ' કહેતા મર્સી ફરવા ગઈ હોય. રાયનને કામ પર જવાનો સમય થાય ત્યારે મારે ચા પીવાનો. ચા પીતા પીતા એ છાપુ વાચી લેતો પછી ચાલી જતો. પછી મારો વારો આવતો. હુ એકલી એકલી ચા પી લેતી. મર્સી પાછી આવી જતી હુ કામ પર જતી. મર્સીની ઓફિસ ઘરમા જ હતી સાજે અમે બધા ભેગા થઈ જતા. સાથે જ જમતા જમીને પછી કઈ વાચતા. મર્સીને સારી સારી ચોપડીઓ વાચવી ગમતી. એમાથી કઈક શોધી એ મને ને રાયનને સભળાવતી.

મને મર્સી રાયનને ત્યા એકદમ ઘર જેવુ લાગતુ. મને એ લોકોએ કુટુબની સભ્ય જ ગણી લીધી હતી. એક મર્સી ભાડુ કે ભોજનખર્ચ નહોતી લેતી તેથી મને થોડો ભાર લાગતો. પણ એકદરે બધુ જોતા એને ત્યા હુ ખૂબ ગોઠવાઈ ગઈ હતી. મને થતુ, હવે મારી જિદગી ધીમે ધીમે પાટે ચડી જશે.

પણ એક રાતે એવુ કઈક બની ગયુ કે મારે એકાએક મર્સીનુ ઘર છોડી દેવુ પડ્યુ.

મર્સીએ મને મારા રૂમમા એક ટેબલ આપેલુ. પણ હુ રોજ રાત્રે બધા જમી લે પછી જમવાના ટેબલ પર ચોપડીઓ લાવી બીજા દિવસનુ લેક્ચર તૈયાર

આવ્યો કે એવુ ન બની શકે કે રાયનને કોઈ માનસિક બીમારી હોય જ નહિ, ને એના પાગલપનનો ભય મર્સીએ જાણી જોઈને ઊભો કર્યો હોય ? પણ શા માટે ? મારી પાસેથી એને શુ જોઈતુ હતુ ? કઈ જ નહિ. ને રાયન ? એ સુદર છે, પ્રતિભાસપન્ન છે, બહારથી કોઈ ન કહી શકે કે ડિપ્રેસ્ડ છે એવો સરસ ને મૅચ્યોર એનો વ્યવહાર છે એને કેટલાય મિત્રો હશે એનેય મારી પાસેથી કઈ જોઈતુ નથી. પછી ? ઉત્તેજના માટે ?! એ ધ્રૂજી ઊઠી. મા દીકરો પોતાના ખાલી જીવનમા ઉત્તેજના માટે — એણે બળાત્કારે મનને રોક્યુ છતા એને યાદ આવ્યુ કે મર્સીએ એને એક વાર કહેલુ, "ક્યારેક હુ મારા મોટા રૂમમા પથારીમા એકલી અટૂલી સૂતી હોઉ છુ ત્યારે મને થાય છે, હુ એકલી એકલી શુ કરુ છુ ? ' એકલતાને દૂર કરવા કોઈ આવુ પાગલપનનુ નાટક કરે ? પડદો ખૂલ્યા પછી રસ્તા પરની લાઇટ દેખાઈ મારી અદર પણ થોડો પ્રકાશ ફેલાયો. તે સાથે જ મે નક્કી કર્યું કે કઈ છે જ નહિ એવુ માનો તોપણ હુ આખી રાત અહીં જ બેસી રહીશ. રૂમમા નહિ જાઉ ને સવારે બીજે ક્યાક રહેવાની સગવડ ઊભી કરી લઈશ.

મેં વાત બહુ ટૂંકમા પતાવી પણ ખરેખર એ રાત કાતિલ હતી. મારુ શરીર ધ્રૂજતુ હતુ. ખરેખર ભય કેવો હોય તે મને પહેલી વાર સમજાયુ.

હું આખી રાત ટેબલ પર જાગી. સવાર પડતા લગભગ છએક વાગ્યે મે મર્સીને બહાર જતી જોઈ કાચના બારણામાથી મેં એને જોઈ રોજ સવારે એ ફરવા જતી. રાયન ક્યાય દેખાતો નહોતો ! હુ ઊભી થઈ મારા રૂમમા ગઈ મે મારા કામની ચોપડીઓ ને નોટ બધુ મોટી હેન્ડબેગમા ભર્યું. માયાબહેનને ત્યા તો જવાય તેમ નહોતુ. કેમ કે એમને ત્યાથી રોજ સવારે કોલેજ આવવાનુ ન ફાવે. પણ હુ એમને ફોન જરૂર કરીશ.

સવારે હુ રોજની જેમ કૉલેજ ગઈ 'ફ્રૉઇડ અને હ્યૂમન નેચર પર લેક્ચર હતુ. લેક્ચરમા કઈ વાધો ન આવ્યો. એ પછી હુ રોજ જમતી તે રેસ્ટોરામા ...મા ગઈ ચારે બાજુ માણસોની ભીડ જોઈ આનદ ... । એ પછી મે માયાબહેનને ફોન કર્યો. બધી વાત કરી. એમણે કહ્યુ, "મારા દીકરાને પણ ડિપ્રેશન છે ડિપ્રેશનવાળા ક્યારેક વાયોલન્ટ — આક્રમક થઈ પણ જાય, તેથી હવે તુ મર્સીને બધી વાત કરજે " મે કહ્યુ "મર્સીને વાત કરવાનુ મને વાજબી નથી લાગતુ." મને લાગ્યુ કે આખી પરિસ્થિતિને મે જેટલી ગભીરતાથી લીધી છે તેટલી ગભીરતાથી માયાબહેનને નથી લીધી.

બીજે રહેવા જવાનુ વિચાર્યું ત્યારે મને સપનેય ખ્યાલ નહોતો કે હુ જેનીને ત્યા રહેવા જઈશ. એ આખો દિવસ હુ મોટી હેન્ડબેગ સાથે રાખી રેસ્ટોરામાના ટેલિફોન બૂથમા હતી. હુ એક પછી એક ઓળખીતાને ફોન કરતી હતી. કોઈને ત્યા રૂમ ખાલી નહોતો. એમા અચાનક મારી નજર ટેલિફોન ડાયરેક્ટરી પર પડેલા એક પૅમ્ફલેટ તરફ ગઈ એમા હતુ, "આવતા શનિવારે ફર્સ્ટ કોંગ્રેશનલ ચર્ચમા અણુશસ્ત્રવિરોધી સભા છે " હાજર રહેનારે ફોનથી સપર્ક કરી આગળથી જણાવવાનુ હતુ. ખબર નહિ મને શો વિચાર આવ્યો, મે ત્યા જ ફોન જોડી દીધો. ફોન પર રુથ શાય હતી. રુથે મને પૂછ્યુ, 'તારે માત્ર સભામા જ આવવુ છે કે અમારી પ્રવૃત્તિમા સક્રિય થવુ છે ?' મે શી ખબર કેમ પણ એમ કહ્યુ કે, 'સક્રિય થવુ છે " ખરેખર તો હુ બેઘરબાર હતી ક્યા જઈશ, ક્યા રહીશ, કોની સાથે હઈશ, કઈ જ નક્કી નહોતુ ને હુ અણુશસ્ત્રવિરોધી પ્રવૃત્તિમા સક્રિય થવા તૈયાર થઈ ગઈ !

પછી રુથે પૂછ્યુ, "તુ ક્યાથી બોલે છે ? તને સમય હોય તો મારે તને અત્યારે જ મળવુ છે ' મેં રુથને જણાવ્યુ કે હુ કૉલેજની બાજુની રેસ્ટોરામા છું. રોજ રેસ્ટોરામા જતી તેથી બધા વેઇટર-વેઇટ્રેસીસ મારા મિત્રો જેવા થઈ ગયેલા. આખી બપોર મે એકલીએ જ ફોન વાપર્યો હતો. વચ્ચે બે ત્રણ જણ ફોન કરી ગયેલા એટલુ જ પણ કોઈએ મને કઈ જ આડુંઅવળુ કહ્યુ નહોતુ.

રુથ આવી ને મને એકદમ હિંમત આવી ગઈ રુથે કહ્યુ, "રવિવારે આપણે ફરી મળીશુ, અત્યારે ખાલી વાતો કરુ ને તને અમારી પ્રવૃત્તિનો ખ્યાલ આપુ." રુથની

પ્રતિબદ્ધતા જોઈ હું ખુશ થઈ ગઈ. રુથે મને સમજાવ્યું કે અમારો સૌથી મોટો વિરોધ જીઈ (જનરલ ઇલેક્ટ્રિક) સામે છે. આ કંપની અણુશસ્ત્રો માટે સૌથી વધુ પૈસા આપે છે. વાતો કરતાં કરતાં હું ને રુથ શાંતિથી સાથે જમ્યાં. થોડીક વાર તો મારી બધી ચિંતાઓ દૂર થઈ ગયેલી લાગી. પછી રુથે મને પૂછ્યું, "તને ક્યાં મૂકી જઉં ?" મેં કહ્યું, "મને ખબર નથી." રુથ નવાઈ પામી ગઈ. પણ મને કશુંય આડુંઅવળું પૂછ્યા વગર બોલી, "મારે ત્યાં આવવું છે ?" મર્સીના અનુભવ પછી હું થોડી ગભરાઈ ગયેલી. વળી રુથ પણ લૉસ એન્જલીસથીય દૂર ક્યાંક રહેતી હતી. પછી એને બેસાડી હું એક ફોન કરવા ઊભી થઈ. એ મારો આજનો છેલ્લો ફોન હોવાનો હતો. રુથના ન્યૂક્લિયર વેપન્સમાંથી મને ન્યૂક્લિયર ફ્રીઝ યાદ આવ્યું ને ન્યૂક્લિયર ફ્રીઝમાંથી જેની. મેં એને ફોન કર્યો. જો એ હા પાડે તો ત્યાં જ રહેવું. ઓછામાં ઓછું હું એને ઓળખું છું. જેનીએ કહ્યું, "મારે ત્યાં એક રૂમ ખાલી છે, પણ હું ભાડું લઈશ." જેનીની નિખાલસતા મને ગમી ગઈ.

એ પછી મેં રુથને કહ્યું કે મારે મર્સીને ઘેરથી થોડો સામાન લેવાનો છે. એણે પૂછ્યું, "મર્સી સ્મિથ ?" મેં કહ્યું "હા, તું એને ઓળખે છે ?" એણે કહ્યું, "મેં નામ સાંભળ્યું છે, વર્લ્ડ હંગરમાં છે તે જ ને ?" મેં કહ્યું, "હા." પછી હું કંઈ બોલી નહિ. હું ને રુથ મર્સીને ત્યાં ગયાં. મેં મર્સીને કહ્યું, "મારે ત્રણ ચાર દિવસ જેનીને ત્યાં રહેવાનું છે." મર્સીએ કંઈ જ ન પૂછ્યું. રાયન ક્યાંય દેખાતો નહોતો. કદાચ રૂમમાં હશે. જોકે એની ગાડી બહાર નહોતી. મારા ધબકારા હજુ શમ્યા નહોતા. પણ હું એકદમ સ્વસ્થ-સ્વાભાવિક હોવાનો સફળ અભિનય કરી રહી હતી. મારો સામાન ઝાઝો નહોતો તેથી મુશ્કેલી ન પડી. પછી મર્સીને "આવજો" કહી અમે ત્યાંથી નીકળ્યાં ને રુથ મને જેનીને ત્યાં મૂકી ગઈ. હું કાયમને માટે એનું ઘર છોડી રહી હતી એવું મેં મર્સીને ન કહ્યું. કોઈએ મને કંઈ પૂછ્યું પણ નહિ. ને પછી હું જેની સાથે રહેવા લાગી.

જેનીને ત્યાં શરૂઆતના ચાર-પાંચ દિવસ હું મનમાં ને મનમાં ડર્યા કરતી હતી. ચારે તરફથી એનું ઘર, ઘરમાંથી આવવાજવાનાં બારણાં, રસોડાનાં વાસણો, બારી પરના પડદા બધું ધારી ધારીને જોયા કરતી હતી. રાત્રે સૂતી વખતે મારા રૂમમાં જ સોફા પર ઊંઘી જતી. જેનીને મેં મારા ભયની વાત નહોતી કરી. એ મર્સીને ઓળખતી હતી, એક સારા વક્તા તરીકે. "પાવરફુલ સ્પીકર" એવું એણે મર્સી વિશે કહેલું. મર્સીની છાપ બગડે એવું મારે કંઈ જ કહેવું નહોતું.

ચારેક દિવસ પછી મેં મર્સીને ફોન કરી કહી દીધેલું કે મને અહીંથી કૉલેજ પાસે પડે છે ને જેનીનું ઘર એવા લત્તામાં છે કે રાત્રે વહેલુંમોડું થાય તોય વાંધો ન આવે એટલે હું અહીં જ રહીશ. મર્સીએ સ્વાભાવિક રીતે જ કહ્યું, "તારી સગવડ. પણ વી વિલ મિસ યુ. વર્લ્ડ હંગરની મીટિંગોમાં તો તું આવીશ, ને !" મેં "હા" કહેલું.

જેનીને ત્યાં શરૂના ચાર-પાંચ દિવસ હું મારા રૂમમાં રાત્રે જતી જ નહિ. બહાર-ટી.વી. ચાલુ રાખી ડ્રોઈંગ રૂમમાં જ સોફા પર સૂઈ રહેતી. એક દિવસ જેનીએ પૂછ્યું, "તું નિરાંતે તારા રૂમમાં પલંગ પર સૂવાને બદલે બહાર કેમ સૂએ છે ?" મને અચાનક વિચાર આવ્યો કે જેની મને એબ્નોર્મલ ન સમજી બેસે. પછી હું રૂમમાં સૂતી થઈ ગઈ.

હું ઠીક ઠીક સ્વસ્થ હતી. નિયમિત કૉલેજ જતી. વિદ્યાર્થીઓ સાથે ખૂબ મજા આવતી. બપોરે એ જ રેસ્ટોરાંમાં જમતી. બાકીનો દિવસ પુસ્તકાલયમાં કાઢતી. સાંજે જેનીને ત્યાં ને રાત્રે ખાવાનું જાતે બનાવી જમતી. ફરી લાગ્યું કે જીવન કંઈક સ્થિર થવામાં છે. મનમાં ને મનમાં ખુશી પણ થતી. મીઠો પવન વાતો ત્યારે ચાલવાનું ખૂબ ગમતું ને બસની મુસાફરીયે મીઠી લાગતી.

એકાદ મહિનો થયો હશે ને જેનીએ કહ્યું, "હું આઠ દિવસ બહારગામ જવાની છું. ને મારો મોટો દીકરો ઘર સાચવવા અહીં રહેશે." પહેલાં તો મને કંઈ ન થયું. પણ પછી થોડી વારે વિચાર આવ્યો કે અહીંયાં પાછો કંઈ ગોટાળો નહિ થાય, ને !

સાજે જેનીએ માઇકેલની ઓળખાણ કરાવી. માઇકલ ઊંચો, તગડો હતો, મોટી દાઢી ને લાબી મૂછો. પહેલા તો હુ જરા પાછી પડી ગઈ પછી સ્વસ્થ થવાની કોશિશ કરતા કરતા "હલો" એટલુ બોલી.

બીજે દિવસે જેની ચાલી ગઈ મને એટલુ થયુ મારો રૂમ અદરથી બધ થતો હોત તો કેવુ સારુ થાત ! હુ ઊંઘી તો ગઈ, પણ મનમા ને મનમા કઈ થતુ હતુ. સમજાતુ નહોતુ પણ હુ ભયભીત બની ગઈ હતી.

v

જેનીના ગયાને ત્રીજો દિવસ હતો. રાત્રે સાડાદસ વાગ્યે કોઈએ એટલે કે માઇકેલે મારુ બારણુ ખખડાવ્યુ. હુ સહેજ સભાન થઈ ગઈ 'તમારો ફોન" કહી એ જેનીના બેડરૂમમા ચાલ્યો ગયો. ફોન ઓર્મિટોનો હતો. માયાબહેનને ત્યા મને મૂકી ઓર્મિટો એના પપ્પાના ઓપરેશન માટે મુબઈ ગઈ હતી. ત્યાથી પાછી આવી ન્યૂયોર્કમા એક ફિલ્મનુ શૂટિંગ કરતી હતી ત્યાથી એક અઠવાડિયા માટે એ લૉસ એન્જલીસ આવી હતી. એની બહેનપણી મલિન્ડાને ત્યા ઊતરી હતી ફોન પર અમે બીજે દિવસે મળવાનુ નક્કી કર્યું. ઓર્મિટોનો ફોન આવ્યો ને એ પોતે આવી તેથી મને ખૂબ સારુ લાગ્યુ

બીજે દિવસે અમે મળ્યા. એ જ રેસ્ટોરામા. મેં એને બધી વાત કરી ઓર્મિટોથી કઈ જ છુપાવવુ મને ગમતુ નહિ બધી વાત કરીને પછી મે જ ઓર્મિટોને પૂછ્યુ, ' તને લાગે છે મારો ભય ભ્રમણા છે ?" ઓર્મિટો ચામા ખાડ હલાવતા હલાવતા બોલી, 'બિલકુલ ભ્રમ નથી કેમ, મર્સીએ તો તને કહેલું કે રાયન રડે છે એટલે એને પ્રોબ્લેમ તો છે જ"

"પણ રાયન મને કઈ કરે એ ભય ખરો ?"

"ના, એ ભય ખરો નથી. તને એ ભય છે પણ નહિ —"

"એમ કેમ કહે છે ?' મે સહેજ ગૂચવાઈને પૂછ્યુ

'તને રાયન તને કઈ કરી બેસે એ ભય છે જ નહિ, તને ભય છે કે તુ રાયનના—"

"શુ ?" કઈ સમજાયુ નહિ તેથી મે પૂછ્યુ.

"તને ભય છે કે તુ રાયનના પ્રેમમા પડી જઈશ. એટલે જ તુ ભાગી છૂટી." ઓર્મિટો બોલી

પછી ઓર્મિટોએ ધીમેથી પૂછ્યુ,

"અત્યારે તુ કોઈના પ્રેમમા છે ?"

"ના," મે કહ્યુ

"તારા જેવી વ્યક્તિ પ્રેમ વગર રહી જ ન શકે પાછો તારા જીવનમા ખાલીપો કેટલો છે !"

"એટલે ?"

'એટલે તને પ્રેમની ખૂબ જરૂર છે"

'એ તારી વાત સાચી છે મને પણ થાય છે કે મારુ કોઈ હોય, હું કોઈની હોઉ, અમે હોઈએ, સુખી હોઈએ પણ. "

'ધેર યુ આર" ઓર્મિટો બોલી, "પણ અત્યારે તુ એવી વ્યક્તિના પ્રેમમા પડી રહી છે જેની સાથે કોઈ ભવિષ્ય શક્ય નથી.'

'ભવિષ્ય શક્ય હોય કે નહિ, મને ખબર નહિ, બીક જ લાગે છે"

"એટલે એકલતા તને નડે છે, પણ તુ બેકલી થઈ શકતી નથી ક્લાસિક સિન્ડ્રોમ. આપણા બધાની એ રીતે સરખી જ દશા છે" ઓર્મિટો બોલી. ખબર નહિ, ઓર્મિટોને પણ મારા જેવું થાય છે જાણી મને સહેજ સારુ લાગ્યુ !

"તને પણ ઓર્મિટો, એવુ જ થાય છે ?"

'તૃષ્ણા, મનેય એવુ થાય છે પણ આપણી ડિગ્રીનો ફેર છે તારી જગ્યાએ હુ હોઉ તો રાયનની સાથે સબધ વધારુ ને—"

"ને ?'

"ને એના પર વાર્તાય લખુ —" કહી એ હસી, 'વાર્તા, કવિતા, લેખ કે ડાયરી — કઈ પણ લખુ !"

"એ શુ ? હુ બોલી, "ઓર્મિટો, ઊલટાનું મને તો એવુ લાગ્યુ છે કે મે જીવવા કરતા લખવાને વધુ મહત્ત્વ આપ્યુ તેથી જ મને ઘણીખરી મુશ્કેલીઓ

આવી. એટલે મેં જ જાતે ન લખવાનો નિર્ણય કરેલો, જે હું હજુય પાળું છું. મારે જીવવું છે, માત્ર જીવવું છે ને સુખી થવું છે."

"પણ પ્રેમ વગર સુખી કેમ થવાય ?" ઓર્મિટો બોલી. "તૃષ્ણા, પ્રેમ કરવાથી કે લખવાથી કોઈ જ મુશ્કેલી નથી થતી. મુશ્કેલી ત્યારે થાય છે જ્યારે આપણે ડ્રાઇવરની સીટ છોડી દઈએ છીએ —"

"ડ્રાઇવરની સીટ એટલે ?" મેં પૂછ્યું.

"આપણી જિંદગી પરનો કાબૂ. જાણે છે, પ્રેમમાં પડવું કે લખવું એ તો જિંદગીનાં લક્ષણો છે. ને તું અત્યારે બંનેથી દૂર ભાગે છે." પછી એકદમ રમતિયાળ આંખે ઓર્મિટો બોલી, "ચાલ, આજે હું ખાલી છું, આપણે મર્સીને ઘેર જઈએ, રાયન સાથે વાતો કરીએ."

"ના, ઓર્મિટો અને હિંમત નથી થતી."

"પ્રેમ ન કરતી. પણ — અને સાંભળ, આ પ્રેમ નથી, પ્રેમનાં સ્પંદનો છે. કોઈ કોલકરાર કરવાની જરૂર નથી, પણ હૂંફ તો મેળવ, સામે ચાલીને જે મળી રહ્યું છે એને ઠુકરાવે છે શા માટે ?" ઓર્મિટોનો સ્પિરિટ જોઈ હું સહેજ હતપ્રભ થઈ ગઈ. હું ખરેખર ડરપોક છું ? પ્રેમથી ડરું છું. લખવાથી ડરું છું, શું હું જીવવાથી ડરું છું ?

※

"મારી વાત પર વિચારજે" કહી ઓર્મિટો ચાલી ગયેલી. બેએક દિવસ પછી એને અચાનક ન્યૂયોર્ક પાછું જવું પડ્યું. માયાબહેન ભરતનાટ્યમ્‌ના પ્રયોગો કરવા ફ્લોરિડા ચાલી ગયેલાં. જેની આવી ગઈ હતી, માઇકેલ ચાલ્યો ગયો હતો. રાયન વૉશિંગ્ટન ચાલી ગયેલો. મર્સીનો ફોન હતો. રાયનને એક સેનેટરને ત્યાં કામ મળ્યું હતું. મર્સી વર્લ્ડ હંગરની બેઠક માટે ઓરેગોન જવાની હતી. રાયન ચાલ્યો ગયો તે જાણીને મને સહેજ દુઃખ થયું. ફરી થયું, જિંદગી કેટલી ખાલી છે ! ખાલી જિંદગીને ભરવી કઈ રીતે ?

મને થયું મર્સીને ફોન કરું. પણ ના. . . થયું એમ નહિ, કંઈ લખું. પણ શું ? લખું ? ફરી ? . . . સાંજ પડી ગઈ હતી. જેની એની બહેનપણી સાથે બહાર ગઈ હતી. ચારે તરફ સૂનકાર હતો. ભેંકાર સૂનકાર. . . મને થયું ઓર્મિટોને પત્ર લખું. . . ઓર્મિટો, પત્ર, વાર્તા, કવિતા, ડાયરી, લખાણ, શબ્દો, સૂનકાર. . . હું — એ એકદમ ઊભી થઈ, કાગળની મોટી થાપી લીધી, ને ટેબલ પાસે બેસી ગઈ. મને થયું — એને થયું — આ પત્રનો પ્રકાર જુદો છે. પત્ર. . . પણ આ પત્ર છે ? ડાયરી છે ? વાર્તા છે ? જે હોય તે. . .એણે શીર્ષક મૂક્યું : 'પ્રેમ એ વાર્તાનો વિષય છે' એની — મારી કલમ ખૂલી ગઈ હતી. . . 'હું' ને 'એ'ની સેળભેળ શરૂ થઈ ગઈ હતી. હું કાં 'હું' છું કાં 'એ' છું. . . ? પણ બંને ? ના. . . સુખ, દુઃખ, પ્રેમ વીતરાગ, યંત્રણા. . . મારાં નથી એનાં છે. માત્ર એનાં. હું — એ કંઈ વિચારતી રહી. મેં — એણે લખાણનું પહેલું વાક્ય લખ્યું : "જેની એક સારી વ્યક્તિ છે." પછી કલમ ચાલતી રહી, શબ્દો સરકતા રહ્યા, પાનાં ભરાતાં ગયાં. . .ને. . . અંત આવી ગયો : "પ્રેમ એ વાર્તાનો વિષય છે." એણે પછી એમ જ સંબોધન કર્યું : પ્રિય ઓર્મિટો.

※

છેલ્લું વાક્ય લખ્યા પછી મને ખ્યાલ આવ્યો કે ઓર્મિટોની વાતની અસર નીચે મેં હુંને બદલે 'એ' કરીને વિચારવાનું શરૂ કરી દીધેલું ! ખબર નહિ, મારા માથા પરથી ખૂબ ભાર ઊતરી ગયો. હું એકદમ હળવી થઈ ગઈ. હવે દુઃખ, યંત્રણા, પીડા મારાં નહોતાં. મેં કાગળની થપ્પી જોઈ. ફરીથી કાગળોની કોપી કરવા બેઠી. જ્યાં જ્યાં 'હું' હતું ત્યાં બધે મેં 'એ' કરી નાખ્યું, દોર્સીની જગ્યાએ મર્સી, જીનની જગ્યાએ જેની ને બ્રાયનની જગ્યાએ રાયન ! હું નહિ એ. . .

એ ક્યાંય સુધી કાગળ પરના શબ્દો તરફ જોતી રહી. એને લાગ્યું એ એક મોટા પરાજયના મોંમાં કોળિયો થતાં થતાં બચી ગઈ. . . હાશ. . . બહુ વખતે એક નાનકડું સ્મિત દોડતું આવીને એના ચહેરા પર અંકિત થઈ ગયું. એ મનમાં બોલી, ભલે એમ તો એમ. . . પછી એમ જ એ ફરીથી મનમાં બોલી : પ્રેમ એ વાર્તાનો વિષય છે, પ્રિય ઓર્મિટો.

# મિસિસ

**રજનીકુમાર પંડ્યા**

પોલીસ ?

ના ના. આ તો એક ખાખી વરદીવાળા પડછદને સામેના કમ્પાર્ટમેન્ટમાંથી આ તરફ આવતો જોયો એટલે મનના ગોરંભાયેલા આકાશમાં વીજળીનો લિસોટો થયો — પોલીસ ન હોય. કોઈ સિક્યોરિટી ગાર્ડ હતો એ તો આવ્યો ને પસાર પણ થઈ ગયો. બાપુજીની એવી તેવડ ક્યાં હતી કે ઘર છોડીને નીકળી ગયેલી છોકરીની પાછળ ચાલુ ગાડીએ પોલીસ મોકલે ?

ઓઢેલી શાલના છેડાની બહાર રહી ગયેલી લાલ લાલ પાની ભણી એક છેલબટાઉ ક્યારનોય જોયા કરતો હતો. અચાનક ધ્યાન પડ્યું એટલે મેલી શાલને ખેંચીને પાનીઢંક ઓઢી લીધી — નજર કરીને એને ડારવાની કોશિશ પણ કરી પણ ડરેલી નજર બીજાને તો શું ડારી શકવાની ? એણે ઊલટાનું સામું સ્મિત કર્યું — જિતા બીજી તરફ જોઈ ગઈ. આ કાળી ડમ્મર રાતમાં બારી બહાર કંઈ જ દેખાતું નહોતું. તારા પણ. ટ્રેઇન અતિશય ઝડપથી, નાસી છૂટવાની ગતિથી દોડી રહી હતી. અંધારામાં એના પડઘા પડતા હતા. સ્ટેશનોય આવતાં નહોતાં. ડબ્બામાં સૌ ઘોટી ગયા હતા. કેટલાક તો નીચે પાથરણાં પાથરીને — બસ, એક સામેનો મવાલી વારવાર ઢાંકેલી શાલ તરફ જોયા કરતો હતો. એના ભણી ધ્યાન આપવાની કોઈ જરૂર નહિ. આપણે કાલે સવારે શું કરીશું એના વિચારો કરો. દોઢસો રૂપિયા કેટલા દિવસ ચાલશે ?

કાલે સવારે પહેલામાં પહેલું છાપું જોવું પડશે. હશે એમાં ખૂણેખાંચરે છપાયેલા એક સમાચાર "લગ્નિયે માંડવેથી ભાગી છૂટેલી એક વીસ વરસની કન્યા. અથવા લીલા તોરણે પાછો ફરેલો એક વરરાજા — અથવા બાળાનાં માબાપ સાવ અવાચક થઈ ગયાં છે યા એમને અવાચક કરી દેવામાં આવ્યાં છે. બાળા શા માટે છેલ્લી ઘડીએ નાસી ગઈ તેની માહિતી આપતાં નથી યા આપવા માગતાં નથી. સ્વરૂપવાન વણિક કન્યાને કોણ ભગાડી ગયું તેની તપાસ પો.કો. ચંદ્રસિંહ, રામસિંગ, ઉમેદસિંગ ચલાવી રહ્યા છે. બહુ થોડા સમયમાં ભેદ ઉકેલાવાની વકી છે."

જિતાને આ ટેન્શનની પળોમાં પણ હોઠે હુ ખભર્યું હાસ્ય આવ્યું. હહ. ભેદ ! શો ભેદ ઉકેલી શકવાના આ લોકો ! ક્યાંથી મળશે એમને કોઈ કડી ?

✓

છેલ્લો પત્ર અનિકેતનો હતો. "જેઠ સુદ ત્રીજના લગ્ન તો કેટલા આઘા કહેવાય ? એ પહેલાંની કોઈ તિથિ કઢાવને ! મારા ફાધર નથી ને મોટાભાઈને કંઈ એવો ઊંડો રસ મારાં લગ્નમાં નથી. બાનું કંઈ ચાલતું નથી. અમેરિકા બેઠી બેઠી બહેન એની જોબ, એના છોકરા અને પતિરાજમાંથી ઊંચી આવે તો ને ! આમ મારું કોઈ નથી. તું આવે તો આપણો એક સંસાર ને મને એક કિલ્લો મળે. જિંદગીનાં બત્રીસ વરસ લગી પારકા ઘરમાં જ જીવ્યો હોઉં એમ લાગે છે. હવે તો પોતાનું ઘર, પોતાની પત્ની ને પોતાનાં છોકરાં હોય એવું મન થાય કે નહિ ? મારો કંઈ વાંક ? જેઠ સુદ ત્રીજ એટલે હજુ છ મહિના ને માથે નવ દિવસ. મારાથી નહિ રહેવાય તો કિડનેપ કરીને ઉપાડી જઈશ. પછી કહેતી નહિ કે "

શબ્દે શબ્દે એનો પદરવ નજીક ને નજીક આવતો જતો હોય એમ જણાતું હતું. જિતાએ પત્રને છાતી સરસો ચાંપી દીધો હતો ને આંખમાં આંસુ ધસી આવ્યાં હતાં. અનિકેત સાથેનો સંબંધ એ કંઈ પ્રેમસંબંધ નહોતો. સગાઈથી ગોઠવેલો સંબંધ હતો. પણ બન્નેનાં સપનાં કેટલી બધી હદ સુધી એક હતાં ! સગાઈ એ સગાઈ મટી ગઈ. સ્વપ્નસગાઈ થઈ ગઈ. જે સપનું ત્યાં હતું એ જ સપનું અહીં પણ હતું.

પોતાનો ઘરસંસાર, પોતાનાં બચ્ચાં, પોતાની કમાણી, પોતાનું રસોડું, પોતાનું પારણું, પોતાની સજાવટ, પોતાનાં તોરણ, પોતાનાં બારસાખ, પોતાના લાભશુભ, પોતાના સાથિયા. . . "પણ. . ." અનિકેત આગળ લખતો હતો : "તારે મને એક જે વાત કહેવાની રહી જાય છે એવું શું છે ? ક્યારે કરીશ ? લગ્ન પછી કરવાનો આગ્રહ શા માટે રાખે છે ? લગ્ન પહેલાં જ કહી દે ને ! અરે, તારા કોઈ પ્રેમબ્રેમની વાત હોય તોય મારું રૂંવાડું ફરકવાનું નથી. હોય એ તો. . . મારેય એમ તો પિંકી ઠક્કર નામની પાડોશણ જોડે આંખો લડી હતી. એમાં શું ? કહી દે ને ?"

કહી દઉં ? જિતાને એ વખતે નાનકડી કંપારી જેવો વિચાર મનમાં જન્મ્યો હતો. કહી દઉં ? કહી દઉં તો કેવી રીતે, કયા શબ્દોમાં. . . શું કહી દઉં ? આખા શરીર પર એકસાથે કેટલા બધા હાથોનો સળવળાટ સળવળાટ અનુભવાઈ રહ્યો. મીણબત્તીનું પીગળેલું ગરમ ગરમ મીણ રેલાઈને શરીર પર ક્યાં ક્યાં પહોંચ્યું ? શરૂઆતમાં ભીતરથી ઝીણો ઝીણો વિરોધનો સૂર ઊઠ્યો પછી ચિત્કાર બનીને વેરાનમાં ફેલાઈ ગયો. અને પછી વેરાઈ ગયો.

યાદ કરવું ગમતું નહોતું. છતાં યાદ આવ્યા વગર રહેતું નથી. કહેવા જેવું નથી છતાં કહ્યા વગર રહી શકાય તેવું નથી. કહી દઉં ? અનિકેતના પત્રની એ છેલ્લી ચાર-પાંચ લીટી ચામડી પર મુકાતા કાપા જેવી હતી. એ વાંચતાં જ લોહીનો ફુવારો છૂટતો હતો. ઓહ, અનિકેત એક આ જીદ મૂકી દેતો હોય તો !

એણે સાંજ સુધીમાં સ્વસ્થતા મેળવી લીધી. મનમાં બધું સમુનમું કરી લીધું. આખો દહાડો જાતને કામમાં પરોવી દીધી. મમ્મીને પાપડ વણવામાં મદદ કરી. પાપડ વણતાં વણતાં ડાબો હાથ જરી પાછો પડતો હતો. મમ્મીએ પાપડ વણતાં વણતાં અટકીને ઝીણી નજરે જોયું. પૂછ્યું : "હજુ દુખે છે ?"

"ના," એ નીચું જોઈને વેલણ ચલાવવા માંડી.

"મૂવાંવ, ફાટી પડ્યાવ.. એની માના સાંઢ.." મમ્મી બોલી.

"મમ્મી.." જિતાને ગમતું નહોતું. મમ્મી યાદ કરાવે એ પણ ગમતું નહોતું. એણે વાત જ કાપી : "મમ્મી, જેઠ સુદ ત્રીજને બદલે માગશરમાં થાય એમ નથી ?"

"કેમ ?"

"અનિકેતનો કાગળ છે."

"એને શી ઉતાવળ છે ?"

"ઉતાવળ તો મારે પણ છે" એમ કહેવા જતી હતી. પણ રહી ગઈ. મમ્મી વળી કારણ પૂછે. શું કારણ કહેવું ? એમ કહેવું કે પેટ ભલે ખાલી છે, એમાં કંઈ નથી, પણ મન અણગમતી સુગાળવી વાતથી ભરેલું છે. એનું વજન વધતું જાય છે. કહી દેવું છે પણ લગ્ન પછી કહેવું છે અનિકેતને. પણ આમ ને આમ ચાલશે તો બીડેલા હોઠ એક દહાડો એની પાસે ખૂલી જશે ને પછી શું થશે એની ખબર નથી. નકશા ઉપર જ શાહી ઢોળાઈ જાય એ સારું નથી. અમે બન્નેએ જે નકશો બનાવ્યો છે એ તેં જોયો છે ? ત્યાં તો મમ્મીના મનમાં જ કંઈક ચમકારો થયો. એ બોલી : "ધાર કે આપણે માગશરના વાનાના લગ્ન લઈએ પણ ત્યાં લગીમાં. . ."

એ અર્ધામાં આખું સમજી ગઈ. બોલી : "તું ધારે છે ને મમ્મી, એવું કાંઈ નથી. . . મઝાની હરુંફરું છું ને કામ કરું છું. જોતી નથી ?"

"હરવુંફરવું ને કામ કરવું એ બીજી વાત છે, સમજી ?"

"વીસ વરસની છું. બધું સમજું છું. અનિકેતની સાથે ત્રણ મહિના હરીફરી છું. એ કાંઈ અજજડ નથી."

"પણ પુરુષને તો જોઈએ તે જોઈએ જ."

"સંભાળી લઈશ" એણે વણેલો પાપડ ખાટલા પર ફેંક્યો, અને મમ્મી પાસે ખુલ્લંખુલ્લા જે ન બોલી શકાય તે મનોમન બોલી : "એને કાગળમાં લખીને સમજાવું એ એક વાત છે. ને સામે બેસીને ફેઇસ-ટુ-ફેઇસ વિગતથી બધી વાત કરું એ બીજી વાત છે.

રજનીકુમાર પંડ્યા

પોલીસ ?

ના ના. આ તો એક ખાખી વરદીવાળા પડછંદને સામેના કમ્પાર્ટમેન્ટમાંથી આ તરફ આવતો જોયો એટલે મનના ગોરંભાયેલા આકાશમાં વીજળીનો લિસોટો થયો — પોલીસ ન હોય કોઈ સિક્યોરિટી ગાર્ડ હતો એ તો આવ્યો ને પસાર પણ થઈ ગયો. બાપુજીની એવી તેવડ ક્યાં હતી કે ઘર છોડીને નીકળી ગયેલી છોકરીની પાછળ ચાલુ ગાડીએ પોલીસ મોકલે ?

ઓઢેલી શાલના છેડાની બહાર રહી ગયેલી લાલ લાલ પાની ભણી એક છેલબટાઉ ક્યારનોય જોયા કરતો હતો. અચાનક ધ્યાન પડ્યું એટલે મેલી શાલને ખેંચીને પાનીઢક ઓઢી લીધી — નજર કરીને એને હારવાની કોશિશ પણ કરી પણ ડરેલી નજર બીજાને તો શું હારી શકવાની ? એણે ઊલટાનું સામું સ્મિત કર્યું — જિતા બીજી તરફ જોઈ ગઈ આ કાળી ડમ્મર રાતમાં બારી બહાર કંઈ જ દેખાતું નહોતું તારા પણ. ટ્રેઇન અતિશય ઝડપથી, નાસી છૂટવાની ગતિથી દોડી રહી હતી અંધારામાં એના પડઘા પડતા હતા. સ્ટેશનોય આવતા નહોતા ડબ્બામાં સૌ ઘોટી ગયા હતા. કેટલાક તો નીચે પાથરણાં પાથરીને — બસ, એક સામેનો મવાલી વારવાર ઢાંકેલી શાલ તરફ જોયા કરતો હતો એના ભણી ધ્યાન આપવાની કોઈ જરૂર નહિ આપણે કાલે સવારે શું કરીશું એના વિચારો કરો. દોઢસો રૂપિયા કેટલા દિવસ ચાલશે ?

કાલે સવારે પહેલામાં પહેલું છાપું જોવું પડશે. હશે એમાં ખૂણેખાચરે છપાયેલા એક સમાચાર "લગનિયે માંડવેથી ભાગી છૂટેલી એક વીસ વરસની કન્યા. અથવા લીલા તોરણે પાછો ફરેલો એક વરરાજા — અથવા બાળાના માબાપ સાવ અવાચક થઈ ગયા છે યા એમને અવાચક કરી દેવામાં આવ્યા છે બાળા શા માટે છેલ્લી ઘડીએ નાસી ગઈ તેની માહિતી આપતા નથી યા આપવા માગતા નથી. સ્વરૂપવાન વણિક કન્યાને કોણ ભગાડી ગયું તેની તપાસ પો.કો. ચંદ્રસિંહ, રામસિંગ, ઉમેદસિંગ ચલાવી રહ્યા છે બહુ થોડા સમયમાં ભેદ ઉકેલાવાની વકી છે"

જિતાને આ ટેન્શનની પળોમાં પણ હોઠે દુ ખભર્યું હાસ્ય આવ્યું હહ ભેદ ! શો ભેદ ઉકેલી શકવાના આ લોકો ! ક્યાંથી મળશે એમને કોઈ કડી ?

˅

છેલ્લો પત્ર અનિકેતનો હતો 'જેઠ સુદ ત્રીજના લગ્ન તો કેટલા આઘા કહેવાય ? એ પહેલાંની કોઈ તિથિ કઢાવને ! મારા ફાધર નથી ને મોટાભાઈને કંઈ એવો ઊંડો રસ મારા લગ્નમાં નથી. બાનું કંઈ ચાલતું નથી અમેરિકા બેઠી બેઠી બહેન એની જોબ, એના છોકરા અને પતિરાજમાંથી ઊંચી આવે તો ને ! આમ મારું કોઈ નથી. તું આવે તો આપણો એક સંસાર ને મને એક કિલ્લો મળે. જિંદગીના બત્રીસ વરસ લગી પારકા ઘરમાં જ જીવ્યો હોઉં એમ લાગે છે હવે તો પોતાનું ઘર, પોતાની પત્ની ને પોતાના છોકરા હોય એવું મન થાય કે નહિ ? મારો કંઈ વાંક ? જેઠ સુદ ત્રીજ એટલે હજુ છ મહિના ને માથે નવ દિવસ. મારાથી નહિ રહેવાય તો કિડનેપ કરીને ઉપાડી જઈશ. પછી કહેતી નહિ કે "

શબ્દે શબ્દે એનો પદરવ નજીક ને નજીક આવતો જતો હોય એમ જણાતું હતું જિતાએ પત્રને છાતી સરસો ચાંપી દીધો હતો ને આંખમાં આંસુ ધસી આવ્યાં હતાં. અનિકેત સાથેનો સંબંધ એ કંઈ પ્રેમસંબંધ નહોતો. સગાઈથી ગોઠવેલો સંબંધ હતો. પણ બન્નેનાં સપનાં કેટલી બધી હદ સુધી એક હતાં ! સગાઈ એ સગાઈ મટી ગઈ સ્વપ્નસગાઈ થઈ ગઈ જે સપનું ત્યાં હતું એ જ સપનું અહીં પણ હતું.

પોતાનો ઘરસંસાર, પોતાનાં બચ્ચાં, પોતાની કમાણી, પોતાનું રસોડું, પોતાનું પારણું, પોતાની સજાવટ, પોતાનાં તોરણ, પોતાનાં બારસાખ, પોતાના લાભશુભ, પોતાના સાથિયા. . . "પણ. . ." અનિકેત આગળ લખતો હતો : "તારે મને એક જે વાત કહેવાની રહી જાય છે એનું શું છે ? ક્યારે કરીશ ? લગ્ન પછી કરવાનો આગ્રહ શા માટે રાખે છે ? લગ્ન પહેલાં જ કહી દે ને ! અરે, તારા કોઈ પ્રેમબ્રેમની વાત હોય તોય મારું રૂંવાડું ફરકવાનું નથી. હોય એ તો. . . મારેય એમ તો પિંકી ઠક્કર નામની પાડોશણ જોડે આંખો લડી હતી. એમાં શું ? કહી દે ને ?"

કહી દઉં ? જિતાને એ વખતે નાનકડી કંપારી જેવો વિચાર મનમાં જન્મ્યો હતો. કહી દઉં ? કહી દઉં તો કેવી રીતે, કયા શબ્દોમાં. . . શું કહી દઉં ? આખા શરીર પર એકસાથે કેટલા બધા હાથોનો સળવળાટ સળવળાટ અનુભવાઈ રહ્યો. મીણબત્તીનું પીગળેલું ગરમ ગરમ મીણ રેલાઈને શરીર પર ક્યાં ક્યાં પહોંચ્યું ? શરૂઆતમાં ભીતરથી ઝીણો ઝીણો વિરોધનો સૂર ઊઠ્યો પછી ચિત્કાર બનીને વેરાનમાં ફેલાઈ ગયો. અને પછી વેરાઈ ગયો.

યાદ કરવું ગમતું નહોતું. છતાં યાદ આવ્યા વગર રહેતું નથી. કહેવા જેવું નથી છતાં કહ્યા વગર રહી શકાય તેવું નથી. કહી દઉં ? અનિકેતના પત્રની એ છેલ્લી ચાર-પાંચ લીટી ચામડી પર મુકાતા કાપા જેવી હતી. એ વાંચતાં જ લોહીનો ફુવારો છૂટતો હતો. ઓહ, અનિકેત એક આ જીદ મૂકી દેતો હોય તો !

એણે સાંજ સુધીમાં સ્વસ્થતા મેળવી લીધી. મનમાં બધું સમુનસું કરી લીધું. આખો દહાડો જાતને કામમાં પરોવી દીધી. મમ્મીને પાપડ વણવામાં મદદ કરી. પાપડ વણતાં વણતાં ડાબો હાથ જરી પાછો પડતો હતો. મમ્મીએ પાપડ વણતાં વણતાં અટકીને ઝીણી નજરે જોયું. પૂછ્યું : "હજુ દુખે છે ?"

"ના," એ નીચું જોઈને વેલણ ચલાવવા માંડી.

"મૂવાંવ, ફાટી પડ્યાવ.. એની માના સાંઢ.." મમ્મી બોલી.

"મમ્મી." જિતાને ગમતું નહોતું. મમ્મી યાદ કરાવે એ પણ ગમતું નહોતું. એણે વાત જ કાપી : "મમ્મી, જેઠ સુદ ત્રીજને બદલે માગશરમાં થાય એમ નથી ?"

"કેમ ?"

"અનિકેતનો કાગળ છે."

"એને શી ઉતાવળ છે ?"

"ઉતાવળ તો મારે પણ છે" એમ કહેવા જતી હતી. પણ રહી ગઈ. મમ્મી વળી કારણ પૂછે. શું કારણ કહેવું ? એમ કહેવું કે પેટ ભલે ખાલી છે, એમાં કંઈ નથી, પણ મન અણગમતી સુગાળવી વાતથી ભરેલું છે. એનું વજન વધતું જાય છે. કહી દેવું છે પણ લગ્ન પછી કહેવું છે અનિકેતને. પણ આમ ને આમ ચાલશે તો બીડેલા હોઠ એક દહાડો એની પાસે ખૂલી જશે ને પછી શું થશે એની ખબર નથી. નકશા ઉપર જ શાહી ઢોળાઈ જાય એ સારું નથી. અમે બન્નેએ જે નકશો બનાવ્યો છે એ તેં જોયો છે ? ત્યાં તો મમ્મીના મનમાં જ કંઈક ચમકારો થયો. એ બોલી : "ધાર કે આપણે માગશરના વાનાના લગ્ન લઈએ પણ ત્યાં લગીમાં. . ."

એ અર્ધામાં આખું સમજી ગઈ. બોલી : "તું ધારે છે ને મમ્મી, એવું કાંઈ નથી. . . મઝાની હરુંફરું છું ને કામ કરું છું. જોતી નથી ?"

"હરવુંફરવું ને કામ કરવું એ બીજી વાત છે, સમજી ?"

"વીસ વરસની છું. બધું સમજું છું. અનિકેતની સાથે ત્રણ મહિના હરીફરી છું. એ કાંઈ અજ્જડ નથી."

"પણ પુરુષને તો જોઈએ તે જોઈએ જ."

"સંભાળી લઈશ" એણે વણેલો પાપડ ખાટલા પર ફેંક્યો, અને મમ્મી પાસે ખુલ્લંખુલ્લા જે ન બોલી શકાય તે મનોમન બોલી : "એને કાગળમાં લખીને સમજાવું એ એક વાત છે. ને સામે બેસીને ફેઇસ-ટુ-ફેઇસ વિગતથી બધી વાત કરું એ બીજી વાત છે.

પોલીસ ?

ના ના આ તો એક ખાખી વરદીવાળા પડછંદને સામેના કમ્પાર્ટમેન્ટમાંથી આ તરફ આવતો જોયો એટલે મનના ગોરંભાયેલા આકાશમાં વીજળીનો લિસોટો થયો — પોલીસ ન હોય કોઈ સિક્યોરિટી ગાર્ડ હતો એ તો આવ્યો ને પસાર પણ થઈ ગયો. બાપુજીની એવી તેવડ ક્યાં હતી કે ઘર છોડીને નીકળી ગયેલી છોકરીની પાછળ ચાલુ ગાડીએ પોલીસ મોકલે ?

ઓઢેલી શાલના છેડાની બહાર રહી ગયેલી લાલ લાલ પાની ભણી એક છેલબટાઉ ક્યારનોય જોયા કરતો હતો. અચાનક ધ્યાન પડ્યું એટલે મેલી શાલને ખેંચીને પાનીઢક ઓઢી લીધી — નજર કરીને એને ડારવાની કોશિશ પણ કરી પણ ડરેલી નજર બીજાને તો શું ડારી શકવાની ? એણે ઊલટાનું સામું સ્મિત કર્યું — જિતા બીજી તરફ જોઈ ગઈ આ કાળી ડિબાંગ રાતમાં બારી બહાર કંઈ જ દેખાતું નહોતું તારા પણ. ટ્રેઇન અતિશય ઝડપથી, નાસી છૂટવાની ગતિથી દોડી રહી હતી. અંધારામાં એના પડઘા પડતા હતા. સ્ટેશનોય આવતાં નહોતાં ડબ્બામાં સૌ ઘોંટી ગયાં હતાં. કેટલાક તો નીચે પાથરણાં પાથરીને — બસ, એક સામેનો મવાલી વારંવાર ઢાંકેલી શાલ તરફ જોયા કરતો હતો એના ભણી ધ્યાન આપવાની કોઈ જરૂર નહિ આપણે કાલે સવારે શું કરીશું એના વિચારો કરો. દોઢસો રૂપિયા કેટલા દિવસ ચાલશે ?

કાલે સવારે પહેલામાં પહેલું છાપું જોવું પડશે. હશે એમાં ખૂણેખાચરે છપાયેલા એક સમાચાર 'લગનિયે માંડવેથી ભાગી છૂટેલી એક વીસ વરસની કન્યા. અથવા લીલા તોરણે પાછો ફરેલો એક વરરાજા — અથવા બાળાનાં માબાપ સાવ અવાચક થઈ ગયાં છે યા એમને અવાચક કરી દેવામાં આવ્યાં છે બાળા શા માટે છેલ્લી ઘડીએ નાસી ગઈ તેની માહિતી આપતાં નથી યા આપવા માગતાં નથી સ્વરૂપવાન વણિક કન્યાને કોણ ભગાડી ગયું તેની તપાસ પો.કો. ચંદ્રસિંહ, રામસિંગ, ઉમેદસિંગ ચલાવી રહ્યા છે બહુ થોડા સમયમાં ભેદ ઉકેલાવાની વકી છે "

જિતાને આ ટેન્શનની પળોમાં પણ હોઠે દુ:ખભર્યું હાસ્ય આવ્યું. હહ ભેદ ! શો ભેદ ઉકેલી શકવાનાં આ લોકો ! ક્યાંથી મળશે એમને કોઈ કડી ?

૪

છેલ્લો પત્ર અનિકેતનો હતો 'જેઠ સુદ ત્રીજના લગ્ન તો કેટલાં આઘાં કહેવાય ? એ પહેલાંની કોઈ તિથિ કઢાવને ! મારા ફાધર નથી ને મોટાભાઈને કંઈ એવો ઊંડો રસ મારા લગ્નમાં નથી. બાનું કંઈ ચાલતું નથી અમેરિકા બેઠી બેઠી બહેન એની જોબ, એના છોકરા અને પતિરાજમાંથી ઊંચી આવે તો ને ! આમ મારું કોઈ નથી. તું આવે તો આપણો એક સંસાર ને મને એક કિલ્લો મળે જિંદગીનાં બત્રીસ વરસ લગી પારકા ઘરમાં જ જીવ્યો હોઉં એમ લાગે છે હવે તો પોતાનું ઘર, પોતાની પત્ની ને પોતાનાં છોકરાં હોય એવું મન થાય કે નહિ ? મારો કંઈ વાંક ? જેઠ સુદ ત્રીજ એટલે હજુ છ મહિના ને માથે નવ દિવસ. મારાથી નહિ રહેવાય તો કિડનેપ કરીને ઉપાડી જઈશ. પછી કહેતી નહિ કે "

શબ્દે શબ્દે એનો પદરવ નજીક ને નજીક આવતો જતો હોય એમ જણાતું હતું જિતાએ પત્રને છાતી સરસો ચાંપી દીધો હતો ને આંખમાં આંસુ ધસી આવ્યાં હતાં. અનિકેત સાથેનો સંબંધ એ કંઈ પ્રેમસંબંધ નહોતો. સગાઈથી ગોઠવેલો સંબંધ હતો. પણ બન્નેનાં સપનાં કેટલી બધી હદ સુધી એક હતાં ! સગાઈ એ સગાઈ મટી ગઈ સ્વપ્નસગાઈ થઈ ગઈ જ સપનું ત્યાં હતું એ જ સપનું અહીં પણ હતું.

પોતાનો ઘરસંસાર, પોતાનાં બચ્ચાં, પોતાની કમાણી, પોતાનું રસોડું, પોતાનું પારણું, પોતાની સજાવટ, પોતાનાં તોરણ, પોતાનાં બારસાખ, પોતાના લાભશુભ, પોતાના સાથિયા. . . "પણ. . ." અનિકેત આગળ લખતો હતો : "તારે મને એક જે વાત કહેવાની રહી જાય છે એનું શું છે ? ક્યારે કરીશ ? લગ્ન પછી કરવાનો આગ્રહ શા માટે રાખે છે ? લગ્ન પહેલાં જ કહી દે ને ! અરે, તારા કોઈ પ્રેમબ્રેમની વાત હોય તોય મારું રૂંવાડું ફરકવાનું નથી. હોય એ તો. . . મારેય એમ તો પિંકી ઠક્કર નામની પાડોશણ જોડે આંખો લડી હતી. એમાં શું ? કહી દે ને ?"

કહી દઉં ? જિતાને એ વખતે નાનકડી કંપારી જેવો વિચાર મનમાં જન્મ્યો હતો. કહી દઉં ? કહી દઉં તો કેવી રીતે, કયા શબ્દોમાં. . . શું કહી દઉં ? આખા શરીર પર એકસાથે કેટલા બધા હાથોનો સળવળાટ સળવળાટ અનુભવાઈ રહ્યો. મીણબત્તીનું પીગળેલું ગરમ ગરમ મીણ રેલાઈને શરીર પર ક્યાં ક્યાં પહોંચ્યું ? શરૂઆતમાં ભીતરથી ઝીણો ઝીણો વિરોધનો સૂર ઊઠ્યો પછી ચિત્કાર બનીને વેરાનમાં ફેલાઈ ગયો. અને પછી વેરાઈ ગયો.

યાદ કરવું ગમતું નહોતું. છતાં યાદ આવ્યા વગર રહેતું નથી. કહેવા જેવું નથી છતાં કહ્યા વગર રહી શકાય તેવું નથી. કહી દઉં ? અનિકેતના પત્રની એ છેલ્લી ચાર-પાંચ લીટી ચામડી પર મુકાતા કાપા જેવી હતી. એ વાંચતાં જ લોહીનો ફુવારો છૂટતો હતો. ઓહ, અનિકેત એક આ જીદ મૂકી દેતો હોય તો !

એણે સાંજ સુધીમાં સ્વસ્થતા મેળવી લીધી. મનમાં બધું સમુનમું કરી લીધું. આખો દહાડો જાતને કામમાં પરોવી દીધી. મમ્મીને પાપડ વણવામાં મદદ કરી. પાપડ વણતાં વણતાં ડાબો હાથ જરી પાછો પડતો હતો. મમ્મીએ પાપડ વણતાં વણતાં અટકીને ઝીણી નજરે જોયું. પૂછ્યું : "હજુ દુખે છે ?"

"ના," એ નીચું જોઈને વેલણ ચલાવવા માંડી.

"મૂવાંવ, ફાટી પડ્યાવ.. એની માના સાંઢ.." મમ્મી બોલી.

"મમ્મી." જિતાને ગમતું નહોતું. મમ્મી યાદ કરાવે એ પણ ગમતું નહોતું. એણે વાત જ કાપી : "મમ્મી, જેઠ સુદ ત્રીજને બદલે માગશરમાં થાય એમ નથી ?"

"કેમ ?"

"અનિકેતનો કાગળ છે."

"એને શી ઉતાવળ છે ?"

"ઉતાવળ તો મારે પણ છે" એમ કહેવા જતી હતી. પણ રહી ગઈ. મમ્મી વળી કારણ પૂછે. શું કારણ કહેવું ? એમ કહેવું કે પેટ ભલે ખાલી છે, એમાં કંઈ નથી, પણ મન અણગમતી સુગાળવી વાતથી ભરેલું છે. એનું વજન વધતું જાય છે. કહી દેવું છે પણ લગ્ન પછી કહેવું છે અનિકેતને. પણ આમ ને આમ ચાલશે તો બીડેલા હોઠ એક દહાડો એની પાસે ખૂલી જશે ને પછી શું થશે એની ખબર નથી. નકશા ઉપર જ શાહી ઢોળાઈ જાય એ સારું નથી. અમે બન્નેએ જે નકશો બનાવ્યો છે એ તેં જોયો છે ? ત્યાં તો મમ્મીના મનમાં જ કંઈક ચમકારો થયો. એ બોલી : "ધાર કે આપણે માગશરના વાનાના લગ્ન લઈએ પણ ત્યાં લગીમાં. . ."

એ અર્ધામાં આખું સમજી ગઈ. બોલી : "તું ધારે છે ને મમ્મી, એવું કાંઈ નથી. . . મઝાની હરુંફરું છું ને કામ કરું છું. જોતી નથી ?"

"હરવુંફરવું ને કામ કરવું એ બીજી વાત છે, સમજી ?"

"વીસ વરસની છું. બધું સમજું છું. અનિકેતની સાથે ત્રણ મહિના હરીફરી છું. એ કાંઈ અજજડ નથી."

"પણ પુરુષને તો જોઈએ તે જોઈએ જ."

"સંભાળી લઈશ" એણે વણેલો પાપડ ખાટલા પર ફેંક્યો, અને મમ્મી પાસે ખુલ્લંખુલ્લા જે ન બોલી શકાય તે મનોમન બોલી : "એને કાગળમાં લખીને સમજાવું એ એક વાત છે. ને સામે બેસીને ફેઇસ-ટુ-ફેઇસ વિગતથી બધી વાત કરું એ બીજી વાત છે.

ફિલ્મ અને ફોટા જેટલો ફેર "

"મારુ તો એક જ કહેવાનુ" મમ્મી બોલી "એને જરાય સનસા ન આવવી જોઈએ. બાકી તો અમને તો માગશરમાય ક્યા વાધો છે ?'

ફેઇસ-ટુ ફેઇસની કલ્પના જિતાએ અનેક અર્થમા કરી કહી, કરતા કરતા લજવાઈ, મો લાલ થયુ, મનમા એ વખતે કરવાના સવાદોના રિહર્સલ થયા. અનિકેત રાજા માણસ હતો એના ઉપર જાન દેનારો હતો ધીરે ધીરે, અટકી અટકીને સાચી વાત કરવાની. બોલ, આમા હુ ક્યાય દોષિત છુ ? ને હુ ક્યાય અભડાઈ પણ ખરી ? હવે કહે, આ વાત તને કાગળમા લખીને સમજાવાય એવી હતી ? મારી મૂર્ખાઈ હતી કે મે વરુને વફાદારો માન્યા. મને ભાવીએ ભુલવાડી — મારી હિશિયારીમાથી હુ ઊંચી નહોતી આવતી. હુ તો આમ, ને હુ તો તેમ, મમ્મી કહેતી કાયમ કે સ્ત્રી એટલે ? અજવાળી તોય રાત. ત્યારે હુ કહેતી કે ના ના, હુ તો તડકીલો દિવસ છુ મારી બધી હોશિયારીની મે ભારે કિંમત ચૂકવી. પણ એક વાતની ખાતરી રાખજે અનિકેત કે તારે લાયક રહી છુ પવિન રહી છુ, કારણ કે એ લોકો પૂછડી દબાવીને ભાગી ગયા હતા. એમા મીનમેખ નથી. ધરમસોગન એવુ હોય તો પહેલા તુ મારી ડાક્ટરી તપાસ કરાવ.

'ભગવાન ભગવાન" મમ્મી છેલ્લો પાપડ વણીને ધૂટણ પર બે હાથનો ટેકો દઈને ઊભી થઈ અર્ધી મિનિટે એનાથી માડ સીધુ થવાયુ પચાસ વરસની ઉમર પછી એનો સ્વર પુરુષ જેવો, જરા ભારે થઈ ગયો હતો એવા સ્વરે એ બોલી 'મારો વા'લો કરે ને બધુ રગચગે પાર ઊતરે ગગા નાહ્યા મારા બાપ " પછી આકાશ તરફ જોઈને બેચાર ચહેરા પર ઊકળ્યા 'એ લોકને તો રૌરવ નરક મળજો — રૂવેરૂવે કીડા. એનુ સાત ભવેય સારુ ન થજો.'

પપ્પાએ મમ્મીની વાત માની માનવામા કઈ બહુ આલ પડે એવુ હતુ નહિ. અનિકેત કાઈ જાડી જાન લઈને નહોતો આવવાનો. એણે જ તો બિચારે લખ્યુ હતુ એના લગનમા એના ફેમિલીમા રસ જ ક્યા હતો કોઈને ! પતાવી દેવાની જ વાત.

એ પછી અનિકેતે પત્ર લખ્યો નહોતો પાડોશમા વીસ નવ પચાસી ઉપર મધુબહેનને બોલાવીને ફોન કર્યો હતો "હવે કાગળ લખતો નથી. ઘોડે ચડીને જ આવુ છુ અમારુ ગોડલ ગામ નાનુ છે મારા ચાર ફ્રેન્ડ છે એમાથી સદીપ ચદેરિયા કરીને છે એ અણવર બનવાનો છે બાકી બધુ સમજ્યા જેવુ."

માગશર વદ આઠમના લગ્ન હતા — તે પહેલા જિતાએ બધી જ તૈયારી કરી લીધી જમીન પર પડી જવાથી શરીર જ્યા જ્યાથી કળતુ હતુ ત્યા ત્યા ફરી વાર બહેનપણી અલ્પાને બોલાવીને આયોડેક્સ ઘસાવ્યુ.

પણ કાલે સવારે છ વાગ્યામા જાન આવવાની હતી ને રાતે મડપ પર પેનલલાઇટ ગોઠવાતી હતી. રામી હજુ હમણા જ કાલે સવારે શણગારના ફૂલના ટોપલાની વરધી નોધી ગયો ત્યા જ અલ્પા આવી. એનો શ્યામળો ચહેરો વધુ શ્યામ પડી ગયો હતો — આવીને ઓસરીમા એણે નજર નાખી તો જિતા રમીલા પાસે પગની પાનીએ મેદી મુકાવતી હતી હાથનુ તો પતી ગયુ હતુ અલ્પાને જોઈને એની આખમા ખુશીની ચમક દોડી આવી અલ્પા બે ઘડી ભોય પર એની સામે બેઠી પછી "ચાલ તો જરી કામ છે," કહી જિતાને હાથ પકડીને ઉઠાડી રમીલા તરફ "સોરી હો જરા " કહ્યુ અને જિતાને લઈને અદરના ઓરડામા ગઈ

"શુ છે ?" જિતાએ પૂછ્યુ "કેમ આમ ? કઈ બન્યુ છે ?'

'હા ' અલ્પા બોલી "બહુ અનર્થ થઈ ગયો છે — વાચ." દૂરથી પરિચિત અક્ષરો દેખાતા હતા. ધ્રૂજતે હાથે જિતાએ ચોવડો કાગળ અને ચિરાયેલુ પીળુ પોસ્ટલ કવર હાથમા લીધા. પત્ર તો હમેશા અલ્પાને સરનામે જ અનિકેતના આવતા હતા પણ આ પત્ર અલ્પા પરનો હતો લખ્યુ હતુ, "કહી દેજો તમારી બહેનપણી જિતાને કે અલ્વિદા. હુ પરણવા નથી આવવાનો. એણે મારી સાથે ભયકર છેતરપિંડી કરી છે મે વારવાર પૂછ્યુ તોય ચાર ચાર જણાએ

એના પર બળાત્કાર કર્યો ને એને ચૂંથી નાખી એવી વાત જ મને કરતી નથી ! મારે એ સતી-સાવિત્રીને નથી પરણવું, એને પરણવું હોય તો કાળા ચોરને પરણે ! મારું નામ ન લે. કહી દેજો." ધરતી ફરી ગઈ. વાંચતાં વાંચતાં જ જિતાને ફેર આવી ગયા. અલ્પાએ થોભી લીધી ન હોત તો પડી જાત. એણે સીધા ઊભા રહેવા માટે દીવાલને ટેકે જાતને લાકડીની જેમ ટેકવી દીધી.

"હવે ?" અલ્પાએ પૂછ્યું : "તારાં મમ્મીપપ્પાને આ વાત તો કરવી જ પડશે ને !"

જિતામાં હા કે ના કંઈ જ કહેવાના હોશ નહોતા. એના ચહેરા પર પરસેવો વળી ગયો. ને હાથનાં કાંડાં ઠંડાં ઠંડાં પડી ગયાં.

"જિતા, જિતા. . . કેમ આમ કરે છે ?" અલ્પાએ પૂછ્યું : "એમ નહિ કરને પ્લીઝ, આપણે રસ્તો કાઢીશું."

"હવે કોઈ રસ્તો નથી," એટલું એ માંડ બોલી. એની આંખે અંધારાં આવી ગયાં. એની નજર સામે એ રાત તરવરી ગઈ — મામાને ઘેર જવા એકલી જ રાતની ગાડીમાં ગઈ. રાતના આઠને બદલે બાર વાગશે એ કોને ખબર ? સ્ટેશને ઊતરી ત્યારે એક કપલ હતું. ધકધક કરતી છાતી જરા શાંત થઈ — ચાલો, એક સ્ત્રીનો તો સંગાથ હતો ! ભલે કોઈ સાવ મામૂલી મેકઅપના થથેડાવાળી બાઈ હતી. પણ બાઈ હતી. એ ધડકતી છાતીએ રાતે બાર વાગ્યે પણ એના સંગાથે મામાને ઘેર જવા તૈયાર થઈ. સ્ટેશનથી બહાર પહેલું પગલું માંડ્યું ત્યારે એ ડગલું જિંદગી આખીની દિશા ભુલાવી દેશે એવી ક્યાં ખબર હતી ?

ચોમાસાને કારણે કાચો પૂલ તૂટી ગયો હતો. એણે વોંકળો ઊતરીને જવાનું હતું. બાઈએ એનું કાંડું પકડી લીધું — પકડ સ્ત્રીની હતી છતાં ન ગમે એવી હતી — "હવે આગળ થાને મારી બાઈ !" એમ એ બોલી એ પણ જિતાને પથરાની ધારની જેમ વાગતું હતું. છતાં એ આગળ થઈ ને હજુ તો પથરા ઉપર પગ ટેકવીને બીજા પથરા પર મૂકવા ગઈ ત્યાં તો પાછળથી જ કોઈએ એને ખેંચી અને એ ખેંચનારના હાથમાં આવી પડી. એણે સહસા જ બૂમ પાડી પણ હોઠ પર દાટો દેવાઈ ગયો. એક જણે એને ગૂંગળાવવાની જંગલિયત વાપરવાની શરૂ કરી. જિતાએ તરફડિયાં માર્યાં તો બાઈએ તો ઊલટાના એના હાથ પકડી રાખ્યા — એને રસ્તાથી તરીને દૂર લઈ ગયાં જ્યાં નકરી કરકરી જમીન હતી ને આગળ થોરની ઝાડી. જિતાને સાત આસમાન નજર સામે આવી ગયાં. ગળામાં શ્વાસ રૂંધાતો હતો ને પૂરો શબ્દ પણ નીકળતો નહોતો ત્યાં ઊંચકનારે એને જોરથી ભોંય પર પટકી. એ સાથે મોઢામાં દીધેલો દાટો નીકળી ગયો ને જિતાએ શરીરમાં હતા એટલા જોરથી બૂમ પાડી. એના ગળાની સ્વરપેટી ફાટી ગઈ હોય એમ અવાજ પણ લીરા લીરા થઈ ગયો.

પણ એ જ ક્ષણે બેટરીનો શેરડો ફેંકાયો. એટલા ભાગનો અંધકાર એ જ ક્ષણે ઓગળી ગયો. બે જણા હતા. પણ હાથ સારધારી હતા. સીમ ચોકિયાત — "તમારી તે માના ડફેર. . ." એવું કાંઈક એ બોલ્યા ને હાથમાંનો ડંગોરો છૂટો જ ફેંક્યો. ખૂણે ઊભેલી બાઈને વાગ્યો કે એણે આઉંકારો કર્યો — નીચે પડી ગયેલો ડંગોરો લેવાની હિંમત પણ એણે ન કરી ને ચાર જણા સાથે પાંચમી એ પણ ભાગી ને ખેતરોમાં ક્યાં અદૃશ્ય થઈ ગઈ — ઘડી — બે ઘડીમાં જિતાના કાણસાટ અને બે ચોકિયાતોની ભારે ભારે અવાજે થતી પૂછપરછ. "અરે આ તો ઉગરચંદબાપાની ભાણી." એટલું એ બેમાંથી કોઈક બોલ્યું. બત્તીના શેરડામાં એ વખતે જિતા ભોંય પરથી બેઠી થવાનો પ્રયત્ન કરતી હતી. એણે બોલનારની સામે જોયું. થોડી ઓળખાણ કાઢી. મામાને ત્યાં ઘણી વાર ઘીનો ગાડવો લઈને આવતો એ જ. . . સાજણ કે એવું કંઈક નામ હતું : "તમે મા ગભરાઓ બહેન. પહેલાં લૂગડાં ઠીક ઠીક કરી લ્યો. અમે તમને ઠેઠ મામાના ઘર લગણ મૂકી જાહું. . ."

જિતાએ કપડાં તો ઠીક ઠીક કર્યાં. ફાટી ગયાં હતાં. ઠીક ઠીકથી ઠીક ઠીક થાય એવાં નહોતાં. એટલે

મોટો સ્કાર્ફ પર્સમાથી કાઢીને ગળાની આજુબાજુ વીટી દીધો આખુ શરીર જાણે કે ભાગી ગયુ હતુ ક્યા ક્યા કેટલુ કેટલુ વાગ્યુ હતુ એની તો ઘેર ગયા પછી જ ખબર પડે એણે ચાલવા માડ્યુ

"તમે," સાજણ બોલ્યો "પહેલા તો તમારો શ્વાસ હેઠો બેસવા દો. હવે કાઈ ફિકર કરતા નહિ — અમે એ રાડેજણીનાવને પાતાળમાથી વીણી લેશુ બહેન "

એ આગળ આગળ ચાલવા માડી ને વળી પાછળ આભારવશ નજર કરી ત્યા વળી સાજણનો જોડીદાર બોલ્યો 'બાયુબે'નુને રાતવરત નીકળવુ જ નો જોવે."

"મને શી ખબર ગાડી લેઇટ પડશે ?" જિતા રડમસ અવાજે બોલી હતી

"ઈ ય સાચુ "

"પોલીસમા ફરિયાદ કરવી છે ?" સાજણનો જોડીદાર બોલ્યો "હુ ઈ બધાયની છકી જાણુ છુ બાઈનેય ઓળખુ ગામનો ઉતાર ઠપકારી દોને ફરીયાદી ?"

"અરે હોતા હશે ?' સાજણ બોલ્યો ને એણે ભોય પર ડાગ પછાડી "આબરૂના ધજાગરા જ કે બીજુ કાઈ ?"

પોલીસમા ફરિયાદ નહોતી કરી મામા મામીનો ઠપકો ખાઈ લીધો પેટ ભરીને ને મન ભરીને રડી લીધુ. મામાના પાડોશ સુધ્ધામાય ખબર ન પડવા દીધી એ બેય જણાનેય ઉગરચદમામાએ સો સો રૂપિયા આપ્યા ને કાન પકડાવીને તાકીદ કરી. રવાના કર્યા ચા પાઈને. "કાઈ ન થવાનુ થયુ નથી જોજો. ક્યાય ફફેડો થાય નહિ '

ને આમ છતા ? આમ છતા આ ચાર માસના ગાળામા અનિકેતને ખબર પડી ગઈ ! કદાચ જિંદગીમા બીજી પણ એક ભૂલ કરી. વાતને અનિકેતના મનમા શા માટે વાવી ? પરણેતરથી કઈ છુપાવવુ નહિ એવા જુનવાણી ખયાલે જ ને ! નહિ તો ક્યા વધીને વડ થવાની હતી આ છાની હોનારત ?

"જિતા જિતા " અલ્પા ખૂણામાથી પાણીનો જગ લઈ આવી ને જિતાના ચહેરા પર છાટ્યુ 'શુ વિચાર કરે છે ? તુ ચિતા કર નહિ હુ કઈક કરુ છુ અનિકેતનો ફોન નબર છે તારી પાસે ?"

જિતાએ શૂન્યમનસ્ક નજરે એની સામે જોયુ. નકારમા હળવે હળવે ડોકુ ધુણાવ્યુ ને પાછળ ભીત પર પજા કરીને ભોય પર બેસી પડી.

કશુ જ થઈ શકે એમ નહોતુ હવે આટલી વારમા ટેક્સી કરીને કોઈ ગોડલ જઈને પાછુ આવે એ પણ શક્ય નહોતુ અનિકેતે પક્કાઈ કરી હતી. ઠેક છેલ્લે દહાડે સાજની ટપાલમા મળે એમ કાગળ મોકલ્યો હતો — કાગળમા છેલ્લે ટાક પણ મારી હતી — "મને મનાવવા આવવાની કોશિશ ન કરવી. હુ ગોડલની બહાર નીકળી જાઉ છુ — બે મહિને પાછો આવીશ."

એ જ ક્ષણે બહારથી બારણુ ભભડ્યુ જિતાની મમ્મી ક્યારની આ બહેનપણીઓના બધબારણાથી અકળાઈ ગઈ હતી "નીકરોને બા'ર, શુ આમ બેય જણીયુ બારણા ઠહકાવીને પુરાઈ રયુ છો ?"

'તુ જા " જિતાએ જરી સ્વસ્થ થઈને કહ્યુ "હુ રસ્તો કરુ છુ "

"તારા રસ્તા હુ જાણુ છુ," અલ્પાએ એને કહ્યુ ને બારણા ભણી જોઈને જોરથી ઊચા અવાજે કહ્યુ 'એ આવીએ છીએ માસી. આ જિતાનુ જરા માપ લેવા આવી છુ "

"શુ રસ્તો કરીશ તુ ?" અલ્પાના ચહેરા પર પણ ગભરાટ ફેલાઈ ગયો "ઝેર પીશ તુ ? જીભ કરડીને મરી જઈશ ? મૂરખી એક પછી એક મૂરખાઈઓ જ કર્યે જવી છે પછી કે એકાદ ડહાપણનુ કામ પણ કરવુ છે ?"

"ડહાપણનુ કામ જ કરીશ. તુ જા તો ખરી" જિતાએ બનાવટી હસી દીધુ અને અલ્પાને લગભગ ધક્કો મારીને બારણા ભણી રવાના કરી "ઝેર પણ

નહિ પીઉં ને મોઢું પણ કાળું નહિ કરું. શરમાવું પડે એવું કોઈ કામ નહિ કરું, તું જા." છેલ્લે એણે જોરથી બૂમ પાડી કહ્યું : "જાને કહું છું !"

અલ્પાએ બારણું ખોલ્યું એ સાથે જ મમ્મી અંદર ધસી આવી — ખીજવાઈને બોલી : "સવારે વરરાજો પોંખાવા બારણે આવીને ઊભો રહેવાનો હોય ત્યારે તમને છેક અત્યારે માપ લેવાનાં સૂઝે છે ?"

જિતા ફિક્કું હસીને બોલી : "સવારે ! હં હં. . .હં.."

※

સ્વપ્નસગાઈ હતી. બહુ રૂપાળું નામ હતું. જિતા અંધકાર ચીરીને તીરની જેમ આગળ વધતી ટ્રેનમાં બારી સરસી ચંપાઈને વિચાર કરવા માંડી. જે સપનું અનિકેત પાસે હતું તે પોતાની પાસે પણ હતું. પોતાનો ઘરસંસાર, પોતાનાં બચ્ચાં, પોતાની કમાણી, પોતાનું રસોડું, પોતાનું પારણું, પોતાનું બારણું, પોતાની સજાવટ, પોતાનાં તોરણ, પોતાના લાભશુભ, પોતાના સાથિયા !

પળભરમાં બધું જળ પરની ઝિલમિલ રંગોળીની માફક અદૃશ્ય થઈ ગયું. સારું થયું. લગ્ન પછી આ વાત કરીશ તો અનિકેત જીરવી શકશે એવી કલ્પના હતી, ખાતરી નહોતી. કદાચ ચૂલે ચડાવેલું વાસણ પણ ઊથલી પડત. કોને ખબર ? એના કરતાં આ સારું છે. ઝગારા મારતાં, 'નવદંપતી સુખી રહો' એવા લખાણવાળા, રાજારાણી જેવા સિંહાસનવાળા, જેમાં લગ્નવેદી પ્રજ્વળતી હતી એ મંડપ લગ્નવિધિ પછી પણ વીંખાવાનો તો હતો જ. હવે લગ્નવિધિ વગર વીંખાઈ જશે. છાપાંઓમાં ચાર દિવસ ચર્ચા આવશે. તપાસ થશે. શક્ય છે કે પપ્પાને હાર્ટએટેક આવશે ને મમ્મીને હિસ્ટીરિયા. બહેનપણીઓ રડશે, કકળશે ને પછી પોતપોતાના ઠેકાણે જઈને ઠરીઠામ થશે. કોને ખબર કે જિતા ક્યાં ગઈ ? કલ્પનાઓ કરશે — બૂરામાં બૂરી કલ્પનાઓ કરશે. કરવા દેવી — લોકોને ભ્રમિત થવા દેવા. કોઈને ખબર પડવા ન દેવી કે જિતા તો કલકત્તા મિશનરી હૉસ્પિટલમાં નન તરીકે ઓગળી ગઈ — અવતાર જ નવો લીધો. જીવન તો બદલી શકાય તેમ નહોતું. સપનાંઓ બદલી નાખ્યાં.

※

"સિસ્ટર, કેટલા વખતથી અહીં છો ?"

સિસ્ટર જૂલીએ બહુ મીઠું લાગે એવું સ્મિત કર્યું.

"આજ તમને કેમ લાગે છે, દાદા ?"

"જીવવા જેવું લાગે છે, સિસ્ટર," એમણે કહ્યું : "અર્ધો રોગ તમારી દવાથી મટે છે. અર્ધો રોગ તમારા સ્મિતથી."

પોતે જવાબ ન આપ્યો અને ચાલી આવી — માણસો બહુ ચાલાક હોય છે, સમજી જતા હોય છે. — વૃદ્ધ માણસો તો વધુ અનુભવી હોય. આ તો ગુજરાતી હતા. પહેલે જ દિવસે એની લઢણ પરથી સમજી ગયા કે જૂલી ક્રિશ્ચિયન થઈ ગઈ હશે. પણ મૂળ ગુજરાતી હશે. પોતે હિંદીમાં "આપ લેટે રહિયે" એમ કહ્યું ત્યાં એમની આંખો ચમકી : "ગુજરાતી લાગો છો ?"

જિતા ચમકી. હાથમાંની દવાની ટ્રે જરા ધ્રૂજી ગઈ. પણ કોઈને ખબર ન પડે. નજરમાં એક ઝબકારો આવીને વિલાઈ ગયો. એણે જવાબ ન આપ્યો. જવાબો — અંગત પ્રશ્નો હોય તો — નહિ આપવાનો જાત સાથે કરાર કર્યો હતો. એ જાત કે જે આ જ શરીરમાં સુષુપ્તાવસ્થામાં વસતી હતી. એક તરફ હડસેલાઈ ગઈ હતી — જિતા જયવંતભાઈ દોશી તરીકેની એ જાત. જૂનું મકાન ખાલી ન કરતા, છતાં સદી ગયેલા ભાડવાતની જેમ છેલ્લાં પંદર વર્ષથી વસતી હતી. કરાર હતો. એના વિશે કોઈ પૂછે તોપણ ન કહેવું — કિલ્લેબંધ રાખવાની હતી — જૂલી તરીકેની જે નવી 'જાત' સપાટી પર આવી હતી તેણે જ દુનિયામાં જીવવાનું હતું. એણે નર્સ–નન (સાધ્વી) તરીકેનાં સફેદ કપડાં પહેરવાનાં હતાં. ચહેરાને મરકતો રાખવાનો હતો. ક્યાંક જો માથામાં સફેદ વાળ કળાઈ જાય તો કાળી ડાઈ વાપરીને એને કાળામાં બદલી નાખવાનો હતો. ગળા નીચે જે બે ચાર કરચલી [illegible] ાંડી [illegible] ને તો

કરીને છુપાવી નાખવાની હતી ચહેરા પર સાવ હળવો મેકઅપ, તાજગીનુ એક પડ ચડેલુ લાગે તેટલા પૂરતો જ કરવાનો હતો એ સિવાય ચહેરા પર કોઈ ભાષા આવવી ન જોઈએ એ ચહેરો જૂલીનો હતો જિતાની કોઈ ત્વચા એના પર વર્તાવી ન જોઈએ

છતા. છતા. છતા

એણે ક્વાર્ટર પર આવીને મો ધોયુ અને પછી દરવાજો બધ કરીને એ ક્યાય સુધી ટેબલ પર કોણીઓ ટેકવીને એના પર માથુ ટેકવીને બેસી રહી. ધીરે ધીરે, અદરથી કોઈ ધીરે ધીરે કણસતુ હોય એવુ લાગતુ હતુ જિતા સિવાય બીજુ કોણ હોય ? મારુ ઘર, મારા બાળકો, મારો સસાર, મારો પતિ, ભીત પર પીળા ફાનસથી પડતા પડછાયાની માફક એ બધુ પદર વરસ પહેલા મનની દીવાલ પર ઊપસ્યુ હતુ ને પછી ભીત જેવી સફેદ ભીંત થઈ ગઈ જિતા સાથે એના તતુ ચોટી રહ્યા છે એટલે ક્યારેક ક્યારેક કણનાટ કરે છે બાકી. હવે કશુ નથી ભીની ધરતી પરથી જળ શોષાઈ ગયુ છે ને ઘાસ બની ગયુ છે જૂલીને કઈ નથી એ નિર્લેપ છે આ વિશાળ હૉસ્પિટલમા નન કમ નર્સ તરીકે હરેફરે છે આટલા વરસમા કોઈ જ પરિચિત મળ્યુ નથી એના કારણે એના મહોરા પર એક પણ ઉઝરડો પડ્યો નથી ગમતુ કામ કરે છે — માદા માથે હાથ ફેરવવા ગમે છે બાળકોને ગોદમા લેવા ગમે છે એમના હાથમાથી સરકીને દૂર થઈ જતુ રમકડું ફરી લાવીને એમના હાથમા પકડાવી દેવુ ગમે છે હૉસ્પિટલની લાબી સફેદ લોબીમા સફેદ રબ્બરના શૂઝ પહેરીને એક છેડેથી બીજે છેડે દિવસમા સો વાર પસાર થવાનુ બને છે ત્યારે દરેક ખડની દુનિયા પર એક એક વાર નજર થઈ જાય છે જ્યારે અદરની જિતાનો જૂનો જખમ જોર કરે છે ત્યારે આ જૂલી એને બળજબરીપૂર્વક ઢાકી દે છે એના લબકારા સહન થતા નથી ત્યારે વધુ ઝનૂનથી જૂલી દર્દીઓની સારવાર કરે છે જખમ ભુલાઈ જાય છે અદર પડેલી હવે તો સાવ શિથિલ થવા આવેલી જિતા ફરી શાત, નિષ્ક્રિય થઈ જાય છે ને એક તરફ ડોક ઢાળીને ફરી દિવસો લગી પડી રહે છે

અચાનક કોઈનો પગરવ સભળાયો — જૂલીએ પાછું વળીને જોયુ બારણુ હડસેલીને એ જ ઘરડો દર્દી અદર આવ્યો હતો. જૂલી ઊભી થઈ ગઈ ગમ્યુ તો નહિ છતા મો મરકાવ્યુ.

"એક્સ્ક્યુઝ મી સિસ્ટર," કમરેથી વાકો વળી ગયેલો, ગળા લગીના કોલરવાળુ સ્વેટર, હાથમોજા અને વૉકિગ સ્ટિકવાળો એ માણસ બોલ્યો "ત્રણ ટકોરા માર્યા — પણ તમે સાભળ્યુ નહિ — એટલે અદર આવ્યો."

જૂલીએ સ્મિત કર્યું આગળી વતી એણે એમને સામેની ખુરશી ચીધી.

થેંક્યૂ" એણે કહ્યુ ને જૂલીના ઓરડાના અસબાબ ઉપર નજર ફેરવી ઝાઝો નહોતો ત્રણ ઉપરાઉપર ગોઠવેલી રેકઝીનની સૂટકેસ, એના ઉપર પાતળા પ્લાસ્ટિકના ઝાલરવાળા કવર, દરેક ઉપર મોટા અક્ષરે 'જે" અક્ષર લખેલો. મામૂલી પલગ, પલગ નીચે સ્લીપર, ભીંત પર ઈસુ ખ્રિસ્તનુ પણ ચિત્ર અને અબાજીનુ પણ. મઢેલુ હતુ પણ ચકચકતુ હતુ. રોજરોજ સાફ થતુ હોય એ રીતનુ. સામેની દીવાલો સફેદ સાવ કોરી એક પણ તસવીર નહિ — ડાઘ પણ નહિ — કશુ ત્યા હતુ કે હશે તેનુ નિશાન પણ નહિ

મે તમને પૂછ્યુ હતુ સિસ્ટર, ગુજરાતી છો ?'

જૂલીએ મલકીને આખો પટપટાવી.

'હા સમજુ કે ના ?' સહેજ વાકી ગરદન કરીને એણે જૂલી ભણી નજર માડી.

'ભૂતકાળ જાણીને શુ કામ છે, અકલ !"

કઈ કામ નથી, કઈ કામ નથી,' એમણે નિશ્વાસ નાખ્યો 'કઈ કામ નથી."

તમને હવે બેટર ફીલ થાય છે ?"

'એટલે તો ચાલીને તમારા ક્વાર્ટર સુધી આવ્યો "

"ધેટ્સ ટ્રુ."

ફરી વાતચીતનો દોર કપાઈ ગયો. જૂલીએ ઊભા થઈને ટ્રેમાં ગ્લાસ મૂકીને એને પાણી આપ્યું. એમણે અર્ધું પીધું ને અર્ધું બાજુની ટિપોઈ પર મૂકી દીધું.

"હું કશું પૂછું નહિ પણ" એમણે બોખા મોંના હોઠ પર હોઠ ચડાવ્યા : "મારી એક વાત કરું ?"

"જરૂર."

"મને કેટલાં ધારો છો સિસ્ટર ?"

"સેવન્ટી ફાઇવ ?"

"એઇટી ફોર, એઇટી ફોર." એ વૃદ્ધ માણસે કહ્યું : "હવે કોઈ કામના બાકી નથી રહી. ખૂબ કમાયો. ખૂબ ખર્ચ્યું – ખૂબ મઝા કરી, ખૂબ ફર્યો, બધાનાં બહુ બધાં કામ કર્યાં. આંબા વાવ્યા, આંબા. નામ મેળવ્યું. જબરદસ્ત. વર્લ્ડલેવલે હું મારા બિઝનેસમાં મોટું માથું હતો."

"છોકરાં-છૈયાં ?"

"છોકરાંના ઘેર છોકરાં, ને હવે તો એમને ઘેર પણ —"

"તમારાં મિસિસ ?"

એમનો ગુલાબી થવા આવેલો ચહેરો એકદમ કાળો પડી ગયો — ત્રસ્ત અને પીડાની રેખાઓથી ભરપૂર — ચશ્માં ઉતાર્યાં. આંખો ઝીણી ઝીણી થઈ ગઈ. સફેદ પાંપણો સામે રણની રેત ઊડતી હોય એમ એકબીજી સાથે જોડાઈ ગઈ. હોઠ ચડી ગયા, હોઠ ઉપર. એક વિચિત્ર, કોઈ પરત્વે તિરસ્કાર હોય એવો ભાવ પૂરની માફક ચહેરા પર ફરી વળ્યો — રૂમાલ કાઢીને એમણે હોઠ લૂછ્યા.

"સૉરી" જૂલી બોલી. "મેં તમને ખોટો સવાલ પૂછી લીધો."

"તમે શું કરો ? સૌ એ તો પૂછે જ ને ! સૌને એમ હોય કે આટલા રૂપિયાપૈસાવાળો, કીર્તિ, વસ્તાર, શક્તિ, સ્થિતિવાળા માણસની પત્ની વિશે ન પૂછીએ તો અવિવેક ગણાય. પણ પૂછ્યા પછી હું મારા દિલના ઝેરને છુપાવી શકતો નથી. મારી મિસિસ. . ." એ બોલ્યા ને આખા મોંમાં કડવાશ ભરાઈ ગઈ હોય એમ ચહેરો બગડી ગયો : "સાક્ષાત્ નરક. . . જવા દો.. જવા દો. . ."

થોડી ક્ષણો એમ ને એમ પસાર થઈ ગઈ. ડોસા ઊભા થયા. હવે કદાચ થોડા સ્વસ્થ થયા. બોલ્યા : "તમને તો સિસ્ટર ન કહેવાં જોઈએ. નાનાં લાગો છો. ડૉટર, અરે ડૉટર શું ગ્રાન્ડ ડૉટર લાગો છો. કેટલાં થયાં ?"

જૂલીએ એનું જાળવી રાખેલું સ્મિત કર્યું. ફરી અંગત સવાલ ?

"ખેર" એ બોલ્યા : "સવાલ નહિ પૂછું. બત્રીસ પાંત્રીસ થયાં હશે. જિંદગીમાં આજ સુધીમાં ઘણા કડવામીઠા અનુભવો થયા હશે. પૂછતો નથી હોં. બસ, વાત જ કરું — કહી શકું ને ?"

જૂલીએ હકારમાં આંખો ઝુકાવી.

"જુઓ," ડોસા બોલ્યા : "બોલ્યા કરું છું — સાંભળતાં રહેજો — આજ જરા સારું લાગે છે. બોલવાનું મન થયા કરે છે — બોલું છું —" એમણે જૂલી સામે નજર માંડી : "ગુજરાતી છો. ક્યાંક પ્રેમમાં પડ્યાં હશો — પરણ્યાં હશો — હોઈ શકે બાલબચ્ચાં પણ. ન પણ હોય. ત્યક્તા થયાં હો. વિધવા થયાં હો. યા ક્યાંય મન બંધાયું ન હોય ને સાવ કોરેકોરાંના ક્લાસમાં પણ આવો".

"બસ આટલું જ ?" આટલી બધી વારમાં પહેલી જ વાર જૂલીથી બોલાઈ ગયું. અંદરની જિતા મનના દ્વાર પરથી જીભના આંગણા પર આવી ગઈ. એણે ડોસા સામે નજર માંડી. ખીલીની જેમ વાગે એવી — પૂછ્યું : "આ તમે ગણાવ્યા એ સિવાય બીજો કોઈ ક્લાસ ખરો ?"

"બીજું ?" ડોસાએ નમેલી ગરદને ઉપર જોયું : "બીજું શું હોય ?"

જિતા મનના મેદાનમાં આવી જ ગઈ. એ રાત સાતમા પાતાળમાં ભંડારેલી તે સ્પ્રિંગની જેમ ઊછળીને ઉપર આવી. પાછળથી કાંઠલો પકડીને એક જણે ખેંચી

હતી એક સાથે આઠ હાથના ઉઝરડા — કોઈ મેકઅપના થથેડાવાળી ઓરત સામે જોઈને હસતી હતી પરસેવાની બદબૂ — કરકરી કાકરિયાળી જમીન પર નીચે પટકાવુ આખો બધ થઈ ગઈ લોહીનો રેલો બધ આખોના અધારા પર પણ ફરી વળ્યો અને એ પછી યાદ આવી ગઈ એ રાત — જે રાતે અલ્પા અનિકેતનો કાગળ લઈને આવી હતી "પરણવુ હોય તો કાળા ચોરને પરણે. મારુ નામ ન લે" અને એ પછીની રાત પણ યાદ આવી. કલકત્તાની રાત. મધર ટેરેસાની મિશનરી હૉસ્પિટલમા જોઇન થવુ છે? આવો. જાતને ભૂલી જાઓ નવી જાતને પામો દીવાલ ચણી લો આજુબાજુ અહીં જીવતા સમાત (ભોયસમાધિ) છે આવો અને ભડારાઈ જાઓ

'સોરી" ડોસા ફરી નીચે જોઈ ગયા ભોયના પટ પર કોઈ દશ્ય જોઈ રહ્યા હોય એમ બોલ્યા "મારે તમને પૂછવાનુ નથી કાઈ — કહેવાનુ જ છે સાભળો — સાભળો."

"તમારા વિશે મે ઘણી કલ્પના કરી — બધી જ ખોટી હોય તો તેથી પણ શુ? પણ એક વાત અફર છે, જે કહેવા માટે તો આજે અહીં સુધી આવ્યો છુ"

"શુ?"

"તમને જોઈને, જોયા ત્યારથી એવુ લાગ્યા કરે છે" ડોસા બોલ્યા ને ફરી એની આખમા આખ પરોવી "તમે. તમે. કેવી સરસ પત્ની અને કેવી સરસ મા બની શક્યા હોત! નથી લાગતુ? નથી લાગતુ તમે કોઈ લાયક માણસનુ જીવન સુધારી શક્યા હોત!"

જાણે કે વીજળીનો એક કડાકો થયો ને ધરતીના પેટાળ સુધી ઊતરી ગયો. જાણે કે એ આખી ને આખી, ઊભી ને ઊભી ચિરાઈ ગઈ અદરથી આખુ આસુનુ આજ લગીનુ એકઠુ થયેલુ સરોવર એકદમ આખો વાટે બહાર નીકળી આવ્યુ — આપણુ ઘર – આપણા બચ્ચા – આપણા પારણા – આપણા બારણા – આપણા લાભશુભ – આપણા સાથિયા. એ પુરાતન જૂની બધી રગોળીની ક્ષીણ રેખાઓ મનમા પડી હતી એને આ માણસે સ્પર્શ કર્યો અને એકદમ સજીવન થઈ

"તમે કોણ છો? અનિકેતના કઈ સગા થાઓ છો?" થોડી વારે એણે પૂછ્યુ

"કોણ અનિકેત?" ડોસાએ પૂછ્યુ "હુ નથી ઓળખતો — હુ તો કહુ છુ કે એ અનિકેત વગર, કોઈ પણ સરસ માણસ જુવાન, સુદર તમને. " એ બોલતા બોલતા થભી ગયો 'યુ આર એ બૉર્ન મિસિસ, ફોર એની ગુડ મિસ્ટર, આઈ બ્લેસ યૂ – ગૉડ બ્લેસ યૂ" આખો પહોળી કરીને એ એની સામે જોઈ રહી — સમજાતુ હતુ? હા સમજાતુ હતુ.

૫

"તમને વીસ વરસે આ પત્ર તમારુ નવુ સરનામુ ખોળીને લખુ છુ — મારુ નામ અલ્પા છે કદાચ મને ભૂલી ગયા તો યાદ દેવડાવુ કે જેનો તૈયાર માડવો તમારા માટે હતો છતા તમે પોખાવા નહોતા ગયા તે જિતાની હુ બહેનપણી થાઉ — મારુ સાસરુ આ ગામમા છે તમને માલૂમ થાય કે જિતા પદર વરસ લગી, તમારા તરફથી આઘાત લાગ્યા પછી ક્યા હતી તે અમે જાણતા નહોતા પણ હવે ખબર પડી કે એ કલકત્તા મિશનરી હૉસ્પિટલમા હતી ને કુવારી હતી. આ કાગળ તમને માત્ર એ જ સારા સમાચાર આપવા લખ્યો છે કે છેલ્લા ચાર વરસથી એ એક ડૉક્ટરને પરણીને અહી આવી છે એ લોકોને અઢી વરસનો સુદર બાબો છે એનુ નામ એણે પાડ્યુ છે અનિકેત. સુખી છે — ઘરના ઘર છે — સમાજમા ઇજ્જત છે આ કાગળ તમને કોઈ જલન કરાવવાના ઇરાદાથી નથી લખ્યો — માત્ર હકીકત જણાવવા જ લખ્યો છે આશા છે આપ પણ સુખી. "

અનિકેત હજુ ચશ્મામાથી ઝીણી નજરે પત્ર વાચતો હતો ત્યા જ પાછળથી એની પત્નીનો ગરમાગરમ અવાજ સભળાયો 'એ ત્યા તમારી કઈ સગલીની ટપાલ વાચવા ઉબરા વચ્ચે ખોડાઈ રહ્યા છો? ઑફિસે નથી ગુડાવાનુ?"

'મિસિસ'નો અવાજ સાભળીને અનિકેત ઘરમા પ્રવેશ્યો •

**સુમંત રાવલ**

ક્યારેક આવું પણ બને છે, ક્યારેક વરસાદ પડીને થંભી જાય છે. વાતાવરણમાં ભીનો બાફ પ્રસરી જાય છે. વાદળ જેવો હલકો ભાર મન પર સવાર થઈ જાય છે. કૉટેજની પાછળના ખાબોચિયામાં અનેક જીવજંતુઓનાં ગીત શરૂ થઈ જાય છે. કૉટેજ પાછળની બંજર ટેકરીઓ વચ્ચેથી ખળખળ કરતું પાણી વહેવા લાગે છે. સાંજ વધી ઘેરાશ પકડતી જાય છે. હું આવી સાંજથી કંટાળી બહાર નીકળી જાઉં છું. સુનીતા મને સ્ટિક આપે છે, મને આ ગમતું નથી.

"સુનીતા, હજું હું બુઢ્ઢો નથી."

તે અંધારામાં (સાંજના) ઉજાસ જેવું મલકે છે.

"એ તો મને પણ ખબર છે."

"અને તું પણ બુઢ્ઢી નથી," હું તેના ગાલ પર ટપલી મારવા કોશિશ કરું છું.

"હું તો હજી નાની છું — તમારાથી દસ વરસે."

તે શરમાઈ જાય છે, નવી નવેલી દુલ્હનની જેમ. સુનીતા ક્યારેક આ વાક્ય બોલે છે ત્યારે હું સાચે જ અંદરથી ખળભળી જાઉં છું. સુનીતાની સાથે સગાઈ કરતા પહેલાં મેં આ વાતની ચોખવટ કરી હતી, છતાં એ તીર માર્યા કરે છે, તેનું કારણ કદાચ મનોવૈજ્ઞાનિક હશે.

હું મારી ગમગીની દૂર કરવા સ્ટિક લઈ રસ્તા પર આવી જાઉં છું. ચશ્માંના કાચમાં સામેનું બધું ધૂંધળું ધૂંધળું દેખાય છે. કદાચ કાચના નંબરમાં વધઘટ થઈ હશે. દર ચોમાસે ચશ્માંના કાચ બદલવા પડે છે. રસ્તાની બંને બાજુએ વરસાદનું ડહોળું પાણી ભરાઈ ગયું છે. ક્યારેક સુકાઈ જાય છે, ક્યારેક સુકાતું નથી. બાફ મારતા તડકામાં કાળા ડામર પર પથરાયેલા રેતકણ ચમકી રહ્યા છે. હવામાં રહેલાં બાફ અને ઉકળાટ એવાં જ છે. વરસાદ આવતાં પહેલાં તો મને અસહ્ય લાગે છે. છાતી પર ભાર બની જાય છે. છાંટા પડે છે અને હાશ થઈ જાય છે. કદાચ બ્લડપ્રેશરની બીમારી હશે.

વાદળછાયા વાતાવરણમાં અવાજો મોટા થઈ જાય છે અને વાહનોની ઘરઘરાટી કાનના પડદા ચીરી નાખે છે. વાહનોનો ધુમાડો વધુ ઘટ બની સ્થિર થઈ જાય છે.

મારી કોઈ જ દિશા નક્કી નથી, ફક્ત વૉકમાં નીકળ્યો છું. વૉક માટે કોઈ દિશા નિશ્ચિત ન હોઈ શકે. ક્યારેક દિશા નક્કી હોય છે, ક્યારેક નથી હોતી. હું એક ઘટાદાર ઝાડ નીચે ઊભો રહી જાઉં છું. વરસાદ અટકી જાય છે પણ ઝાડનાં પાંદડાં વરસતાં રહે છે. એક તુર્કી કહેવત અનાયાસે યાદ આવી જાય છે અને ખરેખર, વરસાદનાં ટીપાં પાંદડાંમાંથી મારા માથા પર ખરે છે. ધ્રૂજી જવાય છે, અનેરો રોમાંચ થાય છે. માથાના વાળમાંથી ટીપું સરકીને વાળ નીચેની ચામડી પર પડે છે ત્યારે —

ક્યારેક સિગારેટ ફૂંકવાની પણ ઇચ્છા થાય છે. છેલ્લે ક્યારે પીધી હતી ? યાદ આવતું નથી. આવું ધુમિલ સાંજનું વજની વાતાવરણ હોય ત્યારે સ્વાભાવિક આવી ઇચ્છા થઈ આવે છે. કૉલેજકાળમાં પૅન્ટશર્ટ પહેરતો ત્યારે સિગારેટ મોંમાં મૂકી અદાથી એક ફોટો પણ પડાવેલો, સુનીતાએ ફાડી નાખેલો પણ હવે તો ઝભ્ભાલેંઘામાં આવી ગયો છું. આગળ નમી પડતી વાળની એક લટ પણ ધોળી થઈ ગઈ છે અને આંખો પર દૂરનાં ચશ્માં. . .

ક્યારેક કવિ જેવી કલ્પના થઈ આવે છે. આમ તો મેં આખી જિંદગી ઇન્કમ ટૅક્સ ઑફિસમાં કાઢી છે. કવિતાને અને આ ખાતાને આડવેર છે. ચાલીસ પછી દરેક માણસ કવિ બની જતો હશે ? આ ગામ

કેવુ લાગે છે ! જાણે ઘેઘૂર હાથલા થોર વચ્ચે ઘવાઈને પડેલા યોદ્ધા જેવુ. ક્યારેક ક્યારેક કણસે છે ક્યારેક સળવળે છે બધા ખોરડા વચ્ચે કેવળ મદિરનો સફેદ આરસપહાણનો ઘુમ્મટ અડીખમ સૈનિક જેમ ઊભો છે અને તેના પર ફરફરતી ધજા માનવસ્વભાવના ફફડાટનુ પ્રતીક છે મદિરને જોઈ મદિર તરફ જવાની ઇચ્છા સળવળે છે

નાળા પાસેથી એક કેડી વળ ખાતી ખાતી ગામની બહાર સીધી મદિરના દ્વાર સુધી જાય છે લોકો આને સોસાયટીનો શૉર્ટ કટ કહે છે ગામમા જવુ નહિ અને સાકડી ભુલભુલામણીમા ખોવાઈ જવુ નહિ, તે માટે — ઓહ કેવો આધ્યાત્મિક વિચાર આવી જાય છે ! મદિરના સીધા રસ્તા છે પણ આપણે જ ગામની લાંભામણી શેરીમા જઈને ખોવાઈ જઈએ છીએ. હુ સફેદ લેઘાને ઢીંચણ સુધી ઊચો કરી નાળાની બાજુમા સભાળીને ઊતરી જાઉ છુ મારા ચપલ ભીની માટીમા ચોટી જાય છે, એટલે ચપ્પ્ ચપ્પ્ અવાજ કરે છે, કેડીના ચીલાની આસપાસ લીલુ ઘાસ ફૂટી નીકળ્યુ છે ક્યાક ક્યાક બોરડીના જાળામાં પતગિયા ઊડતા નજરે પડે છે

એક ભાઈ ગોળ છત્રી ઘુમાવતા મારી આગળ ચાલી રહ્યા છે છત્રી ખૂલેલી છે, ખૂલેલી છત્રીમા તેમનુ માથુ હોવાથી તે જોઈ શકાતુ નથી. વરસાદ નથી, છતા ખુલ્લી છત્રી ગોળ ગોળ ઘુમાવવાનુ શુ કારણ ? કદાચ ધૂની કા પાગલ હશે.

અચાનક હુ લપસતા લપસતા રહી જાઉ છુ મારો લેઘો કીચડથી ખરડાઈ જાય છે આગળ જતા છત્રીવાળા ભાઈ અટકી ગયા તેના કારણે મે સમતોલન ગુમાવ્યુ છે મને ગુસ્સો આવે છે આ રીતે રસ્તા પર ચલાય ?

એક મિનિટ એ ભાઈ છત્રી સાથે મારી તરફ ફરે છે હુ ઊભો રહી જાઉ છુ તે હાથ લાબો કરી મને અટકાવે છે, મારી સાથે ચાલતી મારી સ્ટિક પણ અટકી જાય છે, એ ભાઈ પરિચિત સ્મિત ફરકાવે છે, લાબા વાળ, આખો પર ચશ્મા, નાનકડુ લાડવા જેવુ મો અને વેધક આખો.

હુ પણ સામુ સ્મિત કરુ છુ — સ્મિતનો જવાબ સ્મિતથી.

ગોળ ઘૂમરાતી છત્રી વચ્ચે તેમનો ગોળ ચહેરો જોઈ મને વિષ્ણુ ભગવાનની કલ્પના થઈ આવે છે, જેમની પીઠ પાછળ સદાય એક ચક્કર ફરતુ હોય છે

'તમે આગળ નહિ વધી શકો."

એ મને વિચિત્ર નજરે જોઈ પ્રશ્ન કરે છે

"કેમ ?'

"તમારુ બાળપણ અહીં ખોવાયુ છે "

*તે નીચે કીચડ ભરેલી માટી તરફ આગળી* ચીંધે છે હુ ત્યા જોઉ છુ. ત્યા કીચડની માટીમા ઊપસેલુ એક બાળકનુ પગલુ છે, તેમા આસપાસ ઊભરાયેલુ પાણી ભરાવા લાગ્યુ છે, ધીમે ધીમે આખુ પગલુ પાણીથી ભરાઈ જાય છે વરસાદનુ એક ટીપુ ટપ કરતુક મારા ચશ્માના સૂકા કાચ પર પડે છે અને પગલુ દેખાતુ બધ થાય છે, ચશ્મા ઉતારી હુ ઝભ્ભાની ચાળથી લૂછુ છુ, એ સિવાય મારી પાસે બીજો ઇલાજ પણ નથી થોડી વાર માટે બધુ ધૂધળુ ધૂધળુ વરસાદી સાજ જેવુ ભારેખમ દેખાય છે જલદી ચશ્મા ચડાવી લઉ છુ પણ પહેલા જેવુ સાફ નથી દેખાતુ. મારી ઇવનિંગ વૉક અહી જ પૂરી થઈ જાય છે હુ અહીથી જ પાછો ફરુ છુ

ફરીથી એ નાળુ, સામે દેખાતુ ધાબાવાળુ મકાન, મકાનના વરડામા ડોકિયા કરતુ ગુલમોર મકાનની બહાર પગથિયા પર એક બાળક બેઠુ છે કાગળની હોડી બનાવી રહ્યું છે હુ જોરથી રસ્તા પર સ્ટિક પછાડુ છુ ક્યારેક આવુ થઈ આવે છે

ચાર રસ્તા પર આવી તનિક અટકું છુ આસપાસ નજર નાખુ છુ ચોકડી પર ઘણુ ઘણુ છે નવી ખૂલેલી હોટેલ પાસે ખટારા થભી ગયા છે અને ક્લીનર વરસાદથી ભીંજાયેલા ખટારાના કાચ લૂછી રહ્યા છે ડ્રાઇવરો વરાળ નીકળતી ચા પી રહ્યા છે, રસ્તાની

બાજુએ વજનદાર પોટલાં ઊંચકી આદિવાસીઓ ઊભાં છે. એકાદ ઓરતની આંગળીએ વળગેલું નાનકડું છોકરું પણ છે. હું રસ્તો ઓળંગી જાઉં છું.

સ્ટેશનના ક્વાર્ટર્સની બંધ બારી વરસાદથી ભીંજાવાને કારણે ભીની છે. તડકામાં ભીનાશ સુકાઈ રહી છે અને સ્લેટિયા લાકડાની વાસ આવી રહી છે. વિલાયતી નળિયાં નીચે જામેલું પાણી મોતીની જેમ ચમકી રહ્યું છે. પાસેના ખાબોચિયાના ઊભા ઢોળાવ જેવા ઘાસમાંથી એક પછી એક દેડકાં ખાબોચિયામાં કૂદી રહ્યાં છે. શેવાળમાં કૂદાં ઊડે છે અને દેડકાંનું એકધારું ડ્રાઉં ડ્રાઉં ચાલે છે. મિલના કાળા ધુમાડા જેવા વાદળિયા અંધકારમાં સ્ટેશન ધીમે ધીમે ગરક થઈ રહ્યું છે. હું ઝડપથી મારા કૉટેજ તરફ પગલાં ભરું છું.

ભપ્પ્ – ભપ્પ્ – ભપ્પ્ પગલાં અવાજથી સમજાઈ જાય છે ક્ષારવાળી જમીનનો પટ શરૂ થઈ જાય છે. અહીં આ તરફ ગામથી બે કિલોમીટરના અંતરે કેવળ ખારી માટી છે. આ તરફ મકાન બાંધતી વખતે સ્ટેશન માસ્તર શર્માએ મને ચેતવેલ હતો : "મધુકરભાઈ, અહીં શા માટે પ્લોટ લીધો — અહીં જમીન ખારી છે, પાણી ખારું છે. . . જમીનમાં ક્યારેય કંઈ ઊગતું જ નથી. . ."

"પણ માણસો ખારાં નથી." મેં વાતને નાટકીય રીતે વાળી લીધી હતી.

"એટલે ગામમાં ખારીલાં માણસો વસે છે, એમ જ ને !" શર્મા સાહેબ હસી પડેલા.

ક્ષારવાળી જમીન શરૂ થઈ ગઈ છે. મારી સ્ટિકને હું માટી પર ફટકારું છું. સાવ બોદો રણકો ! વરસાદને કારણે ક્ષારનું ઉપલું પડ ઝડપથી સુકાઈ જાય છે અને તડકામાં મીઠાની કણવ ચમકવા લાગે છે. અંદરથી ગરમ વરાળ નીકળે છે. આસપાસ કેવળ ખારોપાટ છે, ક્યાંય લીલોતરી નથી. દૂર થોડાંક કાંટાળા બાવળિયા અને આવળનું વન છે. વચ્ચે આકડાનાં પાન પણ દેખાઈ રહ્યાં છે, ત્યાં કાબરોનો કલબલાટ સંભળાઈ રહ્યો છે, ઘણી વાર ત્યાં સાપ, નોળિયો કે બિલાડો નીકળે છે.

અચાનક મારા પગ પાણીથી ભરેલા ખાડામાં પડી જાય છે. છીંચણ · ટા ઊડે છે. દૂરથી મારા પીળા રંગનું કૉટેજ નજરે પડે છે. . . જાણે પીળિયો લાગુ પડ્યો ન હોય !

કૉટેજની બહાર આસપાસ ખુલ્લી જમીનનું મોટું મસ મેદાન રાખ્યું છે. કંપાઉન્ડવૉલ ચણાતી હતી, ત્યારે સુનીતાએ પૂછેલું :

"આટલી બધી ખુલ્લી જમીન શું કરવી છે ?"

"આપણે હરિયાળો બાગ બનાવીશું. સુંદર ઝાડ, ફળ, ફૂલોને ઉછેરીશું." બોલતી વખતે મને ઉધરસ ચડેલી.

કૉટેજનું ફાટક ખોલી અંદર પ્રવેશતાં ત્યાં જ મારા પગ અટકી જાય છે. કેટલાક સશક્ત મજૂરો તીકમપાવડાથી મેદાન ખોદી રહ્યા છે. બધા મજૂરનાં ઉઘાડાં ડીલ પર પરસેવો ચમકી રહ્યો છે. એક યુવાન મજૂર સુનીતા સાથે વાતો કરી રહ્યો છે. સુનીતા બહાર આંગણામાં હીંચકા પર બેઠી છે. મજૂરની પીઠ મારી તરફ છે. તેની પીઠ પર બાઝેલાં મોતી જેવાં પરસેવાનાં ટીપાં હું જોઈ રહું છું. એક ક્ષણમાં મારા મગજમાં વીજળી ચમકી જાય છે. પરસેવાની જગ્યાએ મને વીર્યકણનાં ટીપાં દેખાય છે અને માઇક્રોલૉજિસ્ટ ડૉક્ટર મિશ્રાના શબ્દો : "ટેસ્ટ થઈ ગયો, મધુકરભાઈ, તમારાં સ્પર્મના પર્સન્ટેજ ઓછા છે તેથી બાળક થવાની પૉસિબિલિટી ઓછી છે. . ." અને એક ટ્રીટમેન્ટ, પ્રિસ્ક્રિપ્શન, પરહેજી. . . એક પછી એક વરસ ઝડપથી પસાર થઈ ગયાં છે. ચાલીસ વરસની, ચાલતાં હાંફવાની ઉમ્મર શરૂ થઈ ગઈ છે.

સુનીતા હીંચકા પરથી ઊભી થઈ જાય છે

"આવી ગયા તમે ?"

પેલા યુવાન મજૂરનું ધ્યાન દોરવા જ કદાચ સુનીતાએ આ શબ્દો વાપર્યા છે. પેલો મજૂર હાથ જોડતો મારી સામે આવી ઊભો છે, હીંચકો કેવળ હવામાં ઝૂલી રહ્યો છે. સુનીતા એ મજૂરનો પરિચય

કરાવે છે

આ અબુ છે તે બહારનુ સેન્દ્રિય ખાતર લાવ્યો છે તે કહે છે કે વાક જમીનનો નથી, ખાતરનો છે આ જમીનમા ચાર ફૂટ ઊડે સુધી ખોદી નાખી, તેમા આ ખાતર ભરવાથી, માટી ફળદ્રુપ થઈ જશે અને જે વાવશુ તે ઊગશે.

હુ ઘડીભર સુનીતાના લબગોળ ચાદલાવાળા ચહેરા સામે તો ઘડીભર અબુની વધેલી કરકરી દાઢી સામે જોઈ રહુ છુ ઘડીભર સુનીતાની નછોરવી કાયા તરફ તો ઘડીભર અબુની સ્નાયુબદ્ધ માસલ છાતી તરફ જોઈ રહુ છુ ક્યારેક સુનીતાના હોઠ તરફ તો ક્યારેક અબુની ઝીણી ઝીડી મૂછો તરફ જોઈ રહુ છુ પછી એકદમ મને કઈનુ કઈ થઈ જાય છે હુ મુઠ્ઠીઓ વાળી જાઉ છુ અને બરાડુ છુ 'મારે નથી કરવો બગીચો, જાઓ બધા અહીથી. બધા આભા બની મને જોઈ રહે છે સુનીતાની આખો ફાટી જાય છે મજૂરિયા ચકિત થઈ જાય છે

કહુ છુ સાભળતા નથી ! જાઓ બધા.

સુનીતા પળમા સ્વસ્થ થઈ જાય છે

'પણ તમે જ તો સલાહ આપી તી કે બહારનુ ખાતર

મારે કશુ સાભળવુ નથી.

મારો ચહેરો તગ થઈ જાય છે સુનીતા મારા ચહેરાને જોઈ રહે છે

મજૂરો એક પછી એક પાવડા, બકડિયા, તીકમ, તગારા ઊચકી બહાર નીકળી જાય છે અબુ પણ મારા તરફ એક નજર નાખી ઢીલા પગે ફાટક વટાવી જાય છે રહી જઈએ છીએ કેવળ હુ સુનીતા અને અમારુ કોટેજ સુનીતા મારા બને ખભા પકડી પૂછે છે

તમને આ શુ થઈ જાય છે ક્યારેક ?

એ તો મનેય સમજાતુ નથી. કે ક્યારેક મને શુ થઈ જાય છે !

હુ ફક્ત એટલુ જ કહી શકુ છુ

## સાભાર સ્વીકાર

**ગામીત જાતિ સામાજિક અને સાસ્કૃતિક અધ્યયન** ડો. દક્ષા વ્યાસ, ડો નવીન કા. મોદી, પ્ર આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ વ્યારા, કિ રૂ ૬૦ **શ્રી મહાવીર જૈન વિદ્યાલય અમૃત મહોત્સવ સ્મૃતિગ્રથ** સપા પ્રા. બકુલ રાવલ, પ્ર. શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુબઈ-૩૬ કિ રૂ ૭૫ **રામનારાયણ વિ પાઠક ગ્રથાવલી ભાગ ૫ અને ૬** સપા. હીરા રા પાઠક ચિમનલાલ ત્રિવેદી, સુરેશ દલાલ, પ્રકા. ગુજરાત સાહિત્ય અકાદમી, અનુ દફતર ભડાર ભવન, સેક્ટર ૧૭ ગાધીનગર-૩૮૨૦૧૭ કિં રૂ ૧૦૦ ૮૦ **સૌરાષ્ટ્રની લોકવાર્તાઓ** સપા. જયતીલાલ દવે, પ્ર ઉપર મુજબ. કિં રૂ ૨૦ **અમથાભરણ** લે મેઘનાદ ભટ્ટ પ્ર રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળ, ગાધી રોડ અમદાવાદ ૧ કિં રૂ ૪૧ **એક વધારાની ક્ષણ** લે મનહર મોદી, પ્ર ઉપર મુજબ, કિં રૂ ૫૦ **સમર્પણ** લે વસત પરીખ, પ્ર વિચારવલોણુ પરિવાર, સુરેશ પરીખ, ૨ આસિ પ્રોફેસરસ બ્લોક વલ્લભવિદ્યાનગર-૩૮૮ ૧૨૦ કિં નથી. **માડી મને સાભરે રે** સપા. ચદુ મહેરિયા, પ્ર ઉત્તમ સાહિત્ય પ્રકાશન સહકારી મડળી લિ સુરેન્દ્રનગર-૩૬૩ ૦૦૧ કિ રૂ ૪૦

રાઘવજી માધડ

સોમાનો ભ્રમ, પાણીમાં ઢેફું ઓગળે તેમ ઓગળવા લાગ્યો ને નઘરોળ વાસ્તવિકતા તેને તીક્ષ્ણ નહોરની જેમ ઉતરડવા લાગી.

— તે પોતાને 'કાર્યકર' સમજવા લાગ્યો હતો !

ખાદીના ઝભ્ભા-લેંઘાની એક જ જોડ હોવા છતાંય ઊજળી-ઊજળી રાખતો હતો. રાત્રિએ ધોવડાવીને સવારે પહેરી લેતો હતો.

બસ સ્ટેન્ડ જવા માટે ઊભી બજારે નીકળે ત્યારે, સહેજ તૂટી ગયેલો કાળો પોર્ટફોલિયો — હાથમાં ત્રાંસો પકડીને, સૌ કોઈને રામરામ.. રામરામ.. ઠપકારે. સાવ વિશિષ્ટ અદાથી. એમ કરવામાં એ એક પ્રકારનો ગર્વ અનુભવતો અને મનોમન માનતો કે ઊભી બજારે મારો પો પડે છે !

સોમો છેવાડે રહેવાવાળો મજૂર — મજૂરી કરતો.

તે કૂવા તોડવાનો સ્પેશિયાલિસ્ટ હતો ! હાથમાં તગારું-પાવડો કે ઘણ લઈને વહેલી સવારે કૂવા તોડવાની મજૂરીએ નીકળી પડતો ને સાંજે અંધારું થયે પાછો ફરતો. ત્યારે તેના કુટુંબનું માંડ માંડ ભરણપોષણ કરી શકતો.

બેત્રણ ચોપડી સુધી નિશાળનાં પગથિયાં ઘસેલાં એટલે ક્યારેક ક્યારેક ચોકીદાર કે પટાવાળાના ઇન્ટરવ્યૂ દઈ આવતો. પણ એક વખત ચોકીદારના ઇન્ટરવ્યૂમાં સાહેબે પૂછેલું : ધારો કે તમે ફરજ ઉપર હો અને આવેલા ચોર તમને મારી નાખે તો તમે શું કરો ?!

— સોમો મૂંઝાઈ ગયેલો. ઉત્તર આપ્યા સિવાય એ ઑફિસમાંથી બહાર નીકલી ગયેલો. ને ત્યારે પાછળથી જે અટ્ટહાસ્ય સાંભળેલું તે દિવસો સુધી તેના કાનમાં સળગતું રહેલું. ને બસ, ત્યારથી તેણે એ સપનાં જોવાનું માંડી વાળેલું !

સાંજે વાળુ કર્યા પછી, ક્યારેક ચા-ખાંડનાં પડીકાંમાં આવેલી પસ્તીને દીવાના અજવાળે વાંચતો. તેમાંની જાહેરાતોએ, તે ખુશીમાં આવી જતો અને શેવાળ જેવા વિચારોની શૃંખલા રચી બેસતો. તેમાં તે, ગોમતીને હિરોઈનના બીબામાં ગોઠવતો, નાગાંપૂગાં છોકરાંઓને વિટામિનની જાહેરાતમાં આવતાં તંદુરસ્ત બાળકોને સાથે સરખાવવા લાગતો. કલ્પનામાત્રથી એ ઝળાંહળાં થઈ ઊઠતો ને કોઈ માલેતુજાર મનેખની માફક, મોટાપણું અનુભવવા લાગતો !

પણ જુએ તો, નેવાં લબડતું છાપરું, આમતેમ આળોટતાં ગંદાં-ગોબરાં છોકરાં, ઓછી ઉંમરને અઢળકરૂપ હોવા છતાંય ફાટેલ-તૂટેલ સાડલામાં અંગને ઢાંકવાની મથામણ કરતી કરમાયેલા ચહેરાવાળી ગોમતી !

મન ચૂંથાવા લાગતું. છાતીમાં સારડીઓ ફરતી હોય તેવી વેદના સાથે આંખોમાં તમતમતાં મરચાંની બળતરા. . . અસલિયતના લીધે.

— થતું કે, બરાડા પાડીપાડીને કહે : લો ! આ અમારી સંસ્કૃતિને આલેખો. . . તમારા ઇતિહાસનાં પાનાં ઊજળાં કરવા !

પણ સોમો સમસમી જતો. સમજણ હોવાના શાપે તે રહેંસાતો ને ક્યારેક તો રડવા જેવું હસી નાખતો.

કાળ ઘડતો રહ્યો સોમાને, કુંભારના ટપલા માફક ! ને તે દિનપ્રતિદિન નીંભર બનતો ગયો.

એક વખતનો બનાવ —

સોમાને વાગી ગયું. ઘણનો ઘા છટક્યો ને સીધો જ પગમાં !

તે પથારીવશ.

રાજાની કુવરીની જેમ વધતી મોઘવારી ને તેમા સોમાનુ ખાટલે પડ્યા રહેવુ – ઘરમા તાવડી પો'રો ખાય તેવી સ્થિતિ સર્જાવા લાગી. ક્યાય લાબો હાથ કરી શકાય તેમ ન હતુ

પણ આવી વસમી વેળાએ, ગામના સરપચ રમુભાઈએ સાથ આપેલો તે એક વખત, બે ચાર ઊજળા મનેખ સાથે જીપમા આવેલા.

"કા સોમાભાઈ ! કેમ છે હવે તમારા પગે ?'

સોમો તો આભો બની ગયેલો. ઝટપટ આખો ચોળી નાખેલી હકીકત હતી કોઈ જૂનો સગો સમાચાર સાભળતા જ ઉઘાડા પગે દોડ્યો આવે તેમ આવ્યા હતા

સોમાને એક જ ક્ષણમા તેના વાગેલા પગ પર પ્રેમ ઊપજી આવેલો.

રમુભાઈ અને તેની સાથે આવેલા માણસો, અષાઢના પહેલા વરસાદની માફક હેતવર્ષામા, સોમા પર તૂટી પડેલા !

સોમો તો, હેતની હેલીમા ગળીને સાવ રાબ !

જતા જતા, ' સોમાભાઈ આ રાખો, ને હજુ પણ જરૂર પડે તો કહેજો. અમે બેઠા છીએ

"પણ. " સોમો આટલુ જ બોલી શકેલો. ને સો સોની બે નોટો બાડિયા પહેરણમા મૂકેલી.

— સોમલો. ! કૂવા તોડનારો સોમલો. સોમાભાઈ ક્યારે બની ગયો !?? ને રમુભાઈ જેવો માણસ પોતાના ખબર-અતર પૂછે ? સોમાનુ મન, ચક્કર ચક્કર ફરવા લાગેલુ તે ક્યાય સુધી વિચારતો રહેલો. પણ ખિસ્સામા પડેલી બે મોર છાપ નોટો, કશુ ચોક્કસ તારણ કાઢવા દેતી ન હતી પણ મનોમન નક્કી કરી બેઠેલો. સોમલો એ ખરેખર સોમાભાઈ જ છે ! ખોરડુ તો ખાનદાન છે પણ ભૂખમા ભાગી ગયેલુ !

સાજે મજૂરીએથી આવેલી ગોમતીને માડીને વાત કરેલી. ગોમતી તો બિચારી ગાયના ઉપલા દાત ! તે તો મો વકાસીને સાભળતી રહેલી. પણ તેના મો પર છલકાયેલો અહોભાવ, સોમાએ દીવાના આછા ઉજાશમા નજરોનજર નિહાળેલો.

આખી રાત પડખા ઘસતો રહેલો.

એક બાજુ પોતાની નગ્ન વાસ્તવિકતા ને બીજી બાજુ લીલી મહોલાત જેવા કુમળા ને તાજા વિચારો !

— સારુ વિચારવાની વેળા જ નહોતી રહેતી.

પણ એ વખતે મન ભરીને સાર સારા વિચારો લણેલા

વળતા દીએ દશેક વાગ્યે પોલીસની મોટર ફળિયામા આવીને ઊભી રહેલી. ત્યારે સોમાથી ફાટી મરાયુ પો લી સ !

— માર્યા ! હમણા વાહો ફાડી નાખસ્યે !

જે પગ પર હજુ ગઈ કાલે જ પ્રેમ ઊપજ્યો હતો એ પગ પર બેસુમાર ક્રોધ ઊપજી આવેલો — સાજો હોત તો કૂદકો મારીને.

તેની છાતી ધમણની માફક સુપડાવા લાગેલી.

પણ રમુભાઈને જોયા ને જીવમા જીવ આવેલો.

'તમે જ સોમાભાઈ ?'

"હા હા આ સોમાભાઈ ધક્કો મારીને કૂવામા નાખેલા તે. જુઓને પગે બચી ગયા, બાકી તો. "

કાગણ. ?'

"કારણ શુ સાહેબ. સોમાભાઈના મજૂરીના ઘણા રૂપિયા લેણા નીકળે છે ન દેવા પડે "

ઇન્સ્પેક્ટર થોડી વાર વિચારતો રહેલો. ને પછી રમુભાઈ સામે જોયેલુ "સાહેબ ! આ ગરીબ માણસો બીકના માર્યા કઈ જ બોલી શકતા નથી."

સોમાના હાથમા રહેલી બીડી ક્યારે ઠરીને ગલ થઈ ગઈ તેનો ખ્યાલ જ રહ્યો નહિ

તેઓ ગયા.

પણ રમુભાઈના શબ્દો 'સોમાભાઈ ! મૂઝાવુ નહિ, આ રમુભાઈના રાજમા !'

શુ બની ગયેલુ ? બીડીના ઠૂઠાને સળગાવવા

જગવેલી દીવાસળી અંગૂઠાના ટેરવે અડાડી જોયેલી. દાઝેલો, પણ હકીકતની ખાતરી થઈ ગયેલી.

— કાનભાઈનો કૂવો ગાળતો હતો. એટલે કેસ તેના સામે જ. પણ પછી ખ્યાલ આવ્યો હતો કે, કાનભાઈએ સરપંચની ચૂંટણીમાં, રમુભાઈ સામે નહોર ભરાવ્યા હતા.

બની ગયું બનવાનું હતું તે. પણ મજૂરીએ જવાનું ટાળ્યું.

હાથ ભીડમાં નથી રહેતો રમુભાઈના રાજમાં. બાકી વાતને જખ મારે !

ઊજળી બાસ્તા જેવી જોડ ને ખભા પર સફેદી મઢ્યું ચોરસ નેપ્કિન. અને એક હાથમાં તીસનંબર બીડી. પક્ષના કાર્યાલયે જાય છે. સોમભાઈ મોટરમાં ફરે છે. અડખેપડખેનાં ગામડાંના જ્ઞાતિબંધુઓને સમજાવે છે. જરૂર લાગે ત્યાં પઢાવેલું ભાષણ પણ ઠપકારી દે છે.

— ઘરમાં હાંડલાં હડિયું કાઢતાં હતાં. તાવડી ટેકો લેતી હતી ને અંગને ને નવાં કપડાંને તો જાણે આડવેર ! તેના બદલે, ચારેય છોકરાંઓને નવીનકોર જોડ ને સરપંચના ઘેરથી જૂનાં લૂગડાં આવેલાં તે લટકામાં ! સોમાએ ગોમતીને પ્રથમ વખત નવા સાડલામાં જોઈ. ને જોતો જ રહી ગયેલો ને છોકરાંને આડાંઅવળાં થતાં જોઈને તેણીના ગાલમાં ટાપલી મારેલી.

"જાવ રે જાવ ! હવે આ ઉંમરે !"

"હવે જ હાસી ઉંમર આવી છે ગોમતી —"

કેટલાં વરસો બાદ બન્ને મોકળાશથી હસેલાં.

ચૂંટણી પ્રચારે માઝા મૂકી હતી. સોમો દિવસનો તો ઠીક પણ રાતનોય ઘેર આવતો નહોતો. પણ હા, એ ઘરખરચીના રૂપિયા કોઈક સાથે મોકલાવી દેતો અને કહેતો : ગોમતીને કેજ્યો — મારે અટાણે મર્યાનીય વખત નથી, હંમજ્યા . . . !

— રમુભાઈના કહેવા મુજબ : પક્ષ જીતી જશે તો પોતાનું કંઈક ગોઠવાઈ જશે ને પછી આખી જિંદગી લીલાલે'ર !

— "કંઈક" એટલે શું ? સોમાની સમજમાં આવતું ન હતું. પણ તેણે મન મનાવેલું — આપણે ટપાકાનું કૉમ કે રોટલાનું !?

બધું જ સમુંસુતર ઊતરી ગયું. પણ કાર્યકરોની ભરચક ભીડમાં સોમાનું સમુંસુતર ઊતર્યું નહિ. અથવા તો ખજૂરીના પગ સામે કોઈએ જોયું નહિ.

દરરોજની આદત મુજબ સોમો પક્ષના કાર્યાલયે જાય છે. પણ હડસેલા ખાઈને પાછો આવે છે. જાણે કે પોતાની કંઈ જ કિંમત નહિ !

"કાંઈ વાંધો નહિ. રમુભાઈ મળી જાય એટલે બેડો પાર !"

પણ રમુભાઈ મળતા નથી.

"હોય. . . હશે. . . મોટું મનેખ, ટેમ ક્યાંથી મળે !"

બસ સ્ટેન્ડે ઊભતી વેળાએ, રમુભાઈને મોટરમાં જોયા ને ભાવવિભોર સોમો, મોટર આડે ફરી વળેલો.

સોમો કંઈ બોલે એ પહેલાં જ રમુભાઈ બોલેલા : "સોમા ! જગ્યા નથી. . . નહિતર તને લઈ લેત !"

"પણ. . ." સોમો કંઈ બોલે એ પહેલાં મોટર ઘરરર. . . કરતી ચાલી નીકળેલી. ને ધૂળ ઉડાડતી મોટરને એ ક્યાંય સુધી જોતો રહેલો.

રમુભાઈ જ હતા. . . સોમો વિચારે છે. અને હા-નાની સાળ પર ગઈ કાલ અને આજના તાણાવાણા ગૂંથે છે.

— ખિસ્સામાં નાણાં નથી; ઘરમાં દાણા નથી.

સોમો ત્રિભેટે ઊભો છે.

— એક રસ્તો ઘર બાજુ જાય છે, ત્યાં તાવડી ટપાકાની રાહે છે શેકાય છે.

— બીજો રસ્તો શહેર બાજુ જાય છે, પણ ત્યાં હવે 'જગ્યા નથી' !

— ને ત્રીજો રસ્તો સીમભણી — ત્યાં કૂવા ખોદવા જતો. હવે કઈ બાજુ જવું ? જાણે કે સઘળી

દિશાઓમા તોતિંગ દરવાજાઓ ભોગળ સહિત ભિડાઈ ગયા. પોતે કેદ થઈ ગયો ને હળવે હળવે ચારેય દરવાજાઓ ભેગા થશે પોતે ભીંસાઈ જશે !

નઈઈ  કરતો સોમો, માથુ પકડીને નીચે બેસી જાય છે

સ્થળ-કાળનુ ભાન રહ્યુ નથી આખો ખોલે છે તો ચોતરફ અધકાર અધકારને ફફોસે છે ને અધારી રાતમા એક નવો જ મારગ મળે છે સઘળુ ખખેરીને, રાની પશુ જેવુ હસતો તે અધારામા ઓગળી જાય છે — ચોર પગલે !

## સાભાર સ્વીકાર

મારા ગાધીબાપુ લે ઉમાશકર જોશી, પ્ર ગોપાલ મેઘાણી, લોકમિલાપ ટ્રસ્ટ ૧૫૬૫ સરદારનગર, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં રૂ ૩ **૧૨૧ ગુજરાતી વાર્તાઓ અને વાર્તાકારો** સપા ગુલાબદાસ બ્રોકર, ડૉ. પ્રવીણ દરજી, ડૉ અસ્મા માકડ પ્ર ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, રતનપોળના નાકે ગાધી રોડ અમદાવાદ ૧, કિ રૂ ૨૨૫. **મધુર મા** લે. ભૂપેન્દ્ર ત્રિવેદી, પ્ર મા શ્રી અરવિન્દ સાદના કેન્દ્ર ૨૫૮ વૃદાવન સોસાયટી, કાલાવાડ રોડ, રાજકોટ ૫, કિ રૂ ૧૫. **અનતનો શબ્દ** લે પ્ર ઉપર મુજબ કિ રૂ ૨૦ **સાધનાનુ સગીત** લે પ્ર ઉપર મુજબ, કિં રૂ ૧૦ **મૃત્યુજયી માનવ** લે પ્ર ઉપર મુજબ. કિં રૂ ૩૦ **કાગળ વચ્ચે ઘર કાળનુ** શ્યામ સાધુની પ્રતિનિધિ ગઝલો, સપા. નીતિન વડગામા પ્ર. વ્યજના, દિલીપ જોશી, દિનકર', મારુતિ નગર, એરપોર્ટ રોડ, રાજકોટ ૧ કિ રૂ ૪૦ **કોઈ કહેતુ નથી** મનોજ ખડેરિયાની પ્રતિનિધિ ગઝલો, સપા નીતિન વડગામા, પ્ર. ઉપર મુજબ, કિ રૂ ૫૦ **હૃદય ખૂલે છે પ્રેમ ખીલે છે** પન્યાસ રત્નસુદર વિજય, પ્ર રત્નત્રયી ટ્રસ્ટ આર અશોકકુમાર એન્ડ કુ ૮૬ અજટા કોમર્શિયલ સેન્ટર, આશ્રમ રોડ, ઇન્કમટેક્સ પાસે, અમદાવાદ ૧૩ કિં રૂ ૧૨ **સમિકાળ** લે રવીન્દ્ર પારેખ, પ્ર જનકભાઈ નાનુભાઈ નાયક, સાહિત્ય સકુલ ,ચોખાબજાર, સુરત-૩ કિં રૂ ૩૩ **આપણી ભગવદ્ગીતા** ર રમણલાલ સોની, પ્રાપ્તિસ્થાન, ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, ગાધી રોડ, અમદાવાદ ૧ કિ રૂ ૧૮ **કૃષ્ણ વ્યક્તિ અને વિભૂતિ** લે બકુલ રાવલ, પ્રાપ્તિસ્થાન, દોશી એન્ડ કુ ૮૨, પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ ૨ કિ રૂ ૧૫ **પુષ્કર સૂક્તિ કોશ** આચાર્ય શ્રી દેવેન્દ્ર મુનિ, સપા. દિનેશ મુનિ, અનુ મધુકાન્તા એમ દોશી પ્ર લક્ષ્મી પુસ્તક ભડાર, ૬૪/૧, ગાધીરોડ અમદાવાદ ૧, કિ રૂ ૮૦ **સ્વામી સહજાનદ** લે કૃપાશકર જાની પ્ર ઉપર મુજબ કિં રૂ ૧૨ **ગાધારી** લે હસમુખ બારાડી, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળના નાકે, રીલિફ રોડ, અમદાવાદ ૧, કિ રૂ ૩૦ **અલખના અસવાર** લે યોસેફ મેકવાન, પ્ર. મોહિત પ્રકાશન, ૧૦૭ મગળમૂર્તિ કોમ્પ્લેક્સ, અમદાવાદ ૮ કિ રૂ ૩૦ **અણમોલ વિરાસત ભાગ ૧ થી ૩** લે સુમિત્રા કુલકર્ણી, પ્ર. નવભારત સાહિત્ય મદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ ૨, તથા દેરાસર પાસે, ગાધી રોડ અમદાવાદ ૧ સેટની કિમત રૂ ૨૮૦ **વિરાવ** લે પ્ર ચન્દા રાવળ, ૧૦, ગ્લોરિયસ હાઉસ, ૪૫ પરિમલ સોસાયટી અમદાવાદ ૬, કિં રૂ ૧૫. **સબરસ સવત ૨૦૫૧** લે. પુરષોતમ ગણેશ માવળંકર પ્ર, સન્નિષ્ઠ પ્રકાશન 'ગોપિકા', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રીજ અમદાવાદ ૬, કિ રૂ ૧૦ **ઝલમલ ટાણુ** લે લાભજી કાનપરિયા, પ્ર ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભવન, આશ્રમમાર્ગ, નદી કિનારે અમદાવાદ-૯ કિં રૂ ૪૦ **ગ્રથ ઘટન** લે ચન્દ્રકાન્ત ટોપીવાલા, પ્ર પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફરોડ, અમદાવાદ ૧ કિ રૂ ૬૦ **સફળતાની કેડીએ** લે. મુકુન્દ શાહ, પ્ર. શ્રી એમ. પી પટેલ ફાઉન્ડેશન, ૩ ૪ વિઠ્ઠલભાઈ ભવન સરદાર પટેલ કોલોની રેલ્વે ક્રોસિંગ પાસે, અમદાવાદ ૧૩ કિં ૪ સદ્ભાવ-સુવાચન-સદ્ઉપયોગ.

# મુક્તિ

બહાદુરભાઈ જ. વાંક

મધ્યરાત્રિના બેના શુમારે ગિરધરે મંદિરના ઊંચા ગુંબજ તરફ એક વેધક દૃષ્ટિ કરી. ગુંબજ ઉપર હવામાં લહેરાતી ધજાને તે ઘડી બે ઘડી જોઈ રહ્યો. તેનું ચિત્ત હાલકડોલક થઈ ઊઠ્યું. ધજા ઉપરથી નજર હટાવી, તેની આંખો આસપાસના વિસ્તારમાં સર્ચલાઇટની જેમ ઘૂમવા માંડી. કૂતરાંને પોતાના તરફ ભસતાં જોઈ, તેણે એકાદ બે પથ્થર ઉઠાવી કૂતરાં તરફ ફંગોળ્યા. કૂતરાં ભસતાં ભસતાં દૂર ગયાં. તેને રાહત થઈ. પણ દૂરથી એક કૂતરાને રડતું જોઈ, તેને જાણે પોતાનું જ મોત થઈ રહ્યું હોય તેવો ભાસ થયો. આજ સુધી તો તે મોત સામે ઝઝૂમતો આવ્યો હતો, પણ મોતની આવી પ્રતીતિ તો પહેલી જ વખત. . .

એક વખત રાત્રિના જેલમાંથી નાસી છૂટવા માટે તે કળથી પોતાની ઓરડીનું બારણું ખોલી બહાર નીકળ્યો હતો. જેલની ઊંચી દીવાલને કેવી રીતે ઓળંગી જવી એ વિચાર સાથે તે બિલ્લીપગે જેલની લોબીમાં આવ્યો હતો. લોબીમાં ખોડાયેલી લોખંડી જાળીઓને હચમચાવવા તેણે કોશિશ કરી હતી. પણ ત્યાં તેની નજર જાળીના એકાદ બે વાંકા વળી ગયેલા સળિયા ઉપર પડી હતી. . . સળિયાને જરાક હટાવી શકાય તો બહાર નીકળી શકાય તેમ હતું. એટલે તેણે સળિયા વચ્ચે માથું નાખી, બંને ખભાથી સળિયાને જરા ખસેડી નાખ્યા હતા ને તેમાંથી ગળકીને છાતી ફુલાવતો જેલના ગ્રાઉન્ડમાં. . . એ વખતે તેનું માથું ઊંચું, છાતી ટટ્ટાર, ન કશો ભય, ન કશી દ્વિધા.

આસપાસ કંઈક અવાજ થતાં ખિસ્સામાં છુપાવીને રાખેલા છરા ઉપર તેનો હાથ ગયો. છરાને ખિસ્સામાંથી કાઢી તેણે ભેટમાં ખોસ્યો. પેન્ટને કમરે જરા ઊંચે ચડાવ્યું. ધીમે ધીમે મંદિરને — મંદિરના ગ્રાઉન્ડને ચકરાવો લેતી દીવાલ પાસે આવ્યો. દીવાલની અડોઅડ આવેલા ઊંચા પીપળા ઉપર તે ઝડપથી ચડી ગયો. ફરી કૂતરાં ભસતાં ભસતાં તેના તરફ ધસી આવ્યાં. આખું ગામ જાણે જાગી ગયું હોય તેવો તેને ફડકો પેસી ગયો. તે ડાળીઓ વચ્ચે પાંદડાંમાં લપાઈ ગયો. કૂતરાંના અવાજથી મંદિર પાસેના દરવાજે સૂતેલા ચોકીદારની ઊંઘ ઊડી જતી હોય તેમ ચોકીદારે ખોંખારો ખાધો. એ ખોંખારાથી તેને પોતાની છાતી વલોવાઈ જતી લાગી. એકદમ શ્વાસ ઊપડી આવ્યો. ચોકીદાર તરફ નજર નાખતો તે થોડી વાર વૃક્ષની ડાળી ઉપર જ ખોડાઈ ગયો. અર્ધાએક કલાક પછી તેણે જોયું તો ચોકીદાર એની પથારીમાં ઊંઘી ગયો હતો. એટલે પીપળાની એક ડાળી ઉપરથી તેણે સંભાળીને વંડી ઉપર ઠેકડો માર્યો ને દીવાલ ઉપરથી ધીમે ધીમે સાપની જેમ લસરતો તે મંદિરના ગ્રાઉન્ડમાં. હાથપગમાં ઉઝરડા થઈ આવ્યા. આખેઆખો જાણે પોતે હણાઈ ગયો હોય તેવી લાગણી થઈ આવી.

. . . જેલના ગ્રાઉન્ડમાંથી તૂટેલી દીવાલના સહારે સહારે તે જેલની અગાસી ઉપર આવ્યો કે તરત જ અંધારામાં એક લોખંડનો દીવાલે જડેલો ખીલો તેના પગમાં ખૂંચી ગયો હતો. પગ લોહીલુહાણ થઈ ગયો હતો. . . પણ એ કશાને જ ન ગણકારતાં અગાસી ઉપરથી બહાર નીચે ઊતરી નાસી જવા માટે તેનું મગજ કશા જ ખચકાટ વગર ધમધમવા માંડ્યું હતું. ધીમે ધીમે તે દીવાલોમાં પડી ગયેલા ખાડામાં હાથપગ ટેકવતો નીચે ઊતરવા માંડ્યો હતો. અર્ધેએક પહોંચતાં દીવાલની સમાંતરે આવેલા ઇલેક્ટ્રિક થાંભલાના તાણિયા ઉપર તેણે ઠેકડો માર્યો હતો. ત્યારે આખો થાંભલો જ તેણે જમીનમાંથી બહાર કાઢી નાખ્યો હોય તેવી તેને લાગણી થઈ આવી હતી. પોલીસની ઐસી કી તૈસી — વિચારતાંકને તે ક્યાંય સુધી તાણિયા ઉપર જ ઝૂલતો રહ્યો હતો — જાણે પોતાનો વિજયધ્વજ ન ફરકાવી રહ્યો હોય !



ક્રમશ

અત્યારે ઉઝરડાઓને કારણે શરીરમા વેદના થઈ આવતા તેને પોતાની જાત ઉપર તિરસ્કાર ઊપજી આવ્યો મદિરના પટાગણમા ઊભા ઊભા તેણે બહાર દરવાજા પાસે સૂતેલા ચોકીદારના ખાટલા તરફ નજર કરી ચોકીદાર બરાબર ઊઘી ગયો છે, તેની બરાબર ખાતરી કરી લીધી. હવે મદિરના પ્રવેશદ્વારનુ તાળુ કેવી રીતે ખોલવુ, મદિરમાથી ચોરી કરીને કેવી રીતે નાસી છૂટવુ, કદાચને ચોકીદાર જાગી જાય તો તેનો સામનો કઈ રીતે કરવો તે અગેના વિચારોમા તે ગૂચવાઈ ગયો.

આટલી મૂઝવણ તો તાણિયાના સહારે રસ્તા વચ્ચે આવતા પણ તેને થઈ નહોતી. રસ્તા વચ્ચે આવતા જ પોલીસોની તેના ઉપર નજર પડી હતી દૂરથી જ પોલીસોને પડકાર ફેકતા તેણે કહ્યુ હતુ "તમારામા કોઈમા પાણી હોય તો આવી જાઓ મારી સામે !' ને તેણે દૂરથી જ પથ્થરોનો મારો ચલાવી ઝનૂનપૂર્વક પોલીસોના માથા રગી નાખ્યા હતા, ને પોલીસો તેનો પીછો કરે એ પહેલા તો તે રાત્રિના અધકારમા જ અદશ્ય.

મદિરના ગ્રાઉન્ડમા ઊભા ઊભા જ જાણે તે શીતળ ચાદનીથી દાઝી રહ્યો હતો મદિરમા પ્રભુની પાચ કિલોની સોનાની મૂર્તિ હતી. દિવસના ઘણી વાર મદિરમા દર્શનના બહાને આવી તેણે મૂર્તિને ધારી ધારીને બરાબર જોઈ લીધી હતી ને એને જ તો કોઈ પણ હિસાબે ઉઠાવી જવાના સકલ્પ સાથે તે આજે મદિરમા. આ મૂર્તિ હાથમા આવી જાય તો તેના ચરણોમા માથુ ઝુકાવી હવે પછી ચોરીના ધધાને પણ હમેશ માટે તિલાજલિ આપવાનો તેણે સકલ્પ કરી લીધો હતો

અચાનક દરવાજા પાસે કોઈકનો અવાજ થતા તે સાવધ બનીને એક બાજુ લપાઈ ગયો. મોટા ભાગની જિદગી જેલમા જ પસાર કરવાના કારણે તેને ખુલ્લા તડકામા પણ અદશ્ય થઈ જવાનો જાદુ આવડી ગયો હતો પણ આજ તેને લાગતુ હતુ — જાણે તેના બને ખભા ઉપર સ્પૉટલાઇટ કેમ ન ગોઠવાઈ ગઈ હોય !

ભૂતકાળમા ચોરીઓ કરવા માટે તેણે પોલીસોના હાથનો કેટકેટલો માર ખાધો હતો ! કેટકેટલી વખત તેને રિમાન્ડ ઉપર લેવામા આવ્યો હતો, તેણે ક્યારેય પણ ઊંહકારો કર્યો નહોતો કે ક્યારેય પણ પોતાનુ મો ખોલ્યુ નહોતુ બસ, માર ખાઈને પોતાનો જ પેશાબ પી લેતો ને તેની બધી જ વેદના અદશ્ય. શરીરમા વિદ્યુતશક્તિનો સચાર થઈ જતો. પણ આજે વગર રિમાન્ડે જ જાણે તે સ્વગત કબૂલી રહ્યો હતો "પ્રભુ ! હુ તારી જ ચોરી કરવા. . મને શક્તિ આપજે !"

પછી હિંમત આવી જતી હોય તેમ તે મદિરના પ્રવેશદ્વાર પાસે આવ્યો દરવાજે મોટુ તાળુ લટકી રહ્યુ હતુ ખિસ્સામાથી સાધનો કાઢી એક જ ઝાટકે તેણે તાળુ ખોલી નાખ્યુ. પણ તેના જીવતરને દેવાઈ ગયેલુ તાળુ જ તે આજ સુધી ખોલી શક્યો નહોતો, એ વાત પણ તે બરાબર જાણતો હતો એટલે જ માબાપ અને કુટુબીઓ તેને વારે વારે શિખામણ આપતા કહેતા "કોઈ પણ હિસાબે તુ આ ચોરીનો ધધો છોડી દે તો સારુ "

તેની એક જ દલીલ હતી "હુ કઈ જ ખોટુ કરતો નથી. ચોરી કરવામા પણ મર્દાનગી જોઈએ, મર્દાનગી '

પણ જિદગીમા આજ પહેલી જ વખત તેને થયુ, કોઈ દિવસ નહિ ને આજ તે આટલો બધો કાયર કેમ થઈ ગયો હશે ?!

વૃક્ષોના ખખડતા પાદડાઓ-ડાળીઓ.

ફૂકાતો કાતિલ પવન

અધકારમા ઘૂટાતો તમરાનો અવાજ .

ને બખોલમા ભીંસાયે જતી તેની ચેતના.

ધીમે ધીમે તે મદિરમા પ્રવેશ્યો. પગમા લોખડી બેડીઓ જડાઈ ગઈ હોય, તેવુ વજન તેણે અનુભવ્યુ. આછા ઉજાસમા તેણે મદિરમા ચારે તરફ નજર ઘુમાવી સામે જ પ્રભુની મૂર્તિ ઝળાઝળા થતી ઝગારા

મારી રહી હતી. આંખોમાં કંઈક ભોંકાયું હોય તેમ તેણે ઝડપથી મૂર્તિ ઉપરથી આંખો ખસેડી લીધી. પછી સામે જ પડેલી ધર્માદા પેટી ઉપર તેની નજર પડી. ખિસ્સામાંથી આઠ આની કાઢી, કંઈક બબડતાં તેણે ધર્માદા પેટીમાં નાખી. તેણે બંને હાથમાં ગજબનો આંચકો અનુભવ્યો. થોડી વાર તે એમ ને એમ ઊભો રહી ગયો. પછી હળવેકથી મૂર્તિને સ્પર્શ કર્યો. હાથમાં વિદ્યુતનો ઝાટકો લાગ્યો હોય તેમ તેણે હાથને પાછો ખેંચી લીધો. તેને શરીરે પરસેવો વળી ગયો. તે બરાબરનો નંખાઈ ગયો હતો.

ફરી બહાર ગ્રાઉન્ડમાં કંઈક સળવળાટ થતાં તેના કાન સરવા બની ગયા. જાણે ચોકીદાર ગણગણી રહ્યો હોય તેવો તેને ભાસ થયો, "તું તારે ખુશીથી મૂર્તિ ઉઠાવી જા. . . પછી હુંય મુક્ત ને મૂર્તિ પણ. . ."

સાલું મારું મનેય કોણ જાણે કેવું થઈ ગયું છે ? શું ચોકીદાર આમ બોલી શકે ? કોણ જાણે કેટકેટલા ભ્રમો મને. . . વિચારતાંકને પાછો તેના ચિત્તમાં ખળભળાટ મચી ગયો. ખિસ્સામાંથી બીડી કાઢી મોઢે માંડી. ખિસ્સામાંથી બાકસ કાઢી દીવાસળી પેટાવી. જાણે મોટો ભડકો થયો હોય તેમ તેને લાગ્યું. આ ભડકામાં સળગતી મૂર્તિ — મૂર્તિમાં સળગતો તે નિર્જીવની જેમ ઊભો રહી ગયો. મૂર્તિનો તાપ ન જીરવાતાં તે ત્રણચાર ડગલાં પાછળ હઠી ગયો. તેના ધ્રૂજતા હોઠમાંથી બીડી નીચે ફેંકાઈ ગઈ. પાછી બીજી બીડી કાઢી મોંમાં મૂકી. બીડીના બે-ચાર ઊંડા કશ ખેંચી, મૂર્તિને પકડવા તેણે હાથ લાંબા કર્યા. પણ હાથ આગળ વધતાં જ અટકી ગયા.

. . . જેલમાં કેટલાય પોલીસોની હાજરીમાં એક વખત તેણે એક પોલીસમેનનું ગળું એટલું જોરથી દબાવી દીધું હતું કે, બીજા પોલીસો મદદે ન આવ્યા હોત તો પેલો પોલીસમેન આ દુનિયામાંથી જ. . .

પણ આજ હાથની આ બધી તાકાત ક્યાં અદૃશ્ય થઈ ગઈ હશે ? માનસિક પરિતાપ અનુભવતાં તેણે મંદિરની એક બારી ખોલી નાખી. ચંદ્રનું અજવાળું મંદિરમાં સંતાકૂકડી રમતું તેના ઉપર અને મૂર્તિ ઉપર એકસરખી રીતે પડી રહ્યું હતું. તેણે એકીટશે મૂર્તિ સામે જોયું. ચંદ્રના અજવાળામાં મૂર્તિ તેની સામે હસી રહી હોય તેમ તેને લાગ્યું ને મૂર્તિ જાણે મનમાં કહી રહી હોય તેવો તેને ભાસ થયો : "ગિરધર, તું ગભરાય છે શા માટે ? હું પણ તારી સાથે જ છું. કોઈ પણ રીતે તું મને અહીંથી. . ."

❊

•

[પૃ. ૨૪૪થી ચાલુ]

"સર, હું ફાધરને જરૂર વાત કરીશ. એમની નજરમાં તો. . ."

પંચાલ સા'એબે ચશ્માં ધારણ કરી લીધાં હતાં ! એ સાવ બદલાઈ ગયેલા લાગ્યા. ભારે અકળામણ અનુભવતો હોઉં તેમ હું ઝડપથી ઊભો થઈને કેબિનની બહાર નીકળી ગયો — પંચાલ સા'એબે મારી સામે મૂકેલો કાગળ જેમનો તેમ જ ટેબલ પર મૂકી રાખીને.

❊

રમેશ ત્રિવેદી

"સા'એબ બોલાવે છે" — બસ આટલુ જ બોલીને પ્યૂન જતો રહ્યો હતો. પણ આ શબ્દોએ મને તો આખેઆખો ધ્રુજાવી દીધો હતો સા'એબ એટલે પચાલ સા'એબ ! ને એમને વળી મારુ શુ કામ પડ્યુ હશે ? હુ થોડી વાર માટે સૂનમૂન બની ગયો. સફાળો ઊભો થઈને કેબિન તરફ ચાલવા માડ્યો, ને ચિત્તમા ઘણુ બધુ ઉપરતળે થઈ રહ્યુ —

પચાલ સા'એબના નામનો એક અદશ્ય પજો આખેઆખી ફેક્ટરીને જાણે ધ્રુજાવી રહ્યો હતો. આ માણસના બૂટ તળે માત્ર યત્રોના અવાજો, વર્કરોના અવાજો જ કચડાતા હતા એવુ નહોતુ, ફેક્ટરીના એકેએક ડિપાર્ટમેન્ટની સ્તબ્ધ બનીને ઊભેલી દીવાલો સુધ્ધા કશાક આગતુક ભયથી સતત કપ્યા કરતી હતી હા, ક્યારે કોનો હિસાબ થઈ જાય એનુ કશુ જ નક્કી નહિ આ માણસની એક કરડી નજર પડે ને બધુ જ જાણે કડડડભૂસ !

કહે છે કે પચાલ સા'એબ થોડા વરસો પહેલા જ એક સાવ સામાન્ય કારકુન તરીકે જોડાયા હતા. સાવ મગતરા જેવા લાગતા આ માણસના આગમનની કોઈ કહેતા કોઈએ જરા સરખીય નોધ લીધી નહોતી, વૉચમૅનથી માડીને પ્યૂન જેવો સાધારણ માણસેય એને ગણતરીમા લેતો નહિ પણ રહેતા રહેતા પચાલ સા'એબે એવુ તે જાદુ કર્યું કે એ જોતજોતામા તો જનરલ મૅનેજર બની ગયા ! ને આજકાલ તો મૅનેજમેન્ટ સુધ્ધા એમની જ આખે જોતી થઈ ગઈ હતી ! ! અને.

પચાલ સા'એબની કેબિન પાસે આવતા જ પગ મારા એકાએક થભી ગયા. મેં ધીમેથી ફ્લગડોર પુશ કર્યું અદર જોયુ

— મે આઈ કમઇન ?

"યેસ" — પચાલ સા'એબની અક્કડ નજર ને રુઆબદાર મૌન. હુ કશાક ધક્કાથી ધક્કાતો આગળ વધ્યો થોડીક અવઢવ પછી ખુરશી પર બેસી પડ્યો. ફાઈલ સામે જોઈ રહેલા પચાલ સા'એબના ચશ્મા, રાતી ઝાયવાળા ગ્લાસ, તીક્ષ્ણ ધારદાર નજર અને મારુ ધીમુ ધીમુ ફફડવુ ખાસ્સી વારે સા'એબે મારી સામે જોયુ, ને કહ્યુ

"મે સાભળ્યુ છે કે તમારા ફાધર આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર છે, ખરુ ને ? "

મે હકારમા માથુ હલાવ્યુ મારી નજર પચાલ સા'એબના હાથમા રહેલા પેપરવેઇટ પર સ્થિર હતી. થોડુંક મૌન, અકળામણ અને પચાલ સા'એબનો ઘેરો અવાજ

"વાત જાણે એમ છે કે અમારી બાજુ ભણેલાગણેલા છોકરા ઘણા ઓછા છે થોડા છે પણ નજરમા ઊતરતા નથી. યુ સી બેબી, આમ તો અગ્રેજી સાથે ગ્રેજ્યુએટ છે પણ" — અને પચાલ સા'એબની નજર એકાએક પેપરવેઇટ પર સપૂર્ણપણે ઝૂકી પડી. થોડી વાર પછી એમણે ટાઇપ કરેલો એક કાગળ મારી સામે મૂક્યો ને કહ્યુ "બેબીનો બાયોડેટા છે આ" અને એમણે ચશ્મા ઉતારી નાખ્યા. હુ ચમક્યો "અરે ! આ માણસ તો જાણે પચાલ સા'એબ લાગતો જ નથી !? ઊડી ઊતરેલી સાવ ફિક્કી લાગતી આખો, આખોની આસપાસ ઘેરા કાળા કૂડાળા ! અને સાવ હોલવાઈ ગયેલા લાગતા બે ધગધગતા અગારા !? કહે છે કે થોડા સમય પહેલા એમની મોટી દીકરી કશાક અગમ્ય કારણને લઈને બળી મરી હતી અને "ફાધરને કહેજો મને એક વાર —" પચાલ સા'એબના અવાજે મને ઝબકાવી મૂક્યો. મે એમની સામે જોયુ, ને ખૂબ સાવધાનીપૂર્વક કહ્યુ

[અનુસધાન પૃ. ૨૪૩

# બે સ્વપ્નાં

મૂળ લેખક : વિ. સ. ખાંડેકર
અનુવાદક : ગોપાળરાવ વિદ્વાંસ

રાજવૈદની હવેલી નિદ્રાદેવીને ખોળે શાંતિથી પોઢી ગઈ હતી. માથા પરના ચંદરવામાં રજનીએ લટકાવેલા હાંડી-ઝુમ્મરની એને પડી નહોતી. પેલી દૂરની નદીને કાંઠે બેઠેલી એક ચક્રવાકી સામે કિનારે બેઠેલા ચક્રવાકને ઊંચે સ્વરે બોલાવતી હતી; એનો એ કરુણ સાદ એને સંભળાતો નહોતો. આખો દિવસ ખૂબખૂબ રમી લીધા પછી કોઈ બાળક શાંતિથી ઊંઘી જાય એવી એ હવેલી લાગતી હતી.

પણ અચાનક એનામાં જાગૃતિ આવી. કોઈ બાળક ઊંઘમાંથી ચિત્કાર સાથે જાગી ઊઠે એ રીતે એનામાં ચેતન આવ્યું, ગતિ આવી, વાચા ફૂટી. રાજવૈદની આંખો હજુ ભાગ્યે જ મીંચાઈ હશે; આ બધો ગડબડાટ શાનો છે તે તુરત તેમના ખ્યાલમાં આવ્યું નહિ.

એમનો મોટો પુત્ર ગભરાતો ગભરાતો એમના ખંડમાં પ્રવેશ્યો અને કહેવા લાગ્યો : "પિતાજી ! તમને તેડાવે છે !"

"કોણ બોલાવે છે ?" રાજવૈદે ગુસ્સામાં આવી પ્રશ્ન કર્યો.

"તમને અત્યારે ને અત્યારે રાજમહેલમાં બોલાવ્યા છે."

રાજવૈદ ગભરાતા ગભરાતા ઊભા થયા. વૃદ્ધ મહારાજની અતિશય નાજુક કક્ષાએ પહોંચેલી તબિયત તુરત તેમના ખ્યાલમાં આવી. ધંધા દરમ્યાન છેલ્લાં પચાસ વરસોમાં એમણે અનેક મૃત્યુ જોયાં હતાં. છતાં રાજમહેલમાંથી એકાએક આવેલા તેડાથી તેઓ ગભરાઈ ગયા.

એમનું જ્ઞાન એમને હિંમત આપતું હતું; પણ મન ખૂબ જ ગભરાઈ ઊઠ્યું હતું.

ઔષધોની તમામ જરૂરી થેલીઓ લઈ વૈદરાજ રાજમહેલમાં પહોંચ્યા. તેઓ મહારાજના ખંડ તરફ જતા હતા ત્યાં એક સેવક તેમની પાસે આવ્યો અને બોલ્યો : 'વૈદરાજ ! અત્યારે તો કુંવરીસાહેબ અચાનક માંદાં પડ્યાં છે."

"હેં ! શું કુંવરીસાહેબની તબિયત નરમ છે ?"

વૈદરાજ વિચારમાં પડ્યા. યૌવનના આંગણામાં કોઈ હરિણી પેઠે સ્વૈરવિહાર કરનારી રાજકુમારીને એકાએક શી માંદગી આવી હશે ?

અસ્વસ્થ ચિત્તે તેઓ રાજકુમારીના ખંડ તરફ ચાલ્યા. પગલાંનો સહેજ પણ અવાજ થવા દીધા વિના તેઓ રાજકુમારીના મંચ પાસે જઈ ઊભા રહ્યા. રાજકુમારીને એક ઊંચા ઓશીકા પર માથું ટેકવીને પડેલી તેમણે દીઠી. એની આંખો બંધ કરેલી હતી, ચહેરો મ્લાન બન્યો હતો; હાથની નાજુક અંગુલિઓ જાણ્યે-અજાણ્યે તે એકબીજીમાં પરોવ્યા કરતી હતી. એ સહેજ ધ્રૂજતી પણ હતી.

દાસીઓને ખંડની બહાર જવાનું કહી વૈદરાજે રાજકુમારીને બોલાવી : "કુંવરી સાહેબ !"

રાજકુમારીએ આંખો ખોલી વૈદરાજ ભણી જોયું.

"કુંવરીસાહેબ ! શું થાય છે ?"

રાજકુમારી એમની સામે તાકી રહી.

રાજવૈદે વહાલપૂર્વક ઉમેર્યું : "કુંવરી સાહેબ ! તમે તો મને મારી દીકરી જેવાં છો. શું થાય છે તે ખુલ્લે દિલે કહી દ્યો ! કશું જ છુપાવશો નહિ."

સહેજ આનાકાની પછી રાજકુમારીએ કહેવા માંડ્યું : 'વૈદરાજ ! ઘડી પહેલાં મને એક એવું ભયાનક સ્વપ્નું આવ્યું હતું કે — એ સ્વપ્નામાં હું — હું રાધા

# ફફડાટ

**રમેશ ત્રિવેદી**

"સા'એબ બોલાવે છે" — બસ આટલુ જ બોલીને પ્યૂન જતો રહ્યો હતો પણ આ શબ્દોએ મને તો આખેઆખો ધ્રુજાવી દીધો હતો સા'એબ એટલે પચાલ સા'એબ ! ને એમને વળી મારુ શુ કામ પડ્યુ હશે ? હુ થોડી વાર માટે સૂનમૂન બની ગયો. સફાળો ઊભો થઈને કેબિન તરફ ચાલવા માડ્યો, ને ચિત્તમા ઘણુ બધુ ઉપરતળે થઈ રહ્યુ —

પચાલ સા'એબના નામનો એક અદૃશ્ય પજો આખેઆખી ફેક્ટરીને જાણે ધ્રુજાવી રહ્યો હતો આ માણસના બૂટ તળે માત્ર યત્રોના અવાજો, વર્કરોના અવાજો જ કચડાતા હતા એવુ નહોતુ, ફેક્ટરીના એકેએક ડિપાર્ટમેન્ટની સ્તબ્ધ બનીને ઊભેલી દીવાલો સુધ્ધા કશાક આગતુક ભયથી સતત કપ્યા કરતી હતી હા, ક્યારે કોનો હિસાબ થઈ જાય એનુ કશુ જ નક્કી નહિ આ માણસની એક કરડી નજર પડે ને બધુ જ જાણે કડડડભૂસ !

કહે છે કે પચાલ સા'એબ થોડા વરસો પહેલા જ એક સાવ સામાન્ય કારકુન તરીકે જોડાયા હતા સાવ મગતરા જેવા લાગતા આ માણસના આગમનની કોઈ કહેતા કોઈએ જરા સરખીય નોધ લીધી નહોતી, વોચમૅનથી માડીને પ્યૂન જેવો સાધારણ માણસેય એને ગણતરીમા લેતો નહિ પણ રહેતા રહેતા પચાલ સા'એબે એવુ તે જાદુ કર્યું કે એ જોતજોતામા તો જનરલ મૅનેજર બની ગયા ! ને આજકાલ તો મૅનેજમૅન્ટ સુધ્ધા એમની જ આખે જોતી થઈ ગઈ હતી ! ! અને.

પચાલ સા'એબની કૅબિન પાસે આવતા જ પગ મારા એકાએક થભી ગયા. મે ધીમેથી ફ્લગડોર પુશ કર્યું. અદર જોયુ

— મે આઈ કમઇન ?

"યેસ" — પચાલ સા'એબની અક્કડ નજર ને રુઆબદાર મૌન. હુ કશાક ધક્કાથી ધકકાતો આગળ વધ્યો થોડીક અવઢવ પછી ખુરશી પર બેસી પડ્યો. ફાઈલ સામે જોઈ રહેલા પચાલ સા'એબના ચશ્મા, રાતી ઝાયવાળા ગ્લાસ, તીક્ષ્ણ ધારદાર નજર અને મારુ ધીમુ ધીમુ ફફડવુ. ખાસ્સી વારે સા'એબે મારી સામે જોયુ ને કહ્યુ

'મે સાભળ્યુ છે કે તમારા ફાધર આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર છે, ખરુ ને ? '

મે હકારમા માથુ હલાવ્યુ મારી નજર પચાલ સા'એબના હાથમા રહેલા પેપરવેઇટ પર સ્થિર હતી. થોડુક મૌન, અકળામણ અને પચાલ સા'એબનો ઘેરો અવાજ

"વાત જાણે એમ છે કે અમારી બાજુ ભણેલાગણેલા છોકરા ઘણા ઓછા છે થોડા છે પણ નજરમા ઊતરતા નથી યુ સી બેબી, આમ તો અંગ્રેજી સાથે ગ્રૅજ્યુએટ છે પણ" — અને પચાલ સા'એબની નજર એકાએક પેપરવેઇટ પર સપૂર્ણપણે ઝૂકી પડી. થોડી વાર પછી એમણે ટાઇપ કરેલો એક કાગળ મારી સામે મૂક્યો ને કહ્યુ 'બેબીનો બાયોડેટા છે આ " અને એમણે ચશ્મા ઉતારી નાખ્યા. હુ ચમક્યો અરે ! આ માણસ તો જાણે પચાલ સા'એબ લાગતો જ નથી !? ઊડી ઊતરેલી સાવ ફિક્કી લાગતી આખો, આખોની આસપાસ ઘેરા કાળા કૂડાળા ! અને સાવ હોલવાઈ ગયેલા લાગતા બે ધગધગતા અગારા !? કહે છે કે થોડા સમય પહેલા એમની મોટી દીકરી કશાક અગમ્ય કારણને લઈને બળી મરી હતી અને 'ફાધરને કહેજો મને એક વાર —" પચાલ સા'એબના અવાજે મને ઝબકાવી મૂક્યો. મે એમની સામે જોયુ, ને ખૂબ સાવધાનીપૂર્વક કહ્યુ

[અનુસધાન પૃ ૨૪૩

# બે સ્વપ્નાં

મૂળ લેખક : વિ. સ. ખાંડેકર
અનુવાદક : ગોપાળરાવ વિદ્વાંસ

રાજવૈદની હવેલી નિદ્રાદેવીને ખોળે શાંતિથી પોઢી ગઈ હતી. માથા પરના ચંદરવામાં રજનીએ લટકાવેલા હાંડી-ઝુમ્મરની એને પડી નહોતી. પેલી દૂરની નદીને કાંઠે બેઠેલી એક ચકવાકી સામે કિનારે બેઠેલા ચકવાકને ઊંચે સ્વરે બોલાવતી હતી; એનો એ કરુણ સાદ એને સંભળાતો નહોતો. આખો દિવસ ખૂબખૂબા રમી લીધા પછી કોઈ બાળક શાંતિથી ઊંઘી જાય એવી એ હવેલી લાગતી હતી.

પણ અચાનક એનામાં જાગૃતિ આવી. કોઈ બાળક ઊંઘમાંથી ચિત્કાર સાથે જાગી ઊઠે એ રીતે એનામાં ચેતન આવ્યું, ગતિ આવી, વાચા ફૂટી. રાજવૈદની આંખો હજુ ભાગ્યે જ મીંચાઈ હશે; આ બધો ગડબડાટ શાનો છે તે તુરત તેમના ખ્યાલમાં આવ્યું નહિ.

એમનો મોટો પુત્ર ગભરાતો ગભરાતો એમના ખંડમાં પ્રવેશ્યો અને કહેવા લાગ્યો : "પિતાજી ! તમને તેડાવે છે !"

"કોણ બોલાવે છે ?" રાજવૈદે ગુસ્સામાં આવી પ્રશ્ન કર્યો.

"તમને અત્યારે ને અત્યારે રાજમહેલમાં બોલાવ્યા છે."

રાજવૈદ ગભરાતા ગભરાતા ઊભા થયા. વૃદ્ધ મહારાજની અતિશય નાજુક કક્ષાએ પહોંચેલી તબિયત તુરત તેમના ખ્યાલમાં આવી. ધંધા દરમ્યાન છેલ્લાં પચાસ વરસોમાં એમણે અનેક મૃત્યુ જોયાં હતાં. છતાં રાજમહેલમાંથી એકાએક આવેલા તેડાથી તેઓ ગભરાઈ ગયા.

એમનું જ્ઞાન એમને હિંમત આપતું હતું; પણ મન ખૂબ જ ગભરાઈ ઊઠ્યું હતું.

ઔષધોની તમામ જરૂરી થેલીઓ લઈ વૈદરાજ રાજમહેલમાં પહોંચ્યા. તેઓ મહારાજના ખંડ તરફ જતા હતા ત્યાં એક સેવક તેમની પાસે આવ્યો અને બોલ્યો : "વૈદરાજ ! અત્યારે તો કુંવરીસાહેબ અચાનક માંદાં પડ્યાં છે."

"હેં ! શું કુંવરીસાહેબની તબિયત નરમ છે ?"

વૈદરાજ વિચારમાં પડ્યા. યૌવનના આંગણામાં કોઈ હરિણી પેઠે સ્વૈરવિહાર કરનારી રાજકુમારીને એકાએક શી માંદગી આવી હશે ?

અસ્વસ્થ ચિત્તે તેઓ રાજકુમારીના ખંડ તરફ ચાલ્યા. પગલાંનો સહેજ પણ અવાજ થવા દીધા વિના તેઓ રાજકુમારીના મંચ પાસે જઈ ઊભા રહ્યા. રાજકુમારીને એક ઊંચા ઓશીકા પર માથું ટેકવીને પડેલી તેમણે દીઠી. એની આંખો બંધ કરેલી હતી, ચહેરો મ્લાન બન્યો હતો; હાથની નાજુક અંગુલિઓ જાણ્યે-અજાણ્યે તે એકબીજીમાં પરોવ્યા કરતી હતી. એ સહેજ ધ્રૂજતી પણ હતી.

દાસીઓને ખંડની બહાર જવાનું કહી વૈદરાજે રાજકુમારીને બોલાવી : "કુંવરી સાહેબ !"

રાજકુમારીએ આંખો ખોલી વૈદરાજ ભણી જોયું.

"કુંવરીસાહેબ ! શું થાય છે ?"

રાજકુમારી એમની સામે તાકી રહી.

રાજવૈદે વહાલપૂર્વક ઉમેર્યું : "કુંવરી સાહેબ ! તમે તો મને મારી દીકરી જેવાં છો. શું થાય છે તે ખુલ્લે દિલે કહી દો ! કશું જ છુપાવશો નહિ."

સહેજ આનાકાની પછી રાજકુમારીએ કહેવા માંડ્યું : "વૈદરાજ ! ઘડી પહેલાં મને એક એવું ભયાનક સ્વપ્નું આવ્યું હતું કે — એ સ્વપ્નામાં હું — હું રાધા

બની હતી, દૂર દૂર કોઈ સ્થળે પેલા મન મોહનની મોરલી વાગતી હતી જોડી કાઢેલી વાર્તામા પ્રિયકર પોતાની પ્રેયસીને પાસે ખેચે તેમ એ મોરલીના સૂરો મને —"

આટલે આવતા રાજકુમારી શરમાઈ ગઈ. મો ફેરવી લઈ એણે બીજી તરફ જોવા માડ્યુ.

મદ હાસ્ય સાથે રાજવૈદે કહ્યુ 'કુવરીબા! આમ જો અરધેથી જ અટકી જશો તો હુ તમારા રોગનુ નિદાન શી રીતે કરી શકવાનો હતો?"

ખૂબ પ્રયત્નપૂર્વક હિંમત આણી રાજકુવરીએ આગળ કહેવા માડ્યુ 'પેલી રાધા એ મોરલીના સૂરોની દિશામા ઉતાવળે ઉતાવળે ચાલી કુંજવનના જઈ પહોચી ત્યાની એક લતાકુજમા શામળા નદલાલને છુપાઇ રહેલો તેણે જોયો રાધાને જોતા જ નદલાલે પોતાના હાથમાની મોરલી ફેકી દીધી અને બને હાથ પહોળા કરીને રાધાને—'

રાજકુમારી થોડી ક્ષણો સુધી આખો મીંચી ગઈ, પછી બોલી

"રાધાએ પોતાના નેત્રો મીચી લીધા પણ બીજી જ ક્ષણે એક વિચિત્ર અને ભયકર અવાજ એને કાને પડ્યો. ઝબકી જઈને એણે આખો ખોલી નાખી —'

કહેતી વેળાએ રાજકુમારી થરથર ધ્રૂજતી હતી. રાજવૈદે એને વારે વારે હિંમત આપવા માડી આખરે એના મોમાથી ધીરે ધીરે શબ્દો નીકળ્યા એ અવાજ — એ ફૂફાડો હતો. હુ — હુ કૃષ્ણના બાહુપાશમા નહોતી. એક કાળા સર્પે મને નાગચૂડમા લીધી હતી. હુ — હુ વૈદરાજ! ફરી વાર આવુ બિહામણુ સ્વપ્નુ ન આવે એ સારુ કોઈ ઔષધ મને આપો નહિતર —"

રાજવૈદે હસીને કહ્યુ "કુવરીબા! સ્વપ્નો માટેના ઔષધો મેળવવાનુ કામ ભારે કપરુ હોય છે હુ પાછો જઈને 'ધન્વતરિ'મા જોઉ અને એવુ કોઈ ઔષધ જડે તો શોધી લાવુ.'

✓

રાજકુવરીની માદગી અગેની દોડાદોડીને લીધે પેલી બાજુના ખડમા સૂતેલા મહારાણીની ઊઘ ઊડી હશે એમ વૈદરાજે ધારેલુ, એમની એ ધારણા સાચી પડી પણ આવે વખતે મહારાણી સાહેબ પોતાને તેડાવશે એવુ એમને લાગ્યુ નહોતુ.

રાજવૈદ મહારાણી સાહેબના ખડમા ગયા. ઊઘમા ખલેલ પહોચી હોવા ઉપરાત અમસ્તા પણ કાયમ ફિક્કા જણાતા રાણી સાહેબના મો પર અત્યારે તાજગી દેખાતી હતી એ તાજગી દેખી વૈદરાજ નવાઈ પામ્યા તુરત એમને વિચાર આવ્યો ગમે તેમ પણ આખરે માતાનુ હૈયુ છે ને? "કુવરી સાહેબની તબિયત અગે કશી ચિંતા રાખવા જેવુ નથી" એવા સમાચાર કોઈ દાસીએ તુરત આવીને આપ્યા હશે, એટલે ચિંતાને બદલે તેઓ તુરત આનદમા આવી ગયા હશે.

મહારાણીએ કહેવા માડ્યુ "વૈદરાજ! પેલા દૂરના ખડમા કુવરી સાહેબ ચિત્કાર કરીને જાગી ગયાના ખબર દાસીએ આપ્યા ખરા, પણ મને હજુ એ સાચુ નથી લાગતુ હુ તો સાવ ગાઢનિદ્રામા પડી હતી —"

રાજવૈદે કહ્યુ 'ઊઘમા આપને કોઈ સુદર સ્વપ્નુ આવ્યુ હશે તેથી —"

મહારાણી તુરત બોલી ઊઠ્યા "સાવ સાચી વાત છે! મને જે સ્વપ્નુ આવેલુ એ એવુ તો મજાનુ હતુ કે—" અને થોડી વાર રહીને એમણે આગળ ચલાવ્યુ "એ સ્વપ્નમા હુ ચોરીએ ચડી હતી. મે ઝાલી રાખેલી વરમાળાના હાથ ધ્રૂજતા હતા. એકાએક અતરપટ ખસી ગયુ. મે ઊચુ મો કરી જોયુ. સામે એક રાજકુમાર શો ફૂટડો જુવાન હતો એ કેવો દેખાતો હતો કહુ?' વળી જરા અટકી સહેજ સ્મિત કરી રાણીએ ઉમેર્યું 'થોડા દહાડા પહેલા ગીતગોવિંદમા કૃષ્ણ બનેલા નટના જેવો જ એ હતો! મને જોતા જ એ શરમાઈ ગયો ચોરીમાથી એણે નાસી જવા માડ્યુ. હુ એનો હાથ પકડીને અટકાવી રાખવા માગતી હતી પણ—"

રાજવૈદે ધીમેથી પૂછ્યુ "પછી શુ થયુ?"

મહારાણીનાં ભવાં સંકોચાયાં. પછી કહે : "પછી શું થયું, કપાળ ? તમે કુંવરી સાહેબના ખંડમાં આવ્યાના ખબર આપવા એની પેલી લાડીલી દાસીએ આવીને મને જગાડી—"

મહારાણી બોલતાં બોલતાં અટકી ગયાં, વિચારમગ્ન બન્યાં. એમના મોં પર હર્ષની રેખાઓ ફૂટી નીકળી. રાજવૈદને એમણે જણાવ્યું : "વૈદરાજ ! તમે તો સાક્ષાત્ અશ્વિનીકુમાર છો. એ સ્વપ્નું ફરી ફરી આવે એવું એકાદ ઔષધ મને આપો એવી મારી માગણી છે."

વૈદરાજે ગંભીરતાથી જવાબ આપ્યો : "આવું ઔષધ આ દુનિયામાં સાંપડવું મુશ્કેલ છે. હું પાછો જઈને 'ધન્વંતરિ'માં જોઉં અને કોઈ એવું ઔષધ જડે તો શોધી લાવું."

※

## એક ઇચ્છા

*પડ્યા જખમ સૌ સહ્યા, સહીશ હું હજુયે બહુ,*
*ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ;*
*અપાર પડશે અને જિગર હાય ! આળું થયું,*
*કઠિન ન બનો છતાં હૃદય એ જ ઇચ્છું, પ્રભુ !*
*પડી વીજળી તે પડી સુખથી છો, બળું છું સુખે;*
*અનન્ત ભભૂકા દહે, બહુ દહો, ગળું છું સુખે;*
*ન દાહ વસમો કદી, જિગર બૂમ ના પાડતું,*
*કઠિન બનજો નહીં હૃદય એ જ ઇચ્છું પ્રભુ !*

*બહુય રસ છે મને હૃદય છે હજુ તો, અહો !*
*અરે ! હૃદય જો ગયું રસ ગયો પછી તો બધો;*
*ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતું,*
*કઠિન ન બનો કદી હૃદય એ જ ઇચ્છું, પ્રભુ !*

— કલાપી










GUJARAT MINERAL

Udvesh (7/1, literary cultural monthly) January 1995
Licensed to post without prepayment License No 188 R No GAMC/ 920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પાંચમું : અંક સાતમો

ફેબ્રુઆરી : ૧૯૯૫

તંત્રી
રમણલાલ જોશી

પપ



# ઉદ્દેશ

વર્ષ પાંચમું  અંક સાતમો  સળંગ અંક : ૫૫

## અનુક્રમ · ફેબ્રુઆરી ૧૯૯૫


| | | |
|---|---|---|
| પરાવાણી | રમણલાલ જોશી | ૨૪૯ |
| સાપ્રત પ્રવાહો | તંત્રી | |
| આજીવન વિદ્યોપાસક ડૉ ભોગીલાલ સાંડેસરાનુ અવસાન | | ૨૫૦ |
| ગઝલકાર કિસ્મત કુરેશીનુ અવસાન | | ૨૫૧ |
| ડૉ ચન્દ્રકાન્ત મહેતાની અનુવાદસેવાનુ સન્માન | | ૨૫૧ |
| પ્રા. મોહનભાઈ શ. પટેલનો પચોતેરમા વર્ષમા પ્રવેશ | | ૨૫૧ |
| ગિરાગુર્જરી પારિતોષિક  ૧૯૯૫ | | ૨૫૧ |
| અબોલા રાણીની કથાનો મર્મ | મકરન્દ દવે | ૨૫૨ |
| નિત નવા વટોળ | | |
| "આજથી બસોએક વર્ષ પહેલા" | પ્રીતિ સેનગુપ્તા | ૨૫૪ |
| મનુસખભાઈનુ ઝવેરાત | દુષ્યત પડ્યા | ૨૫૬ |
| ઘાસનાં ફૂલો | રતિલાલ છાયા | ૨૬૧ |
| ગઝલ | અબ્દુલકરીમ શેખ | ૨૬૧ |
| પત્ર-પ્રસાદી  સપા  હરિવલ્લભ ભાયાણી, ડૉ હસમુખ શાહ | | ૨૬૨ |
| એક ગીત | વીરુ પુરોહિત | ૨૬૩ |
| કથીડ્રલ | જયા મહેતા | ૨૬૪ |
| એક પખીકથા | મગળ રાઠોડ | ૨૭૨ |
| મારી બારીએથી | મગળ રાઠોડ | ૨૭૨ |
| મહારાષ્ટ્રમા ગુજરાત અને ગાધીજી | મેઘનાદ હ ભટ્ટ | ૨૭૩ |
| મહાકવિ ભાસકૃત 'દૂતઘટોત્કચ' | ડૉ ભોગીલાલ સાંડેસરા | ૨૭૬ |
| સમયની છલના ! | વીરુ પુરોહિત | ૨૮૧ |
| હવે સાયકાળે | અનામી | ૨૮૧ |
| ખોલકી સુન્દરમ્ | શરીફા વીજળીવાળા | ૨૮૨ |
| વિસ્તરતી સીમાઓ | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૨૮૬ |
| પ્રતિભાવ | | ૨૮૭ |
| અર્ઘ્ય | હરિવલ્લભ ભાયાણી, પ્રબોધ પરીખ | ટા ૩ |



પ્રકાશક  રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક  રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લે આઉટ-ટાઇપસેટિંગ  ઇમેજ સિસ્ટમ્સ, ૧/M, નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯  ✆ ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન  ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ


- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ' અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયુ મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ ·
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ન ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા  બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન  ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્ક્સ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ - ૧

# ઉદ્દેશ

ફેબ્રુઆરી ૧૯૯૫



*सर्वभाषा सरस्वती*

## परावाणी

સાર્થ શબ્દ એ મનુષ્ય પ્રાણીની વિશેષતા છે. રોજેરોજ હજારો શબ્દો આપણે બોલીએ છીએ. બોલાયેલો પ્રત્યેક શબ્દ આપણી ચેતનાની ગતિ અને અવસ્થાને પ્રગટ કરે છે. એથી જ કહેવાયું છે કે જ્યારે જ્યારે વાક્યરૂપી બાણ છૂટે છે ત્યારે ત્યારે એના બોલનારની જાતિ અને કુળનું પ્રમાણ મળે છે. શબ્દ એ મોટી શક્તિ છે. એ શબ્દો જે આરોહ-અવરોહથી ઉચ્ચારાય છે એ પ્રમાણે એની ઊર્મિ-અસરો ઉદ્‌ભવે છે. કેટલીક વાર તમારા બોલાયેલા શબ્દો સાંભળનાર વ્યક્તિમાં લાગણી, વિષાદ, શોક, ક્રોધ વગેરે ભાવો જન્માવે છે. આ વાણીના ચાર પ્રકારો ગણાવાય છે. ભર્તૃહરિએ એના 'વાક્યપદીય' ગ્રંથમાં વૈખરી, મધ્યમા, પશ્યન્તી એ ત્રણ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે. ભર્તૃહરિના ટીકાકાર નાગેશ ભટ્ટે આ ત્રણ પ્રકારો ઉપરાંત ચોથા પ્રકાર તરીકે પરાવાણીનો ઉલ્લેખ કર્યો છે. કદાચ પરાવાણીનો સૌ પ્રથમ નિર્દેશ નાગેશ ભટ્ટમાં મળે છે. વૈખરી એ શ્રોત્રવિષય છે, સ્પષ્ટ ઉચ્ચારાયેલી વાણી તે વૈખરી. મધ્યમા એ હૃદયમાં રહેલી, શબ્દ રૂપે પ્રત્યક્ષ નથી પણ મનમાં રહેલી છે. પશ્યંતી વાણી લોકવ્યવહારથી અતીત અને કેવળ યોગીઓને ગમ્ય છે. છેલ્લી પરાવાણી તો યોગીઓને પણ અગમ્ય છે, વાણીનું એ સૂક્ષ્મતમ સ્વરૂપ છે.

સામાન્ય મનુષ્ય તો વૈખરીનો ઉપયોગ કરી પોતાનો વ્યવહાર ચલાવે છે. પણ વૈખરીના ઉપયોગમાં પણ માણસ સાવધાનીપૂર્વક પ્રવૃત્ત થાય તો દુનિયાના ઘણા ક્લેશો નિર્મૂળ થઈ જાય. એમ કહેવાય છે કે જેવો રાજા તેવી પ્રજા, જેવો ગુરુ તેવો શિષ્ય એ પ્રમાણે જેવો ભાષક એવી એની ભાષા. મુખ્ય બાબત મનની કેળવણીની છે. મનમાં જેવા વિચારો, ભાવો, લાગણીઓ કે સંવેગો ભર્યા હોય તે ભાષા દ્વારા વ્યક્ત થાય છે. એટલે માણસ જેટલે અંશે પોતાની જાતને કેળવે તેટલે અંશે એની વાણી પણ સ્વસ્થ, સૌમ્ય, અસરકારક નીવડે. ઉપનિષદમાં વાચાને ધેનુ કહી છે. એનું વિવરણ કરતાં ઉમાશંકર જોશીએ કહ્યું છે : "વાચા એટલે જીભથી ઉચ્ચારાતો એકેએક બોલ. એ બોલમાત્રને ધેનુ ગણી છે. અર્થાત્ એ બોલ એવા હોવા જોઈએ કે જેમ ધેનુના ચાર આંચળથી પોષક દૂધ સ્રવે એમ એમનામાંથી પોષક સત્ત્વ ઝરવું જોઈએ." આગળ તેમણે સરસ વાત કહી છે કે "કોઈ બીજા મનુષ્ય પ્રત્યે આપણે બોલીએ ત્યારે આપણે એને વાગ્-અર્ઘ્ય આપી રહ્યા હોઈએ છીએ, આપણે એનું વાચા દ્વારા આતિથ્ય કરી રહ્યા હોઈએ છીએ, એ સતત આપણા ખ્યાલમાં રહેવું જોઈએ. બોલાતો પ્રત્યેક શબ્દ એટલે એક મનુષ્ય આત્માએ કરેલું બીજા મનુષ્યાત્માનું આતિથ્ય."

આ રીતે વાણીનો ઉપયોગ કરવામાં આવે તો ક્રમશઃ અન્ય ઊંચી કોટિઓનો અનુભવ પણ થાય અને છેક પરાવાણી સુધી પહોંચાય. સરસ્વતીને વાગીશ્વરી કહી છે — વાક્-વાણીની અધિષ્ઠાત્રી. એનો કૃપાપ્રસાદ મનુષ્યજીવનને આલોકિત કરી રહો.

('બુદ્ધિપ્રકાશ'માંથી સાભાર) **રમણલાલ જોશી**

તંત્રી

## આજીવન વિદ્યોપાસક ડૉ. ભોગીલાલ સાંડેસરાનું અવસાન

. આજીવન વિદ્યોપાસક, જૂની ગુજરાતી અને પ્રાચીન સાહિત્યના વિદ્વાન અને ઇતિહાસ પુરાતત્ત્વના મર્મજ્ઞ ડૉ ભોગીલાલ સાડેસરાનુ ૧૮ જાન્યુઆરી '૯૫ના રોજ અમેરિકામા ન્યૂ જર્સીમા અવસાન થતા ગુજરાતી સાહિત્યને ન પુરાય એવી ખોટ પડી છે વિદ્યાના જે ક્ષેત્રોમા તેમણે જીવનભર કાર્ય કર્યુ એ ક્ષેત્રોના વિદ્વાનો આજે તો એક પછી એક ઓછા થતા જાય છે અને નવા અભ્યાસીઓ ક્ષિતિજ પર ખાસ જોવા મળતા નથી. ડૉ. સાડેસરા ઉત્તર ગુજરાતમા પાટણ પાસેના સડેર ગામના એના ઉપરથી એમની અટક સાડેસરા થયેલી. તે પાટણ હાઈસ્કૂલમા ભણતા હતા ત્યારે યોગાનુયોગ મુનિ જિનવિજયજી અને એમના દ્વારા મુનિ પુણ્યવિજયજીના પરિચયમા આવ્યા. સાહિત્યસશોધનમા પાટણ હાઈસ્કૂલના શિક્ષક રામલાલ ચૂનીલાલ મોદી અને આચાર્ય કલ્યાણરાય નથ્થુરામ જોશીની પ્રેરણા તેમને મળેલી હતી અને એમા આ મુનિદ્વયનો સપર્ક થયો. ભોગીલાલ સાડેસરામા સશોધકનુ પ્રતિભાબીજ તો હતુ જ, એમા આ પરિચયે પોષણ આપ્યુ અને એ શક્તિ પાગરી ઊઠી. પાટણના પ્રાચીન ગ્રથભડારો તેમણે જોવા માડ્યા. એમનો સૌપ્રથમ લેખ 'પડી માત્રાનો સમય' બુદ્ધિપ્રકાશ'ના જૂન ૧૯૩૧ના અકમા પ્રગટ થયેલો. હજુ તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી ન હતી ! તે મેટ્રિકમા અભ્યાસ કરતા હતા ત્યારે ૧૯૩૪મા મુબઈની ફાર્બસ ગુજરાતી સભાએ તેમણે સપાદિત કરેલ 'રૂપસુદરકથા' પ્રગટ કર્યુ આજે મેટ્રિકના વિદ્યાર્થીની સાથે આ ઘટનાને સરખાવી જોવાથી ભોગીલાલભાઈની નિસર્ગદત્ત સશોધક પ્રતિભાનો ખ્યાલ આવશે. તેમણે મેટ્રિકમા સપાદિત કરેલુ આ પુસ્તક તેમને પોતાને એમ.એ.મા ભણવાનુ આવેલુ ! તેમણે ઘણા પુસ્તકો લખ્યા છે એમા ખાસ કરીને એમનો પીએચ.ડી.નો થીસીસ 'મહામાત્ય વસ્તુપાલનુ સાહિત્યમડળ અને સસ્કૃત સાહિત્યમા તેનો ફાળો', 'પચતત્ર'નો શાસ્ત્રીય અનુવાદ, મુબઈ યુનિવર્સિટીની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાનો 'શબ્દ અને અર્થ', 'જૈન આગમ સાહિત્યમા ગુજરાત', 'પ્રાચીન ફાગુ સગ્રહ'નુ સપાદન, સઘદાસગણિકૃત 'વસુદેવહિંડી'નો પ્રાકૃતમાથી અનુવાદ વગેરે ખાસ ઉલ્લેખનીય છે

ડૉ. ભોગીલાલ સાડેસરાને સાહિત્ય અને વિદ્યાના ક્ષેત્રોના ઘણા માનપાન મળ્યા હોય એ સ્વાભાવિક છે ગઈ ૨૧મી જાન્યુઆરી '૯૫ના રોજ મળેલી ઉત્તર ગુજરાત યુનિવર્સિટીની સિંડિકેટની મિટિંગમા ડૉ. સાડેસરાને ડી. લિટ્ ની માનદ્ પદવી એનાયત કરવાનો પ્રસ્તાવ હતો. એના ત્રણેક દિવસ પહેલા જ તેમનુ અવસાન થયુ હોઈ આ લખનારને ઉપર્યુક્ત ઠરાવને બદલે શોક ઠરાવ પ્રસ્તુત કરવાનુ આવ્યુ ! વિધિની કેવી ગતિ છે !

ડૉ. સાડેસરાના નિકટ પરિચયમા આવવાની તક મળી હતી. એમા પણ મારો સૌથી મોટો પુત્ર પ્રબોધ વડોદરામા સ્વ. ઇન્દ્રવદન અ. દવેના મકાનમા રહેતો હતો ત્યારે પડોશમા જ ભોગીલાલભાઈ રહેતા હતા એટલે અવારનવાર વડોદરા જવાનુ થતુ ત્યારે તેમની સાથે વિદ્યાગોષ્ઠિ કરવાનો લાભ મળતો. ત્રણેક વર્ષ પહેલા તે સકુટુંબ અમેરિકા રહેવા ગયા હતા. તેમના બે પુત્રો નિરજન અને કલ્યાણ અને બે પુત્રીઓ ભારતી અને રોહિણી અમેરિકા વસે છે તેમના અવસાનથી તેમના પત્ની શ્રી ચન્દ્રકાન્તાબહેન અને પરિવાર ઉપર જે દુ ખ આવી પડ્યુ એ સહન કરવાની પ્રભુ તેમને શક્તિ આપે અને સદ્ગત સારસ્વતના આત્માને ચિર શાતિ અર્પે એ પ્રાર્થના.

## ગઝલકાર કિસ્મત કુરેશીનું અવસાન

પ્રસિદ્ધ ગઝલકાર કિસ્મત કુરેશીનું તા. ૮ જાન્યુ '૯૫ના રોજ ૭૪ વર્ષની વયે ભાવનગર ખાતે અવસાન થતાં એક પીઢ અને ગુણવત્તાવાળી સુંદર ગઝલો આપનાર ગઝલકાર આપણી વચ્ચેથી વિદાય લે છે. તેમણે 'સુરાહી', 'અંજામ', 'સલિલ' વગેરે સંગ્રહો આપ્યા હતા. સ્વ. નાથાલાલ દવેના કાવ્યસંગ્રહ 'આનંદધારા'ના વિમોચન માટે ૧૯૯૦માં ભાવનગર જવાનું થયું ત્યારે શ્રી કિસ્મત કુરેશીને મળવાનું બન્યું હતું. તેમની વિનમ્રતા, સ્નેહાળ સ્વભાવ અને અભિજાત સંસ્કારિતાથી પ્રભાવિત થયો હતો. પ્રભુ એમના આત્માને ચિર શાંતિ અર્પો.

## ડૉ. ચન્દ્રકાન્ત મહેતાની અનુવાદસેવાનું સન્માન

ગુજરાતીના પીઢ અધ્યાપક, અભ્યાસી વિવેચક અને મધ્યકાલીન સાહિત્યના વિદ્વાન ડૉ. ચન્દ્રકાન્ત મહેતાનું ૨૩ સપ્ટે. '૯૪ના રોજ ભારતીય અનુવાદ પરિષદ તરફથી સન્માન કરાયું હતું. તેમની સુદીર્ઘ અનુવાદ-સેવાની કદરરૂપે આ સન્માન સમારંભ યોજાયો હતો. આ ઉપરાંત આસામના ધુવડી શહેરમાં ડિસે. '૯૪ની ૨૬-૨૭-૨૮ તારીખોમાં નિખિલ બંગ સાહિત્ય સંમેલનના અધિવેશનમાં પણ તેમનું સન્માન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે તેમણે 'ગુજરાતી તથા બંગાળી કથાસાહિત્યમાં નારી' એ વિષય ઉપર બંગાળીમાં વ્યાખ્યાન આપ્યું હતું. ડૉ. ચન્દ્રકાન્તભાઈનું આવું સન્માન થયું એથી આનંદ થયો. તેમને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

## પ્રા. મોહનભાઈ શં. પટેલનો પંચોતેરમા વર્ષમાં પ્રવેશ : અનોખો અભિનંદન કાર્યક્રમ

ગુજરાતીના પીઢ અધ્યાપક અને 'ઉપનયન', 'ધૃતિ' જેવા અભ્યાસનિબંધોના સંગ્રહો આપનાર અભ્યાસી વિદ્વાન પ્રા. મોહનભાઈ પટેલના 'અમૃત મહોત્સવ' પ્રસંગે તેમને અભિનંદન આપવાનો એક કાર્યક્રમ અમદાવાદમાં ઠાકોરભાઈ મેમોરિયલ હૉલમાં ગઈ ૧૯મી જાન્યુ. '૯૫ના રોજ તેમનાં કુટુંબીજનો તરફથી યોજાયો હતો. આ પ્રસંગે શ્રી હેમાબહેન રાજગોપાલને અને તેમનાં સુપુત્રી કૃતિકાએ ભરતનાટ્યમ્ રજૂ કર્યું હતું. અભિનંદનનો આ ઉપક્રમ અનોખો હતો. પ્રા. મોહનભાઈના વિદ્યાર્થીઓ સર્વશ્રી ચન્દ્રકાન્ત શેઠ, સુમન શાહ અને ચિનુ મોદીએ ગુરુ-વંદના કરતાં ભાવપૂર્ણ વક્તવ્યો આપ્યાં હતાં. શ્રી મોહનભાઈના સહકાર્યકર શ્રી રામલાલ પરીખે શુભેચ્છાએ પાઠવી હતી. સ્વામી વિદિતાત્માનંદ સરસ્વતીએ આશીર્વાદ આપ્યા હતા. કાર્યક્રમ સરસ સંપન્ન થયો. આ પ્રસંગે શ્રી મોહનભાઈને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

## ગિરાગુર્જરી પારિતોષિક-૧૯૯૫

કલાગુર્જરી સંસ્થા તરફથી છેલ્લાં ત્રણ વર્ષમાં જે લેખકનું પ્રથમ વખત જ પુસ્તક પ્રગટ થયું હોય તે લેખકની છેલ્લાં ત્રણ વર્ષમાં પ્રગટ થયેલી મૌલિક કૃતિ(નવલકથા, નવલિકા, નિબંધ, કાવ્ય અને નાટક)ની બે પ્રતો અથવા તો અપ્રગટ કૃતિની બે પ્રતો ઉપરના પારિતોષિક માટે નીચેના સરનામે તા. ૨૮-૨-૯૫ સુધીમાં મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે. પ્રથમ પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૫૦૦૦ તથા સ્મૃતિપદક, દ્વિતિય પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૩૦૦૦ અને સ્મૃતિપદકથી સન્માનિત કરવામાં આવશે. ગુજરાતી સાહિત્યમાં પદાર્પણ કરતા સર્જકોને પ્રોત્સાહન મળે અને ગુજરાતી સાહિત્યમાં ગુણવત્તાનાં ઉત્તમ સોપાન સર કરે તે આ પુરસ્કાર યોજનાનો ઉદ્દેશ છે. કૃતિઓ મોકલવાનું સરનામું :

**શ્રી કનુ સૂચક (પ્રમુખ)**
કલાગુર્જરી, ૨૯૬, પી. નરીમાન સ્ટ્રીટ, ત્રીજે માળે,
સાંગલી બૅંક બિલ્ડિંગ, ફોર્ટ, મુંબઈ ૪૦૦ ૦૦૧.

### સાભાર સ્વીકાર

**On the Dangerous Edge of Things** — by C. N. Panikkar, Pub : Pradeepthi Printers &Publishers, Trivandrum - 695006, Price Rs. 80 /-; **Footprints on the Dunes** - by Dr. B. T. Trivedi, Opp. Telephone Exchange, Palanpur - 395001 (For Private circulation).; **Thus Spake they** : Edited &Compiled by Prof. T. J. Purani, Published by Ramanbhai Foundation, 16, Azad Society, Ahmedabad 380 015.

તંત્રી

## આજીવન વિદ્યોપાસક ડૉ. ભોગીલાલ સાંડેસરાનું અવસાન

. આજીવન વિદ્યોપાસક, જૂની ગુજરાતી અને પ્રાચીન સાહિત્યના વિદ્વાન અને ઇતિહાસ પુરાતત્ત્વના મર્મજ્ઞ ડૉ ભોગીલાલ સાડેસરાનુ ૧૮ જાન્યુઆરી '૯૫ના રોજ અમેરિકામા ન્યૂ જર્સીમા અવસાન થતા ગુજરાતી સાહિત્યને ન પુરાય એવી ખોટ પડી છે વિદ્યાના જે ક્ષેત્રોમા તેમણે જીવનભર કાર્ય કર્યું એ ક્ષેત્રોના વિદ્વાનો આજે તો એક પછી એક ઓછા થતા જાય છે અને નવા અભ્યાસીઓ ક્ષિતિજ પર ખાસ જોવા મળતા નથી. ડૉ. સાડેસરા ઉત્તર ગુજરાતમા પાટણ પાસેના સડેર ગામના એના ઉપરથી એમની અટક સાડેસરા થયેલી. તે પાટણ હાઈસ્કૂલમા ભણતા હતા ત્યારે યોગાનુયોગ મુનિ જિનવિજયજી અને એમના દ્વારા મુનિ પુણ્યવિજયજીના પરિચયમા આવ્યા. સાહિત્યસશોધનમા પાટણ હાઈસ્કૂલના શિક્ષક રામલાલ ચૂનીલાલ મોદી અને આચાર્ય કલ્યાણરાય નથ્થુરામ જોશીની પ્રેરણા તેમને મળેલી હતી અને એમા આ મુનિદ્વયનો સપર્ક થયો. ભોગીલાલ સાડેસરામા સશોધકનુ પ્રતિભાબીજ તો હતુ જ, એમા આ પરિચયે પોષણ આપ્યુ અને એ શક્તિ પાગરી ઊઠી. પાટણના પ્રાચીન ગ્રથભડારો તેમણે જોવા માડ્યા. એમનો સૌપ્રથમ લેખ 'પડી માત્રાનો સમય' 'બુદ્ધિપ્રકાશ'ના જૂન ૧૯૩૧ના અકમા પ્રગટ થયેલો. હજુ તેમણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી ન હતી ! તે મૅટ્રિકમા અભ્યાસ કરતા હતા ત્યારે ૧૯૩૪મા મુબઈની ફાર્બસ ગુજરાતી સભાએ તેમણે સપાદિત કરેલ 'રૂપસુદરકથા' પ્રગટ કર્યુ આજે મૅટ્રિકના વિદ્યાર્થીની સાથે આ ઘટનાને સરખાવી જોવાથી ભોગીલાલભાઈની નિસર્ગદત્ત સશોધક પ્રતિભાનો ખ્યાલ આવશે. તેમણે મૅટ્રિકમા સપાદિત કરેલુ આ પુસ્તક તેમને પોતાને એમ એ.મા ભણવાનુ આવેલુ ! તેમણે ઘણા પુસ્તકો લખ્યા છે એમા ખાસ કરીને એમનો પીએચ.ડી.નો થીસીસ 'મહામાત્ય વસ્તુપાલનુ સાહિત્યમડળ અને સસ્કૃત સાહિત્યમા તેનો ફાળો', 'પચતત્ર'નો શાસ્ત્રીય અનુવાદ, મુબઈ યુનિવર્સિટીની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાનો 'શબ્દ અને અર્થ', 'જૈન આગમ સાહિત્યમા ગુજરાત', 'પ્રાચીન ફાગુ સગ્રહ'નુ સપાદન, સઘદાસગણિકૃત 'વસુદેવહિંડી'નો પ્રાકૃતમાથી અનુવાદ વગેરે ખાસ ઉલ્લેખનીય છે

ડૉ. ભોગીલાલ સાડેસરાને સાહિત્ય અને વિદ્યાના ક્ષેત્રોના ઘણા માનપાન મળ્યા હોય એ સ્વાભાવિક છે ગઈ ૨૧મી જાન્યુઆરી '૯૫ના રોજ મળેલી ઉત્તર ગુજરાત યુનિવર્સિટીની સિંડિકેટની મિટિંગમા ડૉ. સાડેસરાને ડી. લિટ્ ની માનદ્ પદવી એનાયત કરવાનો પ્રસ્તાવ હતો. એના ત્રણેક દિવસ પહેલા જ તેમનુ અવસાન થયુ હોઈ આ લખનારને ઉપર્યુક્ત ઠરાવને બદલે શોક ઠરાવ પ્રસ્તુત કરવાનુ આવ્યુ ! વિધિની કેવી ગતિ છે !

ડૉ. સાડેસરાના નિકટ પરિચયમા આવવાની તક મળી હતી. એમા પણ મારો સૌથી મોટો પુત્ર પ્રબોધ વડોદરામા સ્વ. ઇન્દ્રવદન અ. દવેના મકાનમા રહેતો હતો ત્યારે પડોશમા જ ભોગીલાલભાઈ રહેતા હતા એટલે અવારનવાર વડોદરા જવાનુ થતુ ત્યારે તેમની સાથે વિદ્યાગોષ્ઠિ કરવાનો લાભ મળતો. ત્રણેક વર્ષ પહેલા તે સકુટુબ અમેરિકા રહેવા ગયા હતા. તેમના બે પુત્રો નિરજન અને કલ્યાણ અને બે પુત્રીઓ ભારતી અને રોહિણી અમેરિકા વસે છે તેમના અવસાનથી તેમના પત્ની શ્રી ચન્દ્રકાન્તાબહેન અને પરિવાર ઉપર જે દુ ખ આવી પડ્યુ એ સહન કરવાની પ્રભુ તેમને શક્તિ આપે અને સદ્ગત સારસ્વતના આત્માને ચિર શાતિ અર્પે એ પ્રાર્થના.

## ગઝલકાર કિસ્મત કુરેશીનું અવસાન

પ્રસિદ્ધ ગઝલકાર કિસ્મત કુરેશીનું તા. ૮ જાન્યુ '૯૫ના રોજ ૭૪ વર્ષની ઉંમરે ભાવનગર ખાતે અવસાન થતાં એક પીઢ અને ગુણવત્તાવાળી સુંદર ગઝલો આપનાર ગઝલકાર આપણી વચ્ચેથી વિદાય લે છે. તેમણે 'સુરાહી', 'અંજામ', 'સલિલ' વગેરે સંગ્રહો આપ્યા હતા. સ્વ. નાથાલાલ દવેના કાવ્યસંગ્રહ 'આનંદધારા'ના વિમોચન માટે ૧૯૯૦માં ભાવનગર જવાનું થયું ત્યારે શ્રી કિસ્મત કુરેશીને મળવાનું બન્યું હતું. તેમની વિનમ્રતા, સ્નેહાળ સ્વભાવ અને અભિજાત સંસ્કારિતાથી પ્રભાવિત થયો હતો. પ્રભુ એમના આત્માને ચિર શાંતિ અર્પો.

## ડૉ. ચન્દ્રકાન્ત મહેતાની અનુવાદસેવાનું સન્માન

ગુજરાતીના પીઢ અધ્યાપક, અભ્યાસી વિવેચક અને મધ્યકાલીન સાહિત્યના વિદ્વાન ડો. ચન્દ્રકાન્ત મહેતાનું ૨૩ સપ્ટે. '૯૪ના રોજ ભારતીય અનુવાદ પરિષદ તરફથી સન્માન કરાયું હતું. તેમની સુદીર્ઘ અનુવાદ-સેવાની કદરરૂપે આ સન્માન સમારંભ યોજાયો હતો. આ ઉપરાંત આસામના ધુવડી શહેરમાં ડિસે. '૯૪ની ૨૬-૨૭-૨૮ તારીખોમાં નિખિલ બંગ સાહિત્ય સંમેલનના અધિવેશનમાં પણ તેમનું સન્માન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે તેમણે 'ગુજરાતી તથા બંગાળી કથાસાહિત્યમાં નારી' એ વિષય ઉપર બંગાળીમાં વ્યાખ્યાન આપ્યું હતું. ડો. ચન્દ્રકાન્તભાઈનું આવું સન્માન થયું એથી આનંદ થયો. તેમને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

## પ્રા. મોહનભાઈ શં. પટેલનો પંચોતેરમા વર્ષમાં પ્રવેશ : અનોખો અભિનંદન કાર્યક્રમ

ગુજરાતીના પીઢ અધ્યાપક અને 'ઉપનયન', 'ધૃતિ' જેવા અભ્યાસનિબંધોના સંગ્રહો આપનાર અભ્યાસી વિદ્વાન પ્રા. મોહનભાઈ પટેલના 'અમૃત મહોત્સવ' પ્રસંગે તેમને અભિનંદન આપવાનો એક કાર્યક્રમ અમદાવાદમાં ઠાકોરભાઈ મેમોરિયલ હૉલમાં ગઈ ૧૯મી જાન્યુ. '૯૫ના રોજ તેમનાં કુટુંબીજનો તરફથી યોજાયો હતો. આ પ્રસંગે શ્રી હેમાબહેન રાજગોપાલને અને તેમનાં સુપુત્રી કૃતિકાએ ભરતનાટ્યમ્ રજૂ કર્યું હતું. અભિનંદનનો આ ઉપક્રમ અનોખો હતો. પ્રા. મોહનભાઈના વિદ્યાર્થીઓ સર્વશ્રી ચન્દ્રકાન્ત શેઠ, સુમન શાહ અને ચિનુ મોદીએ ગુરુ-વંદના કરતાં ભાવપૂર્ણ વક્તવ્યો આપ્યાં હતાં. શ્રી મોહનભાઈના સહકાર્યકર શ્રી રામલાલ પરીખે શુભેચ્છાએ પાઠવી હતી. સ્વામી વિદિતાત્માનંદ સરસ્વતીએ આશીર્વાદ આપ્યા હતા. કાર્યક્રમ સરસ સંપન્ન થયો. આ પ્રસંગે શ્રી મોહનભાઈને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

## ગિરાગુર્જરી પારિતોષિક-૧૯૯૫

કલાગુર્જરી સંસ્થા તરફથી છેલ્લાં ત્રણ વર્ષમાં જે લેખકનું પ્રથમ વખત જ પુસ્તક પ્રગટ થયું હોય તે લેખકની છેલ્લાં ત્રણ વર્ષમાં પ્રગટ થયેલી મૌલિક કૃતિ(નવલકથા, નવલિકા, નિબંધ, કાવ્ય અને નાટક)ની બે પ્રતો અથવા તો અપ્રગટ કૃતિની બે પ્રતો ઉપરના પારિતોષિક માટે નીચેના સરનામે તા. ૨૮-૨-૯૫ સુધીમાં મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે. પ્રથમ પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૫૦૦૦ તથા સ્મૃતિપદક, દ્વિતિય પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૩૦૦૦ અને સ્મૃતિપદકથી સન્માનિત કરવામાં આવશે. ગુજરાતી સાહિત્યમાં પદાર્પણ કરતા સર્જકોને પ્રોત્સાહન મળે અને ગુજરાતી સાહિત્યમાં ગુણવત્તાનાં ઉત્તમ સોપાન સર કરે તે આ પુરસ્કાર યોજનાનો ઉદ્દેશ છે. કૃતિઓ મોકલવાનું સરનામું :

**શ્રી કનુ સૂચક (પ્રમુખ)**
કલાગુર્જરી, ૨૯૬, પી. નરીમાન સ્ટ્રીટ, ત્રીજે માળે,
સાંગલી બેંક બિલ્ડિંગ, ફોર્ટ, મુંબઈ ૪૦૦ ૦૦૧.

### સાભાર સ્વીકાર

**On the Dangerous Edge of Things** — by G. N. Panikkar, Pub : Pradeepthi Printers &Publishers, Trivandrum - 695006, Price Rs. 80 /-; **Footprints on the Dunes** - by Dr. B. T. Trivedi, Opp. Telephone Exchange, Palanpur - 395001 (For Private circulation).; **Thus Spake they** : Edited &Compiled by Prof. T. J. Purani, Published by Ramanbhai Foundation, 16, Azad Society, Ahmedabad 380 015.

# અબોલા રાણીની કથાનો મર્મ

મકરન્દ દવે

**(ચોથી આંતરકથા)**

રાત્રિનો ચોથો પહોર થયો. હવે એક જ પડદો હટાવવો બાકી હતો. પણ અબોલા હોકારો આપે કે પડદો હટાવે તો થઈ રહ્યુ ને ! વિક્રમે વેતાળને અબોલાના કકણમા પ્રવેશી હોકારો આપવા બેસાડી દીધો વિક્રમે વાર્તા માડી

એક હતો આધળો અને એક હતો પાંગળો. બનેય જાતે શૂદ્ર ને માબાપ વગરના. એક જણ એના કાકાને ત્યા, અને બીજો જણ એના મોટાભાઈને ત્યા ઓશિયાળા દિવસો કાઢે એમ કરતા એક વાર બંનેય સાથે મળીને ભાગ્ય અજમાવવા પરદેશ જવા નીકળ્યા. આધળો પાગળાને ઊંચકે અને પાગળો રસ્તે દોરે તેઓ એક નગરીમા પહોંચ્યા ત્યાની રાજકુંવરીની છાતીમા એક વિશાળ મસો હતો, તેથી કોઈ તેને વરતુ ન હતુ રાજાએ સ્વયવર રચ્યો. આધળો અને પાગળો તે જોવા ગયા. ત્યા હાથણીએ તેમના પર કળશ ઢોળ્યો. આધળાની કાંધે ચડી પાગળો ફેરા ફર્યો. તે પછી તેમણે ઘરસસાર માડ્યો. એક વાર આધળાનુ કાસળ કાઢવા પાગળાએ ઝેર તૈયાર કરવા માડ્યુ ઝેરી નાગને મારી તેના કટકા ચૂલે બાફવા મૂક્યા એટલામા ભૂખ્યા થયેલા આધળાએ ખાવાનુ માગ્યુ 'ખાવાનુ હજી ચૂલે ચડે છે એવા ઉત્તરથી અધીરો થઈને, આધળો ચૂલાની પાસે પહોંચ્યો. ચૂલા પરનુ માટલુ ઉઘાડતા તેમાથી નીકળેલી ઝેરી વરાળ તેની આખે લાગી આધળાની આખોના પડળ હઠી ગયા. દેખતો થતા, પોતાને મારવાનું કાવતરુ થતુ હતુ એમ તે સમજી ગયો. તેણે પાગળાને બે પગે પકડીને કુંવરીની ઉપર ઝાપટ્યો. પાગળાના પગ સીધા થઈ ગયા ને કુંવરીનો છાતીનો મસો ખરી પડ્યો. તો હવે એમાથી કોણ કુંવરીનો વર ગણાય ?

એવા પ્રશ્ન સાથે વિક્રમે વાર્તા પૂરી કરી. જવાબમા કકણ બોલ્યુ આધળા સાથે કુવરીએ ફેરા ફર્યા હતા એટલે કુવરી એની ગણાય. આ સાભળીને કકણ ભાગી નાખી અબોલા બોલી ગઈ લગ્નમા ફેરા ફર્યા ત્યારે આધળો અશ્વ થયેલો અને પાગળો તેના પર બેઠેલો. વાહનને કન્યા ન જાય. કન્યા પાગળાની જ ગણાય.

આમ રાતનો ચોથો પહોર પૂરો થયો. અબોલાને ચોથી વાર બોલાવી તેથી ચોથો પડદો પણ હટી ગયો.

[ સક્ષેપ મધ્યકાલીન ગુજરાતી કથાકોશ, પાનુ ૭]

આ કથા બીજી આતર કથાના મર્મને જુદી રીતે પ્રગટ કરે છે બીજી કથામા કુંવરી રાજકુમારના ધડને વરે કે મસ્તકને તેના જવાબમા અબોલા બોલી ઊઠે છે કે મસ્તકને જ વરે. આપણે એ કથામા ઊર્ધ્વગામિની શક્તિ અને સર્વોચ્ચ સ્થાને રહેલા શિવત્વના દર્શન કર્યાં હતા. આ કથામા પણ એ જ પ્રક્રિયા આધળા અને લગડાના પાત્રો દ્વારા મૂર્ત થઈ છે અહીં પણ આધળો, લગડો અને કુવરીને એક જ વ્યક્તિમા રહેલી વિવિધ શક્તિઓ રૂપે આલેખવામા આવી છે જીવનમા રહેલી પ્રાણશક્તિ અધ છે, ચિત્તશક્તિ અપગ છે પ્રાણમા ગતિ છે પણ જ્ઞાનદૃષ્ટિ નથી. જ્ઞાનદૃષ્ટિ માત્ર દૃષ્ટિ જ રહે અને તેનામા કર્તવ્યની પ્રાણવાન ગતિ ન આવે તો તે માત્ર પોથીના રીંગણા બની જાય છે ગોરખ કહે છે

*'પઢા લિખા સૂવા બિલાઈ ખાયા,*
*પડત કે હાથમે રહી ગઈ પોથી'*

કાળના પજા સામે અને મૃત્યુના કરાળ મુખ સામે આવુ નિષ્પ્રાણ જ્ઞાન કામ આવતુ નથી પેલી ઊર્ધ્વગામિની ચેતના પ્રાણ અને મનનો કબજો લઈ લે તો જ તેમની અધતા ને પગુતા નાશ પામે. એ કેવી રીતે નાશ પામે ?

આધળાને મારી નાખવા માટે ઝેરી નાગને માટલામા નાખી ચૂલે ચડાવવામા આવે છે તે નિમ્નગામી જલમયી પ્રકૃતિને પ્રાણાગ્નિથી પ્રજ્વલિત કરવાની ક્રિયા સૂચવે છે પ્રાણ જ્ઞાનદીપ્ત ન થાય ત્યા સુધી અધ આવેગોને વશ બની જાય છે યોગશાસ્ત્રોમા આવા અનેક રૂપક મળી આવે છે નાગને મારવાની કથા અપાનની શક્તિને પ્રાણ, ગરુડ દ્વારા ઊંચકી નવી અમૃતમયી ભૂમિકામા લઈ જવાની સુ-વાર્તા છે ગોરખ કહે છે

*'મારો મારો સપણી*
*જગાઈ લો ભમરા,*
*જા મારે સપણી*
*તા કા કરે જમરા ?'*

એ જ વાત. યમપાશનું છેદન કરો. યમદંડનું ખંડન કરો. મુક્ત માનવ થઈ નિર્મલ ગગનમાં વિહરો. મૃત્યુલોકમાં આવીને બીજું કામ પણ શું કરવાનું છે ! આવા આત્મવિજય સિવાયની બીજી બધી જ પ્રાપ્તિ, ધૂળ, પાપ, રાખ છે. મૃત્યુલોકમાં આવી અમૃતતત્ત્વ પ્રાપ્ત કરી લેવાનો જ આ કથાઓનો પ્રધાન સૂર છે. અહીં પણ દેહભાવે મરવાની અને આત્મભાવે જીવતા થવાની રાગિણી બજી ઊઠે છે. આંધળાએ લંગડાનો પગ પકડી ફેંક્યો. એનો પગ જઈ પડ્યો કુંવરીની છાતી પર અને કુંવરીનો મસો ખરી પડ્યો. મસાને લીધે કુંવરી કુરૂપ લાગતી હતી અને તેને વરવા કોઈ તૈયાર નહોતું થતું. મસો ખરી પડતાં જ તે સૌંદર્યવતી બની ગઈ. આ મસો એટલે શું ?

કુંવરીને રૂપહીન કરી મૂકતો મસો એ મનુષ્યમાં રહેલી હૃદયગ્રંથિ છે. એ છે વિષ્ણુમાયા. હૃદયગ્રંથિ કે વિષ્ણુમાયાને ભેદી નાખ્યા વિના સૃષ્ટિમાં રહેલું પરમ સૌંદર્ય નિહાળી શકાતું નથી. એ સૌંદર્ય અત્યંત કુરૂપ અને કઠોર લાગતી વ્યક્તિના અંતસ્તલે નિષ્કલંકરૂપે વિલસતું હોય છે. ભયંકરના મુખવટાની પાછળ શિવંકરનું જ આ અનુસંધાન. ભૂતમાત્ર વિષ્ણુમાયાના આવરણથી સંમોહિત છે એટલે તે મારા-તારા અને સારા-નરસાના ચોકઠામાંથી બહાર આવી શકતો નથી. પરમ ચેતનાની પ્રસન્નતા વિના મનુષ્યે પોતે જ ઊભા કરેલા પિંજરમાંથી તે મુક્ત થઈ શકતો નથી. 'દુર્ગાસપ્તશતી'માં કહ્યું છે :

*'त्वं वैष्णवी शक्तिः अनंत वीर्या*
*विश्वस्य बीजं परमासि माया,*
*संमोहितं देवि, समस्तमेतत्*
*त्वं वै प्रसन्ना भुवि मुक्तिहेतुः*

[ અધ્યાય ૧૧, શ્લોક ૫]

*'તું વૈષ્ણવી શક્તિ મહા બલિષ્ઠા*
*'તું વિશ્વની કારણભૂત માયા,*
*રાખ્યું કરી મોહિત સર્વ, દેવી !*
*રાજી થયે તું અહીં મુક્તિ આપે.'*

મહામાયાની આવરણશક્તિ અને મહાવિદ્યાની પ્રજ્ઞાશક્તિ તે એક જ સિક્કાનાં બે પાસાં. એ જ સનાતન વિદ્યા-અવિદ્યા, શ્રેય-પ્રેયની જ આ દ્વંદ્વ-લીલા. મમત્વનું કોચલું ભેદાય તો જ મનુષ્ય સમત્વના મેદાનમાં શ્વાસ લઈ શકે. અહીં ભૃગુએ વિષ્ણુની છાતીમાં લાત મારી હતી તે પૌરાણિક પ્રસંગને ભીતર ભેદી જોવા જેવો છે. ભૃગુ-પદ-લાંછન એ સર્વ મુક્ત આત્માઓનું ગૌરવ છે (વધુ માટે જુઓ લેખકના પુસ્તક 'ગર્ભદીપ'નું પ્રકરણ ૨૧, 'ભૃગુનો પદાઘાત', પાનાં ૧૬૭થી ૧૭૫).

આ કથાની કુંવરીની જેમ પેલી પરમ ચેતના આવા મુક્ત હૃદયમાં જ પ્રકાશે છે ને તેને વિદ્યા રૂપે વરે છે. આપણે જોયું કે અબોલા રાણી આંધળાને ઘોડો કહે છે, લંગડાને તેનો અસવાર. ઘોડો એટલે પ્રાણ અને અસવાર એટલે પ્રાણજયી આત્મા. શામળના શબ્દોમાં :

*'થયો અશ્વ તે આંધળો, પંગો થયો અસ્વાર,*
*વાહન તેને શું અડું, ઉપર તેની નાર.*

અહીં પ્રાણીમાત્ર જે શ્વાસ લે છે અને ગતિ કરે છે તેનું શરીર વાહન છે. પણ તેને શરીર અવસ્થાનો જ અંધાપો છે. તેને દોરનારું ચિત્ત પણ આ મર્યાદા સાથે જોડાઈને પંગુ બની ગયું છે. પેલી ચેતના આ બંનેથી બંધાઈને ચાલે છે. તેને શાસ્ત્રીય ભાષામાં મલ, વિક્ષેપ અને આવરણ કહે છે. આ બધું જ અવિદ્યા કે અજ્ઞાનને આભારી છે. માયા તેનું મૂળ. માયા દૂર થતાં જ દૃષ્ટિ અને ગતિ જુદું જ સ્વરૂપ ધારણ કરે છે. આમ અવરોધ દૂર થતાં જ શક્તિ ઊર્ધ્વગામિની બને છે. પરમ શિવ સાથે શક્તિનું મિલન થાય છે.

આ કથા આપણા જીવનમાં ભૂગર્ભ વહેતા પ્રવાહને દર્શાવે છે અને આપણી મંગલમુખી યાત્રાનો પરિચય કરાવે છે.

※

# નિત નવા વંટોળ : ''આજથી બસોએક વર્ષ પહેલાં''

પ્રીતિ સેનગુપ્તા

ન્યૂયોર્ક શહેરની વચ્ચે એક અસાધારણ કળાકેન્દ્ર છે ત્યા આખું વર્ષ નૃત્ય, પાશ્ચાત્ય સગીત, ઑપેરા, નાટક સિનેમા (ક્લાસિક, અલબત્ત) વગેરેના અનુષ્ઠાન ચાલતા જ રહે છે આ દરેક પ્રકારની પાછી 'સિઝન' હોય. ત્યારે જાણે એ અગેનો 'ઉત્સવ' ઊજવાય. ઉનાળા દરમ્યાન, કેટલાક અઠવાડિયા માટે, એક ભવનમા યોજાતો સગીતોત્સવ વિશેષ રીતે લોકપ્રિય બનેલો છે

અમેરિકાના સોળમા પ્રમુખ (૧૮૬૧થી ૧૮૬૫) 'મહા મુક્તિદાતા' તરીકે ઓળખાતા, અબ્રાહમ લિકનના નામ પરથી આ કળાકેન્દ્ર 'લિકન સેન્ટર'નુ નામકરણ પામેલુ છે બાગ, ખુલ્લો મચ, ગોળાકાર ફુવારો, મોટો લબચોરસ હોજ, અને ઘણી મોકળી જગ્યાની આસપાસ કળા-અનુષ્ઠાનો માટે એક ભવન-સપુટ છે એમાના કેટલાકના નામ ઉદાર દાતાઓના નામ પરથી પડ્યા છે હુ ન્યૂયોર્કમા શરૂઆતના વર્ષથી જ લિકન સેન્ટર પર જવા માડેલી, અને ભવનોના નામ-લક્ષણોથી પરિચિત બનેલી. મોટા મોટા ઓર્કેસ્ટ્રા સાથેનુ 'ક્લાસિકલ' પાશ્ચાત્ય સગીત જે ભવનમા રજૂ થતુ એ 'ફિલહાર્મોનિક હોલ' કહેવાતો. એક દિવસ છાપામા જોયુ કે એ રાત માટે જે સગીત-અનુષ્ઠાનની ટિકિટ મારી પાસે હતી તેની રજૂઆત 'એવરી ફિશર હોલ'મા થવાની હતી 'ફિલહાર્મોનિક'મા નહિ એ વળી કયો હોલ ? ટિકિટ લેવામા મારી ભૂલ હતી કે શુ ? — એવી જરા ચિંતા થઈ પછી તો લિંકન સેન્ટરના નબર પર ફોન કર્યો, ને ત્યારે જાણવા મળ્યુ કે હોલ સાચો જ હતો, લાખો ડોલરનુ દાન કરનારના નામ પરથી એનુ નવુ નામ પડ્યુ હતુ — એટલુ.

એ વાતને પણ હવે તો વર્ષો થઈ ગયા. એ પછી તો વળી, લાખો ડોલરના ખર્ચે એ હોલમાના ધ્વનિ-શ્રવણના પાસાને સુધારવામા પણ આવ્યુ. એ હોલમા જે નિયમિત રીતે કાર્યક્રમ આપતુ તે ન્યૂયોર્ક ફિલહાર્મોનિક ઓર્કેસ્ટ્રાના સગીત-સચાલક ('કન્ડક્ટર') તરીકે ઝુબિન મહેતા લગભગ બાર વર્ષ રહ્યા. એક ભારતીય આવી વિશ્વવિખ્યાત પદવી પર હોય, ને સ્નેહ અને પ્રશસાને પાત્ર — પાશ્ચાત્ય સગીતપ્રેમીઓમા — બન્યા હોય, તે પણ આપણે માટે આનદ ને ગર્વની બાબત બને. ઝુબિન મહેતા એમની સચાલનશૈલી માટે વખણાતા હતા, ને 'ક્લાસિકલ' સગીત કૃતિઓની પસદગી માટે વખોડાતા પણ હતા. દા.ત. તેલ અવીવ (ઇઝરાયલ)ના ફિલહાર્મોનિક ઓર્કેસ્ટ્રા દ્વારા એ એવી કૃતિ વગાડાવવા માગતા હતા, જે એડોલ્ફ હિટલરને ખૂબ પસદ હતી. જે વ્યક્તિએ લાખો યહૂદીઓની હત્યા કરાવડાવેલી, તેની સાથે સકળાયેલી કોઈ પણ બાબત યહૂદી પ્રજા, પોતાના જ દેશમા, સહન કરી જ કઈ રીતે શકે ? હુ એ વખતે ઇઝરાયલના પ્રવાસે હતી, અને આ કાર્યક્રમની જાહેરાત તેલ અવીવમા જોઈ હતી. પછી જાણ્યુ હતુ કે ત્યા મોટો ઊહાપોહ થયેલો, એ રાતે કાર્યક્રમ રદ કરવો પડ્યો હતો, અને બીજી કોઈ રાતે એ કૃતિ સિવાયની બીજી કૃતિઓ રજૂ થઈ હતી !

ન્યૂયોર્કમા, ઉનાળાના સાત-આઠ અઠવાડિયા દરમ્યાન 'મોસ્ટલી મોત્સાર્ત' નામનો કાર્યક્રમ રજૂ થાય છે એની શરૂઆત ૨૮ વર્ષ પહેલા થયેલી. ત્યારે એની ટિકિટ ખૂબ ઓછી રહેતી. ઉદ્દેશ એ હતો કે કાર્યક્રમ સાધારણ લોકોને પણ પોસાય, ને 'ક્લાસિકલ' (પશ્ચિમી) સગીત સમાજના વધારે સ્તરમા લોકપ્રિય બને. હવેના એવરી ફિશર હોલમાથી બધી બેઠકો કાઢી નાખવામા આવે, જાજમો પથરાય, ને બધા નીચે બેસીને સગીત સાભળે આ બધુ બહુ વર્ષો ટક્યુ નહિ ટિકિટના ભાવ ઘણા વધ્યા, ખુરશીઓ હોલમા પાછી આવી ગઈ, કાર્યક્રમ જન-સાધારણ માટે રહ્યો નહિ સમાચાર તો એવા છે કે આ છેલ્લુ વર્ષ છે, ને આ પછીના ઉનાળે આ કાર્યક્રમ યોજાશે નહિ. (જોકે સરકાર તરફથી ગ્રાન્ટ, કે દાતારો પાસેથી મોટુ દાન મળી જાય તો વળી, કાર્યક્રમ ચાલુ પણ રહે.)

આ કાર્યક્રમ બરાબર એના નામ પ્રમાણે જ હોય છે 'મોસ્ટલી મોત્સાર્ત'(Mostly Mozart), એટલે કે જેમા મોત્સાર્તની લખેલી સગીત કૃતિઓ સૌથી વધારે વગાડાશે. રજૂ થશે તેવો કાર્યક્રમ. આ સગીતકારે ટૂંકી જિંદગીમા ઘણી કૃતિઓ રચેલી. એમનું સગીત ખૂબ

જ કર્ણપ્રિય છે, ને હૃદયસ્પર્શી છે. ઉપરાંત, એમાં ભરપૂર સ્વર-માધુર્ય છે, ને ભાવ-તીવ્રતા છે. ભાગ્યે જ એવું કોઈ હશે જેને મોત્સાર્તનું રચેલું સંગીત સાંભળવું ના ગમતું હોય.

આ અસાધારણ સંગીતરચયિતાનું આખું નામ વુલ્ફગાન્ગ આમાદિયસ મોત્સાર્ત. એમનો જન્મ ૧૭૫૬માં ઑસ્ટ્રિયા દેશના સાલ્ઝબર્ગ શહેરમાં થયેલો. સંગીતકૃતિઓની રચનાના ક્ષેત્રમાં, તેમ જ વાયોલિન અને પિયાનો જેવાં વાજિંત્રો વગાડવામાં, એમની મેધા પ્રચંડ હતી, તેની ખાતરી તો એમણે સાવ નાની ઉંમરથી જ કરાવી આપેલી. ૨૫-૨૬ વર્ષની ઉંમરે એ મુખ્ય નગર વિયેનામાં રહેવા ગયા. ત્યારે વિયેના સંગીતનું મોટું ધામ હતું. મહારાજ જોસેફ દ્વિતીય સંગીતપ્રેમી હતા. પોતે પણ ગાતા, અને તારવાદ્ય તથા પિયાનો વગાડતા. તેથી પણ વધારે, એ ઉદારભાવે સંગીતકારોને પોષતા, અને નવી નવી કૃતિઓ રચવા એમને પ્રોત્સાહિત કરતા. એમનો દરબાર વિખ્યાત રચયિતાઓ — ગ્લક, હાયડન, સાલિયેરી, ક્લેમેન્તી વગેરે — વડે શોભતો. મુખ્ય સંગીતકારને સ્થાને સાલિયેરી હતા. મોત્સાર્ત રાજ-દરબારમાં દાખલ થતાં એમના અપૂર્વ કૌશલ્યને કારણે ઘણા નોંધપાત્ર બન્યા.

મોત્સાર્ત અને સાલિયેરીની વચ્ચે થોડી ઈર્ષા, થોડી હરીફાઈ તો થઈ જ હશે, પણ છતાં બંને મિત્રો તો હતા જ. જ્યારે પીટર શેફર નામના બ્રિટિશ નાટ્યકારે મોત્સાર્ત પર નાટક લખ્યું, ત્યારે એમણે આ બે સંગીતકારો વચ્ચેના સંબંધને જુદું જ સ્વરૂપ આપ્યું. 'આમાદિયસ' નામના કથાનકમાં મોત્સાર્ત અસભ્ય ભાષા વાપરતા, મોટે મોટેથી હસતા, દૈવી સર્જનશક્તિ ધરાવતા, પણ જરા અવિચારી યુવાન તરીકે નિરૂપાયા છે; અને સાલિયેરી અસહ્ય ઈર્ષાને કારણે મોત્સાર્તને સુખી થવા નથી દેતા. બીજી ઘણી સાચી વિગતોની વચ્ચે નાટ્યકારે આટલી સર્જન-કલ્પિત વાત વણી લીધી છે. નાટક ઘણું વખણાયેલું. એ જોયા પછી હજી ઘણા લોકો એમ જ માને છે કે હકીકત ખરેખર આમ જ હતી ! કળા અને કલ્પનાનો ઇતિહાસ પર એટલો વિજય થયો કહેવાય, પણ છતાં તેથી ઇતિહાસ બદલાતો નથી.

આ વર્ષે અહીં 'મોસ્ટલી મોત્સાર્ત' કહેવાતા સંગીતના જલસાની ૨૮મી 'સિઝન' રજૂ થઈ રહી છે. તો ૨૮ વર્ષની ઉંમરે મોત્સાર્ત ક્યાં હતા, ને શું કરતા હતા તે વિશેનો એક લેખ કાર્યક્રમ વખતે વહેંચાતી પુસ્તિકામાં જોયો, ને રસ પડે તેવો લાગ્યો. ૧૭૮૪નું વર્ષ શરૂ થયું ત્યારે મોત્સાર્ત વિયેના પહોંચી ગયેલા, અને રચયિતા તથા પિયાનો-વાદક તરીકે નામ કાઢી રહ્યા હતા. પૈસાની તંગી એમને હંમેશાં રહેતી, એટલે પિયાનો શિખવાડવા માટે સમય પણ એમણે કાઢવો પડતો.

વિયેનાના રાજ-દરબારમાં રોજ જલસા થતા જ રહેતા. વળી, 'ક્લાસિકલ' સંગીત પ્રકાર પર કરાતા, 'વૉલ્ત્ઝ' કહેવાતા નૃત્યનો પ્રજાને એવો ગાંડો શોખ કે રાતે દસથી શરૂ કરીને સવારે સાત વાગ્યા સુધી લોકો સતત આ સુંદર લયબદ્ધ નૃત્ય કર્યા જ કરતા. મોત્સાર્તના પિતા એને મળવા આવેલા, તે આ બધી પ્રવૃત્તિઓથી તરત થાકી ગયા, પણ મોત્સાર્ત માટે વિયેના "દુનિયાનું સૌથી સારું સ્થાન" હતું. થાકનું એમને ભાન ન હતું. એમની સર્જન-પ્રતિભા જ જાણે એમનામાં અનવરત પ્રાણ પૂર્યા કરતી હતી. આખી રાત એ બૉલ-ડાન્સ કરી શકતા હતા, અને ઘોંઘાટ ને ભીડની વચમાં નવી કૃતિ રચી પણ શકતા હતા. એ પહેલા જ વર્ષમાં વિયેનામાં એમણે કેટકેટલું રચ્યું ! ઘણી વાર રચનાને ઝીણી ઝીણી વિગતે લખવાની આળસ આવે. છતાં મેધા એવી તો આશ્ચર્યકારક, કે અત્યંત સહજ રીતે, જાણે આપોઆપ, કૃતિ એમને યાદ જ રહી જાય.

એ જમાનાના બીજા સંગીતકારો પણ એમને "શ્રેષ્ઠ રચયિતા" ગણતા, ને આજ સુધી એ અભિપ્રાય બદલાયો નથી. મોત્સાર્ત પાંત્રીસ જ વર્ષ જીવ્યા. ૧૭૯૧માં તો એ મૃત્યુ પામ્યા. ટૂંકું જીવન, અદ્‌ભુત જીવન. એ હતા રચયિતા, અનુષ્ઠાતા, વાદક, ગુરુ, મિત્ર, યજમાન, પતિ. પિતા, પ્રવૃત્તિ અને જવાબદારીથી ભરેલું જીવન. સર્જન-પ્રક્રિયાની પ્રબળતાથી સભર જીવન. જ્યારે વ્યક્તિની જ સ્મૃતિ બસો વર્ષ સુધી તાજી રહી છે, ત્યારે એમનું દૈવી સંગીત પણ અવિસ્મરણીય જ રહેવાનું.

※

# મનુસખભાઈનું ઝવેરાત

દુષ્યંત પંડ્યા

દેશકાળ પરિવર્તનો કરે છે અને આપણે સૌ તેને અનુસરીએ છીએ એમ કહેવુ સાવ ચલણી બની ગયુ છે આ પરિવર્તનનો વેગ પણ આપણે નક્કી કરી શકતા નથી. કોઈ વાર તે કાચબાની મદ ગતિએ થતુ હોય છે, કોઈ વાર ઘોડાવેગે તો કોઈ વાર જેટવિમાન વેગે. સ્કૂના ચડઊતર વર્તુળો જેવા એ પરિવર્તનચક્રમા એક જગ્યાએથી બીજે જતા કે ઘસડાતા, આપણુ બાહ્ય રૂપાગ તો ઠીક, આપણુ અતરગ પણ એટલુ બદલાઈ ગયુ હોય છે કે, આપણી જૂની તસવીરો સચવાઈ રહી હોય તો, તે જોતા આપણી જાતને આપણેયે ઓળખી શકતા નથી. મનસુખભાઈ ઝવેરીની બાબતમા શુ એવુ જ બન્યુ હતુ ?

સરસ ટાઇસૂટધારી મનસુખભાઈ અનેકને પરિચિત હતા. ધોતિયુઝભ્ભો પહેરેલા મનુસખભાઈના ચિત્રથી પણ કેટલાક લોકો પરિચિત છે પરતુ ધોતિયુ, લાબો કોટ અને માથે પીળો ફેટો પહેરેલા મનુસખભાઈને કેટલા લોકો જાણે છે ? ૧૯૩૦ સુધી મનસુખભાઈનો એ નિત્યવેશ હતો જામનગરની એ કાળની એકમાત્ર કન્યાશાળાના — તે સમયના અગ્રેજી ધોરણ પાચમા (હાલના નવમા) સુધીની શાળાના — શિક્ષક હોઈ તથા જામનગર રજવાડુ હોઈ, મનસુખભાઈ આ સિવાય બીજો વેશ ધારણ કરે એ કલ્પના તે કાળે થઈ શકતી નહીં વળી, એ કાળે મુબઈ-અમદાવાદમાયે ઉઘાડ મથ્થા ભાગ્યે જ દેખાતા ત્યા, જૂનવાણીના ગઢ જેવા જામનગરમા, સ્મશાનયાત્રાએ જવા સિવાયને પ્રસગે ઉઘાડે માથે ફરવાનો વિચાર કયા માથાફરેલને આવે ? અને કન્યાશાળામા હાફકોટેય ન ચાલે. સાત બટનવાળો લૉંગકોટ જોઈએ ને માથે ફેટો હોય તો, નાની વયે પણ માણસ પીઢ દેખાય. મનસુખભાઈ તે કાળે વીસીમા પ્રવેશી ચૂકેલા મારી નજરે પડેલુ મનસુખભાઈનુ આ પ્રથમ ચિત્ર ફેટો ગયો, લાબો કોટ ગયો ને સૂટ આવ્યો, બીડી ગઈ, તેને સ્થાને સિગારેટ આવી ને તે પણ પછીથી ગઈ, પણ મનસુખભાઈની દેહયષ્ટિ એવી ને એવી જ રહી, એકવડી ને સોટા જેવી સીધી, તેમનુ હાસ્ય એવુ જ રહ્યુ, મુક્ત ને ખડખડાટ, અને પ્રેમાળતા પણ એવી જ રહી. એમનુ હસ્તધૂનન હોય કે એ ધબ્બો મારતા હોય, હૃદયના અમીરસનો લેપ કરતા હોય એવુ લાગે. હાથ મિલાવે ત્યારે જાણે હૃદય મિલાવતા ન હોય !

કેટલાક સબધો આકસ્મિક થાય છે, કેટલાક સજોગો સ્થાપે છે તો કેટલાક આપણે ઊભા કરવા પડે છે મનસુખભાઈ — અને હસમુખબહેન — સાથેનો સબધ આમાથી એકકેય પ્રકારનો ન હતો. એ સબધ મને વારસામા મળ્યો હતો.

મનસુખભાઈનુ મૂળ રહેણાક ઘર — એમનુ કુટુબ સાધનસપન્ન હોઈ એમને એ કાળે એક કરતા વધારે ઘર હતા અને પછીથી તેઓ આ કાજી ચકલાનુ ઘર કાઢી બીજે, લીમડા લાઇનમા, રહેવા ગયા હતા — મારા મોસાળના ઘરની પાસે, કાજી ચકલે. અને હસમુખબહેનનુ પિયરઘર મારા પૈતૃક ઘર પાસે, સેતાવાડને છેડે હસમુખબહેન વયમા મારાથી વરસ વટોળ મોટા, તો મનસુખભાઈ મારાથી આઠદસ વરસ મોટા. વિધિસરના પરિચયમા જે ઔપચારિકતા હોય તેનો અણસારેય કદી અમારી વચ્ચે આવ્યો નથી તેનો યશ આ અમારા ગૃહસામીપ્યને, અમારા વડીલોના સબધને અને મનસુખભાઈ-હસમુખબહેનની હૃદયની પ્રેમળતાને આપવો ઘટે

૨

મનસુખભાઈની અને મારી વચ્ચે વયનો દાયકા જેટલો તફાવત. એ અગ્રેજી કન્યાશાળામાં શીખવે અને હુ નાનો નિશાળિયો જરા સમજણ ઊગી ત્યા જાણવા મળ્યુ કે એમણે 'સ્મૃતિભ્રશ અથવા શાપિત શકુંતલા'

અને 'ચંદ્રદૂત' જેવી બે કૃતિઓ પ્રગટ કરી છે — મૌલિક અને અનુવાદિત કૃતિઓ વચ્ચેનો ભેદ સમજવાની મારી ઉંમર ન હતી અને નામે દુષ્યન્ત ન હોત તો મારા નાનપણમાં મને કોઈએ શાકુન્તલની કથા કદાચ કહી પણ ન હોત — ને 'જામનગર સાહિત્ય સભા'ના એ મંત્રી છે : આટલી વાતો મારા મુગ્ધ મનમાં એમને માટે અહોભાવ જન્માવવા પૂરતી હતી. અને અહોભાવ એટલે અંતર. પરંતુ, એમની નજીક આવવાનું થયું ત્યારે, આત્મીયતાની કટાર વડે મનસુખભાઈએ એ અંતર ભેદી નાખ્યું.

૧૯૩૧માં મૅટ્રિક પાસ થઈ મનસુખભાઈ શામળદાસ કૉલેજમાં ભણવા ગયા હતા. કદાચ, એ જ અરસામાં, કાજી ચકલાને પૂર્વ ખૂણે આવેલું તેમનું ઘર કાઢી નાખી તેઓ લીમડા લાઇનમાં રહેવા ગયા હતા. ઉમેદભાઈ મણિયાર, ડૉ. હેમુભાઈ મણિયાર, જયન્તીભાઈ ઓઝા, ઉછરંગભાઈ પંડ્યા, મનસુખભાઈ : આ સૌ ૧૯૩૦-૩૩ના ગાળાના જામનગરના બૌદ્ધિકો, સાહિત્યપ્રેમીઓ, વિચારકો હતા. બધા જ વયમાં મારાથી મોટા. અને ઉછરંગભાઈને બાદ કરતાં — જયન્તીભાઈ ઓઝાએ જામનગરમાં શિક્ષણકાર્ય કર્યાનું સ્મરણ છે — બધા જામનગરની બહાર જનારા, બહારની મુક્ત હવામાં વસનારા, બહારના પ્રવાહોને ઝીલનારા હતા ત્યારે મારો પ્રવાસ રાજકોટ સુધી જ સીમિત રહેતો. એટલે, રજાઓમાં આ મહાનુભાવો બહારગામથી આવે ત્યારે અમે ચકિત થઈ જતા. વળી, જામનગરમાં રાષ્ટ્રીયતાનું નામ લેવા પર, એના સમાચાર આપતા 'સૌરાષ્ટ્ર' જેવા સામયિક પર અને રાષ્ટ્રીયતાની તમામ પ્રવૃત્તિ પર કડક જાપ્તો હતો. એટલે, મુંબઈ, અમદાવાદ, ભાવનગર કૉલેજોમાં ભણતા જુવાનિયાઓ છુટ્ટીઓમાં આવે ત્યારે જે આતુર હૈયાંઓના ઝમેલા જામે તેના પરિધિ પર બેસી તેમની વાતોનું આકંઠ પાન કર્યું છે, પોતાની સાથે કોઈ એકાદ ચોપડી લાવ્યું હોય તો તે એમની કૃપાથી, વાંચી છે ને એ રીતે, રજવાડાંની કિલ્લેબંદીમાંથી મનપંખીને થોડું બહાર કાઢ્યું છે. તળાવના ટેકરા પરના, કાનાકાકાની દેરીએ કે સાત રસ્તે, મનસુખભાઈના મુક્ત હાસ્યના પડછંદા હજીયે કાનમાં ગુંજે છે.

૩

મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી, કૉલેજો ઠેકતો હું નાસિકની હંસરાજ પ્રા. ઠાકરશી કૉલેજમાંથી બી. એ.ની પરીક્ષા પસાર કરી, ગુજરાતી વિષય સાથે એમ.એ.નો અભ્યાસ કરવા માટે, ૧૯૩૮માં મુંબઈ ગયો ત્યારે, ત્યાં વર્ગમાં, એમ.એ.ના બીજા વર્ષમાં અભ્યાસ કરતા અમૃતલાલભાઈ યાજ્ઞિકનો પરિચય થયો. મનસુખભાઈ સાથે એમને શામળદાસ કૉલેજની મૈત્રી. તે સમયે નવી જ ખૂલેલી રુઇયા કૉલેજમાં મનસુખરામભાઈ ગુજરાતીના અધ્યાપક નિમાયેલા. એમને ત્યાં, માટુંગે, જે છ-આઠ માસ મુંબઈ રહ્યો તેમાં ત્રણેક વાર ગયો હોઈશ. એ ખ્યાતનામ કવિ હતા, અભ્યાસી પ્રાધ્યાપક હતા અને પાઠ્યપુસ્તકોના લેખનના ક્ષેત્રમાં પ્રવેશતા હતા.

આઠ વરસ પછી, કરાંચીથી હું મુંબઈ આવ્યો ત્યાં સુધીમાં મનસુખભાઈ થોડુંક ફરી ચૂક્યા હતા અને ખૂબ પ્રગતિ કરી ચૂક્યા હતા. '૪૬માં તેઓ સેંટ ઝેવિયર્સમાં ગુજરાતીના પ્રાધ્યાપક હતા અને મુંબઈ યુનિવર્સિટીમાં ગુજરાતીની બોર્ડ ઑવ્ સ્ટડીઝના અધ્યક્ષ હતા. શ્રી સુરેશ દલાલ, શ્રી જગદીશ જોશી, શ્રી ચંદ્રકાંત ટોપીવાળા, શ્રી પ્રકાશ મહેતા વગેરે એમના આગળ પડતા વિદ્યાર્થીઓ. મનસુખભાઈ અંધેરીમાં, સ્ટેશનની નજીક, ઘોડબંદર રોડ ઉપર રહેતા. સાંતાક્રૂઝમાં ધનસુખભાઈ મહેતા અને રામભાઈ બક્ષી શારદવૃંદ નામનું અવિધિસરનું વર્તુળ ચલાવતા. એ બે મહાનુભાવો ઉપરાંત મનસુખભાઈ, ગુલાબભાઈ, ડૉ. હરિવલ્લભ ભાયાણી, શ્રી ચુનીલાલ મડિયા, શ્રી પ્રેમશંકર ભટ્ટ, આકાશવાણીના શ્રી દલાલ એ વૃંદના કાયમી સભ્યો. લવાજમ ? દર બે મહિને, કૉફી ખર્ચનો અકેક રૂપિયો આપવાનો, જે રામભાઈ ખૂબ આનાકાની પછી, સ્વીકારતા. ડોલરભાઈની ઓળખાણે મને પણ એમનું સભ્યપદ સાંપડ્યું. એ બધા 'શારદ' હતા તો હું 'વૃંદ' તો હતો જ ને ?

અમારી આ મડળી લગભગ ત્રણેક અઠવાડિયાના ગાળે પોદ્દાર સ્કૂલમા મળતી. ધન્નુભાઈની પિસ્તોલ જેવી ચિઠ્ઠીથી મિલનની નક્કી થયેલી તારીખની ફરીથી જાણ – કે યાદ – કરાવવામા આવતી મડળીમા કોઈક સાહિત્યિક મુદ્દા પર, તાજેતરમા બહાર પડેલા કોઈ પુસ્તક વિશે, કે કોઈ સામયિકમા પ્રગટ થયેલા લેખ વિશે મુક્તપણે સૌ ચર્ચા કરતા. ચર્ચા કોઈક વાર એટલા ઊંચા સ્વરે ચડી જતી — ખાસ કરીને મનસુખભાઈ, પ્રેમશકર કે ભાયાણી બોલતા હોય ત્યારે — કે, રસ્તે પસાર થનારને લાગે કે અદર લોકો ઝઘડી રહ્યા છે ભાયાણીની ઊડી ગવેષણા, વિષયને હસ્તામલકવત્ બનાવી દેવાની મનસુખભાઈની કુશળતા, વાતચીત જ કરતા હોય તે રીતે પણ, તુલનાત્મક દૃષ્ટિએ તોળવાની ટેવવાળા ગુલાબભાઈની રજૂઆત, જાણે સનાતન જિજ્ઞાસુ હોય એ રીતે પ્રશ્નો દ્વારા ધન્નુભાઈની વાતમાડણી, મડિયાની માર્મિકતા અને એથીયે વધારે મર્માળુ એમનુ હાસ્ય અને રામભાઈનુ કટાક્ષમડિત, વેધક પાડિત્ય આમ જુદા જુદા દૃષ્ટિબિદુઓથી જુદી જુદી અનુભૂતિકક્ષાએથી વિષયની રસભરી છણાવટ થતી. કોફીના ઘૂટ પિવાતા ફરી મળવાની તારીખ નક્કી કરી, પ્રાસાદિક સધ્યાના સવાદોઢ કલાક પછી સૌ છૂટા પડતા. એ મડળીમા કોઈ વાર સુદરજીભાઈ બેટાઈ આવતા, કોઈક વાર કોઈ બીજા અતિથિ પણ આવતા. નિયમિત સભ્યો ઉપર ગણાવ્યા તે.

પોદ્દાર સ્કૂલમાથી નીકળીને પાર્લા તરફ જનારી મડળી ચાલતી જ નીકળતી. જૂના, સાકડા ઘોડબદર રોડ ઉપર તે સમયે નિરાતથી ચાલી શકાતુ. સાતાક્રૂઝ વિલેપાર્લે વચ્ચે તે જમાને ખેતરો હતા. આખે રસ્તે બત્તીઓ પણ ન હતી બેસ્ટની બસો માહિમ સુધી આવતી અને ઓટોરિક્ષાનો જન્મ થયો ન હતો. નિરાતથી વાતો કરતા અમે ચારપાચ જણ રસ્તો કાપતા કોઈક વાર પોદ્દાર સ્કૂલ ચર્ચિત વિષયનુ અનુસધાન હોય, કોઈ વાર એ વિષયની ચર્ચા દરમ્યાન સ્ફુરેલા બીજા વિષયની કે ત્યા ઉલ્લેખિત કોઈ વ્યક્તિની વાત હોય, તો કોઈ વાર કઈ ત્રીજુ જ હોય ભાયાણી હોય એટલે કોઈ ને કોઈ શબ્દની વ્યુત્પત્તિ હોય, સાધાર ને સદૃષ્ટાન્ત ગુલાબભાઈ કોઈ પાશ્ચાત્ય લેખક કે કૃતિની વાતથી ત્યાની ચર્ચામાની પોતાની વાતને પરિપુષ્ટ કરે. વાતાવરણ હળવુ હોય એટલે, મનસુખભાઈના હાસ્યના ફુવારા સાથેના ટીકાટિપ્પણો સહજ લાગે. વ્યાખ્યાનખડની ઔપચારિકતા જાળવવાની નહીં હોઈ, મનસુખભાઈ વિશુદ્ધ હાલારી બોલીમા પોતાના લાક્ષણિક આરોહ-અવરોહ છોડતા હોય અને હાસ્યની છોળ ઉડાડતા હોય.

૧૯૫૦મા, એ રીતે, એક સાજે, ગપ્પા મારતા પોદ્દાર સ્કૂલમાથી નીકળી, શેરી વળોટી, અમે ઘોડબદર રોડ પર આવ્યા પાર્લા તરફ વળીએ ત્યા, મને જરા આઘેરો લઈ, મનસુખભાઈએ આસ્તેથી કહ્યુ "કા ભાઈ તમારો થીસીસ આવી ગ્યો છે નિરીક્ષક તરીકે રામનારાયણભાઈની નિયુક્તિ કરી છે ને, તેઓ ના પાડે તો, બ.ક ઠા નુ નક્કી થયુ છે" મે મોયે તો હોકારો ભણ્યો હશે પણ, મનમા થઈ ગયુ કે આપણા નસીબમા પીએચ.ડી.નુ પૂછડુ નથી. કારણ, થીસિસ જોઈ જવાની વિનતી કરવા રામનારાયણભાઈ પાસે — તે વેળા તેઓ ગ્રાટરોડ સ્ટેશન પાસે રહેતા ત્યા — ગયો હતો. ત્યા પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવુ થતા, મારુ થોથુ બગલામા મારી હુ પાછો ઘેર આવ્યો હતો. મારા અભ્યાસવિષય પરત્વેનો મારો દૃષ્ટિકોણ રામનારાયણભાઈને સ્વીકાર્ય ન હતો એટલે, તેઓ 'હા પાડે તો મારી પીએચ.ડી.ની 'ના' જ હતી આ મારુ મતવ્ય હતુ અને બ.ક ઠા તો દુરારાધ્યદેવ હતા ને ? ક્યા એમનો જ્ઞાનરાશિ ને ક્યા અલ્પમતિ હું ? પછી એ વિશે શુ થયુ એ પૂછવાની મારી હિંમત જ ન ચાલી પરતુ, ચારેક મહિના પછી અમે ફરી શારદવૃદમા મળ્યા ત્યારે, એમની લાક્ષણિક રીતે, ને મારા વડીલ તરીકે, મારો વાસો થાબડ્યો. ભેટીને અભિનદન આપ્યા. સાચા અર્થમા એ હાર્દિક અભિનદન હતા. આકાશવાણી પરથી એ મહાનિબધનુ સરસ અવલોકન પણ એમણે કર્યું હતુ.

મનસુખભાઈનાં સ્વભાવનાં કેટલાંક લક્ષણો તરત ઊપસી આવતાં. એક સમયના મનસુખભાઈના ગાઢ મિત્ર અને, કરાંચી છોડી મુંબઈવાસી થયા ત્યારે ઠીક ઠીક લાંબા સમય સુધી માટુંગાને ઘેર મનસુખભાઈનું આતિથ્ય માણનાર કરસનદાસ માણેક પોતાના ટીખળી સ્વભાવ મુજબ મનસુખભાઈને 'આશુરોષ' કહેતા. ક્યાંય કશુંય ઊણું દેખાય, ક્યાંય પોતાની અવગણના થયેલી લાગે તો, કોઈનીયે શેહ વિના મનસુખભાઈનો રોષ તરત ભભૂકી ઊઠે. પાછો ઠંડો પણ એટલી જ ઝડપથી પડી જાય. પણ પોતાને લગતા કોઈ વ્યક્તિના ઇરાદાપૂર્વકના અયોગ્ય વર્તનથી એમના મનમાં બંધાઈ ગયેલી ગાંઠ છોડાવવી મુશ્કેલ થઈ પડે. પ્રાધ્યાપક બનેલા એમના એક વિદ્યાર્થી નવે વરસે બીજે થઈને પછી મનસુખભાઈ પાસે ગયા તો મનસુખભાઈનો અહં ઘવાયો અને એમણે પેલા પ્રાધ્યાપક મિત્રને સંભળાવ્યું : "હા, તમે તો ઊગતા સૂરજને જ પૂજો ને ?"

મહારાષ્ટ્ર માધ્યમિક શિક્ષણ બોર્ડ તરફથી બહાર પડતાં ગુજરાતીનાં પાઠ્યપુસ્તકોના સંપાદનકાર્યમાં અમે સાથે હતા. સદ્. રમણભાઈ વકીલ, સદ્. જગદીશભાઈ જોશી, શ્રી હરીન્દ્રભાઈ દવે, શ્રી અમૃતલાલભાઈ યાજ્ઞિક, શ્રી સુરેશભાઈ દલાલ વગેરે મિત્રો સાહિત્યકૃતિઓની પસંદગીમાં સહાયરૂપ થાય, વિદ્યાર્થીઓની કક્ષાને અનુલક્ષીને કૃતિના ગુણદોષની ચર્ચા સૌ સાથે કરીએ, વિદ્યાર્થીઓની સમજણશક્તિ, તેમની રુચિ છે. બાબતોને નજર સામે રાખી કૃતિને ચકાસીએ. પ્રસ્તાવના મારે લખવાની અને ટિપ્પણ મનસુખભાઈ લખે. પછીથી ટિપ્પણની જવાબદારી મારે શિરે આવી. પસંદ કરેલી.લગભગ બધી કૃતિઓ ઉપર ટિપ્પણ લખી, પાર્લામાં સુરેશ કોલોનીમાં મનસુખભાઈને ઘેર હું ગયો. ગણેશ ચોથની રજા હતી અને સવારના સાડા નવથી બેસી સાંજ સુધીમાં કામ પૂરું કરવાનું અમે નક્કી કર્યું હતું. મારે જમવાનું પણ એમને ત્યાં જ હતું.

એક પછી એક, પસંદ કરેલી કૃતિઓમાં મારાં લખેલાં અતિ સંક્ષિપ્ત ટિપ્પણો હું વાંચતો ગયો. એમની સમ્મતિની મહોર લાગે એટલે આનંદ થાય. શ્રી મકરંદ દવેનું સુંદર સૉનેટ 'અશ્વો' અમારી પસંદગી પામ્યું હતું. ટિપ્પણમાં મેં તેના રૂપકના સ્પષ્ટીકરણ તરફ નિર્દેશ કર્યો હતો. મારું વાચન પૂરું કરી મેં એમની સામે જોયું — ના, મારે જોવું પડ્યું, કારણ મનસુખભાઈ ખડખડાટ હસતા હતા. હું જરા છોભીલો પડી ગયો. પણ તેઓ ઊભા થઈ ગયા હતા, હસતા હસતા. "ઊભા રિયો, ભાઈ, ઊભા રિયો", મને કહેતા તે પોતાના ચોપડીઓના એક ઘોડા તરફ ગયા. ત્યાંથી કોઈ વર્તમાનપત્રનું કતરણ લઈ આવ્યા. બેસીને મને કહે : "હવે આ સાંભળો." શ્રી મકરંદના એ કાવ્યની મારી સમજમાં શી ક્ષતિ હતી ? મારી નજર બહાર શું રહી ગયું હતું ? કે હું કંઈ ખોટું જ સમજ્યો હતો ? કોઈ વિદ્વાન પ્રાધ્યાપકે લખેલું એ ટિપ્પણ મનસુખભાઈ વાંચતા હતા ત્યારે મારા મનમાં ગભરાટ હતો. એ પૂરું થતાં મને લાગ્યું કે મારી ગભરામણ તદ્દન અકારણ હતી. વાંચી લીધા પછી, મનસુખભાઈએ એ પ્રાધ્યાપકની ખાલ ઉખાડી નાખી અને પછી બોલ્યા : "આ ગધેડો સમજ્યો જ નથી, દુષ્યન્તભાઈ. કાવ્યનો મર્મ તમે બરાબર ચીંધ્યો છે."

એક અન્ય પ્રાધ્યાપકે મનસુખભાઈની કોઈ વિવેચના વિશે, કંઈ ગેરસમજથી, અયોગ્ય ટીકા કરેલી તે એને પણ સણસણતો જવાબ વાળી એની બોલતી એમણે બંધ કરી દીધેલી. આમ કોઈ વ્યક્તિમાં અપેક્ષા કરતાં ઊણપ જોવા મળે, કોઈ ખોટો ડોળ કરે કે, ઇરાદાપૂર્વક મનસુખભાઈને ઉતારી પાડવાનો પ્રયત્ન કરે તો, તેઓ આશુરોષ થઈ જતા. પરંતુ, બીજી જ પળે પાછા એ આશુતોષ પણ થઈ જતા. શાંત થઈ મજાક કરવા લાગતા. 'અશ્વો' વાળી ઘટનાનો ઉલ્લેખ છે તે દિવસે, અમારું કામ ચાલુ હતું ત્યાં, સાડાબાર-એક વાગ્યે હસમુખબહેને જમવાનો હેલો પાડ્યો. ગણપતિના — અને કદાચ મારા — માનમાં લાડુ બનાવ્યા હતા. એ દંપતી થોડો આગ્રહ કરે એ સ્વાભાવિક હતું.

આગ્રહથી લાડુ પીરસતા હસમુખબહેનને મે કહ્યુ "આજે ગણપતિ ચોથ નિમિત્તે બ્રાહ્મણને ભોજન કરાવવાનુ પુણ્ય તમને અનાયાસ પ્રાપ્ત થયુ છે પુણ્ય પૂરુ કમાવુ હોય તો, ભોજન પછી દક્ષિણા પણ દેવી જોઈશે." એ બને ખડખડાટ હસી પડ્યા.

મનસુખભાઈની અને મારી વચ્ચે એક બાબતમા સામ્ય હતુ. અમે બને એક સસ્થાને પકડીને બેઠા નહીં રહેતા ગામગામના પાણી અમે બનેએ પીધા હતા. મનસુખભાઈ મુબઈ છોડી રાજકોટ ગયા હતા. ત્યાથી પાછા મુબઈ, મુબઈ ફરી છોડી પોરબદર અને ફરી પાછા મુબઈનુ પાણી પીવા પહોચી ગયા હતા. બે કોલેજોમા આચાર્યપદે રહ્યા પછી તેઓ પાછા અધ્યાપક બન્યા હતા. અને, મુબઈ છોડતી વેળા જે મોભાના સ્થાનો તેઓ શોભાવતા હતા તે કઈ થોડા રામના સિહાસનની જેમ ખાલી પડ્યા રહેવાના હતા ? એમના આ ભ્રમણ દરમ્યાન એમનાથી નાનેરા સૌ વડેરા થઈ ગયા હતા. કોઈ પણ સ્વાભિમાનીના અહને આ બધા શૂળ ભોકાય એ સ્વાભાવિક છે મનસુખભાઈ પણ પૂરા સ્વાભિમાની હતા અને ખૂબ લાગણીપ્રધાન હતા.

પુત્રીઓ પરણીને પોતપોતાને સાસરે ચાલી ગઈ હતી એક માત્ર પુત્ર કિરીટ અમેરિકાવાસી બની ચૂક્યો હતો વાર્ધક્યના ઓળા ઊતરતા હતા. અતરમા મનસુખભાઈ એકલતા અનુભવતા હતા 'વિષણ્ણ વયવૃદ્ધ' સોનેટમા એમણે જે એકલતાનુ વેધક ચિત્ર દોર્યું છે તે સ્વાનુભવજનિત તો નહી હોય ?

એક અથવા બીજા કારણસર કેટલાક સાથીઓ, મિત્રો, વિદ્યાર્થીઓ દૂરસુદૂર ચાલી ગયા હતા. સુદરજીભાઈ, ગુલાબભાઈ અને મનસુખભાઈની ત્રિપુટી હતી તેમાથી, સુદરજીભાઈ સાતાક્રૂઝ(પૂર્વ)મા ચાલી ગયા હતા, ચદાબહેન જતા એકલા પડી ગયા હતા અને વૃદ્ધ પણ થતા જતા હતા. એમની સાથેનુ મિલન ઓછુ થઈ ગયુ હતુ પણ ગુલાબભાઈ તો મનસુખભાઈના સુરેશ કોલોનીથી પાણાફેક અતરે રહે વળી ગુલાબભાઈ પ્રાધ્યાપક નહીં એટલે, એક જ વ્યવસાય કરનારાઓમા જે ઈર્ષ્યાઅસૂયાખણખોદ હોય તેને સ્થાન નહીં. અને એમનો સ્વભાવ પાછો દમાસ્કસના ગુલાબ જેવો ગુલાબી. બનેની મૈત્રી પર મૃત્યુ પણ પૂર્ણવિરામ મૂકી શક્યુ નથી હજી, ગુલાબભાઈ મનસુખભાઈને ખૂબ યાદ કરતા હોય છે મનસુખભાઈને જોઈને થતી એવી જ પ્રેમનીતરી ગુલાબભાઈની આખો મનસુખભાઈના ઉલ્લેખે થાય છે

એવા જ બીજા મનસુખભાઈના મિત્ર હતા જામનગરવાસી ઉછરગભાઈ પડ્યા—મનસુખભાઈના 'પડ્યાજી' સજોગવશ, મૅટ્રિક થઈને ઉછરગભાઈને તરત નોકરીએ લાગી જવુ પડ્યુ પણ મનસુખભાઈના એ જિગરી મિત્ર હતા તે પોતાના સાહિત્યપ્રેમને કારણે, પોતાની બુદ્ધિમત્તાને કારણે અને પોતાના હાજરજવાબી સ્વભાવને કારણે પડ્યાજીને બોલે બોલે મનસુખભાઈ — અને ત્યા હોય તે સૌ કોઈ — ખડખડાટ હસી ઊઠે ઉછરગભાઈનો એક ભૂતપૂર્વ વિદ્યાર્થી — ઉછરગભાઈ શિક્ષક હતા — કોઈ સ્થાનિક ચૂટણીનો ઉમેદવાર એ ઉછરગભાઈ પાસે મત માગવા ગયો. ઉછરગભાઈએ ઉત્તર વાળ્યો "પહેલી ચોકડી તમારા નામ પર, બસ ?" એ ખુશ થઈ ગયો અને ઉછરગભાઈએ એ ઉમેદવારના નામ પર ચોકડી જ મૂકી, એના નામની સામેના ખાનામા નહીં. જે શાળામાં તે શિક્ષક હતા તેના આચાર્ય પર વાર્ષિક પરીક્ષામા પ્રશ્નપત્રો ફોડ્યાનો આરોપ મૂકવામા આવ્યો ને એમા તથ્ય હતુ. પોતાની પાસે જેનો અભાવ હતો તે પ્રામાણિકતાનુ પ્રમાણપત્ર તેમણે ઉછરગભાઈ પાસે માગ્યુ — મૌખિક ઉછરગભાઈએ ઉત્તરમા પ્રશ્ન પૂછ્યો "સાહેબ, કોઈ પ્રામાણિક આચાર્ય આવુ કરે ખરો ?" આવા અનેક કિસ્સાઓ સાભળીને મનસુખભાઈ પેટ પકડીને હસી પડતા અને મનથી હળવા ફૂલ થઈ જતા બધી ઔપચારિકતાઓના વાઘા ઊતરી ગયા હોય ત્યારે જ મનસુખભાઈ ખીલતા. આવા મિત્રોએ, ગીતાના અધ્યયનપનને અને કેળવેલી સયમશક્તિએ મનસુખભાઈની કટુતાને ઘણી બધી સીમિત કરી દીધી હતી.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમા એમનો પ્રવેશ

'શાકુન્તલ'ના અનુવાદથી અને 'મેઘદૂત'ના અનુરણન જેવા 'ચંદ્રદૂત'થી. સંસ્કૃતનો એમનો અભ્યાસ પ્રથમથી જ ઊંડો. એ પરિશીલને એમને સાહિત્યમાં ઉત્કૃષ્ટ મૂલ્યોની સરાહના કરતાં શીખવ્યું, સાહિત્યકૃતિનો મર્મ પારખતાં શીખવ્યું અને એ મર્મને વિદ્યાર્થીઓને સુલભ બનાવવાની તર્કશક્તિ અને રસાળ ભાષા એમની પાસે હતાં તેને પુષ્ટ કર્યાં. એમનો વિદ્યાર્થીગણ એમની પર ઓવારી જતો તે આ કારણે. એ સંસ્કૃત સાહિત્યે એમને ગીતાના અધ્યયન તરફ વાળ્યા. એમણે ગીતાનો સુંદર અનુવાદ આપ્યો. એમના એ અનુવાદ પાછળ એમની સંસ્કૃત ભાષાસાહિત્યની ઊંડી સમજણ હતી, ગીતાનો મર્મ પામવાની કવિદૃષ્ટિ હતી, તેને ગુજરાતીમાં રજૂ કરવા માટેનું તેમનું અર્ધી સદીનું કવિકર્મ હતું તથા જીવનમાં કંઈ કુરુક્ષેત્રોનો અનુભવ હતો. પોતાનો એ અનુવાદ પુસ્તકાકારે પ્રગટ કર્યા ઉપરાંત એમણે એને ટેપ કર્યો હતો. એ ટેપ સાંભળતાં સાંભળતાં તેમણે પોતાની જીવનલીલા સંકેલી લીધી. મનસુખભાઈ બ્રહ્મનિર્વાણ પામી ગયા.

※

## ઘાસનાં ફૂલો

(અનુષ્ટુપ)

*મેં દીધાં ઘાસનાં ફૂલો, તેં આપ્યાં પારિજાતક;*
*મારા કાર્પણ્યની સામે ઔદાર્ય કેવું પાવક !*

*મારાં તો ધૂળથી ધોયાં, ભીનાં ઝાકળ-અશ્રુથી;*
*તારાં તો ચંદની-ઢોળ્યાં, સોનલાં રવિ-રશ્મિથી !*

*ઝીલ્યાં મેં અંજલિ મધ્યે મહોરી ઊઠી પ્રસન્નતા,*
*ધરાના સર્વ ગંધોના ફૂટ્યા ત્યાં હૃદયે-ઝરા !*

*પલ્લવી-પર્ણ કોળ્યાં, ને વાયુનો જલ-વીંજણો,*
*ડોલાવે પદ્મકોષોને, વેરીને સુરભિ-કણો !*

*ભૂલું હું કેમ ફૂલો એ ? ભૂલું શેં તુજને જરી ?*
*તારાં એ પુષ્પના સ્પર્શે મારી તો અલ્પતા સરી !*

*રહો એ નિત્ય સંગાથે ચિત્તમાં ભાવ ફોરતાં;*
*વસો એ આત્મ-આગારે સ્નેહનો સ્રાવ ઢોળતાં.*

*પાંખડી પાંખડી વચ્ચે સ્નેહની શુભ્રતા વહી;*
*સોનલાં વૃન્તથી છોળો ઊંચે કેસર-ક્યારીઓ.*

રતિલાલ છાયા

## ગઝલ

*બોલી શકે ન શબ્દ, ન પાડી ય શકે નામ,*
*તેને તો હવે કામની સાથે જ રહ્યું કામ !*

*પાડો જો નામ 'પાંદડું' તેનું તો પાંગરે !*
*બોલાવો કહી 'મીન' તો વીંધાય સરેઆમ !*

*'પંખી' કહો તો પાંખ પલાણી ઊડી જતું !*
*અડકો નજરથી તો ય નજરને ગણે હરામ !*

*રસ્તાની વચોવચ કદી ખોડાય વૃક્ષ થઈ,*
*ભાગે નિશાળથી કદી દફ્તર લઈને રામ !*

*ગપ્પું ગણો તો ગણપતિ થઈ જાય ગફલતે,*
*'બાધો' કહો તો બાખડે, બોલે કંઈ બેફામ !*

*વૃદ્ધોની લાકડી બની ટેકોય દે કદીક,*
*ગોપીનાં હરે ચીર કદીક આપણા ઘનશ્યામ !*

*ને તોય નથી નામ ભિખારી આ ચીજનું,*
*જે સર્વમાં રહીને સજાવે બધાંય ધામ !*

*કેવી ગજબની વાત કે સમજી શકે ન તું !*
*રક્ષા કરે તે ગામની નિજનું દઈને નામ !*

*શેરી મહીં જે ભીખ માગતો હતો ફકીર,*
*આવ્યો 'કરીમ' પાસ અમરફળ બની તે આમ !*

અબ્દુલકરીમ શેખ

આગ્રહથી લાડુ પીરસતા હસમુખબહેનને મે કહ્યુ "આજે ગણપતિ ચોથ નિમિત્તે બ્રાહ્મણને ભોજન કરાવવાનું પુણ્ય તમને અનાયાસ પ્રાપ્ત થયુ છે પુણ્ય પૂરું કમાવુ હોય તો, ભોજન પછી દક્ષિણા પણ દેવી જોઈશે " એ બને ખડખડાટ હસી પડ્યા.

મનસુખભાઈની અને મારી વચ્ચે એક બાબતમાં સામ્ય હતુ. અમે બને એક સસ્થાને પકડીને બેઠા નહીં રહેતા ગામગામના પાણી અમે બનેએ પીધા હતા. મનસુખભાઈ મુબઈ છોડી રાજકોટ ગયા હતા. ત્યાથી પાછા મુબઈ, મુબઈ ફરી છોડી પોરબદર અને ફરી પાછા મુબઈનુ પાણી પીવા પહોચી ગયા હતા બે કોલેજોમા આચાર્યપદે રહ્યા પછી તેઓ પાછા અધ્યાપક બન્યા હતા. અને, મુબઈ છોડતી વેળા જે મોભાના સ્થાનો તેઓ શોભાવતા હતા તે કંઈ થોડા રામના સિંહાસનની જેમ ખાલી પડ્યા રહેવાના હતા ? એમના આ ભ્રમણ દરમ્યાન એમનાથી નાનેરા સૌ વડેરા થઈ ગયા હતા. કોઈ પણ સ્વાભિમાનીના અહને આ બધા શૂળ ભોકાય એ સ્વાભાવિક છે મનસુખભાઈ પણ પૂરા સ્વાભિમાની હતા અને ખૂબ લાગણીપ્રધાન હતા.

પુત્રીઓ પરણીને પોતપોતાને સાસરે ચાલી ગઈ હતી. એક માત્ર પુત્ર કિરીટ અમેરિકાવાસી બની ચૂક્યો હતો. વાર્ધક્યના ઓળા ઊતરતા હતા. અતરમા મનસુખભાઈ એકલતા અનુભવતા હતા 'વિષણ્ણ વયવૃદ્ધ' સોનેટમા એમણે જે એકલતાનુ વેધક ચિત્ર દોર્યું છે તે સ્વાનુભવજનિત તો નહીં હોય ?

એક અથવા બીજા કારણસર કેટલાક સાથીઓ, મિત્રો, વિદ્યાર્થીઓ દૂરસુદૂર ચાલી ગયા હતા. સુદરજીભાઈ, ગુલાબભાઈ અને મનસુખભાઈની ત્રિપુટી હતી તેમાથી, સુદરજીભાઈ સાતાક્રૂઝ(પૂર્વ)મા ચાલી ગયા હતા, ચદાબહેન જતા એકલા પડી ગયા હતા અને વૃદ્ધ પણ થતા જતા હતા. એમની સાથેનુ મિલન ઓછું થઈ ગયુ હતુ પણ ગુલાબભાઈ તો મનસુખભાઈના સુરેશ કોલોનીથી પાણાફેક અતરે રહે વળી ગુલાબભાઈ પ્રાધ્યાપક નહીં એટલે, એક જ વ્યવસાય કરનારાઓમા જે ઈર્ષ્યાઅસૂયાખણખોદ હોય તેને સ્થાન નહીં. અને એમનો સ્વભાવ પાછો દમાસ્કસના ગુલાબ જેવો ગુલાબી. બનેની મૈત્રી પર મૃત્યુ પણ પૂર્ણવિરામ મૂકી શક્યુ નથી. હજી, ગુલાબભાઈ મનસુખભાઈને ખૂબ યાદ કરતા હોય છે મનસુખભાઈને જોઈને થતી એવી જ પ્રેમનીતરી ગુલાબભાઈની આખો મનસુખભાઈના ઉલ્લેખે થાય છે

એવા જ બીજા મનસુખભાઈના મિત્ર હતા જામનગરવાસી ઉછરગભાઈ પડ્યા — મનસુખભાઈના 'પડ્યાજી' સજોગવશ, મૅટ્રિક થઈને ઉછરંગભાઈને તરત નોકરીએ લાગી જવું પડ્યુ પણ મનસુખભાઈના એ જિગરી મિત્ર હતા તે પોતાના સાહિત્યપ્રેમને કારણે, પોતાની બુદ્ધિમત્તાને કારણે અને પોતાના હાજરજવાબી સ્વભાવને કારણે. પડ્યાજીને બોલે બોલે મનસુખભાઈ — અને ત્યા હોય તે સૌ કોઈ — ખડખડાટ હસી ઊઠે ઉછરંગભાઈનો એક ભૂતપૂર્વ વિદ્યાર્થી — ઉછરગભાઈ શિક્ષક હતા — કોઈ સ્થાનિક ચૂટણીનો ઉમેદવાર એ ઉછરગભાઈ પાસે મત માગવા ગયો. ઉછરગભાઈએ ઉત્તર વાળ્યો "પહેલી ચોકડી તમારા નામ પર, બસ ?" એ ખુશ થઈ ગયો અને ઉછરગભાઈએ એ ઉમેદવારના નામ પર ચોકડી જ મૂકી, એના નામની સામેના ખાનામા નહીં. જે શાળામાં તે શિક્ષક હતા તેના આચાર્ય પર વાર્ષિક પરીક્ષામાં પ્રશ્નપત્રો ફોડ્યાનો આરોપ મૂકવામા આવ્યો ને એમા તથ્ય હતુ. પોતાની પાસે જેનો અભાવ હતો તે પ્રામાણિકતાનું પ્રમાણપત્ર તેમણે ઉછરગભાઈ પાસે માગ્યુ — મૌખિક ઉછરગભાઈએ ઉત્તરમા પ્રશ્ન પૂછ્યો "સાહેબ, કોઈ પ્રામાણિક આચાર્ય આવુ કરે ખરો ?" આવા અનેક કિસ્સાઓ સાભળીને મનસુખભાઈ પેટ પકડીને હસી પડતા અને મનથી હળવા ફૂલ થઈ જતા. બધી ઔપચારિકતાઓના વાઘા ઊતરી ગયા હોય ત્યારે જ મનસુખભાઈ ખીલતા. આવા મિત્રોએ, ગીતાના અધ્યયનપનને અને કેળવેલી સયમશક્તિએ મનસુખભાઈની કટુતાને ઘણી બધી સીમિત કરી દીધી હતી.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમા એમનો પ્રવેશ

'શાકુન્તલ'ના અનુવાદથી અને 'મેઘદૂત'ના અનુરણન જેવા 'ચંદ્રદૂત'થી. સંસ્કૃતનો એમનો અભ્યાસ પ્રથમથી જ ઊંડો. એ પરિશીલને એમને સાહિત્યમાં ઉત્કૃષ્ટ મૂલ્યોની સરાહના કરતાં શીખવ્યું, સાહિત્યકૃતિનો મર્મ પારખતાં શીખવ્યું અને એ મર્મને વિદ્યાર્થીઓને સુલભ બનાવવાની તર્કશક્તિ અને રસાળ ભાષા એમની પાસે હતાં તેને પુષ્ટ કર્યાં. એમનો વિદ્યાર્થીગણ એમની પર ઓવારી જતો તે આ કારણે. એ સંસ્કૃત સાહિત્યે એમને ગીતાના અધ્યયન તરફ વાળ્યા. એમણે ગીતાનો સુંદર અનુવાદ આપ્યો. એમના એ અનુવાદ પાછળ એમની સંસ્કૃત ભાષાસાહિત્યની ઊંડી સમજણ હતી, ગીતાનો મર્મ પામવાની કવિદૃષ્ટિ હતી, તેને ગુજરાતીમાં રજૂ કરવા માટેનું તેમનું અર્ધી સદીનું કવિકર્મ હતું તથા જીવનમાં કંઈ કુરુક્ષેત્રોનો અનુભવ હતો. પોતાનો એ અનુવાદ પુસ્તકાકારે પ્રગટ કર્યા ઉપરાંત એમણે એને ટેપ કર્યો હતો. એ ટેપ સાંભળતાં સાંભળતાં તેમણે પોતાની જીવનલીલા સંકેલી લીધી. મનસુખભાઈ બ્રહ્મનિર્વાણ પામી ગયા.

※

## ઘાસનાં ફૂલો

(અનુષ્ટુપ)

*મેં દીધાં ઘાસનાં ફૂલો, તેં આપ્યાં પારિજાતક;*
*મારા કાર્પણ્યની સામે ઔદાર્ય કેવું પાવક !*

*મારાં તો ધૂળથી ધોયાં, ભીનાં ઝાકળ-અશ્રુથી;*
*તારાં તો ચંદની-ઢોળ્યાં, સોનલાં રવિ-રશ્મિથી !*

*ઝીલ્યાં મેં અંજલિ મધ્યે મહોરી ઊઠી પ્રસન્નતા,*
*ધરાના સર્વ ગંધોના ફૂટ્યા ત્યાં હૃદયે-ઝરા !*

*પલ્લવી-પર્ણ કોળ્યાં, ને વાયુનો જલ-વીંજણો,*
*ઊલાવે પદ્મકોષોને, વેરીને સુરભિ-કણો !*

*ભૂલું હું કેમ ફૂલો એ ? ભૂલું શેં તુજને જરી ?*
*તારાં એ પુષ્પના સ્પર્શે મારી તો અલ્પતા સરી !*

*રહો એ નિત્ય સંગાથે ચિત્તમાં ભાવ ફોરતાં;*
*વસો એ આત્મ-આગારે સ્નેહનો સ્રાવ ઢોળતાં.*

*પાંખડી પાંખડી વચ્ચે સ્નેહની શુભતા વહો;*
*સોનલાં વૃન્તથી છોળો હૈયે કેસર-ક્યારીઓ.*

**રતિલાલ છાયા**

## ગઝલ

*બોલી શકે ન શબ્દ, ન પાડી ય શકે નામ,*
*તેને તો હવે કામની સાથે જ રહ્યું કામ !*

*પાડો જો નામ 'પાંદડું' તેનું તો પાંગરે !*
*બોલાવો કહી 'મીન' તો વીંધાય સરેઆમ !*

*'પંખી' કહો તો પાંખ પલાણી ઊડી જતું !*
*અડકો નજરથી તો ય નજરને ગણે હરામ !*

*રસ્તાની વચોવચ કદી ખોડાય વૃક્ષ થઈ,*
*ભાગે નિશાળથી કદી દફતર લઈને રામ !*

*ગપ્પું ગણો તો ગણપતિ થઈ જાય ગફલતે,*
*'બાઘો' કહો તો બાખડે, બોલે કંઈ બેફામ !*

*વૃદ્ધોની લાકડી બની ટેકોય દે કદીક,*
*ગોપીનાં હરે ચીર કદીક આપણા ઘનશ્યામ !*

*ને તોય નથી નામ ભિખારી આ ચીજનું,*
*જે સર્વમાં રહીને સજાવે બધાંય ધામ !*

*કેવી ગજબની વાત કે સમજી શકે ન તું !*
*રક્ષા કરે તે ગામની નિજનું દઈને નામ !*

*શેરી મહીં જે ભીખ માગતો હતો ફકીર,*
*આવ્યો 'કરીમ' પાસ અમરફળ બની તે આમ !*

**અબ્દુલકરીમ શેખ**

આગ્રહથી લાડુ પીરસતા હસમુખબહેનને મે કહ્યુ "આજે ગણપતિ ચોથ નિમિત્તે બ્રાહ્મણને ભોજન કરાવવાનુ પુણ્ય તમને અનાયાસ પ્રાપ્ત થયુ છે પુણ્ય પૂરુ કમાવુ હોય તો, ભોજન પછી દક્ષિણા પણ દેવી જોઈશે." એ બને ખડખડાટ હસી પડ્યા.

મનસુખભાઈની અને મારી વચ્ચે એક બાબતમા સામ્ય હતુ. અમે બને એક સસ્થાને પકડીને બેઠા નહીં રહેતા ગામગામના પાણી અમે બનેએ પીધા હતા. મનસુખભાઈ મુબઈ છોડી રાજકોટ ગયા હતા. ત્યાથી પાછા મુબઈ, મુબઈ ફરી છોડી પોરબદર અને ફરી પાછા મુબઈનુ પાણી પીવા પહોચી ગયા હતા. બે કોલેજોમા આચાર્યપદે રહ્યા પછી તેઓ પાછા અધ્યાપક બન્યા હતા. અને, મુબઈ છોડતી વેળા જે મોભાના સ્થાનો તેઓ શોભાવતા હતા તે કઈ થોડા રામના સિંહાસનની જેમ ખાલી પડ્યા રહેવાના હતા ? એમના આ ભ્રમણ દરમ્યાન એમનાથી નાનેરા સૌ વડેરા થઈ ગયા હતા. કોઈ પણ સ્વાભિમાનીના અહને આ બધા શૂળ ભોકાય એ સ્વાભાવિક છે મનસુખભાઈ પણ પૂરા સ્વાભિમાની હતા અને ખૂબ લાગણીપ્રધાન હતા.

પુત્રીઓ પરણીને પોતપોતાને સાસરે ચાલી ગઈ હતી. એક માત્ર પુત્ર કિરીટ અમેરિકાવાસી બની ચૂક્યો હતો વાર્ધક્યના ઓળા ઊતરતા હતા. અતરમા મનસુખભાઈ એકલતા અનુભવતા હતા 'વિષણ્ણ વયવૃદ્ધ' સૉનેટમા એમણે જે એકલતાનુ વેધક ચિત્ર દોર્યુ છે તે સ્વાનુભવજનિત તો નહીં હોય ?

એક અથવા બીજા કારણસર કેટલાક સાથીઓ, મિત્રો, વિદ્યાર્થીઓ દૂરસુદૂર ચાલી ગયા હતા. સુદરજીભાઈ, ગુલાબભાઈ અને મનસુખભાઈની ત્રિપુટી હતી તેમાથી, સુદરજીભાઈ સાતાક્રૂઝ(પૂર્વ)મા ચાલી ગયા હતા, ચદાબહેન જતા એકલા પડી ગયા હતા અને વૃદ્ધ પણ થતા જતા હતા. એમની સાથેનુ મિલન ઓછુ થઈ ગયુ હતુ પણ ગુલાબભાઈ તો મનસુખભાઈના સુરેશ કોલોનીથી પાણાફેક અંતરે રહે વળી ગુલાબભાઈ પ્રાધ્યાપક નહીં એટલે, એક જ વ્યવસાય કરનારાઓમા જે ઈર્ષ્યાઅસૂયાખણખોદ હોય તેને સ્થાન નહીં. અને એમનો સ્વભાવ પાછો દમાસ્કસના ગુલાબ જેવો ગુલાબી. બનેની મૈત્રી પર મૃત્યુ પણ પૂર્ણવિરામ મૂકી શક્યુ નથી. હજી, ગુલાબભાઈ મનસુખભાઈને ખૂબ યાદ કરતા હોય છે મનસુખભાઈને જોઈને થતી એવી જ પ્રેમનીતરી ગુલાબભાઈની આખો મનસુખભાઈના ઉલ્લેખે થાય છે

એવા જ બીજા મનસુખભાઈના મિત્ર હતા જામનગરવાસી ઉછરંગભાઈ પડ્યા — મનસુખભાઈના 'પડ્યાજી' સજોગવશ, મૅટ્રિક થઈને ઉછરગભાઈને તરત નોકરીએ લાગી જવુ પડ્યુ પણ મનસુખભાઈના એ જિગરી મિત્ર હતા તે પોતાના સાહિત્યપ્રેમને કારણે, પોતાની બુદ્ધિમત્તાને કારણે અને પોતાના હાજરજવાબી સ્વભાવને કારણે. પડ્યાજીને બોલે બોલે મનસુખભાઈ — અને ત્યા હોય તે સૌ કોઈ — ખડખડાટ હસી ઊઠે ઉછરગભાઈનો એક ભૂતપૂર્વ વિદ્યાર્થી — ઉછરંગભાઈ શિક્ષક હતા — કોઈ સ્થાનિક ચૂટણીનો ઉમેદવાર. એ ઉછરંગભાઈ પાસે મત માગવા ગયો. ઉછરગભાઈએ ઉત્તર વાળ્યો "પહેલી ચોકડી તમારા નામ પર, બસ ?' એ ખુશ થઈ ગયો અને ઉછરંગભાઈએ એ ઉમેદવારના નામ પર ચોકડી જ મૂકી, એના નામની સામેના ખાનામા નહીં. જે શાળામા તે શિક્ષક હતા તેના આચાર્ય પર વાર્ષિક પરીક્ષામાં પ્રશ્નપત્રો ફોડ્યાનો આરોપ મૂકવામા આવ્યો ને એમા તથ્ય હતુ. પોતાની પાસે જેનો અભાવ હતો તે પ્રામાણિકતાનુ પ્રમાણપત્ર તેમણે ઉછરંગભાઈ પાસે માગ્યુ — મૌખિક ઉછરગભાઈએ ઉત્તરમા પ્રશ્ન પૂછ્યો 'સાહેબ, કોઈ પ્રામાણિક આચાર્ય આવુ કરે ખરો ? આવા અનેક કિસ્સાઓ સાભળીને મનસુખભાઈ પેટ પકડીને હસી પડતા અને મનથી હળવા ફૂલ થઈ જતા બધી ઔપચારિકતાઓના વાઘા ઊતરી ગયા હોય ત્યારે જ મનસુખભાઈ ખીલતા. આવા મિત્રોએ, ગીતાના અધ્યયનપનને અને કેળવેલી સયમશક્તિએ મનસુખભાઈની કટુતાને ઘણી બધી સીમિત કરી દીધી હતી.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમા એમનો પ્રવેશ

'શાકુન્તલ'ના અનુવાદથી અને 'મેઘદૂત'ના અનુરણન જેવા 'ચંદ્રદૂત'થી. સંસ્કૃતનો એમનો અભ્યાસ પ્રથમથી જ ઊંડો. એ પરિશીલને એમને સાહિત્યમાં ઉત્કૃષ્ટ મૂલ્યોની સરાહના કરતાં શીખવ્યું, સાહિત્યકૃતિનો મર્મ પારખતાં શીખવ્યું અને એ મર્મને વિદ્યાર્થીઓને સુલભ બનાવવાની તર્કશક્તિ અને રસાળ ભાષા એમની પાસે હતાં તેને પુષ્ટ કર્યાં. એમનો વિદ્યાર્થીગણ એમની પર ઓવારી જતો તે આ કારણે. એ સંસ્કૃત સાહિત્યે એમને ગીતાના અધ્યયન તરફ વાળ્યા. એમણે ગીતાનો સુંદર અનુવાદ આપ્યો. એમના એ અનુવાદ પાછળ એમની સંસ્કૃત ભાષાસાહિત્યની ઊંડી સમજણ હતી, ગીતાનો મર્મ પામવાની કવિદૃષ્ટિ હતી, તેને ગુજરાતીમાં રજૂ કરવા માટેનું તેમનું અર્ધી સદીનું કવિકર્મ હતું તથા જીવનમાં કંઈ કુરુક્ષેત્રોનો અનુભવ હતો. પોતાનો એ અનુવાદ પુસ્તકાકારે પ્રગટ કર્યા ઉપરાંત એમણે એને ટેપ કર્યો હતો. એ ટેપ સાંભળતાં સાંભળતાં તેમણે પોતાની જીવનલીલા સંકેલી લીધી. મનસુખભાઈ બ્રહ્મનિર્વાણ પામી ગયા.

※

## ઘાસનાં ફૂલો

(અનુષ્ટુપ)

*મેં દીધાં ઘાસનાં ફૂલો, તેં આપ્યાં પારિજાતક;*
*મારા કાર્પણ્યની સામે ઔદાર્ય કેવું પાવક !*

*મારાં તો ધૂળથી ધોયાં, ભીનાં ઝાકળ-અશ્રુથી;*
*તારાં તો ચંદની-ન્હોળ્યાં, સોનલાં રવિ-રશ્મિથી !*

*ઝીલ્યાં મેં અંજલિ મધ્યે મહોરી ઊઠી પ્રસન્નતા,*
*ધરાના સર્વ ગંધોના ફૂટ્યા ત્યાં હૃદયે-ઝરા !*

*પલ્લવી-પર્ણ કોળ્યાં, ને વાયુનો જલ-વીંજણો,*
*ડોલાવે પદ્મકોષોને, વેરીને સુરભિ-કણો !*

*ભૂલું હું કેમ ફૂલો એ ? ભૂલું શેં તુજને જરી ?*
*તારાં એ પુષ્પના સ્પર્શે મારી તો અલ્પતા સરી !*

*રહો એ નિત્ય સંગાથે ચિત્તમાં ભાવ ફોરતાં;*
*વસો એ આત્મ-આગારે સ્નેહનો સ્રાવ ઢોળતાં.*

*પાંખડી પાંખડી વચ્ચે સ્નેહની શુભ્રતા વહો;*
*સોનલાં વૃન્તથી છોળો હૈયે કેસર-ક્યારીઓ.*

**રતિલાલ છાયા**

## ગઝલ

*બોલી શકે ન શબ્દ, ન પાડી ય શકે નામ,*
*તેને તો હવે કામની સાથે જ રહ્યું કામ !*

*પાડો જો નામ 'પાંદડું' તેનું તો પાંગરે !*
*બોલાવો કહી 'મીન' તો વીંધાય સરેઆમ !*

*'પંખી' કહો તો પાંખ પલાણી ઊડી જતું !*
*અડકો નજરથી તો ય નજરને ગણે હરામ !*

*રસ્તાની વચોવચ કદી ખોડાય વૃક્ષ થઈ,*
*ભાગે નિશાળથી કદી દફ્તર લઈને રામ !*

*ગપ્પું ગણો તો ગણપતિ થઈ જાય ગફલતે,*
*'બાઘો' કહો તો બાખડે, બોલે કંઈ બેફામ !*

*વૃદ્ધોની લાકડી બની ટેકોય દે કદીક,*
*ગોપીનાં હરે ચીર કદીક આપણા ઘનશ્યામ !*

*ને તોય નથી નામ ભિખારી આ ચીજનું,*
*જે સર્વમાં રહીને સજાવે બધાંય ધામ !*

*કેવી ગજબની વાત કે સમજી શકે ન તું !*
*રક્ષા કરે તે ગામની નિજનું દઈને નામ !*

*શેરી મહીં જે ભીખ માગતો હતો ફકીર,*
*આવ્યો 'કરીમ' પાસ અમરફળ બની તે આમ !*

**અબ્દુલકરીમ શેખ**

આગ્રહથી લાડુ પીરસતા હસમુખબહેનને મેં કહ્યુ "આજે ગણપતિ ચોથ નિમિત્તે બ્રાહ્મણને ભોજન કરાવવાનુ પુણ્ય તમને અનાયાસ પ્રાપ્ત થયુ છે પુણ્ય પૂરું કમાવુ હોય તો, ભોજન પછી દક્ષિણા પણ દેવી જોઈશે." એ બંને ખડખડાટ હસી પડ્યા.

મનસુખભાઈની અને મારી વચ્ચે એક બાબતમા સામ્ય હતુ. અમે બને એક સસ્થાને પકડીને બેઠા નહીં રહેતા ગામગામના પાણી અમે બનેએ પીધા હતા. મનસુખભાઈ મુબઈ છોડી રાજકોટ ગયા હતા. ત્યાથી પાછા મુબઈ, મુબઈ ફરી છોડી પોરબદર અને ફરી પાછા મુબઈનુ પાણી પીવા પહોંચી ગયા હતા. બે કોલેજોમા આચાર્યપદે રહ્યા પછી તેઓ પાછા અધ્યાપક બન્યા હતા. અને, મુબઈ છોડતી વેળા જે મોભાના સ્થાનો તેઓ શોભાવતા હતા તે કંઈ થોડાં રામના સિંહાસનની જેમ ખાલી પડ્યા રહેવાના હતા ? એમના આ ભ્રમણ દરમ્યાન એમનાથી નાનેરા સૌ વડેરા થઈ ગયા હતા. કોઈ પણ સ્વાભિમાનીના અહને આ બધા શૂળ ભોંકાય એ સ્વાભાવિક છે મનસુખભાઈ પણ પૂરા સ્વાભિમાની હતા અને ખૂબ લાગણીપ્રધાન હતા.

પુત્રીઓ પરણીને પોતપોતાને સાસરે ચાલી ગઈ હતી. એક માત્ર પુત્ર કિરીટ અમેરિકાવાસી બની ચૂક્યો હતો. વાર્ધક્યના ઓળા ઊતરતા હતા. અતરમા મનસુખભાઈ એકલતા અનુભવતા હતા. 'વિષણ્ણ વયવૃદ્ધ' સોનેટમા એમણે જે એકલતાનુ વેધક ચિત્ર દોર્યું છે તે સ્વાનુભવજનિત તો નહીં હોય ?

એક અથવા બીજા કારણસર કેટલાક સાથીઓ, મિત્રો, વિદ્યાર્થીઓ દૂરસુદૂર ચાલી ગયા હતા. સુદરજીભાઈ, ગુલાબભાઈ અને મનસુખભાઈની ત્રિપુટી હતી તેમાથી, સુદરજીભાઈ સાતાક્રુઝ(પૂર્વ)મા ચાલી ગયા હતા, ચદાબહેન જતા એકલા પડી ગયા હતા અને વૃદ્ધ પણ થતા જતા હતા. એમની સાથેનુ મિલન ઓછું થઈ ગયુ હતુ. પણ ગુલાબભાઈ તો મનસુખભાઈના સુરેશ કોલોનીથી પાણાકેંક અતરે રહે વળી ગુલાબભાઈ પ્રાધ્યાપક નહીં એટલે, એક જ વ્યવસાય કરનારાઓમા જે ઈર્ષ્યાઅસૂયાખણખોદ હોય તેને સ્થાન નહીં. અને એમનો સ્વભાવ પાછો દમાસ્કસના ગુલાબ જેવો ગુલાબી. બનેની મૈત્રી પર મૃત્યુ પણ પૂર્ણવિરામ મૂકી શક્યુ નથી. હજી, ગુલાબભાઈ મનસુખભાઈને ખૂબ યાદ કરતા હોય છે મનસુખભાઈને જોઈને થતી એવી જ પ્રેમનીતરી ગુલાબભાઈની આખો મનસુખભાઈના ઉલ્લેખે થાય છે

એવા જ બીજા મનસુખભાઈના મિત્ર હતા જામનગરવાસી ઉછરગભાઈ પડ્યા — મનસુખભાઈના 'પડ્યાજી' સજોગવશ, મેટ્રિક થઈને ઉછરંગભાઈને તરત નોકરીએ લાગી જવુ પડ્યુ પણ મનસુખભાઈના એ જિગરી મિત્ર હતા તે પોતાના સાહિત્યપ્રેમને કારણે, પોતાની બુદ્ધિમત્તાને કારણે અને પોતાના હાજરજવાબી સ્વભાવને કારણે. પડ્યાજીને બોલે બોલે મનસુખભાઈ — અને ત્યા હોય તે સૌ કોઈ — ખડખડાટ હસી ઊઠે ઉછરંગભાઈનો એક ભૂતપૂર્વ વિદ્યાર્થી — ઉછરંગભાઈ શિક્ષક હતા — કોઈ સ્થાનિક ચૂટણીનો ઉમેદવાર. એ ઉછરગભાઈ પાસે મત માગવા ગયો. ઉછરંગભાઈએ ઉત્તર વાળ્યો "પહેલી ચોકડી તમારા નામ પર, બસ ?" એ ખુશ થઈ ગયો અને ઉછરંગભાઈએ એ ઉમેદવારના નામ પર ચોકડી જ મૂકી, એના નામની સામેના ખાનામા નહીં. જે શાળામાં તે શિક્ષક હતા તેના આચાર્ય પર વાર્ષિક પરીક્ષામાં પ્રશ્નપત્રો ફોડ્યાનો આરોપ મૂકવામાં આવ્યો ને એમા તથ્ય હતુ. પોતાની પાસે જેનો અભાવ હતો તે પ્રામાણિકતાનુ પ્રમાણપત્ર તેમણે ઉછરંગભાઈ પાસે માગ્યુ — મૌખિક ઉછરંગભાઈએ ઉત્તરમા પ્રશ્ન પૂછ્યો "સાહેબ, કોઈ પ્રામાણિક આચાર્ય આવુ કરે ખરો ?" આવા અનેક કિસ્સાઓ સાભળીને મનસુખભાઈ પેટ પકડીને હસી પડતા અને મનથી હળવા ફૂલ થઈ જતા. બધી ઔપચારિકતાઓના વાઘા ઊતરી ગયા હોય ત્યારે જ મનસુખભાઈ ખીલતા. આવા મિત્રોએ, ગીતાના અધ્યયનપનને અને કેળવેલી સયમશક્તિએ મનસુખભાઈની કટુતાને ઘણી બધી સીમિત કરી દીધી હતી.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમા એમનો પ્રવેશ

સંપા હરિવલ્લભ ભાયાણી, ડૉ. હસમુખ શાહ

## રામપ્રસાદ બક્ષીનો એક સંસ્કૃતમાં પદ્યપત્ર

પોદ્દાર સ્કૂલમા રામભાઈ ધત્તુભાઈ અને અન્ય સાહિત્યરસિકો દર શનિવારે સાહિત્યની ગતિવિધિને કેન્દ્રમા રાખી એક અવિધિસરના શારદવૃંદ નામે મડળ રૂપે કેટલાક વરસ (૧૯૬૦-૬૧ અરસામા) મળતા હતા (ભાઈ દુષ્યન્ત પડ્યાએ 'ઉદેશ'ના નવે. ૧૯૮૪ના અકમા રામપ્રસાદ બક્ષીના જે સસ્મરણ આપેલા છે તેમા આ વિશે થોડુંક કહ્યુ છે) એક શનિવારે ઉમાશકર જોશીના તરતમા પ્રકાશિત થયેલ કાવ્યસગ્રહ વસતવર્ષા વિશે પછીના એક સોમવારે ચર્ચા કરવાનુ નક્કી કર્યું પણ રામભાઈનો મને પત્ર મળ્યો કે શાળાના વિદ્યાર્થીઓની સગીત ચિત્રકલા અને વક્તૃત્વના વિષયની સ્પર્ધા તે દિવસે હોઈને પોતે ચર્ચામા હાજર નહીં રહી શકે આ મતલબનો તેમણે મને સસ્કૃતમા ઉપજાતિ છંદમા જે પત્ર લખ્યો અને તેનો મેં પરંપરિત હરિગીતમા ગુજરાતીમા ઉત્તર મોકલ્યો તે નીચ આપું છું

સાટાક્રૂઝ ૧૫ ૧ ૬૩

*सबोधनम् किम् ? —*

*'वसतवर्षा'मनुलक्ष्य भावी अध्यापकाना मिलने विमर्श ।*
*आगामि-दोषाकर-वासरे य आयातुमस्मिन्नहमक्षमोऽस्मि ॥*
*सगीत-वाग्मित्व-कलासु रम्या स्पर्धा भवित्री मम शिष्यवृंदे ।*
*विद्यालये ह्यत्र सुदुर्निवारा अवस्थितिर्नूनमतो मदीया ॥*
*तद् क्षतुमर्हस्यनुपस्थिति मे क्षमार्हमेतद् ननु मेऽक्षमावम् ।*
*तथापि न क्षाम्यसि नास्त्युपाय· स्व येन रक्षाम्यसिपाततस्ते*
*किमुत स्वहस्त· ?*
*सबोधन किम् ? हरिवल्लभेति रामप्रसादस्य पुन· स्वहस्त· ? ।*
*नो चेत् कथचित् समयोऽनुकूल· किं वल्लभत्व बत क*
*प्रसाद· ?॥*

(ભાવાર્થ આવતા સોમવારે વસતવર્ષા ઉપર અધ્યાપક મિલનમા જે ચર્ચા રાખી છે તેમા હું આવી શકીશ નહીં તે દિવસે શાળામાં વિદ્યાર્થીઓની સંગીત, વક્તૃત્વ, ચિત્રકલા એ વિષયોની સ્પર્ધા રાખી છે જેમા મારે ઉપસ્થિત રહેવુ અનિવાર્ય છે આથી મને ક્ષમા કરશો. અને કદાચ તમે ક્ષમા ન કરો તો પછી તમારા અસિપ્રહારથી મારું રક્ષણ કરવા હુ નિરુપાય છું હું ઉપસ્થિત રહી શકતો નથી તેથી 'વલ્લભતા' કે 'પ્રસાદ'નો અભાવ ગણાય. એટલે પત્રમા સબોધન કે અંતે હસ્તાક્ષર પણ શુ કરવાં ?)

૨૧ ૧ ૬૩

મુરબ્બી રામભાઈ

*'વર્ષા તણી ઝરમર ઝડી,*
*ને ફાગ, રાગ 'વસત'ના*
*કવિ કાલિ, 'ફાગુ'કાર જોષી*
*(નેક કવિકોકિલવૃંદો) જે થકી*
*સ્પંદિત સદ્ય, પુલકિત, વળી મુખરિત થયા —*
*રે ! છો થયા — પડકારતો તુ,*
*અલિપ્ત હે ! અસ્પૃષ્ટ હે !*
*ધરી ઢાલ આડી*
*'સ્તનધયોની કલરવે સ્પર્ધા*
*કરે નિરુપાય મુજને,*
*તો ક્ષમા.'*

*રે ! રસધ્વનિમર્મવિદ્,*
*'વાસતી' દલ, 'પર્જન્ય' ઝરમર*
*આર્દ્ર ક્યા, ક્યા શુષ્ક —*
*નીર, ક્ષીર વા કેટલુ ? —*
*તવ એ પરીક્ષણના પ્રસાદેથી*
*અમે વંચિત ?*
*એવા શુ અમ સચિત ? —*
*હે હરિવલ્લભે વદિત !*

શ્રી ઉમાશકર જોશીનો પત્ર

અમદાવાદ ૬
૩૧-૩ ૧૯૮૭

સ્નેહી ભાઈશ્રી હસમુખભાઈ

છેલ્લા ત્રણ મહિનામાં હુ બે વાર ત્રણ ત્રણ અઠવાડિયા બહાર રહ્યો. આપના પુસ્તકની અને પત્રની સાભાર પહોચ લખી ન શક્યો. દરગુજર ચાહું છુ કોઈ અવિનય ન જોવા વિનતી છે હુ મેન ઑફ લેટર્સ (ટપાલનો) થઈ જ ન શક્યો તેનો અફસોસ છે ભગવાન એવુ કરે કે બસ એ ઈ દિવસના પદર પદર કલાક કાગળો જ લખ્યા કરુ, એમા આનદ તો આવે જ છે મારા અભિપ્રાયની વધુ પડતી કિંમત

આપ ન આંકશો. માણસને બધા જ પ્રકારોમાં રસ હોય એવું જવલ્લે જ બને. એમાં રહસ્યકથાઓથી તદ્દન અજાણ છું. ઝ.કે.સીની એક (તેમની નવી જ જાતની હોય છે એટલે) વાંચેલી. માનશો ? શેરલોક હોમ્સ હજી વાંચવાની બાકી છે. શતાબ્દી ચાલે છે એટલે એક ધોધ પાસે બે વ્યક્તિઓ પડું પડું હાલતમાં કરાડ ઉપર માંડ ઊભી છે એ ચિત્ર જોયું. એ વાર્તા ક્યાંક મળી જાય તો વાંચવી છે.

આપના પુસ્તક વિશે કાંઈ ન લખી શકું તો ક્ષમાપ્રાર્થી છું.

આપે મોકલેલી કાપલીઓ જોતાં આપના પુસ્તકને સારો આવકાર મળ્યો છે એ જોઈ આનંદ થયો. તમે તું 'ઝરમાં' ની તેવા સાથ નવાજેશ માટે લાગતા.

આપના પ્રયત્નોને સફળતા સાંપડે એ જ અભ્યર્થના.

જવાબમાં વિલંબ માટે ફરી ક્ષમાપ્રાર્થના સાથે,

આપનો
ઉમાશંકર જોશી

પત્ર પર સરનામું :
ડૉ. શ્રી તનસુખ ભટ્ટ
બી ૨/૬૨ લોકમાન્ય સોસાયટી
વીર સાવરકર માર્ગ
[illegible] Thane-400602

❋

## એક ગીત

*મારી પાંપણમાં એક આંસુ અટવાયું*
*ને સૂરજના કિરણે વિંધાયું !*
*સૂકી સળીઓનો હું માળો લઈને*
*અરે ! કાળઝાળ એટલે દાઝયું !*

*એકવાર જંગલને પીવાની લાલચમાં*
*મેં ઝાડની ડાળીઓમાંથી જોયું*
*વળગી પડેલ વેલ આભને નિરખતાં*
*મેં પોતીકું ભાન હતું ખોયું*

*મારા શમણામાં પડી આવ્યું આકાશ*
*અને મારાથી ભૂલથી ઉડાયું !*
*સૂકી સળીઓનો હું માળો લઈને*
*અરે ! કાળઝાળ એટલે દાઝયું !*

*એક પછી એક કરી એકઠાં તણખલાં*
*મેં આયખું ગણેલ હતું મારું*
*ધોધમાર વર્ષા કે બળબળતા તડકામાં*
*સાચવેલ સુખ મેં દેખાડું*

*એકાદી એષણાનું ટહુકતું ગીત*
*મારી આંખેથી આજ ઊભરાયું !*
*મારી પાંપણમાં એક આંસુ અટવાયું*
*ને સૂરજના કિરણે વિંધાયું !*
*સૂકી સળીઓનો હું માળો લઈને*
*અરે ! કાળઝાળ એટલે દાઝયું !*

બીજુ પુરોહિત

❋

# કથીડ્રલ*

જયા મહેતા

[ ડિસે.'૯૪ના અંકથી આગળ ]

તાજમહેલનાં દર્શન કર્યા વગર ભારતયાત્રા અધૂરી રહે, તેમ સેન્ટ પોલ્સ કથીડ્રલનાં દર્શન કર્યા વગર લંડનયાત્રા અધૂરી જ રહે. પથ્થરમાં પ્રગટેલું ઊર્મિકાવ્ય એટલે તાજમહેલ. પથ્થરમાં પ્રગટેલું મહાકાવ્ય એટલે સેન્ટ પોલ્સ કથીડ્રલ. બંનેને પોતપોતાનું સૌંદર્ય છે ને પોતપોતાનો ઇતિહાસ છે.

બ્રિટિશ પ્રજાની ધર્મપ્રિયતા અને કલાપ્રિયતાના પ્રાણવાયુ સમાન કથીડ્રલો ને ચર્ચ વગર તો લંડનની કલ્પના જ ન કરી શકાય. લંડનમાં ઘણાં ચર્ચ છે, હિંદુ-બૌદ્ધ મંદિરો છે, મસ્જિદ પણ છે. તેમાં સૌથી વધુ પ્રસિદ્ધ અને સ્થાપત્યકલાની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે સેન્ટ પોલ્સ કથીડ્રલ. લડનનાં કલાત્મક સ્થાપત્યોની વાત સેન્ટ પોલ્સ કથીડ્રલની વાત વગર અધૂરી રહે, તેમજ તેમની સાથે અવિનાભાવે સંકળાયેલા સ્થપતિ સર ક્રિસ્ટોફર રેનની વાત વગર પણ અધૂરી જ રહે.

આ સૌંદર્યમૂર્તિ કથીડ્રલનાં દર્શન કર્યા, એની સુંદર છબીઓ જોઈ, માણી. એને વિશે થોડું જાણવા મળ્યું, પછી તો આ સાંસ્કૃતિક ઇતિહાસમાં એટલો તો રસ જાગ્યો કે કેટલાંયે પુસ્તકોનાં પાનાં ઉથલાવતી રહી ને કલા, કલાકાર, પ્રજા અને રાજાના પરસ્પર સંબંધોના તાણાવાણાની સંકુલ ભાત સવિસ્મય નિહાળી.

સેન્ટ પોલ્સ કથીડ્રલ શ્રદ્ધાળુઓ માટે પ્રાર્થનાસ્થાન છે, લંડનની સમગ્ર પ્રજા એને લંડનની શાન ગણે છે ને એને માટે ગૌરવ લે છે, ઇંગ્લેન્ડના શાસકવર્ગ માટે એ અંગત અને સાર્વજનિક વિધિઓ માટેનું મહત્ત્વનું સ્થાન છે, ગ્રેટબ્રિટન માટે એ જાણે દેશની સ્વતંત્રતાનું પ્રતીક છે. બીજા મહાયુદ્ધ વખતે ખુદ ચર્ચિલે આ કથીડ્રલને બચાવવા માટે અગ્નિશામક-દળને પત્ર લખ્યો હતો. ચર્ચિલ જેવા પોલાદી શાસકને, દેશભરમાં યુદ્ધના ઓળા પથરાયા હોય, લંડન પર આગના ગોળા વરસી રહ્યા હોય ને લાખો લોકોના જાન જોખમમાં હોય ત્યારે પણ દેશ અને પ્રજાનું રક્ષણ કરવાની સાથોસાથ ઉચ્ચતમ સ્થાપત્યયુક્ત આ સુંદર ધર્મસ્થાનને બચાવવાનો વિચાર આવે ને તે માટે એ સક્રિય રહે, એ આદર ઉપજાવે એવી વાત છે.

એ સમયના અગ્નિશામક-દળના એક અધિકારી મિ. જ્હોન હેનરિ 'ધ ટાઇમ્સ'ને લખેલો આ પત્ર બ્રિટિશ પ્રજા અને તેના શાસક બંનેનાં જીવનમૂલ્યોનો સંકેત કરે છે :

"..The climax of the Nazi fire raids on City came on December 28, 1940. Churchil sent a message to the firemen —'SaveSt Paul's.' The new year dawned with most of the area north of the cathedral as far as Moorgate a smoking ruin, ... but the cathedral stood scarred but safe. ... The war memorial of the Fire Brigades Union carries lines from William Morris ·

"There in the world new builded
Shall our earthly deeds abide
Though our names be all forgotten
And the tale of how we died."

પ્રજા કર્તવ્યનિષ્ઠ ને શૂરવીર હોય, શાસક સજાગ ને સમજદાર હોય, તો રાષ્ટ્રની શાનને આંચ આવતી નથી.

આ મહાવિશ્વયુદ્ધ વખતે લંડનનો લગભગ

*હવે પછી પ્રગટ થનાર 'વિમાનથી વ્હિલચેર સુધી' પુસ્તકમાંથી.

એકતૃતીયાંશ ભાગ નાશ પામ્યો હતો, ત્યારે સેન્ટ પોલ્સ કથીડ્રલ ગ્રેટબ્રિટન માટે લંડનની સત્તાના અનાદરનો સામનો કરવાનું પ્રતીક બની હતી. સો સ્વયંસેવકોનું અગ્નિશામક-દળ એના રક્ષણાર્થે ઝઝૂમ્યું હતું. આમ છતાં એનો થોડોક ભાગ નાશ પામ્યો; ત્યાં પહેલાં હતું એવું જ કલાકોતરકામ કરીને એટલો ભાગ ફરી બાંધી શકાત, પણ એમ ન કરતાં એ ભાગ એમ જ રહેવા દેવામાં આવ્યો, અતીતનું સ્મરણ જાળવવા !

અનેક બાબતોમાં જોવા મળે છે કે બ્રિટિશ પ્રજા અતીતપ્રિય છે, ને સ્મરણો જાળવવાની એની વિવિધ રીતો પણ છે. ઇતિહાસનો ચોપડો ચિત્રગુપ્તનો ચોપડો નથી; એમાં તો શું નોંધાય ને કેવા સ્વરૂપે નોંધાય ? એની વિશ્વસનીયતા કેટલી ? એમાં સત્ય કેટલું ને વિકૃતિ કેટલી ? આ બધા પ્રશ્નો ઊભા જ રહે. પણ અહીં તો જર્મનોએ વરસાવેલી આગમાં બળી ગયેલો ને ભાંગીતૂટી ગયેલો ભાગ પ્રત્યક્ષ પ્રમાણરૂપે જળવાયો છે, ને ઊગરી ગયેલો ભાગ અગ્નિશામક-દળે જીવના જોખમે કરેલા બચાવકાર્યની, એની નિષ્ઠાની સાક્ષી પૂરે છે.

લંડનમાં રેને બાંધેલાં ઘણાં ચર્ચ આ જર્મન બૉમ્બમારામાં નાશ પામ્યાં (સન ૧૯૪૦); મનુષ્યની સર્જનાત્મક પ્રવૃત્તિ પર વિનાશાત્મક પ્રવૃત્તિનો આ વિજય, ખરેખર તો માનવજાતનો પરાજય છે.

અત્યારે લંડનમાં સેન્ટ પોલ્સ કથીડ્રલની જે બેનમૂન ઇમારત ઊભી છે, એનો પ્લાન માન્ય કરાવતાં કરાવતાં તો સ્થપતિ રેનની આંખમાં પાણી આવવાનાં જ બાકી રહ્યાં હતાં. "સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે," (કવિ દલપતરામ) એવું એને સાંભળવું ન પડ્યું, એટલું એનું સદ્ભાગ્ય.

કોઈ મહત્ત્વની ઇમારત બાંધવાની હોય ત્યારે એની યોજનાના નકશા મગાવવામાં આવતા ને કેટલાયે સ્થપતિઓ પોતાની કલ્પનાને સાકાર કરતી યોજનાઓના નકશાઓ તૈયાર કરીને શાસકને મોકલતા. એક જ નકશો સ્વીકારવાનો હોય; બાકીના અમાન્ય ઠરે. તેનાં કારણો આર્થિક હોય, અધિકારીની અંગત રુચિ-અભિરુચિ હોય, વ્યવહારુપણાનો અભાવ હોય, — કાંઈ પણ હોઈ શકે. સ્વીકારાયેલા નકશામાં પણ શાસક તરફથી ફેરફારો સૂચવવામાં આવે. ને આ બધાંમાંથી પાર ઊતર્યા પછી નકશો માન્ય રાખવામાં આવે તો ઇમારત ચણાય. આ પ્રક્રિયાને પરિણામે કેટલીયે ઉત્તમ યોજનાઓ વિસ્મૃતિ ને અતીતમાં ધરબાઈ જાય. ને ત્યારે એના કલાકારો, ચીની કવિ Tsang Ko-chia (સન ૧૯૧૦ ?)ની જેમ ચિત્કારી ઊઠતા હશે :

Afraid of looking back at what has passed by,
I cleverly tell myself, "Life is a lie."

સાહિત્યની સૃષ્ટિમાં પણ કૃતિ રચાતી હોય ત્યારે કે રચાઈ ગયા પછી પણ એમાં ફેરફાર કરાતા હોય છે, પણ એમાં ફેરફારનાં કારણો, ફેરફાર સૂચવનારની રસજ્ઞતાનું મહત્ત્વ હોય છે. ક્યારેક સાહિત્યકાર પોતે જ પોતાની રચનામાં ફેરફાર કરતા હોય છે, તો ક્યારેક લેખકના સર્જક-વિવેચક-મિત્ર પણ ફેરફાર સૂચવતા હોય છે. તેનું પરિણામ હંમેશાં જ સુભગ આવે એવું તો ન બને, કોઈ વાર કૃતિ વધુ સુંદર નીખરી આવે, તો કોઈ વાર કૃતિ વણસી પણ જાય. કવિ કાન્ત, બળવંતરાય ઠાકોર, સુન્દરમ્, વગેરે પોતાની પ્રગટ થઈ ચૂકેલી કૃતિઓમાં પણ ફેરફાર કરતા. કાન્તની તો આ બહુ જાણીતી પંક્તિ છે, 'ચક્રવાકમિથુન' ખંડકાવ્યની છેલ્લી પંક્તિ :

*'ક્યહીંય ચેતન એક દીસે નહીં.'*

— આ પંક્તિમાં કેવળ એક જ અક્ષરનો ફેરફાર કરીને કાન્તે કૃતિના હાર્દને એકદમ ઊલટી દિશાએ વાળવાનો પ્રયત્ન કર્યો :

*'ક્યહીં અચેતન એક દીસે નહીં.'*

સમગ્ર કૃતિના ભાવ સાથે આનો સુમેળ નથી. ઉમાશંકર જોશી અને સુરેશ જોષીએ તો આખા ને આખા સંગ્રહો રદ જાહેર કર્યા હતા. પોતાનો ભૂતકાળ કોઈ ભૂંસી શકે ખરું ?

કવિ ટી. એસ. એલિયટે પોતાનું દીર્ઘકાવ્ય 'ધ

વેસ્ટ લૅન્ડ' પ્રગટ કરતા પહેલા એઝરા પાઉન્ડને બતાવ્યુ. એમણે કેટલીક કાપકૂપ કરવાના સૂચનો કર્યા. એલિયટે આ અંગે પાઉન્ડ સાથે ચર્ચા કરી, કેટલાક સૂચનો સ્વીકાર્યા. આપણી પાસે એ સુધારેલી કૃતિ આવી. ત્યાર પછી મૂળ કૃતિ પણ ઉપલબ્ધ થઈ છે આ કાવ્યમા કાપકૂપનુ પરિણામ સારુ આવ્યુ છે આ કાપકૂપ કરનાર કેવળ કોઈ શાસક, અધિપતિ કે રાજા નહોતો. એઝરા પાઉન્ડ જેવો કવિ-વિવેચક હતો.

પરંતુ સ્થાપત્યના નકશામા કાપકૂપ કે ફેરફાર કરનારાઓ સ્થપતિઓ નહોતા, સત્તાધીશો હતા. તેઓ કલાની જાણકારીની રૂએ નહીં, કલા-અંતર્ગત કારણોથી નહીં, પણ અગત રુચિ અને કલાબાહ્ય કારણોથી ફેરફારની ફરજ પાડતા, અથવા યોજના અમાન્ય રાખતા

સેન્ટ પોલ્સ કથીડ્રલ માટે સર ક્રિસ્ટોફર રેને સૌથી પહેલી આપેલી ડિઝાઇન ગ્રીક ક્રોસના આકારની હતી. તે 'અત્યત ક્રાન્તિકારી અને યુરોપીય' છે એમ કહીને અમાન્ય કરવામા આવી. એની બીજી ડિઝાઇન ચાર્લ્સ બીજાએ માન્ય રાખી, પણ કથીડ્રલના અધિપતિઓએ તે સ્વીકારી નહીં છેવટે સન ૧૬૭૫મા એને ત્રીજી ડિઝાઇન માન્ય રાખવામાં આવી. એમા કેટલાક ફેરફાર કરવાની છૂટ પણ તેને અપાઈ જોકે આ છૂટ કેવળ બાહ્ય શોભામા ફેરફાર કરવા પૂરતી જ હતી. રેનને સ્થપતિ તરીકે અનિવાર્ય લાગે એ બધા ફેરફાર કરવાની છૂટ નહોતી એની સ્થિતિ કઈક અશે રાજદરબારી કલાકાર જેવી હતી. રાજ્યને આશ્રયે કલાએ પાગરવુ પડે એ પરિસ્થિતિ કલાકારને માટે જ નહીં, કલાપ્રેમીઓને માટે પણ અસહ્ય હોય છે ચાદીના રણકાર ને વીણાના ઝંકારના સૂર ભાગ્યે જ મળે. તેમ છતા, જળ પોતાનો વહનમાર્ગ શોધી જ કાઢે છે અનેક પ્રકારની આડખીલીઓ છતા રેન પોતાનુ કાર્ય સરસતાથી પાર પાડીને જ રહ્યા. આ કથીડ્રલ કલાકારની આતરસ્ફુરણા અને આતરચેતનાની વિજયપતાકા છે

સર ક્રિસ્ટોફર રેન (સન ૧૬૩૨-૧૭૨૩) મહાન વૈજ્ઞાનિક ન્યૂટનના એ સમકાલીન. ન્યૂટને એમનો ઉલ્લેખ તે યુગના ત્રણ મોટા ભૂમિતિશાસ્ત્રજ્ઞોમાના એક તરીકે કર્યો છે એ ખગોળશાસ્ત્રી પણ હતા. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન(natural philosophy)મા પણ એમને ઘણો રસ હતો. પછી સ્થાપત્યકલામા પણ રસ જાગ્યો. એકથી વધુ વિષયોમા રસ લે, એટલુ જ નહીં, એનુ ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરે, એમા પારંગત થાય ને વિવિધ ક્ષેત્રે કઈક ઉચ્ચતમ કરી બતાવે, એવી વિરલ વ્યક્તિઓમાના એક છે, આ સર ક્રિસ્ટોફર રેન.

રેન એક એમની સાધના અનેક વૈજ્ઞાનિક રેન અને સવેદનશીલ કલાકાર રેનનો લય એક થાય છે, પખીને આકાશ મળે છે ને સર્જાય છે અતુલનીય સેન્ટ પોલ્સ કથીડ્રલ.

સન ૧૬૬૬ના અગ્નિતાડવ વખતે રેનની ઉમ્મર ચોત્રીસ વર્ષની એમણે જોયુ કે લડનનો બહુ મોટો ભાગ બળીને નષ્ટ થયો છે, એટલે પૂર્ણપણે નવી નગરયોજના શક્ય છે એક જ અઠવાડિયામા એમણે નવી વિભાવના સાથે નગરરચનાની યોજના રજૂ કરી, પણ એ નામજૂર થઈ આગ પછી જાણે ધુમાડા અને ઈંટ પથ્થરોના ભગારમાથી નવુ લડન વસ્યુ ખરુ, પણ રેને રજૂ કરેલી નગરની નવી વિભાવનાનો અમલ તે વખતના શાસકો કરી શક્યા નહીં, આ આગમા ભસ્મીભૂત થયેલી સેન્ટ પોલ્સ કથીડ્રલ નવેસરથી બાધવા માટેનો રેનનો પ્લાન સ્વીકારાયો અને વાર્ષિક ૨૦૦ પાઉન્ડના પગારે એમની નિમણૂક કરવામાં આવી. સન ૧૬૭૫મા કામ શરૂ થયુ કથીડ્રલ બાધવામા ૩૫ ૩૬ વર્ષ લાગ્યા. સન ૧૭૧૦-૧૧મા બાધકામ પૂરુ થયુ, પણ આ દરમ્યાન બ્રિટિશ પાર્લામેન્ટે કામ ધીમુ થવાને બહાને રેનનો પગાર અર્ધો કરી નાખ્યો. અને એ કાપી લીધેલા પૈસા સન ૧૭૧૧ સુધી આપ્યા નહીં. કથીડ્રલ બધાઈ ગયા પછી રેને ખુદ રાણીને અરજી કરી, ત્યારે એમને બાકીના પૈસા આપવામા આવ્યા, એ વખતે એમની ઉમર લગભગ ૮૦ વર્ષની હતી !

આ કથીડ્રલનો રેનનો પ્લાન ઈંગ્લેન્ડ માટે નવો

જ હતો, ક્રાંતિકારી હતો. એની ઉપરના વિશાળ ઘુમ્મટનો ખ્યાલ રેનનો હતો. રેન પર રોમના સેન્ટ પીટર્સ ચર્ચના ઘુમ્મટનો પ્રભાવ હતો. સન ૧૬૭૫ની ૨૧મી જૂને આ કથીડ્રલનું ખાતમૂહૂર્ત થયું; પાયો નખાયા પછી ૩૬ વર્ષે સન ૧૭૧૧ની ૨૧મી જૂને, ૩૬૫ ફૂટની ઊંચાઈએ ઘુમ્મટ પૂરો થયાનો વિધિ થયો. કથીડ્રલનો છેલ્લો પથ્થર મુકાયો ત્યારે રેન ૭૮ વર્ષના હતા. પોતે રચેલી આ ભવ્ય ઇમારતના ઘુમ્મટનું કામ ઝીણવટપૂર્વક નિહાળવા માટે આ યુવાન (!) કલાકાર એક મોટી ક્રેનમાં બાસ્કેટ લટકાવીને તેમાં બેસીને ઘુમ્મટની ઊંચાઈ સુધી પહોંચ્યા હતા. એ વખતે, વર્ષો પહેલાં આ ઇમારતનો પાયો નખાયો ત્યારના એમના સહકાર્યકર્તા સાથીઓમાંથી, દુર્ભાગ્યે કોઈ હયાત નહોતું. કોઈ એક જ સ્થપતિના હાથે કોઈ પણ મોટી ઇંગ્લિશ કથીડ્રલનું સંપૂર્ણ સ્થાપત્ય થયું હોય એવી આ એક જ કથીડ્રલ છે — સેન્ટ પોલ્સ, અને એની રચનાનું સદ્ભાગ્ય રેનને પ્રાપ્ત થયું છે.

આ કથીડ્રલ ફરીથી બાંધવાનો ખર્ચ ૭,૨૧,૫૫૨ પાઉન્ડ થયો. કોલસા પર કર નખાયો ને જે નાણાં ભેગાં થયાં, એમાંથી આ ખર્ચ કાઢવામાં આવ્યો, એટલે કહેવાયું,

"... the fire restored what fire had distroyed." 'જે પોષતું તે મારતું' એમ, 'જે મારતું તો પોષતું' એવો પણ કુદરતનો ક્રમ હશે !

કોલસો. કાળો. કાળો રંગ અશુભનું પ્રતીક; પણ કાળાને કાળું ગણીને નકારી કેમ કઢાય ! કાળા રંગનો કોલસો ગર્ભમાં તેજ અને તણખાને ગોપવીને બેઠો છે, એમાં પણ અગ્નિનું જ તત્ત્વ છે. અગ્નિ આગ છે. અગ્નિ પાવક પણ છે. કોલસાની જેમ માણસ પણ પોતાનામાં રહેલા અગ્નિના તત્ત્વથી ભીતરના અશુભને બાળીને એનો નાશ કરે તો શુભનું સર્જન થાય. માણસ પોતાના કર્મનો રંગ બદલે, પાવકથી એને ઊજળો કરે તો માણસ પોતે જ ઉજ્જ્વળ કર્મથી બંધાયેલું 'ઈશ્વરનું ધામ' બને.

આગ કે યુદ્ધ, હુલ્લડ, તોફાનો કે બળવો, ભૂકંપ કે વાવાઝોડું... ઘટનાઓ તો બનતી જ રહે, વિનાશ વેરાતો જ રહે, છાપાંઓમાં એના સમાચાર આવતા જ રહે. કેટલાક લોકો આવી ઘટનાઓના પ્રત્યક્ષ કે પરોક્ષ હાથા-હથિયાર કે અસ્ત્રશસ્ત્ર હોય, કેટલાક એનો ભોગ બને. બાકીની પ્રજામાંથી કોઈ સમાચાર વાંચીને મનોમન ચિંતા કરે ને ભૂલીયે જાય, કેટલાક અફવાઓ ને ચર્ચાઓમાં સામેલ થાય, કોઈક કેવળ સાક્ષીભાવે મૂક પ્રેક્ષક બની રહે, તો કોઈ વળી ખળભળી ઊઠે ને સક્રિય બને. જુદી જુદી વ્યક્તિઓના પ્રતિભાવ જુદા જુદા હોય. બહુ ઓછી વ્યક્તિઓ આવી કોઈ આપત્તિ વખતે સાચી નિસ્બતથી સાચી દિશામાં કાર્યરત બનતી હોય છે.

પણ સમગ્ર પ્રજા અને શાસકો પણ એકસાથે સાચી દિશામાં પગલું માંડે ને પરસ્પર સહકાર આપે એવી વિરલ ઘટના આ આગ પછી બની; પ્રજા અને શાસકો બંને સેન્ટ પોલ્સ કથીડ્રલ ફરી બંધાવવાની સજાગતા દાખવી. એની પાછળ પણ વિવિધ પરિબળો ગણ્યાં જ હશે. લોકોની ધર્મભાવના હશે, કલાપ્રેમ હશે કે માનવમાત્રમાં હોય છે એવી અમરતાની ઝંખનાયે હશે. જીવનની ક્ષણભંગુરતાનો અનુભવ તો પ્રત્યેક મનુષ્યને પ્રત્યેક પળે ને સતત થતો જ રહે છે. આ અનુભવની તીવ્રતાની સાથે અમરત્વની ઝંખના પણ તીવ્ર થતી હશે. મર્ત્ય મનુષ્ય પોતાની આસપાસ જે કાંઈ સુંદર છે એને જાળવવા મથે છે, પોતાની લાગણીના તંતુ જેની સાથે જોડાયેલા હોય એને જાળવવા ઝંખે છે; કારણો ગમે તે હોય, પરિણામ સુભગ છે. સૈકાઓથી લોકોનાં મન સાથે વણાઈ ગયેલું સેન્ટ પોલ્સ કથીડ્રલ આગમાં નષ્ટ થઈ ગયું, એ વિનાશજન્ય અવકાશને ફરીથી ચેતનથી ભરી દેવા શાસકો અને પ્રજા બંને તત્પર થયાં. શાસકોએ કોલસા પર ટેક્સ નાખ્યો, પ્રજાએ એ સ્વીકારી લીધો. ને 'લંડનની શાન' જળવાઈ રહી છે.

કોઈ પણ ભવ્ય સ્થાપત્ય અમુક અંતરેથી જ આખેઆખું આંખમાં સમાય. અને તે નિહાળવાનો આનંદ અનેરો હોય; પણ તેની ઝીણી નાજુક

કલાકારીગરી દૂરથી માણી શકાય નહીં, એ બાબત પણ રેને નજરઆડ કરી નથી. એમણે કહ્યુ

Regard be had to the Distance of the Eye

અને નજાકતભરી નકશી નજર સમકક્ષ રહે એટલી જ ઊંચાઈએ રાખી. કલા કલાકારના આનદ માટે છે તેમ ભાવકના આનદ માટે પણ છે એ કેવળ નિજાનદે નથી. ભોક્તા વિણ કલા નહીં એ વિચાર રેનના મનમા પણ હશે જ

આમ છતા, મનુષ્યના ચર્મચક્ષુથી સીધેસીધુ અખડપણે ઝીલી શકાય નહીં, એનુ આતરબાહ્ય સૌદર્ય એક નજરમા સમાય નહીં, એવુ આ પ્રચડ સ્થાપત્ય છે ઈંગ્લિશ કથીડ્રલમા જની પ્રથા નહોતી એવા ૭૦૦ ટન વજનના ગોલ્ડન બોલ અને ક્રોસને આધાર આપતા ૬૪૦૦૦ ટન વજનના વિશાળ ઘુમ્મટો (એમા બે ઘુમ્મટ છે) અને ૩૬૫ ફૂટની ઊંચાઈ ! માણસની આખથી જે નથી ઝિલાતુ તે કેમેરાની આખ ઝીલે છે ફોટોગ્રાફી ને તેની સાથે સકલિત અન્ય કલાઓના વિકાસથી આવા ભવ્ય સ્થાપત્યો નજીકથી ને ઝીણવટપૂર્વક માણી શકાય છે

શાસકો અને કદરદાની જાણે વદતોવ્યાઘાત હોય એવુ લાગે છે સન ૧૭૧૮મા, ૮૬ વર્ષની વયના રેનને ગેરવ્યવસ્થાને નિમિત્તે સર્વેયર જનરલના પદેથી બરતરફ કરવામા આવ્યા. આ પદ પર તેઓ ૪૮ વર્ષથી હતા આ એ જ કલાકાર સ્થપતિ સર ક્રિસ્ટોફર રેન છે જેમને પોતાની કલા પ્રત્યે અને એ કલાના આવિષ્કાર માટે એટલી લગન છે કે પગાર અર્ધો કરી નાખવામા આવ્યો હતો છતા સાચા કલાકારની ગરિમા ને ગૌરવથી કલાનો મહિમા કર્યો ને પૂર્ણ નિષ્ઠાથી કામ ચાલુ રાખ્યુ હતુ ને કેવી સરસતાથી કામ પાર પડ્યુ છે એ નિહાળવા કેનમા લટકાવેલી છાબડીમા બેઠા હતા. સામાન્ય લોકો આ સ્થાપત્ય વિશે ને ઘુમ્મટ શુ કહે છે તે સાભળવા છૂપે વેશે શહેરની નાની નાની ગલીઓમા ફર્યા હતા એમને પોતે કરેલા મહાન સર્જનનો પૂરેપૂરો ખ્યાલ હશે જ તેમ છતા એમણે એક પ્રતિભાવતની નમ્રતાથી લોકપ્રતિભાવની કાળજી રાખી હતી, લોકોની ભાવનાનો આદર કર્યો હતો.

શાસકોના બેહૂદા વર્તનોથી રેને આ અર્ધી સદી દરમ્યાન શી શી વ્યથાવેદના સહી હશે, એ કોણ કહી શકે ? નદી ઓળગવા પાણીમા પડનારને જ ખબર પડે કે નદીના જળ કેવા લોહીને થિજાવી દે એવા છે ને એનો પ્રવાહ કેવો થકવી નાખે એવો છે પણ સાચો તરવૈયો પાછળ ફરીને જોવા થોભતો નથી. અર્જુનને તો દેખાય છે પક્ષીની ફક્ત એક જ આખ.

A Soldier
Knows very few things
He recognizes only
That he should d e for this way of liberation
(— At Ch ng 1910 -)

રેન એક સોલ્જર કલાકાર છે Christophorasનો અર્થ થાય છે The crist carrier

અહીં એક બીજી ઘટના યાદ આવે છે

Timothy Ferris પોતાના Coming of Age in the Miky Way મા નોધે છે

ખગોળશાસ્ત્રના કેટલાક મહત્ત્વના સિદ્ધાતોનો સશોધક યુરોપનો એક મહાન ખગોળશાસ્ત્રી, Johannes Kepler (સન ૧૫૮૨ ૧૬૩૦) પણ સત્તાધીશોના ખોફનો ભોગ બન્યો હતો અને એને Duke Alberecht von Wallensteinના ખગોળશાસ્ત્રીના પદ પરથી ડિસમિસ કરવામા આવ્યો હતો એથી એ એવી પરિસ્થિતિમા મુકાયો હતો કે પોતાના બાળકોને ખવડાવવા માટે પણ એની પાસે પૈસા નહોતા, એને ફડ ઉઘરાવવા નીકળવુ પડ્યુ હતુ. દુનિયાએ એની સાથે ઘણો ખરાબ વર્તાવ કર્યો છતા એની શ્રદ્ધા જળવાઈ રહી હતી કે મૂળભૂત દુનિયા સુદર છે આ આકાશપ્રેમી વિદ્વાને પોતાનો epitaph પોતે જ લખ્યો હતો

I measured the skies now I measure
the shadows
skybound was the mind the body rests
in the earth

પણ, લંડનની શાન ગણાતા આ સ્થાપત્યના ને બીજાં પચાસથીયે વધુ ચર્ચ ને બીજી ઇમારતોની અનેક યોજનાઓ પાર પાડનાર આ કલાપ્રેમી સ્થપતિનો આદર બ્રિટિશ શાસન જાળવી શક્યું નહીં. સત્તાની કઠોરતા ને કૃતઘ્નતા, કલા ને કલાકાર પ્રત્યેની શાસકોની દૃષ્ટિહીનતાનો આથી મોટો બીજો કયો પુરાવો હોઈ શકે ? કલાકારનું માન જાળવવામાં આપખુદી રાજાશાહી ને ચૂંટાયેલા સભ્યોની પાર્લામેન્ટની તુમારશાહી, બંને નિષ્ફળ ઠરે છે, ત્યારે પ્રજા એ સુંદરતમ સ્થાપત્યના કલાકારનું ગૌરવ ને સ્મરણ જાળવવામાં સક્ષમ રહી.

સર ક્રિસ્ટોફર રેનની મહત્તા દર્શાવતા રિચર્ડ ટેમ્સ લખે છે :

" Wren's masterpiece is a triumph of art, science and ogranisation, the supreme creation of a man hailed by the hypercritical John Evelyn as a 'miracle of youth.' An Oxford professor (of astronomy) in his twenties and later president of the Royal Society, wren combined aesthetic, engineering and administrative talents to an unusual degree. He was also able to select, enthuse and control a fine international team of craftsmen."

રિચર્ડ રેનની બહુમુખી પ્રતિભાને આપેલી આ અંજલિમાં અનેક કલાપ્રેમીઓનો અવાજ ભળેલો રહેશે.

આ મહાન સ્થપતિના સ્મરણાર્થે સેન્ટ પોલ્સ કથીડ્રલના ઘુમ્મટની નીચેની ફરસ પર, તેમજ એમની કબર પર પણ, એમના જ પુત્રે લખેલી આ પંક્તિ કોતરવામાં આવી છે, એનું ઔચિત્ય સહજસિદ્ધ છે :

"Reader, if you seek his monument,
look around you."

મહાપુરુષોનું જીવનકાર્ય તેમ મહાકલાકારોનું સર્જન એ જ એમનું સાચું સ્મારક હોય છે.

નવી પેઢીએ પણ રેનને આદરાંજલિ આપી છે :

"No thought arises of the life to come,
For tho' superb, not solemn is the place,
The mind but wanders o'er the distant space,
Where, 'stead of thinking on their God,
most men
Forget his presence to remember Wren."

આ સાથે જ કન્નડ કવિ ડી. આર. બેન્દ્રેના એક કાવ્યની બે પંક્તિઓ યાદ આવે છે :

"We'll bury God under the ground
And visit his tomb on our nightly round."

ઈશ્વર ભુલાઈ ગયો. ઈશ્વર નિરાકાર છે, અમૂર્ત છે, એને પામવા તપ જોઈએ, તપસ્યા જોઈએ. કલાકારને લોકોએ યાદ રાખ્યો છે. કલા મૂર્ત છે, કલા આંખને ગમે છે. કલા પણ સાધના માગે છે, રસજ્ઞતા માગે છે, કલાકારની સાધના હોય છે, સુજ્ઞ ભાવકની રસજ્ઞતા હોય છે. સામાન્યજનો પણ પોતપોતાની રીતે કલાને માણે છે; આંખને ગમે છે એટલું જ કેવળ એમને માટે પૂરતું છે. એટલે કલાકાર યાદ રહે છે, કલાકારનોયે કલાકાર ઈશ્વર ભુલાઈ જાય છે.

આ તે પ્રજામાનસની વક્રતા કે ધર્મ પર કલાનો વિજય ! કથીડ્રલ બંધાય, સેન્ટ પોલનું નામ એની સાથે સંકળાય, કથીડ્રલ નાશ પામે કે એને વધુ પડતું નુકસાન થાય, ત્યારે તરત બીજું, એથીયે ભવ્ય કથીડ્રલ ત્યાં જ બંધાય, સેન્ટ પોલના નામ સાથે. સમય વહી જાય, પરિસ્થિતિ એવી આવે કે લોકો સ્થપતિ ને સ્થાપત્યનું ગૌરવ કરતા રહે, સેન્ટ પોલ વિસરાઈ જાય, ઈશ્વર પણ વિસરાઈ જાય, રહે કેવળ કલા અને કલાકાર.

રેન ૯૧ વર્ષની વયે અવસાન પામ્યા, ત્યારે આ જ કથીડ્રલમાં એમને દફનાવવામાં આવ્યા. અહીં પણ વિધિવક્રતા કેવી ? બ્રિટિશ ઇતિહાસના કેટલાક સુપ્રસિદ્ધ ઘડવૈયાઓ અહીં દફનાવાયા છે, તેમાં સૌ પ્રથમ દફનાવાયા તેમાંના એક તરીકેનું માન રેનને મળ્યું છે.

આ કથીડ્રલમાં ઘણી મુખ્ય જાહેરવિધિઓ કરવામાં આવી છે : ડ્યુક ઓફ માર્લબરોના વિજયનો (સન ૧૭૦૪) તથા નેપોલિયનિક યુદ્ધના અંતનો (સન ૧૮૧૪) આભારવિધિ, નેલ્સન (સન ૧૮૦૬), વિલિંગ્ટન (સન ૧૮૫૨) અને ચર્ચિલ (સન ૧૯૬૫) ઇત્યાદિના અંતિમવિધિ, રાણી વિક્ટોરિયા (સન ૧૮૯૭), પાંચમા જ્યોર્જ (સન ૧૯૩૫) અને રાણી એલિઝાબેથ (સન ૧૯૭૭)ના જયંતિ મહોત્સવો તેમજ પ્રિન્સ ઓફ વેલ્સ અને લેડી ડાયેના સ્પેન્સરનો લગ્નવિધિ (સન ૧૯૮૧) અહીં જ થયો છે.

અહીં વિવિધ ક્ષેત્રોની મહાન વ્યક્તિઓના સ્મૃતિચિહ્નો પણ છે. તેમાં નર્સિંગ વ્યવસાયના સ્થાપક ફ્લોરેન્સ નાઇટિંગલ, કેદખાનામા સુધારા કરનાર સર જૉશવા રેનલ્ડસ્, શબ્દકોશકાર સૅમ્યુઅલ જૉન્સન, પ્રાચીન ભાષાતજ્જ્ઞ સર વિલિયમ જૉન્સ ઇત્યાદિનો સમાવેશ જોઈને આનદ થાય છે.

મહાન માણસોની સ્મૃતિ જાળવવી ગમે જ, પણ એમને ખભે ચડીને ઊંચા દેખાવા મથવુ એ જનમાનસ છે. સ્મૃતિ તો છે નાજુક પાંખડીઓનુ ગુલાબ. એની સુવાસ હૃદયમાં જળવાય ને આચરણમાં ઉતારાય તો જ સૂર્યાસ્ત પછીયે આભા જળવાઈ રહે; નહીં તો શિયાળાનાં વૃક્ષોની જેમ સ્મૃતિપર્ણો ખરતાં જાય, વૃક્ષો પાખાં થતાં જાય ને અંતે નિષ્પર્ણ-નિર્જીવ માળખા જ રહે. માળખુ સુદર હોય તો લોકો એ જોવા આવે ને કેવળ જોઈને જ રાજી થાય. કવિ કુસુમાગ્રજ એક મુક્તકમાં કહે છે એમ, "અબાડી નીકળે ત્યારે આબાલવૃદ્ધ બારણે આવે છે, હાથી જોવા."

લગભગ અઢી સૈકા સુધી તો આસપાસની નીચી ઇમારતો વચ્ચે આ કથીડ્રલ શાનથી ઊભી રહી, પણ સન ૧૯૫૦થી એની નજીકમાં બહુમાળી ઊંચી ઇમારતો બંધાવા માંડી ને તોયે સન ૧૯૭૭ સુધી એનું વર્ચસ્વ રહ્યું. એ પછી એની રમ્ય ક્ષિતિજરેખા (Skyline) ખંડિત થઈ છે. એનો વિરાટ ઘુમ્મટ ઊંચી ઇમારતો વચ્ચે ઢંકાઈ જાય છે. દૂરદૂરથીયે એનાં દર્શન થતાં, એ હવે શક્ય નથી. કલાપ્રેમીને ન ગમે એવી આ હકીકત છે. સૌંદર્ય અને કલા કરતાં અર્થને પ્રાધાન્ય આપતો મનુષ્ય જીવનના અર્થનો લોપ સહેલાઈથી સ્વીકારી લે છે. લોકજીવન પર હવે ધર્મનું વર્ચસ્વ રહ્યું નથી, ધાર્મિક ભાવના કરતાં લક્ષ્મીપ્રેમ અને સૌંદર્યને કલાપ્રેમ કરતાં કલદારપ્રેમ બળવાન છે એનો ઇશારોયે આમ મળે છે.

આજે, વાહનોના અવાજો ને વાસ, ધસમસતાં પૈડાંથી ચકરાતી ઊંચે ઊડતી ધૂળ, ધુમાડિયું થાગડથીગડ આકાશ, જાહેરાતિયા શૉ-વિન્ડોમાં ઊભરાતી વ્યાપારી વૃત્તિઓ, ભાગદોડમાં વ્યસ્ત માણસોની બધિર સંવેદનાઓ... આ બધાંની વચ્ચે ઊભું છે આ 'ઈશ્વરનુ ધામ.'

ટેમ્સનાં જળ શાંત વહી જાય છે અવિરત.

i am a little church (no great cathedral)
far from the splendour and squalor of
hurrying cities
— i do not worry if briefer days grow briefest
*i am not sorry when sun and rain make april*

my life is the life of the reaper and the sower,
my prayers are prayers of earth's own
clumsily striving
(finding and losing and laughing and crying)
children
whose any sadness or joy is my grief on my
glandness

around me surges a miracle of unceasing
birth and glory and death and resurrection:
over my sleeping self float flaming symbols
of hope, and i wake to perfect patience of
*mountains*

i am a little church (far from the frantic
world with its rapature and anguish) at peace
*with nature*
—i do not worry if longer nights grow longest;
i am not sorry when silence becomes singing

winter by spring, i lift my diminutive spire to
merciful Him Whose only now is forever:
standing erect in the deathless truth of His
presence

(welcoming humbly His light and proudly
His darkness)

E. E. Cummings

ઈ. ઈ. કમિંગ્સ ▫ જગદીશ જોષી

[ અમેરિકન કવિતા]

*દેવળ નહીં હું, હું નાનકડું દેરું*
*ધમાલિયા શહેરોની ઝળહળ ઝંઝટથી આઘેરું*
*ટૂંકા દિવસો બને વામણા તો શી ચિન્તા મારે ?*
*મોસમની આવનજાવનનો સ્પર્શ મને નહીં ક્યારે.*

*હળખેડુનું ખેડાતું જે જીવન, — મારું જીવન;*
*બાળકના હસવા-રડવામાં વ્યથા અને સંજીવન;*
*ધરતીનાં છોરુની ઘેલી મથામણોની આરતનો ઝંકાર*
*મારી પ્રાર્થનાની રટણાનો નિરખું ત્યાં વિસ્તાર.*

*આસપાસ મુજ ફરે નિરંતર કૌતુકનાં ચગડોળ*
*અવતારો ને જન્મ-મૃત્યુની ભવ્ય ભલી ભરઠોળ;*
*અબુધ મુજ ચેતનમાં તરતી આશભરી જ્વાળા*
*વિંગી ધરપત પ્હાડોની લૈ : આંખ ઝીલે અજવાળાં.*

*ઉત્પાતો ઉલ્લાસો જગનાં મુજથી દૂર-સુદૂર,*
*દેરું નાનું, જીવન મારું કુદરતમાં ચકચૂર;*
*વિસ્તરતી રાત્રિઓની ના લગીર ચિંતા મારે*
*વસંતમાં શિશિરોની શાંતિ, — પરવા નહીં લગારે.*

*તારી 'આજ' મહીં ગૂંથાયા અનંતના સથવારા*
*ઊંચે હાથે તાકું છું હું દેવ ! દયા ધરનારા;*
*અમર હસ્તીના સત્ય થકી હું અણનમ રહ્યો મુરારિ !*
*પ્રસાદ તવ હું નમ્ર વધાવું, દુઃખો ગૌરવ ધારી.*

કેન્ટરબરીથી લંડન પાછા ફરતી વખતે જરા રસ્તો ફંટાવીને મારગેટ ટાઉન જઈ રહ્યાં હતાં, મામાના એક અંગ્રેજ-મિત્ર-દંપતીને મળવા, એમનાં રેસ્ટોરાંમાં. બ્રિટનનો નકશો તો બહારની સીમાઓ પૂરતો જ જાણું. લંડન ક્યાં એટલું જ એ નકશામાં પહેલાં ક્યારેક જોયેલું; પણ કેન્ટરબરી કઈ તરફ ને મારગેટ ટાઉન ક્યાં એની દિશાઓની કાંઈ ખબર જ નહીં. સાંજ પડવા આવી હતી. મોટરની ઝડપ, આશિષની શિસ્ત મુજબ, માફકસરની જ હતી. મારગેટ નજીક આવી ગયું હતું. એની સાક્ષી પૂરતાં મકાનો દેખાવા માંડ્યાં હતાં. મોટરે જમણી તરફ વળાંક લીધો ને એની બારીના કાચ આરેથી જ અચાનક સમુદ્રના અફાટ જળનો ભૂરો ઉછાળ આંખને ભીંજવી ગયો.

જળનું મને કંઈક અનેરું આકર્ષણ છે. વર્ષાનાં ફોરાં, ધોધમાર વરસાદનાં ઝાપટાં, ઝાકળ, સરવાણી, ઝરણું, નદી, સરોવર, સાગર, મોજાં, ભરતી-ઓટ, પૂર-ઘોડાપૂર... આકારહીન જળને આકાર મળે છે ને નામ મળે છે. જળને ઊંચા ઉછાળનો ક્ષણિક આકાર મળ્યો, તોયે એને 'મોજું' નામ મળી ગયું. ને મારે મન તો પ્રકૃતિનાં નામનો મહિમા છે જ છે. સરોવર કહો તોયે જળ ને સાગર કહો તોયે જળ; પણ એ જળ જળમાં કેટલો તફાવત છે. 'સાગર' કહેતાં જ મન પાંચ દાયકા પાછળ દોડી જાય છે ને કાકાની (મારા પિતાની) આંગળીએ મુંબઈના દરિયાકાંઠે ફરવા જતાં ને ચોપાટીની રેતીમાં રમતાં તે યાદ આવી જાય છે, ને નદીનાં પૂરની વાત આવે ત્યાં તો તરત જ પચાસેક વર્ષ પહેલાં જોયેલાં નાનકડી નદીના પૂરનાં ગાંડાતૂર બનેલાં, ભૂરાયા થયેલાં, ડહોળાઈને બદામી થયેલાં જળ ધસમસતાં દેખાવા માંડે છે. ને બાલ્કનીમાં કૂંડાના છોડનાં પાંદડાં પર શિયાળામાં સવારે ઝાકળ દેખાય ત્યારે રવીન્દ્રનાથની પંક્તિ યાદ આવી જાય છે :

"You are the big drop of dew under the lotus leaf,
I am the smaller one on its upper side" said the dew-drop to the lake.

ને કેવળ અભિધાર્થની ચિત્રાત્મકતા પણ માણવી ગમે છે.

મુંબઈ છોડ્યા પછી બરાબર એક અઠવાડિયે દોડતી મોટરે ને મોટરની ગતિએ સમુદ્રદર્શન કર્યું. જળ તોફાને ચડેલાં લાગ્યાં. મોટરના તો બધા કાચ ચઢાવી દીધેલા હતા, એટલે મારગેટના આ સમુદ્રજળનું મુક્ત હાસ્ય માણી શકાયું નહીં, તોયે બહારના વાતાવરણથી ખ્યાલ આવતો હતો કે પવન સૂસવાઈ રહ્યો છે; ઝરમર વર્ષા છે, ને એ પણ ક્યારે જોર પકડે કહેવાય નહીં. હવામાં ઠંડક પણ ઘણી જ હતી. રેસ્ટોરાં પાસે મોટરમાંથી બહાર નીકળતાં જ એનો ચમકારો અનુભવ્યો. મિત્ર-દંપતીમાંથી પતિ બહુ કામમાં

અંદર હતા. પત્નીએ બધાને ખૂબ ઉમળકાથી આવકાર્યાં. એ ને મામા, જૂના મિત્રો, વાતોએ ચડ્યા અમે ચા-કોફીની મહેમાનગતિ માણી. પણ મારો જીવ તો સમુદ્ર પાસે પહોચી ગયો હતો, એની રેતીમા પગલા પાડવા, એના જળનો સ્પર્શ માણવા, એની પરથી વહેતી ખારી ખારી હવાને શ્વાસમા ભરી લેવા, ક્ષિતિજ સુધી વિસ્તરેલા એના પટનુ આખભર દર્શન કરવા. મનોમન જ સમુદ્ર સાથે રમી લીધુ ને મન મનાવ્યુ. જ્યોતીન્દ્ર દવેને યાદ કર્યા ઘડિયાળ માણસને ચલાવે છે ઘડિયાળને વશવર્તી અમે પાછા ફર્યાં.

વાદળિયા આકાશ નીચેથી સમુદ્ર બોલાવતો રહ્યો, મોટરે વળાક લીધો ને ફીણફીણ મોજા મકાનો પાછળ ઘૂઘવતા રહ્યા.

[સપૂર્ણ]

## એક પખીકથા

*એક પખી છે*
*તને ખબર છે કે*
*તે પિંજરામા*
*કેદ થઈ ગયુ છે*
*પિંજરુ તો જડ*
*કંઈ સમજે જ નહી.*
*માથુ પટકી પટકીને મરી જાવ*
*તોય પિંજરુ તો*
*પીગળે એમ જ નથી !*
*ચોધાર આસુએ રડતુ રડતુ*
*તે પોતાની વાત,*
*બહારના પખીને કહે છે*
*તે પણ લાચાર.*
*કઈ કામ લાગતુ નથી.*
*કઈક બનશે જ એવી પ્રતિક્ષામા*
*પસાર થઈ જાય છે વર્ષોના વર્ષો.*
*પણ કઈ બનતુ નથી.*
*બહારનુ પખી,*
*હજીય ક્યારેક આવે છે*
*આપે છે આશ્વાસન*
*ને ઊડી જાય છે !*
*ત્યારે, ક્યારેક ક્યારેક*
*તેને લાગે છે કે*
*તે હુ જ છુ !*
*તે હુ જ છુ !*

મંગળ રાઠોડ

## મારી બારીએથી

*હુ*
*રોજ*
*જોઉ છુ*
*મારી બારીએથી*
*એકનો એક સૂર્ય,*
*એનુ એ જ શહેર*
*અને*
*એના એ જ તમે !*
*આ શહેર, તમે અને*
*આ સૂર્ય,*
*રોજ*
*મારી બારીએથી*
*હુ જોઉ છું અને —*
*જોતો નથી !*
*મારી બારીએથી*
*હવે હુ*
*હસતો નથી*
*ને રોતો નથી !*
*ને પસાર થઈ જાય છે*
*માઈલો લાબો એક દિવસ.*
*એમ ને એમ જ*
*એક પણ ઘટના વગર*
*કેમ જીવી શકતુ હશે આ નગર ?*

મંગળ રાઠોડ

# મહારાષ્ટ્રમાં ગુજરાત અને ગાંધીજી

મેઘનાદ હ. ભટ્ટ

સંકુચિત રાષ્ટ્રવાદ, ભૂંડી સાંપ્રદાયિકતા, પ્રત્યાઘાતી કોમવાદ, ડરામણો ભાષાવાદ અને પ્રધ્વંસક પ્રાંતવાદ એ વ્યક્તિ અને વિશ્વને ભરખી જાય એવાં નકારાત્મક પરિબળો છે એ વિચારને નિર્વિવાદ સ્વીકારી અમુક વાતોનું વિશ્લેષણ અને અમુક સત્યોને તપાસવાનો આ એક પ્રયાસ છે.

'મહારાષ્ટ્ર ટાઇમ્સ'ના રવિવાર ૩જી ઑક્ટોબર '૯૩ના અંકમાં શ્રી ગ. પ્ર. પ્રધાનનો 'ગાંધી-વિચાર દર્શન મરાઠી સાહિત્યાત નાહી' નામનો એક આત્મખોજી લેખ છે. લેખકે ખેદ વ્યક્ત કર્યો છે કે "વિચારને સ્તરે આચાર્ય જાવડેકર, આચાર્ય ભાગવત અને આચાર્ય વિનોબા ભાવેએ ગાંધીજીની જીવનદૃષ્ટિ કેવી સર્વસ્પર્શી હતી અને તેમનો વૈચારિક આશય શું હતો એની સ્પષ્ટપણે વાત માંડી છે. પણ મરાઠી લલિત સાહિત્યમાં ગાંધીજીની જીવનદૃષ્ટિ વ્યક્ત કરતી કલાકૃતિ સાંપડતી નથી. રમણલાલ દેસાઈની 'દિવ્યચક્ષુ' જેવી ગાંધીજીની જીવનદૃષ્ટિનો સામાજિક જીવન પર પ્રભાવ ઝીલનાર કલાકૃતિ મળતી નથી." શ્રી. પ્રધાનની તપાસ અને અભ્યાસનો વ્યાપ વિસ્તૃત છે જેની સંપૂર્ણ નોંધ શક્ય નથી છતાં એમની બેએક વાત, અત્યંત મહત્ત્વની હોવાથી, નોંધવી જ રહી. "મહારાષ્ટ્રમાં ગાંધીજીનું નેતૃત્વ બહુજન સમાજે મોટા પાયા પર સ્વીકાર્યું પણ માત્ર સુશિક્ષિતોને ગાંધીજીનું નેતૃત્વ સ્વીકારતાં સંકોચ થયો. કેટલાકે તો કાયમ એ અસર ન જ સ્વીકારી. લોકમાન્ય તિલકે, જીવનનાં છેવટનાં વર્ષોમાં, સત્યાગ્રહને સ્વતંત્રપ્રાપ્તિના એક પ્રભાવી સાધન તરીકે સ્વીકાર્યું પણ પોતાને લોકમાન્યના વારસ તરીકે જાહેર કરનાર તાત્યાસાહેબ કેલકરે ગાંધીપ્રભાવ સ્વીકાર્યો નહીં. ૧૯૨૦થી '૩૦ના કાલખંડમાં તાત્યાસાહેબ કેલકરનો મરાઠી સાહિત્ય પર ખાસ્સો પ્રભાવ, પણ તેમને ગાંધીજીની જીવનદૃષ્ટિ માન્ય નહોતી. અલબત્ત કાકા કાલેલકર, સાને ગુરુજી, વિ. સ. ખાંડેકર, વિ. વા. શિરવાડકર વધતે-ઓછે અંશે ગાંધીવિચારથી પ્રભાવિત થાય છે પણ જે રીતે આઇન્સ્ટાઇન, માર્ટિન લ્યુથર કિંગ જેવા પરદેશી મહામાનવો ગાંધીજીથી પ્રેરાયા અને જ્યારે જ્યારે જગતે શસ્ત્રબળ કરતાં નૈતિક સંઘર્ષ દ્વારા જ માનવોત્કર્ષને પામવા ગાંધીવિચારનો સહારો લીધો ત્યારે આ વાત મરાઠી સાહિત્યકારોએ સ્વીકારી નથી. એટલું જ નહીં, ના. સી. ફડકે ગાંધીવિચારથી વેગળા રહ્યા છે જ્યારે આચાર્ય અત્રે અને પુ. લ. દેશપાંડે જેવા સમર્થ લેખકોએ 'ગાંધીવાદી'ઓને 'ગાંધી દર્શન'નો પર્યાય માની ગાંધીનો — અલબત્ત કલાત્મક રીતે — ઉપહાસ જ કર્યો છે. શ્રી ગ. પ્ર. પ્રધાન એમના આ મહત્ત્વના લેખનું સમાપન કરતાં કહે છે, "વિશ્વમાં હિંસા અને ઐશ્વર્યનું સામ્રાજ્ય ફેલાયું હોય ત્યારે પ્રેમ, કરુણા અને એની સાથે અન્યાય વિરુદ્ધ નિર્ભયતાથી ઊભા રહેવામાં એક અનોખું સૌંદર્ય છે એમ જ્યારે (મરાઠી) પ્રતિભાવન લેખકો સ્વીકારશે ત્યારે જ ગાંધીજીની જીવનદૃષ્ટિનું કલાત્મક ચિત્રણ શક્ય બનશે અને રવીન્દ્રનાથ ટાગોરની 'એકલો જાને રે' જેવી અવિસ્મરણીય કવિતા લખી શકાશે." શ્રી. પ્રધાનના લેખની અન્ય વિગતોની — ખૂબ મહત્ત્વની હોવા છતાં — નોંધ ન લેતાંય એક પ્રશ્ન અવશ્ય થાય, "ગાંધીજીને સ્વીકારવામાં મહારાષ્ટ્ર કેમ ઊણું ઊતર્યું ?"

આ આત્મખોજી પ્રશ્નનો ઉત્તર પ્યારેલાલે એમના 'ધ લાસ્ટ ફેઇઝ' પુસ્તકમાં કદાચ આપ્યો છે. પ્યારેલાલે નોંધ્યું છે કે (સ્મૃતિને આધારે) ગાંધીજીનું જ્યારે ભારતીય રાજકારણમાં આગમન થયું ત્યારે લોકમાન્ય તિલકનો પ્રભાવ સર્વવ્યાપી હતો. ગાંધીજીનો અહિંસક અસહકારનો માર્ગ નવો હતો — છતાં સફળતાની એંધાણીવાળો હતો. મહારાષ્ટ્રમાં અમુક વર્ગના લોકોને

એમ લાગ્યુ કે ગાંધીજીના આગમનથી તિલકનો સૂર્યાસ્ત થયો. આવી માન્યતા ભૂલભરેલી અને કમનસીબ હતી, કારણ કે સ્વાતંત્ર્યસગ્રામ એ તો નિતનિત વિકસતો સઘર્ષની અગ્નિપરીક્ષા જેવો સગ્રામ હતો અને ગાધીજીના નમ્ર મત પ્રમાણે ' આ વ્યાસપીઠ પર ક્યારેય ભીડ થતી જ નથી - અહીં બધા સમાઈ જાય છે " કમનસીબે તિલકને 'પોતાના' માનતા અમુક પરિબળો ખૂબ જ સકુચિત માનસ ધરાવતા હતા. લોકમાન્યનુ અવસાન થયુ ત્યારે મુબઈમા સરદારગૃહમા એમનો મૃતદેહ રાખવામા આવ્યો હતો. ગાધીજી ત્યા ગયા. ત્યાના ચિત્પાવન બ્રાહ્મણ સમૂહને ગાધીજી તિલકના મૃતદેહને ખાધ આપે એ પસદ નહોતુ કારણકે ગાધીજી બ્રાહ્મણ નહોતા ! ગાધીજીએ 'મહાપુરુષોને જ્ઞાતિ હોતી નથી' કહી આ લોકોની અવજ્ઞા કરી ! પણ પૂણેના બ્રાહ્મણોએ કદાચ ગાધીજીને અને એમની વિશાળ પટ પર વિસ્તરતી માનવતાને ક્યારેય ન જ સ્વીકારી. આ સામૂહિક અવજ્ઞાનો અત ગાધીજીના ક્ષરદેહને વીંધી નાખતી ગોડસેની ગોળીથીય ન આવ્યો ! ગાધીજીની આ શહાદત મહારાષ્ટ્રના અમુક હિસ્સાની સકુચિતતાને કાયમની કાલિમા લગાડી ગઈ સારે નસીબે મહારાષ્ટ્રમા એવા અન્ય પરિબળોય હતા જેમણે આ સકુચિતતાથી ઉફરા જઈ ગાધીવિચારનો પ્રભાવ ઝીલ્યો.

શ્રી પ્રધાનની વેદના અને વસવસો શ્રી રાજદીપ સરદેસાઈને તિલક ઠાકરે' નામના 'ધ ટાઇમ્સ ઓફ ઇન્ડિયાના તા ૧૨મી ઓક્ટોબર '૯૩ના લેખમા તટસ્થ વિશ્લેષણ કરવા પ્રેરે છે એમનુ માનવુ છે કે ૧૨મી સદીથી ભક્તિ સપ્રદાયનો અનોખો વારસો આપનાર મહારાષ્ટ્ર ૧૮મી સદીમા રાનડે, ફૂલે, આગરકર, તેલગ, સાહુ મહારાજ, ગોખલે, તિલક અને સેકડો સમાજસુધારક રાષ્ટ્રભક્તોની કર્મભૂમિ બને છે તિલકના અવસાન બાદ ૧૯૨૦મા આ ધુરા ગાધીજીના સબળ હાથમા જાય છે અને મહારાષ્ટ્રની નેતાગીરી રાષ્ટ્રપ્રવાહની વૈશ્વિક ધારાથી થોડોક અલગ માર્ગ અપનાવે છે પ્રજાનો એક સમૂહ સાવરકરના આક્રમક હિંદુવાદ તરફ ઢળે છે આ વખતેય વિનોબા અને સાને ગુરુજીનો પ્રભાવ અવશ્ય હોય છે પણ આ પ્રભાવ આક્રમક નથી શ્રી સરદેસાઈના મત મુજબ મહારાષ્ટ્રમા આ આક્રમકતા એવી તો ઊભરે છે કે એક જમાનામા મહારાષ્ટ્રનુ ગૌરવ ગણાતા 'માણૂસ' 'તાત્પર્ય' અને 'સત્યકથા' જેવા માતબર સામયિકોનો અસ્ત થાય છે અને એના સ્થાને બાળાસાહેબના 'સામના' તેમજ નીલકઠ ખાડિલકરના 'નવાકાળ'નો પ્રભાવ સામાન્ય મહારાષ્ટ્રિયન પર વધુ વરતાય છે શ્રી. સરદેસાઈને મતે નૈતિક અધ:પતનને આરે ઊભેલો ભણેલો, સ્વાર્થી, મધ્યમવર્ગનો માનવી આને માટે વધુ જવાબદાર છે આ મધ્યમ વર્ગે બાળાસાહેબને મરાઠી હિત અને વિચારના એકમાત્ર પ્રતિનિધિ તરીકે ઊપસવા દઈ મહારાષ્ટ્રને અને સમગ્ર રાષ્ટ્રને અપાર નુકસાન પહોચાડ્યુ છે શ્રી સરદેસાઈ જવાબદારીપૂર્વક આગળી ચીંધી પૂછે છે કે માત્ર હપ્તા ઉઘરાવતી, દુકાનોના પાટિયા બદલાવતી અને પોતાના મતનો વિરોધ કરનારને આક્રમક રીતે દબાવી દેનાર સેનાને સમગ્ર પ્રજાની પ્રતિનિધિ કેમ બનાવી દેવામા આવી ? કમનસીબની પરાકાષ્ઠા તો ત્યારે આવે છે જ્યારે સમગ્ર હિંદુ પ્રજાના હૃદયસમ્રાટ બની બેઠેલા બાળાસાહેબ ઠાકરે તાજેતરમા એમના ઝી. ટી.વી.ના વાર્તાલાપમા કહે છે કે, ' ગુજરાતીઓ પાસે લક્ષ્મી છે, મરાઠીઓ પાસે સરસ્વતી છે હુ તો ગુજરાતીઓની લક્ષ્મી માગુ છુ " આ વિધાનને સાભળી (કેમ જાણે સરસ્વતીના આશીર્વાદથી ગુજરાતી પ્રજા વચિત છે એમ સ્વીકારી) ખુદ ગુજરાતી પ્રજા પણ આફરીન પોકારે ત્યારે શો પ્રતિભાવ આપવો એ સમજાતુ નથી. બાળાસાહેબને કેમ કોઈ સમજાવતુ નહીં હોય કે જો રાષ્ટ્રના ૪૦ ટકા ઉદ્યોગો મહારાષ્ટ્રમા (મુબઈમા) હોય તો સ્વાભાવિક રીતે રાષ્ટ્રનો મોટો હિસ્સો મહારાષ્ટ્રને પોતાનુ વતન હક્કપૂર્વક બનાવે

ભારતીય ઇતિહાસમા શિવાજી મારા પ્રિય પાત્ર છે એમની હિમત, એમનો ત્યાગ, એમની ગુરુભક્તિ, એમના સ્ત્રી-દાક્ષિણ્ય વિશે જ્યારે જ્યારે વાચુ છુ ત્યારે માથુ આદરથી ઝૂકી જાય છે છતા મને એક વાત

ક્યારેય સમજાઈ નથી. આ શિવાજી મહારાજે સુરત રાજ્યની ત્રણ ત્રણ વાર લૂંટ કેમ ચલાવી હશે ? ઇતિહાસ તો એમ પણ કહે છે કે શિવાજી મહારાજ આ લૂંટમાં અંગ્રેજી વેપારીઓ સાથે વધુ ઉદાર રહ્યા હતા ! વળી, પેશવાઓના શાસનકાળમાં પિંઢારાઓએ જે રીતે ગુજરાતની પ્રજાને લૂંટી અને પરેશાન કરી ત્યારે આટલી શક્તિશાળી પ્રજાએ એક મૂક પ્રજા સાથે આવો વ્યવહાર કેમ કર્યો એનો ઉત્તર મળતો નથી.

શ્રી નિરંજન ભગત પોતાના જન્મસ્થળ અમદાવાદ સંદર્ભે એક વાત કરે છે : 'અમદાવાદ અસલ તો પંદરમી સદીની મધ્યયુગની ઇસ્લામની મુસ્લિમ સરજત છે. અઢારમી સદી લગી એમાં મુસ્લિમોનું શાસન હતું, ત્યારે એમાં વ્યવસ્થા હતી, શાંતિ હતી. અઢારમી સદીમાં એમાં મરાઠાઓનું શાસન હતું, ત્યારે એમાં અવ્યવસ્થા હતી, અશાંતિ હતી. ઓગણીસમી સદીથી એમાં અંગ્રેજોનું શાસન હતું ત્યારે એમાં ફરીથી વ્યવસ્થા હતી, શાંતિ હતી, મુસ્લિમો અને અંગ્રેજોએ અહમદાબાદને સાચ્ચે જ વાચ્યાર્થમાં આબાદ કર્યું હતું." ફરી ફરીને એક જ પ્રશ્ન મૂંઝવે — ગુજરાત અને મહારાષ્ટ્ર બે પડોશના પ્રાંતો. તેમનો સંબંધ સગી બહેનો જેવો. છેક પ્રાચીન સમયથી આ સંબંધ ચાલુ છે. આમ બંને એક જ રાષ્ટ્રના બે નિકટતમ પ્રાંત, એક જ ધર્મના બે પરિવારો છતાં અમુક સમયે મહારાષ્ટ્રે ગુજરાત સાથે એવું ઓરમાયું વર્તન કેમ રાખ્યું હશે કે નવલરામ જેવા કવિને કહેવું પડ્યું હોય :

*"પણ એંશી વર્ષ પછાત જો જોઈએ ઝાંખી*
*દિસે દક્ષિણીઓ ગુજરાત ઘૂમતા ડર દાખી;*
*શી પેશ્વાઈની દોર ! પૂનેથી સંચરતા*
*બહુ ચકરા જાલમ જોર, 'ઇકડે યા' કરતાં;*
*માંડ્યે રાજ્યે અધર્મ અપાર, ધર્મનું કહાવે જે*
*કરિ ચાર દિવસ ચલકાટ, શૂન્ય થયું રહેજે."*

નવલરામનો આ વલોપાત હજી આજેય કેમ પડઘાતો હશે ? છેલ્લે એક પ્રશ્ન : ગુજરાતના મૂર્ધન્ય કવિ ઉમાશંકર જોશીને જ્ઞાનપીઠ પુરસ્કાર મળે તો એ પુરસ્કારનો ઉપયોગ સાંપ્રત મરાઠી કવિઓના કાવ્યોના અનુવાદ કરાવવા કરે — આનો પડઘો કેમ ન પડે ? શું માની લેવું કે ગુજરાતી સર્જક પરપ્રાંતની (પડોશી પ્રાંતની) રસિકતાને ઢંઢોળવા સમર્થ નથી ?

※

## સાભાર સ્વીકાર

**કાવ્યચર્યા** : લે.પ્ર. નીતિન વડગામા, 'તાંદુલ' વિમલનગર, યુનિવર્સિટી રોડ, રાજકોટ -૧, કિંમત રૂ. ૫૦/–; **કુદરતની કલમે** : લે. પ્ર. બલદેવભાઈ ઓઝા, 'શ્રી મા કૃપા' ૩, અમરનાથ પ્લોટ, મહિલા કૉલેજ પાછળ, કાલાવડ રોડ, રાજકોટ -૧, કિં. રૂ. ૨૪/–; **એનોર્ડ-યશોગાથા સાફલ્ય ગાથાઓ** : સંકલન-સંપા. શ્રી મનસુખલાલ ઉપાધ્યાય, પ્ર. એનાર્ડ ફાઉન્ડેશન, બલદોતા ભવન, છઠ્ઠે માળે, ૧૧૭, મહર્ષિ કર્વે માર્ગ, મુંબઈ-૨૦, કિંમત નથી. **ચયનિકા** : સં. ડૉ. ધર્મેન્દ્ર મ. માસ્તર (મધુરમ્), પ્ર. પારસી પંચાયત બોર્ડ, સૂરત, શેઠ ફુકા પારસી પંચાયત બિલ્ડિંગ્સ, ડૉ. જમશેદજી લશ્કરી માર્ગ, શાહપોર, સૂરત-૩, કિં. રૂ. ૫૦/–; **એચ. એમ. પટેલ સ્મૃતિગ્રંથ** : ૧૯૯૪ : સંપા. ડૉ. રમેશ. એમ. ત્રિવેદી, પ્રિ. સુભાષ જૈન, સુરેશ પરીખ, ડૉ. રાજેન્દ્રસિંહ જાડેજા, ડૉ. અજિત ઠાકોર, સુધીર મુખરજી, ડૉ. ભગીરથ બ્રહ્મભટ્ટ, પ્ર. - ચારુતર વિદ્યામંડળ, વલ્લભ વિદ્યાનગર, જિ. ખેડા. **શામળભટ્ટ કૃત સિંહાસનબત્રીસી : ગ્રંથ પહેલો - વાર્તા ૧ થી ૧૫** : સંપા. અંબાલાલ બુલાખીરામ જાની, પ્ર. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ. કિં. રૂ. ૨૦૦/–; **હુમાન કથામૃત** : લે. પ્ર. ડૉ. રજનીકાન્ત જોશી, સી-૫, ઓજસ, નેહરુ નગર ચાર રસ્તા, આંબાવાડી, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૨૦/–; **તો ભલે તેમ જ હો** : લે. સોમેન્દ્રનાથ બસુ, અનુ. મોહનદાસ પટેલ, પ્ર. બાલુભાઈ પારેખ, ૭-૩, કર્મયોગ ફ્લેટ્સ, સરદાર પટેલ નગર, અમદાવાદ-૬, કિં. ૨૦/–; **નીરખને ગગનમાં** : લે. રણધીર ઉપાધ્યાય, પ્ર. ધી ડિવાઇન મધર્સ પબ્લિકેશનવતી શ્રી રણધીર ઉપાધ્યાય, એ/૧૩, ઓજસ એપાર્ટમેન્ટ, સુરેન્દ્ર મંગળદાસ રોડ, આંબાવાડી, અમદાવાદ-૧૫.; **શ્રી ભગવાનુવાચ** : લે. પ્ર. ઉપર મુજબ. **અંજનગઢનો અવનીશ** : લે. ડૉ. હસમુખ દોશી, પ્ર. : સૌ. નિરંજના દોશી, 'સંદીપ', સેતુબંધ સોસાયટી, કાલાવડ રોડ, રાજકોટ-૧, કિં. રૂ. ૪૨/–; **અજવાસનાં મત્સ્ય** : લે. પ્રવીણ પંડ્યા, પ્ર. કવિલોક પ્રકાશન, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯, કિં. રૂ. ૧૨ /-

# મહાકવિ ભાસકૃત 'દૂતઘટોત્કચ'*

ડૉ. ભોગીલાલ સાંડેસરા

[તાજેતરમા દિવગત થયેલા આપણા સમાન્ય સારસ્વત ડો. ભોગીલાલ સાડેસરાએ ત્રણેક વર્ષ પહેલા 'ઉદ્દેશ'મા પ્રગટ કરવા માટે ભાસ-કૃત 'દૂતઘટોત્કચ'નુ રેડિયો રૂપાન્તર મોકલ્યુ હતુ તે અહીં આપ્યુ છે એ મોકલતા તેમણે લખેલો પત્ર પણ આરભમા મૂક્યો છે

— તંત્રી ]

'સવાદ'
૬, શ્રેયસ સોસાયટી
રેસકોર્સ સર્કલ (વેસ્ટ)
વડોદરા-૩૯૦ ૦૦૭
તા. ૧૧-૩-૯૨

પ્રિયભાઈશ્રી રમણભાઈ,

મારો તા.૯નો અતર્દેશીય તમને મળ્યો હશે.

મારા જૂના કાગળો ફફોસતા, મહાકવિ ભાસકૃત 'દૂતઘટોત્કચ' નાટક ઉપરથી સને ૧૯૫૦મા તૈયાર કરેલુ - એટલે કે ૪૨ વર્ષ પહેલા લખાયેલુ એક રેડિયો-રૂપક જડ્યુ જાણે બીજા કોઈની કૃતિ હોય એમ મે વાચ્યુ અને એમા નજીવો સુધારો છે નાટ્યોચિત સઘર્ષથી પરિપ્લુત હોઈ મને એ ગમ્યુ. આશા રાખુ છુ કે તમને પણ એ ગમશે. 'ઉદ્દેશ'મા અનુકૂળતાએ છાપવા વિનતી છે

આ રૂપક વાચીને તમારો પ્રતિભાવ જણાવવા વિનતી છે

કુળશતા ચાહુ છુ

લિ સ્ને.
**ભોગીલાલ સાંડેસરાના નમસ્કાર**
સામેલ ૧ 'દૂતઘટોત્કચ' (પૃ. ૧ ૧૫)

પાત્રો

પુરુષો ધૃતરાષ્ટ્ર, જયત્રાત (સદેશવાહક સૈનિક), દુર્યોધન, દુ શાસન, શકુનિ, ઘટોત્કચ (રાક્ષસી હિડિબાથી થયેલો ભીમનો પુત્ર)

સ્ત્રીઓ ગાધારી, દુ શલા (દુર્યોધનની બહેન, જયદ્રથની પત્ની), પ્રતિહારી

[વિર્ણનકાર અતીતનો પદડો ઊચકાય છે અને પૌરાણિક ઇતિહાસના રગમચ ઉપર દ્વાપરયુગ ખડો થાય છે કુરુક્ષેત્રના મેદાન ઉપર મહાભારતનુ યુદ્ધ ચાલુ છે ભીષ્મ પિતામહ અને દ્રોણ ગુરુ જેવા કૌરવસૈન્યના મહાસેનાનીઓ મરાયા છે સામે પક્ષે ગોત્રહત્યા એક ડગલુ આગળ વધે છે સશપ્તકો સામે લડવા ગયેલા અર્જુનની ગેરહાજરીનો લાભ લઈને એના કિશોરવયના પરાક્રમી પુત્ર અભિમન્યુને કોઠાયુદ્ધમા કૌરવપક્ષી રાજાઓ ઘેરી લે છે અને જયદ્રથ અભિમન્યુનો વધ કરે છે સદેશવાહક ભટ જયત્રાત આ કારમા સમાચાર ગાધારી અને દુ:શલા સાથે બેઠેલા અંધ રાજા ધૃતરાષ્ટ્રને સભળાવે છે ]

* 'દૂતઘટોત્કચ'નુ રેડિયો રૂપાતર

જયત્રાત : મહારાજનો જય થાઓ ! પ્રજ્ઞાચક્ષુ મહારાજ ધૃતરાષ્ટ્રને નિવેદન કરવાનું કે — બાળક હોવા છતાં જેણે સંગ્રામમાં અર્જુનના જેવું પરાક્રમ દર્શાવ્યું હતું એવા સુભદ્રાપુત્ર અભિમન્યુને આપણા પક્ષના સેંકડો રાજાઓએ મળીને સ્વર્ગમાં એના પિતામહ ઇન્દ્રના ખોળામાં બેસાડી દીધો છે !

ધૃતરાષ્ટ્ર (સખેદ) : અરે ! મારા કાન કોણે કલંકિત કર્યા ? બાળહત્યાનું મહાપાપ કરનાર અમારા વંશના સત્યાનાશની આ ઘોષણા કોણ કરે છે ?

ગાંધારી : મહારાજ ! ખરેખર એવું લાગે છે કે આ કુલવિગ્રહ આપણા પુત્રોનો ક્ષય કરી નાખશે.

ધૃતરાષ્ટ્ર : એવું જ લાગે છે.

ગાંધારી : વત્સ અભિમન્યુ ! તું ક્યાં ગયો ? આવા કુલક્ષયકારી વિગ્રહના કાળમાં પણ, બેટા ! તું અમને પ્રેમભાવમાં નવડાવતો હતો !

દુઃશલા : બાપુ ! જેણે ઉત્તરાવહુને વિધવા બનાવી હશે, એણે પોતાની પત્નીનું પણ વૈધવ્ય જ માગી લીધું છે.

ધૃતરાષ્ટ્ર : આ સમાચાર કોણ લાવ્યું ?

જયત્રાત : મહારાજ ! એ તો હું.

ધૃતરાષ્ટ્ર : 'હું' કોણ ?

જયત્રાત : મહારાજ ! હું જયત્રાત !

ધૃતરાષ્ટ્ર : જયત્રાત ! અભિમન્યુને કોણે માર્યો ? પાંડવ-રૂપી અગ્નિમાં કોણ પોતાની જાતની આહુતિ આપવા ઇચ્છે છે ?

જયત્રાત : ઘણા રાજાઓએ એકત્ર થઈને કુમાર અભિમન્યુને માર્યો. પણ એમાં જયદ્રથ નિમિત્ત બન્યા.

ધૃતરાષ્ટ્ર : અરેરે ! જયદ્રથ નિમિત્ત બન્યા ?

જયત્રાત : હા, મહારાજ !

ધૃતરાષ્ટ્ર : અરેરે ! તો તો જયદ્રથ નહિ બચી શકે.

[ આ સાંભળીને દુઃશલા રડે છે. ]

ધૃતરાષ્ટ્ર : આ કોણ રડે છે ?

પ્રતિહારી : મહારાજ ! ભર્તૃદારિકા દુઃશલા રડે છે.

ધૃતરાષ્ટ્ર : બેટા દુઃશલા ! રડીશ નહિ. (સખેદ) તારા પતિને તારું અખંડ સૌભાગ્ય નહિ ગમતું હોય, નહિ તો એ હાથે કરીને ગાંડીવધન્વાનાં બાણનું લક્ષ્ય શું કામ બનત ?

દુઃશલા : માટે જ, બાપુ ! મને રજા આપો. હું પણ ઉત્તરાવહુની પાસે જઈશ.

ધૃતરાષ્ટ્ર : બેટા ! ત્યાં જઈને તું શું બોલીશ ?

દુઃશલા : એમ કહીશ કે અત્યારે જ તારો વેશ હું પણ ધારણ કરું છું.

ગાંધારી : બેટા ! એવું અમંગલ ન બોલ. તારો પતિ જીવે છે.

દુઃશલા : અંબા ! મારાં એટલાં નસીબ ક્યાંથી ? સ્વયં જનાર્દનની જેને સહાય છે એવા અર્જુનનું અપ્રિય કરીને કોણ બચી શકવાનું હતું ?

ધૃતરાષ્ટ્ર : દુઃશલા બિચારી સાચું કહે છે. કેમ કે — શ્રીકૃષ્ણના ખોળામાં જે મોટો થયો હતો, સુરાપ્રિય બલભદ્રનો પ્રીતિપાત્ર, જાણે કે, જે બીજો મદ હતો, દેવ સમાન પરાક્રમવાળા પાંડવોનું જે પ્રિયપાત્ર હતો એવા અભિમન્યુનો વધ કરીને પોતાનું જીવન કોણ ટકાવી શકે ?

જયત્રાત ! અભિમન્યુને મરાયેલો જોઈને ગાંડીવધન્વાએ શું કર્યું ?

જયત્રાત : તો મહારાજ ! આપ શું એમ માનો છો કે અર્જુનની હાજરીમાં આ બન્યું હતું ?

ધૃતરાષ્ટ્ર : તો શું અર્જુન પણ નહોતો ?

જયત્રાત : ના, મહારાજ.

ધૃતરાષ્ટ્ર : તો આ બન્યું કેવી રીતે ?

જયત્રાત : સાંભળો, મહારાજ ! જનાર્દન અને અર્જુન સંશપ્તકોની સામે લડવા ગયા હતા ત્યારે બાલભાવ-સહજ નિર્દોષ કુમાર અભિમન્યુ સંગ્રામમાં આવ્યો.

ધૃતરાષ્ટ્ર : એટલે જ એ મરાયો. નહિ તો, વાઘ ગુફામાં બેઠો હોય ત્યાં સુધી એમાં કોણ પ્રવેશી શકે ? વારુ, હવે બાકીના પાંડવો શું કરે છે ?

જયત્રાત : સાંભળો, મહારાજ ! અભિમન્યુના શબને ચિતા ઉપર ચડાવતાં પહેલાં જે રાજાઓએ એના ઉપર પ્રહાર કર્યો હતો તેમનાં નામ તેઓ યાદ કરે છે.

ધૃતરાષ્ટ્ર : ગાંધારી ! ચાલો, આપણે ગંગાકિનારે જઈએ.

ગાંધારી : હા, મહારાજ ! ત્યાં જઈને સ્નાન કરીએ.

ધૃતરાષ્ટ્ર : ગાંધારી ! સાંભળ. પોતાના ઘોર અપરાધથી અત્યારથી જ મરેલા તારા પુત્રોને આજે હું જલાંજલિ આપીશ.

[વર્ણનકાર : બાળક અભિમન્યુના મરણ માટે શોક કરતાં ધૃતરાષ્ટ્ર અને ગાંધારી સ્નાન કરવા માટે નીકળે છે

ત્યારે પોતાની બડાઈ હાકતા દુર્યોધન, દુ:શાસન અને શકુનિ બીજી તરફથી આવે છે દુર્યોધન કહે છે— ]

દુર્યોધન અભિમન્યુના મરણથી પાડવો સાથેનો મારો વિરોધ દઢ થયો છે મને વિજય મળ્યો છે મારા શત્રુઓ પરાજિત થયા છે મધુસૂદનનો મદ મે દૂર કર્યો છે ખરેખર, આજે મારો અભ્યુદય થયો છે કેમ, દુ:શાસન ! તુ શુ કહે છે ?

દુ:શાસન મહારાજ ! યુદ્ધમા ભીષ્મ પિતામહ મરાતા આપણા ઉપર મોટી આફત આવી પડી હતી. પણ બીજા અર્જુન જેવા સુભદ્રાપુત્ર અભિમન્યુને સેંકડો બાણોથી પાડી દઈને આપણે ખુદ પાડવોના જ હૃદયમા તીવ્ર શોકના બાણ માર્યા છે ! શકુનિ મામા ! તમે પણ એ જ કહો છો ને ?

શકુનિ આજના યુદ્ધમા જયદ્રથે પોતાનુ અદ્ભુત પૌરુષ પ્રકટ કર્યુ તેમણે પાડવાનો પુત્ર હરી લેવા સાથે એમનો યશ પણ હરી લીધો છે

દુર્યોધન ઓહો ! પેલા પિતાજી જાય છે મામા ! આમ આવો ! દુ:શાસન ! આમ આવો ! આપણે પિતાજીને પ્રણામ કરીએ.

શકુનિ વત્સ દુર્યોધન ! રહેવા દે મહારાજ ધૃતરાષ્ટ્રને આ કુલવિગ્રહ ગમતો નથી વળી તેમને પાડવો પ્રિય છે એટલે તેઓ આપણી નિંદા કરે છે માટે હવે તો યુદ્ધમા છેવટનો વિજય મેળવીને જ હસતે વદને તેમની પાસે જઈશુ

દુર્યોધન મામા ! એવુ નથી કરવુ ગમે તેમ થાય આપણે પિતાજીને પ્રણામ કરીએ.

શકુનિ–દુ:શાસન ભલે

[જાય છે ]

દુર્યોધન પિતાજી ! હુ દુર્યોધન પ્રણામ કરુ છું

દુ:શાસન પિતાજી ! હુ દુ:શાસન પ્રણામ કરુ છુ

શકુનિ હુ શકુનિ પ્રણામ કરુ છું

દુર્યોધન દુ:શાસન આશીર્વાદ કેમ આપતા નથી ?

ધૃતરાષ્ટ્ર પુત્રો ! શી રીતે આશીર્વાદ આપુ ? કૃષ્ણ અને અર્જુનના હૃદય જેવો બાળક અભિમન્યુ મરાયો છે અને તમારા જીવન બચવાની હવે આશા નથી. પછી શી રીતે આશીર્વાદ આપુ ?

દુર્યોધન પિતાજી ! આવો સભ્રમ શા માટે ?

ધૃતરાષ્ટ્ર 'સભ્રમ શા માટે ? એમ પૂછો છો ? ઘણા પુત્રવાળા મારા કુળમા સો પુત્રોથીયે માનીતી મારી એક દીકરી છે તમ ભાઈઓના કૃપાપ્રસાદથી હવે એ બિચારીને વૈધવ્ય પ્રાપ્ત થવાનુ છે

દુર્યોધન પિતાજી ! તો આ વાતમા જયદ્રથને શુ છે ?

ધૃતરાષ્ટ્ર ખરેખર તેણે અભિમન્યુનો વધ કરીને પાંડવોને રૂધ્યા.

દુર્યોધન શુ તેણે રૂધ્યા હતા ? બીજા ઘણાએ રૂધ્યા હતા.

ધૃતરાષ્ટ્ર અરે ! કષ્ટની વાત છે આટલા બધા નિર્દયોએ એકત્ર થઈને બાળક પુત્ર ઉપર પ્રહારો કર્યા ? એમ કરતા એમના હાથ કેમ ન ભાગી પડ્યા ?

દુર્યોધન પિતાજી ! ભીષ્મ પિતામહને કપટથી મારતા પાડવોના હાથ ન ભાગી પડ્યા, અને વયમા બાલ પરંતુ પરાક્રમમા અબાલ અભિમન્યુને મારતા અમારા ભાંગી પડે એમ ?

ધૃતરાષ્ટ્ર વત્સ ! ભીષ્મનુ અવસાન અને અભિમન્યુનો વધ એ બે શુ સરખા ગણાય ?

દુર્યોધન કેમ ન ગણાય ?

ધૃતરાષ્ટ્ર સાભળ, પુત્ર ! ભીષ્મનુ મૃત્યુ તો એમના પોતાના હાથમા જ હતુ. યુધિષ્ઠિરને ઉપદેશ આપીને પૂરા આત્મસતોષથી એ મર્યા પણ આ તો આ તો. બાળક કુરુવશનો નાથ, અર્જુનનો પહેલો અકુર તમે કાપી નાખ્યો છે !

દુ:શાસન પિતાજી ! બાળક કહેતા બાળક નથી એ અભિમન્યુએ તો.

ધૃતરાષ્ટ્ર શુ ? શુ ? દુ:શાસન શુ કહે છે ?

દુ:શાસન બીજુ શુ ? અમે બધા જોતા અને લડતા રહ્યા ને તેણે તો હાથમા ધનુષ્ય ધારણ કરીને, બધા રાજાઓને સૂર્યના કિરણ જેવા પોતાના બાણથી અંકિત કરી દીધા.

ધૃતરાષ્ટ્ર ત્યારે તો સુભદ્રાના એકાકી બાળક પુત્રે એવુ કર્યું કે પુત્રશોકથી સતપ્ત થયેલો પાર્થ પણ એથી વધારે તમને શુ કરશે ?

દુર્યોધન શુ કરશે ?

ધૃતરાષ્ટ્ર એવુ કરશે કે જે જીવશે તે જોશે.

દુર્યોધન પિતાજી ! એ અર્જુન વળી કોણ છે ?

ધૃતરાષ્ટ્ર પુત્ર ! અર્જુનને પણ જાણતો નથી ?

દુર્યોધન ના, પિતાજી !

ધૃતરાષ્ટ્ર : તો તો હું પણ જાણતો નથી. પરંતુ અર્જુનના બલ અને પરાક્રમને જાણનારા ઘણા છે. તેમને પૂછ.

દુર્યોધન : એવા કોણ છે ? કોને પૂછું ?

ધૃતરાષ્ટ્ર : પુત્ર ! સાંભળ.

ઇન્દ્રને પૂછ. કિરાતરૂપધારી ભગવાન શંકરને પૂછ. ખાંડવવનમાં નાગોની આહુતિ આપીને અર્જુને જેનું સંતર્પણ કર્યું હતું એવા અગ્નિને પૂછ, અને તારા ઉપર વિજય મેળવનાર ચિત્રાંગદ ગાંધર્વને પૂછ.

દુર્યોધન : અર્જુનનું જો આવું પરાક્રમ હોય તો આપણા સૈન્યમાં શું એના સમોવડિયા યોદ્ધાઓ નથી ?

ધૃતરાષ્ટ્ર : પુત્ર ! કોણ કોણ છે ?

દુર્યોધન : સૌ પહેલાં તો કર્ણ.

ધૃતરાષ્ટ્ર : અહો ! બિચારો કર્ણ તો હાસ્યપાત્ર છે.

દુર્યોધન : શી રીતે ?

ધૃતરાષ્ટ્ર : ઇન્દ્ર જેનું કવચ હરી લેવાનો છે એવો, અર્ધરથી, પ્રમાદી, ગુપ્તવેશે કરેલા વિદ્યાભ્યાસને કારણે નિષ્ફળ અસ્ત્રવાળો અને દયાવાન કર્ણ અર્જુનની બરાબરી તો જ કરી શકે, જો એને અસ્ત્રધન આપનારા ગુરુઓ અગ્નિ, ઇન્દ્ર અને રુદ્ર હોય !

શકુનિ : આપ તો અમારું અપમાન કરવામાં શૂરા છો !

ધૃતરાષ્ટ્ર : આ તો શકુનિ બોલે છે. શકુનિ ! સતત દ્યૂત રમીને તેં એવું કર્યું છે કે આ કુળનો વૈરાગ્નિ બાળકોમાં પણ શમતો નથી.

[ નેપથ્યમાં શંખ, પટહ અને સિંહનાદમિશ્રિત ભયાનક અવાજ સંભળાય છે.]

દુર્યોધન : અરે ! ભયાનક શબ્દ સાથેનો આ ધરતીકંપ એકાએક શી રીતે થયો ? નીચે પડતી ઉલ્કાઓથી આકાશમંડળ જાણે સળગી રહ્યું છે !

ધૃતરાષ્ટ્ર : પુત્ર ! મને તો એમ લાગે છે કે પુત્ર અભિમન્યુને મરાયેલો જોઈને શોકાતુર થયેલા એના પિતામહ ઇન્દ્રનાં અશ્રુબિંદુ આ ઉલ્કાઓરૂપે ટપકે છે.

દુર્યોધન : જયત્રાત ! જા; શંખ, પટહ અને સિંહનાદમિશ્રિત આ શેનો શબ્દ પાંડવશિબિરમાં થયો ? ખબર લાવ.

જયત્રાત : જેવી આજ્ઞા.

[ જઈને પાછો આવે છે.]

મહારાજનો જય થાઓ ! સંશપ્તકો સાથેના યુદ્ધમાંથી પાછા વળેલા અર્જુને મરણ પામેલા પુત્રને ખોળામાં લઈ, એના ઉપર અશ્રુનો અભિષેક કરતાં કરતાં, જનાર્દનનાં મહેણાં સાંભળીને પ્રતિજ્ઞા લીધી છે.

દુર્યોધન (કુતૂહલપૂર્વક) : શી પ્રતિજ્ઞા લીધી છે ?

જયત્રાત : પાંડવ પક્ષના રાજાઓ અર્જુનની પ્રતિજ્ઞાથી સંતુષ્ટ થયા અને તેના પરાક્રમથી ઉત્સાહિત થયા. તેમને પોતાના વિજયની જાણે કે ખાતરી થઈ. એના આનંદમાં તેમણે એવો પ્રચંડ હર્ષનાદ કર્યો કે આ પૃથ્વી પણ સંભ્રમ પામેલી યુવતીની જેમ કંપી ગઈ.

ધૃતરાષ્ટ્ર : માત્ર પ્રતિજ્ઞાના બળથી વસુંધરા કંપી ગઈ, તો ધનુષ્યનો સ્પર્શ કરતાં ત્રૈલોક્ય ચલાયમાન થશે એ નક્કી છે.

દુર્યોધન : પણ જયત્રાત ! અર્જુને પ્રતિજ્ઞા શી કરી છે ?

જયત્રાત : આ પ્રતિજ્ઞા કરી છે — મારા પુત્રનો જેણે વધ કર્યો છે અને એનો વધ થતાં જેઓ પ્રસન્ન થયા છે તેમનો આવતી કાલે સૂર્ય અસ્ત પામતાં પહેલાં હું પ્રાણ લઈશ.

દુર્યોધન : (ઉત્સુકતાથી) અને પ્રતિજ્ઞા પૂરી ન થાય તો પ્રાયશ્ચિત્ત શું ?

જયત્રાત : ગાંડીવ હાથમાં લઈને ચિતારોહણ.

દુર્યોધન : (સહર્ષ) મામા ! ચિતારોહણ. . . ચિતારોહણ ! વત્સ દુઃશાસન ! ચિતારોહણ. . . ચિતારોહણ ! આ પ્રતિજ્ઞા પૂરી ન થાય એ માટે આપણે હવે પ્રયત્ન કરીએ.

ધૃતરાષ્ટ્ર : પુત્ર ! શું કરીશ ?

દુર્યોધન : મારી અગિયાર અક્ષૌહિણીના સમૂહમાં જયદ્રથને છુપાવી દઈશ. દ્રોણ ગુરુના ઉપદેશ પ્રમાણેનો એવો અભેદ્ય વ્યૂહ હું ગોઠવીશ કે પોતાની ઇચ્છા પૂરી ન થતાં એ લોકો ખિન્ન થઈને અગ્નિપ્રવેશ કરે.

ધૃતરાષ્ટ્ર : પણ અર્જુનની આંખ કૃષ્ણ છે. તું ધરતીમાં પેસીશ કે આકાશમાં ચઢી જઈશ, તો પણ એ કૃષ્ણચક્ષુ અર્જુનનાં બાણ તારી પાછળ આવશે.

[વર્ણનકાર : ધૃતરાષ્ટ્ર અને દુર્યોધન વચ્ચે આ ઉગ્ર સંવાદ ચાલે છે તે સમયે ભીમસેનનો પુત્ર, રાક્ષસી હિડિંબાનો આત્મજ, માયાવી ઘટોત્કચ દુર્યોધનને શ્રીકૃષ્ણનો સંદેશ સંભળાવવા માટે આકાશમાર્ગે આવી પહોંચે છે.]

ઘટોત્કચ : અહો ! ક્ષણવારમાં તો હું કૌરવરાજના સભાગૃહના દ્વાર આગળ આવી પહોંચ્યો. હવે નીચે ઊતરું.

[આકાશમાંથી નીચે ઊતરવાનો અવાજ]

હવે, હું પોતે જ મારુ આગમન નિવેદન કરુ (મોટા અવાજે) અરે, કોઈ છે કે ? હુ હિડિંબાપુત્ર ઘટોત્કચ છું યદુપતિનો સદેશો લઈને આવ્યો છું પોતાના દોષાચરણથી શત્રુપણુ કરતા વડીલ દુર્યોધનને મારે મળવુ છે

દુર્યોધન આવ, આવ ! તારા શત્રુના ભવનમા પ્રવેશ કર ! આ રહ્યો હુ દુર્યોધન. જનાર્દનનો સદેશો હિંમતથી સભળાવ. એ સાભળવાનું મને ઘણુ કુતૂહલ છે

ઘટોત્કચ [ પ્રવેશ કરીને પગલાનો અવાજ ] અરે, પણે તો મહારાજ ધૃતરાષ્ટ્ર બેઠા છે એ જ અનાર્યોના જનક ! ખરેખર એમની વિશિષ્ટ આકૃતિ લલિત અને ગભીર છે

[ જરા આગળ જઈને પગલાનો અવાજ ] પિતામહ ! હુ ઘટોત્કચ. (અર્ધેથી અટકી જઈને) ના, ના એ તો ક્રમભગ કહેવાય પિતામહ ! યુધિષ્ઠિર આદિ મારા વડીલો આપને પ્રણામ કહાવે છે એ પછી હુ ઘટોત્કચ પ્રણામ કરું છું

ધૃતરાષ્ટ્ર આવ, આવ, પૌત્ર ! ભાઈના અવસાનથી તારા આત્માને વ્યથા થઈ છે એમ મને પણ થઈ છે ખરેખર મારા પુત્રોના દોષથી હું દુખી થયો છું

ઘટોત્કચ અહો ! આપ તો કલ્યાણકામી છો. એ કલ્યાણકામીના સતાન અને મારા વડીલ દુર્યોધનને ભગવાન ચક્રાયુધે કહાવ્યુ છે

ધૃતરાષ્ટ્ર [આસનેથી ઊભા થતા ઊભા થવાનો અવાજ] શી આજ્ઞા કરી છે ભગવાન ચક્રાયુધે ?

ઘટોત્કચ નહિ નહિ. જર્નાદનનો સદેશ આપે આસન ઉપર બેસીને જ સાભળવાનો છે

ધૃતરાષ્ટ્ર જેવી ભગવાન ચક્રાયુધની આજ્ઞા.

[ બેસે છે બેસવાનો અવાજ ]

ઘટોત્કચ પિતામહ ! સાભળો ત્યારે એ સદેશ — હા, વત્સ અભિમન્યુ ! કુરુકુળના પ્રદીપ ! યદુકુળના અકુર ! તારી માતાને અને મને — તારા મામાને પણ ત્યજીને તારા દાદા ઇન્દ્રને મળવા માટે તુ સ્વર્ગે સચર્યો છે પિતામહ ! એક પુત્રના વિનાશથી અર્જુનની જો આવી અવસ્થા થઈ છે, તો સો પુત્રો જતા તમારી દશા કેવી થશે ? માટે જલદી હૈયુ મજબૂત કરો, જેથી પુત્રશોકના અગ્નિમા તમારો પ્રાણ ન હોમાય.

ધૃતરાષ્ટ્ર ક્રોધાયમાન થયેલા જનાર્દને આ કહાવ્યુ છે ? તો તો હવે ગાડીવધન્વાને સર્વ ક્ષત્રિયોના વધ માટે કૃતનિશ્ચય જોઉ છુ

દુર્યોધન અહો ! આ તો હાસ્યજનક છે

ઘટોત્કચ એમા હાસ્યજનક શુ છે ?

દુર્યોધન હાસ્યજનક એ છે કે — એ અભિમાની કૃષ્ણ દેવોની સાથે મત્રણા કરવાનો ડોળ કરે છે અને સમસ્ત રાજમડળનો એકલો પાર્થ નાશ કરશે એમ માની લે છે !

ઘટોત્કચ તમને હસવુ આવે એ તમને અનુરૂપ જ છે વળી તમારે પણ જનાર્દનનો સદેશ સાભળવાનો છે

દુશાસન બસ કર, અવિવેકી ! જેનુ શાસન પૃથ્વીના સર્વ રાજાઓ ધારણ કરે છે એ અધિરાજ સમક્ષ બીજાનો સદેશ સાભળવામા આવતો નથી.

દુર્યોધન દુશાસન ! વિવાદ શુ કામ કરે છે ? ઘટોત્કચ ! બોલી નાખ તારા પ્રભુએ શુ કહેવરાવ્યુ છે ?

ઘટોત્કચ બરાબર ભગવાન ચક્રાયુધ તો ત્રૈલોકનાથ પ્રભુ છે વિશેષે કરીને અમારા પ્રભુ છે તેમણે કહાવ્યુ છે —

(મોટેથી) બરાબર સમજી લો કે ક્ષત્રિયોનો વિનાશ થશે સો રાજાઓના વધથી ભૂમિનો ભાર હળવો થશે. પુત્રમરણથી ક્રોધાયમાન થયેલા અર્જુનના અસ્ત્રોની સામે સમરભૂમિમા કોઈની પણ મજાલ નથી.

શકુનિ (કટાક્ષમા) વાક્યમાત્રથી આ વસુધરા જિતાઈ જાય અને વાક્યે વાક્યે સર્વ ક્ષત્રિયોનો વધ થાય તો કેવુ સારુ !

ઘટોત્કચ આ તો શકુનિ બોલે છે ! અરે શકુનિ ! — જુગારના પાસા ફેકી દે અને સગ્રામ માટે તૈયાર થા ! ત્યા સ્ત્રીહરણ કરવાનું નથી અને રાજના કાવાદાવા પણ નથી, પણ પ્રાણ હોડમા મૂકીને કઠોર બાણો સાથે પ્રેમ કરવાનો છે

દુર્યોધન ખરેખર જાત ઉપર ગયો ! અલ્યા ! તુ મર્યાદા બહારનુ બોલે છે લાબા હાથ કરીને ગમે તેમ બકતા વિચાર કરતો નથી. તને તારા માતૃપક્ષનું અભિમાન હોય તો સમજી લેજે કે અમે પણ રાક્ષસ જેવા ભયંકર અને ઉગ્ર છીએ.

ઘટોત્કચ શાન્તમ્ પાપમ્ ! તમે તો રાક્ષસો કરતા પણ

વધારે ક્રૂર છો. . . લાક્ષાગૃહમાં સૂતેલા ભાઈઓને અમે રાક્ષસો બાળતા નથી; ભોજાઈનો ચોટલો પકડીને અમે રાક્ષસો ખેંચતા નથી અને સંગ્રામમાં કરેલા પુત્રવધની અમે રાક્ષસો બડાઈ હાંકતા નથી. અમે બેડોળ શરીર અને ઉગ્ર આચારવાળા છીએ, પણ દયાહીન નથી.

દુર્યોધન : ઘટોત્કચ ! તું દૂત છે, યુદ્ધ કરવા આવ્યો નથી. અમે દૂતને મારતા નથી, માટે અમારો સંદેશો લઈને ચાલ્યો જા.

ઘટોત્કચ : (સક્રોધ) શું દૂત કહીને મારું અપમાન કરે છે ? રખે એમ માનતો. . . હું દૂત નથી. . . આવી જાઓ ! પ્રહાર કરો ! ધનુષ્યની દોરી કપાવાથી નિર્બળ બનેલો અભિમન્યુ હું નથી ! બાળપણથી જ મારો આ મનોરથ છે. . . હોઠ દાબીને, મૂઠી ઉગામીને આ હું ઘટોત્કચ ઊભો છું. જેને યમપુરીમાં જવાની ઇચ્છા હોય તે ઊભો થાય.

[ સર્વે ઊભા થાય છે]

ધૃતરાષ્ટ્ર : પૌત્ર ઘટોત્કચ ! ક્ષમા કર, ક્ષમા કર ! મારું વચન માન !

ઘટોત્કચ : ભલે ! પિતામહની આજ્ઞાથી હું દૂત બનીને જાઉં છું. પણ મારો રોષ હું દબાવી શકતો નથી. કંઈ પ્રતિસંદેશ મોકલવાનો છે ?

દુર્યોધન : મારા વચનથી શ્રીકૃષ્ણને કહેજે કે — વ્યર્થ ભાષણ શું કામ કરે છે ? અમે કંઈ કઠોર વચનથી કાંપી જવાના નથી. સેંકડો છત્રધારી રાજાઓની સાથે હું હંમેશાં નીકળું છું. પાંડવોની સાથે રહેજે. તને મારાં બાણથી પ્રત્યુત્તર આપીશ.

ઘટોત્કચ : પિતામહ ! જાઉં છું.

ધૃતરાષ્ટ્ર : પૌત્ર ! ભલે, જા !

ઘટોત્કચ : હે રાજાઓ ! જનાર્દનનો છેલ્લો સંદેશ સાંભળો. તમે ધર્માચરણ કરી લો, સ્વજનોને ભલામણ કરી લો, મનના મનોરથો બધા પૂરા કરી લો ! આવતી કાલે ઊગતા સૂર્યનાં કિરણોની સાથે જ અર્જુનરૂપે તમારો કાળ આવવાનો છે.

[ જાય છે : જોરદાર પગલાંનો અવાજ ]

❊

## સમયની છલના !

*આ રીતે જીરવી કોણ શકે છે અકળ સમયની છલના ?*
*એ રોજ નવાં પહેરે છે એની આંગળીઓમાં સપનાં !*

*છે ડાકુનો સરદાર ભયંકર, કરડી આંખોવાળો;*
*એ રીઝે નહીં બે-ચાર શ્વાસથી, શરીર આખું ગાળો !*
*તું મારી ઇચ્છા, મારું હસવું, રડવું યે નોંધી લે;*
*'ને ખૂટે જો ફાળામાં, મારા જીવતા નખ નોંધી લે !*

*આ સાપ ધધખતા દૂર કરી દે, મારે છે શા ખપના ?*
*આ રીતે જીરવી કોણ શકે છે અકળ સમયની છલના ?*

*છે ગભરુ આખું ગામ તે એને સહજ થયો જ તડાકો,*
*એ બંદૂક પર ચકલી મૂકીને કરે ન ફટ્ટ ધડાકો !*
*કોઈ આંખ ઉઘાડે ત્યાં જ નરાધમ ઊભો હોય છે પૂંઠે,*
*એ ખોબે ખોબે ક્ષણ પીવાને જીભ ફેરવે હોઠે !*

*હું મને કહું છું કાયમ કે તું એની માળા જપ ના !*
*આ રીતે જીરવી કોણ શકે છે અકળ સમયની છલના ?*
*એ રોજ નવાં પહેરે છે એની આંગળીઓમાં સપનાં !*

**વીરુ પુરોહિત**

## હવે સાયંકાળે

*હવે સાયંકાળે અસલ મુજ નીડે ચહું જવા*
*જૂના સંબંધોનાં પડળ ઉખળે કૈં અવનવાં*
*ઘણા સંબંધોનાં મૂળ, વિટપ, શાખા ન સમજ્યો,*
*પછી કાળેકાળે કટુ-મધુ રસાસ્વાદ પરખ્યો !*

*ખરું જો પૂછો તો હજી પણ શક્યો હું નથી કળી,*
*જૂના સંબંધોની રગ, ગતિ, દિશા ધૂંધળી રહી !*
*નિશાઓ ગાળું છું ગડ સમજવાને રહી રહી,*
*ઘણા તાણાવાણા અસલ-નકલી રે ક્યહીં ક્યહીં !*

*પ્રમત્તાવસ્થામાં હૃદયરસની વાત નરવી !*
*ઠરી બેઠા ઠામે, અનુભવ તણી ભાત ગરવી.*
*હશે ક્લાન્તિ-શાન્તિ ? સરવરજલે ધોધ વિરમ્યા,*
*હશે સ્વપ્ને ભ્રાન્તિ ? ઉદધિ વડવાગ્નિ ભડ શમ્યા ?*

*હવે સંધ્યાકાળે દ્યુતિ-તમસ્-સંધિ નિરખતો,*
*અનામી કો આભે અરધ-ઉરધે હંસ ઊડતો.*

**અનામી**

શરીફા વીજળીવાળા

પ્રથમ પ્રસિદ્ધ થઈ "કૌમુદી" અક ૨/૩ ઓગસ્ટ સપ્ટેમ્બર ૧૯૩૩

પ્રથમપુરુષ કથનકેન્દ્ર તટસ્થ કથક

We must never forget that though the author can to some extent choose his disguises he can never choose to disappear

— W C Booth

સુન્દરમ્‌ની જ નહિ પણ ગુજરાતી કથાસાહિત્યની ઉત્તમ ટૂકી વાર્તાઓમા જેનો સમાવેશ કરવો પડે એવી વાર્તા 'ખોલકી' પર આપણા વિદ્વાન વિવેચકો દ્વારા આજ સુધીમા ઘણુ લખાઈ ચૂક્યુ છે ગુજરાતના રુચિસપન્ન વાચક-વિવેચકોએ આ વાર્તા પ્રગટ થઈ ત્યારે તીવ્ર પ્રત્યાઘાતો આપ્યા હતા. પણ કથનરીતિનો સભાન પ્રયોગ દાખવતી આ વાર્તા ગુજરાતી સર્જકની બદલાતી જતી, પ્રગલ્ભ બનતી જતી દૃષ્ટિનો પણ ખ્યાલ આપે છે

વાર્તા બાળવિધવા ચદન દ્વારા કહેવાઈ રહી છે ત્રણ બાળકોના બાપ સાથે ફરી પરણાવેલી ચદને હજુ સુધી પતિનો ચહેરો જોયો ન હતો. પતિ કોઈની કાણે ગામમા આવે છે ત્યારે ચદનનો બાપ તેને ચા પીવા માટે ઘરે બોલાવે છે પતિના પ્રથમ દર્શનથી શરૂ થતી વાર્તા પ્રથમ એકાતમિલનમા અત પામે છે કથાનક નાયિકાના આતરસવિદમાથી પ્રગટી રહ્યુ છે છતાય પ્રથમપુરુષ કથનરીતિમા સામાન્ય રીતે જોવા મળે છે તેવા આતરમનમા સૂક્ષ્મ સચલનો-સવેદનો અહીં ગેરહાજર છે તટસ્થ અવલોકનકારની દૃષ્ટિએ ચદનના મુખે વાર્તા કહેવાતી જાય છે

આ વાર્તામા સ્ત્રીના જીવનમા આવતો પતિ સાથેના પ્રથમ એકાત મિલનનો મહામૂલો પ્રસગ, તે જ સ્ત્રીના મુખે આલેખાયો છે સ્ત્રીના આવા અનુભવને માત્ર સ્ત્રી જ વર્ણવી શકે એવી પાયા વગરની દલીલો વિવેચકો કરતા જ આવ્યા છે પણ સફળતાપૂર્વક પાત્રચિત્તપ્રવેશ કરતા સર્જક માટે આવા કોઈ બધન વાસ્તવમા અસ્તિત્વ ધરાવતા નથી એવુ આપણે એકથી વધુ દૃષ્ટાત વડે સાબિત કરી શકીએ.

વાર્તાલેખકને નડતા, મૂઝવતા પ્રશ્નોમાથી સૌથી મોટો પ્રશ્ન વિશ્વસનીયતાનો, પ્રતીતિકરતાનો છે આ સત્યાભાસ માટે, પ્રતીતિકરતા માટે લેખક મોટા ભાગે પ્રથમપુરુષ કથનકેન્દ્ર પર પસદગી ઉતારતો હોય છે આ વાર્તામા તો પ્રતીતિકરતા ઉપરાત કથકની નિર્લેપતા દર્શાવવા માટે પણ પ્રથમપુરુષ કથનકેન્દ્ર ઉપકારક સાબિત થાય છે ગુજરાતી સાહિત્યની ઉત્તમ ટૂકી વાર્તાઓમા 'ખોલકી'ને સ્થાન અપાવવાનો જશ તેની વિશિષ્ટ કથનરીતિને ફાળે જાય છે

મોટા ભાગની વાર્તાઓમા બને છે તેમ અહીં ભૂતકાળની ઘટનાનુ કથન નથી. જેમ જેમ ઘટનાઓ આકાર લેતી જાય છે તેમ તેમ ચદનના મુખે તટસ્થભાવે કહેવાતી જાય છે 'નાગરિકા'ની નાયિકાએ પોતાના ઓરતાને વાચા આપેલી છે ઝવેરચદ મેઘાણીની 'વહુ અને ઘોડો'ની નાયિકાના ઓરતા પણ આલેખાયા છે એટલે એ બને વાર્તાઓમા સ્વપ્નો તૂટવાનો અવાજ સાભળી શકાય છે જ્યારે 'ખોલકી'મા સુન્દરમ્ ચદનના કોઈ ઓરતાનુ આલેખન નથી કરતા જે સ્વપ્નોની વાત જ નથી થઈ તે જ સ્વપ્નો તૂટવાની અહીં વાત છે

વાર્તાના આરભે બારીમાથી જોતી ચદનની આખે ઝિલાતા દૃશ્ય આપણી સમક્ષ — તેના દ્વારા — અહેવાલની ભાષામા રજૂ થાય છે ભાભી જ્યારે પ્રથમ વાર ચદનને તેના પતિના દર્શન કરાવે છે ત્યારે, "મેં જોયુ, એમણે ખો ખોં કરીને મોટો ગળફો કાઢ્યો અને

પગ વતી તેના પર ધૂળ વાળી. એક કૂતરું પૂંછડી પટપટાવતું એમની કને આવ્યું તેને એમણે, 'હટ સાલા' કહી પગના જોડાની અણી મારી. કૂતરું ચેઉં ચેઉં કરતું નાઠું એટલે બધાય ભાયડા હસી પડ્યા." (૨૪) કેમેરાની જેમ દૃશ્ય ઝડપતી ચંદનની આંખ પ્રથમ પતિદર્શન કરતી મુગ્ધાની તો નથી જ નથી. અકાલે પ્રાપ્ત થયેલી પરિપક્વતા જ તેની પાસે તટસ્થભાવે પતિનું પ્રાકૃત, જુગુપ્સાભર્યું ચિત્ર આલેખાવી શકી છે. વારંવાર ખોં ખોં કરી ગળફો કાઢી, ધૂળ વાળતા પતિના ગળાના ખારેક જેવા, ઉંદરડી પેઠે ઊંચાનીચા થતા હૈડિયાને જોતી ચંદન પોતે કોઈ જુગુપ્સા કે પ્રાકૃતતાનો અનુભવ કરતી હોય એવું ભાગ્યે જ લાગે.

સ્ત્રીની જિંદગીનો આ એવો પ્રસંગ છે જેનો અનુભવ જ હોય, કથન નહિ. અહીં તો ચંદનને ભાભીએ કહેલ છે, "જે બને તે મને રજેરજ કહેવાનું." અને કોઈ ત્રાહિત વ્યક્તિની જેમ ચંદન આખો પ્રસંગ વર્ણવતી જાય છે. "અને હું ગઈ" કહેતી ચંદન જાણે અનિચ્છાએ કે સંકોચના કારણે માનસિક દ્વંદ્વ પછી જતી હોય એવું લાગે. મેડા પર ચડતી ચંદનના મનનું આ દ્વંદ્વ સ્પષ્ટ અનુભવાય છે. "અને જાણે મને કોઈ એક મેરથી ધકેલતું હોય અને બીજી મેરથી ખેંચતું હોય તેમ હું ઊભી થઈ." (૨૯) એની અબોધતા, એનાં લજ્જા અને સંકોચ કરતાં વધુ મુખરિત ત્યારે બને છે જ્યારે તે પતિને કહે છે, "મને ઊંઘી જવા દો સીધી, સવારે તો વહેલાં જવું પડશે મારે." ટી.બી.નો દર્દી હોય એવો વારંવાર ખાંસતો, ગળફા થૂંકતો, મોઢાનાં હાડકાં ઊપસી આવેલ પતિ પોતાની માનસિક અને શારીરિક તાકાતને એકઠી કરવા મથી રહ્યો છે. તેની આ મથામણ દીવો હોલવવા જવું, ન હોલવવો, બે સિગારેટ ફૂંકી મારવી વગેરે ક્રિયાઓમાં દેખાઈ આવે છે. જુગુપ્સા અને વાસના બંનેને સંયોજીને લેખક વાર્તાગૂંથણી કરતા જાય છે. જે વર્ગમાંથી આ પાત્રો આવે છે ત્યાં શૃંગાર સાથે સુંવાળા સાહચર્યો જોડાયેલાં નથી. હાથ ખેંચવો, આંગળાં કચડાઈ જાય એમ પકડવાં એવી અણઘડ કામુકતા જ્યાં સહજ છે એવા સમાજની આ વાત છે. માંડ માંડ શારીરિક તાકાત એકઠી કરી પતિ ચંદન પાસે જાય છે ત્યારે, ". . . હું એક તરફની ઈસને વળગી સૂઈ રહી હતી. એમનો હાથ મને ખેંચતો લાગ્યો. તોય હું ફરી નહિ એટલે એમણે જોરથી મને ખેંચી. તોય મેં ઝાલેલી ઈસ મેલી નહિ. પછી.એમણે ખૂબ જોરથી એક આંચકો માર્યો અને મારા હાથ ઈસથી છૂટી ગયા, અને એ બોલ્યા : 'આમ ફરને, ખોલકી' !" (૩૨) અને વાર્તા પૂરી થાય છે. કામાવેગ, સાથ ન આપતું શરીર, બેચેની, ગુસ્સો આ બધું ભેગું થાય ત્યારે જ 'ખોલકી' જેવો શબ્દ નીકળે ને ? ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળાને 'ખોલકી'માં લાડવાચક સંબોધન સંભળાયું છે. ખરેખર અહીં લાડને ક્યાંય અવકાશ છે ખરો ? સાસરાને ગામ જતો પતિ, પત્ની પ્રત્યે એવો સ્નેહ હોત તો એના માટે કંઈક લઈને ગયો હોત. વળી આ તો બીજવર છે. ત્રણ બાળકોનો બાપ છે, પોતાની કુરૂપતાથી સભાન છે. એટલે એ જો ચંદનને લાડ કરાવતો હોત તો સ્પષ્ટ દેખાઈ આવત. અહીં તો અસંખ્ય ભાવો મિશ્ર થઈ સંકુલ સ્વરૂપે એક શબ્દ દ્વારા બહાર આવવા મથતા હોય એવું લાગે છે. પતિની પ્રાકૃતતા તથા કામાવેગનો પ્રબળ ધક્કો એના મુખેથી "ગધેડીની"ને બદલે "ખોલકી" શબ્દ બોલાવરાવે છે તે પ્રદેશવિશેષના કારણે હશે કે સર્જકસંયમના કારણે એ એક પ્રશ્ન છે. આમેય સેક્સને ઉત્સર્ગની ક્રિયા સાથે સાંકળવામાં આવે છે. પતિને મન સેક્સ પણ ગળફા થૂંકવા જેવી જ કોઈ ક્રિયા છે. સ્વામીપણાના અધિકારની ઓથે પોતાની નિર્બળતા ઢાંકવા મથતા આ પુરુષને ચંદનના અબોલ ઓરતાની કોઈ કિંમત ન હોય એ સ્વાભાવિક છે.

'સુન્દરમ્‌ની વાર્તાઓ' પર 'સમિધ-૨'માં લખતાં ગુલાબદાસ બ્રોકર 'ખોલકી' અંગે નોંધતાં કહે છે કે, "આપણા જીવનમાં ભયંકર સત્યનાં લગભગ નિર્મમ કહેવાય એવા સબળ નિરૂપણ દ્વારા 'ખોલકી'માં પરિણીત કિશોરીને પતિનો પ્રથમ સ્પર્શ પામતી વખતે જે ભ્રમનિરસન થાય છે તે દર્શાવ્યું છે." સુન્દરમ્ જે

સમાજની વાત કરી રહ્યા છે ત્યા, આગળ નોધ્યા પ્રમાણે, શૃગાર સાથે સુવાળુ સાહચર્ય સકળાયેલ જ નથી આપણને જે જુગુપ્સક લાગે છે તે ચદનને પૌરુષેય પણ લાગતુ હોય ! આ વાતને કઈ રીતે નકારીશુ ? કારણ લેખક નાયિકાના આતરસવિદને તો ઉઘાડતા જ નથી. પરિણામે તેના ઓરતા, ગૂઢ સચલનો, સ્વપ્નો, ઇચ્છાઓ, પતિ માટેની વિશિષ્ટ અપેક્ષાઓ ક્યાય વ્યક્ત થયા જ નથી. ચદન દ્વારા જ વાર્તા કહેવાઈ રહી છે તોય સ્પર્શની બાબતે પણ કોઈ સ્થૂળ ઘટનાનુ વર્ણન કરતી હોય એવા નિર્લેપભાવે તે સમગ્ર પ્રસગ વર્ણવે છે પોતાના કોઈ સ્વપ્નો, ઓરતા, અપેક્ષાની વાત કર્યા વગર જ ભાભીને આપેલ જવાબ "નહિ ગમે તો તુ બદલાવી આપીશ ?" મુજબ ચદન આ માણસને પતિ તરીકે સ્વીકારીને જ બેઠી છે એટલે બ્રોકર જે ભ્રમનિરસનની વાત કરે છે તેની સાથે સમત થઈ શકાય એમ નથી.

આટલા ઓછા શબ્દોમા આટલી પ્રતીતિકરતાથી આ વાર્તા રજૂ કરવા માટે પ્રથમપુરુષ કથનરીતિ અહી અનિવાર્ય બની રહે છે ધારો કે આ વાર્તા ત્રીજા પુરુષ કથનકેન્દ્રથી કહેવાઈ હોત તો લેખકે મધ્યસ્થી કરવી પડત ચદનની નિર્લેપતા દર્શાવવા માટે કથકે અર્થઘટનો રજૂ કરવા પડ્યા હોત. ચદનના ઓરતા, સ્વપ્નો આલેખ્યા પછી સ્વપ્નભગની વાત કરવી પડત. પ્રથમ પુરુષ કથનકેન્દ્ર પસદ કરી સુન્દરમ્ આ બધા જ પ્રકારની ઝઝટમાથી પોતાને મુક્ત કરી લે છે ચદનની આખ અને કાન દ્વારા જ વાર્તા ઝિલાતી આવે છે મેડા પર ચડતાની સાથે જ નીચેનો હોલવાતો દીવો અને ઉપર તાકામાનો ભખભખ કરતો ઘાસતેલનો દીવો પાત્રોના માનસ અને હવે પછી બનનારી ઘટના માટે યોગ્ય પરિવેશ રચી આપે છે પડોશણનુ વાક્ય, "મારી વાઝણીના ઘરના આવા ભાયગ ક્યાથી ?" બનનારી ઘટનાની ફળશ્રુતિ બતાવી દે એટલુ બોલકુ બની રહે છે વાર્તા "આમ ફરને ખોલકી" સાથે અટકી કેમ ? ચદનને ભાભી પાસે જઈ વાત કહેતી કેમ ન દર્શાવી ? જો લેખકે એવુ કર્યુ હોત તો ચદનના પાત્ર વિશે જળવાઈ રહેતી સદિગ્ધતા ઉઘાડી પડી ગઈ હોત વાત કહેતી ચદનનુ રુદન કે તેનો ટોન વાર્તાની સફુલતા ઓછી કરી દેત. તેના ટોન દ્વારા તેની નિર્લેપતા કે તિરસ્કાર કઈક તો વ્યક્ત થઈ જ જાત અને તો ભાવક આ પાત્રને પામી જાત.

પ્રથમ પુરુષ કથનરીતિ હોવા છતા સુન્દરમ્ 'નાગરિકા'મા પ્રસ્તાર ટાળી શક્યા નથી. પરિણામે 'નાગરિકા' એક શિથિલ વાર્તાની છાપ પાડે છે પણ 'ખોલકી'મા પ્રથમ પુરુષ કથનરીતિથી સુન્દરમ્ સામગ્રી પર સયમ રાખી શક્યા છે પ્રથમ પુરુષ કથનરીતિથી વાર્તા કહેતો સર્જક પોતાની જાતને વાર્તાથી સાવ અલિપ્ત રાખી શકતો નથી એ ધૂમકેતુની 'સ્ત્રીહૃદય' વાર્તામા પણ જોઈ શકાય છે ક્યાક, કોઈ ને કોઈક રીતે તો સર્જક વાર્તાપ્રવેશ કરી જ લે છે આ વાર્તામા પણ પડોશણના ઘરનુ વર્ણન ચદનની આખે નહિ પણ સર્વજ્ઞ લેખકની આખે નોધાયેલ છે "પડોશણનો ધણી પરગામ ગયો હતો અને એને છૈયુછોકરુ હતુ નહિ. બે જણ એટલે ઘરમા કચરો પૂજો પડે નહિ અને કશુ વેરણછેરણ થાય નહિ છોકરા વિના સિઝાઈ સિઝાઈને પાડોશણ દૂબળી જેવી થઈ ગયેલી. બે જીવ એટલે ઘરમા કશુ ઝાઝુ રાચરચીલુ પણ રાખે નહિ. લીપેલો ઓરડો ચોખ્ખો ચદન જેવો હતો. ભીંત પર ચાડા પર દિવેલનુ કોડિયુ બળતુ હતુ. એક ખૂણામા ખાટલો અને બીજા ખૂણામા ઊભો દાદરો હતો. " (૨૮) ચદન કઈ પડોશણના ઘરે પહેલી વાર નથી જતી. એ તો આ ઘર જોવા ટેવાયેલી છે, એના માટે આમાનુ કઈ નવુ નથી. એટલે આ ઘરને આટલી વિગતે વર્ણવવાની ચદનને જરૂર ન જ પડે વાચક માટે લેખક પોતે આ વર્ણન રજૂ કરે છે જોકે અહીં સર્વજ્ઞ લેખકનો વાર્તાપ્રવેશ વાર્તાને ઉપકારક નીવડે છે પડોશણના ઘરની સુઘડતાની પડછે પેલા માણસનુ જુગુપ્સક વ્યક્તિત્વ વધુ ઉઠાવ પામ્યુ છે આ બે દશ્યોની સન્નિધિથી પતિનુ ચિત્ર વધુ સ્પષ્ટ બન્યુ છે

પ્રથમ પુરુષ કથનકેન્દ્ર પસદ કરતા સર્જક માટે ભાષાનો પ્રશ્ન ખાસ પડકારરૂપ બને છે કારણ પ્રથમ

પુરુષ કથનરીતિમાં ભાષાનો એક જ સ્તર પ્રયોજી શકાય. એકથી વધુ ભાષાસ્તર પ્રયોજવા માટે લેખકે પત્ર, ડાયરી કે પછી સાક્ષીભાવે વાર્તા કહેતા પાત્ર - જેવી પ્રયુક્તિઓની મદદ લેવી પડે. 'ખોલકી' પ્રથમ-પુરુષ કથનકેન્દ્રથી કહેવાઈ છે. વાર્તાનાં બધાં જ પાત્રો એક સ્તરમાંથી, એક જ પરિવેશમાંથી આવતાં હોવા છતાં કથાનક તથા ઉક્તિઓમાં તળપદ ભાષાનો એકસરખો સ્તર સુન્દરમ્ જાળવી શક્યા નથી. . .! ". . . મારા બાપાએ બધાને ચા પીવા બોલાવ્યા ત્યારે મને થયું કે લાવ જોઉં તો ખરી. બધા ભેગા આવવાના હતા એ વાત તો ચોક્કસ, પણ એ કિયા તે મને શી ખબર પડે ?. . ." (૨૩) મનોમન' આમ વિચારતી ચંદનને ભાભી જ્યારે આંગળી ચીંધીને બતાવે છે, "જુઓ પેલા", મેં કીધું : 'ચિયા ?' બોલીના પાસવાળી સળંગ લેખનશૈલી અને વચ્ચે વચ્ચે ઉત્કૃષ્ટ બોલીગંધી ઉક્તિઓની પ્રશંસા કરતા ચંદ્રકાન્ત ટોપીવાળાને કથાનકમાં 'કિયા' અને ઉક્તિમાં "ચિયા" કઈ રીતે નિર્વાહ્ય લાગ્યું હશે ? ખરેખર તો પ્રથમપુરુષ કથનરીતિમાં ભાષાનો આવો બેવડો સ્તર વાર્તાકારની અભાનતા અથવા તેની નિષ્ફળતાનો દ્યોતક છે. લોકબોલી ભાવક નહિ પામી શકે એવી વાર્તાકારને આશંકા હશે ? એટલા માટે તે "હેંડય" બોલાવડાવવાને બદલે પતિ પાસે "ચાલ" બોલાવડાવે છે ? આ "ચાલ"નો જોકે પતિના વ્યક્તિત્વ સાથે ક્યાંય મેળ નથી ખાતો. "વિવાહ" શબ્દ પણ ભાગ્યે જ આ બોલીમાં 'હ'ના ઉચ્ચારણ સાથે બોલાતો હશે. ભાભી, "ચ્યમ ચંદનબા, ઓળખ્યાને તમે ?" પૂછે ત્યારે પ્રતિભાવમાં મનોમન : "પણ હવે કોણ જાણે કેમ મને શરમ આવવા મંડી. . ." વિચારતી ચંદનનો ભાષાસ્તર સ્પષ્ટપણે બદલાયેલ માલૂમ પડે છે. લેખક સાદ્યન્ત બોલીનું સાતત્ય જાળવી શક્યા નથી. જોકે સુન્દરમ્ એવા સભાન વાર્તાકાર છે પણ નહિ. એમની પ્રસ્તારી શૈલી મધ્યે 'ખોલકી' અપવાદરૂપે ચુસ્ત વાર્તા નીપજી છે તેને ગુજરાતી ટૂંકી વાર્તાનું સદ્‌ભાગ્ય જ કહેવું રહ્યું.

[ખોલકી : 'સુન્દરમ્‌ની પ્રતિનિધિ વાર્તાઓ', સંપાદક : રમણલાલ જોશી, પ્રકા. આદર્શ પ્રકાશન, પ્રથમ આવૃત્તિ ૧૯૮૯]

※

## સાભાર સ્વીકાર

**નર્મકવિતા** : ખંડ : ૨ : સંપા. રમેશ મ. શુક્લ, પ્ર. કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ, સરસ્વતી મંદિર, નર્મદ ચકલો, આમલીરાન, સૂરત - ૩૯૫૦૦૩, કિં. રૂ. ૪૫/- **નર્મ કવિતા ખંડ** : ૩ : સંપા. રમેશ મ. શુક્લ, પ્ર. ઉપર મુજબ કિં. રૂ. ૪૫/- **મારી હકીકત** : સંપા. રમેશ મ. શુક્લ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૮૫ /- **ચોરસ ચહેરાનો માણસ** : લે. જનક નાયક, પ્ર. સાહિત્ય સંકુલ, ચૌટાબજાર, મુ. સૂરત, કિં. રૂ. ૩૦/- **''ઔદીચ્ય ભાસ્કર''** : લે. મગનલાલ ભ. જોષી, પ્ર. પ્રા. હરસિદ્ધ મ. જોશી, અધ્યક્ષ, તત્ત્વજ્ઞાન વિભાગ, મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા - ૩૯૦ ૦૦૨, કિં. નિઃશુલ્ક; **પ્રાર્થના પરિમલ** : સં. મનસુખલાલ ઉપાધ્યાય, પ્ર. કપૂરભાઈ ચંદરયા, ચંદરયા પરિવારવતી ૧૦૧, એટલાસ એપાર્ટમેન્ટ, જે. એમ. મહેતા માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૬, કિં. - સદ્‌ભાવના; **એક દરિયા મહેલનો કેદી** : લે. હો. ગોપાલ શાસ્ત્રી. વિક્રેતા - નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૩૫/-; **સ્વપ્નપ્રયાણ** : લે. પ્રિયકાન્ત પરીખ, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૯૩/- **કથાયન** : લે. પ્ર. બાબુ દાવલપુરા, વિવેક, યુનિયન બેન્કની પાછળ, વલ્લભ વિદ્યાનગર-૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૮૦/- **સેતુ** : લે. કાન્તિભાઈ પરમાર, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રીલિફરોડ, અમદાવાદ -૧, કિં. રૂ. ૩૦/- **સાક્ષીભાવ** : લે. પ્ર. હરેશ 'તથાગત', 'ધમ્મપદ', એમ /૭૧૬, ગુજરાત હાઉસિંગ બોર્ડ, દૂધસાગર માર્ગ, રાજકોટ - ૩૬૦ ૦૦૩, કિં. રૂ. ૩૦ /- **કચ્છ, કચ્છ ને કચ્છ** : લેખક પ્રકાશક મધુસૂદન પ્રા. ભટ્ટ, 'જ્યોતિષ', પ્લોટ - ૨૨૧, જૈન દેરાસર પાસે, સેક્ટર ૨૨, ગાંધીનગર - ૩૮૨૦૦૨, કિં. રૂ. ૩૦/-, **ચૂંચૂંચૂં મ્યાઉં** - રમેશ ત્રિવેદી, પ્ર. અસાઇત સાહિત્ય સભા, 'તત્સત્', બ્રાહ્મણશેરી, ઊંઝા - ૩૮૪૧૭૦, કિં. રૂ. ૧૦/- **જયન્ત ખત્રીની શ્રેષ્ઠ વાર્તાઓ** - સંપા. ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્ર. આદર્શ પ્રકાશન, ગાંધીમાર્ગ, જુમ્મા મસ્જિદ સામે, બીજે માળ, અમદાવાદ -૧, કિં. રૂ. ૪૦/-

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

કવિતા એકાન્તસેવનની વસ્તુ છે. એનો આસ્વાદ નિતાન્ત અગત છે. કોઈ ચોક્કસ પ્રકારની સજ્જતા કે સહૃદયતાની કવિતાને અપેક્ષા છે કવિતાનુ અગત નિદિધ્યાસન હોય કે જાહેર વાચન હોય એવો દ્વન્દ્વ તો ઘણાના મનમા રહ્યો છે એલિયટે પોતાની જાત સાથે વાત કરતા કવિના પહેલા અવાજને જાહેરમા સબોધન કરતા કવિના બીજા અવાજથી જુદો પાડ્યો છે તો યિટ્સે કવિતાને એ જ કારણોસર વાગ્મિતાથી વિરુદ્ધની ગણી છે

કવિતા અગેના આવા પ્રશિષ્ટ ખ્યાલોની સામે જવા માટે અને કવિતાને સાકડા વર્તુળમાથી બહાર લઈ જવા માટે બ્રિટનમા ગયા ઓક્ટોબરમા 'રાષ્ટ્રીય કવિતા દિન' ઊજવાયો કવિતાને ઠેર ઠેર મોકળુ મેદાન મળ્યુ જાહેર જગાઓ કવિતાથી ઊભરાઈ ગદ્યાળુ રેઢિયાળ રોજિદી જિંદગીની સામે જાણે કે કવિતાની જેહાદ હતી. દુકાનદારોએ વળતરની કૂપનો આપવાનુ એ દિવસ પૂરતુ માડી વાળી કવિતાઓ વહેચી. રેલવે સ્ટેશનો પર ઇલેક્ટ્રોનિક બોર્ડ પર ટ્રેનના આવનજાવનના સમયને બદલે ત્યા કવિતા ઝબકી જાહેરજીવનના વિવિધ ક્ષેત્રોમા ખડકોની વચ્ચેથી તરણાની જેમ ડોકા કાઢતી કવિતાઓ જાહેરાતો, ગ્રીટિંગ કાર્ડ્ઝ, કલરલેબ, ક્રીડાંગણ, ક્લબો અને પર્બોમા ઘૂમી વળી.

આમ તો ઠેર ઠેર સખ્યાબધ કવિઓ હોય છે અનેક સામયિકો અને કવિસમાજો હોય છે વાચનારાઓના જૂથ હોય છે પણ આધુનિક માધ્યમની રીતે જોઈએ તો એ બધા તરત નજરે પડતા નથી. આ બધાને ટી.વી.એ આવરી લીધા અને એ મને રજૂ કરી કરી આખો દિવસ ભરચક કાર્યક્રમ આપ્યો. 'રાષ્ટ્રીય કવિતા દિન'ના સસ્થાપક વિલિયમ સિગ્હાર્ટ કહે છે કે મોટેથી વાચવા અગેનો લોકોનો સકોચ દૂર કરવાનો છે કલા અઘરી છે, એ કોઈ અસાધારણ પ્રવૃત્તિ છે, એવો ખ્યાલ પણ ભાગી નાખવાનો છે

પરતુ આખા દિવસ દરમ્યાન થયેલા આ કવિતાના હગામાને કારણે એવો એક ભય ઘણાને લાગ્યો કે કવિતા અતિલોકપ્રિયતાથી મરવા ન પડે ! આમ તો એઝરા પાઉન્ડ કહે છે તેમ કવિતા દૃશ્યકલ્પના(visual imgination)ને આધારે કલ્પનો રચે છે પરતુ ટી. વી કંટાળાજનક એકધારું આવા દૃશ્યો સાથે સાકળ્યા કરે તો કવિતાની મહત્ત્વની આકર્ષક રીતિને ઝૂંટવી લે છે જે દૃશ્ય સાકળવામા આવે છે તે કવિતા માટે વધારાના છે — આવા વિચારો પણ આ 'રાષ્ટ્રીય કવિતા દિન' નિમિત્તે ઊપસ્યા છે

મનુષ્યની વ્યક્તિતાને ફરી ભય ઊભો થયો છે વૈશ્વિકીકરણનો વાયરો મનુષ્યને પણ્યવસ્તુ (commodity)મા પલટી રહ્યો છે વ્યક્તિગત ઓળખ ભૂસાઈ જઈ રહી છે વ્યક્તિગત સસ્કૃતિઓ સામે ખતરાઓ ઊભા થયા છે બધુ સપાટ કરી દેતી એક પ્રકારની સમરૂપતા (uniformity) ચારેતરફ પ્રસરી રહી છે ત્યારે, પણ્યકવિતા(Marketing poetry)ની પણ માગ વધે તો એવો કોઈ આઘાત કે આશ્ચર્ય ન લાગવા જોઈએ.

સદર્ભ TLS Oct 14 1994

'ઉદ્દેશ'ના નવે. '૯૪ના અંકમાં ભાઈ દુષ્યંત પંડ્યાનાં રામભાઈનાં સંસ્મરણો અમારા જેવા માટે તો સ્મરણીય બની રહે તેવાં છે. 'રામરાંધ'ની સમીક્ષાનો અનુવાદ આપ્યો એ પણ ઘણું સારું કર્યું. મારી પાસે રામભાઈએ મને (૧૯૬૦ થી ૧૯૭૪ સુધી — વચ્ચે વચ્ચે ગાળો પડતો) લખેલા કેટલાક પત્રો સચવાયા છે તે મોટા ભાગે સંસ્કૃત અથવા ગુજરાતી પદ્યમાં લખાયેલા છે — અમારી વચ્ચે ગમ્મતમાં આવો પત્રવ્યવહાર થતો હતો. હું ગુજરાતી પરંપરિતમાં જોડકણાં કરી લખતો. તેના એક નમૂના લેખે આ સાથે તેમનો એક સંસ્કૃત પદ્યપત્ર અને મેં પદ્યમાં આપેલો ઉત્તર મોકલું છું. પ્રકાશિત કરવાનું ઠીક લાગે તો જ પ્રકાશિત કરશો.

સાથે 'રામરાંધ'ની વ્યુત્પત્તિ વિશે પણ એક નોંધ મોકલું છું.

કુશળ હશો.

હ. ભાયાણી
અમદાવાદ, તા. ૨૫-૧૧-૯૪

## 'રામરાંધ' શબ્દની વ્યુત્પત્તિ

રામસિંહજી રાઠોડકૃત Kutch and Rama Randh એ કચ્છી લોકકલા, લોકસાહિત્ય, લોકસંસ્કૃતિને લગતું તથા સમગ્રપણે કચ્છી સાંસ્કૃતિક પરંપરાના વિવિધ પાસાંને લગતું, કચ્છી સાહિત્ય, કલા અને સંસ્કૃતિના એક આજીવન ભક્તનું, કચ્છી સંસ્કૃતિકોશ કહી શકાય તેવું, રામકથાને અને રામને કેન્દ્રમાં રાખતું અનન્ય કલાત્મક પ્રકાશન છે. કહોને કલાપ્રેમીઓ માટેનો એક તૃપ્તિકર અન્નકૂટ છે.

નવેમ્બર ૧૯૯૪ના 'ઉદ્દેશ'માં, 'ધ ઇન્ડિયા મૅગેઝિન'માં પ્રકાશિત ઝરીન કપૂરના એ પુસ્તકના અવલોકનનો અનવાદ પ્રગટ કરવા બદલ રમણલાલ જોશીને ધન્યવાદ. પ્રસ્તુત નોંધ रामरांध એટલે કે 'રામલીલા' — એ કચ્છી શબ્દના रांध અંશનું મૂળ શું છે તે દર્શાવવા પૂરતી જ છે.

સંસ્કૃત रम् ધાતુ ઉપરથી બનેલ रन्ति નામ 'આનંદ'ના અર્થમાં 'તૈત્તિરીય સંહિતા'માં વપરાયો છે. પરંતુ આ ઉપરાંત रान्ति એવું રૂપ પણ તત્કાલીન લોકભાષામાં પ્રચલિત હોવું જોઈએ એવી સાધાર અટકળ ટર્નરે કરી છે. સિંધીમાં रांदि અને લહંદા- (એટલે કે પશ્ચિમી પંજાબી)માં रांद શબ્દ 'રમત, ક્રીડા, લીલા'ના અર્થમાં પ્રચલિત છે. તેના મૂળ તરીકે ઉપર્યુક્ત रान्ति શબ્દની અટકળ અનિવાર્ય છે. સં. रान्ति, ઉત્તરની મધ્યમ ભારતીય-આર્ય પ્રાકૃતમાં रान्दि અને તે ઉપરથી સિંધી रांदि, પંજાબી रांद. કચ્છી ભાષા મૂળે સિંધીની જ બોલી હોવાથી તેમાં આ रांद શબ્દ रांध રૂપે ઊતરી આવ્યો છે. આમ रामरांध એટલે 'રામલીલા'.

હરિવલ્લભ ભાયાણી
અમદાવાદ, ૨૫-૧૧-૯૪

※

## સાભાર સ્વીકાર

ભવાઈ : તત્ત્વચર્ચા : સંપા. લવકુમાર મ. દેસાઈ, મહેશ ચંપકલાલ, પ્ર. જયંત શુક્લ, પ્રમુખ, 'અક્ષરા' ૬, આમ્રપાલી સોસાયટી, કારેલીબાગ, વડોદરા - ૧૮, કિં. રૂ. ૪૦/- તુકા કહે - તુકા મ્હણે : અનુ. સુરેશ દલાલ, પ્ર. શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, કિં. રૂ. ૪૦/- અશ્રુવન : લે. 'બેખબર' મીઠાપુરી, પ્ર. ગુંજન સાહિત્ય વૃન્દ, જેલરોડ, ધ્રોળ-૩૬૧ ૨૧૦, પ્રાપ્તિસ્થાન ટી. એલ. હિંડોચા (બેખબર મીઠાપુરી), જયઅંબે સોસાયટી, આરંભડા રોડ, મીઠાપુર-૩૬૧૩૪૫, કિં. રૂ. ૨૦/-

સાહિત્ય સંગમ (ગોપીપુરા, સુરત - ૧)નાં

યોગાસનો અને આરોગ્ય : લે. પ્રા. ગિરધરલાલ કાયસ્થ, કિં. રૂ. ૪૦/- કુદરતી ઉપચાર : એક અનુભવી વૈદ્યરાજ, કિં. રૂ. ૪૦/- વિટામિન વિશે જાણો : લે. ડૉ. એમ. જે. શાહ, કિં. રૂ. ૩૦/- મૂળપાન મરીમસાલા : સંપા. ડૉ. એચ. વી. ભટ્ટ, ડૉ. રાજેશ અધ્વર્યુ અને અન્ય, કિં. રૂ. ૩૦/-









GUJARAT MINERAL

હરિવલ્લભ ભાયાણી, પ્રબોધ પરીખ

## રંગભૂમિમાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય (બ્રેખ્ટ)

એરિસ્ટોટલની રંગભૂમિથી ભિન્ન પ્રકારની રંગભૂમિ વિશે : અમુક ભાવોનું ઉદ્બોધન કરવું એ સામાન્યતઃ રંગભૂમિનું લક્ષ્ય હોય છે. રંગભૂમિ તે હેતુથી વાસ્તવનાં જે અનુકરણોનો ઉપયોગ કરે છે, તેમાં, તેના ઉક્ત લક્ષ્યથી વિચલિત થયા વિના, તે ઘણા પ્રમાણમાં અચોક્કસાઈનો — 'અશુદ્ધિઓનો' સમાવેશ કરી શકે. એ અનુકરણો કશાક વાસ્તવને અનુરૂપ છે—તેની સાથે તેમનો મેળમિલાપ હોય છે એ તો સહૃદય ભાવકને એ સાદી હકીકત દ્વારા સૂચવી દેવાય છે કે અભિનેતા એ ઘટનાને ભજવી શકે છે. આ પ્રતારણામાં તે એ હકીકતને ઉપયોગમાં લે છે કે જ્યારે ઘોડિયો અમુક કૂદકો લગાવે છે, ત્યારે તેને એ કૂદકો લગાવવો ખરેખર સંભવિત હોવાના પુરાવા તરીકે લઈ શકાય છે. એટલે જે વાસ્તવિક હકીકત હોય તેમાં વાસ્તવની તદ્દન અચોક્કસ—'અશુદ્ધ' નકલોની ભેળસેળ પણ સ્વીકાર્ય બની શકે— જો તે માટે બે જુદીજુદી પદ્ધતિઓ વાપરવામાં આવે : એક, તાદાત્મ્ય ('એમ્પથી') સધાય તે માટેની પ્રયુક્તિઓ; બે, તાટસ્થ્ય ('એલિનિએયૂશન') સધાય તે માટેની પ્રયુક્તિઓ.

('બેર્ટોલ્ટ બ્રેખ્ટ : જર્નલ્ઝ—૧૯૩૪-૧૯૫૫', સંપાદકો : વેલેટ અને માનહાયમ, ૧૯૯૩. પહેલી ફેબ્રુઆરી ૧૯૪૧ની નોંધ. પૃ.૧૩૧)

અનુવાદ : હ. ભાયાણી

## નિત્શે, માર્ક્સ, કાફકા

કંઈક મૂડ બદલાતાં કાફકાની ડાયરીઓ, વાર્તાઓ વંચાતા રહ્યા. બે દિવસથી નિત્શેના પત્રો પણ જાણે રાતદિવસ વાંચી રહ્યો છું. ગયા પંદર દિવસમાં માર્ક્સ નાનામોટા નિબંધો પણ ધ્યાનથી વાંચી ગયો, વંચાતા રહે છે. નિત્શે અને માર્ક્સ ૧૯મી સદીના બે પ્રખર વિચારકો. અને કાફકા, આધુનિક નગરસંસ્કૃતિનો ઉદાસી ઋષિ આ બધું વાંચતાં-વિચારતાં મન વિચારે ચઢી જાય, જાણે આજુબાજુના વિશ્વથી છૂટા પડી જવાય. ક્યારેક એમ થાય કે પશ્ચિમના વિચારકો કે સાહિત્ય વાંચતા કોઈક પ્રકારની 'ડાયાબોલિક', 'ડેમોનિક', 'ગૉડલેસ' અને સાથેસાથે 'ડેરિંગ' અને રોમાંચક સૃષ્ટિમાં/psycheમાં પ્રવેશતા હોઈએ, એ વિચારોનું, એ યાત્રાઓનું, એ પ્રશ્નોનું વાતાવરણ જ અનોખું. ભાવવિશ્વની આંટીઘૂંટીઓ જાણે કે કોઈક એવા તો અગમ્ય પ્રદેશોમાંથી વણાઈને આવતી હોય, ખાસ તો કાફકા, નિત્શે, કિર્કેગાર્દનાં લખાણોમાં પ્રવેશતો હોઉં ત્યારે — એનું આકર્ષણ પણ એટલું જ પ્રબળ, એ સૃષ્ટિમાં જાણે કોઈ બીજા જ શ્વાસ ચાલતા હોય ! નિત્શેનો મિજાજ તો કંઈ ઓર જ છે. એની લડાયક, બળવાખોર, એકલવાયી, સાહસિક અને ધારદાર દૃષ્ટિ, એનું સાવ એકાકી, રખડેલ, પર્વતોના ખૂણાઓમાં, સાવ પોતામાં ઊતરી જતું, આખા જગત સાથે બહારવટિયે ચડેલું જીવન; વિજ્ઞાન અને નીતિ અને મનુષ્યના એકેએક ખ્યાલોને, સંસ્થાઓને સાવ નિર્ભ્રાન્ત દૃષ્ટિથી આરપાર જોવાની ખુમારી ચકરાવે ચઢાવે તેવી છે. હવામાં ફંગોળી ક્યાંના ક્યાં ઘુમરાવે તેવું આ દર્શન, તેવી આ મીમાંસા—

પ્રબોધ પરીખ

[ડૉ. હ. ભાયાણી ઉપરના પત્રમાં]

## મહાશ્વેતાદેવીની સાથે એક દિવસ

પંદરેક દિવસ પહેલાં મહાશ્વેતાદેવી સાથે દિવસભર રહ્યા, જમ્યા અને એમની વાતો સાંભળી. ટાગોર પણ નહિ અને ગાંધી પણ નહિ. વિવેચકો પણ નહિ અને ભદ્ર સમાજનો સાહિત્યવિનોદ પણ નહિ. મોટાં મોટાં નામો નહિ કે વિચારોના વમળમાં, વિમર્શમાં ચકરાતી ગોષ્ઠિઓની અફાબાજી પણ નહિ. સિત્તેર વરસની આ જુવાન બાઈએ અમને બધાને બોલતા ચૂપ કરી દીધા. અમારી બધી થીઅરીઓ અને ચાલબાજીઓમાંથી જરાકમાંથી છૂટા કરી દીધા — completely disarmed — અને તોય શું વાતો, અને વારતાઓ, અને શું કામ અને શું મિજાજ, કેટલી અનુકંપા, કેટલો પુરુષાર્થ, સાહસિકતા, નિર્ભયતા અને કેટલી તો હળવાશ : વાતો કરતા જાય, ખડખડાટ હસતા જાય. સતત મશ્કરીઓ કરતા જાય, પણ લક્ષ્ય એકમાત્ર — to speak, to write, to work on behalf of the oppressed — આદિવાસીઓના હિત સિવાય, ગૌરવ સિવાય, એમને કશું ખપનું નહિ. યાદગાર રહી જશે એ દિવસ.

૨-૧૨-૯૪

પ્રબોધ પરીખ

[ડૉ. હ. ભાયાણી ઉપરના પ...

2 MAR 1995

Uddesh (A literary, cultural monthly) February 1995 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/ 920

## ચાર ચાંદ

(ચૈત્રનુ આકાશ)

આ વખત,
આકાશને આ શુ થયુ છે ?
ચાર ચાદ લગાવી કેવુ ઝૂમતુ,
મ્હાલતુ જાણે લગનમા કોઈના.

શી ખુશનુમા એની હવા છે —
ચૈત્ર તો બેસી ગયો છે,
પશ્ચિમે ત્રીજ એની,
બીજ-રેખા પુષ્ટ થૈ,
જાણે ખૂલ્યુ શભુ-નયન થોડુ વધુ.

ને શુક્ર પણ ત્યા,
ત્રીજ કેરા ચદ્ર પાસે, સ્હેજ ઊચે, —
ક્યારનો, ફાગણ, મહા ને પોષથી
મલકત વ્યોમે,
ઝળકતો શી મસ્તીથી —
એની ય તો વધતી અને ઘટતી કળાઓ ચદ્રશી.

ને પૂર્વમા —
ખાસ્સા હવે ઊચે ચડ્યા છે
મગળ ગુરુ
જોડકુ થઈ આ સમે
આવી વિરાજ્યા, કૈક મહિનાથી ખરે

ચદ્ર શુક્ર, ગુરુ અને મગલ મહા,
— પીળી રતુમડી આખ જેવો,
શભુએ ખેચી કસી ગાજા-ચલમ,
તે પછીના નેત્ર જેવો,
વા યુદ્ધના ખુન્નસ સમો,
ને ગુરુ-ગુરુતમ બધાને
તોય નમ્ર પ્રભાવ પૂરો વેરતો.

આ ચાર ચાદ લગાવી બેઠુ વ્યોમ —
બે ત્યા પશ્ચિમે, બે પૂર્વમા,
કે વિજયની બક્ષિસ સમા,
શુ રહ્યુ ફાલી-ફૂલી,

લખ લખ સિતારાની બનેલી કાયથી હા મલપતુ.

ઓ ગુરુ જનો,
માનવ તણા અમ ભાગ્ય-સર્જક !
લો પ્રણામ —
આખ ઊચી, ડોક ઊચીથી થતા અમ બાળકોના !

ને જરા થોડી કૃપા ઝાઝી કરો,
આ ચદ્ર શા આવો નિકટ થોડા વધુ,
થોડા વધુ, તમ પુષ્ટ કાયા, પૂર્ણ મડલ

મગલ, તમારા ચદ્ર બે,
ઓ મહા ગુરુ દેવ,
ચદ્રો બાર તમ,
ને પરમ શનિ દેવ,
પાસમા આસન તમારુ,
અણદીઠ પણ કા રહી ગયા —
રોષે ભરાયા ?
આપના નવ ચદ્ર શી માળા વલયની !
આ સર્વ ઝળહળ મડળી,
આવી બને જો નિકટની,
તો શી કમાલ બને ખરે !

રવિ-રાજને કહીશુ તમે આવો ય પણ,
પરિવાર-ગૌરવ પેખવા.
એકે ટિકિટ રાખી નથી,
ફ્રી-શો ખરે છે !

સુન્દરમ્

૨૦-૩ ૮૦ ૧૭ ૫ ૮૦
[ચૈત્રમા લખાયેલુ, હવે જેઠમા મગલ-ગુરુ-શનિ પશ્ચિમ તરફ આવી ગયા છે અને વળી નવી રચના બતાવી રહ્યા છે ]

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પાંચમું : અંક આઠમો

માર્ચ : ૧૯૯૫

તંત્રી

રમણલાલ જોશી

પદ્



# ઉદ્દેશ

વર્ષ પાંચમું　　અંક આઠમો　　સળંગ અંક : ૫૬

અનુક્રમ · માર્ચ ૧૯૯૫


સંબોધિ • સમ્યક્ જ્ઞાન　રમણલાલ જોશી　૨૮૯

સાંપ્રત પ્રવાહો

વિધાનસભાની ચૂંટણીઓ　તંત્રી　૨૯૧

શ્રી ગુલાબદાસ બ્રોકરનુ અકાદમી દ્વારા સન્માન　તંત્રી　૨૯૧

લેખકોના સન્માનો અને સાહિત્યિક સમારંભો　તંત્રી　૨૯૨

મિ. એવોર્ડ્ઝ　તંત્રી　૨૯૨

કવિશ્રી અરવિંદ જોશીનુ દુ ખદ અવસાન　તંત્રી　૨૯૨

સદ્ગત લેડી પ્રેમલીલાબહેન વી. ઠાકરશી જન્મશતાબ્દી વર્ષ નિમિત્તે પ્રગટ થનાર સ્મૃતિગ્રંથ　તંત્રી　૨૯૩

સમણાના ગુલાબ　દક્ષા વ્યાસ　૨૯૩

ઉમાશંકર જોશીની ડાયરીના થોડા પાના　સંપા રમણલાલ જોશી　૨૯૪

સ્વાતંત્ર્ય અને મૂલ્યો　કાર્લ પોપર　મધુસૂદન બક્ષી　૨૯૬

પ્રાચાર્ય રામભાઉ પરુળેકર　દુષ્યન્ત પડ્યા　૩૦૪

ગીત　રમેશ પારેખ　૩૦૮

તળપદા ગ્રામજીવનનુ વેદનામય સૌન્દર્ય　રમણલાલ જોશી　૩૦૯

ફાગણ માસે　ઉશનસ્　૩૧૧

ગઝલ　રવીન્દ્ર પારેખ　૩૧૧

નિત નવા વટોળ　સર્જકને પરદેશ શુ ?　પ્રીતિ સેનગુપ્તા　૩૧૨

કે એસ. સાથે બત્રીસ વર્ષનો સત્સંગ　ચી. ના. પટેલ　૩૧૫

આપની આજ　બલદેવ પટેલ, 'અચલ'　૩૧૯

અનેરી ડાયરી　લાભશંકર ઠાકર　૩૨૨

વિસ્તરતી સીમાઓ　ચન્દ્રકાન્ત ટોપીવાળા　૩૨૫

સ્વાધ્યાય અને સમીક્ષા

નવા દષ્ટિકોણથી રજૂ થયેલી પર્યાવરણની સમસ્યાઓ　નગીન મોદી　૩૨૬

ભવાઈ વિશેનુ સર્વગ્રાહી અધ્યયન　વિ જે ત્રિવેદી　૩૨૭

દક્ષા વ્યાસ પૂ પા.૩



પ્રકાશક　રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક　રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લે આઉટ ટાઈપસેટિંગ　ઈમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯　✆ ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન　ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમાં (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન નં. ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર
ડેવિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ - ૧

ઉદ્દેશ

માર્ચ ૧૯૯૫



*સર્વભાષા સરસ્વતી*

## संबोधि

સંબોધિ એટલે બૌદ્ધદર્શન પ્રમાણે સંપૂર્ણ જ્ઞાન. આપણે જાણીએ છીએ કે ગયામાં એક પીપળાનાં વૃક્ષ આગળ બુદ્ધને જ્ઞાન થયેલું તે બોધિવૃક્ષ કહેવાય છે. જે બૌદ્ધ સાધક પૂર્ણ જ્ઞાન મેળવવાના પંથે હોય તેને બોધિસત્ત્વ કહે છે. આ સંપૂર્ણ જ્ઞાન. ઈશ્વરના સ્વરૂપ વિશે જુદાં જુદાં શાસ્ત્રોમાં વિવિધ માન્યતાઓ પ્રવર્તે છે. ન્યાય વૈશેષિક આદિ કેટલીક પરંપરાઓ એક સ્વતંત્ર કર્તા અને નીતિનિયામક તરીકે પરમાત્માને માને છે, તો કોઈ યોગ અને સેશ્વર સાંખ્ય જેવી પરંપરા માત્ર સાક્ષીરૂપ એવા એક પરમાત્માને માને છે, તો બીજી કેવલાદ્વૈત જેવી કોઈ પરંપરા એવા ભિન્ન કર્તા, નિયામક અને સાક્ષીરૂપ એક પરમાત્માને ન માનતાં સંપૂર્ણ ચરાચરની અંદર અને બહાર તેમ જ તેનાથી અભિન્ન એવા એક સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વને પરમાત્મા કહે છે, જ્યારે બીજી જૈન-બૌદ્ધ જેવી પરંપરાઓ ઉપરની બધી જ માન્યતાઓથી જુદી પડી નાના જીવો યા સત્ત્વોનું પારમાર્થિકઅસ્તિત્વ સ્વીકારી તેનામાં જ શક્તિરૂપે પરમાત્મસ્વરૂપ માને છે અને પ્રયત્નથી તે તે જીવાત્મા કે સત્તા એ પરમાત્મસ્વરૂપ વ્યક્ત કરે છે એમ માને છે. બૌદ્ધ શાસ્ત્રો વેદોને અપૌરુષેય યા ઈશ્વરપ્રણીત માનતાં નથી, જૈન શાસ્ત્રોની પેઠે મનુષ્યકૃત જ માને છે. પરંતુ બુદ્ધે પોતે જ પોતાના સર્વજ્ઞત્વનો નિષેધ કરેલો અને પોતાનાં વચનોને પણ કસોટીએ ચડાવીને જ સ્વીકારવાનું કહેલું. કિશોરલાલ મશરૂવાળાએ 'જીવનશોધન'માં કહ્યું હતું તેનું સ્મરણ થાય છે : "હે વાચકો, હું જે કાંઈ કહું તે પરંપરાગત નથી એટલા માટે જ ખોટું માનશો નહિ, તમારી પૂર્વપરંપરાને ફેરવનારું છે એટલા જ માટે ત્યાજ્ય છે એમ માનશો નહિ, ચિત્ત આકર્ષાય એવું સુંદર કે સહેલું લાગતું નથી માટે ખોટું માનશો નહિ. તમે લાંબા કાળથી દૃઢપણે પોષેલી શ્રદ્ધાને ઉથલાવી નાખનારું છે એટલા જ માટે અવળે રસ્તે દોરનારું છે એમ માનશો નહિ. હું કોઈ સિદ્ધ, તપસ્વી, યોગી કે શ્રોત્રિય નથી માટે જ મારું કહેવું ખોટું માનશો નહિ. પણ સાથે જ તમારી વિવેકબુદ્ધિથી મારા વિચારો સત્ય અને ઉન્નતિકર લાગે, જીવનના વ્યવહારમાં અને પુરુષાર્થમાં ઉત્સાહ પ્રેરનારા, પ્રસન્નતા ઉપજાવનારા અને તમારું તેમ જ સમાજનું શ્રેય વધારનારા લાગે તો તેને સ્વીકારતાં ડરશો નહિ." તેમણે 'સમૂળી ક્રાન્તિ'માં પણ—

*ન કો શાસ્ત્રનો વક્તા પરમેશ્વર,*
*ન કો વિવેકના ક્ષેત્રથી પર*

— એમ કહ્યું છે. તે વિવેકનો મહિમા કરે છે.

બૌદ્ધદર્શનમાં વિચાર અને તર્કનું સ્વાતંત્ર્ય છે. જૈન પરંપરામાં એટલું વિકસ્યું નથી. પંડિત સુખલાલજીના મતે ગીતામાં સાંખ્યનો જ્ઞાનમાર્ગ અને ભાગવતનો ભક્તિયોગ એ બંને યોગોને લોકસંગ્રાહી કર્મયોગ સાથે સાંકળી તે બંને માર્ગનું વૈયક્તિક મોક્ષસાધન પૂરતું પ્રાચીન સ્વરૂપ વિકસાવ્યું. ગીતા અને મહાયાન બંને પોતપોતાની આગવી રીતે લોકસંગ્રાહી કર્મમાર્ગનું નિરૂપણ કરે છે.

બૌદ્ધદર્શન પ્રમાણે સંબોધિ ચરાચર સૃષ્ટિનું સમ્યક્ જ્ઞાન ઉપલબ્ધ કરાવી વ્યક્તિને સામાજિક અભ્યુદયન પ્રક્રિયા સાથે જોડે છે એ વસ્તુ આપણી જ્ઞાનમીમાંસામાં અનોખી છે.

❊

## सम्यक् ज्ञान

જ્ઞાનના અનેક પ્રકાર છે, પણ સમ્યક્ જ્ઞાન – યથાર્થ જ્ઞાન એ આધ્યાત્મિક જ્ઞાન છે 'જ્ઞાન' શબ્દનો ધાતુગત અર્થ જાણવુ એવો થાય છે પણ આપણા શાસ્ત્રોમા येन ज्ञात सर्वं विज्ञात भवति — જે જાણવાથી બધુ જણાઈ જાય એ જ સાચુ જ્ઞાન છે એ જ રીતે ઉપનિષદોમા પરા વિદ્યા અને અપરા વિદ્યા એ બે ભાગ પાડવામા આવે છે — द्वे विधे वेदितव्ये, परा च अपरा च । परा यया अक्षरम् अधिगम्यते — પરા વિદ્યા જ મહત્ત્વની છે જેના વડે અ ક્ષરને પમાય જગતમા સઘળા પદાર્થો નાશવત છે પણ એક આત્મા જ અનાશવત છે એટલે આત્માનુ જ્ઞાન એ જ સમ્યક્ જ્ઞાન. પુરુષ અકર્તા અનત અને દ્રષ્ટા છે સૃષ્ટિ તો ત્રિગુણાત્મક પ્રકૃતિને લઈને છે પ્રકૃતિ પુરુષને અર્થે પ્રવર્તે છે પણ પ્રકૃતિ સ્વય અચેતન છે અર્થાત્ પ્રકૃતિ આધળી છે અને પુરુષ લગડો છે અને છતા આ બનેને લઈને સૃષ્ટિનુ અસ્તિત્વ છે પુરુષ પ્રકૃતિના સબધથી જ ગતિ પામે છે, તો સાચુ જ્ઞાન શી રીતે થાય ? સાંખ્ય કહે છે કે જાગ્રતથીય પર જાઓ, ત્રણ અવસ્થાઓ પૈકી જાગ્રતના એકાશનુ જ માનવીને ભાન છે, પણ ઘણો મોટો ભાગ બાકી રહી જાય છે એનુ શુ ? જાગ્રત અવસ્થાથી – બુદ્ધિથી પર થયા સિવાય સાચુ જ્ઞાન ન મળે, बुद्धे परतस्तु स । બુદ્ધિથી પર થઈ આ 'સ 'ને ઓળખવો એ જ સમ્યક્ જ્ઞાન છે બીજા શબ્દોમા પુરુષ — આત્મા જેવા સ્વરૂપે છે એવો એને જાણવો તે જ્ઞાન છે

જીવાત્મા અને પરમાત્મા એ વાસ્તવિક રીતે એક જ છે એટલુ જ નહિ પણ આ ચરાચર સૃષ્ટિમા માત્ર એક જ શાશ્વત તત્ત્વ છે અને તે બ્રહ્મ છે ત્યારે આ જગત ક્યાથી આવ્યુ ? આ સૃષ્ટિનો કર્તા કોણ ? આ સૃષ્ટિમા ક્લેશ અને વિસવાદ કેમ જણાય છે ? આ પ્રશ્નોના જવાબમા વેદાત માનવીના અજ્ઞાનને આગળ ધરે છે આ અજ્ઞાન અથવા અવિદ્યા એ જ માયા છે अज्ञानेन आवृत ज्ञान तेन मुह्यन्ति जन्तव – અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયુ છે એટલે પ્રાણીઓ મોહ પામે છે સ્વામી વિવેકાનદ વારવાર કહેતા કે જે કોઈ રાજકુમાર પોતાના મૂળ સ્વભાવને વીસરી જઈને પ્રાકૃત માણસની જેમ વ્યવહાર કરે એમા જ એના સર્વ દુખોનુ મૂળ રહેલુ છે, એ જ પ્રમાણે આપણે આત્મભાવ વીસરી જઈને દેહભાવે વર્તીએ છીએ માટે જ આ જગત દુખ અને ક્લેશમય દેખાય છે જ્ઞાનનો ઉદય થતા જગત જગતરૂપે દેખાતુ નથી. અર્થાત્ બ્રહ્મ અને બ્રહ્માંડની એકતા અનુભવાય છે

મુણ્ડકોપનિષદના અતભાગમા મુનિ અગિરા કહે છે કે આ બ્રહ્મને જાણનારો બ્રહ્મ જ બની જાય છે એના કુળમા બ્રહ્મને ન જાણવાવાળો ઉત્પન્ન થતો નથી. તે શોકને તરી જાય છે, એના હૃદયની સર્વ ગ્રથિઓ છૂટી જાય છે અને તે અમરત્વને પામે છે

આવા સમ્યક્ જ્ઞાન પ્રત્યે માનવીની ચેતના ગતિ કરે ત્યારે સર્વત્ર આનદની અનુભૂતિ થાય છે અખાએ આ આનદનું ગાન ગાતા કહ્યુ છે 'અભિનવો આનદ આજ/અગોચર ગોચર હવુ એ' ચેતોવિસ્તાર સધાતા મનુષ્ય સર્વત્ર એક જ તત્ત્વને વિલસતુ અનુભવે છે ભેદદૃષ્ટિ વિલોપિત થઈ જાય છે અને જગત એના સમ્યક્ રૂપમા દૃષ્ટિગોચર થાય છે સુન્દરમ્ કહે છે

*આ કીઆ અને કબૂતર દોસ્ત બન્યા અમ*
*આ સાગર અને શિખર પણ દોસ્ત બન્યા અમ !*

*આ જ્યા જ્યા પડે નજર અમ ત્યા ત્યા*
*કો ન અવર અમ પાખે !*
*જ્યમ જ્યમ પેખું અધિક જગત ત્યમ*
*અધિક અધિક રસ દાખે !*

[બુદ્ધિપ્રકાશમાંથી સાભાર]

રમણલાલ જોશી

## વિધાનસભાની ચૂંટણીઓ

વિધાનસભાની ચૂંટણીઓ એકંદરે શાંતિથી પતી ગઈ. ચૂંટણીઓ પ્રજાની રાજકીય કેળવણીમાં મહત્ત્વનો ફાળો આપે છે. આ વખતે શ્રી શેષાનના પ્રયત્નોને પ્રતાપે ચૂંટણી-પ્રક્રિયા પ્રમાણમાં ઓછી ખર્ચાળ અને કાવાદાવાથી અમુક અંશે મુક્ત રહી અને ઓછી લોહીરંજિત બની એ આવકાર્ય બાબત ગણાય. આ લખાય છે ત્યારે પરિણામોની આતુરતાપૂર્વક રાહ જોવાઈ રહી છે. આ વખતે અપક્ષ ઉમેદવારો નિર્ણાયક ભાગ ભજવે એમ બને. અપક્ષોમાંથી કેટલા સાચા 'અપક્ષો' છે અને સરકારો રચાતાં સુધી કેટલે અંશે સિદ્ધાંતનિષ્ઠ રહે છે એ જોવાનું. સ્વરાજ્યની અર્ધશતાબ્દીને આરે ઊભા છીએ ત્યારે પ્રજાનું હીર અને ખમીર કેવું પ્રગટ થાય છે તે જોવું રસપ્રદ નીવડશે. છેવટે તો આપણે જેના માટે લાયક હોઈએ એવી લોકશાહી જ આપણને મળે છે. આટલી બધી કુટિલતા આ મહાન દેશમાં ક્યાં સંતાઈને પડી હતી એવો પ્રશ્ન થાય છે. શુદ્ધ અને મૂલ્યનિષ્ઠ સરકાર ગુજરાતને સાંપડે એમ ઇચ્છીએ.

## શ્રી ગુલાબદાસ બ્રોકરનું અકાદમી દ્વારા સન્માન

ગુજરાત સાહિત્ય અકાદમીની દર વર્ષે મૂર્ધન્ય સાહિત્યકારનું સન્માન કરવાની યોજનામાં આ વર્ષે તા. ૧૧ ફેબ્રુ. '૯૫ના રોજ વરિષ્ઠ વાર્તાકાર-વિવેચક શ્રી ગુલાબદાસ બ્રોકરનું રૂ. ૨૫ હજારનો ચેક, શાલ અને સંસ્થાપ્રતીક આપીને અકાદમીના પ્રમુખ શ્રી 'દર્શક'ના હસ્તે સન્માન કરાયું એનો સાહિત્યજગતમાં સારો પ્રતિભાવ પડ્યો. મહામાત્ર ડૉ. હસુ યાજ્ઞિકે ભૂમિકા બાંધી આપી, અકાદમીના ઉપપ્રમુખ શ્રી યશવંત શુક્લે ગુલાબદાસ સાથેનાં વિલે પાર્લેનાં સંસ્મરણો કહ્યાં. અકાદમીના શિરસ્તા પ્રમાણે આ લખનારે 'ગુલાબદાસ બ્રોકરનું સાહિત્યક્ષેત્રે પ્રદાન' એ વિશે વક્તવ્ય આપ્યું હતું. મેં કહેલું કે ગુલાબદાસ બ્રોકરનું નામ સાંભળતાં આપણને વેપારની સૃષ્ટિ યાદ આવી જાય પણ તેમણે જીવનભર શબ્દોનો જ વેપાર કર્યો છે. અને અનેક ઉત્કૃષ્ટ કૃતિઓ આપી છે. વાર્તાકારોની અનેક પેઢીઓ તેમણે જોઈ છે. ગુજરાતી ટૂંકીવાર્તાના વિધાયકોમાં તેમની ગણના થાય. તેમની કેટલીક ઉત્તમ વાર્તાઓનું વિશ્લેષણ અને તેમણે કરેલા ટેક્નીકના પ્રયોગો વિશે સદૃષ્ટાન્ત રજૂઆત કર્યા બાદ એકાંકી, નાટક, વિવેચન, ચિંતનાત્મક નિબંધ, પ્રવાસવર્ણન વ.માં તેમણે કરેલા અર્પણનો ખ્યાલ આપ્યો હતો. માનવીય સંબંધોનું ઝીણવટપૂર્વકનું મનોવિશ્લેષણાત્મક નિરૂપણ એ ગુલાબદાસની એક સર્જક તરીકેની વિશેષતા છે. 'પ્રેમપદારથ' એ એમની જાણીતી વાર્તા છે. પણ જીવનભર તેમણે જુદી જુદી કૃતિઓ દ્વારા પ્રેમતત્ત્વનું નિરૂપણ જ કર્યું છે. વક્તવ્યને અંતે કહ્યું હતું કે તેમના કાવ્યસંગ્રહ 'વસંતે'ની છેલ્લી અનૂદિત કૃતિની છેલ્લી પંક્તિ "હું જુવાન છું." એ ગુલાબદાસના જીવન અને સાહિત્યને પણ લાગુ પડે ! હમણાં 'ઉદ્દેશ'ના વાર્તા વિશેષાંકમાં તેમની જે વાર્તા પ્રગટ થઈ છે એનું શીર્ષક પણ છે 'જુવાની'. સન્માનનો પ્રત્યુત્તર આપતાં ગુલાબદાસ બ્રોકરે પોતે બહુ જ નસીબદાર માણસ છે કે બાળપણથી તેમને ઉત્તમ માણસોનો પરિચય થયો છે એમ કહી તેમના ગુજરાતીના શિક્ષક નરસિંહરાવ, અંગ્રેજીના શિક્ષક ડૉ. પારકરનો ખાસ ઉલ્લેખ કરી તેમણે તેમનો સાહિત્ય-રસ કેળવવામાં જે ફાળો આપ્યો છે એનું કૃતજ્ઞભાવે સ્મરણ કર્યું હતું. ખાસ કરીને રામનારાયણ વિ. પાઠકનો સ્નેહસંબંધ વર્ણવી વાર્તાકાર તરીકેના પોતાના ઘડતરમાં તેમના તરફથી જે મદદ મળી એનું સાભાર સ્મરણ કર્યું હતું. પોતાની માતાની પોતાના જીવન ઉપર પડેલો પ્રભાવ વર્ણવતાં તેમણે નાનપણનો એક પ્રસંગ વર્ણવ્યો હતો. એ સ્વરાજ્ય

માટેની લડતોના દિવસો હતા. ગુલાબદાસ જેલમા જવાની વાત કરતા ત્યારે તે દુખી થતા. એક દિવસ પોરબદરમા પિકેટિંગ કરતા ગુલાબદાસને તેમણે જોયા. માતાનું હૃદય પીગળી ગયુ. તેમણે કહ્યુ, "હવે તુ પાછો ન ફરતો. જોજે, તારા બાપની આબરૂ ન બગાડતો. રાણા સાહેબને જે કરવુ હોય તે કરે." ગુલાબદાસે કહ્યુ કે મારી માતાને હુ રોજ યાદ કરુ છું એ જ રીતે રામનારાયણ પાઠકને પણ યાદ કરુ છુ ઉમાશકર, સુન્દરમ્, મનસુખલાલ ઝવેરી, બેટાઈ, અમૃતલાલ યાજ્ઞિક, કિશનસિંહ ચાવડા વગેરે અનેક મિત્રોનુ તેમણે સ્નેહસ્મરણ કર્યું હતુ. સમારભ સારો થયો.

ઘણા સાહિત્યકારોએ ઉપસ્થિત રહી ગુલાબદાસને અભિનદન પાઠવ્યા. ગુલાબદાસને આ પ્રસગે ખૂબ ખૂબ શુભેચ્છાઓ.

આ જ દિવસે વિશ્વના ત્રણ મહાકાવ્યોનો અનુવાદ કરનાર સર્વશ્રી દુષ્યન્ત પડ્યા, રાજેન્દ્ર શાહ અને જયત પડ્યાનુ પણ સન્માન કરવામા આવ્યુ હતુ. ત્રણેને અભિનદન

## લેખકોનાં સન્માનો અને સાહિત્યિક સમારંભો

'નવચેતન'ના તત્રી શ્રી મુકુન્દ શાહને નાનુભાઈ સુરતી ફાઉન્ડેશન તરફથી ૧૯૯૪–૯૫ના વર્ષનો સસ્કૃતિ-ગૌરવ એવોર્ડ આપવામા આવ્યો. કડીના વિદ્યોપાસક ચેરિટેબલ ટ્રસ્ટ તરફથી લેખકો સર્વ શ્રી રતિલાલ નાયક, યશવત કડીકર અને લાભશકર રાવલ, 'શાયર'નુ તા. ૧૮–૨–૯૫ના રોજ કડીમા જાહેર સન્માન કરવામા આવ્યુ સૌને અભિનદન.

'કાવ્યગોષ્ઠિ' સસ્થાનુ ર૩મુ સાહિત્યસત્ર ગ્રામવિદ્યાપીઠ સમોડા, તા. સિદ્ધપુર(ઉ ગુ.)માં તા. ૨૮ ૨૯ જાન્યુ. '૯૫ના રોજ ડૉ. હેમત દેસાઈના અધ્યક્ષ સ્થાને યોજાઈ ગયુ ગુજરાતી દલિત સાહિત્ય સભાની પાચમી બેઠક તા. ૧૧ ફેબ્રુ. '૯૫ના રોજ સિદ્ધાર્થ લૉ કોલેજ, ગાધીનગર ખાતે યોજાઈ હતી. એમા ડૉ. પી. જી જ્યોતિકરે 'દલિત સાહિત્ય અને પત્રકારત્વ' વિશે વક્તવ્ય આપ્યુ હતું. અન્ય વક્તાઓએ પણ ભાગ લીધો હતો.

## મિ. એવૉર્ડ્ઝ

ડૉ. હરિવલ્લભ ભાયાણીએ તા. ૨૧ ડિસે '૯૪ના 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નુ એક કટિંગ 'Mr Awards' મોકલી આપ્યુ અને એ વિશે 'ઉદ્દેશ'મા નોધ લખવા અનુરોધ કર્યો એ માટે તેમનો આભાર મહારાષ્ટ્રના શ્રી સુનીલ દેશમુખે રૂ એક કરોડનુ ભડોળ ઊભુ કરી એમાથી પ્રતિવર્ષે સર્જનાત્મક અને ચિંતનાત્મક સાહિત્યને પારિતોષિકો આપવાની યોજના કરી છે આની પાછળનુ લક્ષ્ય મહારાષ્ટ્રની સમૃદ્ધ સાસ્કૃતિક પરપરાનુ સાતત્ય જાળવવાનુ છે સ્વાતત્ર્ય, ન્યાય, શુદ્ધ-સમન્યાયને વેગ મળે એવુ સાહિત્ય વધુ ને વધુ સર્જાય એ આશય છે ભાયાણી સાહેબે અમોને લખ્યુ છે કે "કોઈ વિદેશનિવાસી ગુજરાતી ધનાઢ્ય આમાથી પ્રેરણા લે ખરો ?" આ દિશામા સૌ વિચારે એમ ઇચ્છીએ. ચદરયા ફાઉન્ડેશનના 'ગુજરાતી ભાષા સાહિત્ય પ્રકલ્પ'ના ઉપક્રમે અમદાવાદમા તા ૮ માર્ચ '૯૫ના રોજ યોજાયેલી મિલનગોષ્ઠિમા આ મુદ્દો રજૂ કરવાની તક લીધી હતી.

૪

## કવિશ્રી અરવિંદ જોશીનું દુખદ અવસાન

લડન-સ્થિત કવિશ્રી અરવિંદ એમ. જોશીનુ ગઈ તા. ૨૭ જાન્યુ. '૯૫ના રોજ લડન ખાતે અવસાન થતા આપણે એક આશાસ્પદ કવિ ગુમાવ્યા છે લડનમા રહી રહી તે સાહિત્યમા સક્રિય રસ લેતા હતા બ્રિટનની ગુજરાતી સાહિત્ય અકાદમીની કાર્યવાહક સમિતિના સભ્ય હતા અને વિવિધ સાહિત્યિક કાર્યક્રમોમા યોગદાન આપતા. 'ઉદ્દેશ'ના આરભથી એના ચાહક હતા અને અવારનવાર ફોનથી અને પત્રથી સપર્ક રાખતા. તેમના પ્રથમ કાવ્યસગ્રહ 'અધખૂલી બારી'ની પ્રસ્તાવના લખવાનો પ્રસંગ આવ્યો હતો અને એના વિમોચન સમારભમા પણ એમની કવિતા વિશે બોલેલો. એ પછી 'અવાજને ઓશીકે',

'તાલી પાડું, તાલ મિલાવું' અને 'ઝાંઝરીઓ' એ સંગ્રહો ગયા વર્ષે પ્રગટ થયા હતા. શ્રી અરવિંદભાઈ અત્યંત ભાવનાશાળી અને ૠજુ હૃદયના હતા.

તેમના અકાળ અવસાનથી તેમનાં પત્ની શ્રી ઉષાબહેન, બે પુત્રો ચિ. કેતુલ અને દિવ્યાંગ અને પુત્રી ચિ. ફાલ્ગુની ઉપર જે દુઃખ આવી પડ્યું છે તે સહન કરવાની પ્રભુ તેમને શક્તિ અર્પે અને સદ્દગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## સદ્દગત લેડી પ્રેમલીલાબહેન વી. ઠાકરશી જન્મશતાબ્દી વર્ષ નિમિત્તે પ્રગટ થનાર સ્મૃતિગ્રંથ

ઘાટકોપર સ્થિત શ્રીમતી પી.એન. દોશી મહિલા કૉલેજના આટ્ર્સ-વિભાગ દ્વારા, શ્રીમતી વિનોદિની ચંદુલાલ સેલારકા સંશોધન અને ગ્રંથ પ્રકાશન યોજના હેઠળ સદ્દગત લેડી પ્રેમલીલાબહેન વી. ઠાકરશીની જન્મશતાબ્દી નિમિત્તે, તેમનાં જીવન અને કાર્ય વિશે એક સ્મૃતિગ્રંથ પ્રગટ કરવાનું નક્કી કરેલ છે.

આ ગ્રંથ માટે, સદ્દગત શ્રીમતી પ્રેમલીલાબહેન ઠાકરશીના સ્નેહી, સ્વજનો, તેમની સાથે પરિચયમાં આવેલ તથા તેમની સાથે જેમણે કામ કરેલ છે તે ભાઈબહેનોને લેડી પ્રેમલીલાબહેન વિશે સંસ્મરણો, અભ્યાસલેખો, અગત્યના પત્રો, તસવીરો તથા અન્ય, સ્મૃતિગ્રંથને ઉપયોગી સાહિત્ય મોકલવા માટે જાહેર નિમંત્રણ આપવામાં આવે છે. શક્યતઃ તા. ૩૧–૩–૯૫ સુધી નીચે જણાવેલા સરનામે આ સાહિત્ય મોકલવા માટે વિનંતી છે : સંપર્ક : શ્રી ચંદુલાલ સેલારકા (સંપાદન સમિતિ વતી) ઠે. શ્રીમતી પી. એન. દોશી વિમેન્સ કૉલેજ, રતન બાગ, કામા લેન, ઘાટકોપર (પશ્ચિમ), મુંબઈ ૪૦૦ ૦૮૬.

※

## સમણાંનાં ગુલાબ

*ઘણીય વાર મનમાં પ્રશ્ન ઊઠે છે –*
*આ ચપોચપ ખોંસેલી*
*રેશમી ચાદરથી આચ્છાદિત*
*વિશાળ બિછાનાની સુંવાળપને*
*હાથપગ ફેલાવીને*
*એશઆરામથી માણવાને બદલે*
*એક કોરે લપાઈને શા વાસ્તે સૂઈ જવાતું હશે વારુ ?*
*આંગળીઓ સ્પર્શની ભાષામાં*
*આમતેમ કશુંક ફંફોસવા કરે છે*
*ત્યાં જ*
*ટેરવે ટેરવે ફોળી ઊઠે છે*
*સમણાંનાં મઘમઘ ગુલાબ.*
*— તું એક અજાણી પળે અચાનક આવવાનો છે*
*ને રખેને તને*
*આ સુખશય્યાની મોકળાશ ઓછી પડે !—*

દક્ષા વ્યાસ

# ઉમાશંકર જોશીની ડાયરીનાં થોડાં પાનાં

સંપા રમણલાલ જોશી

[સદ્. ઉમાશંકર જોશી ગુજરાત યુનિવર્સિટીના ગુજરાતી ભાષા સાહિત્યભવનના અધ્યક્ષ તરીકે ૧૯૫૪મા નિમાયા એ પછી તેમના સહકાર્યકર તરીકે જોડાવાની મને તક મળી હતી. યુનિવર્સિટીના કામો અગે તે એક ડાયરી રાખતા. ૧૯૫૪ની એવી ડાયરીના થોડા પાનાં તેમણે મને આપે ના તે નીચે આપ્યા છે એક વિદ્યાપુરુષ તરીકે તેઓ કેવી ચીવટથી કામ કરતા અને પોતાના કાર્યનો કેવો હિસાબ રાખતા એનો એમાથી ખ્યાલ આવે છે આશા છે કે સૌ વિદ્યારસિકોને એ પ્રેરણાદાયી નીવડશે. —તંત્રી]

૧૯૫૪

ઓગસ્ટ

૧૬ સોમ શ્રી કનૈયાલાલ જોષીને Ph D માટે નોધ્યા. (ઉપકુલપતિની રજા લીધેલી) ગદ્યવિકાસ. એમની જોડે પ્રારંભિક ચર્ચા કરી. વાચનલેખનસામગ્રી બતાવી.

૧૭ મગળ

૧૮ બુધ

૧૯ ગુરુ સ્ટેચ્યુટ્સ વ ના અનુવાદ અગેની કમિટિની ફાઇલો ઉપકુલપતિની સૂચનાથી મહામાત્ર તરફથી આવી. વીગતથી તપાસી – આખી વાચી – જોઈ અખેગીતા હસ્તપ્રત ઉપરથી નકલ આરંભી. પ્રો. રમણિકલાલ જોડે વિજ્ઞાન પરિભાષાની ચર્ચા

૨૦ શુક્ર મુબઈ વડોદરાથી થિસીસની યાદી મગાવી. ચૂનીલાલ ગાધી વિદ્યાભવન મુખપત્રનો સ્વીકારપત્ર

૨૧ શનિ રજા

૨૨ રવિ

૨૩ સોમ મુબઈ યુનિ મા અનુસ્નાતક અધ્યાપન અગેની બેઠકમા હાજરી.
ભાઈશ્રી રમણલાલ જે જોષી ફરજ પર હાજર થયા.

૨૪ મગળ શ્રી ર જોષી જોડે અહીંના કામકાજ અગે વાતચીત

૨૫ બુધ એકેડેમિક કાઉન્સીલની બેઠક

૨૬ ગુરુ દિલ્હી જવા રવાના. સવારે

૨૭ શુક્ર દિલ્હી

૨૮ શનિ " અકાદમી કારોબારીની બેઠક

૨૯ રવિ રાતે પાછો અમદાવાદ આવ્યો

૩૦ સોમ બોર્ડ ઓફ સ્ટડીઝ ગુજરાતી-ની બેઠક

૩૧ મગળ પરચુરણ કાગળો

સપ્ટેમ્બર

૧ રજા

૨ રજા. સાજે ડૉ. રામસ્વામી આયર સાથે ચા. હિંદી સસ્કૃતિના મૂલ્યો અગે એમનું પ્રવચન.

૩ પદવીદાન સમારભ. બપોરે ગવર્નર સાથે ભોજન. સાજે સમારભ.

૪ સેનેટની બેઠક. ગુજ. ભવનમાં નવી જગાઓ સ્થાપવા અંગેના ઠરાવની ચર્ચા શરૂ થયા પછી બેઠકનું કામ પૂરું કરવાનો ઠરાવ પસાર.

૫ રવિ. રજા

૬ ઉપકુલપતિ સાથે સ્ટેનો, બિબ્લીઓગ્રાફી, વ. અંગે વાતચીત.

૭ રજા. પણ સવારે સમય રાખ્યો હતો. ટૉલ્સ્ટૉયના ઍના કેરેનીના અંગે વ્યાખ્યાન. તે પૂર્વે ફેલ્સનું The Weighty Sentena ઉતરાવી, ચર્ચા કરી.

૮ રજા.

૯ ફાઈલો વ્યવસ્થિત કરી, શ્રી ર. જોષી જોડે.

૧૦ " કાગળો લખ્યા.

૧૧ શ્રી કનૈયાલાલ જોશી Ph.D. વિદ્યાર્થી આવ્યા. 'ગુજરાતી ગદ્યના વિકાસ' થિસીસ અંગે આજે રૂપરેખા આંકી. ભાષાના આરંભથી છેક દયારામ સુધીના ગદ્યની ચર્ચાને '૧ ભૂમિકા' વિભાગમાં આપી તેની ઇબારત 'પુરવણી–૧'માં ચર્ચવી. '૨ અર્વાચીન ગદ્ય'માં નર્મદ ('મંડળી મળવાથી થતા લાભ')થી આજસુધીના ગદ્યની ચર્ચા; 'પુરવણી-૨'માં ગદ્યઘડતર પર અંગ્રેજી આદિથી અસરો. લોકબોલીઓના અધ્યયનપૂર્વક ગદ્યની અભિવ્યંજનાશક્તિ કેમ ઘસાઈ પણ છે તે નિરૂપવું. વાચનસામગ્રી સૂચવી, જેની નોંધો આવતે વખતે લઈ આવશે. ૧ નવલરામ, ૨ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન.

સમય : ટૉલ્સ્ટૉયની સાહિત્યિક પાર્શ્વભૂમિ ચર્ચી. નવલકથાના ભાવિની ચર્ચા કરી. ગુજરાતી અને ઇતર ભારતીય ભાષાઓના નવલકથાસાહિત્ય પર નજર. . . પહેલા ભાગના ૧૮મા પ્રકરણ 'ઍના-રૅન્સ્કી મિલન'નું વિશ્લેષણ.

૧૨ રજા. રવિ.

૧૩ શ્રી. ર. જોષી જોડે થિસીસ વિષયપસંદગી અંગેની લાંબી ચર્ચા. થિસીસમાં કાંઈક નવીન પ્રતિપાદન, પ્રસ્થાન અભિપ્રેત. આખી પ્રવૃત્તિ વૈજ્ઞાનિક. તાલીમ બૌદ્ધિક. એક વિશિષ્ટ સજ્જતા મેળવવાનો ઉપક્રમ. . ગુજ.ના અધ્યાપનનો સમગ્ર પ્રદેશ. ભાષાશાસ્ત્ર, ભાષા ઇતિહાસમાં ચાંચ બૂડે જ નહિ એ ન ચાલે, નિષ્ણાત ભલે ન થવાય. નર્મદને પૂર્વેના સાહિત્યની પ્રચલિત ભડક. આખો સાહિત્યસંસાર સુપરિચિત હોવો જરૂરી. 'ભાલણ' માટે ચર્ચા. . .કાગળો.

૧૪ કાલની ચર્ચા આગળ. કહે, 'ભાલણ' કરીએ. પણ તેમને એ અ- કે અલ્પ- પરિચિત જ. ઊલટનું કામ. 'ગોવર્ધનરામ' વિષયની પસંદગી. — કાગળો.

૧૫ શ્રી ર. જોષીના વિષયની નોંધણી. આરંભ. વાચન, નોંધ અંગે યાદી કરી. હજી હયાત એવા ગો.મા.ત્રિ.ના સ્વજનો મિત્રોની મુલાકાત માટે ભલામણ. Classical Poetsનું ભાષાંતર કરવા ભલામણ. Wilhelm Meister જોઈ જવા સૂચન.

*

# સ્વાતંત્ર્ય અને મૂલ્યો : કાર્લ પૉપર (૧૯૦૨-૧૯૯૪)

મધુસૂદન બક્ષી

લડન સ્કૂલ ઓફ ઇકોનોમિક્સમા તર્કશાસ્ત્રના અને વૈજ્ઞાનિક પદ્ધતિના અધ્યાપક તરીકે બીજા વિશ્વયુદ્ધ પછી બે દાયકા ઉપરાત સુધી કાર્યરત રહેનારા કાર્લ પોપર(૧૯૦૨–૧૯૯૪) વીસમી સદીના વિજ્ઞાનના મહાન ફિલસૂફ તરીકે વિશ્વવિખ્યાત થયા છે વિશ્વની જુદી જુદી યુનિવર્સિટીઓમાથી ચૌદ જેટલી માનદ ડોક્ટરેટ મેળવનારા આ ફિલસૂફના કેટલાક પુસ્તકોનો ડચ, ફ્રેન્ચ, જાપાનીઝ, ગ્રીક, સ્પેનિશ વગેરે જેવી છવ્વીસ ભાષાઓમા અનુવાદ થયો છે વિજ્ઞાનના ક્ષેત્રમા પ્રવૃત્ત થયેલા વિજ્ઞાનીઓ અને ઘણા નોબેલ પારિતોષિક વિજેતાઓ પોપરના વિજ્ઞાનવિચાર-(philosophy of science)થી ખૂબ પ્રભાવિત થયા છે

'ધ લોજિક ઓવ્ સાયન્ટિફિક ડિસ્કવરી' એ પોપરનો ગ્રથ તબીબી વિજ્ઞાનમા નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનારા મેડાવર પ્રમાણે વીસમી સદીના ખૂબ જ અગત્યના ગ્રથોમાનો એક છે 'ધ ઓપન સોસાયટી એન્ડ ઇટ્સ એનિમિઝ' એ બે ભાગમા પ્રકાશિત થયેલા ગ્રથમા પોપરે પ્લેટો, હેગલ અને કાર્લ માર્ક્સના ઇતિહાસવાદની ખૂબ જ કડક સમીક્ષા કરી છે 'પોવર્ટી ઓવ્ હિસ્ટોરિસિઝમ' એ પુસ્તકમા પ્રાકૃતિક અને સામાજિક વિજ્ઞાનના ભેદ અને સામ્યની તેમ જ ઇતિહાસવાદી અભિગમની કડક સમીક્ષા કરીને પોપરે સમાજવિજ્ઞાનોના પદ્ધતિશાસ્ત્રમા તદ્દન મૌલિક અભિગમ દર્શાવ્યો છે. પોતાના પુસ્તક 'ધ લોજિક ઓવ્ સાયન્ટિફિક ડિસ્કવરી'ના અનુસધાનમા 'પોસ્ટસ્ક્રિપ્ટ' રૂપે તેમણે (૧) 'રિયાલિઝમ એન્ડ ધ એઇમ ઓફ સાયન્સ', (૨) 'ધ ઓપન યુનિવર્સ' અને (૩) 'ક્વોન્ટમ થિયરી એન્ડ ધ સ્કિઝમ ઇન ફિઝિક્સ' એમ ત્રણ ગ્રથો પ્રકાશિત કર્યા છે તેમની આત્મકથા 'અનએન્ડેડ ક્વેસ્ટ' એ શીર્ષક હેઠળ પ્રકાશિત થઈ છે સર જોન ઇકલીસ સાથે સહલેખક તરીકે તેમણે 'ધ સેલ્ફ એન્ડ ઇટ્સ બ્રેઇન' એ પુસ્તક પ્રકાશિત કર્યું છે આ ઉપરાત 'કન્જક્ચર્સ એન્ડ રેફ્યુટેશન્સ' તેમ જ 'ઓબ્જેક્ટિવ નોલેજ' એ ગ્રથોમા તેમણે વિજ્ઞાનની પ્રગતિ, જ્ઞાનનુ સ્વરૂપ વગેરે પ્રશ્નો વિશે પોતાનો નવો ક્રાન્તિકારી અભિગમ સ્થાપ્યો છે

વિજ્ઞાન અને સમાજ બન્ને ક્ષેત્રે પોપર સમીક્ષાત્મક તર્કબુદ્ધિવાદ (critical rationalism) સ્વીકારે છે વિજ્ઞાનના નિયમો અગે તેમણે ચકાસણી(verification)નો નહિ પણ અસત્યતા-પ્રદાન (falsification)નો અભિગમ સ્થાપ્યો છે તેમના મતે જોખમી ધારણાઓ (conjuctures) અને તેને ખોટી પાડવાના હેતુથી રચેલી કડક કસોટીઓથી થતુ તેનુ ખડન (refutation) વિજ્ઞાનની પદ્ધતિનુ તર્કશાસ્ત્ર છે પોપર વ્યાપ્તિવાદ કે સભાવનાવાદ સ્વીકારતા નથી. જે ધારણાઓ કસોટીમા સફળ થઈ તે તેટલા પૂરતી સ્વીકાર્ય ગણાય વિજ્ઞાન કદી સત્ય નિયમો સ્થાપતુ નથી પણ અમુક ધારણા બીજી ધારણા કરતા સત્યની વધારે નિકટ છે (સત્યસામીપ્ય–verisimilitude) તેટલુ જ દર્શાવી શકાય છે પોપર પ્રમાણે વિજ્ઞાન-અવિજ્ઞાનવિવેક (demarcation) માટે અસત્યતાપ્રદાનનું ધોરણ જ સ્વીકારવુ પડે જે સિદ્ધાતો ક્યારેય પણ ખડનક્ષમ નથી હોતા તે વૈજ્ઞાનિક સિદ્ધાતો નથી.

### ઇતિહાસવાદ

પોપર પ્રમાણે ઇતિહાસવાદના અભિગમ મુજબ સમાજવિજ્ઞાનોનુ મુખ્ય ધ્યેય ઐતિહાસિક પૂર્વકથન (આગાહી) છે અને ઇતિહાસનો અભ્યાસ કરીને તેની પાછળ રહેલા લયબદ્ધતા, 'તરેહ', 'નિયમો' કે વલણો (trends)ને આધારે આવી આગાહી કરી શકાય છે.

સમાજવિજ્ઞાનોનું કાર્ય ઐતિહાસિક ભવિષ્યવાણી (prophecy) કરવાનું છે અને રાજકારણને તર્કસંગત રીતે ચલાવવું હોય તો આવી ભવિષ્યવાણી અનિવાર્ય છે તેવું ઇતિહાસવાદીઓ માને છે. ઇતિહાસવાદીઓ પોતાના આ અભિગમને નવો, પ્રગતિલક્ષી, ક્રાંતિકારી અને વૈજ્ઞાનિક ગણે છે. પૉપરે પોતે ઇતિહાસવાદના પ્રકૃતિવાદી (naturalistic) અને પ્રકૃતિવાદવિરોધી (anti-naturalistic) સિદ્ધાંતોની સમીક્ષા કરી છે અને 'The Poverty of Historicism'ની નવી આવૃત્તિના આમુખમાં તેઓ ઇતિહાસવાદના તેમણે કરેલા ખંડનને નીચેનાં વિધાનો દ્વારા ટૂંકમાં રજૂ કરે છે.

(૧) મનુષ્યના ઇતિહાસનો વિકાસ મનુષ્યના જ્ઞાનના વિકાસથી પ્રભાવિત થાય છે.

(૨) તર્કાશ્રિત કે વૈજ્ઞાનિક પદ્ધતિથી વૈજ્ઞાનિક જ્ઞાનનો ભાવિ વિકાસ કેવો હશે તેની આગાહી કરી શકાય નહિ.

(૩) તેથી ફલિત થાય છે કે માનવઇતિહાસના ભાવિ વિકાસક્રમ કે ઘટનાક્રમ(course of human history)ની આગાહી કરી શકાય તેમ નથી.

(૪) પરિણામે આપણે સૈદ્ધાંતિક ભૌતિકશાસ્ત્રના જેવો સૈદ્ધાંતિક ઇતિહાસવિચાર (theoretical history) એટલે કે ઐતિહાસિક સામાજિક વિજ્ઞાન સ્થાપી શકીએ નહિ. ઐતિહાસિક વિકાસને આલેખતો વૈજ્ઞાનિક સિદ્ધાંત શક્ય નથી. તેથી આવા સિદ્ધાંતને આધારે કોઈ આગાહી થઈ શકે તેમ નથી.

(૫) તેથી ઇતિહાસવાદને કોઈ આધાર નથી.

ઉપરનાં વિધાનમાં વિધાન નં. ૨ ખૂબ જ મહત્ત્વનું છે. પૉપર જોકે એમ દર્શાવવા માગતા નથી કે કોઈ પણ જાતનું પ્રાક્કથન કે કોઈ આગાહી (prediction) સમાજવિજ્ઞાનોમાં શક્ય જ નથી. જેટલે અંશે જ્ઞાનની વૃદ્ધિથી ઐતિહાસિક વિકાસો પ્રભાવિત થયા હોય તેટલે અંશે પૉપર પ્રમાણે આગાહી શક્ય નથી કારણ કે ભાવિ જ્ઞાનની વૃદ્ધિ કેવી હશે તે આપણે જાણી શકવાના નથી. જે આવતી કાલે જાણવાના હોઈએ તે આજે ક્યાંથી જાણી શકીએ ?

## વિજ્ઞાન અને સમાજ

વિજ્ઞાનની પદ્ધતિ પણ કોઈ આખરી સત્ય સ્થાપતી નથી માટે સિદ્ધાંતોને ખોટા ઠેરવવા માટેની તાર્કિક પ્રવૃત્તિનું સ્વાતંત્ર્ય ન હોય તો વિજ્ઞાનની સ્થાપનાઓ પણ મતાગ્રહી રીતે (dogmatically) વિરુદ્ધ પુરાવાઓ સામે ટકાવી રાખી શકાય છે. તેથી વિજ્ઞાનની પ્રવૃત્તિનો પછી કોઈ અર્થ રહેતો નથી. જ્યારે પ્રયત્ન અને ભૂલ સિવાયની જ્ઞાનના દાવાઓને ટકાવવાની કોઈ પદ્ધતિ જ ન હોય ત્યારે સમીક્ષાત્મક (critical) બુદ્ધિવાદનો અભિગમ અનિવાર્ય બને છે.

વિજ્ઞાનની સ્થાપનાઓની જેમ કડક સમક્ષા થવી જોઈએ તેમ સામાજિક સંસ્થાઓની પણ કડક આલોચના થતી રહેવી જોઈએ. બન્ને ક્ષેત્રે શબ્દપ્રમાણથી, દૈવી વાણીથી, અંતઃસ્ફુરણાથી કે દિવ્યશક્તિથી જ્ઞાનના દાવાઓનું પ્રામાણ્ય સ્થાપવાની પ્રવૃત્તિ અતાર્કિક અને તેથી અસ્વીકાર્ય છે. જ્ઞાનના દાવાઓ — સમાજના ક્ષેત્રે કે વિજ્ઞાનના ક્ષેત્રે — ખંડનક્ષમ હોય છે તેથી તેને ક્ષતિપાત્ર અને સુધારણાક્ષમ ગણવા જોઈએ. જ્ઞાન પ્રત્યે કોઈ પણ પ્રકારનો અંતિમતાવાદ કે અધિકારવાદ તર્કબુદ્ધિ-(reason)ને વિઘાતક છે. વિજ્ઞાન કે સમાજ પ્રત્યે ખુલ્લા (open) અભિગમના પૉપર પક્ષકાર છે.

સમાજમાં કે વિજ્ઞાનમાં સમસ્યા-ઉકેલનો અભિગમ પૉપર મુજબ એકમાત્ર ઉચિત અભિગમ છે. સમસ્યા-ઉકેલ માટે જોખમી ધારણાઓ (જેનું અસત્યતાપ્રદાન થઈ શકે તેવી ધારણાઓ) અને હંગામી ઉકેલોથી આગળ વધવાનું હોય છે. અમુક ઉકેલો અપર્યાપ્ત લાગે તો નવા ઉકેલો વિશે અટકળ કરવી પડે છે. ફરી પાછી તેની કડક કસોટી કરવી જોઈએ. વિજ્ઞાનની જેમ સમાજોને પણ તેની સમસ્યા ઉકેલવામાં આવો અભિગમ ઉપકારક નીવડે છે તેવું પૉપર દૃઢ રીતે માને છે.

સરમુખત્યારી (dictatorship) સમાજની સમસ્યાઓને તાત્કાલિક અને અસરકારક રીતે ઉકેલી શકે છે તેવી માન્યતાને પોપર ભૂલભરેલી ગણે છે જેમ વિજ્ઞાનના ક્ષેત્રે જે સિદ્ધાંત કસોટીપાત્ર છે તે જ સાચા અર્થમા વૈજ્ઞાનિક ગણાય તેમ જ જે સમાજમા વધુ ને વધુ મુક્ત સસ્થાઓ હોય તે સમાજ સાચા અર્થમા વધુ તર્કસગત રીતે સ્વીકાર્ય છે તેમ પોપર સ્વીકારે છે

સામાજિક નીતિઓ પણ વૈજ્ઞાનિક ધારણાઓની જેમ સમજવાની છે અમુક ધારણાઓ ઉપરથી આગાહી તારવવામા આવે છે પછી તેની કસોટી થાય છે તેવી જ રીતે અમુક સરકારી કે વહીવટી નીતિના ઉદ્યોગોના કે શિક્ષણના કે કૃષિના ક્ષેત્રે શા પરિણામો આવશે અને પ્રજા માટે તે કેટલે અશે લાભપ્રદ રહેશે તેની મુક્ત સમીક્ષા થવી જોઈએ, જાહેર ચર્ચા થવી જોઈએ અને પરિણામ અવળા આવતા હોય તો તેવી નીતિઓ છોડી દેવી જોઈએ. પોપર સ્પષ્ટ કરે છે કે કોઈ પણ નીતિ કે કોઈ પણ કાર્યના જેનો ઇરાદો ન કર્યો હોય તેવા (unintended) કેટલાક પરિણામો આવતા હોય છે આ બાબત ધ્યાનમા લઈને જ નીતિઓનુ મૂલ્યાકન થવુ જોઈએ. કોઈએ માગ્યુ ન હોય, કોઈએ ઇચ્છ્યુ ન હોય તેવા આપણા કાર્યના કેટલાક પરિણામો આવી શકે છે એટલે સસ્થાના માળખાઓની રચના અને તેની નીતિઓમા કેટલીક મોકળાશ રાખવી જોઈએ કે જેથી ક્યારેક જરૂર પડે તો નીતિઓમા ફેરફાર થઈ શકે તેને માટે ટીકાઓ, સમીક્ષાઓ, આલોચનાઓ, વાધાઓ એ બધુ સ્વીકારવુ જોઈએ. નીતિઓના ઘડવૈયાએ સામે ચાલીને કડક મૂલ્યાકન માગવુ જોઈએ

જે ટીકા કરે છે તે સસ્થાનો દુશ્મન છે તેવુ માનીને ચાલી શકાય નહિ. જે જુદો મત ધરાવે છે તે કાવતરાખોર છે તેવુ માનીને ચાલી શકાય નહિ. જે નીતિઓને પડકારે છે તે સ્થાપિત હિતોનો હાથો બની ગયો છે તેવુ કહીને તેની વાતને અવગણી શકાય નહિ સમીક્ષક કે વિવેચક કે આલોચક કોણ છે, તેની પ્રેરણાઓ કઈ છે, તેના હેતુઓ કયા છે, તે કયા જૂથનો છે, વગેરે પ્રશ્નોમા ઘણા રોકાયેલા રહે છે પણ તેણે જે વાધા રજૂ કર્યા છે તે વાજબી છે કે કેમ, તેની ટીકામા તથ્ય છે કે કેમ, તેની તપાસ કરવાનું કામ કરવા ઘણા તૈયાર નથી હોતા. જે લોકો પોતાની નીતિઓની સમીક્ષા થવા દેવા માગતા નથી તેઓ ભૂલોની પરપરા સર્જાય ત્યારે વધુ ને વધુ દુરાગ્રહી બનીને ફરી તેવી જ ભૂલો કરવા પ્રેરાય તેવુ બને છે સત્તાવાદી સમાજમાળખા અતાર્કિક છે

રાજ્યની કે સમાજની સસ્થાઓના જે શાસકો કે નિયામકો છે તેમણે ધ્યેયો અને તેને અનુરૂપ સાધનોનો વિચાર કરવાનો છે માત્ર શુભનિષ્ઠાથી કે સુસ્થાપિત ધ્યેયોના નિવેદનથી સસ્થાઓનુ સચાલન થઈ શકતુ નથી. જેમ કોઈ વૈજ્ઞાનિક વિધાનના સમર્થનના જ દૃષ્ટાતો મેળવ્યા કરવાનુ પૂરતુ નથી પણ તેની વિરુદ્ધના દૃષ્ટાતો તપાસવાનુ જરૂરી બને છે તેમ સામાજિક રાજકીય સસ્થાઓના શાસકો અને નીતિઓ ઘડનારાઓએ પોતાના સચાલનની અસરકારકતાના જ પુરાવાઓ પસદ કર્યા કરવાના હોતા નથી. તેમણે પોતાની નીતિઓ ક્યા અસરકારક નથી નીવડી તે બાબતો ઉપર ખાસ ધ્યાન આપવુ જોઈએ.

વિજ્ઞાનમા તર્કસગતતા (rationality) ધારણાઓની વિરુદ્ધ જતા દૃષ્ટાતો અગેની કડક કસોટી કરવામા રહેલી છે તેવી જ રીતે સમાજની અને રાજ્યની સસ્થાઓ અને પ્રથાઓની તર્કસગતતા બિનસત્તાવાદી તત્રોની સ્થાપના અને તેની અવિરત સમીક્ષા કરવામા રહેલી છે તર્કસગતતા અને વૈજ્ઞાનિકતા સમાજના ક્ષેત્રે કેન્દ્રીય રીતે અને સપૂર્ણ રીતે આયોજિત તત્રોમા નથી પણ મુક્ત સમીક્ષામા રહેલી છે

'Rationality, logic and scientific method all point to society which is open' Magee, p 77

**લોકશાહી**

આપણે જોયુ કે વિજ્ઞાન અને સમાજ બન્નેને

પોપર પદ્ધતિની દૃષ્ટિએ એક જ ધોરણે વિચારે છે અને તે છે વિજ્ઞાનની ધારણાઓની કે સમાજની પ્રથાઓ કે સંસ્થાઓની કડક સમીક્ષાનું ધોરણ. આ ધોરણનો અમલ ત્યારે જ થઈ શકે કે જ્યારે મુક્ત સમાજવ્યવસ્થા પ્રવર્તતી હોય. મુક્ત સમાજવ્યવસ્થા એ લોકતંત્રનિષ્ઠ (democratic) સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા છે. સારું લોકતંત્ર શું છે ? લોકશાહીનું હાર્દ શું છે ? તેનું સત્ય શું છે ? — આવા પ્રશ્નો પોપરની દૃષ્ટિએ મહત્ત્વના નથી. મુક્ત લોકશાહી સમાજનું મુખ્ય લક્ષણ પોપર પ્રમાણે નીચે મુજબ છે :

"બે જાતની સરકારી સંસ્થાઓ હોય છે — જેને લોહી રેડ્યા (bloodshed) વગર બદલી શકાય અને જેને તેમ કર્યા વગર બદલી ન શકાય.. . . આ બન્ને પ્રકારની સરકારોને ગમે તે નામથી ઓળખો, પરંતુ જેને હિંસા વગર બદલી શકાય તે સરકારના પ્રકારને હું લોકશાહી કહેવાનું પસંદ કરું છું અને બીજા પ્રકારને હું તાનાશાહી સરકાર ગણું છું" (પોપર; બર્ક : ૧૭૮). બર્કની દૃષ્ટિએ લોકશાહીનો આટલો જ અર્થ લઈએ તો મર્યાદિત મતાધિકારવાળાં જૂથો પણ હિંસા વગર સત્તાપલટો કરી શકે છે તે સ્વીકારવું પડે. કોઈ દેશમાં વારસાગત મતાધિકારો ધરાવતાં જૂથો જ હોય અને તેઓ ચૂંટણીથી સત્તાપલટો કરે તોપણ પોપરના વિચાર પ્રમાણે તે લોકશાહી ગણાય પણ તેના પ્રચલિત અર્થમાં તે લોકશાહી નથી. તેમ છતાં બર્ક કબૂલે છે કે હિંસા વગર શાસનમાં સમયાંતરે સત્તાપલટો કરવાની તક નાગરિકોને મળે તે પોપર મુજબ એટલા માટે ઇષ્ટ વ્યવસ્થા છે કે નીતિઓની કડક સમીક્ષા છતાં જો શાસકો કંઈ કરતા ન હોય અને બીજાં જૂથો નવી નીતિઓ અજમાવવાનાં હોય તો બિનહિંસક સત્તાપરિવર્તનથી પ્રજાને ફાયદો થાય છે. પોપરને મુક્ત સંસ્થાઓની જાળવણી માટે લોકશાહી ઉચિત વ્યવસ્થા લાગે છે.

લોકશાહીની એક વિસંગતતા(paradox)નો પોપર ઉલ્લેખ કરે છે. ધારો કે બહુમતી ફાસીવાદી કે સામ્યવાદી પક્ષને ચૂંટે તો પછી આવા પક્ષો સત્તામાં આવ્યા પછી રાજ્યનું બંધારણ અને તંત્ર પોતાની વિચારધારા પ્રમાણે લોકશાહીને વિઘાતક હોય તેવું બનાવી દે તેવું શક્ય છે. એટલે લોકશાહીનું પોતાના જ સિદ્ધાંતને વિઘાતક પરિણામ ક્યારેક લોકશાહીથી જ આવી શકે છે (Paradox of Democracy).

સહિષ્ણુતા (tolerance)ની પણ આવી જ એક વિસંગતતા છે. જો સમાજ બધા પ્રત્યે સંપૂર્ણ અબાધિત સહિષ્ણુતા દર્શાવે તો કેટલાક લોકો તેનો લાભ લઈને સમાજવ્યવસ્થાનો જ નાશ કરે અને તેથી સહિષ્ણુતાનો પણ અંત આવે. બીજી બાજુ જો સહિષ્ણુતાના શત્રુઓ તરફ .અસહિષ્ણુતા દર્શાવી હોય તો પછી તેને સહિષ્ણુતાવાળો સમાજ ગણવો કે કેમ તે પ્રશ્ન રહે છે. આમ 'tolerant society'માં પણ કેટલીક વાર બળનો ઉપયોગ કરીને સમાજમાં જે લોકો અસહિષ્ણુતાને ઉત્તેજન આપતા હોય તેમને દબાવી દેવાનું જરૂરી બને છે. પોપર આ પરિસ્થિતિને 'Paradox of Tolerance' કહે છે.

**સ્વાતંત્ર્ય**

તે જ પ્રમાણે સ્વાતંત્ર્યની વિસંગતતા (Paradox of Freedom) પણ પોપર દર્શાવે છે. જેમ અમર્યાદિત સહિષ્ણુતા સ્વઘાતક છે તેમ અમર્યાદિત સ્વાતંત્ર્ય પણ સ્વઘાતક છે. નિરપેક્ષ સ્વાતંત્ર્ય કોઈ પણ સમાજમાં શક્ય નથી અને તેની હિમાયત કરનારા સમાજના શત્રુઓ છે, કારણ કે જો નિરપેક્ષ સ્વાતંત્ર્યનો આગ્રહ રાખવામાં આવે તો નબળા લોકોનું સ્વાતંત્ર્ય બળવાન લોકો ઝૂંટવી લેશે કારણ કે અબાધિત સ્વતંત્રતા હોવાથી કોઈ કોઈને રોકશે નહિ (મેગી, ૭૮-૮૦).

પોપરે માર્ક્સની આકરી ટીકા કરી છે પરંતુ માર્ક્સને શોષણ અને અન્યાય સાથે જેવી નિસ્બત હતી તેવી પોપરને પણ હતી. રાજ્યની સત્તાનો આશ્રય લઈને પણ સામાજિક તંત્રો એવાં સ્થાપવાં જોઈએ કે આર્થિક રીતે નબળા લોકોનું આર્થિક રીતે સબળા લોકો શોષણ ન કરે. અમર્યાદિત આર્થિક મુક્તિને પોપર હિતાવહ ગણતા નથી. રાજ્યનો સમાજમાં આર્થિક હસ્તક્ષેપ (economic intervention) પોપર એટલા માટે સ્વીકારે છે કે અનિયંત્રિત આર્થિક સ્વતંત્રતા

હંમેશા નબળા લોકોનો ભોગ જ લે છે પોપર અનિયંત્રિત મૂડીવાદના પક્ષકાર નથી.

રાજ્યના હસ્તક્ષેપનો વિરોધ કરનારા પણ એક તાર્કિક આપત્તિમા ફસાય છે કોના સ્વાતત્ર્યનુ રક્ષણ કરવાનુ છે ? બજારતત્રનુ સ્વાતત્ર્ય કે પછી શ્રમિકોને એક થવાનુ સ્વાતત્ર્ય રાજ્યે પોષવુ જોઈએ ? ધારો કે મુક્ત બજારતત્રના પક્ષમા રહીને રાજ્ય વર્તે કે શ્રમિક સગઠનોના પક્ષમા રાજ્ય વર્તે તો બન્ને રીતે કોઈના સભાન ઇરાદાઓ ન હોય તોપણ રાજ્યનો આર્થિક બાબતોમાં હસ્તક્ષેપ થયો જ ગણાય. આ પણ એક જાતની વિસગત પરિસ્થિતિ થાય છે કારણ કે રાજ્યના હસ્તક્ષેપમાથી સપૂર્ણ મુક્તિ સ્વ-વ્યાઘાતી છે

સરકારી નિયત્રણોના અભાવમા કે બહુ ઓછા નિયત્રણમા આર્થિક સ્વાતત્ર્ય નષ્ટ થઈ જાય છે અને એ પણ સાચુ છે કે વધુ પડતા સરકારી નિયત્રણો પણ સ્વાતત્ર્યને વિઘાતક નીવડે છે (મેગી, ૮૦ ૮૧)

કોણે રાજ્ય કરવુ જોઈએ ? આ પૂછવા કરતા આપણે શાસકોનો ગેરવહીવટ ટાળવા શુ કરવુ જોઈએ તેવા પ્રશ્ન ઉપર વિચાર કરીને પગલા લેવાની આવશ્યકતા પોપરે દર્શાવી છે

ઉત્તમ સમાજ એટલે પોપરની દૃષ્ટિએ જે સમાજ તેના સભ્યોને વધુમા વધુ સ્વાતત્ર્ય આપે તે સમાજ સભ્યોના સ્વાતત્ર્યનુ રક્ષણ કરે તેવી સામાજિક પ્રથાઓ અને સસ્થાઓ પ્રવર્તવી જોઈએ અને તેને રાજ્યની સત્તાનુ પીઠબળ હોવુ જોઈએ કારણ કે જો તેમ ન થાય તો લોકોનુ સ્વાતત્ર્ય ઝૂટવી લેવા તૈયાર એવા ઘણા જૂથોને મોકળાશ મળશે.

પોપર પ્રમાણે સ્વાતત્ર્યના રક્ષણ માટે રાજ્ય પ્રવૃત્ત થાય, પોતાની સત્તા વાપરે એટલે રાજકીય સામાજિક સાંસ્કૃતિક આર્થિક ક્ષેત્રે રાજ્યનો હસ્તક્ષેપ તો રહેવાનો. રાજ્યના આવા હસ્તક્ષેપને સ્વાતત્ર્ય જાળવવાના હેતુ માટે પ્રયોજવામા આવતો હોવો જોઈએ (મેગી, પૃ. ૮૨) તેથી જ હિંસા કર્યા વગરનો સત્તાપલટો પોપર લોકશાહી માટે આવશ્યક ગણે છે મુક્ત સસ્થાઓની અસરકારકતા ઘટાડવા પ્રવૃત્ત થતી સરકાર આપખુદ સરકાર ગણાય અને કોઈ પણ સરમુખત્યારશાહી સામે જરૂર પડે તો બળનો પ્રયોગ અનિવાર્ય છે, તેવુ પોપર માને છે

મેગી પોપરની રાજકીય ફિલસૂફીને રૂઢિવાદ-વિરોધી (anti-conservative) સામાજિક લોકશાહીવાદી (social democratic) ફિલસૂફી તરીકે સમજાવે છે (પૃ. ૮૩) પાછળથી જોકે પોપરે પોતાને સમાજવાદી ગણાવવાનુ સ્વીકાર્યું નથી. કોઈ સમગ્રવાદી આયોજન પ્રજા ઉપર લાદ્યા સિવાય સમાજમા આંશિક આયોજનોથી તર્કસગત રીતે પરિવર્તનો લાવવા જોઈએ અને તેવા પરિવર્તનો લાવી શકાય છે તેમ પોપર માને છે પોપરના વિજ્ઞાનના તત્ત્વવિચાર સાથે પોપરનો સમાજની તત્ત્વવિચાર સપૂર્ણ રીતે સુસગત છે વ્યાપ્તિવાદનો વિરોધ કરીને અસત્યતાપ્રદાનની પદ્ધતિ તરીકે વિજ્ઞાનમા આગ્રહ રાખનાર પોપર સમાજના તત્ત્વવિચારમા ઇતિહાસવાદનો વિરોધ કરીને, સમગ્રતાવાદી આયોજનનો વિરોધ કરીને સમાજની તર્કસગત નવરચનાનુ આંશિક અને તબક્કાવાર ઇજનેરી આયોજન સ્વીકારે છે વિજ્ઞાનવિચાર અને સમાજ રાજકારણ વિચારમા પોપર સત્તાવાદનો વિરોધ કરે છે

પોપર પ્રમાણે સમાનતા કરતા સ્વાતત્ર્ય વધુ મહત્ત્વનુ છે જો સ્વાતત્ર્ય ગુમાવી દેવુ પડે તો સમાનતા પણ સિદ્ધ કરવી મુશ્કેલ છે

## મૂલ્યો

ચકાસણી અને અસત્યતાપ્રદાન વચ્ચે અસમરેખતા (asymmetry) છે તેમ જ શક્ય હોય તેટલા દુ ખ ઓછા કરો' એ સૂત્ર અને 'શક્ય હોય તેટલુ સુખ વધારો' એ સૂત્ર વચ્ચે પણ અસમરેખતા છે કારણ કે પહેલુ સૂત્ર અમલમા મૂકવુ વધારે સહેલુ છે લોકોને કેમ સુખી કરવા એ પ્રશ્ન વિકટ છે પણ લોકોને દુ ખોમાથી મુક્ત કરવાનો આદેશ પાળવાનુ વધારે મહત્ત્વનુ છે, અને આપણે તેમ કરવાની રીતો પણ વધુ સારી રીતે જાણીએ છીએ. દુ ખો આપણને સીધા સ્પર્શી જાય છે અને લોકોને તેમાથી મુક્ત

કરાવવાની આપણી નૈતિક ફરજ ઉત્પન્ન થતી હોય છે પણ કોઈને વધુ ને વધુ સુખી કરવાની આપણી ફરજ નથી. નૈતિક દૃષ્ટિએ લોકોનાં ટાળી શકાય તેવાં (avoidable) કષ્ટો (suffering) ટાળવાની આપણે કોશિશ કરવી જોઈએ અને ધારો કે કોઈ ચીજવસ્તુ (ખોરાક)ની તંગી થઈ અને તેનાથી લોકોને અનિવાર્ય દુઃખો આવતાં હોય તો તેને બધા સરખે ભાગે સહન કરે તે જ ઇચ્છવા યોગ્ય. દા.ત., પાણીની તંગી હોય તો બધા પોતાની પાણીની વપરાશ ઉપર જરૂરી કાપ મૂકીને ન ટાળી શકાતી મુશ્કેલી એકસરખી રીતે સહન કરે તે ઇષ્ટ છે.

મૅગી પ્રમાણે પૉપરની આ રજૂઆત આવકાર્ય છે પણ પૂરતી નથી. જરૂરિયાતથી વંચિત લોકોની જરૂરિયાત સંતોષીને તેમનાં દુઃખો દૂર કરવાં તે ઉચિત જ છે પણ તેથી આગળ ઘણી વાર લોકોની ઉન્નતિ માટે કે સામાન્ય સુખાકારી માટે વધારે ભાવાત્મક મૂલ્યોની જરૂર છે. દા.ત., 'લોકોનું સ્વાતંત્ર્ય શક્ય હોય તેટલું વધારો' એ સૂત્ર, અનિવાર્ય દુઃખોને સહુએ ભેગા મળીને સહન કરવાના અને નિવાર્ય દુઃખોને નિવારવાનાં સૂત્રો કરતાં વધુ વિશાળ છે. કારણ કે સમાજનાં સંસાધનોની મોટે પાયે ફાળવણી કરીને અને રાજ્યની તેમાં મદદ લઈને લોકોને મળતી તકોમાં વિવિધતા અને સમૃદ્ધિ લાવી શકાય (પૃ. ૮૬).

પૉપરે એ પણ સ્પષ્ટ કર્યું છે કે સ્વાતંત્ર્યમાં પસંદગી છે, પસંદગીમાં ચિંતાનો અને મનોમંથનનો અનુભવ થાય છે. નિર્ણયો કરવાની જવાબદારી સ્વાતંત્ર્યની સાથે સંકળાયેલી છે. લોકોને સ્વાતંત્ર્ય જોખમકારક લાગે છે. મુશ્કેલ નિર્ણયો લેવા, નવી પરિસ્થિતિમાં નવી જ જાતની પસંદગી કરવી, બધા વિકલ્પોને તપાસવા વગેરે ઉપાધિઓથી ઊગરી જવા લોકો પોતાનું સ્વાતંત્ર્ય બીજાને સોંપીને જવાબદારીમાંથી છટકી જવા ઇચ્છે છે.

આપણી પ્રબળમાં પ્રબળ વૃત્તિ ટકી રહેવાની છે; આપણી પ્રબળમાં પ્રબળ જરૂરિયાત સલામતીની છે. જોખમ ઉઠાવવાની, અનિશ્ચિત પરિસ્થિતિનો સામનો કરવાની, ભૂલભરેલા નિર્ણયોનાં પરિણામ ભોગવવાની આપણી તૈયારી હોતી નથી. આપણા કરતાં પ્રબળ અને પ્રભાવશાળી માણસો આપણે માટે નિર્ણયો લે તેથી આપણને સલામતી લાગે છે.

પ્રવર્તમાન સામાજિક માળખાં સ્વીકારી લેવાં, ઉચ્ચાવચતા(hierarchy)વાળી સામાજિક સ્તરરચના સ્વીકારી લેવી અને સત્તા કે આધિપત્ય દર્શાવતાં જૂથોને શરણ થવું વગેરે અપરિવર્તનશીલ જૂના સમાજોમાં સ્વીકાર્ય ગણાતું અને લોકો તેવી વ્યવસ્થાઓમાં ગોઠવાઈ જતા અને કોઈ મનોવૈજ્ઞાનિક કિંમત ચૂકવવાનો ગંભીર પ્રશ્ન ઊભો થતો નહિ. પરંતુ એક વાર સમીક્ષાત્મક તર્કબુદ્ધિ (critical reason) પ્રયોજ્યા પછી પ્રાગ્વૈજ્ઞાનિક સમાજો તરફ પાછા વળવાનું શક્ય બને નહિ તે સ્પષ્ટ છે.

### ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક પ્રગતિ

પૉપર પ્રગતિનો સંસ્થાનિષ્ઠ (institutional) અભિગમ અપનાવે છે. પ્રગતિ કેમ થાય છે તે પ્રશ્ન પૂછવા કરતાં પ્રગતિ શાથી રૂંધાય છે, તેમ પૂછવું પૉપરને વધારે ઉચિત લાગે છે. પૉપર રાજકીય સંસ્થાને પ્રગતિનાં નિર્ણાયક પ્રભાવક પરિબળો તરીકે ઘટાવે છે (1960, p. 155).

સામાન્ય રીતે આપણે એવું માનતા હોઈએ છીએ કે વિજ્ઞાનીઓ પોતે જ વસ્તુલક્ષી (objective) વલણ રાખતા થાય તો તે સત્યની નજીક પહોંચે છે. પૉપર સૂચવે છે કે વસ્તુપરકતા (objectivity) એ માત્ર વૈજ્ઞાનિકોના માનસની વાત નથી. વૈજ્ઞાનિક જ્ઞાન સંસ્થાકીય જ્ઞાન છે. વિજ્ઞાનનાં દાવાઓની જાહેર તપાસ થઈ શકે તેવી સંસ્થાઓ એ સંશોધનો માટે જે ધોરણો રજૂ કર્યાં હોય છે અને જે આચારસંહિતા ઘડી હોય છે તેને લીધે વિજ્ઞાનીઓમાં માનસિક શિસ્ત આવે છે અને તેને લીધે વિજ્ઞાનમાં વસ્તુપરકતા સ્થપાય છે.

આ ઉપરાંત ઉત્તમ સંસ્થાઓ હોય તોપણ પૉપર કહે છે કે વૈજ્ઞાનિક પ્રગતિ અટકી જાય તેવું શક્ય છે. કદાચ લોકો ગૂઢવિદ્યા, અધ્યાત્મવિદ્યા કે

રહસ્યાનુભવ તરફ વળી જાય તો તેવુ બની શકે છે (પૃ. ૧૫૭)

વિજ્ઞાનની પ્રગતિ માટે ઉત્તમ સસ્થાઓ જોઈએ જોકે તે પણ પૂરતુ નથી કારણ કે એવી કોઈ ખાતરી નથી કે વિજ્ઞાનને માટેની પ્રતિભાવાળા જ વિજ્ઞાન પ્રત્યે આકર્ષાય છે

વૈજ્ઞાનિક પ્રગતિમા માનવીય પરિબળ એ અતર્કસગત (irrational) પરિબળ બની શકે છે તેવુ પોપર દર્શાવે છે કોઈ પણ સસ્થા વૈજ્ઞાનિક કે ઔદ્યોગિક આ માનવીય પરિબળ ઉપર સપૂર્ણ નિયત્રણ મૂકી શકે નહિ (પૃ. ૧૫૮) તેના ઉપર સપૂર્ણ નિયત્રણ મૂકવા માટે સરમુખત્યારી પ્રથાઓ લાવવી પડે જે ઇષ્ટ નથી મનુષ્યની ઔદ્યોગિક કે સામાજિક પ્રગતિને અવરોધે તેવુ મનુષ્યમા જ ઘણુ પડેલુ હોય છે તેનુ વિશ્લેષણ કરવુ પડે છે પોપર કહે છે તેમ

Institutions are like fortresses They must be well designed and properly manned (1960 p 157)

**પૉપરના મૂલ્યવિચારની સમીક્ષા**

પોપરના સ્વાતત્ર્ય અને તર્કસગત સમાજ વ્યવસ્થા અગે કેટલાક મુદ્દાઓ ટૂકમા રજૂ કરીએ

(૧) ઇતિહાસવાદ પ્રમાણે સમાજ અનિવાર્ય રીતે તબક્કાઓ પ્રમાણે પરિવર્તન પામવાનો જ છે તેવા મતની પોપરની ટીકા ઉપરથી એટલુ તો ફલિત થાય છે કે નિરપેક્ષ રીતે નિયતિવાદી ઇતિહાસવાદને લીધે વ્યક્તિઓ કે સમાજો અમુક પૂર્વનિર્ધારિત લક્ષ્યો તરફ અનિવાર્ય રીતે ગતિ કરવાના નથી. આ અર્થમા મનુષ્યને સ્વાતત્ર્ય છે (બર્ક ૧૮૩ ૧૮૪)

(૨) ઇતિહાસવાદની સાથે સમગ્રતાલક્ષી સામાજિક ઇજનેરી આયોજનનો અસ્વીકાર કરવાથી પોપર શાસકોને માટે ઓછામા ઓછા રાજ્યના હસ્તક્ષેપથી નાગરિકોના વધુમા વધુ સ્વાતત્ર્યનુ રક્ષણ કરવાની અને લોકોની યાતનાઓ કે તેમના દુ ખોમાથી તેમને મુક્ત કરવાની જવાબદારી સ્વીકારે છે શાસકો પોતે આવી નીતિ ઘડવામા સ્વતત્ર હોય તો અને તો જ આવી જવાબદારી લઈ શકે તે દેખીતુ છે

(૩) શાસકોની નીતિઓના પરિણામોની, તેની સફળતાની, નિષ્ફળતાની કડક જાહેર ચર્ચા અને આલોચના કરવાનુ સ્વાતત્ર્ય તમામ નાગરિકો માટે હોવુ જોઈએ. સમગ્રલક્ષી સામાજિક આયોજનો ઐતિહાસિક રીતે અનિવાર્ય છે માટે ઇતિહાસમા વિક્ષેપ પાડવાનુ સ્વાતત્ર્ય પ્રજાને ન આપી શકાય તેવુ, (ઇતિહાસવાદ જ તર્કસગત ન હોવાથી) શાસકો કહી શકે નહિ અને આશિક પરિવર્તન કાર્યક્રમો શાસકોએ મુક્ત રીતે નિશ્ચિત કર્યા હોવાથી આ અગે બીજા પ્રકારની વૈકલ્પિક નીતિઓ ઘડી શકાય છે તેવુ તેઓએ સ્વીકારવુ જ રહ્યુ એટલે પોતાની નીતિઓની સમીક્ષા કરવાનો અધિકાર લોકોને આપવો જ પડે

(૪) આમ ઐતિહાસિક નિયતિવાદમાથી મુક્તિ, સમાજપરિવર્તનોના આશિક કાર્યક્રમો ઘડવાનુ શાસકોનુ સ્વાતત્ર્ય અને આવી નીતિઓની કડક ટીકા કરવાનુ અને જરૂર પડે ત્યારે બળ વાપર્યા વગર શાસકોમા સત્તાપલટો કરવાનુ સ્વાતત્ર્ય પણ સ્વીકારવામા આવ્યુ છે આ બધા પોપર-વિશિષ્ટ સ્વાતત્ર્ય (Popperian Freedoms) છે તેવુ બર્કે નોધ્યુ છે (પૃ. ૧૮૪)

(૫) બર્કની સમીક્ષા પ્રમાણે ઇતિહાસવાદમાથી મુક્તિ આવકાર્ય ગણાય પણ શાસકો લોકોના લાબા ગાળાના ભાવિ માટેની નીતિઓ આસાનીથી નક્કી કરી શકશે અને પ્રજા હમેશા તેવી નીતિની કડક તાર્કિક આલોચના કરી જરૂર પડ્યે બળ વાપર્યા વગર આસાનીથી સત્તાપલટો કરી શકશે તેવુ સ્વીકારી શકાય તેમ નથી. શાસકોની ક્ષમતા, જ્ઞાન, કલ્પના, તેમના સજોગો વગેરેને લીધે ઘણા અવરોધો અને મર્યાદાઓ આવી શકે તેમ છે જો ભાવિ સમાજોના ઘડતરના સર્વસામાન્ય પ્રમાણભૂત નિયમોનો પોપર અસ્વીકાર કરતા હોય તો વર્તમાન પરિસ્થિતિમાથી ભાવિ સમાજો તરફ જવાના આશિક કાર્યક્રમો પણ હમેશા સફળ જશે તેની આગાહી કરવા માટે આપણી પાસે કોઈ સર્વસામાન્ય નિયમો મળતા નથી. બર્ક પોપરની સમીક્ષા

કરતાં નોંધે છે કે આંશિક કાર્યક્રમો દ્વારા સુધારણા કરવા ઇચ્છનાર સુધારક માટે પણ પૉપરની અનિયતિવાદી વિચારપદ્ધતિ યોગ્ય માર્ગદર્શન આપી શકશે નહિ.

(૬) વિજ્ઞાન અને સમાજની વિચારપદ્ધતિને ધારણા-તારણો-તપાસ એ રીતે વિચારવામાં વાંધો નથી પણ વિજ્ઞાનની પ્રવૃત્તિઓ અને શાસકોની નીતિ ઘડવાની કે લોકોની તેના મૂલ્યાંકનની પદ્ધતિ વચ્ચે કેટલાક મહત્ત્વના તફાવતો પ્રત્યે પૉપરે ધ્યાન આપ્યું નથી તે બાબત બર્કે સ્પષ્ટ કરી છે. વિજ્ઞાનની સૈદ્ધાંતિક સમસ્યાઓના ઉકેલમાં ઘણી વાર રાહ જોવી પડતી હોય છે, ઘણા બધા વિકલ્પોની અજમાયશ એકસાથે કરી શકાતી હોય છે અને ખોટા સિદ્ધાંતો પડતા મૂકવા માટે વૈજ્ઞાનિક સમાજની સ્વાયત્ત આચારસંહિતા પૂરતી છે. તેથી વિરુદ્ધ, સમાજના પ્રશ્નોમાં ઘણી વાર તાત્કાલિક વ્યાવહારિક ઉકેલો લાવવાના હોય છે, તાકીદની પરિસ્થિતિમાં નિર્ણય કરવાના હોય છે, કેટલાક નિર્ણયોનાં લાંબા ગાળાનાં કયાં પરિણામો ક્યાં આવશે અને લોકો તેના પ્રત્યે કેવો પ્રતિભાવ આપશે તે બધું કેવળ તાર્કિક રીતે સમાજ-રાજકારણના ક્ષેત્રે નક્કી થતું નથી. લાંબે ગાળે પ્રજાને નુકસાનકર્તા હોય પણ તાત્કાલિક લોકોને તેમાં લાભ દેખાતો હોય તેવી નીતિઓ પણ શાસકો ઘણી વાર અપનાવતા હોય છે.

વૈજ્ઞાનિકો જે દૃષ્ટિએ હંગામી ધારણાઓ રજૂ કરે છે તેના જેવી કેવળ તાર્કિક દૃષ્ટિ હંમેશાં શાસકો પાસે હોતી નથી. તે જ રીતે વિજ્ઞાનની ધારણાની તપાસ કરવાની સજ્જતા અને સામર્થ્ય બીજા વિજ્ઞાનીઓ પાસે હોય છે પણ શાસકોની નીતિઓનું મૂલ્યાંકન લોકો પોતપોતાની રીતે કરી શકે છે અને બધા લોકોની વિશ્લેષણબુદ્ધિ એકસરખી હોતી નથી તેમ જ શાસકોની ટીકા કરવા પાછળની પ્રેરણા પણ માત્ર સાચી નીતિ અમલમાં આવે તે જોવા પૂરતી જ નથી હોતી.

સમાજવિજ્ઞાનીઓનાં તારણો પ્રમાણે રાજ્યની નીતિઓ ઘડવાનું ઘણા શાસકોને ફરજિયાત જણાતું નથી. કુદરતી વિજ્ઞાનની શોધો અને ટેક્નોલૉજીનો સ્વીકાર જેટલી તત્પરતાથી શાસકો કરે છે તેટલી તત્પરતાથી સામાજિક-આર્થિક-રાજકીય ક્ષેત્રે સમાજવિજ્ઞાનીઓનાં તારણોનો ઉપયોગ કરવાની હંમેશાં શાસકોની તૈયારી હોતી નથી.

જે તાર્કિકતા વિજ્ઞાનમાં પ્રવર્તે છે તે જ તાર્કિકતા સમાજના ક્ષેત્રે પ્રવર્તી શકે છે અને ધારણા-તારણો-તપાસની પદ્ધતિ જેમ વિજ્ઞાનના ક્ષેત્રે પ્રયોજી શકાય તેમ જ નીતિ-પરિણામો-સમીક્ષા એવી પદ્ધતિ સામાજિક ક્ષેત્રે તેટલી જ સફળતાથી પ્રયોજી શકાય તેવું પૉપર ધારી લે છે (બર્ક, ૧૮૭).

(૭) બધા સમાજો એકસરખા વિકસિત હોતા નથી. મોટા ભાગની પ્રાથમિક જરૂરિયાતો સંતોષાતી હોય, શિક્ષણનો સ્તર ઊંચો હોય અને લોકજાગૃતિ તીવ્ર હોય તેવી પરિસ્થિતિમાં નીતિઓના વિકલ્પો દર્શાવવાની અને તેની શક્યતાઓ તપાસવાની જાહેર હિતની સમીક્ષાની નીતિ કદાચ શક્ય બને. પરંતુ મોટા ભાગના લોકો પ્રાથમિક જરૂરિયાતોથી જ વંચિત હોય તેવા સમાજો અંગેની નીતિના પ્રશ્નોમાં માત્ર સમીક્ષાનું સ્વાતંત્ર્ય લોકોની પરિસ્થિતિમાં નોંધપાત્ર ફેર પાડી શકે તેમ નથી. કૃષિ અંગેની કે ઉદ્યોગોની નીતિઓના અનેક વિકલ્પોની અજમાયશો વંચિત લોકોનો વિશાળ વર્ગ ધરાવતા વિકસતા સમાજો માટે કદાચ શક્ય પણ ન હોય.

ઘણા લોકો તાર્કિક સમીક્ષા કરવા જેટલા જાગ્રત હોતા નથી. ઘણા તેવી સજ્જતા પણ ધરાવતા નથી. પ્રજાના મોટા ભાગના લોકોને સમાજને સ્પર્શતી લાંબા ગાળાની નીતિની જાણ પણ ન હોય તેવી પરિસ્થિતિમાં પૉપરે દર્શાવેલાં સ્વાતંત્ર્યો કદાચ ઉપકારક ન નીવડે.

સંદર્ભનિર્દેશ

Burke, T. E. (1983) : *The Philosophy of Popper* : Manchester Univesity Press.

Magee, Bryan (1973, 82) : *Popper* : Fontana Modern Masters, Fontana Press.

# પ્રાચાર્ય રામભાઉ પરુળેકર

દુષ્યન્ત પંડ્યા

શિવસેનાના વડા બાળ ઠાકરેને જરાય ન ગમે તેવી લેણાદેણી મહારાષ્ટ્ર સાથે મારે છે સૌરાષ્ટ્રની તે સમયની બહાઉદ્દીન અને સામળદાસ બેઉ કોલેજો મૂકી નાસિકની હસરાજ પ્રાગજી ઠાકરશી કોલેજમા ભણવા જવાનુ મારે ભાગ્યે આવ્યુ ત્રણ વર્ષ એ કોલેજમા ભણી, મુબઈ યુનિવર્સિટીનો સ્નાતક હુ થયો. ભાગ્ય મને કરાચી લઈ ગયુ ત્યા, શારદામદિરમા શિક્ષક તરીકે ચાર વરસ કાર્ય કર્યુ ત્યા મારા કરતાં સિનિયર એવા શિક્ષકો સાતઆઠ હતા એ સૌ વર્ષોથી શિક્ષણકાર્ય કરતા હતા પણ એમાથી કોઈએ તાલીમ લીધી ન હતી શારદામદિરના નિયામક શ્રી મનસુખરામભાઈએ એ સૌની પાસેથી નનૈયો સાભળ્યા પછી મને શિક્ષણની તાલીમ લેવા જવા માટે કહ્યુ મારો મહારાષ્ટ્રપ્રેમ જાગ્રત થયો અને મે પુણેથી તથા કોલ્હાપુરથી એ માટેના પ્રવેશપત્રો મગાવી ભરી મોકલ્યા. મારી ઇચ્છા પુણે જવાની હતી. પણ કોલ્હાપુરની મહારાણી તારાબાઈ ટીચર્સ કોલેજમાથી મને પ્રવેશ મળ્યાના ખબર આવતા મે તરત જ આગળનો વિધિ આટોપ્યો. ત્યાર પછી પુણેથી મને પ્રવેશ આપ્યાના ખબર મળતા, મારા એક સિનિયર શિક્ષક મિત્ર શ્રી લીલાધરભાઈ રેલન ત્યા ગયા. વડોદરાથી કોલેજની મજૂરી ત્યાર પછી ઠેઠ આવી. નહિ તો મને વડોદરે જવુ પણ ગમ્યુ હોત. પણ વિધિના લેખ આપણે નથી લખતા, નથી લખી શકતા.

શારદામદિર તરફથી અને અર્ધો પગાર સ્ટાઇપેન્ડ તરીકે મળવાનો હતો, મહિને રૂપિયા ચાળીસ. કોલ્હાપુર કોલેજના છાત્રાલયમા નહિ પણ હુ ઘર લઈને ત્યા રહેવા માગતો હતો. મારા પત્નીની તબિયત મીરજની પ્રખ્યાત હોસ્પિટલમા બતાવવાની ઇચ્છા હતી. મારા આ બધા ખર્ચને પહોંચી વળવા માટેના વધારાના પૈસાની જોગવાઈ કરી પ્રથમ હુ એકલો જૂનમા, જામનગરથી મુબઈ થઈ કોલ્હાપુર જવા રવાના થયો.

ત્યા ગયા પછી ખબર પડી કે આચાર્ય તરીકે હતા તે શ્રી કે એસ વકીલ નિવૃત્ત થયા છે ને એમને સ્થાને રામભાઉ પરુળેકર આચાર્ય તરીકે નિમાયા છે

પુણેકરી પડિતો વિશે મહારાષ્ટ્રના એક વિદ્વાન લેખક (બનતા સુધી) પા. વા. ગાડગીલે લખ્યુ છે કે એક પથરાના કે એક પોથીના સશોધન પાછળ આખુ આયખુ એ ખરચી નાખે. પરુળેકર સાહેબ વિશે પણ એવો જ ખ્યાલ બધાયેલો પછીથી જાણવા મળ્યુ કે મુબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનના શિક્ષણખાતાના વડા તરીકે સેવા આપી — એ સ્થાન પછીથી ડૉ. મધુરીબહેન શાહે સભાળ્યુ હતુ — તેઓ નિવૃત્ત થયા હતા. જઈફ વયના જ હોઈ શકે ને હતા. કોઈક જમાનામા માથે પુણેકરી પાઘડી — ટિળક-ગોખલે ધારણ કરતા તેવી — તેઓ ધારણ કરતા હતા. અમે જોયા ત્યારે તેમને શિરે ભરત ભરેલી લબગોળ ટોપી હતી. જાડા કાચના ચશ્મા પણ તેમની ટીખળી આખો ઢાકી શકતા નહિ. તેમનો ચહેરો લાબો ઓછો ને ગોળ વધારે એવો લબગોળ ને ભરેલો હતો. વાને તેઓ ખડવા ઘઉ જેવા હતા. તેમની મુખાકૃતિ પ્રસન્ન હતી અને તેઓ સતત સોપારી મમળાવતા રહેતા. લાબો સફેદ સાત બટનિયો કોટ, ધોતિયુ અને પગમા કોલ્હાપુરી વહાણ (ચપલ) બોલે ત્યારે હાસ્યના ટમકા મૂકે. લીડ્ઝ યુનિવર્સિટીમા વર્ષો અગાઉ તેમણે એમ. એડ્ કરેલુ, શિક્ષણના ઇતિહાસના, સાક્ષરતા પ્રસારના, માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસી, અન્વેષક દૃષ્ટિથી પૂત, મરાઠી સાદગી સહજ, માયાળુ પરુળેકર સાહેબ વિશેની આ છાપ એમનો પરિચય થતો ગયો તેમ તેમ ઊપસતી ગઈ

મારા જેવા ડઝનેક ગુજરાતી તાલીમાર્થીઓ હતા

તેમાંથી કેટલાકને મનમાં વસવસો હતો કે જેમનું નામ સાંભળીને પોતે એ કૉલેજમાં જોડાયા હતા તે ગુજરાતી શિક્ષણશાસ્ત્રી કે. એસ. વકીલ સાહેબને બદલે કોઈ અજાણ્યા મરાઠી ગૃહસ્થ આચાર્ય તરીકે ગોઠવાયા હતા. અમે કેટલાક જણ વકીલ સાહેબને ઘેર પણ ગયા હતા. કેવળ ઔપચારિક એ મુલાકાત હતી.

કૉલેજમાં તાસ શરૂ થયા અને અમને ધીમે ધીમે પરુળેકર સાહેબનો પરિચય થવા લાગ્યો. તેઓ અમને શિક્ષણનો ઇતિહાસ પહેલા સત્રમાં અને શિક્ષણની વહીવટ બીજા સત્રમાં શીખવતા.

વહીવટી કામના દબાણનું સાચું કે ખોટું બહાનું આગળ ધરી કેટલાય આચાર્યો તાસ લેવાનું ટાળતા હોય છે કે તાસ લેવાના સમય કરતાં પાંચપંદર મિનિટ મોડા જતા હોય છે. પરુળેકર સાહેબ તેમાં ખાસો અપવાદ હતા. એક પણ તાસ તેમણે પાડ્યો ન હતો કે ન કદીયે તેઓ વર્ગમાં એક મિનિટ પણ મોડા પડ્યા હતા. સોપારી મમળાવતા, ધીમી ગતિએ ચાલતા, મંદ હસતા હોય તેવી મુખાકૃતિ ધારતા તેઓ કાયમ સમયસર વર્ગમાં આવ્યા જ હોય.

પ્રાચીન યુગની આશ્રમપ્રથાની, નાલંદા-તક્ષશિલા વિદ્યાપીઠોની, મુસ્લિમ યુગની મદરેસાની, ધૂળી નિશાળની, મેકૉલેથી આરંભાયેલી બ્રિટિશ યુગની શિક્ષણપ્રથાની, વિશ્વભારતી, કાંગડી ગુરુકુળ કે ગૂજરાત વિદ્યાપીઠની શિક્ષણમાં ક્રાન્તિની વાત હોય, વર્ગમાં એકબે વાર હસાવ્યા વિના એમનો તાસ કદી પૂરો ન થાય.

શિક્ષણનો ઇતિહાસ જરીય રસિક વિષય નહિ. પણ ખૂણાખાંચરાની કોઈ ઘટના ખોળી કાઢીને, કશાકના અતિરેકનું ઉદાહરણ આપીને, પરભાષા — અંગ્રેજી — દ્વારા અપાતા શિક્ષણને લીધે થતી ગેરસમજોનો ઉલ્લેખ કરીને પરુળેકર સાહેબે હાસ્યનાં ચટકાં વેર્યાં જ હોય. નાલંદાની બૌદ્ધ વિદ્યાપીઠમાં શાસ્ત્રાધ્યયનનો અતિરેક થયો અને એ વિદ્યાપીઠ જેમના પર નભતું હતું તે ગ્રામજનો અને તેમના પ્રશ્નોનું સદંતર વિસ્મરણ થયું એ તેના પતનનું મુખ્ય કારણ છે તેમ સમજાવી તેમણે શિક્ષણને વ્યવહાર સાથે સંલગ્ન રાખવા પર ભાર મૂક્યો હતો. નાલંદામાં શાસ્ત્રાધ્યયન જ થતું અને રમતગમત પર કડક પ્રતિબંધ હતો એવા ઉલ્લેખો છે. એ વિદ્યાપીઠના છાત્રાવાસના ખંડેરના ઉત્ખનનમાંથી એક પાસો મળી આવ્યો છે તે બતાવે છે કે યુવાવસ્થા તે કાળે પણ નિયમોના ઉલ્લંઘનમાં રાચતી. સંસ્કૃત શબ્દો વાપરવાના શોખીન ગોર મહારાજે, જનોઈ આપવાનો વિધિ કરતી વેળા ઘી મંગાવતાં કહ્યું : 'આજ્ય આણ.' ઘરમાંથી ઘી લાવવાને બદલે કોઈ ઘી(આજ્ય)ને બદલે દાદીબા(આજી)ને લાવ્યું ! 'શાહજી મૅરિડ જિજાબાઈ ઍન્ડ ધ ઇસ્યુ વૉઝ શિવાજી' વાક્યમાંના 'ઇસ્યુ' શબ્દે પોતાની વિદ્યાર્થી અવસ્થામાં ઉપજાવેલી ગરબડની વાત કરી તેમણે અમને હસાવેલા.

મુંબઈ ઇલાકામાંના માધ્યમિક શિક્ષકોના પગારદરો તથા નોકરીની શરતો માટે સને ૪૭-૪૮ આસપાસ નિમાયેલી ઘાટે-પરુળેકર સમિતિના તેઓ એક સભ્ય હતા. એ સમિતિ સુરત આવેલી. ત્યાં સુરત જિલ્લાના આચાર્યો, શિક્ષકો વગેરેને મળવાનું રાખેલું. તાપ્તીવેલી બાજુના ગામડાની કોઈ શાળાના આચાર્ય એ સમિતિને મળવા સુરત ગયા હશે. શહેર અને ગામડામાં ચીજવસ્તુઓના ભાવતાલની વાત નીકળતાં એ આચાર્ય કહે : "અમારે ત્યાં અનાજ, દૂધઘી, શાકભાજી બધું શહેર કરતાં સસ્તું છે પણ ઘાસતેલના ડબ્બાનો ભાવ અહીંના કરતાં આઠ આના વધારે છે." બધી રજૂઆત કર્યા પછી એ આચાર્ય જવાને ઊઠ્યા ત્યારે, પરુળેકર સાહેબે કહ્યું, "તમે અહીં સુધી આવ્યા છો તો ભેગો એક ઘાસતેલનો ડબ્બો લેતા જજો. તમને આઠ આનાનો ફાયદો થશે." આવાં બીજાં અનેક ટમકલાં તેઓ વર્ગમાં મૂકતા.

૨

દિવાળીની રજાઓ પૂરી થઈ ને બીજું સત્ર શરૂ થયું. પહેલે જ દહાડે નોટિસ બૉર્ડ પર નોટિસ વાંચી : "બીજા સત્રની ફી ત્રણ દિવસની અંદર ભરી દેવી." મેં પૈસા મંગાવ્યા હતા પણ તે હજી આવ્યા ન હતા

એટલે મારી પાસે પૈસાનો એટલો વેત નહિ પૈસા આવતા આઠેક દિવસ નીકળી જાય. એમની ઓફિસમા જઈ, ફી મોડેથી ભરવાની રજા આપવાની અરજી કરવા હુ ગયો. પોર્ચ પરની નાનકડી ઓફિસમા તેઓ નીચુ જોઈને કોઈ કામમા વ્યસ્ત હતા. અદર દાખલ થવા માટે મે રજા માગી એટલે, ચશ્માની ઉપરથી નજર કરી મારી સામે જોઈ મને અદર દાખલ થવા રજા આપી. મારી વાત સાભળી તેમણે હુ ક્યાથી આવુ છું, ક્યા રહુ છું વગેરે વિગતો પૂછી. સહાનુભૂતિપૂર્વક તે સાભળી મને કહે, "પડ્યા, તારી પ્રત્યે મને પૂરેપૂરી સહાનુભૂતિ છે પણ, નિયમ આગળ હુ લાચાર છુ એનો અર્થ એમ નથી કે હુ તારી મુશ્કેલીમા વધારો કરવા ચાહું છુ તુ ફીના પૈસા મારી પાસેથી લઈ જા, તારી ફી સમયસર ભરી દે અને તારા પૈસા આવે ત્યારે, તારી સગવડે, મને પૈસા પાછા આપજે " અમારા આ પ્રથમ મિલને મને એમની ખૂબ નિકટ આણી દીધો. એમની એ ઉદારતાનો લાભ મારે લેવો પડ્યો નહિ અને, બીજી વ્યવસ્થા કરી મેં મારી ફી તત્કાલ ભરી દીધી પણ, સસ્થાને ભોગે ઉદાર ન થવાનો બોધપાઠ મને તેમણે શીખવ્યો વિદ્યાર્થીની મુશ્કેલીમા એને સહાય કરવાની તત્પરતા દાખવે તે જ સાચો શિક્ષક એ બીજી વાત પણ હુ શીખ્યો.

બીજા સત્ર દરમિયાન અમારે કંઈ નિબધ લખી આપવાના હતા. નિબધ માટેના જે ત્રણચાર વિષયો અમને આપવામા આવ્યા હતા તેમાથી મે 'ફ્રીડમ એણ્ડ ડિસિપ્લિન' (સ્વાતંત્ર્ય અને શિસ્ત) વિષય પર દસબાર પાનાનો નિબધ લખી આપ્યો. જે પ્રાધ્યાપકે એ તપાસ્યો એમણે મારો વાસો થાબડ્યો અને મને કહ્યુ 'તુ જઈને પ્રિ. પરુળેકરને મળ " એમની ઓફિસમા ગયો તો, 'યા, પડ્યા, યા" (આવો, પડ્યા આવો) કહી મરાઠીમા મારુ સ્વાગત કર્યું મારો નિબધ એમના મેજ પર પડ્યો હતો. મને કહે, 'તેં ખરેખર સરસ નિબંધ લખ્યો છે તારા મુદ્દાઓ, એ મુદ્દાઓની છણાવટ બને વિશદ છે તારી શૈલી પણ ખુશ કરે તેવી છે તેં જે બેક ઉલ્લેખો કર્યા છે તે મને ખૂબ ગમ્યા છે તને એક વહેવારુ સલાહ આપુ ? તે આ કર્ચેન્સ્ટાઇનરનો જે ઉલ્લેખ કર્યો છે એ કર્ચેન્સ્ટાઇનરનો ઉલ્લેખ વાર્ષિક પરીક્ષામા તારે ત્રણ પેપરોમા કરવો. એ નામ તને દરેકમા પાચપાચ ગુણ વધારે અપાવશે. કર્ચેન્સ્ટાઇનર કોઈ ઓસ્ટ્રિયન માનસશાસ્ત્રી/ શિક્ષણશાસ્ત્રી હતા, એવુ મને સ્મરણ છે

શિક્ષણપદ્ધતિઓની મારી પસદગી અગ્રેજી અને ભૂગોળની હતી. પ્રત્યેક વિદ્યાર્થીના અક્કેક પાઠનુ નિરીક્ષણ એમણે કરેલુ મારા બેઉ વિષયનો અક્કેક પાઠ તેમણે જોયેલો ને તે જોઈ તેઓ મારી પર ખુશ થયેલા 'પરીક્ષાના પાઠ મને બતાવી જજે, હુ તને કઈ વ્યવહારુ સૂચન આપીશ,' એમ તેમણે મને કહ્યુ હતુ. અભિમન્યુ યુદ્ધ કરવા જાય છે તે પ્રસગનુ ચાર કડીનુ એક કાવ્ય મે અગ્રેજીમા જોડી કાઢ્યુ હતુ એ કાવ્ય તથા એની પરનો પાઠ તૈયાર કરી હુ તેમની પાસે ગયો હતો. ભૂગોળમા મે 'કપાસ' વિશેનો એકમ પસદ કર્યો હતો. મને કહે આ ભૂગોળના પાઠમા તુ કયા કયા સાધનો લઈ જવાનો છો ?'

મે ઉત્તર આપ્યો "ખાસ એક પણ નહિ. ભારતની રૂપરેખા હુ જાતે કાળા પાટિયા પર દોરીશ. કપાસ પકવતા પ્રદેશો બતાવવા માટે વિદ્યાર્થીઓની સહાય લઈશ. રૂ, જાડા તાર અને બારીક તારના નમૂના માત્ર પ્રત્યક્ષ રજૂ કરીશ."

અમારી આ વાત કોલેજની ઓફિસમા નહિ પણ, તેમને ઘેર થતી હતી. મારા ભૂગોળના પાઠની વાતથી તેઓ ખુશ થઈ ગયા. બેત્રણ નકશા, ચિત્રો વગેરે કઈ લઈ જવાને બદલે, ચાલુ વર્ગમા શિક્ષક જે રીતે ભણાવે તે રીતે પાઠ આપવાની મારી વાત તેમને ગમી ભારતનો નકશો દોરવાનુ મારુ કૌશલ પણ તેમને ગમ્યુ પ્રથમ તેમણે તેમના પત્નીને કહ્યુ "અગ, બાઈ, પણ્ડ્યા આલે આહેત. આર્ધા આર્ધા કપ ચહા બનવા." અને એ ચા આવી ત્યા સુધીમા મને કહે "તારા પાઠનો બધો આધાર તારી નકશાની રૂપરેખા દોરવાની શક્તિ પર છે ચાક ઉપાડે ને લીટી દોરવા લાગે પછી છેકભૂસ ન કરવી પડે તે જોજે ઓછામા

ઓછા સમયમાં એ રૂપરેખા તારે દોરવી જોઈએ."

ચા પીને હું મારે ઘેર ગયો. મારા એ પાઠથી બંને પરીક્ષકો ખૂબ જ ખુશ થયા હતા.

૧૯૪૪ના ફેબ્રુઆરીના અંત પહેલાં અમારા વાર્ષિક પાઠો પૂરા થયા. થોડા દિવસ કૉલેજ ચાલી. પછી કૉલેજના આચાર્ય અને અધ્યાપકો તરફથી અમને વિદાયમાન આપવાનો સમારંભ ગોઠવાયો. બીજા બેત્રણ મિત્રોની સાથે હું ત્યાં બેઠેલાં સૌને નાસ્તાની રકાબીઓ આપતો હતો. એમાંથી પરવારી બેસવાની જગ્યા શોધવા લાગ્યો તો પરુળેકર સાહેબ બેઠેલા તેની બાજુની જ ખુરશી ખાલી હતી. હું ત્યાં બેઠો. નાસ્તામાં પેંડો, ચેવડો અને એકેક કેળું હતાં. પરુળેકર સાહેબે કેળું ખાધું નહિ અને બાજુએ મૂક્યું.

ખાઈ લીધા પછી તાલીમાર્થીઓમાંથી બેક મિત્રો બોલ્યા. જે આઠદસ ગુજરાતી મિત્રો હતા તે મને કહેવા લાગ્યા : "ગુજરાતીઓ વતી તમે બોલો."

મેં એમને કહ્યું : "હું ગુજરાતી છું એ સાચું પણ, અત્યારે હું ગુજરાતમાંથી નહિ પણ, સિંધમાંથી આવું છું એટલે સિંધના પ્રતિનિધિ તરીકે બોલીશ." મારી માફક આંગ્રેકર નામના એક ભાઈ પણ કરાચીથી આવેલા હતા. એમણે મારી વાતને ટેકો આપ્યો.

અમને સારી રીતે તાલીમ આપવા બદલ આચાર્યશ્રીનો તથા સૌ અધ્યાપકોનો આભાર મેં માન્યો. અમારા સંબંધો અનૌપચારિક જેવા થઈ ગયા હતા તેનો ઉલ્લેખ કરી તે માટે તે સૌ અધ્યાપકોનાં હૃદયોની વિશાળતાનો નિર્દેશ કર્યો. પછી મેં કહ્યું, "પરુળેકર સાહેબે અમને શિક્ષણનો ઇતિહાસ શીખવ્યો છે. પ્રાચીન કાળમાં, શિક્ષણ લઈ વિદ્યાર્થી આશ્રમમાંથી રજા લેતો ત્યારે આશ્રમમાં ઊજવાતા સમાવર્તન સમારંભ જેવો આજનો આ પ્રસંગ છે."

"તો ગુરુદક્ષિણા ક્યાં ?" પરુળેકર સાહેબ બોલી ઊઠ્યા. બધાં ખડખડાટ હસી પડ્યાં.

મને સ્ફુરણા થઈ ને તુરત જ, એમણે બાજુમાં મૂકી રાખેલું કેળું હાથમાં લઈ એમને ચરણે મેં ધર્યું. સૌ મિત્રોએ તાળીઓથી મારા એ કાર્યને વધાવ્યું. પરુળેકર સાહેબે ?

ઊભા થઈ એમણે મને પોતાની બાથમાં લીધો. પછી મારે મસ્તકે હાથ મૂક્યો. પછી કહે : "શરદીના દર્દને લઈને હું કદી જ કેળું ખાતો નથી. આજે આ તેં ધરેલું કેળું હું અત્યારે જ ખાઈશ. તારી આ ગુરુદક્ષિણાથી મને કંઈ જ નહિ થાય." આમ બોલી, છાલ ઉખાડી તેઓ એ કેળું ખાઈ ગયા. એમની ભેટ દ્વારા મારા હૃદયમાં રેડાયેલો એમનો પ્રેમભાવ હું કદી વીસરીશ નહિ.

૩

કરાચી છોડી, ૧૯૪૬માં મુંબઈ ગયા પછી મને ખબર પડી કે પરુળેકર સાહેબ મુંબઈવાસી થયા છે. પોર્ટુગીઝ ચર્ચ પાસેના એમના નિવાસસ્થાને એમને મળવા ગયો. જૂનાં દફતરોમાંથી એ કશું સંશોધન કરી રહ્યા હતા. એ જ અરસામાં ડૉ. સૈયદીન, ન્યૂ ઇરાના મગનભાઈ વ્યાસ, ડૉ. મનુભાઈ વૈદ્ય વગેરે સાથે મળી પરુળેકર સાહેબે માસ્ટર ઑફ એજ્યુકેશનના વર્ગો શરૂ કર્યા હતા ને એ માટે ઇન્સ્ટિટ્યૂટ ઑફ એજ્યુકેશનની સ્થાપના કરી હતી. મને તે વર્ગોમાં વિદ્યાર્થી તરીકે જોડાવા તેમણે ખૂબ આગ્રહ કર્યો. પરંતુ, હું મલાડ રહેતો, નોકરી માટે લોકલમાં ખાર જતો તેનો ત્રાસ એટલો જણાતો કે શનિવારે ઘેર આવ્યા પછી ફરીથી ગાડી પકડી, ચર્ચગેટ જવાનો વિચાર પણ મને કઠતો હતો. એમનો વિદ્યાર્થી ન થયાનો થોડો અસંતોષ રહ્યો.

પરુળેકર સાહેબને લઈને મને શ્રી એ. પી. નાયકના સંપર્કમાં આવવાની તક સાંપડી હતી. શ્રી નાયક શિક્ષણશાસ્ત્રના ખાં હતા. દેશપરદેશના શિક્ષણના વિકાસના, શિક્ષણ પાછળના ખર્ચના કે એવી બીજી અનેક બાબતોને લગતા આંકડા શ્રી નાયકની જીભે જ વસતા. કેન્દ્રમાં શિક્ષણના સલાહકારપદે એ પહોંચ્યા હતા. મહાદ્વિભાષી મુંબઈ રાજ્યમાંના વિવિધ પ્રદેશોના પ્રાથમિક શિક્ષણના એકીકરણ અને સંયોજન માટેના પંચના અધ્યક્ષપદે તેઓ હતા ત્યારે એમને

ચારપાચ વાર મળવાનું બનેલુ. એમની સાથેની છેલ્લી મુલાકાત કટોકટી પછીની ચૂટણીમા મોરારજીભાઈ પત પ્રધાન થયા તે પછી મુબઈમા એક આતરરાષ્ટ્રીય શિક્ષણ સેમિનારમા થઈ હતી. ત્યારે એ પણ વૃદ્ધ થઈ ગયા હતા.

પોતાના જીવનના અતિમ વર્ષો પરુળેકર સાહેબ શિવાજી પાર્ક ખાતેના બાલમોહન વિદ્યામદિરની એક નાનકડી ઓરડીમા બેસી સશોધન પાછળ ગાળતા. લૉર્ડ એલ્ફિન્સ્ટનના સમયના દફતરોથી માડી ઓગણીસમી સદીના અત સુધીમા, બ્રિટિશ અમલ દરમ્યાન થયેલો શિક્ષણ પાછળનો ખર્ચ, શિક્ષણનો વ્યાપ, શિક્ષણ માટેના કાનૂની અને વહીવટી પગલાં વગેરે બાબતો એમના સશોધનનો વિષય હતી. એમના જ સૂચનથી મદ્રાસમા રાજાજીએ પ્રાથમિક શિક્ષણમા કેટલાક વ્યાવર્તક સુધારા કરેલા પણ રૂઢિથી વિરુદ્ધ હોઈ અમલદારશાહી એ અપનાવી શકી ન હતી.

દાદાસાહેબ રેગેના બાલમોહન વિદ્યામદિરની એ કોટડીમા પણ પરુળેકર સાહેબને હું બેક વાર મળ્યો છું ને એમના આશીર્વાદ પામ્યો છું આજે એ ઓરડીમા એમની લાકડી, ટોપી, લાબો કોટ, કોલ્હાપુરી વહાણ વગેરે અદબપૂર્વક સાચવી રાખવામા આવ્યા છે પરુળેકર સાહેબની તસવીર પણ ત્યા છે

મારા જેવા એમના અનેક વિદ્યાર્થીઓના હૃદયોમા પણ એમની તસવીર છે આજેયે એ નાયક-નુરુલ્લાહ કૃત શિક્ષણના ઇતિહાસમાથી કંઈ અગત્યનું અવતરણ વાચી સભળાવતા સભળાય છે, સોપારી મમળાવતા ને કંઈ ટુચકો કહેતા દેખાય છે મારી 'ગુરુદક્ષિણા'નો સ્વીકાર કરી મને ભેટતા તેમને આજે પણ અનુભવુ છું.

પ્રણામ, ગુરુજી, પ્રણામ.

## ગીત

*આપણો હક્ક છે ફળિયા સુધી*
*જેમ આપણો હક્ક છે આખોથી ઝળઝળિયા સુધી*
*અદર અંદર અધારું ને બાહર ઝાકઝમાળ*
*એવા દશ્યો ઘસે આખમા, ક્યા બધાવુ પાળ ?*
*સપનાનુ ફળ સડી ગયુ છે સોપટ ઠળિયા સુધી*
*જેનૂ નામ ભૂસાઈ ગયુ હો એ ચીજને શુ કહીએ ?*
*– બચડી દુનિયાદારીમા ઠેકુ થઈને રહીએ*
*અડધું જીવીએ, પડધુ મરીએ ટોચથી તળિયા સુધી*

૧-૭-૮૪/શુક

**રમેશ પારેખ**

## ગીત

*તુ તારુ ચપટી અધારુ આપ, તને હું મારો તડકો દોયેદોયે આપુ*
*વહેતુ કર તારા હૂફાળા મનને મારા તરફ*
*ભલે આજ ઓગળતો મારી એકલતાનો બરફ*
*મારાથી તારા સુધીની પીડાને હુ શબ્દોની બુઠ્ઠી કરવતથી કાપુ*
*ચકલી પેઠે હુ ય સ્મરણની ધૂળમા આળોટું છું*
*તુ વરસી પડ જવાબ, આજે સવાલ હું નહીં પૂછું*
*તુ પાણીની જેમ મને વીંટળાઈ વળ, હું છેવાડો ને એકલદોકલ ટાપુ*

૩૦-૬-૮૪ ગુરુ

**રમેશ પારેખ**

# તળપદા ગ્રામજીવનનું વેદનામય સૌન્દર્ય*

રમણલાલ જોશી

નવલકથામાં કેન્દ્રાપગામી ગતિ હોઈ અને લંબાણપૂર્વક એના સર્જકો પોતાની અનુભૂતિ સાકાર કરતા હોઈ યુરોપના સાહિત્યવિદો એને એક શુદ્ધ સાહિત્યપ્રકાર તરીકે પ્રતિષ્ઠા આપવી કે કેમ એની ચર્ચા ચલાવતા હોય છે. અડધી સદી પહેલાં ટી.એસ. એલિયટે નવલકથા મરી પરવારી છે એમ કહેલું અને આપણે ત્યાં સુરેશ જોષીએ નવલકથાનો નાભિશ્વાસ ચાલે છે એવો મત પ્રગટ કરેલો. પરંતુ નવલકથા એ વર્ણનકલાનું એક વિશિષ્ટ સ્વરૂપ છે અને સાહિત્યરસિકોનું એ માનીતું રહ્યું છે. કોઈ પણ વસ્તુનો દુરુપયોગ થઈ શકે તેમ નવલકથાનો પણ થયો છે. તેમ છતાં કેટલાક કલાસર્જકોની આત્માભિવ્યક્તિનું એ શક્તિશાળી માધ્યમ રહ્યું છે. શ્રી મોહન પરમાર સિદ્ધહસ્ત લેખક છે. હમણાં તે 'પ્રિયતમા' નવલકથા લઈ આવ્યા તે જોઈ એક સંતર્પક નવલકથા વાંચ્યાનો આનંદ અનુભવ્યો.

'પ્રિયતમા' શીર્ષક વાંચી વાચકને પોતાની પ્રિયતમા યાદ આવશે ! પણ 'પ્રિયતમા કોણ ?' એવો પ્રશ્ન પૂછવો પડે એવી આ કૃતિ છે. એમાં જ એની કલાત્મકતા રહેલી છે. આમ તો સીધો ઉત્તર એ છે કે મનહરની પ્રિયતમા જસુમતીની આ કથા છે. એ તો છે જ, પરંતુ ઉપરાંત બીજું પણ છે. એ જ તો કલાનો કીમિયો છે.

નવલકથા ઉઘાડતાં જ આપણને જોવા મળે છે ગામડામાં લીમડાના ઝાડ નીચે ખાટલો ઢાળી આડે પડખે થયેલો એક યુવક લીમડાની સળી લઈને જમીન ઉપર આડાઅવળા લીટા તાણે છે. અને અવનવી રેખાઓ દોરતો અને પછી લીમડાની સળીને રેખા તરફ લંબાવીને ભોંય પર તે 'જસુમતી' લખતો દેખાય છે; આ યુવક તે મનહર. જસુમતી એની પત્ની છે અને પ્રિયતમા પણ છે. કવિ સુરેશ દલાલ 'લાવ, નદીના પટ પર તારું નામ લખી લઉં' એમ કહે છે પણ અહીં તો મનહર કશું બોલ્યાચાલ્યા વિના ભોંય પર નામ લખી જ દે છે ! અને નવલકથાને અંતે—

મનહરને ભરૂચમાં વેચાણવેરા અધિકારીની નોકરી મળે છે. તે હાજર થવા જાય છે, પણ જસુમતી કહે છે તેમ મનહરને "આ હાળની માયા જ મેલાતી નથી" અને ગામડું, એનો સમગ્ર પરિવેશ અને પેલી સાળ છોડતાં એને પારાવાર વેદના થાય છે. લેખક કહે છે, "એ આગળ વધ્યો. . . એ મારી વઉ તો આ મારી કુણ ? . . . એના મનમાં ઘમસાણ મચ્યું. રાશીલાથી માંડીને ખોભા સુધી સાળનું કાર્યક્ષેત્ર એની આંખોમાં ભરાતું હતું. સાળ સાવ સૂમસામ દીસતી હતી. જાણે એ નોંધારી થઈને ડૂસકાં ભરતી હોય તેમ એને લાગ્યું. એ પાટિયા પર હાથ ફેરવવા લાગ્યો. એના અંતરમાં કશુંક ઊગી નીકળ્યું. એકાએક અંતરમાં ડૂસકું દદડી પડ્યું. એ છલંગ મારીને પાટિયા પર ચડ્યો. . . . મનહરે એક દૃષ્ટિ જસુમતી સામે નાખી. આ. . . મારી વઉ તો આ. . . એના હૃદયમાં હેલી ચડી. રાચ, ઓઘળું, રાશીલો, ખોભો, પાટિયું, કૂછડો, હાથો, કાંઠલો—સઘળું એની સાથે આવવા માટે તલપાપડ થતું જણાયું. એ પાટિયા પરથી ઊતરવા જતાં લથડ્યો. એનો એક હાથ બારીના બારણે ટેકાયો અને બીજા હાથે એણે સાળનો ખોભો પકડી લીધો."

તો, પ્રિયતમા કોણ એનો જવાબ મળી ગયો ને ? જસુમતી તો ખરી જ પણ સાળ પણ ખરી જ. માત્ર સાળ જ નહિ, એ જેનું પ્રતીક છે તે સમગ્ર ગ્રામપરિવેશ. એટલે આ નવલકથા કોઈ અમુક તમુક પ્રિયતમાની કથા નથી. પ્રિયતમા સમગ્ર ગ્રામપ્રદેશ છે, સમગ્ર વાતાવરણ છે, એમાં મનુષ્યો છે તો પશુ-પંખીઓ પણ છે, આખી

* શ્રી મોહન પરમારની નવલકથા 'પ્રિયતમા' ભાગ ૧-૨ (પ્ર. આર. આર. શેઠની કં.)ની પ્રસ્તાવના.

પ્રકૃતિ છે આ વાતાવરણને છોડતા એક સવેદનશીલ માણસ કેવી કપરી વ્યથા અનુભવે છે એની કથા લેખકે કહી છે આપણી જાનપદી કથાઓમા વિવિધ પ્રદેશોનુ ચિત્રણ થયેલુ છે પણ એ ગ્રામપ્રદેશ પ્રત્યેનો ઊડો પ્રેમ તો આવી કૃતિમા જ માણવા મળે છે

પણ કથાવસ્તુના ગ્રથનમા વિવિધ ભાવ-વળાકો દ્વારા લેખકે એ સિદ્ધ કર્યું હોઈ સમગ્ર આલેખનમા કલાનો આનદ અનુભવાય છે

નવલકથામા ત્રણ પ્રકરણો છે (૧) આણુ, (૨) ખોળાભરણુ અને (૩) ઝિયાણુ આરભમા ઘરની ગરીબ સ્થિતિને કારણે મનહરને કોલેજમા મોકલવામા આવતો નથી અને નોકરી પણ મળતી નથી. એનુ લગ્ન જસુમતી સાથે થયુ છે પણ ઘરના આણુ પણ કરતા નથી મનહર સર્વભાવે જસુમતીને ઝખતો રહે છે અહી જસુમતી જ તેની પ્રિયતમા છે એની વિષાદભરી મન સ્થિતિમા એનો મિત્ર ગણપત જ એનુ એકમાત્ર આશ્વાસક અવલબન છે સાળ કામમા એનુ દિલ પરોવાતુ નથી એની માતા સૂરજ સાથે એને સઘર્ષ થાય છે જસુમતીનુ આણુ છેવટે કરવામા આવે છે જસુમતી ઘરે આવે છે તેની ખૂબ ઇચ્છા મનહર કોલેજનો અભ્યાસ કરે એવી હોય છે પણ તરત ગોઠવાતુ નથી. અનેક ઘટનાઓ બને છે નટવરલાલ દ્વારા મનહરને કારખાનામા કામ કરવાનુ ગોઠવાય છે, પણ એને ગોઠતુ નથી. એને પોતાનુ ગામ યાદ આવે છે. ભાગીને ગામડે જવાની તીવ્ર ઇચ્છા થાય છે આ ચિત્ર જુઓ "એ ખાટલામાથી ઊભો થઈ ગયો. જસુમતીએ ઝાઝી લપ્પન છપ્પન કર્યા વિના એને ઊભો થવા દીધો. મનહરે હાથ મો ધોયા. સાજ પડવાની તો હજી વાર હતી. કારખાનામા જવાનુ શરૂ કર્યું ત્યારથી ચાર વાગ્યે આવીને એ આરામ કરતો ત્યા સાજ પડી જતી. આજે તો સાજ પણ જલદી પડતી નહોતી. શુ કરવુ ? ઘર સાભરતુ હતુ સાળ જાણે એના નામનો પોકાર પાડી રહી હતી. સાળનુ સર્વ રાચરચીલુ એના અતરમા વેત વેત ઉછાળા મારતુ હતુ. સાળના પાટિયા પર બેઠો બેઠો એ બીડી પી રહ્યો છે ને જસુમતી સાળનો ખોભો પકડીને ટગર ટગર એની સામે જોઈ રહી છે રેડિયામાથી ઓ પ્રિયા – ઓ પ્રિયા-વાળુ ગીત ગુજી રહ્યુ છે ને પોતે સાળને બાથ ભરીને જસુમતીના અપલક નેત્રોને પી રહ્યો છે" આ અનુભૂતિ nostalgic કરતા કશીક વિશેષ છે નટવરલાલને અષ્ટમપષ્ટમ સમજાવીને તે ઘરભેગો થઈ જાય છે મુખ્ય પ્રશ્ન પોતાપણામાથી વિચ્છેદનો છે અત્યારે વિવેચનમા સસ્તા સમીકરણો મુકાય છે તેમ નગરસસ્કૃતિ અને ગ્રામસસ્કૃતિ વચ્ચેનો આ વિચ્છેદ નથી. આ વધુ તો આતરિક છે મનુષ્યની ચેતનાનો સર્વભાવે લગાવ છે આ. એમા પરિસ્થિતિજન્ય વળાકો અવશ્ય આવે, પણ એના વગર માનવી રહી શકે નહિ. એટલે સમગ્રતયા ગ્રામપ્રદેશનો પરિવેશ લઈ આવતી આ નવલકથા છેવટે થઈને રહે છે તો મનુષ્યની કથા અને મનુષ્યમાનો લેખકનો રસ વિવિધ રીતે સ્ફુટ થયા કરે છે ઈ એમ. ફોર્સ્ટરે કહેલુ કે સર્જકની શક્તિનુ માપ પણ તે જે 'People'—પાત્રો 'word masses' રજૂ કરે છે તેમા રહેલુ છે પ્રિયતમા'મા પણ આવા 'શબ્દસમૂહો' ઘણા છે પ્રત્યેક પાત્રનુ નિરાળુ વ્યક્તિત્વ છે મનહર, ગણપત, નટવરલાલ, મગળ, સૂરજબા, સીતા, બબી, કુબેર, મનોરકાકા, ચદુ ખનો વગેરે આબેહૂબ ચીતરાયા છે પાત્રોના વ્યક્તિત્વો બધાયા છે અને જુદી જુદી પરિસ્થિતિમા તેમના બોલીવર્તનમાથી એમના વ્યક્તિત્વો પ્રગટે છે

લેખકે જે પરિવેશ લીધો છે એને અનુષગે ગ્રામસમાજના પ્રશ્નો — ખાસ કરીને ગરીબાઈના — એમના રીતરિવાજો જુદી જુદી કામગીરીઓના તેમના અનુભવો, તેમનો જીવન પ્રત્યેનો અભિગમ, સજોગોનો સામનો કરતા કરતા ઘડાતુ તેમનુ જીવનસત્ત્વ અને એ સૌથી વિશેષ એમાથી પ્રગટ થાય છે તે તો મનુષ્ય છે આ મનુષ્યમા આદર્શો, ભાવનાઓ, સમન્વયવૃત્તિ, રોજબરોજના જીવનમા પ્રગટ થતી જીવનની સમજણ, સમાધાનકારી માનસ વગેરે તો છે જ, અનેક સદ્ગુણો પણ છે પણ મનુષ્યમા માત્ર સદ્ તત્ત્વ જ નથી. એનામા અસદ્ પણ રહેલુ છે જ લેખકે સર્જકના તાટસ્થ્યથી મનુષ્યના આ બને પાસા બતાવ્યા છે

આ કથામા લેખકે ઉત્તર ગુજરાત અને વણકર-

સમાજનું નિરૂપણ કર્યું હોઈ સ્વાભાવિક રીતે જ ઉત્તર ગુજરાતની બોલીનો ઉપયોગ તેમણે કર્યો છે. આ બોલી પન્નાલાલ પટેલ આદિ સાહિત્યસર્જકોની કૃતિઓમાં યોજાઈ છે. ચૂનીલાલ મડિયાએ પણ પોતાની કૃતિઓમાં સૌરાષ્ટ્રી બોલી યોજી છે, પુષ્કર ચંદરવાકર પણ ભાલકાંઠાની બોલીનો ઉપયોગ કરે છે. પણ 'પ્રિયતમા'માં એનો જે સાહજિક અને ક્ષમતાપૂર્વકનો વિનિયોગ આપણને જોવા મળે છે તેથી પાત્રમાનસ અને વાતાવરણ પ્રગટ થવામાં એ મદદરૂપ નીવડતી દેખાય છે. મને અંગત રીતે તો એની કેટલીક લઢણો મારો ભૂતકાળ તાજો કરાવી ગઈ — સમગ્ર કિશોરાવસ્થા જીવંત બની ઊઠી ! સામાજિક પરિવર્તનમાં આજે ગામડાંની સ્થિતિ બદલાઈ છે. હવે ગામડાં કવિતા અને સાહિત્યમાં જ રહેશે કે શું એવી દહેશત ઊભી થાય છે. તેમ છતાં મનુષ્યસમાજના ભાતીગળ સૌન્દર્યને પુનર્જીવિત કરવામાં આ પ્રકારની કૃતિઓ મદદરૂપ નીવડે.

'આણું', 'ખોળાભરણું' અને 'ઝિયાણું' એ માત્ર જસુમતી કે અન્ય પાત્રોનું નથી પણ ગ્રામપ્રદેશમાં જીવતી પ્રજાની ત્રિવિધ અવસ્થાનું પણ છે. એમાં જીવતાં મનુષ્યો કેટલીક વાર પરિસ્થિતિઓમાં અવશપણે તણાતાં હોય છે. લેખક સભાનપણે પરિસ્થિતિને પ્રધાનતા આપવાથી દૂર રહ્યા હોઈ કૃતિ પ્રચારાત્મક થવામાંથી ઊગરી ગઈ છે. શ્રી મોહન પરમારની સર્જકતાનો આ નોંધપાત્ર ઉન્મેષ છે.

મહાન અર્વાચીન કવિ ડબલ્યુ. એચ. ઓડને નવલકથાકાર વિશેના કાવ્યમાં કવિ અને નવલકથાકારના કાર્યનો એકસાથે વિચાર કરતાં નવલકથાકાર વિશે કહ્યું છે કે "And in his own weak person, if he can, Must suffer dully all the wrongs of Man." શ્રી મોહન પરમારે પણ 'પ્રિયતમા'માં અમુક વિશિષ્ટ સમાજનાં મનુષ્યોની વેદનાનું — તે તે 'સમાજ' કરતાં 'મનુષ્ય'ની વેદનાનું — જે ચિત્ર આલેખ્યું છે તે એની સચ્ચાઈને કારણે સૌ સાહિત્યરસિકોને અવશ્ય સ્પર્શી જશે. આવી એક તળપદા ગ્રામજીવનના વેદનામય સૌન્દર્યને ભાષા દ્વારા સુંદર અભિવ્યક્તિ આપવા માટે લેખકને અભિનંદન.

## ફાગણ માસે
(ગીતિ)

*આજ આ ફૂલશા ફાગણ માસે*
*કેમ મને લાગે કે આઘે — પ્હોંચ પાર — તે પાસે ?*

*કેમ મને લાગે કે મુજમાં*
*વ્યોમવૃક્ષનું મૂલ ?*
*ભોમ સુધી એની ડાળ છે ઝૂકી,*
*ઝૂલતું છેડે ફૂલ !*
*ફૂલ સુવાસ શો શ્વાસ આ કોનો જાય ભળી મુજ શ્વાસે !*
*— આજ૦*

*એમ મને કો વ્હેમ કે*
*કો અહીં મઘમઘતી છે વસ્તી,*
*ફાગણફોરી ફર્યા કરે છે*
*મુજ ભીતર કો હસ્તી !*
*ફૂલશું વસતું કોણ હશે આ મુજ ધૂળિયે આવાસે ?*
*— આજ૦*

ઉશનસ્

## ગઝલ

*હોઉં હું એ વાતની કોને પડી છે ?*
*એક તું તો છે; જે મૂકે ચોકડી છે !*

*ફૂલની હું કલ્પના ક્યાંથી કરું કે*
*હાથમાં તો માત્ર સૂકી પાંદડી છે.*

*હું જ નાકા પર ઊભો છું તે છતાં —*
*કેમ પહોંચું ત્યાં; ગલી તો સાંકડી છે.*

*કાળ ચાલે છે : નથી પગલાં; ન પગ —*
*માત્ર સંભળાતી રહે બે ચાખડી છે !*

*થઈ શકે પૂરી ગઝલ એથી જ તો —*
*શબ્દની માની મેં બાધાઆખડી છે.*

*જેમ સંતાવા મથું; પકડાઉં છું —*
*મૃત્યુની આ કેવી સંતાકૂકડી છે !*

*દોસ્તી મારી મને ક્યાં આવડી છે ?*
*એમ લાગે હરઘડી છેલ્લી ઘડી છે.*

રવીન્દ્ર પારેખ

# સર્જકને પરદેશ શું ?

પ્રીતિ સેનગુપ્તા

'ન્યૂયોર્ક ટાઇમ્સ'ના રવિવારના અકમા એક 'બુક રિવ્યૂ' નામની પૂર્તિ હોય છે ૧૧"x૧૪"ની સાઇઝ પાનાની સખ્યા ૩૨ની તો હોય જ નવી છપાયેલી ચોપડીઓના વિવેચન આવે. ક્યારેક ચોપડીઓ સારી, વાચવા જેવી, સબળ કલમે લખાયેલી ન પણ હોય. વિવેચનો ભાગ્યે જ નબળા હોય. સાહિત્યિક, વિદ્વત્તાપૂર્ણ નિબધો પણ આવે. અને વિખ્યાત પ્રકાશન-ગૃહો તરફથી અપાતી, નવા પુસ્તકો માટેની ચમત્કૃતિભરેલી જાહેરાતો પણ ખરી. છેલ્લા થોડા મહિનાઓથી એના પહેલા પાના પર રગો હોય છે ક્યારેક રગીન ચિત્રાલેખન, ક્યારેક સર્જકનો રંગીન ફોટો. આટલા વર્ષો 'બ્લેક એન્ડ વ્હાઇટ' જોયા પછી પહેલા તો રગ જોવા ગમ્યા પણ ન હતા. હજી હમેશા નથી ગમતા. ઊડીને આખે વળગે એવા ઘેરા હોય છે

આ 'બુક રિવ્યૂ'ના પહેલા જ પાના પર જેનો ફોટો હોય, એ સર્જકના અવતાર કૃત્યની ચરમ સીમા કહેવાય. એણે ઇતિહાસ સરજ્યો કહેવાય. એની ખ્યાતિ દુનિયાભરમા વિસ્તરી ગઈ ગણાય ક્યારેક ભારતીય લેખક(અમેરિકામા રહેતા હોય એવા)ના ખ્યાતનામ પુસ્તકનુ વિવેચન આવે જેમ કે, શશિ થરૂરનુ 'ધ ગ્રેટ ઇન્ડિયન નૉવેલ' એટલુ પણ એમનુ નામ જગજાહેર કરવા માટે પર્યાપ્ત હતુ ફોટો બહુ જલદી ન આવે. કેટલાક વર્ષ પહેલા ભારતી મુકરજીનો આવેલો, જ્યારે બહુચર્ચિત 'જાસ્મિન' બહાર પડી હતી. એ પછી ઓગસ્ટ '૯૪ના એક અઠવાડિયે મોટા, રંગીન, સુસ્પષ્ટ ફોટામા એક ભારતીય ચહેરો દેખાયો. નામ લગભગ અજાણ્યુ કહેવાય, જોકે મેં એમને અને એમના પુસ્તક વિશે બીજા કોઈ સામયિકમા વાચ્યુ હતુ. તેથી 'બુક રિવ્યૂ' પર જોતા જ ઓળખી ગઈ

નામ અબ્રાહમ વર્ગિઝ જન્મ ઇથિયોપિયામા, દક્ષિણ ભારતીય કુટુબમા. ઉછેર અને ભણતર ભારતમા, પછી તબીબીશાસ્ત્રના અભ્યાસ માટે અમેરિકામા. પુસ્તકનુ નામ 'માય ઓન કન્ટ્રી' (My Own Country) લાબુ પેટા-શીર્ષક 'એ ડૉક્ટર્સ સ્ટોરી ઓફ એ ટાઉન એન્ડ ઇટ્સ પીપલ ઇન ધ એજ ઓફ એઇડ્ઝ (AIDS)' ડૉ. વર્ગિઝને કલ્પના પણ ન હતી કે આવી વાત ક્યારેય એ કરશે, કે આવી વાત કરવી પડે એવો સમય એમના જીવનમા આવશે. સવેદન સભર મુખભાવવાળા આ સૌમ્ય ડૉક્ટરને આદર્શવાદી એક જ ઇચ્છા હતી — અમેરિકાના કોઈ નાના ગામમા રહી તબીબી કાર્ય કરવાની. ટૂકમા, શાતિ ને સતોષનુ જીવન જીવવાની. 'ગ્રામીણ' જીવન અને ત્યાના લોકો પ્રત્યેનો એમનો સ્નેહ પુસ્તકમા સ્પષ્ટ થાય છે ને છતા બને છે એવુ કે આ સબધ એમના પોતાના જીવન અને કુટુંબ માટે ભારરૂપ થઈ જાય છે

જૉન્સન સિટીમા કામ કરવા માડ્યુ ત્યારે ડૉ. વર્ગિઝે ધારેલુ કે વર્ષમા એકાદ રોગી 'એઇડ્ઝ'વાળો આવશે. પણ ૧૯૮૦ના દાયકામા આ રોગ ઘોડાપૂરની જેમ ખૂબ ઝડપથી આખા દેશમા ફેલાઈ ગયો હતો. મેડિકલ ક્ષેત્રના લોકોએ કે ગામની પ્રજાએ આ માટે કોઈ તૈયારી રાખી નહોતી, કે નહોતો સેવ્યો આને માટેનો ડર 'એઇડ્ઝ' તો જાણે 'ફાસ્ટ' જીવનવાળા મોટા શહેરોમા જ થાય. અને ખરેખર, ત્યાની પ્રજા સુધી તો આ રોગ નહોતો જ પહોંચ્યો, પણ એ રોગમાં સપડાયેલા યુવાનો ગામના કુટુંબોમા, માબાપને ઘેર, પાછા ફરવા માડ્યા. નાનપણમા અલ્લડ આ યુવાનો શાળા પૂરી થતા જ નસીબ અજમાવવા, મઝાનું જીવન જીવવા દૂરના મોટા શહેરોમા ભાગી ગયા હતા. હવે

જ્યારે જીવલેણ માંદગીમાં પીડાતા હતા, ત્યારે ચાકરી અને સંબંધનો આધાર પામવા ગામડે પાછા આવતા હતા.

ડૉ. વર્ગિઝ જન્મે પરદેશી હતા તેથી રોગી અને કુટુંબો માટે એમની પાસે દિલ ખોલવું સહેલું બન્યું. ગામમાં અને આસપાસ બીજા ભારતીય ડૉક્ટરો પણ હતા જ, પણ, એ બધા પોતપોતાનામાં ડૂબેલા અને પૈસા બનાવવામાં પડેલા. ભારતીય ડૉક્ટરોના ત્યાંના 'સમાજ'માં ડૉ. વર્ગિઝ બહુ માન પામતા નહોતા, પણ આ રોગીઓને માટે એ આશ્વાસન-દાતા હતા, આધારરૂપ હતા અને ધ્યેયનિષ્ઠ મિત્ર હતા. વર્ષમાં એક નહિ, પણ એકસો આવા રોગીઓ જ્યારે ડૉ. વર્ગિઝના પરીક્ષણ નીચે આવવા માંડ્યા, ત્યારે આ નિરાશાજનક, કષ્ટસભર રોગ સાથેનું એમનું પોતાનું નૈકટ્ય એમને માટે અસહ્ય બન્યું.

ઘેર પણ એ ઉદાસ રહેતા — સ્વભાવે ગંભીર તો મૂળથી જ. યુવાન પત્ની અને નાનાં બાળકો પર પણ એમના આ એકાગ્ર આત્મશોષણની અસર થવા લાગી. વળી, જો રોગીના લોહીને અડી જવાય તો ચેપ લાગ્યો જ સમજો. આ ચેપ, અને પોતાના મૃત્યુનાં કારમાં સ્વપ્ન ડૉ. વર્ગિઝની ઊંઘ પણ બગાડવા માંડ્યાં. બીજી તરફ, રોગીને બચાવવા તે કોઈ પણ ડૉક્ટરના હાથની વાત ન હતી. જેમની સાથે સહજ મૈત્રી થઈ હતી, જેમની કરુણ અવસ્થાને અનુકંપાથી પંપાળી હતી, એ બધા યુવાનોને જ્યારે એ ગુમાવવા માંડ્યા, ત્યારે ડૉ. વર્ગિઝને લાગ્યું કે હવે આ અસહ્ય દુઃખનો ભાર એ વહી નહિ શકે.

એમણે એ ગામ છોડ્યું, વરસેક માટે એ કામ પણ છોડ્યું. વર્ષોના તબીબીશાસ્ત્રના અભ્યાસ પછી એમણે જુદું જ કશું ભણવા માંડ્યું — લેખન સાહિત્ય વિશે. ૧૯૯૧માં એમણે એમ.એ.ની ડિગ્રી મેળવી, અને 'એઇડ્ઝ'ને લગતી ટૂંકી વાર્તાઓ લખીને અમેરિકાનાં પ્રતિષ્ઠિત સામયિકોમાં મોકલવા-છપાવવા માંડી. પછીથી એમના એક સંપાદકના કહેવાથી પોતાના વ્યવસાયી જીવન પર લખવાનું શરૂ કર્યું. બીજા કોઈ ગામમાં ડૉક્ટરનું કામ તો એમણે શરૂ કરી દીધેલું, એટલે સવારે સાડા ચાર વાગ્યે ઊઠીને એ લખતા. એનું પરિણામ તે 'માય ઓન કન્ટ્રી'. હજી તો એ ચાલીસ વર્ષના છે. અર્થઘન બીજું ઘણું કામ એ હજી કરશે.

પોતાના અનુભવો પર આધારિત અને એક રોગનું આલેખન કરતું, આ પુસ્તક કહેવાય તો દસ્તાવેજી, પણ શૈલી અતડી કે અક્કડ નથી. સંવેદનશીલતા એને ઊર્મિભાવ બક્ષે છે, કરુણા એને સત્યનો રણકો આપે છે, બુદ્ધિની પ્રખરતા ભાષામાં સામર્થ્ય સીંચે છે. એક ગામમાં 'એઇડ્ઝ'નું અણધાર્યું આગમન, બધા જ સંબંધોને લાગેલો આઘાત, રોગ માટે કેળવાતી સમજણ, રોગીઓ પ્રતિ વિકસતી જતી સહાનુભૂતિ ને સ્નેહની દૃષ્ટિ — અમેરિકાના ગ્રામ-વિસ્તારમાં સરજાતા આવા ઇતિહાસની આવી નોંધ કોઈએ લીધી જ ન હતી. ને છેવટે જેણે લીધી તે એક આગંતુકે. આ પુસ્તક બહાર પડ્યા પછી ડૉ. વર્ગિઝ પર બહુશત કાગળો આવ્યા છે. મોટા ભાગના કાગળ માબાપો તરફથી હોય છે. લખે છે, 'તમારા પુસ્તકને લીધે અમે અમારા પુત્રને અને એના રોગને વિશે હવે થોડું સમજી શકીએ છીએ.' આ પુસ્તક દ્વારા ડૉ. વર્ગિઝ એટલી જ મદદ કરી રહ્યા છે, જેટલી રોગી યુવકોની ચિકિત્સા દ્વારા કરતા હતા.

હજી એ મળસકે ઊઠે છે — લખવા. બીજી ચોપડી નવલકથા થશે, ને એ પણ ડૉક્ટર તરીકેના પોતાના અનુભવો પરથી હશે. ડૉક્ટર લોકોના જીવનના અંતરંગ ભાગ બની શકે છે, ને એ વિશે લખીને કેટલી બધી મદદ કરી શકાય તેમ છે, એમ એ માને છે. પોતાનું જીવન ડૉ. વર્ગિઝ 'એઇડ્ઝ'નાં અભ્યાસ અને ચિકિત્સામાં જ ગાળવા માગે છે. જિંદગીનો બીજો કશો અર્થ શોધવાની હવે એમને જરૂર નથી.

આ પ્રેરણાત્મક પુસ્તક પરના વિવેચન-નિબંધ પછીનાં બે-ત્રણ અઠવાડિયાંમાં 'બુક રિવ્યૂ'ના પહેલા પાના પર એક બીજી નવલકથાનું વિવેચન આવ્યું — રંગીન ચિત્રાકૃતિ, લેખકનો ફોટો નહિ. લેખક જૉન

અર્વિંગ (Irving) પુસ્તકનુ નામ એ સન ઓફ ધ સર્કસ પેલુ પુસ્તક એક ભારતીયે અમેરિકાના જીવન પર લખ્યુ હતુ, આ પુસ્તક એક અમેરિકને ભારતના જીવનાશને કેન્દ્રમા રાખીને લખ્યુ છે

અર્વિંગ ભારત ગયા પણ નથી, છતા ભારતના સર્કસ, એમાના ઠિંગુજી પારસી ડૉક્ટર હીજડા, ફિલ્મ-સ્ટાર વગેરેને વણી લેતી એક બહુ જ લાબી (૬૩૩ પાના) જટિલ કથા લખી છે ભારતીય મિત્રો સાથે વાતો કરીને અને હિન્દી ફિલ્મો વિડિયો પર જોઈને કથાવસ્તુના તાતણા એમણે મેળવ્યા. વિગતો ખોટી ન હોય એટલી કાળજી એમણે રાખી છે અને મુબઈનુ ચિત્ર — એના દશ્યો, ઘોંઘાટ, ભીડ ક્લબો, ચાલીઓ, સર્કસ, ભિખારીઓ અને વેશ્યાઓ — ખાસ્સુ તાદશ ઊભુ કર્યું છે

કેન્દ્ર પાત્ર તરીકે હિન્દુ કે મુસ્લિમ નહિ લેતા એક મૉડર્ન, અગ્રેજી બોલતો જ હોય એવા, પારસીને લીધો છે તે પણ હોશિયારી જ ને ! ફારોખ દારૂવાલા ઑર્થોપીડિક સર્જન છે યુરોપી પત્ની છે ને ટૉરન્ટો, કેનેડામા રહે છે દર ચાર પાચ વર્ષે મુબઈમા પાગળા બાળકોની હૉસ્પિટલમા થોડો વખત કામ કરવા જવાની અદમ્ય ઇચ્છા દારૂવાલા ધરાવે છે વળી, ઠિંગુજીઓ કઈ ક્ષતિ ને કયા વિજ્ઞાની કારણને લીધે ઠિંગુજી બને છે કે રહી જાય છે એનુ સશોધનકાર્ય એ કરતા રહે છે અને એ માટે ઠિંગુજીઓના લોહીના નમૂના લેતા રહે છે સર્કસ જોવાનો પણ એમને બહુ શોખ છે ઘણી વાર આ મુખ્ય કથાનક ભુલાઈ પણ જાય છે કારણ કે બીજા પેટા કથાનકો અને પાત્રો દ્વારા અનેક તાણાવાણા સરજાય છે આમાની કેટલીક દખલગીરી કંટાળાજનક બને છે અને કથા સાવ ઉપરછલ્લી થઈ જાય છે કથાનો પ્રવાહ અટવાય છે કારણ કે બધા પાત્રો સુસબદ્ધ પણ લાગતા નથી દારૂવાલાના પાત્રાલેખનમા પણ પ્રાણ ખૂટતા લાગે છે અર્વિંગનુ ભાષા પર પ્રભુત્વ તો છે જ તેથી કથાની નબળાઈઓ પછી પણ અમુક અશે રસ જળવાઈ જરૂર રહે છે

લેખક પોતે ટોરન્ટોમા રહે છે બાવન વર્ષની ઉમરે અમેરિકાના એ પ્રથમ પક્તિના નવલકથાકાર ગણાય છે (અમેરિકાના પૂર્વ કિનારા પરના એક શહેરમા પણ એમનુ ઘર છે) ટોરન્ટોના બરફથી ઢંકાયેલા રસ્તા પર એક પરદેશી જેવા લાગતા માણસને જોઈ એનો ભૂતકાળ કેવો રસપ્રદ રગીન, જટિલ હશે એવો વિચાર એમને આવ્યો. એ હતુ આ સ્થૂળ ગ્રથનુ મૂળ અમેરિકી સશોધકોએ હમણા જ ઠિંગુજીપણાનુ વિજ્ઞાની તત્ત્વ — કારણ શોધી કાઢ્યુ છે ને તેથી એમના કાલ્પનિક પાત્ર દારૂવાલાની વિચિત્ર — મિથ્યા લાગતી શોધને પૂરેપૂરુ વજૂદ મળી જાય છે

બે પુસ્તકો બને અગત્યના પોતપોતાની રીતે. એકમા સવેદનોનુ પ્રાધાન્ય, બીજામા મૌલિક કલ્પનનો સ્વૈરવિહાર પહેલામા કષ્ટકર વાસ્તવિકતાનુ સમ્યક્ નિરૂપણ, બીજામા કથાતતુઓના ઉટપટાગ આમળા. બે જુદી જ જાતના જીવન દર્શન. બનેમા સર્જનશક્તિની બલિહારી.

## સાભાર સ્વીકાર

આર.આર. શેઠની કંપની (મુબઈ ૨ અમદાવાદ ૧)ના

શેક્સપિયરનુ શ્રાદ્ધ ! લે બકુલ ત્રિપાઠી, કિં રૂ ૪૫ લગ્નમગલ હાસ્યમગલ લે ઉપર મુજબ, કિં રૂ ૬૫. અષાઢી સાજે પ્રિય સખી અને ભજિયા ! લે. ઉપર મુજબ, કિં રૂ ૫૫ વગડાને તરસ ટહુકાની લે. ગુણવત શાહ, કિં રૂ ૩૫. સરદાર એટલે સરદાર લે. ઉપર મુજબ, કિં રૂ ૪૫. કરુણામૂર્તિ બુદ્ધ લે ઉપર મુજબ, કિં રૂ ૨૬ વારસો લે. કનુ અડાસી, કિં રૂ ૮૫. ફુંજાર લે. વિભૂત શાહ, કિં રૂ ૬૫. ફૂલો લે. અશોકપુરી ગોસ્વામી, કિં રૂ ૮૨ વિદુરવાણી લે. જયેન્દ્ર ત્રિવેદી, કિં રૂ ૨૦

# કે. એસ. સાથે બત્રીસ વર્ષનો સત્સંગ

ચી. ના. પટેલ

કે. એસ. (K.S.) એટલે ભારત સરકારના માહિતી અને પ્રસારણ વિભાગ દ્વારા સંચાલિત 'ધ કલેક્ટેડ વર્ક્સ ઓવ્ મહાત્મા ગાંધી' યોજનાના ૧૯૬૦ના ફેબ્રુઆરીથી ૧૯૯૧ના ફેબ્રુઆરી સુધી ત્રીસ વર્ષ મુખ્ય સંપાદક રહેલા તામિલ નાડુના પુદુકોટ્ટઈ નામના નાના દેશી રજવાડામાં ૧૮૯૬ના ડિસેમ્બરની ૩જીએ જન્મેલા કૃષ્ણસ્વામી આયરના પુત્ર સ્વામીનાથન. ગુજરાતમાં પુત્રના નામ પછી પિતાનું નામ લખાય છે તેનાથી ઊલટું તામિલ નાડુમાં પુત્રના નામ પહેલાં પિતાનું નામ લખાય છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું કર્યા પછી સ્વામીનાથન મદ્રાસની પ્રેસિડન્સી કોલેજમાં જોડાયા અને ત્યાંથી અંગ્રેજી સાહિત્યના Honours અભ્યાસક્રમમાં પ્રથમ વર્ગમાં સ્નાતક થયા. તે પછી તેમના પોતાના જ ગામના વતની અને તેમના જ નામરાશિ સ્વામીનાથન આયર નામના વકીલની પુત્રી વિશાલાક્ષી સાથે લગ્ન થયાં અને પોતાના શ્વશુરની જેમ પુદુકોટ્ટઈમાં વકીલાત કરવાની ઇચ્છાથી મદ્રાસની લૉ કોલેજમાં જોડાયા અને અહીં પણ કાયદાના અભ્યાસક્રમની પહેલી અને બીજી બેય પરીક્ષાઓમાં ઊંચા ગુણ મેળવી કાયદાના સ્નાતક થયા. તે પછી તેમણે ૧૯૨૬ના ડિસેમ્બરમાં આસામના મુખ્ય શહેર ગૌહાટીમાં મળેલા કોંગ્રેસના વાર્ષિક અધિવેશનના પ્રમુખ બનનાર એસ. શ્રીનિવાસ આય્યંગરના મદદનીશ તરીકે પોતાના ગામમાં વકીલાત શરૂ કરી.

સ્વામીનાથન પુદુકોટ્ટઈમાં વકીલાત કરતા હતા તેવામાં અન્નામલાઈ ચેટ્ટિયર નામના એક સજ્જને તેમને અંગ્રેજી સાહિત્યનો આગળ અભ્યાસ કરવા ઓક્સફર્ડ મોકલવાની તૈયારી બતાવી. અન્નામલાઈ ચેટ્ટિયરે ચિદમ્બરમ્‌માં એક કોલેજ શરૂ કરી હતી અને તેમની ઇચ્છા સ્વામીનાથન ઓક્સફર્ડથી પાછા આવી પોતાની કોલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે જોડાય એવી હતી. સ્વામીનાથને અન્નામલાઈ ચેટ્ટિયરની સૂચના વધાવી લીધી અને તેઓ ઓક્સફર્ડ જઈ ત્યાં ૧૯૨૫માં અંગ્રેજી સાહિત્યમાં બીજા વર્ગમાં સ્નાતક થઈ ચિદમ્બરમ્‌માં અન્નામલાઈ ચેટ્ટિયરની મીનાક્ષી કોલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે જોડાયા.

મીનાક્ષી કોલેજમાં થોડાં વર્ષ કામ કરી સ્વામીનાથન મદ્રાસમાં પોતાની માતૃસંસ્થા પ્રેસિડન્સી કોલેજમાં મદ્રાસ સરકારની શિક્ષણસેવાના પ્રથમ વર્ગના અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે જોડાયા. આ કોલેજમાં અધ્યાપનકાર્ય કરતાં કરતાં સ્વામીનાથને પ્રાચીન તમિળ સાહિત્યના કાવ્યમય સૌંદર્યથી આકર્ષાઈ એ સાહિત્યમાં રસ લેવા માંડ્યો અને તે સાથે તમિળ ભાષામાં પ્રગટ થયેલા સર્વપ્રથમ વિશ્વકોશનું સંપાદન કર્યું. વળી ૧૯૪૦થી ૧૯૫૦ સુધીનાં દશ વર્ષ દરમિયાન તેમણે, મદ્રાસ, ત્રાવણકોર, મ્હૈસૂર અને અન્નામલાઈ યુનિવર્સિટીઓની અભ્યાસક્રમ સમિતિઓ અને શિક્ષણને લગતી બીજી સમિતિઓમાં સભ્ય તરીકે પોતાની સેવા આપી. તે સાથે સ્વામીનાથન દર અઠવાડિયે શનિવારે અને રવિવારે જ્ઞાનયોગી શ્રી રમણ મહર્ષિને મળવા તેમના તિરુવન્નમલાઈ પાસે આવેલા આશ્રમે જતા.

સ્વામીનાથન મદ્રાસની પ્રેસિડન્સી કોલેજમાં અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે સેવાઓ આપતા હતા ત્યાંથી તેમની મદ્રાસમાં સરકારી આર્ટ્સ કોલેજના પ્રિન્સિપલ તરીકે બદલી થઈ અને એ કોલેજમાંથી ૧૯૫૩માં નિવૃત્ત થયા પછી તેઓ 'ઇન્ડિયન એક્સપ્રેસ' દૈનિકની મદ્રાસની આવૃત્તિમાં સહસંપાદક તરીકે જોડાયા અને એ દૈનિકને સાત વર્ષ સુધી પોતાની સેવાઓ આપી. 'ઇન્ડિયન એક્સપ્રેસમાં ૧૯૫૩થી ૧૯૬૦ સુધીનાં સાત વર્ષ સુધીની પોતાની સહસંપાદકની કામગીરી દરમિયાન સ્વામીનાથન દર

અઠવાડિયે શનિવારે અને રવિવારે ચક્રવર્તી રાજગોપાલાચારીને મળતા અને વિનોબા ભાવે તેમની ભૂદાનયાત્રાના પ્રવાસમા મદ્રાસમા હોય ત્યારે શનિવારે અને રવિવારે તેમને પણ મળતા. એ બે મહાનુભાવો સાથેના તેમના સપર્કથી પ્રેરાઈ સ્વામીનાથને ચક્રવર્તી રાજગોપાલાચારીએ તમિળમા લખેલા રામાયણનો અગ્રેજીમા અનુવાદ કર્યો અને વિનોબા ભાવેના 'ગીતાઈ' શીર્ષકથી સગૃહીત થયેલા શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપરના મરાઠી પ્રવચનોનો પણ અગ્રેજીમા અનુવાદ કર્યો. સ્વામીનાથને કરેલા એ બેય પુસ્તકોના અનુવાદો મદ્રાસના 'ઇન્ડિયન એક્સ્પ્રેસ' દૈનિકમા બે વર્ષ સુધી ધારાવાહી રૂપે પ્રગટ થયા હતા. ગાધીજી ૧૯૨૭મા તેમના અસ્પૃશ્યતાનિવારણ અને ખાદી પ્રચારના કાર્યક્રમો માટે ફાળો ઉઘરાવવા પ્રવાસ કરતા એ વર્ષના સપ્ટેમ્બરની ૨૧મીએ સ્વામીનાથનના વતન પુદુકોટ્ટઈ પહોચ્યા ત્યારે સ્વામીનાથન તેમને મળ્યા હતા અને ત્યારથી તેઓ ખાદી પહેરતા થયા હતા. વળી ગાધીજીની અસ્પૃશ્યતાનિવારણની ભાવનાથી પ્રેરાઈ સ્વામીનાથન મદ્રાસની સમાજસેવા સઘ (Social Service League) નામની સસ્થાના પ્રમુખ બન્યા હતા અને એ સઘ દ્વારા તેમણે કરેલા અસ્પૃશ્યતાનિવારણના કામની કદરરૂપે મદ્રાસ સરકારે ૧૯૫૭મા તેમને સુવર્ણચદ્રકથી નવાજિત કર્યા. તેમની આ બધી પ્રવૃત્તિઓનુ સ્વામીનાથનને સુવર્ણચદ્રકથી ક્યાય ચઢી જાય એવુ ફળ મળ્યુ. વિનોબા ભાવેએ જવાહરલાલ નેહરુને 'ધ કલેક્ટેડ વર્ક્સ ઓવ્ મહાત્મા ગાધી' યોજનાના મુખ્ય સપાદક તરીકે નીમવાની સલાહ આપી અને ઉપ-રાષ્ટ્રપતિ સર્વપલ્લી રાધાકૃષ્ણને વિનોબા ભાવેની સલાહને અનુમોદન આપ્યુ. આમ સ્વામીનાથન ૧૯૬૦ના ફેબ્રુઆરીમા એ યોજનાના મુખ્ય સપાદક તરીકે જોડાયા.

'કલેક્ટેડ વર્ક્સ ઓવ્ મહાત્મા ગાધી'ના મુખ્ય સપાદક તરીકે સ્વામીનાથનની એક મોટી મૂઝવણ ગાધીજીના ગુજરાતી લેખો, ભાષણો અને પત્રોના અગ્રેજીમા અનુવાદ કરાવવાની હતી. કેટલાક વર્ષથી કોઈ ભાઈ એ કામ કરતા હતા પણ તેઓ નવી દિલ્હીમા રહીને એ કામ કરી શકે એમ નહોતુ. સ્વામીનાથનની સાથે ગાધીજીના પત્રોના સપાદક તરીકે કામ કરતા પાડુરંગ દેશપાડેએ મારુ નામ સૂચવેલુ, અને તે પછી નવી દિલ્હીમા અગ્રેજીના અધ્યાપકોની એક પરિષદમા સૂરતની કોલેજના પ્રિન્સિપલ કાલિદાસ દેસાઈ ગયેલા તેમને સ્વામીનાથને પૂછ્યુ તો તેમણે પણ મારું નામ સૂચવ્યુ તે ઉપરથી તેમણે ૧૯૬૧ના ફેબ્રુઆરીની ૨૩મીએ મને પત્ર લખીને 'કલેક્ટેડ વર્ક્સ'મા અનુવાદક તરીકે જોડાવાનુ આમત્રણ આપ્યુ. એ પત્ર મળતા જ મારા જીવનમા એક નવી દિશા ઊઘડી ગઈ મુબઈ સરકારે ૧૯૫૯ના મે માસમા મારી સેવાઓ બે વર્ષ માટે શહેરની છોકરીઓ માટેની પ્રકાશ આર્ટ્સ કોલેજના પ્રિન્સિપલ તરીકે ઉછીની આપી હતી અને ૧૯૬૧ના મેની ૩૧મીએ તેની મુદત પૂરી થયા પછી શુ કરવુ તેની હું ચિંતામા હતો. હુ પ્રકાશ કોલેજમા જોડાયો ત્યારે મુબઈ સરકારની, અને ૧૯૬૦ના મેની ૧લીએ ગુજરાતનુ જુદું રાજ્ય થયુ તે પછી ગુજરાત રાજ્યની શિક્ષણસેવાના બીજા વર્ગનો અગ્રેજીનો અધ્યાપક હતો અને એ શિક્ષણસેવાના પહેલા વર્ગના દ્વાર મારા માટે બધ થઈ ગયા હતા. અમદાવાદ છોડીને જાઉ તો કપડવજમા અને મુબઈમા શરૂ થવાની નવી કોલેજોમાથી એકમા મને પ્રિન્સિપલની જગ્યા મળે એમ હતુ. પણ મારે અમદાવાદ છોડીને બીજે ક્યાય જવુ નહોતુ. પણ પ્રો સ્વામીનાથનનો પત્ર વાચીને મારા મનમા મને ન સમજાય એવો શીતળતાનો સ્પર્શ થયો અને હુ નવી દિલ્હી જવા તૈયાર થયો. પત્ર મે પિતાને વચાવ્યો તો તેમણે પણ મને પ્રો. સ્વામીનાથનનુ આમત્રણ સ્વીકારી લેવાની સલાહ આપી. આમ હુ ૧૯૬૧ના સપ્ટેમ્બરની ૨૬મીએ નવી દિલ્હીમા માનસિંહ રોડ ઉપર આવેલા 'કલેક્ટેડ વર્ક્સ ઓવ્ મહાત્મા ગાધી'ના કાર્યાલયમા અનુવાદક તરીકે જોડાયો અને પ્રો. સ્વામીનાથનને પહેલી વાર મળ્યો.

હુ જોડાયો ત્યારે 'કલેક્ટેડ વર્ક્સ'ની ગ્રથશ્રેણીના

૭મા ખંડનું સંપાદન ચાલતું હતું. અને પ્રો. સ્વામીનાથન જોડાયા ત્યારે તેના ૪થા ખંડનું સંપાદન ચાલતું હતું. એ ગ્રંથશ્રેણીના અંતિમ, ૯૦મા ખંડનું વિમોચન વડાપ્રધાન ઇન્દિરા ગાંધીએ ૧૯૮૪ના એપ્રિલમાં કર્યું. તે પછી ૧૯૮૫માં સ્વામીનાથન નવી દિલ્હી છોડીને કાયમ માટે મદ્રાસ ગયા. ગ્રંથશ્રેણીના ૯૦ ખંડો પ્રસિદ્ધ થઈ ચૂક્યા હતા, પણ એમાંના કેટલાક ખંડો પ્રસિદ્ધ થયા પછી તે તે ખંડના સમયગાળાને લગતી નવી સામગ્રી મળી હતી અને એ સામગ્રીને નવા ખંડોમાં સમાવેશ કરીને ગ્રંથશ્રેણીના વધારાના ખંડોનું (supplementary volumesનું) સંપાદન અને એ ખંડોની સૂચિઓ તૈયાર કરવાનું કામ ચાલતું હતું. મદ્રાસ રહીને પ્રો. સ્વામીનાથન ૧૯૯૧ના ફેબ્રુઆરી સુધી એ કામમાં પણ માર્ગદર્શન આપતા રહ્યા. પણ ૩૦ વર્ષ સુધી પોતે કરતા રહેલા કામમાંથી સંપૂર્ણ નિવૃત્તિ લેતાં પહેલાં પ્રો. સ્વામીનાથને ૧૯૯૦માં મદ્રાસમાં 'ગાંધી મિશન' નામની સંસ્થા સ્થાપી હતી.

'કલેક્ટેડ વર્ક્સ'ના ખંડોનું સંપાદન કરતાં કરતાં પ્રો. સ્વામીનાથને નવી દિલ્હીની 'નેશનલ બુક ટ્રસ્ટ' પ્રકાશનસંસ્થા માટે ૧૯૬૦થી ૧૯૭૦ સુધીનાં દશ વર્ષ દરમિયાન રાષ્ટ્રીય જીવનચરિત્રોની ગ્રંથશ્રેણીનું સંપાદન કર્યું. ૧૯૭૫ની આસપાસ એ જ પ્રકાશનસંસ્થા માટે શ્રી રમણ મહર્ષિના જીવન અને ઉપદેશને લગતી અંગ્રેજીમાં એક પુસ્તિકા લખી જેનો પાછળથી આપણા જાણીતા કવિ સુંદરજી બેટાઈનાં પુત્રી સરલા જગમોહને ગુજરાતીમાં અનુવાદ કર્યો. એ જ વર્ષે એટલે કે ૧૯૭૨માં, ભારત સરકારે પ્રો. સ્વામીનાથનને પદ્મભૂષણ ઇલકાબથી નવાજિત કર્યા. મદ્રાસ જઈ પ્રો. સ્વામીનાથને ૧૯૮૫માં તામિલ નાડુના રાષ્ટ્રીય કવિ સુબ્રહ્મણ્યમ્ ભારતીની જન્મશતાબ્દી નિમિત્તે તેમનાં પદ્ય અને ગદ્ય સર્જનોના અંગ્રેજી અનુવાદનો ગ્રંથ પ્રગટ કર્યો. આ ઉપરાંત પ્રો.સ્વામીનાથને કેટલાંક વર્ષો સુધી શ્રી રમણ મહર્ષિના ઉપદેશનો પ્રચાર કરતા સામયિક 'માઉન્ટન પાથ'ના સંપાદક તરીકે પણ પોતાની સેવાઓ આપી હતી. તેમની આ સર્વ પ્રવૃત્તિઓની કદરરૂપે ગાંધીગ્રામ ગ્રામ વિદ્યાપીઠે ૧૯૮૭ના મે માસમાં પ્રો. સ્વામીનાથનને ભારતના ઉપ-રાષ્ટ્રપતિ પાસે મદ્રાસના રાજભવનમાં પોતાની ડોક્ટર ઑવ્ ફિલૉસૉફીની માનદ ઉપાધિ એનાયત કરાવી. આવું પ્રવૃત્તિમય જીવન ગાળી અને ૯૭ વર્ષ ૬ માસનું સુદીર્ઘ આયુષ્ય ભોગવી પ્રો. સ્વામીનાથન આ વર્ષના મે માસની ૧૯મીએ બપોરે સાડાબાર વાગ્યે પોતાની સર્વ પ્રવૃત્તિઓ સંકેલી લઈ શેક્સ્પિયરનો હેમ્લેટ કહે છે તેમ જ્યાંથી કોઈ પ્રવાસી પાછો આવતો નથી એવા ધામમાં પહોંચી ગયા.

પ્રો. સ્વામીનાથનની કલ્પનાસૃષ્ટિ અંગ્રેજી અને પ્રાચીન તમિળ સાહિત્યના તથા બાઇબલના નવા કરારના કાવ્યમય સંસ્કારોની સાથે વૈષ્ણવ દર્શનની, આદિ શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાન્તની, ગાંધીજીના કર્મયોગની અને શ્રી રમણ મહર્ષિના જ્ઞાનયોગની ભાવનાઓથી સભર હતી. વળી તેઓ પ્રાચીન તમિળ વૈષ્ણવ ભક્તકવિઓ અળવરોના પ્રેમી હતા. આમ પ્રો. સ્વામીનાથનમાં કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગનો ત્રિવેણીસંગમ થયો હતો અને તેમાં બાઇબલના નવા કરારના સંસ્કારો ભળતાં તેઓ ભારતીય પરંપરાની સમન્વયદષ્ટિના સાચા પ્રતીક જેવા હતા.

આવા પ્રો. સ્વામીનાથનને ૧૯૬૧ના સપ્ટેમ્બરની ૨૬મીએ પહેલી વાર મળ્યો ત્યારે મને જરાય કલ્પના નહોતી કે તેમની સાથેનો સંસર્ગ ભવિષ્યમાં મારા માટે કેવું મોટું સદ્ભાગ્ય નીવડવાનો હતો. 'કલેક્ટેડ વર્ક્સ'માં જોડાવાથી મને મોટો આર્થિક લાભ થયો હતો. ગુજરાત કૉલેજમાં મને ગુજરાત રાજ્યની શિક્ષણસેવાના બીજા વર્ગના અધ્યાપક તરીકે માસિક રૂ. ૩૫૦નો પગાર મળતો હતો અને તે ઉપરાંત ગુજરાત યુનિવર્સિટીની પરીક્ષાઓમાં પરીક્ષક અને મુખ્ય નિરીક્ષક તરીકે તથા મુંબઈ યુનિવર્સિટીની અને વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં પરીક્ષક તરીકે પુરસ્કાર મળતો તે મળીને મારી કુલ માસિક આવક રૂ. ૬૦૦ જેટલી હતી. આના બદલે 'કલેક્ટેડ વર્ક્સ'માં મને ભારત સરકારના પ્રથમ વર્ગના અનુવાદક તરીકે

૭

રૂ ૭૦૦થી શરૂ થઈ રૂ ૧૧૦૦ સુધી પહોચતા પગારનો લાભ મળ્યો હતો. આ ઉપરાત મોઘવારી ભથ્થુ જુદું વળી સમય જતાં પગારના દરમા વધારો કરવામા આવ્યો હતો અને હુ ૧૯૭૬ના ડિસેમ્બરની ૨૨મીએ નિવૃત્ત થયો ત્યારે મારો પગાર રૂ ૧૬૫૦ સુધી પહોચ્યો હતો અને તે સાથે મોઘવારી ભથ્થુ મળતુ હતુ અને નિવૃત્ત થયો પછી પણ મને ૧૯૭૭ના જૂનની ૯મીથી ૧૯૮૫ના માર્ચની ૩૧મી સુધી મુખ્ય સપાદકના માનાર્હ સલાહકાર તરીકે ચાલુ રાખવામા આવ્યો હતો અને તે કામ માટે મને માસિક રૂ ૧૦૦૦નુ માનદ વેતન મળતુ હતુ. તે સાથે ગુજરાત સરકારનુ નિવૃત્તિ વેતન પણ મળતુ.

પણ આવો આર્થિક લાભ તો ગૌણ હતો. નવી દિલ્હીમા હુ ૧૯૬૫ના નવેમ્બરમા એકાએક માદો પડી ગયો ત્યારે પ્રો. સ્વામીનાથને મારી તાત્કાલિક અમદાવાદ બદલી કરાવી અને મારા ઘેર રહીને જ મારુ કામ કરવાની સુવિધા કરાવી આપી તે મારી દૃષ્ટિએ આર્થિક લાભ કરતા વધારે મહત્ત્વની વાત હતી આવા વ્યવહારુ લાભ સાથે મને પ્રો. સ્વામીનાથન પાસેથી એક અમૂલ્ય વસ્તુ મળી, અને તે એ હતી કે શરૂઆતથી જ મેં તેમના વ્યક્તિત્વમા એક પ્રકારનો મધુર સૌમ્યતાનો સ્પર્શ અનુભવ્યો અને એમની એ સૌમ્યતાએ પાચેક વર્ષથી શરીરની ઉપાધિઓ તથા માનસિક ક્લેશોથી ક્ષુબ્ધ રહેતા મારા મનને કઈક શાન્તિનો અનુભવ કરાવ્યો. તે ઉપરાત પ્રો. સ્વામીનાથને મને વાલ્મીકિરામાયણ મૂળ સંસ્કૃતમા વાચવા પ્રેર્યો, 'કલેક્ટેડ વર્ક્સ'ના ખડોની પ્રસ્તાવનાઓ લખવા પ્રોત્સાહિત કરી મને ગાધીજીની ધાર્મિક, રાજકીય, સામાજિક અને આર્થિક વિચારસરણી સમજવાની તક આપી અને ગાંધીજીની વૈષ્ણવદૃષ્ટિના સૌદર્યને જોતો કર્યો. મે ૧૯૭૫ના સપ્ટેમ્બર-ઓક્ટોબરમા ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે 'ટ્રેજિડી સાહિત્યમા અને જીવનમા' એ વિષય ઉપર દશ વ્યાખ્યાનો આપ્યા, ૧૯૭૮મા ૧૯૬૯થી ૧૯૭૭ના ઓક્ટોબર સુધીના સમયગાળામા ગાધીજી વિશે લખેલા લેખો અને આપેલા વ્યાખ્યાનોનો સગ્રહ 'ગાધીજીની સત્યસાધના અને બીજા લેખો' શીર્ષકથી પ્રગટ કર્યો, ૧૯૭૯મા શ્રી રમણલાલ જોશી દ્વારા સપાદિત 'ગુજરાતી ગ્રથકાર શ્રેણીમા 'ગાધીજી' વિશે એક પુસ્તિકા લખી, ૧૯૮૧મા નવી દિલ્હીની સાહિત્ય અકાદમી માટે Mahatma Gandhi in his Gujarati Writings' શીર્ષકથી અગ્રેજીમા એક પુસ્તિકા લખી અને ૧૯૮૨મા વાલ્મીકિરામાયણનો 'વાલ્મીકીય રામકથા' શીર્ષકથી ગુજરાતી ગદ્યમા સક્ષેપ પ્રસિદ્ધ કર્યો, એ મારી સાહિત્યિક પ્રવૃત્તિઓ પાછળ મૂળ પ્રેરણા પ્રો સ્વામીનાથનની હતી. આ ઉપરાત તેમણે મને ૧૯૭૦ના માર્ચની ૧૨મીથી ૧૯૮૪ના જાન્યુઆરીની ૮મી સુધીના સમયગાળા દરમ્યાન ૨૫૦ જેટલા વ્યક્તિગત પત્રો લખ્યા તેમાથી મને જે મળ્યુ છે તેની કિંમત તો હુ ક્યારેય આકી શકીશ નહિ.

૫-૧૦-૧૯૮૪

## સાભાર સ્વીકાર

**પાર્શ્વ પ્રકાશન (નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફરોડ) અમદાવાદ-૧ના**

એક ને એક અગ્યાર લે. જયત ગાડીત, મજુલા ગાંડીત, કિં રૂ ૩૫. વીરવાડા લે. કિશોરસિહ સોલકી, કિં રૂ ૭૫. ઈર્ષ્યા લે. સુરેશ ઓઝા, કિં રૂ ૪૦ ગ્રથધટન લે. ચન્દ્રકાન્ત ટોપીવાળા, કિં રૂ ૬૦ ચન્દ્રકાન્ત બક્ષીથી ફેરો લે. સુમન શાહ, કિં રૂ ૬૦ ભૂપેશ અધ્વર્યુ વ્યક્તિ અને સર્જક સપા દક્ષેશ ઠાકર, કિં રૂ ૪૦ વિવેચન સંદર્ભ લે. રમણ સોની, કિં રૂ ૬૫. સક્રાન્તિ સર્જાતી ગુજરાતી પ્રતિનિધિ વાર્તા સપા. જયેશ ભોગાયતા. કિં રૂ ૯૦

બલદેવ પટેલ, 'અચલ'

આજે ઈશાની જન્મતારીખ છે. ભેટમાં શું આપવું, કઈ રેસ્તોરાંમાં લઈ જવી, ડિનર આપવું કે ફક્ત આઇસક્રીમ. સવારે ઊઠીને લૉનમાં બેઠાં બેઠાં અરુણ હાથમાં અખબાર રાખી વિચારે ચડી ગયો હતો. વરંડાની લૉનમાં આરામખુરશીમાં બેઠાં બેઠાં સવારની ઠંડી મોસમમાં કૉફીની ચુસ્કી લેતાં લેતાં અખબાર વાંચવાની મજા જ કોઈ ઓર હોય છે. હંમેશની જેમ આજે પણ અરુણની નજર પહેલાં જ્યોતિષ કૉલમ 'આપની આજ' પર ગઈ. મેષ રાશિમાં લખ્યું હતું : "પ્રિયજન સાથે મિલન મુલાકાત". ઘડીક તો તેને થયું, શું આ લખનારને ખબર હશે કે આજે ઈશાની જન્મ-તારીખ છે ને તેને રેસ્તોરાંમાં લઈ જવાનું હું વિચારી રહ્યો છું ? પણ ના, બીજી જ પળે તેને ખ્યાલ આવી ગયો કે 'આપની આજ'નું આ કૉલમ તો દરેક રાશિ માટે સામાન્ય રીતે લખાતું હોય છે ને જે તે વ્યક્તિના જન્મના ગ્રહોને અનુરૂપ તે તે વ્યક્તિનો દિવસ વીતતો હોય છે. ગમે તે હોય પણ જ્યોતિષની આગાહી વાંચતાં તેને કોઈ અનેરો આનંદ થયો હતો. આમ ભૂતકાળમાં પણ આ રીતે ઘણી વાર આગાહી અને તેના વિચારો વધારે સુસંગત થયેલાં. તેથી તો અરુણના જીવનમાં જ્યોતિષનું ખૂબ જ ઊંચું સ્થાન હતું. જો ભૂલથી પણ આ રોજિંદી આગાહી તેના વિચારો સાથે સુમેળ ન સાધતી તો તે દિવસે અરુણ તેનાં તમામ કામ ને બધી મુલાકાત રદ કરતો. ને તેની કૅબિનમાં બેસી રહેતો. ઑફિસની કોઈ વ્યક્તિને મળતો પણ નહિ. અરે, ઈશાને પણ નહિ, જેને તે દિલોજાનથી ચાહતો હતો. ઈશા તેની કંપનીના મૅનેજિંગ ડિરેક્ટરની સ્ટેનો હતી. તે પણ અરુણને પ્રેમ કરતી હતી. તે જાણતી ન હતી કે અરુણ પરિણીત છે. ને અરુણને પણ તેણે ક્યાં જાણવા દીધું હતું કે તેની સગાઈ બ્રિજેશ સાથે થઈ ગયેલી છે ? અરુણના કૅબિનમાં પુરાઈ રહેવાના પ્રસંગોએ જ્યારે અરુણને ઈશા દેખતી નહિ ત્યારે તે ખૂબ વ્યગ્ર થઈ જતી. બેચેન થઈ ઊઠતી. આવી સ્થિતિમાં ક્યારેક તો તેના સર ડિક્ટેશન આપતા તો બરાબર ડિક્ટેશન લઈ શકતી નહિ ને મુસદ્દા ટાઇપમાં ઘણી ભૂલો રહી જવા પામતી. આ કારણે સરનો ઠપકો પણ સાંભળવો પડતો. પણ આ બધું રોજિંદું થઈ ગયું હતું એટલે કોઠે પડી ગયું હતું.

અખબાર વાંચી અરુણ પોતાનું પ્રાતઃકર્મ પતાવી ઑફિસે જવાની તૈયારી કરવા લાગ્યો. આજની આગાહી વાંચ્યા પછી તેનું મન એક અનુપમ રોમાંચનો અનુભવ કરી રહ્યું હતું. તેની આજની તૈયારીમાં કોઈ અનોખો અંદાઝ હતો. તેની માંજરી આંખોમાં અનોખું સપનું હતું. આજનાં તેનાં કપડાંની પસંદગીમાં રંગીન ઝલક હતી. તૈયારી કરતી વખતે તેના મનમાં ઊઠતી કલ્પનાનો થનગનાટ તેના પગમાં દેખાઈ રહ્યો હતો. ને આ બધી પ્રક્રિયા એ એવી રીતે કરતો હતો જાણે કે તેને કોઈ દેખતું નથી. પ્રેમી પ્રેમમાં સો ગાઉ ઉજ્જડ ભાળતો હોય છે. પણ તેને ક્યાં ખબર હતી કે તેની આજની આ સમગ્ર હિલચાલ તેની પત્ની બિંદા નિહાળી રહી છે.

બિંદાની સમજમાં આવતું ન હતું કે અરુણમાં આજે આટલો બધો ઉત્સાહ, પગમાં તરવરાટ ક્યાંથી. અરુણ ઑફિસે તો રોજ જાય છે. રોજ તૈયાર થાય છે. પણ આજના જેવી તૈયારી કરતાં એણે ક્યારેય અરુણને પહેલાં જોયેલો નહિ. રોજ કરતાં આજે કપડાં પહેરવાની ને મૅચિંગની પસંદગીનો ઢંગ જ કોઈ નિરાળો હતો. આ બધું મૅચિંગ આજે શાને કારણે છે તે બિંદા ખૂબ વિચાર્યા પછી પણ ન સમજી શકી. ને તે તેની કલ્પના બહારનું હતું. તેના મગજમાં કાંઈ ગેડ બેઠી નહિ એટલે આગળ વિચારવાનું, કલ્પનાના ઘોડા દોડાવવાનું પડતું મૂકીને ઘરકામમાં જોતરાઈ ગઈ.

અરુણને સમયસર જમાડ્યો. લચ બોક્સ ભરી આપ્યો. ને ઓફિસનો સમય થતા તેને ન સમજાયેલી વાતનો ભાવ ચહેરા પર આવવા દીધા વિના જ હમેશની જેમ સહજ રીતે જ અરુણના હાથમા બ્રીફકેસ પકડાવી. હાથરૂમાલ આપ્યો ટાઈ ઠીક કરી આપી ને દરવાજા સુધી મૂકવા ગઈ પગથિયા ઊતરી અરુણે સ્કૂટર હકાર્યું ત્યારે બિંદાએ તેનો જમણો હાથ ઊચો કરી ટા ટા કર્યું સામે અરુણે પણ તેનો ઉત્તર આપતા હાથ ઊંચો કરી ટા ટા કર્યું. બિંદા દરવાજો બધ કરી ઘરમા પાછી ફરી.

ઘેરથી નીકળી ઓફિસે જવાને બદલે અરુણ સીધો રેસ્તોરા પર પહોચ્યો, જ્યા ઈશાને લઈ જવાની હતી ને જ્યા બનેની મુલાકાતો ભૂતકાળમા થતી હતી. બે બેઠકવાળો એક ફેમિલી રૂમ રિઝર્વ કરાવ્યો. બેરાને બોલાવી ટેબલ પર સ્વચ્છ સફેદ ચાદર પથરાવી એક ફૂલદાની મુકાવી ફૂલદાનીમા લાલ ગુલાબ મુકાવ્યા. ફૂલદાનીની બાજુમા એક ગુલાબની છડી ઈશાને હેપી બર્થ ડે કરી આપવા સારુ રખાવી. ટેબલના એક ખૂણે સુગધીદાર અગરબત્તી પેટાવરાવી બેરાએ આ બધુ અરુણ પાસેથી અવારનવાર મળતી ટિપથી આજે કઈક વધારે મળવાની લાલચથી કરી આપ્યુ. ઈશાને ગમતી કોઈ બાબત રહી ન જાય તેનુ ખૂબ જ ધ્યાન રાખીને અરુણે ચીવટથી બધી વ્યવસ્થા ગોઠવાવી હતી. બધુ પૂર્ણ થયુ એટલે અરુણે ઈશાને ફોન કરી રેસ્તોરા પર આવી જવા જણાવ્યુ ને તે ફેમિલી રૂમમા રાહ જોતો બેઠો. રેસ્તોરામા ધીમા સૂરે રેડિયો પર શરાબીનુ ગીત વાગતુ હતુ 'ઇન્તિહા ક્યા હુઈ ઇન્તજારકી, આઈ ના કુછ ખબર મેરે યાર કી. '

અરુણનો ફોન આવતા ઈશા સરને રજાનો રિપોર્ટ આપી કેબિનમાથી બહાર નીકળી. ઈશાની કેબિનમાથી બહાર નીકળવાની ઉતાવળને સર પામી ગયા. કશુ બોલ્યા નહિ પછી પોતાના કામમા લાગી ગયા. ઈશાએ પાર્કિંગમાથી મોપેડ કાઢી ઓફિસ કમ્પાઉન્ડમાથી અરુણ હતો તે રેસ્તોરામા જવાના રસ્તે હંકાર્યું. થોડેક દૂર ગઈ હશે ને સામે બિજેશ આવતો જણાયો. ઘડીક તો તેની છાતીના ધબકારા વધી ગયા. બિજેશે ક્યારે તેની નજીક આવી સ્કૂટર ઊભું રાખ્યુ તેનુ તેને ભાન પણ ન રહ્યુ બિજેશે 'હલ્લો' કહ્યુ ત્યારે તે અર્ધભાનમાથી જાગતી હોય તેમ સામે 'હલ્લો' કહ્યુ ને કંઈક થડકારા ઓછા થતા ઈશાએ બિજેશને પૂછ્યુ,

'આ બાજુ અત્યારે ક્યાથી ?" "તારી પાસે ઓફિસમા જ આવતો હતો. આપણી સગાઈના દિવસ પછી મળ્યા ન હતા એટલે થયુ કે ચાલ, તારી સાથે કોફી પીશુ પણ તુ અત્યારે ક્યા જતી હતી ?" વાતને પૂરી કરતા બિજેશે પૂછ્યુ.

સારું હતુ કે ઈશા જે રેસ્તોરામા જવા નીકળી હતી તે રસ્તે જ બિજેશની ઓફિસ હતી. એટલે ઈશાને બહાનુ બનાવતા સરળતા રહી. તેણે બિજેશને કહ્યુ

"હુ પણ એ જ ઇરાદે તારી પાસે આવતી હતી." ને બનેના ધ્યેય મજિલ એક હોવાની વાત પર હસવુ આવતા અવિશ્વાસનો વિશ્વાસથી, ડરનો નીડરતાથી એકબીજા હાથ પકડી હસતા હસતા રેસ્તોરામા ઘૂસ્યા એક ટેબલ પર સામસામે ગોઠવાયાં. કોફીનો ઓર્ડર બિજેશે આપ્યો. ઈશા બિજેશ સામે એકીટશે જોઈ રહી હતી ને વિચારી રહી હતી. "મને આ રીતે ખરા બપોરે ઓફિસેથી નીકળેલી જોઈ બિજેશને કોઈ શક તો નહિ ગયો હોય ને ?' તો બિજેશ પણ ઈશા સામે ધારીને જોઇ રહેતા વિચારી રહ્યો હતો કે — 'શુ ઈશા અત્યારે તેને જ મળવા નીકળી હશે ? વિચારતા વિચારતા બને એકી સાથે બોલી ઊઠ્યા 'શુ વિચારે છે ઈશા ?' 'શુ વિચારે છે બિજેશ ? ને બને ખડખડાટ હસી પડ્યા. પછી રૂમમા એકદમ મૌન પથરાઈ ગયુ. કોફી આવતા સહેજ પણ અવાજ વિના બને ચુપચાપ કોફી પી રહ્યા. એકના મૌનમા ભય પ્રસરલો હતો તો બીજાના મૌનમા શકા. કોફી પી લીધા પછી બીજી કોઈ પણ વાતચીત વિના છૂટા પડ્યા.

બિંદા, અરુણ ઘેર આવે તેની રાહ જોઈને

દરવાજામાં ઊભી હતી. ક્યાંય સુધી ઊભા રહ્યા પછી અરુણ રસ્તે આવતો દેખાયો નહિ એટલે થાકીને ઘરનો દરવાજો બંધ કરી સોફા પર જઈ બેઠી. અરુણ માટે તૈયાર રાખેલી કોફીનો કપ હાથમાં લેતાં સોફા સામે ટિપોય પર પડેલા અખબારને કોફી પીતાં પીતાં નિરાંતે વાંચવાના ઇરાદે બીજા હાથે પકડ્યું. હંમેશની ટેવ મુજબ બિંદાએ પણ 'આપની આજ'ના કોલમ પર નજર કરી. પણ આ કોલમને રોજના જોવાના અંદાજથી કંઈક જુદી જ રીતે કંઈક ભય તો કંઈક શંકાથી તેણે પહેલાં મેષ રાશિ પર નજર નાખી. તેણે વાંચ્યું "પ્રિયજન સાથે મિલન મુલાકાત." ને એકાએક તેના મનમાં ઝબકારો થયો. મનમાં કૅમેરાનું ફોકસ સવારે તૈયાર થતા અરુણની આસપાસ ફરવા લાગ્યું. મનમાં કંઈક હળવી ભયની ધ્રુજારી આવી ગઈ. હાથમાંનો કોફીનો કપ રકાબી સાથે ખખડવા લાગ્યો. ને તેમાંથી નીકળતા ધ્વનિને પકડવા સમજવા મથતી હોય તેમ તેણે તેની નજર પાછી અખબારના એ કોલમમાં 'વૃષભ' રાશિ પર ઠેરવી. તો વંચાયું : "એવી કોઈ ઘટના બને કે જેથી મન કંઈક ઉચાટ અનુભવે, વ્યગ્ર બને." વાંચતાં જ કોફીના કપ સાથે બિંદા સોફામાં ફસડાઈ પડી.

※

## 'ઉદ્દેશ' માસિક અંગેનું માહિતી પત્રક

[ફોર્મ-૪ (નિયમ આઠ મુજબ)]

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશન સ્થળ : | અમદાવાદ |
| ૨. | પ્રકાશનની સામયિકતા: | માસિક |
| ૩. | મુદ્રક : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા : | ભારતીય |
| | સરનામું : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૪. | પ્રકાશકનું નામ : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા : | ભારતીય |
| | સરનામું : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૫. | તંત્રી : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા : | ભારતીય |
| | સરનામું : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૬. | માલિકનું નામ સરનામું : | ઉપર મુજબ |

હું રમણલાલ જોશી આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

તા. ૧૦-૩-૧૯૯૫ 　　　　　　　　　　　　　　　　　　　　　રમણલાલ જોશી

અરુણને સમયસર જમાડ્યો. લચ બોક્સ ભરી આપ્યો. ને ઓફિસનો સમય થતા તેને ન સમજાયેલી વાતનો ભાવ ચહેરા પર આવવા દીધા વિના જ હમેશાની જેમ સહજ રીતે જ અરુણના હાથમા બ્રીફકેસ પકડાવી. હાથરૂમાલ આપ્યો. ટાઈ ઠીક કરી આપી. ને દરવાજા સુધી મૂકવા ગઈ પગથિયા ઊતરી અરુણે સ્કૂટર હકાર્યું ત્યારે બ્રિંદાએ તેનો જમણો હાથ ઊંચો કરી ટા ટા કર્યું સામે અરુણે પણ તેનો ઉત્તર આપતા હાથ ઊંચો કરી ટા ટા કર્યું. બ્રિંદા દરવાજો બધ કરી ઘરમા પાછી ફરી.

ઘેરથી નીકળી ઓફિસે જવાને બદલે અરુણ સીધો રેસ્તોરા પર પહોચ્યો, જ્યા ઈશાને લઈ જવાની હતી ને જ્યા બનેની મુલાકાતો ભૂતકાળમા થતી હતી. બે બેઠકવાળો એક ફેમિલી રૂમ રિઝર્વ કરાવ્યો. બેરાને બોલાવી ટેબલ પર સ્વચ્છ સફેદ ચાદર પથરાવી. એક ફૂલદાની મુકાવી ફૂલદાનીમા લાલ ગુલાબ મુકાવ્યા. ફૂલદાનીની બાજુમા એક ગુલાબની છડી ઈશાને હેપી બર્થ ડે કરી આપવા સારુ રખાવી. ટેબલના એક ખૂણે સુગધીદાર અગરબત્તી પેટાવરાવી બેરાએ આ બધુ અરુણ પાસેથી અવારનવાર મળતી ટિપથી આજે કઈક વધારે મળવાની લાલચથી કરી આપ્યુ. ઈશાને ગમતી કોઈ બાબત રહી ન જાય તેનુ ખૂબ જ ધ્યાન રાખીને અરુણે ચીવટથી બધી વ્યવસ્થા ગોઠવાવી હતી બધુ પૂર્ણ થયુ એટલે અરુણે ઈશાને ફોન કરી રેસ્તોરા પર આવી જવા જણાવ્યુ ને તે ફેમિલી રૂમમા રાહ જોતો બેઠો. રેસ્તોરામા ધીમા સૂરે રેડિયો પર શરાબીનુ ગીત વાગતુ હતુ 'ઇન્તિહા ક્યા હુઈ ઇન્તજારકી, આઈ ના કુછ ખબર મેરે યાર કી. '

અરુણનો ફોન આવતા ઈશા સરને રજાનો રિપોર્ટ આપી કેબિનમાથી બહાર નીકળી. ઈશાની કેબિનમાથી બહાર નીકળવાની ઉતાવળને સર પામી ગયા. કશુ બોલ્યા નહિ. પછી પોતાના કામમા લાગી ગયા. ઈશાએ પાર્કિંગમાથી મોપેડ કાઢી ઓફિસ કમ્પાઉન્ડમાથી અરુણ હતો તે રેસ્તોરામા જવાના રસ્તે હકાર્યું. થોડેક દૂર ગઈ હશે ને સામે બ્રિજેશ આવતો જણાયો. ઘડીક તો તેની છાતીના ધબકારા વધી ગયા. બ્રિજેશે ક્યારે તેની નજીક આવી સ્કૂટર ઊભુ રાખ્યુ તેનુ તેને ભાન પણ ન રહ્યુ બ્રિજેશે 'હલ્લો' કહ્યુ ત્યારે તે અર્ધભાનમાથી જાગતી હોય તેમ સામે 'હલ્લો' કહ્યુ ને કઈક થડકારા ઓછા થતા ઈશાએ બ્રિજેશને પૂછ્યુ,

"આ બાજુ અત્યારે ક્યાથી ?" "તારી પાસે ઓફિસમા જ આવતો હતો. આપણી સગાઈના દિવસ પછી મળ્યા ન હતા એટલે થયુ કે ચાલ, તારી સાથે કોફી પીશુ પણ તુ અત્યારે ક્યા જતી હતી ?" વાતને પૂરી કરતા બ્રિજેશે પૂછ્યુ.

સારુ હતુ કે ઈશા જે રેસ્તોરાંમા જવા નીકળી હતી તે રસ્તે જ બ્રિજેશની ઓફિસ હતી. એટલે ઈશાને બહાનુ બનાવતા સરળતા રહી. તેણે બ્રિજેશને કહ્યુ

"હુ પણ એ જ ઇરાદે તારી પાસે આવતી હતી." ને બનેના ધ્યેય મજિલ એક હોવાની વાત પર હસવુ આવતા અવિશ્વાસનો વિશ્વાસથી, ડરની નીડરતાથી એકબીજા હાથ પકડી હસતા હસતા રેસ્તોરામા ઘૂસ્યા એક ટેબલ પર સામસામે ગોઠવાયા. કોફીનો ઓર્ડર બ્રિજેશે આપ્યો. ઈશા બ્રિજેશ સામે એકીટશે જોઈ રહી હતી ને વિચારી રહી હતી. "મને આ રીતે ખરા બપોરે ઓફિસેથી નીકળેલી જોઈ બ્રિજેશને કોઈ શક તો નહિ ગયો હોય ને ?' તો બ્રિજેશ પણ ઈશા સામે ધારીને જોઈ રહેતા વિચારી રહ્યો હતો કે — 'શુ ઈશા અત્યારે તેને જ મળવા નીકળી હશે ?' વિચારતા વિચારતા બને એકી સાથે બોલી ઊઠ્યા 'શુ વિચારે છે ઈશા ? 'શુ વિચારે છે બ્રિજેશ ?' ને બને ખડખડાટ હસી પડ્યા પછી રૂમમા એકદમ મૌન પથરાઈ ગયુ. કોફી આવતાં સહેજ પણ અવાજ વિના બને ચુપચાપ કોફી પી રહ્યા. એકના મૌનમા ભય પ્રસરલો હતો તો બીજાના મૌનમા શકા. કોફી પી લીધા પછી બીજી કોઈ પણ વાતચીત વિના છૂટા પડ્યા.

બ્રિંદા, અરુણ ઘેર આવે તેની રાહ જોઈને

દરવાજામાં ઊભી હતી. ક્યાંય સુધી ઊભા રહ્યા પછી અરુણ રસ્તે આવતો દેખાયો નહિ એટલે થાકીને ઘરનો દરવાજો બંધ કરી સોફા પર જઈ બેઠી. અરુણ માટે તૈયાર રાખેલી કૉફીનો કપ હાથમાં લેતાં સોફા સામે ટિપોય પર પડેલા અખબારને કૉફી પીતાં પીતાં નિરાંતે વાંચવાના ઇરાદે બીજા હાથે પકડ્યું. હંમેશની ટેવ મુજબ બિંદાએ પણ 'આપની આજ'ના કૉલમ પર નજર કરી. પણ આ કૉલમને રોજના જોવાના અંદાજથી કંઈક જુદી જ રીતે કંઈક ભય તો કંઈક શંકાથી તેણે પહેલાં મેષ રાશિ પર નજર નાખી. તેણે વાંચ્યું "પ્રિયજન સાથે મિલન મુલાકાત." ને એકાએક તેના મનમાં ઝબકારો થયો. મનમાં કૅમેરાનું ફોકસ સવારે તૈયાર થતા અરુણની આસપાસ ફરવા લાગ્યું. મનમાં કંઈક હળવી ભયની ધ્રુજારી આવી ગઈ. હાથમાંનો કૉફીનો કપ રકાબી સાથે ખખડવા લાગ્યો. ને તેમાંથી નીકળતા ધ્વનિને પકડવા સમજવા મથતી હોય તેમ તેણે તેની નજર પાછી અખબારના એ કૉલમમાં 'વૃષભ' રાશિ પર ઠેરવી. તો વંચાયું : "એવી કોઈ ઘટના બને કે જેથી મન કંઈક ઉચાટ અનુભવે, વ્યગ્ર બને." વાંચતાં જ કૉફીના કપ સાથે બિંદા સોફામાં ફસડાઈ પડી.

※

## 'ઉદ્દેશ' માસિક અંગેનું માહિતી પત્રક

[ફૉર્મ-૪ (નિયમ આઠ મુજબ)]

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશન સ્થળ : | અમદાવાદ |
| ૨. | પ્રકાશનની સામયિકતાઃ | માસિક |
| ૩. | મુદ્રક : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા : | ભારતીય |
| | સરનામું : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૪. | પ્રકાશકનું નામ : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા : | ભારતીય |
| | સરનામું : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૫. | તંત્રી : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા : | ભારતીય |
| | સરનામું : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૬. | માલિકનું નામ સરનામું : | ઉપર મુજબ |

હું રમણલાલ જોશી આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

તા. ૧૦-૩-૧૯૯૫ રમણલાલ જોશી

લાભશંકર ઠાકર

આમ તો આ ડાયરીમા દસ્તાવેજી સામગ્રી છે તે સામગ્રીમા ચાર પુત્રો, એક પૌત્રી અને બે પૌત્રો વિશેની, તેમના શૈશવની વિગતો છે સતાનો માટેના પ્રેમ-મમત્વનો ભાવ આમ ડાયરી લખવામા પ્રેરક હશે તેમ કહી શકાય. પણ આ ડાયરીના પૃષ્ઠો વાચતા વાચતા લાગે છે કે આ લખાણ માત્ર દસ્તાવેજી સામગ્રી નથી તે સામગ્રી ઓગળતી હોય અને કળામા રૂપાન્તર પામતી હોય તેવી પ્રક્રિયાના અનેક વાર દર્શન થાય છે

જન્મ પછીની ક્ષણોમા અને શૈશવના આરભના વર્ષોમા શિશુઓ 'ડાયરી' લખે છે તેવુ form અહીં છે હકીકતમા તે બાળકો કઈ આ ડાયરી લખી રહ્યા નથી પણ તે લખતા હોય તેવુ સ્વરૂપ અહીં કલ્પાયુ છે આ કલ્પના જ સર્જનાત્મક છે પિતા/દાદા શિશુવયના પુત્રો પુત્રી પૌત્રોમા કાયાપ્રવેશ/મનપ્રવેશ કરીને લખી રહ્યા છે માત્ર સતાનો માટેના મમત્વ પ્રેમથી પ્રેરાઈને ડાયરી લખવા ઉદ્યુક્ત થયેલા લેખકની આ વિશિષ્ટ formમા લખવાની સૂઝમા તેમની સિસૃક્ષાનો સકેત મળી રહે છે

અહીં વિષય બાળક છે તેનુ રસપૂર્વક નિરીક્ષણ કરનાર પિતા દાદા છે તે નિરીક્ષણો લખાય છે અવાક્ અથવા/અને નિરક્ષર બાળકના પ્રથમ પુરુષ એકવચનમા. પણ લાગે છે તેટલુ simple form રહેતુ નથી. અહીં લેખક (પિતા દાદા) બાળકના point of viewથી ઘણી જ રસપ્રદ સામગ્રી પ્રસ્તુત કરે છે પણ તે પ્રસ્તુતિમા સમાન્તર લેખકની ચેતના પ્રવર્તતી રહે છે લેખક પોતે 'ગણપતિ' છે તેવો એક કરતા વધારે વખત સકેત કરે છે સત્ય એ છે કે અહીં વ્યાસની ચેતનાનુ જ પ્રવર્તન છે ભલે formના ચોકઠામા તે એક રીતિરૂપે અ દશ્ય રહેતા જણાય. પણ વસ્તુત. તેમની જ ચેતનાનુ અહીં સતત પ્રવર્તન છે અવાક્ કે નિરક્ષર બાળકની જ ચેતનાના આલેખો શબ્દમા ઉતારવા દુષ્કર, બલકે અશક્ય. તેથી અહીં બાળકની ચેતનાની સાપેક્ષતાની શિસ્તમા આ ડાયરી લખાઈ નથી. ડાયરી form છે તે form પણ અહીં લેખક(રમેશચદ્ર દવે)ની ચેતનાનુ જ પ્રવર્તન છે લેખકની સતત પ્રવર્તતી આ ચેતનાનુ પ્રેરક બળ સિસૃક્ષા — સર્જનની ઇચ્છા છે તેવા અનુભવો આ ડાયરી વાચતા ઘણી વાર થાય છે

શિશુઓના ભરપૂર સ્વભાવચિત્રો લેખકની નિરીક્ષણશક્તિ, ભાષાશક્તિ અને સર્જનાત્મકતાનો સુદર પરિચય કરાવે છે

(૧) નાક પકડીને મોટર જેવો અવાજ કરીને આપણે ટેસથી મોટર હકારીએ છીએ.

(૨) છીંકણી સૂઘીને નાક બગાડતા પણ શીખ્યો છું ઘરના સૌ હસે છે ! શુ કામ હસતા હશે ? છીંકણી સૂઘવી તે શુ તેમનો જ ઇજારો છે ?

(૩) 'નાના'(કૂતરાને તે નામે બોલાવુ છું)ને બથબથાવીને પકડી રમાડું છું ઘોડિયામા નાખી હાલા હાલા પણ ગાઉ છુ. તેની પર ઘોડો પણ થાઉ છું. તેની શી મજાલ છે કે મને તેના દાત ગણવાની ના પાડે ? ટેસથી મોઢામા હાથ નાખી તેના દાત ગણુ છું

બાલસ્વભાવચિત્રણના આ પુસ્તિકામાથી અનેક ઉદાહરણો ટાકી શકાય. ઉપરના ત્રણ ઉદાહરણો 'દીપક'ની ડાયરીમાથી ઉતાર્યા છે 'બથબથાવીને' જેવો સ્પર્શ્ય ઇન્દ્રિયબોધ કરાવતો ભાષાપ્રયોગ ભલે અનાયાસ થયો હોય, પણ લેખકની વાક્ચેતના ઇન્દ્રિયબોધાત્મક ચિત્ર રજૂ કરવામા રાચે છે તેની સાનદ નોંધ લેવી જોઈએ.

ડાયરી લખે છે બાળકો તેવો 'તરીકો' અહીં છે

તેથી 'આઈ' અહીં બાળકોની છે. પણ બાળકોની આ જે કંઈ ચેતના પૃષ્ઠો પર ઊતરી છે તે લેખકે બાળકોનાં કરેલાં નિરીક્ષણો અને તેમની મનશ્ચેતના વિશે કરેલી કલ્પનાઓ છે. તેથી આ સમગ્ર લિખિત રૂપમાં પ્રકટતી વાક્ચેતના રમેશચન્દ્ર દવેની છે. બને છે એવું કે અહીં લેખકની જ ચેતના બાળકરૂપે અને પુખ્ત વયના મનુષ્યરૂપે યુગપત્ પ્રવર્તતી અનુભવાય છે. મને આ બાલ/પુખ્ત ચેતનાના અભિન્ન આવિષ્કારના વિશિષ્ટ formમાં રસ પડે છે. તેવા form રૂપે જ તેનું પ્રાકટ્ય થયું છે.

"કોઈ તોફાન કરે તો હમણાં ચોપ પણ કરું છું. એક ગમ્મત થાય છે. મારા નાકને બદલે જેમને ચોપ કરવું હોય તેમના નાકે મારી આંગળી મૂકું છું અને સૌ ખડખડાટ હસી પડે છે. શું સૌ કોઈ શીખીને જન્મ્યું હોય છે ? તમે નાના હશો ત્યારે આમ જ કરતા નહિ હો ! તો પછી શું કામ દાંત કાઢતા હશો." (યજ્ઞેશની ડાયરી)

હજી દોઢ વર્ષની વય પણ થઈ નથી તે યજ્ઞેશની ડાયરીનો એક અંશ જુઓ. "ઘણું ઘણું ફરી આવ્યો. મહુવા જોયું. સમુદ્રને જોયો. . . . આટલું બધું ભૂ ભૂ ! ! અહાહા કેવાં વિરાટ મોજાં આવતાં હતાં. ઘડીભર તો નાની શી હોડી લઈને મોજાંનો હાથ પકડી દરિયા પર સવાર થઈ જાઉં એમ થયું. . . વિશાળ નાળિયેરીનું વન જોયું. તળાજાની ટેકરી પર ચઢ્યો. પવન મારાં જુલફાંમાં કેવો હાથ ફેરવી જતો હતો !"

ડાયરીના આ વિશિષ્ટ સ્વરૂપમાં બાળક અને પિતા/દાદાની ચેતનાનું અભિન્ન પ્રવર્તન શક્ય બન્યું છે તેથી તો પૌત્ર વિસ્મયની ડાયરીમાં તે પૌત્રે ચોથા જન્મદિવસે પપ્પામમ્મીને લખેલો 'પત્ર' મળે છે. ખરા પત્રસર્જક તો ડાયરી લખી રહેલા 'દાદા' છે. તે બાળવયના પૌત્રના point of viewથી લખાયો હોય તેવું form છે. પણ તેમાં ભાવદૃષ્ટિ દાદાની, સર્જક રમેશચન્દ્રની છે. આ પત્ર એક સ્વતંત્ર કૃતિ બની રહે છે. તેમાં ભાવ છે, ભાવાવેશ છે. બાળકની ગૂઢ, રહસ્યમય ચેતનાને ઊંડા સમભાવથી આ પત્રમાં વ્યક્ત કરવાની મથામણ લેખકની બાળકમાત્ર માટેની ઊંડી નિસબત – ખેવના – care –નો હૃદયસ્પર્શી પરિચય આપી રહે છે.

લેખક બાળકની અવ્યક્ત આંતર ચેતનાને તદ્રૂપ થઈને પામે છે અને તેને અભિવ્યક્ત કરવા મથે છે. પુત્ર ભરતને મોટા ભાઈઓ સાથે મેળામાં જવા ન મળ્યું. બાળક ભરતના પ્રથમ પુરુષ એકવચનમાં તે ક્ષણોનો ભાવ આ રીતે વ્યક્ત થાય છે : "તે બે ભાઈઓને જતા જોઈ રહ્યો. . . . મારું હૃદય ભરાઈ આવ્યું — દુઃખ થયું. રડી પડ્યો. આટલું દુઃખ તો કોનટિકીમાં પેલી વાત આવે છે ને કે તરાપો આગળ પ્રવાહમાં તણાતો જાય છે અને તેમનામાંનો એક સાથી પાછળ પાણીમાં પડી જાય છે — તરાપાને પહોંચવા પ્રયત્ન કરે છે ત્યારે જે જીવનમરણની નિરાશા તેને થઈ હતી — તે કરતાં વિશેષ મને થઈ. બન્ને ભાઈઓને જતા જોઈ રહ્યો. જાણે કે મારું સર્વસ્વ ચાલ્યું જાય છે. . . ." અહીં ભાવની અતિશયોક્તિ નથી, બલકે બાળકની અવાક્ આંતરિક તીવ્ર ભાવદશાને સમભાવથી વ્યક્ત કરવાની લેખકની હૃદ્ય મથામણ છે. લેખક ભાવાત્મક ચિત્ર પ્રકટ કરવાની તક ચૂકતા નથી. આ પુત્ર ભરતને કોઈ બાઈ ઉપાડી જાય છે અને વળી તે પાછો મળે છે તે ક્ષણોનું લેખકે પુત્રની દૃષ્ટિથી માતાનું (લેખકનાં પત્નીનું) જે ભાવચિત્ર ઉપસાવ્યું છે — ક્રિયાત્મક — તે લેખકની ભાવ-ચિત્રણશક્તિનો ઉત્તમ પરિચય કરાવે છે.

"આ સાંભળીને બહેન દોડીને મને ભેટી પડી – મને તેડી લીધો – રડી પડી – આખું શરીર થરથર ધ્રૂજે..."

યાદ રહે લેખક આ વર્તમાન ક્ષણે હાજર નથી. પણ ડાયરીમાં લેખક ભાવાત્મક ચિત્રસર્જનની તક ઝડપી લે છે. ડાયરીમાં આવાં અનેક ઉદાહરણો મળી રહેશે.

લેખક પોતાનાં સંતાનોને ભાવથી – અપાર વિસ્મયથી – તન્મયતાથી – રસથી જુએ છે. તેમની ભાવદૃષ્ટિના નાનામોટા ઘણા આલેખો અહીં પ્રત્ય

લાભશંકર ઠાકર

આમ તો આ ડાયરીમા દસ્તાવેજી સામગ્રી છે તે સામગ્રીમા ચાર પુત્રો, એક પૌત્રી અને બે પૌત્રો વિશેની, તેમના શૈશવની વિગતો છે સતાનો માટેના પ્રેમ મમત્વનો ભાવ આમ ડાયરી લખવામા પ્રેરક હશે તેમ કહી શકાય. પણ આ ડાયરીના પૃષ્ઠો વાચતા વાચતા લાગે છે કે આ લખાણ માત્ર દસ્તાવેજી સામગ્રી નથી તે સામગ્રી ઓગળતી હોય અને કળામા રૂપાન્તર પામતી હોય તેવી પ્રક્રિયાના અનેક વાર દર્શન થાય છે

જન્મ પછીની ક્ષણોમાં અને શૈશવના આરભના વર્ષોમા શિશુઓ 'ડાયરી' લખે છે તેવુ form અહીં છે હકીકતમા તે બાળકો કંઈ આ ડાયરી લખી રહ્યા નથી. પણ તે લખતા હોય તેવુ સ્વરૂપ અહીં કલ્પાયુ છે આ કલ્પના જ સર્જનાત્મક છે પિતા/દાદા શિશુવયના પુત્રો પુત્રી પૌત્રોમા કાયાપ્રવેશ/મનપ્રવેશ કરીને લખી રહ્યા છે માત્ર સતાનો માટેના મમત્વ પ્રેમથી પ્રેરાઈને ડાયરી લખવા ઉદ્યુક્ત થયેલા લેખકની આ વિશિષ્ટ formમા લખવાની સૂઝમા તેમની સિસૃક્ષાનો સકેત મળી રહે છે

અહીં વિષય બાળક છે તેનુ રસપૂર્વક નિરીક્ષણ કરનાર પિતા દાદા છે તે નિરીક્ષણો લખાય છે અવાક્ અથવા/અને નિરક્ષર બાળકના પ્રથમ પુરુષ એકવચનમા. પણ લાગે છે તેટલુ simple form રહેતુ નથી. અહીં લેખક (પિતા દાદા) બાળકના point of viewથી ઘણી જ રસપ્રદ સામગ્રી પ્રસ્તુત કરે છે પણ તે પ્રસ્તુતિમા સમાન્તર લેખકની ચેતના પ્રવર્તતી રહે છે લેખક પોતે 'ગણપતિ' છે તેવો એક કરતા વધારે વખત સકેત કરે છે સત્ય એ છે કે અહીં વ્યાસની ચેતનાનુ જ પ્રવર્તન છે ભલે formના ચોકઠામા તે એક રીતિરૂપે અન્દશ્ય રહેતા જણાય. પણ વસ્તુત: તેમની જ ચેતનાનુ અહીં સતત પ્રવર્તન છે અવાક્ કે નિરક્ષર બાળકની જ ચેતનાના આલેખો શબ્દમા ઉતારવા દુષ્કર બલકે અશક્ય. તેથી અહીં બાળકની ચેતનાની સાપેક્ષતાની શિસ્તમા આ ડાયરી લખાઈ નથી. ડાયરી form છે તે form પણ અહીં લેખક(રમેશચદ્ર દવે)ની ચેતનાનુ જ પ્રવર્તન છે લેખકની સતત પ્રવર્તતી આ ચેતનાનુ પ્રેરક બળ સિસૃક્ષા — સર્જનની ઇચ્છા છે તેવા અનુભવો આ ડાયરી વાચતા ઘણી વાર થાય છે

શિશુઓના ભરપૂર સ્વભાવચિત્રો લેખકની નિરીક્ષણશક્તિ, ભાષાશક્તિ અને સર્જનાત્મકતાનો સુદર પરિચય કેરાવે છે

(૧) નાક પકડીને મોટર જેવો અવાજ કરીને આપણે ટેસથી મોટર હકારીએ છીએ

(૨) છીંકણી સૂઘીને નાક બગાડતા પણ શીખ્યો છુ ઘરના સૌ હસે છે ! શુ કામ હસતાં હશે ? છીંકણી સૂઘવી તે શુ તેમનો જ ઇજારો છે ?

(૩) 'નાના'(કૂતરાને તે નામે બોલાવું છું )ને બચબચાવીને પકડી રમાડુ છુ ઘોડિયામા નાખી હાલા હાલા પણ ગાઉ છું તેની પર ઘોડો પણ થાઉ છું તેની શી મજાલ છે કે મને તેના દાત ગણવાની ના પાડે ? ટેસથી મોઢામા હાથ નાખી તેના દાત ગણુ છુ

*બાલસ્વભાવચિત્રણના આ પુસ્તિકામાથી અનેક* ઉદાહરણો ટાકી શકાય. ઉપરના ત્રણ ઉદાહરણો 'દીપક'ની ડાયરીમાથી ઉતાર્યાં છે 'બચબચાવીને' જેવો સ્પર્શ ઇન્દ્રિયબોધ કરાવતો ભષાપ્રયોગ ભલે અનાયાસ થયો હોય, પણ લેખકની વાક્ચેતના ઇન્દ્રિયબોધાત્મક ચિત્ર રજૂ કરવામા રાચે છે તેની સાનદ નોંધ લેવી જોઈએ.

ડાયરી લખે છે બાળકો તેવો 'તરીકો' અહીં છે

તેથી 'આઈ' અહીં બાળકોનો છે. પણ બાળકોની આ જે કંઈ ચેતના પૃષ્ઠો પર ઊતરી છે તે લેખકે બાળકોનાં કરેલાં નિરીક્ષણો અને તેમની મનશ્ચેતના વિશે કરેલી કલ્પનાઓ છે. તેથી આ સમગ્ર લિખિત રૂપમાં પ્રકટતી વાક્ચેતના રમેશચન્દ્ર દવેની છે. બને છે એવું કે અહીં લેખકની જ ચેતના બાળકરૂપે અને પુખ્ત વયના મનુષ્યરૂપે યુગપત્ પ્રવર્તતી અનુભવાય છે. મને આ બાલ/પુખ્ત ચેતનાના અભિન્ન આવિષ્કારના વિશિષ્ટ formમાં રસ પડે છે. તેવા form રૂપે જ તેનું પ્રાકટ્ય થયું છે.

"કોઈ તોફાન કરે તો હમણાં ચોપ પણ કરું છું. એક ગમ્મત થાય છે. મારા નાકને બદલે જેમને ચોપ કરવું હોય તેમના નાકે મારી આંગળી મૂકું છું અને સૌ ખડખડાટ હસી પડે છે. શું સૌ કોઈ શીખીને જન્મ્યું હોય છે ? તમે નાના હશો ત્યારે આમ જ કરતા નહિ હો ! તો પછી શું કામ દાંત કાઢતા હશો." (યજ્ઞેશની ડાયરી)

હજી દોઢ વર્ષની વય પણ થઈ નથી તે યજ્ઞેશની ડાયરીનો એક અંશ જુઓ. "ઘણું ઘણું ફરી આવ્યો. મહુવા જોયું. સમુદ્રને જોયો. . . . આટલું બધું ભૂ ભૂ ! ! અહાહા કેવાં વિરાટ મોજાં આવતાં હતાં. ઘડીભર તો નાની શી હોડી લઈને મોજાંનો હાથ પકડી દરિયા પર સવાર થઈ જાઉં એમ થયું. . . વિશાળ નાળિયેરીનું વન જોયું. તળાજાની ટેકરી પર ચઢ્યો. પવન મારાં જુલફાંમાં કેવો હાથ ફેરવી જતો હતો !"

ડાયરીના આ વિશિષ્ટ સ્વરૂપમાં બાળક અને પિતા/દાદાની ચેતનાનું અભિન્ન પ્રવર્તન શક્ય બન્યું છે તેથી તો પૌત્ર વિસ્મયની ડાયરીમાં તે પૌત્રે ચોથા જન્મદિવસે પપ્પામમ્મીને લખેલો 'પત્ર' મળે છે. ખરા પત્રસર્જક તો ડાયરી લખી રહેલા 'દાદા' છે. તે બાળવયના પૌત્રના point of viewથી લખાયો હોય તેવું form છે. પણ તેમાં ભાવદૃષ્ટિ દાદાની, સર્જક રમેશચન્દ્રની છે. આ પત્ર એક સ્વતંત્ર કૃતિ બની રહે છે. તેમાં ભાવ છે, ભાવાવેશ છે. બાળકની ગૂઢ, રહસ્યમય ચેતનાને ઊંડા સમભાવથી આ પત્રમાં વ્યક્ત કરવાની મથામણ લેખકની બાળકમાત્ર માટેની ઊંડી નિસબત – ખેવના – care –નો હૃદયસ્પર્શી પરિચય આપી રહે છે.

લેખક બાળકની અવ્યક્ત આંતર ચેતનાને તદ્રૂપ થઈને પામે છે અને તેને અભિવ્યક્ત કરવા મથે છે. પુત્ર ભરતને મોટા ભાઈઓ સાથે મેળામાં જવા ન મળ્યું. બાળક ભરતના પ્રથમ પુરુષ એકવચનમાં તે ક્ષણોનો ભાવ આ રીતે વ્યક્ત થાય છે : "તે બે ભાઈઓને જતા જોઈ રહ્યો. . . . મારું હૃદય ભરાઈ આવ્યું — દુઃખ થયું. રડી પડ્યો. આટલું દુઃખ તો કોનટિકીમાં પેલી વાત આવે છે ને કે તરાપો આગળ પ્રવાહમાં તણાતો જાય છે અને તેમનામાંનો એક સાથી પાછળ પાણીમાં પડી જાય છે — તરાપાને પહોંચવા પ્રયત્ન કરે છે ત્યારે જે જીવનમરણની નિરાશા તેને થઈ હતી — તે કરતાં વિશેષ મને થઈ. બન્ને ભાઈઓને જતા જોઈ રહ્યો. જાણે કે મારું સર્વસ્વ ચાલ્યું જાય છે. . . ." અહીં ભાવની અતિશયોક્તિ નથી. બલકે બાળકની અવાક્ આંતરિક તીવ્ર ભાવદશાને સમભાવથી વ્યક્ત કરવાની લેખકની હૃદ્ય મથામણ છે. લેખક ભાવાત્મક ચિત્ર પ્રકટ કરવાની તક ચૂકતા નથી. આ પુત્ર ભરતને કોઈ બાઈ ઉપાડી જાય છે અને વળી તે પાછો મળે છે તે ક્ષણોનું લેખકે પુત્રની દૃષ્ટિથી માતાનું (લેખકનાં પત્નીનું) જે ભાવચિત્ર ઉપસાવ્યું છે — ક્રિયાત્મક — તે લેખકની ભાવ-ચિત્રણશક્તિનો ઉત્તમ પરિચય કરાવે છે.

"આ સાંભળીને બહેન દોડીને મને ભેટી પડી – મને તેડી લીધો – રડી પડી – આખું શરીર થરથર ધ્રૂજે..."

યાદ રહે લેખક આ વર્તમાન ક્ષણે હાજર નથી. પણ ડાયરીમાં લેખક ભાવાત્મક ચિત્રસર્જનની તક ઝડપી લે છે. ડાયરીમાં આવાં અનેક ઉદાહરણો મળી રહેશે.

લેખક પોતાનાં સંતાનોને ભાવથી – અપાર વિસ્મયથી – તન્મયતાથી – રસથી જુએ છે. તેમની ભાવદૃષ્ટિના નાનામોટા ઘણા આલેખો અહીં પ્રત્યક્ષ

થતા અનુભવાય છે નોધપાત્ર સત્ય એ છે કે અહીં ભાવદષ્ટિ જ છે લખવાની ક્ષણોમા પણ નિર્મલ ભાવદષ્ટિ સિવાય બીજુ કશુ નથી. બીજુ કશુ એટલે દા.ત મારા પુત્રો પૌત્રો પૌત્રી કેવા મહાન છે/હતા — શિશુવયથી જ — તેવી રાગદષ્ટિ અહીં નથી. શુદ્ધ કૌતુકપૂર્ણ-વિસ્મયપૂર્ણ પિતૃભાવ તે આ ડાયરીના પૃષ્ઠોની સાદ્યન્ત આસ્વાદ્ય સરવાણીઓ છે

આસ્વાદ્ય તો નર્મ મર્મપૂર્ણ હાસ્યદષ્ટિ પણ છે અને તે ધ્યાન ખેચે તેવી વિશેષતાથી આ પુસ્તિકામા જોવા મળશે. બાળકની સ્વૈર, પ્રબલ જીવનશક્તિ સાથેની વયસ્કોની નિયમજડ જીવનરીતિની વિસગતિ લેખક ઊંડા સમભાવથી અને કરુણાથી અનુભવે છે પૌત્ર વિસ્મયનો 'પત્ર' તેનુ એક ઉદાહરણ છે નીચેના પ્રસગમા હાસ્ય કરુણની સહોપસ્થિતિ લેખકની અભિવ્યક્તિને ધારદાર બનાવે છે

દશ માસનો પૌત્ર વલય ડાયરીમા લખે છે 'હમણા થોડા વખત પહેલા ઘરમા Inspector General of Policeની વિડિયો ટેઇપ લાવ્યા હતા. તેમા I G D S P ને અકારણ ધોલ મારે છે D S P તેનો રોષ ફોજદાર પર ઠાલવે છે તો ફોજદાર તેનો ગુસ્સો સિપાઈને મારીને ઉતારે છે સિપાઈ રસ્તે ચાલતા રાહદારીને અકારણ ધોલ મારે છે અને રાહદારી તેનો ગુસ્સો તેની બકરી પર ઉતારે છે એવુ આવતુ

એવુ જ કઈક મારે થયુ મમ્મી અને વિસ્મયભાઈ હૉસ્પિટલમાથી સાથે આવ્યા. વિસ્મયભાઈ રિક્ષામા તોફાન કરતા હશે તે મમ્મીએ તેને ધોલ મારેલ. તે મનમા ધૂધવાતા હશે. તેઓ આવ્યા એટલે હુ અને જયાબહેન (મારી આયા) તેમને સામે લેવા ગયા. મેં વિસ્મયભાઈ મને તેડે તેથી મારા હાથ લબાવ્યા તો મને તેડવાને બદલે તેમણે મને ધોલ મારી દીધી. હુ તો સ્તબ્ધ થઈ ગયો. મમ્મીએ વિસ્મયભાઈના ગુસ્સાનો ખુલાસો કર્યો ત્યારે કેમ માર્યુ તે સમજાયુ. મને પેલી વિડિયો ફિલ્મ યાદ આવી ગઈ હુ કઈ જયાબહેનને મારુ તો સારો લાગુ ?

આમ આ ડાયરીના પૃષ્ઠો અનેક રીતે સમૃદ્ધ છે તેમા શ્રીમદ્ ભાગવતના અને પ્રેમાનદના 'દશમસ્કધ'મા આવતી બાળલીલાની યાદ અપાવે તેવા કૌતુકપૂર્ણ, અનેરા, અનેક ચિત્રો છે દસ્તાવેજી સામગ્રીને ઓગાળતી લેખકની સિસૃક્ષા ભાવચિત્રણમા રાચે છે અને બાળક માટેનો ઊંડો સમભાવ બાળદર્શનની સાથે તેના સમગ્ર જીવનસદર્ભની વિસગતિનો સકેત કરી હાસ્ય કરુણમય વેધક ભાવદષ્ટિનો અનુભવ કરાવે છે વયસ્કોએ વાચવા જેવી અને નવજાત શિશુના માતાપિતાને ભેટ આપવા જેવી આ એક અનેરી પુસ્તિકા છે ડાયરીના 'ડ'માથી વયસ્કોને ડહાપણનો 'ડ' સાક્ષાત્ થશે, હા.

૨૦-૧૧-૮૪

[શ્રી રમેશચન્દ્ર દવેની ડાયરીનો ડ નામની રન્નાદે પ્રકાશન તરફથી પ્રકટ થનારી પુસ્તિકાનુ પ્રાક્કથન.]

## સાભાર સ્વીકાર

અક્ષરયાત્રા પ્રકાશન (૧૧/૧૩, મુનિદર્શન, જગડુશાનગર ઘાટકોપર (પશ્ચિમ)- મુબઈ ૮૬)નાં, બધાના લેખક શ્રી શકર પડ્યા

(પ્ર)પંચતત્રની (અ)નીતિકથાઓ કિં રૂ ૩૦ સરવાણી કિં રૂ ૪૦ અજન્માનો અજપો કિં રૂ ૨૫. ઇન્સાનનું દિલ કિં રૂ ૧૬ ઇન્સાનનો સાવજ કિં રૂ ૩૦ માણસ અને દેડકો કિં રૂ ૨૫. શ્રી શકર પડ્યાની અક્ષરયાત્રાની અર્ધ-શતાબ્દી કિં રૂ ૧૫૧ ગરીબોનો ચહેરો કિં રૂ ૨૫. કવિવર ટાગોરના ત્રણ ખડકાવ્યો અનુ શંકર પડ્યા.

એન. એમ. ત્રિપાઠી પ્રા.લિ. (૧૬૪, શામળદાસ ગાધી માર્ગ) મુબઈ ૨નાં

કાવેરી લે. ગોવિદભાઈ કિં રૂ ૩૦ ભદ્રભારતી લે. ઉપર મુજબ, કિં રૂ ૧૨ ડોલરરોઝ લે. ઉપર મુજબ, કિં રૂ ૩૦

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

દિવસે દિવસે વાંચનારની સંખ્યા ઘટતી જાય છે અને જોનારની સંખ્યા વધતી જઈ રહી છે. ટી.વી. ચૅનલોના હુમલાઓથી અમૂર્ત વિચારણા (abstract thinking) બદલાઈ રહી છે અને દૃશ્યવિચારણા (visual thinking) અંકુરિત થઈ રહી છે. એકલી શ્રવ્યવિચારણા પણ હવે માફક નથી રહી. એક વિદ્વાને તો 'વર્ણમાલા'નો અર્થ ભાષા-અંગ 'વર્ણ' સાથે નહિ પણ દૃશ્યના 'વર્ણ' (રંગ) સાથે સાંકળીને નવા માધ્યમને ઓળખાવવાનો પ્રયત્ન કર્યો છે. જ્યારે જ્યારે એક માધ્યમ કાલગ્રસ્ત બને છે અને નવું માધ્યમ એની જગા લે છે ત્યારે ત્યારે આવો ઊહાપોહ થયો જ છે. મૌખિક પરંપરાની સામે મુદ્રિત પરંપરા આવી ત્યારે પણ થયો હતો અને હવે મુદ્રિત પરંપરાની સામે ઇલેક્ટ્રૉનિક સ્પર્ધાનું આક્રમણ આવ્યું છે ત્યારે પણ થઈ રહ્યો છે.

પુસ્તકપ્રેમીઓ આ ઇલેક્ટ્રૉનિક સ્પર્ધાના આક્રમણને સાંખી ન શકે એ સ્વાભાવિક છે. સાહિત્ય રહેશે કે નહિ એની ચિંતા વારંવાર ઊપસ્યા કરે છે. પુસ્તકનું ગૌરવ એ કોમ્પ્યુટરનો સ્ક્રીન ક્યારેય નહિ લઈ શકે એવી ઊંડે ઊંડે એક ગ્રંથિ છે. તેથી આજે પુસ્તકના અસ્તિત્વને જરા પણ જોખમ જેવું લાગે કે એક ચોક્કસ વર્ગમાંથી ઊહાપોહ આવી પડે છે, અને પુસ્તકના બચાવમાં વિવાદ શરૂ થાય છે.

પરંતુ ઇલેક્ટ્રૉનિક આક્રમણ એ હવે એક નક્કર વાસ્તવિકતા છે. તેની સામે શાહમૃગી વૃત્તિથી વર્તવાનું પાલવે એમ નથી. ઍરિસ્ટૉટલે ટ્રેજેડીના સાહિત્યપ્રકારને મહાકાવ્યના સાહિત્યપ્રકાર કરતાં સારો ગણેલો એનું એક કારણ એ હતું કે ટ્રેજેડીમાં કાવ્યાત્મક તત્ત્વો તો હાજર છે જ ઉપરાંત એમાં સંગીત અને દૃશ્યનો પ્રભાવ ઉમેરાય છે. આ ધોરણ હવે પુસ્તક અને કોમ્પ્યુટર વચ્ચેના યુદ્ધ વખતે ધ્યાનમાં લેવું પડશે. કોમ્પ્યુટરના સ્ક્રીનનું ટી.વી. સાથે દૂરનું સામ્ય હોવાથી એના પર જે દેખાય છે તે કશાકનો હ્રાસ છે એમ માનવું અને પુસ્તકને નિહિત રીતે જ ચડિયાતું ગણવું એવો અભિગ્રહ હવે ચાલી શકે તેમ નથી.

તાજેતરમાં 'એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા'નું સી.ડી.-રોમ પર પ્રકાશન થતાં આ ઊહાપોહ બહાર આવ્યો છે. કેટલાકને આવા ઉદાત્ત જ્ઞાનકોશનું અવમૂલ્યન થતું લાગ્યું છે. મુદ્રિત જ્ઞાનકોશના વેચાણમાં ધરખમ ઘટાડો થયો છે. બે વર્ષ પહેલાં એકલા ઉત્તર અમેરિકામાં જ ૨૦૦૦ જેટલા સેલ્સ રિપ્રેઝન્ટેટિવ્ઝ હતા, આજે એમાંથી અડધા રહ્યા છે. પણ એક વાત ચોક્કસ છે કે ગ્રાહક સમાજે જ્ઞાનકોશના માઇક્રો સૉફ્ટ ઇલેક્ટ્રૉનિક સંસ્કરણનો વિકલ્પ સ્વીકાર્યો છે. ઘેર ઘેર ફરીને અને સસ્તાં સામયિકોમાં પણ જાહેરાતો આપી આપીને જે જ્ઞાનકોશનું વેચાણ વધતું નહોતું, એ જ જ્ઞાનકોશનું સી.ડી.-રોમ સંસ્કરણ આપમેળે ખપી રહ્યું છે.

આવા ઇલેક્ટ્રૉનિક સંસ્કરણમાં 'ઓડિયો વિઝ્યુઅલ નિબંધો' છે. એમાં કોમ્પ્યુટરની બધી જ શક્યતાઓ અને ક્ષમતાઓનો લાભ લેવાયો છે. ફોટોગ્રાફ અને નકશાઓ નહિ પણ વિડિયો ક્લિપ્સ, ઍનિમેશન્સ, સાઉન્ડબાઇટ્સ, સંગીતના ટુકડાઓ, ઐતિહાસિક પ્રવચનો, પ્રાણીઓના અવાજો (એટલે કે દૃશ્ય સામગ્રી વત્તા શ્રવ્ય સામગ્રીનો પણ એમાં સમાવેશ થયો છે. આવો સી.ડી.-રોમ જ્ઞાનકોશ કોઈ પણ મુદ્રિત પ્રતિસ્પર્ધીને ટપી જાય છે. વીજળિક ઝડપે માત્ર એ પ્રતિનિર્દેશો પૂરા નથી પાડતો પણ મુદ્રિત સંસ્કરણનો વાચક ન મેળવી શકે એવી માહિતીઓ શોધીને હાજર કરે છે. અને આ બધાં પછી પણ મુદ્રિત જ્ઞાનકોશ કરતાં આવા ઇલેક્ટ્રૉનિક જ્ઞાનકોશની કિંમત દશ ગણી ઓછી હોય છે.

આથી જ મૅકલુહાનની ઉક્તિ 'Medium is message' ને બદલીને કહી શકાય કે 'Medium is mentality' એટલે કે માધ્યમ એક મનોવલણ છે. શુદ્ધવાદીઓએ નવેસરથી વિચારવું પડશે.

સંદર્ભ : TLS 18 Nov. 1994

તાલીમ લેવા વિશેની હકીકત વગેરે ચર્ચા ઘણી જ અસરકારક બની રહી છે પ્રયોગમા તાલનુ હોવુ અને તે અગેની આપવામા આવેલી વિગતો પૂરી વિવેચનાત્મક દૃષ્ટિકોણવાળી હોઈ ભવાઈનો અન્ય લલિતકલાઓ સાથે ઉદ્‌ભવ કઈ રીતે થયો એ જાણવા ઇચ્છનારાઓને સતોષી શકે તેવી છે નટની સજ્ઞાઓ અને પ્રતીકો રેખાચિત્રો તથા યાત્રિક છબીઓ દ્વારા સરસ રીતે દર્શાવાયા હોવા છતા આથી પણ વધુ સારા કરી શકાયા હોત

ડૉ. કડકિયાએ ભવાઈ-સ્વરૂપને અન્ય દેશોમા અભિવ્યક્તિનો અવકાશ કઈ રીતે મળે છે, અને ગુજરાતની બહાર ખાસ કરીને ઈરાન તથા અન્ય સ્થળોએ તેના પડઘા સભળાય છે, તેનુ સક્ષેપમા વર્ણન કર્યું છે હકીકતે સ્વરૂપ વિભિન્ન આકારોમા અને ભાતીગળ રૂપે વિકસ્યુ છે તથા, ખાસ દેશોની માગ અનુસાર, ઘડાયુ છે

ખાસ કરીને સ્વરૂપનુ મૂળ લોકસસ્કારમા અને પ્રસગ કે ઘટનાઓ તરફની, લોકોના રોજબરોજના જીવન પર અસર કરનારી, લોક દૃષ્ટિમા રહેલુ છે એમા મજાક હોય છે અને તે સામાજિક તથા રાજકીય જાગૃતિનો આખે દેખ્યો અહેવાલ બની રહે છે એ સાલસ તથા મૃદુ છે અને તેના પર ધાર્મિક અગોની ખાસ્સી અસર છે જે તેની રચનાના એક ભાગરૂપ હોય છે આ સ્વરૂપમા, સભાળપૂર્વક અગાઉથી વિચારવામા આવેલા, શાસ્ત્રીય અને ભવાઈ સગીત તથા લોકસગીતના પ્રચલિત અગોના વિનિયોગની હકીકતને પ્રકાશમા લાવવાનો ડૉ. કડકિયાનો પ્રયત્ન છે આ કપરુ કાર્ય એમણે સૌરાષ્ટ્રના સુવિખ્યાત સગીતશાસ્ત્રી શ્રી અમુભાઈ દોશી (કે જેમનુ હમણા થોડા સમય પર અવસાન થયુ) તેમની સહાયથી પાર પાડ્યુ છે ડૉ કડકિયાએ એક બદિશકારની અદાથી સગીતના મહૃદ અગોનુ દસ્તાવેજીકરણ કરી, એના અલગ અલગ તત્ત્વોને કુશળતાપૂર્વક સાકળી, આકારગ્રાહી બનાવ્યા છે, જે ભવાઈમા રસ ધરાવનાર હરકોઈ માટે આનદપ્રદ બની રહે તેવા છે એ સાથે દેશના સગીતના વિકાસના ઇતિહાસમા ગુજરાતીઓનો કેવો અને કેટલો ફાળો છે એ ભારપૂર્વક દર્શાવવાનો પણ લેખકનો આશય છે એ સદર્ભે આ ગ્રથે સગીતક્ષેત્રના નકશામા ગુજરાતને આગવુ સ્થાન અપાવ્યુ છે

લેખકે ઝડા ઝૂલણ જેવા જાણીતા વેશોની, રગલા જેવા પાત્રોની, કેરબાના મહત્ત્વની, ભવાઈમા નટ નર્તન અને સગીતના સ્થાનની તથા શાસ્ત્રીય નૃત્યની ભવાઈ પર અસર અને ભવાઈમા વપરાતી ભાષાઓના ઉપયોગ વિશેની ચર્ચા કરી છે તથા ભવાઈમા વપરાતા સાજ, ભૂગળ, ઢોલક, ઘૂઘરું અને બીજા વાદ્યો વિશે સમજણ આપી છે આ પરથી કોઈનેય ભવાઈના પૂર્ણ સ્વરૂપનો ખ્યાલ આવી શકે

ટૂકમા, ભવાઈ-સ્વરૂપના નિર્ણયાત્મક અસરકારક વિવિધ તત્ત્વોને વિસ્તૃત રીતે ચર્ચી, પોતાનો વિવેચનાત્મક પ્રતિભાવ પણ લેખકે આપ્યો છે ડૉ. કડકિયાએ ભવાઈની અગત્ય અને સાપ્રત સદર્ભે, આજના માહોલમા, તેને પુનર્જીવિત કરવા પર ખાસ ભાર મૂક્યો છે ભવાઈમા રસ ધરાવનારાઓએ આ ગ્રથ અચૂક વાચવો જરૂરી છે એ સિવાય તે અગેના અભ્યાસની અધૂરપ ગણાય. આ ગ્રથ એ તો પાઠ્યપુસ્તક છે જે વ્યવસ્થિત અને યોગ્ય રીતે વચાવુ જોઈએ તથા સ્વરૂપના પ્રશિક્ષણ માટે તેનો ઉપયોગ કરવો જોઈએ. સ્વરૂપના ઐતિહાસિક વ્યાપ અને વિસ્તારનો સાક્ષાત્કાર કરવા એ સીમાચિહ્નરૂપ પુરવાર થઈ શકે તેમ છે આ ગ્રથ ન વાચવો એ અજ્ઞાનતાને છતી કરવા બરોબર છે તેના વાચનથી લાભ એ છે કે ન રપાત્ર રીતે ભવાઈના સ્વરૂપ અને તેના ઘડનારા સાથે તાદાત્મ્યની અનુભૂતિ કરાવનાર તે બની રહે છે — પરતુ, વિવેચનના સાધન તરીકે તેનો ઉપયોગ કરી શકો તો એ ઊંચી સાહિત્યિક બુદ્ધિમત્તાનું લક્ષ્ય હશે.

[ભવાઈ નટ નર્તન અને સગીત લે. સ ડૉ. કૃષ્ણકાન્ત કડકિયા, પ્ર. યુનિવર્સિટી ગ્રથનિર્માણ બોર્ડ ૧૯૮૪ રૂ ૫૮]

**વિ. જે. ત્રિવેદી**

# હવે

કૃતક સંબંધોની કરવતથી
અવિરત વહેરાતું અસ્તિત્વ
ફાવે તેમ ફંગોળાય છે.
ઝીંકાય છે, વીંઝાય છે, ઘવાય છે.
જૂઠસાચના આ જગતમાં
સાચ શું અને જૂઠ શું-ની ગતાગમ રહેતી નથી.
સાચ સમજાય છે તે જૂઠ નીકળે છે
અને જૂઠ સાચ.
આ તાંતણાનું જતન તો જીવને જોખમેય કરવું રહ્યું
'એમ લાગે —
ત્યાં જ
તે સાવ મિથ્યા બની જાય છે
રહી જાય છે પક્ષાઘાતની લાગણી.

— પુષ્પો વિના અહીં પ્રભુની પૂજા થઈ શકે છે
ને અગાશીમાં ઉગાડી શકાય છે વૃક્ષો.
જનમવા માટે જનક-જનનીની જરૂર હવે ક્યાં છે ?
ગુરુત્વાકર્ષણના નિયમને નેવે મૂકીને
ચાલી શકાય છે અવકાશમાં.
'અનિવાર્યતા' જેવો કોઈ જ શબ્દ
જીવનના શબ્દકોશમાં નથી
એની જનેતાનેય જાણ નહિ હોય ?

એણે જ તો અંડની સુરક્ષા કાજ
વીંટવું શરૂ કર્યું રેશમનું ફીંડલું
ને આસપાસ રચાયું સંબંધોનું કઠણ કોચલું
અંડના સમયનો સંદર્ભ અંદર ને અંદર તૂટી જશે
એની એને ક્યાંથી ખબર હોય ? —

ધાર્યું'તું કે સંબંધોના સુંવાળા તાણાવાણાથી
કરોળિયા સમું કલાત્મક જાળું ગૂંથી
અસ્તિત્વને રૂડી રીતે મઢીશ.
સૂર્યકિરણની તેજસળીએ એને અજવાળીશ.
કિંતુ. . . . . .
અંધકારનું ઘુવડ ક્યારે બોલ્યું
ઝંઝાનિલથી ઝાડવું ક્યારે ડોલ્યું
કોઈ ખબર રહી નહિ.
શીર્ણવિશીર્ણ
તંતુઓને
હવે
ઝાલી ન શકવાની વિહ્વળતા
અને
'આવશ્યકતા' જેવા સાદા શબ્દનીયે
હવે આવશ્યકતા રહી નથી એ સમજવા છતાં
આસપાસ વિસ્તારેલાં અંગોને
કાચબા પેઠે
સમેટી ન શકવાની નિર્બળતા....

દક્ષા વ્યાસ

# ઉદ્દેશ

વર્ષ પાંચમું અંક નવમો સળંગ અંક : ૫૭

અનુક્રમ : એપ્રિલ ૧૯૯૫


*વતનનું ઘર છોડતા —* રમણલાલ જોશી ૩૨૯

સાંપ્રત પ્રવાહો તંત્રી
- કવિ શ્રી હરીન્દ્ર દવેનું અવસાન ૩૩૧
- હંસાબહેન મહેતાનું નિધન ૩૩૨
- મોરારજી દેસાઈનું અવસાન ૩૩૨
- ઉમાશંકર જોશી સ્મૃતિ વ્યાખ્યાનમાળા ૩૩૨
- સાહિત્યકારોનું સન્માન — એવૉર્ડ, ચન્દ્રક ઇત્યાદિ ૩૩૩
- ભાવનગર ગદ્યસભાનો પારિતોષિક - વિતરણ સમારંભ ૩૩૩

સ્વ. હરીન્દ્ર દવે લાલજી કાનપરિયા ૩૩૩

આસ્વાદ :
- આઘે રહીને માંડું છું અંગત થવાની વાત રાધેશ્યામ શર્મા ૩૩૪

ઝ્યાં પોલ સાર્ત્રનું તત્ત્વચિંતન હરસિદ્ધ મ. જોશી ૩૩૬

નિત નવા વંટોળ : ચીનમાં રામાયણનો પ્રચાર પ્રીતિ સેનગુપ્તા ૩૪૯

ક્ષિતિજ વસુધા ઇનામદાર ૩૫૧

'મારી અનુભવકથા'ની ગદ્યઘટના લાભશંકર પુરોહિત ૩૫૪

'ઘાસનાં ફૂલ' વિશે વિજય શાસ્ત્રી ૩૬૨

વિસ્તરતી સીમાઓ ચન્દ્રકાન્ત ટોપીવાળા ૩૬૬

ઓટી ભગવતીકુમાર શર્મા પૂ.પા.૩

ઝાકળોની વેલ નિર્મિશ ઠાકર પૂ.પા.૩

થોડાક અંતર માટે પ્રાર્થના ઉશનસ્ પૂ.પા.૩

શણગાર છે બકુલ રાવલ પૂ.પા.૩

નચિકેતાનું વરદાન સિતાંશુ યશશ્ચંદ્ર પૂ.પા.૪



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લે આઉટ-ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૧/M, નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ ☎ : ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન : ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં), રૂ. ૧૦૦. વિદેશમાં (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧૦૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન નં. ૪૫૨૦૨૭, ૪૫૬૨૭૩
- લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન - ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ - ૧

# ઉદ્દેશ

એપ્રિલ ૧૯૯૫



सर्वभाषा सरस्वती

## वतननुं घर छोडतां —

વતનનું ઘર છોડતાં મને શું થયું એ કહેવામાં મેં લગભગ બે મહિના કાઢી નાખ્યા ! કેટલાંક સંવેદનો અકથ્ય હોય છે, શબ્દો પૂરા કામયાબ નીવડતા નથી. કહેવાય છે કે ઉંમરના વધવા સાથે માણસ ભૂતકાળનો આશ્રય લેવા પ્રેરાય છે. આમેય વર્તમાન દુઃસહ છે, મનુષ્યના અતીત-અનુરાગને ન્યાય્ય ઠેરવે છે. પણ આ nostalgia કરતાં કશુંક વિશેષ છે.

હું જોઉં છું કે આ ઘરમાં હું ઊછર્યો, એની રજેરજ સાથે મારો સંબંધ છે. આ પૂજાનો પાલખો — જ્યાં મારાં બા પૂજા કરતાં, આ રસોડાની બાજુની જગ્યા જ્યાં હું મારાં બા-બાપુજી સાથે જમીન પર બેસીને જમતો, આ ઘરની મેડી જ્યાં મોડી રાત સુધી વાંચતો, આ ઘરનો ઓટલો જેના ઉપર બેસી મારા પિતાશ્રી સવારે મહિમ્નસ્તોત્ર આદિના પાઠ કરતા અને જતાંઆવતાંના નમસ્કાર ઝીલતા, આ ઘરની બાજુની પિતાશ્રીની નિશાળમાંથી તેમનો બુલંદ કંઠ સંભળાતો, વિદ્યાર્થી શાળામાં દાખલ થાય ત્યારે 'સરસ્વતી સરસ્વતી તું મોરી મા, પહેલા પટોળે તૈયાર થા' ગવડાવતા ગવડાવતા વિદ્યાર્થીનું નાનું વરઘોડું કાઢી વિધિસર તેને દાખલ કરવામાં આવતો. અમારા ઘરની બાજુમાં અંબાજી માતાના મંદિરની તે પૂજા કરતા. શરદપૂર્ણિમાએ બહુચરાજી માતાનું વરઘોડું આવે ત્યારે પોતાના પડછંદ દેહના ખભા ઉપર માતાજીની પાલખી મૂકીને તે થોડે સુધી લઈ જતા અને વરઘોડું ગયા બાદ બુલંદ ભાવવાહી કંઠે આરતી કરતા એ દૃશ્ય ચિત્તમાં દૃઢ અંકાઈ ગયું છે. ગૌરીકુંડમાં પગ ઉપર પગ ચડાવી તરતા તેમને જોયેલા, મને થોડી બીક લાગેલી ત્યારે તેમણે કેવી હિંમત આપેલી !

આ શેરીમાં નાનાં બાળકોને રમતાં હું જોઉં છું, પડોશી સથવારા બહેનોને માથા પર મોટા ટોપલામાં શાક વેચવા જતી નિહાળું છું તો સાંજને સમયે પરસાળમાં અલકમલકની વાતો કરતી વૃદ્ધાઓ પણ દેખાય છે. જન્માષ્ટમીએ મહોલ્લામાં શ્રીકૃષ્ણનો જન્મોત્સવ મનાવવા લાકડાના બાજઠ ઉપર માટી વડે કાનુડો, એનું ઘોડિયું બનાવી ગોર્યો તૈયાર થાય અને મોડી રાત સુધી અમથીબહેન, સૂરજબહેન કે મોતીબહેન ગાણાંની જે રમઝટ બોલાવે એના સૂર ક્યારેક ક્યારેક સ્મૃતિમાં સળવળે છે. સાંજના પહોરે અજાપાળ, વિષ્ણુપુરી, કોઠાનાં અંબાજી કે હાટકેશ્વર ફરવા જતો ત્યારે ફેફસાંમાં તાજી હવા જ નહિ પણ ભરપૂર આનંદ ભરીને ઘરે પાછો ફરતો. પણ પછી નસીબ શહેરમાં લઈ આવ્યું — તદ્દન જુદો જ માહોલ — અહીં તો જાણે સ્વિચ દબાવીને સ્માઇલ આપવામાં આવે છે ! ક્યાં પેલાં ભોળુડાં લોકહૈયાં અને ક્યાં આ સંસ્કૃતિનો ચળકાટ ? 'અસલ' અને 'નકલી'નો ભેદ તરત મનમાં વસે છે. પેલી સાચી, નિર્દંભ સૃષ્ટિનો આસ્વાદ આપનાર મારું ઘર પણ હું

છોડી રહ્યો છું ! હવે શું ? આ સંદર્ભમાં મારા મોટા પુત્ર પ્રબોધના કાવ્ય 'દાદાની હૉસ્પિટલ-નિવાસ અને હુંમાંથી થોડાં સંવેદના-ચિત્રો આપું :

"વતનમાં એમની સ્મૃતિ

ખડકીના ગોખલા આગળ એમના શબ્દો જોયા, એમણે કરેલો સાથિયો. તમાકુનું ભૂંગરાળું પડી રહેતું એ જગ્યા. જ્યાં તેઓ પાઠ કરવા બેસતા એ જૂના ઘરનો ઉંબરો, અને ફરી પાછું ખડકીના ગોખલામાં પડી રહેલું એમનું જૂનું પંચિયું, દેશી તમાકુ ભરેલો લીલો શીશો, પાણિયારે દોરેલા ગણપતિ પાસે પડી રહેતા પાટલા પર બેસી જમતાં જમતાં ક્યારેક કહેલી અમદાવાદની નવાજૂની — બધું, બધું જ યાદ આવી ગયું. મેડા ઉપર બારી પાસે પડી રહેલા ખાટલે એમની આદતે માથે ધોતિયાનો કકડો મૂકી આડો પડ્યો તો ખાસ્સી કલાકેક ઊંઘ આવી ગઈ.

A Retrospect

હૉસ્પિટલના ત્રીજા માળના ખુલ્લા ગવાક્ષમાંથી જેની પ્રતીક્ષા કરું છું તે એમ્બ્યુલન્સ વાન થોડા સમયમાં આવી લાગે છે. એક ધબકતો દેહ, ઋષિ-ચહેરો — સ્ટ્રેચરમાં લવાતો અને થોડા દા'ડા કેડે લઈ જવાતો જોઉં છું અને મને જૂના ઘરને પેલ્લે બેસતા, તમાકુનું ભૂંગરાળું ફંફોસવા માટે ખિસ્સામાં હાથ નાખતા, ઉતાવળમાં બંડીનાં બટન બંધ કરવાનું ભૂલી જતા અને ઊંધી ટોપી પહેરતા, ગુનગુન પાઠ કરતા શિવમહિમ્નસ્તોત્રનો, બપોરે પીઠ ફેરવીને આડા પડતા, જોરજોરથી બૂમો પાડીને મને ઉઠાડતા મારા દાદા યાદ આવ્યા — એમનો ફોટો સાફ કરતાં એમાં મારું પ્રતિબિંબ દેખાય છે અને એમની સાથે રહેલ મને મળવા હું એકાએક દોટ મૂકું છું તો ઠેસ વાગે છે અને ફસડાઈ પડું છું — આ લિસ્સા કાગળ પર." [ 'મારે કોઈ નામ આપવું બાકી છે', પ્રબોધ ર. જોશી, પૃ. ૧૦–૧૧]

વતનનું આ ઘર. આ સરનામે મેં અસંખ્ય પત્રો લખ્યા : " 'જોશી નિવાસ', અમરથોળ, બાલાણશેરી, વડનગર (ઉ. ગૂ.)" અને અનેકોએ પણ મને અસંખ્ય પત્રો લખ્યા એ હવે જતું રહ્યું ? 'સરસ્વતીચંદ્ર'માં તો એક જ પત્રોનું પોટકું આવે છે અને હું તો પત્રોનાં પોટકાં ને પોટકાં બાંધીને લાવ્યો છું ! શું આ બધું નામશેષ થશે ? વતનનું ઘર મેં ખરેખર છોડ્યું છે ?

ના... ના... મેં છોડ્યું જ નથી. છોડી શકું પણ નહિ. જે વસ્તુએ હૃદયમાં ઘર કર્યું હોય તે કાંઈ છૂટે ? વતનનું ઘર મારી અંદર જ છે અને એ જ જીવન છે.

રમણલાલ જોશી



તંત્રી

### કવિ શ્રી હરીન્દ્ર દવેનું અવસાન

કવિ શ્રી હરીન્દ્ર દવેનું તા. ૨૯ માર્ચ '૯૫ના રોજ પાસઠ વર્ષની વયે મુંબઈમાં અવસાન થતાં ગુજરાતી સાહિત્યને અને પત્રકારત્વને ન પુરાય તેવી ખોટ પડી છે. હરીન્દ્રભાઈએ કવિતા, નવલકથા, નવલિકા, નાટક, નિબંધ, આસ્વાદમૂલક વિવેચન વગેરે પ્રકારોમાં કામ કર્યું હોવા છતાં આપણે તેમને કવિ તરીકે જ વિશેષભાવે ઓળખીએ છીએ. અન્ય સાહિત્યપ્રકારોમાં પણ તે ન્યૂનાધિક પ્રમાણમાં કવિ તરીકે જ પ્રગટ થયા છે. ગુજરાતી કવિતામાં સુન્દરમ્-ઉમાશંકર, રાજેન્દ્ર-નિરંજનનાં કવિયુગ્મોની સાથે હરીન્દ્ર-સુરેશ દલાલનું પણ કવિ-યુગ્મ છે. આ બંનેની મૈત્રીનું પણ કાવ્ય છે અને એ આપણને સુપરિચિત છે. બંનેની મૈત્રી પરસ્પરને પ્રેરક-પોષક નીવડી હશે પણ છેલ્લાં વર્ષોમાં સુરેશ દલાલનો પ્રભાવ હરીન્દ્રના વ્યક્તિત્વ ઉપર વરતાતો હતો.

હરીન્દ્રભાઈનો પરિચય ક્યારે થયો એ યાદ આવતું નથી પણ ઘણાં વર્ષોથી એ સ્નેહસંબંધનું સાતત્ય માણ્યું છે. તે થોડા સમયથી બીમાર હતા એથી ચિંતા રહેતી. તેમના ઘરે ફોન કરી ચિ. મેહુલ પાસેથી સમાચાર મેળવતો. અવસાનના થોડા દિવસો પહેલાં તેમનાં માતુશ્રી સવિતાબહેન સાથે ફોન પર વાત થયેલી. તબિયત સુધારા ઉપર છે એ જાણી નિશ્ચિન્ત બનેલો ત્યાં એકાએક આ સમાચાર સાંભળવાના આવ્યા ! મારી જેમ ઘણાએ આઘાત અનુભવ્યો.

હરીન્દ્રની કવિતા, નવલકથા અને તેમના વાઙ્મય-વ્યક્તિત્વ વગેરે વિશે લખવાના ઘણા પ્રસંગો આવ્યા છે. 'માધવ ક્યાંય નથી' એ મારી પણ એક પ્રિય નવલકથા. મેં એને વિશે 'સંસ્કૃતિ'ના એપ્રિલ '૭૧ના અંકમાં લખેલું : "પૌરાણિક મિથનો ઉપયોગ કરીને કૃષ્ણના પાત્ર સંદર્ભમાં આધુનિક યુગની છિન્નભિન્નતા અને ઉન્મત્ત સ્વાર્થાન્ધતાને ઉઠાવ આપવામાં હરીન્દ્ર દવેને સફળતા મળી છે. નારદનાં પરિભ્રમણોમાં જીવતા કૃષ્ણનું ચિત્ર હૃદયંગમ છે. કૃષ્ણનું પાત્ર કેન્દ્રમાં હોવા છતાં અન્ય પાત્રોને ગ્રસી જતું નથી. એ એક સનાતન ભાવના કે મૂલ્યનું પ્રતીક હોવા છતાં વાયવ્ય રહેતું નથી. હરીન્દ્રનું સાહિત્યિક ગદ્ય સતત સ્તર સાચવે છે. 'માધવ ક્યાંય નથી' એ કદાચ આ વરસની શ્રેષ્ઠ નવલકથા છે." આજે પચીસ વર્ષે પણ એ નવલકથાનું એવું જ આકર્ષણ છે. મારું લખાણ વાંચી તેમને થયેલા આનંદને યાદ કરું છું ત્યારે મારો આનંદ બેવડાય છે. 'માધવ ક્યાંય નથી'માં કૃષ્ણની શોધ એ માત્ર નારદની કે નવલકથાના વાચકની જ નથી પણ સૌ પહેલાં એના સર્જકની પણ છે. 'જન્મભૂમિ'ની એમની ઓફિસમાં તેમની ખુરશીની ઉપર ટિંગાડેલી કૃષ્ણની છબી એ માત્ર શોભાની ન હતી ! સુન્દરમ્‌ની જેમ હરીન્દ્ર દવે ભલે 'ધ્રુવપદ ક્યહીં ?' એમ ન કહેતા હોય પણ એમની શોધ કશાક ધ્રુવપદની હતી.

'સમય'ના નિવેદનમાં હરીન્દ્રભાઈએ લખ્યું છે કે, "શ્વાસ લઉં છું કે હરુંફરું છું ત્યારે નહિ, પણ કંઈક લખી શકું છું ત્યારે જ જીવું છું – જીવ્યો છું." હરીન્દ્ર દવે આપણા આવા ઉચ્ચાશયી ગંભીર સાહિત્યોપાસક હતા.

મારી વિદ્યાર્થિની પ્રા. અંજની મહેતાએ પોતાનો લઘુશોધનિબંધ 'હરીન્દ્ર દવેની સાહિત્યસિદ્ધિ' પંદરેક વર્ષ પહેલાં પ્રગટ કર્યો ત્યારે એના 'આવકાર'માં સદ્‌ગત એસ. આર. ભટ્ટે લખેલું કે "અંજનીબહેને એમના સુદીર્ઘ નિબંધને 'માધવ ક્યાંય નથી'ના સફળ સર્જક હરીન્દ્ર (પ્રાસ સંબંધે રવીન્દ્ર !) સ્વકૃતિઓમાં ક્યાં લપાયા-છુપાયા છે તેની ગેરમામૂલી શોધથી રસવંતો બનાવ્યો છે." આવી 'શોધ' થઈ શકે એવા સર્જકો ઓછા જ છે.

હરીન્દ્રે વિવેચન પણ ખેડેલું. વિવેચનમાં પણ તે સર્જકની હેસિયતથી પ્રવૃત્ત થતા. તે જાણે આસ્વાદમૂલક

અવબોધકથાની રીતે વાત કરતા. મારા સપાદન નીચે પ્રગટ થતી 'ગુજરાતી ગ્રથકાર શ્રેણી'મા તેમણે મારા આગ્રહથી 'ઉમાશકર જોશી' વિશે ૧૯૮૬મા લઘુગ્રથ તૈયાર કરી આપેલો આ પુસ્તકમા તેમણે એક વિધાન એવુ કરેલુ કે, 'એક તબક્કે દેશના ઉપરાષ્ટ્રપતિના પદ માટે પણ તેમના નામનો વિચાર થયો હતો " આ વાચીને ઉમાશકરભાઈએ કહેલુ કે મને તો એની કશી જાણ જ નથી ! પછી હરીન્દ્રભાઈએ તેમને વિગતો લખી જણાવેલી.

પત્રકારત્વ એ સર્જકની મોટી મૂઝવણ છે, કસોટી પણ. હરીન્દ્રભાઈને એ ક્યારેય નડ્યુ નથી. બલકે સાહિત્ય અને પત્રકારત્વ બનેને એમનાથી લાભ જ થયો છે

હરીન્દ્રભાઈની સૌમ્યતા વિનમ્રતા મધુરતા આપણને સૌને પરિચિત હતી. પણ એની પાછળ ડોકિયુ કરનારને એક ઘેરા વિષાદનું દર્શન થતુ. એમના શબ્દમા પણ એ પ્રગટ થાય છે આવા અતર્મુખી અને સત્ત્વશીલ સાહિત્યકારના અવસાનથી આપણા સાહિત્યસસ્કાર-ક્ષેત્રે એક પ્રકારનો શૂન્યાવકાશ સરજાયો છે અમદાવાદમા તા. ૩૧ માર્ચ '૯૫ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ આદિ સસ્થાઓ તરફથી યોજાયેલી તેમની શ્રદ્ધાજલિ સભામા મે કહેલુ કે આધુનિક સમયમા ગુજરાતની સવેદનશીલતાને કેળવનાર સાહિત્યકારોમા હરીન્દ્ર દવેનો ફાળો પણ મહત્ત્વનો છે ૧૯૮૬મા 'પ્રજ્ઞામૂર્તિ ગોવર્ધનરામ' શ્રી જયન્ત પાઠક સાથે શ્રી હરીન્દ્રભાઈને અર્પણ કરતા મેં 'સારસ્વત સુહૃદ' શબ્દ યોજેલો. એમના અવસાનથી અગત રીતે એક સુહૃદ ગુમાવ્યાની લાગણી થાય છે

એમના અવસાનનુ દુખ એમના માતુશ્રી શ્રી સવિતાબહેન, પત્ની ડૉ. ભારતીબહેન, ચિ. મેહુલ અને અન્ય કુટુબીજનોને સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિર શાતિ અર્પે એ જ પ્રાર્થના.

### હંસાબહેન મહેતાનું નિધન

મ. સ. યુનિવર્સિટી, વડોદરાના પ્રથમ વાઇસ ચાન્સેલર અને વિદુષી શ્રી હસાબહેન જીવરાજ મહેતાનુ ૪ એપ્રિલ '૯૫ના રોજ અઠ્ઠાણુ વર્ષની વયે મુબઈમા અવસાન થયુ તેમણે બાલસાહિત્યના પુસ્તકો, 'અરણ્યકાડ', 'યુદ્ધકાડ', 'સુદરકાડ'ના અધિકૃત અનુવાદો આપ્યા છે શેક્સપિયરના 'હેમ્લેટ', 'મર્ચંટ ઑફ વેનિસ'ને પણ તેમણે ગુજરાતીમા ઉતાર્યા હતા. પ્રભુ તેમના આત્માને ચિર શાતિ અર્પો.

### મોરારજી દેસાઈનું અવસાન

પીઢ રાજપુરુષ મોરારજી દેસાઈનુ તા. ૧૦ એપ્રિલ '૯૫ના રોજ ૯૯ વર્ષની વયે મુબઈમા અવસાન થતા ભારતના જાહેરજીવનમાથી એક મૂલ્યનિષ્ઠ રાજકારણી અને સિદ્ધાન્તપ્રિય વ્યક્તિ વિદાય લે છે સુદીર્ઘ રાજકીય કારકિર્દીમા તેમણે દેશના હિતમા અનેક નિર્ણયો લીધા, પોતાને સમજાયેલા સત્ય સામે મચક ન આપી, દ્વિભાષી મુબઈ રાજ્ય વખતે ડાગ આદિના પ્રશ્નોમા સમાધાનકારી વલણ અપનાવ્યુ, ક્યાક તેમના વ્યક્તિત્વ અને વલણોની મર્યાદાઓ પણ પ્રગટ થતી, પરતુ સમગ્રતયા એ ગુજરાતના પ્રતાપી પ્રતિનિધિ હતા. ગાધીજીવનદર્શનના તે એક ગનિષ્ઠ ચાહક અને ભાવક હતા મારા સપાદન હેઠળ પ્રગટ થતી 'ગુજરાતી ગ્રથકાર શ્રેણી'નો 'ગાધીજી વિશેનો શ્રી ચી. ના પટેલે તૈયાર કરેલો લઘુગ્રથ ૧૯૭૯મા પ્રગટ થયેલો. મે એ શ્રી મોરારજીભાઈને મોકલેલો એ સમયે તે વડા પ્રધાન હતા. પણ ગ્રથ સાધન્ત વાચી જઈ મને તેમણે જાતે પત્ર લખી પોતાનો આનદ પ્રગટ કરેલો. શ્રી મોરારજીભાઈના વ્યક્તિત્વમા આ વસ્તુ હતી. તેમણે પોતે પણ લેખનકાર્ય કર્યું છે તેમણે 'મારું જીવનવૃત્તાત' ભાગ ૧ થી ૩, 'ગીતા – એક અનુશીલન', 'કૃષ્ણ જીવનસાર', 'સતોની જીવનદૃષ્ટિ' ભાગ ૧ થી ૩ વગેરે પુસ્તકો લખ્યા છે પ્રભુ સદ્ગત મોરારજીભાઈના આત્માને ચિર શાતિ અર્પો.

### ઉમાશંકર જોશી સ્મૃતિ વ્યાખ્યાનમાળા

ઉત્તર ગુજરાત યુનિવર્સિટી તરફથી પ્રતિવર્ષ યોજાતી આ વ્યાખ્યાનમાળામા આ વર્ષે તા. ૨૨ માર્ચ '૯૫ના રોજ ડી. એન. પી. આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજ, ડીસામા ડૉ. ધીરુભાઈ ઠાકરે 'ઉમાશકર સૌન્દર્ય અને સસ્કૃતિના યાત્રી' અને 'એકાકીકાર

ઉમાશંકર' એ વિષય પર બે વ્યાખ્યાનો આપ્યાં હતાં. અતિથિવિશેષ તરીકે ઉપકુલપતિ શ્રી ચન્દ્રકાન્ત ત્રિવેદી ઉપસ્થિત રહ્યા હતા. શ્રી રમણલાલ જોશીએ એમના અધ્યક્ષીય પ્રવચનમાં ઉમાશંકર જોશીનાં સંસ્મરણો વર્ણવી એમની સર્જક-પ્રતિભાનાં વિવિધ પાસાં વિશે રજૂઆત કરી હતી. આચાર્યશ્રી અરુણ દવેએ આભારદર્શન કર્યું હતું. કાર્યક્રમનું સંચાલન ગુજરાતીના અધ્યાપક શ્રી છગન પટેલે કર્યું હતું.

### સાહિત્યકારોનું સન્માન — એવૉર્ડ, ચન્દ્રક ઇત્યાદિ

પ્રસિદ્ધ સાક્ષર ડૉ. હરિવલ્લભ ભાયાણીને એશિયાટિક સોસાયટીનો પી. વી. કાણે સુવર્ણચંદ્રક એનાયત થયો, પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી રઘુવીર ચૌધરીને દર્શક ફાઉન્ડેશન તરફથી ૧૯૯૪ના વર્ષનો સાહિત્ય માટેનો રૂ. એક લાખનો દર્શક એવોર્ડ આપવાની જાહેરાત થઈ અને સર્વશ્રી અમૃત ઘાયલ, ડૉ. ધીરુભાઈ ઠાકર અને શ્રી ભોળાભાઈ પટેલને રણજિતરામ ચન્દ્રક એનાયત કરવાનું જાહેર થયું છે. કલકત્તાની ભાષા પરિષદે શ્રી બકુલ ત્રિપાઠીના 'હિંડોળો ઝાકળઝોળ'ને પારિતોષિક આપ્યું અને શ્રી રજનીકુમાર પંડ્યાને પત્રકારત્વનો એવોર્ડ મળ્યો. અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદે ૧૯૯૩–૯૪નો પાટીદાર રત્ન એવોર્ડ સાહિત્યની સેવા માટે ડૉ. રણજિત એમ. પટેલ, 'અનામી'ને આપવાનું નક્કી કર્યું છે. સૌ સાહિત્યકારોને અભિનંદન.

### ભાવનગર ગદ્યસભાનો પારિતોષિક-વિતરણ સમારંભ

ભાવનગર ગદ્યસભા તરફથી તા. ૯ માર્ચ '૯૫ના રોજ ભાવનગર ખાતે શામળદાસ આર્ટ્સ કોલેજમાં ટૂંકી વાર્તા સ્પર્ધા – ૧૯૯૪નો ઇનામવિતરણ સમારંભ યોજાઈ ગયો છે. ઇનામ-વિજેતા વાર્તાકારોને અભિનંદન.

### ભૂલ-સુધાર

માર્ચ '૯૫ના અંકમાં 'ઉમાશંકર જોશીની ડાયરીનાં થોડાં પાનાં'માં પૃ. ૧૯૫ ઉપર 'અંગ્રેજી આદિથી'ને બદલે'અંગ્રેજી આદિની' અને 'નર્મદને પૂર્વેના' ને બદલે 'નર્મદની પૂર્વેના' વાંચવા વિનંતી.



## સ્વ. હરીન્દ્ર દવે

*ઉલ્કાપાત થયો કે ધરતીકંપ ?*
*હવે કશું જ નક્કી થઈ શકતું નથી.*
*પણ*
*નદીનાં વહેતાં જળ થીજી ગયાં છે,*
*ને કિનારા સ્તબ્ધ થૈને ઊભા છે !*
*દૂર દૂરથી વેણુરવ સંભળાયો કે શું ?*
*'માધવ ક્યાંય નથી . . .' ની રઢ લઈ બેઠેલો*
*પોતે જ માધવની શોધમાં નીકળી પડ્યો કે શું ?*

*પલકમાં છવાયું અશ્રુસિક્ત 'મૌન'.*
*હવે માત્ર નદીનાં જળ અટક્યાં નથી,*
*પણ અટકી ગયો છે 'સમય'.*
*ઢળી ગયો 'હયાતી'નો સૂર્ય*
*પણ 'સૂર્યોપનિષદ'ની ઋચાઓનું ગાન*
*ગુંજતું રહેશે સદાકાળ.*

*દૂરની સફરે ઊપડી ગયો —*
*શ્વાસનો કાફલો.*
*પડાવ એનો હશે*
*કોઈ દિવ્ય જ્યોતિના સાન્નિધ્યે —*
*'સુખ નામના પ્રદેશ'માં.*

*'ગાંધીની કાવડ' લઈને નીકળેલો*
*તૃષિત જનોને પવિત્ર જળ વહેંચતો વહેંચતો*
*બસ, એમ જ નીકળી ગયો હાથતાળી દૈને !*
*અને જતાં જતાંયે*
*આ રંક જગતને*
*'વસિયત'માં આપી ગયો —*
*શબ્દની સાચી સુવર્ણમુદ્રાઓ !*

લાલજી કાનપરિયા



# આઘે રહીને માંડું છું અંગત થવાની વાત...

રાધેશ્યામ શર્મા

**નથી રહ્યો**

*દરિયો રહી ગયો ને કિનારો નથી રહ્યો,*
*હું પણ તમારી યાદમાં મારો નથી રહ્યો.*

*સમણામાં પણ હવે ન મુલાકાત થઈ શકે,*
*ને જાગતા મિલનનો તો ધારો નથી રહ્યો.*

*ઝારી લઈને બાગમાં ફરતો રહ્યો બધે,*
*ગમતો'તો તમને ખૂબ એ ક્યારો નથી રહ્યો.*

*જકડું છું હાથમાં તો એ સરવાઈ જાય છે,*
*સંભાળવો પડે જે એ પારો નથી રહ્યો.*

*તારા મિલનમાં તારા વિરહની ગઝલ કરી,*
*એ તારો ભ્રમ હતો કે હું તારો નથી રહ્યો.*

હરીન્દ્ર દવે

પ્રસ્તુત ગઝલ કવિએ ૧૯૭૦માં લખેલી, જેમાં બિન'હયાતી'ની પરિસ્થિતિનો, ઉલ્લેખ અને સ્વીકાર છે.

૧૯૭૬માં કવિતાસંગ્રહ 'હયાતી'ને રાષ્ટ્રીય અકાદેમી પારિતોષિકથી નવાજવામાં આવ્યો હતો..

સીધી અનુપસ્થિતિ તથ્ય તરીકે એટલી ખૂંચતી નથી, જેટલી ઉપસ્થિતિમાં અનુપસ્થિતિ.

હયાત હોવાની ખબર મળવાની સાથે જ બિન-હયાત કે બે-હયાત હોવાનો ખ્યાલ અને એની તીવ્ર અભિવ્યક્તિ તીરની જેમ ખૂંચી જાય છે.

કૃતિ જાણે મહાકાળનું મોટું ઘડિયાળ છે જેની કડીએ કડીએ કાંટો ખડો રહી કયા કયા આંકડા પર પોતે નથી એનો અણસારો આપે છે !

મતલા અને મક્તા અથવા તો મક્તા અને મતલાની અવાન્તર ભૂમિકાએ ગઝલનું ગુલાબ ખૂલે અને સંવેદના સુગન્ધ સાથે જ વેદનાના કાંટાનો અનુભવ કરાવે એવી સંરચના ધ્યાન આકર્ષે.

ગઝલની પ્રત્યેક પંક્તિ સ્વતંત્ર રહી રસાનુભૂતિ કરાવી શકે અને સાથે પ્રત્યેક શેર સાથે એની આંતરિક એકતાનો સળંગસૂત્ર લયાન્વિત સૂર બેકગ્રાઉન્ડમાં રહી બજ્યા કરે એ જરૂરી છે.

પ્રસ્તુત રચનાના પહેલા શેરમાં જ કાવ્યનાયકે પોતાની અનુપસ્થિતિ સ્પષ્ટ કરીને અન્ય અવશિષ્ટ સર્વ શેરોમાં 'નથી રહ્યો'ની ઘટનાને પૂરતી ઘૂંટી આપી છે, પણ પ્રારંભના શેરમાં તો 'નથી રહ્યો'ની સ્થિતિમાં તન્મયતા પણ વણાઈ આવી છે.

*દરિયો રહી ગયો ને કિનારો નથી રહ્યો,*
*હું પણ તમારી યાદમાં મારો નથી રહ્યો.*

દરિયો વ્યાપક છે, કિનારો અસ્તિત્વનું વિશિષ્ટ છે, વિશેષ છે. અહીં જાણે વિશેષ નિર્વિશેષ બનીને રહી ગયું !

કોકની કસકભરી યાદમાં નાયકે પોતાના હોવાપણાને કહો કે હયાતીના વિશેષને તન્મય તલ્લીન કરી એક જાતની નિર્વિશેષતા સિદ્ધ કરી છે.

બીજો શેર પહેલાથી અલગ પડી જાય છે ને પોતાનું વૈશિષ્ટ્ય જાળવી લે છે. 'સમણામાં પણ હવે ન મુલાકાત થઈ શકે'માં વિધાતાના નિષ્ઠુર ચુકાદાની નિર્મમતા અને 'ધારો નથી રહ્યો'ની હકીકત ધારદાર લાગે પણ કશું અસાધારણ નથી અહીં.

પ્રિય પંક્તિ હવે આવે છે, મારી : ઝારી લઈને બાગમાં ફરતો રહ્યો બધે, / ગમતો'તો તમને ખૂબ એ ક્યારો નથી રહ્યો. (ગઝલકાર હરીન્દ્ર આજે હયાતી ભોગવતા નથી ત્યારે કૃતિનાયકની આ પંક્તિ વૈયક્તિક પરિમાણ પણ ધારણ કરી રહે છે...)

તમને ખૂબ ગમતો'તો 'એ ક્યારો' કહીને નાયકે પોતાનો આસ્થાસ્થિત આત્મવિશ્વાસ વિજ્ઞાપિત કર્યો છે.

બાગમાં ઝારી લઈને ફરતા નાયકના ગતિશીલ કલ્પનમાં લોક-પ્રિય ક્યારાને ચૈતન્યથી સીંચવા ઉપરાંત જાત પ્રત્યેની રાગમિશ્રિત ભક્તિ પણ સૂચવાઈ છે. છતાં કરુણ વક્રતા છે કે ખૂબ ગમતો ક્યારો જ નથી રહ્યો!

ચોથો શેર ગઝલની પરંપરિત ધારાનો જ અંશ અને વંશ છે. અંતિમ શેરમાં સંયોગ-વિયોગને ભેળવી એક રસાયણ પેશ થયું છે :

*તારા મિલનમાં તારા વિરહની ગઝલ કહી,*
*એ તારો ભ્રમ હતો કે હું તારો નથી રહ્યો.*

મિલનના મંડપે જ વિયોગની, વિરહની શરણાઈ! ગઝલ જાતિમાં આવા કોન્ટ્રાસ્ટ, આવા વિરોધ આવકાર્ય મનાયા છે. (યાદ આવે, શકીલ બદાયુનીની ખ્યાતનામ પંક્તિ, 'જહાં બજતી હૈ શહનાઈ વહાં માતમ ભી હોતે હૈં' !) મિલનમાં વિરહની ગઝલ ગાવા માટે કંઈક કારણ છે. એક દહેશત, એક સંદેહ વ્યક્ત કરવામાં અજ્ઞાત અદૃશ્ય ભવિતવ્યની અફરતાનો સ્વીકાર છે અને આમ છતાં પ્રિયને ઢંઢોળીને ભ્રાંતિશૂન્ય કરવાનો છેલ્લી કડીમાં અખતરો છે, 'એ તારો ભ્રમ હતો કે હું તારો નથી રહ્યો.' આ અંગત વાત છે, અન્યત્ર પણ ભય સંગાથે ભેળવી નાયકે (અને કવિએ પણ) કહી છે : પાસે રહું તો ભય કે વિખૂટા પડી જશું/આઘે રહીને માંડું છું અંગત થવાની વાત....

અમદાવાદ, ૨ એપ્રિલ ૧૯૯૫



પૃ. ૩૫૦ થી ચાલુ—]

આવી નવાઈભરેલી માહિતી પછી પ્રો. જિન વીસમી સદી પર આવેલા. એક મુખ્ય પુસ્તક ૧૯૬૪માં બહાર પડ્યું —'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ'. એમાં સ્વાભાવિક રીતે જ રામાયણ પર એક પ્રકરણ છે. ૧૯૮૦ના દસકાથી તો રામાયણ પર ઘણા લેખો ને નિબંધો ચીની છાપાં તથા સામયિકોમાં આવતા થયા છે.'૮૦થી '૮૪માં એક વિદ્વાને વાલ્મીકિ-રામાયણનો ચીની અનુવાદ સાત ભાગમાં પ્રકટ કર્યો. ૧૯૮૮માં પ્રો. જિને તુલસીકૃત 'રામચરિતમાનસ' કાવ્ય-સ્વરૂપે પ્રકાશિત કર્યું. એની ૨૫૦૦ નકલો બે મહિનાની અંદર વેચાઈ ગઈ હતી. અલબત્ત, આ રસ ચીની અભ્યાસીઓમાં છે, શાળાના સ્તરે નથી. કદાચ એવી અપેક્ષા પણ અસ્થાને ગણાય.

રામાયણની અસર ચીનની ગૌણ ભાષાઓમાં (ખોતાન, તુખારા, તિબેટી, મોંગોલિયન) જ નહિ, પણ મુખ્ય ભાષા હાન પર પડી, તે બાબત ઘણી અર્થપૂર્ણ કહેવાય. અને એક આખો આસ્થા-પંથ સ્થાપિત થઈ જાય તે ? અભ્યાસીઓને તો જાણે આટલાથી પણ સંતોષ નથી. અનુવાદો તથા મૌલિક શોધ-નિબંધો ઉપરાંત ચર્ચા-વર્તુળો ચાલે છે, અને પરિસંવાદો પણ યોજાય છે. એક મોટો પરિસંવાદ ૧૯૮૪માં હાન્ગજો નામના સુંદર શહેરમાં યોજાયેલો. ચાલીસ જણે એમાં ભાગ લીધેલો, અને પંદરથી પણ વધારે નિબંધો રામાયણ પર વંચાયેલા.

૧૯૯૬ના જાન્યુઆરીમાં તેરમું આંતરરાષ્ટ્રીય રામાયણ સંમેલન શેન જેન (Shen Zhen) નામના શહેરમાં અનુષ્ઠિત થશે. હોંગકોંગની પાસેનું, તાજેતરમાં ઊભું કરાયેલું એ નવું શહેર છે. જૂનાં ચીની શહેરો જેટલું સુંદર એ કદાચ નહિ હોય. પ્રો. જિને બધાંને આ સંમેલનમાં ભાગ લેવા, અને "અમારા સુંદર દેશમાં પ્રવાસ કરવા," આમંત્ર્યાં. એ વિશે હું વધારે પૂછવા ગઈ, તો એમણે દિલ્હીમાં શ્રી લાલમ પ્રસાદ વ્યાસનો સંપર્ક સાધવા કહેલું.

શ્રોતાગણમાંથી એકાદે મહાભારત વિશે પૂછ્યું, તો એમણે કહ્યું કે ચીનમાં કદાચ એ બહુ લોકપ્રિય નથી, કારણ કે એ ખૂબ જ મોટું છે. એનું કથાવસ્તુ ખૂબ જટિલ છે, ને એનું ભાષાંતર અતિકઠિન છે. એમાંની કેટલીક કથાઓ અનુવાદ પામી છે દા.ત. ભગવદ્ગીતા. સંપૂર્ણ મહાભારતના ભાષાંતરની યોજના હતી. સંસ્કૃતના પાંચ ચીની વિદ્વાનો હાજર પણ હતા, પરન્તુ અગ્રવ્યક્તિનું અકાળે અવસાન થતાં એ યોજના હમણાં તો પડી ભાંગી છે. પ્રો. જિન કહે, "એમ મનાય છે કે એક એવો 'શાપ' છે, જેથી મહાભારતનો આખો અનુવાદ કરનાર કે કરવા ઇચ્છનાર મૃત્યુ પામશે."



# ઝ્યાં પૉલ સાર્ત્રનું તત્ત્વચિંતન

હરસિદ્ધ મ. જોશી

અસ્તિત્વવાદી ચિંતક તરીકે સમકાલીન જગતમા સાર્ત્રનુ નામ જાણીતુ છે સવિશેષ યુરોપ અને અમેરિકામા અસ્તિત્વવાદ અને સાર્ત્ર એ એકબીજાના પર્યાય છે આમ છતા પોતાના મહત્ત્વના ગ્રથ 'બીઈંગ એન્ડ નથિંગનેસ'ની પદ્ધતિને સાર્ત્રે આભાસલક્ષી (ફિનોમિનોલૉજિકલ) નામ આપ્યુ છે આ દર્શાવે છે કે સાર્ત્રના ચિંતન પર આભાસવાદની સ્પષ્ટ અસર છે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા એડમડ હુસર્લના ચિંતનમા આભાસવાદનો પાયો રચવામા આવ્યો. અગાઉ ઇમેન્યુઅલ કેન્ટે 'સ્વયનિષ્ઠ વસ્તુ'નો ખ્યાલ રજૂ કર્યો તેને કેન્દ્રમા રાખીને હુસર્લ 'આપણે વસ્તુમા પણ જઈએ' એ સૂત્ર સૂચવે છે આ 'વસ્તુ'ને વ્યક્તિનુ ચિત્ત 'અંત સ્ફુરણા' (ઇન્ટ્યૂઇશન) દ્વારા જાણી શકે છે સાર્ત્રે આ પ્રદત્તને આવકારીને 'બીઈંગ ફૉર ઇટસેલ્ફ' એટલે કે ચૈતન્યને પ્રતિપાદિત કરે છે સાર્ત્ર ચૈતન્યના સિદ્ધાત દ્વારા અન્ય અસ્તિત્વવાદી ચિંતકોથી જુદા પડી જાય છે આ ઉપરાત એ નાસ્તિક અસ્તિત્વલક્ષી ચિંતક છે નિત્ઝની માફક એ ઈશ્વરના ખ્યાલને સપૂર્ણપણે ત્યજે છે સાર્ત્રની તત્ત્વવિદ્યામા જડતત્ત્વ અને ચેતનતત્ત્વ બનેને સરખુ મહત્ત્વ આપવામા આવે છે તેનુ જ્ઞાન મનુષ્યને અત.સ્ફુરણા દ્વારા પ્રાપ્ત થાય છે તેથી સાર્ત્ર પોતાની નવલકથા, પોતાના નાટકો, વાર્તાઓ અને અન્ય સાહિત્યિક લખાણોમા અતરતત્ત્વની વેદના, વ્યગ્રતા, સૂઝ અને વેધકદષ્ટિને નિરૂપિત કરે છે અને અતરતત્ત્વની આત્મલક્ષિતાને વ્યક્તિ અને વસ્તુના સબધ દ્વારા પ્રગટ કરે છે

### પ્રાસ્તાવિક

સાર્ત્રનો જન્મ ૨૧મી જૂન ૧૯૦૫ને રોજ પેરિસમા થયો. ૧૯૨૯મા ઇકોલ નોરમલ સુપિરિયરમાથી સ્નાતકની પદવી લીધી. પછીના દાયકા દરમ્યાન બહાર મુસાફરી કરવી અને વિવિધ 'લાઇસી'મા અધ્યાપનકાર્ય કરવાનુ શરૂ કર્યું. ૧૯૩૮મા પોતાની પ્રથમ નવલકથા 'લ નોશિયા' પ્રસિદ્ધ કરી. સાર્ત્રના ચિંતનને તેના લેખનકાર્યને અનુલક્ષીને ત્રણ ભાગમા ગોઠવી શકાય તેમ છે પ્રથમ નવલકથાનો સમય, ત્યાર બાદ ૧૯૪૬મા એગ્ઝિસ્ટેન્શિયાલિઝમ એન્ડ હ્યૂમેનિઝમ'નો ગ્રથ પ્રકાશિત થયો તે છે એ પછી ૧૯૬૦મા 'ક્રિટિક ઓફ ડાયલેક્ટિકલ રીઝન'નો ગ્રથ પ્રસિદ્ધ થયો તે સમય અને તબક્કો છે તત્ત્વજ્ઞાન અને સાહિત્યની કૃતિઓ સાથે સાથે લખી છે અને એને જુદી પાડવી અને તાત્ત્વિક તબક્કો નિશ્ચિત કરવો સહેલુ નથી. તેના તાત્ત્વિક પ્રભાવમા હેગલ, હુસર્લ અને માર્ટિન હાઇડેગર એમ ત્રણે ચિંતકો રહ્યા છે સાહિત્યિક કૃતિમા પ્રુસ્તે તેના પર અસર કરી છે

૧૯૩૩–૩૪ દરમ્યાન સાર્ત્રે બર્લિનમા આભાસવાદનો અભ્યાસ કર્યો. ૧૯૩૬મા 'ટ્રાન્સેન્ડન્સ ઓફ ઈગો' એ ગ્રથ લખ્યો. તેમા આભાસવાદની અસર જણાઈ આવે છે હુસર્લે આત્મતત્ત્વ અગે જે વિવેચન કર્યુ હતુ તેના પર સાર્ત્રે ટીકા લખી હતી. એ જ વર્ષ દરમ્યાન 'ઇમેજિનેશન' ગ્રથ લખ્યો. 'અહમ્' અને 'વિષય' વચ્ચે જે સ્પર્શ થાય છે અને અનુભૂતિ ફલિત થાય છે તેનુ આભાસલક્ષી અર્થઘટન 'નોશિયા'મા જોવા મળે છે આદર્શવાદ આ અનુભવના આધારે આત્મતત્ત્વના ચિંતન તરફ દોરી જાય છે 'પ્રત્યક્ષ દર્શન' અને 'ચિંતન' બન્ને એકબીજાથી ભિન્ન હોય એમ સાર્ત્ર વિચારે છે હેગલે કલાના ચિંતનમા સ્પર્શના પ્રત્યક્ષનો ઉલ્લેખ કર્યો હતો. હેગલના મતાનુસાર સ્પર્શનો વિષય વિશિષ્ટ છે અને કલાનો આદર્શ સર્વદેશી છે સર્વદેશી તત્ત્વ આ પ્રત્યક્ષના માધ્યમ દ્વારા અભિવ્યક્ત થાય છે સાર્ત્ર એમ માને છે કે જ્ઞાનને ચૈતન્ય સાથે નિસ્બત છે તેથી પ્રમાણમીમાસા અને તત્ત્વવિદ્યાના સૈદ્ધાતિક મુદ્દાઓ તેમા મદદરૂપ થઈ શકે નહિ.

રજૂ કરે છે પરંતુ સાર્ત્ર જડતત્ત્વ કરતાં દરજ્જાની દૃષ્ટિએ ચેતનતત્ત્વને વિશિષ્ટ દરજ્જો આપે છે આમ છતા આ ચેતનતત્ત્વ કૂટસ્થ કે દ્રવ્યરૂપ નથી. એ સ્થિર કે અચલ નથી. એ હમેશ 'કોઈનુ' છે તેનો 'વિષય' સાથે સબધ રહે છે તેથી તેમા સુખ દુખ, ગમો અણગમો, આસક્તિ-વિયોગ, આકર્ષણ વિકર્ષણ, વિધાયક નિષેધક જેવા વિરોધો જોવા મળે છે માનવચિત્ત હંમેશ આવા દ્વદ્વોથી વીંટળાયેલુ રહે છે ચેતનતત્ત્વ 'પરલક્ષી' (ઇન્ટેન્શનલ) છે એ સાર્ત્રના વિધાન પર હુસર્લના આભાસવાદની અસર છે પરંતુ સાર્ત્ર આ અસરથી આગળ વધીને એ 'વસ્તુશાસ્ત્ર' (ઓન્ટોલોજી)ને રજૂ કરે છે અને સત્તત્ત્વને સ્થાપે છે એ એની મૌલિકતા છે આ સત્તત્ત્વ પણ આતરિક વ્યક્તિરૂપ અને અનુભવપરક છે તે સાર્ત્રના વિધાન પર માર્ટિન હાઇડેગર(૧૮૮૮–૧૯૭૬)ની અસર છે સત્તત્ત્વ એ 'ડા ઝાઇન' છે મનુષ્યનુ વ્યક્તિપરક અસ્તિત્વ આતરિક અસ્તિત્વમય છે એ મૂળભૂત વિશિષ્ટ સ્થિતિ તરફ અભિમુખ છે તેથી તે 'વ્યગ્રતા', 'વિહ્વળતા', ચિંતા' અને 'તનાવ' દ્વારા વ્યસ્ત છે

### તાત્ત્વિક પદ્ધતિ

આ સ્વલક્ષી વૃત્તિ તાત્ત્વિક પ્રમાણશાસ્ત્રના આલેખનમા ડેકાર્ટના ચિતનથી શરૂ થઈ ડેકાર્ટે અહમ્તત્ત્વના સ્થાપન પહેલા સશયના પ્રદત્તને ધ્યાનમા લીધુ. 'હુ છું' એવુ વિધાન કરવા માટે તેણે અગત વિચાર કે 'સશય'ને ગણનામા લીધો. સાર્ત્ર આથી આગળ વધે છે અને ચિત્તતત્ત્વને બાધ્ય વિષય અને જગત સાથે જોડે છે હુસર્લ 'અર્થ'ને પ્રાપ્ત કરવા માટે અહમ્‌ને વિષય સાથે જોડે છે જગતને સમજવા માટે જગતના ઘટકરૂપે જે વિષયો છે તેના 'અર્થ'ને ગ્રહણ કરવા જરૂરી છે સાર્ત્ર ચૈતન્યને 'અહમ્' પૂરતા મર્યાદિત કરતા નથી. અહમ્તત્ત્વને છોડીને તેને વ્યાપક સદર્ભમા લે છે એ 'માનવસત્' (ડા ઝાઇન)ને વધુ મહત્ત્વ આપે છે તેમા તેને શૂન્યતત્ત્વનુ પ્રાધાન્ય જણાય છે આધુનિક ભાષાશાસ્ત્રપરક ચિંતકોએ આ 'શૂન્યતત્ત્વ' ઉલ્લેખ અગે વિરોધ કર્યો છે પરંતુ સાર્ત્ર એમ વિચારે છે કે નિષેધક તત્ત્વ અનુભવલક્ષી છે અને વાસ્તવિક દૃષ્ટિએ એ જગતના વિષયોને જડ અને ચેતનના દ્વિવિધ સ્વરૂપમા સકલિત કરે છે વ્યક્તિનુ ચેતનતત્ત્વ એ વાસ્તવિક સત્તત્ત્વનુ 'પ્રતિબિબ' દર્શાવે છે વાસ્તવિક જગતમા જડ અને ચેતનતત્ત્વ વચ્ચે કોટિનુ અતર છે એ ચૈતન્યના પ્રતિબિબમા નિષેધતત્ત્વ તરીકે વ્યક્ત થાય છે હેગલના ચિંતનમા જે વિભક્તપણુ (એલિયનેશન) છે એ સાર્ત્રના ચિંતનમા ચૈતન્યમા નિષેધકતત્ત્વ તરીકે જણાય છે કેન્ટના ચિતનમા જેને 'તર્કના વિચારો '(આઇડિયાઝ ઓફ રીઝન) કહેવાય છે તેને હેગલ અને સ ર્ત્ર સર્વદેશી ચૈતન્ય જે વ્યાપ્ત અને વહેચાયેલુ છે અને જગતમા અતર્ભૂત સિદ્ધાત તરીકે કહે છે

આમ છતા પરપરાગત આદર્શવાદ અને સાર્ત્ર વચ્ચે મુખ્ય ભેદ રહેવા પામે છે એ 'હાર્દતત્વ' (એસેન્સીઝ) અગે છે સૉક્રેટીસના સમયથી 'સકલ્પના' (કોન્સેપ્ટ) પર ભાર મૂકવામા આવ્યો છે પ્રમાણમીમાસામા એમ માનવામા આવ્યુ કે રૂપતત્ત્વ (આઇડિયાઝ) દ્વારા મનુષ્યને બાહ્ય જગત અને વસ્તુઓનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે પ્લેટોએ 'આદર્શનગર'(રિપબ્લિક)મા તેમ જ 'પ્રોટેગોરસ' સવાદોમા એ બાબત રજૂ કરી કે મનુષ્યના હાર્દસમાન તર્ક (રીઝન) રહ્યો છે જે વસ્તુઓના 'હાર્દ'ને ગ્રહણ કરે છે અને વસ્તુઓની સકલ્પનાને સ્થાપિત કરે છે જ્ઞાનનુ મુખ્ય સાધન તર્ક છે આ 'બુદ્ધિવાદ' સામે સાર્ત્ર વસ્તુશાસ્ત્ર(ઓન્ટોલોજી)ને સ્થાપે છે અને સૂચવે છે ક 'અસ્તિત્વ' પ્રથમ છે અને 'હાર્દ' પછીથી વ્યક્ત થાય છે મધ્યયુગના 'સ્કોલેસ્ટિસિઝમ'ની સામે પણ સાર્ત્ર અસ્તિત્વની અગ્રિમતાને રજૂ કરે છે સત્તત્ત્વને તેના 'હાર્દ' દ્વારા જાણવા કરતા તેનુ અસ્તિત્વ સ્વય જાણવા યોગ્ય છે એ સ્વય અસ્તિત્વ ધરાવે છે મનુષ્ય ધારે તો પોતાના ચૈતન્ય દ્વારા તેને જાણી શકે છે અહીં સાર્ત્ર તત્ત્વવિદ્યા (મેટાફિઝિક્સ) અને નીતિશાસ્ત્ર બન્નેના પ્રશ્નને સાથે વણી લેવા પ્રયાસ કરે છે મનુષ્ય વ્યક્તિલક્ષી અસ્તિત્વ ધરાવે છે એ સપૂર્ણ

સ્વતંત્ર છે. એ કર્તવ્યનિષ્ઠ છે. આમ છતાં દરેક મનુષ્ય એવી અપેક્ષા રાખે છે કે તેના કર્તવ્યમાં સમગ્ર માનવજાતિ ભાગ લેતી હોય અને મનુષ્ય માનવજાતિના પ્રતિનિધિ તરીકે ક્રિયાશીલ હોય એમ એને લાગે છે. મનુષ્ય આવી વિષમ પરિસ્થિતિમાં રહે છે અને પોતાની જાતને અનુભવે છે.

**અસ્તિત્વ, હાર્દ અને કાળ**

અસ્તિત્વ અને તેના 'હાર્દ' વચ્ચે સાર્ત્રે દર્શાવેલો ભેદ તદ્દન નવીન નથી. એરિસ્ટોટલે 'ધિસ' અને 'ધેટ' વચ્ચે ભેદ દર્શાવ્યો. બ્રેડલીએ 'ધેટ' અને 'વૉટ' વચ્ચે ભેદ દર્શાવ્યો. આ ભેદ અસ્તિત્વને અગ્રિમતા આપે છે. મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ સાર્ત્ર 'સાહચર્ય' કે 'યાંત્રિક સહસંબંધ'ના સિદ્ધાંતને આવકારતા નથી પરંતુ 'સંવાદિતા' ગેસ્ટાલ્ટના મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતને આવકારે છે. મનુષ્ય અર્થને માનસિક રીતે પ્રક્ષેપિત કરે છે. તેમાં તેનું માનસ અને ચૈતન્ય ક્રિયાશીલ રહે છે. મનુષ્ય સ્વયં સતુતત્ત્વ છે અને માનવસતુતત્ત્વ તરીકે એ રહેવા ઇચ્છે છે. 'અન્ય' મનુષ્યનાં ચિત્ત, માનસ અને વ્યક્તિત્વને અનુભવવા માટે સહાનુભૂતિ, સમસંવેદન અને સહૃદયપણું છે એમ સાર્ત્ર સ્વીકારે છે. પ્રત્યેક મનુષ્યમાં 'સ્વ' અને અન્યપરકપણું રહ્યાં છે. માનવઅસ્તિત્વમાં ચેતનરૂપી સત્ અને પરલક્ષી સત્ બન્નેનો સમાવેશ થાય છે. સાર્ત્ર આભાસવાદનો 'આંતરવૈયક્તિક' (ઇન્ટરસબ્જેક્ટિવ) સિદ્ધાંત સ્વીકારી બાહ્ય જગતના અર્થઘટનમાં તેનું પ્રયોજન કરે છે. મારી ચેતના મારી છે તે જાણવા માટે પરનું અસ્તિત્વ અનિવાર્ય છે. બીજા ન હોય તો 'હું'નું ભાન થઈ શકે નહિ. આંતરિકતા સુધી પહોંચવાનો માર્ગ 'પર'થી શરૂ થાય છે. "બીજામાં તેનો પડઘો પડે છે માટે જ 'સ્વ-ભાન' વાસ્તવિક છે." અહીં હાઇડેગરનો 'સતુતત્ત્વ જગતમાં છે' તે ખ્યાલનો પ્રભાવ સાર્ત્ર પર પડતો જણાય છે. પરંતુ સાર્ત્ર તેમાં પરિવર્તન લાવે છે અને જ્ઞાનના સ્વરૂપને દાખલ કરે છે. સત્ 'ચેતનરૂપી' છે. ચેતના સ્વતંત્ર છે. તેમાં પસંદગી રહી છે. ચેતના શૂન્ય છે. તે પ્રગટ છે. તે ઇચ્છા છે. તે પસંદગી છે તેમ જ તે આંતરિક નિષેધ છે.

સાર્ત્રનું આભાસલક્ષી અર્થઘટન 'સમય'ના ચિંતનમાં જોઈ શકાય છે. સમયનાં ત્રણ પરિમાણો છે. પરંતુ તેમાં ભૂતકાળ ખરેખર વસ્તુને લાગુ પડતો નથી. એ ભાષા અને મનોવિજ્ઞાનના અંતર્ગત ભાગ છે. મેજ લાલ રંગનું હતું. અંતિમ દૃષ્ટિએ મેજ એ 'મેજ' જ છે. એ લાલ રંગનું નથી. એ વાસ્તવમાં પરિવર્તનશીલ છે. વ્યક્તિ જે મેજને જુએ છે તે 'વર્તમાન મેજ' છે. 'પરિવર્તન પામવું' અને 'હોવું' કે ચૈતન્ય માટે' હોવું તે એક જ છે. જેને જેને ચેતના પ્રસ્થાપિત કરતી જાય તેનો તે નિષેધ કરતી જાય છે અને જેનો નિષેધ કરતી જાય છે તેને પ્રસ્થાપિત કરતી જાય છે. આ ઉપરાંત સમય અને કાળ ગતિશીલ છે. જેમ હેન્રી બર્ગસૉં કાળને 'ગતિપ્રવાહ' (ડ્યુરેશન) કહે છે તેમ સાર્ત્ર પણ સમયને હંમેશ ગતિશીલ રહેતો લેખે છે. પરંતુ શું પરિવર્તન 'નિરપેક્ષ' છે ? સાર્ત્ર માને છે કે પરિવર્તન હંમેશનું છે તો પછી જેને ઉદ્દેશીને પરિવર્તનશીલતાનો ગુણ કહેવામાં આવે છે તે નિત્ય છે કે નહિ ? તેનો ઉત્તર સાર્ત્ર સંતોષકારક રીતે આપતા નથી, એ કહે છે કે જેને વર્તમાન કહેવાય છે તે પણ ભૂતકાળ બની જાય છે. વાસ્તવમાં 'બનવું' કે 'થવું' એ કાળનાં નહિ પણ ચૈતન્યનાં લક્ષણ છે. તેથી કાળને ચૈતન્ય સાથે તાદાત્મ્ય છે.

સમયના ખ્યાલ પરથી સાર્ત્ર 'સ્મૃતિરૂપ સ્વ'ના ખ્યાલ તરફ વળે છે. સમયનો ખ્યાલ ચેતન તરફ દોરી જાય છે. ચેતન એ વસ્તુનું પ્રતિબિંબ છે. પરંતુ અંતર્નિરીક્ષણ દ્વારા આ પ્રતિબિંબનું ફરીને અન્ય પ્રતિબિંબ ચિત્તમાં ઉત્પન્ન થાય છે. આમાં જો શુદ્ધ અંતર્નિરીક્ષણ હોય તો જ પ્રતિબિંબ સ્થિર થાય છે, નહિ તો તેમાં અનવસ્થા સરજાવાનો સંભવ છે. આપણા ચિત્તના અનુભવોને વારંવાર ધ્યાનમાં લેવાથી વ્યક્તિમાં 'અહમ્'ની પ્રતિમા સરજાય છે. સાર્ત્ર અહમ્ કે આત્મતત્ત્વને સ્વીકારતા નથી. પરંતુ એ એમ લેખે છે કે ટેવ, વારંવાર પ્રક્ષેપણ દ્વારા એક સ્થિર વૃત્તિ કે ભાવના કેળવાય છે જે અહમ્નું સ્વરૂપ ધારણ કરે છે. આ

અહમ્‌ની કેળવણીમા 'અન્યજનો' મહત્ત્વનો ફાળો આપે છે વાસ્તવમા સાર્ત્ર કહે છે કે આપણી મનોભાવનાઓ પર 'અન્યજનો'નો મુખ્ય પ્રભાવ હોય છે બીજા લોકો આપણા વ્યક્તિત્વને જે રીતે મૂલવે છે તે રીતે આપણે આપણા વ્યક્તિત્વને મૂલવીએ છીએ. સામાન્ય રીતે મનુષ્ય પોતાના ચિત્તમાં 'અશુદ્ધપણે અતર્નિરીક્ષણ' કરતો હોય છે તેમા અલબત્ત 'સમય' રહેતો હોય છે પરતુ તે 'મનોવૈજ્ઞાનિક સમય' છે અને તેને સતુલક્ષી કે વસ્તુલક્ષી સમય કહી શકાય નહિ. સાર્ત્રની દૃષ્ટિએ માનસિક અવસ્થાઓ વચ્ચે કાર્યકારણનો સબધ નથી. આ રીતે સમય, કાળપ્રવાહ કે 'ડ્યુરેશન'ને કાર્યકારણનો સિદ્ધાત લાગુ પાડી શકાય નહિ યૌવન કે વૃદ્ધત્વ, પ્રગતિ કે અધોગતિ, વિનાશ કે આ સર્જન – પ્રક્રિયા કાળબદ્ધ ચેતનાનુ પરિણામ છે સત્ જે છે તે જ છે સત્‌તત્ત્વને ભૂતકાળ નથી. તેથી કાર્ય કારણનો સબધ વાસ્તવિક નથી. માનવચેતના કાળમા આગળ જોઈ શકે છે એટલે 'પૂર્વવત્ અનુગામી' એવા કારણ પરિણામના સબધને સ્વીકારે છે ગતિ અમુક સમયમા વ્યાપ્ત છે ત્યારે પરિવર્તન ગુણાત્મક છે ગતિને જાણવા માટે કોઈની 'ચેતના' તેના સાક્ષી તરીકે હોવી જરૂરી છે અવકાશમા 'આ' વસ્તુ એમ કહેવુ જરૂરી છે એ 'છે' વસ્તુ સાથે સબધમા આવે છે આ માટે 'ગતિ'માં લાગણીને અનુભવવી જરૂરી છે

સાર્ત્ર નિરપેક્ષ, સાર્વત્રિક કાળને સ્વીકારતા નથી. કાળનુ પ્રદત્ત વ્યક્તિગત ચેતના સાથે સબધિત છે જગતના પદાર્થોનો 'હુ' જ્યારે અનુભવ કરુ છું ત્યારે તેમા કાળના ત્રણ પરિમાણોનો પ્રક્ષેપ કરું છું દર્શક કે અનુભવ કરનાર 'સ્વ'તત્ત્વ વિના વિષયનો ખ્યાલ કરી શકાતો નથી એ આદર્શવાદનો સિદ્ધાંત તેમને સ્વીકાર્ય જણાય છે આ ઉપરાત કાળમા એકતા અને અનેકતા બન્ને જણાય છે આવો વિરોધ હોવાનુ કારણ એ છે કે જગતની વસ્તુઓમા કાળનું તત્ત્વ ચેતનાને લીધે છે આ કોઈ વિશિષ્ટ વ્યક્તિની ચેતના હોય એ આવશ્યક નથી.

## આભાસવાદ (ફિનૉમિનૉલૉજી)

સાર્ત્ર સતુતત્ત્વને પાયારૂપ લેખે છે અને તેનાં વિવિધ પ્રકારો તેમ જ લક્ષણો નિશ્ચિત કરે છે આ માટે આભાસલક્ષી પદ્ધતિને પ્રયોજિત કરે છે આભાસ એ શુ છે ? આભાસ એ અનુભવના પરિઘમા જણાતી બાબત કે વિષય છે તે 'વસ્તુ' 'ચેતનરૂપ' કે 'પરલક્ષી' પણ હોઈ શકે છે આ દર્શાવે છે કે આભાસ એ સતુતત્ત્વનો જ ભાગ છે આ દર્શાવે છે કે મનુષ્ય કે માનવસતુતત્ત્વ 'જગતમા સામેલ' છે જગતમા રહીને જ મનુષ્ય અસ્તિત્વ ભોગવે છે હાઇડેગર જેમ જગતની સામેલગીરીને માનવસત્ માટે અનિવાર્ય લેખે છે તેમ સાર્ત્ર પણ 'સસાર' કે 'જગત'ને ચૈતન્યના આવિષ્કાર માટે જરૂરી લેખે છે આલ્બર્ટ કામૂ જગતને અર્થવિહીન (એબ્સર્ડ) માને છે પરતુ તે શા માટે અર્થહીન છે ? તે પ્રશ્નને તાત્ત્વિક રીતે તપાસે છે અને તેની ભૂમિકા દર્શાવે છે જગત સાથે સપર્ક સાધવાનો એક અભિગમ એ 'અર્થ'નુ જ્ઞાન મેળવવાનો છે. પરતુ અમુક વિષમ સજોગમા માનવવર્તન એવુ જોવા મળે છે, જેથી તેની વિસગતતા અને બેહૂદાપણુ નજરે ચડે છે આવી વિસગતતા તે વ્યક્તિના 'સ્વતત્ત્વ' તથા 'વિષય' વચ્ચેના વ્યવહાર સાથે સબધિત છે આ ઉપરાત વ્યક્તિ 'ચિંતા' 'અકળામણ' 'વ્યગ્રતા' અને 'ચિંતા' દ્વારા જગત સાથેના સબધને પ્રગટ કરે ૭ મનુષ્યને એમ જણાય છે કે એ જ કાર્ય માટે જવાબદાર છે અને અન્ય કોઈ 'ઈશ્વર' જેવુ તત્ત્વ તેમા કશુ કરી શકે નહિ.

પોતાની નવલકથા 'નૉશિયા'મા સાર્ત્ર આ જગત સાથેની સામેલગીરીને વર્ણવે છે રોકેન્ટીન(તાઁ) જગત સાથેના બદબૂ આવે તેવા અણગમતા ભાવમાથી પસાર થાય છે શારીરિક તકલીફને સાર્ત્ર માનસિક વિસંગતિ અને વિકૃત મનોભાવમા ફેરવે છે અને રોકિતાઁ વ્યક્તિ હોવા છતા તેની અસ્વસ્થતા જાણે કે બધાની હોય એમ વિવરણ કરે છે આવી અસ્વસ્થતામાથી મુક્ત થવા રોકેન્ટીન કાફેટેરિયામા ફરે છે કલાકૃતિઓ નિહાળે છે સગીતની રેકોર્ડ્ઝ સાભળે છે મૂળભૂત અસ્તિત્વ શી રીતે શોધવુ એ પ્રશ્ન તેને મૂઝવે છે 'નૉશિયા'નું

એ કારણ શોધે છે અને અસ્તિત્વ એ ગુણ કે સિદ્ધાંત તરીકે કોઈ બાબતમાં મળી આવે છે કે નહિ તેની તપાસ કરે છે. પરંતુ રોકેન્ટીનને એમ જણાય છે કે અસ્તિત્વ અમુક વખતે બેહૂદું જણાય છે અને તાર્કિક રીતે એ કોઈ સાધ્યવિધાનમાંથી ફલિત થતું હોય એવું નથી. સામાન્ય રીતે એમ કહેવાય છે કે જગતમાં નિયમ છે. બધું યોજના મુજબ ચાલે છે. પરંતુ રોકેન્ટીનને લાગે છે કે એ ભ્રમ છે. જગતમાં ગમે તે વસ્તુ ગમેતેમ બને છે અને વ્યવસ્થાને શોધવી એ નકામું છે. નામરૂપની જાળમાંથી છટકી ગયેલું અસ્તિત્વ કેવળ નિરંકુશ વણજાર જેવું લાગે છે. તેની અનુભૂતિ વાણીમાં વ્યક્ત કરવી મુશ્કેલ છે. વાસ્તવિક અસ્તિત્વને ભાષા દ્વારા સુધારવાના પ્રયાસ મિથ્યા છે. જગતમાં કોઈ પણ પ્રકારની નિયતિનો અભાવ આપણામાં જુગુપ્સા ઉત્પન્ન કરે છે. 'નૉશિયા'ની લાગણી એ જગતના અસ્તિત્વમાં 'સામેલગીરી' છે. પરંતુ તેમાં દુર્ગંધ, ગ્લાનિ, વિહ્વળતા અને હતાશા રહ્યાં છે. એ જગતના પદાર્થો તરીકે માણસની ચેતનામાં જ્ઞાનના વિષયો તરીકે ઉદ્‌ભવે છે એ સમજથી ભિન્ન કેવા વિકૃત પ્રત્યાઘાત ઉત્પન્ન કરે છે તેનું વિવરણ કરવામાં આવે છે. અલબત્ત આ 'પ્રત્યાઘાત' વ્યક્તિલક્ષી છે અને કદાચ બધાને સ્પર્શે નહિ એ બની શકે તેમ છે. આમ છતાં બાહ્ય જગતના પ્રતિબિંબ તરીકે એ વ્યક્તિલક્ષી ચેતનામાં જોઈ શકાય છે. વ્યક્તિલક્ષી ચેતનામાં 'નિરર્થકતા' રહી છે એમ સાર્ત્ર દર્શાવવા ઇચ્છે છે. અસ્તિત્વપરક ભાવનાપૂર્ણ પ્રત્યાઘાત પડે એવું એ દર્શાવે છે. તર્કથી ભિન્ન અન્ય સંવેગ છે જે સત્‌તત્ત્વ અંગે ઉપાદાન આપે છે અને માનવવ્યક્તિત્વ તે વિશે વિવરણ કરે છે અને ચિંતનના ભાગ તરીકે તેને લેખે છે. ચિંતન 'તાર્કિક' જ હોવું જોઈએ એવો સાર્ત્ર આગ્રહ રાખતા નથી. સાર્ત્ર અનુસાર અસ્તિત્વ સ્વયં પ્રતીતિ છે તેથી તેનું તર્ક દ્વારા નિર્દેશન કરવું આવશ્યક નથી. આ સંદર્ભમાં કહી શકાય કે સાર્ત્ર અન્ય તત્ત્વચિંતકોથી જુદા પડે છે. એ પ્રતીતિ, અનુભવ કે મનોવૈજ્ઞાનિક ભાવનાને વિશેષ અગત્ય આપે છે. આ આભાસવાદનો તેના પર જણાતો પ્રભાવ છે.

**અર્થવિહીનતા**

શું 'અર્થવિહીનતા'નું કોઈ કારણ છે ? સાર્ત્ર તેનો નકારમાં ઉત્તર આપે છે. અર્થવિહીનતા એ અસ્તિત્વ સાથે નિસ્બત ધરાવે છે. એ તેમાંથી તાર્કિક રીતે ફલિત થતું નથી. તેથી જ નાટકોમાં તેને કાર્ય, સંવાદ, રંગમંચની ભૂમિકા દ્વારા દર્શાવવામાં આવે છે. આલ્બર્ટ કામૂ 'મિથ ઑફ સિસફસ'માં મનુષ્ય જગતમાં શી રીતે સામેલ થાય છે અને સંતાપ અનુભવે છે તેનું ચિત્રણ કરે છે. સેમ્યુઅલ બેકેટ, યુજીન આયોનેસ્કો, ઝર્યાં ઝને, હેરલ્ડ પિન્ટર અને અદામવ પોતાની નાટ્યકૃતિઓમાં આ નિરર્થકતાને દર્શાવવા પ્રયત્નશીલ છે. રંગમંચ પર માનવચરિત્રની વિચિત્ર મનોદશા અને તેનું અસ્તિત્વ રજૂ થાય છે. એ વર્તમાન માનવ વિષમ સંજોગને વિશેષ લાગુ પડે છે. તેથી આ વિચારધારા અર્વાચીન અને સમકાલીન માનવજાતિની પરિસ્થિતિઓ સાથે સંબંધિત છે. જટિલ માનવસમાજ અનેકવિધ સમસ્યાઓ જેવી કે એકલવાયાપણું, સામાજિક અન્યાય, જ્ઞાતિ, વર્ગ અને શ્રેણીભેદથી પીડિત છે એના પ્રદત્તો ચિંતનમાં ધ્યાનમાં લેવા આવશ્યક છે. કામૂ 'અર્થવિહીનતા'ને વ્યાપક ચિંતન તરીકે મૂલવે છે. સાર્ત્ર ફક્ત 'નૉશિયા'માં અર્થવિહીનતાને રજૂ કરે છે. હાઇડેગર અમુક સંદર્ભમાં 'છોડી દીધેલા' 'તરછોડાયેલા' કે 'ફેંકાઈ' જવાની સ્થિતિને માનવજાતિ માટે વર્ણવે છે. આવી પ્રતિક્રિયા તરીકે મનુષ્ય 'મુક્તિ' 'સ્વતંત્રતા' અને 'છૂટી જવાની' પ્રવૃત્તિને અપનાવે છે. સાર્ત્ર વિચારે છે કે સ્વતંત્રતા મનુષ્યનો પૂર્ણ આદર્શ છે. કોઈ પણ તબક્કે મનુષ્ય નવાં સર્જન કરવાની તૈયારી કરતો હોવો જોઈએ. જૂનાને ફરીથી દોહરાવવું એ મૂલ્યવિહોણું છે. તેનો નાશ કરવો એ પ્રતિક્રિયા પણ તદ્દન યોગ્ય નથી. નવું સર્જવા સંપૂર્ણ સ્વતંત્રતાની જરૂરિયાત છે. કામૂ ક્રાન્તિને સૂચવે છે. સાર્ત્ર મુક્તિના હિમાયતી છે.

જગતમાં સામેલ થવામાં સત્‌તત્ત્વ મનુષ્યની ચિંતા, વ્યગ્રતા અને તનાવની માનસિક સ્થિતિ સાથે વ્યસ્ત રહે છે. અને પરિણામે તર્કની વ્યવસ્થા, ક્રમ,

અનિવાર્યતા, પર્યાપ્ત હેતુની અપેક્ષાને જગતના વિવિધ બનાવો અને માનવવ્યવહારમા નિરૂપી શકાતા નથી. કામૂ તર્કની વિરુદ્ધ જઈને જગતની સ્થિતિને રજૂ કરે છે, ત્યારે સાર્ત્ર તાત્ત્વિક દૃષ્ટિએ તેને અનિર્ધારિત અને અનિશ્ચિત અવસ્થા સાથે સાકળે છે જીવન, મૃત્યુ, ચિંતા, હતાશા અને વ્યક્તિત્વવિભાજન એ અનિશ્ચિત અને નિરર્થક છે જગતની આગેકૂચમા કોઈ વૈશ્વિક આયોજન નથી, બીજી તરફ મુખ્ય આધારવિધાનોને સાબિત કરી શકાતા નથી. તાર્કિક પદ્ધતિનુ વિશાળ પાયા પર આલેખન કરવુ શક્ય નથી ભાષા દ્વારા રજૂ થયેલા વિધાનો સત્‌તત્ત્વને વ્યક્ત કરે છે કે નહિ તે શકાસ્પદ છે બૌદ્ધદર્શનની માધ્યમિક શાખામા શૂન્યતત્ત્વને દરજ્જો આપવામા આવ્યો છે તેમા નિષેધનો ભાવ સમાયલો છે બ્રિટિશ તત્ત્વચિંતનમા કેમ્બ્રિજ ચિંતકોએ ભાષા દ્વારા રજૂ થતા તાત્ત્વિક વિધાનોની મર્યાદા દર્શાવી છે ભાષાની મર્યાદા એ મારા તત્ત્વચિંતનની મર્યાદા છે!' એમ લુડવિગ વિટજન્સ્ટાઇન કહે છે 'ઈશ્વર' 'આત્મા' 'સત્ય' 'શિવ' 'મૂલ્ય' એ શબ્દો દ્વારા કશુ શાશ્વત અને 'નિર્દેશિત તત્ત્વ' વ્યક્ત થતુ નથી. એ 'અર્થવિહીન' (નોનસેન્સ) છે અને તેનુ સત્યશોધન કરવુ શક્ય નથી એમ ગિલ્બર્ટ રાઇલ, કાર્નેપ અને એયરે કહ્યુ જે સીડીનો ઉપયોગ કરીને આખરે મનુષ્ય સત્‌તત્ત્વને પ્રાપ્ત કરે છે તેને પછી તરછોડી દેવાની છે આખરે તાત્ત્વિક વિધાનો મૂલ્યવિહીન છે આવાં મતવ્યો ભાષાના પૃથક્કરણ અને ચિંતનને પરિણામે નિષ્કર્ષ પામતા જણાય છે

જગતની સામેલગીરીનુ એક અન્ય પાસુ મહત્ત્વનુ છે તે 'અધિકૃતપણુ' (ઑથેન્ટિસિટી) છે શુ કાર્ય કરવાથી, બોલવાથી કે વર્તન કરવાથી મનુષ્ય અન્યની હાજરીમા વિશ્વસનીય અને અધિકૃત બને છે ? – તે દરેક માણસે વિચારવાનુ છે આ માટે સાર્ત્ર મુક્તિ અને સ્વતત્રતાને વિશેષ મહત્ત્વ આપે છે જ્યા સુધી મનુષ્ય ગુલામી મનોદશામા રહે છે પ્રતિબદ્ધ હોય છે ત્યા સુધી એ 'અધિકૃત' વર્તન કરતો નથી. મૃત્યુનુ તથ્ય પણ મનુષ્યને અધિકૃત બનાવે છે અહીં સાર્ત્ર નિત્શેથી જુદા પડે છે મૃત્યુ એ ચિંતાગ્રસ્ત વિષય નથી પરતુ એ સત્‌તત્ત્વનો અત હોય તેમ જણાય છે તેથી મનુષ્ય સત્‌તત્ત્વ વિશે વધુ સભાન બને છે મૃત્યુથી ડરવાનુ કશુ કારણ નથી. અલબત્ત 'પોતે' મૃત્યુ પામવાનો છે તેથી મનુષ્યને એકી સાથે આશ્ચર્ય અને ગ્લાનિ થાય છે ટોલ્સ્ટોયે કહ્યુ તેમ મનુષ્ય તર્કશાસ્ત્રના વર્ગમા શીખે છે કે બધા મનુષ્યો મરણશીલ છે, કાયસ મનુષ્ય છે તેથી કાયસ મરણશીલ છે તેમા કાયસની જગ્યાએ પોતે જ આવે તો શુ થાય ? સાર્ત્ર માને છે કે મૃત્યુમા વિસગતિ રહી છે તેથી મનુષ્યને મૃત્યુ અવિશ્વસનીય જણાય છે 'ધ વૅલ' નામની વાર્તામા એક સ્પેનિશ રિપબ્લિકનને ફાસીવાદ સામે બળવો કરવા માટે તેના સાથીઓ સાથે જેલમા પૂરવામા આવ્યો છે તેને મોતની સજા કરવામા આવી છે આ મનુષ્ય મોત આવવાનુ છે તે જાણતા ખૂબ ગભરાય છે તે ભારે મૂઝાઈ જાય છે તેને કોઈ બાબતમા રસ પડતો નથી તે સવારમા સત્તાવાળાને એવી માહિતી આપે છે કે તેના સાથીઓ અમુક સ્થળે છુપાયા છે આમ 'ઇવીટા' તદ્દન કલ્પિત વાત કરે છે અને આ બાબત અણધારી રીતે તદ્દન સાચી નીકળે છે સત્તાવાળાઓ પેલી જગ્યાએ શોધ કરીને ઇવીટાના સાથીઓને મારી નાખે છે બિલકુલ અણધારી રીતે ઇવીટા બચી જાય છે કારણ કે તેણે આપેલી માહિતી સાચી નીકળી.

ઇવીટાનુ મૃત્યુ નિશ્ચિત હતુ તેથી તેણે માની લીધુ કે હવે પોતે જે કાર્યો કરશે તેની જગતની પરિસ્થિતિ પર અને પોતાના પર કોઈ અસર થશે નહિ પરતુ તે ધારતો હતો તેથી જુદુ જ પરિણામ આવ્યુ. ખરેખર મૃત્યુ આવવાનુ છે તેમ માનીને તેના મનમા ભારે ગભરાટ અને શારીરિક પરિવર્તન થયા હતા. જીવન તદ્દન રૂધાઈ ગયુ હોય તેમ જણાયુ મૃત્યુ નજદીકમા હોય ત્યારે તેનુ વર્તન તદ્દન બદલાઈ જાય છે ઇવીટાએ કઈક ધાર્યુ હતુ અને તેનાથી તદ્દન વિપરીત પરિણામ આવ્યુ પોતે વાસ્તવમા મૃત્યુને સ્વીકારવા તૈયાર હતો મૃત્યુની હાજરીમા અધિકૃત

અસ્તિત્વ પામી શકાતું નથી.

**માનવસત્**

માનવસત્ ચૈતન્યમાં પ્રતિબિંબિત થાય છે. ચૈતન્ય માનવકાર્યને પ્રેરણા આપે છે. સત્ અભાવાત્મક અને કાળબદ્ધ છે. એ પારગામી (ટ્રાન્સેન્ડન્ટ) છે અને હંમેશ મુક્ત છે. સાર્ત્ર અનુસાર સ્વતંત્રતા સંપૂર્ણ રીતે રહી છે. તેથી વ્યાખ્યા કે કોઈ પરિભાષામાં તેને મર્યાદિત કરી શકાય નહિ. તેથી એ કોઈ પણ પસંદગી કરી શકે છે. જેમ ખૂનનો ગુનેગાર કાં તો સંપૂર્ણ ફાંસીની શિક્ષા પામે અથવા તદ્દન નિર્દોષ છૂટી જાય તેમ કાં તો મનુષ્ય સંપૂર્ણ ગુલામ છે અથવા તો પૂર્ણ રીતે સ્વતંત્ર છે. માનવસત્ મુક્ત છે કારણ કે તેના લક્ષણમાં કશું ખૂટતું નથી. અલબત્ત મનુષ્ય જે છે તે નથી. તેના અંતરતમ તેનો સાક્ષી છે. વસ્તુઓ જેમ છે તેમ જ હોય તો સ્વતંત્રતાની શક્યતા રહેતી નથી. ચૈતન્ય પરિવર્તનશીલ છે, તે પોતાની સાથે એકરૂપ નથી. અહીં સ્વતંત્રતા એ 'તાત્ત્વિક' દૃષ્ટિએ છે. તે રાજકીય કે સામાજિક મુક્તિ નથી. અંતિમ દૃષ્ટિએ સત્તત્ત્વ રહ્યું છે. અને તે ચેતનરૂપી છે. સ્વતંત્રતા એ તેનું આદિ મૂળભૂત લક્ષણ છે. અસ્તિત્વવાદ અહીં તેના બુનિયાદી સ્વરૂપે જોવા મળે છે. ખ્રિસ્તી ધર્મ કહે છે કે મનુષ્ય તેના મૂળભૂત સ્વરૂપમાં પાપી છે. તે અસ્તિત્વવાદ નકારી કાઢે છે. અને તેથી જ તે ઈશ્વરને નકારે છે. મનુષ્ય પોતાના કાર્ય માટે જવાબદાર છે. એ અર્થમાં તે મુક્ત પણ છે. પ્રા. વિલફ્રીડ ડેસન કહે છે કે છેલ્લાં બે હજાર વર્ષમાં માનવસ્વતંત્રતાનો આટલો નિરપેક્ષ ખ્યાલ સાર્ત્ર સિવાય અન્ય કોઈ ચિંતકે આપ્યો નથી.[1] અલબત્ત નૈતિક કર્તવ્યમાં મનુષ્ય મુક્ત છે અને પૂર્ણ રીતે મુક્ત છે એમ કેન્ટ પણ કહે છે. પરંતુ સાર્ત્રે તાત્ત્વિક બાબત ઉપરાંત દરેક ક્ષેત્રમાં માનવસ્વાતંત્ર્યની ભારોભાર હિમાયત કરી છે. ૧૯૬૪માં જ્યારે સાર્ત્રને નોબેલ ઇનામ સાહિત્યના ક્ષેત્રમાં મળ્યું ત્યારે તેમણે તેને નકારી કાઢ્યું. તે સમયે તેમનો ઉત્તર એ હતો કે આ ઇનામ મારી સ્વતંત્રતા માટે કાપ સમાન છે. બીજો ઉત્તર એ પણ હતો કે 'હું મારા વાચકો માટે નોબેલ ઇનામના વિજેતા તરીકેનું બિરુદ વિઘ્નરૂપ બનાવવા ઇચ્છતો નથી.'

આમ સ્વતંત્રતા ચૈતન્ય, માનવસત્ અને પસંદગી સાથે તાદાત્મ્ય જાળવે છે. મનુષ્ય એટલે જ સ્વતંત્રતા એમ સાર્ત્ર કહે છે આ સાથે મનુષ્ય કર્તવ્યનિષ્ઠ છે એમ સાર્ત્ર કહે છે. 'હોવું' એટલે 'ક્રિયાશીલ હોવું'. ક્રિયા મુક્તિમાં રહી છે. મનુષ્ય એવું કાર્ય કરે છે જેમાં એ વર્તમાનને ઓળંગવા પ્રયત્નશીલ હોય છે. પરંતુ સાર્ત્રના મતાનુસાર આ હેતુ એ કોઈ જીવનધ્યેય કે ભવિષ્યનું લક્ષ્ય નથી. પસંદગી એ જ હેતુ છે. સ્વતંત્રતા કાર્યના પરિબળ અને તેની શરત તરીકે યોગ્ય પરંતુ વાસ્તવમાં તેની સામે ઠીક ઠીક અવરોધો રહ્યા છે. સ્વતંત્રતાનું પ્રદત્ત એ ખરેખર મુક્ત થવાની ખાતરીનથી. મનુષ્ય સ્વતંત્રતા, પસંદગી કે શૂન્યતા વિશે વિચારે પરંતુ વાસ્તવમાં એ જેલમાં હોય, સમસ્યામાં સપડાયેલો હોય કે આપત્તિમાં હોય એવું બને. સ્વતંત્રતાના માર્ગમાં અમુક વિઘ્નો રહ્યાં છે. તે સાર્ત્રના મતાનુસાર, સ્થાન, ભૂતકાળ, વાતાવરણ, મિત્રો, સાથીઓ અને વ્યક્તિનું મૃત્યુ એ મનુષ્યને તદ્દન મુક્ત બનવામાં અવરોધ તરીકે રહે છે. સ્થાન દર્શાવે છે કે એ તે અગાઉ કોઈ અન્ય સ્થાનમાં હતો, તે પહેલાં પણ કોઈ ચોક્કસ સ્થાનમાં હતો. એ પરથી 'સ્થાન હોવું' એ સ્વતંત્રતા વિરુદ્ધ અંતરાય તરીકે રહે છે. સ્થાન અવરોધક છે. કારણ કે મનુષ્યની વર્તમાન ચેતના છે. તેને કાં તો પોતાનું સ્થાન ગમે છે કે ગમતું નથી. ગમતું હોય તો સ્થાનની મર્યાદા રહી છે. તે સાથે સંપૂર્ણ સંતોષ સંભવતો નથી. ન ગમતું હોય તો અન્ય કોઈ ઉત્તમ સ્થાનની અપેક્ષા રાખે છે. તેની મુક્ત પસંદગી અન્ય સારા સ્થાનને ઇચ્છે છે. તે પણ તેના માટે મર્યાદા બને છે. ભૂતકાળ પણ વ્યક્તિની ચેતના માટે વિઘ્ન બને છે. મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ વ્યક્તિના મનને તે નિર્ધારિત કરે છે. ટેવ, વૃત્તિ, સ્વભાવ કે જૂનાં વલણો જીવન પર પ્રભાવ પહોંચાડતાં હોય તો તે વર્તમાન જીવનને ઘડે છે અને તે બાબતમાં વ્યક્તિ મુક્ત નથી. સામાન્ય કે અસામાન્ય જીવનમાં શિશુકાળથી તે હાલ સુધી કે સવિશેષ

તરુણાવસ્થા દરમ્યાન સેવવામાં આવતા શારીરિક, જૈવિક અને માનસિક ફેરફારો વર્તમાન જીવનના વર્તનને નિશ્ચિત કરે છે. ચેતનતત્ત્વ તદ્દન પરિવર્તનશીલ છે. તેથી ભૂતકાળનાં વલણોને અવશ્ય બદલી શકાય છે. વર્તમાન કાર્યોને એ તદ્દન બદલી પણ શકે છે પરંતુ એ માટે સંકલ્પબળ, બૌદ્ધિક વિચારશક્તિ અને કલ્પના હોવાં જરૂરી છે.

### સ્વતંત્રતા અને અંતરાયો

ભૌગોલિક, ઐતિહાસિક, રાજકીય અને શારીરિક વાતાવરણ અને પ્રભાવ વ્યક્તિના કાર્ય પર અચૂક અસર કરે છે. વ્યક્તિ પોતાના ધ્યેયમાં સબળ અને નિશ્ચિત ન હોય તો વાતાવરણ તેમાં અવરોધરૂપ બને છે. જે વ્યક્તિ અગાઉથી કલ્પના કરે છે કે વિદેશમાં. કાશ્મીરમાં. પર્વત પર કે સમુદ્રમાં વાતાવરણના પરિવર્તન સાથે ફેરફાર થવાનો છે અને ફેરફાર થવાનો છે એ તૈયારી સાથે વ્યક્તિ ગતિ કરે તો તેનો સામનો કરી શકે છે. આમ સાર્ત્ર સ્વતંત્રતાનો અર્થ મુશ્કેલી'માંથી' સ્વતંત્રતા સ્વીકારે છે. કેવળ પસંદગી'ની' સ્વતંત્રતા એ એક જ સ્વતંત્રતાનો અર્થ નથી. સામાજિક પરિબળો અમુક વખતે વ્યક્તિની યોજનામાં વિઘ્ન ઉપસ્થિત કરે છે. સાર્ત્ર કહે છે કે "હું નિરપેક્ષ રીતે મુક્ત છું અને પૂર્ણ રીતે જવાબદાર છું પરંતુ પરિસ્થિતિના સંદર્ભ વિના હું કદાપિ મુક્ત ન હોઈ શકું."[2]

હાઇડેગરની માફક સાર્ત્ર 'અન્ય જનો'ને મહત્ત્વ આપે છે. અન્ય સમાજ, રાષ્ટ્ર અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અનેક રીતે યોજનાના માર્ગને રૂંધે છે. વ્યક્તિ એ સમાજ કે રાષ્ટ્રમાં તો વામન છે. સમાજ, સંસ્થાઓ, ધર્મ અને ઇતિહાસ દ્વારા જે ઘટકો નિશ્ચિત કર્યાં છે એ વ્યક્તિના સ્વાતંત્ર્યમાં ધરમૂળથી ઘા કરે છે અને વ્યક્તિ તેની સામે વિરોધ કે ક્રાન્તિ કરવામાં હતાશ બને છે. ભાષા એ સામાજિક સંસ્થા દ્વારા નિર્મિત થઈ છે. નાનપણથી એ ભાષાનો ઉપયોગ કરે છે. તેમાં વ્યક્તિ મુક્ત નથી. એ વિના સ્વાતંત્ર્યનો ઉપયોગ કરવો શક્ય નથી. આ ઉપરાંત સાર્ત્ર 'અન્ય જનો'ના સંદર્ભમાં એવી દલીલ કરે છે કે અન્ય જનો આ 'મારી ચેતના'ને પડકાર સમાન છે. અસ્તિત્વના જગતમાં મારૂં અન્ય ચેતના સાથે સહસંબંધ બાંધવાનો હોય છે. સાર્ત્ર કહે છે કે 'મારો એક આધાર મારી શૂન્યતામાં છે તેમ મારો અન્ય આધાર બાહ્ય જગતમાં પણ રહ્યો છે. અન્ય લોકો મારો સંદર્ભ નોંધે છે." 'ક્રિટિક ઑફ ડાયલેક્ટિક રીઝન' એ ગ્રંથમાં સાર્ત્ર કહે છે કે 'મનુષ્યના ઐતિહાસિક સંબંધો અમુક યુગને માટે સક્રિયપણે સંકલન સરજી શકે તેમ છે."[3] આમાંથી ગરીબાઈ શોષણ અને વર્ગવિગ્રહ ઉત્પન્ન થાય છે. 'અમે-ગરીબ' 'આપણે-કચડાયેલા' એવા ઉદ્દેશ અને સંદર્ભો સરજાય છે. આ સામાજિક સ્વતંત્રતાને પડકારરૂપ છે.

આ ઉપરાંત 'મારી પોતાની પ્રતિમા' એ અન્યની નજરમાં વિષય (ઑબ્જેક્ટ) તરીકે લેખવામાં આવે છે. આ મારા સ્વાતંત્ર્યની મર્યાદા છે. અન્ય વ્યક્તિ મને તપાસે છે, એ મૂલ્યાંકન કરે છે, મારુ બાહ્ય અને આંતરિક સ્વરૂપ નક્કી કરવામાં ફાળો આપે છે. અન્ય લોકો 'મને' દેશ, સમાજ, જ્ઞાતિ, ભાષા, વર્ગ કે વ્યવસાય દ્વારા ઓળખે છે, બિરુદ આપે છે. આ રીતે મારા સ્વાતંત્ર્યને સંકુચિત કરવામાં આવે છે. આ સાથે મૃત્યુ પણ મહત્ત્વનો અવરોધ છે. બધી યોજનાઓને તે તોડી નાખે છે અને મનુષ્ય દ્વારા નક્કી કરાયેલાં કાર્યો અધૂરાં રહે છે. મૃત્યુ એ અસંગતિ છે અને જીવન સાથે યોજનાબદ્ધ રીતે તે સંકળાયેલ નથી. એ સમયના અંતે ઉત્પન્ન થતી શક્યતા છે. નાટક કે ફિલ્મના અંતે તેની પૂર્ણાહુતિ આયોજિત છે. તે ગોઠવાયેલ છે. પરંતુ મૃત્યુ એ રીતે કોઈ ગોઠવણ નથી. એ કેવળ મનુષ્યના સ્વાતંત્ર્યનો અંત દર્શાવે છે.

જીવનમાં જે કામગીરી પૂરી કરાય છે એ સંદર્ભમાં સાર્ત્ર કહે છે કે આ સ્વાતંત્ર્યનો મહદંશે ગેરઉપયોગ છે. મહદંશે આવી કામગીરીમાં મનુષ્ય અનૈતિકતાનો આશ્રય લઈને પોતાને છેતરે છે. સાર્ત્ર તેને 'આત્મ-પ્રપંચ' (bad faith) કહે છે. જૂઠું બોલવું. વિશ્વાસઘાત કરવો, છેતરવું, લુચ્ચાઈ કરવી એ અનૈતિક કાર્યો આત્મપ્રપંચનાં છે.

મુક્ત સંબંધો અંગે સાર્ત્ર વિશેષ હિમાયત કરે છે પરંતુ તેમાં વ્યક્તિઓની સ્વતંત્રતા પૂર્ણપણે સચવાય અને છતાં પ્રેમના માધ્યમથી બે વ્યક્તિ એકરૂપ થાય એ તાત્ત્વિક દૃષ્ટિએ શક્ય નથી. પ્રેમના સંબંધમાં વ્યક્તિ પોતાના વ્યક્તિત્વ, અહમ્ અને પોતાની અલગતાને અન્ય પ્રત્યે સમર્પિત કરવા પ્રયત્નશીલ હોય છે. પરંતુ તેમાં 'અભાવ' અને 'કશુંક ખૂટે છે' એવી ભાવના રહેવા પામે છે. તેથી 'સ્વ' 'અહમ્' અને 'પર'નો એકતા કે સમન્વયનો સંબંધ શક્ય નથી. આનો એ નિષ્કર્ષ છે કે સ્વતંત્રતાનો આદર્શ વ્યક્તિત્વને 'સત્તત્ત્વ' સોંપે છે પરંતુ એ જગત સાથે એકત્વ અર્પતું નથી. આમ આખરે વ્યક્તિ અમુક સંજોગમાં અચેતન, અસ્વસ્થતા, વ્યગ્રતા, ઘૃણા કે અભાવનો ભોગ બને છે. નૈતિક દૃષ્ટિએ જોતાં વ્યક્તિ નીતિમત્તાને સંપૂર્ણ મૂર્તિમંત કરી શકે તે સંભવિત નથી. વાસ્તવમાં નીતિમત્તા વિશે સાર્ત્ર વિચારે છે કે મનુષ્ય 'અન્ય' સાથેના સંબંધમાં દંભી છે. એ અન્યની દૃષ્ટિમાં 'વિષય' બની જાય છે અને તેને વિષય બનવું ગમતું નથી. આ વિદગ્ધ પરિસ્થિતિ તેને પોતાના અંતરમાં અને વ્યવહારમાં આત્મ-પ્રપંચ (bad faith) તરફ દોરે છે. મનુષ્ય જડ અને ચેતનતત્ત્વ એમ બન્નેનો બન્યો છે. ચેતનતત્ત્વ તેને મુક્ત, સભાન અને મૂલ્યલક્ષી બનાવે છે. પરંતુ એ જડતત્ત્વનો ભાગ છે અને પરિણામે એ અન્યનો 'વિષય' બને છે. અન્ય જેમ વર્તે છે એમ પોતે પણ વર્તવા લાગી જાય છે. હોટેલમાં વેઇટર 'વેઇટર'ની માફક વર્તવા લાગે છે અને ગ્રાહક સમક્ષ એ વિષય બને છે. પરિણામે એ દુઃખી થાય છે અને વિષયની કામગીરીમાં ચાલુ રહે છે. એ જાણે છે કે આ રીતનું વર્તન યોગ્ય નથી પરંતુ એ તેમાંથી છૂટી શકતો નથી.

### વ્યક્તિ અને સમાજ

એ સાચું છે કે મનુષ્ય સાચા જ્ઞાનને વરેલો છે પરંતુ જ્ઞાનને અભિવ્યક્ત કરવામાં મનુષ્ય 'અન્ય'ના અનુકરણનો ભોગ બને છે. પરિસ્થિતિ, ટેવ, ભૂતકાળ, પ્રભાવ અને વલણની અસરમાં આવી જવાથી એ 'વિષય' બની જાય છે અને પ્રપંચ કરવા લાગે છે. સાર્ત્ર અનુસાર સત્ય નિરપેક્ષ (Absolute) છે. પરંતુ જ્યારે એ માનવ-અસ્તિત્વના સંદર્ભમાં વિચારાય છે ત્યારે સઘન વ્યક્તિત્વ અને વાસ્તવિક સંબંધોમાં વ્યસ્ત રહે છે. સઘન વ્યક્તિત્વ સમાજમાં જટિલ સંજોગોમાં ગતિશીલ રહે છે. વર્તમાન યુગમાં આર્થિક અને મનોવૈજ્ઞાનિક રીતે વ્યક્તિત્વનું અર્થઘટન કરવાના પ્રયાસો થયા છે. આર્થિક દૃષ્ટિએ મનુષ્ય સ્વસ્થ ગ્રાહક અને નાગરિક તરીકે સંપત્તિ અને પૈસાનો ઉપયોગ કરે છે અને મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ મનુષ્ય પોતાના અહમ્તત્ત્વને સમતુલિત રાખવામાં વ્યસ્ત રહે છે. માર્ક્સે અને ફ્રોઇડે આ પાસાંઓને સ્પષ્ટ કરવા અને સમાજને પ્રયોજિત કરવા પ્રયત્ન કર્યો છે. માર્ક્સે સમાજમાં ઉત્પાદનનાં સાધનો પૈસાદારો, સામંતો, મિલમાલિકો અને અરસપરસનાં સ્થાપિત હિતો જાળવનારા મૂડીવાદી પાસેથી ખૂંચવી લઈને શ્રમિકો, કામદારો અને મજૂરોને તેની માલિકી, લાભ, ફાયદો તેમ જ પરિણામ મળે તે અંગે પ્રબળ હિમાયત કરી. જ્યાં સુધી રાજ્યની જરૂર હોય ત્યાં સુધી રાજ્ય દ્વારા આ વહેંચણી થાય એ માટે એન્જલ્સ અને માર્ક્સ રાજ્યની સર્વોપરીતા, હિંસાનો ઉપયોગ, વર્ગવિગ્રહને ઉત્તેજન આપે છે. પરંતુ જ્યારે શ્રમિકો અને મજૂરો એક થઈ જાય છે અને આ એકતા ઘનિષ્ઠ બને છે ત્યારે રાજ્યનું ધીમે ધીમે વિલીનીકરણ થાય છે, માર્ક્સ હિંસા દ્વારા સ્વસ્થ અને સમાન સમાજની અપેક્ષા સેવે છે. અલબત્ત 'સમાનતા'ને એ આદર્શ તરીકે લેખે છે. માલિક અને શ્રમિક વચ્ચે ખરેખર સમાનતા સ્થપાય છે કે નહિ એ શંકાસ્પદ રહે છે. મનોવૈજ્ઞાનિક રીતે ફ્રોઇડ વ્યક્તિના માનસને વિશેષ મહત્ત્વ આપે છે અને ઊર્ધ્વીકરણ (sublimation) દ્વારા અચેતન દબાયેલી વાસના તથા ઇચ્છાઓને દૂર કરવા પ્રોત્સાહિત કરે છે. સાર્ત્ર આ અચેતનના દમનના ખ્યાલને સ્વીકારતા નથી. એ ભૂતકાળને દમનના અંશ તરીકે લેખતા નથી પરંતુ કલ્પના માટેના પાયાના પગથિયા તરીકે લેખે છે. અલબત્ત 'આત્મ-પ્રપંચ'ના વ્યવહારમાં ભૂતકાળની ટેવ અચૂક ભાગ ભજવે છે પરંતુ સાર્ત્ર ટેવ, ક્રમિક, યાંત્રિક કાર્યને સમયની દૃષ્ટિએ વિચારતા નથી. મનુષ્ય

ભૂતકાળની પ્રતિમાને ઓળંગી શકવા સમર્થ છે આ સદર્ભમા 'અહમૂતત્ત્વ' મહત્ત્વનો અવરોધ છે અને નિમ્ન વાસનાઓને ઉપરના સ્તર પર લાવવામા એ વિધાયક કે નિષેધક નિયામકનો ભાગ ભજવે છે એમ ફ્રોઇડ માને છે સામાજિક સબંધોમા 'અતિ-અહમ્' (સુપરઈગો) સામાજિક ધોરણોને પ્રયોજિત કરવામા વ્યસ્ત હોય છે પરંતુ સાર્ત્ર સમાજની આ રચનાને મૂળ બુનિયાદથી બદલવા ઇચ્છે છે સમાજની આ જૂની પરિપાટી સાથે તદન નિસ્બત નથી એમ સાર્ત્ર વિચારે છે જેમ માર્ક્સ કહે છે કે અમારું કાર્ય સમાજને મૂળભૂતપણે પરિવર્તિત કરવાનુ છે તેમ સાર્ત્ર સમાજના ભૂતકાળ અને ભવિષ્ય વચ્ચે મોટું અતર ઉપસ્થિત કરે છે સામાજિક સબધોમા સઘર્ષ રહ્યો છે એમ સાર્ત્ર માને છે ૧૯૬૦મા સાર્ત્રે ક્રિટિક' લખ્યુ તેમા આ સઘર્ષને એ ભારપૂર્વક વ્યક્ત કરે છે તાત્ત્વિક રીતે જોતા 'સ્વ' અને 'પર' વચ્ચે સઘર્ષનો સબધ જે આતરિક રીતે એકબીજાથી સ્વતત્ર છે માનવીય સત્તુ સ્વરૂપ એવુ છે કે માણસો સાથેના સબધમા દ્વદ્વાત્મકતા અને ગતિશીલતા જણાય છે માર્ક્સ સમાજમા રહેતા સઘર્ષને સ્વીકારે છે પરતુ એ ચેતનતત્ત્વને સ્વીકારતા નથી એ કેવળ ભૌતિકતત્ત્વને જગતના સત્તત્ત્વ તરીકે લેખે છે સાર્ત્ર માનવસત્તત્ત્વમા ચૈતન્ય પ્રાધાન્ય ધરાવે છે એ બાબતને રજૂ કરે છે વાસ્તવમા મનુષ્ય ચેતનવત છે તેથી સમાજમા પરિવર્તનશીલતા સરજાય છે પરતુ પોતાના લખાણોમા ૧૯૪૬ પછી ફેરફાર જણાય છે 'ફિનોમિનોલોજી ઑફ માઇન્ડ'ના પ્રભાવ હેઠળ સાર્ત્રના આરભના લખાણોમા વ્યક્તિનુ એકાતીકરણ કે અલગપણુ (એલિયનેશન) પ્રતિપાદિત થતુ લાગ્યુ પરતુ પછીથી 'સમૂહ'નો પ્રભાવ દર્શાવે છે યુદ્ધ પછીના અનુભવો અને મનુષ્ય અગેનો પ્રતિભાવ સાર્ત્રને વ્યક્તિમાથી સામૂહિક જીવન તરફ વાળે છે 'હુ શુ કરીશ ?' એ પ્રશ્નમાથી 'આપણે શુ કરીશુ ?' એ પ્રશ્ન તરફ સાર્ત્ર વળે છે અને પ્રશ્ન પૂછવાની રીતિમા પરિવર્તન જોઈ શકાય છે 'એગ્ઝિસ્ટેન્શિયાલિઝમ એન્ડ હ્યૂમેનિઝમ' એ કૃતિ ૧૯૪૬મા પ્રગટ થઈ અને તેમા સાર્ત્ર માનવતાવાદના અન્ય પ્રચલિત રૂપોથી પોતાનો માનવતાવાદ શી રીતે ભિન્ન છે એ દર્શાવવા પ્રયત્નશીલ છે સામાન્ય રીતે ગ્રીસનો માનવતાવાદ પછીથી યુરોપમાં પ્રચલિત થયો. તેમા કલા, નીતિમત્તા, સસ્કાર, સાહિત્ય અને મૂલ્યને વિશેષ સ્થાન આપવામા આવ્યુ છે ઓગણીસમી સદીના માનવતાવાદે નિરપેક્ષવાદ અને નિસર્ગવાદનો ત્યાગ કર્યો પરતુ સાર્ત્ર 'પારગામિતા' (ટ્રાન્સેન્ડેન્ટલ ઑર્ડર)નો સદંતર ત્યાગ કરે છે

### માર્ક્સ અને સાર્ત્ર

માનવતાવાદ અને માર્ક્સના સામ્યવાદના સિદ્ધાતને સાર્ત્રે પોતાની દષ્ટિએ વિચાર્યો અને વ્યાવહારિક પરિબળોએ તેને વિશેષ ઉત્તેજન આપ્યું. 'ફ્લાઇઝ નાટકમા સાર્ત્રે સ્વતત્રતા અને વીરતાના આદર્શને મૂર્ત કરવા પ્રયત્નશીલ છે મનુષ્યે જવાબદારીને પોતાના માથે લેવી જોઈએ પરતુ સમાજથી સ્વતત્રપણે એ વર્તન કરી શકતો નથી. સામ્યવાદીઓએ સાર્ત્રની ઉગ્ર ટીકા કરી. તેનો આદર્શવાદ સદિગ્ધ છે પરતુ ૧૯૪૫મા માર્લો પોન્તી, સીમોન દ બોવિયર અને આલ્બર્ટ કામૂએ સાથે રહીને સામયિક Les Temps Modernes'નુ સપાદન કર્યું. સામૂહિકપણે સ્વતત્રતા સ્થાપવા ચળવળ શરૂ કરી 'બીઈંગ એન્ડ નથિંગનેસ'મા સાર્ત્રે ગરીબી, શોષણ અને દુખ વિશે વિશદતાથી લખ્યુ. પરતુ પછીથી એને જણાયુ કે આર્થિક મુશ્કેલીઓ એ કેન્દ્રીય છે આદર્શના સદર્ભમા પણ સાર્ત્રે સ્વતત્રતાને નિરપેક્ષ રીતે લેખી પરતુ મુખ્ય પ્રશ્ન વસ્તુઓની મર્યાદા અને અછતનો છે જ્યા પ્રજા વધુ હોય, વસ્તુઓની અછત હોય ત્યા અમૂર્ત સ્વતત્રતાથી લોકો સતોષ પામતા નથી. 'ફ્લાઇઝ'મા સાર્ત્ર કહે છે કે "વાતાવરણનો પ્રભાવ પણ મનુષ્યની સમજૂતી પર છે જેટલે અશે મનુષ્ય પરિસ્થિતિ અને વાતાવરણને સુધારી શકે છે તેટલે અશે એ વિધાયક રીતે કાર્ય કરી શકે છે " કહેવાનુ તાત્પર્ય એ છે કે મનુષ્યનુ ચૈતન્ય પરિસ્થિતિને વિધાયક સજોગમા ફેરવી શકે છે

સાર્ત્ર મૂળભૂત રીતે એમ માને છે કે મનુષ્ય સ્વાર્થી નથી પરતુ પરમાર્થી (એલ્ટ્રુઇસ્ટિક) છે આમ

છતાં મનુષ્યમાં દંભ, જુઠ્ઠાણું રહ્યાં છે. મનુષ્ય પોતાની સ્વતંત્રતાને અન્યની સ્વતંત્રતાના સંદર્ભમાં પરિપૂર્ણ કરી શકે છે. આ દર્શાવે છે કે મનુષ્ય 'નિરપેક્ષપણે સ્વતંત્ર નથી. ભારતના સમકાલીન દર્શનમાં ડૉ. રાધાકૃષ્ણન પોતાના ગ્રંથ 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ'માં કહે છે કે મુક્તિનો સાચો ખ્યાલ એ 'સર્વમુક્તિ' છે. જ્યારે બધા મુક્ત હોય ત્યારે જ વ્યક્તિ પોતાની જાતને સંપૂર્ણ મુક્ત લેખી શકે. મહાત્મા ગાંધીએ પણ આ રીતે 'સર્વોદય' અને 'અંત્યોદય'નો ખ્યાલ પ્રતિપાદિત કર્યો હતો.

૧૯૩૬માં સાર્ત્રે પોતાની કૃતિ 'ઇમેજિનેશન' પ્રગટ કરી. આ ઉપરાંત 'સાઇકોલૉજી ઑફ ઇમેજિનેશન'એ કૃતિ ૧૯૪૦માં લખી. તેમાં પ્રતિમા, કલ્પના, લાગણી, ભાવના અને વિષય, તેમ જ પદાર્થનું મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ પ્રાપ્ત થાય છે. સાર્ત્ર માને છે કે પ્રતિમા કોઈ પદાર્થ કે વસ્તુ નથી. મનુષ્યના ચિત્તમાં ચૈતન્ય વિશિષ્ટ છે. પ્રત્યક્ષની પ્રક્રિયામાં ભૂલ થવાની શક્યતા છે. તેમાં ભ્રમનો પણ સમાવેશ થાય છે. ત્યારે કલ્પના કરવામાં ભૂલની શક્યતા નથી. સાર્ત્ર કલ્પનાની વ્યાખ્યા આ મુજબ આપે છે : "જે બાબત હાજર નથી અથવા અસ્તિત્વમાં નથી તેવી વસ્તુ કે પદાર્થને શારીરિક કે માનસિક વ્યાપાર દ્વારા વ્યક્તિની ચેતના સમક્ષ ઉપસ્થિત કરવાની ક્રિયા." તેને કલ્પના કહી શકાય. સામાન્ય અર્થમાં કલ્પના માનસિક પ્રતિમાની મદદથી જ થઈ શકે એમ માનસશાસ્ત્રમાં કહેવાય છે. સાર્ત્ર એમ માને છે કે છબી દ્વારા કે અન્ય કોઈ દ્રવ્ય દ્વારા કલ્પના કરી શકાય છે. સાર્ત્ર કલ્પના અને ચૈતન્યને સીધી રીતે સાંકળે છે. કલ્પનામાં વાસ્તવિક પદાર્થોનાં નવાં સંયોજનો છે અને નવું અર્થઘટન સંભવે છે. આ ઉપરાંત સાહિત્યમાં શબ્દો પણ એક પ્રકારની વાસ્તવિક સામગ્રી છે. શબ્દનો અર્થ પામવા માટે શબ્દની અંદર અને બહાર જવું જરૂરી છે. કવિ કે લેખક વાચકને કલ્પનાનું માધ્યમ આપે છે. આ માધ્યમને કલ્પનામાં સંયોજિત કરવા વાચક કે રસિકની ચેતના ઉદ્દીપ્ત થવી જરૂરી છે. 'સત્‌તત્ત્વ અને શૂન્યમાં' સાર્ત્ર ચેતનાની નિત્યમુક્તિનો ઉલ્લેખ કરે છે. સાહિત્ય અંગેના લખાણમાં તેઓ વાચક અને લેખકની ચેતનામાં કલ્પનાના મુક્ત સમાયોજનનો ઉલ્લેખ કરે છે. આમ છતાં તેમનાં નાટકોમાં સાર્ત્ર વ્યક્તિની માંદગી, મનના વિકારો, હળવી તેમ જ તીવ્ર વિકૃતિ, આત્મપ્રપંચ, સ્વપીડનવૃત્તિ, પરપીડનવૃત્તિ અને વ્યક્તિત્વના વિભાજનને પ્રગટ કરે છે. 'નો એગ્ઝિટ'(કરોળિયાનું જાળું)માં ત્રણ યુગલો નરકમાં આવે છે અને જાણે કે છુટકારો અનુભવતાં હોય એમ વાતોચીતો કરે છે. પરંતુ આખરે એવા નિષ્કર્ષ પર આવે છે કે આ નરકનું જીવન અનિવાર્ય છે. મનુષ્ય આવા સંઘર્ષના સંબંધોમાંથી છૂટી શકે તેમ નથી. આખરે સાર્ત્ર 'આંતરાત્મલક્ષિતા' (ઇન્ટરસબ્જેક્ટિવિટી)ના નિષ્કર્ષ પર પહોંચે છે અને કહે છે કે મનુષ્ય સ્વલક્ષી અને પરલક્ષી, આત્મપીડન અને પરપીડન, પરિવર્તનશીલતા અને પારગામિતા વચ્ચે રહીને સામાજિક રીતે સંક્રાન્તિપરક જીવન જીવે છે.

## સમીક્ષા

માનવઅસ્તિત્વ સત્‌તત્ત્વનું પ્રતિબિંબ પાડવા માટે સમર્થ છે. પરંતુ વ્યક્તિ તથા સમાજના સંબંધો, વૃત્તિ, આવેગો અને વિરોધો તેને માનસિક ગ્રંથિમાં જકડી રાખે છે. ૧૯૩૯માં 'સ્કેચ ફૉર એ થિયરી ઑફ ઇમોશન્સ' એ પુસ્તક લખ્યું તેમાં વિલિયમ જેમ્સ, ઝને, ડેમ્બો, મનોવિશ્લેષણ, હુસર્લ, સિંગર અને અન્ય મનોવૈજ્ઞાનિકો તથા ચિંતકોના મત રજૂ કરે છે અને ચર્ચે છે. આવેગ ચેતનાનો એક પ્રકાર છે. તેમાં પરિવર્તનશીલતા, બોધાત્મકતા, ક્રિયાશીલતા છે અને મનુષ્યને તેનું 'હોવાપણું' બક્ષે છે. સાર્ત્ર પ્રમાણમીમાંસા, તત્ત્વમીમાંસા, મનોવિજ્ઞાન અને નીતિશાસ્ત્રનાં ક્ષેત્રોને સઘનપણે સ્પર્શીને તત્ત્વચિંતનનું સમગ્ર દોહન આપે છે. સાર્ત્રના ચિંતનમાં જ્ઞાન, ક્રિયા અને મૂલ્ય ત્રણેનો અંતરલક્ષી સમાગમ પ્રાપ્ત થાય છે. જ્ઞાન અને સત્‌તત્ત્વના ક્ષેત્રમાં સાર્ત્ર મનુષ્યના અસ્તિત્વને કેન્દ્રમાં રાખે છે. મનુષ્યની આપત્તિ, તેનો સ્વભાવ, તેનું

વ્યક્તિત્વ વ્યક્તિ અને સમાજના સંબંધોને ઘડે છે. તેમાં પરિવર્તનશીલતા રહી છે. અસ્તિત્વલક્ષી મનોવિશ્લેષણ દ્વારા સાર્ત્ર મનુષ્યને તેની સ્વસ્થતા, સંકલન અને સમજૂતીને ચેતન સ્તર પર લાવવા અને સુસંગત બનાવવા પ્રયત્ન કરે છે. અલબત્ત ચૈતન્ય 'વિષયલક્ષી' છે એ આભાસવાદનો ખ્યાલ સાર્ત્ર જાળવી રાખે છે. 'સાક્ષી ચૈતન્ય' તરીકે ચૈતન્યનો મન અને ચેતનની અન્ય અવસ્થાઓ પર શો પ્રભાવ પડે છે એ સાર્ત્રે સ્પષ્ટ કર્યું નથી. ચેતનતત્ત્વના વિવિધ સ્તરો છે તેનું પૃથક્કરણ હુસર્લ અને સાર્ત્ર દ્વારા થયું નથી. ચેતનાની પરિપૂર્ણતા અને તેના સ્વવિકાસ અંગે સાર્ત્રે કશું કહ્યું નથી.

આ ઉપરાંત સાર્ત્ર અચેતનને નકારે છે. પરંતુ અચેતન ઇચ્છા એ હકીકત છે. મનુષ્ય સ્વસ્થતા પ્રાપ્ત કરે છતાં આવી ઇચ્છા તેના માટે વિઘ્ન બની રહે છે. વ્યક્તિત્વનું વિભાજન, તીવ્ર ભગ્નાશ દશા એ પ્રદત્ત છે. તેને સમજાવવા અને ઉકેલવા પારગામી સ્વસ્થતા અને નિરાસક્ત મનોવસ્થા અને ચૈતન્યને ધારી લેવું આવશ્યક છે. અચેતન, અર્ધચેતન અને ચેતનતત્ત્વને સાંકળવા માટે પારગામિતા અને પરા-ચેતનતત્ત્વને ધારી લેવાં જરૂરી છે. જડ અને ચેતન એ બે તત્ત્વોને સાર્ત્ર એકબીજાનાં વિરોધી તત્ત્વ લેખે છે. ભારતનાં ષડ્દર્શનોમાં સાંખ્ય દર્શનની જેમ પુરુષ અને પ્રકૃતિ તત્ત્વોને પરસ્પરવિરોધી તત્ત્વ માનવામાં આવ્યાં છે. આ તાત્ત્વિક સ્થિતિ સુસંગત નથી. વર્તમાન ભૌતિકશાસ્ત્ર જડતત્વને કેવળ 'જડ' તરીકે લેખવા તૈયાર નથી. જડતત્ત્વમાં શક્તિ અને હેતુ અંતર્નિહિત છે એ આધુનિક સમયમાં વૈજ્ઞાનિક સ્વીકારે [illegible] વિષયનું અસ્તિત્વ સંભવિત નથી.

એડિંગ્ટને વૈજ્ઞાનિક સંશોધનને હચમચાવી મૂક્યાં છે.

નૈતિક દૃષ્ટિએ સાર્ત્રનો ખ્યાલ યોગ્ય છે કે વ્યક્તિના કર્તવ્યમાં અને આદેશની પ્રતીતિમાં સાર્વત્રિક તત્ત્વનો કોશિશ કરવાનો સંકેત રહ્યો છે. વ્યક્તિનું નૈતિક કાર્ય એ સર્વદેશી તત્ત્વનો અંશ છે. તેથી કેન્ટે સાર્વત્રિક ધોરણ પર ભાર મૂક્યો હતો. પરંતુ મનુષ્ય પોતાના સંકલ્પમાં નિર્બળ છે અને પોતાની જાત સાથે આત્મ-પ્રપંચ આચરે છે. પરમાર્થી બનવું એ મનુષ્ય માટે નૈસર્ગિક જણાતું નથી. એ પોતાના વ્યવહારો આત્મપીડનવૃત્તિ અને પરપીડનવૃત્તિથી ચલાવે છે. અનાસક્તિ કેળવવી એ તેના માટે સહજ ગુણ નથી. એ સાચુ છે કે મનુષ્ય સ્વાભાવિક રીતે કર્તવ્યનિષ્ઠ છે. પરંતુ એ કેટલે અંશે સાર્વત્રિક સંકલ્પને આબદ્ધ થાય છે અને મનુષ્ય પોતાના અંગત જીવનમાં તેમ જ સમૂહમાં તેને યોજે છે તે જોવાનું રહે છે.

સાર્ત્રનાં લખાણોનું ધ્યાન ખેંચે તેવું લક્ષણ એ છે કે તાત્ત્વિક વિચારો અને પદ્ધતિને તેણે નાટકો, વાર્તાઓ અને સંવાદોમાં રજૂ કર્યાં છે. પ્લેટો અને ઉપનિષદ પછી સાર્ત્ર સૌ પ્રથમ છે જેણે તત્ત્વજ્ઞાનમાં આ શૈલી વિકસાવી છે. એ કાફેટેરિયામાં જ તત્ત્વજ્ઞાનની ચર્ચા કરતા હતા. છેલ્લે સુધી તેમણે અસ્તિત્વના દ્વૈતને જાળવી રાખ્યું. જ્યાં સુધી મનુષ્ય વિચારે છે ત્યાં સુધી એ વિષય અને વિચારક વચ્ચેના દ્વૈતને ગૃહીત કરવા બંધાયો છે એમ સાર્ત્ર માને છે. પરંતુ જેમ ભારતીય દર્શનમાં જે. કૃષ્ણમૂર્તિ કહે છે કે આ દ્વૈતને ઓળંગી જવું શક્ય છે એ રીતે પ્રતીતિની દૃષ્ટિએ દ્વંદ્વથી પર જવું શક્ય બને તો વૈચારિક અને જીવનલક્ષી દ્વૈત આરોહણનું એક સોપાન રહે છે.

તા. ૮-૧૨-'૯૪

## સંદર્ભ


બુક એડિશન, હાર્વર્ડ, ૧૯૬૦.

 પ્રેસ, ૧૯૬૧.

પ્રેસ, ૧૯૬૦.

નિત નવા વંટોળ

## ચીનમાં રામાયણનો પ્રચાર

પ્રીતિ સેનગુપ્તા

ન્યૂયૉર્કની કોલમ્બિયા યુનિવર્સિટીમાં સધર્ન એશિયન ઇન્સ્ટિટ્યૂટ કરીને એક વિભાગ છે. એમાં બુધવારની બપોરે, લંચ-ટાઇમ દરમ્યાન, 'ઇન્ફૉર્મલ' રીતે, દક્ષિણ એશિયાને લગતા જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો, અને પુસ્તક-વાચન, યોજાતાં રહે છે. દરેક વખતે નથી જવાતું — જેમ કે, "તસ્લિમા નસરીન કૉન્ટ્રોવર્સી : હ્યૂમન રાઇટ્સ, રિલિજિયન ઍન્ડ ફેમિનિસ્ટ્સ ઇન બાંગ્લાદેશ' પરનું વ્યાખ્યાન. અહીં જ રહેતા એક બાંગ્લાદેશી પ્રાધ્યાપિકાના વિચારો સાંભળવા ગમ્યા હોત, પણ ના બન્યું. (એ જ દિવસે, એ જ સમયે, શહેરની બીજી જ દિશામાં, ભારતીય નૃત્યની રજૂઆત જોવા ગઈ હતી.) પણ એના પછીને બુધવારે 'ધ રામાયણ ઇન ચાઇના' વિષય જોયો ત્યારે મ્યુઝિયમમાં ચંઘીસખાનના સમયની કળા પરનું પ્રદર્શન જોવા જવાનું માંડી વાળ્યું. (છે ન્યૂયૉર્કમાં પ્રવૃત્તિઓના વૈવિધ્યનો પાર ?)

બેજિન્ગ યુનિવર્સિટીના ઓરિયેન્ટલ સ્ટડીઝના વિભાગમાંથી આવેલા પ્રોફેસર જિન (Jin) ડિન્ગહાન બોલવાના હતા. ચીનમાં રામાયણ એટલે શું ? કાંઈ ખ્યાલ નહોતો આવતો, પણ વિષય નવાઈ પમાડે તેવો હતો. પછી જ્યારે જાણ્યું કે પ્રો. જિન બેજિન્ગ યુનિવર્સિટીમાં હિન્દી ભણાવે છે, ત્યારે આશ્ચર્ય ને આદરનો પાર ના રહ્યો. ચીનમાં હિન્દી ભણાવાય છે ? તે પણ ચીની અધ્યાપકો દ્વારા ? આવો તો વિચાર પણ સૂઝ્યો ન હતો. બેજિન્ગ યુનિવર્સિટીના કૅમ્પસ પર તો હું ગઈ પણ હતી. ખૂબ જ મોટી જગ્યા છે, અને બાગ જેવો પરિસર છે. ખૂબ વૃક્ષો, વચમાં એક તળાવ, આસપાસ બેસવા માટેની બેઠકો, લાક્ષણિક ચીની પૅગોડા, જુદા જુદા વિભાગોનાં છૂટાંછવાયાં મકાનો, એક તરફ મોટી મોટી હૉસ્ટેલો. ગમી ગયેલી જગ્યા મને. ત્યારે જો ખબર હોત કે હિન્દી ભણાવાય છે, તો વળી એ વિભાગમાં ડોકિયું કર્યું પણ હોત. પો. જિને કહ્યું કે હિન્દી ને ઉર્દૂ ભણાવાય છે. બંગાળી શરૂ કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. રવીન્દ્રનાથ ટેગોરની કૃતિઓનો અનુવાદ ચીનમાં સૌ પ્રથમ ૧૯૨૪માં થયેલો, અને એ ત્યાં ઘણા જનપ્રિય પણ છે, છતાં બંગાળી ભાષા શીખવા માટે બહુ રસ લેનારાં નીકળ્યાં નહિ. તોયે સંસ્કૃત અને પ્રાકૃત શીખનારાં છે પાછાં.

લગભગ 'અદ્‌ભુત' જેવી લાગે આખી વાત. મને તરત જ એમ લાગ્યું કે પો. જિન અંગ્રેજી બોલી શકતા હતા તેનાથી ઘણું વધારે સારું હિન્દી બોલતા હતા. છેલ્લે એમણે પોતે પણ આ જ વાત કહી. ને લખે પણ એવું જ સરસ. બરાબર 'ખડી હિન્દી'ના હોય એવા અક્ષર. ૧૯૫૧માં એમણે હિન્દીનો અભ્યાસ શરૂ કર્યો. આજ સુધીમાં તો એમણે ઘણું કામ કર્યું છે. ચીની વિદ્યાર્થીઓને હિન્દી શીખવવા માટે ચાર ભાગમાં પાઠ્યપુસ્તક તૈયાર કર્યાં છે, હિન્દી-ચીની શબ્દકોશ લખ્યો છે, અને એક દળદાર હિન્દી-ચીની મુહાવરા કોશ બનાવ્યો છે, જેને પૂરો કરતાં એમણે વીસ વર્ષ મહેનત કરી.

આ બધા ઉપરાંત પો. જિને તુલસીકૃત 'રામચરિતમાનસ'નો અનુવાદ કર્યો છે. એ કહે, "વર્ષો પહેલાં ચીની ભાષામાં કાલિદાસનો અનુવાદ થયો, ને તે પછી ટેગોર (૧૯૨૪) ને પ્રેમચંદ(૧૯૫૯)નો થયો. પણ વચમાં શૂન્ય હતું. મૈં એ શૂન્યતાને ભરી છે." એ નાના હતા ત્યારે 'સંમુખમ્" કરીને એક ચીની નવલ એમણે વાંચેલી. ભારતમાંના પ્રવાસની એમાં વાત હતી, અને સૌ પ્રથમ આ પુસ્તકની ખૂબ અસર એમના પર પડેલી. એમાં વાનરનું એક પાત્ર આવતું હતું. એ વાનર ખૂબ શક્તિશાળી હતો, આકાશમાં ઊડતો હોય એવી લાંબી છલંગ મારી શકતો, અને જાતજાતનાં રૂપ ધારણ કરી શકતો. આ બધાં જાદુ

વ્યક્તિત્વ વ્યક્તિ અને સમાજના સબધોને ઘડે છે તેમા પરિવર્તનશીલતા રહી છે અસ્તિત્વલક્ષી મનોવિશ્લેષણ દ્વારા સાર્ત્ર મનુષ્યને તેની સ્વસ્થતા, સકલન અને સમજૂતીને ચેતન સ્તર પર લાવવા અને સુસગત બનાવવા પ્રયત્ન કરે છે અલબત્ત ચૈતન્ય 'વિષયલક્ષી' છે એ આભાસવાદનો ખ્યાલ સાર્ત્ર જાળવી રાખે છે 'સાક્ષી ચૈતન્ય' તરીકે ચૈતન્યનો મન અને ચેતનની અન્ય અવસ્થાઓ પર શો પ્રભાવ પડે છે એ સાર્ત્રે સ્પષ્ટ કર્યુ નથી. ચેતનતત્ત્વના વિવિધ સ્તરો છે તેનુ પૃથક્કરણ હુસર્લ અને સાર્ત્ર દ્વારા થયુ નથી. ચેતનાની પરિપૂર્ણતા અને તેના સ્વવિકાસ અગે સાર્ત્રે કશુ કહ્યુ નથી.

આ ઉપરાત સાર્ત્ર અચેતનને નકારે છે પરતુ અચેતન ઇચ્છા એ હકીકત છે મનુષ્ય સ્વસ્થતા પ્રાપ્ત કરે છતા આવી ઇચ્છા તેના માટે વિઘ્ન બની રહે છે વ્યક્તિત્વનુ વિભાજન, તીવ્ર ભગ્નાશ દશા એ પ્રદત્ત છે તેને સમજાવવા અને ઉકેલવા પારગામી સ્વસ્થતા અને નિરાસક્ત મનોવસ્થા અને ચૈતન્યને ધારી લેવુ આવશ્યક છે અચેતન, અર્ધચેતન અને ચેતનતત્ત્વને સાકળવા માટે પારગામિતા અને પરા ચેતનતત્ત્વને ધારી લેવા જરૂરી છે જડ અને ચેતન એ બે તત્ત્વોને સાર્ત્ર એકબીજાના વિરોધી તત્ત્વ લેખે છે ભારતના ષડ્દર્શનોમા સાંખ્ય દર્શનની જેમ પુરુષ અને પ્રકૃતિ તત્ત્વોને પરસ્પરવિરોધી તત્ત્વ માનવામા આવ્યા છે આ તાત્ત્વિક સ્થિતિ સુસંગત નથી. વર્તમાન ભૌતિકશાસ્ત્ર જડતત્વને કેવળ 'જડ' તરીકે લેખવા તૈયાર નથી. જડતત્ત્વમા શક્તિ અને હેતુ અતર્નિહિત છે એ આધુનિક સમયમા વૈજ્ઞાનિક સ્વીકારે છે પ્રેક્ષક વિના વિષયનુ અસ્તિત્વ સભવિત નથી. જેમ્સ જિન્સ અને આર્થર એડિંગ્ટને વૈજ્ઞાનિક સશોધનને હચમચાવી મૂક્યાં છે

નૈતિક દૃષ્ટિએ સાર્ત્રનો ખ્યાલ યોગ્ય છે કે વ્યક્તિના કર્તવ્યમા અને આદેશની પ્રતીતિમા સાર્વત્રિક તત્ત્વનો કોશિશ કરવાનો સકેત રહ્યો છે વ્યક્તિનુ નૈતિક કાર્ય એ સર્વદેશી તત્ત્વનો અશ છે તેથી કેન્ટે સાર્વત્રિક ધોરણ પર ભાર મૂક્યો હતો. પરતુ મનુષ્ય પોતાના સકલ્પમા નિર્બળ છે અને પોતાની જાત સાથે આત્મ પ્રપચ આચરે છે પરમાર્થી બનવુ એ મનુષ્ય માટે નૈસર્ગિક જણાતુ નથી. એ પોતાના વ્યવહારો આત્મપીડનવૃત્તિ અને પરપીડનવૃત્તિથી ચલાવે છે અનાસક્તિ કેળવવી એ તેના માટે સહજ ગુણ નથી. એ સાચુ છે કે મનુષ્ય સ્વાભાવિક રીતે કર્તવ્યનિષ્ઠ છે પરતુ એ કેટલે અશે સાર્વત્રિક સકલ્પને આબદ્ધ થાય છે અને મનુષ્ય પોતાના અંગત જીવનમા તેમ જ સમૂહમા તેને યોજે છે તે જોવાનુ રહે છે

સાર્ત્રના લખાણોનુ ધ્યાન ખેચે તેવુ લક્ષણ એ છે કે તાત્ત્વિક વિચારો અને પદ્ધતિને તેણે નાટકો, વાર્તાઓ અને સવાદોમા રજૂ કર્યાં છે પ્લેટો અને ઉપનિષદ પછી સાર્ત્ર સૌ પ્રથમ છે જેણે તત્ત્વજ્ઞાનમા આ શૈલી વિકસાવી છે એ કાફેટેરિયામા જ તત્ત્વજ્ઞાનની ચર્ચા કરતા હતા. છેલ્લે સુધી તેમણે અસ્તિત્વના દ્વૈતને જાળવી રાખ્યુ. જ્યા સુધી મનુષ્ય વિચારે છે ત્યા સુધી એ વિષય અને વિચારક વચ્ચેના દ્વૈતને ગૃહીત કરવા બધાયો છે એમ સાર્ત્ર માને છે પરતુ જેમ ભારતીય દર્શનમા જે કૃષ્ણમૂર્તિ કહે છે કે આ દ્વૈતને ઓળગી જવુ શક્ય છે એ રીતે પ્રતીતિની દૃષ્ટિએ દ્વંદ્વથી પર જવું શક્ય બને તો વૈચારિક અને જીવનલક્ષી દ્વૈત આરોહણનુ એક સોપાન રહે છે

તા. ૮ ૧૨ ૮૪

## નોંધ અને સદર્ભ


૧. ધ ટ્રેજિક ફાઇનેન્ ‌ લે. વિલફ્રી ડીસાન ‌ રિવાઇઝ્ડ ટોર્ચ બુક એડિશન, હાર્વર્ડ ૧૯૬૦

૨. ધ વર્લ્ડ ઓફ ઝ્યાઁ પોલ સાર્ત્ર ‌ લે. મેકમોહન જોસેફ એચ., શિકાગો પ્રેસ, ૧૯૬૧

૩. એથિક્સ સિન્સ નાઇન્ટીન હડ્રેડ ‌ મેરી બેરનોક ‌ ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૬૦




# ચીનમાં રામાયણનો પ્રચાર

પ્રીતિ સેનગુપ્તા

ન્યૂયૉર્કની કોલમ્બિયા યુનિવર્સિટીમાં સધર્ન એશિયન ઇન્સ્ટિટ્યૂટ કરીને એક વિભાગ છે. એમાં બુધવારની બપોરે, લંચ-ટાઇમ દરમ્યાન, 'ઇન્ફૉર્મલ' રીતે, દક્ષિણ એશિયાને લગતા જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો, અને પુસ્તક-વાચન, યોજાતાં રહે છે. દરેક વખતે નથી જવાતું — જેમ કે, "તસ્લિમા નસરીન કૉન્ટ્રોવર્સી : હ્યૂમન રાઇટ્સ, રિલિજિયન એન્ડ ફેમિનિસ્ટ્સ ઇન બાંગ્લાદેશ' પરનું વ્યાખ્યાન. અહીં જ રહેતા એક બાંગ્લાદેશી પ્રાધ્યાપિકાના વિચારો સાંભળવા ગમ્યા હોત, પણ ના બન્યું. (એ જ દિવસે, એ જ સમયે, શહેરની બીજી જ દિશામાં, ભારતીય નૃત્યની રજૂઆત જોવા ગઈ હતી.) પણ એના પછીને બુધવારે 'ધ રામાયણ ઇન ચાઇના' વિષય જોયો ત્યારે મ્યુઝિયમમાં ચંઘીસખાનના સમયની કળા પરનું પ્રદર્શન જોવા જવાનું માંડી વાળ્યું. (છે ન્યૂયૉર્કમાં પ્રવૃત્તિઓના વૈવિધ્યનો પાર ?)

બેજિન્ગ યુનિવર્સિટીના ઓરિયેન્ટલ સ્ટડીઝના વિભાગમાંથી આવેલા પ્રોફેસર જિન (Jin) ડિન્ગહાન બોલવાના હતા. ચીનમાં રામાયણ એટલે શું ? કાંઈ ખ્યાલ નહોતો આવતો, પણ વિષય નવાઈ પમાડે તેવો હતો. પછી જ્યારે જાણ્યું કે પ્રો. જિન બેજિન્ગ યુનિવર્સિટીમાં હિન્દી ભણાવે છે, ત્યારે આશ્ચર્ય ને આદરનો પાર ના રહ્યો. ચીનમાં હિન્દી ભણાવાય છે ? તે પણ ચીની અધ્યાપકો દ્વારા ? આવો તો વિચાર પણ સૂઝ્યો ન હતો. બેજિન્ગ યુનિવર્સિટીના કેમ્પસ પર તો હું ગઈ પણ હતી. ખૂબ જ મોટી જગ્યા છે, અને બાગ જેવો પરિસર છે. ખૂબ વૃક્ષો, વચમાં એક તળાવ, આસપાસ બેસવા માટેની બેઠકો, લાક્ષણિક ચીની પેગોડા, જુદા જુદા વિભાગોનાં છૂટાંછવાયાં મકાનો, એક તરફ મોટી મોટી હૉસ્ટેલો. ગમી ગયેલી જગ્યા મને. ત્યારે જો ખબર હોત કે હિન્દી ભણાવાય છે, તો વળી એ વિભાગમાં ડોકિયું કર્યું પણ હોત. પો. જિને કહ્યું કે હિન્દી ને ઉર્દૂ ભણાવાય છે. બંગાળી શરૂ કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. રવીન્દ્રનાથ ટૅગોરની કૃતિઓનો અનુવાદ ચીનમાં સૌ પ્રથમ ૧૯૨૪માં થયેલો, અને એ ત્યાં ઘણા જનપ્રિય પણ છે, છતાં બંગાળી ભાષા શીખવા માટે બહુ રસ લેનારાં નીકળ્યાં નહિ. તોયે સંસ્કૃત અને પ્રાકૃત શીખનારાં છે પાછાં.

લગભગ 'અદ્‌ભુત' જેવી લાગે આખી વાત. મને તરત જ એમ લાગ્યું કે પો. જિન અંગ્રેજી બોલી શકતા હતા તેનાથી ઘણું વધારે સારું હિન્દી બોલતા હતા. છેલ્લે એમણે પોતે પણ આ જ વાત કહી. ને લખે પણ એવું જ સરસ. બરાબર 'ખડી હિન્દી'ના હોય એવા અક્ષર. ૧૯૫૧માં એમણે હિન્દીનો અભ્યાસ શરૂ કર્યો. આજ સુધીમાં તો એમણે ઘણું કામ કર્યું છે. ચીની વિદ્યાર્થીઓને હિન્દી શીખવવા માટે ચાર ભાગમાં પાઠ્યપુસ્તક તૈયાર કર્યાં છે, હિન્દી-ચીની શબ્દકોશ લખ્યો છે, અને એક દળદાર હિન્દી-ચીની મુહાવરા કોશ બનાવ્યો છે, જેને પૂરો કરતાં એમણે વીસ વર્ષ મહેનત કરી.

આ બધા ઉપરાંત પો. જિને તુલસીકૃત 'રામચરિતમાનસ'નો અનુવાદ કર્યો છે. એ કહે, "વર્ષો પહેલાં ચીની ભાષામાં કાલિદાસનો અનુવાદ થયો, ને તે પછી ટૅગોર (૧૯૨૪) ને પ્રેમચંદ(૧૯૫૯)નો થયો. પણ વચમાં શૂન્ય હતું. મેં એ શૂન્યતાને ભરી છે." એ નાના હતા ત્યારે 'સંમુખમ્' કરીને એક ચીની નવલ એમણે વાંચેલી. ભારતમાંના પ્રવાસની એમાં વાત હતી, અને સૌ પ્રથમ આ પુસ્તકની ખૂબ અસર એમના પર પડેલી. એમાં વાનરનું એક પાત્ર આવતું હતું. એ વાનર ખૂબ શક્તિશાળી હતો, આકાશમાં ઊડતો હોય એવી લાંબી છલંગ મારી શકતો, અને જાતજાતનાં રૂપ ધારણ કરી શકતો. આ બધાં જાદુ

જેવા કાર્યોથી કિશોર જિન પ્રભાવિત થયેલા, ને ત્યારથી લાગેલુ એમને કામણ ભારતનું અને ભારતીય સાહિત્યનુ. તુલસીકૃત 'રામચરિતમાનસ'નો અનુવાદ એમણે ચીની ભાષામા કાવ્ય-સ્વરૂપે કર્યો છે સ્વચ્છ, સરસ છપાઈ છે પુસ્તકની — આ કામ પાછળ એમણે પાચ વર્ષ ગાળ્યા તુલસીદાસના શબ્દોની કાવ્યમયતા અને ભાવઘનતાને એ પૂરતો ન્યાય કરવા માગતા હતા. હસતા હસતા એ કહે — પરિષ્કાર હિન્દીમા — કે, 'લોઢાના ચણા ચાવવા જેવુ એ કામ હતુ.' (મુહાવરાનુ પુસ્તક જેણે લખ્યુ હોય એ તો આવા કેટલાયે વાક્યપ્રયોગો જાણતા હોય !)

વ્યાખ્યાનનો વિષય એ લેખિત રૂપમા તૈયાર કરીને લાવેલા. બોલ્યા અંગ્રેજીમા મને થાય કે હિન્દીમા બોલ્યા હોત તો કેવુ સારુ થાત !

કેટલાક ચીની અભ્યાસીઓ માને છે કે ૧૯૮૦ના દસકા પહેલા ચીનમા રામાયણ અગે કશી જાણકારી હતી નહિ, કારણ કે એના ચીની અનુવાદો આ દસકામા થયા. પો. જિન આ મતને ખોટો પુરવાર કરવા માગતા હતા ત્રીજી સદીમા વુ રાજવશ દરમ્યાન એક બૌદ્ધ ભિખ્ખુએ ઘણા સસ્કૃત ધર્મપુસ્તકો દેશની મુખ્ય ભાષા હાનમા અનુવાદિત કર્યાં હતા. એમાના 'ષટ્પારમિતા સૂત્ર' પુસ્તકમા આખી વાર્તા રામાયણ પરથી છે પણ નામ ને સ્વરૂપ બદલાયેલા છે ને બૌદ્ધ ધર્મનુ આરોપણ છે દા.ત. રામની જગ્યાએ બુદ્ધ અને સીતા, દશરથ, લક્ષ્મણ વગેરેને બદલે બોધિસત્ત્વો આવી ગયા છે પાચમી સદીમા અનુવાદ પામેલા 'રત્નસૂત્ર'મા રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન અને દશરથ આવે છે, પણ સીતા કે રાવણના નામ નથી. વાર્તામા એટલુ જ છે કે રામને વનવાસ મળ્યો, પછી એ પાછા આવ્યા, ને એમનો રાજ્યાભિષેક થયો !

એક જાણીતા બૌદ્ધ ભિખ્ખુ કુમારજીવની ૧૬૫૦મી જન્મતિથિ આ વર્ષે ચીનમા ઊજવાશે. એટલે કે ૩૪૪ના વર્ષમા એમનો જન્મ થયેલો. એમણે પહેલી-બીજી સદીના બૌદ્ધધર્મી પુસ્તક 'મહાસૂત્રાલકાર ટીકા'ના ચીની ભાષામા કરેલા અનુવાદમા રામાયણનો ઉલ્લેખ જોવા મળે છે સાતમી સદીમા, તાન્ગ રાજવશ દરમ્યાન, એક ભિખ્ખુ ભારત પહોચેલા, ને ત્યા સત્તર વર્ષ ગાળેલા. એમણે લખ્યુ કે, "રામાયણમા બાર હજાર શ્લોકો છે, અને એમા બે મુખ્ય કથા છે સીતાનુ રાવણ દ્વારા અપહરણ થયેલુ તે, અને રામ સીતાને પાછા લઈ આવ્યા તે." આ પણ અડધી જ વાર્તા. જો 'રત્નસૂત્ર'ને અને આને સાથે જોડીએ તો રામાયણની સપૂર્ણ વાર્તા મળી આવે.

સોળમી સદીની એક વાર્તા મૂળ કથાવસ્તુને સાવ જુદું ને વિચિત્ર રૂપ આપે છે એ પ્રમાણે રામ ચેન ચોન્ગ શાન નામના એક વીર યુવાન યોદ્ધા છે, ને સીતા જાન્ગ રુ ચુન નામની સુદરી છે મેઇ પર્વત પર રહેતો રાક્ષસ-વાનર આ સુદરી પર અત્યાચાર ગુજારે છે બે વર્ષ પછી એક તાઓ ઋષિની મદદથી ચેન રાક્ષસને હરાવી પત્નીને પાછી મેળવે છે ચીની સાહિત્યના ઇતિહાસમા આ વાર્તા બહુ અગત્યની ગણાય છે અને પ્રાચીન-આધુનિક વાર્તાઓના ઘણા સગ્રહોમા પસદગી પામે છે

તિબેટમા બૌદ્ધ ધર્મ દ્વારા રામાયણની કથા પ્રવેશ પામેલી. 'કિન્ગ જીવક' નામના એક તિબેટી મહાકાવ્યમા કથા છે રામાયણની, પણ નામ રૂપ જુદા છે અહીં દશરથ રાજા જીવક બને છે, જે ખરેખર તો બુદ્ધ પોતે જ છે ! તેરમી સદીમા એક તિબેટી કવિએ 'રામાયણ સ્તુતિગાન' લખેલુ, વાત રામાયણની, બધા પાત્રોના નામ તિબેટી, અને વળી, શ્રીકૃષ્ણ પણ કથાનકમા ભાગ ભજવે !

મોગોલિયાના લોકો સુધી રામાયણ તિબેટ વાટે પહોચ્યુ. તેરમી સદીથી તિબેટીમાથી મોંગોલિયન ભાષામા અનુવાદો થતા રહેલા. 'કિન્ગ જીવક'નો અનુવાદ અઢારમી સદીમા થયો. ઓગણીસમી સદીમા મોગોલિયન કવિ જામ્બાદોર્જીએ 'સ્ફટિક મુકુર' કરીને લખેલા પુસ્તકમા રામાયણની આખી વાત છે મોગોલિયા ચીનનો સૌથી ઉત્તરનો, ખૂબ ઠડો પ્રદેશ છે, તેથી ત્યા વાનર પૂજા પ્રચલિત છે અને વાનર દેવનાં ઘણા સ્થાન પણ છે [અનુસંધાન પૃ. ૩૩૫

વસુધા ઇનામદાર

સમય : સાંજનો

સ્થળ : એક નાનકડું બેઠા ઘાટનું મકાન. ઘરમાં પ્રવેશવાનાં પગથિયાં આગળ રંગબેરંગી ફૂલની હારમાળા અને તેના ખૂણામાં ઊગેલું આસોપાલવનું વૃક્ષ. એની નીચે વિચારમગ્ન ઊભેલી સ્ત્રી.

પાત્રો : એક સ્ત્રી, એક : પુરુષ

પુરુષનો ઝાંપો ખોલીને પ્રવેશ

સ્ત્રી — (આશ્ચર્યથી) અરે, તું ? આમ અત્યારે ? અચાનક ?

પુ. — (સહેજ ગુસ્સાથી) કેમ એમ કહે છે ? અચાનક ક્યાંથી ? મારો પત્ર નહોતો મળ્યો ?

સ્ત્રી — (ઉદાસીન ભાવે) મળ્યો હતો.

પુ. — તો કેમ ન આવી લેવા ?

સ્ત્રી — ક્યાં ?

પુ. — એરોડ્રામ પર.

સ્ત્રી — આવી તો હતી.

પુ. — તો મળી કેમ નહિ ?

સ્ત્રી — કેટલાં બધાં વર્ષો પછી તને જોયો... પણ જોઈ લીધા પછી તમને મળવાની ઇચ્છા ન થઈ ?

[પુરુષ આશ્ચર્યથી એકીટશે સ્ત્રીની સામે જોઈ રહે છે]

સ્ત્રી — કેમ આમ ચૂપ થઈ ગયો ?

પુ. — હું વિચારું છું, શું તું મારી પત્ની છે ?

સ્ત્રી — છું... ના, ના, હતી.

પુ. — અને આજે ?

સ્ત્રી — આજે, એક માત્ર સ્ત્રી છું.

પુ. — હાં, અન્ય પુરુષ સાથે મોજમજા કરતી

સ્ત્રી — પ્લીઝ, મોજમજા શબ્દ નહિ વાપરતો.

પુ. — કેમ ?

સ્ત્રી — એ શબ્દથી મને ઊબકો આવે છે

પુ. — અન્ય પુરુષથી ક્યારે આવશે ?

સ્ત્રી — (મુખ પરના ભાવો બદલ્યા વગર) બીજી કોઈ વાત કર.

પુ. — હું આટલાં વર્ષે આવ્યો, તે પણ તારે જ ખાતર એય તને ન ગમ્યું ?

સ્ત્રી — ગમ્યું, પણ ખાસ નહિ.

પુ. — મેં મોટી ભૂલ કરી.

સ્ત્રી — શાની ? લગ્ન કરવાની ?

પુ. — (ગંભીર) હં...

સ્ત્રી — કોની સાથે ? મારી સાથે કે 'એ'ની સાથે ?

પુ. — 'એ'ને શું કામ યાદ કરી ?

સ્ત્રી — તને ન ગમતું હોય તો નહિ કરું.

પુ. — ના...ના એમ નહિ. 'એ' તો તને ખૂબ યાદ કરે છે. 'એ'ની તને મળવાની, તને ત્યાં અમારી સાથે પરદેશ લઈ જવાની ખૂબ ઇચ્છા છે.

સ્ત્રી — (એ જ ઘેરી ઉદાસીનતાથી સાંભળતી હોય તેમ) હં...

પુ. — (પોતાની વાત ચાલુ રાખતાં) તારી આ કૃશ કાયા... અને ચહેરા પરની આ કરુણતા જોઈને 'એ'નું હૃદય દ્રવી ઊઠશે.

સ્ત્રી — (આશ્ચર્યથી) એમ ?

પુ. — એટલું જ નહિ, 'એ' તને જોઈને કદાચ મને છોડી દેશે.

સ્ત્રી — (મુક્ત કંઠે) 'એ' તને નહિ છોડી શકે. 'એ' તને ચાહે છે.

પુ. — હા, એક સમયે તું પણ મને ચાહતી હતી.

સ્ત્રી — આજે પણ ચાહું છું.

પુ. — (ઘૃણાથી) હંમ્... અન્ય પુરુષની સાથે રહીને

સ્ત્રી — (ધોહક ઊંચા સાદે) એમ તો તેં પણ 'એ'ની સાથે લગ્ન કર્યાં એટલે તું ને હું... હું અને તું બંને સરખાં...

પુ. — મેં તો લગ્ન કર્યાં છે, પણ તું તો...

સ્ત્રી — હું લગ્ન કરી શકું એમ નથી.

પુ — કેમ ?

સ્ત્રી — 'એ' પુરુષમા નથી.

પુ — એ તને કઈ રીતે ખબર પડી ?

સ્ત્રી — એણે જ એ પહેલી મુલાકાતમા કહ્યુ હતુ.

પુ — બીજા કોઈની સાથે લગ્ન કરી લે પણ આમ કોઈકની.

સ્ત્રી — મારે લગ્ન નથી કરવા.

પુ — (આશ્ચર્યથી) પણ કેમ ?

સ્ત્રી — (દૃઢતાથી) મારે કોઈ પુરુષ પતિ તરીકે નથી જોઈતો.

પુ — તો એમ જ કહે ને તારે પુરુષરૂપી ઢાલ જોઈએ છે ઢાલ પણ કેવી, તલવાર વિનાની !

સ્ત્રી — હા, એ ઢાલના ઓઠા હેઠળ હું મારા દુ ખને પપાળું છુ, એમ કરવુ મને ગમે છે હું જાણે મારા ભૂતકાળને કટકે કટકે ચાવુ છું ક્યારેક એમ કરવાનો કંટાળો આવે ત્યારે તેને વાગોળ્યા કરુ છું

પુ — તારાથી છૂટા પડવાનુ દુ ખ શુ મને નહિ થયુ હોય ?

સ્ત્રી — તારુ એ દુ ખ કદાચ આપઘાત કરેલા મૃત્યુ જેવુ હશે.

પુ — રહેવા દે હવે, તારું દુ ખ ગરોળીએ પકડી રાખેલા જીવતા જીવડા જેવુ છે જો તુ ધારે તો ઝટ દઈને છોડી શકે પણ તું એમ નથી કરતી. તુ દુ ખને આકુળ-વ્યાકુળ કરી મૂકે છે ને એમ કરતા તુ પોતે પણ દુ ખી થાય છે 'એ' એક દિવસ કહેતી હતી

[વાત કરતા પુરુષ ક્ષણેક માટે થભી જાય છે]

સ્ત્રી — શુ કહેતી હતી ?

પુ — એમ કે સ્ત્રીઓ સુખમા પણ દુ ખને સભાર્યા કરે છે

સ્ત્રી — કદાચ એની વાત સાચી હશે. 'એમણે મને એમ જ કહ્યુ હતુ કે પુરુષ દુ ખમા પણ સુખનો અચળો ઓઢીને ફર્યા કરે છે

પુ — (સહેજ સ્મિત સાથે) આપણી વાત આક્ષેપ પ્રતિ આક્ષેપ જેવી ન થઈ ?

સ્ત્રી — (સ્વસ્થ રહીને) તુ કાઈક ખાઈશ અથવા પીશ ?

પુ — ના, એવી કોઈ ઇચ્છા નથી, પણ તુ આપે છે તો લઈશ.

સ્ત્રી — શુ લાવુ ?

પુ — તારી ઇચ્છા.

સ્ત્રી — મને હવે એવી કોઈ ખાસ ઇચ્છાઓ રહી નથી.

પુ — તો રહેવા દે ઇચ્છા વગરનુ આપેલુ મને નહિ ભાવે.

સ્ત્રી — સારુ, તો. તો નથી જ લાવતી.

[બને ચુપચાપ ]

પુ — કેમ ચૂપ થઈ ગઈ ?

સ્ત્રી — તને યાદ છે ? આ વૃક્ષ જ્યારે નાનકડું હતુ ત્યારે એના આછા પીળા-લીલા ને થોડાક રતૂમડાં કૂણા કૂણાં પર્ણો પર હુ પાલવ ઢાકી દેતી. મને થતું કે તડકામાં એ કદાચ કરમાઈ જશે.

પુ — (ઉત્સાહથી) મને બધુ જ યાદ છે હું તને કહેતો એ તડકામા જ ઝટ મોટું થઈ જશે

સ્ત્રી — (સ્વગત) હુ પણ દુ ખમા જલદી મોટી થઈ ગઈ

પુ — (વૃક્ષને નિહાળતા) વૃક્ષ સાચેસાચ ખૂબ મોટું થઈ ગયુ નહિ ?

સ્ત્રી — તો પણ મને હજીય એને પાલવથી ઢાકી દેવાની ઇચ્છા થાય છે

પુ — (સ્ત્રીની નજીક આવીને) તુ મારી એક વાત માનીશ ?

સ્ત્રી — શુ ?

પુ — તુ મારી સાથે આવીશ ?

સ્ત્રી — ક્યા ?

પુ — અમેરિકા.

સ્ત્રી — ના, એ ના બની શકે

પુ — કેમ, તને મારામા વિશ્વાસ નથી ?

સ્ત્રી — મને કોઈનામા વિશ્વાસ નથી. જે વૃક્ષને મે મોટું કર્યું છે એનામા પણ મને વિશ્વાસ નથી.

પુ — તુ અવિશ્વાસુ સ્ત્રી છે

સ્ત્રી — તુ દંભી પુરુષ છે

[પવનની એક લહેરખી આવી. વૃક્ષ ડોલી ઊઠ્યું]

પુ — (ગભીર અવાજે) ખરેખર તારે આવવુ નથી. 'એ' ને હું તને લેવા માટે જ આવ્યાં છીએ.

સ્ત્રી — ના, હું આવું તો 'એ'મનું કોણ ? અમે અરસપરસના અસ્તિત્વથી ટેવાઈ ગયાં છીએ.

પુ. — તો તું તારા 'એ'ને પણ સાથે લઈ લે.

સ્ત્રી — 'એ' સ્વમાની છે, નહિ આવે.

પુ. — હં...

સ્ત્રી — તને બાળક નથી ?

પુ. — ના.

સ્ત્રી — કેમ ?

પુ. — 'એ'ની ઇચ્છા અત્યારથી એમાં પડવાની નથી.

સ્ત્રી — બાળક થાય તો મને આપી જજે. ઉછેરીશ એને (સ્વગત — વૃક્ષની સામે જોઈને — આ વૃક્ષની જેમ)

પુ. — તને બાળકની ઇચ્છા નથી થતી ?

સ્ત્રી — ના, વર્ષો પહેલાં તારા બાળકની મા બનવાની ઇચ્છા હતી, હવે નથી.

પુ. — હું જાઉં ?

સ્ત્રી — અંદર આવને એક સરસ ગીત સંભળાવું. 'તુમ બિન કટત નહીં અબ દિન... રૈન...'

પુ. — વાહ... ગીત સરસ છે પણ આજે નહિ, ફરી ક્યારેક સાંભળીશ.

સ્ત્રી — ભલે.

પુ. — હું કાલે આવું ?

સ્ત્રી — ના.

પુ. — હું આવું છું તે તને નથી ગમતું ?

સ્ત્રી — ગમે છે. પણ તારી ગેરહાજરીમાં તારી સાથે હું મુક્તપણે વાતો કરી શકું છું.

પુ. — સારું ત્યારે, હું જાઉં ?

સ્ત્રી — પાછો જવાનો હોય ત્યારે જણાવજે. એરોડ્રોમ પર તને મૂકવા આવીશ.

પુ. — 'એ'ને નથી મળવું ?

સ્ત્રી — ના, 'એ'ને મારી શુભેચ્છાઓ પહોંચાડજે.

પુરુષ જવા પગ ઉપાડે છે ને...

સ્ત્રી — ઊભો રહે. મારી પાસે પડેલાં કાગળિયાં પર સહીઓ કરતો જા.

પુ. — એની શી જરૂર ?

સ્ત્રી — તું મારા તરફથી મુક્ત છે.

પુ. — ને તું ?

સ્ત્રી — હું તારી સાથે ભવોભવ બંધાયેલી છું.

પુ. — (આનંદિત ચહેરે) તો...તો હું નથી જતો. હું તારી સાથે જ રહીશ. તું ના પાડીશ તો પણ...

સ્ત્રી — ખરેખર !

પુ. — હાં, સાચે જ.

સ્ત્રી — તો...તો ચાલ આપણે તારી 'એ'ને પણ અહીં જ બોલાવીએ.

પુ. — ને તારા 'એ'મને પણ.

સ્ત્રી — હાં, ને પછી આપણે સહુ સાથે જ રહીશું આ વૃક્ષની છાયામાં...

પુ. — (સ્ત્રીનો હાથ હળવેકથી પકડીને) હાં, ને પછી તું અમને સહુને તારા આ પાલવથી ઢાંકી દેજે.

[વૃક્ષમાંથી પવન સડસડાટ કરતો નીચે સરી પડ્યો ને સ્ત્રી-પુરુષને વીંટળાઈ વળ્યો... વૃક્ષ ડોલતું રહ્યું]



## સાભાર સ્વીકાર

આયુ પ્રકાશન (૩૦૩, હરેકૃષ્ણ કોમ્પ્લેક્સ, વી. એસ. હૉસ્પિટલ અને પાલડી વચ્ચે, એલિસબ્રિજ, અમદાવાદ-૬)નાં બધાંના લેખક શ્રી શોભન વસાણી

अतृप्त झंखना (હિન્દી નવલકથા) કિં. રૂ. ૮૦; બાહ્યોપયોગી ઔષધો : કિં. રૂ.૧૨; સર્વોત્તમ ઔષધો : કિં. રૂ. ૧૨; શિરઃશૂલ : કિં. રૂ. ૧૨; ઊઠો ! આયુર્વેદને અપનાવો : કિં. રૂ. ૫; રોજિંદાં ઔષધો : કિં. રૂ. ૧૫; દિવ્ય ઔષધિ : ભાગ ૨ : કિં. રૂ. ૧૫; વનસ્પતિ ઔષધો : કિં. રૂ. ૧૫; વનસ્પતિ ઔષધો : ભાગ ૨ : કિં. રૂ. ૧૫.

અન્ય

ઉ.ન. ઢેબર એક જીવનકથા : લોકાભિમુખ રાજપુરુષ : મનુ રાવળ, પ્ર. દેવેન્દ્રકુમાર દેસાઈ, મંત્રી, સૌ. રચનાત્મક સમિતિ સેવા ટ્રસ્ટ, સરદાર વ. પટેલ સ્મારક ટ્રસ્ટ, લોકસેવક શ્રી ઢેબરભાઈ સ્મા. ટ્રસ્ટ રાજકોટ કિં. રૂ. ૧૦૦; ઇતિહાસદર્પણ : લે. ડૉ. મુગટલાલ બાવીસી, પ્ર. આદર્શ પ્રકાશન, ગાંધીમાર્ગ, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ-૧, કિં. રૂ. ૭૫.

# 'મારી અનુભવકથા'ની ગદ્યઘટના

લાભશંકર પુરોહિત

૧

'મારી હકીકત'(૧૮૬૬)થી આરભ પામતા આપણા આત્મચરિત્રસાહિત્યની આજ લગીની સવાસૈંક વર્ષની મજલમા, મોટે ભાગે, બે પાખી નજરે પડે છે એક, સાહિત્યકારોની, ને બીજી શિક્ષણ, સમાજસેવા, રાજપ્રકરણ પ્રજાજીવનના એક વા અન્ય ક્ષેત્રે ખૂપી જઈને આગવુ અર્પણ કરનારાની. નર્મદ મુનશી, ચ.ચી., 'ધૂમકેતુ', ર. વ. દેસાઈ, 'સ્નેહરશ્મિ' વગેરે સાહિત્યકારોની આત્મકથા પહેલી પાખીમા, ને ગાધીજી, નાનાભાઈ ભટ્ટ, ડૉ. સુમત મહેતા, ઇન્દુલાલ યાજ્ઞિક, પડિત સુખલાલજી કમળાશકર પડ્યા વગેરેની આત્મકથાને બીજી પાખીમા મૂકી શકાય. સાહિત્યેતર કળાપ્રવૃત્તિના ક્ષેત્રે ગણાવવાજોગ ચરિત્રો ર મ. રા.નું 'આત્મકથાનક' તથા નટવર્ય જયશકર 'સુદરી ને અમૃત જાનીના અનુક્રમે થોડા આસુ, થોડા ફૂલ', 'અભિનયપથે'ની પાતળી સેર પણ એમા ભળે છે આ ચરિત્રસમુદાયમા ઊડીને આખે વળગે એવી બાબત એ છે કે આપણે ત્યા આપકર્મી શ્રેષ્ઠીઓ મહાજનોની ઊજળી પરપરા હોવા છતા, નાનજીભાઈ મહેતાનો અપવાદ બાદ ગણતા, કોઈ કરતા કોઈએ આત્મચરિત્ર લખ્યુ નથી. તાતા પરિવાર —જમશેદજીથી નવલપર્યન્ત —ને તો કદાચ ગુજરાતી લિખાવટની ફાવટ ન હોય એ બનવા જોગ છે તેમ બાલુ જીવરાજ, મૂળજી જેઠા, પ્રેમચદ રાયચદ, ઠાકરશીકુટુબ, વસનજી માધવજી વગેરે ગઈ સદીના મહાજનોના જમાનામા આત્મકથાલેખનની ટેવ હજી શિક્ષિતોમા – સાહિત્યિકોમા નહોતી વિકસી ત્યારે અલ્પશિક્ષિત વ્યવસાયીઓ પાસેથી એ ક્યાથી મળે ? પરતુ, આ સદીમા, અગ્રેજી કેળવણી પામેલા ને ગુજરાતના પ્રજાજીવનમાના યોગદાનને કારણે નામના રળનાર શ્રી અબાલાલ સારાભાઈ, કસ્તૂરભાઈ લાલભાઈ કે અમૃતલાલ હરગોવનદાસ શેઠ જેવા સપન્ન મહાજનો પાસેથી પણ આત્મચરિત્ર નથી સાપડતુ ! આ સદર્ભમા માત્ર પ્રાથમિક કક્ષા પૂરતુ ઔપચારિક શાલેય શિક્ષણ પ્રાપ્ત કરી શકનારા અને પોતાને સૌજન્યપૂર્વક 'અભણ' તરીકે ઓળખાવનારા શ્રી નાનજીભાઈ મહેતા, શ્રેષ્ઠીઓનો ચીલો ચાતરીને, પોતાની અનુભવકથા માડી આપે છે એ બાબત, એમા પ્રત્યક્ષ થતી ગદ્યઘટનાને કારણે અધિક ધ્યાનપાત્ર બનવી જોઈએ. આ પ્રકારની આત્મકથાને, સુશિક્ષિત ચરિત્રકારોની કથાને મુકાબલે, વેપારી ભાષામા ઓળખાવીએ તો, નોખા વક્કલની આત્મકથા તરીકે ગણાવી શકાય.

૨

કૃતિ તરીકે આત્મચરિત્રની ગદ્યઘટનાને વળોટ આપવામા ત્રણ વાના નિર્ણાયક બને એક તો, ચરિત્રલેખન પાછળનો ચરિત્રકારનો ઉદ્દેશ, બીજુ, એ ઉદ્દેશને મૂર્ત કરવા એમણે સ્વીકારેલી નિરૂપણપદ્ધતિ, ને ત્રીજુ, ચરિત્રકારના સાસ્કૃતિક, સામાજિક, વ્યાવસાયિક પરિવેશથી સભૃત એવો એમનો વ્યક્તિકોષ. 'મારી અનુભવકથા'ની ગદ્યઘટનાનો વિચાર કરતી વેળા આ ત્રણ બાબતો કેન્દ્રમાં રાખીને ચાલવાનુ ઠીક ગણાશે. આમાથી છેલ્લી બાબત — ચરિત્રકારના વ્યક્તિકોષ —ને પ્રથમ લઈએ. સૌરાષ્ટ્રના છેવાડાના પ્રદેશમા આવેલા નાનકડા ગામડામા વેપારીને ત્યા જન્મ, ગોરાણા, વિસાવાડામા મેર કિશોરોની સોબતમા પાગરતુ કૈશોર્ય, નદીમા ધુબાકા ને રઝળપાટ, ગોરાણા પોરબદરની ગાડાખેપો, રાતવેળાના આ 'વ્યાવસાયિક પ્રવાસો' વેળા ગાડાખેડુ સાથે જામતા ગપાટા, દુહા-ભજનની રમઝટ, દુકાનના થડાની સભાળ ને ખેડુઘરાકોને ઘરે ઉઘરાણીએ જવાનો ક્રમ — આ તદન ગ્રામીણ પરિવેશમા વિલસતુ બચપણ, ચરિત્રકારની ભાષાઘટનાનુ મૂળ સપ્તક બાધી આપે

છે. નિશાળિયું ભણતર તો માત્ર ચાર ચોપડીનું, લખવાવાંચવામાં ને હિસાબકિતાબ સંભાળવામાં વેપારીના દીકરાને ખપ લાગે એટલું જ ! આ ઓછા ભણતરને કારણે એમની ભાષાને આડકતરો લાભ એ થયો કે શિષ્ટતાના ગિલેટિયા ચળકાટ, કૃત્રિમતા ને દીર્ઘસૂત્રિતાથી અભડાતી એ બચી ગઈ ! એમની ભાષામાં રહેલી સરળતા, સહજ સ્વાભાવિકતા, ને જીવંતતાના પાયામાં આ તળપદા નિર્વ્યાજ ને નિખાલસ બચપણની ભાવપ્રાંજલ ભૂમિકા રહી છે.

— તો ઊગીને સમા થવાની વેળા આવતાં જ એ દરિયાઈ સફરો આદરે છે. આફ્રિકાના જંગલમાં નાનકડી હાટડીમાંથી હરતીફરતી વણજાર શરૂ કરે ને ધીમે ધીમે મોટુંમસ ઔદ્યોગિક સામ્રાજ્ય ઊભું કરે છે. એમ થવામાં ધંધાની ઊથલપાથલના અનુભવો પણ સાંપડે; અંગ્રેજ વેપારીઓ સામે ક્યારેક માથું ભરાવીને, તો ક્યારેક સાગમટે સહુનું હિત સચવાય તે રીતે રાજી રાખીને માર્ગ કાઢે છે. આ બધાંમાં એમની સાહસવૃત્તિ, ઊંડી કોઠાસૂઝ, આંગળીથી ઘી કાઢી લેવાની વેપારી કુનેહ તો ઝળકી ઊઠે છે જ, પરંતુ વ્યવસાયી સફળતામાં મહત્ત્વનું પરિબળ રહ્યું છે એમની મિતભાષિતા ને ભાષાલાઘવ. ગુજરાતી ચાર ચોપડી ભણેલા આ અણિશુદ્ધ કાઠિયાવાડીને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન કે જાપાની પેઢી સાથે કામ પાડવામાં ક્યાંય વિદેશી ભાષા પરના પ્રભુત્વનો કે જાણકારીનો અભાવ અંતરાયરૂપ બનતો નથી. નાનપેક્ષિતં ઉચ્યતેના મલ્લિનાથી સૂત્રને અનુસરતા હોય તેમ એ માને છે કે, "બોલવાચાલવામાં જ્યાં એક શબ્દથી ચાલે ત્યાં બે શબ્દ ન વાપરવા, લખવામાં એક વાક્યથી પતે ત્યાં બે ન લખવાં" (પૃ. ૮૦). એમનું આ વ્યાવસાયિક વલણ, એમની લિખાવટમાં પણ સરળતા સાથે સંક્ષિપ્તતા, લાઘવ ને સદ્યગામિતાના ગુણો સાધી આપે છે. ગણતર શબ્દોમાં આટોપાઈ જતાં ટૂંકાં વાક્યો, સાદો વાક્યબંધ, કવેતાઈ ઠઠારાનો અભાવ ને સમગ્ર ગદ્યની દોરીછંટ ગતિશીલતા એમની વ્યવસાયી પદ્ધતિનું પરિણામ છે. કીટી, ફોદો કે ખજૂરા વગરના એમના સફાઈદાર ભાષાપોતના વણાટમાં, કાપડઉદ્યોગના માલમી ચરિત્રકારની જીવનદૃષ્ટિ પણ કારણભૂત છે. એમના હાડમાં રહેલી ઊંડી ઈશ્વરશ્રદ્ધાને નિર્મળી ધર્મબુદ્ધિ મોટપણે પ્રજાકલ્યાણ અને ધર્મસંસ્કારના વિવિધ માર્ગે સંપત્તિને વાપરવા એમને પ્રેરે છે. ધંધાકીય કે ધર્મશ્રદ્ધાપ્રેરિત પ્રવાસોમાં ભિન્ન ભિન્ન પ્રજાસમુદાયની જીવનપદ્ધતિઓનું એ સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે; અને એમાંથી, પ્રજા તરીકે આપણે ક્યાં ઊણા ઊતરીએ છીએ, શું ગ્રહણ કરવા જેવું છે એની સારાસારવિવેકદૃષ્ટિએ તપાસ કરે છે. આ ધર્મબુદ્ધિ અને વિવેકપૂત ગ્રહણશીલતાને કારણે પ્રજાના ચારિત્ર્યઘડતરની હિતચિંતા એમના જીવનમાં વણાઈ રહે છે. આ કારણે એમનું લખાણ બોધપરાયણતા ને ઉપદેશલક્ષિતાનો રંગ પણ પકડે છે. આપણી જૂની જીવનવ્યવસ્થામાં સુખોપભોગનાં સાધનોની ભલે અછત હતી; પણ નિર્વ્યાજ પ્રેમ ને નિષ્પ્રયોજન ભાવથી છલકાતી માણસાઈની જે બહોળી છત હતી તેને તો જાણે અત્યારે સતત ઘાંસોટી લાગતી રહી છે. ગરવાં જીવનમૂલ્યોની સાચવણ માટેની તીવ્ર ખટક ને તે હિ નો દિવસા ગતાઃની વેદનાથી ભીના અતીતપ્રેમનું સતત પ્રોક્ષણ ચરિત્રકારની લિખાવટ પર થતું રહે છે. જલાધારીમાંથી ટીપે ટીપે ટપકતા અભિષેક જેવી આ ભીનાશ લખાણની બોધલક્ષિતાને સાવ શુષ્ક થઈ જતી અટકાવે છે અને આર્દ્રતાથી સંચરિત રાખે છેએ.

※

'મારી અનુભવકથા'ના લેખન પાછળ ચરિત્રકારનો ઉદ્દેશ આત્મ-અભિવ્યક્તિ, આત્મસમર્થન, ભૂતકાળનાં સ્મરણોને ખોતરવાનો કે પરાક્રમગાથા નિમિત્તે આત્મસંસ્થાપનનો નથી; પરંતુ 'ગુજરાતી વાંચનાર સમાજને ઉપયોગી' થવાના આશયથી, 'કેટલાક સ્નેહીઓના આગ્રહને વશ થઈને... જીવનના અનુભવોની વાતો લખાવી છે.' તીવ્ર સંઘર્ષ, કઠોર પુરુષાર્થ, અસીમ સાહસ-ધૈર્ય ને ઈશ્વરકૃપાએ ચરિત્રકારને હાથે શૂન્યમાંથી સર્જન કરવાનું જે બન્યું; યશ અને શ્રીના આ રળતરમાં સારાસાંસતા જે

વિવિધરંગી અનુભવો સાંપડ્યા, જે વળાંકોમાંથી પસાર થવાનું બન્યું, દેશવિદેશની પ્રજાકીય તાસીરના નિકટ સંપર્કમાં આવવાનું બન્યું, 'ભાતભાતકે લોગ' સાથેનો જે 'નદી-નાવ સંજોગ' સાંપડ્યો આ સૌ અનુભવોનું બયાન જિજ્ઞાસુ વાચકસમાજને પણ માર્ગદર્શક કે પ્રેરણારૂપ નીવડે એવો ઉદ્દેશ પ્રસ્તુત ચરિત્રલેખન પાછળ રહ્યો છે આ કારણે અનુભવ કથામાં બાહ્ય જીવનના વસ્તુલક્ષી પાસાને જ અદકું સ્થાન મળ્યું, ચરિત્રકારના ભીતરી સંઘર્ષો, અંગત જીવનમાં આવતી કસોટીની પળોમાં જાગતું મનોમંથન, આત્મપરીક્ષણની કઠોર ઘડીઓનું આલેખન અહીં નથી મળતું. સાહસિક ઉદ્યોગપતિ ને કર્મઠ વેપારી તરીકેનું ચિત્ર તો ઊપસે છે પણ પિતા, પતિ, પુત્ર વા મિત્ર તરીકેના અંતર્નિષ્ઠ હૃદયસંબંધોની ભાવસૃષ્ટિનો રંગ દેખાતો નથી. (શરૂઆતના પ્રકરણોમાં બચપણની અનુભવસૃષ્ટિના આલેખનમાં થોડીક છાલક દેખાય છે પણ પાછલા પ્રકરણોમાં ?) આત્મચરિત્રનો પ્રકાર પ્રકૃતિથી જ આત્મનેપદી રહે એટલો પરસ્મૈપદી ન રહે એટલે આંતરજીવનના મર્મપૂર્ણ પ્રવાહોના આલેખનની અપેક્ષા તો રહે. પણ અહીં તો ચરિત્રકાર આત્મચરિત્ર આપવા ક્યાં લખી બેઠા છે ? એટલે સ્તો એમણે કૃતિને અનુભવકથા તરીકે ઓળખાવવાનું પસંદ કર્યું છે આ કારણે અહીં આત્મસંભાષણ નથી, પણ આત્મકથન છે ઉદ્દેશની આ વિશિષ્ટતા કૃતિના ચરિત્રપોતને તથા ભાષાબંધને પણ એક ચોક્કસ દિશા આપવામાં નિર્ણાયક બને છે આત્મસંભાષણ અંતર્મુખ શોધનને ઉપલક્ષે છે જ્યારે અનુભવકથનને બહિર્મુખ સંપ્રેષણ ઇષ્ટ હોય. આત્મસંભાષણમાં વિચારતંતુની અંતર્ગતતાને કારણે ભાષા ચક્રાકાર ગતિ પકડે જ્યારે અનુભવકથનમાં બહિર્ગતતાને કારણે લક્ષ્યસંધાનના હેતુથી ભાષા શરગતિએ વિચરે. આત્મચરિત્ર, ભલે સર્વથા વાચકનિરપેક્ષ તો ન જ હોય, પણ લેખનની પળે ચરિત્રકારની એકાકિતા, નિરૂપણને પૃથક્કરણાત્મક લંબાણ ને વિવરણ તરફ પ્રેરે, પોતે જ લેખક ને પોતે જ પ્રથમ વાચક — એવો ઘાટ ત્યાં બને. પરંતુ અનુભવકથા તો નગદ વાચકસાપેક્ષમામલો જ બની રહે. આ કારણે 'મારી અનુભવકથા'ની ગદ્યઘટનામાં લેખકગત કથન, વાચકગત ગ્રહણ-શ્રવણ બંને તેની સતત સરત રહ્યાનું વરતાઈ આવે છે

૨

— આમાંથી જ નિરૂપણપદ્ધતિનો મુદ્દો પણ ઉપસ્થિત થશે. પોતાનો ઉદ્દેશ વધુમાં વધુ અંશે જેના દ્વારા ફલિત થાય તે પ્રકારની નિરૂપણપદ્ધતિ ચરિત્રકારના લખાણમાં બંધાઈ આવે. 'મારી અનુભવકથા'ની બાબતમાં તો વળી ચરિત્રકાર લેખક નથી, વક્તા છે, એ વાત પણ ચરિત્રનિરૂપણની ગદ્યઘટનામાં નિર્ણાયક ભાગ ભજવે છે અહીં વ્યવહિત વાચકસાપેક્ષતાને બદલે અવ્યવહિત શ્રોતૃસાપેક્ષતાને ધ્યાનમાં રાખીને નિરૂપણને ચાલવું પડે છે આ સ્થિતિમાં કૃતિની ભાષા પાઠ્યધર્મી નહિ, એટલો શ્રાવ્યધર્મી ઘાટ પકડે છે વક્તા શ્રોતાનો પ્રત્યક્ષ સંબંધ કૃતિની લિખાવટના પાયામાં છે ચરિત્રકારની વૈયાસિકીનું ગણેશકાર્ય બજાવનારે વક્તવ્યને લિપિબદ્ધ કરવામાં પોતાની ભાષિક સજ્જતાનું ઉમેરણ કરવાનું ટાળ્યું છે એટલે કૃતિનું મૂળ વાચિક પોત વીઘરાઈ જતું અટક્યું. મૂલત ગદ્યનું પ્રભવસ્થાન ઉક્તિ (speech) છે, પંક્તિ (script) નહિ. ગદ્ય પડે વ્યુત્પત્તિએ અને પ્રકૃતિએ પણ ઉક્તિસલગ્ન છે પંક્તિ તો ઉક્તિનો અ. નુ. વા. દ છે એટલે 'ઉક્તિ'ના બાહ્યાભ્યંતર સકલ મર્મોને 'પંક્તિ' જેટલે અંશે અવતારી શકે એટલે અંશે એની ગદ્ય તરીકેની સાર્થકતા ગણાય. અને એવી સાર્થકતાનો અણસાર અહીં વારે વારે મળી રહે છે

૩

ચરિત્રકારના વ્યક્તિકોષ, લેખનઉદ્દેશ અને તત્પ્રેરિત નિરૂપણપદ્ધતિથી પ્રભાવિત થઈને 'મારી અનુભવકથા'ની ગદ્યઘટનાની વિલક્ષણ તાસીર નીપજે છે ટૂંકા ને સરળ વાક્યોમાં ક્યાંક આરોહ-અવરોહના લયતરંગોથી પ્રવાહિત થતી તો ક્યાંક નાકની દાંડીએ સીધો મારગ પકડતી કથનરીતિ, આ રચનાની મુખ્ય લાક્ષણિકતા છે વાતડાહ્યો વક્તા રસઘેલા શ્રોતાને પોતાની વાત, કશુયે મોણ ઘાલ્યા વગર કે ઝાઝે

મલાવો કર્યા વિના, નિરાયાસ ને સહજ પ્રવાહિતાથી કહેતો જતો હોય એવું નિત્યવ્યવહારમાં વપરાતું કથ્યભાષારૂપ કૃતિના ગદ્યપિંડને બાંધે છે. વક્તવ્યને અદલ રીતે ઉપસાવી શકે તેવી ભાષિક યુક્તિઓ — કહેવતો, રૂઢિપ્રયોગો, અલંકારો ને તળપદા શબ્દપ્રયોગો વગેરે — પણ યથાવકાશ એમાં સ્થાન પામે છે, પણ એમ થવામાં ક્યાંય કૃત્રિમતા વા આયાસસાધ્યતા નથી. લાંબાં કે પ્રસ્તારયુક્ત વર્ણનો તો પ્રયુક્ત ભાષાબંધની શ્રાવ્યધર્મિતાને ન સદે, એટલે પ્રસંગ કે પરિસ્થિતિનાં ટૂંકાં ને રોચક વર્ણનો ગણતર વાક્યો દ્વારા અત્રતત્ર વેરાયાં છે. નીતિસૂત્રો કે બોધવચનોની આજુબાજુ થોડીક હળવાશ પાથરીને એમને પણ સહ્ય બનાવ્યાં છે. સરળતા ને મિતાક્ષરિતા પ્રસ્તુત કૃતિના ભાષાબંધમાં તરત નજરે ચડે એવાં લક્ષણો છે. શું કથન, શું વર્ણન કે શું વિમર્શ : કોઈ પણ પ્રકારની રચના સરળ ને સાદાં વાક્યોથી ગંઠાતી દેખાય છે. 'લખવામાં એક વાક્યથી પતે ત્યાં બે ન લખવાં' એવી વ્યવહારશીખ ચરિત્રકારના લખાણમાં પણ પૂરી ઊતરી છે. પંક્તિઓમાં પથારો કરીને, વાંકાંચૂકાં ગૂંચળાંઓ ધરાવતી વાક્યોપવાક્યની સંકુલ રચના અહીં જોવા જ મળતી નથી. ક્યારેક તો ક્રિયાપદને પણ અનુક્ત રાખીને કામ સાધી લે. કથનના બે નમૂના જુઓ :

(૧) "વીરજી દાદાને બે પુત્રો : વિશ્રામ અને રાઘવજી, વિશ્રામદાદાને ચાર દીકરા — જીવરાજ, કાલિદાસ, માધવજી અને લાલજી." (પૃ. ૮)

(૨) "એ જમાનામાં સોંઘારત ખૂબ હતી. દસથી બાર આને મણ ખજૂર, બે રૂપિયે મણ ગોળ; ત્રણ રૂપિયે મણ સાકર; એમાં લોભ કોણ કરે ?" (પૃ.૧૪)

—કથનની સરળતા ને લાઘવ જોયાં ! ચાર-પાંચ શબ્દોમાં વાક્ય પૂરું ! પ્રથમ રચનામાં તો ક્રિયાપદને જ સમૂળગું તગડી મૂક્યું ! અને, બીજી રચનામાં પાંચ વાક્યો વચ્ચે ક્રિયાપદ રોકડાં બે રાખ્યાં — પહેલા ને છેલ્લા વાક્યમાં. ક્રિયાપદ અનુક્ત રહેવા છતાં રચના કેટલી અર્થસભર ને બલિષ્ઠ બની છે ?

*

બે-ત્રણ સૅમ્પલ મિતાક્ષરી છતાંયે સાક્ષાત્કારક ને ચિત્રાત્મક વર્ણનનાં લઈએ :

(૧) (બપોર પછી ચાર વાગ્યે મહાસતી અનસૂયાજીનો આશ્રમ જોવા ગયા) "આ સ્થળ ખૂબ સુંદર છે. બન્ને બાજુ ઊંચા સુંદર પહાડો, વચ્ચે વહી જતી સભર નદી, કલકલ વહેતાં ઝરણાં, લીલીછમ વનરાજી, શીતળ વાયુ, શાંત અને એકાંત વાતાવરણ." (પૃ. ૩૧૨)

(૨) "સમુદ્રમાં બેટ જેવી ઊભેલી હરસિદ્ધિમાતાની મનોરમ ટેકરીની સામે જ ત્રણેક માઈલ દૂર રાવલ ગામ આવેલું છે. નદીનો કિનારો, સુંદર વૃક્ષરાજિ અને પાકથી લચી પડતી વાડીઓ. હરિયાળી જમીન અને ઘટાદાર વૃક્ષોથી રાવલ ગામ રળિયામણું લાગે છે. રાવલની બાજુમાં માતાની ગોદમાં બાળક રમતું હોય તેવું, પંખીના માળા જેવું, બે હજારની વસતીવાળું ગોરાણા નામનું નાનકડું ગામ આવેલું છે... બારાડીનું એ છેલ્લું ગામ, ત્યાંથી બરડો પ્રદેશ શરૂ થાય, એ મારી જન્મભૂમિ, એ મારું વતન." (પૃ. ૮)

—પ્રથમ ખંડકમાંની ચિત્રરચનામાં સોગંદ ખાવા પૂરતું એક જ ક્રિયાપદ ! અને છતાંયે બબ્બે કે ત્રણ ત્રણ શબ્દગુચ્છોના પૂરક ખંડો મૂકીને ગણતર શબ્દો દ્વારા કેવું સ્થલચિત્ર આંકી આપ્યું છે ? તો બીજા ખંડકમાં નિરૂપણને થોડોક કાવ્યાત્મક સ્પર્શ આપીને ચિત્રને ભાવની પીંછીથી ઘૂંટે છે. અને, 'એ... જન્મભૂમિ, એ...વતન' બોલતાં બોલતાં તો હૈયું જ નહિ, આંખ પણ કેવી ભીની થઈ જાય છે ?

અલંકાર, રંગદર્શિતા કે કલ્પનાના બુટ્ટા વગરનાં (અને છતાંયે અત્યંત જીવંત ને ઉષ્માપૂર્ણ) ગતિશીલ ચિત્રોના બે નમૂના પણ જોઈ લઈએ :

(૧) "સવારે સાડાદશ વાગ્યે નિશાળેથી છૂટીએ, દફતર મૂકી સીધા નદીએ પહોંચી જઈએ... નદીમાં નાહવાની ખૂબ મજા પડતી... કપડાં કાઢીને પરબારા નદીમાં પડતા; સામસામા પાણી ઉછાળતા; ડૂબકીદાવ રમતા; તરતાં શીખતા; નાહીને ધરાતા ત્યારે બહાર નીકળતા. કપડાં ધોઈ ઘેર જઈએ..." (પૃ. ૧૩)

(૨) "રામવાવથી પોરબંદર ચૌદ માઈલ થાય. રસ્તાને કાઠે જ મજાની જગ્યા છે ઘટાદાર વૃક્ષોની છાયડી અને વાવમા નિર્મળ નીર ભરેલુ હોય, ત્યા ગાડા છૂટે બળદને નીરણ નાખી, સૌ ભાતાપોતા ખાવા બેસીએ. થેપલા, ગોળ, અથાણા બહુ મીઠા લાગે બે કલાક બળદને પોરો આપી, નીરણ ખાઈ લે એટલે પાછા ગાડા જૂતે. ત્યાથી પોરબંદર સુધી સીધી સડક, એટલે કોઈ જાતની બીક નહિ ગાડામા લાબા થઈ ધાબળો ઓઢી સૂઈ જઈએ, વચ્ચે બાબડા બે કલાક છૂટે સવાર પડે ત્યા પોરબદરનુ જ્યુબિલીનુ જકાતનુ નાકુ આવી જાય. ત્યા ગાડા ઊભા રહે. એક આનો જકાતનો 'ટોલ' આપવો પડતો શહેરમા દાખલ થઈએ બજારમા જઈ માલ આડતિયાને આપી દઈએ એ વેચી નાખે. બજારમાથી બાપાની ચિઠ્ઠી પ્રમાણે ગોળ, કપાસિયા, તેલ, ખાડ, ખજૂર, નાળિયેર વગેરે વસ્તુઓ પાછી ગાડામા ભરી દઈએ માલ ભરવા એક-બે ગાડા રાખી બાકીના વહેલા રવાના કરી દઈએ." (પૃ. ૨૩)

—બન્ને ખડકોમા અહીં ગત્યાત્મક ક્રિયાના સ્થિત્યતરોને નિરાભરણ ને સરળ, ટૂંકા વાક્યબધો દ્વારા કેવા તો તાદશ કરી મૂક્યા છે ! નિરુપણક્ષમતાની ગુજાશ ઉપરાત ચરિત્રકારની પ્રત્યુત્પન્નમતિશીલ જીવનપદ્ધતિનો અચ્છો પરિચય આપી રહે એવો એક વિશેષ ખંડક ટાકવાનો લોભ રોકી શકાતો નથી.

(દેશાટન વખતે ચિતોડના રેલવે સ્ટેશનમા અતરિયાળ ટ્રેનની રાહ જોઈને પદર કલાક રોકાણ થવાની વેળાએ, ભોજનની મૂઝવણ થતા, અન્ય પ્રવાસી સાથે મળીને તોડ કાઢે છે )

"દુકાનેથી લોટ, ગોળ, ઘી, મગની દાળ, ચોખા, મસાલો લઈ લીધા. પાસે જ નાની નદી હતી. ત્યા જઈ ઝાડ નીચે ઉતારો કર્યો. સાફસૂફી કરી પડાવ નાખ્યો. મારવાડીને છાણા વીણી લાવવાનું કહ્યુ મેં ખાખરાના પાનમાથી દડિયા તથા પાતર બનાવ્યા. છાણા આવી ગયા, એટલે ભઠ્ઠો સળગાવ્યો. કળશામા દાળ ઓરી. દાળ ચડી રહી એટલે મસાલો નાખીને દડિયામા કાઢી લીધી. ઉપર પાતર ઢાકી બાજુમા પથરા મૂક્યા. લોટો સાફ કરી, અંદર ઘીનો હાથ મારી, ચોખાનુ આધણ મૂક્યુ. આધણ થયુ એટલે ચોખા ઓરી દીધા. ભાત તૈયાર થયે ઉતારી લીધા. એટલામાં બાટી તૈયાર કરી રાખેલી, તે ભઠ્ઠામાં નાખી. અર્ધા કલાકમા પાકી ગઈ, એટલે બાટી લૂગડામા બાધી, ઉપર મુઠ્ઠીઓ મારી, ભાગી નાખી. ગરમાગરમ ભાખરીના ભૂકામા ગોળ ઘી ભેળવી લાડુ બનાવ્યા. કળશામાથી ભાત કાઢી પતરાળામા રાખ્યા. ઉપર પાતર ઢાકી પથરા મૂકી દીધા. બીજા બે દડિયા કર્યા ને લોટો સાફ કરી પાણી ભરી આવ્યા. દાળ-ભાત લાડુની પાકી રસોઈ જમ્યા, ઉપર પાણી પીધુ એક જ કળશામા જમણ બનાવ્યુ. થોડીવાર આરામ કરી ચિતોડગઢ જોવા ગયા " (પૃ ૬૯-૭૦)

—જોયો આ છપ્પનભોગનો ઠાઠ ? સાધનમા હરીફરીને માત્ર એક કળશો જ હોવા છતાં, પાન, પાણા ને કપડાને યોગે કળશા પાસે કેવા અવતારકાર્યો કરાવ્યા ? પરિસ્થિતિની શરણાગતિ નહિ, સ્વામિત્વ સાધીને મારગ કાઢે છે, એમાય ફક્ત રોડવી લેવાની વાત નથી પરંતુ પ્રતિકૂળતાને સાનુકૂળતામાં ફેરવીને રળિયાત થવાની સદ્ય ક્રિયાન્વિતિ તરી આવે છે મતિ મૂઝાઈ જવાની પળે, 'તાલાબકા પાની ખીર બન જાય ઔર પીપલકે પત્તે પુડિયા બન જાય તો બદ્દા ઝબોલ ઝબોલકે ખાય' એવા શેખચલિયા તરગોમાં રાચવાનુ એના હાડમા નથી એ તો 'कफोणिघातेन कुटत्रिर्माणन्यायेन યાને 'કોણી મારીને કૂલડું કરવુ'નો ઉપાય ખોળી કાઢે છે ચરિત્રકારની જીવનસિદ્ધિઓના પાયામા રહેલા, સ્થિતિસ્વામિત્વ ને મૌલિક સૂઝ જેવા વ્યક્તિગુણોનું નિદર્શન આ ઘટનામાં જોવા મળશે. તો ગદ્યનિરૂપણની દૃષ્ટિએ, ભાષાના કથ્યાત્મક વાચિકરૂપની શક્યતાઓનો પણ એમા સુપેરે પરિચય મળે છે સરળ ને ટૂંકા વાક્યો, રેવાલ ગતિએ ચાલતો ને વાક્યે વાક્યે સમન્તલ આવર્તનો પામતો વાગ્લય, વિવક્ષિત ક્રિયાનુ ગત્યાત્મક ને ક્રિયાનુસારી સાક્ષાત્કારક ચિત્રાકન, લાઘવ, ઘરાળુ બાની, નિરાભરણ ને સાદો શબ્દપ્રપંચ — આ સૌ ગદ્યઘટકોનો સમવેત સમન્વય

પ્રતીત થાય છે, જો આખાયે ફકરાને વાંચતી વખતે, કથ્યવાર્તાની ઉચ્ચારણભંગિ સમેત સાં...ભ...ળી... શકીએ તો.

※

આત્મવિમર્શની પળોનું આલેખન, મોટે ભાગે, કૃતિમાં દેખાતું નથી. જે કાંઈ થોડુંઘણું છે એમાંથી બેક નમૂના ચરિત્રકારની સરળ, સાદી ને અનાયાસસિદ્ધ રચનારીતિના દૃષ્ટાંત લેખે નોંધીએ.

(૧) "રાત્રે વાળુ કર્યા બાદ બહાર આંગણામાં ખાટલા ઢાળી સૂતા હોઈએ ત્યારે આકાશમાં તારા દેખાય; એ વખતે મનમાં કંઈક તરંગો સ્ફુરે. આ બધું કોણે કર્યું હશે ? આનો કર્તા કોણ ? આ બધા તારા અધ્ધર શી રીતે લટકી રહ્યા હશે ? આમાં ભગવાન ક્યાં બિરાજતા હશે ?" (પૃ. ૧૫)

(૨) "સમુદ્ર સાથે જૂની દોસ્તી હોય એમ કલાકો સુધી કિનારે બેસી રહેતા. દૂર દૂર વહાણો પસાર થતાં હોય, તેના સફેદ સઢ સૂર્યના પ્રકાશમાં દેખાતા હોય, એની સામે જોઈ રહેતો, મનમાં એમ થાય કે આ વહાણમાં ડૂબી નહિ જવાતું હોય ? કાકા આમાં ગયા છે એ કેવી રીતે, કેટલી હેરાનગતિ વેઠીને પહોંચ્યા હશે ? વહાણ પાણી ઉપર કેવી રીતે તરતાં હશે ? ઊંધાં નહિ પડી જતાં હોય ? વરસાદ આવે ત્યારે શું થતું હશે ? દરિયાનું ખારું પાણી કેમ પિવાય ? એમાં મીઠું પાણી ક્યાંથી લાવતા હશે ? સૂવા માટે ખાટલા ક્યાં ઢાળતા હશે ? આવા અનેક તરંગો મનમાં ઊઠતા." (પૃ. ૨૦)

—જોઈ શકાશે કે નકરું બાલસહજ કુતૂહલ અને તત્પ્રેરિત વિચારબુટ્ટાઓ પ્રશ્નમાલા રૂપે મુકાયા છે.

※

કથન, વર્ણન અને વિમર્શના નમૂના દાખલ આગળ ટાંકેલાં નવેય ઉદ્ધરણોની ભાષાની આંતરઘટના જોવા જેવી છે. આમેય કૃતિના સાદ્યંત રચનાવિધાનમાં ભાષાનો ઉપાર્જિત કે આયાસસિદ્ધ ઉપક્રમ વરતાતો નથી; પણ દૈનંદિન વ્યવહારમાં પ્રયોજાતી સહજપ્રાપ્ત ને સ્વયંસિદ્ધ 'વાણી'ના અ-નાગર અભ્યુચ્ચરણનો વિહાર પ્રત્યક્ષ થાય છે. એમાંના ભાવવાહી કાકુઓ ને લઢણો કે લયતરંગો વક્તવ્યને એક પ્રકારની અંતરંગતા (intimacy) સંપડાવે છે. બચપણની પ્રસન્નમધુર ક્ષણોને યાદ કરીને ચરિત્રકાર, "એ દિવસો સાંભરતાં રોવું આવે છે" એમ લખે છે ત્યારે એમના અંતર્ગત ભાવરંગની સદ્યઃપ્રસૂત મધુર છાલક, વાંચતી વેળા, આપણને પણ ભીંજવી જાય છે. (આ 'વાણી'નો શિષ્ટ લેખકની કલમી 'ભાષા'માં અનુવાદ કરું ? 'એ દિવસોનું સ્મરણ થતાં હૃદય આર્દ્ર થઈ જાય છે/ભરાઈ આવે છે.' બન્નેના ફરક માટે વિવરણની જરૂર જ નથી !) 'ઉક્તિ'નું 'પંક્તિ'માં લિપ્યંતર કર્યેય, કાકુના તીવ્ર સંકેતને પૂરો ન પામી શકાય, કેવળ બોલચાલની કથ્યકક્ષાએ જ અનુભવી શકાય તેવી આ બે ઉક્તિઓ સાંભળો—

(અ) "અમે તો વડના ઝાડ નીચે, મહાદેવની સામે, આ રીતે પ્રભુસ્મરણ કરીએ છીએ,[૧] ને બેઠા છીએ;[૨] જાણે આખી દુનિયાને ભૂલી ગયા.[૩]" (પૃ. ૨૭)

(બ) 'કોઈ માણસને શંકા રહેતી હોય કે પ્રભુ નથી[૧] તો તેનો આ પુરાવો છે ![૨] (પૃ.૨૨૩)

—ઉપરની 'અ' રચનામાં રેખાંકિત વાક્યખંડ (૧) અને (૨)માં સમતલ લય અનુક્રમે બેવડાશે, અને (૩)માં અવરોહાત્મક લયવિરામથી કાકુસંકેત ઘૂંટાશે. 'બ' રચનામાં રેખાંકિત વાક્યખંડ (૧)માં 'કે' સંયોજકના પૂર્વ-અપર ખંડોમાં સમતલ લય આવર્તિત થશે, જ્યારે વાક્યખંડ (૨)માં ઉક્તિવિરામનો અવરોહાત્મક લય, આગલા લયઘટકોનો આઘાત ઉપાડી વિરમી જશે.

૪

પુસ્તકની ભાષા, આમ તો, સરળતા ને મિતાક્ષરીપણાને ઉપાસે છે, પણ વક્તવ્યની વેધકતા કે સદ્યોગમ્યતા સાધવા માટે ક્વચિત્ સહજ અલંકારોને પણ પ્રયોજે છે. પ્રસ્તુત સંદર્ભોમાં અલંકારની ઉપસ્થિતિ, ઠાલો ઠઠારો બની રહેવાને બદલે, ઉક્તિના આશય કે અંતરાર્થને એવો તો વ્યંજનાગર્ભ બનાવી રહે કે અલંકારના — તે સંદર્ભમાં — ન હોવાની ઘટના

(૨) "રામવાવથી પોરબંદર ચૌદ માઈલ થાય. રસ્તાને કાઠે જ મજાની જગ્યા છે ઘટાદાર વૃક્ષોની છાયડી અને વાવમા નિર્મળ નીર ભરેલુ હોય, ત્યા ગાડા છૂટે બળદને નીરણ નાખી, સૌ ભાતાપોતા ખાવા બેસીએ. થેપલા, ગોળ, અથાણા બહુ મીઠા લાગે. બે કલાક બળદને પોરો આપી, નીરણ ખાઈ લે એટલે પાછા ગાડા જૂતે. ત્યાથી પોરબંદર સુધી સીધી સડક, એટલે કોઈ જાતની બીક નહિ ગાડામા લાબા થઈ ધાબળો ઓઢી સૂઈ જઈએ, વચ્ચે બાબડા બે કલાક છૂટે સવાર પડે ત્યા પોરબદરનુ જ્યુબિલીનુ જકાતનુ નાકુ આવી જાય. ત્યા ગાડા ઊભા રહે એક આનો જકાતનો 'ટોલ' આપવો પડતો શહેરમા દાખલ થઈએ. બજારમા જઈ માલ આડતિયાને આપી દઈએ. એ વેચી નાખે. બજારમાથી બાપાની ચિઠ્ઠી પ્રમાણે ગોળ, કપાસિયા, તેલ, ખાડ, ખજૂર, નાળિયેર વગેરે વસ્તુઓ પાછી ગાડામા ભરી દઈએ. માલ ભરવા એક-બે ગાડા રાખી બાકીના વહેલા રવાના કરી દઈએ." (પૃ. ૨૩)

—બન્ને ખડકોમા અહીં ગત્યાત્મક ક્રિયાના સ્થિત્યતરોને નિરાભરણ ને સરળ, ટૂકા વાક્યબધો દ્વારા કેવા તો તાદૃશ કરી મૂક્યા છે ! નિરૂપણક્ષમતાની ગુજાશ ઉપરાત ચરિત્રકારની પ્રત્યુત્પન્નમતિશીલ જીવનપદ્ધતિનો અચ્છો પરિચય આપી રહે એવો એક વિશેષ ખડક ટાકવાનો લોભ રોકી શકાતો નથી.

(દેશાટન વખતે ચિતોડના રેલવે સ્ટેશનમા અતરિયાળ ટ્રેનની રાહ જોઈને પદર કલાક રોકાણ થવાની વેળાએ, ભોજનની મૂઝવણ થતા, અન્ય પ્રવાસી સાથે મળીને તોડ કાઢે છે )

"દુકાનેથી લોટ, ગોળ, ઘી, મગની દાળ, ચોખા, મસાલો લઈ લીધા. પાસે જ નાની નદી હતી. ત્યા જઈ ઝાડ નીચે ઉતારો કર્યો. સાફસૂફી કરી પડાવ નાખ્યો. મારવાડીને છાણા વીણી લાવવાનુ કહ્યુ મે ખાખરાના પાનમાથી દડિયા તથા પાતર બનાવ્યા. છાણા આવી ગયા, એટલે ભઠ્ઠો સળગાવ્યો. કળશામા દાળ ઓરી. દાળ ચડી રહી એટલે મસાલો નાખીને દડિયામા કાઢી લીધી. ઉપર પાતર ઢાકી બાજુમા પથરા મૂક્યા. લોટો સાફ કરી, અદર ઘીનો હાથ મારી, ચોખાનુ આધણ મૂક્યુ. આધણ થયું એટલે ચોખા ઓરી દીધા. ભાત તૈયાર થયે ઉતારી લીધા. એટલામા બાટી તૈયાર કરી રાખેલી, તે ભઠ્ઠામા નાખી. અર્ધો કલાકમા પાકી ગઈ એટલે બાટી લૂગડામા બાધી, ઉપર મુઠ્ઠીઓ મારી, ભાગી નાખી. ગરમાગરમ ભાખરીના ભૂકામા ગોળ ઘી ભેળવી લાડુ બનાવ્યા. કળશામાથી ભાત કાઢી પતરાળામા રાખ્યા. ઉપર પાતર ઢાકી પથરા મૂકી દીધા. બીજા બે દડિયા કર્યા ને લોટો સાફ કરી પાણી ભરી આવ્યા. દાળ-ભાત-લાડુની પાકી રસોઈ જમ્યા, ઉપર પાણી પીધુ. એક જ કળશામા જમણ બનાવ્યુ. થોડીવાર આરામ કરી ચિતોડગઢ જોવા ગયા." (પૃ. ૬૯-૭૦)

—જોયો આ છપ્પનભોગનો ઠાઠ ? સાધનમા હરીફરીને માત્ર એક કળશો જ હોવા છતા, પાન, પાણા ને કપડાને યોગે કળશા પાસે કેવા અવતારકાર્યો કરાવ્યા ? પરિસ્થિતિની શરણાગતિ નહિ, સ્વામિત્વ સાધીને મારગ કાઢે છે. એમાંય ફક્ત રોડવી લેવાની વાત નથી પરતુ પ્રતિકૂળતાને સાનુકૂળતામાં ફેરવીને રળિયાત થવાની સઘ ક્રિયાન્વિતિ તરી આવે છે મતિ મૂઝાઈ જવાની પળે, 'તાલાબકા પાની ખીર બન જાય ઔર પીપલકે પત્તે પુડિયા બન જાય તો બઘા ઝબોલ ઝબોલકે ખાય' એવા શેખચલિયા તરગોમા રાચવાનુ એના હાડમા નથી. એ તો 'કફોણિઘાતેન કુટ્ટનિર્માણન્યાયેન' યાને 'કોણી મારીને કૂલડું કરવુ'નો ઉપાય ખોળી કાઢે છે ચરિત્રકારની જીવનસિદ્ધિઓના પાયામા રહેલા, સ્થિતિસ્વામિત્વ ને મૌલિક સૂઝ જેવા વ્યક્તિગુણોનુ નિદર્શન આ ઘટનામા જોવા મળશે. તો ગદ્યનિરૂપણની દૃષ્ટિએ, ભાષાના કથ્યાત્મક વાચિકરૂપની શક્યતાઓનો પણ એમા સુપેરે પરિચય મળે છે સરળ ને ટૂકા વાક્યો, રેવાલ ગતિએ ચાલતો ને વાક્યે વાક્યે સમન્તલ આવર્તનો પામતો વાગ્લય, વિવક્ષિત ક્રિયાનુ ગત્યાત્મક ને ક્રિયાનુસારી સાક્ષાત્કારક ચિત્રાકન, લાઘવ, ઘરાળુ બાની, નિરાભરણ ને સાદો શબ્દપ્રપચ — આ સૌ ગદ્યઘટકોનો સમવેત સમન્વય

પ્રતીત થાય છે, જો આખાયે ફકરાને વાંચતી વખતે, કથ્યવાર્તાની ઉચ્ચારણભંગિ સમેત સાં...ભ...ળી... શકીએ તો.

*

આત્મવિમર્શની પળોનું આલેખન, મોટે ભાગે, કૃતિમાં દેખાતું નથી. જે કાંઈ થોડુંઘણું છે એમાંથી બેક નમૂના ચરિત્રકારની સરળ, સાદી ને અનાયાસસિદ્ધ રચનારીતિના દૃષ્ટાંત લેખે નોંધીએ.

(૧) "રાત્રે વાળુ કર્યા બાદ બહાર આંગણામાં ખાટલા ઢાળી સૂતા હોઈએ ત્યારે આકાશમાં તારા દેખાય; એ વખતે મનમાં કંઈક તરંગો સ્ફુરે. આ બધું કોણે કર્યું હશે ? આનો કર્તા કોણ ? આ બધા તારા અધ્ધર શી રીતે લટકી રહ્યા હશે ? આમાં ભગવાન ક્યાં બિરાજતા હશે ?" (પૃ. ૧૫)

(૨) "સમુદ્ર સાથે જૂની દોસ્તી હોય એમ કલાકો સુધી કિનારે બેસી રહેતા. દૂર દૂર વહાણો પસાર થતાં હોય, તેના સફેદ સઢ સૂર્યના પ્રકાશમાં દેખાતા હોય, એની સામે જોઈ રહેતો, મનમાં એમ થાય કે આ વહાણમાં ડૂબી નહિ જવાતું હોય ? કાકા આમાં ગયા છે એ કેવી રીતે, કેટલી હેરાનગતિ વેઠીને પહોંચ્યા હશે ? વહાણ પાણી ઉપર કેવી રીતે તરતાં હશે ? ઊંધાં નહિ પડી જતાં હોય ? વરસાદ આવે ત્યારે શું થતું હશે ? દરિયાનું ખારું પાણી કેમ પિવાય ? એમાં મીઠું પાણી ક્યાંથી લાવતા હશે ? સૂવા માટે ખાટલા ક્યાં ઢાળતા હશે ? આવા અનેક તરંગો મનમાં ઊઠતા." (પૃ. ૨૦)

—જોઈ શકાશે કે નકરું બાલસહજ કુતૂહલ અને તત્પ્રેરિત વિચારબુટ્ટાઓ પ્રશ્નમાલા રૂપે મુકાયા છે.

*

કથન, વર્ણન અને વિમર્શના નમૂના દાખલ આગળ ટાંકેલાં નવેય ઉદ્ધરણોની ભાષાની આંતરઘટના જોવા જેવી છે. આમેય કૃતિના સાદ્યંત રચનાવિધાનમાં ભાષાનો ઉપાર્જિત કે આયાસસિદ્ધ ઉપક્રમ વરતાતો નથી; પણ દૈનંદિન વ્યવહારમાં પ્રયોજાતી સહજપ્રાપ્ત ને સ્વયંસિદ્ધ 'વાણી'ના અ-નાગર અભ્યુચ્ચરણનો વિહાર પ્રત્યક્ષ થાય છે. એમાંના ભાવવાહી કાકુઓ ને લઢણો કે લયતરંગો વક્તવ્યને એક પ્રકારની અંતરંગતા (intimacy) સંપડાવે છે. બચપણની પ્રસન્નમધુર ક્ષણોને યાદ કરીને ચરિત્રકાર, "એ દિવસો સાંભરતાં રોવું આવે છે" એમ લખે છે ત્યારે એમના અંતર્ગત ભાવરંગની સદ્યઃપ્રસૂત મધુર છાલક, વાંચતી વેળા, આપણને પણ ભીંજવી જાય છે. (આ 'વાણી'નો શિષ્ટ લેખકની કલમી 'ભાષા'માં અનુવાદ કરું ? 'એ દિવસોનું સ્મરણ થતાં હૃદય આર્દ્ર થઈ જાય છે/ભરાઈ આવે છે.' બન્નેના ફરક માટે વિવરણની જરૂર જ નથી !) 'ઉક્તિ'નું 'પંક્તિ'માં લિપ્યંતર કર્યેય, કાકુના તીવ્ર સંકેતને પૂરો ન પામી શકાય, કેવળ બોલચાલની કથ્યકક્ષાએ જ અનુભવી શકાય તેવી આ બે ઉક્તિઓ સાંભળો—

(અ) "અમે તો વડના ઝાડ નીચે, મહાદેવની સામે, આ રીતે પ્રભુસ્મરણ કરીએ છીએ,[૧] ને બેઠા છીએ;[૨] જાણે આખી દુનિયાને ભૂલી ગયા.[૩]" (પૃ. ૨૭)

(બ) 'કોઈ માણસને શંકા રહેતી હોય કે પ્રભુ નથી[૧] તો તેનો આ પુરાવો છે ![૨] (પૃ.૨૨૩)

—ઉપરની 'અ' રચનામાં રેખાંકિત વાક્યખંડ (૧) અને (૨)માં સમતલ લય અનુક્રમે બેવડાશે, અને (૩)માં અવરોહાત્મક લયવિરામથી કાકુસંકેત ઘૂંટાશે 'બ' રચનામાં રેખાંકિત વાક્યખંડ (૧)માં 'કે' સંયોજકના પૂર્વ-અપર ખંડોમાં સમતલ લય આવર્તિત થશે, જ્યારે વાક્યખંડ (૨)માં ઉક્તિવિરામનો અવરોહાત્મક લય, આગલા લયઘટકોનો આઘાત ઉપાડી વિરમી જશે.

૪

પુસ્તકની ભાષા, આમ તો, સરળતા ને મિતાક્ષરીપણાને ઉપાસે છે, પણ વક્તવ્યની વેધકતા કે સદ્યોગમ્યતા સાધવા માટે ક્વચિત્ સહજ અલંકારોને પણ પ્રયોજે છે. પ્રસ્તુત સંદર્ભોમાં અલંકારની ઉપસ્થિતિ, ઠાલો ઠઠારો બની રહેવાને બદલે, ઉક્તિના આશય કે અંતરાર્થને એવો તો વ્યંજનાગર્ભ બનાવી રહે કે અલંકારના — તે સંદર્ભમાં — ન હોવાની ઘટના

ઉક્તિને લૂલી બનાવી મૂકે. સૂક્ષ્મ નિરીક્ષણ અને બહોળા જનસપર્કની સ્વભાવપરિચિતતામાંથી સહજરૂપે ફૂટતા અલકારો, મોટે ભાગે, સાદશ્યમૂલક કોટિના છે ઉપમા, ઉત્પ્રેક્ષા, દૃષ્ટાંત અલકારોનો વપરાશ ધ્યાનાર્હ લાગે છે ગામડાના વેપારના સકોચ-વિસ્તરણની લાક્ષણિકતાને ઓળખાવતા એ લખે છે "ગામડાના વેપાર કાગળના પખા જેવા, સકેલવા હોય ત્યારે સકેલાય ને મોટા કરવા હોય ત્યારે મોટા કરી શકાય" (પૃ ૬૫) સતાન અને માતાપિતાના દુર્નિવાર પ્રેમાકર્ષણની ભૂમિકાના ઓઠીગણ પર અવલબતા અલકારોની હાજરી વારે વારે દેખાય છે "સામે સાગરના મોજા ઊછળતા હોય, જાણે બાપ દીકરાને હાથ લાબો ન કરતો હોય" (પૃ ૩૬)માની ઉત્પ્રેક્ષા, કે "માને જોતા જેમ હરખ ઊભરાય, તેમ જમીનનો કિનારો જોતા આનદ થયો" (પૃ. ૩૭) અને "ગાયથી વિખૂટું પડેલુ વાછરડું ભાભરડા દે એમ અમારા જીવ જમીન જોયા વગર તરફડતા હતા " (પૃ ૫૧)માના સાદશ્યમૂલ દૃષ્ટાતમા એની પ્રતીતિ થાય છે

નિરૂપણની શ્રોતૃસાપેક્ષતાને કારણે ગદ્યબધમા કથ્યરૂપોની જાળવણી અને બોલચાલની વાચિક કક્ષાએ વપરાતી વિવિધ વાક્-સામગ્રીનો પ્રચુર માત્રામા ઉપયોગ થયો છે કહેવતો, રૂઢિપ્રયોગો ને તળપદા શબ્દરૂપોનો વપરાશ તો ખરો જ, વાર્તાલાપની રસાળતા ને ઉષ્મા ટકાવી રાખે તેવી હળવાશભરી ઉક્તિઓ અહી ગદ્યપોતને ટાઢુબોળ થતુ અટકાવવામાં ઉપકારક નીવડે છે 'દળીદળીને ઢાકણીમા ઉઘરાવવુ', 'મછા ભૂત ને શકા ડાકણ', 'કર્મીની જીભ ને અકરમીના ટાટિયા' આવી અનેક ચલણી કહેવતો તો ખરી, પરતુ ક્યારેક પોતે જ નવી કહેવત વણીને મૂકી દે છે આફ્રિકામા ઉદરની વધી પડેલી સખ્યાને અકુશમા રાખવા, સરકારે સખ્યાબધ નોળિયાને બહારથી લાવીને છૂટા મૂક્યા, પણ એને કારણે ઉદરની સખ્યા તો ઘટી, પરતુ નોળિયાની વસ્તીનો અતિવિસ્તાર ઉપદ્રવકારી બનવા માડ્યો. આ સ્થિતિનો નિર્દેશ કરતી વેળા ચરિત્રકાર નોધે છે કે આ તો 'બકરુ કાઢતાં ઊંટ પેઠું'ને બદલે 'ઉંદર કાઢતા નોળિયા પેઠા'નો ઘાટ થયો ! લખાણમા ચપોચપ બેસી જાય એવા રૂઢિપ્રયોગો ને શબ્દરૂપો પણ એમને એટલા જ હાથવગા (ખરી રીતે તો જીભવગા !) છે 'ચાપડા ઝૂડવા', 'સરાડે ચડાવવુ' 'સોલા ચડવા', 'ઊભા સૂકાવુ' જેવા પરિચિત પ્રયોગોની સાથે ક્યારેક એ 'દરિયાના દુ ખ વીસરાયા, સુખના સભારણા આવ્યા' જેવો નવો પ્રયોગ પણ ઘડી કાઢે પરિસ્થિતિ વા પ્રસગનુ નિરૂપણ કરવામા, એમની પ્રકૃતિ સાથે જડાયેલી બોધલક્ષિતા તો ખરી જ, પરતુ જે મલકાટભરી હળવાશ પણ એ આણી શકે છે એમા એમની સભાષણચાતુરીનો પરિચય મળે છે એમ કરવામા ક્યારેક વ્યગનો ઝીણો તમતમાટ તો ક્યારેક કટાક્ષનો આછો છરકો મૂકતા જાય જગલમા મુસાફરી કરતી વખતે જાગોગ્રામા ખેરાજભાઈને ત્યા થતા અનુભવને હળવાશથી ટાકતા લખે છે "બે શ્વાનરાજો અમારુ સ્વાગત કરવાને દોડી આવ્યા તેઓ અમારો ચરણસ્પર્શ કરવા જતા હતા, પરતુ અમે તેમને રોક્યા. ભોજનને બદલે આવુ સ્વાગત મળશે એની કલ્પના ન હતી" (પૃ. ૧૪૨) યુરોપના પ્રવાસ વખતે, ભોજન સમયે વિશિષ્ટ પોશાકના આગ્રહના સદર્ભે અણગમો કે ઉકળાટ વ્યક્ત કરતા કહ્યુ ". માત્ર ચામડીનો ઘઉવર્ણો રંગ બદલી ગોરા થઈ શક્યા નહિ" (પૃ. ૧૯૪) નાનપણમા ધર્મજિજ્ઞાસાથી પ્રેર્યા રઝળપાટ દરમ્યાન, ભાટકી ગયેલા સાધુઓનો અનુભવ વર્ણવતા લખે છે —"સાધુ મળ્યા તે એવા કે હું માગી લાવું ને એ ખાય" (પૃ. ૭૨) નર્મયુક્ત વિનોદવૃત્તિનો એક છેલ્લો નમૂનો નોધી લઈએ "મરી ગયા પછી કર્મના ફળ પ્રમાણે ભગવાનના વિમાનો આવશે કે નહિ એ તો ખબર નથી, પણ હાલમા તો આપણે ભારત સરકારનાં 'એર ઇન્ડિયા'ના વિમાનોમાં જીવતા મોજ માણીએ છીએ" (પૃ. ૬૫).

*

ચરિત્રકાર પાસે શાળા મહાશાળાના ભણતરની ભલે અધૂરપ હોય, પણ જીવનની મહાશાળા અને દેશવિદેશના પર્યટનોમાથી સાપડેલા સંસ્કારસપર્કની બહુવિધ સપદા એનુ સાટું વાળી આપે છે વેપારઉદ્યોગ

તો એની રગેરગમાં, પણ એ ઉપરાંત અન્ય સંસ્કારપ્રદેશોનો પરિચય પોતાની મેળે ને હૈયાઉકલતથી એ કેળવી લે છે. આ કારણે, પુરાણ, ઇતિહાસ ઉપરાંત બ્રિટન, ફ્રાંસ, જર્મની, જાપાનના પ્રકરણે તત્સંબદ્ધ સંદર્ભોને એ ટાંકે છે. તો વળી કાલિદાસ, ટાગોર જેવા પ્રશિષ્ટ કવિઓ ઉપરાંત દેવાયત પંડિત, 'ભ્રમિત' જોશી અને દલપતશૈલીના બહેરામજી મલબારીની પંક્તિઓને પણ ઉદ્ધૃત કરે છે. આ સ્થિતિમાં લખાણને એક પ્રકારની શિષ્ટતાની સુવાસનો પુટ સાંપડે છે. જોકે ઐતિહાસિક ઉલ્લેખોની બાબતમાં ચરિત્રકાર ગોથું ખાઈ જાય છે. સિંધના છેલ્લા હિન્દુ રાજા દાહિરનો 'રઘુવંશી' તરીકેનો ઉલ્લેખ (પૃ. ૨), ભૂચર મોરીના યુદ્ધમાં મોગલ સેનાપતિ, અંતિમ મોગલ બાદશાહ, સત્તાવનની ક્રાન્તિના નેતા તરીકે નાના ફડનવીસનો નિર્દેશ — આવા વિગતદોષના દાખલા છે. 'કલાપી'ને રાજવી કવિ કહેવાને બદલે 'રાજકવિ' તરીકે અપાતી ઓળખને તો મુદ્રારાક્ષસની ચેષ્ટાનો શંકાલાભ પણ મળી શકે. પણ કથનપ્રસંગોમાં ઘણી વાર ચરિત્રકાર પોતાને માટે, પ્રથમ પુરુષ બહુવચન 'અમે'નો માનાર્થે પ્રયોગ કરે છે ત્યાં જૂની પેઢીના લેખકોની લઢણ કે રીતિની છાયા ગણાશું ?

૫

'મારી અનુભવકથા'ની ગદ્યઘટનાની સમૂળગી ઇબારત બોલચાલના વાચિક સ્તર પર નિર્ભર છે. આવાં ચરિત્રાત્મક ઉક્તિપૂત ગદ્યના અન્ય નમૂનાઓ સાથે એને સરખાવીએ તો એનો ઉટાંક નીકળે. ગાંધીજી, મુનશી, ચં.ચી. વગેરે અતિશિક્ષિત શિષ્ટ લેખકોની ચરિત્રકૃતિઓની સાથે આ પુસ્તકની તુલના જ સર્વથા અપ્રસ્તુત બની રહે, કેમ કે એ સૌ ચરિત્રોનું મૂલાધારચક્ર જ પ્રસ્તુત કથાથી નિરાળું છે. એટલે, જોકે વિચિત્ર લાગે તેવું, છતાંયે ગદ્યની સરખામણી માટે એ સંગત ઉદાહરણ તો નારાયણ હેમચંદ્રની ચરિત્રકૃતિ 'હું પોતે'નું ગણાય. બન્નેની કુંડળીમાં ભણતરનો કારક ગુરુ, શત્રુગ્રહની દૃષ્ટિવાળો ને ખાડે પડેલો હશે જ ! આ ઉપરાંત ગૃહત્યાગો (વાચ્યાર્થે બહુવચન), ઊગતી ઉંમરમાં રઝળપાટ, દેશવિદેશમાં લાગલગાટ અટનો, તીવ્ર જિજ્ઞાસા ને ગ્રહણશીલતા, અતૂટ સાહસ ને ધૈર્ય, ઝંઝાવાતી સંઘર્ષો ને સંસ્કારવિતરણના ધખારા : આટલી બાબત પૂરતા તો ચરિત્રકાર અને નારાયણ હેમચંદ્ર સમાન તરંગ-સીમા(wave-length) પર વિચરતા દેખાશે. આમ છતાં ઉભયની અંગત ઉપલબ્ધિઓ અને બિનંગત યોગદાન નિરનિરાળાં છે. બન્નેનાં વ્યક્તિત્વો પણ સામસામે છેડે બેસે તેવાં. નારાયણ હેમચંદ્ર તો ફરતલ, બાલિશ ગણાય તેટલા ભોળા, લઘરામાં ખપે એટલા સાદા, બિનવ્યવહારુ, નિઃસાધન ઓલદોલ આદમી; જ્યારે નાનજીભાઈ કુશળ જ નહિ, સફળ ઉદ્યોગપતિ, વ્યવહારવિદગ્ધ ને ઊંડી કોઠાસૂઝ ધરાવતા અતિસંપન્ન શ્રેષ્ઠી. કાર્યક્ષેત્ર, રુચિતંત્ર ને આચારરીતિ(manners)ની બાબતમાં પણ બન્ને વચ્ચે ખાસ્સી ભિન્નતા. આમ છતાં ચરિત્રનિરૂપણના વાહનરૂપ ભાષાઘટનાની મૂળભૂમિકામાં બન્નેનાં અત્યલ્પ શિક્ષણ, અવરોધક સંઘર્ષો ને અન્ય એતદ્દેશીય પરિબળો રહ્યાં છે, એ બધાં તુલના માટેનાં આધારસૂત્રો બની શકે. હવે જો આ છાબડે બન્નેની ચરિત્રકૃતિની ગદ્યઘટનાને જોખીએ તો, પ્રસ્તુત ચરિત્રકારનું પલ્લું હેઠું નમતું જણાશે. નારાયણ હેમચંદ્રનું ગદ્ય ઊટક્યા વગરનું, આંતરે આંતરે ઝોલા ખાતું ને અંગ્રેજી, બંગાળી લઢણોનાં ઉછીનાં વસાણાં વાપરતું ઉધારિયું ગદ્ય છે; એને મુકાબલે નાનજી શેઠનું ગદ્ય, રાણીછાપના રૂપિયા જેવું ટકોરાબંધ, રોકડિયું ને બહોળો વેપાર ખેડનારું, ચડિયાતા વક્કલનું ગદ્ય કરે છે.

❑

## સાભાર સ્વીકાર

પાર્શ્વ પ્રકાશન (નિશા પોળના નાકે, ઝવેરીવાડ, રિલીફરોડ, અમદાવાદ-૧)નાં

મરણટીપ : (બીજી આવૃત્તિ) માય ડિયર જયુ, કિં. રૂ. ૨૫; કમળપૂજા : લે: કિં. ઉપર પ્રમાણે; ઝુરાપાકાંડ : લે : કિં. ઉપર પ્રમાણે; સ પશ્યતિ : લે. ઉપર પ્રમાણે કિં. રૂ. ૩૦; મત્સ્યવેધ : લે. નરેન બારડ, કિં. રૂ. ૩૦.

ઉક્તિને લૂલી બનાવી મૂકે. સૂક્ષ્મ નિરીક્ષણ અને બહોળા જનસપર્કની સ્વભાવપરિચિતતામાથી સહજરૂપે ફૂટતા અલકારો, મોટે ભાગે, સાદશ્યમૂલક કોટિના છે ઉપમા, ઉત્પ્રેક્ષા, દૃષ્ટાત અલકારોનો વપરાશ ધ્યાનાર્હ લાગે છે ગામડાના વેપારના સકોચ-વિસ્તરણની લાક્ષણિકતાને ઓળખાવતા એ લખે છે 'ગામડાના વેપાર કાગળના પખા જેવા, સકેલવા હોય ત્યારે સકેલાય ને મોટા કરવા હોય ત્યારે મોટા કરી શકાય" (પૃ ૬૫) સતાન અને માતાપિતાના દુર્નિવાર પ્રેમાકર્ષણની ભૂમિકાના ઓઠીંગણ પર અવલબતા અલકારોની હાજરી વારે વારે દેખાય છે 'સામે સાગરના મોજા ઊછળતા હોય, જાણે બાપ દીકરાને હાથ લાબો ન કરતો હોય" (પૃ ૩૬)માની ઉત્પ્રેક્ષા, કે 'માને જોતા જેમ હરખ ઊભરાય, તેમ જમીનનો કિનારો જોતા આનદ થયો" (પૃ. ૩૭) અને 'ગાયથી વિખૂટું પડેલુ વાછરડું ભાભરડા દે એમ અમારા જીવ જમીન જોયા વગર તરફડતા હતા." (પૃ ૫૧)માના સાદશ્યમૂલ દૃષ્ટાતમા એની પ્રતીતિ થાય છે

નિરૂપણની શ્રોતૃસાપેક્ષતાને કારણે ગદ્યબધમા કથ્યરૂપોની જાળવણી અને બોલચાલની વાચિક કક્ષાએ વપરાતી વિવિધ વાક્-સામગ્રીનો પ્રચુર માત્રામા ઉપયોગ થયો છે કહેવતો, રૂઢિપ્રયોગો ને તળપદા શબ્દરૂપોનો વપરાશ તો ખરો જ, વાર્તાલાપની રસાળતા ને ઉષ્મા ટકાવી રાખે તેવી હળવાશભરી ઉક્તિઓ અહીં ગદ્યપોતને ટાઢુબોળ થતુ અટકાવવામા ઉપકારક નીવડે છે 'દળીદળીને ઢાકણીમા ઉઘરાવવુ', 'મછા ભૂત ને શકા ડાકણ', 'કર્મીની જીભ ને અકરમીના ટાંટિયા' આવી અનેક ચલણી કહેવતો તો ખરી, પરતુ ક્યારેક પોતે જ નવી કહેવત વણીને મૂકી દે છે આફ્રિકામાં ઉદરની વધી પડેલી સખ્યાને અકુશમા રાખવા, સરકારે સખ્યાબધ નોળિયાને બહારથી લાવીને છૂટા મૂક્યા, પણ એને કારણે ઉદરની સખ્યા તો ઘટી, પરતુ નોળિયાની વસ્તીનો અતિવિસ્તાર ઉપદ્રવકારી બનવા માડ્યો. આ સ્થિતિનો નિર્દેશ કરતી વેળા ચરિત્રકાર નોધે છે કે આ તો 'બકરું કાઢતા ઊંટ પેઠું'ને બદલે 'ઉદર કાઢતા નોળિયા પેઠા'નો ઘાટ થયો ! લખાણમા ચપોચપ બેસી જાય એવા રૂઢિપ્રયોગો ને શબ્દરૂપો પણ એમને એટલાં જ હાથવગા (ખરી રીતે તો જીભવગા !) છે 'ચાપડા ઝૂડવા', 'સરાડે ચડાવવુ' 'સોલા ચડવા', 'ઊભા સુકાવુ' જેવા પરિચિત પ્રયોગોની સાથે ક્યારેક એ 'દરિયાના દુખ વીસરાયા, સુખના સભારણા આવ્યા' જેવો નવો પ્રયોગ પણ ઘડી કાઢે પરિસ્થિતિ વા પ્રસગનુ નિરૂપણ કરવામા, એમની પ્રકૃતિ સાથે જડાયેલી બોધલક્ષિતા તો ખરી જ, પરતુ જે મલકાટભરી હળવાશ પણ એ આણી શકે છે એમા એમની સભાષણચાતુરીનો પરિચય મળે છે એમ કરવામા ક્યારેક વ્યગનો ઝીણો તમતમાટ તો ક્યારેક કટાક્ષનો આછો છરકો મૂકતા જાય. જગલમા મુસાફરી કરતી વખતે જાગોઆમા ખેરાજભાઈને ત્યાં થતા અનુભવને હળવાશથી ટાકતા લખે છે "બે શ્વાનરાજો અમારુ સ્વાગત કરવાને દોડી આવ્યા તેઓ અમારો ચરણસ્પર્શ કરવા જતા હતા, પરતુ અમે તેમને રોક્યા. ભોજનને બદલે આવુ સ્વાગત મળશે એની કલ્પના ન હતી" (પૃ. ૧૪૨) યુરોપના પ્રવાસ વખતે, ભોજન સમયે વિશિષ્ટ પોશાકના આગ્રહના સદર્ભે અણગમો કે ઉકળાટ વ્યક્ત કરતા કહ્યુ " માત્ર ચામડીનો ઘઉંવર્ણો રગ બદલી ગોરા થઈ શક્યા નહિ" (પૃ. ૧૯૪) નાનપણમા ધર્મજિજ્ઞાસાથી પ્રેર્યા રઝળપાટ દરમ્યાન, ભાટકી ગયેલા સાધુઓનો અનુભવ વર્ણવતાં લખે છે — 'સાધુ મળ્યા તે એવા કે હું માગી લાવુ ને એ ખાય" (પૃ ૭૨) નર્મયુક્ત વિનોદવૃત્તિનો એક છેલ્લો નમૂનો નોધી લઈએ "મરી ગયા પછી કર્મના ફળ પ્રમાણે ભગવાનના વિમાનો આવશે કે નહિ એ તો ખબર નથી. પણ હાલમા તો આપણે ભારત સરકારના 'એર ઇન્ડિયા'ના વિમાનોમાં જીવતા મોજ માણીએ છીએ (પૃ. ૬૫)

ચરિત્રકાર પાસે શાળા મહાશાળાના ભણતરની ભલે અધૂરપ હોય, પણ જીવનની મહાશાળા અને દેશવિદેશના પર્યટનોમાથી સાંપડેલા સસ્કારસપર્કની બહુવિધ સપદા એનું સાટું વાળી આપે છે વેપારઉદ્યોગ

તો એની રગેરગમાં, પણ એ ઉપરાંત અન્ય સંસ્કારપ્રદેશોનો પરિચય પોતાની મેળે ને હૈયાઉકલતથી એ કેળવી લે છે. આ કારણે, પુરાણ, ઇતિહાસ ઉપરાંત બ્રિટન, ફ્રાંસ, જર્મની, જાપાનના પ્રકરણે તત્સંબદ્ધ સંદર્ભોને એ ટાંકે છે. તો વળી કાલિદાસ, ટાગોર જેવા પ્રશિષ્ટ કવિઓ ઉપરાંત દેવાયત પંડિત, 'ભમિત' જોશી અને દલપતશૈલીના બહેરામજી મલબારીની પંક્તિઓને પણ ઉદ્ધૃત કરે છે. આ સ્થિતિમાં લખાણને એક પ્રકારની શિષ્ટતાની સુવાસનો પુટ સાંપડે છે. જોકે ઐતિહાસિક ઉલ્લેખોની બાબતમાં ચરિત્રકાર ગોથું ખાઈ જાય છે. સિંધના છેલ્લા હિન્દુ રાજા દાહિરનો 'રઘુવંશી' તરીકેનો ઉલ્લેખ (પૃ. ૨), ભૂચર મોરીના યુદ્ધમાં મોગલ સેનાપતિ, અંતિમ મોગલ બાદશાહ, સત્તાવનની ક્રાન્તિના નેતા તરીકે નાના ફડનવીસનો નિર્દેશ — આવા વિગતદોષના દાખલા છે. 'કલાપી'ને રાજવી કવિ કહેવાને બદલે 'રાજકવિ' તરીકે અપાતી ઓળખને તો મુદ્રારાક્ષસની ચેષ્ટાનો શંકાલાભ પણ મળી શકે. પણ કથનપ્રસંગોમાં ઘણી વાર ચરિત્રકાર પોતાને માટે, પ્રથમ પુરુષ બહુવચન 'અમે'નો માનાર્થે પ્રયોગ કરે છે ત્યાં જૂની પેઢીના લેખકોની લઢણ કે રીતિની છાયા ગણશું ?

૫

'મારી અનુભવકથા'ની ગદ્યઘટનાની સમૂળગી ઇબારત બોલચાલના વાચિક સ્તર પર નિર્ભર છે. આવાં ચરિત્રાત્મક ઉક્તિપૂત ગદ્યના અન્ય નમૂનાઓ સાથે એને સરખાવીએ તો એનો ઉટાંક નીકળે. ગાંધીજી, મુનશી, ચં.ચી. વગેરે અતિશિક્ષિત શિષ્ટ લેખકોની ચરિત્રકૃતિઓની સાથે આ પુસ્તકની તુલના જ સર્વથા અપ્રસ્તુત બની રહે, કેમ કે એ સૌ ચરિત્રોનું મૂલાધારચક્ર જ પ્રસ્તુત કથાથી નિરાળું છે. એટલે, જોકે વિચિત્ર લાગે તેવું, છતાંયે ગદ્યની સરખામણી માટે એ સંગત ઉદાહરણ તો નારાયણ હેમચંદ્રની ચરિત્રકૃતિ 'હું પોતે'નું ગણાય. બન્નેની કુંડળીમાં ભણતરનો કારક ગુરુ, શત્રુગ્રહની દૃષ્ટિવાળો ને ખારે પડેલો હશે જ ! આ ઉપરાંત ગૃહત્યાગો (વાચ્યાર્થે બહુવચન), ઊગતી ઉંમરમાં રઝળપાટ, દેશવિદેશમાં લાગલગાટ અટનો, તીવ્ર જિજ્ઞાસા ને ગ્રહણશીલતા, અતૂટ સાહસ ને ધૈર્ય, ઝંઝાવાતી સંઘર્ષો ને સંસ્કારવિતરણના ધખારા : આટલી બાબત પૂરતા તો ચરિત્રકાર અને નારાયણ હેમચંદ્ર સમાન તરંગ-સીમા(wave-length) પર વિચરતા દેખાશે. આમ છતાં ઉભયની અંગત ઉપલબ્ધિઓ અને બિનંગત યોગદાન નિરનિરાળાં છે. બન્નેનાં વ્યક્તિત્વો પણ સામસામે છેડે બેસે તેવાં. નારાયણ હેમચંદ્ર તો ફરતલ, બાલિશ ગણાય તેટલા ભોળા, લઘરામાં ખપે એટલા સાદા, બિનવ્યવહારુ, નિઃસાધન ઓલદોલ આદમી; જ્યારે નાનજીભાઈ કુશળ જ નહિ, સફળ ઉદ્યોગપતિ, વ્યવહારવિદગ્ધ ને ઊંડી કોઠાસૂઝ ધરાવતા અતિસંપન્ન શ્રેષ્ઠી. કાર્યક્ષેત્ર, રુચિતંત્ર ને આચારરીતિ(manners)ની બાબતમાં પણ બન્ને વચ્ચે ખાસ્સી ભિન્નતા. આમ છતાં ચરિત્રનિરૂપણના વાહનરૂપ ભાષાઘટનાની મૂળભૂમિકામાં બન્નેનાં અત્યલ્પ શિક્ષણ, અવરોધક સંઘર્ષો ને અન્ય એતદ્દેશીય પરિબળો રહ્યાં છે, એ બધાં તુલના માટેનાં આધારસૂત્રો બની શકે. હવે જો આ છાબડે બન્નેની ચરિત્રકૃતિની ગદ્યઘટનાને જોખીએ તો, પ્રસ્તુત ચરિત્રકારનું પલ્લું હેઠું નમતું જણાશે. નારાયણ હેમચંદ્રનું ગદ્ય ઊટક્યા વગરનું, આંતરે આંતરે ઝોલા ખાતું ને અંગ્રેજી, બંગાળી લઢણોનાં ઉછીનાં વસાણાં વાપરતું ઉધારિયું ગદ્ય છે; એને મુકાબલે નાનજી શેઠનું ગદ્ય, રાણીછાપના રૂપિયા જેવું ટકોરાબંધ, રોકડિયું ને બહોળો વેપાર ખેડનારું, ચડિયાતા વક્કલનું ગદ્ય કરે છે.

❑

## સાભાર સ્વીકાર

પાર્શ્વ પ્રકાશન (નિશા પોળના નાકે, ઝવેરીવાડ, રિલીફરોડ, અમદાવાદ-૧)નાં

મરણટીપ : (બીજી આવૃત્તિ) માય ડિયર જયુ, કિં. રૂ. ૨૫; કમળપૂજા : લે: કિં. ઉપર પ્રમાણે; ઝુરાપાકાંડ : લે : કિં. ઉપર પ્રમાણે; સ પશ્યતિ : લે. ઉપર પ્રમાણે કિં. રૂ. ૩૦; મત્સ્યવેધ : લે. નરેન બારડ, કિં. રૂ. ૩૦.

વિજય શાસ્ત્રી

આધુનિક રશિયન નવલકથાકારો માટે કહેવાય છે કે તેઓ બધા ગોગોલના ઓવરકોટમાથી નીકળ્યા છે તેમ સામ્પ્રત ગુજરાતી નિબધકારો માટે પણ સહેજ અતિશયોક્તિનો આશ્રય લઈને કહી શકાય કે એ બધા સુરેશ જોષીકૃત 'જનાન્તિકે'માથી નીકળ્યા છે આ વિધાન કોઈ ટીકાના અર્થમા નથી પણ સાઠોત્તરા ગુજરાતી નિબધનો ચહેરોમહોરો રચવામા 'જનાન્તિકે'ની સામગ્રીએ જાણ્યેઅજાણ્યે અને સીધો-આડકતરો પ્રભાવ પાડ્યો છે એની નોંધ આવા વિધાન વડે લેવામા આવે છે 'ઘાસના ફૂલ'મા તેના લેખક પ્રવીણ દરજીએ પચીસ નિબધો સગ્રહ્યા છે ડૉ દરજી આપણા નિબધ સાહિત્યના નોધપાત્ર અભ્યાસીઓમાના એક છે, પરિણામે નિબધસ્વરૂપને તેમણે સવિશેષ આત્મસાત્ કર્યું છે કોઈ પણ લેખક પરપરાને યથાશક્તિ સેવતો હોય છે અને સાથે જ છોડતો પણ હોય છે સાહિત્યનો જે પ્રકાર એ સર્જતો હોય તેની મૂળભૂત લાક્ષણિકતાઓનુ ડોળિયુ તે અપનાવે છે અને પૂર્વનિશ્ચિત ઢાચામા તે સક્રિય અને મૌલિક સર્જકતા પ્રગટાવતો હોય છે 'ઘાસના ફૂલ'માના નિબધો પણ વિષય, શૈલી અને ઢાચો પરંપરામાથી મેળવીને લખાયા હોવા છતા પણ વૈચારિક અને સાવેદનિક સ્વકીયતા દાખવતા હોવાથી રસાત્મક બની શક્યા છે પચીસેય રચનાઓનુ વિષયદષ્ટિએ વર્ગીકરણ કરીએ તો તેમા પ્રકૃતિ, સસ્કૃતિ, કળાસમીક્ષા, વ્યક્તિચિત્રો અને અતીતરાગ – nostalgia – જેવા પૂર્વ સૂરિઓ વડે ખેડાયેલા વિષયો જ અહીં મોજૂદ છે પણ આ પૂર્વપ્રાપ્ત વિષયોમા નિબધકાર પોતીકાપણુ અને ચમત્કૃતિ કઈ રીતે આણે છે તેની તપાસ સુખદ બને તેવી છે

૧

'મારી ઇન્ડિપેન' વિશે, અનુક્રમમા એ પ્રથમ છે એટલે નહિ પણ એની જોડે બેસે એવો બીજો કોઈ નિબધ (આ સગ્રહમા) મળતો નથી એ અર્થમા તેને અ જોડ ગણી થોડીક નોંધ કરવી જરૂરી માની છે આ નિબધોને personal essay — અગત નિબધ—ની સજ્ઞા વડે ઓળખાવવા માટે આ નિબધ આગળ ધરી શકાય ઇન્ડિપેન જેવા પદાર્થ વિશે ચોક્કસ પ્રકારના સવેદનો અનુભવી તેને ભાવકોશમા સમાવી લેવા એ સર્જકપુરુષની પ્રકૃતિ છે સાદા શબ્દોમા કહીએ તો જે પદાર્થ પોતાની સામાન્યતાને કારણે કશા વિચાર કે સવેદનનો આશ્રય બની શકે નહિ એવો લાગતો હોય તેને પણ વિચાર અને સવેદનાનો આધાર બનાવી શકવાની ક્ષમતા સાચા નિબધકારમા હોય છે ઇન્ડિપેન વિશે આપણા લેખક નોધે છે કે પહેલવહેલી વાર જ્યારે ચૅમ્પિયન ઇન્ડિપેન હાથમા આવી ત્યારે "એ આખી રાત લગભગ જાગ્યો હોઈશ" (પૃ.૩) આ પ્રકારનુ કથન તો સામાન્ય જ ગણાય પણ તેની પછી આવતુ વાક્ય છે "એ મીઠો ઉજાગરો હજુય આખના એક ખૂણામા સતાઈને પડ્યો છે" (પૃ ૩) થોડુક વિગતે આ વાક્યનુ ચર્વણ કરીએ તો કેટલાક અર્થસકેતો ચમત્કૃતિ નિષ્પન્ન કરે તેમ છે ઉજાગરાને 'મીઠો' વિશેષણ અપાયુ તે શૈશવકાલીન મુગ્ધતાનું સૂચક બને છે, ઉપરાત એ મુગ્ધતા હવે રહી નથી તેનો ઝુરાપો પણ સૂચવે છે વળી ઉજાગરાને એક ખૂણામા 'સતાઈને' પડેલો દર્શાવવામા પણ આવી મુગ્ધતાસભર સ્મૃતિઓ માટેનો અનુરાગ સૂચવાય છે, વધારામા આજના સવેદનશૂન્ય જગતમા આવી મુગ્ધતા 'સતાડીને' જ રાખવી પડે એવી જે પરિસ્થિતિ પ્રવર્તે છે તે પણ સૂચિત થાય છે આમ, નિબધનુ ગદ્ય ભાવવાચક બને છે ભાવકના આસ્વાદની ભૂમિકા આવા ભાવવાચક વિધાનોમા જ રહેલી છે થોડેક આગળ ચાલીએ તો વર્ષો પછી આ ઇન્ડિપેન લેખકને મન "કોઈ પ્રાચીન કિલ્લાની જેમ ઘણુ બધુ સગોપીને" બેઠેલી લાગે છે આ વિધાનમાં સ્મૃતિના

ઉદ્રેકને કારણે ઇન્ડિપેનનું કિલ્લામાં થતું shifting પણ આપણા રસનો વિષય બની રહે છે.

વિષયની સામાન્યતાને દર્શનવર્ણનની ચમત્કૃતિને કારણે સાંપડતી અસામાન્યતાનું બીજું દૃષ્ટાન્ત 'ખિસકોલીઓ' નામનો નિબંધ છે. અતિપરિચિત એવા આ ચંચલ પ્રાણી માટે લેખકની વિચારણા અને સંવેદના વર્ણનના કેટલાક ચમકારા દેખાડતી પ્રવર્તે છે. વિચાર કરતાં સમજાય છે કે ખિસકોલીઓમાં માનવભાવોનું થયેલું આરોપણ રસપ્રેરક બને છે. જેમ કે "કોઈક નાના નાના પગે દડબડ-દડબડ દોડી રહ્યું છે. કોઈક દાદાજીનો ડંગોરો લઈને ઘોડો-ઘોડો રમી રહ્યું છે. કોઈકના મોટા જોડામાં નાના-નાના પગ નખાયા છે ને તે ઘસડાતું ચાલે છે. કોઈક ટાબરિયું જાણે કે નિશાળેથી આવીને દફતર ફેંકીને ઝટ દોડતું આવીને ઝાડ ઉપર આંબલી-પીપળી રમી રહ્યું છે" (પૃ. ૫૫).

૨

પ્રકૃતિ તો આદિકવિ વાલ્મીકિના સમયે જે હતી તેની તે જ રહી છે. નગણ્ય ફેરફારો તેમાં અલબત્ત થયા હશે પણ તેના મૂળભૂત સ્વરૂપને બદલી નાખે એવા ફેરફારો થયા નથી. આમ છતાં સાહિત્યમાં પ્રકૃતિવર્ણનો ખૂટતાં નથી તેનું કારણ એ છે કે પ્રત્યેક સર્જક પ્રકૃતિને 'પોતાની' દૃષ્ટિએ નિહાળે છે અને નિરૂપે છે. પરિણામે સર્જક બદલાય તેમ તેમ દૃષ્ટિ બદલાય અને દૃષ્ટિ બદલાય તેમ તેમ દર્શન પણ બદલાય. ફિનોમિનોલોજીના સિદ્ધાન્ત પ્રમાણે પદાર્થનું સ્વરૂપ તેના જોનારના બદલાવા સાથે બદલાતું હોય છે. અને તેથી જ વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, ટાગોર, કાલેલકર, સુરેશ જોષીમાં આપણને એક જ પ્રકૃતિનાં એકથી વધુ રૂપો સાંપડ્યાં છે. સર્જકચેતનાની આગવી મુદ્રા વર્ણનમાં બદલાવ લાવે છે. ચન્દ્ર આપણા સાહિત્યમાં એટલો બધો છવાઈ ગયો છે કે તેને સ્થાપિત હિત કહેવામાં અચકાટ થતો નથી. ભાગ્યે જ કોઈ સર્જક એવો હશે જેણે ચન્દ્રને છંછેડ્યો નહિ હોય. 'ઘાસનાં ફૂલ'માં આમ છતાં ચન્દ્રવિષયક નિબંધ આવે છે ત્યારે ઉપર કહ્યું તેમ તેના સર્જકના પોતીકા દર્શનને લીધે આગળ જે ચન્દ્રો આપણે દીઠા હોય તેનાથી જુદા એવા ચન્દ્રને મળવાનું થાય છે. લેખક પોતે પણ આ સિદ્ધાન્ત પોતાની રીતે સમજાવતાં નોંધે છે કે "આ ક્ષણે ચિત્તની કંઈક સ્થિતિ જ એવી છે કે આ ચાંદની સાવ નવી નવી—એક જુદા અર્થમાં નવી લાગે છે. આ ચન્દ્ર થાકી ગયો છે હવે... કદાચ આપણા સૌ તરફ જોઈને !" (પૃ. ૧૭). આમ કહ્યા પછી આવા સૌન્દર્યમય પદાર્થની હાજરીમાં જ પૃથ્વી પર ચાલતી કુત્સિત લીલાઓની યાદી આવે છે, જેમાં હત્યા, ગરીબાઈ, સ્પર્ધાઓ, આત્મહત્યા, સતીપ્રથા, અંધશ્રદ્ધા વગેરે enlist થયાં છે. આ પણ ચાંદનીનું વરવું છતાં નવું સ્વરૂપ છે. આ નિબંધકાર પ્રકૃતિની રમણીયતા પ્રત્યે ઉદાસીન નથી. બીજી તરફ વાસ્તવિકતાની ભયાનકતા, બીભત્સતા પ્રત્યે પણ તે ઉદાસીન નથી. વાસ્તવની ગલીચતાએ તેના પ્રકૃતિના અનુભવની રમણીયતાને પણ અભડાવી નાખી છે.

પ્રકૃતિવિષયક નિબંધોમાં 'દરબાર અને દરબારીઓ'નો પણ સમાવેશ કરી શકાય. હળવી, રમતિયાળ, ભાર વગરની પ્રસન્ન શૈલીએ વિવિધ વનસ્પતિઓને માનવભાવો વડે તેમણે સંબોધીને આત્મીયતાનો જે રણકો ઉત્પન્ન કર્યો છે તે આસ્વાદ્ય બને છે. જૂઈ, બા-શતાવરીબહેન જેવાં સંબોધનો પછી બંનેને દક્ષ અને પક્ષ્મ કહેવામાં આવી જતો શ્લેષભાવ રુચે તેવો છે. આ તો એક દૃષ્ટાંત છે પણ ગુલાબ, કુંવારપાઠું, નાગમણિ, કાનકૂટી, ટ્રેડિસ્કેન્ટિયા, જાંબુડિયો, કેક્ટસ વગેરેમાં યથારૂપગુણ થયેલાં માનવભાવારોપણો સહૃદયને જચી જાય તેવાં છે. સાહિત્ય, ફિલ્મ, ચિત્ર અને શિલ્પ નાટકાદિ કલાઓની કેટલીક કૃતિઓના આસ્વાદમૂલક નિબંધો પણ 'ઘાસનાં ફૂલ'માં છે. જેમાં ફ્રૅંક ડેફિલિટ્ટાની નવલકથા પરથી બનેલી ફિલ્મ 'ધ એન્ટિટી', શૂદ્રકના 'મૃચ્છકટિક' નાટક, પ્રખ્યાત ચિત્રકાર હેન્રી મૂરેની શિલ્પ-ચિત્ર-કૃતિઓ, બાવકાનાં શિલ્પોનો સમાવેશ થાય છે. 'ધ એન્ટિટી'માં કશાક અગમ્ય અકળ તત્ત્વનું અસ્તિત્વ ફક્ત અભિનયકળાની ઉત્કૃષ્ટતા વડે તેની નાયિકા બાર્બરા હર્શે પ્રગટ કરી આપ્યું છે. ભયની અનેક છાયાઓ તેણે કેવી રીતે

'ઉદ્દેશ'ને
શુભેચ્છાઓ

આર. ટી. ડાયમન્ડ્ઝ
હરીશ ડાઈંગ સામે
નવી સિવિલ પાછળ
સૂરત

સૌજન્ય : શ્રી પ્રફુલ્લ કે. જૈન

### ઓટી

*પિતાજી ધોતિયાની ઓટીમાં*
*રાખતા તપખરની ડબ્બી*
*ને પછી ક્યારેક તે ભૂલી જતા.*
*બધે શોધ્યા પછી*
*તે ઓટીમાંથી જ મળતી.*
*મા હસતી : 'કાંખમાં છોકરું ને...'*
*ક્યારેક ધોતિયું સરખું કરવા જતાં*
*ડબ્બી ઓટીમાંથી*
*લીંપણવાળી ભોંય પર પડી જતી.*
*રજ અને છીંકણીની ભેળસેળ*
*'ડબ્બી ખિસ્સામાં રાખતાં શું થાય છે ?'*
*મા બબડતી.*
*પિતાજી ખિસ્સાંવાળાં વસ્ત્રો જ*
*કયાં ઝાઝાં પહેરતા હતા ?*
*પહેરે તોયે શું રાખે ખિસ્સામાં —*
*તપખીરની ડબ્બી સિવાય ?*
*માત્ર એક વાર તેમનું ખિસ્સું કપાયેલું*
*બહારગામની બસમાં.*
*સાઠેક રૂપિયા ગયેલા તે જમાનાના.*
*દોષ દીધેલો કફની-બંડીને*
*'આના કરતાં તો ઓટી સારી.'*
*ધોતિયું તો હુંય પહેરું છું (ઘરમાં !)*
*પણ ઓટીમાં રાખવા જેવું યે શું છે મારી પાસે ?—*
*સિવાય કે આ...!*

ભગવતીકુમાર શર્મા

❊

### ઝાકળોની વેલ

*ઝાકળોની વેલ દ્વારે ઝૂલવા લાગી હશે !*
*ફૂલની એકેક બારી ખૂલવા લાગી હશે !*

*"મુગ્ધતા હું !" યૌવનોને દ્વાર તું બોલી હશે,*
*નાવ મારા સંયમોની ડૂબવા લાગી હશે !*

*ભાર લજ્જાના, ઢળેલી આંખ, રાતા ગાલ પર*
*સાંજ વ્યાપેલી "થયું શું ?" પૂછવા લાગી હશે !*

*તેં ચણેલી, તે જ પડઘાતી દીવાલો મૌનની —*
*"છે પ્રણય, હા છે પ્રણય !"થી ગુંજવા લાગી હશે !*

નિર્મિશ ઠાકર

### થોડાક અંતર માટે પ્રાર્થના

*રૂપ તારું રાખી આટલે અંતર, જોવી રહી નિત મારે,*
*આટલું અંતર આપણી વચ્ચે જાળવવું પ્રિય, તારે;*
*આટલું અંતર માગી લઉં છું*
*રમ્યના સમ્યક ભોગે,*
*એકમેકમાં નથી ભળી જાવું*
*ઝટપટ કેવળ યોગે.*
*અહીંથી તવ રૂપ લાગે ઉગામ્યું તીક્ષ્ણ ફળાશી ધારે.*
*નાહીં અડોઅડ અદ્વૈતે ને*
*નાહીં અગોચર દૂરે,*
*અધવચ્ચે રહી છો ને અંતર*
*થોડુંક ધડકે ઝૂરે;*
*તું અદ્‌ભુત અચરત; હું પામું અહીંથી કો ઊંડી ફાળે.*

ઉશનસ્

❊

### શણગાર છે

*નામ તારું હોઠનો શણગાર છે*
*અંધકારે દીપનો ચમકાર છે*
*એમને ના કોઈની દરકાર છે*
*જેમનું જીવન સતત ઉપહાર છે*
*રાહબર છે તું જ તારો આ જગે*
*સાવ કાચો પારકો આધાર છે*
*રાસલીલા પ્રેમની એ માણતા*
*હાથ જેઓ બાળવા તૈયાર છે*
*ઓટ ને ભરતી થકી સાગર બને*
*જિંદગીનો એ જ સાચો સાર છે*
*જે ભીતરથી ભીંજાઈને આવતા*
*તેમની હરપળ પછી તહેવાર છે*
*વેદનાની વાવને માપો નહીં*
*અહીં પગથિયાંથી બધો વ્યવહાર છે*

બકુલ ર.

Uddesh (A literary, cultural monthly) April 1995 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/ 920

## નચિકેતાનું વરદાન

*જવાન આફ્રિકન ભેંસનું રૂપ ધરીને પૃથ્વી*
*પોતાનું ટીપેલા તાંબાનું બનેલું શીંગડું, સહેજે ડર્યા વિના, રમતિયાળ પણે,*
*હજી તો જેની પીઠ પરથી યમરાજા પૂરા ઊતર્યા એ નથી એવા માતેલા પાડાના પડખામાં અથડાવે છે.*

*"નચિકેતા આવી ગયો હશે" એવું ઝડપથી બોલતા ધર્મદેવ*
*પોતાના પાશને જનોઈ જેમ ખભે નાખી*
*મહેલના પગથિયાં સડસડાટ ચઢી જાય છે*
*ઉપર*



*અંધારાના ભરપૂર શરીરની વિશ્વાસ જગાડતી ભીંસમાં*
*અમાસની રાત ઉત્તેજિત થઈ જાય છે ને પોતાની કંઝકુપ કંદરામાં*
*વીર્ય જેવા સફેદ અંદરસને અનાગતમાંથી આવકારે છે*
*એના ભર્યાભર્યા સ્તનોના ગોળાવ પર પરસેવે ઊપસી આવેલા*
*ઝગમગતા તારાઓના ખારા ખારા ટીપાંથી*
*અંધકારપુરુષ પોતાના હોઠ, મૂછ અને દાઢી ભીના ભીના કરી લે છે*
*પિંગળી સિંહણો, રાતી વીછણો અને માટીની કરાડો જેવી કાળી હાથણોના શરીરોની દુનિયામાં*
*આત્માને દુર્લભ આકારો મળે છે*
*તપોભ્રષ્ટ ઋષિનું કોપેલું વીર્ય, પડિયો ભરીને પી જાય છે કલબલતી નિર્ભય પંખિણીઓ.*

*ઉતાવળા ને ભોઠપ અનુભવતા યમરાજની ઝંખવાયેલી નજર જેના પર પડી નહિ,*
*એવો નચિકેતા*
*યમસદનના પહોળા પગથિયા પર બેઠો બેઠો જ*
*માદલી ગાયો વિશેના વિચારો છોડી દે છે*
*ને પોતાના મૂળ પ્રશ્નનો જવાબ પામી જાય છે*
*ને બીજું કોઈ વરદાન માગ્યા વિના જ, લાંબી મુસાફરીથી તરસ્યો ને રજોટાયેલો,*
*એ રાતોરાત પોતાના ગામના કૂવાકાંઠે પાછો આવે છે, ને વાટ જુએ છે*

૨૦-૩-૯૫

સિતાંશુ યશશ્ચંદ્ર

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પાંચમું : અંક દસમો

મે : ૧૯૯૫

તંત્રી
રમણલાલ જોશી

૫૮



# ઉદ્દેશ

વર્ષ પાચમુ અક દસમો સળગ અક ૫૮

## અનુક્રમ મે ૧૯૯૫


પચમહાવ્રત — રમણલાલ જોશી — ૩૬૮
સાપ્રત પ્રવાહો — તત્રી
 સમન્વય ટ્રસ્ટનો અભિવાદન સમારભ — ૩૭૧
 વડોદરામા પિતા પુત્રના કાર્ટૂનોનુ પ્રદર્શન — ૩૭૧
 વડનગરમા જુનિયર ચેમ્બર્સ તરફથી સાહિત્યકાર કલાકાર અને સમાજસેવક વગેરેનુ સન્માન — ૩૭૧
 વ્યવહારોપયોગી ગુજરાતી ગુજરાતી શબ્દકોશનુ વિમોચન — ૩૭૧
 પુસ્તકમેળો પુસ્તિકા — ૩૭૨
'ઋગ્વેદ'મા કવિ, કાવ્યનિર્મિતિ, કાવ્ય — હરિવલ્લભ ભાયાણી — ૩૭૩
મારા સતી — રામચન્દ્ર પટેલ — ૩૮૦
ઓસરી જવુ — હેમન્ત દેસાઈ — ૩૮૦
બે કાવ્યો — યોગેશ જોષી — ૩૮૦
"જાગીને જોઉ તો. — દુષ્યન્ત પડ્યા — ૩૮૧
ઉપાધ્યાય યશોવિજયજીની જીવનસિદ્ધિ — જયત કોઠારી — ૩૮૫
પ્રીત, એક અક્ષય પ્રવાહ — ઉશનસ્ — ૩૮૩
હે સુખદુઃખના પ્રાણી — શ્રીકાન્ત માહુલીકર — ૩૮૩
ગઝલ — ઉમેશ દવે — ૩૮૩
મહાનગર — પ્રેમેન્દ્ર મિત્ર, અનુ ચદ્રકાન્ત મહેતા — ૩૮૪
શિશિર — યોસેફ મેકવાન — ૩૮૮
વિસ્તરતી સીમાઓ — ચન્દ્રકાન્ત ટોપીવાળા — ૪૦૦
સ્વાધ્યાય અને સમીક્ષા
 ઘટસ્ફોટ વાચવા-વાગોળવા જેવી મેગાનોવેલ — બાબુ દાવલપુરા — ૪૦૨
 'પવનના વેશમા' એક પ્રતિભાવ — હરીન્દ્ર દવે — ૪૦૬
 હરિરસ ભક્તિકવિતાનો કમનીય સપુટ — ચન્દ્રકાન્ત જોશી — ૪૦૭
જન્મદિને — રતિલાલ છાયા — પૂ પા.૩
ગઝલ — અમૃત ઘાયલ — પૂ પા.૪



પ્રકાશક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લે આઉટ ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ ૩૮૦ ૦૦૯ ☎ ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ


❖ 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે

❖ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે

❖ આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે

❖ વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦ (સીમેલ) રૂ ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦

❖ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોટેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.

❖ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે

❖ છૂટક નકલ રૂ ૧૨ પોસ્ટેજ સાથે

❖ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ
'ઉદ્દેશ' કાર્યાલય,
૨ અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
ફોન ન ૭૪૫૨૦૨૭ ૭૪૫૬૨૭૭

❖ લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.

❖ 'ઉદ્દેશ'ના લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન ૩૮૧૨૩૦ ૭૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્ડ
૬૨ કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન ૫૩૫૪૫૮૬

ઉદ્દેશ

મે ૧૯૯૫

सर्वभाषा सरस्वती



## પંચમહાવ્રત

આપણાં શાસ્ત્રોમાં વ્રતોનો મહિમા સુવિદિત છે. વિવિધ વ્રતોમાં પંચમહાવ્રતોનો ખાસ મહિમા છે, કારણ કે જીવનની સાધનામાં આ પાયાની વાત કરે છે. આ વ્રતોના પાલનથી માણસ એના જીવનની સાર્થકતા સિદ્ધ કરે છે. જીવન એ પરમાત્માની મહાન બક્ષિસ છે. કરુણતાથી ભરેલા માનવજીવનમાં સાચી શાંતિ, સાચું સુખ, સાચો આનંદ અધ્યાત્મમાર્ગે વળવાથી જ પ્રાપ્ત થાય છે. આ પાંચ વ્રતો તે સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં એનું નિરૂપણ થયું છે. જૈન દર્શનમાં પણ આ જ મહાવ્રતો છે. અર્વાચીન સમયમાં મહાત્મા ગાંધીજીએ 'મંગલપ્રભાત'માં એનો મહિમા કરેલો છે. આ વ્રતોનું સાધુઓ પૂરેપૂરું પાલન કરે છે પણ સંસારી જનો એનું મર્યાદિત પાલન કરે છે અને એમ ક્રમશઃ સાધનામાં આગળ વધે છે. પહેલું વ્રત સત્ય છે. પરમાત્મા સત્યસ્વરૂપ છે. આ એક જ સાચું તત્ત્વ છે. બીજું બધું માયાવી છે. પરમ સત્યના સાક્ષાત્કાર માટેની સાધનપ્રણાલીમાં એક સાદી વાત તે સાચું બોલવું એ છે. આમ તો એ ખૂબ સરલ વસ્તુ છે પણ પાળે તો આપોઆપ બીજા સદ્‌ગુણો એનામાં આવે છે. સાચું બોલનાર પ્રત્યેક શબ્દ તોળી તોળીને બોલે છે. કશું સંદિગ્ધ બોલતો નથી. કશું દ્વિ-અર્થાત્મક બોલતો નથી. જો તેણે સાચું જ બોલવાનું હોય તો કશું એ છુપાવી શકતો નથી. એની જીવનરીતિ ઉપર આપોઆપ નિયંત્રણ આવે છે. હું ભણતો હતો ત્યારે વડોદરામાં એક મસ્તાના મહારાજ નામે સાધુનો પરિચય થયેલો. ભગવાનની પ્રાપ્તિ માટે એક જ માર્ગ તે બતાવતા. તેમનું સૂત્ર હતું : 'સત્ય બોલ અને સ્મરણ કર.' જ્યારે બોલવાનું ન હોય ત્યારે પરમાત્માનું સ્મરણ કરવું અને બોલવાનું થાય ત્યારે સાચું બોલવું. બંને ક્રિયા એક જ છે એમ તે કહેતા. અને તે સત્યસ્વરૂપ પરમાત્મા પ્રત્યેની અભિમુખતા. સાચું બોલનાર કદાપિ જૂઠું કામ કરી ન શકે.

આપણે પરમાત્માની વાત કરીએ છીએ પણ માયાનુ આવરણ નડે છે એકાત્મભાવે પ્રભુ પ્રત્યેનુ અભિસ્મરણ હોય તો એની અનુભૂતિ હસ્તામલકવત્ છે પ્રભુ જ પ્રેમનુ નિધાન છે એ સર્વભાવે નિ.શેષ પ્રેમ માગે છે આપણને સસારી જનોને થોડી દુનિયાદારી જોઈએ છે ને થોડો પ્રભુ જોઈએ છે આ બે ચીજોને તમે સાથે રાખી નહિ શકો એમ બાઇબલમા કહ્યુ છે

બીજુ વ્રત તે અહિંસા છે અહિસાનુ તત્ત્વ સૂક્ષ્મ છે એથી ગાધીજી સત્ય અને અહિંસાને એકરૂપ માનતા. અર્થાત્ અહિંસા અને સત્ય એક સિક્કાની બે બાજુ જેવા છે પરતુ સસારમા કોઈ ને કોઈ રૂપે હિંસા થતી જ હોય છે માનવજીવનનુ સ્વરૂપ જ એવુ છે અહિસા એ મન, કર્મ અને વચનથી પાળવાની બાબત છે વ્યક્તિ એ સમાજનો ઘટક છે સમાજમા રહીને જીવન જીવવાનુ હોય છે એટલે કોઈ ને કોઈ રીતે જાણ્યેઅજાણ્યે હિંસા થતી હોય છે અહિંસક માણસ કોઈ પણ જીવની હિંસા ન જ કરે પણ મનથી પણ હિંસક વિચારો ન કરે સાધનામા સૌથી પ્રથમ જરૂરિયાત મનને કેળવવાની છે 'દુર્નિગ્રહ ચલમ્ એવા મનને વશ કરવાનુ છે અને આ કામ સ્વય ભગવાન કહે છે તેમ વાયુને રોકવા જેવુ દુષ્કર છે ત્રીજુ વ્રત તે અસ્તેય છે અસ્તેય એટલે ચોરી ન કરવી તે. જરૂરિયાત કરતા વધારે વાપરવુ એ પણ ચોરી છે એટલે સાધકે એનાથી દૂર રહેવુ. સયમનો ગુણ આપોઆપ એમાથી ઉદ્ભવે છે બ્રહ્મચર્યનુ મહત્ત્વ સુવિદિત છે બ્રહ્મચર્ય એટલે બ્રહ્મમા ચર્યા. શ્રીમદ્ શકરાચાર્ય કહે છે તેમ વાસનાઓનો સર્વથા ત્યાગ કરવો એ શમ કહેવાય છે અને બાહ્યવૃત્તિઓનો નિગ્રહ કરવો એ દમ કહેવાય છે વિષયોથી પરાઙ્મુખ થવુ એ જ પરમ ઉપરતિ છે બ્રહ્મચર્ય વ્રત, આ રીતે પ્રભુમા જીવવાનો કીમિયો બતાવે છે છેલ્લે આવે છે અપરિગ્રહ એનો અર્થ પરિગ્રહ ન રાખવો એવો થાય છે પણ સમાજમા જીવવા માટે કોઈ ને કોઈ રીતે પરિગ્રહ થતો જ હોય છે એમાથી ક્રમે ક્રમે મુક્ત થવુ, શક્ય તેટલો ઓછો પરિગ્રહ કરવો એવુ સૂચન એમા રહ્યુ છે

આ રીતે પચમહાવ્રત જીવનસાધનામા, જીવનની ચરિતાર્થતાનો અનુભવ કરવામા અત્યત ઉપકારક છે

('નવનીત સમર્પણ'માંથી સાભાર) રમણલાલ જોશી

તંત્રી

## સમન્વય ટ્રસ્ટનો અભિવાદન સમારંભ

સમન્વય ટ્રસ્ટ તરફથી અમદાવાદના ટાગોર મેમોરિયલ હૉલમાં તા. ૨૨ એપ્રિલ '૯૫ના રોજ હુસેન-દોશી ગુફાના દ્રષ્ટા અને સ્રષ્ટા કલાકાર એમ.એફ. હુસેન અને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલા સુપ્રસિદ્ધ સ્થપતિ શ્રી બાલકૃષ્ણ દોશીનો અભિવાદન સમારંભ સારી રીતે ઊજવાઈ ગયો. શ્રેષ્ઠી શ્રી શ્રેણિકભાઈ, હુસેન-દોશી ગુફાની વર્કિંગ કમિટીના ચેરમેન શ્રી ગુણવંતભાઈ મંગળદાસ, ધારાસભ્ય શ્રી હરેન પંડ્યા ઉપસ્થિત રહ્યા હતા. ખાસ આ સમારંભ માટે દિલ્હીથી આવેલા શ્રી એમ.એફ. હુસેન સમારંભમાં ઉપસ્થિત રહ્યા નહિ હોઈ એમના પુત્ર શ્રી શફાકે સન્માનનો સ્વીકાર કર્યો હતો. સમારંભમાં જણાવવામાં આવ્યું કે તેઓશ્રી ગાંધીનગર 'હમ આપકે હૈં કૌન' ફિલ્મ ચાલીસમી વાર જોવા ગયા છે ! (ગુજરાત રાજ્યની સ્થાપના પછી ગાંધીનગરમાં ઘણી ફિલ્મો ભજવાઈ છે, એવી કોઈ ફિલ્મના નિરીક્ષણમાં રોકાયા હોત તો કાંઈક સમજી શકાત !) પ્રેક્ષકો જ્યારે તેમને જોવાસાંભળવા આતુર હોય ત્યારે આવા કારણસર ઉપસ્થિત ન રહેવું એ શોભાસ્પદ ન ગણાય. આમ વર્તવાથી કલાકાર તરીકેની છાપ દૃઢ થશે એવો જો તેમનો ખ્યાલ હોય તો તે ભૂલભરેલો છે. ગમે તેવા મહાન કલાકારને પણ સામાજિક ઉત્તરદાયિત્વ છે. સન્માનિત બંને મહાનુભાવોને અભિનંદન. આ પ્રસંગે શ્રીમતી કલ્પના ભરતે સુંદર કંઠ્યસંગીત રજૂ કર્યું હતું. 'સંગીત-સંધ્યા' સંગીત-રાત્રિ જ બની ગઈ ! સમન્વય ટ્રસ્ટના મૅનેજિંગ ટ્રસ્ટી શ્રી રજની વ્યાસને આવો અભિવાદન કાર્યક્રમ યોજવાનું સૂઝ્યું અને દૃષ્ટિપૂર્વક આયોજન કર્યું એ માટે તેમને પણ અભિનંદન ઘટે છે.

## વડોદરામાં પિતા-પુત્રનાં કાર્ટૂનોનું પ્રદર્શન

તા. ૧૫ એપ્રિલ '૯૫ના રોજ કવિ અને કટાક્ષ-લેખક શ્રી નિર્મિશ ઠાકર અને તેમના ૭ વર્ષના પુત્ર નીરવનાં કાર્ટૂનોનું પ્રદર્શન યોજાઈ ગયું. નીરવે ત્રણ વર્ષની ઉંમરથી જ કાર્ટૂનો દોરવાં શરૂ કરેલાં. આ પ્રદર્શનમાં તેણે તૈયાર કરેલ ૪૦ ફૂટ લાંબું કાર્ટૂનચિત્ર પણ રજૂ કર્યું હતું. કદાચ વિશ્વમાં આ સૌથી લાંબી કાર્ટૂન-સ્ટ્રિપ હશે. શ્રી નિર્મિશ ઠાકરે અગાઉના અને હાલના ૭૦ જેટલા સાહિત્યકારોનાં કૅરિકેચર્સ રજૂ કર્યાં હતાં. પિતા-પુત્રને અભિનંદન અને ચિ.નીરવને ખૂબ ખૂબ શુભેચ્છાઓ.

## વડનગરમાં જુનિયર ચેમ્બર્સ તરફથી સાહિત્યકાર-કલાકાર અને સમાજસેવક વગેરેનું સન્માન

વડનગર(ઉ.ગુ.)માં તા. ૭ મે '૯૫ના રોજ સર્વોદયી લોકસેવક ડૉ. દ્વારકાદાસ જોશી, વ્યંગ્યચિત્રોના કલાકાર શ્રી બંસીલાલ વર્મા, 'ચકોર', સાહિત્યકાર શ્રી રમણલાલ જોશી, ભાજપના મહામંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદી, આચાર્ય શ્રી કાન્તિ રામી, અધ્યાપક પી. જી. પટેલ વગેરેનું જાહેર સન્માન કરવામાં આવ્યું હતું. જુનિયર ચેમ્બરના ઉત્સાહી યુવાન પ્રમુખ શ્રી કમલેશ એચ. ત્રિવેદી આ પ્રકારની પ્રવૃત્તિઓ દ્વારા આનર્ત પ્રદેશની અસ્મિતાને જાગ્રત કરવાનો પ્રયત્ન કરે છે તે ધન્યવાદને પાત્ર છે.

## વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશનું વિમોચન

ભાષાનિયામકની કચેરી, ગુજરાત રાજ્ય, ગાંધીનગર તરફથી તૈયાર કરવામાં આવેલા 'વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશ'નું વિમોચન તા. ૧૬ મે '૯૫ના રોજ ગાંધીનગર ખાતે

મુખ્યમન્ત્રી શ્રી કેશુભાઈ પટેલના પટેલના હસ્તે થયુ હતુ. ભાષાનિયામકની અખબારી યાદી પ્રમાણે ગુજરાત સરકારે ૧૯૮૯મા ડૉ રમણલાલ જોશીના અધ્યક્ષપદે ડૉ. મધુસૂદન પારેખ, પ્રા. મોહનભાઈ શ. પટેલ, પ્રા. રતિલાલ સા. નાયક, ડૉ. ચન્દ્રકાન્ત શેઠ ભાષાનિયામક શ્રી કાલિદાસ ત્રિવેદી, સભ્ય-સચિવ નાયબ ભાષા નિયામકની સભ્યો તરીકે નિમણૂક કરી આ કોશ તૈયાર કરાવ્યો હતો. આ કોશ પાચસો પાનાનો છે અને એમા પચાસ હજારથી વધુ શબ્દોનો સમાવેશ થયો છે સામાન્ય લોકો, શિક્ષણ, સાહિત્ય અને સમાજ સેવાના ક્ષેત્રે કામ કરતા સૌ કોઈ આનો લાભ લઈ શકે એ માટે તેની કિમત માત્ર રૂ ૮૮ ૦૦ રાખવામા આવી છે

આ શબ્દકોશના વિમોચન સમારભમા સભ્યો ઉપરાત સર્વ શ્રી કે કા. શાસ્ત્રી, શ્રી યશવત શુક્લ, ડૉ. મફત ઓઝા, શ્રી હરિકૃષ્ણ પાઠક અને અધિક મુખ્ય સચિવ શ્રી અશોક ભાટિયા ઉપસ્થિત રહ્યા હતા. વિમોચન કર્યા બાદ મુખ્ય મત્રી શ્રી કેશુભાઈ પટેલે ગુજરાતી ભાષામા આપણા પ્રાચીન સસ્કાર-વારસાને અનુવાદરૂપે ઉતારવાની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો હતો અને ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે વિદ્વાનોના સૂચનોને આવકાર્યાં હતા પ્રજાકીય કામો અગેની ટૂકી ચર્ચામા પણ તેમની કોઠાસૂઝ પ્રગટ થતી હતી. સમારભ સારો થયો. સમારભમા સજોગવશાત્ ભાષાનિયામક શ્રી કાલિદાસ ત્રિવેદી ઉપસ્થિત રહી શક્યા ન હતા પણ સમારંભના અગાઉથી કરેલા દૃષ્ટિપૂર્વકના આયોજનમા તેમની અનુપસ્થિતિ વરતાતી ન હતી ! નાયબ ભાષાનિયામક શ્રી મહેન્દ્ર ભટ્ટ, શ્રી જ્યોત્સ્નાબહેન ઝવેરી વગેરેનો ઉત્સાહ અભિનદનીય હતો.

**'પુસ્તકમેળો' પુસ્તિકા**

૧૯૮૪મા પ્રગટ થયેલા ૫૦૦ ચૂટેલા ગુજરાતી પુસ્તકોની વિષયવાર — કક્કાવાર માહિતી આપતી પુસ્તિકા લોકમિલાપ ટ્રસ્ટે પ્રગટ કરી છે આ યાદીમા ભારતીય સગીતની સુદર ૭૫ કેસેટોનો પણ પરિચય આપેલો છે આ પુસ્તિકા વિનામૂલ્યે* મેળવવા માટે નીચેના સરનામે એક પોસ્ટકાર્ડ લખવાનુ જણાવાયુ છે લોકમિલાપ ટ્રસ્ટ, પો બૉ. ૨૩, ભાવનગર ૩૬૪ ૦૦૧

❑

'ઉદ્દેશ' કાર્યાલયના બદલાયેલા
ટેલિફોન નંબરો .

**૭૪૫૨૦૨૭ અને ૭૪૫૬૨૭૭**

સૌને નોંધ લેવા વિનતી

# 'ઋગ્વેદ'માં કવિ, કાવ્યનિર્મિતિ, કાવ્ય

(યાન હોન્ડાકૃત 'વેદિક લિટરેચર'ને આધારે*)

હરિવલ્લભ ભાયાણી

### ઋષિ, દ્રષ્ટા, કવિ

ભારતીય આધ્યાત્મિક પરંપરાની એક મૂળભૂત આસ્થા છે. તે એ કે એક પરમ સત્તા આપણા સમગ્ર વ્યવહારજીવનની સારભૂત, તેની આધારશિલા છે. એ પરમ સત્તાની પ્રત્યક્ષ અનુભૂતિ કરવામાં જ જીવનની સાચી અને પૂર્ણ સાર્થકતા છે એવો બોધપ્રબોધ હંમેશાં અપાતો રહ્યો છે. વ્યાવહારિક સત્યની પાર રહેલા એ અલૌકિક, પારમાર્થિક સત્યને પામવાની સતત મથામણ એ ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની એક પ્રમુખતમ લાક્ષણિકતા છે.

એ અદૃષ્ટ સત્તાનું દર્શન ઋષિઓ અને યોગીઓને સાધ્ય હોય છે — એમની સહજ આંતરદૃષ્ટિ વડે (સ્વધા વડે), અથવા તો અદ્ભુત સંકલ્પશક્તિને પરિણામે. એટલે તો ઋષિ 'દ્રષ્ટા' કહેવાય છે.

ઋષિને અને કવિને 'ઋગ્વેદ'માં એકરૂપ ગણ્યા છે. 'ઋગ્વેદ'નો કવિ ઋષિ કહેવાય છે, તે દ્રષ્ટા છે — એટલે કે પોતાની આંતરદૃષ્ટિથી તે દિવ્ય પરાત્પરનાં, તેમ જ અતીતનાં દર્શન કરી શકે છે.

સામાન્યતઃ 'જોવું' એવો અર્થ ધરાવતો દૃશ્/પશ્ય્ ધાતુ ઋગ્વેદમાં અનેક વાર સાધારણ માનવ-ચિત્તની પહોંચની જે બહાર છે તે આંતરસૂઝ માટે પણ વપરાયો છે[1] :

(૧) 'વિષ્ણુના એ પરમ પદને, વ્યોમમાં કોઈ દીર્ઘ ચક્ષુની જેમ, સૂરિઓ સદા જુએ છે.' (૧, ૨૨, ૨૦).

(૨) 'હે મિત્રાવરુણ, અમે પોતાની આંતરદૃષ્ટિથી, મનસથી, સોમનાં ચક્ષુથી, તમારા સુંદર, હિરણ્યમય આવાસને આ રીતે જોયો છે.' (૧, ૧૩૯, ૨).

(૩) 'વ્યોમનો આધારસ્તંભ ઋતસહિત જે સ્વર્ગનું રક્ષણ કરે છે એ કોણે સ્વધાથી જોયું છે ? (૪, ૧૩, ૫).

(૪) 'આ યજ્ઞનું પૂર્વે જેઓએ યજન કર્યું હતું તેમને અમારા પુરાણા પિતૃઓ, માનવ ઋષિઓએ માનસ ચક્ષુથી જોયા હતા એમ હું માનું છું. (૧૦, ૧૩૦, ૬).

ઋષિઓ દેવતાના સંપર્કમાં રહેતા હોય છે,[2] તે પ્રત્યક્ષ હોય તો તેને તેઓ સંબોધે છે, તેના મહિમાનું તેમને સાક્ષાત્ દર્શન હોય છે. દેવોને તેમના સ્તોત્રના ઉદ્ગાતા એવા પોતા પર કૃપા કરવા ઋષિઓ વીનવે છે. ઋષિઓ દેવોથી પ્રેરિત હોય છે; એટલું જ નહિ, ઋષિઓના પૂર્વજોને દેવોએ ઉત્પન્ન કરેલા છે, અથવા તો દેવોની સાથોસાથ તેઓ ઉત્પન્ન થયા હોવાનું પણ કહેવાયું છે.[3] ઋષિઓનાં સ્તોત્રો, તેમની વાણી દૈવપ્રેરિત આવિષ્કાર હોવાનું ગણાવાયું છે.[4] વેદો યાસ્કના સમયથી, એટલે ઈસુ પૂર્વે છઠ્ઠી શતાબ્દીથી તો અપૌરુષેય હોવાનું જે મનાયું છે, તેમાં ઉપર્યુક્ત મંતવ્યોએ પણ પાયાનો ભાગ ભજવ્યો છે. આ કારણે, વેદો દિવ્ય અંતઃપ્રેરણાથી પ્રેરિત કવિવાણીરૂપ હોઈને તેમાં કશી પણ ક્ષતિ કે અધૂરપ ન હોવાની, વેદો દેશકાળની મર્યાદાથી અસ્પૃષ્ટ સનાતન હોવાની માન્યતા સ્થપાઈ.

### દિવ્ય પ્રેરણા

પરમ સત્તા સાથેનો સંપર્ક 'દર્શન' દ્વારા, અંતઃસ્ફુરણા — એટલે કે પ્રેરણા દ્વારા થતો હોવાથી

* Jan Handaકૃત *Vedic Literature* (૧૯૭૫)ના બીજા પ્રકરણ Poetry, poet, poemના પૃ. ૬૫-૭૪નો અનુવાદ — ક્યાંક સહેજ ટૂંકાવીને, ક્યાંક ભાવાર્થ આપીને, નિર્દિષ્ટ મૂળ સંદર્ભોને આધારે ઋચાઓનાં યથોચિત ઉદાહરણો પૂરાં પાડીને.

'ઋગ્વેદ'ના કવિ તેનો નિર્દેશ વારવાર કરે છે[૫] કાવ્યનિર્માણ માટે પ્રેરણાની અનિવાર્યતાને, તેના મહત્ત્વને,[૬] તેના સ્વરૂપને તે બરાબર સમજે છે પ્રેરણા એકાએક સ્ફુરે છે અને તેના દ્વારા જે ભાવો વસ્તુત પહેલેથી ઉપસ્થિત હોય તેમનો જ આવિષ્કાર થાય છે, નૂતન ભાવોનો નહિ. મરુતો વિશેના એક સૂક્તમા (૧, ૮૮) ઋષિ ગોતમ રાહૂગણ પોતે મરુતો, કાવ્યપ્રેરણા અને વાગ્દેવી ઉપર ગીધની જેમ ચક્કર લગાવતા હોવાનુ કહે છે જેમ ગીધ પોતાના દૃષ્ટિપથમા અને લાગમા આવતા શિકારને એકાએક અને ઓચિંતો જ ઝડપી લેવાની તકની રાહ જોતુ હોય છે, તેમ કવિ વાણીની કૃપા અને કાવ્યરચનાની પ્રેરણા માટે પ્રતીક્ષા કરે છે (अहानि गृध्रा पर्या व आगुरिमा धिय वार्कार्या च ,देवीम् ।)

### પ્રેરણાનું પ્રતીક

'ઋગ્વેદ'ના દસમા મડલનુ ૧૭૭મુ સૂક્ત 'પતગ' એટલે કે પક્ષીને અનુલક્ષે છે હોન્ડા અનુસાર અહીં પતગ આતરદૃષ્ટિની દ્યુતિ માટેનુ પ્રતીક છે કવિ કહે છે અસુરની એટલે કે પરમ દિવ્યની માયાથી સ્પૃષ્ટ એવા પતગને ઋષિઓ પોતાના મનથી અને હૃદયથી જુએ છે પતગ ઝળહળતી, સ્વર્ગીય વાક્‌ને, જે વાક્ 'મનીષા' છે (એટલે પ્રેરણાપ્રાપ્ત બુદ્ધિ કે જ્ઞાન છે) તેને તેઓ પોતાના મનસમા ધારણ કરે છે એ વાણીનુ કવિઓ ઋતના પદ પર સગોપન કરે છે એ દિવ્ય પ્રેરણાસ્રોત લોકમા 'હૃદય' રૂપે રહેલ છે[૭]

### વાગ્દેવી

વાક્ દસમા મડલના ૧૨૫મા સૂક્તની કવયિત્રી તેમ જ દેવતા છે વાક્‌નો મહિમા ઋષિ દીર્ઘતમ ઔચથ્યે પણ પહેલા મડલના ૧૬૪મા સૂક્તની ૩૮થી ૪૨ સુધીની ઋચાઓમા કર્યો છે તેમાની ૪૫મી ઋચા વિખ્યાત છે

'વાક્‌થી પરિમિત ચાર સ્થાનો છે એ સ્થાનો જે મનીષી બ્રાહ્મણો છે તે જાણે છે ત્રણ સ્થાનો ગુહામા નિહિત હોવાથી તેમના ઈંગિત અજ્ઞાત છે વાક્‌નુ ચોથું સ્થાન જે મનુષ્યો વદે છે તે વાણી છે '[૮]

'ઋગ્વેદ'ના કવિઓ એક તરફ પ્રેરણા અને પ્રેરણાજન્ય કાવ્ય અને બીજી તરફ તેમની ભીતર રહેલ દિવ્ય શક્તિ — એમની પરસ્પર પ્રભાવલીલા પરત્વે ઊંડી પ્રતીતિ ધરાવે છે કવિઓ દેવો દ્વારા આતરદૃષ્ટિ કે પ્રેરણા પ્રાપ્ત કરવા વાછે છે અને એ દેવોયે પ્રેરણા કે આતરદર્શનની સ્ફુરણાની ક્ષણ પછી પણ પોતાની સહાયમા રહેતા હોવાનુ તેઓ માને છે[૯]

### પ્રેરણાજન્ય સ્તોત્રો, તેમનું પ્રયોજન

પ્રેરણાથી સજ્જ કવિઓ એવા સ્તોત્રો રચે છે, જે પરપરામાન્ય સ્તુતિસ્વરૂપને અનુરૂપ હોય અને પરિણામે વિશ્વના જે પરિબળો અને ઘટનાઓ મનુષ્યને પોતાના આધારભૂત લાગે છે તેમનુ નિયમન કરતા દેવોને તેઓ પ્રસન્ન કરી શકે (देवयन्त ), તથા તે દેવોની પોતાની શક્તિને પણ સ્તોત્રો વડે પુષ્ટ કરી શકે આનુ તાત્પર્ય એ છે કે સ્તોત્રરચનાનુ પ્રયોજન વિશ્વવ્યવસ્થાને, ઋતને જાળવી રાખવામા તથા જે દિવ્ય શક્તિ વિશ્વનુ નિયમન કરે છે તેને કાર્યરત રહેવામા સહાયભૂત થવાનું છે ઋષિ નોધા ગૌતમ કહે છે 'પ્રિયતમાને પ્રેમોપચાર કરતા પ્રિયતમની જેમ' (पति न पत्नी शती रुशन्तम् ૧, ૬૨, ૧૧) કવિના સ્તોત્રથી બળવત્તર બનીને દેવો કવિને પ્રેરણા પ્રદાન કરતા રહેશે. ઋષિ વામદેવ ગૌતમ કહે છે 'હે અગ્નિ, એવી ભરપૂર મનીષા તુ આ સ્તોત્રના ઉદ્‌ગાતાને આપ, જેનાથી તુ તથા વિશ્વે દેવો પ્રસન્ન થાય.'[૧૦] આ જ પ્રમાણે મિત્રાવરુણ તથા અન્ય દેવોને કવિઓ પ્રાર્થે છે — આતરદૃષ્ટિનુ, પ્રેરણા અને મનીષાનુ પ્રદાન કરવા, રચનાને સપૂર્ણ સફળ બનાવવા અને તે દ્વારા નિજનુ સરક્ષણ કરવા.[૧૦] સોમદેવને 'ધીપતિ' કહ્યા છે (૯, ૯૯, ૬) નદીદેવતા સરસ્વતી, જેનુ વૈદિક સમયમા જ વાક્ સાથે ઐક્ય સ્થપાયુ છે, તે આતરદૃષ્ટિ આપવાની કૃપા કરશે એવી આશા ઋષિ ઋજિશ્વા ભારદ્વાજ સેવે છે (सरस्वती वीरपत्नी धिय धात् । ૬, ૪૯, ૭)

### અંતઃસ્ફુરણાનો અનુકૂળ સમય

ઉષઃકાળ દિવ્ય પ્રેરણા અને દર્શનની સ્ફુરણા માટે વિશેષ અનુકૂળ મનાયો છે. ઋષિ વસિષ્ઠ ઉષાદેવીને પ્રાર્થે છે : 'તું તારી ઝળહળતી દ્યુતિ સાથે આવીને અમને કાવ્યરચના માટે આંતરદષ્ટિ આપ' (अस्मदृक् सूनृता ईरयन्ती, व्युच्छन्ती नः सनये धियो धाः । ૭, ૭૯, ૫) તો ઋષિ વિશ્વામિત્ર કહે છે : 'આ પૂર્વજોથી પ્રેરિત સ્તોત્ર[૧૧] જેનો વહેલે પરોઢે આવિષ્કાર થયો છે, તેનો અમે માંગલિક, શ્વેત વસ્ત્રો ધારણ કરી યજ્ઞશાળામાં પાઠ કરી રહ્યા છીએ' (विश्वचिदा पूर्व्या जायमाना वि जागृविर्विदथे शस्यमाना । भद्रा वस्त्राण्यर्जुना वसाना सेयमस्मे सनजा पित्र्या धीः ॥ (૩,૩૯, ૨)

### આંતરદૃષ્ટિ પ્રકાશમય

આ આંતરદષ્ટિ અનેક વાર પ્રકાશરૂપ હોવાનું કહ્યું છે. તેના આવિષ્કાર સાથે દ્યુતિમાન ઓળા પણ અળપઝળપ દેખા દે છે. દિવ્ય પ્રેરણાના પ્રકટીકરણનું અને તે સાથે થતા આવિષ્કારનું માધ્યમ આંતરિક દ્યુતિ હોય છે એમ વારંવાર કહેવાયું છે.[૧૨] વિશ્વામિત્ર અગ્નિને જ્યોતિર્મયી પ્રેરણાની ધ્રુજારી — કંપન લાવવા (૩૦, ૧૦, ૫), તો ભાર્ગવ શૌનક, બૃહસ્પતિને અત્યંત ઝળહળતી પ્રબળ દ્યુતિ સંપાદિત કરે તેવું 'ચિત્ર દ્રવ્ય' આપવા (૨, ૨૩, ૧૫) પ્રાર્થે છે. આજ દિન સુધી સુપ્રચલિત અને વિખ્યાત સાવિત્રી કે ગાયત્રી મંત્રમાં એનું જ ઉચ્ચારણ છે : 'અમે સવિતા દેવના એ વરણીય, શ્રેષ્ઠ તેજને પ્રાપ્ત કરવાની આશા સેવીએ છીએ; એ દેવ અમારામાં સ્તોત્રરચના માટે આંતરદષ્ટિ પ્રેરે' (૩, ૩૨, ૧૦).[૧૨]

### આંતરદૃષ્ટિનું શબ્દરૂપ

દૈવી પ્રેરણા જેને પ્રાપ્ત થઈ છે તે ઋષિને પોતાના આંતરદર્શનને આકૃત કરવાનું, એ પ્રેરણાને શક્તિશાળી શબ્દોમાં — ઋચાઓ અને સૂક્તોમાં રૂપાંતરિત કરવાનું રહેતું. એવાં વચનોમાં, જે દેવોની કૃપા મેળવવા માટે સફળ નીવડે. આ હેતુથી કવિઓ ભાષા ઉપરાંત પરંપરાગત શૈલી, અલંકારવિધાન, છંદો, પદાવલિ વગેરેનો સ્વાભાવિક રીતે જ આશ્રય લેતા. ઋષિ વામદેવ ગૌતમ કહે છે : 'દિવ્ય પ્રેરણાના શબ્દો ઘૃતધારાની જેમ ભીતરમાં સ્રવે છે તે મને હૃદય અને મનની શુદ્ધિ અર્પે છે' (૪, ૫૮, ૬).[૧૩] યજ્ઞવિધાનના સંદર્ભે કરેલી ઘૃતસ્તુતિના એ સૂક્તમાં ઘી પ્રતીકાત્મક છે. ઘૃતને ઋચા પવિત્ર વાણી પણ ગણ્યું છે. શબ્દોપાત્ત પ્રેરણાને ઘૃત જેવી કહેવા સાથે તેને ઘૃતની આહુતિ સાથે પણ સાંકળી છે.[૧૪] આ તેમ જ બીજા કેટલાક નિર્દેશો ધ્યાનમાં લેતાં એ પૂરતો સંભવ છે કે કવિઓ ત્રણ વિભાવો અરસપરસ ભેળવી દે છે : પવિત્ર વાણીનો, વાક્‌નો મૂળસ્રોત, દેવોનું માધ્યમ તરીકે હોવું અને હૃદય કે મનસ, જેમાં વાણી અવતરે છે અને જ્યાંથી પવિત્ર વાણી પ્રગટે છે તે.

### વાણીની નૂતનતા

પ્રેરણા જ્યારે વાણીરૂપે પ્રગટે ત્યારે તે નૂતન હોવી જોઈએ. દર્શન અને પુરાકથાઓ ચેતનવંતી, પુષ્ટ, સંજીવન પામેલ હોવાં જોઈએ.[૧૫] વિષયવસ્તુ તો સુપરિચિત, જે દેવોની સ્તુતિ કરવાની હોય તેમને લગતી પ્રચલિત કથાઓમાંથી જ લીધેલું હોય. પણ વાણી નૂતન હોવી જોઈએ.[૧૬] પરંતુ આમાં નોંધપાત્ર એ છે કે કવિ નૂતનતા પર ખાસ ભાર મૂકે છે તે પોતાની કવિત્વશક્તિનું અભિમાન વ્યક્ત કરવા માટે નહિ, અથવા તો અભિવ્યક્તિની તરાહોની મૌલિકતા પ્રત્યે ધ્યાન ખેંચવા માટે નહિ, પણ પોતાની સ્તોત્ર-નિર્મિતિ દ્વારા વિશ્વનું અને ઋતનું નવવિધાન કરવામાં સહાયભૂત થવા માટે.[૧૬] ઋષિ ગૃત્સમદ કહે છે : 'આ નૂતન સ્તોત્ર આરંભો, જેથી ઇન્દ્રનું બળ પહેલાંની જેમ વૃદ્ધિ પામે' (૨, ૧૭, ૧).

વળી નૂતનતાનું એવું તાત્પર્ય નથી કે પ્રત્યેક સૂક્તનો એક જ વાર પ્રયોગ થતો. પ્રત્યેક પ્રયોગ વાક્‌ની અંતર્ગત શક્તિના નવસંચાલનરૂપ હતો. આની પ્રશસ્તિ આપણે વાક્‌સૂક્તમાં (૧૦, ૧૨૫) વાગ્દેવીને મુખે જ સાંભળીએ છીએ.

~

## સ્તોત્રરચનાની પ્રક્રિયા

'ઋગ્વેદ'ના અત્યત રસપ્રદ 'જ્ઞાનસૂક્ત' (૧૦, ૭૧) ઉપરથી આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ કે જે ઉત્તરોત્તર તબક્કામાથી સ્તોત્રરચના પસાર થતી, અને કવિપ્રતિભા એ નિર્મિતિથી જે કાર્યો સાધતી હતી તેનાથી કવિઓ પૂરેપૂરા અભિજ્ઞ હતા. દેવોના પુરોહિત બૃહસ્પતિ એ સ્તોત્રના ઋષિ છે સ્તોત્રમા વાક્‌ના ઉદ્‌ગમ, રહસ્ય અને નિર્માણનુ દર્શન વ્યક્ત કરેલુ છે [૧૭] બૃહસ્પતિ કહે છે જ્યારે પ્રાચીન ઋષિઓએ વસ્તુઓનું નામકરણ કરવાનુ આરભ્યુ ત્યારે તેમણે પ્રથમ તો વાક્‌નો ઉત્તમ અને શુદ્ધ અશ, જે ગુહામા ગુપ્ત હતો, તેનો આવિષ્કાર કર્યો. એ ધીમતોએ ચાળણીથી સક્તુને ચાળે તેમ પોતાના મનસથી શુદ્ધ વાક્‌નુ નિર્માણ કર્યુ. એ વાક્ એવી છે કે કોઈક જોનાર એને જોતો છતો બરાબર જોઈ શકતો નથી, કોઈક સુણનાર તેને સુણતો છતો બરાબર સુણી શકતો નથી. પણ કોઈકની સમક્ષ વાક્, વસ્ત્રાભરણથી અલકૃત અને પતિની કામના કરતી જાયાની જેમ પોતાની જાતનો આવિષ્કાર કરે છે એ વાક્ કે જે પ્રાચીન ઋષિઓમા પ્રવેશી હતી તેને ધીમન્તોએ પ્રાપ્ત કરી અને પછી અનેક સમાનશીલ ઋષિઓને તે સુલભ કરી.[૧૮]

## કવિવાચક સંજ્ઞાઓ

પોતાની સ્તોત્રરચનાની કલા વિશે રચનાકારોના કેવા ખ્યાલ હતા તેના પર કવિની વાચક વિવિધ સજ્ઞાઓ દ્વારા પ્રકાશ પડે છે ઋષિ, અધ્વર્યુ કે સ્તોત્રનો ઉદ્‌ગાતા 'વિપ્ર' પણ કહેવાતો હતો, એના મૂળમા વિપ્ = 'કપવુ' એ ધાતુ છે પ્રેરણાના આવેશમા આધ્યાત્મિક આનદોલ્લાસ અનુભવતો કવિ જ્યારે ધાર્મિક, કલાત્મક પ્રેરણાને શબ્દહિલ્લોલનુ રૂપ આપે છે ત્યારે તેની અવસ્થા 'વિપ્ર' સજ્ઞા વ્યક્ત કરે છે એવા આનદોલ્લાસના, આતરપ્રકાશ અને પ્રેરણાના પોષક દેવને પણ 'વિપ્ર' કહ્યા છે વિપ્ર શબ્દ 'ઋષિ' અને 'કવિ' સાથે પણ વપરાયો છે પણ પ્રત્યેક ઋષિ વિપ્ર હોતા નથી. વિપ્ર એટલે એવા ઋષિ જે પોતાના દિવ્ય જ્ઞાનથી, પોતાના માનસ ચક્ષુથી અદૃષ્ટનુ દર્શન કરી શકે છે

કવિ ઋતના પદનો, સત્યનો રક્ષક છે (तस्य पद कवयो नि पान्ति ।૧૦, ૫, ૨. ता द्योतमाना स्वर्यं मनीषामृतस्य पदे कवयो नि पान्ति । ૧૦, ૧૭૭, ૨)· કવિ ગૂઢ અને કઠિન સમસ્યાઓના ઉત્તર જાણે છે [૧૮] યજ્ઞશાળામા સ્તોત્રનો ઉદ્‌ગાતા 'કારુ' કહેવાયો છે [૨૦]

## સ્તોત્રવાચક સંજ્ઞાઓ

દેવોની પ્રશસા માટે શસ્, સ્તુ ગૄ વગેરે ધાતુઓ વપરાયા છે ધી એટલે 'દર્શન' કે 'પ્રેરણા' — લોકોત્તર સત્ય કે સત્તાનુ જ્ઞાન સદ્ય પ્રાપ્ત કરવાની અસામાન્ય શક્તિ, તથા તેના મૂર્ત સ્વરૂપ તરીકે રહેલુ સ્તોત્ર.

મનીષા એટલે પ્રેરણામૂલક, પ્રભાવક ભાવનુ રૂપાતર. તેને પ્રકાશનો ઝબકારો પણ કહ્યો છે (૧૦, ૧૭૭, ૨) એ ભાવનુ મૂર્ત સ્વરૂપ તે મતિ, मन्मन् — એટલે કે 'સ્તોત્ર' જે કઠસ્થ કરાયુ છે એ મન્ત્ર પણ કહેવાય છે, જે પરંપરાથી પવિત્ર, સનાતન અને આતરિક પ્રભાવ ધરાવતો મનાયો છે મત્રપાઠકની ચેતનાનો, જ્યારે મત્રના શબ્દબધમા જે પરમ ચેતના આવિષ્કૃત થયેલ હોય છે તેની સાથે સયોગ થાય ત્યારે જ મત્ર પ્રભાવક બને, તે વિશ્વહિત સાધે અને અદૃષ્ટની સાથે તાર સધાય.

આ સદર્ભમા બીજી એક મહત્ત્વની બહુ ચર્ચાયેલી સજ્ઞા છે ब्रह्मन् મૂળમા તો એ સજ્ઞા 'આતરિક સ્તરે જે અવિચલ અને મૂલાધારભૂત તત્ત્વ છે' એવા અર્થની વાચક છે, પરતુ 'પવિત્ર વાણી અને કર્મકાડની ભીતર રહેલી મૂળભૂત શક્તિ', તથા 'એ શક્તિની સ્તોત્રદેહે અભિવ્યક્તિ' એવા અર્થ પણ તે સદર્ભ અનુસાર ધરાવે છે 'બ્રહ્મન્' રણસગ્રામમા વિજય અપાવે, લોકોનુ રક્ષણ કરે, સતતિ આપે, તમિસ્રને હટાવે.[૨૧]

કવિઓ પોતાની વાણીને, સ્તોત્રોને 'સૌમ્ય' (= સોમપ્રેરિત), 'બૃહત્' (= દૃઢ), 'ઋતજાત' (= ઋત માથી પ્રગટેલા), 'અનવદ્ય' (= નિર્દોષ), 'શુચિ' (= ઝળહળતા), 'શતમ' (= કલ્યાણકારી), 'મદ્ર', 'સ્વાદુ' કે 'મધુમાન' (= મધુર), અસામાન્ય, અને 'સુવેશસ્' (= સુ-અલકૃત) જેવા વિશેષણોથી વર્ણવે છે

**રચનારીતિ**

કવિની રચનારીતિ માટે સ્તોત્રોમાં સુથાર, વણકર, રથકાર જેવા કારીગરોના કામ માટે વપરાતી સંજ્ઞાઓ યોજેલી છે. ઋષિકુમાર આત્રેય કહે છે : 'હે અગ્નિ મેં વિપ્રે આ તારું સ્તોત્ર કુશળ કારીગર રથ ઘડે તે રીતે બનાવ્યું છે' (एतं ते स्तोमं ... विप्रो रथ न धीरः .... अतक्षम् । ૫, ૨, ૧૧, તે જ પ્રમાણે અન્ય ઋષિઓ : 'स्तोमं सं हिनोमि स रथं न तष्टेव । ૧, ૬૧, ૪; प्र शुक्रैतु देवी मनीषा अस्मत् सुतष्टो रथो न वाजी । ૭, ૩૪, ૧). પરંતુ આનું તાત્પર્ય કાવ્યસર્જનને હીણું ગણવાનું નથી. કારીગરીની ક્રિયા વ્યક્ત કરતાં ક્રિયાપદો આવા સંદર્ભમાં લાક્ષણિક અર્થ ધરાવે છે, દેવોની નિર્મિતિ માટે પણ તે વપરાયા છે. જેમ કે 'ઇન્દ્રે વ્યોમને ઘડી કાઢ્યું' (तक्षत द्याम्) । ૩, ૩૮, ૨); 'અગ્નિને સૌ પ્રથમ દેવોએ ઘડી કાઢ્યો' (इळेन्यं प्रथमं मातरिश्वा देवास्ततक्षुर्मनवे यजत्रे । ૧૦, ૪૬, ૯).

કોઈ પણ કુશળ ઉદ્યોગકર્મમાં અસામાન્ય આવડત, પ્રજ્ઞા, વરદાન અને પ્રેરણા અપેક્ષિત હોય છે. એ કારણે પ્રાચીન સમાજોમાં કુશળ કારીગરો, કલાકારો અને કવિઓ એક જ કક્ષામાં મુકાતા. ઉપર સૂક્ત ૫, ૨, ૧૧માંથી આપેલ ઉદ્ધરણમાં રથકારને 'ધીર' કહ્યો છે. આ જ વિશેષણ ઋષિઓ, કવિઓ, દેવો વગેરેને માટે પણ પ્રયોજાયું છે.

## ટિપ્પણ

૧.

(૧) तद् विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥

(૨) युवोरित्याधि सद्मस्वपश्याम हिरण्यम् ।
धीभिश्चन मनसा स्वेभिरक्षभिः सोमस्य
स्वेभिरक्षभिः॥

(૩) कया याति स्वधया को ददर्श दिवः स्तम्भः
समृतः पाति नाकम् ॥

(૪) ऋषयो मनुष्या . . . पितरः नः पुराणे ।
पश्यन् मन्ये मनसा चक्षसा तान्
य इमं यज्ञमयजन्त पूर्वे ॥

(૫) चक्षुसः पिता मनसा हि धीरो
घृतमेने अजनन्नम्नमाने ।
यदेदन्ता अददृहन्त पूर्व
आदिद्द्यावापृथिवी अप्रथेताम् ॥

૨.

(૧) अपाङ् प्राङेति स्वधया गृभीतोऽमर्त्यो मर्त्येना
सयोनिः । (૧, ૧૬૪, ૩૮)

(૨) को अद्धा वेद क इह प्रवोचद् देवाँ अच्छा
पथ्या का समेति ।
ददृश्र एवमवमा संदासि परेषु या गुह्येषु व्रतेषु ॥
कविर्नृचक्षा अभि षीमचष्ट । (૩, ૫૪, ૫-૬)

(૩) स इत् तन्तुं स विजानात्योतुं स वक्त्वान्यृतुथा
वदाति ।
य ईं चिकेतदमृतस्य गोपा अवश्चरन् परो
अन्येन पश्यन् ॥ (૬, ૯૦, ૩)

૩.

(૧) य ऋष्वा ऋष्टिविद्युतः कवयः सन्ति वेधसः ।
तमृषे मारुतं गणं नमस्या रमया गिरा ॥
(૫, ૫૨, ૧૩)

(૨) क उनु ते महिमनः समस्याऽस्मत् पूर्व
ऋषयोऽन्तमापुः ।
यन्मातरं च पितरं च साकमजनयथास्तन्वः
स्वायाः ॥ (૧૦, ૫૪, ૩)

(૩) महाँऋषिर्देवजा देवजूतोऽस्तभ्नात् सिन्धुमर्णवं
नृचक्षः ॥ (૩, ૫૩, ૯)

(૪) वसिष्ठं ह वरुणो नाव्याधादृषिं चकार स्वपा
महोभिः॥ (૭, ૮૮, ૪)

૪.

दध्यङ् ह मे जनुषं पूर्वो अङ्गिराः
प्रियमेधः कण्वो ।
अत्रिर्मनुर्विदुस्ते मे पूर्वे मनुर्विदुः ॥
तेषां देवेष्वायतिरस्माकं तेषु नाभयः ।
तेषां पदेन मह्या नमे गिरेन्द्राग्नी
आ नमे गिरा ॥ (૧, ૧૩૯, ૯)

५.

(१) यूय मर्तं विपन्यव प्रणेतार इत्था धिया ।
श्रोतारो यामहूतिषु ॥ (५, ६१, १५)

(२) अनुष्टुभमनु चर्चूर्यमाणमिन्द्र निचिक्यु कवयो
मनीषा । (१०, १२४, ९)

६.

(१) ब्रह्मा कृणोति वरुणो गातुमिद तमीमहे ।
व्यूर्णोति हृदा मतिं नव्यो जायतामृतम् ।
(१, १०५, १५)

(२) विश्वेषामिज्जनिता ब्रह्मणामसि । (२, २३, २)

(३) पार्तर्भव वृत्रहन् सुनृताना गिराम् ।
(३, ३१, १८)

(४) इन्द्र अचेतयद् धिय इमा जरित्रे ।
(३, ३४, ५)

(५) प्र ब्रह्मैतु सदनादृतस्य । (७, ३६, १)

(६) इन्द्रावरुणा यदृषिभ्यो मनीषा वाचो मतिं
श्रुतमदत्तमग्रे । (८, ५९, ६)

(७) अस्माक बोध्युचयस्य चोदिता । (८, ८८, ६)

(८) वचोविद वाचमुदीरयन्ती
विश्वाभिर्धीभिरुपतिष्ठमानाम् ।
देवीं देवेभ्य पर्येषुषी गामावृक्त
मर्त्यो दभ्रचेता ॥ (८, १०१, १६)

(९) बृहस्पति वाचमस्मा अयच्छत् । (१०, ९८, ७)

७

पतङ्गमक्तमसुरस्य मायया
हृदा पश्यन्ति मनसा विपश्चित ।
समुद्रे अन्त कवयो वि चक्षते
मरीचीना पदमिच्छन्ति वेधस ॥ १
पतङ्गो वाच मनसा बिभर्ति
ता गन्धर्वोऽवदद् गर्भे अन्त ।
ता द्योतमाना स्वर्यं मनीषा
मृतस्य पदे कवयो नि पान्ति ॥ २
अपश्य गोपामनिपद्यमानमा
च परा च पथिभिश्चरन्तम्
स सध्रीची स विषूचीर्वसान
आ वरीवर्ति भुवनेष्वन्त ॥ (१०, १७७)

આ સાથે સરખાવો

वागेव विश्वाभुवनानि जज्ञे, वाच इत् सर्वममृत
यच्च मर्त्यम् (वाक्यपदीय', १, १२१)

८.

देवीं वाचमजनयन्त देवा -
स्ता विश्वरूपा पशवो वदन्ति ।
सा नो मन्द्रेषमूर्जं दुहाना
धेनुर्वागस्मानुप सुष्टुतैतु ॥ (८, १००, ११)

९

उत नो धियो गोअग्रा पूषन् विष्णवे वदाव ।
कर्ता न स्वस्तिमत ॥ (१, ९०, ५)

१०

(१) वि पाह्यग्ने गृणते मनीषा
ख वेपसा तुविजात स्तवान ।
विश्वेभिर्यद् वावन शुक्र देवै
स्तन्नो रास्व सुमहो भूरि मन्त्र ॥ (४, ११, २)

(२) ब्रह्मणस्पते त्वमस्य यन्ता सूक्तस्य बोधि ।
तनय च जिन्व ॥ (२, २३, १९)

(३) नर सदा यन्तार धीनाम् जातवेदस प्र
शसन्ति ॥ (३, ३, ८)

(४) (पूषन्) ता जुषस्व गिर मम
वाजयन्तीमवा धियम् ।
वधूयुरिव योषणाम् ॥ (३, ६२, ८)

११.

દિવ્ય જ્ઞાન ધરાવતી વાગ્દેવી અથવા તો ઋષિના દિવ્ય પિતા પોતાના વશજોને સ્તોત્ર રચવા પ્રેરતા હોવાની કવિઓને પ્રતીતિ છે 'અથર્વવેદ' (૨, ૧, ૩)માં પણ પિતા ગંધર્વ આ રીતે પ્રેરક હોવાનુ કહ્યુ છે

१२

(१) इद ज्योतिर्हृदय आहित यद् । (६ ९, ६)

(२) नु नव्यसे नवीयसे सूक्ताय साधया पथ ।
प्रत्नवद् रोचया रुच ॥ (९, ९, ८)

(३) वि न वरुणो मित्रो अग्नि ।
यच्छन्तु चन्द्रा उपम नो अर्कम् ॥ (७, ६२, ३)

(४) प्र होत्रे पूर्व्यं वचोऽग्नये भरता बृहत् ।
विपा ज्योतींषि बिभ्रते न वेधसे ॥ (३, १०, ५)

(५) तत् सवितुर्वरेण्य भर्गो देवस्य धीमहि ।
धीयो यो न प्रचोदयात् ॥ (३, ६२, १०)

१३

सम्यक् स्रवन्ति सरितो धेना
अन्तर्हृदा मनसा पूयमाना ।
एते अर्षन्त्यूर्मयो घृतस्य
मृगा इव क्षिपणोरीषमाणा ॥ (४, ५८, ६)

१४

(१) मित्र हुवे पूतदक्ष वरुण च रिशादनम् ।
धिय घृताचीं साधन्ता ॥ (१, २, ७)

(२) त्वामग्ने हरितो वावशाना गिरः सचन्ते धुनयो
घृताचीः ॥ (७, ५, ५)

(३) पुनीषे वामरक्षसे मनीषां... घृतप्रतीकाम् ॥
(७, ८५, १)

१५.

(१) धियं पूषा जिन्वतु विश्वमिन्वः ॥ (२, ४०, ६)

(२) तन्नो अहिर्बुध्न्यो अद्‌भिरर्कैः ।
जिन्वतु प्र राये ॥ (६, ४९, १४)

(३) स त्वं नो वर्ध प्रयसा शचीवसो ।
जिन्वा धियो वसुविदः ॥ (८, ६०, १२)

१६.

(१) स नः स्तवान आ भर गायत्रेण नवीयसा ।
रयीं वीवतीमिषम् ॥ (१, १२, ११)

(२) तदस्मै नव्यमङ्गिरस्तदर्चत । (२, १७, १)

(३) सूक्तेन वचसा नवेन । (२, १८, ७)

(४) अदा विधेम नवया महा गिरा । (२, २४, १)

(५) अपूर्व्या पुरुतमान्यस्मै ....।
वज्रिणे शंतमानि वचांसि तक्षम् (६, ३२, १)

(६) तस्मा उक्थं जनये यज्जुजोषन्
नृवन्नवीयः शृणवद् यथा नः ॥ (७, २६, १)

(७) इन्द्र यस्ते नवीयसीं गिरं मन्द्रामजीजनत् ।
चिकित्विन् मनसं धियं प्रत्नामृतस्य पिप्युषीम् ॥
(८, ९५, ५)

(८) नू नव्यसे नवीयसे सूक्ताय साधया पथः ।
प्रत्नवद रोचया रुचः ॥ (९, ९, ८)

१७.

વાક્‌ની અલૌકિકતા, અપાર્થિવતા માટે જુઓ

चत्वारि वाक् परिमिता पदानि
तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः ।
गुहा त्रीणि निहिता नेङ्गयन्ति
तुरीयं वाचो मनुष्या वदन्ति ॥ (१, १६४, ४५)

१८.

बृहस्पते प्रथमं वाचो अग्रं
यत् प्रैरत नामधेयं दधानाः ।
यदेषां श्रेष्ठं यदरिप्रमासीत्
प्रेणा तदेषां निहितं गुहाविः ॥ १
सक्तुमिव तितउना पुनन्तो
यत्र धीरा मनसा वाचमक्रत ।
अत्रा सखायः सख्यानि जानते
भद्रैषां लक्ष्मीर्निहिताधि वाचि ॥२
यज्ञेन वाचः पदवीयमायन्
तामन्वविन्दन्नृषिषु प्रविष्टाम् ।
तामाभृत्या व्यदधुः पुरुत्रा तां
सप्त रेभा अभि सं नवन्ते ॥ ३
उत त्वः पश्यन् न ददर्श वाच-
मुत त्वः शृण्वन् न शृणोत्येनाम् ।
उतो त्वस्मै तन्वं वि सस्रे
जायेव पत्य उशती सुवासाः ॥ ४
उत त्वं सख्ये स्थिरपीतमाहु-
र्नैनं हिन्वन्त्यपि वाजिनेषु ।
अधेन्वा चरति माययैष
वाचं शुश्रुवाँ अफलामपुष्पाम् ॥५ (१०, ७१, १-५)

१९.

पृच्छे तदेनो वरुण दिदृक्षूपो
एमि चिकितुषो विपृच्छम् ।
समानमिन्मे कवयश्चिदाहु-
रयं ह तुभ्यं वरुणो हृणीते ॥ (७, ८६, ३)

२०.

(१) त्वं नो अग्ने सनये धनानां
यशसं कारुं कृणुहि स्तवानः। (१, ३१, ८)

(२) उक्थेषु कारो प्रति नो जुषस्व । (३, ३७, ८)

(३) इमा गिरः सोमपाः सोमवृद्ध
जुषस्वेन्द्र पुरुतमस्य कारोः । (३, ३९, ७)

(४) एष स्य कारुर्जरते सूक्तैरग्रे बुधान उषसां
सुमन्मा । (७ , ६८, ९)

(५) इमे हि ते कारवो वावशुर्धिया विप्रासो
मेधसातये । (८,१३.१८)

(६) आ यस्य ते महिमानं शतमूते शतक्रतो ।
गीर्भिर्गृणन्ति कारवः ॥ (८, ४६, ३)

(७) प्रचोदयन्ता विदथेषु कारु प्राचीनं ज्योतिः
प्रदिशा दिशन्ता ॥ (१०, ११०, ७)

२१.

(१) एतेनाग्ने ब्रह्मणा वावृधस्व । (१, ३१, १८)

(२) यस्य ब्रह्म वर्धनम् । (२, १२, १४)

(३) अस्माकं ब्रह्मोतयेऽवा पृत्सुषु कासु चित् ।
(१, १२९, ४)

(४) अस्माकं ब्रह्म पृतनासु सह्याः । (१, १५२, ७)

(५) य इमे रोदसी उभे अहमिन्द्रमतुष्टवम् ।
विश्वामित्रस्य रक्षति ब्रह्मेदं भारतं जनम् ॥
(३, ५३, १२)

(६) ब्रह्म प्रजावद् रयिमश्वपस्त्यम् । (९, ८६, ४१)

(७) गूळ्हं सूर्यं तमसापव्रतेन
तुरीयेण ब्रह्मणाविन्ददत्रिः। (५, ४०, ६) ❑

## મારા સંતો

મારા સંતો બોલે ને થાય અજવાળું
એના અજવાળે અજવાળે પંખીઓ બોલે,
ડોલે દિશાઓ એમાં રમતું બ્રહ્માંડ લાગે વ્હાલું...
મારા સંતો બોલે ને થાય અજવાળું.

ઝાડ ને ઝાડ એવાં ઊડતાં જાય જાણે
વ્હેતી વાદળમાં જળની છાયા;
ક્યાંકથી વાયરો રૂમઝૂમ આવે એના
હળવાશથી ખૂલે ધરતી કાયા,

એવું ઘડીક થાય કે લીલુડા વનના
સરવર કાંઠેથી આવતા હંસોના ટહુકા ઝાલુ.
મારા સંતો બોલે ને થાય અજવાળું.

ઓતરાતા પડખે લહેરાતા વગડા બેઠા
દખ્ખણ પડખે દરિયા ઘનઘોર,
આભ ને ધરતી ઝળહળ મંદિર મંદિર લાગે
ઝાલર વાગે ને જાગે ભોર,

એમાં પહાડ ડોલે, નદિયું દોડે, ઝરણ
ઝરણના નાચ હું હંમેશ ભાળું,
મારા સંતો બોલે ને થાય અજવાળું.

રામચન્દ્ર પટેલ

## ઓસરી જવું

સહસા અતીત-જલનું જરી ઝરમરી જવું
ભીની ક્ષણોનું ત્યાં જ સહજ ઓસરી જવું !

લ્હેરોને ઊગી ઊઠવું ને પૂછવી ખબર
આંગણને મનના રોજ તરબતર કરી જવું !

લાગે છે સાંપડ્યો ઉજાશ આભને નવો
સ્મરણોનું એક સામટું જ ઊભરી જવું !

લ્હેકાતાં રૂપ રંગ જેનાં ઓળખું નહીં
એ તત્ત્વનું હૃદયમાં અકળ સંચરી જવું !

સંબંધની પ્રવાસી જેવી આવજાવથી
એકાંતનું અજાણ્યે વધુ વિસ્તરી જવું !

ઘૂમીને આસપાસ કરે ક્ષુબ્ધ રાતદિન
એવું એ મને આમ કોનું આવરી જવું !

આ શ્વાસ અધો ઊર્ધ્વ સતત ચાલતા રહે
ને ચિત્તનું ગહનમાં ડૂબવું-તરી જવું !

હેમન્ત દેસાઈ

## બે કાવ્યો

### એક

આકાશમાંથી
ખ
રે
આકાશ,
પાતાળમાં
પાછાં ચાલ્યા ગયેલાં
પાણીય
થઈ જાય અદૃશ્ય
ને તોય
દૂ . . . ર ક્ષિતિજે
એક હોડી
તો
તરે . . .

### બે

ક્યાં છે પવન ?
ક્યાં હોડી ?
ક્યાં દરિયો ?
ફક્ત
ફડ ફડ ફડ ફડ
ફડફડતો સઢ . . . .

યોગેશ જોષી



# ''જાગીને જોઉં તો ....''

દુષ્યન્ત પંડ્યા

લોંજીનસ નામના પ્રખ્યાત ગ્રીક ચિંતકે 'સબ્લાઇમ' (sublime) વિશે સુંદર વાર્તિક લખ્યું છે. એ 'સબ્લાઇમ' શબ્દનો અર્થ સમજાવતાં એક વિદ્વાન વિવેચકે ચાર બાબતો કહી છે : 'જે કથન (૧) ઉત્કૃષ્ટ હોય, (૨) મહાન આત્માનો ઉદ્‌ગાર હોય, (૩) સમાધિ પ્રેરે તેવું હોય અને (૪) વારંવાર વાંચવાથી આનંદ આવે તેવું હોય' તે કથન 'સબ્લાઇમ' કહેવાય. આપણા આદિકવિ કહેવાતા નરસિંહ મહેતાકૃત પ્રભાતિયું અહીં જણાવેલી ચારેય કસોટીમાં સરળતાથી સફળ થાય તેવું છે. ગુજરાતીમાં જે થોડાંક સબ્લાઇમ કાવ્યો છે તેમાંનું એક નરસિંહ મહેતાનું આ પ્રસિદ્ધ પ્રભાતિયું છે. એ કાવ્યનાં કયાં તત્ત્વો એને સબ્લાઇમ બનાવે છે તે આપણે જોવા પ્રયત્ન કરીએ.

*જાગીને જોઉં તો જગત દીસે નહીં,*
*ઊંઘમાં અટપટા ભોગ ભાસે;*
*ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે,*
*બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.*

સામાન્ય બોલચાલની ભાષામાં કરેલો કાવ્યનો ઉપાડ ભાવકને જાગ્રત કરી, ભવ્યતાની એકએકથી ચડિયાતી ટૂકે લઈ જાય છે.

પ્રભાતિયું નામને પૂર્ણપણે સાર્થક કરે તેવો કાવ્યનો પ્રથમ શબ્દસમૂહ છે : 'જાગીને જોઉં તો'. 'તો'માં એક સંકેત છે, શરત છે : 'જાગીને જોઉં તો'.... નિદ્રાની દશામાં કશું જ દેખાતું નથી. અને સ્વપ્નાવસ્થામાં જે નજરે પડે છે તે બધું મિથ્યા છે. જે 'અટપટા ભોગ' આપણને 'ભાસે' છે તે બધા આપણે જાગ્યા કે મિથ્યા લાગવાના.

આપણું બધું આધ્યાત્મિક સાહિત્ય, માનવજાતનું તમામ આધ્યાત્મિક સાહિત્ય, આ 'જાગવા'ની વાત ઉપર જ ભાર મૂકે છે. અસુર્યલોકમાં અન્ધ તમસથી આવૃત છીએ એટલે, જે જોવાનું છે તે આપણે જોઈ શકતા નથી. જોઈ શકીએ છીએ આ જગત અને તે પણ એના પદાર્થોની બાહ્ય સપાટીને. આપણી ઇન્દ્રિયોનાં મુખ બહારનું જ જુએ છે એટલું નહિ, બહારનું જે જુએ છે તે પણ સપાટી પરનું જ. આ જગતથી પર અને આ જગતમાં વ્યાપ્ત એવું કંઈ તત્ત્વ હોય તો, તે જોવા ઝંખતો નરેન્દ્રનાથ દત્ત નામનો એક યુવાન હતો. પોતાની જિજ્ઞાસા સંતોષવા તે કેટલીય નામી વ્યક્તિઓને મળી નિરાશ થયો હતો. પછી, દક્ષિણેશ્વરના કાલી મંદિરમાં રહેતા શ્રી રામકૃષ્ણ પરમહંસ પાસે એ ગયો. એમને એણે સીધો પ્રશ્ન કર્યો : "મહાશય, આપે ભગવાનને જોયા છે ?"

નરેન્દ્રને મળેલો ઉત્તર અસાધારણ હતો. "હા, મેં ભગવાનને જોયા છે ને કોઈ પણ એને જોઈ શકે છે. પણ કોને પડી છે ? બૈરીછોકરાં માટે કે પૈસા માટે લોકો ઘડો ભરી આંસુ સારે છે. ભગવાનને માટે કોઈ એમ કરે છે ?

માત્ર આટલું કહીને શ્રી રામકૃષ્ણ ન અટક્યા. નરેનની છાતીએ સ્પર્શ કરીને એમણે નરેનને 'જગાડી' દીધો, એને કોઈ અદ્‌ભુત, શબ્દાતીત અનુભવ કરાવ્યો. નરેનથી ચીસ પડાઈ ગઈ : 'અરે, આ તમે શું કર્યું ? મારે માબાપ છે, મારો અભ્યાસ ચાલુ છે. ..." હાસ્ય સાથેના શ્રી રામકૃષ્ણના બીજા સ્પર્શે નરેન્દ્રનાથ પાછા જેવા હતા તેવા, નૉર્મલ થઈ ગયા. જાગૃતિનો અનુભવ એ જીરવી શક્યા નહિ — એ કાળે એ અનુભવ જીરવવાની પાત્રતા તેમણે પ્રાપ્ત કરી ન હતી. સિંહણનું દૂધ સુવર્ણપાત્રમાં જ ઝીલી શકાય.

પછી નરેન્દ્રનાથને જાગતાં થોડો સમય લાગ્યો — ત્રણચાર વરસ. તો સામાન્ય જન તો 'અટપટા ભોગ'માં લપટાયેલા જ રહે ને ? 'નયણાંની આળસ' ખંખેરવી સહેલ નથી. એટલે તો ઉપનિષદ પ્રબોધે છે : ઉત્તિષ્ઠત, જાગ્રત, ઊઠો, જાગો. આપણા એક

ગાયુ છે ઉઠ, જાગ મુસાફિર ભોર ભઈ

જાગતાની સાથે જ સ્વપ્નસૃષ્ટિના અટપટા ભોગ અદૃશ્ય થઈ જાય છે, ઊંઘની જડતા ચાલી જાય છે અને આપણને ચૈતન્યનો અનુભવ થાય છે જાગ્યા પછીના એ અનુભવને નરસિંહ મહેતે બીજી પક્તિમા સચોટ રીતે વર્ણવ્યો છે

*ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે,*
*બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે.*

આગલી પક્તિમા અટપટા ભોગ ભાસવાની વાત કરી છે તે ક્યા સુધી તેવો ભાસ થાય ? ઊંઘતા હોઈએ ત્યા સુધી, બીજાથી પોતાની જાતને જુદી માનતા હોઈએ ત્યા સુધી. હુ મારી જાતને અલગ માનુ ત્યાં સુધી મારુ અતર વિકસિત, નિર્મલ, ઉજ્જ્વલ, જાગ્રત — આ બધા રવીન્દ્રનાથના શબ્દો છે — નથી થયુ, ત્યા સુધી હુ મારી જાતને બીજાઓથી ચડિયાતી માનુ છું ને બીજાઓ પર સત્તા, આધિપત્ય કે ધાક જમાવવા ઇચ્છુ છું તેમ જ, તે માટે સબળ પ્રયત્ન કરુ છું મારો સંગ્રહ વધે, મારી સત્તા વધે, વધારે માણસો મને સલામ ભરે તેથી મારો અહ પોષાય, મારી અલગતાની દીવાલ વધારે મજબૂત થતી જાય. પરતુ 'જાગ્યો' કે તરત જ એ દીવાલ શીર્ણ-વિશીર્ણ થઈ જાય અને મારા બધ મુક્ત થઈ 'સબાર સગે' હુ જોડાઈ જાઉ પછી પિડ-બ્રહ્માડ અળગા ન લાગે. પાણી ભરેલો ઘડો પાણીમા ડૂબે પછી બધુ પાણી એક થઈ જાય એ દૃષ્ટાન્તથી રામકૃષ્ણે આ અનુભવ સમજાવ્યો છે આવી એકાત્મતાની દશા તે સોઽહમસ્મિ આ શબ્દોનો સીધો અનુવાદ ઈસુ ખ્રિસ્તના I and my Father are one – શબ્દોમા જોવા મળે છે

અહં ગયો, જીવમાત્ર સાથે તાદાત્મ્ય સધાયુ, મારાતારાનો ભેદ નાશ પામ્યો કે વ્યક્તિના ચિત્તતત્રના તાર બીજાની વેદનાથી સવેદિત થઈ ઊઠે છે ફાધર દેમિયે (Father Damien) ભરજુવાનીમા પોતાનુ બેલ્જિયમનુ ઘર છોડી, દૂર પ્રશાત મહાસાગરમા મોઓકાઈ નામના એક નાનકડા ટાપુમા, મરવા માટે ઠલવાતા કુષ્ઠ રોગીઓ વચ્ચે જઈને બેઠા અને એમની સેવામા લાગી જઈ, એ કુષ્ઠ રોગનો શિકાર બની પદર વરસ પછી મૃત્યુ પામ્યા. શ્રી રામકૃષ્ણ પરમહસના સમકાલીન એવા એ પાદરીએ શ્રી રામકૃષ્ણે પ્રબોધેલો 'જીવસેવા એ જ શિવસેવા'ના મત્રને સાર્થક કરી બતાવ્યો. ભારતના નાગાઉઘાડાઓ સાથેના એ જ તાદાત્મ્યે ગાધીજીને લગોટીભેર કરી દીધા હતા. વૈષ્ણવજન થવા માટે હવેલીના મહારાજની કઠીની જરૂર નથી.

પિડે બ્રહ્માડ સાથે એકતા અનુભવી એટલે વ્યક્તિનુ ચિત્ત સૃષ્ટિમા વ્યાપ્ત ચૈતન્ય સાથે એકરૂપ થઈ ગયુ. "ભારતના કરોડો ગરીબોને પેટ ભરવાના સાસા છે ત્યા, મા, આ કીર્તિ મારે શા ખપની ?" શિકાગોની વિશ્વધર્મપરિષદમા કીર્તિની ટોચે પહોચી આમ આક્રંદ કરનાર વિવેકાનદનુ ચિત્ત અમેરિકા જતા પહેલા એમણે કરેલા ભારત પરિભ્રમણના વિવિધ અનુભવોને તથા એ અનુભવોએ પ્રેરેલા ચિંતનને કારણે, ભારતમાતાને ચરણે, કન્યાકુમારી સમીપને ખડકે ધરેલા ધ્યાનમા સ્વામીજીને પોતાનુ જે કર્તવ્ય લાધ્યુ હતુ તેને પરિણામે આ તાદાત્મ્ય અનુભવતુ થઈ ગયુ હતુ અને એમને લાધેલા માનઅકરામના મોહમા એ લપેટાતુ ન હતુ.

વિદેશેથી પાછા ફરી મદ્રાસમા સ્વામીજીએ 'ભારતનુ ભાવિ' વિષય પર વ્યાખ્યાન આપ્યુ હતુ તેમા એમણે ભાગવતમાની કપિલ અને દેવહૂતિની આખ્યાયિકાનો સચોટ ઉલ્લેખ કર્યો હતો. ક્રાતિકારક લાગે એવા 'ભાગવત'ના શબ્દો સ્વામીજીએ ટાક્યા હતા

*अथ मा सर्वभूतेषु भूतात्मानं कृतालयम् ।*
*अर्हयेद् दानमानाभ्यां मैत्र्याभिन्नेन चक्षुषा ॥*
(૩ ૨૯ ૨૭)

"બધા પ્રાણીઓમા મે મારુ મદિર બાધ્યુ છે ત્યા, સન્માનપૂર્વક, (જરૂર પડે તો) દાન આપીને મારી પૂજા કરો." પૂજા કેવી રીતે કરવી ? આપણે નહિ ખાવા યોગ્ય વાસી ખાવાનુ આપીને, તદ્દન ફાટી ગયેલુ પહેરણ આપીને કે દૂરથી દસિયુ ફેકીને નહિ પણ મૈત્ર્યાભિન્નેન ચક્ષુષા. તોલ્સ્તોયે ભિખારીને ના પાડી હતી તે રીતે, પ્રેમપૂર્વક 'ભાઈ'નુ સબોધન કરીને, આખથી ડાબાજમણાનો ભેદ કરીને નહિ આમ 'હું' 'હુ' ન રહે, અભિન્નદૃષ્ટિથી સૌને

મિત્રવત્ કે આત્મવત્ જોઈ શકીએ ત્યારે જે દશા નિર્માણ થાય તે 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' દ્વારા, અનન્ય લાઘવમાં અર્જુનના તીરની સચોટતાથી, આપણી આંખ સામે તરે એવા પ્રતીક દ્વારા નરસિંહ મહેતાએ રજૂ કરી છે ને ભવ્યતાનો હિમાલય સર કર્યો છે.

'મુણ્ડક' ઉપનિષદમાં નરસિંહની આ વાત સરસ રીતે કહેવાઈ છે. અંગિરા ઋષિ શૌનકને અવિદ્યાગ્રંથિની વાત કરે છે, અર્થાત્ 'ઊંઘમાં અટપટા' ભોગ ભાસે છે તેની. એ ગ્રંથિ ભેદાઈ, સંશયો છેદાયા, જાગીને જોયું, દૃષ્ટિ પરાવરે લાગી તે જ ક્ષણે જે પ્રકટ છે, જે નિકટ છે અને જે આપણી હૃદયગુહામાં પણ સ્થિત છે એ સત્ય, એ અમૃત — સત્ય = અમૃત : આ અદ્ભુત સમીકરણ ગાંધીજીએ પણ અપનાવ્યુ હતું. વેદ્ધવ્ય છે તેને વીંધવાનું છે. સામાન્ય તીર જેને વીંધે તેની સાથે એકરૂપ નથી થતું. એની નેમ તો છે નિશાનને ખતમ કરવાની. ત્યારે અંગિરા ઋષિનું તીર 'તન્મય' — તીર અને નિશાન એકરૂપ — થવાની વાત કરે છે. 'ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ' દશા તે આ. અમૃતના આ સેતુએ આપણે ચડ્યા, પરાવરનું દર્શન આપણે પામ્યા, પરાવરની અનુભૂતિ આપણને થઈ પછી, અંદરબહાર, ઉપરનીચે, આગળપાછળ, ગમે ત્યાં નજર નાખો, શું જોવા મળે છે ? એ 'મુણ્ડક'માં કહ્યા પ્રમાણે, આગળપાછળ, ઉપરનીચે, ઉત્તરદક્ષિણ સર્વત્ર બ્રહ્મ જ છે. જોનાર અને જોવાની વસ્તુ વચ્ચેનો ભેદ નાશ પામ્યો, અભેદ સ્થપાઈ ગયો પછી કોણ કોને જુએ ? 'છાંદોગ્ય' ઉપનિષદ (૭-૧૩-૨૫)માં આ જ વાત પાઠાન્તરે કહેવાઈ છે. આ અનુભવ થયા પછી કશું નાનું ગમતું નથી. નાલ્પે સુખમસ્તિ. સુખ ભૂમામાં છે અને એ ભૂમા મહાન છે, અસીમ છે, સર્વશક્તિમાન છે, સર્વવ્યાપ્ત છે. હાથી, હિરણ્ય, ભાર્યા, દાસ ઇત્યાદિમાં લોકો ભલે મહિમા માને પણ, તેમાં મહિમા છે જ નહિ. એ બધાંને છોડી તમે ભૂમાને લક્ષ્ય તરીકે સ્વીકારો એટલે તમે મહિમાવાન સાચા, એમ અંગિરાઋષિ કહે છે. આગળપાછળ, ઉપરનીચે વગેરે 'મુણ્ડક'ના શબ્દોનું પાઠાન્તર કરી ઋષિ અંગિરા લટકાનું ઉમેરે છે : स एवेदं सर्वम् — જે કંઈ છે તે એ છે. અને તે પછીનું તરતનું પગથિયું છે : अहमेवेदं सर्वम् — આ બધું છે તે હું જ છું (૭-૨૫-૧). જુદા ભાસતા સમુદ્રતરંગો સમુદ્રના જ છે, સમુદ્ર જ છે તેમ બધા જીવો, બધી સૃષ્ટિ એક જ બ્રહ્મ છે. તરંગો જુદા ભાસે છે તે માયાને લઈને. શ્રી રામકૃષ્ણ કહેતા તેમ માયા પણ બ્રહ્મનું જ સર્જન હોઈ બ્રહ્મ છે. માયાનાં લટકાં તે બ્રહ્મનાં પોતાની પાસેનાં જ લટકાં. ઈશ્વર જ સ્વરાટ્ અને ઈશ્વર જ વિરાટ.

પછીની કડીમાં નરસિંહ આ વાતને સરળ ઉદાહરણ વડે પુષ્ટ કરે છે :

*પંચ મહાભૂત પરિબ્રહ્મ વિશે ઊપન્યાં*
*અણુ અણુ માંહે રહ્યાં રે વળગી;*
*ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં*
*થડ થકી ડાળ તે નહીં રે અળગી.*

'પંચ મહાભૂત' — સમસ્ત સચરાચર સૃષ્ટિ — પરબ્રહ્મમાંથી 'ઊપન્યાં' છે. એણે, કે બીજા કોઈએ, એ ઉપજાવ્યાં નથી. ઉપજાવવા માટે બહારના કોઈ પદાર્થનો સંઘાત જોઈએ — અગ્નિ પ્રગટાવવા માટે લાકડામાં તણખો પડવો જોઈએ. અહીં તેમ નથી. બ્રહ્મ લીલા કરવા ચાહે છે ને પંચ મહાભૂત 'ઊપને' છે. દાટેલા બીજમાંથી અંકુર ફૂટે એમ પંચમહાભૂત, જાણે કે સ્વયંભૂ પ્રગટ થયેલ છે અને, અનેક શાખા-પ્રશાખા-પાનફૂલફળવાળું તોતિંગ વૃક્ષ એના નાના બીજને વળગી રહ્યું હોય છે તેમ, આ સમસ્ત જગતનો અણુએ અણુ એ જગદાધારને વળગી રહેલ છે. ઝાડની ઉપરની સૂકી છાલ, એની નીચેનું મજબૂત પણ લીલું થડ, એમાંથી ઝરતો રસ, થડમાંથી ફૂટેલી અનેક ડાળો, એ ડાળીઓને ફૂટેલી અનેકાનેક પ્રશાખાઓ, દરેક પ્રશાખાને ફૂટતી કુમળી ડાંખળીઓ, એની પરનાં અસંખ્ય પાનો, ફૂલો અને મધુર ફળો, આ બધું જુદું ભાસે છે પણ એ બધું જુદું છે ખરું ? બધાંના મૂળમાં એક જ બીજ છે. બીજમાંથી રોપ વધ્યો છે એમ તુકારામે કહ્યું છે. સમગ્ર સૃષ્ટિના કેન્દ્રમાં એક પરિબ્રહ્મ છે. પાણીમાં કાંકરો નાખીએ તો કેન્દ્રથી વર્તુળો મોટાં થતાં ફેલાય છે તેમ પરિબ્રહ્મ રૂપી કેન્દ્ર પણ પરિધિ પર ફેલાય છે,

એક જ છે, કશુ અલગ નથી. ('ઈશાવાસ્ય'ના શબ્દો સ્વયભૂ - પરિભૂ સરખાવો) — स एवेद सर्वम्

*વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ સાખ્ય દે,*
*કનક કુડળ વિશે ભેદ ન્હોયે,*
*ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજુવાં,*
*અત્યે તો હેમનું હેમ હોયે.*

માત્રાનુ સ્થાન બદલીને (વેદ – વદે), ઝૂલણાની ધીરગભીર ગતિમા યતિસ્થાને 'દે'ના લહેકાના પુનરાવર્તનથી કવિએ ઘણુ કહી દીધુ છે આ આરોહની સાથે ત્રીજા ચરણનો અવરોહ સરખાવવા જેવો છે ત્યા વચ્ચે વિરામની જરૂર નથી. ચડતા લહેકાથી, ઊંચે સ્વરે પોકારીને, કવિ કહે છે કે કનક અને કુડળ વચ્ચેનો, ધાતુ અને અલકાર વચ્ચેનો ભેદ આખે ભલે ચડે ઊડા ઊતરી જોતા, જ્ઞાન (વેદ) થતા બનેમા ભેદ નહિ જણાય. 'આ કુડળ', 'આ કકણ', એવા ભેદ નામરૂપને કારણે છે એ નામરૂપના ભુલાવામા પડી, એ નામરૂપ જેમાથી નિર્માણ પામ્યા છે અને અતે જેમા વિલીન થવાના છે એ મૂળ પદાર્થને આપણે વીસરી જઈએ છીએ. શાકયમુનિ ગૌતમના કુટુબીઓ થાળીમા પીરસાતો ભાત ક્યાથી આવે છે તેનો જવાબ શોધવાની હોડમા પીરસનારનો ત્રાસ, રસોડામાનુ તપેલુ, કોઠાર, કોઠારમા ઠલવનાર ગાડું, એ ગાડું જ્યાથી ચોખા ઉપાડી લાવ્યુ તે ખેતર સુધી પહોંચ્યા હતા તે રીતે, આ નામરૂપોના મૂળ ઉદ્ભવસ્થાન સુધી પહોંચવાનો યત્ન જેમણે કર્યો છે એ સર્વ જે તાત્પર્ય પર આવ્યા છે તેને નરસિહ મહેતાએ આ 'કનક કુડળ'ના દૃષ્ટાન્ત દ્વારા સુગમ રીતે રજૂ કર્યું છે

આનદશકરે આ કડીના પ્રથમ ચરણને સરસ રીતે સમજાવ્યુ છે " 'વેદ' એટલે જ્ઞાન, શબ્દાર્થજ્ઞાન, પછી એ જ્ઞાનનુ શ્રવણ એટલે હૃદયમા ઉતારવુ, અને પછી એનુ વારંવાર સ્મરણ એટલે નિદિધ્યાસન — એ ત્રણ વિધિ થતા પૂર્વોક્ત સત્યનો યથાર્થ અનુભવ થાય છે " ('આપણો ધર્મ', પૃ. ૨૧૪, આ. ૩ ૧૯૪૨)

*જીવ ને શિવ તે તો આપઇચ્છાએ થયા,*
*રચી પરપચ ચૌદ લોક કીધા,*
*ભણે નરસૈયો તે જ તુ તે જ તું,*
*એને સમર્યાથી કઈ સત સીધ્યા.*

પ્રભાતિયાની આ અતિમ કડીમા નરસિંહ મહેતો ભવ્યતાનુ બીજુ એક શિખર આવે છે બીજી કડીમાના 'ઊપન્યા' શબ્દનુ વાર્તિક આપતા મહેતાજી કહે છે કે 'જીવ ને શિવ તો આપઇચ્છાએ થયા 'આપઇચ્છા' એટલે બ્રહ્મની ઇચ્છા, આપણી ઇચ્છા નહિ. 'જીવ'ના એટલા બધા નામરૂપ ઊપન્યા કે ચૌદ લોકનુ વિશ્વ રચાઈ ગયુ, તરગ પરના બુદ્બુદને જુદો માનવાની ભૂલ કરી નામરૂપ પાછળનુ આધારભૂત તત્ત્વ ન પિછાન્યુ તો 'ઊંઘમા અટપટા ભોગ ભાસ'વાના એની પાર જતા અનુભવ થશે કે 'તે જ તુ', तत्त्वमसि ' 'તે જ તુ' મહાવાક્યને નરસિહ બેવડાવે છે જેથી હજી સુધી સૂતો રહ્યો હોય તે નર જાગી જાય અને જાગીને 'અટપટા ભોગ'ની લિપ્સામા ન પડી રહે

નરસિંહ મહેતાનુ આ ભવ્ય કાવ્ય ગુજરાતના કે ભારતના જ નહિ, જગતભરના ઉત્કૃષ્ટ કાવ્યોની માળામા એક તેજસ્વી કિરણ તરીકે શોભે છે નરસિંહ મહેતા સમા, આત્મસાક્ષાત્કાર પામેલા મહા માનવની હૃદયખરલમા ઘૂટાઈ પ્રગટેલા આ ઉદ્ગાર છે સ્થૂળ જગતના મોહભોગમા પડેલાને, ઊઘમા ભાસતા ભોગની સૃષ્ટિમા રાચતાને આચકો આપી જાગ્રત કરે છે ને જાગ્રત કરી ભવ્યતાની ઊંચેરી ને ઊચેરી ટૂકે લઈ જાય છે શ્રી રામકૃષ્ણ પરમહસ કુડલિનીની જાગૃતિની વાત કરતા કહેતા કે, કોઈક વાર, એ પખીની માફક કે વાદરાની માફક, એક ડાળેથી બીજી ઊંચેરી ડાળે કૂદે છે તેમ આપણે આ પ્રભાતિયામા ઊર્ધ્વગમન કરીએ છીએ. કાવ્યની સરળ પણ શરવત્ વીંધતી વાણી, પાણીદાર મોતી જેવા શબ્દો, કાવ્યમાના માર્મિક યતિસ્થાનો, આખ સામે તરત ને સ્પષ્ટ રીતે ઊપસી આવે તેવા દૃષ્ટાન્તો, કાવ્યનો ભવ્યોદાત્ત ભાવ, લૉંજીનસની સબ્લાઇમની ચારેય કસોટીમાથી પાર ઊતરે છે સાડાચાર સદીથી એ અગણિત કઠે ગવાયુ છે, અસખ્ય આખે વચાયુ છે ને કંઈકને આ કાવ્યે જગાડ્યા પણ હશે. ❑

# ઉપાધ્યાય યશોવિજયજીની જીવનસિદ્ધિ

જયંત કોઠારી

વાણિજ્યપ્રધાન ગુજરાત વિદ્યાજગતમાં પોતાનું માથું જેમના થકી ઊંચું રાખી શકે એવા બે પુરુષો મધ્યકાળમાં આપણે ત્યાં થયા છે — હેમચંદ્રાચાર્ય અને ઉપાધ્યાય યશોવિજયજી. બંનેની વિદ્વત્તા સર્વદેશીય છે. હેમચંદ્રાચાર્યે કાવ્ય, કાવ્યશાસ્ત્ર, કોશ, વ્યાકરણ, છંદશાસ્ત્ર, પ્રમાણ, મીમાંસા, ન્યાયશાસ્ત્ર, યોગશાસ્ત્ર વગેરે વિષયોના ગ્રંથો આપ્યા — કાશ્મીરી પંડિતોની જાણે સ્પર્ધા કરી અને 'કલિકાલસર્વજ્ઞ'નું બિરુદ મેળવ્યું. યશોવિજયજીએ પણ કાવ્ય, કથા, કાવ્યશાસ્ત્ર, ધર્મોપદેશ, જ્ઞાનમીમાંસા, ન્યાય તથા તર્કશાસ્ત્ર, જૈન સિદ્ધાંત, વેદાંતસમીક્ષા, યોગ, અધ્યાત્મ વગેરે વિષયોના ગ્રંથો આપ્યા ને સમકાલીનોએ એમને 'કૂર્ચાલી શારદ' (મુછાળી સરસ્વતી) તથા શ્રુતકેવલીપણું તે શું એનો બોધ કરાવનાર લેખ્યા. આ બે વિદ્યોપાસકો વાણિજ્યપ્રધાન ગુજરાતમાં થયા એટલું જ નહીં, એ બંને જન્મે વણિકો હતા એ હકીકત પણ ધ્યાન ખેંચે એવી છે. આજે વાણિયાઓના ધર્મ ગણાતા જૈન ધર્મમાં પણ વિદ્વાન સાધુવરો તો, પંડિત સુખલાલજી નોંધે છે તે પ્રમાણે, બ્રાહ્મણજાતિમાંથી આવેલા છે, વૈશ્યજાતીય હેમચંદ્રાચાર્ય અને યશોવિજય જેવા તો અપવાદરૂપ છે. (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મો. દ. દેશાઈ, પૃ. ૧૧૭ પર ઉદ્ધૃત) આ રીતે આ બંને વાણિજ્યપ્રધાન ગુજરાતના જ નહીં, વણિકજાતિના પણ આભૂષણરૂપ વિદ્વાન સાધુવરો છે.

આમ છતાં એ સ્પષ્ટ છે કે હેમચંદ્રાચાર્યને જે પ્રસિદ્ધિ મળી છે, ગુજરાતના જૈન-જૈનેતર સમાજમાં એમને જે ગૌરવભર્યું સ્થાન મળ્યું છે અને સંસ્કૃત વિદ્યાના ક્ષેત્રે એમની પ્રતિભાનો જે રીતે સ્વીકાર થયો છે એવું યશોવિજયજીની બાબતમાં થયું નથી. આનું એક કારણ સ્પષ્ટ છે. હેમચંદ્રાચાર્યને રાજ્યનો સબળ ટેકો મળ્યો છે. એમની વિદ્વત્પ્રવૃત્તિ જયસિંહ સિદ્ધરાજ અને કુમારપાળની નિશ્રામાં પાંગરી છે. 'શબ્દાનુશાસન'ની રચના સિદ્ધરાજની પ્રેરણાથી થયેલી અને 'યોગશાસ્ત્ર' 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' વગેરે ગ્રંથો કુમારપાળને અર્થે રચાયેલા. યશોવિજયજીને આવો લાભ મળ્યો નથી. હેમચંદ્રાચાર્યની શક્તિઓનો સંપ્રદાયમાં સત્વર સ્વીકાર થયો, એ અગ્રણી બની ગયા અને પોતાનું વિદ્વાન શિષ્યમંડળ ઊભું કરી શક્યા. યશોવિજયજીને એ સદ્ભાગ્ય પણ પ્રાપ્ત થયું નથી. આચાર્યપદથી વિભૂષિત ન થયા, એટલું જ નહીં ઉપાધ્યાયપદ પણ કાશીથી ન્યાયવિશારદ થઈને આવ્યા પછી કેટલાંય વર્ષે એમને આપવામાં આવ્યું — એમની વિદ્યોપાસનાના ફળ રૂપ કૃતિઓ તો કાશીગમન પૂર્વેથી જ મળવા લાગી હતી. આમ કેમ બન્યું એ કોયડો છે. પણ કદાચ સંપ્રદાયમાં એમને માટે કંઈક પ્રતિકૂળ વાતાવરણ હોય, કદાચ અગ્રણી બનવા માટેની, અનુયાયીમંડળ ઊભું કરવા માટેની જે કુશળતા હેમચંદ્રાચાર્યમાં હતી તેવી એમની પ્રકૃતિમાં નહીં હોય, કદાચ અંતર્મુખ બની ગયાનું આ પરિણામ હોય. જે હોય તે, પણ યશોવિજયજીને એકલે હાથે અને બહુધા આત્મનિર્ભર રીતે પોતાની વિદ્યોપાસના ચલાવવાની થઈ છે. એમના ઘણા ગ્રંથોની એમની સ્વહસ્તલિખિત પ્રતો મળે છે અને અન્ય પ્રતો ઝાઝી મળતી નથી એ પણ આ હકીકતનું સમર્થન કરે છે. પણ આ કારણે જ યશોવિજયજીની વિદ્યોપાસનાનું એક અદકેરું મૂલ્ય ઊભું થાય છે.

યશોવિજયજીની વિદ્યોપાસનાનો ઇતિહાસ જરા રોમાંચક છે. એ બાળપણથી જ અત્યંત મેધાવી હતા એમ 'સુજસવેલી'કાર કાંતિવિજય નોંધે છે. માટે જ તો બાળપણમાં ભક્તામરસ્તોત્રનો પાઠ કરી આપી માતાને આશ્ચર્યચકિત કરી નાખવાની કથા એમ સાથે જોડાઈ ગઈ છે ને ? એમણે સાધુજીવ

લીધી (સ. ૧૬૮૮) ત્યારે એમના ગુરુઓનુ એમની આ શક્તિ તરફ લક્ષ હશે જ એમણે યશોવિજયજીના વિદ્યાભ્યાસમાં ઊંડો રસ લીધો છે એમને એમા સહાય કરી છે અને એમના વિદ્યાદાતા પણ બન્યા છે યશોવિજયજી એમનો ઋણસ્વીકાર ભાવપૂર્વક કરે છે વિદ્યાભ્યાસમા મુખ્ય પ્રેરક હતા વિજયસિંહસૂરિ. તેમણે એમને શાસ્ત્રાભ્યાસમા લગાડ્યા. ગુરુ નયવિજય અને એના ગુરુભાઈ જીતવિજય વિદ્યાદાતા બન્યા. શ્રુતજ્ઞાન આપનાર નયવિજય હતા, તો જીતવિજયે એમની પ્રતિભાને અનેક ક્ષેત્રોમા વિલસતી કરી. યશોવિજય એમ વર્ણવે છે કે જીતવિજયનુ કરુણાકલ્પવૃક્ષ મુજ સમા નદનવનમા ફળ્યુ. એ કલ્પવૃક્ષમા શાસ્ત્રાભ્યાસ સુદર નવીન અકુર છે, પદોની વ્યુત્પત્તિ પલ્લવ છે, કાવ્ય અને અલકાર પુષ્પ છે, તર્ક અને ન્યાયનો અભ્યાસ ફળ છે દશબાર વર્ષમા આ વિદ્યાભ્યાસના ફળ દેખાવા લાગે છે અધ્યાત્મમત પરીક્ષા, ન્યાયવાદાર્થ, સ્યાદ્‌વાદરહસ્ય(લઘુવૃત્તિ) (સ ૧૭૦૧) જેવા ગ્રથો રચાય છે, જે યશોવિજયજીએ પ્રાપ્ત કરેલી બૌદ્ધિક સજ્જતાની પ્રતીતિ કરાવે છે આઠ મહા અવધાનનુ જાહેર નિદર્શન થાય છે (સ. ૧૬૯૮), જે યશોવિજયજીએ કેળવેલી ચિત્તની એક વિશિષ્ટ શક્તિની પ્રતીતિ કરાવે છે

પણ યશોવિજયજીની જ્ઞાનસાધનામા મોટુ પગલુ તો છે કાશીગમનનુ. ખાસ વિદ્યાભ્યાસ માટે એક જૈન સાધુને કાશી મોકલવાનો પ્રસ્તાવ આવે અને એ સ્વીકારાય એ ઘટના પોતે જ ઘણી વિલક્ષણ અને સૂચક છે પ્રસ્તાવ પાછો ધનજી સૂરા જેવા શ્રેષ્ઠીનો હતો. એમનામાયે યશોવિજયજીએ એવો વિશ્વાસ જન્માવ્યો હતો કે એ બીજા હેમસૂરિ થશે. આર્થિક પ્રબધ તો ઠીક, શ્રેષ્ઠીઓ કરી આપે, પરતુ છેક કાશી સુધી વિહાર કરીને જવું, ત્યા સાધુ-આચાર પાળતા રહીને એક બ્રાહ્મણ પડિત પાસે વિવિધ શાસ્ત્રો— બહુધા જૈનેતર જ —નો અભ્યાસ કરવો અને આ રીતે વિદ્યાના મહાસાગરમા અવગાહન કરવુ એ ખરે જ એક મોટું વિદ્યાસાહસ હતુ. યશોવિજયે એનો સ્વીકાર કર્યો એ એમની ઉત્કટ જ્ઞાનપિપાસા બતાવે છે અને ગુરુજનોએ એમને કાશી મોકલ્યા તે એમને એમની શક્તિમા કેવો વિશ્વાસ તથા એમના પ્રત્યે કેવી પ્રીતિ હતી તે બતાવે છે નયવિજયજીએ તો એમની સાથે કાશી જવાનુયે કષ્ટ ઉઠાવ્યુ.

સ્પષ્ટ છે કે કેટલીક સજ્જતા મેળવીને જ યશોવિજયજી કાશી ગયા હતા, પણ કાશીના નિવાસે એમના પાડિત્યને શગ ચડાવી છે કાશીમા તાર્કિકકુલમાર્તડ કહેવાતા ભટ્ટાચાર્ય પાસે ત્રણ વર્ષ રહીને તેઓએ વેદાતાદિ છ દર્શનોનો, બૌદ્ધ સિદ્ધાતનો અને સવિશેષરૂપે ન્યાય – નવ્યન્યાયનો અભ્યાસ કર્યો. ત્યા વાદસભામા વિજય મેળવી તેઓ 'ન્યાયવિશારદ'ની ઉપાધિ પામ્યા અને ન્યાયગ્રથની રચના કરી 'ન્યાયાચાર્ય'નુ બિરુદ તે પછી આગ્રામા કોઈ ન્યાયાચાર્ય પાસે ચાર વર્ષ રહી એમણે ન્યાયના અભ્યાસને વધુ સૂક્ષ્મગહન બનાવ્યો અને તાર્કિક તરીકે એ પ્રતિષ્ઠા પામ્યા

સાત વર્ષનો આ ઉગ્ર જ્ઞાનયજ્ઞ અને કુલ વીસ ઉપરાત વર્ષ સુધી ચાલેલુ વિદ્યાધ્યયન — એ એક વિરલ ઘટના છે આવી અખડ વિદ્યોપાસનાથી સરસ્વતી તુષ્ટમાન થયા વિના કેમ રહે ? યશોવિજયજી પોતે જ કહે છે કે ગગાકાઠે સરસ્વતીદેવીએ એમના પર તુષ્ટમાન થઈ તર્ક અને કાવ્યનુ — વિદ્વત્ત્વ અને કવિત્વનુ વરદાન આપ્યુ અને કલ્પવૃક્ષ સમ ભાષા પણ આપી. યશોવિજયજીની પ્રતિભા હવે અનેક ક્ષેત્રે અકુતોભય વિહરવા લાગી અને શાસ્ત્ર તથા કાવ્યના અનેક ગ્રથો એમને હાથે સર્જાવા લાગ્યા.

યશોવિજયજીના ગ્રથસર્જનનો મોટો હિસ્સો — શતાધિક ગ્રથો — તો સસ્કૃત ભાષામા છે અને એ એમનુ અર્પણ એટલુ મહત્ત્વપૂર્ણ છે કે રસિકલાલ પરીખના મતે "મહોપાધ્યાય શ્રી યશોવિજયજી એ જૈન સપ્રદાયના જ નહીં પણ સમસ્ત ભારતના સસ્કૃત વિદ્વાનોની હારમાળામા એક ઉજ્જ્વળ રત્ન છે " એક દાર્શનિક વિદ્વાન તરીકે પણ યશોવિજયજી અનન્ય બની રહે છે પડિત સુખલાલજી કહે છે કે "તેમના

જેવી સમન્વયશક્તિ રાખનાર, જૈન-જૈનેતર મૌલિક ગ્રંથોનું ઊંડું દોહન કરનાર, પ્રત્યેક વિષયના અંત સુધી પહોંચી તેના પર સમભાવપૂર્વક પોતાનાં સ્પષ્ટ મંતવ્ય પ્રકાશનાર, શાસ્ત્રીય અને લૌકિક ભાષામાં વિવિધ સાહિત્ય રચી પોતાના સરલ અને કઠિન વિચારોને સર્વ જિજ્ઞાસુ પાસે પહોંચાડવાની ચેષ્ટા કરનાર અને સંપ્રદાયમાં રહીને પણ સંપ્રદાયના બંધનની પરવા નહીં કરીને જે કંઈ ઉચિત જણાયું તેના પર નિર્ભયતાપૂર્વક લખનાર, કેવલ શ્વેતામ્બર-દિગમ્બર સમાજમાં જ નહીં બલકે જૈનેતર સમાજમાં પણ તેમના જેવો કોઈ વિશિષ્ટ વિદ્વાન અત્યાર સુધી અમારા ધ્યાનમાં આવેલ નથી. પાઠક સ્મરણમાં રાખે કે આ અત્યુક્તિ નથી. અમે ઉપાધ્યાયજીના અને બીજા વિદ્વાનોના ગ્રંથોનું અત્યાર સુધી જોકે અલ્પમાત્ર અવલોકન કર્યું છે તેના આધારે તોળીજોખીને ઉક્ત વાક્ય લખ્યાં છે. નિઃસંદેહ શ્વેતામ્બર અને દિગમ્બર સમાજમાં અનેક બહુશ્રુત વિદ્વાન થઈ ગયા છે, વૈદિક અને બૌદ્ધ યા વૈદિક વિદ્વાન આજ સુધી એવો થયો નથી કે જેના ગ્રંથના અવલોકનથી એવું જાણવામાં આવે કે તે વૈદિક યા બૌદ્ધ શાસ્ત્ર ઉપરાંત જૈન શાસનનું પણ વાસ્તવિક ઊંડું અને સર્વવ્યાપી જાણપણું રાખતો હોય. આથી ઊલટું ઉપાધ્યાયજીના ગ્રંથોને ધ્યાનપૂર્વક જોનાર કોઈ પણ બહુશ્રુત દાર્શનિક વિદ્વાન એવું કહ્યા વિના નહીં રહેશે કે ઉપાધ્યાયજી જૈન હતા તેથી જૈન શાસ્ત્રનું ઊંડું જ્ઞાન તો તેમને માટે સહજ હતું, પરંતુ ઉપનિષદ્, દર્શન આદિ વૈદિક ગ્રંથોનું અને બૌદ્ધ ગ્રંથોનું આટલું વાસ્તવિક, પરિપૂર્ણ અને સ્પષ્ટ જ્ઞાન તેમની અપૂર્વ પ્રતિભા અને કાશીસેવનનું જ પરિણામ છે."

બેશક, યશોવિજયજીનું લક્ષ્ય જૈન સિદ્ધાંતનું સમર્થન જ છે અને એ માટે અન્ય મતોનું ખંડન પણ એમણે કર્યું છે. એ એમણે એવી સમર્થ રીતે કર્યું છે કે પંડિત સુખલાલ કહે છે કે "માત્ર અમારી દૃષ્ટિએ જ નહીં પણ હરકોઈ તટસ્થ વિદ્વાનની દૃષ્ટિએ જૈન સંપ્રદાયમાં યશોવિજયજીનું સ્થાન વૈદિક સંપ્રદાયમાં શંકરાચાર્ય જેવું છે." યશોવિજયજીની વિચારણા બૌદ્ધિક પ્રતીતિ જન્માવનારી અને ગ્રાહ્ય બની રહે છે કેમકે, પંડિત સુખલાલજીના શબ્દોમાં "સામાન્ય રીતે... તેમણે જે જે કહ્યું છે તે બધાનું ઉપપાદન પ્રાચીન પ્રામાણિક ગ્રંથોની સંમતિ દ્વારા કર્યું છે, ક્યાંયે કોઈ ગ્રંથનો અર્થ કાઢવામાં ખેંચતાણ નથી કરી. તર્ક અને સિદ્ધાન્ત બંનેનું સમતોલપણું સાચવી પોતાના વક્તવ્યની પુષ્ટિ કરી છે." એટલું જ નહીં, યશોવિજયજી તો અનેકાંતપ્રેમી — સ્યાદ્વાદપ્રેમી છે. એમની દૃષ્ટિએ જૈન દર્શનનો સાર અનેકાંતવાદ છે અને અનેકાંતવાદના એમના જેવા બીજા ભાષ્યકાર જડવા મુશ્કેલ છે. એમણે અન્ય મતોનું કેવળ ખંડન કર્યું નથી, અનેકાંતવાદની દૃષ્ટિએ એની વ્યવસ્થા કરી છે અને એના ઇષ્ટ અંશોને પોતાની વિચારણામાં સમાસ પણ આપ્યો છે. આથી જ એ દાવો કરી શકે છે કે "અમે માત્ર રાગથી સ્વ (એટલે જૈન) આગમનો આશ્રય કે દ્વેષથી પર (એટલે જૈનેતર) આગમનો ત્યાગ કરતા નથી; પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી એવું કરીએ છીએ." અન્યમતીઓની વિદ્વત્તાની પ્રશંસા કરવામાં ને સત્યાર્થકથનનો ગુણ હોય ત્યાં એમને 'મહર્ષિ' કહેવામાં પણ એમને કશું આડું આવતું નથી. યશોવિજયજીની તત્ત્વનિષ્ઠા એવી છે કે એક બાજુથી એ દિગમ્બરમતનું ખંડન કરે છે, તો બીજી બાજુથી સ્યાદ્વાદાર્થ દિગમ્બર શાસ્ત્રમાં હોય તો તેની પણ વ્યાખ્યા કરવા ઉદ્યુક્ત થાય છે ('અષ્ટસહસ્રીવિવરણ'). જૈન શાસનમાં સર્વશાસ્ત્રપારંગત વિદ્વાન હેમચંદ્રાચાર્ય પછી સાતસો વર્ષે એકમાત્ર યશોવિજય થયા, તો અભ્યાસની વિશાળતા અને તલસ્પર્શિતા, દૃષ્ટિની ઉદારતા, મધ્યસ્થતા, ગુણગ્રાહકતા અને સમન્વયશક્તિ ધરાવનાર વિદ્વાન હરિભદ્રસૂરિ પછી લગભગ એક હજાર વર્ષે થયા. યશોવિજય બીજા હેમસૂરિ અને લઘુ હરિભદ્ર તરીકે, આથી જ, ઓળખાવાયા છે.

ઉપાધ્યાય યશોવિજયજીનું અત્યંત વિશિષ્ટ કહેવાય એવું અર્પણ તો જૈન ન્યાયના ક્ષેત્રે છે. નવ્ય ન્યાયને ગુજરાતમાં લાવનાર અને જૈન દાર્શનિક તત્ત્વોનું નવ્ય ન્યાયની શૈલીમાં વિસ્તૃત વિવેચન કરનાર એ જ છે. નગીન શાહ નોંધે છે કે "નવ્ય ન્યા

ત્યા પ્રચાર ન હોવાથી ઉપાધ્યાયજીના ન્યાયગ્રથો આપણા માટે દુરૂહ અને અભ્યાસબાહ્ય રહ્યા છે" જૈન ન્યાયના ક્ષેત્રે યશોવિજયજીના અર્પણને પડિત સુખલાલજી આ રીતે મૂલવે છે "ઉપાધ્યાયજીના જૈન તત્ત્વજ્ઞાન, આચાર, અલકાર, છદ વગેરે અન્ય વિષયોના ગ્રથોને બાદ કરી માત્ર જૈન ન્યાયવિષયક ગ્રથો ઉપર નજર નાખીએ તો એમ કહેવુ પડે છે કે સિદ્ધસેન ને સમતભદ્રથી વાદી દેવસૂરિ અને હેમચન્દ્ર સુધીમા જૈન ન્યાયનો આત્મા જેટલો વિકસિત થયો હતો તે પૂરેપૂરો ઉપાધ્યાયજીના તર્કગ્રથોમા મૂર્તિમાન થાય છે, અને વધારામા તે ઉપર એક કુશલ ચિત્રકારની પેઠે તેઓએ એવા સૂક્ષ્મતાના, સ્પષ્ટતાના અને સમન્વયના રગો પૂર્યા છે કે જેનાથી મુદિતમના થઈ આપોઆપ એમ કહેવાઈ જાય છે કે પહેલા ત્રણ યુગનુ બને સપ્રદાયનુ જૈન ન્યાયવિષયક સાહિત્ય કદાચ ન હોય અને માત્ર ઉપાધ્યાયજીનુ જૈન ન્યાયવિષયક સાહિત્ય ઉપલબ્ધ હોય તોયે જૈન વાઙ્મય કૃતકૃત્ય છે ઉપાધ્યાયજીએ અધિકારીભેદને ધ્યાનમા રાખી, વિષયોની વહેચણી કરી, તે ઉપર નાનામોટા અનેક જૈન ન્યાયના ગ્રથો લખ્યા. તેઓએ જૈન તર્કપરિભાષા જેવો જૈન ન્યાયપ્રવેશ માટે લઘુ ગ્રથ રચી જૈન સાહિત્યમા તર્કસગ્રહ અને તર્કભાષાની ખોટ પૂરી પાડી. રહસ્યપદાકિત એકસો આઠ ગ્રથો કે તેમાના કેટલાક રચી જૈન ન્યાયવાઙ્મયમા નૈયાયિકપ્રવર ગદાધર ભટ્ટાચાર્યના ગ્રથોની ગરજ સારી. નયપ્રદીપ, નયરહસ્ય, નયામૃતતરગિણી સહિત નયોપદેશ, સ્યાદ્વાદકલ્પલતા, ન્યાયાલોક, ખડનખડખાદ્ય, અષ્ટસહસ્રીટીકા આદિ ગ્રથો રચી જૈન ન્યાયવાઙ્મયનો ગીતા, યોગવાસિષ્ઠ આદિ વૈદિક ગ્રથો સાથે સબધ જોડ્યો થોડામા એટલુ જ કહેવુ બસ છે કે વૈદિક અને બૌદ્ધ સાહિત્યે દાર્શનિક પ્રદેશમા સત્તરમા સૈકા સુધીમા જે ઉત્કર્ષ સાધ્યો હતો, લગભગ તે બધા ઉત્કર્ષનો આસ્વાદ જૈન વાઙ્મયને આપવા ઉપાધ્યાયજીએ પ્રામાણિકપણે આખુ જીવન વ્યતીત કર્યું અને તેથી તેઓના એક તેજમા જૈન ન્યાયના બધા તેજો લગભગ સમાઈ જાય છે એમ કહેવુ પડે છે"

ન્યાયના ક્ષેત્રે યશોવિજય તાર્કિકશિરોમણિ સિદ્ધસેન દિવાકરના અવતાર સમા છે અને જ્ઞાનમીમાસાના કેટલાક મુદ્દા સિદ્ધસેન પછી હજાર વર્ષમા છેડનાર એ એકલા જ છે આ રીતે સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ અને હેમચન્દ્રાચાર્ય એ જૈન પરપરાના ત્રણ મનીષીઓની પ્રતિભાનો યુગપદ્ અનુભવ કરાવતા યશોવિજયનુ સ્થાન અનોખુ જ ગણાય

આમા એક વિશેષતા હજુ ઉમેરી શકાય. મોહનલાલ દલીચદ દેશાઈ કહે છે તે પ્રમાણે જૈન દર્શનના સ્યાદ્વાદ, કર્મવાદ વગેરે સિદ્ધાતોને અનુકૂળ રહીને એની સાથે અધ્યાત્મવાદનો સ્પષ્ટ રીતે સમન્વય કરનાર યશોવિજય છે તેમણે ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ અને પાતજલ યોગદર્શનને બરાબર અવગત કર્યાં હતા અને 'અધ્યાત્મસાર'મા પોતાની મૌલિક બુદ્ધિથી શાસ્ત્ર અને સપ્રદાય ઉપરાત પોતાનો અનુભવયોગ પણ મિશ્રિત કર્યો. આ બાબતમા એ એમના સમકાલીન આનદઘનની સાથે બેસે છે ને એમનો પ્રભાવ બતાવે છે

યશોવિજયજીના અન્ય સર્વ વિદ્યાકાર્યો પણ એમની પ્રતિભાનો ઉન્મેષ લઈને આવે છે એમની કાવ્યપ્રકાશ પરની અધૂરી પ્રાપ્ત થતી ટીકા વિશે તપસ્વી નાન્દી કહે છે કે " 'કાવ્યપ્રકાશ' ઉપરની એમની આખી ટીકા જો ઉપલબ્ધ થાય તો અલકારશાસ્ત્રમા યશોવિજયજીનુ પ્રદાન અને સ્થાન અપ્પય દીક્ષિત, જગન્નાથ અને વિશ્વેશ્વર પડિતની સાથે, સમકક્ષ રીતે, મૂકી શકાય તે નિ સદેહ વીગત છે' એમના મહાકાવ્ય 'આર્ષભીયચરિત' વિશે પણ નીલાજના શાહને એવુ લાગે છે કે એ પૂરુ થયુ હોત તો "પચ મહાકાવ્યોની લગભગ લગોલગ આવે એવુ એક સુદર કાવ્ય મળ્યુ હોત એમા શકા નથી" સાહિત્યમર્મજ્ઞોને 'ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા'મા મહાકવિની રચનામા જોવા મળતા સાહિત્યગુણોની પ્રતીતિ થઈ છે, તો 'ગોડીપાર્શ્વનાથસ્તોત્ર' એક ભવ્ય કાવ્યપ્રાસાદ જણાયો છે યશોવિજયજીની સસ્કૃત

ઉપરાંત ગુજરાતી કાવ્યકૃતિઓમાં પણ એક પ્રૌઢ પ્રતિભાવંત કવિને છાજે એવી અલંકારચાતુરી, પદ્યકૌશલ્ય અને ભાવવિચારની મનોહારિતા છે ને એના પર પડેલી પાંડિત્યની પ્રબળ મુદ્રાએ એને અનોખી આભા અર્પી છે. વિદ્વત્ત્વ, કવિત્વ અને ભાષાનાં વરદાન જાણે સાર્થક થતાં અનુભવાય છે.

યશોવિજયજીના ગ્રન્થસમૂહમાં એમનાં સ્વતંત્ર સર્જનો છે તે ઉપરાંત અન્ય ગ્રંથોના અનુકરણ-અનુવાદરૂપ તેમજ ટીકારૂપ ગ્રંથો પણ છે. પણ એથી યશોવિજયજીની મૌલિકતાને આંચ આવતી નથી. પ્રાચીન ગ્રંથોને પી-પચાવીને નવીન ગ્રંથ નિપજાવવાની શક્તિ તેમને વરેલી છે. અનુકરણ-અનુવાદરૂપ કૃતિઓમાં નવીન યુક્તિઓ અને નવીન અભિવ્યક્તિઓ દાખલ થાય છે, તો ટીકારૂપ ગ્રંથોમાં યશોવિજયજીની વિદ્વત્તા મોકળાશથી અને સૂક્ષ્મતાથી પ્રવર્તે છે. હરિભદ્રસૂરિના 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય' પરની યશોવિજયજીની 'સ્યાદ્વાદકલ્પલતા' નામક ટીકા માટે મુકુંદ ભટ્ટ કહે છે કે "ટીકા કહેવાથી 'સ્યાદ્વાદ-કલ્પલતા'નું સાચું સ્વરૂપ પામી શકાય એવું નથી, કારણ કે તેની ગરિમાં સ્વતંત્ર ગ્રંથ જેવી છે." સમન્તભદ્રજીની 'આપ્તમીમાંસા' પરની વિદ્યાનન્દજીની 'અષ્ટસહસ્રી' નામે ટીકાનું યશોવિજયજીએ વિવરણ કર્યું છે તેને અનુલક્ષીને પંડિત દલસુખભાઈ માલવણિયા કહે છે કે "તેમણે 'અષ્ટસહસ્રી' જેવા ગ્રન્થને દસમી સદીમાંથી બહાર કાઢીને અઢારમી શતાબ્દીનો બનાવી દીધો" અને અફસોસ વ્યક્ત કરે છે કે એને વીસમી સદીમાં લાવી મૂકનાર કોઈ નીકળેલ નથી. મતલબ કે જૈન દર્શનમાં યશોવિજયજી પછી કોઈ વિકાસ થયો નથી અને જૈન દર્શન વિશે યશોવિજયજી જ હજુ અંતિમ પ્રમાણ છે.

યશોવિજયજીની આ વિદ્યોપાસના અને વિદ્યાસિદ્ધિ અસાધારણ છે, એવી કે 'ઉપાધ્યાય' શબ્દ એમની આગવી ઓળખ બની ગયેલ છે — ઉપાધ્યાય કહીએ એટલે યશોવિજયજી જ સમજાય. એમની આ વિદ્યાસિદ્ધિનું જેટલું ગૌરવ કરીએ એટલું ઓછું છે. પરંતુ એ વીસરવું ન જોઈએ કે યશોવિજયજી અંતે એક જૈન સાધુ હતા. એમના જીવનની સાર્થકતા આ વિદ્યાસિદ્ધિમાં ન હોઈ શકે, ચારિત્ર્યસિદ્ધિમાં હોવી ઘટે. જૈન સંપ્રદાયકથિત રત્નત્રયી — જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યમાં શિરમોર છે ચારિત્ર્ય. ચારિત્ર્ય એટલે સંયમનિયમભર્યો જીવનાચાર એ જૈન ધર્મનો પરમ આદર્શ છે. આ માટે એમાં સાધુઓનાં મહાવ્રતો અને શ્રાવકોનાં અણુવ્રતો નિશ્ચિત થયેલાં છે. યશોવિજયજીએ સાધુજીવનને ચરિતાર્થ કરવા પણ સન્નિષ્ઠ ઉદ્યમ કર્યો દેખાય છે. સાધુઓમાં પ્રવર્તતા શિથિલાચારો સામે એ હંમેશા પ્રહાર કરતા રહ્યા છે, શિથિલાચારને દૂર કરવા સત્યવિજયગણિ અને ઋદ્ધિવિમલગણિએ ક્રિયોદ્ધારો કર્યા એને એમનો ટેકો સાંપડ્યો છે અને એક વખતે અન્ય સાધુઓનો સાથ લઈને સાધુઓ માટેના વ્યવહારમર્યાદાના ૪૨ બોલ તથા એક વખતે પોતા તરફથી એમણે પાંચ બોલ જાહેર કર્યા છે. યશોવિજયજીની વિદ્યોપાસનાનો મહિમા કરતી વખતે એમની આ આચારોપાસના તરફ દુર્લક્ષ ન થવું જોઈએ. ઉત્તમ ચારિત્ર્ય — સાધુજીવન એ તેમની પ્રથમ ને પાયાની સિદ્ધિ છે. સાધુવેશને આ રીતે દીપાવનાર યશોવિજયજીએ કાશીમાં વિદ્યાધ્યયન અર્થે સાધુવેશ છોડી ગૃહસ્થવેશ સ્વીકાર્યો હતો એવી દંતકથા (જેને કોઈ આધાર નથી) જોડવી એ કેટલે અંશે ઉચિત ગણાય ? એમાં જૈન સાધુજીવનનાં મૂલ્યોની ઊલટપાલટ નથી થઈ જતી ?

જૈન ધર્મ ક્રિયાપ્રધાન ધર્મ છે. ચારિત્ર્યપાલન માટે એમાં સામાયિકાદિ આવશ્યક ક્રિયાઓ નિયત થયેલી છે. પણ તે ઉપરાંત એમાં તપનો ઘણો મહિમા છે. એટલો બધો કે તપ જૈન ધર્મનો પર્યાય બની ગયેલ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય અને એ રત્નત્રયીમાં પછીથી તપનું ઉમેરણ થઈ જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપ એવું ચતુષ્ક રચાયું છે. તપ એ સાધ્ય નથી, પણ સાધન છે એ વાત ઘણી વાર વીસરાઈ જતી હોય છે અને તપ આભ્યન્તર ને બાહ્ય એ બે પ્રકારનું હોય છે તેમાંથી બીજા પ્રકારમાં સીમિત થઈ

જતું હોય છે. યશોવિજયજીએ જૈન ધર્મની આવશ્યક ક્રિયાઓ તો કરી જ હોય, એક વખત એમણે ઓળી તપ કર્યું હોવાની માહિતી પણ મળે છે, પરંતુ તપસ્વી તરીકે એમની કોઈ ખ્યાતિ નથી. તપ વિશે એમનો અભિપ્રાય છે કે "જે તપમાં કષાયોનો રોધ અને જિન ભગવાનનું ઊંડું ધ્યાન રહેલું હોય તે તપને જ શુદ્ધ જાણવું, બાકીનું સર્વ તો લંઘન." ક્રિયાની ઉપકારકતા યશોવિજયજી જાણે છે, પરંતુ ક્રિયા ક્યાં સુધી જઈ શકે છે અને એ ક્યારે સાર્થક થાય છે એનીયે એમને ખબર છે, તેથી ક્રિયાનુ આત્યન્તિક મહત્ત્વ કરવાથી એ દૂર રહે છે. એ ક્રિયા જ્ઞાનયુક્ત હોવી જોઈએ એવો આગ્રહ રાખે છે અને ક્રિયાયોગ કરતાં જ્ઞાનયોગને ઊંચે સ્થાને મૂકે છે. એમના કેટલાક ઉદ્ગારો જુઓ :

- *બહુ વિધ ક્રિયાકલેશ શું રે, શિવપદ લહે ન કોય,*
  *જ્ઞાનકલા-પરગાસ સો રે, સહજ મોક્ષપદ હોય.*

- *વચન, કાયા તે તો બાંધીએ, મન નવી બાંધ્યો જાય,*
  *હે મિત્ત,*
  *મન બાધ્યા વિણ પ્રભુ ના મિલે, કિરિયા નિષ્ફળ જાય,*
  *હે મિત્ત.*

- જ્ઞાનરૂપ અમૃત પીને, ક્રિયારૂપ કલ્પવેલડીના ફળ ખાઈને અને સમતારૂપ તાંબૂલનો આસ્વાદ કરીને મુનિ ઉત્કૃષ્ટ તૃપ્તિ પામે છે.

- અપ્રમત્ત સાધુઓ શુક ધ્યાનવંત હોય છે તેથી એમને માટે આવશ્યકાદિ ક્રિયા નથી હોતી.

- અધ્યાત્મમાં શ્રેષ્ઠ જ્ઞાનયોગ છે.

પણ આ જ્ઞાન એટલે શું ? શાસ્ત્રજ્ઞાન – સિદ્ધાંત-જ્ઞાન ? એ તો ખરું જ. યશોવિજયજી શાસ્ત્રને "અજ્ઞાનરૂપી સર્પનું ઝેર ઉતારવા મહામંત્ર સમાન, સ્વચ્છંદતારૂપી જ્વરને દૂર કરવા લાંઘણ સમાન, ધર્મરૂપી બગીચાને વિકસાવવા અમૃતની નીક સમાન" ગણાવે છે અને પોતાની જિંદગીનાં ઘણાં વર્ષો એમણે આ જ્ઞાનસાધના પાછળ ગાળ્યાં છે. કાશી જવાનો શ્રમ ઉઠાવ્યો છે. વાદસભાઓ જીતી, ખંડનમંડનાત્મક અનેક ગ્રંથો રચ્યા, આઠ અવધાનથી અઢાર અવધાન સુધી પહોંચ્યા એ યશોવિજયજીનું વિદ્યાસિદ્ધિ તરફ કેવું લક્ષ હતું તે બતાવે છે. એમણે મંદિરનિર્માણ, મૂર્તિપ્રતિષ્ઠા, સંઘયાત્રા જેવી ધાર્મિક ક્રિયાઓમાં પણ ઓછો રસ લીધો જણાય છે તે પણ વિદ્યાસિદ્ધિનું એમને મન કેવું અદકેરું મહત્ત્વ હતું એ બતાવે. આવાં વલણો અને વિચારોને કારણે એમને સંપ્રદાયમાં મનભેદની સ્થિતિ ઊભી થઈ હોય અને મળવું જોઈતું સ્થાન ન મળ્યું હોય એમ પણ બને.

પોતાની આ જ્ઞાનસિદ્ધિનો યશોવિજયજી ક્યારેક દર્પ અનુભવતા પણ દેખાય છે. પોતાને અવારનવાર 'ન્યાયવિશારદ' તરીકે ઓળખાવે છે, 'સિતામ્બર-શિરોમણિ' કહે છે અને 'વાચક જસ તણી વાણી કોઈ નયે ન અધૂરી' એવાં આત્મપ્રશસ્તિનાં વચન ઉચ્ચારે છે. 'લુમ્પકોને મુખે કાળો કૂચડો ફેરવી દીધો' એવા કઠોર ઉદ્ગાર પણ કરે છે. આપણને એમ લાગે કે યશોવિજય હવે શતાવધાની થઈને, પોતાનું શિષ્યમંડળ જમાવીને પાંડિત્યનો દિગ્વિજય આદરીને જંપશે. પણ એવું કંઈ થતું નથી. કાશીથી આવીને અઢાર અવધાન કર્યાં તે કર્યાં, પછી કોઈ અવધાન કર્યાની માહિતી મળતી નથી. કાશીમાં વાદસભાને ગજવી તે ગજવી, પછી કોઈ વાદસભાને ગજવી હોય એવું જાણવા મળતું નથી. ઊલટું એમની પાસેથી આવો ઉદ્ગાર મળે છે :

*પઢ પઢ કોઈ રિઝાવત પરકું, કષ્ટ અષ્ટ અવધાનમઈ,*
*આપકું આપ રિઝાવત નાહીં, ભેદ ન જાન-અજાનમઈ.*

યશોવિજય જાણે પોતાની જ પ્રવૃત્તિની સમીક્ષા કરતા હોય એવું નથી લાગતું ? એમણે પાંડિત્યનું પ્રદર્શન કરીને અને અષ્ટ અવધાનનું કષ્ટ ઉઠાવીને શું મેળવ્યું ? એ તો બીજાઓને રિઝાવવાની પ્રવૃત્તિઓ, પણ આત્મા પ્રસન્ન થાય એ માટે શું કર્યું ? એવું કંઈ ન કર્યું હોય તો જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે શો ફરક ? ખરો જ્ઞાની તો આત્માનુભવી જ, ખરો આનંદ તો આત્માનુભવનો જ. એ જ સ્વાધીન સુખ, એ જ નિત્ય સુખ :

*પરાધીન હૈ ભોગ ઔરકો, તાતેં હોત વિયોગી,*
*સદા સિદ્ધ સમ શુદ્ધ વિલાસી, વે તો નિજ ગુન ભોગી.*

યશોવિજયજી, આમ, શ્રુતજ્ઞાન અથવા શાસ્ત્રજ્ઞાન અને અનુભવજ્ઞાનને જુદાં પાડે છે અને અનુભવજ્ઞાનનો

મહિમા કરે છે. આ બે જ્ઞાનમાં લૌકિક જ્ઞાનનો ઉમેરો કરી એ ત્રણ પ્રકારનાં જ્ઞાનની જુદી જુદી મૂલ્યવત્તા આ રીતે વર્ણવે છે : લૌકિક જ્ઞાન તે પાણી સમાન છે, શાસ્ત્રજ્ઞાન તે દૂધ સમાન છે ને અનુભવજ્ઞાન તે અમૃત સમાન છે. એટલે કે લૌકિક જ્ઞાન એ એક જરૂરિયાત છે, શાસ્ત્રજ્ઞાન પુષ્ટિ આપનાર છે પણ અમરતા બક્ષનાર તે અનુભવજ્ઞાન. શાસ્ત્રજ્ઞાન અમુક હદ સુધી જ માણસને પહોંચાડે, પાર તો પહોંચાડે અનુભવજ્ઞાન. અનુભવ વિનાના શાસ્ત્રજ્ઞાનનો — પાંડિત્યનો, તેથી, કંઈ અર્થ નથી. અનુભવનું માહાત્મ્ય ગાતા યશોવિજયજીના ઉદ્‌ગારો જુઓ :

- *ઉદકપયોઅમૃતકલ્પ જ્ઞાન તિહાં, ત્રીજો અમૃત મીઠો,*
  *તે વિણ સકળ તૃષા કિમ ભાંજે, અનુભવ પ્રેમગરીઠો રે.*

*પ્રેમ તણી પરિ શીખો સાધો, જોઈ શેલડી સાંઠો,*
*જિહાં ગાંઠ તિહાં નવિ રસો, જિંહા રસ તિહાં*
*નહીં ગાંઠો રે.*

*પાયસમાં જેમ વૃદ્ધિનું કારણ, ગોયમનો અંગૂઠો,*
*જ્ઞાન માંહિ અનુભવ તિમ જાણો, તે વિણ જ્ઞાન*
*તે જૂઠો રે.*

*અવયવ સવિ સુંદર હોય દેહે, નાકે દીસે ચાઠો,*
*ગ્રંથજ્ઞાન અનુભવ વિણ તેહવું, શુક જિસ્યો શ્રુતપાઠો રે.*

*સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને, અનુભવ નિશ્ચય જેઠો,*
*વાદવિવાદ અનિશ્ચિય કરતો, અનુભવ વિણ જાય*
*હેઠો રે.*

- સર્વ શાસ્ત્રોનો ઉપાય પ્રદર્શનરૂપ વ્યાપાર દિશા સૂચન માટે જ છે. સંસારસમુદ્રનો પાર તો અનુભવ જ પમાડે છે.
- વિશુદ્ધ આત્મા વિશુદ્ધ અનુભવ વિના સેંકડો શાસ્ત્રયુક્તિઓથી પણ શકાય જ નહીં.
- કોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રરૂપી ક્ષીરાન્નમાં પ્રવેશ કરનારી નથી ? પણ અનુભવરૂપી જિહ્‌વાથી તેના રસાસ્વાદનો અનુભવ કરનારા તો વિરલા જ હોય છે.
- અનુભવ શ્રુતજ્ઞાનથી જુદો, કેવલજ્ઞાનરૂપ સૂર્યના અરુણોદય સમાન છે.

અનુભવને પામેલો તે પૂર્ણ જ્ઞાની. એનું યશોવિજયજીએ કરેલું વર્ણન જુઓ : પૂર્ણ જ્ઞાની પુરુષની જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ પૂર્ણતા સ્વયંપ્રકાશમાન રત્નની કાંતિ સમાન છે, વિકલ્પરહિત હોવાથી આ પૂર્ણતા સ્થિર સમુદ્ર જેવી પ્રશાંત છે અને આ પૂર્ણતાને કારણે એ પુરુષને ઇન્દ્રના સુખ કરતાં પણ અનેકગણા સુખનો અનુભવ થાય છે.

ક્રિયાની અપર્યાપ્તતા દર્શાવતાં યશોવિજયજીએ જે જ્ઞાનયોગની જિકર કરી હતી તે અંતે તો આ જ્ઞાનયોગ કહો કે અનુભવયોગ.

જેમને આ અનુભવપ્રદેશની ઝાંખી થઈ છે એ જ્ઞાની બનીને રહેતા નથી, સાધક બનવા જાય છે. યશોવિજય પણ સાધક બન્યા છે. કહ્યું છે કે જ્ઞાની હોય અને ગર્વ ન હોય એ અસંભવિત છે, પણ સાધક હોય અને ગર્વ હોય એ અસંભવિત છે. સાધક યશોવિજયજી પણ નમ્ર ભાવે ઉચ્ચારે છે કે —

- અમારા જેવા ચરણકરણથી રહિત પ્રમાદગ્રસ્તોને માટે જિન ભગવાનની વાણી જ સમુદ્રમાં નાવની જેમ, તરવાનો એકમાત્ર ઉપાય છે.
- પૂર્ણ આચારને પાળવામાં અસમર્થ એવા અમે ઇચ્છાયોગનું અવલંબન કરીને પરમ મુનિઓની ભક્તિ વડે તેમના પદવીમાર્ગને અનુસરીએ છીએ.

યશોવિજયજી માત્ર સાધક બની રહ્યા નથી, આત્મસુખનો કંઈક અનુભવ પણ એમણે કર્યો છે. એ વાત એ નિઃસંકોચ જાહેર કરે છે અને આપણને પણ જાણે વિશ્વાસ બંધાવે છે કે આત્મસુખનો અનુભવ કરવો કંઈ અશક્ય નથી.

- *તૂઠી તૂઠી રે મુજ સાહિબ જગંનો તૂઠો*
  *એ શ્રીપાળનો રાસ કરંતા, જ્ઞાનઅમૃત રસ વૂઠો રે.*

*ઊગ્યો સમકિત-રવિ ઝળહળતો, ભરમતિમિર સવિ નાઠો,*
*તગતગતા દુર્નય જે તારા, તેહનો બળ પણ ઘાઠો રે.*

*મેરુધીરતા સવિ હર લીની, રહ્યો તે કેવળ ભાઠો,*
*હરી સુરઘટ સુરતરુકી શોભા, તે તો માટી-કાઠો રે.*

*હરાયો અનુભવ જોર હતો જે, મોહમલ્લ જગ-લૂંઠો,*
*પરિપરિ તેહના ભર્મ દેખાવી, ભારે કીધો ભૂંઠો રે.*

*અનુભવવંત અદંભની રચના, ગાયો સરસ સુકંઠો,*
*ભાવસુધારસ ઘટઘટ પીયો, હુઓ પુરણ ઉત્કંઠો રે.*

- જેમનું હૃદય શમભાવને પામેલું છે તેમના શોક, મદ, શ્રમ, મત્સર, કલહ, કદાગ્રહ, વિષાદ અને વેર ક્ષીણ થાય છે. આ બાબતમાં અમારો અનુભવ જ સાક્ષી છે.

- બ્રહ્મજ્ઞાનીના વચનથી અમે બ્રહ્મના વિલાસો અનુભવીએ છીએ.
- સ્વર્ગનું સુખ દૂર છે અને મુક્તિપદવી તો એથીયે દૂર છે પણ સમતાસુખને તો અમે મનમા રહેલું સ્પષ્ટ રીતે જોયેલુ છે

હા, મુક્તિપદ કે કૈવલ્યપદ પામ્યાનો યશોવિજયનો કોઈ દાવો નથી પણ કૈવલ્યપદના અરુણોદય સમાન આત્મસ્થિતિ તો જરૂર અનુભવી છે એ આત્મસ્થિતિનુ એક રમણીય ચિત્ર આ ઉદ્‌ગારોમાથી ઊભુ થાય છે અને એના અનુભવીનો તૃપ્તિનો ઓડકાર પણ એમા સભળાય છે

તો, યશોવિજયજી માત્ર જ્ઞાની નથી, માત્ર આચારોપાસક નથી, એક સાધક છે, સત છે, અનુભવી છે, અને આપણે એ રીતે એમને ઓળખવાનુ ચૂકવું ન જોઈએ. આ એમના જીવનની મોઘેરી સિદ્ધિ છે આ અનુભવને માર્ગે યશોવિજયજીને વાળનાર આનદઘન છે 'આનદઘન અષ્ટપદી'મા યશોવિજય આ વાત સ્પષ્ટ રીતે સ્વીકારી છે, પોતાના આ પરિવર્તનને લોઢામાથી કચન નીપજે તેના જેવો ચમત્કાર ગણાવ્યુ છે અને સુમતિ તથા સમતારસમા ઝીલવાના આનદને રોમાચક રીતે વર્ણવ્યો છે

*એ રીત આજ આનદ ભયો,*
*મેરે તેરો મુખ નિરખનિરખ,*
*રોમ રોમ શીતલ ભયો અંગોઅગ,*
*શુદ્ધ સમજણ સમતારસ ઝીલત,*
*આનદઘન ભયો અનતરંગ.*
*આનદઘન કે સગ સુજસ હી મિલે જબ,*
*તબ આનદ સમ ભયો સુજસ.*
*પારસ અંગ લોહા જો ફરસત,*
*કચન હોત હી તાકે કસ.*

આનદઘન સપ્રદાયથી ઊફરા ચાલનારા હતા. એમનો પ્રભાવ સ્વીકારીને યશોવિજય પણ સપ્રદાયથી કંઈક ઊફરા ચાલ્યા જણાય છે બાહ્યાચારોની અપર્યાપ્તા અને આત્માનુભવનો મહિમા દર્શાવીને આનદઘન અને યશોવિજય મધ્યકાલીન ભારતીય સતોની હરોળમા જઈ બેસે છે એ બને પદો આ વાતની સાક્ષી પૂરે છે એ આપણી, સાપ્રદાયિકતામા ન બધાતી સતવાણીમા સ્થાન પામે એવા છે ગુજરાતમા જ યશોવિજયજીના સમકાલીન જેવા અખાભગતમા પણ આવો જ અવાજ સભળાય છે ને ? એ બાહ્યાચારો પર આકરા પ્રહારો કરે છે — 'તિલક કરતા ત્રેપન વહ્યાં' વગેરે, પડિતોને ઘડેલી શિલા સમા લેખે છે, જે પાણીમા કઈ તરી શકતી નથી, અનુભવ વિનાના સૂકા જ્ઞાનને વ્યઢળમૂછ સાથે સરખાવે છે અને અનુભવના આનદને ઉમળકાથી ગાય છે — "અભિનવો આનદ આજ, અગોચર ગોચર હવુ એ." અખાભગત વેદાતી, પણ અનુભવી સત બનીને રહે છે તેમ યશોવિજય જૈન સાધુ, પણ અનુભવી સત બનીને રહ્યા છે

૧૯ ૨-૯૫



## સાભાર સ્વીકાર

### આર.આર. શેઠની કપની (મુબઈ ૨ અમદાવાદ ૧)નાં

પ્રિયતમા ૧ અને ૨ લે. મોહન પરમાર, કિં રૂ ૭૫ દરેક ભાગના, નગરવાસી લે. વીનેશ અતાણી, કિં રૂ ૫૭- સૂરજની પાર દરિયો લે. ઉપર મુજબ, કિં રૂ ૪૫, અકથ્ય લે. ભગવતીકુમાર શર્મા, કિં રૂ ૪૫, બીલીપત્રનું ચોથુ પાન લે. વર્ષા અડાલજા, કિં રૂ ૫૫, પીડા લે. મૂળરાજ રૂપારેલ, કિં રૂ ૫૦- તમે સાચા સોનામહોર જેવા લે. ઉપર મુજબ, કિં રૂ ૬૦- વિલાસ વહુ લે સારંગ બારોટ, કિં રૂ ૭૫, દીવાદાંડી લે. હસમુખ શેઠ, કિં રૂ ૫૦- નિસર્ગલીલા અનત લે. જયેન્દ્ર લે. જયેન્દ્ર ત્રિવેદી, કિં રૂ ૨૭

## પ્રીત, એક અક્ષય પ્રવાહ

(પૃથ્વી સૉનેટ)

શું જ નથી અન્ય, એક ભરપૂર, ગંભીર, ને
પ્રશાન્ત બસ વ્હેણ છે સતત વ્હૈ રહ્યું પ્રીતનું,
ન આદિ, નહિ અંત ક્યાંય, નર્યું સ્નિગ્ધ ચૈતન્યનું
પ્રભુ શું વિભુવ્યાપ્ત; ને ન તળિયુંય એ નીરને;
વહ્યે જ જતું વ્હેણ : ક્યાંય નથી ખૂટતું — તૂટતું
તણાતું જતું સૌ રહે પ્રવહતી જ ધારા વિશે;
દીસે ક્યહીંક લુપ્ત, બાહ્ય ક્યહીં ખૂટતુંયે દીસે;
નિગૂઢ પણ એ પ્રવાહ થકી તો ન કો છૂટતું,

રતિવહન — જેમ એક તરુમાત્ર પ્હેલાં હતું
બધાં જ તરુઓ, બધા જ વનવિશ્વનું મૂળ એ,
પછીથી પ્રસરેલ સર્વતણું ગ્રંથિસંકુલ એ;
ક્યહીં અદીઠ ભૂમિમાં, કદીક ભૂમિપે ફૂટતું —
સમાપ્ત કદી ના નદી, મરુથલે ખણ્યે દૂઝતું,
મધુર પ્રીતિદર્દ, ઘારું નિતલીલું, ના રૂઝતું.

ઉશનસ્

## હે સુખદુઃખના પ્રાણી

હે સુખદુઃખના પ્રાણી
ભવાટવીમાં અગમનિગમની
માયા ન તેં પિછાણી.
અમરતનો અધિકારી રે તું
તોય ઉદકમાં રાચે,
વિરાટ તું બસ મુક્તપ્રાણ
શેં બંધનમાં સુખ જાચે,
પલપલના સહુ ખેલ તજી
બન અનંતની સહેલાણી.
હે સુખદુઃખના૦

ઉઠાવ રે નત દૃષ્ટિ તાહરી
ઊર્ધ્વ ઊંચેરા વ્યોમે,
પ્રવાહ સહુ ધસમસ વહેવા દે
મહાનની સ્વર્ભોમે,
નિશાન એ બસ તાકી, અશ્વ
અમરોનો લિયે પલાણી
હે સુખદુઃખના૦

શ્રીકાન્ત માહુલીકર

## ગઝલ

ખાલી નગરનું દ્વાર છું વાસી શકો તો
બળતી કથાનો સાર છું વાંચી શકો તો

ધોવાણનાં ચિહ્નો ભલે દેખાય ના પણ
કાંઠા તરફની ધાર છું તાકી શકો તો

આરંભથી તે અંતની પ્રત્યેક ક્ષણમાં
મેદાનનો વિસ્તાર છું માપી શકો તો

કરવત ચલાવીને સમય હાંફી ગયો છે
હળવાશનો આકાર છું કાપી શકો તો

દરરોજ ઝાકળ ને હવાની વાત છાની
ચોરી જતો ચકચાર છું છાપી શકો તો

ઉમેશ દવે

પ્રેમેન્દ્ર મિત્ર, અનુવાદ ચન્દ્રકાન્ત મહેતા

રતનને એ સમજણો થયો તે પૂર્વે જ એની માને ખોઈ હતી. એને ઉછેરવાનો બધો ભાર એની દીદી, ચપળા પર આવી પડ્યો હતો. ચપળા જ એનુ સર્વસ્વ બની ગઈ હતી એ એની મા પણ હતી અને રમતની સાથી પણ. પણ લગ્ન થયા, ને એ સાસરે ચાલી ગઈ પણ તેથી કંઈ ભાઈબહેન વિખૂટા પડ્યા એમ નહોતુ. એનુ સાસરુ માડ ત્રણચાર માઈલ દૂર હશે. આથી જરા એકલવાયુ લાગતુ કે એ દીદીને ઘરે પહોચી જતો. ભાગીને જ તો એને ત્યાથી પાછો ઘેર મોકલવાનુ પણ કંઈ સહેલુ નહોતુ એને શી રીતે સમજાવાય કે એનાથી દીદીને ત્યા લાબો વખત રહેવાય નહિ ?

પણ પછી કઈ અજબ ઘટના બની ગઈ એને એ કશુ સમજાતુ નહોતુ એક દિવસ એને ત્યા બૂમાબૂમ શોરબકોર થયો. દીદીના સાસરિયા, મહોલ્લાના લોકો અને પોલીસના માણસો ઘરમા આવ્યા હતા. બધા ઘાટાઘાટ કરતા હતા. એને કઈ સમજાતુ નહોતુ કોઈ એને ત્યા જવા દેતુ જ નહોતુ. પણ એને થોડુ થોડુ સમજાયુ. કેટલાક માણસો દીદીને ઉપાડી ગયા હતા. એને થયુ કે અહીં આવીને ઘાટાઘાટ કરવા કરતા એ લોકો જઈને દીદીને છોડાવી કેમ લાવતા નથી ? એની ચપળ બુદ્ધિને એટલુ પણ સમજાયુ, દીદીને ક્યા લઈ ગયા છે, તેની કોઈને ખબર નથી.

એ હૈયાફાટ રડ્યો. બીજુ એ કરી પણ શુ શકે ? એને થયુ કે દીદીને ઉપાડી જનારા કેવા નિર્દય માણસો છે ! એ લોકો બિચારી દીદીને મારતા હશે, ખાવાનુયે નહિ આપતા હોય. એ બિચારી રતનને ઝંખતી હશે. એ વિચાર આવતા જ એ પાછો પોક મૂકીને રડ્યો.

એના બાપે એને છાનો રાખવા પ્રયત્ન કર્યો. "શુ કરવા રડે છે દીકરા !"

"બાપુજી ! દીદી કેમ આવતા નથી ?"

બાળમાનસથી અપરિચિત એના પિતાએ કહ્યુ, "એ એક દિવસ આવશે બેટા ! એ એને સાસરેથી વારે વારે અહીં આવે એ કંઈ ઠીક કહેવાય ?"

રતન કઈ બોલ્યો નહિ. પણ એ સમજતો નહોતો કે દીદી ઘેર આવે તેમા એનો શો વાક ?

મહિનાઓ પછી, સમાચાર આવ્યા, કે દીદી જડી છે સ્થાનિક પોલીસ ઇન્સ્પેક્ટરે એનો ક્યાકથી પત્તો મેળવ્યો છે રતનને ખૂબ જ આનદ થયો. દીદી જડી ગઈ એટલે હવે જરૂર એ દીદીને મળી શકશે.

પણ તે પછી દીદી તો ક્યાય જણાઈ જ નહિ દિવસો, મહિનાઓ વીત્યા, પણ દીદીના કઈ સમાચાર જ નહોતા આવતા એ કેમ પાછી આવતી નહિ હોય ? બદમાશોના હાથમાથી તો એને છોડાવી છે હવે શુ છે ? એને દીદી તરફ ગુસ્સો આવે છે એને મહિનાઓથી એ મળી નથી તે એને શુ મને મળવાનું મન નહિ થતુ હોય ? દીદીને મે આવી નહોતી ધારી. એ દીદી પરનો ગુસ્સો ઘરમાં બધાની પર કાઢે છે

કદાચ કોઈને ખબર આપ્યા વિના એ સીધી સાસરે તો નહિ ગઈ હોય ? એક દિવસ સવારે એ દીદીને ઘેર પહોચી ગયો. દીદી ત્યા નહોતી. દીદીના સાસરિયાએ એને જોઈને મોઢુ ફેરવી લીધુ. બનેવીએ એની તરફ કરડી નજરે જોયુ. રતન તરત જ ઘેર પાછો આવ્યો. દીદીને મળવા ગયો તે માટે પોતાની જાત પર આખે રસ્તે એ ફિટકાર વરસાવતો રહ્યો.

આવીને એણે મુકુદને કહ્યુ, "તમે દીદીને ઘેર કેમ નથી લઈ આવતા, બાપુજી ?"

આ પહેલી જ વાર એના બાપે એને ધુતકારી કાઢ્યો અને "જહાન્નમમા ગઈ તારી દીદી ! એનુ નામ લઈશ તો માર પડશે."

રતનને તો મનમા ખાતરી જ હતી કે, એને

પાછી લઈ આવવા કોઈ ગયું નહિ તેથી દીદી ગુસ્સે થઈ ગઈ છે.

બિચારા રતનને ખબર નથી કે દીદી ક્યાં છે. ખબર પડે તો એ લાગલો જ ત્યાં પહોંચી જાય અને એને લઈ આવે. પણ એના ઠેકાણાની ખબર પણ ક્યાંથી મળે ? ઘરમાં તો એનું નામ લેવાની પણ મનાઈ હતી. રાતે જ્યારે એને કોઈ જોતું ન હોય ત્યારે એ આંસુ લૂછતો, અને મનોમન દીદી એને ભૂલી ગઈ છે, માટે દીદી જોડે લડી લેતો.

પરન્તુ બાળમાનસ આપણે માનીએ છીએ તેના કરતાં ઘણું વધારે જાગ્રત હોય છે. એ જે કંઈ સાંભળે કે જુએ છે તેમાંથી ઘણું ગ્રહણ કરી લે છે. એને શી રીતે ખબર પડી કે દીદી પરીઓના દેશમાં મહાનગરમાં છે અને ઉલટડાંગા નામના વિસ્તારમાં રહે છે. કદાચ કોઈ વાત કરતું હોય અને એ સાંભળી ગયો હોય. ગમે એમ, એને દીદીના ઠેકાણાની ખબર પડી ગઈ.

ખબર પડતાં બીજે દિવસે એ છાનોછૂપો ઘેરથી નીકળ્યો અને કલકત્તા જતી એક હોડીમાં છુપાઈને બેસી ગયો. અને દીદીની શોધમાં યાત્રા શરૂ કરી.

દીદીને શોધી કાઢવી જ પડશે. એને ખાતરી હતી કે એ એક વાર એની સામે જઈને ઊભો રહે તો એનો એની જોડે આવ્યા વિના છૂટકો ન થાય.

મહાનગર લોકો ઘણે કારણે આવે છે. કોઈ પૈસા કમાવા, તો કોઈ કીર્તિ કમાવા, કોઈ કૌતુકથી આવે છે, કોઈ મહાનગરની વિશાળતામાં ખોવાઈ જવા આવે છે. શું તેઓ જે મેળવવા આવે છે, તે એમને મળે છે ખરું ? ઇચ્છાપ્રાપ્તિનો જે માર્ગ એ લોકો પકડે છે, તે માર્ગમાં જ એ લોકો અટવાઈ જાય છે. મહાનગર એમનાં બધાં પગલાં પણ ભૂંસી નાખે છે. રતનના પણ એ જ હાલ થવાના.

પણ નવાઈની વાત તો એ છે કે, રતન મહાનગરમાં ખોવાઈ જતો નથી. સંભવિતતાનો નિયમ ક્યારેક વિચિત્ર રીતે પ્રવર્તતો હોય છે. સાચી વાત તો એ છે કે રતન એની દીદીને મળે છે. હોડીમાંથી ઊતરી એ ઉલટડાંગાનો રસ્તો પૂછતો પૂછતો કલાકો સુધી ભટક્યો. સવારના હોડીમાંથી ઊતર્યો હતો, અત્યારે ઢળતી બપોર હતી. પણ દીદીને મળવાની આશામાં ને આશામાં એના શરીર પર લવલેશ પણ થાકનાં ચિહ્ન નહોતાં. એ ઉલટડાંગાની એક ઝૂંપડી પાસે આવી પહોંચ્યો. આ મહોલ્લાની જ એક સ્ત્રી એને અહીં લઈ આવી હતી. એને રસ્તો પૂછ્યો હતો અને એ સ્ત્રી અહીંની જ રહેવાસી હોવાથી આવી પહોંચી હતી. એનો ભગિનીપ્રેમ જ એને અહીં ઘસડી લાવ્યો હતો. એ સ્ત્રી પાછળથી બરાબર દીદી જેવી જ લાગતી હતી. એથી એણે દીદી ! દીદી ! બૂમ મારી પણ પેલીએ મોઢું ફેરવ્યું એટલે એની ભૂલ ભાંગી. પણ પેલી સ્ત્રીને એણે દીદી કરીને બોલાવી, એટલે આ છોકરા પર એને વહાલ ઊપજ્યું, ને એને પૂછપરછ કરી, ત્યારે એને ખબર પડી કે એના મહોલ્લામાં જ રહેતી એની દીદીને એ પૂછતો હતો. "તારી દીદીનું નામ શું ?" પેલીએ પૂછ્યું. "ચપલા દીદી," રતને કહ્યું.

એક ઝૂંપડા જેવા ઘર આગળ જઈને પેલી બાઈએ બૂમ પાડી "ચપલા ! જો કોણ તને મળવા આવ્યું છે ?"

"આ બળબળતી બપોરે વળી કોણ મને મળવા આવવાનું હતું ?"

"બારણું ઉઘાડીને બહાર આવીને જો."

ચપલા બારણું ઉઘાડીને બહાર આવીને જુએ છે તો રતન ! એ તો હેબતાઈ જ ગઈ. રતન પણ બહેનની સામે જોઈ જ રહ્યો. બન્ને જાણે નિષ્પ્રાણ પૂતળાં બની ગયાં હતાં. દીદી એટલી બધી બદલાઈ ગઈ હતી કે એ જાણે બીજી કોઈ ચપલા જેવી લાગતી હતી. પેલી સ્ત્રી તો બન્નેની દશા જોઈ વિમાસણમાં પડી ગઈ. તો શું આ તારો ભાઈ નથી ? પણ એ સાંભળવા રહી નહિ અને એણે જઈને રતનને બાથમાં જકડી લીધો. "મારા ભાઈલા ! તારાથી ન રહેવાયું. તું મને ખોળતો ખોળતો આવ્યો. મને હતું કે મારો ભાઈલો તો મને યાદ કરશે અને મારી તપાસ ક

જ તુ એકલો આવ્યો શી રીતે ?"

રતન તો ચપલાની છાતીએ વળગી હીબકા લેતો હતો.

આ મહાનગરના રસ્તાઓ અને ગલીઓ ધૂળ અને કારખાનાના ભૂગળામાથી નીકળતા ધુમાડાથી ભરાઈ ગયા છે હવા પ્રદૂષણોથી લદબદી રહેલી છે ક્યારેક ક્યારેક એ વાતાવરણમા માનવીની આકાક્ષાઓ ફળીભૂત પણ થાય, પણ એમા પરિપૂર્ણતાનો આનદ કે સ્વાદ હોતો નથી. આશાનાં ફળ બહારથી રૂડા લાગતા હોવા છતા સ્વાદમા કડવા હોય છે આ મહાનગરના સસર્ગમા આવનાર પ્રત્યેકને આ સફળતાની નિષ્ફળતાનો અનુભવ થયા વિના રહે નહિ.

ચપલા રતનને ઘરમા લઈ ગઈ ત્યા ઘરની સજાવટ જોઈને રતન તો હેરત પામી ગયો એની તો કલ્પનામા પણ આવતુ નહોતુ કે ઝૂપડી આવી મનોહર રીતે સજાવેલી હોય. એણે વિસ્મયભરી દૃષ્ટિથી પૂછ્યુ, "દીદી ! આ બધુ તારું જ કે ?"

ચપલાની આખો આસુથી છલકાઈ ગઈ એ બોલી. "હા ભાઈલા !"

ઘરની સાજસજાવટથી મુગ્ધ થયો હોવા છતા રતને જે હેતુથી આ લાબી યાત્રા કરી હતી, તેનુ એને વિસ્મરણ થયુ નહોતુ. એટલે કહ્યુ, "તારે મારી સાથે ઘરે પાછા આવવુ જ પડશે. તને લેવા જ હુ ઘેરથી ભાગીને આવ્યો છુ "

"હા. મારા ભઈલા ! પહેલા તુ જરા આરામ તો કરી લે. ખૂબ થાક્યો હશે, નહિ ?"

"હા, આરામ લીધા પછી આપણે રોકાવુ નથી, તરત જ ઘેર જવા નીકળી જઈશુ કાલે સવારે આપણી હોડી પાછી ગામ જશે. એટલે જ કહું છું, દીદી કે આ બધી ઘરની ચીજો શી રીતે આપણે લઈ જઈ શકીશુ ?"

ચપલાએ કશો જવાબ ન આપ્યો.

રતને પાછુ કહ્યુ, "હુ જરા આરામ કરી લઉં પછી તરત જ આપણે નીકળીશુને ?"

છતા ચપલાએ કશો જવાબ ન આપ્યો. એણે માન્યુ કે આટલી બધી ઘરની વસ્તુઓને શી રીતે લઈ જવી એની મૂંઝવણમા દીદી હશે. એટલે એણે પૂછ્યુ, "દીદી ! બધુ લઈ જવા માટે હું ગાડુ કરી લાવુ ?"

ચપલા રડતા રડતા બોલી, "હુ નહિ આવી શકું મારો ત્યા આવવાનો રસ્તો તો હમેશને માટે બધ થઈ ગયો છે બાપુજી મને જોતા જ મારુ ગળુ દબાવી દેશે !"

"તારો રસ્તો બધ થઈ ગયો છે, એમ ?" બોલતા બોલતાં રતનને યાદ આવ્યુ કે દીદીને પાછી લાવવાની એણે એના બાપને વાત કરી ત્યારે એ કેવા ઊકળી ઊઠ્યા હતા અને એને તતડાવી કાઢ્યો હતો. અરે ! ઘરમા એનુ નામ પણ લઈ શકાતુ નહોતુ. દીદીની વાત ખરી હતી એ કદીય પાછી નહિ આવી શકે એને થયુ. હુ ફોગટ અહીં આવ્યો. દીદી મળી પણ ન મળ્યા સરખી જ એની આખમા ચમકારો થયો. "તો દીદી ! હુ પણ પાછો નહિ જાઉં તારી જોડે જ રહીશ."

"મારી જોડે તારાથી નહિ રહી શકાય," વિષણ્ણ મુખે ચપલાએ કહ્યુ

જમ્યા પછી ભાઈબહેને પેટ ભરીને વાતો કરી. બન્નેને ઘણી ઘણી વાતો કરવાની હતી.

"તુ એકલો શી રીતે ભાગીને આવ્યો ? બાપુજી ઘણી ચિંતામા હશે."

રતન હજી દીદીને લાવવાનુ કહેતા એના બાપે એને ધમકાવેલો તેના સ્મરણમા જ ખોવાયેલો હતો. એણે કહ્યુ, "છો ચિંતા કરતા." થોડીવાર બન્ને શાત રહ્યા પછી ચપલા બોલી, "અહીંથી નેરેલના પુલનો રસ્તો તો ઘણો લાબો છે, ખરુને ભાઈ ?"

આ સાભળીને આટલો લાબો રસ્તો પોતે એકલો ચાલીને આવ્યો તેનો એને ગર્વ થયો. એણે કહ્યુ, "એ તો ગમે એટલુ ચાલીએ તોયે પાર ન આવે એટલો લાબો છે "

"હુ તને પૈસા આપુ તો તુ ટ્રામ કે બસમા ત્યા

જઈશ ?"

"જાણે હું જવા માટે તૈયાર થઈ ગયો હોઉં એવી વાતો તું કરે છે !" એણે એની બહેનના મોઢા સામે જોયું અને એ બોલતો અટકી ગયો. એની આંખોમાંથી અશ્રુધારા વહેતી હતી.

"એ શક્ય નથી, ભાઈલા !" અચલાએ ધ્રૂજતા અવાજે કહ્યું. "જો એમ થતું હોત તો હું જ તને જવા ન દેત. પણ હું લાચાર છું." કહી એણે જોર જોરથી રડવા માંડ્યું. રતનને કશું સમજાયું નહિ. એ એટલું સમજી શક્યો કે દીદી એનાથી વિખૂટી પડવા માગતી નથી, છતાં એને પોતાની જોડે રાખી શકતી નથી તેથી રડે છે. પણ એ ઘેર પણ આવવા માગતી નથી. ને પોતાને પણ એની જોડે રાખવા માગતી નથી. એ કેમ એવું કરે છે તે એની સમજમાં આવ્યું નહિ. એણે જવાનો નિશ્ચય કરી લીધો. હવે એ ક્યારેય દીદીને યાદ નહિ કરે. એ બોલ્યો, "વારુ ત્યારે દીદી હું જાઉં."

અંધારું થવા આવ્યું હતું. ચપલાએ જઈને કબાટમાંથી દશ રૂપિયાની નોટ કાઢી એને આપી કહ્યું, "લે આ તારા ચાનાસ્તા માટે."

દશ રૂપિયા તો ઘણા બધા હતા. રતને આનાકાની કરી નહિ. ચપલાએ એ એની જોડે નહિ રહી શકે એ વાત એને સ્પષ્ટતાથી કહી હતી, એથી એ સૂનમૂન થઈ ગયો હતો. એને લાગ્યું કે જાણે એનું હૃદય બેસી જશે.

એ ઓરડામાંથી ઊઠી ઘરની બહાર આવ્યો. એણે પાછા ફરીને જોયું પણ નહિ. એ સીધો રસ્તા પર ગયો. જો એણે પાછા ફરીને જોયું હોત, કે દીદીની આંખમાંથી દડદડ આંસુની ધારા વહે છે તોપણ એ આંસુઓનો અર્થ એ ન સમજી શક્યો હોત.

"રતન, બસમાં જા" રડતાં રડતાં ચપલાએ બૂમ પાડી. એ એણે સાંભળ્યું કે નહિ તે ખબર નથી. પણ એ રસ્તા પર પહોંચ્યો તે પછી, એકદમ લાગણી-વિવશ થઈને એણે પાછા ફરવા માંડ્યું. એના મોઢા પર એક અવનવા પ્રકારની નિશ્ચયાત્મકતાનો ભાવ હતો.

ચપલા પૂર્વવત જ આંગણામાં ઊભી હતી. રતન એની પાસે આવ્યો, અને એણે કહ્યું, "હું મોટો થઈશ ત્યારે તને આવીને લઈ જઈશ. તે વખતે તારી કે બાપુજીની વાત હું સાંભળવાનો જ નથી. મારી સાથે આવ્યા વિના તારો છૂટકો થવાનો નથી."

એમ કહીને એણે રસ્તા તરફ ચાલવા માંડ્યું. એના મુખ પર વેદનાના ભાવો નહોતા. એનામાં જાણે શક્તિસંચાર થયો એમ લાગતું હતું. થોડીક ક્ષણમાં એ રસ્તા પર જઈ પહોંચ્યો, અને ધીમે ધીમે દેખાતો બંધ થયો.

સંધ્યાના ઓળા મહાનગર પર છવાતા હતા.



## સાભાર સ્વીકાર

**સોરઠી સંજીવક શ્રી જગજીવનબાપુ** : લે : શ્રી મીનળબહેન વોરા, પ્રાપ્તિસ્થાન : કદમ્બ, પ્લોટ નં. ૫૬, જી.આઈ.ડી.સી., ઉમરગામ, જિ. વલસાડ, પિ.નં. ૩૯૬૧૭૧, કિં. રૂ. ૧૭૫; **ઓડકાર આનંદનો** : લે.પ્ર. ડૉ. વસંત પરીખ, વડનગર-૩૮૪ ૩૫૫. કિં. રૂ. ૧૨; **નવપ્રસ્થ** : લે. તનસુખ ઓઝા, પ્ર. પ્રજ્ઞાબહેન એચ. ત્રિવેદી, ૧૮૯૯, રૂપાણી, ભાવનગર કિં. રૂ. ૮; **સુંદરીની શ્રેષ્ઠ વાર્તાઓ** : લે. સુંદરી ઉત્તમચંદાણી, અનુ. સુરેશ બીજાણી, પ્ર. સિંધી સાહિત્ય સભા, ૯૬, નાનકપુરી, જામનગર-૩૬૧ ૦૦૫, કિં. રૂ. ૭-૫૦; **આહ્લાદ** : લે. રક્ષા દવે, પ્ર. જીવન કૉટેજ, 'અજવાસ', ૪૩૯ A, પ્રભુદાસ તળાવચોક, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૨૭; **ગોવર્ધનરામ વિવેચનસંદર્ભ** : સંપા. પ્રકાશ વેગડ, પ્ર. ગોવર્ધનરામ ત્રિપાઠી ફાઉન્ડેશન C\o. એન. એમ. ત્રિપા પ્રા.લિ. ૧૬૪, શામળદાસ ગાંધી માર્ગ : મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૩૦.

# શિશિર

યૉસેફ મેકવાન

છ ઋતુઓના ચક્રનો એક આરો છે શિશિર. વર્ષામા ધોધમાર ભીંજાઈને લસલસતી બનેલી સૃષ્ટિ શરદમા દીપ્તિમત સોહામણી બને છે દૂધે ધોયેલી ચાદનીમા જાણે શરદ સૃષ્ટિના સૌદર્યને ઓર નિખારે છે એના રૂપને આખે આંજીએ ને રસની આહ્લાદકતા ચિત્તથી માણીએ, ત્યા ખ્યાલે ન રહે ને શિશિર ચુપચાપ પગલા પાડે ! હવામા ગુલાબી ઠંડીનુ પીંછુ ફરફરી રહે. તડકાની રુવાટી ઓઢીને આવતો દિવસ આપણને હૂંફ આપે, ઉષ્મા આપે. ઉનાળામા ભરબપોરે અકારો લાગતો સૂરજ શિશિરના સહવાસે કેવો નરમાશભર્યો અને નમણો બની જાય છે ! એનુ આકરાપણુ વહાલમા રૂપાંતરિત બને છે ! શિશિરનો એ જ તો કમાલ ! શિશિરનો એ જ કરિશ્મા !

શબ્દસ્વામીઓએ વર્ષા, શરદ, હેમન્ત, ગ્રીષ્મ અને વસતનો જેટલો લખલૂટ મહિમા કર્યો છે, કદાચ એટલો શિશિરનો નથી કર્યો ! પણ કાલચક્રમા અન્ય ઋતુઓની જેમ શિશિરનુય મહત્ત્વ છે જ માત્ર મહત્ત્વ જ નહિ, અતિ મહત્ત્વ છે નવજીવનનુ પ્રતીક એટલે શિશિર. શિશિરને જે અંતરની આખથી ભાળે તેને અસ્તિત્વનો મહિમા સમજાય.

પોષ અને માઘ માસની ઠંડી ઋતુ એટલે શિશિર. પાણીથીયે પાતળી તેની લહરની ધારો અગે અગે વાઢ પાડીને હાડ ચાટતી ન હોય એવુ લાગે છે તેનો પ્રતિકાર ન કરી શકતા વૃક્ષો બિચારા પોતાનો લીલો વૈભવ લૂટાઈ જવા દે છે ! એ ઠૂંઠા વૃક્ષો પોતાના વહાલસોયા પર્ણોને વાયરાના હાથમા આમતેમ રઝળતા જોઈને શી લાગણી અનુભવતા હશે ? પણ એવા વૃક્ષોને જોઈ ઉમાશકરે તો ગાયુ છે—

*નીકળ્યા તરુને દેહ હાડકાં*
*ઘટા ગઈ, પ્રગટ થયા માળખાં*

— પણ પર્ણો વિનાના વૃક્ષોની શોભામાય એક અજબ માધુરી અનુભવાય છે એની કમનીયતા મોહક હોય છે પછી એ ઠૂંઠા વૃક્ષોની શાખા પ્રશાખામા નવકૂપળોના અક્ષરો ધરતી આલેખે છે, ત્યારે કેવુ લાગે છે સમજાય છે કે જે જાય છે તેને સ્થાને નવુ ચેતન પ્રગટે છે ધરતીના એ જ તો શ્વાસોચ્છ્વાસ નહિ હોય ? જીવનરહસ્ય શુ આમાથી સ્ફુટ નથી થતુ ?

આમ, શિશિર તો ઋતુઓનો જ નહિ, જીવનમહિમા પણ પ્રગટ કરે છે વરસ આખાની એ તરવરાટભરી યુવાવસ્થા ના કહેવાય ? માનવજીવનમા જેમ શૈશવ પછી તારુણ્યનો અજીબ મિજાજ એમ શિશિરનોય તોરતરીકો અનન્ય. એનોય હોય છે આગવો રુઆબ. આ શિશિર જ મનુષ્યની પ્રાણશક્તિમા વિદ્યુત ભરે છે શરીરના રૂપને, એના સૌષ્ઠવને એ જ તો નિખારે છે એ જ સહુની આરોગ્યવર્ધિની. માટે તો એ વિવિધ વસાણાની પાલખી લઈને આવે છે ને ! એના સેવનથી તો દેહમાં આખા વરસની શક્તિ સંચિત થાય છે કદાચ, એનો આજે અભાવ છે એ અભાવ જ આજે નવા નવા રોગોને આમત્રતો નહિ હોય ?

આજે આપણે શિશિરના ખરા મર્મને વીસરી જ ગયા છીએ. એની સધ્યાઉષાના લાલિત્યને માણવાનો જાણવાનો અવસર જ ઊભો નથી થવા દેતા. ઊંઘની બેહોશીમાથી જાગીએ તો, પરોઢના પ્રથમ કિરણોમાથી વીખરાતી રમ્ય સુરખીને આખે આજીએને ! રતૂમડા સૂર્યને દૃષ્ટિથી સ્પર્શવો એ એક લહાવો છે વળી સધ્યાકાળે એ જ સૂર્યના કિરણોની સુવર્ણરંગી લીલા નિહાળવી એટલે આખોનો ઉત્સવ ઊજવવો. પણ છોડો એ વાત. શિશિર તો સહુને હૂંફભર્યું નીંદરસુખ આપે છે એ ઓછુ છે ? અને એની ચાદની રાત ! અમૃતની જો મીઠાશ હશે તો એથી તો વધારે નહિ જ હોય ! એનો સ્વાદ જીભને નહિ — આંખને થાય છે અને

એનો અંધકાર... આભલાના લાખ લાખ તારલા પોતાનું મીઠું તેજ તેમાં ભેળવતા હોય છે, નક્ષત્રોની મોહક દ્યુતિ પોતાનું હાસ્ય વેરતી હોય છે, ત્યારે અંધકારના વૈભવનો નશો જોનારને ચડે જ ચડે ! તો કોઈ વાર ધુમ્મસનું આવરણ ઓઢીને પોતાના સૌંદર્યને શણગારતી શિશિર કુદરતનું કાવ્ય બની જાય છે. સમય શાંત દ્યુતિમય પગલે ચાલી જતો હોય એવું અનુભવાય છે.

આવી શિશિર શક્તિરૂપે, ચેતનરૂપે સહુમાં વ્યાપ્ત છે. એને જાણીએ, માણીએ ને પ્રમાણીએ ને આરાધીએ તો સૌનું કલ્યાણ. કવિ હરિશ્ચન્દ્ર ભટ્ટે માટે જ ગાયું હશે ને—

*ને આવે ઋતુચક્રમાં શિશિર તો, એયે ભલે આવતી.*

[રેડિયો પર અમૃતધારામાં બોલાયેલું]

❑

# આધુનિક ભૂતવિદ્યા, તંત્રવિદ્યા

અર્વાચીન વિશ્વમાં સાર્વભૌમ રાષ્ટ્ર-રાજ્યોનો, અને તેમની સહગામી વિચારધારાઓનો — રાષ્ટ્રવાદ, નાગરિકતા, સાર્વભૌમતા અને સલામતીનો — જે ઉદય થયો છે તેનું નિરૂપણ કરતાં અધ્યયનોમાં લાંબા સમયથી તેનાં ટીકાટિપ્પણ રૂપે એ કહેવાતું આવ્યું છે કે આ નવીનતમ સંપ્રદાયો આજના આપણા અર્વાચીન 'ધર્મો' બની ગયા છે — એટલે કે તેમણે પહેલાંના ધર્મોનું સ્થાન લઈ લીધું છે. માત્ર ત્રણ જ મોટાં નામોનો નિર્દેશ કરીએ તો માર્ક્સ, દુર્કહાયૂમ (Durkheim) અને વેબેરને રાજ્યવાદ વિશેના વાણીવ્યવહારનું આ પાસું સુવિદિત હતું. ડેરેક સેયરના 'કૅપિટલિઝમ ઍન્ડ મૉડર્નિટી : ઍન એક્સકર્સસ ઑન માર્ક્સ ઍન્ડ વેબેર' (૧૯૮૧) એ પુસ્તકમાં આની અત્યંત વેધક ચર્ચા કરેલી છે. આ વિષયમાં ભારતના સંદર્ભે આશિષ નાન્દીનાં આ વચનો મર્મગ્રાહી છે : "રાષ્ટ્રનિર્માણ, વૈજ્ઞાનિક ઉન્નતિ, સલામતી, આધુનિકીકરણ અને વિકાસ એ સૌ નિશ્ચિતપણે ભારતમાં એક બેવડા ધોરણવાળી ટેક્નોલજીનાં અંગભૂત બની ચૂક્યાં છે — જે ટેક્નોલજીને સ્પષ્ટપણે 'ધાર્મિકતા'નો આછો પુટ સાંપડ્યો છે : આ એક એવી આધુનિક ભૂતવિદ્યા કે તંત્રવિદ્યા છે, જેમાં હિંસાચારની સંહિતા અંતર્ભૂત છે. આજના ઘણા ભારતીયોને ઐહિકતાવાદ ('સેક્યુલરિઝમ') એવા એક વિશાળતર સંપુટના ભાગરૂપે હસ્તગત થયો છે, જેમાં ધોરણમાન્ય બનાવેલી વિચારધારાઓની પેદાશો અને તેવી જ સામાજિક પ્રક્રિયાઓનો સમાવેશ થયેલો છે. એ સંપુટમાં સૌથી આગળ પડતાં છે વિકાસ, બૃહત્તર વિજ્ઞાન અને રાષ્ટ્રીય સલામતી. આપણા સમાજના લોકો પરત્વે, જે ભૂમિકા પહેલાંના સમયમાં ચર્ચ, ઉલેમા, સંઘ કે બ્રાહ્મણવર્ગ ભજવતો હતો, તે જ ભૂમિકા અત્યારે ઘણીયે વાર આ આયાતી વિચાર-વ્યવહારનો સંપુટ ભજવી રહ્યો છે. તેમાં, જેઓ નબળા હોય કે આપણું માનતા ન હોય તેમના પર દંડો ચલાવવો ધર્મ્ય મનાય છે.

[વૉકર અને મેન્ડલોવિટ્ઝ વડે ૧૯૯૦માં સંપાદિત 'કન્ટેન્ડિંગ સૉવરેયૂન્ટિઝ' એ પુસ્તકમાં પ્રકાશિત 'ધ પૉલિટિક્સ ઑવ્ સેક્યુલરિઝમ ઍન્ડ ધ રિકવરી ઑવ્ રિલિજિઅસ ટૉલરન્સ' એ આશિષ નાન્દીના લેખમાંથી : 'ઑલ્ટર્નેટિવ્ઝ', ૧૯-૪-૧૯૯૪માં પ્રકાશિત શંકરન કૃષ્ણના લેખમાંથી સાભાર]

**હરિવલ્લભ ભાયાણી**

❑

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

પશ્ચિમનો સાહિત્યસિદ્ધાન્ત ન જોઈએ. સાહિત્યસિદ્ધાન્ત જ ન જોઈએ. સિદ્ધાન્ત એ પશ્ચિમની વિભાવના છે અને માનો કે સિદ્ધાન્ત જોઈએ તોપણ આયાતી સિદ્ધાન્તના સત્યને સીધેસીધું અપનાવી લેવાની જરૂર નથી. એને સ્વીકારી, એને સુધારી, એને પ્રતિવાદની ભૂમિકામાં મૂકીને જોવાની જરૂર છે. ભાષાકેન્દ્રી અને કૃતિકેન્દ્રી પશ્ચિમની અભિધારણાઓ આજની પરિસ્થિતિમાં તદ્દન અસંગત છે. સામ્રાજ્યવાદે આપણી સંસ્કૃતિની રચનાને ભેદી નાખી છે અને સામાન્ય રીતે આપણે સમજીએ છીએ એથી ઘણી વધારે આપણી કલ્પનાશક્તિને સંદૂષિત કરી છે — આવા આવા છે આજના ઉત્તર-સંસ્થાનવાદી માનસના પ્રતિકારો—

સંસ્થાનો માતૃદેશોના તાબામાંથી મુક્ત થયાં છે પણ દોઢસો બસો વર્ષના શાસનની પકડ જનમાનસ પરથી હજી હટી નથી. પશ્ચિમનું એટલું ઉત્તમ અને દેશી એટલું નિકૃષ્ટ — ઊતરતી કક્ષાનું એવી લઘુતાગ્રંથિ ક્યાંક ને ક્યાંક હજી ઘર કરીને બેઠી છે. સાંસ્કૃતિક અને સાહિત્યિક બૌદ્ધિકોની અકળામણ અત્યારે એના પ્રતિકાર અને એના પરના પ્રહાર પરથી વ્યક્ત થતી જોવાય છે.

નારીવાદની વ્યાખ્યા કરતાં રૂહોડા રેડોકે કહેલું કે નારીવાદ એ સમાજમાં નારીઓની અધીનતા અને એમની શોષણખોરી અંગેની સભાનતા છે અને એવી પરિસ્થિતિને પરિવર્તિત કરવાનું સભાન પગલું પણ છે. નારીવાદની આ સમસ્યાને સમજવામાં જુદા જુદા અભિપ્રાય છે. એના ઉકેલ માટેના જરૂરી એવા વ્યૂહ પણ જુદા જુદા છે. સંસ્થાનવાદથી મુક્તિ મળ્યા પછી ઉત્તરસંસ્થાનવાદી માનસનો પ્રતિકાર પણ જુદે જુદે સ્વરૂપે વ્યક્ત થઈ રહ્યો છે. આમ તો નારીવાદ અને ઉત્તરસંસ્થાનવાદ મૂળભૂત રીતે એકહથ્થુ સત્તાના વિરોધી છે અને તેથી એમનો પ્રતિકાર બૌદ્ધિક કટ્ટરતામાં પરિણમે એ સ્વાભાવિક છે.

આ ભૂમિકાના પ્રકાશમાં રાષ્ટ્રસમૂહનું સાહિત્ય (commonwealth literature) અને ઉત્તરસંસ્થાનવાદી સાહિત્ય (postcolonial literature) જેવી બંને સંજ્ઞાઓના અર્થસંસ્કારોને તપાસવાના રહે છે. 'રાષ્ટ્રસમૂહનું સાહિત્ય' જેવી સંજ્ઞા મોટે ભાગે રાષ્ટ્રસમૂહનાં સાહિત્યોની વિવિધતાને સૂચવે છે, જ્યારે 'ઉત્તરસંસ્થાનવાદી સાહિત્ય' ભિન્ન ભિન્ન સાહિત્યોની વિવિધતાને કોઈ એક વર્ગમાં સંકલિત કરે છે. રાષ્ટ્રસમૂહનું દરેક સાહિત્ય એની પોતાની વિચારધારા લઈને ચાલે છે, એની પોતાની પદ્ધતિમાં ચાલે છે પણ 'રાષ્ટ્રસમૂહનું સાહિત્ય' જેવી સંજ્ઞા, શું કરવું જોઈએ, એને અંગે કોઈ સ્પષ્ટ દિશાસૂચન કરતી નથી. કઈ સાહિત્યકૃતિઓ વાંચવી એ અંગે જરૂર નિર્દેશ કરે છે. આ સાહિત્યકૃતિઓ અંગ્રેજીમાં હોવી જોઈએ. આજનાં કે ભૂતકાળનાં બ્રિટિશ સંસ્થાનોની હોવી જોઈએ. અમેરિકા કે આયર્લેન્ડની અને બ્રિટિશ સાહિત્યની ન હોવી જોઈએ. આવા વર્ગીકરણમાં કોઈ શાસ્ત્રીયતા નથી. વી. એસ. નાયપોલ બ્રિટનમાં સાઠ વર્ષ સુધી રહે અને છતાં એ રાષ્ટ્રસમૂહનો લેખક ગણાય. ડી. એચ. લૉરેન્સ બે મહિના ઑસ્ટ્રેલિયાની મુલાકાતે જાય અને ત્યાં નવલકથા લખે એ રાષ્ટ્રસમૂહની સાહિત્યકૃતિ ગણાય !

એટલે કે, 'રાષ્ટ્રસમૂહ' સંજ્ઞાનો પ્રાથમિક અર્થ અલગ અલગ રાષ્ટ્રોનાં સાહિત્યોનો સમૂહ — એવો જ થતો હતો. પણ પછી એમાં તુલનાત્મક પરિમાણ

ઉમેરાયું અને રાષ્ટ્રસમૂહનાં સાહિત્યો વચ્ચેના પરસ્પરના આદાન-પ્રદાનનું કાર્ય વિશેષ ઊપસ્યું. નાઇજેરિયન સાહિત્યકાર જો નાઇજેરિયન સાહિત્યનો અભ્યાસ કરે તો તે રાષ્ટ્રીય માળખામાં થયેલો અભ્યાસ ગણાય, પણ કેનેડિયન સાહિત્યકાર જો નાઇજેરિયન સાહિત્યનો અભ્યાસ કરે તો તે રાષ્ટ્રસમૂહના સાહિત્યમાળખામાં થયેલો અભ્યાસ ગણાય. આ પ્રકારના કાર્યને જો કોઈ સંયોજક બળ મળ્યું હોય તો તે અંગ્રેજી ભાષાનું અથવા તો અંગ્રેજી ભાષાઓનું. પરંતુ આ અંગ્રેજી હવે સંસ્થાનવાદી અત્યાચારની નિશાની છે. એન્ગુજી જેવા વિખ્યાત લેખકોએ સ્થાનિક ભાષાઓમાં લખવા માટે અંગ્રેજીનો ત્યાગ કર્યો. અંગ્રેજી વર્ચસ ધરાવતા સંદર્ભો પર આકરા પ્રહારો થયા. આનો અર્થ એ થયો કે 'ઉત્તરસંસ્થાનવાદી સાહિત્ય' જેવી સંજ્ઞા એ કેવળ બદલાયેલી સંજ્ઞા નથી, બદલાયેલો અભિગમ સૂચવે છે. એટલે 'રાષ્ટ્રસમૂહનું સાહિત્ય'માંથી 'ઉત્તર-સંસ્થાનવાદી સાહિત્ય' ઊતરી આવ્યું છે એવું સ્વીકારવાથી ગેરસમજ ઊભી થશે.

રાષ્ટ્રસમૂહનું સાહિત્ય ભૂત અને વર્તમાનના રાજકીય કરારો સાથે સંકળાયેલું છે, ત્યારે ઉત્તરસંસ્થાનવાદી સાહિત્ય સંસ્થાનવાદી અનુભવમાંથી પરિણમેલા માનસમાં રોપાયેલું છે. ઉત્તરસંસ્થાનવાદી સંકલ્પ એટલે પોતાની ઓળખ માટે વિસંસ્થાનિત સમાજજૂથોનો સંકલ્પ. રાષ્ટ્રસમૂહનું સાહિત્ય રાજકીય રીતે અને ભાષાકીય રીતે વિશિષ્ટ સમાજોને અલગ તારવે છે અને એને આધારે એમની સાહિત્યિકતાને તપાસે છે, જ્યારે ઉત્તરસંસ્થાનવાદી સાહિત્ય ચોક્કસ ઐતિહાસિક અનુભવની અને ભાષાની વિશિષ્ટતા ધરાવતા સમાજોને ઓળખી, એ અનુભવના ફલિતાર્થોને તપાસવા મથે છે. આનો અર્થ એ થયો કે રાષ્ટ્રસમૂહનું સાહિત્ય એ સાહિત્યોના સમૂહને ચીંધે છે; જ્યારે 'ઉત્તરસંસ્થાનવાદી સાહિત્ય' એ સાહિત્યકૃતિઓ પરત્વેના અભિગમ — માર્ગને ચીંધે છે, એ એક 'વાચનપદ્ધતિ' (reading practice) છે.

આ પ્રવૃત્તિ પાછળ, એક રીતે જોઈએ તો સમાન છતાં જુદા સમાજો અંગેની તેમ જ વિભિન્ન સામાજિક વાતાવરણમાં ભાષા અને સંસ્કૃતિ કઈ રીતે પરિવર્તિત થાય છે એની સૂઝ કેળવવાનો પ્રયત્ન છે. પણ સાથે સાથે આ અભિગમ એ પણ લક્ષમાં રાખે છે કે એક વારની સંસ્થાનવાદી પ્રજા વાસ્તવને જુએ છે તે તો સંસ્થાનવાદના ભાષાકીય માળખા દ્વારા જ રચાયેલું હોય છે. પણ આ સમાનતા વચ્ચે ઉત્તરસંસ્થાનવાદી સિદ્ધાન્તે પશ્ચિમની 'પોતે અને અન્ય' જેવી દ્વિમુખી વ્યવસ્થાનો પર્દાફાશ કર્યો છે, અને યુરોપના વર્ચસને ફગાવવાનો પ્રયત્ન કર્યો છે. આ અભિગમ સંસ્થાનવાદના ભૂતકાલીન અને ચાલુ રહેલા અનુભવ પ્રતિના વિરોધ વલણથી વિશિષ્ટ એવી 'સહભાગી ચેતના'(shared consciousness)ની ઓળખ કરાવે છે.

સંદર્ભ : 'કુનાપિપિ' વોલ્યૂમ ૧૪ નંબર ૨, ૧૯૯૨

❑

## સાભાર સ્વીકાર

**એ તખ્તાનાં ગીત અનેરાં** : પ્રા. બકુલ રાવળ, વિનયકાન્ત ત્રિવેદી, પ્રાપ્તિસ્થાન : દોશી એન્ડ કંપની, ૮૨, શામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ-૪૦૦૦૨, કિં. રૂ. ૫૦; **ઊર્મિઓના દેશમાં વાદળના વેશમાં** : લે. રજની વ્યાસ પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૩૦; **Tangled Love** : Dr. Indira Diwan, Pub : Shanti Prakashan, Assan-124421 (Rohtak) (Haryana), Price: Rs. 100; **इन्दिरा और उनकी कविता** : (हिन्दी) : डॉ. रामसजन पाण्डेय, प्र. : शान्ति प्रकाशन, आसन-124 421 रोहतक (हरियाणा) : मूल्य : १००; **આનન્દહેલી** : (સંવર્ધિત આવૃત્તિ) : શશિશિવમ્, પ્ર. નિર્મિત પ્રકાશન, 'ભૂમા' ૭, તપોવન સોસાયટી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૫૦; **The Prophet**: By Kahlil Gibran : Abridged by : Mahendra Meghani, Pub :- Lok-Milap Trust, P.O. Box-23 (Sardarnagar) Bhavnagar-1, Price Rs. 6; **ઈશાવાસ્યોપનિષદ (એક સ્વાધ્યાય)** : લે. રાજેન્દ્ર શાહ, પ્ર. ભારતીય ભાષા સાહિત્ય સંસદ, સી-૫, 'ઓજસ' નેહરુનગર ચાર રસ્તા, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૧૦.

બાબુ દાવલપુરા, હરીન્દ્ર દવે, ચન્દ્રકાન્ત જોશી

**'ઘટસ્ફોટ' : વાંચવા-વાગોળવા જેવી મેગાનૉવેલ**

'જન્મભૂમિ-પ્રવાસી'માં હપતાવાર અને પછી ૧૯૯૩માં ગ્રંથસ્વરૂપે પ્રગટ થયેલી શ્રી મહેશ દવેની પ્રથમ .નવલકથા 'ઘટસ્ફોટ' સાહિત્યરસિકોને વાંચવી-વાગોળવી ગમે એવી મેગાનૉવેલ છે. વહેતી કલમે ધારાવાહીરૂપમાં રચાયેલી આ નવલકથા ભિન્નરુચિ બહુસંખ્ય વાચકોને રહસ્યગર્ભ વસ્તુ-વિન્યાસના કૌશલ થકી સાદ્યંત આકર્ષી શકે એવી રસપ્રદ હોવા છતાં પ્રસ્તારયુક્ત બની છે.

પ્રથમ પ્રકરણ 'નાન્દી'માં અમદાવાદના ઍરપોર્ટ પર સુરક્ષા વિભાગના અધિકારીઓની હાજરીમાં ત્રણ બિનવારસી સૂટકેસો ખોલવામાં આવતાં તેમાંથી એક અજાણી યુવતીના મૃતદેહનાં અંગો નીકળે છે. એ રહસ્યમય ઘટનાથી વાચકચિત્તમાં જન્મેલું કુતૂહલ ઉત્તરોત્તર ઘૂંટાતું રહે છે અને ૩૯મા પ્રકરણમાં છેવટે તેનો ઘટસ્ફોટ થાય છે. કથાનાયક અમલની પ્રેયસી પૌલા ઝાલાએ ભારે સાવધાનીપૂર્વક પટનાના વિમાનઘરે પહોંચાડેલી બૅગોમાંથી અમલના શબનાં અંગો નીકળે છે; પણ આ વેળાએ અમલનો દિલોજાન દોસ્ત અને કેન્દ્ર સરકારના સી.આઈ.ડી. વિભાગનો બાહોશ અમલદાર નિમેષ ખૂબ જહેમત ઉઠાવીને આ હત્યારી સ્રીને નક્કર પુરાવાઓ સાથે તેના ઘરમાં જ ઝડપી લે છે. શામળ આદિની પદ્યવાર્તાઓની વારવનિતાની અદ્યતન આવૃત્તિ જેવી પૌલા નિરુપાયે, નિમેષની હાજરીમાં જ પર્સમાંથી સાઇનાઇડની ગોળી કાઢીને તત્કાળ આત્મહત્યા કરી જીવનલીલા સંકેલી લે છે. આરંભે અમલની પત્ની સંનિધિનું અને અંતભાગે પ્રિયતમ અમલનું પણ ઠંડે કલેજે કાસળ કાઢતાં સહેજે ક્ષોભ ન અનુભવતી પૌલા, કેમ જાણે અમલનો ઉપરથી લાઇટનિંગ કૉલ આવ્યો હોય કે, 'મારાથી તારા વિના રહેવાતું નથી. પુષ્પક ઍરલાઇન્સની પહેલી જ ફ્લાઇટ પકડીને અહીં આવવા નીકળી પડજે' એવી અધીરાઈ અનુભવતી અંત વેળાએ ઉચ્ચારે છે : 'જીવનમાં કે મૃત્યુમાં મારે અને અમલને, સંનિધિ કરતાં ઓછું છેટું રહેશે.' પૌલાના આ અંતિમ શબ્દો તેની નાટકી અદાકારીનો જ આવિષ્કાર હશે કે એક લફરાબાજ લવર પ્રત્યેની અનુપમ અને આત્યંતિક કોટિની વિરહવેદના અને વિરલ વફાદારીનું ઉત્કૃષ્ટ ઉદાહરણ હશે, એ કળવું મુશ્કેલ છે. અનેક યુવતીઓ સાથે શય્યાસુખ માણવામાં રાચતો પ્રિયતમ કેવળ પોતાનો જ હૃદયપુરુષ બની રહે, પોતે તેની ગૃહિણી બની પગલીના પાડનાર પુત્રની જનેતા બની ધન્યતા અનુભવે, એવા સોહામણા સ્વપ્નમાં રમમાણ પૂર્વજીવનની કૉલગર્લ પૌલા પ્રણયપંથને નિષ્કંટક બનાવવાના હેતુસર એકાધિક મનુષ્યોને મોતને ઘાટ ઉતારે એમાં તેની નારીસહજ અસૂયાની અને તજ્જન્ય રોષ-આક્રોશની ચરમસીમાએ પહોંચેલી વિસ્ફોટક વેરવૃત્તિ અને માલિકીની મનોવૃત્તિ કારણરૂપ હોય તે સમજાય એવું છે. પરંતુ એક પોલીસ અફસરના સાણસાવ્યૂહમાં સપડાયેલી, રીઢા ગુનેગારની રીતે પ્રિયતમની હત્યા કર્યા પછી કોઈ પ્રકારે છટકી-ઊગરી જ ન શકાય તેવી પરિસ્થિતિમાં આત્મહત્યાનો રામબાણ ઉપાય અજમાવતી આ નટખટ બત્રીસલક્ષણી નારી અસહ્ય પ્રણયવિરહને કારણે સ્વધામ પહોંચી જઈ પ્રિયતમને પામવા પ્રણયની વેદી પર જીવનની આહુતિ આપે છે, એવું લેખકને અભિપ્રેત હશે ? જો એમ જ હોય તો, કહેવું જોઈએ કે પ્રગટતી ચરિત્રગત પ્રણયભાવનાનું ચિત્રણ કૃતક રંગદર્શી બનવા પામ્યું છે.

નવલકથાના પ્રાક્કથનમાં લેખકે સ્પષ્ટતા કરેલી છે કે 'નવલકથા મારે માટે આર્મ-ચૅર લિટરેચર નથી. મારે મન સમગ્ર જીવનને બથમાં લે તેનું નામ નવલકથા... વાચનરસ માટે રહસ્યોની ગૂંથણી,

ઘટનાઓની ધમાચકડી, કસબનો વિનિયોગ — આ બધાંનો આશ્રય લેવો પડે. પણ એ બધો તો પાન પરનો વરખ. પાનનો ખરો ગર તો 'નાન્દી' અને 'ભરતવાક્ય'ના, મૃત્યુના બે છેડા વચ્ચે વહેતા જીવનની મથામણ. મહિમા તેનો છે.' વસ્તુતઃ, જીવન-મત્યુવિષયક સંવેદનાઓ, જીવનનાં નાનાવિધ ક્ષેત્રોની અનુભવસંપદા, બહુશ્રુતતા-વિદ્વત્તા અને ચિંતન-દર્શનની સમૃદ્ધિ પણ સર્જક માટે તો કળાકૃતિનાં ઉપાદાન છે. જીવનની મૂંઝવણો-મથામણો, વ્યવહારજીવનની સમ-વિષમ પરિસ્થિતિઓ અને આંતરજીવનની અનેક પ્રકારની અનુભૂતિઓનું ઉપાદાન લેખે મૂલ્ય ઓછું નથી. પણ કોઈ પણ પ્રકારની કળાકૃતિમાં સવિશેષ મહિમા તો ઉપાદાનને કળારૂપ આપવાની મથામણનો, સંનિષ્ઠ અને સાચી દિશાના સર્જનપુરુષાર્થનો જ હોય. સાહિત્યકારમાં સર્જનાત્મક પ્રતિભા હોય અને એ પ્રતિભાબીજની કાળજીભરી માવજત કરવાની સજ્જતા તેણે કેળવેલી હોય તો જ તે ઉપાદાનનું કળામય સર્જનમાં રૂપાંતર સાધી શકે. કોઈ પણ સર્જક ઉપાદાન અને તેના કળારૂપ વચ્ચે રહેલો ભેદ પારખવા જેટલો કળાવિવેક દાખવી ન શકે તો અન્યથા આકર્ષક પણ કળાદૃષ્ટિએ અનાવશ્યક એવાં પાત્ર-પ્રસંગ-પરિસ્થિતિનાં વર્ણન-કથન કે માહિતીપ્રચુર ઘટનાબયાન એમાં ઉમેરાતાં રહે અને કૃતિનું કળાસૌષ્ઠવ નંદવાય. 'ઘટસ્ફોટ'માં પણ કેટલેક અંશે આમ બનવા પામ્યું છે. દેશ-વિદેશની ભાતભાતની સ્વાદિષ્ટ ભોજનવાનગીઓ, પ્રણયસંવનન અને રતિક્રીડાઓ, વિવિધ વ્યવસાયોની આંટીઘૂંટીઓ તથા યુક્તિપ્રયુક્તિઓ અને કૃતિગત સામાજિક તેમ જ નૈસર્ગિક પરિવેશનાં વર્ણન-કથન એવાં વૈવિધ્યપૂર્ણ સ્વાભાવિક અને ચિત્રાત્મક છે કે ભાવકને કથામાં જાણવા-માણવા જેવું ઘણું બધું મળી રહે. વેશપલટા-વેશભૂષા, સિનેસૃષ્ટિ, સાહિત્યજગત્, જાસૂસી વિદ્યા, અપરાધવિજ્ઞાન, તબીબી વિજ્ઞાન, મનોવિજ્ઞાન-યૌનવિજ્ઞાન, શિક્ષણ અને રાજકારણ, ડિનર-ડિપ્લોમસી, અંધારી આલમની કુટિલ કારવાઈઓ, શરાબ-સુંદરીની રંગીન મહેફિલો આદિની પ્રત્યક્ષ-પરોક્ષ જાણકારી તથા અનુભવસજ્જતાને કારણે લેખક પ્રસંગોચિત કથાચિત્રો સાહજિક અને સાક્ષાત્કારક રૂપમાં લીલયા એવ અંકિત કરી શકે છે. સંવનન અને રતિક્રીડાનાં પ્રસંગવર્ણન ક્વચિત્ મરજાદી વાચકને આઘાત પહોંચાડે એવાં પ્રગલ્ભ (અને શૃંગારરસિક વાચકને 'બેડરૂમ કે ભીતર કયા ચલ રહા હૈ ?' એવુંતેવું ઝીણી નજરે જોવા પ્રેરે એવાં) હોવા છતાં, પાત્રોનાં સ્વભાવ-હૃદયભાવ અને મનોશારીરિક સંવેદનોને રૂપાયિત કરવામાં કારગત નીવડ્યાં છે. અલબત્ત, આ પ્રકારનું આલેખન સમુચિત પ્રતીકવિધાન દ્વારા સાંકેતિક રૂપમાં થઈ શક્યું હોત તે કળાદૃષ્ટિએ વધુ પ્રભાવક બની શક્યું હોત.

દર્શક, રઘુવીર ચૌધરી આદિ અમુક અલ્પસંખ્ય ગુજરાતી નવલકથાકારોમાં જ જોવા મળે એવું, નવલકથાનાં સ્થળવિશેષ, સ્થાનિક પરિવેશ, પાત્રોનાં મંથન-સંવેદન અને ચિંતનની પીઠિકાઓ આદિની પૂર્વતૈયારીરૂપ ફીલ્ડવર્ક અને હોમવર્ક આ નવોદિત સર્જકે પૂરતા પ્રમાણમાં કરેલું છે. 'કશું પોલું કે બોદું ન રહી જાય તે માટે યથાશક્તિ-મતિ સાવધાની' તેમણે દાખવી છે. 'માણસને જોવો ઓળખવો અને શક્ય હોય ત્યાં સુધી પામવો' એ તેમના રસનો મુખ્ય વિષય રહ્યો છે. શ્રી હરીન્દ્ર દવેએ આમુખમાં નોંધ્યું છે તેમ 'લેખકે આ પહેલી જ નવલકથામાં જીવનને સમગ્રપણે જોવાનો પ્રયાસ કર્યો છે. ...સમગ્ર જીવનને, જીવનનાં રસળતાં અને કથળતાં મૂલ્યોને મહેશ દવે પોતાની કલમના આશ્લેષમાં લઈ શક્યા છે.'... એ એક અભિનંદનીય સાહિત્યિક ઘટના છે. તર્કશાસ્ત્ર અને માનસશાસ્ત્રના અભ્યાસી મહેશભાઈએ પાત્રોની બહિર્ગત પરિસ્થિતિઓ-પ્રવૃત્તિઓ, વ્યાવહારિક જીવનની સ્વાભાવિક/આકસ્મિક ઘટનાઓ અને ચરિત્રગત ચૈતસિક ગતિવિધિને કાર્યકારણભાવે સાંકળવાની પણ બનતી ચીવટ રાખી છે. આમ છતાં સુમન્તરાય કે અમલ જેવાં પ્રધાન પાત્રોની વર્તણૂક પ્રસંગોપાત્ત બુદ્ધિગમ્ય અને તર્કસંગત લાગતી નથી, એનું કારણ શું ? લેખકની અનુભવસિદ્ધ સમજ 'Life never runs by logic'નું જ આ પરિણામ હ

એ જે હોય તે, પણ એક સમજવા જેવી બાબત એ છે કે જીવનની ઘણી આંતરબાહ્ય ઘટનાઓ બુદ્ધિગમ્ય ન હોય તો પણ કળાકૃતિમા રૂપબદ્ધ થાય ત્યારે તે પ્રીતીતિકર લાગવી જોઈએ. કારણ, પરંપરાગત પ્રયોગાત્મક કે એબ્સર્ડ પ્રકારની કળાકૃતિનેય તેનું એક આગવુ તર્કસૂત્ર —rationale— અથવા ઋત હોય છે

અલંકારોની આતશબાજી કે વાણીવિલાસની ભભક-ભૂરકીથી વાચકને અભિભૂત કરવાના વાક્પ્રપંચથી 'ઘટસ્ફોટ'ના રચયિતા વિવેકપૂર્વક દૂર જ રહ્યા છે આથી કથાગદ્યમા સફાઈદાર સાદગી અને સરળતા પ્રાસાદિકતા સિદ્ધ થઈ શકી છે એમા વ્યંજનાત્મક અભિવ્યક્તિની ચારુતા કરતા વિશેષ તો અભિધાપ્રધાન વર્ણન કથનની પ્રવાહિતા, પારદર્શિતા, રોજિંદી વ્યવહારભાષાની પ્રત્યાયનક્ષમતા તેમ જ સંવાદભાષાની ભાવવાહિતા સ્વાભાવિકતાના સુમેળથી સધાયેલી સચોટતા ધ્યાન ખેંચે છે યથાસ્થાને ઔચિત્યપૂર્વક કાર્યસાધક રૂપમા પ્રયોજાયેલા અમુક કલ્પનો તાજગીસભર છે માતાના અણધાર્યા અવસાનના મર્માઘાતે કામાવેગરહિત — frigid— બની ગયેલી નવવધૂ સનિધિને મધુરજનીના પ્રસંગે 'કામાગ્નિની ટોચ પર' બેઠેલા અમલને 'હણહણતા તોખારને જાણે નીલગાયનુ સાંનિધ્ય સાંપડ્યુ અંધારી ગુફામા પકડીને બાંધી રાખેલી રાજકુવરીને કાને રાક્ષસના છીંકોટા સભળાતા હતા.' (ઘટસ્ફોટ, પ્ર. આ ૧૯૯૩, પૃ. ૨૮૩) પ્રિયતમ અમલના આશ્લેષમા ચૈતાલી રિસાતી છાતીમાથી ગઝલ જેવુ મીઠું દર્દ ઊઠતુ હતુ.' (એજન, પૃ. ૩૪૮) અમલ સાથે શય્યાસુખ માણતી, અનુભવી શિકારી જેવી પૌલાની 'ચોળીની નીચેના પુષ્ટ સ્તનયુગ્મની તીક્ષ્ણ ડીંટીઓ બાજની આખો જેવી લાગતી હતી' (એજન, પૃ.૪૦૨) કથાના ગદ્યપોતમા વણાયેલા આવા કલ્પનોના વિનિયોગમા લેખકની કલ્પકતા અને અભિવ્યક્તિગત સજ્જતાનો અણસાર મળે છે હૃષીકેશ બાવજીને તેમના આશ્રમે વદવા આવેલા સુમન્તરાય, હરદ્વારના કુંભમેળામા યાત્રિકોની ધક્કામુક્કી અને ભીડને કારણે સરજાયેલી હોનારતમાં લાપતા બનેલા સ્વજનો લક્ષ્મીબહેન અને રંજનલાલના ઉગાર/અવસાન બાબતે સાચી હકીકત જાણવા આતુરતા અનુભવે છે તે પ્રસંગે, 'ઊમરાના ઝાડ પરથી એક પછી એક, અંજીર જેવાં બે નાના ફળ ટપ ટપ' નીચે ખરી પડે છે (એજન, પૃ.૩૦૪) અલબત્ત, આ પ્રકારનુ સાંકેતિક વ્યંજનાગર્ભ ચિત્રણ અપવાદરૂપ પ્રસંગે જ જોવા મળે છે લેખકની સાહિત્યરસિકતા અને બહુશ્રુતતાનો વારસો તેમના માનસસંતાનો અમલ, નિમેષ, સુમન્તરાય, સનિધિ, વનશ્રીબહેન આદિમા ઊતરી આવેલો હોવાથી તેમની વાણીમા સાહિત્યિક આબોહવાની મહેક અને મધુરપ પ્રસંગોપાત્ત માણવા મળે છે પાત્રોની લાક્ષણિક ખાસિયતો, તેમની સંસારજીવનની મથામણો અને તેમની હળવી નરવી રમૂજવૃત્તિને ઉજાગર કરતી દેશવિદેશના કાવ્યસાહિત્યની પક્તિઓના અવતરણ કથાના વસ્તુવિન્યાસ અને ચરિત્રસવિધાનમા બહુધા ઉપકારક નીવડે એ રીતે છૂટથી ખપમા લેવાયા છે આ પ્રકારનુ વારસાગત સામ્ય — *family resemblance* — લેખકની ચરિત્રસવિધાનકળાની વિશેષતા અને મર્યાદા પણ છે સસ્કૃત, હિન્દી, અંગ્રેજી આદિ ભાષાઓના શબ્દભંડોળ, રૂઢ શબ્દપ્રયોગો અને અવતરણોનો છૂટથી વિનિયોગ કરવાનુ વલણ ધરાવતાં મહેશભાઈની મૌલિક શબ્દપ્રયોગ કરવાની પ્રગલ્ભતા 'રૂમવટો' અને 'અધોબદન' જેવા શબ્દપ્રયોગોમા જોઈ શકાય છે

માનવજીવનની વિલક્ષણતા-વિવિધતાને અને સમાજના વિવિધ સ્તરના જુદી જુદી પ્રકૃતિ અને મનોભૂમિકા ધરાવતા સખ્યાબંધ પાત્રોના જટિલ પારસ્પરિક સબધોની સકુલતાને મૂર્ત કરવા લક્ષતી આ વસ્તુપ્રધાન નવલકથાનુ વિભાવન એ પ્રકારે થયેલુ છે કે એમા પાત્રો સ્વૈર ગતિએ ભાગ્યે જ વિકસી શકે કથાના પૂર્વનિર્ધારિત માળખામા કર્તાના અદશ્ય દોરીસચાર પ્રમાણે જ પાત્રોને બોલવુ-ચાલવુ પડે, સાકરે માકડે જીવવુ પડે એવી સ્થિતિમા તેમના

આંતરિક વ્યક્તિત્વ અને ચૈતસિક સંચલનોનું વિગતે આલેખન કરવાની મોકળાશ આ પ્રકારની નવલકથામાં ભાગ્યે જ મળી શકે એ દેખીતું છે. 'ઘટસ્ફોટ'ના સર્જકનું પ્રયોજન તો 'મૃત્યુના બે છેડા વચ્ચે વહેતા જીવનની' મથામણને કથારૂપમાં અભિવ્યક્ત કરવાનું છે. પરંતુ, કૃતિગત વિભાવન અને પ્રયોજનમાં અંતર્નિહિત વિસંવાદિતાને કારણે, મૃત્યુ-અપમૃત્યુની ઘટનાઓ અને વસ્તુ તેમ જ ચરિત્રના સંવિધાનમાં નિર્ણાયક ભાગ ભજવતી આકસ્મિક રહસ્યમય ઘટનાઓનાં બાહ્ય રૂપરંગ સુપેરે ઉપસાવવામાં, અને એ ઘટનાઓના વસ્તુવિન્યાસના કસબથી કૌતુકમૂલક કથારસની જમાવટ કરવામાં, લેખક એટલા બધા વ્યસ્ત રહે છે કે જીવન-મૃત્યુને સ્પર્શતી આ પ્રકારની વજનદાર ઘટનાઓની સાથે નિસ્બત ધરાવતાં પાત્રોનાં મંથન-સંવેદન અને આંતરિક વ્યક્તિત્વના આલેખનમાં તેઓ ધ્યાન કેન્દ્રિત કરી શક્યા નથી.

પાત્રોનાં વર્તન કોઈ કોઈ પ્રસંગે તર્કસંગત અને પ્રતીતિજનક લાગતાં નથી; એનું એક કારણ તેમનાં વર્તન-વ્યવહાર પાછળ રહેલી વિશિષ્ટ મનો-ભૂમિકાઓના આલેખન પ્રત્યેની લેખકની ઉદાસીનતા છે. પત્નીના અવસાન પછી એકલતામાં ઝૂરતા અને દેશ તથા દુનિયાની હિંસાગ્રસ્ત પરિસ્થિતિથી વિષાદમગ્ન રહેતા સંવેદનશીલ અને અંતર્મુખ સ્વભાવના સુમન્તરાયની આત્મહત્યા સાવ અકારણ નથી; પરંતુ પૂરતી મનોભૂમિકાની ઊણપને કારણે એનું આલેખન ઉભડક લાગે છે. બાથરૂમમાં ચાલતી અમલ-સંનિધિ વચ્ચેની વાતચીતના શબ્દો ઉપરના મજલે સુમન્તરાયને કાને અણધાર્યા સંયોગોમાં પડે છે તે એવા ભાંગ્યાતૂટ્યા અને અસ્પષ્ટ છે કે ભાગ્યે જ પૂરા સંભળાય-સમજાય પરંતુ સુમન્તરાય જેવા વિવેકવિચારસંપન્ન અને બુદ્ધિમાન સંસ્કારપુરુષ એ શબ્દો સાંભળતાંવેંત માની લે છે કે સંનિધિના એબોર્શન અને તેના ભાવિ સંતાનની ભ્રૂણહત્યાનું પાપકૃત્ય અમલે અમાનુષી રીતે આચર્યું છે. તેઓ પુત્ર કે પુત્રવધૂને પૂછીને આ બાબતે સાચી વિગતો જાણવા-સમજવાની ધીરજ ધરવાને બદલે તત્ક્ષણ હાંફળાફાંફળા પોતાના નિવાસસ્થાને પહોંચી જઈને આત્મહત્યા કરી લે છે. આત્મહત્યાની પૂર્વે તેમણે જે મથામણ અને દારુણ મનોયાતના અનુભવી હશે તેનો ચિતાર કથામાં ક્યાંય મળતો નથી. ખરેખર તો આવા પ્રસંગે સૌ સ્વજનોના વહાલસોયા 'ભઈ' એક વત્સલ વડીલ તરીકે આઘાતગ્રસ્ત સંનિધિને હૈયાધારણ બંધાવે અને તેને આ કટોકટીની વેળાએ જતનપૂર્વક જાળવી લે એવી અપેક્ષા રહે. પરંતુ આમ બનતું નથી. વિચારવા જેવો એક પ્રશ્ન એ પણ છે કે આ પ્રસંગે આત્મહત્યા કરવા પહેલું કોણ પ્રેરાય — પ્રૌઢ વયના પરિપક્વ વ્યક્તિત્વવાળા સુમન્તરાય કે માતૃત્વથી કદાચ કાયમ માટે વંચિત રહેવાની સ્થિતિમાં મુકાઈ ગયેલી હતભાગી સંનિધિ ? પણ સંનિધિ આત્મહત્યા કરે તો 'નાન્દી'માં નિરૂપિત સંનિધિની અને કથાના અંતભાગે મુકાયેલ અમલની હત્યાની ઘટનાઓ સાવ બિનજરૂરી અને બેબુનિયાદ બની જાય. પછી તો લેખક 'ઘટસ્ફોટ' પણ શેનો, કઈ રીતે કરે ?! કથાનો આરંભ અને અંત પૂર્વનિર્ધારિત રૂપમાં લેખક યોજી શકે તે માટે એ આવશ્યક છે કે, સુમન્તરાયની આત્મહત્યાનું ચિત્રણ ઉતાવળિયું અને ઉભડક લાગે તોપણ તેમણે આત્મહત્યા કરવી જ પડે !

સંનિધિ-અમલના લગ્નનો વિધિ સમાપ્ત થાય તે પહેલાં જ સંનિધિનાં માતા વનશ્રીબહેન અચાનક અવસાન પામ્યાં તે પ્રસંગે તેમના અગ્નિસંસ્કાર વેળાએ અમલ ઉપસ્થિત રહેવાને બદલે અગાઉ થયેલી ગોઠવણ પ્રમાણે કામા હૉટેલમાં હનીમૂન અર્થે ઊપડી જાય, સુમન્તરાય અને રંજનલાલ સરખા વડીલો પણ મૃત્યુનો મલાજો જાળવવાનો આગ્રહ ન રાખે અને વરઘોડિયાંને મધુરજની માણવા રવાના કરી દે, એ પ્રસંગનિરૂપણ સંનિધિ-અમલ-સુમન્તરાય-રંજનલાલની ઔચિત્ય-બુદ્ધિનો અભાવ સૂચવે છે. પાત્રો આટલી હદે કલ્પાગરાં બનીને કઠપૂતળીની જેમ વર્તે, એમાં સગવડિયા રચનાપ્રપંચનો લેખકનો આયાસ ખુલ્લો પડી જાય છે. મધુરજની પ્રસંગે અને ત્યાર પછી પણ માતાના અણધાર્યા મૃત્યુના વજ્રાઘાતે કામાવેશશૂન્ય – frigid

– બની ગયેલી સાવ ઠંડીગાર સનિધિની કાયાને અમલ એક rapistની જેમ કામાંધ બનીને જે પ્રકારે અનેક વાર ભોગવે છે, એમા તો તેની સેક્સોહોલિક બુભુક્ષાનુ જ નિકૃષ્ટ નિદર્શન સાપડે છે બળાત્કારની કોટિની તેની પાશવી કામચેષ્ટાઓનુ ચિત્રણ તેના ચરિત્ર વિભાવન સાથે કેટલે અંશે સુસગત લેખાય એ એક ચિંત્ય પ્રશ્ન છે પતિ-પ્રિયતમના આવા સમભાવરહિત અને નિર્મમ જાતીય વર્તનથી ત્રસ્ત અને ફ્રિજિડિટીની મનોરુગ્ણતાને કારણે મનોમન મૂઝાયા મૂરઝાયા કરતી સનિધિ જેવી સવેદનપટુ અને સમજદાર તરુણીના આતરજીવનની કારુણી —internal tragedy—ના મર્મસ્પર્શી આલેખન માટે કથામા પૂરતો અવકાશ હતો, પણ એ દિશામા લેખકની ગતિ નથી.

આ આદમકદ નવલકથામા સમગ્ર જીવનને બથમા લે' એવી કૃતિના સર્જનનુ ઊંચુ નિશાન લેખકે તાકેલુ છે એટલે જ તો અમલ-સનિધિની કથાનિમિત્તે સુમન્તરાય અને લક્ષ્મીબહેનના માવતર-ભાઈભાડુ અને તેમનાય પૂર્વજોની ચાર પેઢીની જીવનસરણીને લેખકે સુમન્તરાય-લક્ષ્મીબહેનની પૂર્વકથારૂપે યથાસ્થાને ગૂથી લીધી છે મહાશકર જયશકરના કૌટુંબિક તેમ જ વ્યાવસાયિક સંબધો-સઘર્ષો અને ઉત્કર્ષની કથા સાથે અવિભાજ્ય રીતે સકળાયેલ વતનના ગામની અને વીસમી સદીના પૂર્વાર્ધના મુબઈ ઉપરાત અમદાવાદની સામાજિક-સાસ્કારિક આબોહવાનુ આલેખન પણ આ પૂર્વકથામા પશ્ચાદ્ભૂ લેખે વિસ્તારથી થયુ છે પુત્ર અમલમા પોતાનુ સ્વપ્ન સાકાર થયેલુ જોવા ઝખતા અને એ સ્વપ્ન નષ્ટ થતા ભાગી પડેલા સુમન્તરાયની ઘડતરકથા લેખે આ પૂર્વકથા મહત્ત્વપૂર્ણ અને કર્તાના કૃતિપ્રયોજન સાથે સુસગત હોવા છતા પ્રસ્તારયુક્ત બનવા પામી છે અલબત્ત, એમા અકિત થયેલ અસ્તગત જમાનાના ગુજરાતના જાનપદી જીવનનુ અને મુબઈ-અમદાવાદના નગરજીવનનુ ચિત્રણ આજના અને ગઈકાલના ભારતીય સમાજ અને કુટુબ વચ્ચેના વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચેના સઘર્ષો અને સબધોની સંકુલ ભાતને તથા જૂની-નવી પેઢી વચ્ચેની ઊંડી ખાઈ – generation gap –ને જોવા-સમજવામા રસ ધરાવતા ભાવકને આકર્ષી શકે એવુ વિચારપ્રદ અને માહિતીસભર છે આવી જ દિલચસ્પી લેખકે કથાસૃષ્ટિમા મહત્ત્વનુ સ્થાન ધરાવતા પાત્રોના આતરજીવનની ગતિવિધિના આલેખનમા પણ દાખવી હોત તો આ નવલકથા સવિશેષ આસ્વાદ્ય અને સતર્પક બની શકી હોત.

[ધિટસ્ફોટ લે. મહેશ દવે, પ્રકા. ઇમેજ પબ્લિકેશન, ૧૩૩ હસા મહાલ, દલામન પાર્ક કફ પરેડ મુબઈ ૪૦૦ ૦૦૫, કિં રૂ ૧૫૦]

બાબુ દાવલપુરા

## ૨ 'પવનના વેશમાં' એક પ્રતિભાવ

પ્રિય ધીરેન્દ્રભાઈ,

'પવનના વેશમા'ના મુદ્રિત ફરમા તમે મોકલ્યાને ઠીક ઠીક સમય થયો. આટલો મોડો પ્રતિભાવ લખુ છુ તો ક્ષમા કરશો.

તમારી પાસે સવેદનશીલ હૃદય છે અનુભૂતિનો પારાવાર છે એટલે જ તમે હાથમા કલમ અને દોત લ્યો છો, ત્યારે કેવળ અક્ષર પાડતા નથી, દીવાની જ્યોતના પ્રકાશને લખો છો. આ જ્યોતને ગોતવામા જ આપણે સૌ આયખુ વિતાવીએ છીએ પરતુ ક્યારેક એની ઝલક મળી જાય તો સાર્થકતા અનુભવાય. તમે એની ઝલક પ્રાપ્ત કરી છે એની સાક્ષી આ ૧૪૪ પૃષ્ઠના ઘણા બધા પૃષ્ઠો પર સાપડે છે

'હુ' વાચતા વેણીભાઈ યાદ આવી ગયા. 'હુ પોતે મારામા છલકુ, પચામૃતનો મુખરિત પારાવાર'નુ સ્મરણ કરાવતી આ રચનામા ભીતરની શ્રી પ્રગટ થઈ છે સ્પર્શતા કિરણને, ઊડતા ઝાકળને કે લહેરાતા પવનને સહજ ભાવે કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારતી આ અનુભૂતિમા નભનો રગ, ધરતીની સોડમ અને પખીના કલશોર મહીં હિલ્લોળા લેતા આત્મતત્ત્વની વાત તમે મનહર અને મનભર રીતે ગૂથી છે

[પવનના વેશમા ધીરેન્દ્ર મહેતા, પ્રકા. આર. આર. શેઠની કપની, મુબઈ-અમદાવાદ, કિં રૂ ૫૦-૦૦]

હરીન્દ્ર દવે

## 'હરિરસ' : ભક્તિકવિતાનો કમનીય સંપુટ'

ભજન અને ભક્તિભાવના સંસ્કારો ગ્રહણ કરવા એ આપણા ભારતીય સંસ્કારજીવનનું એક મહત્ત્વનું અંગ છે, એટલે એને જાળવવા અને ફેલાવવા એ એક વાત છે. પરંતુ જે ભજનોથી આપણું ભાવજગત સમૃદ્ધ થયું એને પુસ્તકરૂપે પ્રકાશિત કરી, સૌ ભજનપ્રેમીઓ માટે સુલભ કરાવવાં એ જુદી વાત છે અને 'હરિરસ' એ સમુચિત શીર્ષકવાળા પુસ્તકમાં સુરેન્દ્રનગરનાં સુખ્યાત શિક્ષણવિદ તથા સમાજદિગ્દર્શક શ્રી વિનુબહેન શાહે આ મૂલ્યવાન કામ કરી બતાવ્યું છે.

'હરિરસ' પુસ્તક રૂપે-રંગે રૂડું થયું છે. અહીં પૂંઠે-પાને સુઘડતા, સ્વચ્છતા અને સુરમ્યતા ઊઘડી આવે છે. પુસ્તકનું બાહ્ય આકર્ષણ જેટલું દુર્નિવાર છે એટલી જ એમાં સંપાદિત ભજનો, પદો અને પ્રાર્થનાઓની ગુણવત્તા હૃદ્ય છે. આમાં તત્ત્વની કવિતા છે, જ્ઞાનની કવિતા છે, ભક્તિની કવિતા છે અને આ કવિતા કલ્યાણ બનીને અવતરે છે.

આ સંચયમાં 'અખિલ બ્રહ્માંડમાં' અને 'વૈષ્ણવજન' જેવાં નરસિંહ મહેતાનાં રસઘન પદો છે, 'પાયોજી મૈંને' અને 'ગોવિંદો પ્રાણ અમારો' જેવાં મીરાંબાઈનાં ભાવસભર ભજનો છે, તો 'રઘુવર ! તુમકો મેરી લાજ !', 'પ્રભુ મોરે અવગુણ', 'જતન સે ઓઢી ચદરિયા' જેવી તુલસી સુર કબીરની સુપ્રસિદ્ધ ગૂઢ અને તત્ત્વસભર કૃતિઓ પણ છે, રવિરામ, ગંગાસતી, મોરારસાહેબ જેવા લોકભજનિકોની રહસ્યગર્ભ રચનાઓ છે અને નરસિંહરાવ, ન્હાનાલાલ, ટાગોર, સુન્દરમ્, રાજેન્દ્ર શાહ અને વેણીભાઈ, મકરન્દ જેવા આધુનિક કવિઓની પ્રાર્થનાઓ પણ છે.

ભજનો અને ભક્તિગીતોના મોટા ફલકને સમાવતો સંચય હાથવગો કરાવવાનો આવો કલ્યાણકારી પ્રયાસ જોઈ હૃદય હરિરસની હેલી અનુભવે છે.

જેમના દ્વારા આ ભક્તિધન સાંપડ્યું એ માતાપિતાને વિનુબહેન અને તેમના કુટુંબીજનોએ ભાવપૂર્ણ અંજલિ આપી છે એવી ભાગ્યે જ બીજી કોઈ રીતે આપી શકાય.

[હરિરસ : સંપા. વિનોદિની શાહ, પ્રકા. પોતે, 'ગિરિરાજ', ૧, અશોકનગર સોસાયટી, મેઘાણીમાર્ગ, સુરેન્દ્રનગર, મૂલ્ય : અમૂલ્ય.]

**ચન્દ્રકાન્ત જોશી**



## સાભાર સ્વીકાર

**તરસ એક ટહુકાની** : લે. મૃણાલ જૈન, પ્ર : ચિરાગ-નિશાંત, ૩૬, દિગ્વિજય પ્લૉટ, જામનગર-૩૬૧ ૦૦૫, કિં. રૂ. ૩૦; **ગંગાદેવી** : લે. રમેશ ત્રિવેદી 'અભિજિત', પ્રઃ મનીષકુમાર ત્રિવેદી, 'પંચવટી', ૨૦, લક્ષ્મીવાડી, રાજકોટ-૨, કિં. રૂ. ૨૦; **ભરતેશ્વરબાહુબલિરાસ** : સંશો-સંપા. અને પ્ર. ડૉ. બળવંત જાની, પ્રાધ્યા. ને અધ્યક્ષ, ગુજરાતી ભાષા સાહિત્યભવન, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ-૫, કિં. રૂ ૭૦; **ચયનિકા** — કવિ ખબરદારનાં પ્રતિકાવ્યો : સંપા. ડૉ. ધર્મેન્દ્ર માસ્તર (મધુરમ્), પ્ર. પારસી પંચાયત બોર્ડ, સૂરત-૩૯૫ ૦૦૩, કિં. રૂ. ૫૦; **કવિલોકમાં** : લે. પ્ર. જયંત કોઠારી, ૨૪ નેમિનાથનગર, સુ.મં. માર્ગ, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૪૦; **મેરી ગો રાઉન્ડ** : લે.પ્ર. મધુ કોઠારી, ફીલિંગ, ૩ સુભાષનગર, રૈયા રોડ, રાજકોટ-૩૬૦૦૦૧, કિં. રૂ. ૪૫; **જાણિયું** : હર્ષદ ત્રિવેદી, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળના નાકે, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ. કિં. રૂ. ૩૦; **વે લોગ** (હિંદી વાર્તાઓ) : રજનીકુમાર પંડ્યા, પ્ર.ઉપર મુજબ કિં. રૂ. ૮૦; **સંસ્કૃતિસૌરભ** : ઈશ્વર પુરોહિત, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨ અને પતાસાપોળની સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૨૫; **સંસ્કાર સિંચનમ્** : લે. પ્ર. કિં. ઉપર મુજબ; **સ્વરાંકિત લોકગીતો** : મધુભાઈ પટેલ, પ્ર. નિષાદ પટેલ, બકુલ પ્રકાશન, સિલ્વર સેન્ડ્ઝ, સાવરકર માર્ગ, માહિમ, મુંબઈ-૧૬, કિં. રૂ. ૧૨૫; **વસુંધરા** (અનિયતકાલિક પત્રિકા) : સંપા : ડૉ. નગીન મોદી, પ્ર. માનદ મંત્રી, વસુંધરા સંસ્થા, ૫, કદમ્બપલ્લી સોસાયટી, ટિમલિયાવાડ, સુરત-૧, પર્યાવરણ સંબંધી જનજાગૃતિ અર્થે વિનામૂલ્યે વિતરણ; **ચીનમાં ૫૪ દિવસ** : લે ઉમાશંકર જોશી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૯૫.

## જન્મદિને

(અનુષ્ટુપ)

(૧)

*જન્મદિને તને દેવી શી વિધે અભિનંદવી ?*
*જાહ્નવી જલધારાએ તારી છવિ નિષેવવી ?*
*શી રીતે કથવી તારી અનંતા અમૃતા કથા ?*
*સ્થળ ને કાળ ઓળંગી આવતી જેહ સર્વથા.*

(૨)

*તું મારા અંગમાં છાઈ વ્યોમમાં પૃથ્વીના સમી;*
*સ્નેહની સ્નિગ્ધ ભૂમાને સહાયે આવતી ભરી.*
*તું મારા પ્રાણમાં છાઈ કુસુમે ગંધના સમી;*
*સૃષ્ટિના ચારુ ગંધોને હૃદયે આવતી વહી.*

(૩)

*તું મારા ચિત્તમાં છાઈ મેઘમાં વીજના સમી;*
*ઉજાળે અન્તરાલોને ક્ષણમાં તેજ નિર્ઝરી !*
*તું મારા આત્મમાં છાઈ દર્પણે બિંબના સમી;*
*અસ્પૃશ્ય ત્હોય તું પાસે નિરાળાં દર્શનો દઈ.*

(૪)

*અનાદિ કાળથી છોળે સૃષ્ટિમાં સિંધુ સ્નેહનો;*
*તારાં ત્યાં પ્રેમગીતોનો આદિ કો શબ્દ ઝૂલતો;*
*લાધશે શબ્દ એ પાછો ગુંજશે ગાન પ્રેમનાં;*
*ધરામાં, વિશ્વ આખામાં, આત્મમાં, પરમાત્મમાં.*

રતિલાલ છાયા

Uddesh (A literary, cultural monthly) . May 1995 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/ 920

# ગઝલ

નથી જમીન નથી કે એ આસમાન નથી,
કહે છે જેને વિભુ એ કોઈ વિતાન નથી.

કે પહેલાં જેવી જરા આન નથી બાન નથી,
નથી એ દોસ્ત હવે મયકશીની શાન નથી.

નથી પીવાનો અધિકાર યાને હક એને —
પીએ છે પણ જરી જેને પ્રમાણભાન નથી.

વિવેક જેવું નથી — શેખમા — જરા સરખું
કે એ શું બોલે છે એનુ જ એને ભાન નથી.

કરે પ્રશંસા કોઈ તો કરે કોઈ નિંદા,
વિષય એ ગૌણ છે મારે મતે પ્રધાન નથી.

હવે તો એય કરે છે 'ગઝલગો'નો દાવો,
ગઝલના ક્ષેત્રે કશું જેમનું પ્રદાન નથી.

આ શાયરી તો છે દીવાનગીનુ બીજું નામ,
કે આ રોગનું કોઈ કને નિદાન નથી.

સ-રસ મજાની છે યાને છે ઠાવકી ભાષા
કે ગુર્જરી કોઈ ભાગી તૂટી જબાન નથી.

ગયો છે ખખડી છતા છે : કડે ધડે 'ઘાયલ'
કે આપ માનો છો એવું ખર્યું એ પાન નથી.

અમૃત ઘાયલ

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પાંચમું : અંક અગિયારમો

જૂન : ૧૯૯૫

તંત્રી
રમણલાલ જોશી

૫૯



# ઉદ્દેશ

વર્ષ પાચમુ અંક અગિયારમો સળંગ અંક ૫૯

અનુક્રમ જૂન ૧૯૯૫


| | | |
|---|---|---|
| મધુપર્ક | રમણલાલ જોશી | ૪૦૮ |
| સળગતા સૂરજમુખી | વિનોદ મેઘાણી | ૪૧૦ |
| મનગમતી સાજના એ ધન્યપ્રસંગે — | જયાનન્દ દવે | ૪૧૮ |
| કૃપાનો કણ પામનારી નિર્મલાબહેન પર્વતે | દુષ્યન્ત પંડ્યા | ૪૨૩ |
| સારિકા પંજરસ્થા | વીરુ પુરોહિત | ૪૨૮ |
| નિત નવા વટોળ | | |
| પંચકન્યા | પ્રીતિ સેનગુપ્તા | ૪૩૦ |
| તાપણું | સિતાંશુ યશશ્ચન્દ્ર | ૪૩૩ |
| અડધો પ્યાલો | સુવર્ણા | ૪૩૪ |
| મથુરા ન જાવ. | લાભશંકર કાનપરિયા | ૪૩૭ |
| વિસ્તરતી સીમાઓ | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૪૩૮ |
| તોયે કાલે. | દેવેન્દ્ર દવે | ૪૩૮ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | | |
| આસ્વાદ નહિ, આહ્લાદ પ્રબોધ પરીખની કવિતા | દિગીશ મહેતા | ૪૪૦ |
| પ્રતિભાવ | મકરન્દ દવે, વિજય પંડ્યા, મેઘનાદ ભટ્ટ ઉમેશ દવે આદિ | ૪૪૨ |
| મી માઝા (હું મારો) ચંદ્રશેખર ગોખલે અનુ. | માધુરી દેશપાંડે | ૪૪૫ |
| અબોલ વિહગ | રાજેન્દ્ર શાહ | પૂ.પા.૩ |
| સ્મૃતિ | રાજેન્દ્ર શાહ | પૂ.પા.૩ |
| હું ! | વીરુ પુરોહિત | પૂ.પા.૩ |
| પત્ર પ્રસાદી કાકાસાહેબ કાલેલકરનો એક પત્ર | | પૂ.પા.૪ |



પ્રકાશક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, સેંટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૮

ઉદ્દેશ કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ-ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ☎ ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- ‘ઉદ્દેશ’ દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- ‘ઉદ્દેશ’ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૧૦૦ વિદેશમાં (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- ‘ઉદ્દેશ’ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨ પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  ‘ઉદ્દેશ’ કાર્યાલય,
  ૨ અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન નં ૭૪૫૨૦૨૭ ૭૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- ‘ઉદ્દેશ’ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર
ડેલિકો જેમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન ૩૮૧૨૩૦ ૭૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨ કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન ૫૩૫૪૫૮૬

ઉદ્દેશ જૂન ૧૯૯૫



सर्वभाषा सरस्वती

# મધુપર્ક

મધુપર્ક એટલે 'મધુ'નો સંસ્પર્શ.

'મધુપર્ક'માં પાંચ દ્રવ્યો હોય છે : દહીં, ઘી, પાણી, મધ અને ખાંડ. આ પાંચેના મિશ્રણથી મધુપર્ક બને છે. દેવપૂજામાં એનો ઉપયોગ થાય છે. ખાસ તો કોઈ વિશિષ્ટ વ્યક્તિનો સત્કાર કરવામાં મધુપર્કનો ઉપયોગ થતો. પુરાણોમાં રાજા, ઋષિ કે કોઈ મહાન વ્યક્તિ પોતાને ત્યાં આવે તો પ્રથમ મધુપર્ક વડે એનું પૂજન કરવામાં આવતું. મધુપર્કની પાછળની મુખ્ય ભાવના અતિથિસત્કારની છે. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે 'અતિથિદેવો ભવ।' અતિથિ એ દેવ સમાન છે. ગોવર્ધનરામ 'સરસ્વતીચંદ્ર'માં યજ્ઞમીમાંસાનું નિરૂપણ કરે છે ત્યારે પણ 'આતિથેય', 'આતિથ્ય' એવા શબ્દપ્રયોગ કરે છે. દા.ત. પુત્ર એ માતાપિતાનો અતિથિ છે વગેરે. આ આતિથ્યભાવના આજના જમાનામાં તો લગભગ લુપ્ત થવા માંડી છે. આપણે ત્યાં કોઈ માણસ આવે તો આપણે આતિથ્યમાં ચાપાણીની વાત કરીએ, ચા-કૉફી ન લેતા હોય તો કશુંક ઠંડું પીણું આપીએ અથવા બહારગામના કે સ્થાનિક અતિથિને ભોજનનું નિમંત્રણ આપીએ. કોઈ વાર હોટેલમાં જમાડવા લઈ જઈએ. આ આધુનિક તરીકો છે. પરંતુ પહેલાંના જમાનામાં તો મધુપર્ક દ્વારા પૂજન-અર્ચન કરીને, આતિથ્યસત્કાર કરવામાં આવતો. આતિથ્યની ભાવના પાછળ એક આદર — લાગણીની સ્નેહાર્દ્રતા હતી. શહેરના ધમાલિયા વાતાવરણમાં એને માટે થોડો અવકાશ છે. અત્યારના ઝડપી યુગમાં ભૌતિકતાની પાછળ આપણે આંધળી દોટ મૂકી છે. સ્નેહ, આદર, મમતા એ તો જાણે કવિતામાં જ રહ્યાં છે. અત્યારે તો કામની જ વાત. કામ પત્યું કે વિદાય. પણ પહેલાં એવું ન હતું.

આજે ભલે મધુપર્ક વડે અતિથિનું પૂજન ન કરીએ પણ આપણા વર્તન દ્વારા, આપણી વાણી દ્વારા તો અતિથિ-અર્ઘ્ય આપી શકીએ છીએ. અરે ! ટેલિફોન ઉપર કોઈ વાત કરે ત્યારે પણ આપણા શબ્દ દ્વારા તે વ્યક્તિનો આદર કરી શકાય છે. કેટલીક વાર માણસો કેવી તોછડાઈથી વાત કરતા હોય છે એનો આપણને અનુભવ છે. વાચાને ઉપનિષદમાં ધેનુની ઉપમા આપવામાં આવી છે. વાણી રૂપી ગાયની ઉપાસના કરવી જોઈએ એમ કહ્યું છે. આ વાગ્ધેનુનાં ચાર આંચળ છે : સ્વાહાકાર, વષટ્કાર, હન્તકાર અને સ્વધાકાર. એમાં હન્તકાર તે મનુષ્યો માટે છે. એનો અર્થ ખોલી આપતાં ઉમાશંકર જોશીએ કહ્યું છે કે, "હન્તકાર એટલે અતિથિને અપાતો અર્ઘ્ય. કોઈ બીજા મનુષ્ય પ્રત્યે આપણે બોલીએ ત્યારે આપણે એને વાગ્-અર્ઘ્ય આપી રહ્યા હોઈએ છીએ, આપણે એનું વાચા દ્વારા આતિથ્ય કરી રહ્યા હોઈએ છીએ, એ સતત આપણા ખ્યાલમાં રહેવું જોઈએ. બોલાતો પ્રત્યેક શબ્દ એટલે એક મનુષ્યાત્માએ કરેલું બીજા મનુષ્યાત્માનું આતિથ્ય. આ આતિથ્યમાં — આ વાચાના વ્યવહારમાં મનુષ્યે એક આખી નવરસની અનોખી સૃષ્ટિ સરજી છે. એ પણ હન્તકારથી સૂચવાય છે. હન્ત એ આશ્ચર્યનો ઉદ્ગાર છે. સૃષ્ટિમાં પ્રતીત થતા આશ્ચર્યનો — અદ્ભુતનો બીજા માનવબંધુ પ્રત્યે ઉદ્ગાર — એમાં નવે રસથી ભરેલી કાવ્યસૃષ્ટિનું મૂળ છે." મધુપર્ક દ્વારા મનુષ્યો પ્રત્યેનો અનર્ગલ પ્રેમ વિકસો એ અભ્યર્થના.

('નવનીત-સમર્પણ'માંથી સાભાર) — રમણલાલ જોશી

વિનોદ મેઘાણી

મહાન ચિત્રકાર વિન્સેન્ટ વાન ગૉગ વિશે સ્વ. શ્રી અરવિન્ગ સ્ટોને લખેલી જીવનકથાત્મક નવલકથા 'લસ્ટ ફૉર લાઇફ' અને એના ગુજરાતી અનુવાદ 'સળગતા સૂરજમુખી' વિશે ત્રીસેક મિનિટ બોલવાની મારી ઇચ્છા છે એ ગાળા દરમ્યાન શ્રી અરવિન્ગ સ્ટોનનો ટૂંકો પરિચય, 'લસ્ટ ફૉર લાઇફ'ના વિચારનો ઉદ્ભવ અને એના સર્જન વિશે થોડી વાત કરીશ છેલ્લે વાન ગૉગના પ્રથમ મહાચિત્રની જન્મપ્રક્રિયાનુ શ્રી સ્ટોને સરજેલુ દર્શન 'સળગતા સૂરજમુખી'ના એક પ્રકરણમાથી ટૂકાવીને વાચી સભળાવીશ.

આ કાર્યક્રમના બીજા ભાગમા વિન્સેન્ટના એકસો પચીસ ચિત્રોની સ્લાઇડોનુ વર્ણન અને સમજૂતી સાથે પ્રોજેક્શન કરીશ.

આખો કાર્યક્રમ બે કલાકમા આટોપી લેવાની નેમ છે

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા સાડત્રીસ વર્ષના ટૂકા આયુષ્યના છેલ્લા દસ જ વર્ષો દરમ્યાન ચીતરેલા ચિત્રો દ્વારા નિસર્ગના રગબેરગોથી અને સૂર્યના પ્રકાશપુજોથી માનવહૃદયોને આજે પણ તરબોળ કરી રહેલ વિન્સેન્ટ વાન ગૉગના કર્મજીવનની ગાથા છે 'લસ્ટ ફૉર લાઇફ ' આ કથા ઉપરથી ફિલ્મો બની છે, એના અનુવાદો દુનિયાની અનેક ભાષાઓમા પ્રગટ થયા છે, નાટકો રચાયા – ભજવાયા છે, 'લસ્ટ ફૉર લાઇફ' નામના નાઇટડ્રેસો ડિઝાઇન થયા છે, એમના ચિત્રોની અનુકૃતિઓ, સ્લાઇડો, અભિનદન પત્રિકાઓ, પિક્ચર પોસ્ટ કાર્ડ એ ચિત્રોની છાપવાળા ગ્લાસ, ટી-શર્ટ અને બ્લાઉઝ, ટોપીઓ અને અગણ્ય વિવિધ સોવેનિયરો બજારોમા વેચાઈ રહ્યા છે

* તા. ૧૪ માર્ચ, '૯૫ના રોજ 'સળગતા સૂરજમુખી'ના સ્લાઇડ શોના કાર્યક્રમમા રજૂ કરેલુ વક્તવ્ય, સુધારાવધારા સાથે.

૧૯૩૪મા પુસ્તક પ્રગટ થયુ ત્યા સુધી વિન્સેન્ટ વાન ગૉગનુ નામ ફક્ત કળાકારો અને કળાવિવેચકોમા જ જાણીતુ હતુ, કારણ યુરોપમા થોડા કળારસિકો એનાથી પરિચિત હતા, પણ આ પુસ્તકે વિન્સેન્ટ વાન ગૉગના નામને પુનિત બનાવીને દુનિયાભરના સાહિત્યના અને કળાના આશિકોની જબાન ઉપર રમતુ કર્યુ હજારેક ચિત્રો અને આઠસોથી વધારે રેખાકનોના ચિતારાની હયાતીમા એક તૈલચિત્ર અને એક રેખાકન વેચી શકાયા હતા. સતત આર્થિક ભીંસને કારણે આવકનો મોટો ભાગ કેન્વાસો અને રગો પાછળ અને દુખિયાને મદદ કરવામા ખરચી નાખનાર વિન્સેન્ટ પોતે આ કારણે પોષક ખોરાકથી વચિત રહ્યા અનેક રોગોના ભોગ બનીને ૧૮૮૦મા સાડત્રીસ વર્ષની વયે ગામતરુ કરી જનાર વિન્સેન્ટનુ એક ચિત્ર 'આઇરિસિઝ' (Irises) ૧૯૮૫મા સાડાપાચ કરોડ ડૉલરની કિંમતે વેચાયુ અને એ જ ચિત્ર ૧૯૯૦મા વિન્સેન્ટની ચિરવિદાય પછી બરાબર સો વર્ષે, ફરી એક વાર વેચાયુ ત્યારે એની મબલક કિમત જાહેર નહોતી કરવામા આવી.

કરોડો આખો એમના ચિત્રોના દર્શન કરી ચૂકી છે ટોકિયો, વાનકૂવર, સાનફ્રાન્સિસ્કો, લડન, પૅરિસ, આમ્સ્ટરડામ, હેગ, ઝ્યુરિક અને મ્યૂનિકમા અનેક મ્યુઝિયમોમા લાખો આખો આજે પણ એમના ચિત્રોનુ દૃષ્ટિપાન કરીને ધન્યતા અનુભવી રહી છે એમના મોટા ભાગના ચિત્રો આમ્સ્ટરડામમા વાન ગૉગ મ્યુઝિયમમા અને મધ્ય હૉલૅન્ડમા ઓટરલો નેશનલ પાર્કમાના ક્રોલર મ્યુઝિયમમા કાયમી સ્તરે પ્રદર્શિત કરવાની અને એની જાળવણીની વ્યવસ્થા વાન ગૉગ ફાઉન્ડેશને કરી છે દુનિયાભરના સમૃદ્ધજનોના અગત ચિત્રખજાનાઓમા પણ ઘણા ચિત્રો સઘરાયા છે પારદર્શક પ્રમાણિકતા, સત્ય માટેની અચલ નિષ્ઠા અને સરળ નિર્દોષતાથી તગતગતી બે નાની ભૂરી આખોમાથી વહેલી

સરવાણીઓ સમાં આ ચિત્રો વિન્સેન્ટના માલિક અને ઇન્સાન પ્રત્યેના પ્યારનાં પરાવર્તનો છે. મારા-તમારા જેવા અગણ્ય વાચકો-પ્રેક્ષકોના સ્વભાવો અને સંસ્કારોમાં નવી ભાત પાડીને એમનાં અને એમનાં સંતાનોનાં અંતર એ ચિત્રો અજવાળતાં રહેશે. વિશ્વસંસ્કૃતિ અને માનવજીવન ઉપર નિરંતર મહાપ્રભાવ પાડતા રહેવાનું પુણ્ય કમાઈ શકનારી આવી ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિ તે 'લસ્ટ ફોર લાઇફ'.

આ ચિરંતન સર્જનના કર્તા છે શ્રી અરવિન્ગ સ્ટોન. જીવનકથાત્મક નવલકથાની લેખનશૈલીના પ્રણેતા અને નિષ્ણાત સંયોજક શ્રી સ્ટોન પરિશ્રમી સંશોધક અને કુશળ કલ્પનાશીલ સાક્ષર છે. ઐતિહાસિક સત્યને આંચ ન આવે એવી રીતે, લેખક જૅક લંડન, શિલ્પી માઇકેલૅન્જેલો, માનસશાસ્ત્રી સિગમંડ ફ્રોઇડ અને ચિત્રકાર વાન ગૉગ જેવા અનેક મહામાનવોને કલમના નજાકતભર્યા સ્પર્શે ચિરનિદ્રામાંથી જગાડીને મુદ્રિત પાનાં ઉપર વાર્તારૂપે એમણે સજીવન કર્યા છે.

અરવિન્ગ ટેનેનબોમનો જન્મ સાનફ્રાન્સિસ્કોમાં ૧૯૦૩માં થયો. એમની સાત વર્ષની વયે માબાપે છૂટાછેડા લીધા અને બાળક અરવિન્ગ દાદીમા સાથે રહેવા ગયો. નવ વર્ષની કૂણી વયે એ બાળકે નવલિકાલેખન ઉપર હાથ અજમાવ્યો, અને દસમે વર્ષે જૅક લંડનની આત્મકથાત્મક નવલકથા વાંચી કાઢી. માતાએ ફરી વાર લગ્ન કર્યાં ત્યારે નવા પિતાની અટક ધારણ કરીને અરવિન્ગ મા પાસે પાછો આવી ગયો. ધંધામાં નિષ્ફળ મા-બાપને આર્થિક ટેકો આપવા વિદ્યાર્થી અરવિન્ગે શાળા પછીના કલાકોમાં અને ઉનાળાની રજામાં નોકરીઓ કરવા માંડી. એના અંગ્રેજીના શિક્ષકે અરવિન્ગનું તેજ પારખ્યું. શાળાના વર્ગો સિવાયના સમયમાં અરવિન્ગને ઘડીની પણ નવરાશ નહોતી મળતી એ જાણી ગયેલા શિક્ષકે અરવિન્ગ વર્ગમાં પાઠો કરવાને બદલે શાંતિથી વાર્તાલેખન ઉપર એકાગ્ર થઈ શકે એ માટે એને છેલ્લી પાટલી ઉપર બેસવાની વ્યવસ્થા કરી આપી.

શાળાનો અભ્યાસ પૂરો થયો. ૧૯૨૦માં બર્કલીસ્થિત કૅલિફૉર્નિયા યુનિવર્સિટીમાં એ દાખલ થયા ત્યારે માતા પૉલિન એમને તબીબ બનાવવા ઇચ્છતાં હતાં. જીવન ઉપર બુનિયાદી અને સર્જકતાપ્રેરક પ્રભાવ પાડી રહેલી માતાની ઇચ્છા જુદી હોવા છતાં શ્રી સ્ટોનની લેખક બનવાની ઝંખના અતિતીવ્ર હતી. આખરે બાંધછોડ કરીને એમણે વકીલાતનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું. પૉલિટિકલ સાયન્સના અભ્યાસનાં આરંભનાં વર્ષોમાં એમની શોખની પ્રવૃત્તિઓ હતી બૉક્સિંગ અને ચર્ચાઓ. ઇબ્સન અને બર્નાર્ડ શૉથી પ્રભાવિત અરવિન્ગને પછી નાટકો લખવાનો નાદ લાગ્યો અને એકાંકી લેખનની એક હરીફાઈમાં એમણે પહેલું ઇનામ મેળવ્યું. આ દરમ્યાન નિર્વાહ માટે કમાવા નૃત્યમહેફિલોમાં એ સૅક્સોફોન બજાવતા રહ્યા.

એમ.એ. પછી ડૉક્ટરેટના અભ્યાસમાં બે વરસ ગાળવા છતાં થીસિસ લખવાનું એ ટાળતા રહ્યા. નાટ્યલેખન ઉપર શક્તિઓ કેન્દ્રિત કરવા ૧૯૨૬ના જૂનમાં જહાજે ચડીને એમણે ફ્રાન્સ ભણી પ્રયાણ કર્યું. નાટકો લખતાં લખતાં પૅરિસમાં વરસ વીતી ગયું. એવામાં એક દિવસ એક મિત્રના અતિઆગ્રહને નકારી ન શક્યા એથી પૅરિસની રોઝેનબર્ગ ગૅલરીમાં વિન્સેન્ટ વાન ગૉગનાં ચિત્રોનું પ્રદર્શન જોવા અનિચ્છા છતાં જવાની એમને ફરજ પડી. શ્રી સ્ટોનના શબ્દો સાંભળીએ :

પચાસેક ઝળહળતાં કૅન્વાસ જોઈને મેં જે અનુભવ્યું તેવું કંઈ મેં પહેલાં ક્યારેય નહોતું અનુભવ્યું. હું મૂઢ બનીને ઊભો જ રહી ગયો. વિચારવાની કે શ્વાસ લેવાની શક્તિ ઓસરી ગઈ. બે મિનિટ ઊભો હોઈશ કે વીસ મિનિટ એનું મને ભાન ન રહ્યું. આખરે પ્રયત્નપૂર્વક મારી જાતને મેં એ નજરબંધીમાંથી છોડાવી. મને થયું : આટલે ઊંડે મને સ્પર્શી જનાર, આખું જીવન હું અંધ રહ્યો એવી ઊર્મિથી મને સભાન કરી દેનાર એવો તે આ કોણ પુરુષ હતો !

મારા જીવનની એ સૌથી ભવ્ય અનુભૂતિ હતી. ચિત્રો જોઈને સીકંપતાંવેંત મને ભાન થયું કે વાન ગૉગ વિશે મારે વધારે જાણવું જ પડશે. ફ્રેન્ચમાં

# સળગતાં સૂરજમુખી*

વિનોદ મેઘાણી

મહાન ચિત્રકાર વિન્સેન્ટ વાન ગૉગ વિશે સ્વ. શ્રી અરવિન્ગ સ્ટોને લખેલી જીવનકથાત્મક નવલકથા 'લસ્ટ ફોર લાઇફ' અને એના ગુજરાતી અનુવાદ 'સળગતા સૂરજમુખી' વિશે ત્રીસેક મિનિટ બોલવાની મારી ઇચ્છા છે એ ગાળા દરમ્યાન શ્રી અરવિન્ગ સ્ટોનનો ટૂંકો પરિચય, 'લસ્ટ ફોર લાઇફ'ના વિચારનો ઉદ્ભવ અને એના સર્જન વિશે થોડી વાત કરીશ. છેલ્લે વાન ગૉગના પ્રથમ મહાચિત્રની જન્મપ્રક્રિયાનુ શ્રી સ્ટોને સરજેલુ દર્શન સળગતા સૂરજમુખી ના એક પ્રકરણમાંથી ટૂકાવીને વાચી સભળાવીશ.

આ કાર્યક્રમના બીજા ભાગમા વિન્સેન્ટના એકસો પચીસ ચિત્રોની સ્લાઇડોનુ વર્ણન અને સમજૂતી સાથે પ્રોજેક્શન કરીશ.

આખો કાર્યક્રમ બે કલાકમા આટોપી લેવાની નેમ છે

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા સાડત્રીસ વર્ષના ટૂંકા આયુષ્યના છેલ્લા દસ જ વર્ષો દરમ્યાન ચીતરેલા ચિત્રો દ્વારા નિસર્ગના રગબેરગોથી અને સૂર્યના પ્રકાશપુજોથી માનવહૃદયોને આજે પણ તરબોળ કરી રહેલ વિન્સેન્ટ વાન ગૉગના કર્મજીવનની ગાથા છે 'લસ્ટ ફોર લાઇફ ' આ કથા ઉપરથી ફિલ્મો બની છે, એના અનુવાદો દુનિયાની અનેક ભાષાઓમા પ્રગટ થયા છે, નાટકો રચાયા – ભજવાયા છે, 'લસ્ટ ફોર લાઇફ' નામના નાઇટડ્રેસો રિઝાઇન થયા છે એમના ચિત્રોની અનુકૃતિઓ, સ્લાઇડો, અભિનદન પત્રિકાઓ, પિકચર પોસ્ટ કાર્ડ, એ ચિત્રોની છાપવાળા ગ્લાસ, ટી શર્ટ અને બ્લાઉઝ, ટોપીઓ અને અગણ્ય વિવિધ સોવેનિયરો બજારોમા વેચાઈ રહ્યા છે

* તા. ૧૪ માર્ચ, ૯૫ના રોજ 'સળગતા સૂરજમુખી'ના સ્લાઇડ શોના કાર્યક્રમમા રજૂ કરેલુ વક્તવ્ય, સુધારાવધારા સાથે.

૧૯૩૪મા પુસ્તક પ્રગટ થયુ ત્યા સુધી વિન્સેન્ટ વાન ગૉગનુ નામ ફક્ત કળાકારો અને કળાવિવેચકોમા જ જાણીતુ હતુ, કારણ યુરોપમા થોડા કળારસિકો એનાથી પરિચિત હતા, પણ આ પુસ્તકે વિન્સેન્ટ વાન ગૉગના નામને પુનિત બનાવીને દુનિયાભરના સાહિત્યના અને કળાના આશિકોની જબાન ઉપર રમતુ કર્યુ. હજારેક ચિત્રો અને આઠસોથી વધારે રેખાકનોના ચિતારાની હયાતીમા એક તૈલચિત્ર અને એક રેખાકન વેચી શકાયા હતા. સતત આર્થિક ભીંસને કારણે આવકનો મોટો ભાગ કેન્વાસો અને રગો પાછળ અને દુખિયાને મદદ કરવામા ખરચી નાખનાર વિન્સેન્ટ પોતે આ કારણે પોષક ખોરાકથી વચિત રહ્યા. અનેક રોગોના ભોગ બનીને ૧૮૯૦મા સાડત્રીસ વર્ષની વયે આમતરુ કરી જનાર વિન્સેન્ટનુ એક ચિત્ર 'આઇરિસિઝ' (Irises) ૧૯૮૫મા સાડાપાચ કરોડ ડૉલરની કિંમતે વેચાયુ અને એ જ ચિત્ર ૧૯૯૦મા વિન્સેન્ટની ચિરવિદાય પછી બરાબર સો વર્ષે, ફરી એક વાર વેચાયુ ત્યારે એની મબલક કિંમત જાહેર નહોતી કરવામા આવી.

કરોડો આખો એમના ચિત્રોના દર્શન કરી ચૂકી છે ટોકિયો, વાનકૂવર, સાનફ્રાન્સિસ્કો, લડન, પેરિસ, આમ્સ્ટરડામ, હેગ, ઝ્યુરિક અને મ્યૂનિકમા અનેક મ્યુઝિયમોમા લાખો આખો આજ પણ એમના ચિત્રોનુ દષ્ટિપાન કરીને ધન્યતા અનુભવી રહી છે એમના મોટા ભાગના ચિત્રો આમ્સ્ટરડામમા વાન ગૉગ મ્યુઝિયમમા અને મધ્ય હૉલાન્ડમા ઓટરલો નેશનલ પાર્કમાના ક્રોલર મ્યુઝિયમમા કાયમી સ્તરે પ્રદર્શિત કરવાની અને એની જાળવણીની વ્યવસ્થા વાન ગૉગ ફાઉન્ડેશને કરી છે દુનિયાભરના સમૃદ્ધજનોના અગત ચિત્રખજાનાઓમા પણ ઘણા ચિત્રો સઘરાયા છે પારદર્શક પ્રમાણિકતા સત્ય માટેની અચલ નિષ્ઠા અને સરળ નિર્દોષતાથી તગતગતી બે નાની ભૂરી આખોમાથી વહેલી

સરવાણીઓ સમાં આ ચિત્રો વિન્સેન્ટના માલિક અને ઇન્સાન પ્રત્યેના પ્યારનાં પરાવર્તનો છે. મારા-તમારા જેવા અગણ્ય વાચકો-પ્રેક્ષકોના સ્વભાવો અને સંસ્કારોમાં નવી ભાત પાડીને એમનાં અને એમનાં સંતાનોનાં અંતર એ ચિત્રો અજવાળતાં રહેશે. વિશ્વસંસ્કૃતિ અને માનવજીવન ઉપર નિરંતર મહાપ્રભાવ પાડતા રહેવાનું પુણ્ય કમાઈ શકનારી આવી ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિ તે 'લસ્ટ ફૉર લાઇફ'.

આ ચિરંતન સર્જનના કર્તા છે શ્રી અરવિન્ગ સ્ટોન. જીવનકથાત્મક નવલકથાની લેખનશૈલીના પ્રણેતા અને નિષ્ણાત સંયોજક શ્રી સ્ટોન પરિશ્રમી સંશોધક અને કુશળ કલ્પનાશીલ સાક્ષર છે. ઐતિહાસિક સત્યને આંચ ન આવે એવી રીતે, લેખક જેક લંડન, શિલ્પી માઇકેલેન્જેલો, માનસશાસ્ત્રી સિગ્મંડ ફ્રોઇડ અને ચિત્રકાર વાન ગૉગ જેવા અનેક મહામાનવોને કલમના નજાકતભર્યા સ્પર્શે ચિરનિદ્રામાંથી જગાડીને મુદ્રિત પાનાં ઉપર વાર્તારૂપે એમણે સજીવન કર્યા છે.

અરવિન્ગ ટેનેનબોમનો જન્મ સાનફ્રાન્સિસ્કોમાં ૧૯૦૩માં થયો. એમની સાત વર્ષની વયે માબાપે છૂટાછેડા લીધા અને બાળક અરવિન્ગ દાદીમા સાથે રહેવા ગયો. નવ વર્ષની કૂણી વયે એ બાળકે નવલિકાલેખન ઉપર હાથ અજમાવ્યો, અને દસમે વર્ષે જેક લંડનની આત્મકથાત્મક નવલકથા વાંચી કાઢી. માતાએ ફરી વાર લગ્ન કર્યાં ત્યારે નવા પિતાની અટક ધારણ કરીને અરવિન્ગ મા પાસે પાછો આવી ગયો. ધંધામાં નિષ્ફળ મા-બાપને આર્થિક ટેકો આપવા વિદ્યાર્થી અરવિન્ગે શાળા પછીના કલાકોમાં અને ઉનાળાની રજામાં નોકરીઓ કરવા માંડી. એના અંગ્રેજીના શિક્ષકે અરવિન્ગનું તેજ પારખ્યું. શાળાના વર્ગો સિવાયના સમયમાં અરવિન્ગને ઘડીની પણ નવરાશ નહોતી મળતી એ જાણી ગયેલા શિક્ષકે અરવિન્ગ વર્ગમાં પાઠો કરવાને બદલે શાંતિથી વાર્તાલેખન ઉપર એકાગ્ર થઈ શકે એ માટે એને છેલ્લી પાટલી ઉપર બેસવાની વ્યવસ્થા કરી આપી.

શાળાનો અભ્યાસ પૂરો થયો: ૧૯૨૦માં બર્કલીસ્થિત કેલિફૉર્નિયા યુનિવર્સિટીમાં એ દાખલ થયા ત્યારે માતા પૉલિન એમને તબીબ બનાવવા ઇચ્છતાં હતાં. જીવન ઉપર બુનિયાદી અને સર્જકતાપ્રેરક પ્રભાવ પાડી રહેલી માતાની ઇચ્છા જુદી હોવા છતાં શ્રી સ્ટોનની લેખક બનવાની ઝંખના અતિતીવ્ર હતી. આખરે બાંધછોડ કરીને એમણે વકીલાતનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું. પૉલિટિકલ સાયન્સના અભ્યાસનાં આરંભનાં વર્ષોમાં એમની શોખની પ્રવૃત્તિઓ હતી બૉક્સિંગ અને ચર્ચાઓ. ઇબ્સન અને બર્નાર્ડ શૉથી પ્રભાવિત અરવિન્ગને પછી નાટકો લખવાનો નાદ લાગ્યો અને એકાંકી લેખનની એક હરીફાઈમાં એમણે પહેલું ઇનામ મેળવ્યું. આ દરમ્યાન નિર્વાહ માટે કમાવા નૃત્યમહેફિલોમાં એ સેક્સોફોન બજાવતા રહ્યા.

એમ.એ. પછી ડૉક્ટરેટના અભ્યાસમાં બે વરસ ગાળવા છતાં થીસિસ લખવાનું એ ટાળતા રહ્યા. નાટ્યલેખન ઉપર શક્તિઓ કેન્દ્રિત કરવા ૧૯૨૬ના જૂનમાં જહાજે ચડીને એમણે ફ્રાન્સ ભણી પ્રયાણ કર્યું. નાટકો લખતાં લખતાં પૅરિસમાં વરસ વીતી ગયું. એવામાં એક દિવસ એક મિત્રના અતિઆગ્રહને નકારી ન શક્યા એથી પૅરિસની રોઝેનબર્ગ ગેલરીમાં વિન્સેન્ટ વાન ગૉગનાં ચિત્રોનું પ્રદર્શન જોવા અનિચ્છા છતાં જવાની એમને ફરજ પડી. શ્રી સ્ટોનના શબ્દો સાંભળીએ :

'પચાસેક ઝળહળતાં કેન્વાસ જોઈને મેં જે અનુભવ્યું તેવું કંઈ મેં પહેલાં ક્યારેય નહોતું અનુભવ્યું. હું મૂઢ બનીને ઊભો જ રહી ગયો. વિચારવાની કે શ્વાસ લેવાની શક્તિ ઓસરી ગઈ. બે મિનિટ ઊભો હોઈશ કે વીસ મિનિટ એનું મને ભાન ન રહ્યું. આખરે પ્રયત્નપૂર્વક મારી જાતને મેં એ નજરબંધીમાંથી છોડાવી. મને થયું : આટલે ઊંડે મને સ્પર્શી જનાર, આખું જીવન હું અંધ રહ્યો એવી ઊર્મિથી મને સભાન કરી દેનાર એવો તે આ કોણ પુરુષ હતો !

'મારા જીવનની એ સૌથી ભવ્ય અનુભૂતિ હતી. ચિત્રો જોઈને નીકળતાંવેંત મને ભાન થયું કે વાન ગૉગ વિશે મારે વધારે જાણવું જ પડશે. ફ્રેન્ચમાં

# સળગતાં સૂરજમુખી*

વિનોદ મેઘાણી

મહાન ચિત્રકાર વિન્સેન્ટ વાન ગોગ વિશે સ્વ. શ્રી અરવિન્ગ સ્ટોને લખેલી જીવનકથાત્મક નવલકથા 'લસ્ટ ફોર લાઇફ' અને એના ગુજરાતી અનુવાદ 'સળગતા સૂરજમુખી' વિશે ત્રીસેક મિનિટ બોલવાની મારી ઇચ્છા છે એ ગાળા દરમ્યાન શ્રી અરવિન્ગ સ્ટોનનો ટૂકો પરિચય, 'લસ્ટ ફોર લાઇફ'ના વિચારનો ઉદ્ભવ અને એના સર્જન વિશે થોડી વાત કરીશ. છેલ્લે વાન ગોગના પ્રથમ મહાચિત્રની જન્મપ્રક્રિયાનુ શ્રી સ્ટોને સરજેલુ દર્શન 'સળગતા સૂરજમુખી'ના એક પ્રકરણમાથી ટૂકાવીને વાચી સભળાવીશ.

આ કાર્યક્રમના બીજા ભાગમા વિન્સેન્ટના એકસો પચીસ ચિત્રોની સ્લાઇડોનુ વર્ણન અને સમજૂતી સાથે પ્રોજેક્શન કરીશ.

આખો કાર્યક્રમ બે કલાકમા આટોપી લેવાની નેમ છે

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા સાડત્રીસ વર્ષના ટૂકા આયુષ્યના છેલ્લા દસ જ વર્ષો દરમ્યાન ચીતરેલા ચિત્રો દ્વારા નિસર્ગના રગબેરગોથી અને સૂર્યના પ્રકાશપુજોથી માનવહૃદયોને આજ પણ તરબોળ કરી રહેલ વિન્સેન્ટ વાન ગોગના કર્મજીવનની ગાથા છે 'લસ્ટ ફોર લાઇફ ' આ કથા ઉપરથી ફિલ્મો બની છે, એના અનુવાદો દુનિયાની અનેક ભાષાઓમા પ્રગટ થયા છે નાટકો રચાયા – ભજવાયા છે લસ્ટ ફોર લાઇફ' નામના નાઇટડ્રેસો ડિઝાઇન થયા છે, એમના ચિત્રોની અનુકૃતિઓ, સ્લાઇડો, અભિનદન પત્રિકાઓ, પિક્ચર પોસ્ટ કાર્ડ, એ ચિત્રોની છાપવાળા ગ્લાસ, ટી શર્ટ અને બ્લાઉઝ, ટોપીઓ અને અગણ્ય વિવિધ સોવેનિયરો બજારોમા વેચાઈ રહ્યા છે

* તા. ૧૪ માર્ચ, ૮૫ના રોજ 'સળગતા સૂરજમુખી'ના સ્લાઇડ શોના કાર્યક્રમમા રજૂ કરેલુ વક્તવ્ય, સુધારાવધારા સાથે.

૧૮૩૪મા પુસ્તક પ્રગટ થયુ ત્યા સુધી વિન્સેન્ટ વાન ગોગનુ નામ ફક્ત કળાકારો અને કળાવિવેચકોમા જ જાણીતુ હતુ, કારણ યુરોપમા થોડા કળારસિકો એનાથી પરિચિત હતા, પણ આ પુસ્તકે વિન્સેન્ટ વાન ગોગના નામને પુનિત બનાવીને દુનિયાભરના સાહિત્યના અને કળાના આશિકોની જબાન ઉપર રમતુ કર્યુ હજારેક ચિત્રો અને આઠસોથી વધારે રેખાકનોના ચિનારાની હયાતીમા એક તૈલચિત્ર અને એક રેખાકન વેચી શકાયા હતા. સતત આર્થિક ભીંસને કારણે આવકનો મોટો ભાગ કેન્વાસો અને રગો પાછળ અને દુખિયાંને મદદ કરવામા ખરચી નાખનાર વિન્સેન્ટ પોતે આ કારણે પોષક ખોરાકથી વચિત રહ્યા અનેક રોગોના ભોગ બનીને ૧૮૮૦મા સાડત્રીસ વર્ષની વયે ગામતરુ કરી જનાર વિન્સેન્ટનુ એક ચિત્ર 'આઇરિસિઝ' (Irises) ૧૯૮૫મા સાડાપાચ કરોડ ડોલરની કિંમતે વેચાયુ અને એ જ ચિત્ર ૧૮૯૦મા વિન્સેન્ટની ચિરવિદાય પછી બરાબર સો વર્ષે, ફરી એક વાર વેચાયુ ત્યારે એની મબલક કિમત જાહેર નહોતી કરવામા આવી.

કરોડો આખો એમના ચિત્રોના દર્શન કરી ચૂકી છે ટોકિયો, વાનકૂવર, સાનફ્રાન્સિસ્કો, લડન, પૅરિસ, આમ્સ્ટરડામ, હેગ, ઝ્યુરિક અને મ્યૂનિકમા અનેક મ્યુઝિયમોમા લાખો આખો આજ પણ એમના ચિત્રોનુ દષ્ટિપાન કરીને ધન્યતા અનુભવી રહી છે એમના મોટા ભાગના ચિત્રો આમ્સ્ટરડામમા વાન ગોગ મ્યુઝિયમમા અને મધ્ય હોલાન્ડમા ઓટરલો નેશનલ પાર્કમાના ક્રોલર મ્યુઝિયમમા કાયમી સ્તરે પ્રદર્શિત કરવાની અને એની જાળવણીની વ્યવસ્થા વાન ગોગ ફાઉન્ડેશને કરી છે દુનિયાભરના સમૃદ્ધજનોના અગત ચિત્રખજાનાઓમા પણ ઘણા ચિત્રો સઘરાયા છે પારદર્શક પ્રમાણિકતા સત્ય માટેની અચલ નિષ્ઠા અને સરળ નિર્દોષતાથી તગતગતી બે નાની ભૂરી આખોમાથી વહેલી

સરવાણીઓ સમાં આ ચિત્રો વિન્સેન્ટના માલિક અને ઇન્સાન પ્રત્યેના પ્યારનાં પરાવર્તનો છે. મારા-તમારા જેવા અગણ્ય વાચકો-પ્રેક્ષકોના સ્વભાવો અને સંસ્કારોમાં નવી ભાત પાડીને એમનાં અને એમનાં સંતાનોનાં અંતર એ ચિત્રો અજવાળતાં રહેશે. વિશ્વસંસ્કૃતિ અને માનવજીવન ઉપર નિરંતર મહાપ્રભાવ પાડતા રહેવાનું પુણ્ય કમાઈ શકનારી આવી ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિ તે 'લસ્ટ ફોર લાઇફ'.

આ ચિરંતન સર્જનના કર્તા છે શ્રી અરવિન્ગ સ્ટોન. જીવનકથાત્મક નવલકથાની લેખનશૈલીના પ્રણેતા અને નિષ્ણાત સંયોજક શ્રી સ્ટોન પરિશ્રમી સંશોધક અને કુશળ કલ્પનાશીલ સાક્ષર છે. ઐતિહાસિક સત્યને આંચ ન આવે એવી રીતે, લેખક જેક લંડન, શિલ્પી માઇકેલેન્જેલો, માનસશાસ્ત્રી સિગમંડ ફ્રોઇડ અને ચિત્રકાર વાન ગોગ જેવા અનેક મહામાનવોને કલમના નજાકતભર્યા સ્પર્શે ચિરનિદ્રામાંથી જગાડીને મુદ્રિત પાનાં ઉપર વાર્તારૂપે એમણે સજીવન કર્યા છે.

અરવિન્ગ ટેનેનબોમનો જન્મ સાનફ્રાન્સિસ્કોમાં ૧૯૦૩માં થયો. એમની સાત વર્ષની વયે માબાપે છૂટાછેડા લીધા અને બાળક અરવિન્ગ દાદીમા સાથે રહેવા ગયો. નવ વર્ષની કૂણી વયે એ બાળકે નવલિકાલેખન ઉપર હાથ અજમાવ્યો, અને દસમે વર્ષે જેક લંડનની આત્મકથાત્મક નવલકથા વાંચી કાઢી. માતાએ ફરી વાર લગ્ન કર્યાં ત્યારે નવા પિતાની અટક ધારણ કરીને અરવિન્ગ મા પાસે પાછો આવી ગયો. ધંધામાં નિષ્ફળ મા-બાપને આર્થિક ટેકો આપવા વિદ્યાર્થી અરવિન્ગે શાળા પછીના કલાકોમાં અને ઉનાળાની રજામાં નોકરીઓ કરવા માંડી. એના અંગ્રેજીના શિક્ષકે અરવિન્ગનું તેજ પારખ્યું. શાળાના વર્ગો સિવાયના સમયમાં અરવિન્ગને ઘડીની પણ નવરાશ નહોતી મળતી એ જાણી ગયેલા શિક્ષકે અરવિન્ગ વર્ગમાં પાઠો કરવાને બદલે શાંતિથી વાર્તાલેખન ઉપર એકાગ્ર થઈ શકે એ માટે એને છેલ્લી પાટલી ઉપર બેસવાની વ્યવસ્થા કરી આપી.

શાળાનો અભ્યાસ પૂરો થયો. ૧૯૨૦માં બર્કલીસ્થિત કેલિફોર્નિયા યુનિવર્સિટીમાં એ દાખલ થયા ત્યારે માતા પોલિન એમને તબીબ બનાવવા ઇચ્છતાં હતાં. જીવન ઉપર બુનિયાદી અને સર્જકતાપ્રેરક પ્રભાવ પાડી રહેલી માતાની ઇચ્છા જુદી હોવા છતાં શ્રી સ્ટોનની લેખક બનવાની ઝંખના અતિતીવ્ર હતી. આખરે બાંધછોડ કરીને એમણે વકીલાતનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું. પોલિટિકલ સાયન્સના અભ્યાસનાં આરંભનાં વર્ષોમાં એમની શોખની પ્રવૃત્તિઓ હતી બૉક્સિંગ અને ચર્ચાઓ. ઇબ્સન અને બર્નાર્ડ શૉથી પ્રભાવિત અરવિન્ગને પછી નાટકો લખવાનો નાદ લાગ્યો અને એકાંકી લેખનની એક હરીફાઈમાં એમણે પહેલું ઇનામ મેળવ્યું. આ દરમ્યાન નિર્વાહ માટે કમાવા નૃત્યમહેફિલોમાં એ સેક્સોફોન બજાવતા રહ્યા.

એમ.એ. પછી ડૉક્ટરેટના અભ્યાસમાં બે વરસ ગાળવા છતાં થીસિસ લખવાનું એ ટાળતા રહ્યા. નાટ્યલેખન ઉપર શક્તિઓ કેન્દ્રિત કરવા ૧૯૨૬ના જૂનમાં જહાજે ચડીને એમણે ફ્રાન્સ ભણી પ્રયાણ કર્યું. નાટકો લખતાં લખતાં પૅરિસમાં વરસ વીતી ગયું. એવામાં એક દિવસ એક મિત્રના અતિઆગ્રહને નકારી ન શક્યા એથી પૅરિસની રોઝેનબર્ગ ગૅલરીમાં વિન્સેન્ટ વાન ગૉગનાં ચિત્રોનું પ્રદર્શન જોવા અનિચ્છા છતાં જવાની એમને ફરજ પડી. શ્રી સ્ટોનના શબ્દો સાંભળીએ :

'પચાસેક ઝળહળતાં કૅન્વાસ જોઈને મેં જે અનુભવ્યું તેવું કંઈ મેં પહેલાં ક્યારેય નહોતું અનુભવ્યું. હું મૂઢ બનીને ઊભો જ રહી ગયો. વિચારવાની કે શ્વાસ લેવાની શક્તિ ઓસરી ગઈ. બે મિનિટ ઊભો હોઈશ કે વીસ મિનિટ એનું મને ભાન ન રહ્યું. આખરે પ્રયત્નપૂર્વક મારી જાતને મેં એ નજરબંધીમાંથી છોડાવી. મને થયું : આટલે ઊંડે મને સ્પર્શી જનાર, આખું જીવન હું અંધ રહ્યો એવી ઊર્મિથી મને સભાન કરી દેનાર એવો તે આ કોણ પુરુષ હતો !

'મારા જીવનની એ સૌથી ભવ્ય અનુભૂતિ હતી. ચિત્રો જોઈને કીંકર્તવ્યતાંવેત મને ભાન થયું કે વાન ગૉગ વિશે મારે વધારે જાણવું જ પડશે. ફ્રેન્ચમાં

લખાયેલા રઝ્ઝાખડ્યા ચોપાનિયા, મેયરગ્રાએફે લખેલી જીવનકથા અને ડચ જર્મનમા બીજુ થોડુ પ્રાપ્ય હતુ તે મે વાચ્યુ. વાન ગોગ વિશે લખવાની ખ્વાહેશ હજી મારા મનમા જાગી નહોતી પણ ન્યૂયોર્ક પાછો આવ્યો પછી મારા લખેલા નાટકો પ્રકાશકો સ્વીકારતા નહોતા એ ઉપરથી મને લાગ્યુ કે નાટ્યલેખન દરમ્યાન પણ વિન્સેન્ટ વાન ગોગની વાત મારા મગજમાથી બીજા બધા વિચારોને બહાર ધકેલી રહી હતી.'

આમ શ્રી સ્ટોનના મનમા રોપાયુ જીવનકથાત્મક નવલકથાલેખનનુ બીજ.

વિન્સેન્ટથી ચાર વર્ષ નાનો ભાઈ થિયો એનો બાળપણનો અને કિશોર વયનો ગોઠિયો પણ હતો. હૉલાન્ડના હરિયાળા ખેતરોમા પવનચક્કીઓ પાસે થઈને પતગિયા પાછળ દોટ મૂકતા મોટા ભાઈ વિન્સેન્ટની આગળીએ વળગીને થિયો પણ ઠેસો ખાતો પડતો આખડતો હસતો ને રડતો પાછળ પાછળ ઘસડાતો ભમતો રહેતો. સોળ વર્ષનો વિન્સેન્ટ એક દિવસ હેગની એક આર્ટ ગેલરીમા એપ્રેન્ટિસ તરીકે જોડાયો. ત્યા કાર્યદક્ષ સાબિત થવા છતા બિરાદરી કે દોસ્તી એ ન જમાવી શક્યો. આવી એકલતા નિવારવા એણે થિયો ઉપર પત્રો લખવા શરૂ કર્યા આ પત્રવ્યવહાર ફાલ્યો અને જીવનભર ચાલુ રહ્યો. બધુપ્રેમની આ ઘટના લગભગ બેમિસાલ છે થિયોએ મોટા ભાઈ ઉપર તન, મન, ધન ન્યોછાવર કર્યા, પોતાનો સર્વસ્વ પ્રેમ એને સમર્પિત કર્યો, એની સર્જનશક્તિમા અચલ શ્રદ્ધા રાખીને એના સર્જનયજ્ઞમા પોતાનુ સ્વત્વ હોમી' દીધુ શુદ્ધ કલાસાધનાનો પથ વિન્સેન્ટ વીસરે ત્યારે ન તો એને મહેણા માર્યા કે ન ફરિયાદ કરી. એની બીમારીમા બીજુ બધુ પડતુ મૂકીને ખડે પગે સારવાર કરી, ત્યારે વેચી શકાતા નહોતા એવા ચિત્રો જીવનના છેલ્લા ચાર વર્ષો દરમ્યાન વિન્સેન્ટ પૂરપાટ વેગે ચીતરવા લાગ્યા'ત્યારે એમને રગો, કેન્વાસ, પીંછીઓ અને ફ્રેઇમો થિયોએ પૂરા પાડ્યે રાખ્યા. વિન્સેન્ટના ચિત્રકળાના અભ્યાસના વર્ષો દરમ્યાન કે એ પ્રેરણાહીન બની જાય એવા દિવસોમા એમનો ગૌરવભગ ન થાય એવી ચીવટ સાથે એમના સકુટુબ નિર્વાહ અને આસવન્તમાકુ માટે પણ પૈસા મહિના પછી મહિના, વર્ષો પછી વર્ષો, થિયો પૂરા પાડ્યે ગયો ચિત્રો ખરીદનારા ગ્રાહકો ન મળતા હોય કે એ પ્રદર્શિત કરવા પણ ગેલરીઓ તૈયાર ન હોય એવા કાળમા એ ચિત્રોને થિયો સઘરતો-રહ્યો. વિન્સેન્ટને શ્વાસે શ્વાસ લેતા, એમના સુખે મલકાઈ ઊઠતા, એમના સતાપે દુખી દુખી થઈ જતા અને સદા એમની ઉપર પ્રેમ ઢોળતા થિયો ઉપર વિન્સેન્ટ ઓળઘોળ હતા. ૧૮૯૯થી મૃત્યુ સુધી વિન્સેન્ટ થિયોને રોજ એક કે ક્યારેક એકથી વધારે પત્ર લખતા રહ્યા અતરની સૂક્ષ્મતમ ઊર્મિઓ, જ્ઞાન અને અનુભૂતિના સાગરમા ડૂબકીઓ મારીને વીણી આણેલા વિચારમોતી, ચીતરાયેલા કે મનમા રમતા અને આકાર લઈ રહેલા ચિત્રોના વર્ણનો, સ્કેચો અને સયોજનો વિન્સેન્ટ આ પત્રો દ્વારા થિયો પાસે રજૂ કરતા રહ્યા વિન્સેન્ટના સદા વ્યગ્ર અને વ્યાકુળ મહાસર્જક અને પ્રખર વિચારક વ્યક્તિત્વનુ, એમની પ્રિયતમ પ્રવૃત્તિ ચિત્રકામનુ, વિચારસઘર્ષોનુ અને સાસારિક વિટબણાઓ સામેના ઘિગાણાઓનુ દસ્તાવેજીકરણ પૂરુ પાડતા આ પત્રોને ગડી કરી કરીને થિયોએ સાચવી રાખ્યા ૧૯૩૦મા થિયોના પત્નીએ આ સત્તરસો જેટલા પત્રોનો અગ્રેજીમા અનુવાદ કરીને ત્રણ ગ્રથોમા પ્રગટ કર્યા. શ્રી અરવિન્ગ સ્ટોનના શબ્દોમા

'ન્યૂયોર્કના સાર્વજનિક પુસ્તકાલયમાં વારવાર જઈને હુ એ પત્રો વાચતો ગયો. હુ માનુ છુ કે વિન્સેન્ટે ચિત્રો દ્વારા કળાક્ષેત્રે કરેલા યોગદાન જેટલુ જ ભવ્ય યોગદાન એ પત્રો દ્વારા સાહિત્યક્ષેત્રે કર્યુ છે

'એ પત્રો હુ વાચતો ગયો તેમ તેમ વિન્સેન્ટના જીવનનુ દળદાર નાટક મારી કલ્પનામા રમવા લાગ્યુ. રાત્રે હુ એકાએક જાગી જવા લાગ્યો અને વિન્સેન્ટ અને થિયો વચ્ચેના સવાદો આપોઆપ રચાવા લાગ્યા. ઊંઘ સાવ ઊડી જવા લાગી સવારે નાટક લખવા બેસુ પણ લખવાનુ શક્ય ન રહ્યુ કારણ કે મારા મનમા વિન્સેન્ટ સાથે સકળાયેલા સ્થાનોના વર્ણનો ઊભરાવા લાગતા એક જ માનવી મારા મન ઉપર

સામ્રાજ્ય જમાવી બેઠો હતો, વિન્સેન્ટ, વિન્સેન્ટ અને વિન્સેન્ટ. નવલકથા લખવા માટે હું હજી નાનો હતો પણ મને ખાતરી થઈ ગઈ કે આ વાત હું નહિ લખું ત્યાં સુધી બીજું કંઈ લખી શકવાનો નહોતો. વાન ગોગની આણ મારે ઓળંગવી જ રહી. વિન્સેન્ટ પ્રત્યેનો મારો સ્નેહ, મારી અણઆવડતને કદાચ હંફાવી શકશે, ઉમંગ અને મમતા કદાચ અપરિપક્વતાને હરાવી શકશે. વાન ગોગની પગદંડીઓ ઉકેલવા મારે પાછા યુરોપ જવું હતું. એ વખતે મારો નિર્વાહ જાસૂસી વાર્તાઓના લેખનથી ચાલતો હતો. પછીના છ દિવસોમાં મેં છ ખૂન કરાવ્યાં અને એમાંની પાંચ વાર્તાઓ હું પ્રકાશકને પકડાવી શક્યો. યુરોપ જવા આવવાનો અને ત્યાં રહેવા માટે રોજના બે ડૉલર લેખે એક વરસનો ખર્ચ એ પુરસ્કારમાંથી નીકળી રહેશે એવું મને લાગ્યું.'

યુરોપમાં એક વરસના વસવાટ દરમ્યાન શ્રી સ્ટોને વિન્સેન્ટે થિયો ઉપર અને બીજાં ઉપર લખેલા પત્રોનો ઝીણવટથી અભ્યાસ કર્યો. અંગ્રેજી, ફ્રેન્ચ, ડચ અને જર્મન ભાષાઓના જ્ઞાતા વિન્સેન્ટની બોલી ઉપર એમણે પકડ મેળવી, વિન્સેન્ટના પોતાના બોલાયેલા શબ્દોની શોધમાં નિકટજનોને અને કુટુંબીજનોને મળવા ઉત્તર યુરોપનાં શહેરો, ગામો અને ગામડાંઓ, શેરીઓ કેડીઓ અને રસ્તાઓ ખૂંદ્યાં. વિન્સેન્ટનાં ચિત્રો કેવી રીતે ઉદ્ભવ્યાં, કેવા સંજોગોમાં ચીતરાયાં અને કેમ સચવાયાં કે ખોવાયાં-ચોરાયાં તેની ઝીણવટભરી માહિતી પત્રોમાંથી, સામયિકોમાંથી અને છાપાંમાંથી ફંફોસી, વિન્સેન્ટનાં નિકટજનો પાસેથી સાંભળી, તારવી અને સંકલિત કરી. આ પુસ્તકનાં ઘણાં પાત્રો, એમના વારસો કે કુટુંબીજનોને મળીને શ્રી સ્ટોને વિગતવાર નોંધો કરી.

એક વર્ષ પછી આ બધી સામગ્રીભરી ટ્રંક ઉપાડીને એ ફ્રાન્સના માર્સેય્ય બંદરના બારામાં આવીને ઊભા તો ખરા પણ ખીસામાં હતા ચાર ડૉલર અને પાંત્રીસ સેન્ટ. અમેરિકા પાછા કેવી રીતે જવું ? બંદરમાં નાંગરેલા એક માલવાહક જહાજ ઉપર ખલાસી તરીકે ભરતી થઈને આટલાંટિકનાં પહાડ જેવડાં મોજાંની થપાટોથી ફેંકાતા અને ડોલતા જહાજનો તૂતક કાતિલ ઠંડીમાં સવારે પાંચ વાગ્યે ઊઠીને ઘસતાં-ધોતાં, બરડો ફાટી જાય ત્યાં સુધી હથોડાથી તૂતકનો કાટ ભાંગતાં અને તોતિંગ દોરડાં ખેંચતાં એ ન્યૂયોર્ક પહોંચ્યા.

ખીસાં ખાલીખમ હતાં. બે જાસૂસી નવલકથાઓ પ્રકાશકોને વેચીને છ માસ પૂરતી ખરચી મેળવીને પછી એ 'લસ્ટ ફૉર લાઇફ' લખવા બેસી ગયા. માહિતી નહોતી ત્યાં કલ્પના અને ખંતીલા પરિશ્રમે ઘડાયેલી હથોટીનો સમન્વય સાધીને એમણે પ્રસંગો અને ડાયલોગો લખ્યા અને આમ એક્સો ને એંશી દિવસમાં એમણે લખી 'લસ્ટ ફૉર લાઇફ'. શ્રી સ્ટોન કહે છે :

'નાયક ઉપર મને સ્નેહ હોય તે મારા વાર્તાલેખનની આવશ્યક પૂર્વજરૂરિયાત છે. એનું કારણ એ છે કે હું પોતે એ મુખ્ય પાત્ર ન બની જાઉં, એ સ્ત્રી કે પુરુષ પાત્રના હૃદયમાં, મગજમાં, અણુએ અણુમાં વ્યાપી ન જાઉં તો હું લખી નથી શકતો. એમનું અંતર મારું નિવાસસ્થાન બની જાય એ જરૂરી છે. વાચક પહેલું પાનું પૂરું કરીને બીજું વાંચવું શરૂ કરે ત્યાં એ પોતે જ નાયક કે નાયિકા બની ગયો હોય, એ નાયક-નાયિકાનાં સંઘર્ષો, વિષમતાઓ, મહાવિજયો કે પરાભવો અનુભવતો થઈ ગયો હોય એવું સર્જન કરવાની મારી આકાંક્ષા હોય છે.'

અતિ સુકોમળ સ્નેહથી શ્રી સ્ટોને કરેલી બિરદાવલીનું આહ્વાન સ્વીકારીને વિન્સેન્ટના આત્માએ જાણે પાંખો વીંઝીને પુનર્જન્મ લીધો હોય એમ શ્રી સ્ટોનનાં પરિશ્રમ કલ્પના અને સ્નેહના સંગમની વેદીમાંથી પ્રગટ્યું-'લસ્ટ ફૉર લાઇફ'.

૧૯૩૧થી ૧૯૩૪ના ગાળામાં સત્તર પ્રકાશકોએ 'લસ્ટ ફૉર લાઇફ' નામંજૂર કરી. શ્રી સ્ટોનનાં પ્રેયસી જિન ફેક્ટર નામના વ્યવસાયી સેક્રેટરીએ એ હસ્તપ્રત મઠારી અને સંપાદિત કરી કે તરત ૧૯૩૪માં લૉન્ગમેને એ પુસ્તક રૂપે પ્રગટ કરી.

'લસ્ટ ફૉર લાઇફ' લખ્યા પછી શ્રી સ્ટોને બે નાટકો લખ્યાં. ત્યારે એમને સમજાયું કે નાટ્ય-લેખનની એમને ફાવટ નહોતી અને બીજું એ કે જીવનકથાત્મક લખાણો ઉપરથી નવલકથાસર્જનો કરવાં એમને ગમતાં

હતા. જિન ફેક્ટર જિન સ્ટોન બન્યા અને કાર્યઆથી પણ બની ગયા બનેએ મળીને વિન્સેન્ટના થિયો ઉપરના અને થોડા બીજા ઉપરના પત્રોનુ સક્ષિપ્ત સપાદન સકલન કરીને 'ડિયર થિયો' નામનુ પુસ્તક પ્રગટ કર્યુ એ પુસ્તક વિન્સેન્ટની આત્મકથા તરીકે પ્રખ્યાત બન્યુ છે

પચોતેર કિલો વજન, ભૂખરી આખો અને કાળા વાળવાળા શ્રી સ્ટોને લખ્યુ છે

'હુ બુઝર્વા છુ રોજ સવારે નિયમિત સમયે ઊઠુ છુ અને સાડા આઠે મારી કામની ખુરસી ઉપર અચૂક બેસી જાઉ છુ સાડાબાર એક સુધી એકધારો કામ કરુ છુ અને પછી ચીઝ સેન્ડવિચ અને ચાનો કપ માગુ છુ એકાદ કલાક કસરત કર્યા પછી સાજના છ સુધી કામ કરુ છુ મારુ કામ જરા પણ રોમાચકારી નથી માત્ર પ્રેરણાથી સાહિત્યસર્જન થઈ શકે એવુ હુ નથી માનતો. ટેબલ સામે બેસી જાઓ, બેઠા રહો, કામ કરો, બીજો કોઈ વિચાર ન કરો. લખો, લખ્યા કરો, લખ્યે જાઓ તો અતે કદાચ કઈક સારુ લખાય પણ ખરુ '

પૂર્ણતાના આગ્રહી શ્રી સ્ટોન દરેક સર્જન પાછળ ત્રણેક વર્ષ કામ કરતા. ફરી ફરીને લખતા કે નકલો ઘૂટ્યા કરતા એ કટાળતા નહિ. કથાની પ્રધાન ઘટનાઓની લગભગ સમાન પણ થોડા ફેરફારોવાળી ત્રણ કે ચાર વિવિધ રજૂઆતો તૈયાર કરવામા એ આળસ ન કરતા. પછી એમના પત્ની એ હસ્તપ્રતને મઠારવામા, એનુ સપાદન કરવામા, અરસિક અથવા બેવડાતા અશોની કાપકૂપ કરવામા અને જુદી જુદી રજૂઆતોમાથી ઉત્તમને વાર્તામા વણી લેવામા ચોથુ વર્ષ ગાળતા છેલ્લે હસ્તપ્રતનો શબ્દેશબ્દ પતિપત્ની સાથે બેસીને વાચી જતા.

શ્રીમતી સ્ટોન કહે છે

'મારા પતિ જેટલો પરિશ્રમી પુરુષ મે જોયો નથી કોઈ પણ બોસ કઢાવી શકે એથી વધારે કામ એ પોતાની જાત પાસે કરાવે છે એમના જીવનમા સૌથી વધારે મહત્ત્વનુ છે એમનુ પુસ્તક સશોધન એ આગમખગ્ગીમા બનીને નથી કરતા. એગની એન 'એકસ્ટસી' લખવા માટે માઇકેલેન્જેલો વિશે સશોધન કરવા એમણે ઇટલીમા નક્કર ત્રણ વર્ષ ગાળેલા અને એ દરમ્યાન શિલ્પકામ શીખેલા પોતે જમા કરેલી માહિતીઓનો માડ આઠમો ભાગ એ પુસ્તકલેખનમા વાપરે છે અને બાકીના સાત ભાગ કબાટમા સઘરે છે, પણ ચકોર વાચક એ પુરુષાર્થના સઘરાયેલા સાત ભાગને સૂઘી શકે છે '

શ્રી સ્ટોનના શબ્દોમા

'મને સગીત કપોઝરો વિશે જીવનકથાત્મક નવલકથાઓ લખવાનુ સૂચવવામા આવેલુ પણ સગીતને શબ્દોમા સમજાવી નહિ શકાય એવુ મને લાગ્યુ. આઇન્સ્ટાઈન વિશે પુસ્તક લખવા મને કહેવામા આવ્યુ હતુ પણ મે ના પાડી કારણ કે મને વિજ્ઞાનનુ શિક્ષણ નથી મળ્યુ, વૈજ્ઞાનિકના મગજમા ચાલતી પ્રક્રિયા હુ સમજી ન શકુ કલ્પી ન શકુ જે વિશે લખવાનુ હોય તે વિશે બધુ મને સ્પષ્ટ સમજાયુ હોય તો જ હુ પ્રવાહી કલમે લખી શકુ '

હવે ગુજરાતી અનુવાદ 'સળગતા સૂરજમુખી' વિશે થોડુ 'સળગતા સૂરજમુખી' 'લસ્ટ ફોર લાઇફ'નો શબ્દશ અનુવાદ છે ૧૯૬૧–૬૨ના અરસામા મારા પિતરાઈ ભાઈ શ્રી રમણીક મેઘાણીએ 'લસ્ટ ફોર લાઇફ'નો અનુવાદ કરવા મને સૂચવ્યુ. મારા બે અતિપ્રિય મિત્રો ઇન્દુએ અને પ્રસન્ને મને ચિત્રો જોતો કર્યો પ્રશ્નો પૂછ્યા વિના મનમગજને અરીસા જેવુ શાત સરોવર બનાવી દઈને ચિત્રના સમગ્ર વાતાવરણને, ભાવસૌદર્યને, એ સરોવર ઉપર હિલોળવા દેવુ અને નાજુક રગતરગોને સગીતની સૂરલહરીઓની જેમ સ્વ ત્વ ઉપર વહેવા દેવા, વ્યાખ્યાઓ, રેખાઓ અને આકારો શોધવા ઓળખવાની લપછપમા ન પડવુ એવુ એવુ એ મિત્રયુગલ પાસેથી શીખવા મે પ્રયત્ન કર્યો.

પ્રથમ અનુવાદ ૧૯૭૧મા પ્રગટ કરતા પહેલા શ્રી સ્ટોનની રજા મેળવવા મે એમને પત્ર લખ્યો. ગુજરાતી ભાષાની પુસ્તકપ્રકાશનની વિષમતાઓ સમજાવીને મે એમને લખ્યુ કે પુસ્તકની ગુણવત્તાને લાયક પુરસ્કાર આપવાનુ મારુ ગજુ નહોતુ પણ

અનુવાદક તરીકે મને જે પુરસ્કાર મળશે તે રકમ હું એમને આનંદથી આપીશ.

શ્રી સ્ટોને રજા આપી અને પોતે કોઈ પુરસ્કારની અપેક્ષા નહોતા કરતા એમ જણાવીને પ્રકાશક મને અનુવાદક તરીકે પૂરતું મહેનતાણું આપશે એવી શુભેચ્છા પાઠવી. વર્ષો પછી 'માણસાઈના દીવા'નો અંગ્રેજી અનુવાદ 'Earthen Lamps' મેં એમને મોકલ્યો ત્યારે હું લખતાં ભૂલી ગયો હતો કે એ પુસ્તકના લેખક, મારા પરમ પૂજ્ય બાપુજી, ઘણાં વર્ષો પૂર્વે અવસાન પામ્યા હતા. 'Earthen Lamps' વાંચીને શ્રી સ્ટોને લખેલું, 'આવું સરસ પુસ્તક લખવા બદલ તમારા પિતાને મારાં અભિનંદન આપશો.' ટકોરાબંધ રૂપિયાના રણકાર સમી સજ્જનતાભર્યા આવા શ્રી સ્ટોન ત્રણેક વર્ષ પહેલાં મૃત્યુ પામ્યા.

૧૯૮૯માં ઇન્દુનું અવસાન થયું. પ્રસન્ન સાથે બેસીને આંસુ સારવા ૧૯૯૦માં હું અમેરિકા ગયો ત્યારે વિશ્વભરમાં વિન્સેન્ટ વાન ગૉગની મૃત્યુ સંવત્સરી મનાઈ રહી હતી. એ નિમિત્તે ગુજરાતી અનુવાદની નવી આવૃત્તિ છાપવા મારો નાનો ભાઈ જયંત થનગની રહ્યો હતો. અમેરિકાના બે માસના રોકાણ દરમ્યાન હું એ જૂનો અનુવાદ મઠારવા બેઠો પણ પાને પાને મારા મનમાં અસંતોષની આગ પ્રજ્વળી. અનુવાદ સંતોષજનક નહોતો, છાપકામ રેઢિયાળ હતું અને બાઇન્ડિંગ એને અનુરૂપ હતું એટલે એ પછીનાં વર્ષોમાં આખો અનુવાદ મેં નવેસરથી કર્યો છે, ક્ષતિઓ નિવારવા પ્રયાસ કર્યા છે, છાપકામ ઉપર દેખરેખ રાખી છે. નવા અનુવાદને સુધારી આપવામાં મારા ભાઈઓ મહેન્દ્રભાઈએ અને જયંતે પુષ્કળ મદદ કરી છે. પુસ્તકના છાપકામનાં ઘણાં વખાણ થયાં છે. એનું સંપૂર્ણ શ્રેય મારા મિત્ર અને મિત્રપુત્ર અપૂર્વ આશરને ફાળે જાય છે. તે ઉપરાંત પુસ્તકના સમગ્ર પ્રોડકશનમાં એમણે ખૂબ ઉત્સાહથી મદદ કરી છે.

આ કારણોસર આ પ્રકાશનને પહેલી આવૃત્તિ ગણાવવાનું યોગ્ય લાગ્યું છે. લેખક, અનુવાદક, પ્રકાશક અને મુખ્ય વિક્રેતાએ કશાં જ આર્થિક વળતર નથી લીધાં. પૂઠાં પરનાં બે રંગીન ચિત્રો અને પુસ્તકમાંના ઘણા સ્કેચ વિન્સેન્ટના પોતાના કરેલા છે તે વાપરી શકવા બદલ હું મારી જાતને ભાગ્યશાળી ગણું છું. વાન ગૉગ ફાઉન્ડેશને આ માટે પ્રતીક પુરસ્કાર લીધો છે. આ કારણોસર પુસ્તકની કિંમત ઓછી રાખવા ઉપરાંત લગભગ બધો સમય સો રૂપિયામાં અપાયું છે.

'લસ્ટ ફૉર લાઇફ'માં પ્રથમ પ્રકરણમાં જ શ્રી સ્ટોન વાચકને બાવીસ વર્ષના વિન્સેન્ટનો પરિચય કરાવે છે અને ત્યાંથી જ વાત આગળ ધપાવે છે. બાળપણ અને કિશોરાવસ્થા વિશેની જરૂરી વિગતો પુસ્તકમાં યોગ્ય સ્થાને એમણે ગૂંથી લીધી છે. ચિત્રકાર વિન્સેન્ટના ચિત્રજીવનને પ્રાધાન્ય આપતી આ કથામાંથી વિન્સેન્ટના સૌ પ્રથમ મહાસર્જન 'પોટાટો ઈટર્સ'ની સર્જનપ્રક્રિયાના ટૂંકાવેલા વર્ણનને વાંચી સંભળાવું એ પહેલાં 'આન્જેલસ' શબ્દનો સંદર્ભ સમજાવું. જાણકાર મહાનુભાવો તે ક્ષમ્ય ગણે એવી વિનંતી છે. ૧૮૧૪માં ખેડૂત કુટુંબમાં જન્મીને મોટા થયેલા ચિત્રકાર ઝાં ફ્રાંસ્વા મિલ્લેએ ખેડૂતજીવનનાં ઘણાં ચિત્રો સર્જ્યાં હતાં. વિન્સેન્ટને માટે મિલ્લે એક ઉચ્ચ આદર્શમૂર્તિ હતા. ખેડૂતજીવનના પ્રાણને પ્રગટ કરતું મહાચિત્ર 'આન્જેલસ' મિલ્લેએ ૧૮૫૮માં સર્જ્યું હતું. ઊર્મિશીલ બન્યા વિના ધરતીની ધિંગાઈને અને એમાંથી પેદાશ પકવવા માટે જરૂરી એવા પરિશ્રમી ખમીરને વ્યક્ત કરતા એ ચિત્રમાં ખેતરમાં સાંજ પડતાં કામ સંકેલતું ખેડૂત યુગલ આલેખાયું છે. ખેડૂતજીવનનું આવું જ મહાચિત્ર ચીતરવાના વિન્સેન્ટને કોડ હતા.

ચિત્રકળાની ટેકનીક શીખવાનો વિન્સેન્ટનો કાળ પૂરો થયો હેગમાં, લગભગ ૧૮૮૪માં. ત્યારે વિન્સેન્ટ હોલાન્ડમાં ન્યૂનેન ગામે મા-બાપ સાથે રહેવા ઘેર આવે છે અને એ બ્રાબન્ટ વિસ્તારમાં વસતા વણકરો, ખેતમજૂરો અને કામગારોનાં ચિત્રો કરવા લાગે છે. એ પછીની વાત શ્રી સ્ટોનના શબ્દોમાં સાંભળીએ.

નુએનેનમાં હવે વિન્સેન્ટ સાવ એકલો પડી ગયો અને માનવસંબંધોને બદલે એણે નિસર્ગના નિરીક્ષણની ઓથ લીધી. કુદરતને અનુસરવાનો, એને અનુરૂપ

બનવાનો, આશાહીન સઘર્ષ એણે આદર્યો હતો ત્યારે બધુ ઊંધુ ઊતર્યું હતુ જ્યારે શાત ચિત્તે એણે પીંછીમાથી સર્જન વહાવ્યુ ત્યારે નિસર્ગે સવાદી બની જઈને સગતિ કરી. સદાના મિત્ર મિલ્લેના શબ્દોમા મારે વેદનાને ક્યારેય રૂધવી નથી કારણ કે ઘણી વાર એ વેદના જ કળાકારને અસરકારક રીતે પ્રગટ થવા પ્રેરે છે

દેગ્રૂટ નામના ખેડૂત કુટુંબ સાથે એને દોસ્તી જામી. માતા, પિતા, એક દીકરો અને બે દીકરીઓ, સૌ ખેતરમા મજૂરી કરતા. બ્રાબન્ટના બીજા ખેતમજૂરોની જેમ દેગ્રૂટ પરિવારને પણ કાળા મહોરા (ગલ ન્વાર) તરીકે ઓળખાવાનો અધિકાર બૌરિનાઝના ખાણિયાઓ જેટલો જ હતો. લાબા અણીદાર કાન, મોટા લટકતા હોઠ કાઘાળા નાક અને પહોળા ફૂલેલા નસકોરાવાળા એમના ચહેરાઓ હબસી જેવા હતા. ચહેરાના ઉપાગો કપાળની સપાટીથી ઘણા બહાર ઊપસી આવતા હતા. એમના માથા નાના અને શકુ આકારના હતા. પથારીઓ કરવા માટેના ભીંતિયા ગોખલાઓવાળા એક ઓરડામા પરિવાર વસતો. ઓરડાની વચ્ચોવચ એક ટેબલ અને બે ખુરશી પડ્યા હતા. આસપાસ થોડી પેટીઓ હતી આડસરવાળી ખરબચડી છતમાંથી એક બત્તી ટેબલ માથે લટકતી હતી.

દેગ્રૂટ કુટુંબીજનો બટેટા ખાનારાં હતાં. સાજે જમવામા બટેટા, દૂધ વિનાની કાળી કૉફી અને અઠવાડિયે એકાદ વાર બેકનની ચપતરી એ પામતા. એ બટેટા વાવતા, બટેટા ખોદી કાઢતા અને બટેટાનો આહાર કરતા. બટેટામા જ એમનુ જીવન સમાયુ હતુ.

સ્ટીન દેગ્રૂટ સત્તરેક વર્ષની મીઠડી છોકરી હતી. પહોળી સફેદ ટોપી અને સફેદ કૉલરવાળુ જાકીટ પહેરીને એ કામે જતી. રોજ સાજે દેગ્રૂટ પરિવારને જોવા મળવા જવાની વિન્સેન્ટને ટેવ પડી ગઈ હતી. એ અને સ્ટીન મળતા ત્યા ખૂબ હનાહસ કરતા.

જો ! સ્ટીન ચીસ પાડી ઊઠતી. હું તો અસ્સલ લેડી છુ લેડી ! મારું ચિત્ર ચીતરાઈ રહ્યું છે ! નવી હેટ પહેરુને શ્રીમાન ?

'ના સ્ટીન તુ છો તેવી જ રૂપાળી છો.'

'હુ ? રૂપાળી ! સ્ટીન ખડખડાટ હસી પડતી. એની મોટી આખો ઉલ્લાસભરી હતી. એનો ચહેરો સુદર ભાવભર્યો અને ચેતનવતો હતો બટેટા ખોદવા એ ખેતરમા નીચી નમતી ત્યારે વિન્સેન્ટને એની કાયામાથી સુદર અગસૌષ્ઠવ ઝરતુ દેખાતુ આકૃતિ આલેખનમા ગતિ સૌથી મહત્ત્વનુ તત્ત્વ હતુ. જૂના ચિત્રસમ્રાટોના ચિત્રોમાના આકૃતિ-આલેખનોમા એ ઊણપ રહી ગઈ હતી કારણ કે એ ચિત્રકારોએ મહાવરાની મજૂરી નહોતી કરી. દેગ્રૂટ પરિવારજનોને ખેતરમા કામ કરતા, ઘેર ટેબલ ગોઠવતા અને બાફેલા બટેટા ખાતા વિન્સેન્ટ આલેખતો રહ્યો.

આમ ઉનાળો અને પાનખર ગયા અને શિયાળો આવ્યો વરસતા બરફને કારણે વિન્સેન્ટને બધો વખત સ્ટુડિયોમા બેસી રહેવાની ફરજ પડી. નુએનેન નિવાસીઓને પોઝ કરવુ ગમતુ નહીં. પૈસા ન મળતા હોત તો વિન્સેન્ટ પાસે કોઈ આવત નહીં. એ હેગમા રહેતો ત્યારે ત્રણ સીવનારીઓનુ એક ચિત્ર કરતાં પહેલા સીવનારીઓના લગભગ નેવુ આલેખનો એણે કરેલા. દેગ્રૂટ કુટુંબને બટેટા અને કૉફીનુ વાળુ કરતુ એ ચીતરવા માગતો હતો પણ એ બરાબર ચીતરવા માટે પહેલા આ વિસ્તારમા વસતા એકેએક ખેડૂતને આલેખવો જોઈએ એવુ એને લાગતુ હતુ.

નવેમ્બર આવ્યો. અહીંથી જતા રહેવાનો સમય થઈ ચૂક્યો હતો નુએનેનમા રોકાવાનો કોઈ અર્થ નહોતો. અહીં ચીતરવાનુ બધુ ચીતરી લીધું હતું. ખેડૂતજીવન વિષે શીખવાનુ શીખી લીધુ હતુ. પ્રયાણની ઘડી ખરેખર આવી ગઈ હતી. પણ જવું ક્યા ?

પોતાના ચિત્રોનુ નિરીક્ષણ કરતા કરતાં એણે સ્ટુડિયોમા આટા માર્યા. બે વર્ષની નક્કર મજૂરી. વણકરો અને એમની વહુવારુઓના, એમની સાળોના, ખેતરોમા ખેતમજૂરોના, ઠૂંઠા વૃક્ષોના, પુરાણા દેવળના મિનારાના, સૂર્યતાપથી ધખતી અને ટાઢોડી શિયાળુ સધ્યામા ઠરતી સીમના અને વાડીના સેંકડો આલેખનો અને દશ્યચિત્રો.

વિન્સેન્ટ વિચારબોજ નીચે કચડાવા લાગ્યો. એનું ચિત્રકામ છૂટુંછવાયું રહ્યું હતું, કટકે કટકે થયું હતું. બ્રાબન્ટના ખેતમજૂરોના જીવનના દરેક પાસાનાં દર્શન એમાં હતાં પણ ખેતમજૂરને સમગ્ર રીતે પ્રગટ કરતું, એનાં ખોરડાં... અને વરાળ નીકળતાં એનાં બાફેલાં બટેટાંનો પ્રાણ વ્યક્ત કરતું એક પણ સર્જન નહોતું થઈ શક્યું. બ્રાબન્ટના ખેડૂતોમાં ધબકતો પોતાનો 'આન્જેલસ' ક્યાં હતો ? અને એ ચીતર્યા વિના ચાલ્યા કેવી રીતે જવાય ?

ઇઝલ, રંગો, કેન્વાસ અને પીંછીઓ ભેગાં કરીને એ દેગ્રૂટની ઝૂંપડી તરફ ઊપડ્યો. ત્યાં ઘેર કોઈ નહોતું. ઓરડાના અંદરના ભાગનું આલેખન કરવા એણે પેન્સિલ ઉપાડી. કુટુંબ ખેતરેથી ઘેર આવ્યું ત્યારે વિન્સેન્ટે એ આલેખન ફાડી નાખ્યું. બાફેલાં બટેટાં, કાળી કૉફી અને બેકનનું ખાણું લેવા દેગ્રૂટ પરિવાર ટેબલ ફરતો બેઠો. વિન્સેન્ટે કેન્વાસ ઊભું કર્યું. કુટુંબ આખું નિદ્રાધીન થયું ત્યાં સુધી એ ઘૂંટ્યા કર્યું. પછી સ્ટુડિયે પાછા આવીને આખી રાત એણે એ ચિત્ર ઉપર કામ કર્યું. દિવસે એ ઊંઘ્યો. જાગ્યા પછી એ કેન્વાસ નીરખીને પાશવી ધિક્કારથી એ બાળી નાખ્યું. પછી ફરી પાછો એ દેગ્રૂટને ઝૂંપડે જવા ઊપડ્યો.

પુરાણા ડચ ચિત્રગુરુઓએ શીખવ્યું હતું કે રંગકામ અને આલેખન એક જ હતાં. દેગ્રૂટ પરિવાર જીવનભર રોજ સાંજે જમવા બેસતો એ જ રીતે ટેબલ ફરતો ગોઠવાયો. બત્તીના ઉજાસમાં બટેટાં જમી રહેલાં આ મનુષ્યોએ ધરતીમાંથી જે હાથો વડે જે બટેટાં ખોદી કાઢ્યાં હતાં તે જ હાથોથી તે જ બટેટાં થાળીમાંથી એ ઉપાડી રહ્યાં હતાં એ ભાવ વ્યક્ત કરવા, કેટલી ઈમાનદારીથી કરેલા શારીરિક શ્રમથી લોકો પોતાનું અન્ન કમાયાં હતાં તે દર્શાવવા વિન્સેન્ટ મથી રહ્યો હતો.

કોરા કેન્વાસ ઉપર તૂટી પડવાની જૂની ટેવ હવે કામ આવી. અજબ ત્વરાથી અને જોમથી એણે કામ ઉપાડ્યું. પોતે શું ચીતરતો હતો તે વિચારવાની એને જરૂર ન પડી. ખેતમજૂરો, એમની ઝૂંપડીઓ અને બાફેલાં બટેટાંના એમનાં ખાણાંનાં સેંકડો આલેખનો એણે આ પહેલાં પણ કર્યાં હતાં.

વળતી સવારે વિન્સેન્ટે એ કેન્વાસનો પણ નાશ કર્યો. રોષ અને હીણપતની બેવડી ઊર્મિ એને ડાકણની જેમ વળગી. દસ જ દિવસ રહ્યા હતા. નુએનેન તો છોડવું જ પડે એમ હતું; જીવવું અસહ્ય બનતું જતું હતું પણ મિલ્લેને મનથી આપેલો કોલ પાળ્યા વિના એ જઈ શકવાનો નહોતો.

રોજ રાત્રે એ દેગ્રૂટને ખોરડે જતો. રોજ રાત્રે સૌ ઊંઘથી ઢળી પડે ત્યાં સુધી એ કામ કરતો. રોજ મોડી રાત્રે એ રંગોની નવી મિલાવટો, નવીન મૂલ્યો અને વિવિધ પ્રમાણો અજમાવતો. રોજ દિવસે જાગીને એ જોતો કે પોતે ચૂકી ગયો હતો, કામ અપૂર્ણ રહ્યું હતું.

મહિનાનો છેલ્લો દિવસ આવ્યો. વિન્સેન્ટ આવેશની ટોચે પહોંચ્યો હતો. ઊંઘ અને અન્ન વિના એ કામ કરતો રહ્યો હતો. હવે માત્ર આંતરિક શક્તિ ઉપર જ ટકી રહ્યો હતો. જેમ જેમ એ નાસીપાસ થતો ગયો એમ એમ એનો ઉત્પાત વધતો ચાલ્યો. તે સાંજે દેગ્રૂટ કુટુંબ ખેતરેથી ઘેર આવ્યું ત્યારે એ રાહ જોતો ઊભો હતો. ઇઝલ ગોઠવી દીધી હતી. રંગની મિલાવટ તૈયાર હતી. કેન્વાસ ફ્રેમમાં ખેંચી લીધું હતું. આ એની છેલ્લી તક હતી. સવારે એ બ્રાબન્ટ સદાને માટે છોડીને ચાલ્યો જવાનો હતો.

કલાકો સુધી એણે કામ કર્યું. દેગ્રૂટ પરિવાર સમજતો હતો. અંધારું થયું પછી પણ એ લોકો ગામઠી બોલીમાં હળવે સ્વરે વાતો કરતાં બેઠાં રહ્યાં. પોતે શું ચીતરતો હતો તેનું વિન્સેન્ટને ભાન ન રહ્યું. વિચારને કે સભાનતાને પોતાનાં પીંછી અને કેન્વાસ વચ્ચે અંતરાય રૂપ ન બનવા દેતાં એણે ઝડપી લસરકાઓથી ચિત્ર પૂરું કર્યું. દસ વાગ્યા. દેગ્રૂટ કુટુંબ ઊંઘવા લાગ્યું હતું. વિન્સેન્ટ થાકીને લોથ થઈ ગયો હતો. શક્ય સર્વસ્વ એણે કેન્વાસ ઉપર રેડી દીધું હતું. એણે પોતાનો સરંજામ ભેગો કર્યો, સ્ટીનને ચૂમી અને સૌની વિદાય લીધી. પોતે ચાલી રહ્યો હતો એવા ભાન વિના રાત્રિમાં એણે ઘર તરફ ડગલાં ભર્યાં.

સ્ટુડિયે પહોંચીને કેન્વાસને એણે

## 'મનગમતી સાંજ'ના એ ધન્ય પ્રસંગે —*

જયાનન્દ દવે

બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું તે દરમ્યાન (૧૯૩૯–૧૯૪૫), હિટલર રશિયામાં થઈને હિન્દુસ્તાન પર ત્રાટકે એવો ભય ઉપસ્થિત થયો ત્યારે, ૧૯૪૧-૪૨માં, લશ્કર અને યુદ્ધ-સામગ્રીની મુક્ત હેરફેર, રેલવે દ્વારા, સમગ્ર દેશમાં તેમ જ સરહદો પર, થઈ શકે તે માટે, તે સમયની બ્રિટિશ-સરકારે દેશનાં સર્વ રેલવે સ્ટેશનો પર અને રેલવેના ડબ્બાઓમાં પ્રજાજોગું એક આદેશ-સૂત્ર આ પ્રમાણે મોટા અક્ષરે મૂક્યું હતું : "Travel, when you must."

મારો આજીવન વ્યવસાય અધ્યાપકનો અને તેથી બોલવાનો જ રહ્યો હોવા છતાં, ભાષણ અંગેની એક સ્વયંશિસ્ત, સમગ્ર કારકિર્દીમાં, મેં આ પ્રમાણે અપનાવી છે અને પાળી છે : "Speak, when you must !" મને લાગે છે કે આજે મારા માટે આ 'must'નો એક મહત્ત્વનો પ્રસંગ ઊભો થયો છે.

વળી, અહીં મારા પહેલાંના વક્તાઓએ મારો પરિચય આત્મીયતાપૂર્વક આપ્યો અને સંસ્કૃત અકાદમીના પ્રમુખ ડૉ. શ્રી ગૌતમભાઈ પટેલે તો મારા વિશેનું એક સ્વરચિત સંસ્કૃત પ્રશસ્તિ-સ્તોત્ર જ રજૂ કરી દીધું ! ઈશ્વરકૃપાથી, મારી મર્યાદાઓથી હું સંપૂર્ણતઃ સભાન છું, એટલે એ સર્વ પરિચયો અને પ્રશસ્તિઓમાં, એ સહુના મારા પ્રત્યેના પ્રેમાદરની લાગણીથી વિશેષ હું કશું જોતો નથી.

મને અત્યારે એક પ્રસંગ યાદ આવે છે : 'સ્વામી અને સાંઈ' એ પુસ્તકરૂપે, પ્રા. શ્રીમતી હિમાંશી શેલતે કવિશ્રી મકરન્દ દવે અને સ્વામી આનંદ વચ્ચેના પત્રવ્યવહારનું સંપાદન કર્યું છે. તેમાં એક સ્થળે, એવી રજૂઆત થઈ છે કે પ્રા. શ્રી ભોળાભાઈ પટેલે, એક પત્ર લખીને, કવિશ્રી મકરન્દ દવેનો પરિચય માગેલો, ત્યારે શ્રી મકરન્દ દવેએ પોતાનો સામાન્ય પરિચય ("ગોંડલમાં હું મારી માતાની સેવા કરું છું" — વગેરે) આપ્યો અને પછી ગાલિબનો એક શેર આ પ્રમાણે ટાંક્યો હતો :

*"લોગ પૂછતે હૈં, 'ગાલિબ ! તુમ કૌન હો ?'*
*કોઈ બતલાયે કિ હમ બતલાયે ક્યા ?"*

અને પછી શ્રી રવીન્દ્રનાથ ટાગોરની આ સુપ્રસિદ્ધ કાવ્યપંક્તિઓ પણ ટાંકેલી :

*"કત અજાનારે જાનાઇલે તુમિ,*
*કત ઘરે દિલે ઠાંઈ;*
*દૂરકે કરિલે નિકટ બંધુ,*
*પરકે કરિલે ભાઈ !"*

["(હે ઈશ્વર !) કેટલા અજાણ્યાને તેં ઓળખાવ્યા ? અને કેટલાં ઘરોમાં તેં સ્થાન અપાવ્યું ? દૂરનાંને નજીક આણ્યાં અને પારકાંને ભાઈ બનાવ્યાં ?"]

આ સભાગૃહમાં પણ કેટલા બધા નવા ચહેરા હું અત્યારે જોઈ રહ્યો છું ! મારા પ્રત્યેના પ્રેમની લાગણીથી પ્રેરાઈને અહીં ઉપસ્થિત રહેલા એ સહુને હું કેમ કરીને 'અજાણ્યાં' માની શકું ? આ સંદર્ભમાં પણ કવિવર શ્રી રવિ ઠાકુર મને મદદરૂપ બની રહે છે : There are no strangers; there are only friends who never met !"અને આવા 'friends'નાં હું અહીં દર્શન કરું છું ત્યારે સ્વ. કવિશ્રી હરીન્દ્ર દવેના આ વિધાનની સાર્થકતાની મને પ્રતીતિ થાય છે :

"કોઈનો પણ પ્રેમ ક્યારેય ઓછો હોતો નથી, આપણી અપેક્ષા જ વધુ પડતી હોય છે."

પરિચય, પ્રશસ્તિ અને પ્રેમનું મૂળભૂત સ્વરૂપ આવું હોવા છતાં, પેલી લૅટિન રૂઢોક્તિ — 'Quid pro quo' — પ્રમાણે, 'Quid' has to be followed by 'Quo' : અહીં અભિવ્યક્ત થયેલા ભાવોનો પ્રતિભાવ મારે નિવેદિત કરવો જ રહ્યો.

कालः पिबति तद्रसम् ! — એ ઉક્તિ પ્રમાણે, કાળ પ્રત્યેક વસ્તુ અને વ્યક્તિમાંથી એના રસ તથા તાજગી ખેંચી લે છે, ચૂસી જાય છે, અને એને તદ્દન નીરસ તથા શુષ્ક બનાવી દે છે. પરંતુ થોડી — હકીકતમાં, બહુ થોડી — વસ્તુઓ અને વ્યક્તિઓ એવી હોય છે, જ્યાં કાળનું કશું ચાલતું નથી, રસને પી જવાની એની શક્તિ કુંઠિત થઈ જાય છે. એવી એક વિરલ વસ્તુ છે સંસ્કૃત ભાષા, જ્યાં કાળનો પુરુષાર્થ નિષ્ફળ નીવડ્યો છે, જ્યાં કાળ પરાભવ પામ્યો છે, સંસ્કૃતને એ 'dead language' બનાવી શક્યો નથી. આજનો આ સમારંભ કાળના પરાજય — પરાભવનું ઉજ્જ્વળ ઉદાહરણ છે. વસ્તુતઃ, ते एव मृताः, ये 'संस्कृतभाषा मृता' इति वदन्ति । ઔપચારિક દૃષ્ટિએ આ સન્માન ભલે મારું — જયાનન્દ દવેનું — હોય, હકીકતમાં, આ સન્માન કાલવિજયી સંસ્કૃત ભાષાસાહિત્યનું, એના અધ્યાપનનું અને સમગ્રતયા વિદ્યાપ્રેમનું છે, — એવી મારી દૃઢ પ્રતીતિ છે. અને આવું સ્તુત્ય આયોજન કરવા માટે સંસ્કૃત અકાદમીનો તથા અઢી લાખ જેવી માતબર રકમનું અનુદાન આપનાર શ્રી ગોપાલકૃષ્ણ ટ્રસ્ટ અને એના સર્વ ટ્રસ્ટીઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ સન્માન થઈ રહ્યું છે ત્યારે, અધ્યાપકો, વિદ્વાનો, સાહિત્યકારો અને નિમંત્રિત મહાનુભાવોની આટલી બહોળી સંખ્યામાં ઉપસ્થિતિ, મારા અંગત આનંદનો મોટો 'ગુણાકાર' કરે છે, 'Joy shared is joy squared' — એ અંગ્રેજી કહેવતને સાર્થક કરે છે. આ માટે પણ હું આપનો સહુનો ઋણી રહીશ.

પ્રકૃતિના નિયમ અનુસાર, નિયત ક્રમમાં થઈ રહેલા ઋતુચક્રના પર્યટનનું નિરૂપણ એક સંસ્કૃત શ્લોકમાં આ પ્રમાણે મળે છે:

*वर्षौ वर्षं शिशिराद् ऋतूना*
*गो वसन्ते शिशिरोऽनुवर्ती ।*

પરંતુ શ્લોકના ઉત્તરાર્ધમાં કવિ આ નિયમનો અપવાદ આ રીતે નિરૂપે છે:

*पर कदाचित् पुरुषस्य चित्ते*
*उदेति भूय शिशिरे वसन्त ॥*

— આ ઉત્તરાર્ધમાંનો 'कदाचित्' શબ્દ 'આજના' આ શુભમંગલ અવસરનો સંકેત આપતો હોય તેમ, મારા 'चित्तमां' આજે 'शिशिरे वसन्त'નો પુનરપિ ઉદય થયો છે. મારું સમગ્ર અન્તસ્તંત્ર અત્યારે વાર્ધક્યમાંયે યૌવનના ચૈતન્યસ્પન્દનોની અનુભૂતિ કરી રહ્યું છે !

શેક્સપિયરના નાટકમાંના વિશ્વવિજેતા સીઝરે, યુદ્ધના સમરાંગણમાં આવતાં જ, આવા ઉદ્‌ગારો કાઢ્યા હતા: 'I came, I saw, I conquered!' — (Latin "Veni, Vidi, Vici!") આપ સહુની પ્રેમવર્ષાએ સીઝરના ઉક્ત ઉદ્‌ગારોને આ પ્રમાણે પરિવર્તિત સ્વરૂપમાં રજૂ કરવાની મને ફરજ પાડી છે: 'I came here, I saw you all, and I have been completely conquered!'

આપણા સ્વ. કવિ જગદીશ જોષીએ, એક ગીતમાં, પરમેશ્વરને આવી પ્રાર્થના કરી હતી:

*"અણગમતું આયખું લઈ લ્યોને, નાથ !*
*મને મનગમતી સાંજ એક આપો !"*

કવિશ્રીએ તો 'અણગમતા આયખા'ના બદલામાં 'મનગમતી સાંજ'ની માગણી કરી હતી. કવિ કરતાં હું વધારે નસીબદાર છું, કારણ કે મારું તો આયખુંયે 'મનગમતું' છે અને એવા આયખાને અકબંધ રહેવા દઈને, એક વધારાની બક્ષિસ તરીકે ઈશ્વરે મને આજની આ 'મનગમતી સાંજ' આપી છે. — એ ઘટનામાં ઈશ્વરીય ન્યાયવિતરણની શાશ્વત વ્યવસ્થામાંની મારી અવિચળ શ્રદ્ધાની ફલશ્રુતિનો મને સાક્ષાત્કાર થાય છે.

થોડા સમય પહેલાં, ફ્રેન્ચ ચિંતક શ્રીમતી સિમોન વિલ (Mrs Simon Will)નું 'Waiting for God' નામક પુસ્તક વાંચ્યું હતું. તેમાં એક વિધાન આ પ્રમાણે હતું: "ઈશ્વરને તાબે થવાથી નરકમાં જવાનું હોય અને તાબે ન થવાથી સ્વર્ગનો લાભ મળતો હોય તો હું ભગવાનની તાબેદારી સ્વીકારીને નરકમાં જવાનું પસંદ કરીશ." આ વિધાન વાંચતાં

જ, શ્રી અરવિંદનાં આ વારંવાર ઉદ્ધૃત થતાં વચનો યાદ આવી ગયાં : "ભગવાન માત્ર એ જ નથી, જે બાકીનાં બધાં ડૂબતાં હોય ત્યારે મને તારે છે; બાકીનાં બધાં બચી ગયાં હોય ત્યારે બચવાના એકમાત્ર છેલ્લા ઉપાય સમા લાકડાના પાટિયાને મારી પાસેથી ઝૂંટવી લે, એ પણ ભગવાન છે." ઈશ્વર-શરણાગતિની તીવ્રતાની આ પરાકાષ્ઠાની એક સ્વલ્પ મુદ્રાને અંતઃકરણમાં ટકાવી રાખવાનો મેં હંમેશ યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

અધ્યાપનનો વ્યવસાય, સ્વ. શ્રી રાજગોપાલાચારી કહેતા હતા તેમ, 'ચેતનની ખેતી' છે, એનો પદાર્થપાઠ મને કારકિર્દીના શુભારંભમાં જ મળ્યો, એને હું મારું સદ્ભાગ્ય સમજું છું. સામલદાસ કૉલેજ(ભાવનગર)માંથી બી.એ.ની ડિગ્રી મેળવીને તા. ૮-૭-૧૯૩૮ના રોજ હું કરાંચીના ગુજરાત વિદ્યાલયમાં સંસ્કૃતના શિક્ષક તરીકે જોડાયો, ત્યારે મારું ૨૧મું વર્ષ ચાલતું હતું. તે વખતના અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં, એટલે કે Pre-Matric classમાં સંસ્કૃત ભણાવવાનું મને સોંપાયું. વ્યાકરણના પાઠ્યપુસ્તક તરીકે હતું ડૉ. ભાંડારકરનું 'Second Book of Sanskrit' ('સંસ્કૃત મંદિરાન્તઃ પ્રવેશ') બીજો ગણ, ત્રીજો ગણ, પરોક્ષ ભૂતકાળ, અદ્યતન ભૂતકાળ જેવા અઘરા પાઠો ભણાવતો હતો તે દરમ્યાન, એ વર્ગના હોશિયાર વિદ્યાર્થીઓએ લાગલાગટ પંદર દિવસ સુધી, અનેક અનિયમિત સંસ્કૃત રૂપોનાં recognition વિશે પ્રશ્નોની સતત ઝડી મારા પર વરસાવી. હું પામી ગયો કે મારી નાની ઉંમર, છોકરા જેવો મારો દેખાવ અને શિક્ષક-જીવનની શરૂઆતને અનુલક્ષીને તેઓ મારી કસોટી કરી રહ્યા હતા. મેં પણ સભાન રીતે સતત સ્વાધ્યાયશીલ રહીને, જરાયે મૂંઝાયા કે ગુસ્સે થયા વિના, સંપૂર્ણ સ્વસ્થતાપૂર્વક, એમના સર્વ પ્રશ્નોના સાચા ઉત્તરો આપ્યા. વિદ્યાર્થીઓએ પણ અંતે મારી કસોટી અંગેનો એકરાર કર્યો. આમ, કારકિર્દીના ઉંબરમાં જ આવો અનુભવ થતાં, મેં મનોમન એક સિદ્ધાંતને આત્મસાત્ કર્યો કે "A good teacher should never go to the class, unprepared." મારી અધ્યાપન-કારકિર્દીની સફળતાનો સંપૂર્ણ યશ આ સિદ્ધાંતના ચુસ્ત અનુપાલનને આભારી છે, એમ હું નમ્રતાપૂર્વક માનું છું.

આદર્શ અધ્યાપક તરીકેની મારી આવી વિભાવનાના સામે અંતિમે મૂકી શકાય એવો, ખરેખર બનેલો, એક પ્રસંગ રસપ્રદ ઉપરાંત શિક્ષણ સાથે સંકળાયેલ સર્વ માટે નેત્ર-ઉદ્દીપક (eye-opener) જેવો હોવાથી, એને અહીં રજૂ કરવાના પ્રલોભનને હું રોકી શકતો નથી. દેશની આઝાદી પછી, કરાંચી છોડીને ૧૯૪૭ના નવેમ્બરમાં મુંબઈની સિદ્ધાર્થ કૉલેજમાં જોડાયો ત્યારનો, સાડા ચાર દાયકા પહેલાંનો, એ પ્રસંગ આ પ્રમાણે છે : સવારની એ કૉલેજના ૯–૦૦ વાગ્યે શરૂ થનારા વ્યાખ્યાનની રાહ જોતાં અમે થોડા અધ્યાપકો અધ્યાપકખંડમાં બેઠા હતા, ત્યાં મારા સાથીદાર એવા એક સંસ્કૃતના અધ્યાપકે મને પૂછ્યું : "વર્ગમાં જવાનો ઘંટ વાગે, ત્યારે તમારા મનમાં કેવા ભાવો થાય છે ?" મેં તરત જ જવાબ આપ્યો કે "હું તો ઘંટ વાગવાની રાહ જ જોઉં છું અને મને તો 'વર્ગમાં સ્વર્ગ'નો જ અનુભવ થાય છે." મારા આ જવાબથી એમને કંઈ સંતોષ થયો હોય એવું જણાયું નહિ, અને મેં મૌન સેવ્યું; પણ પેલા પ્રોફેસરસાહેબે મને બીજો પ્રશ્ન પૂછ્યો : "મારા મનમાં કેવા ભાવો ઉદ્ભવે છે, એ તમે જાણો છો ?" મેં સ્વાભાવિક રીતે જ નકારમાં ઉત્તર આપ્યો, ત્યારે તેમણે પોતાના મનોભાવ આ પ્રમાણે જણાવ્યો : "મૃચ્છકટિક -નાટક('પ્રકરણ')ના નાયક ચારુદત્તને નાયિકા વસંતસેનાની હત્યા માટે ન્યાયાધીશોએ અપરાધી તરીકેનો ચુકાદો આપ્યા પછી, એ વખતના નિયમ પ્રમાણે, ચાંડાળો તેને ઉજ્જયિનીનગરીના માર્ગો પરથી શૂળીએ ચડાવવા લઈ જતા હતા ત્યારે, એ ચાંડાળો નગરજનોને ઉદ્દેશીને આ પ્રમાણે મોટેથી જાહેરાત કરતા હતા — શ્રુણુત રે પૌરાः શ્રુણુત । વસન્તસેનાઘાતકોऽयं चारुदत्तो वधस्तम्भं नीयते ।" પેલા પ્રાધ્યાપક મહાશયે ઉપસંહાર કરતાં, ધીમે સ્વરે,

काल पिबति तद्रसम् । — એ ઉક્તિ પ્રમાણે, કાળ પ્રત્યેક વસ્તુ અને વ્યક્તિમાંથી એના રસ તથા તાજગી ખેંચી લે છે, ચૂસી જાય છે, અને એને તદ્દન નીરસ તથા શુષ્ક બનાવી દે છે પરતુ થોડી — હકીકતમા, બહુ થોડી — વસ્તુઓ અને વ્યક્તિઓ એવી હોય છે, જ્યા કાળનુ કશુ ચાલતુ નથી, રસને પી જવાની એની શક્તિ કુંઠિત થઈ જાય છે એવી એક વિરલ વસ્તુ છે સસ્કૃત ભાષા, જ્યા કાળનો પુરુષાર્થ નિષ્ફળ નીવડ્યો છે, જ્યા કાળ પરાભવ પામ્યો છે, સસ્કૃતને એ 'dead language' બનાવી શક્યો નથી. આજનો આ સમારભ કાળના પરાજય — પરાભવનુ ઉજ્જ્વળ ઉદાહરણ છે વસ્તુત, ते एव मृता, ये 'संस्कृतभाषा मृता' इति वदन्ति । ઔપચારિક દૃષ્ટિએ આ સન્માન ભલે મારુ — જયાનન્દ દવેનુ — હોય, હકીકતમા, આ સન્માન કાલવિજયી સસ્કૃત ભાષાસાહિત્યનુ, એના અધ્યાપનનુ અને સમગ્રતયા વિદ્યાપ્રેમનુ છે, — એવી મારી દૃઢ પ્રતીતિ છે અને આવુ સ્તુત્ય આયોજન કરવા માટે સસ્કૃત અકાદમીનો તથા અઢી લાખ જેવી માતબર રકમનુ અનુદાન આપનાર શ્રી ગોપાલકૃષ્ણ ટ્રસ્ટ અને એના સર્વ ટ્રસ્ટીઓનો હુ અત કરણપૂર્વક આભાર માનુ છું

આ સન્માન થઈ રહ્યુ છે ત્યારે, અધ્યાપકો, વિદ્વાનો, સાહિત્યકારો અને નિમન્ત્રિત મહાનુભાવોની આટલી બહોળી સખ્યામા ઉપસ્થિતિ, મારા અગત આનદનો મોટો 'ગુણાકાર' કરે છે, 'Joy shared is joy squared' —એ અગ્રેજી કહેવતને સાર્થક કરે છે આ માટે પણ હું આપનો સહુનો ઋણી રહીશ.

પ્રકૃતિના નિયમ અનુસાર, નિયત ક્રમમા થઈ રહેલા ઋતુ-ચક્રના પર્યયનનુ નિરૂપણ એક સસ્કૃત શ્લોકમા આ પ્રમાણે મળે છે

*पर्येति चक्रं नियमाद् ऋतूनां*
*गते वसन्ते शिशिरोऽनुयाति ।*

પરતુ શ્લોકના ઉત્તરાર્ધમા કવિ આ નિયમનો અપવાદ આ રીતે નિરૂપે છે

*परं कदाचित् पुरुषस्य चित्ते*
*उदेति भूयः शिशिरे वसन्तः ॥*

— આ ઉત્તરાર્ધમાનો 'कदाचित्' શબ્દ 'આજના' આ શુભમગલ અવસરનો સકેત આપતો હોય તેમ, મારા 'ચિત્તમા' આજે શિશિરે વસન્ત 'નો પુનરપિ ઉદય થયો છે મારું સમગ્ર અન્તસ્તન્ત્ર અત્યારે વાર્ધક્યમાયે યૌવનના ચૈતન્યસ્પન્દનોની અનુભૂતિ કરી રહ્યુ છે !

શેક્સપિયરના નાટકમાના વિશ્વવિજેતા સીઝરે, યુદ્ધના સમરાગણમા આવતા જ, આવા ઉદ્‌ગારો કાઢ્યા હતા 'I came, I saw, I conquered !' — (Latin "Veni, Vidi, Vici !") આપ સહુની પ્રેમવર્ષાએ સીઝરના ઉક્ત ઉદ્‌ગારોને આ પ્રમાણે પરિવર્તિત સ્વરૂપમા રજૂ કરવાની મને ફરજ પાડી છે 'I came here, I saw you all, and I have been completely conquered !'

આપણા સ્વ. કવિ જગદીશ જોષીએ, એક ગીતમા, પરમેશ્વરને આવી પ્રાર્થના કરી હતી

*"અણગમતુ આયખુ લઈ લ્યોને, નાથ !*
*મને મનગમતી સાજ એક આપો !"*

કવિશ્રીએ તો 'અણગમતા આયખા'ના બદલામા 'મનગમતી સાજ'ની માગણી કરી હતી. કવિ કરતા હુ વધારે નસીબદાર છુ, કારણ કે મારું તો આયખુંયે 'મનગમતુ' છે અને એવા આયખાને અકબધ રહેવા દઈને, એક વધારાની બક્ષિશ તરીકે ઈશ્વરે મને આજની આ 'મનગમતી સાજ' આપી છે, — એ ઘટનામા ઈશ્વરીય ન્યાયવિતરણની શાશ્વત વ્યવસ્થામાની મારી અવિચળ શ્રદ્ધાની ફલશ્રુતિનો મને સાક્ષાત્કાર થાય છે

થોડા સમય પહેલા, ફ્રેન્ચ ચિંતક શ્રીમતી સિમોન વિલ (Mrs Simon Will)નુ 'Waiting for God' નામક પુસ્તક વાચ્યુ હતુ, તેમા એક વિધાન આ પ્રમાણે હતુ "ઈશ્વરને તાબે થવાથી નરકમા જવાતુ હોય અને તાબે' ન થવાથી સ્વર્ગનો લાભ મળતો હોય તો હુ ભગવાનની તાબેદારી સ્વીકારીને નરકમા જવાનુ પસદ કરીશ " આ વિધાન વાંચતા

જ, શ્રી અરવિંદનાં આ વારંવાર ઉદ્ધૃત થતાં વચનો યાદ આવી ગયાં : "ભગવાન માત્ર એ જ નથી, જે બાકીનાં બધાં ડૂબતાં હોય ત્યારે મને તારે છે; બાકીનાં બધાં બચી ગયાં હોય ત્યારે બચવાના એકમાત્ર છેલ્લા ઉપાય સમા લાકડાના પાટિયાને મારી પાસેથી ઝૂંટવી લે, એ પણ ભગવાન છે." ઈશ્વર-શરણાગતિની તીવ્રતાની આ પરાકાષ્ઠાની એક સ્વલ્પ મુદ્રાને અંતઃકરણમાં ટકાવી રાખવાનો મેં હંમેશ યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

અધ્યાપનનો વ્યવસાય, સ્વ. શ્રી રાજગોપાલાચારી કહેતા હતા તેમ, 'ચેતનની ખેતી' છે, એનો પદાર્થપાઠ મને કારકિર્દીના શુભારંભમાં જ મળ્યો, એને હું મારું સદ્‌ભાગ્ય સમજું છું. સામળદાસ કોલેજ(ભાવનગર)માંથી બી.એ.ની ડિગ્રી મેળવીને તા. ૮-૭-૧૯૩૮ના રોજ હું કરાંચીના ગુજરાત વિદ્યાલયમાં સંસ્કૃતના શિક્ષક તરીકે જોડાયો, ત્યારે મારું ૨૧મું વર્ષ ચાલતું હતું. તે વખતના અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં, એટલે કે Pre-Matric classમાં સંસ્કૃત ભણાવવાનું મને સોંપાયું. વ્યાકરણના પાઠ્યપુસ્તક તરીકે હતું ડૉ. ભાંડારકરનું 'Second Book of Sanskrit' ('સંસ્કૃત મંદિરાન્તઃ પ્રવેશ') બીજો ગણ, ત્રીજો ગણ, પરોક્ષ ભૂતકાળ, અદ્યતન ભૂતકાળ જેવા અઘરા પાઠો ભણાવતો હતો તે દરમ્યાન, એ વર્ગના હોશિયાર વિદ્યાર્થીઓએ લાગલાગટ પંદર દિવસ સુધી, અનેક અનિયમિત સંસ્કૃત રૂપોનાં recognition વિશે પ્રશ્નોની સતત ઝડી મારા પર વરસાવી. હું પામી ગયો કે મારી નાની ઉંમર, છોકરા જેવો મારો દેખાવ અને શિક્ષક-જીવનની શરૂઆતને અનુલક્ષીને તેઓ મારી કસોટી કરી રહ્યા હતા. મેં પણ સભાન રીતે સતત સ્વાધ્યાયશીલ રહીને, જરાયે મૂંઝાયા કે ગુસ્સે થયા વિના, સંપૂર્ણ સ્વસ્થતાપૂર્વક, એમના સર્વ પ્રશ્નોના સાચા ઉત્તરો આપ્યા. વિદ્યાર્થીઓએ પણ અંતે મારી કસોટી અંગેનો એકરાર કર્યો. આમ, કારકિર્દીના ઉંબરમાં જ આવો અનુભવ થતાં, મેં મનોમન એક સિદ્ધાંતને આત્મસાત્ કર્યો કે "A good teacher should never go to the class, unprepared." મારી અધ્યાપન-કારકિર્દીની સફળતાનો સંપૂર્ણ યશ આ સિદ્ધાંતના ચુસ્ત અનુપાલનને આભારી છે, એમ હું નમ્રતાપૂર્વક માનું છું.

આદર્શ અધ્યાપક તરીકેની મારી આવી વિભાવનાના સામે અંતિમે મૂકી શકાય એવો, ખરેખર બનેલો, એક પ્રસંગ રસપ્રદ ઉપરાંત શિક્ષણ સાથે સંકળાયેલ સર્વ માટે નેત્ર-ઉદ્દીપક (eye-opener) જેવો હોવાથી, એને અહીં રજૂ કરવાના પ્રલોભનને હું રોકી શકતો નથી. દેશની આઝાદી પછી, કરાંચી છોડીને ૧૯૪૭ના નવેમ્બરમાં મુંબઈની સિદ્ધાર્થ કોલેજમાં જોડાયો ત્યારનો, સાડા ચાર દાયકા પહેલાંનો, એ પ્રસંગ આ પ્રમાણે છે : સવારની એ કોલેજના ૯-૦૦ વાગ્યે શરૂ થનારા વ્યાખ્યાનની રાહ જોતાં અમે થોડા અધ્યાપકો અધ્યાપકખંડમાં બેઠા હતા, ત્યાં મારા સાથીદાર એવા એક સંસ્કૃતના અધ્યાપકે મને પૂછ્યું : "વર્ગમાં જવાનો ઘંટ વાગે, ત્યારે તમારા મનમાં કેવા ભાવો થાય છે ?" મેં તરત જ જવાબ આપ્યો કે "હું તો ઘંટ વાગવાની રાહ જ જોઉં છું અને મને તો 'વર્ગમાં સ્વર્ગ'નો જ અનુભવ થાય છે." મારા આ જવાબથી એમને કંઈ સંતોષ થયો હોય એવું જણાયું નહિ, અને મેં મૌન સેવ્યું; પણ પેલા પ્રોફેસરસાહેબે મને બીજો પ્રશ્ન પૂછ્યો : "મારા મનમાં કેવા ભાવો ઉદ્‌ભવે છે, એ તમે જાણો છો ?" મેં સ્વાભાવિક રીતે જ નકારમાં ઉત્તર આપ્યો, ત્યારે તેમણે પોતાના મનોભાવ આ પ્રમાણે જણાવ્યો : "मृच्छकटिक -નાટક('પ્રકરણ')ના નાયક ચારુદત્તને નાયિકા વસંતસેનાની હત્યા માટે ન્યાયાધીશોએ અપરાધી તરીકેનો ચુકાદો આપ્યા પછી, એ વખતના નિયમ પ્રમાણે, ચાંડાળો તેને ઉજ્જયિનીનગરીના માર્ગો પરથી શૂળીએ ચડાવવા લઈ જતા હતા ત્યારે, એ ચાંડાળો નગરજનોને ઉદ્દેશીને આ પ્રમાણે મોટેથી જાહેરાત કરતા હતા — श्रुणुत रे पौराः श्रुणुत । वसन्तसेनाघातकोऽयं चारुदत्तो वधस्तम्भं नीयते ।" પેલા પ્રાધ્યાપક મહાશયે ઉપસંહાર કરતાં, ધીમે સ્વરે,

મને કહ્યુ કે, "આ ઘટનાદમા મને આ શબ્દો સભળાય છે — ' अयमध्यापकोऽधुना वधस्तम्भ नीयते । ' '

આપણી જૂની પેઢીના એક સમર્થ શિક્ષણશાસ્ત્રી અને જેમણે ભારતની અનેક યુનિવર્સિટીઓમા કુલપતિ તરીકે યશસ્વી સેવાઓ આપી હતી તે ડૉ. શ્રી વિ. વિ. જોને એ જ અરસામા 'Times of India'મા એક લેખ 'Fit only to teach, — a fortuitous vocationalism' — એ શીર્ષકથી લખ્યો હતો, જેને અતે તેમણે, પોતાની રજૂઆતના સમર્થન તરીકે, એક limerick (હળવુ રમૂજી પદ્ય) આ પ્રમાણે ઉદ્ધૃત કર્યું હતુ

*'There was a young fellow named Besser*
*Whose learning grew lesser and lesser*
*Till it grew so small*
*That he knew nothing at all —*
*And now he is a Collage - Professor !*

વર્ગમા વધસ્તભની અનુભૂતિ કરનારા મારા પેલા સહાધ્યાપક-સાહેબ અને આ 'લિમરિક'માના શ્રીયુત બેસર જેવા 'તથાકથિત' અધ્યાપકોની જાતિ નિર્વંશ થઈ નથી, — એ 'દુર્ઘટના' આપણા સહુની ચિંતાનો વિષય બની રહે છે

ઘણા વર્ષો પહેલા, કગચી હતો ત્યારે, 'Les Miserables' નવલકથાના સુપ્રસિદ્ધ ફ્રેન્ચ સર્જક વિક્ટર હ્યૂગોની એક ઓછી જાણીતી નવલકથા 'LaughingMan' વાચી હતી સમગ્ર માનવજીવનને માત્ર ત્રણ ક્રિયાપદોમા જ સમાવિષ્ટ કરી દેતુ, તેમાનુ આ વાક્ય મને હમેશ માટે યાદ રહી ગયુ છે

"A man respires, aspires, expires"

શ્વાસલીલાનો આરભ, એટલે કે જન્મ અને એનુ સમાપન એટલે કે મૃત્યુ, એ બને ઈશ્વરાધીન છે, પરતુ એ બે અતિમોની વચ્ચે રહેલા, aspirationના તબક્કામા મનુષ્યને પોતાના બુદ્ધિ-શક્તિ કૌશલ વગેરેનો વિનિયોગ કરવાનો સારો અવકાશ મળે છે એ વિનિયોગનો શ્રેષ્ઠ પ્રકાર કયો ? સુપ્રસિદ્ધ આગ્લ કવિ H W Longfellowની આ પક્તિઓ, આ સદર્ભમા, મને હમેશા માર્ગદર્શન આપતી રહી છે

*Honour and shame from no condition rise*
*Act well your part and there the glory lies !*

આજની આ gloryના મૂળમા પણ, સોપાયેલી ભૂમિકાને યથાશક્તિ સારો ન્યાય આપવાની મારી ચીવટ જ રહી છે, એમ હુ નમ્રતાપૂર્વક સમજુ છુ

અતમા, આપ સહુ પ્રત્યે પુનરપિ કૃતજ્ઞતા વ્યક્ત કરીને, સારસ્વતધામની ઉપાસનાનો આ શ્લોક પ્રસ્તુત કરીને મારુ વક્તવ્ય પૂરુ કરુ છુ

*तद् दिव्यमव्ययं धाम सारस्वतमुपास्महे ।*
*यत्प्रसादात्प्रलीयन्ते मोहान्धतमसश्छटा ॥*

* ગુજરાત રાજ્ય સસ્કૃત સાહિત્ય અકાદમીને શ્રી ગોપાલકૃષ્ણ ટ્રસ્ટ જૂનાગઢ તરફથી રૂ અઢી લાખનુ અનુદાન મળેલુ એના વ્યાજમાથી રૂ ૨૧ હજાર અર્પણ કરી પ્રતિવર્ષ સસ્કૃતના એક વિદ્વાનનુ સન્માન કરવાની યોજનામા ૧૯૮૪-૮૫ના વર્ષ માટે સૌ પ્રથમ તા. ૨૩ ૪-૮૫ના રોજ અમદાવાદ ખાતે મારુ સન્માન કરવામા આવ્યુ ત્યારે આપેલો પ્રતિભાવ.

❏

## સાભાર સ્વીકાર

સરદાર પટેલ યુનિ. વલ્લભવિદ્યાનગર ૩૮૮૧૨૦ની સતદર્શન ગ્રથશ્રેણીના

**શાહ અબ્દુલ લતીફ** ડૉ. દશરથભાઈ ઠક્કર, કિં રૂ ૪૦ **નરસિંહ મહેતા** ડૉ. દર્શના ધોળકિયા, કિં રૂ ૪૬. **સંત કબીર** જયેન્દ્ર ત્રિવેદી, કિં રૂ ૬૦ **ગોસ્વામી તુલસીદાસ** મનુભાઈ પચોળી, 'દર્શક' કિં રૂ ૩૨ **શકરદેવ** ભોગીલાલ સાડેસરા, કિં રૂ ૨૫. **શ્રી રામકૃષ્ણ અને શ્રી વિવેકાનદ** જ્યોતિ થાનકી, કિં રૂ ૨૫. **ઈસ્લામદર્શન** ઇસ્માઇલભાઈ નાગોરી, કિ રૂ ૪૭

# કૃપાનો કણ પામનારી નિર્મલાબહેન પર્વતે

દુષ્યન્ત પંડ્યા

બધાં સરકારી ખાતાંની માફક ટપાલ ખાતાની લીલા પણ અકળ છે. અમેરિકાથી લખાયેલો પત્ર છઠ્ઠે દિવસે અને ઈંગ્લૅન્ડથી લખેલો પત્ર ચોથે દિવસે પહોંચાડ્યાનો રેકૉર્ડ છે તો, મુંબઈથી લખેલો પત્ર બાર દહાડે મળ્યાનો પણ રેકૉર્ડ છે. '૮૮ના જુલાઈની ૧૨મી તારીખનો મુંબઈનો એક આંતરદેશીય પત્ર ૨૩મીએ મળ્યો.

નિર્મલાબહેન પર્વતેનો પત્ર. લગભગ ત્રણ વરસ બાદ એ આવ્યો હતો. સહજ રીતે પત્ર ખોલ્યો. નાનેરી બહેન મોટાભાઈને લખે એવું માનવાચક સંબોધન હોય એ સ્વાભાવિક છે. એથી કંઈ આશ્ચર્ય ન થયું પણ, એ સંબોધન નીચેની પત્રની પહેલી કંડિકા આશ્ચર્યપ્રેરક હતી.

"પત્ર લખવાનું ઘણી વાર મનમાં આવ્યા કરે પણ આપના સુખશાંતિના સરોવરમાં મારી મૂંઝવણની કાંકરી નાખવાની ધૃષ્ટતા કરતાં સંકોચ અનુભવતી હતી."

નિર્મલાબહેન ઊંડી સંવેદનાનું માણસ હતાં. આવો કાવ્યમય પ્રારંભ નહિ તો સંભવી શકે નહિ. દુર્ભાગ્યે એ દુઃખની, ભયંકર દુઃખની વેદના હતી.

મારી નાની બહેન સમી એ નિર્મલાબહેનને ભગવાને એક એક જ દીકરી દીધી હતી. રૂપે એ મેનકા કે ઉર્વશી જેવી પણ, નિર્મલાબહેન અને એમના પતિ ડૉ. પર્વતેને દુર્ભાગ્યે જન્મજાત બહેરી ને મૂંગી. માતાની આ વિપત્તિ પાસે એમને આખી દુનિયા 'સુખશાંતિના સરોવરમાં' નહાતી લાગે ને ? તેમાંયે માતાનું હૈયું વીણાના તાર જેવું સંવેદનપટુ હોય ત્યારે ?

૨

૧૯૬૬ના સપ્ટેમ્બરમાં, ગોદરેજ કંપનીની ઉદયાચલ શાળામાં જોડાયો ત્યારે, જોડાવાની પૂર્વશરતરૂપે, શ્રી નવલભાઈ ગોદરેજ પાસે રહેવા માટે મકાનની અને એ મકાન શાળાથી દસબાર મિનિટ દૂરને ચાલવાને અંતરે હોય તેવી માગણી મેં કરી હતી. મારી એ માગણી શ્રી નવલભાઈએ મહેરબાનીપૂર્વક મંજૂર કરી હતી અને, કંપનીની પશ્ચિમે, પવાઈ ટેકરીઓના વિસ્તારમાં એક ટેકરી ઉપર આવેલાં મકાનોમાંના એક ઉત્તમ ગણાય તેવા મકાનમાં મને રહેવાનું મળ્યું હતું.

દરેક મજલે બબ્બે ફ્લૅટવાળા એ મકાનને બીજે અને સૌથી ઉપરને મજલે અમારા પાડોશી એક મહારાષ્ટ્રી સજ્જન સુધાકર જોગળેકર અને તેમનું પ્રેમાળ કુટુંબ રહેતું હતું. અમારા ફ્લૅટની બરાબર નીચે એક જુવાન અને બુદ્ધિશાળી ગુજરાતી એન્જિનિયર શ્રી વસંતભાઈ ઉપાધ્યાય એમના મોટા કુટુંબ સાથે રહેતા હતા. જોગળેકર બનારસ હિંદુ યુનિવર્સિટીના એન્જિનિયર હતા તો વસંતભાઈ ખડગપુરના આઈ.આઈ.ટી.ના. અમને એ બેઉ કુટુંબો જોડે ઘરોબાનો સંબંધ બંધાયો છે.

અમે ત્યાં રહેવા ગયાં ત્યાં સુધી અને ત્યાર પછી, લાંબા સમય સુધી જોગળેકર પાસે સ્કૂટર હતું અને વસંતભાઈ કે એમના ભાઈઓ પાસે કશું વાહન ન હતું. '૬૭ના અંતમાં કે '૬૮ની શરૂઆતમાં ગોદરેજ કંપની તરફથી વસંતભાઈને ઍમ્બેસેડર ગાડી મળી. કોઈ કોઈ વાર ઘાટકોપર બજારું કરવા જતી વખતે અમને એ ગાડીનો લાભ તેઓ આપવા લાગ્યા. પણ એમનો કામે ચડવાનો સમય સવારના સાતનો અને અમારી શાળાનો સમય સવારના દસનો. છૂટવામાં પણ અમે એમનાથી મોડેરા છૂટીએ. શાળાનાં બાળકોને અને શિક્ષકોના લાભાર્થે નામને દરે કંપનીની બસ દોડે તેમાં અમે જઈએ ને આવીએ.

એક સવારે કોઈ કારણસર હું બસ ચૂકી ગયો

અને સીડી ઊતરી ડાબા હાથે વળી ઢાળ ઊતરવા લાગ્યો ત્યા, અચાનક વસતભાઈ ગાડીનુ હોર્ન વગાડતા આવ્યા અમારા મકાનની દક્ષિણે એમની ગાડી પડી હતી પણ તે તરફ મે ધ્યાન નહિ આપેલુ. 'થેંક્યુ', કહી એમની બાજુમા બેઠો એ ઢાળનો વળાક વળતી ગાડી આગળ ચાલી ત્યા, નિર્મલાબહેનને એમની ચારપાચ વરસની દીકરીની સાથે ચાલીને જતા જોયા મારી માફક એ પણ ગાડી ચૂકી ગયા હશે એમ માની, અમારુ ગતવ્ય સ્થાન એક જ હોઈ, વસતભાઈને ગાડી થોભાવી એ મા દીકરીને સાથે લેવા મેં વિનતી કરી. ગાડી ઊભી રહી અને મે નિર્મલાબહેનને ગાડીમા આવી જવા કહ્યુ થોડા સકોચ સાથે પોતાની દીકરીને આગળ કરી એ બને પાછલી બેઠકે ગોઠવાયા. નિર્મલાબહેનને શુ બાળકો છે તે હુ જાણતો ન હતો. એમની આ દીકરીને મે ત્યારે પહેલી જ વાર જોઈ

ચારપાચ વર્ષની એક છોકરી — એનુ નામ અર્ચના છે — રૂપરૂપનો અબાર જોઈ લો અણિયાળા, વિશાળ લોચન. આખો જરા માજરી, તેજઝરતી ને પ્રસન્નતા વેરતી, જરા લાબો સોનચપા વર્ણનો ચહેરો સોનેરી ઝાયવાળા વાળની લાબી બે વેણી. ઘાટીલો, સુડોળ દેહ અને હાથના આગળા પગ લાબા ને ઘાટીલા. મે જરા બોલાવી તો હસી, કશુ બોલી નહિ. મને થયુ નાની છે તે શરમાતી હશે. પાચેક મિનિટમા અમે શાળાએ પહોચ્યા ત્યા પહોચ્યા પછી, અમને ઊતરતા જોનાર કોઈ શિક્ષકે આસ્તેથી મારા કાનમા કહ્યુ સર, એ છોકરી બહેરી મૂગી છે '

મારા સાથીના આ ચાર શબ્દોએ મને ઘડીભર માટે સ્તબ્ધ કરી દીધો. છોકરીને બહેરી મૂગી કરી તો વિધાતાએ આટલુ રૂપ શા માટે આપ્યુ ? અનુત્તરિત જ રહે તેવો પ્રશ્ન મારા ચિત્તમા ઊઠ્યો એ જન્મી હશે ત્યારે, એના પ્રથમ દર્શને નિર્મલાબહેનના મનમા કેવા કોડ જાગ્યા હશે ? પુત્રીના ભાવિના નકશામા કેવા રગો એ પૂરવા લાગ્યા હશે ? સ્વપ્નોની આખો વડે પુત્રીના ઉજ્જ્વલ ભવિષ્યના કયા કયા દશ્યો એ જોતાં હશે ? અને, અર્ચના વરસ દોઢ વરસની થઈ હશે ત્યારે, પુત્રી તદન બધિર છે, એની શ્રવણેન્દ્રિય સાવ ખોટી છે, એ કશુ જ સાભળી શકતી નથી ને તેથી એ બોલી શકતી પણ નથી એ ભાન નિર્મલાબહેનને થયુ હશે ત્યારે, એમની સમગ્ર સ્વપ્નસૃષ્ટિને કડડભૂસ તૂટવા માટે એક પોયન્ટના રિક્ટર સ્કેયૂલના ધરતીકપનીયે જરૂર પડી નહિ હોય.

એ મા દીકરી વિશે વધારે જાણવાની મને ઇચ્છા થઈ

૬૬ના સપ્ટેમ્બરમા ઉદયાચલ શાળાના આચાર્ય તરીકે જોડાયો ત્યારે મૂઝાઈ જવાય તેવુ મારે માટે ઘણુ હતુ. મરાઠી, ગુજરાતી, હિદી અને અગ્રેજી એમ ચાર ભાષાઓમા બાલમદિરથી શ્રેણી અગિયાર સુધીના વર્ગો ચાલે, શ્રેણી આઠથી શિક્ષણ વાણિજ્ય અને તાત્રિક એમ બે પ્રવાહોમા ફટાય, કપનીના વિભાગીય વડાઓના અને કારીગરોના બાળકો સાથે ભણે, પોતાના કર્મચારીઓના બાળકોને ભણાવવાની ફરજ સમજતા કપનીના સચાલકો એક રૂપિયાની નામની ફી લે, સરકારનુ અનુદાન ન લે. ટકોરા વગાડી ઉત્તમ શિક્ષકો પસદ કરે ચાર માધ્યમોમા અભ્યાસ કરતા એ ત્રણ હજાર બાળકો અને એમને સહાય કરતા લગભગ પોણા બસો શિક્ષકભાઈબહેનો ભારતની ભિન્ન ભિન્ન દસેક ભાષાઓ બોલે.

પાચ માળના વિશાળ ચદ્રાકાર મકાન ઉપરાત શાળાની પાછળ જ આવેલા એક રહેણાક મકાનના આઠેક ઓરડામા બાલમદિરના વર્ગો બેસે અને, ખાડી પરના એક મકાનમા, શાળાથી ચાલીને જઈએ તો વીસ મિનિટને અતરે, બાલમદિરના વર્ગો ચાલે ખાડી પરના એ વર્ગો પર રોજ જવુ શક્ય ન હતુ. આ પચમાળી ભવનમા અને બાજુમા આવેલા બાલમદિરના વર્ગોવાળા મકાનમા એકસરખુ ચક્કર મારવામા પણ દોઢેક કલાક વીતી જાય. મારે લેવાના તાસ કદી ન ચૂકવા એવુ વ્રત તો મે લીધુ ન હતુ પણ, વર્ગમા મોડા જવુ પણ મે ટાળ્યુ છે વહીવટી જવાબદારી રોજ સમય માગી લે. આટલા મોટા કર્મચારીગણ અને આચાર્યની વચ્ચે કડીરૂપ છ સુપરવાઇઝરો કામ કરે

જુદા જુદા કામના આ અરણ્યમાં બધાં શિક્ષકોનો પરિચય કેળવવાનું કાર્ય મારી રીતે હું કરતો રહેતો.

અમારી શાળાની કેટલીક વિશેષતા હું જાણવા પામ્યો : શાળાનાં બધાં શિક્ષકો બહુભાષી હતાં; જેમની માતૃભાષા મરાઠી હોય તેવાં ત્રણ શિક્ષકો ગુજરાતી માધ્યમમાં શિક્ષણકાર્ય કરતાં હતાં; જેમની માતૃભાષા ગુજરાતી હતી એવા બે શિક્ષકો મરાઠી માધ્યમમાં શિક્ષણકાર્ય કરતા હતા; અને કલા, હસ્તકામ, સીવણ, વ્યાયામ, સુથારીકામ, લુહારીકામ વગેરે વિષયો શીખવતાં શિક્ષકો બધી ભાષાઓમાં ભણતાં બાળકોના વર્ગો આસાનીથી લેતાં. ભારતની નાની આવૃત્તિ સમી શાળામાં, નિર્મલાબહેન પર્વતે ગુજરાતી વિદ્યાર્થીઓને વાણિજ્યના વિષયો ભણાવતાં.

વસંતભાઈની ગાડીમાંના સહપ્રવાસ પછી, એક વાર ચક્કર મારતી વખતે વિદ્યાર્થીઓ વગરના એક વર્ગમાં બેસી નિર્મલાબહેનને વહીઓ તપાસતાં જોયાં. શિક્ષકોના ખંડમાં બીજાં શિક્ષકો સાથે એ ભાગ્યે જ બેસતાં. પોતાના કામ પ્રત્યે પ્રીતિ અને ટોળટપ્પાં પ્રત્યે અપ્રીતિનું કારણ એ હશે, સ્વભાવથી પોતે જરા અતડાં હશે એમ માન્યું હતું તે, અર્ચનાને જોયા પછી સાવ સાચું લાગ્યું ન હતું. ત્યારથી મનમાં લાગતું હતું કે વ્યથાની સારડી એમના હૈયાને સતત વીંધી રહી છે અને પોતાની એ નિગૂઢ વ્યથાનું પ્રતિબિંબ પોતાના ચહેરા ઉપર કોઈ ન જોઈ જાય માટે, જરૂરથી વધારે બીજાંનો સંપર્ક એ ટાળતાં. વળી કોઈની દયાના પ્રદર્શનથી પણ એ દૂર રહેવા માગતાં હતાં. એમની સાથેની વાતથી જાણ્યું કે એમના પિતા ભાવનગરની સામળદાસ કોલેજમાં પ્રોફેસરપદે હતા અને નિર્મળાબહેને પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સ્વ. હરભાઈ ત્રિવેદીની ઘરશાળામાં લીધું હતું. હરભાઈ મારા આદરણીય મિત્ર હતા એમ મેં એમને કહ્યું. અમારી વચ્ચે સંબંધની એ એક કડી બંધાણી.

નિર્મલાબહેન એકવડા બાંધાનાં અને ઊંચી કાઠીનાં હતાં. સામાન્ય કોંકણસ્થ જેટલાં ગોરાં નહિ પણ ચિત્પાવનોની પ્રતિભાવાળાં એ હતાં. આંખો મોટી ને અણિયાળી. ચશ્માં પાછળની આંખોમાં બુદ્ધિનું તેજ અને અંતરનો વિષાદ તડકીછાંયડી રમે. મોં પર આછું હાસ્ય પણ તે મોના લીઝાના હાસ્ય જેવું, કોયડા જેવું, હશે એ ખ્યાલ કેમ આવે? શાળામાંનાં ચારેય ભાષામાધ્યમો પર તેમનો કાબૂ. કામમાં વ્યવસ્થિત અને નિયમિત. અતડાં નહિ પણ, વધારે પડતાં બોલકાં પણ નહિ. પોતાના વ્યક્તિત્વ ફરતી તેમણે એક એવી અદૃશ્ય દીવાલ ઊભી કરી હતી કે એ ભેદવાની કોઈની હિંમત ન ચાલે. અને એમની વ્યથાનો ઇલાજ ન જડે, ન દેખાડી શકાય, ત્યાં સુધી, સહાનુભૂતિના સૅકેરિનિયા શબ્દોનો અર્થ પણ શો ?

૩

શાળાના જુદા જુદા વર્ગો પર્યટને જતા, કોઈ સંસ્થાની મુલાકાતે જતા, સંગ્રહસ્થાનમાં જતા. એક મરાઠી વર્ગનાં બહેન મારી પાસે આવી કહે : "મુંબઈ સેન્ટ્રલ વિસ્તારમાં આવેલી મૂકબધિર બાળકોની શાળાએ અમારે મુલાકાત ગોઠવવી છે. તમે પત્ર લખી તારીખ અને સમય નક્કી કરી આપશો ?"

એ મુલાકાત નક્કી થઈ ત્યારે, એ બહેનને સૂચન કર્યું : "નિર્મલાતાઈનાં તુમચી બરોબર ન્યા" (તમારી સાથે નિર્મલાબહેનને લઈ જાઓ). નિર્મલાબહેન જોડાયાં. ગંતવ્ય સ્થાનથી એ અજાણ હતાં. ફરજના ભાગરૂપે એ આવતાં હતાં. મને થોડો રસ હોઈ હું પણ જોડાયો હતો.

મેં જગપ્રસિદ્ધ બાળકેળવણીકાર માદામ મોન્તેસોરી સાથે કામ કર્યું હતું. ૧૯૦૭–૦૮માં એમણે પોતાના કાર્યનો આરંભ મંદબુદ્ધિનાં બાળકો સાથેના કાર્યથી કર્યો હતો. એ કાર્ય માટે એમણે ફ્રેન્ચ દાક્તર/ શિક્ષણશાસ્ત્રી ઇતાર્દના પ્રયોગો અને અનુભવોનો ઉપયોગ સારા પ્રમાણમાં કર્યો હતો. માદામનાં લખેલાં ત્રણચાર પુસ્તકો વાંચ્યાં હતાં, સમધારણ બાળકોનો અને કોઈ પણ ઇન્દ્રિયની ક્ષતિ વગરનાં બાળકોનો વિકાસ જોયો હતો. હેલન કેલરની આત્મકથા વાંચી હતી અને બ્રેયૂલ વિશે આછી જાણકારી હતી. મૂકબધિરોના શિક્ષણ વિશે અતિશય આછા ખ્યાલ

હતા. એટલે, આ મૂકબધિરોની શાળાની મુલાકાત મારે માટે પણ શિક્ષણપ્રદ હતી. બાવીસેક બાળકો, એ બે શિક્ષિકાબહેનો અને મોરવાયા જેવો હુ, અમે સૌ ગયા.

જુહુને, ચેમ્બુરને પાલવા બદરને કે રાણીબાગને રસ્તે ન ફટાતી અમારી બસ કાળાચોકી પાસેનો ઉપરિસેતુ (ઓવરબ્રિજ) ઓળગી, બૉમ્બે સેન્ટ્રલ તરફ વળી અને ત્યા કોઈ જગ્યાએ આવેલી મૂકબધિર શાળા પાસે આવી ઊભી ત્યારે, પાટિયુ વાચી નિર્મલાબહેને જાણ્યુ કે અમે ક્યા આવ્યા છીએ

આવી શાળાઓ મોટી ન હોય અને તેમા સેકડો કે હજારોની સખ્યામા — અમારી શાળામા તે વેળા ત્રણ હજાર જેટલી વિદ્યાર્થીસખ્યા હતી — વિદ્યાર્થીઓ હોય નહિ. પાચસાત ઓરડાની એ શાળા હતી એ બધામા ચક્કર મારતા એટલી મિનિટો પણ ન લાગે. પરતુ, અમે ચક્કર મારવા આવ્યા ન હતા અમારા બાળકોને અમે અધ બાળકોની શાળાઓની મુલાકાતે લઈ જતા તેની પાછળ હતો તે જ હેતુ આ મુલાકાત પાછળ હતો. શ્રુતિ ન હોય તો વાણી ન ઉદ્ભવે. તો વાણી વિના સ્મૃતિ ક્યાથી સભવે ? બારચૌદ વર્ષના, બસમા આખે રસ્તે કલબલ કરતા બાળકો આ બાળકોને શિક્ષણ લેતા જોઈ, એમને બોલવાનો પ્રયત્ન કરતા ભાળી તથા એમના શિક્ષિકાબહેનો દ્વારા બોલાતા શબ્દોને યત્રોની સહાયથી મગજમા ઉતારતા નિહાળી મૂક, અવાક બની ગયા. નાના નાના એ પાચસાત ખડોમા ફરતા, આ બધુ જોતા, એ બાળકો સાથે હાથ મિલાવતા અને એમના શિક્ષિકાઓની દાસ્તાન સાભળતા દોઢ કલાક ક્યા વીતી ગયો તે અમને ખબર ન પડી. આ મુલાકાતનો મારો હેતુ મર્યાદિત હતો. પણ એક બીજી ઇચ્છાનુ માછલુ મારા મન-સરમા કૂદકા મારી રહ્યુ હતુ આ બધા વર્ગોમા નિર્મલાબહેન ક્રમસર ફરતા હતા, જુદા જુદા બાળકોને, બલકે તેમની મૂકબધિરતા કેટલી છે તેને, અવલોકતા હતા, તેમને તાલીમ આપતી શિક્ષિકાઓની ધીરજ તે જોતા હતા અને એ શિક્ષિકાઓના મોઢા પર કટાળાની નહિ, પણ કઈક કરી છૂટવાના આનદની લકીરો પણ એ જોતા હતા.

શાળાનુ ચક્કર પૂરુ કર્યા પછી, આચાર્યનો આભાર માનવા હુ ગયો ત્યારે નિર્મલાબહેન મારી સાથે આવ્યા આ શિક્ષિકાઓએ ક્યા તાલીમ લીધી હતી, તાલીમનો ગાળો કેટલો લાબો છે, રોજ કેટલો સમય આપવાનો વગેરે બાબતો તેમણે પૂછીને નોધી લીધી. એમના વિષાદના ઘન અધકારમા પ્રકાશનો પહો ફૂટવા લાગ્યો હોય તેમ લાગ્યુ. એમને લાગ્યુ કે પ્રેમળ જ્યોતિએ માર્ગ દેખાડ્યો છે

એ શૈક્ષણિક વર્ષને અતે નિર્મલાબહેન શાળામાથી છૂટા થઈ ગયા અને વિલેપાર્લે પૂર્વમા, ચકાલાઅધેરી તરફ જતે રસ્તે, રેલવે ફાટકથી ત્રણચાર મિનિટને પગરસ્તે આવેલી પ્રાચી સોસાયટીમા રહેવા ચાલી ગયા. એમના પતિ ડૉ. પર્વતે પારલાની મરાઠી માધ્યમની કોલેજમા ભૌતિકશાસ્ત્રના અધ્યાપક હતા. છૂટા પડતા એ મા દીકરી માયાનુ બધન લગાડી ગયા હતા.

૪

દર રક્ષાબધને એમનો લાગણીભર્યો પત્ર આવતો. ભાવનગર રહેલા એટલે નૂતન વર્ષાભિનદન પણ પાઠવે બને પત્રોમા બેચાર લીટીમા અર્ચનાની પ્રગતિ આલેખે. પોતાને ઘેર આવવાનુ ખૂબ વિવેકભરી ભાષામા લખે. એવા આર્જવભર્યા શબ્દો હોય કે પારલા જવાનુ થાય ત્યારે — અમારે ઘણી વાર તેમ થતું — એકાદ વાર, એમને પ્રાચીને દ્વારે જઈ આવીએ.

ઘટડી વગાડીએ એટલે કૂદતી સસલીની ઝડપે દોડતી આવી અર્ચના જ બારણુ ઉઘાડે હસીને આવકારે, વદન કરે, પડખામા ભરાય આ વાત્સલ્યવર્ષા જોઈ આનદ પામતા એના માતાપિતા એને રોકવાનો યત્ન કરે પણ એમને ન અર્ચના સફળ થવા દે ન અમે તેમ થવા દઈએ વરસમા એકબે વાર મળવાનુ ભલે થતુ પણ ત્યારે ખગ વળી જતો. નિર્મલાબહેનની વાતનો વિષય એક જ અર્ચનાની પ્રગતિ. પેલી શાળા જોયા પછી પોતે મૂકબધિરને શીખવવાની તાલીમ લીધી હતી.

એ તાલીમ નોકરી મેળવવાની લાયકાત પ્રાપ્ત કરવા માટે ન હતી. પોતાની એકની એક પુત્રીનો ભવ સુધારવો હતો. વિધાતાએ મારેલી હીણપતની મેખ કાઢી અર્ચના કેવું સો ટચનું કંચન છે એ બનાવવાનો અદમ્ય ઉત્સાહ હતો. એમના એ ઉત્સાહના નાયગરા આગળ, પુત્રીની કુદરતી ખામીને લઈને વધારે ઉત્કટ થયેલા માતૃપ્રેમ આગળ, જરા મોડા લાધેલે માર્ગે ચડ્યા પછી નિશ્ચિત ધ્યેયે પહોંચવાની તમન્ના આગળ જીવનનાં બધાં સુખો, જિંદગીની બધી મહેચ્છાઓ, સમાજના બધા વ્યવહારો તુચ્છ બની ગયા હતા. નિર્મલાબહેનના ચહેરા પરની વિષાદની કાલિમા ધોવાઈ ગઈ હતી અને કૃત્રિમ હાસ્ય અદૃશ્ય થઈ ગયું હતું. હવે નિર્મલાનું ચિત્ત નિર્મલ બન્યું હતું અને એમના મનને પ્રસન્નતા લાધી હતી. હતાં એવાં સૂકાં ને સૂકાં જ પણ, એમના હલનચલનમાં વેગ આવ્યો હતો. હવે બીજાં બાળકો પણ એમને ગમતાં. અર્ચનાથી ચારપાંચ વર્ષ નાની અમારી વરદા અર્ચનાની પ્રીતિપાત્ર હતી જ, હવે એની માતાની પ્રીતિપાત્ર પણ બની હતી.

સમય વેગથી વહી જાય છે. ઉદયાચલમાંથી નિવૃત્તિ લઈ મુંબઈમાં જ હું રહું તે માટેના સ્વ. મધુરીબહેન શાહના આગ્રહને સાભાર નકારી હું જામનગર આવ્યો અને મારી પાછળ પુષ્પા પણ આવી. રક્ષાબંધનના અને દિવાળીના પત્રો ઉપરાંત વધારાનો એકાદ પત્ર નિર્મલાબહેનનો આવતો. બધા પત્ર હર્ષછલોછલ હોય, અર્ચનાની પ્રગતિના વેગના સમાચારથી. અમારો પ્રતિભાવ આનંદનો જ હોય. મુંબઈ છોડતાં પહેલાં, એમના નિમંત્રણથી, એ મા-દીકરી જે શાળાએ જતાં તેની મુલાકાતે અમે બેઉ જઈ આવ્યાં હતાં. અર્ચના જે ઝડપથી બધું શીખી રહી હતી એ જોઈ અમને થયેલા આનંદે નિર્મલાબહેનની પ્રસન્નતામાં વધારો કર્યો હતો. ઠુંગરાઈ ગયેલી એમની જીવનવેલમાં ચેતનારસનું પુનર્નિર્માણ ચાલુ થયું હતું. તે પછીના સમયમાં, પોતાની બુદ્ધિપ્રતિભાને જોરે અર્ચના હરણફાળો ભરી રહી હતી.

તા. ૪ કે ૫-૧૧-૮૫ના રોજ ટપાલમાં એક જાડો લિફાફો આવ્યો. તા. ૨-૧૧-૮૫ના એ પત્રમાં નિર્મલાબહેને આનંદ સાથે ઊંડી હૈયાવરાળ ઠાલવી હતી. ચિ. અર્ચના ઘણા સારા ગુણ લઈ એસ.એસ.સી.માં ઉત્તીર્ણ થઈ હતી તેનો આનંદ હતો. પત્રના આરંભ પછીની ત્રણચાર પંક્તિઓમાં તે વ્યક્ત કર્યો હતો. પણ આઠ પાનાંના એ પત્રમાંનો બાકીનો બધો ભાગ, અર્ચનાને જુનિયર કૉલેજમાં પ્રવેશ મળે એ માટે એમણે કરેલા પ્રયત્નોની વિફલતાની વેદનાથી નીતરતો હતો. એ પ્રત્યેક શબ્દમાંથી એમના વીંધાયેલા હૈયાના ઘાવ ચૂતા હતા. પારલાથી ચર્ચગેટ સુધીની અનેક કૉલેજનાં પગથિયાં ઘસ્યાં, કલાકો સુધી દરેક જગ્યાએ લાઇનમાં ઊભાં રહ્યાં, કાકલૂદીઓ કરી પરંતુ, બધી કૉલેજના આચાર્યોનો એક જ જવાબ. સૉરી, તમારી દીકરી નૉર્મલ નથી એટલે એને પ્રવેશ આપવાનું જોખમ અમે લેવા માગતા નથી. એસ.એન.ડી.ટી.માંથી પણ એ જ ઉત્તર સાંભળવા મળ્યો. "તમે તદ્દન અભણ પુખ્ત વયની બૈરીઓ માટે શિક્ષણની વ્યવસ્થા કરો છો તો, મારી પુત્રી તો બુદ્ધિશાળી છે. એ મૂંગીબહેરી છે તે શું એનો વાંક છે ? શા માટે એને પ્રવેશ આપતાં નથી ? વાઇસ ચૅન્સેલર મધુરીબહેનની ઑફિસમાં દોડી જઈ એમની સમક્ષ આક્રોશ ઠાલવવા મન થયું પણ છાતી પર સંયમની શિલા મૂકી, આંસુની સીધી વરાળ કરી એ પાછાં ઘેર ગયાં.

પણ પત્રના અંતભાગમાં આશ્વાસનરૂપે ઉલ્લેખ હતો કે મારી મૂંગીબહેરી અર્ચનાને કોઈ કમ્પ્યૂટર ક્લાસના સંચાલકે દયા દેખાડી દાખલ કરી છે. એ બહાને જે બેત્રણ હજાર મળ્યા તે, એમ કદાચ એ સંચાલકની ધારણા હશે. નિર્મલાબહેનને હાશ તો થઈ !

પછી મુંબઈના આંટા ઓછા થયા ને જે થયા તે સ્વજનોની માંદગી પ્રસંગે. દર્દીનો ખાટલો, દાક્તરોનાં દવાખાનાં અને જાતજાતની તપાસનાં તપાસખાતાં ને દવાની દુકાન. આ ત્રણ તીર્થધામોની પ્રદક્ષિણા કરવા આડે સામાજિક સંપર્કોની સમય અને એ માટે મન ન રહેતાં, પારલાની પ્રતીચિમાંથી પ્રાચીમાં જવા

અવકાશ ન રહેતો. કોઈ વાર એમ ન હોય તો રોકાણ એકદમ ટૂંકુ હોય અને કામ પતાવી પાસરા ઘેર જવા ગાડી પકડી હોય. લગભગ ત્રણ વરસ વીતી ગયા. શુ સમય પણ અમને છેટા પાડી રહ્યો હતો ? લગભગ ત્રણ વરસ એમ જ વીતી ગયા. ત્યા, '૮૮ના જુલાઈની ર૩મી તારીખે અચાનક નિર્મલાબહેનના હસ્તાક્ષરવાળો આતરદેશીય પત્ર ટપાલી આપી ગયો.

પ્રેમાદરભર્યું સબોધન તો હોય જ પછી તરત જ, લેખની શરૂઆતમા જે ત્રણ પક્તિઓ ઉતારી છે તે 'સકોચ'ના અનુભવની. સકોચનુ એ કોચલુ ભેદી અમારા 'સુખશાતિના સરોવરમા' એમણે શો કાકરીચાળો કર્યો હતો ? એમના જ શબ્દો વાચીએ

"એક માસ પહેલા ભગવાને મારી ઝોળીમા કૃપાનો કણ વેર્યો અને મણમણની મુસીબત સારા પ્રમાણમાં ઓગળી ગઈ ચિ. અર્ચના State Bank of Travancoreમા through employment exchange નોકરીએ નિમાઈ ગઈ અને છેલ્લા માસમા confirm થઈ, as a typist આપની ચિ. વરદાની સતત વર્ધમાન ઊચાઈ આગળ માત્ર ચાર આગળની ઈંટ જેવી ઊચાઈ ગણાય પણ, પગભર થવા માટે મળેલી આ પાકી ઈંટ એની જિંદગીનો પાયો પાકો કરે છે, એટલે જ અમારે માટે આપ સહુની સહાનુભાવ (સહૃદય, સક્રિય) હોવાને કારણે આપને ધરપત આપનારા સમાચાર આપ્યા વગર રહેવાતુ પણ નથી. આપ સહુની આશિષ શુભેચ્છાઓ ફળી. હજુયે હાસિલ કરવાનુ ઘણુ છે પણ એ માટે રાહ જોવા જેટલી શાતિ મળી.

"મને એમ હતુ કે હવે દોડધામ શમી ગઈ પગ વાળીને બેસીશ ઉમર વર્ષ ૫૦મે મારો વિસ્તાર વધારીશ. પણ મારા નસીબમા એવુ કોઈએ લખ્યુ નથી લાગતુ

"મારા મનમા અપાર શાતિ કે મારા સ્વજનોને હવે અમારા કમભાગ્ય ખાતર નીચુ જોવાનો વારો નહિ આવે. ચિ અર્ચનાના હાથમા ધર્માદાની ઝોળી નહિ આવે.

"મારી પાસે આથી બીજો કોઈ સમૃદ્ધ મૂલ્યવાન અનુભવ નથી કે આપ સહુની સાથે share કરુ. આપ સહુના અપાર સ્નેહને સદાકાળ વાછતી.

એ જ લિ.
નિર્મલા જ પર્વતે"

નિર્મલાબહેને પત્ર હાથેથી નહિ હૃદયથી લખ્યો હતો. પદ્મા એમના અતરનુ તુમુલ ઘમસાણ, એ શમતા લાધેલી શાતા અને અર્ચનાની શારીરિક ક્ષતિને કારણે પોતાના કુટુબવિસ્તારની શક્યતા અસભવિત લાગતા થતી માર્મિક પીડા, એ સવેદનાત્રયીનુ અદ્ભુત કાવ્ય હતુ. બહેરીમૂગી અર્ચનાનો કોઈ હાથ નહિ ઝાલે એવી દહેશત એમને હશે ? અર્ચનાનું લગ્ન ન થતા પોતાનો વશવિસ્તાર નહિ થાય એ વ્યથા એમને કોરતી હશે ? દુર્ભાગ્યે આ પ્રશ્ન એમને પૂછી શક્યો નહિ અને એમની સાથે વાત કરી એમના અતરનો તાગ પામી શક્યો નહિ અર્ચનાને હાર્દિક અભિનદનનો તથા અમને થયેલી ખુશાલીનો પત્ર મે તુરત જ લખ્યો. વરદાને આ ખબર તરત જ આપ્યા અને તેની જાણ પણ નિર્મલાબહેનને તે પત્રમા કરી. જેમ જ્ઞાનપ્રાપ્તિનો સિહગઢ અર્ચનાએ સર કર્યો અને આવી સરસ નોકરીનો તોરણા જીત્યો તેમ, ઈશ્વરની કૃપાથી એ લગ્નનો છેડરિયો ગઢ પણ જીતે એવી શુભેચ્છા વ્યક્ત કરી.

એ પત્ર અનુત્તરિત રહ્યો તે પછીના ચાર છ મહિનામા મારે મુબઈ જવાનુ બન્યુ નહિ. અચાનક એક દિવસે ટપાલમા એમના પડોશી અને અમારા ઉદયાચલના સાથી આશાબહેનનો પત્ર "હૃદયશૂલથી નિર્મલાબહેનનુ અવસાન થયુ છે અને ડૉ. પર્વતે મુબઈ છોડી પુણેની કોઈ કોલેજમા જોડાયા છે"

નિર્મલાબહેનનુ હૃદય આટલા વર્ષ કેમ ટકી રહ્યુ હશે ? માના હૈયા જેવો કોમળ બીજો કોઈ પદાર્થ હશે ? તેમાયે આવા ક્ષતિગ્રસ્ત બાળકની સવેદનાપટુ માતાનુ હૃદય ભગવાને શાનુ બનાવ્યુ હશે ? ક્ષતિગ્રસ્ત બાળકને જન્મ આપવા બદલની લજ્જા, એ બાળકના સમાજમા અસ્વીકારની ઘૃણા, એના ભાવિ વિશેનો ભય અને આ બધાને લઈને સસારમાથી ઊઠી ગયેલુ

મન લઈને શ્વાસ લેતાં નિર્મલાબહેને અર્ચનાને માટે શું શું નહોતું ત્યાગ્યું ? એને શિક્ષણ આપવા માટે એમણે કેવી ભગીરથ પુરુષાર્થ કર્યો હતો ? મુંબઈના ગાઢ અરણ્યમાં કુંતીની માફક તેઓ વનવાસ સેવી રહ્યાં હતાં. પોતે તજી દીધેલા પુત્ર કર્ણને દુર્યોધને રાજા બનાવ્યો હતો છતાં હૃદયવિદારક વેદના કુન્તીને પીડતી કારણ, કર્ણનો સ્વીકાર રાજપુત્ર તરીકે સમાજ કરતો ન હતો. ત્યારે, અર્ચના પોતે ત્યાગી ન હતી, એ અતિશય રૂપાળી હતી છતાં સમાજ એનો સ્વીકાર કરતો ન હતો એ માના અંતરની વ્યથા એમના હૃદયને સદા વીંધતી જ રહી અને અર્ચના જરાક પણ ઠેકાણે પડી, જગતના સ્વીકારની કેડીએ ચડી ત્યાં કદાચ, આનંદનો જે ઓઘ એમના અંતરમાં વ્યાપ્યો હશે તે જીવલેણ બન્યો હશે ?

જે હોય તે, નિર્મલાબહેન જતાં હૃદયનો એક ખૂણો ખાલીપો અનુભવે છે. વિશેષ ખાલીપો તો એ કારણે કે, ત્યાર પછીથી અર્ચના વિશે કશું જ જાણવા મળ્યું નથી. મહાકવિ કાલિદાસની ઉક્તિ મુજબ અંતઃકરણની પ્રવૃત્તિને પ્રમાણ ગણીએ તો, અમારાં અંતઃકરણ અમને કહે છે કે અર્ચના પરણી ગઈ છે અને નિર્મલાબહેનનો આત્મા એથી સંતુષ્ટ થયો છે. એમની ઝોળીમાં ઈશ્વરે કૃપાનો જે આ મોટો કણ નાખ્યો છે તેથી એ છલકાઈ ગઈ છે.



## સારિકા પંજરસ્થા !

*કે મને ક્યાંથી ફૂટી રે ! આવી લાગણી ?*
*મેં તો સારિકા સમજીને પોષી છે જીવનભર*
*જીવવા નામે જ એક નાગણી !*
*કે મને ક્યાંથી ફૂટી રે ! આવી લાગણી ?*

*મારી આંગળીઓ એકઠી કરી તો થયો માળો*
*ને ધસમસતું લોહી થયું ડાળખી;*
*મેં તો આંખની બખોલે ના જાણે કઈ વેળાએ*
*ઝૂલાની હલચલને આળખી ?*

*જેને અણસમજુ બાળક સહુ ટહુકો ગણે છે*
*એમાં સુખની પડઘાઈ જતી માગણી !*
*કે મને ક્યાંથી ફૂટી રે ! આવી લાગણી ?*

*કદી સપને કે સ્મરણે કે સામે ઊભી*
*મેં એને જોયું છે હોવાના કાચમાં;*
*પછી દાડમની જેમ મારા દિવસો ફોલીને*
*ક્ષણેક્ષણને મૂકી છે એની ચાંચમાં,*
*નથી ખરતાં પીંછાં ને કશું ખરવાનું દુઃખ*
*એ તો મૂળમાં ભળવાની હશે કાપણી !*
*મેં તો સારિકા સમજીને પોષી છે જીવનભર*
*જીવવા નામે જ એક નાગણી !*
*કે મને ક્યાંથી ફૂટી રે ! આવી લાગણી ?*

વીરુ પુરોહિત

# પંચકન્યા

પ્રીતિ સેનગુપ્તા

ઓરિસાના કળાખચિત મદિરોમા દેવદાસીઓના ભાવવિભોર નૃત્યોની પ્રથા બે હજાર વર્ષથી પણ વધારે ચાલતી રહી હોય તેમ મનાય છે વિશેષ રીતે, પુરીના મંદિરમા શ્રી જગન્નાથ ઠાકુરની સામે નૃત્ય કરવુ તે આ નૃત્યાગનાઓ માટે ધર્મ અર્થ, કામ અને મોક્ષ — બધુ જ હતુ. આ સ્ત્રીઓ પાછી સસારી અને વિવાહિત પણ રહેતી, અને વશ પ્રતિવશ પોતાની કન્યાઓને દેવદાસીના પદને યોગ્ય બનાવતી એમને પુત્રો પણ જન્મતા જ હશેને ? એમાના કોઈ કોઈ વળી નર્તક બન્યા પણ હશે.

ગુરુ શ્રી પકજચરણ દાસ આવા એક નાટ્યરત્ન છે દેવદાસીઓની શુદ્ધ વશવેલીમા જન્મીને જાણે ગર્ભથી જ એ નૃત્યનો પ્રેમ પામ્યા હતા, અને શિશુકાળથી જ નૃત્યશિક્ષણ પામી પછીથી પોતે જ નૃત્યવિદ તથા મહાગુરુ બન્યા. આ ઓડિસી નૃત્યાચાર્યના પટ્ટશિષ્યા તે ઋતા દેવી. છેલ્લા ઘણા વર્ષોથી એ ન્યૂયોર્ક શહેરમા રહે છે ભારતમા અને વિશ્વના ઘણા શહેરોમા એમણે નૃત્યોના કાર્યક્રમ રજૂ કર્યા છે વધારે એ રિથાદેવી તરીકે જાણીતા છે હવે તો એમની ઉંમર થઈ કહેવાય — જોકે લાગે નહિ પણ હુ નાની હતી ત્યારે અમદાવાદના ટાઉન હૉલ આગળ એમના નૃત્યની રજૂઆતની જાહેરાતનુ મોટુ બિલ-બોર્ડ જોયુ હતુ નૃત્યની એક આકર્ષક મુદ્રામા એમનુ આલેખન પણ હતુ.

એ વખતે આ વિખ્યાત નૃત્યાગનાની છબી જોઈ ારે પ્રભાવ પડેલો. ત્યારે ક્યા ખબર કે ક્યારેક ોળખાણ થશે, અને મૈત્રી પણ ? રિથાદેવી ભરતનાટ્યમ્ અને કુચિપુડી શેલીના નૃત્યો તો કરતા । પણ છેલ્લા ત્રીસ ઉપર વર્ષોથી એમનુ એકમાત્ર ધ્યેય ઓડિસી નૃત્યશૈલીના પ્રચાર અને વિકાસ પ્રત્યે રહ્યુ છે તાજેતરમા એમના એક કાર્યક્રમમા, એમણે જ મુદ્રામડિત કરેલાં, ઓડિસી સાહિત્યમાના ત્રણ સુદર પ્રેમ કાવ્યો જોવા મળ્યા.

એ ઉપરાત, ગુરુ શ્રી પકજચરણ દાસ પાસેથી રિથાદેવીને શીખવા મળેલુ, હવે લગભગ અપ્રાપ્ય એવુ, અસામાન્ય એક નૃત્ય પણ એમણે રજૂ કર્યું. દવદાસીઓની પ્રાચીન નૃત્ય પરપરામા 'પચકન્યા' નામનુ એક નૃત્યનાટ્ય સર્જાયેલુ એમા એવી પાચ પૌરાણિક સ્ત્રીઓનુ નિરૂપણ છે જે બધી — પોતાનો કોઈ વાક ન હોવા છતા, ભાગ્યવશાત્ અત્યત દુખી થઈ હતી અહલ્યા, દ્રૌપદી, તારા, મંદોદરી અને કુંતી. એ પાચે પાચનુ નૃત્યદર્શન તો વળી ક્યારે થવાનુ, પણ એ રાતે રિથાદેવીએ એમાંનુ એક — મદોદરીનુ નૃત્યનાટ્ય ભજવ્યુ હતુ આ અનુષ્ઠાનની વિશિષ્ટતા એ છે કે ફક્ત એક જ નર્તકી કથાના બધા પાત્ર મૂર્તિમત કરે છે ને આથી જ આ રજૂઆત કળાકાર પાસેથી ઉચ્ચતમ નૈપુણ્ય માગી લે છે

એક નાની મડુકી ઋષિના આશિષથી સુદરી વામા મદોદરીમા રૂપાંતર પામે છે — ત્યાથી શરૂ કરીને રાવણનુ મૃત્યુ અને રામ દ્વારા મદોદરીને વિભીષ ગ સાથે પરણાવી દેવુ — ત્યા સુધી આ નૃત્ય કથા પહોચે છે દરમ્યાન રિથાદેવીએ ખૂબ સુદર તેમ જ સુસ્પષ્ટ રીતે મડુકી ઋષિ, સર્પ, મદોદરી, રાવણ, વાનર હનુમાન, રામ — એ બધા જ પાત્રો ભજવી બતાવ્યા.

મદોદરી સતી ગણાય છે પરન્તુ પ્રિયતમ/પતિને ગુમાવ્યાની વેદના વ્યક્ત કરવાનો સમય પણ એને મળતો નથી. પણ આ તો વ્યથાથી અભ્યસ્ત ભારતીય

સ્ત્રી. ગ્રીક નાયિકા શું કરે ? ને તે પણ જો યુરિપિડીઝ જેવા નાટ્યકારના કરુણ નાટક 'મેડિઆ'ની નાયિકા હોય તો ?

મેડિઆનો પતિ રાજા છે, પણ રાણીનું સુખ એના લલાટે નથી. પતિ જેસન નાની વયની યુવતી માટે મેડિઆને છોડે છે. ક્રોધ, વ્યથા ને વેરના ભાવોના મિશ્રણથી ચિત્તભ્રમ પામેલી મેડિઆ હરીફ સ્ત્રીને ઝેરથી મારી નાખે છે. જેસનને ભલે જીવતો રાખે છે, પણ તે એને તીવ્રતમ પીડાના અંધારા ઊંડાણમાં ફેંકવા જ. ને આ સિદ્ધ કરવા મેડિઆ પોતાને જ હાથે પોતાના બે નાના દીકરાઓની હત્યા કરે છે.

ગયા વર્ષે ઇંગ્લેન્ડમાં આ નાટક મેં જોયેલું. મુખ્ય પાત્રમાં હતાં વિખ્યાત અભિનેત્રી ડાએના રિગ (Rigg). ઘણાં વર્ષોથી ટેલિવિઝન પર બ્રિટિશ કાર્યક્રમોમાં હું એમને જોતી રહેલી, તેથી નજર સામે એમને જોવાની તક મળતાં હું બહુ ખુશ થયેલી. અભિનય ઉત્કૃષ્ટ હતો અને મંચની રચના પણ અસાધારણ હતી. કાળાં કપડાંથી ઢંકાયેલી ત્રણ સ્ત્રીઓનું 'કોરસ' અસરકારક હતું. કેન્દ્રસ્થાને હતી મેડિઆ. દીકરાઓને થોડું વહાલ જરૂર કરે છે, પણ વધારે સમય એ હત્યારાં કૃત્યો માટે પોતાની જાતને મક્કમ કરવામાં ગાળે છે. આ સ્ત્રી ચુપચાપ 'અન્યાય' સાંખી લે તેવી નથી. એ કહે છે, "એક વાર બાળકને જન્મ આપવા કરતાં ત્રણ વાર યુદ્ધ-મેદાનમાં ઢાલ-તલવાર સાથે ઊભા રહેવું હું વધારે પસંદ કરું."

અઢી હજાર વર્ષ પહેલાં લખાયેલા આ નાટકમાં આ સ્ત્રી-પાત્ર 'શિકાર' છે, તેમ 'શિકારી' પણ છે. મેડિઆ જો પીડા પામે છે, તો એ પીડા આપે પણ છે.

મોટે ભાગે તો સ્ત્રી પીડા પહોંચાડી શકવાની સ્થિતિમાં હોતી જ નથી. આવું આલેખન એક નવા ચલચિત્રમાં જોયું. અમેરિકામાં વસતાં અનીતા દેસાઈ નામનાં નવલકથાકારની લખેલી, 'In Custody' નામની નવલકથાને ઇસ્માઇલ મર્ચન્ટે દિગ્દર્શન આપીને પડદા પર ઉતારી. આખી વાર્તા, દિગ્દર્શન અને તેથી સિનેમા બહુ સારાં ના લાગ્યાં. પાત્રવરણી હતી તો અફલાતૂન — શશીકપૂર, શબાના આઝમી, નીના ગુપ્તા, ઓમ પુરી. દરેક પાત્ર એવું તો દયાજનક લાગે — જુદી જુદી રીતે. શશી કપૂરને જોઈને મને થયું, નક્કી આ સ્થૂળતા મેકપ અને વેશભૂષાને લીધે છે. પણ ના, ખરેખર જ એ પૃથ્વીરાજ કપૂરના કદના થઈ ગયા છે. એક જમાનાના વિખ્યાત, ને હવે ભુલાઈ ગયેલા શાયર તરીકે એમનો અભિનય ઠીક છે, પણ જુગુપ્સાજનક પાત્રાલેખન છે. શીર્ષકનો ઉર્દૂ પર્યાય 'મુહાફિઝ' છે — એટલે કે 'રક્ષા કરવાવાળો' કે 'રક્ષક'. બેમાંથી એકેય શીર્ષક બહુ સાર્થ નથી લાગતું.

પણ બે વાત માટે એ પ્રસંગ યાદ રહેશે. મને એક ખાસ શો માટે આમંત્રણ મળેલું, ને નાના, સરસ ગૃહમાં માંડ વીસેક પ્રેક્ષકો હતાં. એમાંના એક હતાં જેકલીન કેનેડી ઓનાસિસ. એમનાં મૃત્યુના મહિનાએક પહેલાંની આ વાત. પણ અમેરિકાની એ 'રાજવી' વ્યક્તિ ગણાય. એ સામસામેથી, આટલાં નજીકથી જોવા મળે તે જ નવાઈ. વાત પણ કરી શકાઈ હોત, પણ અંગતતા જેવી એમની હોય, તેવી મારી પણ હોય.

'ઇન કસ્ટડી' સિનેમામાં બિલકુલ ક્ષતિહીન પાત્ર જો હોય તો તે 'નાની બેગમ'નું છે. શબાના આઝમી એને યાદગાર રીતે ભજવે છે. આખી વાર્તા કહેવાનું અહીં શક્ય નથી, પણ મોટા શાયર સાથે રહીને એમની કલ્પના પણ ખીલી છે, સુંદર શાયરી લખવાનું એ પણ શીખી ગયાં છે. એ પાત્રના કેન્દ્રમાં આ છે — એક સ્ત્રીની સંવેદનશીલતા, સર્જનાત્મકતા અને એ અભિવ્યક્ત કરવા માટેની એની ઝંખના, એની જરૂરિયાત. પણ એ શક્ય નથી, કારણ કે એ સ્ત્રી છે. કોઈ એમને સર્જક તરીકે, કવયિત્રી તરીકે દાદ કે ધ્યાન આપતું નથી ને એ એમના અપૂર્ણ જીવનની મોટી કરુણતા છે. પરિસ્થિતિ કોઈ રીતે બદલાય તેમ નથી, ને છેલ્લે એ ચિત્કાર પાડે છે : "મૈં શાયરા હૂં." આંખમાંથી ચોધાર આંસુ વહી જાય છે, ને ત્રણે શબ્દો પર વારાફરતી ભાર મૂકતો એ ચિત્કાર ચોતરફ

પડઘાતો જાય છે

હૃદયની પીડાને આટલી સ્પષ્ટ અભિવ્યક્તિ પણ કેટલી સ્ત્રી આપી શકે છે ? હા, ચુપચાપ આસુ સારી શકે છે પ્રેમમા મળેલા અન્યાય ને ઉપેક્ષા સામે પોતાની જાતનો બચાવ પણ એ કરી શકતી નથી. આવુ કોમળહૃદયી સ્ત્રી પાત્ર જોવા મળ્યુ જાપાનના એક 'ક્લાસિક' ઓપેરામા. એક રીતે એને લોકકથા પણ કહી શકાય. એમાથી લોકપ્રિય ઓપેરા (ગીત નાટ્ય) તૈયાર થયુ છે જાપાની ભાષામા, પણ દુનિયાના બીજા દેશોમા પણ એ ભજવાય છે અત્યાર સુધીમા છસો વાર એની ભજવણી થઈ છે ટોકિયોમા એની જાહેરાત હુ હતી એ દિવસોમા જોઈ, ને એ જોવાનો મે નિર્ધાર કર્યો. આખો દિવસ વરસાદ રહેલો. સાજે પણ ક્યા અટક્યો હતો. છતા મારી એક જાપાની મિત્ર ને હું હોલ પર ગયા જ ટિકિટ મળી તો ખરી, પણ એવી મોઘી દાટ કે યાદ કરવી પણ નથી ગમતી !

અનુષ્ઠાન નખશિખ સુદર હતુ. ન્યૂયોર્કમા જોઈએ છીએ તેવી દમામપૂર્ણ, અતિસજ્જિત રજૂઆત ન હતી, પણ એમા જાપાનને લાક્ષણિક એવી ઋજુ શિષ્ટ, સયત કળામયતા હતી. શુ પ્રકાશ સયોજન, શુ સગીત, એની યાદ હજી મને મત્રમુગ્ધ બનાવે છે ને કથા પણ એવી જ બાળ સહજ છે એક સારસી રૂપવતી સ્ત્રી બનીને એક સાદાસીધા, મહેનત કરીને જીવતા ગ્રામીણ પુરુષ સાથે સુખેથી રહેતી હતી પોતાના પીછામાથી સુદર દુશાલા બનાવી એ પુરુષને આપતી, ને એ વેચવાથી એને સારા પૈસા મળતા. સારસીની શરત એ હતી કે કઈ રીતે આ દુશાલા વણાય છે તે કોઈને કહેવુ નહિ. ગામનો એક લુચ્ચો માણસ પેલા ભોળા પુરુષ પાસેથી વાત જાણી લે છે અને એને વધારે દુશાલા મેળવવા માટે ચડાવે છે વચન અને વિશ્વાસનો ભગ થતા દુખી થાય છે, આસુ વહાવે છે ને નિરુપાય થઈને મર્ત્યલોક છોડીને પાછી ચાલી જાય છે વાદળા નીચે આવે છે, પ્રકાશ ધવલ થઈ જાય છે છેલ્લે, મચ પર સારસી નથી, ફક્ત એના નામનો પાડતો પેલો મૂર્ખ પુરુષ છે

એ સ્પષ્ટ છે કે સ્ત્રીના આલેખનને સામાન્યીકરણની દૃષ્ટિએ જોઈ શકાય જ નહિ ભાષા-ભાષાનુ સાહિત્ય લો, કે સમયનો વ્યાપ લો. સર્જનનુ વૈવિધ્ય જોવા મળવાનુ જ એક રીતે એમ લાગે કે દરેક સ્ત્રીની પરિસ્થિતિ કેટલી જુદી છે — આઘાત જુદા, પ્રત્યાઘાત જુદા, કોયડા જુદા, ઉકેલ જુદા, પણ પછી થાય, ના, ક્યા કશુ જુદું છે ? એ જ આઘાત, એ જ પ્રશ્નો

એક સમકાલીન ચલચિત્રમા આઠ સ્ત્રી પાત્રોનુ નિરૂપણ થયુ છે — સામૂહિક પણ, વૈયક્તિક પણ. એના કથા તેમજ દિગ્દર્શન ગુરિન્દર ચાધા નામની સ્ત્રીના છે એ પોતે ઈંગ્લેન્ડમા રહે છે, તેથી કથા-સ્થાન, પાત્રો, વિષય-વસ્તુ વગેરે બધુ ઈંગ્લેન્ડમા જ નિરૂપાયેલુ છે આપણે તરત જોઈ શકીએ કે કથા ઈંગ્લેન્ડમા રહેતા પજાબીઓની છે (જાણ્યે કે અજાણ્યે), ને ઉપરાત, અદાકારો પણ મુખ્યત્વે પજાબી જ છે છતા, પરદેશમા રહેતી ભારતીય પ્રજાને સર્વવ્યાપક રીતે આ કથા આવરી લે છે એવુ પાકુ ચોક્કસ લાગે.

સિનેમાનુ નામ છે ભાજી ઓન ધ બીચ' ત્રણ પેઢીની આઠેક સ્ત્રીઓ દરિયાકિનારે ઉજાણી માટે જાય છે, ને એ થોડા કલાકોમા એમના શબ્દો, વિચારો ને વર્તન દ્વારા એમના કૌટુંબિક જીવન, વ્યક્તિગત સઘર્ષો, અને જે દેશ સ્થળમા રહે છે તે સમાજની અનિવાર્ય રીતે પડતી અસરો આલેખિત થાય છે કથામા વિનોદ છે, હળવી ક્ષણો છે, ઉદાસ કરી દે તેવા દૃશ્ય છે, ગભીર સમસ્યાના ઉલ્લેખ છે અને જાણી જોઈને, ચમકાવી દે તેવી બાબતો પણ વણી લેવાઈ છે

એક દાદીમા છે એમને તો જુવાનિયાથી સતત 'આઘાત' લાગતો રહે છે એક સ્ત્રી વર્ષો પછી થોડી મોકળાશનો અનુભવ કરે છે, ને ફરિયાદના સૂરમા કહે છે — પતિ અને યુવાન બાળકો એની કોઈ ગણના કરતા નથી, પણ પોતે ભણેલી છે, થોડી સ્વતંત્રતા ઝખે છે એક યુવતી, એના નાના પુત્રને લઈને સયુક્ત સાસરેથી ભાગી નીકળી છે, કારણ કે પ્રેમલગ્ન પછી પણ, ઘરમા નબળો પુત્ર બની જતો

પતિ વારંવાર એને ખૂબ માર મારે છે. બે કિશોરીઓ તરત બે અંગ્રેજ છોકરાઓની સાથે થોડા કલાકો માટે, દોસ્તી કરી લે છે. ઇન્ડિયન છોકરાઓ એને ગમતા નથી. માબાપ જેને ડૉક્ટર બનાવવામાં પોતાનો મોભો સમજે છે તેવી એક છોકરી બ્લેક સહપાઠીના પ્રેમમાં છે ને ગર્ભવતી બની છે.

જાતજાતના, જાણે વધારે પડતા, તાણાવાણા ભેગા કર્યા છે એવું કદાચ લાગે, પણ ખરેખર પ્રશસ્ય એવું આ જટિલ ને તનાવવાળું વણાટ છે. વચમાં પ્રેક્ષકોની આંખો ભીની પણ થતી હશે. છેલ્લે, બધાં પાત્રો પોતપોતાની મર્યાદાઓથી થોડાં શિથિલ થયાં છે, ને પરસ્પર સહિષ્ણુતા અને સહાનુભૂતિ અનુભવે છે.

વાસ્તવિકતાની કઠોરતા એવી હોય છે કે જીવન તો આવી જ સહ્ય-અસહ્ય ચાલે ચાલતું રહેવાનું, પણ કળાકૃતિને અંતે આશાનો અણસાર હોય તે ક્યારેક આવશ્યક બને છે.

❑

## તાપણું

*અંધકારના જંગલની સરહદ ઓળંગી, તૂટી શકે તેવાં ડાળખાં તોડી, એનું જ એક તાપણું મેં ચેતવ્યું છે.*
*અદબ ભીડી ઊભેલી કોઈ હઠીલી સ્ત્રીને, અંદરથી એ જે ચાહે છે એવું હેત કરવાની એક જ રીત બાકી છે.*
*તોરીલી પૃથ્વીએ ડાબે હાથે દોથો ભરીને કાઢ્યા હોય,*
*ને એનાં પોયણાં સૂંઘવાની લાલસાથી પીળા પડી ગયેલા ચંદ્ર સામે તોછડાઈથી ધરી દીધા હોય,*
*એવા આ ફૂલભર્યા વાંસ, થોકબંધ, મન ફાવે તેમ પાણીકાંઠે ઊગી નીકળ્યા છે.*

*તાપણાના તેજને જરી ગુસ્સાભરી આંખે જોતાં હોય*
*એ રીતે એનાં લાંબાં પાંદડાં તાપણાના ભડકામાં ઝળહળ ચળકે છે.*
*તૂટે ત્યાંથી તોડેલાં ડાળખાંની અંદર મેં ધાર્યો નહોતો એટએટલો રસ હતો, તે બધો રસ હવે*
*તાપણાને ભૂરી, લીલી ઝાળોથી અને ગૂંગળાવી નાખે એવી મહેકથી ઘેરી લે છે.*
*જંગલનાં ડાળડાળખાં અને મારા તાપણા વચ્ચે જાણે પૂરી ન થઈ શકે એવી લડાઈ ચાલી છે.*

*જો ઝાળભડકાઓમાં એટલું કૌવત નહિ હોય તો એનાં ઈંધણ જ એને બુઝાવી નાખશે.*
*અને જો ડાળડાળખાંના રસકસ અને જથ્થાદાર ભાર ઓછા પડ્યા, તો જરા વારમાં*
*આ ભુખાળવો અગ્નિ એમને હતા-ન-હતા કરી નાખશે.*
*જંગલની સીમા વળોટી, એની અંદર આવી, મેં તો એ માટે ચેતવ્યું છે તાપણું*
*કે આ ભડકા અને આ ઈંધણ, કાળાં અને પીળચટાં, કામાતુર વાઘવાઘણ જેવાં,*
*ગર્જના પર ગર્જના કરતાં, એકમેકને કરડતાં, એકમેકને નહોર ભરતાં, જન્મ આપે જીવનને,*
*સોનેરી પેટના ધગધગતા પેટાળમાં.*

*એથી વધારે મને કંઈ જાણ નથી.*
*આ જંગલના અંધારામાં કે આ તાપણાના અજવાળામાં*
*એથી વધારે મને કંઈ દેખાતું નથી.*

માર્ચ, ૧૯૯૫ સિતાંશુ યશશ્ચંદ્ર

**સુવર્ણા**

અર્પણા એક જિંદગી જીવે છે એની ઉમર અઠ્ઠાવીસ જેટલી હશે બગાળી માતા અને ગુજરાતી પિતાનુ સતાન ઘરમા બીજો એક ભાઈ — આશુતોષ. માતાપિતા વચ્ચે મેળ નહોતો માતા એક સારી હોસ્પિટલમા મેટ્રન હતી પિતા ફિલ્મોમા મેન્ડોલીન વગાડતા. અત્યારે અર્પણા અને એના ડેડીને બનેને પસ્તાવો થાય છે કે છોકરી મોટી આર્ટિસ્ટ ન બની.

પછી અઢાર વર્ષની નાની ઉમરમા અર્પણા માબાપના ખરાબ લગ્નજીવનથી ત્રાસી ગઈ એની મા એને બાથરૂમમા પૂરીને મારતી. છોકરી છતા ભણવામા હોશિયાર હતી. એક દિવસ ઘર છોડી સુજલ નામના એક છોકરા સાથે ભાગી ગઈ કદાચ લગ્ન કરેલા પણ પાછળથી જાણવા મળેલુ કે વગર લગ્ને જ બને સાથે રહેતા બને આઠ વર્ષ સાથે રહ્યા. બાળક ન થયુ એનો અત્યારે એને આનદ છે કેમ કે હવે એ ફરીથી જીવવા માગે છે કદીય નથી થઈ પણ હવે સુખી થવા માગે છે

અર્પણા ઘેરથી ભાગી ગઈ હતી તેથી તેનો પતિ એને સતત દબાવતો હતો અર્પણા ત્રણેક હજાર કમાતી. પ્રતિભાસપન્ન માતાપિતાની દીકરી હોવાથી એણે ખરાબ સજોગોમા પણ એમ.એ પૂરું કર્યું — સાઇકોલોજી સાથે. પછી એક સાઇકિક સેન્ટરમા નોકરીએ લાગી. એનો વર સુજલ એને મારતો, બધો પગાર લઈ લેતો. અર્પણા માબાપ પાસે પાછી જઈ ન શકતી.

અર્પણા ઘર છોડીને ચાલી ગઈ પછી ઘરમા માતાપિતા ને ભાઈ રહ્યા માતાપિતા વચ્ચેનો એક સેતુ તૂટી ગયો પિતા ફિલ્મ ઇન્ડસ્ટ્રી છોડી, મુબઈ છોડી, પત્નીને છોડી અમદાવાદ સેટલ થવા ચાલ્યા ગયા. ભાઈ આશુતોષ એમ.એસસી ફર્સ્ટક્લાસ પાસ થયો ટાટાની એક ફર્મમા પાચેક હજારની નોકરી મળી. પણ થોડા વખતમા નોકરી છોડી ડાગર બ્રધર્સ પાસે સંગીત શીખવા નીકળી પડ્યો.

આમ આખુ કુટુંબ તીતર-બીતર થઈ ગયુ.

અર્પણાને એક વાર સાઇકોલોજીની એક કોન્ફરન્સમા શ્રીલકા જવાનુ થયુ, ત્યા તેને એક છોકરા સાથે મળવાનુ થયુ બન્યુ એવુ કે અર્પણાનો સામાન ખોવાઈ ગયો હતો એર ઇન્ડિયાની કોલમ્બો ખાતેની ઓફિસમા મહાપાત્ર કુમારતુગે સામાનના ઇન્ચાર્જમા હતો એણે અર્પણાને સામાન શોધવામા ખૂબ મદદ કરી અને બને પ્રેમમા પડી ગયા. અર્પણાએ કુમારતુગેને કહ્યુ કે એ કોઈ બીજા સાથે રહે છે બનેએ નક્કી કર્યું કે અર્પણા સુજલને છોડી દે ને તેઓ બે લગ્ન કરે મુબઈ જઈ અર્પણાએ પોતાના ડેડીને ફોન કરી આખી પરિસ્થિતિ સમજાવી. એના ડેડી ત્યારે એક પરિણીત સ્ત્રીના પ્રેમમાં હતા. અર્પણા એ જાણતી હતી. પરિણીત સ્ત્રીનુ નામ હતુ શુચિતા. શુચિતા અને અર્પણાના ડેડી પરિમલનો સબધ બધાયો ત્યારે બનેને એકબીજા સિવાયના પણ થોડા મિત્રો હતા, બહેનપણીઓ હતી પણ પછી થોડા કલહ, ગેરસમજો, ઈર્ષ્યા, સમાધાન એવા તબક્કામાથી પસાર થયા પછી દસેક વર્ષના સબધમા બીજા બધા ખરી પડ્યા હતા ને શુચિતા પરિમલનો સબધ એકપતિ પત્ની જેવો સ્થિર અને વ્યવસ્થિત થઈ ગયો હતો. પરિમલને શુચિતા સાથેના સબધથી ખૂબ નૈતિક હિંમત રહેતી, પણ શુચિતાને પોતાના પરિમલ સાથેના સબધમા નાની નાની કેટલીય અવળી વાતો દેખાતી. છતા બનેના સબધ સ્થિર જેવા તો થઈ જ ગયેલા.

*

સમ્રાજ્ઞી શુચિતાની પુત્રી હતી નાની હતી ત્યારે એને એની માતાએ ઉછેરેલી પિતા એટલે કે મીનેશ કોઈ બીજી સ્ત્રી સાથે રહેતો હતો. શુચિતાના જ ઘરમા

ઉપર નીચે ! નીચે શુચિતા, એનાં સાસુ-સસરા ને બે બાળકો રહેતાં. ઉપર મીનેશ અને તરલિકા રહેતાં. તરલિકા ઘેર ન રાંધતી. મોટે ભાગે મીનેશ ને તરલિકા બહાર જમતાં અથવા બહારથી ટિફિન મંગાવી લેતાં. ક્યારેક મીનેશ નીચે પણ જમતો !

બહુ વિચિત્ર વ્યવસ્થા હતી. સમ્રાજ્ઞી અને વિરાટની નજર સામે જ મીનેશ તરલિકાને લઈ ગાડીમાં બહાર ચાલ્યો જતો. વિરાટ એટલે કે શુચિતા-મીનેશનો પુત્ર 'પાપા, પાપા' કરી ગાડી પાછળ દોડતો ને ગાડી ચાલી જતી. પછી શુચિતા આઠ વર્ષની સમ્રાજ્ઞી ને પાંચ વર્ષના વિરાટને સમજાવીપટાવી બહાર ફરવા લઈ જતી.

આમ શુચિતા અને એનાં બાળકોએ બહુ દુઃખ જોયાં હતાં. એમાં હિંમત રાખી શુચિતાએ બાળકોને મોટાં કર્યાં. પરિમલ સાથે સંબંધ થયો ત્યારે શુચિતા ઠીક ઠીક ઠરેલ થઈ ગયેલી. અને તેનું મુખ્ય કારણ એનાં બે બાળકો. ઘણી વખત મીનેશ સાથે ડિવોર્સ લેવાનો શુચિતા અને એનાં માબાપે વિચાર કરેલો. શુચિતાનાં સાસુ-સસરા પણ તૈયાર હતાં, શુચિતા નાની હતી તેથી બીજે લગ્ન કરીને સુખી થાય તેવું ઇચ્છતાં હતાં. પણ એ લોકો શુચિતાને બાળકો આપવા રાજી ન હતાં. સાસુ ખૂબ ભલાં હતાં અને એ મીનેશ-શુચિતાનાં બાળકોને જાતે મોટા કરવા માગતાં હતાં. બાળકો વગર ડિવોર્સ લેવા શુચિતા તૈયાર નહોતી. આમ એણે હતી ત્યાં જ રહેવાનું ચાલુ રાખ્યું.

પણ પછી એવું બન્યું કે તરલિકા અને મીનેશ છૂટાં પડી ગયાં. મીનેશ-શુચિતા વચ્ચે સમાધાન થઈ ગયું. ને મીનેશ-શુચિતા-સમ્રાજ્ઞી અને વિરાટ જુદું ઘર લઈ ત્યાં રહેવા ગયાં. પણ શુચિતા-મીનેશ વચ્ચેના પતિ-પત્નીના સંબંધ પૂરા થઈ ગયા હતા. એ જ સમયે પરિમલ શુચિતાના જીવનમાં પ્રવેશ્યો.

※

શુચિતાની પુત્રી સમ્રાજ્ઞી મોટી થઈ ગઈ હતી. માતાપિતાના ખરાબ લગ્નજીવનને કારણે હોય કે કેમ સમ્રાજ્ઞી વીસ વર્ષની થઈ ત્યાં સુધી કહ્યા કરતી 'હું લગ્ન કરવા નથી માગતી.' એને કોઈ સાથે પ્રેમ પણ ન થતો. એનું મિત્રમંડળ વિશાળ હતું જેમાં યુવકો ને યુવતીઓ બંને હતાં. બધાં ગ્રૂપમાં ફરતાં. તેથી ઘણા સમ્રાજ્ઞી સાથે પરણવા તૈયાર હતા પણ સમ્રાજ્ઞીને દરેકમાં કંઈ ને કંઈ ખામી લાગતી અને એ પોતાનો લગ્ન ન કરવાનો નિર્ણય પાકકો કરતી.

※

પણ જ્યારે સમ્રાજ્ઞી ત્રેવીસ વર્ષની થઈ ત્યારે એ બધાની સમજાવટ પછી લગ્ન માટે તૈયાર થઈ. પહેલાં કચવાતે મને, પછી રાજી થઈને. આ દરમ્યાન એના જીવનમાં એક યુવક આવ્યો, અનિમેષ. સમ્રાજ્ઞી સાથેનો અનિમેષનો સંબંધ કંઈ વિચિત્ર હતો. બંને સાથે હરતાં-ફરતાં પણ લગ્ન માટે સમ્રાજ્ઞી ઉદાસીન હતી. શુચિતાએ સમ્રાજ્ઞી માટે છોકરા જોવાના શરૂ કર્યા ત્યારે પણ સમ્રાજ્ઞી અને અનિમેષના સંબંધ ચાલુ હતા. પછી અનિમેષનાં લગ્ન થઈ ગયેલાં. એ પછી પણ સમ્રાજ્ઞી-અનિમેષની પહેલાં જેવી પ્લેટોનિક મૈત્રી ચાલુ હતી. પ્લેટોનિક પણ ગાઢ મૈત્રી હતી. સમ્રાજ્ઞીએ અનિમેષ સાથેના પોતાના સંબંધની વાત શુચિતાને કરેલી, મારાં લગ્ન થઈ જશે પછી અનિમેષ સાથે સંબંધો પૂરા કરીશ. ક્યારેક શુચિતા ચિંતા કરતી ત્યારે સમ્રાજ્ઞી કહેતી, ડોન્ટ વરી મમ્મી, માય હસબન્ડ વિલ ગેટ અ વર્જિન.'

※

મહાપાત્ર કુમારતુંગે અમદાવાદ આવેલો ને પછી પરિમલની હાજરીમાં અર્પણા સાથે એણે લગ્ન કરી લીધાં. લગ્ન કર્યા પછી થોડા દિવસ બંને આબુ ફરી આવ્યાં. પરિમલને કુમારતુંગેનો સ્વભાવ ને આચારવિચાર બહુ ગમ્યા. કુમારતુંગે અર્પણા કરતાં ચાર વર્ષ નાનો હતો. લગ્ન કરી એ શ્રીલંકા પાછો ગયો. એને ખબર હતી કે એનાં માબાપ અર્પણા સાથેના એનાં લગ્ન નહિ સ્વીકારે તેથી એણે સારા મિત્રો ને એર લાઇન્સની પોતાની ઓળખાણોની મદદ લઈ ઓમાનનો વીઝા કઢાવ્યો. ઓમાન જઈ એણે અર્પણાને ફોન કરી જણાવ્યું કે પોતે સ્થિર થઈ એને ત્યાં બોલાવી લેશે.

※

આ બધી વાતોને બે વર્ષ વીતી ગયા છે કુમારતુંગેના ફોન આવવા ચાલુ છે એની નિષ્ઠા માટે અર્પણા કે પરિમલને શકા નથી પણ કોઈ ન કોઈ કારણસર અર્પણાનુ ઓમાન જવાનુ અટકી જાય છે

આ તરફ અનિમેષ અને સમ્રાજ્ઞીનો સબધ ચાલુ છે પણ તે બેત્રણ દિવસે ફોન અને આઠ દસ દિવસે મળવા પૂરતો સીમિત છે જોકે સમ્રાજ્ઞી કહે છે કે એને અનિમેષનો મોટો સાથ છે એની મમ્મી શુચિતા સમ્રાજ્ઞી માટે ઓળખીતા પાળખીતાના છોકરા જોઈને થાકી છે ને હવે તે છાપાની લગ્નવિષયક જાહેરખબરોમાથી સરનામા, પૌસ્ટ બોક્સ, ફોન વગેરે લઈ સમ્રાજ્ઞી માટે છોકરા શોધે છે પણ સમ્રાજ્ઞી ઘણાખરાને ના પાડે છે

પોતાની કુટેવોને લીધે મીનેશ બીમાર જેવો રહે છે શુચિતા પરિમલને કહે છે કે મીનેશ કુદરતી રીતે મૃત્યુ પામે તોપણ પોતે પરિમલ સાથે લગ્ન કરે કે ન પણ કરે પરિમલના પોતાની પત્ની સાથેના બધા સબધ પૂરા થયા છે બને વચ્ચે તિરસ્કાર પણ છે અર્પણા અત્યારે એના ડેડી સાથે રહે છે ને એનો ભાઈ આશુતોષ એની મમ્મી સાથે

આમ બધા સબધોમા ક્યાક અલ્પવિરામ, ક્યાક પ્રશ્નાર્થ ને ક્યાક આશ્ચર્યચિહ્ન છે પરિમલને શુચિતા મળે છે ત્યારે ઘણી વાર શુચિતા સિનિક જેવી થઈ જાય છે પોતાનુ ઘર સભાળે છે બને બાળકોને સારી રીતે ખવડાવે પિવડાવે છે, મીનેશનુ પણ રખાય તેટલુ ધ્યાન રાખે છે બાકીનુ ધ્યાન એક માણસ રાખ્યો છે તે રાખે છે, એટલી શુચિતાને મુક્તિ છે વળી પોતાના ચિત્રો જે શુચિતા માત્ર સ્વાન્ત સુખાય કરે છે એમા પણ એનો સમય વીતે છે

પરિમલ સગીતકાર છે સિતાર ને સરોદની રિયાજમા સમય પસાર કરે છે ઘણા વખતથી એકલા રહેવાની ટેવને લીધે દીકરી સાથે રહેવાનુ ફાવતુ નથી પણ નિભાવે છે પોતપોતાની સગવડે શુચિતા ને પરિમલ મળે છે ક્યારેક બધાના સબધોની વાત નીકળતા શુચિતા કહે છે 'છે કોઈનાય સબધનુ ઠેકાણુ ? અર્પણા ઓમાન જઈ નથી શકતી, કુમારતુગે એને બોલાવી શકતો નથી ને સાથે રાખી શકતો નથી. તારી દીકરી અધવચ્ચે છે તો મારી દીકરીય અધવચ્ચે છે અનિમેષને છોડી શકતી નથી, છતા એની બીજી પત્ની બની નથી શકતી, કોઈ બીજા છોકરા સાથે લગ્ન પણ નથી કરતી, કહે છે કે કોઈ ગમે તો ને ?

ને આપણો સબધ ! આપણી સબધમાય શુ છે ? આપણી વચ્ચેય હવે ગાઢ સબધો રહી શકે તેમ નથી. અર્પણા છે એટલે હુ તારે ઘેર આવી ન શકુ આપણે વધુ સાથે હરીએફરીએ તો આપણા વિશે કઈ આડુંઅવળુ બોલાય તો સમ્રાજ્ઞીને છોકરો ન મળે. ને મનેય હવે ચિત્ર ને યોગામા વધુ રસ પડે છે આપણે સાથે રહી શકીએ એવુ બનશે જ નહિ આમ આપણા સબધનો કયો પ્રકાર છે એ જ સમજાતું નથી. ને એવુ જ છે આપણી આજુબાજુના સબધોનુ — કેવા અધવધરા સબધો ! કોઈ વાર થાય છે આ બધુ જ નકામુ છે આવી તે કઈ જિદગી હોય ?'

આવી ચર્ચા પરિમલ અને શુચિતા વચ્ચે થતી. પછી થોડા દિવસ એ લોકો ન મળતા ને ફરી મળતા ત્યારે પરિમલ કહેતો, બધા સબધો પ્રશ્નાર્થ જેવા છે એ ખરુ પણ એટલુ વિચાર કે આવા તો આવા પણ સબધો બિલકુલ જ ન હોય તો ? છે એટલાય સબંધો ન હોય તો જિંદગી કેવી થઈ જાય ? માન કે અર્પણાને ઓમાનથી આવતા ફોન સાવ અટકી જાય, અનિમેષ સમ્રાજ્ઞીને મળવાનુ, ફોન કરવાનુ બધ કરી દે, કે હુ ને તુય કાયમને માટે છૂટા પડી જઈએ, તો ?

શુચિતા ચૂપ રહેતી. એ 'તો'નો જવાબ એની પાસે નહોતો. છતા પરિમલના વિચારો સાથે એ સમ્મતિનો સૂર પુરાવી ન શકતી. પરિમલનુ બોલવાનુ ચાલુ રહેતુ, 'તેથી હુ મનને એમ જ મનાવુ છુ કે જેટલુ છે તેટલુ સાચવો. એક દાખલો આપુ પ્યાલો અડધો હોય તો એ અડધો ખાલી કહેવાય. પણ એમ પણ કહી શકાય કે પ્યાલો ખાલી નથી, પણ અડધો ભરેલો તો છે તુ પ્યાલો અડધો ખાલી છે એમ વિચારી સિનિક થાય છે, પણ હુ અડધો ભરેલો તો

છે એમ માની સ્વસ્થ રહું છું. અને શુચિતા, હું તો એમ પણ માનું છું કે આ બધા સંબંધો દેખીતી રીતે લગ્નસંબંધમાં કે કાયમી સહવાસના સંબંધમાં ફેરવાય તોપણ માનવસંબંધની પ્રકૃતિ જ કંઈ એવી છે કે એવા કહેવાતા પૂર્ણ સંબંધોય અડધા પ્યાલા જેવા જ હોય છે, ને એવા જ રહેશે. તેથી મનને મનાવવું જ રહ્યું કે પ્યાલો અડધો ખાલી નથી, અડધો ભરેલો તો છે જ, ને !'

આમ, શુચિતા ને પરિમલ આઠ દસ દિવસે મળતાં રહે છે, વચ્ચે વચ્ચે આવી વાતો કરતાં રહે છે. અર્પણા ડેડી સાથે રહે છે ને ઓમાનથી આવતા ફોનની, કાગળની કાગડોળે રાહ જોયા કરે છે, સમ્રાજ્ઞી પણ વિરહિણી નાયિકાની જેમ અનિમેષના ફોન ને ગાડીની રાહ જોયા કરે છે. શુચિતા રવિવારનાં છાપાંઓમાં કંઈક શોધ્યા કરે છે, કાગળો લખ્યા કરે છે, ફોન કર્યા કરે છે, ને સમય વીત્યા કરે છે. સમય પોતા સાથે દરેકની જિંદગીમાંથી કંઈક સાથે લઈ જાય છે, પણ તે કંઈકનું કોઈ નામ નથી, પરિચય નથી. કોઈને એય ખબર નથી હવે પછી સમય કોને માટે, કેવો વળાંક લેશે. પણ પરિમલ કહે છે તેમ કદાચ એક વાત નક્કી રહેશે. અડધા પ્યાલા જેવા સંબંધોની ટેવવાળા લોકોના સંબંધો ગમે તે આકાર લે અડધા પ્યાલા જેવા જ રહેશે. કોઈ પ્યાલો અડધો ખાલી છે માની દુઃખી થશે કે સિનિક થશે, તો કોઈ પ્યાલો અડધો ભરેલો તો છે માની ખુશ થશે. તો કોઈ ક્યારેક અડધા ખાલી પ્યાલાનું દુઃખ અનુભવશે તો એને એ વ્યક્તિ ક્યારેક મનને મનાવશે કે પ્યાલો અડધો ભરેલો તો છે. આમ અર્ધચક્રાકારે બધા જીવતા રહેશે ને સમય વીત્યા કરશે, વીતતો સમય પોતા સાથે કાયમને માટે કંઈક લેતો જશે, પણ એ કંઈક શું તેની કોઈને કંઈ ખબર નહિ પડે, કેમ કે એ કંઈકનું કોઈ નામ નથી, કે નથી કોઈ પરિચય.



## મથુરા ન જાવ...

*કા'ન ! તમે મથુરા ન જાવ તો સારું*
*ને જાવ તો રાખો ને વેણ એક મારું.*

*મોરનો મુગટ ભલે સાથે લેતા જાવ*
*વાંસળીનો દાવો છે મારો*
*હોઠે ધરીને જો પીશું અમરત તો*
*ગૂંથાશે રુદિયાના તારો !*

*એક એક સૂરમાં રેલાતા ગીતને માણીશ હું તો સહિયારું !*
*કા'ન ! તમે મથુરા ન જાવ તો સારું.*

*યમુનાનાં નીર ને ડાળી કદંબની*
*રોઈ રોઈ ખેરવશે આંસુ*
*ગોકુળિયા ગામની આંખ્યુંમાં મંડાશે*
*સ્મરણોનું ધોધમાર ચોમાસું !*

*વાંસળીને છાતીએ ભીડીને ઊજવીશ હુંયે રોણું એક મારું !*
*કા'ન ! તમે મથુરા ન જાવ તો સારું.*

**લાલજી કાનપરિયા**

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

બબ્બે વિશ્વયુદ્ધ પછી માણસનો માણસમાથી રસ ઊડી ગયેલો. સાહિત્યવિવેચન પણ તટસ્થ અર્થઘટન તરફ, વિજ્ઞાન તરફ વળી ગયેલુ ઇતિહાસ, સમાજ, બહારનુ જગત એમાથી બાદ થઈ ગયેલા. પણ ફરી પાછો છેલ્લા બેએક દાયકાથી માણસનો માણસમા રસ જાગ્યો છે ફરી સાહિત્યવિવેચનમા લેખકનો આશય અને વાચકની વાચનક્રિયા કે એની ચેતના ધ્યાન પર લેવામા આવી રહ્યા છે પૂર્વનો સાહિત્યપદાર્થ ફરી માનવનીપજ તરીકે ઓળખાઈ રહ્યો છે

આ સદર્ભમા માત્ર સાહિત્યનો નહિ પણ મનુષ્યચિત્તમા રહેલા સાહિત્યનો અભ્યાસ શરૂ થયો છે સાહિત્યવિવેચન અને મનોવિશ્લેષણ ફરી સક્રિયપણે સકળાયાં છે એમા આશ્ચર્ય ન હોઈ શકે એક વાત હવે સ્પષ્ટ છે કે ચેતનાના સ્તરે રહેલો અર્થ એ અચેતનાના તરંગનુ રૂપાન્તર છે લેખકના અને પાત્રોના માનસના અભ્યાસની સાથે સાથે વાચકના માનસનો અભ્યાસ પણ હવે આથી જ ઉપેક્ષિત નથી.

ફ્રોઇડે શોધેલી મનોવિશ્લેષણની ચિકિત્સા પદ્ધતિનુ લક્ષ્ય મનુષ્યના મનમા રહેલા દમનને અને પ્રત્યાખાનોને પ્રકાશિત કે અનાવૃત કરવાનુ રહેલુ રોગી અને વિશ્લેષક વચ્ચેના સવાદ મારફતે 'વાતચીત દ્વારા ઉપચાર'(talking cure)મા મુખ્ય સામગ્રી ભાષાની હતી. ફ્રોઇડનુ ધ્યાન ઉક્તિના અચેતન પાસાના નિર્ણાયક બળ પર કેન્દ્રિત હતુ, જે સ્વપ્ન શ્લેષ કે વાણીના સ્ખલનોના રચનાતત્રને પ્રકાશિત કરે છે આ રચનાતત્ર કેટલીક માનસિક અને ભાષિક ક્રિયાઓમા પણ જોવાય છે આના આધાર પર ફ્રોઇડે સર્જકતાના પ્રશિષ્ટ પ્રતિમાનની સ્થાપના કરેલી. આ પ્રતિમાનમા માનસ અતર્ગત(intrapsychic) સઘર્ષનો ખ્યાલ મુખ્ય છે, અને આ સઘર્ષ સૂચવે છે કે સાહિત્યકૃતિ એ યૌનપ્રેરણાના રૂપાન્તરમા પરિણમતી મથામણની નીપજ છે આને કારણે વાચક પર ચિકિત્સાપરક અસર ઊભી થાય છે

ફ્રોઇડના આ પ્રશિષ્ટ પ્રતિમાનની સામે મેલની ક્લાયને (Melanie Klein) સર્જકતાનું નવુ પ્રતિમાન આપ્યુ છે એના આ પ્રતિમાન પાછળ વસ્તુસબધોના સિદ્ધાન્ત(theory of object relations)નુ બળ છે જે ફ્રોઇડની જેમ માનસઅંતર્ગત' સઘર્ષ પર નહિ પણ આન્તર્માનસ (interpsychic) સબધો પર ભાર મૂકે છે આ પ્રતિમાન હવે ઊર્ધ્વીકરણને યૌનપ્રેરણાના રૂપાન્તર તરીકે સ્વીકારવા તૈયાર નથી આ પ્રતિમાન બાળક દ્વારા કાલ્પનિક જે નુકસાન થાય છે એને સુધારવાની ઇચ્છા પર કેન્દ્રિત છે બાળક એની જન્મની પળોમા નજીકની વસ્તુ—માતા—ને ઈજા પહોચાડે છે આ સદર્ભમા એ 'બહિર્વેશન'(projection)ના ઉપકરણ મારફતે અચેતન ઇચ્છાઓ અને લાગણીઓને જાતમાથી હાકી કાઢે છે અને એને બીજી વસ્તુમા કે વસ્તુ સાથે જોડી દે છે વળી, 'અન્તર્વેશન'(introjection)ના ઉપકરણ મારફતે બીજી વસ્તુમા રહેલા લક્ષણોને કે ગુણધર્મોને શોષી કે આત્મસાત્ પણ કરી શકે છે સર્જકકર્મ આ દ્વારા પ્રાયશ્ચિત્ત કરવાની જરૂરિયાતને સતોષે છે અને જે ખડિત કરેલુ એને ફરી અખિલાઈ આપે છે બાળક માતાને જે રીતે અખિલાઈમા મૂકે છે તેમ સર્જકકર્મ પણ અખિલાઈમા મૂકે છે

ડી. ડબલ્યુ વિનિકોટ આનાથી એક ડગલુ આગળ વધે છે ક્લાયને રમતના ઉપયોગ મારફતે

બતાવ્યું કે બાળક રમત મારફતે એના પ્રારંભિક અનુભવને સંક્રમિત કરે છે, તો વિનિકોટે રમતનો એવો સિદ્ધાન્ત રચ્યો જેમાં રમત, કલા, સાંસ્કૃતિક અનુભવને માતા અને બાળક વચ્ચેના 'સંભાવ્ય અવકાશ' તરીકે જોઈ શકાય.

ટૂંકમાં પોતે (self) અને પોતે-નહિ (non-self)નું દ્વન્દ્વ જન્મ પછીના ગણતરીના મહિનાઓમાં શરૂ થાય છે અને જીવનભર મનુષ્ય 'અન્ય' (other)ની શોધમાં ફરતો ફરે છે એ ઘટના રહસ્યપૂર્ણ છે. એક સિદ્ધાન્તે તો એવું પણ કહ્યું છે કે જન્મતાંવેંત બાળકના મોંમાં માતાના સ્તનનો પ્રથમ વારનો અભાવ હોય છે; એ અભાવ એને જીવનભર 'અભાવ'થી પીડે છે. એનાં પ્રવાસો, પરિભ્રમણો એના કલાવિષયક ઉધામાઓમાં એ 'અભાવ'ની પૂર્તિની મથામણ હોય છે.

મેલની કલાયુનનો સર્જકતાનો સિદ્ધાન્ત પ્રાયશ્ચિત્તની ભૂમિકા પર એક બાજુ 'બહિર્વેશન' દ્વારા લેખકના માનસનો અને બીજી બાજુ 'અન્તર્વેશન' દ્વારા વાચકના માનસનો તાર સાંધી આપે છે.


સંદર્ભ : 1. Psychoanalytic criticism by Elizabeth Wright (Encyclopedia of Literature & *Criticism'* ed. Martin Coyle, Peter Garside, Mal Colm Kelsall and John Peck)

2. Modern Literary Theory by Ann Jefferson & David Robey




## તોયે કાલે...
### (મંદાક્રાન્તા સૉનેટ)

*છેદાયેલું શિર પતિ તણું અંકમાં : નારી બોલે :*
*વ્હાલા ! થોડું મુજ વચન જો હોત ધાર્યું લગારે;*
*આવી વેળા કદી ન મુજને આવતે ભાળવાની :*
*આઠે પ્હોરે ઉદધિ લહરે રેલતો મંદ ગાન*
*ને વાસીદું પ્રથમ પ્રહરે વાળતો વાયુ વાય*
*એવી રૂડી કનક નગરી થાત ના ખાખ આજે !*
*જેની બ્રહ્મા અનુમતિ લઈ સર્જતા સૃષ્ટિ સારી*
*પુષ્પો જેના ઉપવનમહીં ખીલતાં માસ બારે*
*તેનાં માથાં અલગ ધડથી થાત ના ધૂળ ભેળાં...*

*ત્યાં ઓચિંતું ખડ ખડ હસી ગર્વથી શીશ બોલ્યું :*
*"રોળાણી છો અમરત કૂંપી, છો ગયું સૈન્ય ખૂંપી !*
*જેની ધાકે ધરણી ધ્રૂજતી હા ! ગયો મેઘનાદ !*
*ભોંયે મારાં દશ શિર ઢળ્યાં ના મને રંજ કાંઈ*
*તોયે કાલે હજીય કરશે રાજ્ય મારો જ ભાઈ !*

**દેવેન્દ્ર દવે**

**ભૂલસુધાર**

સાંપ્રત પ્રવાહોમાં નિર્મેશ ઠાકરે ૪૦ ફૂટ લાંબુ કાર્ટૂનચિત્ર કરેલું એમ લખ્યું છે તેને બદલે ૪૦ મીટર લાંબુ કાર્ટૂનચિત્ર દોરેલું એમ વાંચવું.

દિગીશ મહેતા

**આસ્વાદ નહિ, આહ્‌લાદ**
**પ્રબોધ પરીખની કવિતા**

'કૌસમા'ની કવિતા વાચતા ઘણા વખતથી મનમા રમતી એ પ્રતીતિ દૃઢ થાય કે હવે કાવ્યનો આસ્વાદ કરાવવાની જે એક રુટીન પ્રવૃત્તિ થઈ ગઈ છે તેમા કાઈક ફેર થવો જોઈએ, કેમ કે આ પાનાઓમા પડેલી વસ્તુ જ જુદી છે પહેલા એ વાત કરી લઈએ

ઉઘાડો ને ફીણ ફીણ ઊભરો આવે તેમ અહીં *કવિતાનો ઉલ્લાસ વહ્યા કરે છે, સહસ્ર ધારે, શીકર* શીકર, રોક્સ વચ્ચે થઈ, કિનારાની રેતી પર, છોળ ઉપર છોળ, મોજુ દૂરથી બધાતુ આવે, ચડે, ચડતુ ચડતુ ઊપસે, ખસે, ખસતુ આવે, રગડે, ખેચાય, ધસે—

બસ, એની મજા છે, આ રમતની. અહીં ચિનુ મોદીની કવિતા લઈએ અને એની જે બારીક નકશી હોય, કઈ કેટલાય વર્ષોથી ઘોળાતી સામગ્રીને ઠારી તપાવી ઘાટ આપ્યાનુ તપ, એને બદલે કઈક અન્ય એવી રીતિપદ્ધતિ છે અને બને કવિઓ છે

પ્રબોધનો વિષય છે તુ તુ એટલે તુ એવા/વી તુના એકથી વધુ નામો છે એમા સુરેખા છે, સકીના છે, Diane છે, નૌશિલ અને ઊર્મિ મહેતા છે, દિલીપ પુરોહિત છે — આ ઉપરાત નગરો છે, ખાસ જગ્યાઓ છે, સિટીલાઇટ બુક સ્ટોર છે આ બધા કવિને જે તુની સતત ખપ છે તેના સ્વરૂપો છે કાવ્યસગ્રહને અતે સરસ નોટ્સ મૂકી છે જેમાની ૬૪મા કાવ્ય પરની નોટ આમ વચાય છે કાવ્યના મૂળમા લાડકી અનન્યા.

આમ મોકળે મને પોતે પોતે થઈને, રહીને, ેનો, વિહરતો આ કવિ છે એણે પોતાની જાતને એવી મુક્ત રીતે ફુલાવી, ફેલાવી પ્રસરાવી છે કે તમને જો તેનુ એલિમેન્ટ, તેની હવા ગમી જાય તો, જાણ્યેઅજાણ્યે તમે એમા સરકતા જાઓ, એ કમાનો, એ અતરાલો, એ આકાશ-અવકાશમા ફરતા જાઓ. એની મૈત્રીઓ, એની રૂમની દીવાલો, એના ટેબલ પર સામે પડેલા કોફીના કપ, એનો ઉન્માદ, એની મેસ્કલીનની ટ્રિપ, એનુ નાપોલી, એની પ્રાર્થના — એમ એના અસબાબમા ખોવાતા જાઓ.

*હુ રખડેલ શબ્દ આજે*
*સતુના ફાનસો વચ્ચે આવી બેઠો છુ*
*— પછી સમુદ્ર પાસે,*
*કાઠે બેઠેલા કબૂતર અને પૅસિફિકના પાણીમા.*

—કાવ્યનુ શીર્ષક છે સાનફ્રાન્સિસ્કો

એક બીજે ઠેકાણે આ રીતે પક્તિઓ ચાલે છે

*હુ મને આ ક્ષણે નગારા કવિ તરીકે જાહેર કરુ છુ*
*આ ક્ષણે, ઇતિહાસમા*
*અને ગાજાના સાક્ષાત્કારમા*
*પિયાનોના જગી ગોડાઉનની ઊડતી રકાબીની*
*શેતરજી પર બેસી*
*હુ મને શબ્દોની શોધના મેદાનોમા યોજાતી હરીફાઈમા*
*હરીફ તરીકે જાહેર કરુ છુ*

—વ્હિટમૅન ? એવો ભણકાર વાગે. અને ખરેખર સગ્રહના આરભે મૂકેલા 'હમેશા જાગરણ' શીર્ષક નીચે મૂકેલા કથનમા એ નામનો ઉલ્લેખ પણ છે 'અમેરિકા ઍલન ગિન્સબર્ગનુ. વૉલ્ટ વ્હિટમૅનનુ. નહિ, પણ ડિટ્રોઇટ્ના મોટરના કારખાનાઓમા અને શિકાગોની બેકાર શેરીઓમા હબસીઓની છરીમા ચમકી ઊઠતુ, '

'કૌસમા' નામના કાવ્યકિસ્સાનો કઈક ખુલાસો અમેરિકા જરૂર છે એરલાઇન્સ, બરફ, વિટગન્સ્ટાઇન, અમસ્તા ટેલિફોન, રણના સુપરમારકેટ — એમ કઈ ક્યા ક્યાથી છૂટીછવાઈ, તૂટીફૂટી, વિધવિધ સામગ્રી,

એનો કાટમાળ, એમાં તર્યા કરે છે. પ્રબોધ માટે પહેલી પ્રાયોરિટી આ પોટકું ખોલી નાખવાની છે :

*હું જોઉં છું, અમારી સભ્ય સંસ્કૃતિને*
*રજાના દિવસે, સમુદ્રકિનારે ભેળ ચાટતી, આઇસક્રીમ ખાતી,*
*મદારીઓના ખેલ જોતી*
*ને પીળા દાંતોથી હાસ્યને ફેંકતી...*

આ કે આવી પંક્તિઓને લઈને કંઈ ને કંઈ થીસિસ બનાવવાની લાલચ જરૂર થાય. એમ કહેવાનું મળે કે આ કવિતા પાછળનું પ્રેશર મુખ્ય તો આ સભ્ય સંસ્કૃતિની કોઈ અવસ્થા સાથે સંકળાયું છે —

પણ તકલીફ એ છે કે આ રીતે વાત માંડવાની બધીય રીત આ વખતે ખોટી પડે છે, જાણે અંદરની કવિતા આ કે તે માળખામાંથી છૂટી બહાર આવી ઊભી રહે છે.

— પ્રશ્ન એ છે કે આમાં આ કવિતા વાંચવાનો નર્યો આહ્‌લાદ કેવી રીતે રજિસ્ટર કરવો ? કાવ્યનો, કાવ્યોનો આસ્વાદ બહુ કર્યો. આ વખતે કોઈ નવી રીતે વાત કરે તો સારું.

આમ કરવું પડે, પ્રબોધ માટે, અને પ્રબોધના સમકાલીનો માટે, અને તે સાથે આ પૂર્વેના કવિઓ માટે, એમાં કાંઈ નવું નથી. આલોચના-વિલોચનાની એક પદ્ધતિ એક સમયે વિકસી, સ્થપાઈ, તેનું સુફલ આપણને અનેક રીતે, વિધવિધ કલમોએ મળ્યું. હવે એ આખીય પદ્ધતિ રજા માગતી હોય, કે પ્રબોધમાં પ્રતીત થાય છે એમ આપણી જાણ બહાર, કવિતાના કૌંસની બહાર, સમગ્ર કલ્ચરમાં નવા પવનો વાયા હોય, કોઈ નવો કસબ ઊપસતો હોય — શું કહેવાય ?

પ્રબોધને તમે મળ્યા છો ? જો તેમ હોય તો તેમની આ કવિતામાં તમને જાણીતાપણું લાગે કેમ કે તે પોતે વ્યક્તિ તરીકે બહુશ્રુત છે, ફિલસૂફીના પ્રોફેસર છે, એકથી વધુ યુનિવર્સિટીઓનાં પ્રાંગણોમાં, સેમિનાર-રૂમ્સમાં વસી આવ્યા છે, પણ એ તો એક તમારી અંગત અનુભૂતિ થઈ. કવિતાની કવિતા તરીકે મુલવણી —

બસ, અહીં બધી જિક છે, બધો ઝઘડો છે. આસ્વાદાત્મક વિવેચનપદ્ધતિ કવિતાને કવિતા તરીકે મૂલવતી રહી છે, પણ અહીં જે આપણને મળે છે તે કવિતા અમુક સ્થળકાલમાં વસતી એક ચોક્કસ વ્યક્તિના ઉદ્‌ગાર તરીકે વાંચવાની લગભગ ફરજ પાડે છે. આસ્વાદાત્મક, વિવેચન કવિને કૌંસમાં રાખે છે, કાવ્યને આગળ કરે છે, જ્યારે અહીં કવિ કૌંસ છોડી બહાર આવી રહે છે; એ રીતે વાંચીએ તો જ આખુંય ગણિત ઊકલે છે, આખું સમીકરણ મળી રહે છે.

[કૌંસમાં : પ્રબોધ પરીખ, પ્ર. આર. આર. શેઠની કં. મુંબઈ ૪૦૦ ૦૦૨, અમદાવાદ ૩૮૦૦૦૧, કિં. રૂ. ૭૦.]



સાભાર સ્વીકાર

**મૃગજળના ધોધ :** જયંતી એમ. દલાલ પ્ર. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ. મોતીભાઈ અમીન માર્ગ, સંસ્થાવસાહત, રાવપુરા, વડોદરા. કિં. રૂ. ૪૫. **ઝલકઝલક :** સુરેશ દલાલ પ્ર. વોરા એન્ડ કંપની, ગાંધી ચેમ્બર્સ ગાંધી માર્ગ, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ - ૧, કિં. રૂ. ૫૦. **સદાબહાર નીરુભાઈ :** પ્ર. શ્રી નીરુભાઈ દેસાઈ સ્મારક ફાઉન્ડેશન, એલિસબ્રિજ આરોગ્ય સમિતિ, પ્રીતમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૧૦૦. **કૃતિરાગ :** સતીશ વ્યાસ, પ્ર. આદર્શ પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં રૂ. ૫૦. **નલ દવદંતી પ્રબંધ :** સંપા : ડૉ. રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વી. પી. રોડ મુંબઈ - ૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૫૦. **આભાસ :** લે. પ્ર. જયન્ત ઓઝા ૨૫, રવિપાર્ક, કૉલેજ પાછળ છેડર, જિ. સા. કાં. ૩૮૩ ૪૩૦, કિં. રૂ. ૨૬. **છન્દતત્ત્વ પ્રકાશ :** લે. પ્ર. ડૉ. રમણીકલાલ છ. ચારુ ૪, લેઉક વ્યૂ પ્લોટ, 'અમિત', આર્યસમાજ પાસે, ધ્રાંગધ્રા-૩૬૩ ૩૧૦, કિં. રૂ. ૫૦. **વેણીભાઈ પુરોહિતનાં કાવ્યો :** સં. નીતિન વડગામા પ્ર. આદર્શ પ્રકાશન ગાંધીરોડ, જુમ્મા મસ્જિદ સામે અમદાવાદ - ૩૮૦ ૦૦૧ કિં. રૂ. ૨૦. **૧૯૯૨ની સાલનું ગ્રંથસ્થ વાઙ્‌મય :** સમી. મધુસૂદન પારેખ પ્ર. મંત્રીઓ, ગુજરાત સાહિત્યસભા C/o ગુજરાત સંશોધનમંડળ, પાલડી (પશ્ચિમ), અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૫૦.

પ્રિય રમણભાઈ,

તમારો સ્નેહ-સભર, સવિસ્તૃત પત્ર મળ્યો. તમે ગણેશસ્થાપનાનુ મગલ આરતી પછી જ ઉત્થાપન કરવાનુ નક્કી કર્યું તેથી મને ઘણો આનદ થયો. મારામા એક નિ સ્પૃહ અને નિરાગ્રહી બાવો બેઠો છે પણ કોઈ સારી વાનગી મળે તો તે સ્વજનને ચખાડવા માટે મન દોડી જાય છે આવા પાગલપ્રેમીને કદાચ સૂઝ કે સૂધ ન રહે કે સ્વજનને તો ભરચક ભોજનથાળ પડ્યો છે ને એ જ અવનવી ચીજો ચખાડવા બેઠો છે ! — અને છતા તમે આ વાનગીને વધાવી એ પેલા પાગલની નાતનો જ રવૈયો. ધન્યવાદ !

બત્રીસ પૂતળીની વારતાને આપણે કા તો સામાન્ય જનતાના મનોરજન માટે કે બાળવાર્તા તરીકે ખપાવી છે પણ ભલા, ગુજરાતી ભાઈ, 'વિક્રમ-ભોજ'ની વાતો હોય એમા તો 'સરસ્વતી કઠાભરણ' હોય કાઈ આમજી-ભામજીના પરાક્રમો ન હોય એય ભુલાઈ ગયુ ? આ નવી કેડી છે એટલે તમને એના પર પગલા પાડવા ને દોટ મૂકવાયે આગ્રહ કરવાનુ મન થઈ જાય. આપણે ત્યા આ ખજાનાને ખુલ્લો મૂકવામા તમારુ નામસ્મરણ થાય એ મારા પ્રેમનો દાવો અને પ્રસાદીનો લહાવો.

આવુ આવુ મનમા થયુ તે તમે એને ઉમળકાભેર વધાવ્યુ એ મારી ખુશનસીબી ને તમારી ખેલદિલી ! 'દોસ્તીમા દિલાવરી ખપે'

મારી તબિયતનુ ગાડુ હમણા ખડ્યુ છે એટલે અક્ષરો પણ આડાઅવળા પડે છે વળી પાછુ પાટે ચડી જશે ચિંતા નથી.

મારા મનમા 'ઉદ્દેશ' સત્ત્વશીલ થયુ એનો આનદ છે, તે સાધનસપન્ન થાય એવી મહેચ્છા છે મહારાજ મહેર ને મદદ કરશે

૧૬-૮-૮૪ નદિગ્રામ મકરન્દ દવે

૨

આદરણીય જોશીસાહેબ,

જો ઉદ્દેશ'મા શ્રી દુષ્યન્ત પડ્યાનો લેખ હોય તો, હુ તે સૌથી પહેલો વાચવાનો એમ મે નક્કી કરેલા ક્રમમા. જે તે, વ્યક્તિચિત્રની ઊચી સાહિત્યિક ગુણવત્તા હોવા ઉપરાત, ક્યારેક અગત કારણ પણ જવાબદાર હોય છે જો દુષ્યન્ત પડ્યા મુબઈ સાથે સકળાયેલી કોઈ વ્યક્તિનુ ચિત્ર કે પ્રસગોનુ આલેખન કરતા હોય તો, મારુ પણ, એ ભૂમિ સાથેનુ સ્મરણ તાજુ થતુ હોય છે

એટલે નવેમ્બર '૯૪ના અકમા રામપ્રસાદ બક્ષીનુ વ્યક્તિચિત્ર એકી બેઠકે વાચી ગયો. ૧૯૬૦થી ૬૬ દરમ્યાન હુ મુબઈમા રહ્યો અને બી.એ. અને એમ.એ. ભણ્યો. આ ગાળા દરમ્યાન બેએક વર્ષ પોદ્દાર હાઈસ્કૂલ પાસેથી, નવી બધાયેલી સોસાયટીમા ટ્યૂશન આપવા જતા, નિયમિત પસાર થતો અને રામપ્રસાદ બક્ષીનુ સ્મરણ કરતો. એક શાળાનો આચાર્ય આટલો મોટો પડિત કેવી રીતે હોઈ શકે એનુ વિસ્મય થયા કરતુ.

અમારી ઇસ્માઇલ યૂસુફ કોલેજમા પણ એકાદ વાર તે આવ્યા હતા એવુ સ્મરણ છે સર્વશ્રી સદ્ગત પ્રિ. કે આર પોતદારસાહેબ, એચ. ડી. વેલણકર અને જી કે ભટ જેવા સસ્કૃતના તેમના સમકાલીન વિદ્વાનોની હરોળમા ઊભા રહી શકે તેવા તે વ્યુત્પન્ન વિદ્વાન હતા. મને યાદ છે કે એક વાર તેમણે મરાઠી-ભાષી વિદ્વાનોમા કંઈક હળવી રીતે, મરાઠી ભાષાની સરખામણીમા ગુજરાતી ભાષામા તત્સમ શબ્દો ઓછા હોવાથી, ગુજરાતી ભાષા વધુ મૌલિક છે એવુ સિદ્ધ કર્યું હતુ.

તેમણે જે લખ્યુ, તે ઉત્તમ છે પણ પોતાની વિદ્વત્તાના પ્રમાણમા ઘણુ ઓછુ લખ્યુ એવો અફસોસ રહ્યા કરે છે (અમારામાના કેટલાક બને રીતે વ્યસ્ત પ્રમાણમા કાર્ય કરી રહ્યા છે !)

તેમના હસ્તાક્ષરથી અકિત તેમનુ લખેલુ એક પુસ્તક મારી પાસે છે તે જોઈને હુ આનદથી પુલકિત થાઉ છુ

ક લા. સ્વાધ્યાયમદિર અને સસ્કૃત સેવા

સમિતિએ આ સારસ્વતની આ વર્ષે જન્મશતાબ્દીની ઉજવણી નિમિત્તે તુલનાત્મક કાવ્યશાસ્ત્ર પર એક પરિસંવાદ યોજીને સ્તુત્ય કાર્ય કર્યું હતું.

તેમના આપના પરના લખાયેલા પત્રો પ્રકાશિત કરી, આપે સંપાદનકાર્યમાં કોમળ કલાત્મકતા દાખવી છે. દુષ્યન્ત પંડ્યાને અને આપને બેઉને અભિનંદન. ક્યારેક દુષ્યન્ત પંડ્યા(સાહેબ)ને મળવું ગમે. મળાવશો ?

અમદાવાદ, ૨૭-૧૧-૯૪ — વિજય પંડ્યા

*

'ઉદ્દેશ'નો એકએક અક્ષર વાંચવાનું છોડવા જેવું નથી એવી સમૃદ્ધ વાચનસામગ્રી એમાં હોય છે... 'ઉદ્દેશ'ની સુપેરે માવજત કરી રહ્યા છો એ ગુજરાતી સાહિત્યના મોટા યજ્ઞકાર્ય જેવું મોટા ગજાનું કામ ગણાય. અભિનંદન.

નવસારી, ૨૪-૧૨-૯૪ — ચન્દ્રકાન્ત પંડ્યા

*

પાંચ વર્ષની 'ઉદ્દેશ'યાત્રા ખૂબ સરાહનીય રહી છે. તમારી નિષ્ઠા, સાહિત્યપ્રીતિ દરેક અંકમાં — તમારી તંત્રીનોંધો સહિત — પરખાય છે, પડઘાય છે. મારાં હાર્દિક અભિનંદન. સૌના પ્રિય લા.ઠા.નો લેખ અમારા પરિવારની યાદમાં પ્રસિદ્ધ થાય છે એનોય સ્વાભાવિક આનંદ. શ્રી દુષ્યન્ત પંડ્યાને પણ અભિનંદન.

મુંબઈ, ૨૮-૧૦-૯૪ — મેઘનાદ ભટ્ટ

*

વાર્તા-વિશેષાંક મળ્યો. વાર્તા વાંચવા જેટલી મારી ધીરજ નથી એવો મારો ભ્રમ હતો તે દૂર થયો. હિમાંશી શેલત, રજનીકુમાર પંડ્યા, સુમંત રાવલની વાર્તાઓ ખૂબ સુંદર. આખાય અંકમાં 'મિસિસ' વાર્તાનું એક વાક્ય વાર્તાના ભાવની ચરમ સીમા પર — "જીવન તો બદલી શકાય તેમ નહોતું, સપનાંઓ બદલી નાખ્યાં". બધી વાર્તાઓનું વાર્તાતત્ત્વ હૃદયસ્પર્શી.

વડોદરા, ૫-૨-૯૫ — ઉમેશ દવે

*

'ઉદ્દેશ'નો જાન્યુ. અંક વાંચી ખૂબ જ નિકટતમ સ્વજનનો પરિચય પામવા જેવો આનંદ થયો. ખરેખર ગુજરાતી સાહિત્યને જીવંત રાખવા માટે આપનો 'ઉદ્દેશ' સક્ષમ છે. શુભકામના.

ભાભર, ૬-૨-૯૫ — દર્શન કે. શર્મા

*

ડૉ. ભોગીલાલ સાંડેસરાનું અમેરિકામાં થયેલું અવસાન આઘાતજનક છે. આપશ્રીએ ફેબ્રુ. '૯૫ના અંકમાં શ્રદ્ધાંજલિ અર્પી એ ગમી, ઉપરાંત સ્વ. સાંડેસરાનું રેડિયો-રૂપાંતર 'દૂતઘટોત્કચ' પ્રસિદ્ધ કરી સાચી અંજલિ આપી છે.

કેરા (ભૂજ - કચ્છ), ૧૦-૨-૯૫ — મહેશ ઠક્કર

*

'ઉદ્દેશ'નો જાન્યુ. અંક વાર્તાવિશેષાંક રૂપે માણી આનંદ થયો. અભિનંદન. હવે પત્રવિશેષાંક અને વિવેચન-સમીક્ષા વિશેષાંક પ્રગટ કરવા વિનંતી. 'ઉદ્દેશ'ના માધ્યમ દ્વારા આપ ઉત્તમ સાહિત્યસેવા કરી રહ્યા છો. 'ઉદ્દેશ'ની નિરંતર પ્રગતિ ચાહું છું.

ભૂજ (કચ્છ), ૩૦-૧-૯૫ — બાબુલાલ ગોર

*

'ઉદ્દેશ' જાન્યુ. ૧૯૯૫ના અંકમાં તંત્રીનોંધ અન્વયે 'નંદિગ્રામ'ની વિગતો વાંચી. આ સમાચાર સાચે જ આઘાતજનક કહેવાય. આજે તો 'સંસ્કાર' કે 'સંસ્કારધામ'નો આગ્રહ રાખીશું તો નૈતિક બળ મેળવવાનાં ફાંફાં પડશે, કેમ કે ચારે તરફ ગંદું રાજકારણ જ સર્વોપરી સ્થાન ધરાવે છે. એવે સમયે 'ઉદ્દેશ' દ્વારા પ્રતિબદ્ધતાનું કાર્ય થયું છે એને સાચે જ ધ્યાનાર્હ ઘટના કહેવી રહી... આવે સમયે લેબલધારી રાજકારણીઓ કે બુદ્ધિવાદી કેળવણીકારો પણ સિફતભર્યું મૌન ધારણ કરી લેતા હોય છે. ફ્રેન્ચ લેખક અને ચિંતક રોમાં રોલાંએ સ્પષ્ટ જ કહ્યું છે કે સમાજમાં અનાચાર અત્યાચાર દૂર કરવા માટે લેખકોએ પ્રતિબદ્ધ થવું જોઈએ અને પોતે પણ ઘણી વાર સક્રિય થયેલા જ... તમને એ જાણીને આશ્ચર્ય થશે કે શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી માટે પણ અત્યાચારીઓએ લાલ આંખ કરી છે અને ત્યાં હવે સાધનાક્ષેત્રોમાં

'ઉદ્દેશ'ના બે અંકો મળ્યા. બંને ખૂબ જ ગમ્યા. ફેબ્રુઆરી, ૧૯૯૫ના અંકમાં ડિસે '૯૪થી કથીડ્રલનાં ૧૯૮૨માં દર્શન કર્યાની મારી સ્મૃતિઓ પણ ઊભરી આવી. આ કથીડ્રલ જે એક બેનમૂન સ્થાપત્યનો નમૂનો છે જેના સ્થપતિ સર ક્રિસ્ટોફર રેન હતા — તે યાદ આ લેખથી તાજી થઈ. શ્રી મેઘનાદ ભટ્ટનો લેખ 'મહારાષ્ટ્રમાં ગુજરાત અને ગાંધીજી' પણ ખૂબ જ ગમ્યો. નવલરામ કવિની વ્યથા જે એમણે છ લીટીઓમાં વ્યક્ત કરી છે તે વાંચીને પણ મહારાષ્ટ્રના ગુજરાત તરફના ઓરમાયા વર્તનની પ્રતીતિ થઈ. દૂતઘટોત્કચ નાટક-કૃતિ પણ ખૂબ ગમી.

ટૂંકમાં, બધા જ લેખો ખૂબ જ સરસ, સ-રસ, માહિતીસભર તેમજ શૈક્ષણિક છે. એક શ્વાસે આખો અંક વાંચી ગયો. 'ઉદ્દેશ'ને મોટો વાચકવર્ગ સાંપડી રહે અને ખૂબ ખૂબ પ્રગતિ કરે એવી વાંછના સાથે પત્ર પૂરો કરું છું. શુભેચ્છાસહ —

પાલનપુર, ૩-૩-૯૫ — ડૉ. બી. ટી. ત્રિવેદી

※

દ્વારા આચાર્ય શ્રી રામપ્રસાદ બક્ષીને જાણ્યા. મનોમન નમસ્કાર થઈ ગયા. અત્યારના શિક્ષણજગત અને શિક્ષકગણ તરફ મન ખારું થયા વિના રહેતું નથી. આજના આવા સળગતા માહોલમાં મનને શાતા દેતો આ લેખ ખૂબ જ ગમ્યો. આવા લેખથી 'ઉદ્દેશ'નો ઉદ્દેશ બર આવે જ.

સાણંદ, ૨૧-૧૧-૯૪ — બળદેવ પટેલ, 'અચલ'

※

ડિસે.'૯૪ના અંકમાં 'પ્રતિભાવ' વિભાગમાં શ્રી ચન્દ્રકાન્ત પંડ્યાએ આપેલી ઘટના વાંચી. મઝા પડી, તે જ ખરી મઝા ! જયા મહેતાનો 'કથીડ્રલ' ખૂબ ગમ્યો. હજી એના બીજા હપતા આવનાર છે તે જાણીને હર્ષ થયો. ફાઇન છે. ૧૭૨મા પાના ઉપર જાહેરખબરના ચોકઠામાં 'મરીઝ'નો શેર વાંચીને તાળી પાડી દીધી — વાહ !

અમદાવાદ, ૨૯-૧૨-૯૪ — એમ. ડી. નાયક

※

❑

## मी माझा (હું મારો)

*લૂછનાર કોઈ હોય તો*
*આંખો છલકાય તેનો અર્થ છે,*
*કોઈની આંકો ન છલકાય તો*
*મરણ પણ વ્યર્થ છે !*

*વૃક્ષ પરથી પારિજાત વરસે*
*તેનો અવાજ થતો નથી.*
*એનો અર્થ એવો નથી કે,*
*એને ઘા થતો નથી.*

*મેં ડૂબતાં, મારું ગામ*
*અલપઝલપ જોયું હતું,*

*મને જોવા ગામ મારું*
*કિનારે ઊભું રહ્યું હતું.*

*મારી વાત મને કરતાં*
*હું વધારે ઊંડો જતો નથી;*
*કારણ, નામનોય પછી હું*
*નિર્દોષ એવો રહેતો નથી.*

*સ્મરણોના દેશમાં*
*મારાથી મનને કદી મોકલાતું નથી*
*જતાં તે ખુશ હોય છે પણ*
*આવતાં તેનાથી અવાતું નથી*

**ચંદ્રશેખર ગોખલે**
**ભાવાનુવાદ : માધુરી દેશપાંડે**

પોલીસો ગઈ છે આ બધી જ સ્થિતિ માટે જવાબદાર છે આપણા ગદા રાજકારણીઓ અને બૌદ્ધિકોનુ મૌન.

અમદાવાદ ૨૦-૨ ૮૫ — રજનીકાન્ત જોશી

ધન્યવાદ ! આભાર ! તમે જે નિયમિતતા જાળવી છે તે આજે ભાગ્યે જ કોઈ માસિક જાળવે તેમ છે અક મળ્યો. ખૂબ આનદ થયો શ્રી મધુભાઈ બક્ષીને અભિનદન. બીજા વિવેચનલેખો એટલા જ આનદદાયી લાગ્યા. શ્રી ચી.ના. પટેલનો 'કે એસ. સાથે સત્સગ' લેખ પણ સુદર હતો. ચન્દ્રકાન્ત ટોપીવાળા પણ સુદર રીતે નવુ વિચારીને આપે છે

ભાવનગર — તનસુખ ઓઝા

સાહિત્ય અને જીવનવિચારને 'ઉદ્દેશ' બરાબર પ્રતિબદ્ધ છે તેથી આનદ

રાજકોટ, ૪ ૧૦-૮૪ — અમૃત ઘાયલ

ઓગસ્ટના અકમા 'અબોલા રાણીની કથાનો મર્મ' એ શ્રી મકરન્દ દવેનો લેખ મને બહુ ગમ્યો. ચિંતનના ગહન ઊંડાણમા લઈ જનારો લેખ હતો. આ ઉત્કૃષ્ટ લેખ વાચતા જ પરમતૃપ્તિનો અહેસાસ થયો

બ્યાવર, ૨૮ - ૮૪ — પુષ્પા પાણ્ડેય

'ઉદ્દેશ'નો ઉદ્દેશ સફળ થયેલો જોઈ શકાય છે ગુજરાતમા એની સારી પ્રતિષ્ઠા બધાઈ છે, એ તમારી ધગશનુ પરિણામ છે

મુબઈ ૮ ૪ ૮૫ — જયા મહેતા

'ઉદ્દેશ' ઘણુ જીવો. સ્વ ઉમાશકરના આત્માને પરિતોષ થાય તેવુ સવાઈ સસ્કૃતિ'નુ કામ થઈ રહ્યુ છે ઓક્ટો. '૮૪ના અકમા પૃ ન. ૯૨ ઉપર લાભશકર ઠાકરનો 'સર્જક પ્રેમાનદનો મુન્મય કળાકાર કુવરબાઈનુ મામેરુ' લેખ વાચ્યો લા.ઠા.ના અવલોકનો વિવેચનો લલિતનિબધની શૈલીનો રસાવહ અનુભવ કરાવે છે આ અવલોકન વિવેચન છે, ગતિ લલિત છે લેખનમા લા.ઠા. સ્વૈરવિહારી છે એ તો એક બે વાક્યો વાચતા જ પરખાય આ સ્વૈરવિહાર સહજ અને આનદધર્મી હોઈ કૃતિને અને સર્જકના વ્યાપારને સાચા સ્વરૂપે પામવા મથે છે પૃ. ૯૭ ઉપર લા.ઠા. કહે છે 'મારા સ્વભાવમા શિસ્ત નથી. છે તો કઈ જુદા પ્રકારની છે, તેથી આમતેમ points મનમા ઊપસી આવે તે શબ્દોમા ઉતારવામા મને આનદ આવે છે' લા.ઠા.ના સ્વભાવમા સ્થાપિત થયેલી શિસ્ત નથી, તેમની પોતાની જુદા પ્રકારની છે તે સારુ છે અને તેથી જ ગુજરાતી સાહિત્યને નવતર સર્જનનો લાભ થશે. હાઈ વે પરથી સાઇડ વે પર ને ત્યાથી કેડી પર ને ત્યાથી અપથે, ને મન ફાવે તો આગળથી કોઈ વાર પાછળ ચક્કર લગાવી દરિપથે રહી જતાનો આનદ સમાવેશ કરી લા.ઠા.ની આનદયાત્રા ચાલે. સ્થાપિત શિસ્ત અને લા.ઠા.નો યોગ કેવી રીતે ? પાન ૯૮ પર 'નરસૈયો છે નિર્ભય મનમા, ભોગવશે ગોપાળજી' (૪/૯)મા 'ભોગવશે' ને સ્થાને 'જોગવશે' હોવા સભવ છે

મહેરવાડા (તા.સિદ્ધપુર) ૨૮ ૧૦-૮૪ — ઈશ્વરભાઈ જી પટેલ

'ઉદ્દેશ'નો અક ૫૨ મળ્યો. પત્ર પ્રસાદી વાચ્યા બાદ શ્રી દુષ્યન્ત પડ્યાનો લેખ વાચ્યો. વ્યુત્પન્ન પડિત શ્રી રામપ્રસાદ બક્ષી વિશેની રજૂઆત બહુ જ સરસ છે શ્રી બક્ષીનુ 'કરુણ રસ' વિશેનુ પુસ્તક વાચતી વખતે જ તેમની વિદ્વત્તા જાણવા અને માણવા મળેલી. લેખમા મારા ગુરુ શ્રી ડોલરભાઈ માકડનો ઉલ્લેખ થયો છે તે વાચી, મામા-ભાણેજ બને વ્યુત્પન્ન પડિતો હતા એવા સુભગ સમન્વયનો ખ્યાલ આવ્યો. કરમસદમા આપનો પરિચય થયેલો તેમ શ્રી ડોલરભાઈનો પણ પરિચય થયેલો અને આપના તથા માકડ સાહેબના વિદ્યાર્થી બનવાનુ સદ્ભાગ્ય સાપડેલુ તે મારે માટે યાદગાર ભાથુ બની રહેલ છે

ભાવનગર, ૨૭ ૧૧ ૮૪ — પ્રા. અરુણ જોશી

'ઉદ્દેશ'ના નવે. અકમા શ્રી દુષ્યન્ત પડ્યાનો 'વ્યુત્પન્ન પડિત રામપ્રસાદ બક્ષી' લેખ વાચ્યો. લેખ

પોલીસો ગઈ છે આ બધી જ સ્થિતિ માટે જવાબદાર છે આપણા ગદા રાજકારણીઓ અને બૌદ્ધિકોનુ મૌન.

અમદાવાદ ૨૦-૨-૮૫ — રજનીકાન્ત જોશી

ધન્યવાદ ! આભાર ! તમે જે નિયમિતતા જાળવી છે તે આજે ભાગ્યે જ કોઈ માસિક જાળવે તેમ છે અક મળ્યો. ખૂબ આનદ થયો શ્રી મધુભાઈ બક્ષીને અભિનદન. બીજા વિવેચનલેખો એટલા જ આનદદાયી લાગ્યા. શ્રી ચી.ના. પટેલનો 'કે એસ. સાથે સત્સગ' લેખ પણ સુદર હતો. ચન્દ્રકાન્ત ટોપીવાળા પણ સુદર રીતે નવુ વિચારીને આપે છે

ભાવનગર — તનસુખ ઓઝા

સાહિત્ય અને જીવનવિચારને 'ઉદ્દેશ' બરાબર પ્રતિબદ્ધ છે તેથી આનદ

રાજકોટ ૪ ૧૦ ૮૪ — અમૃત ઘાયલ

ઑગસ્ટના અકમા 'અબોલા રાણીની કથાનો મર્મ' એ શ્રી મકરન્દ દવેનો લેખ મને બહુ ગમ્યો. ચિંતનના ગહન ઊડાણમા લઈ જનારો લેખ હતો. આ ઉત્કૃષ્ટ લેખ વાચતા જ પરમતૃપ્તિનો અહેસાસ થયો

બ્યાવર, ૨૮ ૮ ૮૪ — પુષ્પા પાણ્ડેય

'ઉદ્દેશ'નો ઉદ્દેશ સફળ થયેલો જોઈ શકાય છે ગુજરાતમા એની સારી પ્રતિષ્ઠા બધાઈ છે, એ તમારી ધગશનુ પરિણામ છે

મુબઈ ૮ ૪ ૮૫ — જયા મહેતા

'ઉદ્દેશ' ઘણુ જીવો. સ્વ ઉમાશકરના આત્માને પરિતોષ થાય તેવુ સવાઈ સસ્કૃતિ'નુ કામ થઈ રહ્યુ છે ઑક્ટો. '૮૪ના અકમા પૃ ન. ૯૨ ઉપર લાભશકર ઠાકરનો 'સર્જક પ્રેમાનદનો મુન્મય કળાઝકાર કુવરબાઈનુ મામેરુ' લેખ વાંચ્યો. લા.ઠા.ના અવલોકનો વિવેચનો લલિતનિબધની શૈલીનો રસાવહ અનુભવ કરાવે છે આ અવલોકન વિવેચન છે, ગતિ લલિત છે લેખનમા લા.ઠા. સ્વૈરવિહારી છે એ તો એક બે વાક્યો વાચતા જ પરખાય આ સ્વૈરવિહાર સહજ અને આનદધર્મી હોઈ કૃતિને અને સર્જકના વ્યાપારને સાચા સ્વરૂપે પામવા મથે છે પૃ. ૯૭ ઉપર લા.ઠા. કહે છે 'મારા સ્વભાવમા ગિસ્ત નથી. છે તો કંઈ જુદા પ્રકારની છે, તેથી આમતેમ points મનમા ઊપસી આવે તે શબ્દોમા ઉતારવામા મને આનદ આવે છે ' લા.ઠા ના સ્વભાવમા સ્થાપિત થયેલી શિસ્ત નથી, તેમની પોતાની જુદા પ્રકારની છે તે સારુ છે અને તેથી જ ગુજરાતી સાહિત્યને નવતર સર્જનનો લાભ થશે. હાઈ વે પરથી સાઇડ વે પર ને ત્યાથી કેડી પર ને ત્યાથી અપથે, ને મન ફાવે તો આગળથી કોઈ વાર પાછળ ચક્કર લગાવી દૃષ્ટિપથે રહી જતાનો આનદ સમાવેશ કરી લા.ઠા.ની આનદયાત્રા ચાલે. સ્થાપિત શિસ્ત અને લા.ઠા.નો યોગ કેવી રીતે ? પાન ૯૮ પર નરસૈયો છે નિર્ભય મનમા, ભોગવશે ગોપાળજી ' (૪/૮)મા 'ભોગવશે' ને સ્થાને 'જોગવશે' હોવા સભવ છે

મહેરવાડા (તા.સિદ્ધપુર) ૨૮ ૧૦-૮૪ ઈશ્વરભાઈ જી પટેલ

'ઉદ્દેશ'નો અક પર મળ્યો પત્ર પ્રસાદી વાચ્યા બાદ શ્રી દુષ્યન્ત પડ્યાનો લેખ વાચ્યો. વ્યુત્પન્ન પડિત શ્રી રામપ્રસાદ બક્ષી વિશેની રજૂઆત બહુ જ સરસ છે શ્રી બક્ષીનુ 'કરુણ રસ' વિશેનુ પુસ્તક વાચતી વખતે જ તેમની વિદ્વત્તા જાણવા અને માણવા મળેલી. લેખમા મારા ગુરુ શ્રી ડોલરભાઈ માકડનો ઉલ્લેખ થયો છે તે વાચી, આમા-ભાણેજ બન્ને વ્યુત્પન્ન પડિતો હતા એવા સુભગ સમન્વયનો ખ્યાલ આવ્યો. કરમસદમા આપનો પરિચય થયેલો તેમ શ્રી ડોલરભાઈનો પણ પરિચય થયેલો અને આપના તથા માકડ સાહેબના વિદ્યાર્થી બનવાનુ સદ્ભાગ્ય સાપડેલુ તે મારે માટે યાદગાર ભાથુ બની રહેલ છે

ભાવનગર, ૨૩ ૧૧ ૮૪ — પ્રા. અરુણ જોશી

'ઉદ્દેશ'ના નવે. અકમા શ્રી દુષ્યન્ત પડ્યાનો 'વ્યુત્પન્ન પડિત રામપ્રસાદ બક્ષી' લેખ વાચ્યો. લેખ

દ્વારા આચાર્ય શ્રી રામપ્રસાદ બક્ષીને જાણ્યા. મનોમન નમસ્કાર થઈ ગયા. અત્યારના શિક્ષણજગત અને શિક્ષકગણ તરફ મન ખારું થયા વિના રહેતું નથી. આજના આવા સળગતા માહોલમાં મનને શાતા દેતો આ લેખ ખૂબ જ ગમ્યો. આવા લેખથી 'ઉદ્દેશ'નો ઉદ્દેશ બર આવે જ.

સાણંદ, ૨૧-૧૧-૯૪ બળદેવ પટેલ, 'અચલ'

※

ડિસે.'૯૪ના અંકમાં 'પ્રતિભાવ' વિભાગમાં શ્રી ચન્દ્રકાન્ત પંડ્યાએ આપેલી ઘટના વાંચી. મઝા પડી, તે જ ખરી મઝા ! જયા મહેતાનો 'કથીડ્રલ' ખૂબ ગમ્યો. હજી એના બીજા હપતા આવનાર છે તે જાણીને હર્ષ થયો. ફાઇન છે. ૧૭૨મા પાના ઉપર જાહેરખબરના ચોકઠામાં 'મરીઝ'નો શેર વાંચીને તાળી પાડી દીધી — વાહ !

અમદાવાદ, ૨૯-૧૨-૯૪ એમ. ડી. નાયક

※

'ઉદ્દેશ'ના બે અંકો મળ્યા. બંને ખૂબ જ ગમ્યા. ફેબ્રુઆરી, ૧૯૯૫ના અંકમાં ડિસે '૯૪થી કથીડ્રલનાં ૧૯૮૨માં દર્શન કર્યાની મારી સ્મૃતિઓ પણ ઊભરી આવી. આ કથીડ્રલ જે એક બેનમૂન સ્થાપત્યનો નમૂનો છે જેના સ્થપતિ સર ક્રિસ્ટોફર રેન હતા — તે યાદ આ લેખથી તાજી થઈ. શ્રી મેઘનાદ ભટ્ટનો લેખ 'મહારાષ્ટ્રમાં ગુજરાત અને ગાંધીજી' પણ ખૂબ જ ગમ્યો. નવલરામ કવિની વ્યથા જે એમણે છ લીટીઓમાં વ્યક્ત કરી છે તે વાંચીને પણ મહારાષ્ટ્રના ગુજરાત તરફના ઓરમાયા વર્તનની પ્રતીતિ થઈ. દૂતઘટોત્કચ નાટક-કૃતિ પણ ખૂબ ગમી.

ટૂંકમાં, બધા જ લેખો ખૂબ જ સરસ, સ-રસ, માહિતીસભર તેમજ શૈક્ષણિક છે. એક શ્વાસે આખો અંક વાંચી ગયો. 'ઉદ્દેશ'ને મોટો વાચકવર્ગ સાંપડી રહે અને ખૂબ ખૂબ પ્રગતિ કરે એવી વાંછના સાથે પત્ર પૂરો કરું છું. શુભેચ્છાસહ —

પાલનપુર, ૩-૩-૯૫ ડૉ. બી. ટી. ત્રિવેદી

❑

## मी माझा (હું મારો)

*લૂછનાર કોઈ હોય તો*
*આંખો છલકાય તેનો અર્થ છે,*
*કોઈની આંખો ન છલકાય તો*
*મરણ પણ વ્યર્થ છે !*

*વૃક્ષ પરથી પારિજાત વરસે*
*તેનો અવાજ થતો નથી.*
*એનો અર્થ એવો નથી કે,*
*એને ઘા થતો નથી.*

*મેં ડૂબતાં, મારું ગામ*
*અલપઝલપ જોયું હતું,*
*મને જોવા ગામ મારું*
*કિનારે ઊભું રહ્યું હતું.*

*મારી વાત મને કરતાં*
*હું વધારે ઊંડો જતો નથી;*
*કારણ, નામનોય પછી હું*
*નિર્દોષ એવો રહેતો નથી.*

*સ્મરણોના દેશમાં*
*મારાથી મનને કદી મોકલાતું નથી*
*જતાં તે ખુશ હોય છે પણ*
*આવતાં તેનાથી અવાતું નથી*

**ચંદ્રશેખર ગોખલે**
**ભાવાનુવાદ : માધુરી દેશપાંડે**

# સાભાર સ્વીકાર

**ઉત્ખનન** (ગઝલ સંગ્રહ) ગુણવંત ઉપાધ્યાય, પ્ર. સંકલ્પ પ્રકાશન, ૧૧૦૧-બી, યાદવનિવાસ, મંગળચોક આંબાવાડી, ભાવનગર ૩૬૪૦૦૧ કિં રૂ ૧૫ **લીલપ** ભવાન પટેલ, પ્ર રેણુકા પટેલ, ૬૦ સી. પી. નગર ૨ ભૂયંગદેવ, ઘાટલોડિયા રોડ અમદાવાદ કિં રૂ ૨૦ **ભૂતપલીત** એચ. એન. ગોલીબાર, પ્ર. નવભારત સાહિત્ય મંદિર દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧ કિં રૂ ૮૨ **સતશ્રી સવૈયાનાથ અમરધામ ઝાંઝરકા** લે. પ્ર શિવાભાઈ ના. પરમાર દીપરા, વણકરવાસ, વીસનગર જિ મહેસાણા, કિં રૂ ૩૦ **શ્રી ભીમશાહરાસ** સંપા મુનિરાજ શ્રી ધર્મધુરંધરવિજયજી મહારાજ પ્ર. શ્રી જયંતિલાલ શિ શાહ ૧૬ રાજપથ સોસાયટી, પી ટી. કોલેજ રોડ પાલડી, અમદાવાદ ૭ કિં રૂ ૨૫. **મોનો ઈમેજ** (અંક ૧લો) માનદ સંપાદક મધુ કોઠારી, પ્ર. મોનો ઇમેજ કાર્યાલય. કીલિંગ ૩ સુભાષનગર રૈયારોડ રાજકોટ ૧ વાર્ષિક લવાજમ રૂ ૬૦ **પાથેય ભાગ ૨** લે. પ્ર. દેવદત્તભાઈ કીકાભાઈ દેવદત્ત બારતાડ વાયા કરચેલિયા તા. મહુવા જિ સુરત-૩૮૪ ૨૪૦ કિં રૂ ૧૭ **કાષ્ઠશિલ્પ** લે મંગળ રાઠોડ પ્ર. ધવલ રાઠોડ પ્રતિબદ્ધ પ્રકાશન, ૪૦૬ ઋષિકેશ ચેમ્બર્સ, રામજીનગર, વેડ રોડ સુરત ૩ ૫ ૦૦૪ કિં રૂ ૫૦ **સર્વોદય ગાંધી સવાસો** (સ્મૃતિગ્રંથ) સંપા જયન્ત પંડ્યા, અમૃત મોદી, પ્ર. સ્વાગત સમિતિ, અખિલ ભારત સર્વોદય સંમેલન, ૧૯૮૪ સાવરકુંડલા, જિ ભાવનગર કિં નથી **સફળ જીવન જીવવાની કળા** (ત્રીજી આવૃત્તિ) મુકુન્દ પી શાહ પ્ર કુસુમ પ્રકાશન, ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ ૩૮૦ ૦૦૭ કિં રૂ ૬૦ **પાણી એક અદ્ભુત રસાયણ** ડૉ. નગીન મોદી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૧ કિં રૂ ૨૦ **વિજ્ઞાનસૌરભ** ડૉ. નગીન મોદી, પ્ર. ઉપર મુજબ, કિં રૂ ૨૬ **પ્રેમનગર** વિષ્ણુકુમાર મહેતા, પ્ર. લક્ષ્મી પુસ્તક ભંડાર ગાંધીમાર્ગ, પુલ નીચે, અમદાવાદ ૧ કિં રૂ ૭૫ **ક્રાઈમ એન્ડ પનિશમેન્ટ** રૂપાંતર સુભાષ શાહ, પ્ર. અસાઈત સાહિત્ય સભા, તત્સત્, બ્રાહ્મણશેરી, ઊંઝા ૩૮૪ ૧૭૦ કિં રૂ ૨૦ **મીની માશી ગયા કાશી** લે. પ્રવીણ ઉપાધ્યાય, પ્ર જ્યોતિ ઉપાધ્યાય, ૧૩-એ, આશીર્વાદ પ્લોટ ન ૩૫૩/બી ૧૪ વલ્લભબાગ રોડ ઘાટકોપર (પૂર્વ) મુંબઈ ૪૦૦ ૦૭૭ કિં રૂ ૪૫ **પ્રાર્થના પરિમલ** સંપા મનસુખ ઉપાધ્યાય પ્ર શ્રી કપૂરભાઈ ચંદરયા, ૧૦૧ એટલાસ એપાર્ટમેન્ટ, જે એમ. મહેતા માર્ગ, મુંબઈ ૪૦૦ ૦૦૬ કિં નથી. **એનોર્ડ યશોગાથા સાફલ્ય ગાથાઓ** સંપા. મનસુખલાલ ઉપાધ્યાય પ્ર. ઉપર મુજબ, કિં નથી. **સાંપ્રત સહચિંતન** ભાગ ૬ લે. રમણલાલ ચી શાહ પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫ સરદાર વી. પી. રોડ મુંબઈ ૪ કિં રૂ ૨૫. **સળગતી હવાઓ** લે. સરૂપ ધ્રુવ પ્ર. સંવેદન સાંસ્કૃતિક મંચ, 'દિગંત રૂપેશ સોસાયટી, વસ્ત્રાપુર સ્ટેશન રોડ અમદાવાદ ૫૧ કિં રૂ ૭૫ **ટહુકો(ગુણવંત વિશેષ)** સંપાદન સુરેશ દલાલ પ્ર. ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ. સંસ્કૃત બિલ્ડિંગ, ત્રીજે માળે, ગુજરાત હાઈકોર્ટ રોડ નવરંગપુરા, આશ્રમરોડ અમદાવાદ ૯ કિં રૂ ૨૫૦ **સર્જકપ્રતિભા ૧** ઉમાશંકર જોશી, સંપા સ્વાતિ જોશી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય રતનપોળનાકા સામે, ગાંધીરોડ અમદાવાદ ૧ કિં રૂ ૫૦ **સર્જકપ્રતિભા ૨** લે. સંપા. પ્ર. ઉપર મુજબ, કિં રૂ ૬૭ **યાત્રી** લે. સંપા. પ્ર. ઉપર મુજબ, કિં રૂ ૧૪૦ **આપકી પરછાઈયાં** લે. રજનીકુમાર પંડ્યા, પ્ર આર આર શેઠની કંપની, મુંબઈ ૪૦૦૦૨ અમદાવાદ ૩૮૦૦૧ કિં રૂ ૧૫૫ ૦૦ **સહચિંતન** લે. યશવંત મહેતા, પ્ર. ઉત્તમ સાહિત્ય પ્રકાશન સહકારી મંડળી લિ. ૫/બી, પારસ ચેમ્બર્સ, મિલન સિનેમા સામે, મુ સુરેન્દ્રનગર ૩૬૩ ૦૦૧ કિં રૂ ૪૦ **છેલ્લી વાર્તા** લે. ઉપર મુજબ, પ્ર ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૧ કિં રૂ ૫૦ **સમુદ્રાન્તિકે** લે. ધ્રુવ ભટ્ટ પ્ર. હર્ષ પ્રકાશન, ફુવારા પાસે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧ કિં રૂ ૪૨ **મળાયું પણ ભળાયું નહિ** ડો રમેશ ભટ્ટ પ્ર હિરેન ભટ્ટ 'સનસ્મૃતિ ૧ સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા ઓફિસર્સ સોસાયટી, નારાયણનગર પાલડી, અમદાવાદ ૩૮૦ ૦૦૭ કિં રૂ ૫૦

## આર આર. શેઠની કંપની (અમદાવાદ - ૧ અને મુંબઈ - ૨)ના

**તરણા ઓથે ડુંગર** ઈશ્વર પેટલીકર, કિં રૂ ૬૫ **મહાભારતદર્શન** લે. ઉપર મુજબ, કિં રૂ ૩૫ **ખરી પડેલો ટહુકો** લે. વર્ષા અડાલજા, કિ રૂ ૫૦ **નીભાડો** લે. અશોકપુરી ગોસ્વામી, કિં રૂ ૫૦ **પરિક્રમા નર્મદા મૈયાની** અમૃતલાલ વેગડ કિં રૂ ૫૫ **મોટેલ** ગુણવંત શાહ, કિં રૂ ૪૪ **આપણે પ્રવાસી પારાવારના** લે. ઉપર મુજબ, કિં રૂ ૧૦૦ **રજકણ સૂરજ થવાને શમણે** લે. ઉપર મુજબ, કિં રૂ ૭૨ **ગાંધી નવી પેઢીની નજરે** લે. ઉપર મુજબ, કિં રૂ ૪૫. **ઝબકાર (કિરણ ૧)** લે રજનીકુમાર પંડ્યા, કિ રૂ ૪૦

## 'ઉદ્દેશ'ને શુભેચ્છાઓ

# વિનાશકાળનું તાંડવનૃત્ય

"ધારાસભાવાળાઓ તેમનાં ભાડાં ને ભથ્થાંના ભૂખ્યા, પ્રધાનો તેમના પગારના ભૂખ્યા, વકીલો ફીના ભૂખ્યા, ફરિયાદીઓ હુકમનામાના ભૂખ્યા, માબાપો પોતાના છોકરાઓને ઝટ નોકરી મળે એવી કેળવણીના ભૂખ્યા, લખપતિઓ કરોડ કરવાના ભૂખ્યા અને બાકીના સૌ મામણમૂંડા સમાન ધૂળ જીવનમાં નરી નામરદાઈથી ભરેલી શાંતિના ભૂખ્યા. આખું કૂંડાળું પેલી મધ્યવર્તી ટોળીની ફરતું ફૂદડી ફરે છે. સૌ કોઈ તાંડવમાં ચકચૂર છે. ચક્કરમાંથી છૂટા પડવાની વૃત્તિ કોઈની નથી અને તેથી જેમ જેમ ફૂદડી ફરનારાઓની ગતિ વધતી જશે તેમ તેમ ફરનારાઓનોના હર્ષોન્માદનો સૂર પણ ચડતો જશે, પણ આ નૃત્ય વિનાશ કાળનું તાંડવ નૃત્ય છે અને તેનો હર્ષ અને ઉન્માદ અંતકાળના ડચકાં ખાતા મુમૂર્ષુની તૂટતી નાડીઓના ઉછાળા છે."*

નવજીવન ૧૨-૩-૧૯૯૨ ગાંધીજી

દયાળજી પટેલ
મંત્રી

વલ્લુભાઈ મકનજી પટેલ
પ્રમુખશ્રી

દક્ષિણ ગુજરાત નીરા તાડગોળ ગ્રામોદ્યોગ સંઘ

* આ લેખ લખવા માટે બ્રિટિશ સરકારે ગાંધીજીને ૭ વરસની સજા કરી હતી. ૭૩ વર્ષ પછી હિંદની પરિસ્થિતિ તેવી ને તેવી નથી લાગતી ?

Uddesh (A literary, cultural monthly) : June 1995 : ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/ 920

# પત્ર-પ્રસાદી

## કાકાસાહેબ કાલેલકરનો એક પત્ર

काकासाहेब कालेलकर
'सन्निधि', राजघाट
नयी दिल्ली - 1
1-6-65

પ્રિય ભાઈ રમણલાલ જોષી,

તમારો તા. ૧૬ મેનો કાગળ મારી પાછળ ફરતો ફરતો આખરે મને મળ્યો. મે મહિનો આખો મારો મુસાફરીમાં જ ગયો. ગુજરાત, મુંબઈ, વર્ધા, બિહાર, કર્ણાટક — આમ, લાંબી મુસાફરી કરી હમણાં જ પાછો દિલ્લી આવ્યો છું. તમારો કાગળ તો પ્રેમાદર-ભર્યો મીઠો અને સવિનય ઠપકો જ છે. અને કબૂલ કર્યા વગર છૂટકો નથી — એ ઠપકાને હું પાત્ર છું.

એ કાગળ આવ્યા પછી તમારી ચોપડી ફરી વાર હાથમા લીધી. પહેલે થોડું વાંચ્યું હતું. આ વખતે બાકીનું જોયું અને આજે જ 'ગોવર્ધનરામ — એક અધ્યયન' વિશેના મારા વિચારો લખી કાઢ્યા. અને પછી જોયું કે તમે 1-6 સુધી જ વડનગર છો. એટલે આ કાગળ મોડો પડશે (એ જાણ્યા છતાં એ જ ઠેકાણે મોકલું છું આશા છે કે તમારા વતનીઓ એને યોગ્ય ઠેકાણે વળાવશે.) પછી અમદાવાદ જ મોકલું છું.

અધ્યયન વિશે મેં જે લખ્યું છે તે તો તમારે નામે પણ શ્રી ઉમાશંકરભાઈને સરનામે મોકલું છું. એટલે તેઓ પણ વાંચશે અને તમને આપી દેશે. આશા રાખું છું કે આ વ્યવસ્થા તમને અનુકૂળ જણાશે.

તમારું 'અધ્યયન' મને સાંગોપાંગ ગમ્યું છે. અધ્યયન કેમ કરાય એનો એક સુંદર નમૂનો તમે રજૂ કર્યો છે. તમારી નમ્રતા અને સ્વતંત્રતા એકબીજાને આડે આવી નથી એ પણ હું જોઈ શક્યો છું.

Rationalism માટે તમે બૌદ્ધવાદ શબ્દ વાપર્યો છે, અને rationalist લોકો માટે નવીન બૌદ્ધો કહ્યું છે. એની સામે મારો સખત વાંધો છે. "બુદ્ધિવાદી" એવો સાદો અને રૂઢ શબ્દ તમે કેમ ન પસંદ કર્યો ? આશા રાખું છું કે ડૉ. આંબેડકરના અનુયાયી "નવ બૌદ્ધો" તમને હેરાન નહિ કરે !

કાકાના સપ્રેમ વંદેમાતરમ્

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ પાંચમું : અંક બારમો

જુલાઈ : ૧૯૯૫

તંત્રી
રમણલાલ જોશી

૬૦



# ઉદ્દેશ

વર્ષ પાંચમું　　અંક બારમો　　સળગ અક ૬૦

## અનુક્રમ · જુલાઈ ૧૯૯૫

| | | |
|---|---|---|
| વ્યક્તિ કે અનેકાનેકનો શંભુમેળો ? | ઇંગ્માર બેર્ગમાન<br>અનુ. હરિવલ્લભ ભાયાણી | ૪૪૯ |
| સાપ્રત પ્રવાહો | તંત્રી | |
| શ્રી હીરાબહેન રા. પાઠકનુ અકાદમી દ્વારા સન્માન | | ૪૫૦ |
| અવસાન-નોંધ | | ૪૫૦ |
| કાકાસાહેબ કાલેલકરનો એક પત્ર | | ૪૫૦ |
| 'ચિત્તેખાન મારુતિ' વિશે ડૉ. મ અ મેહેદળે | | ૪૫૧ |
| ઝવેરચંદ મેઘાણીની જન્મજયંતી પ્રસગે એમના પ્રકાશનો સસ્તા દરે | | ૪૫૧ |
| સ્વ. હરીન્દ્ર દવે થોડા સસ્મરણો | રમણલાલ ચી. શાહ | ૪૫૨ |
| હિમાચલ | હર્ષદ ચંદારાણા | ૪૫૭ |
| મનસુખલાલ મજીઠિયા ઉર્ફે વાસ્તવના પાત્રમા ઓગળતો જતો ફેન્ટસિનો ટુકડો | મગળ રાઠોડ | ૪૫૮ |
| મભા હતી | ભગવતીકુમાર શર્મા | ૪૬૧ |
| શિખરથી ઊતર્યા | ભગવતીકુમાર શર્મા | ૪૬૧ |
| સીંદરી સળગી ઊઠી છે, રાખશુ વળ ક્યા સુધી ? | મેઘનાદ ભટ્ટ | ૪૬૨ |
| તો, તો કેવુ સારુ ! | સુવર્ણા | ૪૬૭ |
| 'મૃત્યુંજય' એક મહાનવલ | ભારતી વૈદ્ય | ૪૭ |
| શ્રી આણ્ડાળ અને મીરાં | શ્રદ્ધા ત્રિવેદી | ૪૭૭ |
| નથી નથી ) | મફત ઓઝા | ૪૮૩ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | | |
| મલમલ જેવી લાગણીઓનુ બયાન — 'ઝળમલ ટાપુ' | રમેશ પારેખ | ૪૮૪ |
| 'ઝલમલ ટાપુ' | | |
| પ્રકાશ નરક જવાની ગતિ | જનાર્દન પાઠક | ૪૮૦ |
| વાર્ષિક સૂચિ | | ૪૮૮ |
| એકવીસમી સદી | અય્યપ્પ પણિક્કર<br>અનુ. સગ્મા જગમોહન | પૂ પા ૪ |

પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ > ૩૮૦ ૦૦૯
ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લે આઉટ-ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M, નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ✆ ૪૦૦ ૬૮૮
મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામું
  **'ઉદ્દેશ' કાર્યાલય,**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન નં. ૭૪૫૨૦૨૭ ૭૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **સૌરભ પુસ્તક ભંડાર**
કવિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ ૧
ફોન ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૨) **વિજય મેગેઝીન વર્લ્ડ**
૬૨ કલ્યાણ ભુવન બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ ૧
ફોન ૫૩૫૪૫૯

ઉદ્દેશ જુલાઈ ૧૯૯૫



*સર્વભાષા સરસ્વતી*

## વ્યક્તિ કે અનેકાનેકનો શંભુમેળો ?

**ઇંગ્માર બેર્ગમાન**

'જેનીની એવી સદાયની દૃઢ પ્રતીતિ હતી કે ચીઝ એ ચીઝ છે, મેજ એ મેજ છે, અને સૌથી વધુ તો, મનુષ્યવ્યક્તિ એ મનુષ્યવ્યક્તિ છે. પરંતુ તેની આ છેલ્લી પ્રતીતિ તેને બદલવી પડી, અને તે પણ પીડાકારક રીતે, જ્યારે તેના ચિત્તમાં એવી સમજ એકાએક થતા ચમકારની જેમ સ્ફુરી ઊઠી કે ખરેખરો તો પોતે એક અખંડ વ્યક્તિ નથી, પણ બીજા અનેક લોકોનો તેમ જ આખા જગતનો શંભુમેળો છે.'

(Face to Face એ ચલચિત્રનો વાચિકપાઠ. સ્વિડીશ ભાષામાંથી Alan Blair કૃત અંગ્રેજી અનુવાદ, ૧૯૭૬. પ્રસ્તાવના, પૃ.૭)

**અનુ. હરિવલ્લભ ભાયાણી**

### શ્રી હીરાબહેન રા પાઠકનુ અકાદમી દ્વારા સન્માન

ગુજરાત સાહિત્ય અકાદમીએ તાજેતરમા એની મૂર્ધન્ય સાહિત્યકારનુ સન્માન કરવાની યોજનામા શ્રી હીરાબહેન રામનારાયણ પાઠકનુ સન્માન કર્યું એથી આનદ થયો. શ્રી હીરાબહેન અત્યારે ગભીર માદગીને બિછાને છે એકબે વાર મુબઈ તેમના ભાઈને ત્યા ફોન કરી તબિયતના સમાચાર પૂછેલા. સન્માન પણ હૉસ્પિટલમાં કરવુ પડ્યુ અસ્વસ્થ તબિયતે પણ તેમણે પ્રસ્તુત વક્તવ્ય આપ્યુ એમ છાપાના અહેવાલો ઉપરથી જાણ્યુ શ્રી હીરાબહેને પાઠક સાહેબનુ તર્પણ કર્યું, 'આપણુ વિવેચનસાહિત્ય' એ થીસીસ આપ્યો, 'પરલોકે પત્ર'માં વિરહની કેટલીક સુદર કવિતા આપી અને આસ્વાદમૂલક વિવેચનગ્રથો આપ્યા, પણ અકાદમીની પદ્ધતિ પ્રમાણે એણે અત્યત ઉતાવળથી પ્રસ્તાવો મગાવ્યા એથી ગોઠવણીની છાપ પડી તે ઠીક ન થયુ એને બદલે જનરલ સભા બોલાવી નિર્ણય કર્યો હોત તો સારુ થાત. ગમે તેમ શ્રી હીરાબહેનની યોગ્યતા વિશે તો કોઈને કોઈ પ્રશ્ન હોય જ નહિ આ પ્રસગે શ્રી હીરાબહેનને અભિનદન આપવા સાથે પ્રભુને પ્રાર્થીએ કે તે એમને સત્ત્વરે પૂર્વવત્ નિરામયતા બક્ષે.

### અવસાન-નોધ

ગાધીકુટુબના શ્રી પ્રભુદાસ ગાધી અને શ્રી આભાબહેનને અવસાનની સખેદ નોધ લેવાનુ પ્રાપ્ત થયુ છે અભ્યાસકાળમા શ્રી પ્રભુદાસ ગાંધીનુ 'જીવનનુ પરોઢ' ખૂબ રસપૂર્વક વાચેલુ અને એ એક પ્રિય પુસ્તક બની ગયેલુ તેમણે રાજેન્દ્રબાબુની આત્મકથા ગુજરાતીમા અનુવાદિત કરેલી અને આશ્રમભજનોનો સ્વાધ્યાય, જુગતરામ દવે વિશેનુ પુસ્તક વ પણ આપ્યા હતા. શ્રી આભાબહેન જીવનભર ગાધીજીના અતેવાસી બની રહ્યા અને ગાધીજીના આદર્શો અને ભાવનાઓને સાકાર કરવા સમર્પિત ભાવથી કામ કર્યું શ્રી વિજયાબહેન મનુભાઈ પચોળીના અવસાનથી સાચા ગાધીવાદી અને રચનાત્મક કાર્યકર આપણે ગુમાવ્યા છે શ્રી મનુભાઈ પચોળી, 'દર્શક'ના પત્ની તરીકે જ નહિ પણ સ્વતત્ર વિશાલહૃદયી સેવાભાવી સન્નારી તરીકે પણ એમનુ સૌમ્યમધુર વ્યક્તિત્વ આદર પ્રેરતુ. સ્વલ્પ પરિચયમા પણ એમના વાત્સલ્યની હૃદય ઉપર ન ભુસાય એવી છાપ પડેલી. તેમણે 'શીતલા સાધુ સગતિ' નામે રેખાચિત્રનુ સુદર પુસ્તક પણ આપ્યુ છે તેમના બીજા લખાણો પણ ગ્રથસ્થ થાય એમ ઇચ્છીએ.

સુપ્રસિદ્ધ પ્રકાશનસસ્થા એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ ના ડિરેક્ટર શ્રી દ્રુમનભાઈ ત્રિવેદીનુ તાજેતરમા અચાનક અવસાન થતા ગુજરાતી પ્રકાશનક્ષેત્રે એક ભાવનાશાળી અને દષ્ટિસમ્પન્ન આયોજકની ખોટ પડી છે સ્વ. દ્રુમનભાઈ ગોવર્ધનરામના અક્ષરદેહ પ્રત્યે અપાર પ્રીતિ ધરાવતા હતા અને ગોવર્ધનરામ અને એમના સાહિત્યને વિશાળ પ્રજા સુધી પહોચાડવામા સક્રિય હતા

પ્રભુ આ ચારેના આત્માને ચિરશાતિ અર્પે એ પ્રાર્થના.

### કાકાસાહેબ કાલેલકરનો એક પત્ર

કાકાસાહેબ કાલેલકરનો એક પત્ર 'પત્ર પ્રસાદી' વિભાગમા 'ઉદ્દેશ'ના જૂન '૯૫ના અકમા ચોથા પૂઠા ઉપર આપ્યો છે પત્રમા શ્રી કાકાસાહેબે Rationalism માટે મે 'બૌદ્ધવાદ' શબ્દ પ્રયોજ્યો છે એમ લખ્યુ છે પણ એમાં શરતચૂક થવા પામી છે વાસ્તવિક રીતે આ શબ્દપ્રયોગ સ્વ ઉત્તમલાલ ત્રિવેદીનો છે જુઓ, 'ગોવર્ધનરામ – એક અધ્યયન' (બીજી સશોધિત આવૃત્તિ, ૧૯૭૮) પૃ. ૮ ૧૦

### 'ચિત્તેખાન મારુતિ' વિશે ડૉ. મ.અ. મેહેંદળે

પૂનાથી ડૉ. મ.અ. મેહેંદળે લખી જણાવે છે કેઃ

"વડોદરામાં રાવપુરા રસ્તાપર ચિત્તેખાન મારુતિ નામનું એક મંદિર છે. મંદિરને અપાયેલું 'ચિત્તેખાન મારુતિ' એ નામ વિચિત્ર લાગે છે. નામનો ખુલાસો આ પૂર્વે થયો છે કે નથી તેનો ખ્યાલ નથી. અહીં એક ખુલાસો રજૂ કરવાની તક લઉં છું.

જૂના જમાનામાં ગાયકવાડ સરકાર અને તેમના શાહી મહેમાનોને શિકારનો ખેલ કરવા મળે તે માટે પાસેના ડબકા નામના ગામમાં ખાસ શિકાર માટે પાળેલાં ચિત્તાઓ રાખવામાં આવતા. એક એવી કલ્પના કરી શકાય કે એ ચિત્તાઓ પહેલા રાવપુરામાં આજે જ્યાં મંદિર છે ત્યાં રાખવામાં આવતા. તેથી શહેરનો એ વિભાગ ચિત્તેખાનું (જેમકે હાથીખાનું) નામે ઓળખાતો. મારી જાણ પ્રમાણે વડોદરામાં તોપખાનુ, બગીખાનું જેવા શહેરના બીજા વિભાગો છે. શહેરની વસ્તી વધતી ગઈ ત્યારે ચિત્તાઓને રાવપુરામાંથી ખસેડી ડબકા ગામે મૂકવામાં આવ્યા હશે. ચિત્તેખાનું વિભાગમાં મારુતિનું મંદિર હોવાથી મંદિર પણ ચિત્તેખાન મારુતિ મંદિર નામે ઓળખવામાં આવવા લાગ્યું."

### ઝવેરચંદ મેઘાણીની જન્મજયંતી પ્રસંગે એમનાં પ્રકાશનો સસ્તા દરેઃ

૧૭ ઑગસ્ટે '૯૫એ ઝવેરચંદ મેઘાણીની ૯૮મી જન્મજયંતી પ્રસંગે દર વરસની માફક લેખકનાં કેટલાંક પુસ્તકો ખૂબ ઘટાડેલી કિંમતે લોકમિલાપ ટ્રસ્ટ આપશે. કસુંબલ રંગનો ગાયક, પુરાતન જ્યોત, મેઘાણીની શ્રેષ્ઠ વાર્તાઓ, યુગવંદના, રંગ છે બારોટ તથા હાલરડાં — ૮૭૫ પાનાંના આ છ પુસ્તકો તેની છાપેલ કિંમત રૂ.૧૪૭ ને બદલે, પોતાને મળતું વળતર લોકમિલાપ જતું કરશે તેથી, ૩૧ ઑગષ્ટ સુધી ફક્ત રૂ. ૧૦૦/-માં ભાવનગરમાં મળશે. ટપાલમાં મંગાવનારે રૂ. ૧૦/- ઉમેરીને રૂ. ૧૧૦/- રોકડા કે ડ્રાફ્ટથી મોકલવાનું સરનામું : લોકમિલાપ ટ્રસ્ટ, સરદારનગર ભાવનગર-૩૬૪૦૦૧

❑

# સ્વ. હરીન્દ્ર દવેઃ થોડાં સંસ્મરણો

રમણલાલ ચી. શાહ

મારા મિત્ર શ્રી હરીન્દ્ર દવેનું બુધવાર, તા. ૨૯મી માર્ચ, ૧૯૯૫ના રોજ મુંબઈમાં જસલોક હોસ્પિટલમાં અવસાન થયું. કવિતા, નવલકથા, ટૂંકી વાર્તા, ચિંતનાત્મક નિબંધ, પત્રકારત્વ ઇત્યાદિ ક્ષેત્રમાં મહત્ત્વની સિદ્ધિ મેળવનાર, રણજિતરામ સુવર્ણચંદ્રક, ગોએન્કા એવોર્ડ, કબીર એવોર્ડ, સાહિત્ય અકાદમીનું પારિતોષિક ઇત્યાદિ મોટાં બહુમાન મેળવનાર સ્વ. હરીન્દ્ર દવેને અખબારોએ, વિશેષત ગુજરાતી અખબારોએ ખૂબ ભાવથી સરસ અંજલિ આપી. પોતે પત્રકાર હોય અને તેમાં પણ દૈનિકપત્રના તંત્રી તરીકે સક્રિય હોય એ જ વખતે જીવનનો અંત આવે તો એની સુવાસ વિશેષ પ્રસરે છે. તેમાં પણ હરીન્દ્રભાઈના સૌજન્યશીલ, મધુર, મૃદુ વ્યક્તિત્વની સુવાસ તો ઘણીબધી હતી. 'જન્મભૂમિ'નું તંત્રીપદ મળ્યા પછી હરીન્દ્રભાઈએ પોતાના સંબંધો પણ ઘણા વિકસાવ્યા હતા. એટલે મુંબઈ, ગુજરાત અને ગુજરાત બહાર એમનું મિત્રવર્તુળ ઘણું મોટું હતું.

હરીન્દ્રભાઈના વ્યક્તિત્વના ઘણા પાસા હતા અને એમણે મેળવેલી સિદ્ધિઓ ઘણી બધી હતી. હરીન્દ્રભાઈને અંજલિ આપતાં હું તો અહીં મારા થોડાંક અંગત સંસ્મરણો જ તાજાં કરું છું. મારા કરતાં બીજી કેટલીયે વ્યક્તિઓ એવી હશે કે જેમની સાથે હરીન્દ્રભાઈને ગાઢ મૈત્રી હોય, પરંતુ મારો અંગત સંબંધ એક જુદી જ ભૂમિકા ઉપરનો હતો. છેલ્લા બે દાયકામાં જ તે વિકસ્યો હતો. એ સંબંધ ગાઢ અને ગૂઢ હતો.

હરીન્દ્રભાઈને છએક મહિના પહેલાં પેટનું કેન્સર થયું હતું. ભાટિયા હોસ્પિટલમાં તેમણે ઓપરેશન કરાવ્યું હતું. સારા થઈને તેઓ ઘરે આવ્યા હતા. પરંતુ કેન્સર ફરીથી પ્રસરતું ગયું અને જસલોક હોસ્પિટલમાં તેમને દાખલ કરવામાં આવ્યા. તબિયત સુધરી નહિ અને એમ કરતાં એમણે ૨૯મી માર્ચે દેહ છોડ્યો.

હરીન્દ્રભાઈએ છેલ્લા શ્વાસ લીધા ત્યારે હું હોસ્પિટલમાં જ હતો. આગલા દિવસથી એમણે ભાન ગુમાવી દીધું. કૃત્રિમ શ્વાસ આપવાનું ચાલુ કરવામાં આવ્યું હતું. અંત સમયે એમના નાકમાંથી લોહીની ટસરો ફૂટી હતી. ડોક્ટરોએ એમને મૃત જાહેર કર્યા તે ક્ષણે હું હોસ્પિટલમાં એમના ખાટલા પાસે હતો. તે વખતે કોઈને અંદર એમની પાસે જવા દેવામાં નહોતા આવતા. પણ હું ગયો ત્યારે મને કોઈએ અટકાવ્યો નહિ. એવું જ બે દિવસ પહેલાં પણ બન્યું હતું. મુલાકાતીઓનો સમય સાંજના સાત વાગ્યા સુધીનો હતો, પરંતુ ટ્રાફિકમાં મોડું થવાને લીધે હું અને મારાં પત્ની સાડા સાત વાગે હોસ્પિટલમાં પહોંચ્યાં. દરવાજા પાસેના કર્મચારીને વિનંતી કરી. એણે ઘણી આનાકાની પછી અમને અંદર જવા દીધાં. આઈ.સી.યુ. વોર્ડમાં જઈ ફરજ ઉપરની સિસ્ટરને વિનંતી કરી. એ અમને હરીન્દ્રભાઈના ખાટલા પાસે લઈ ગઈ. તે વખતે એમની પાસે કોઈ જ નહોતું. એમનાં સ્વજનો પણ ઘરે ગયાં હતાં. હરીન્દ્રભાઈ ઘણા અશક્ત લાગતા હતા. તેમના ચહેરા પરની પ્રસન્નતા હણાઈ ગઈ હતી. એમણે કહ્યું, 'કમળામાંથી કમળી થઈ ગઈ છે, હવે બચવાની આશા નથી.' મેં પૂછ્યું, 'ક્યાંય દુ:ખાવો રહે છે ?' એમણે પેટ ઉપર હાથ મૂકી બતાવ્યું કે 'અહીં અંદર ઝીણું ઝીણું દુખ્યા કરે છે.' હરીન્દ્રભાઈ માંડ માંડ બોલી શકતા હતા. બોલતાં બોલતાં થાકી જતા હતા. આંખો મીંચાઈ જતી હતી. અવાજ પણ જેમતેમ પરાણે નીકળતો હતો. એમની એ સ્થિતિ જોઈને જ લાગ્યું કે હવે તેઓ વધુ દિવસ કાઢી નહિ શકે. બે દિવસમાં તો હરીન્દ્રભાઈનો જીવનદીપ બુઝાઈ ગયો.

હરીન્દ્રભાઈ અને મારે પહેલો પરિચય ૧૯૫૧માં થયો હતો. ૧૯૪૮થી ૧૯૫૦ સુધી 'સાંજ વર્તમાન'માં અને ૧૯૫૦-'૫૧માં 'જનશક્તિ'માં પત્રકાર તરીકે મેં

કામ કયુ હતું. પરંતુ મારું આકર્ષણ અધ્યાપનના ક્ષેત્ર તરફ વધુ હતું. ઈ.સ. ૧૯૫૧માં જનશક્તિ છોડીને હું ઝેવિયર્સ કોલેજમાં ગુજરાતી વિષયના અધ્યાપક તરીકે જોડાયો. તે પછી થોડા વખતે હું જનશક્તિના અમારા તંત્રી સ્વ. રવિભાઈ મહેતાને મળવા ગયો હતો. એ વખતે રવિભાઈએ શ્રી હરીન્દ્રભાઈ દવેનો પરિચય કરાવતાં કહ્યું, 'રમણભાઈ, અમે તમારી ખાલી પડેલી જગ્યાએ આ ભાઈની નિમણૂક કરી છે. તેમને દૈનિક પત્રકારત્વનો ખાસ અનુભવ નથી. સૌરાષ્ટ્રમાંથી તેઓ આવે છે. બી.એ. થયેલા છે અને ગુજરાતી સાહિત્યમાં રસ ધરાવે છે. કવિતાઓ પણ લખે છે.' મારા અનુગામી શ્રી હરીન્દ્રભાઈ દવેને મળવાનો આ મારો પહેલો પ્રસંગ હતો. ત્યારે મારી ઉંમર પચીસ વર્ષની હતી અને હરીન્દ્રભાઈની ઉંમર એકવીસ વર્ષની હતી. ત્યાર પછી તો કોઈ કોઈ વખત જનશક્તિ કાર્યાલયમાં જવાનું મારે થતું ત્યારે હરીન્દ્રભાઈને પણ મળવાનું થતું. આ યુવાન કવિને તે ઉપરાંત લિપિની પ્રિન્ટરીમાં કવિશ્રી રાજેન્દ્ર શાહે સ્થાપેલી કવિલોક નામની સંસ્થાના કાર્યક્રમમાં અવારનવાર મળવાનું થતું. વળી ૧૯૫૯ની આસપાસ હરીન્દ્રભાઈએ ગુજરાતી વિષય સાથે એમ.એ.નો અભ્યાસ ચાલુ કર્યો ત્યારે તેઓ મારા વર્ગમાં આવીને બેસતાં. પરંતુ એ વર્ષો દરમિયાન અમારો પરિચય ઔપચારિક જ રહ્યો હતો.

પત્રકારત્વનું ક્ષેત્ર છોડી હું અધ્યાપનના ક્ષેત્રમાં આવ્યો હતો. અધ્યાપનનું ક્ષેત્ર મળે તો દૈનિક પત્રકારત્વના ક્ષેત્રમાં કામ કરવું નથી એવી મારી ઇચ્છા રહી હતી અને અધ્યાપનના ક્ષેત્રમાં કામ કરવાનું મળ્યું એથી હું રાજી થયો હતો. 'સાંજ વર્તમાન' અને 'મુંબઈ વર્તમાન'માં પત્રકાર તરીકે કામ કરતા મારા પારસી મિત્ર સ્વ. મીનુ દેસાઈ મુંબઈ વર્તમાન નામનું છાપું બંધ પડતાં 'મુંબઈ સમાચાર'માં ઉપતંત્રી તરીકે જોડાયા હતા અને પછીથી તંત્રી તરીકે તેમની નિમણૂક થઈ હતી. એ દિવસોમાં મીનુ દેસાઈને એમની ઓફિસમાં મારે વારંવાર મળવાનું થતું. મુંબઈ સમાચારમાં સાહિત્યની કોલમ લખવા માટે મીનુ દેસાઈએ મને ઘણો આગ્રહ કર્યો હતો કારણ કે 'સાંજ વર્તમાન' અને 'જનશક્તિ'માં સાહિત્ય વિભાગની કોલમ હું સંભાળતો હતો. પરંતુ સમયના અભાવે મેં તે જવાબદારી સ્વીકારવાનું પસંદ કર્યું ન હતું. ત્યાર પછી કેટલેક વખતે શ્રી હરીન્દ્ર દવેને સાહિત્યની કોલમ સંભાળવાનું મીનુ દેસાઈએ નિમંત્રણ આપ્યું હતું. 'કલમની પાંખે' નામનો એ વિભાગ નિયમિત પ્રગટ થવા લાગ્યો હતો. સાહિત્યિક વર્તુળમાં એ ઘણી પ્રશંસા પામ્યો હતો. એ દિવસોમાં એક વખત હરીન્દ્રભાઈએ પોતાની કોલમમાં જંબૂસ્વામી વિશેના કથાનકનો ઉલ્લેખ કર્યો હતો. પરંતુ એમાં કેટલોક વિગતદોષ રહી ગયો હતો. મેં હરીન્દ્રભાઈને એ અંગે પત્ર લખ્યો હતો. એમણે મારો એ આખો પત્ર 'કલમની પાંખે'માં છાપ્યો અને પોતાની ભૂલનો એકરાર કરી લીધો હતો.

હું ઝેવિયર્સ કોલેજમાં જોડાયો અને હરીન્દ્રભાઈ જનશક્તિમાં જોડાયા હતા. ૧૯૫૫માં હું ખેતવાડીમાંથી પ્રિન્સેસ સ્ટ્રીટ રહેવા આવ્યો અને હરીન્દ્રભાઈ પણ એ અરસામાં પરાંમાંથી જૂની હનુમાન ગલીમાં રહેવા આવ્યા. પત્રકાર તરીકેના વેતનમાંથી ઘર ચલાવવાનું એ કંઈ સહેલી વાત નહોતી. વળી સવારના દૈનિકના પત્રકાર તરીકે કામ કરતા હોઈએ ત્યારે રાતની પાળી કરવાનો વખત આવે અને બાર-એક વાગે છાપું તૈયાર થઈ જાય તે પછી કાં તો પ્રેસમાં જ સૂવાની સગવડ રાખવી પડે. ઘરે આવતાં દોઢ-બે તો વાગી જ જાય અને પરામાં રહેતાં હોઈએ તો અઢી-ત્રણ પણ થાય. આ બધો અનુભવ મેં લીધો હતો. સમયની બચતને કારણે પરાંમાંથી શહેરમાં આવીને રહેવામાં અનુકૂળતા વધારે રહે, પણ મુંબઈ જેવા શહેરમાં જગ્યાની તંગી હોય એટલે નાની જગ્યામાં સમાવેશ કરવો પડે. હું અને હરીન્દ્રભાઈ નજીક નજીક રહેતા હોવાના કારણે પ્રિન્સેસ સ્ટ્રીટની ફૂટપાથ ઉપર કેટલીયેવાર અમે એકબીજાને મળ્યા હોઈશું. કોઈક વખત હરીન્દ્રભાઈ પોતાનાં પત્ની જયાબહેન અને સંતાનો સાથે પણ મળ્યા હશે. જયાબહેને એ રીતે ઘર નિભાવવાની અને સંતાનોને ઉછેરવાની જવાબદારી ઘણી સારી રીતે

ઉપાડી લીધી હતી કેટલાક વર્ષ પછી હુ પ્રિન્સેસ સ્ટ્રીટથી ચોપાટી બાજુ રહેવા ગયો અને હરીન્દ્રભાઈ તારદેવ વિસ્તારમા ભાટિયા હૉસ્પિટલની સામે ફોરજેટ સ્ટ્રીટમા નવયુગ નગરમા રહેવા ગયા એ પછી પ્રિન્સેસ સ્ટ્રીટના રસ્તામાં મળવાનુ અમારુ બધ થઈ ગયુ વ્યવસાયના સ્થળની દૃષ્ટિએ પણ અમારુ મળવાનુ ઓછુ થઈ ગયુ અલબત્ત અમારો સબધ ત્યારે પણ માત્ર ઔપચારિક જ રહ્યો હતો

ઝેવિયર્સ કૉલેજના અધ્યાપક તરીકે વીસેક વર્ષ કાર્ય કર્યા પછી હુ મુબઈ યુનિવર્સિટીમા ૧૯૭૦મા ગુજરાતી વિભાગના અધ્યક્ષ તરીકે જોડાયો અને હરીન્દ્રભાઈ જનશક્તિ છોડી ભારતીય વિદ્યાભવનના 'સમર્પણ' પાક્ષિકમા જોડાયા. (જે પછીથી નવનીત સમર્પણ માસિક થયુ ) ત્યાર પછી તેઓ યુનિસમા જોડાયા હતા. પરતુ ત્યાર પછી હરીન્દ્રભાઈને જનશક્તિના તત્રી તરીકે જ જોડાવાની તક મળી હવે અમારા બનેની ઑફિસો નજીક નજીક હોવાથી ફરીથી મળવાનુ ચાલુ થયુ હરીન્દ્રભાઈનો બહુ જ આગ્રહ રહ્યા કર્યો હતો કે હું જનશક્તિમા કૉલમ લખુ પરતુ એ રીતે નિયમિત કૉલમ લખવાનુ કામના બોજાને લીધે અનુકૂળ નહોતુ

ઈ સ ૧૯૭૧મા મુબઈ યુનિવર્સિટીએ ઇન્ટર આર્ટ્સની પરીક્ષા માટે ગુજરાતી વિષયમા એક પાઠ્યપુસ્તક તૈયાર કરવાનુ ઠરાવ્યુ અને તેના સપાદક તરીકે મારી અને હરીન્દ્રભાઈની નિમણૂક કરી. યુનિવર્સિટીનુ એ નિમત્રણ સ્વીકારી લેવા માટે મે હરીન્દ્રભાઈને આગ્રહ કર્યો. 'શબ્દલોક' નામના એ પાઠ્યપુસ્તકની તૈયારી માટે લેખો, વાર્તાઓ વગેરેની પસંદગી માટે અમારે ઘણી વાર મળવાનુ થયુ હતુ યુનિવર્સિટીમા બેસીને અમે એ પાઠ્યપુસ્તક તૈયાર કરી આપ્યુ આ પાઠ્યપુસ્તકને નિમિત્તે હરીન્દ્રભાઈને ઘણી વાર મળવાનું થયુ એથી અમારી વચ્ચે વિશેષ આત્મીયતા સધાઈ વળી એમણે જ્યારે જાણ્યુ હતુ કે આ પાઠ્યપુસ્તકના મારા સહસપાદક તરીકે મે જ હરીન્દ્રભાઈનુ નામ સૂચવ્યુ હતું ત્યારે તેમને મારા માટે વિશેષ આદરભાવ થયો હતો. આ સમયથી હરીન્દ્રભાઈ સાથેની મૈત્રી ઔપચારિક ન રહેતા અનૌપચારિક, અગત થઈ ગઈ હતી

ઈ સ ૧૯૭૩મા અમૃતસરમા PENની રાઇટર્સ કૉન્ફરન્સ હતી PENનો હુ આજીવન સભ્ય હતો. એટલે મુબઈ યુનિવર્સિટી તરફથી કૉન્ફરન્સમા ભાગ લેવાની મને તક મળી હતી હરીન્દ્રભાઈ પણ એ કૉન્ફરન્સમા આવવાના હતા ઉમાશકર જોશી, ગુલાબદાસ બ્રોકર વગેરે પણ એમા ભાગ લેવાના હતા. આ કૉન્ફરન્સને નિમિત્તે હરીન્દ્રભાઈ સાથે અમૃતસર ટ્રેનમા જવા-આવવાનો તથા અમૃતસરમા સાથે રહેવાનો અવસર સાપડ્યો હતો પાછા ફરતા હરીન્દ્રભાઈ દિલ્હી ઊતરી જવાના હતા. હરીન્દ્રભાઈ આ કૉન્ફરન્સમા આવ્યા હતા, પરતુ તેમના ચહેરા ઉપર જોઈએ તેવી પ્રસન્નતા ન હતી ટ્રેનમા અમે પાછા ફરી રહ્યા હતા ત્યારે કઈક વાત નીકળતા તેમણે કહ્યુ કે 'રમણભાઈ, હુ બહુ જીવવાનો નથી. આ મારુ છેલ્લુ વર્ષ છે ' મે કહ્યુ 'તમે શાના આધારે કહો છો ? આવી આગાહી કરવાનું કારણ શુ ?' તેમણે કહ્યુ કે 'તબિયતનુ કોઈ કારણ નથી અને કોઈ જોશીની એવી આગાહી પણ નથી, પરતુ મારા મનથી લાગે છે કે હુ હવે જીવવાનો નથી ' મે કહ્યુ કે, 'અચાનક હાર્ટ એટેક આવે કે કોઈ અકસ્માત થાય તો તે જુદી વાત છે, પરતુ એ સિવાય આયુષ્ય પૂરુ થવાનુ કોઈ કારણ નથી તમારા મનમા તેવુ ઊગી નીકળે છે એટલે એ વાતને હસવામા કાઢી પણ ન શકાય. પણ આવી વાતથી આશ્ચર્ય થાય છે ' એમ છતા હરીન્દ્રભાઈએ બે ત્રણ વખત એ વાતને દોહરાવી કે પોતે છ-આઠ મહિના પણ કાઢશે કે કેમ તેની પોતાને શકા છે

અમૃતસરની કૉન્ફરન્સમાથી પાછા ફરતા વડોદરા થઈને અમે આજોલમા યોજાયેલા સાહિત્ય પરિષદના જ્ઞાનસત્રમા ભાગ લેવા ગયા. ત્યાથી અમે મુબઈ પાછા આવ્યા. ત્યાર પછી કેટલાક દિવસે હુ મુબઈ યુનિવર્સિટીમા હતો ત્યારે ઘરેથી સમાચાર આવ્યા કે હરીન્દ્રભાઈ અચાનક માદા પડી ગયા છે

અને તેમને ભાટિયા હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા છે. હું સાંજે ચાર વાગે મારાં પત્ની સાથે ભાટિયા હૉસ્પિટલમાં પહોંચ્યો. હરીન્દ્રભાઈ પાસે કોઈને જવા દેવામાં આવતા નહોતા. જીવન-મરણ વચ્ચે તેઓ ઝોલા ખાતા હતા. મને થયું કે હરીન્દ્રભાઈએ કરેલી આગાહી જાણે સાચી પડી રહી છે. અચાનક શું થઈ ગયું એ જાણવા માટે પૂછ્યું તો નજીકના સ્વજનોએ કહ્યું કે કોઈ દવાનું ભારે રીએક્શન આવ્યું છે. અને હરીન્દ્રભાઈ બચે એવી બિલકુલ આશા નથી.

એ દિવસે સાંજે ફાર્બસ ગુજરાતી સભાની કાર્યવાહક સમિતિની અમારી મિટિંગ હતી. મેં મિટિંગમાં કહ્યું કે, 'હરીન્દ્રભાઈની અચાનક તબિયત બગડી ગઈ છે અને તેઓ હૉસ્પિટલમાં સિરિયસ છે.' આ સમાચાર સાંભળીને ચન્દ્રવદન મહેતા, ભૃગુરાય અંજારિયા, યજ્ઞેશ શુક્લ, વિલોચન ધ્રુવ વગેરે સમિતિના સભ્યો શોકાતુર બની ગયા. એવામાં સભાના મંત્રી શ્રી જ્યોતીન્દ્ર દવે આવી પહોંચ્યા. તેઓ હરીન્દ્રભાઈ રહે તે જ મકાનમાં રહેતા હતા. મેં જ્યોતીન્દ્રભાઈને કહ્યું કે, 'હરીન્દ્રભાઈ સિરિયસ છે એ સમાચાર તમે તો સાંભળ્યા જ હશે.' એમણે કહ્યું, 'હા, મને તો ઘટના બની કે તરત ખબર પડી ગઈ હતી. હું તે વખતે ઘરે જ હતો. અમે એક જ મકાનમાં રહીએ. અમારા બંનેની અટક દવે. એટલે મકાનના કેટલાક મારે ઘેર આવી પહોંચ્યા હતા. આ ઘટના બની ત્યારે તરત જ હું એમના ઘરે પહોંચી ગયો હતો.' પછી જ્યોતીન્દ્રભાઈએ કહ્યું કે 'હમણાં આ વાતની જાહેર ચર્ચા કરશો નહિ, પરંતુ હરીન્દ્રભાઈ અને એમનાં પત્ની જયાબહેન વચ્ચે કંઈક બોલાચાલી થઈ અને તેને કારણે હરીન્દ્રભાઈએ ઝેરી દવા લઈને, આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો.' જ્યોતીન્દ્રભાઈની આ વાત સાંભળીને પહેલાં તો અમે માની શક્યા જ નહિ. જ્યોતીન્દ્ર દવેને રમૂજ કરવાની ટેવ એટલે પણ તરત વાત માનવામાં આવે નહિ. પરંતુ જ્યોતીન્દ્રભાઈએ એટલી જ ગંભીરતાથી કહ્યું કે 'હું આ ઘટનાનો સાક્ષી છું. એટલે તે અસત્ય માનવાનું કોઈ કારણ નથી.' આ વાત સાંભળીને અમે બધા આશ્ચર્યચકિત થઈ ગયા.

હરીન્દ્રભાઈ બચે એવી આશા નહોતી પરંતુ બીજા દિવસે એમની ખબર જોવા હું હૉસ્પિટલમાં ગયો ત્યારે જાણ્યું કે તેઓ જોખમમાંથી બચી ગયા છે, ભાનમાં આવ્યા છે અને તબિયત ધીમે ધીમે સુધારા પર આવતી જાય છે. થોડા દિવસમાં તેમની તબિયત સારી થઈ ગઈ અને તેઓ ઘરે પાછા આવી ગયા. તેમને માથેથી એક ઘાત ગઈ. હરીન્દ્રભાઈએ અમૃતસરથી પાછા ફરતાં ટ્રેનમાં પોતાના અકાળ અવસાનની જે આગાહી કરી હતી તે આ કારણે જ કરી હતી તેની હવે મને ખાતરી થઈ ગઈ હતી.

હરીન્દ્રભાઈના જીવનમાં એમના દામ્પત્ય જીવનના વિસંવાદે ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. કેટલીક વ્યક્તિઓના જીવનમાં મોહનીય કર્મના પ્રબળ ઉદયને કારણે આવો વિસંવાદ સર્જાય છે ત્યારે જીવનમાં ઘણો ખળભળાટ મચી જાય છે. એક બાજુ પત્ની અને સંતાનો અને બીજી બાજુ અન્ય સ્ત્રી સાથે સ્નેહનું ખેંચાણ. 'ચાહીશ તો ચાહીશ બેયને હું' એવી કવિ કલાપીની મનોદશા જેવી સ્થિતિ સર્જાઈ હતી. ડૉ. ભારતી શેઠ સાથેનો સ્નેહ સંબંધ વધતાં જતાં હરીન્દ્રભાઈના જીવનમાં ઘણી વિષમ પળો આવી હતી. કોઈ કોઈ વખત ચોપાટી પર તેઓ ત્રણે સાથે ફરવા નીકળતાં ત્યારે અમને મળતાં. હરીન્દ્રભાઈ પોતે પોતાના આ અંગત જીવનની મનોવ્યથા કોઈ કોઈ વખત મને કહેતા. અમારે એ દિવસોમાં એટલું નિયમિત મળવાનું થતું નહિ પરંતુ પોતાની મનોવ્યથા અંગત રીતે વ્યક્ત કરવા માટે તેઓ મને મળવા આવતા. મારી યુનિવર્સિટી અને જનશક્તિની ઑફિસ વચ્ચે પાંચ મિનિટનું પણ અંતર નહિ, પરંતુ એકાંતમાં દોઢ-બે કલાક બેસીને વાત કરી શકાય એટલા માટે અમે નજીકમાં આવેલી ખૈબર નામની રેસ્ટોરાંમાં બપોરના ત્રણ-ચાર વાગ્યા પછી મળતા. તે વખતે રેસ્ટોરાંમાં લોકોની ખાસ અવરજવર ન હોય. બે સ્ત્રીઓ પ્રત્યેના પ્રેમની વ્યથાને કારણે ઘર છોડીને પોતાને ક્યાંક ભાગી જવાની અને સંન્યાસી થઈ જવાની ઇચ્છા થાય છે એવું તેઓ કહેતા. એક વખત એમણે મને કહ્યું, 'મેં જયાને ચોખ્ખું

કહી દીધુ છે કે તારી સાથેના જીવનનો અન આણવા માટે મે આપઘાત કર્યો, પરતુ ભગવાનની મરજીથી હું બચી ગયો છુ એટલે મારા જીવન ઉપર હવે તારો અધિકાર રહેતો નથી ભગવાને જ મને ભારતી માટે બચાવી લીધો છે મારુ શેષ જીવન હવે ભારતી માટે છે ' આ પરિસ્થિતિમાથી કોઈ રસ્તો નીકળી શકે કે કેમ અને તેમા હુ મદદરૂપ થઈ શકુ કે કેમ તે વિશે મે પૂછ્યુ હતુ, પરતુ એમણે કહ્યુ કે 'રમણભાઈ, પરિસ્થિતિ હવે એવા વળાક ઉપર છે કે બીજો કોઈ રસ્તો નીકળી શકે એમ નથી.'

હરીન્દ્રભાઈ જનશક્તિમા તત્રી તરીકે હતા ત્યારે એક દિવસ મને મળવા આવ્યા હતા. મને કહે કે 'તમારુ ખાસ કામ છે 'જન્મભૂમિ'માથી મનુભાઈ મહેતા તત્રી તરીકે નિવૃત્ત થયા છે સૌરાષ્ટ્ર ટ્રસ્ટના ટ્રસ્ટી શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહની ઇચ્છા છે કે હુ જન્મભૂમિના તત્રી તરીકે જોડાઉ પણ તેઓ મારી નિમણૂક કરે તે પહેલા મારે એમની સાથે ખુલાસો કરી લેવો જોઈએ કે મારે ભારતી શેઠ સાથે સબંધ છે હુ 'જનશક્તિ' છોડી 'જન્મભૂમિ'મા તત્રી તરીકે જોડાઉ અને પછી એમને મારી આ વાતની ખબર પડે અને કોઈક સંજોગોમા તેઓ મને છૂટા થવાનુ કહે તો તે સારું કહેવાય નહિ ' હરીન્દ્રભાઈની વાત સાચી હતી. અમે બને સમય નક્કી કરીને ચીમનલાલ ચકુભાઈના ઘરે રાત્રે મળવા ગયા એ વખતે કઈક સકોચ સાથે પણ હરીન્દ્રભાઈએ પોતાના આ અગત જીવનનો ખુલાસો કર્યો. ચીમનભાઈએ કહ્યુ કે 'હા, આવી ઊડતી વાત મે પણ સાભળી હતી, પણ એ વખતે મે એ વાતને માની નહોતી ' હરીન્દ્રભાઈએ ચીમનભાઈને આગ્રહ કર્યો કે 'તમારા બોર્ડમાં નિમણૂક અગે વિચારણા થાય ત્યારે તમે બધા જ ટ્રસ્ટીઓને મારી આ વાત અગાઉથી જણાવશો કે જેથી પાછળથી કોઈપણ ટ્રસ્ટીને મારા આ અગત જીવન વિશે કઈ કહેવાપણુ રહેવા ન પામે '

હરીન્દ્રભાઈની જન્મભૂમિ અને પ્રવાસીના તંત્રી તરીકે નિમણૂક થઈ હરીન્દ્રભાઈને પોતાને પણ એમ લાગ્યુ કે ભારતીબહેન સાથેના પોતાના સ્નેહ સબધને જાહેર કરી દેવો જોઈએ. અને તે અનુસાર તેમણે જગન્નાથપુરીમા ભગવાનની સાક્ષીએ લગ્ન કરી લીધા અને ત્યાર પછી પ્રમુખસ્વામી અને બીજા સતોના આશીર્વાદ સાથે પોતાનુ નવુ દામ્પત્ય જીવન જાહેર રીતે શરૂ કરી દીધુ જીવનનો જાણે આ એક બીજો જ તબક્કો હોય તેવુ બનેના જીવનમા બન્યુ હતુ

હરીન્દ્રભાઈએ ભારતીબહેન સાથે જુદા રહેવાનુ ચાલુ કર્યું. ત્રણ સતાનની માતા એવા ભારતીબહેન માટે પણ જીવનનો આ નવો વળાક હતો. એમના પતિ અનિલભાઈ શેઠ રાજીખુશીથી છૂટા થઈ ગયા હતા. (અનિલભાઈ શેઠ ઝેવિયર્સ કોલેજમા મારા વિદ્યાર્થી હતા અને જે દિવસે એમની સગાઈ થઈ તે દિવસે એમણે મને સ્ટાફ રૂમમા આવીને એ ખુશખબર આપ્યા હતા એનુ સ્મરણ આજે પણ તાજુ છે )

હરીન્દ્રભાઈ જન્મભૂમિમા તત્રી તરીકે જોડાયા તે પછી કોલમ લખવા માટેના પોતાના નિમત્રણની મને યાદ અપાવી. અમે જન્મભૂમિમા મળ્યા. અને મે એમના નિમત્રણનો સ્વીકાર કર્યો. દર પદર દિવસે એક લેખ લખવો એવુ વિચાર્યુ હતુ, પરતુ તે દરમિયાન 'પ્રબુદ્ધ જીવન'ના તત્રીપદની જવાબદારી મારે સ્વીકારવાની આવી વળી એક પછી એક એવા સજોગો ઊભા થતા ગયા કે છેવટે હું તે કોલમ લખી શક્યો નહિ. આમ છતા હરીન્દ્રભાઈનુ નિમત્રણ કાયમ માટે ઊભુ જ હતુ. 'પ્રબુદ્ધ જીવન'મા લખાયેલા મારા લેખો તેઓ અવારનવાર જન્મભૂમિમા પુન પ્રકાશિત કરતા રહ્યા હતા.

૧૯૮૪મા હરીન્દ્રભાઈને માદગીને લીધે હરકિશન હોસ્પિટલમા ઘણા દિવસ રહેવુ પડ્યુ હતુ. પેટમા અસહ્ય દુખાવો થતો. પણ દુખાવાનુ કારણ પકડાતુ નહોતુ સારુ થયુ એટલે ઘરે આવ્યા. પણ કોઈ કોઈ વખત દુખાવો થઈ આવતો ત્યારે તો એવુ જ લાગતુ કે તેઓ આ માંદગીમાથી બેઠા થઈ શકશે કે કેમ ? એ દિવસોમાં હુ રાત્રે હરીન્દ્રભાઈ પાસે જતો અને એમને કેટલાક જૈન સ્તોત્રો અને મત્રો સભળાવતો. (હરીન્દ્રભાઈએ જન્મભૂમિમાં મારે વિશે લેખ લખેલો

તેમાં આ વાતનો નિર્દેશ કર્યો હતો.) એથી એમની પ્રસન્નતા વધતી જતી હતી. પેટનો દુખાવો જ્યારે ઊપડતો ત્યારે તે એટલો અસહ્ય રહેતો કે ઘેનનું ઇન્જેક્શન આપવા માટે તેઓ ભારતીબહેનને કહેતા, પણ ભારતીબહેન કહેતા કે એમ વારંવાર એવું ઇન્જેક્શન લેવું સારું નહિ. હરીન્દ્રભાઈની તબિયત ક્રમે ક્રમે સુધરતી ગઈ અને તેઓ ફરી પાછા જન્મભૂમિમાં તંત્રી તરીકે સક્રિય બન્યા. ૧૯૮૪થી ૧૯૯૪ના દાયકામાં એમણે સાહિત્ય અને પત્રકારત્વના ક્ષેત્રે ઘણું કામ કર્યું. અનેક જાહેર સમારંભોમાં તેમણે ભાગ લીધો. રાજીવ ગાંધી સાથે પત્રકાર તરીકે કેટલીક વિદેશયાત્રાઓ પણ કરી. એમના જીવનનો આ છેલ્લો દાયકો ખૂબ ઝળહળતો રહ્યો.

કેટલાક સમય પહેલાં સૌરાષ્ટ્રમાં મોરબીની રોટરી ક્લબ તરફથી મને અને હરીન્દ્રભાઈને વ્યાખ્યાન આપવા માટે નિમંત્રણ મળેલું. સામાન્ય રીતે રોટરી ક્લબમાં વ્યાખ્યાન વીસ મિનિટનું રહે છે અને આગળ- પાછળની ઔપચારિક વિધિ ઘણી થાય છે. એટલે મારી મોરબી જવાની ઇચ્છા ન હતી, પરંતુ હરીન્દ્રભાઈનો ફોન આવ્યો કે મોરબીના સુખલાલભાઈ મહેતા સાથે એ બાબતનો મેં ખુલાસો કરી લીધો છે અને તેઓ ક્લબની ઔપચારિકતામાં સમય ન લેવાના હોય અને વ્યાખ્યાન માટે પૂરતો સમય આપવાના હોય તો જ નિમંત્રણ સ્વીકારીશું. એ ખુલાસો થતાં અને હરીન્દ્રભાઈનો આગ્રહ થતાં મેં પણ મોરબીના એ નિમંત્રણનો સ્વીકાર કર્યો હતો. મુંબઈથી અમે સાથે વિમાનમાં રાજકોટ ગયા હતા. ત્યાં મોરબીથી રોટેરિયન ભાઈઓ ગાડી લઈને તેડવા આવ્યા હતા. આ રીતે મોરબીમાં અમને બે દિવસ સાથે રહેવા મળ્યું હતું. ને વ્યાખ્યાનોના કાર્યક્રમમાં અન્ય ઔપચારિકતા ન હોવાને લીધે તથા કાર્યક્રમ રોટેરિયન ઉપરાંત અન્ય રસિક વર્ગને માટે ખુલ્લો રાખવામાં આવ્યો હતો તેથી કાર્યક્રમ સારી રીતે યોજી શકાયો હતો. આ બે દિવસ હું અને હરીન્દ્રભાઈ સાથે હોટલમાં એક જ રૂમમાં હતા. સાથે રહેવા મળ્યું એને લીધે ઘણી અંગત વાતો થઈ હતી. હરીન્દ્રભાઈના અંગત જીવનની ઘણી વાતોથી હું માહિતગાર હતો એટલે એ રીતે પણ દિલ ખોલીને વાત કરવાની અનુકૂળતા હતી.

હરીન્દ્રભાઈની વિદાયથી મેં એક અંગત સ્વજન ગુમાવ્યા જેવું દુઃખ અનુભવ્યું છે. જાહેર જીવનની સિદ્ધિ-પ્રસિદ્ધિ અને અંગત કૌટુંબિક જીવનની મનોવ્યથાઓ એ બે વચ્ચે સમતુલા જાળવવાનું સરળ નથી. હરીન્દ્રભાઈએ પોતાની વેદનાને અંતરમાં સમાવી દીધી હતી. એથી જ તેઓ સ્વસ્થતાપૂર્વક સતત લખતા રહ્યા હતા. ક્યારેક એમની મનોવ્યથા એમની નવલકથાનાં પાત્રો દ્વારા વ્યક્ત થતી, પરંતુ તેમાં પણ તેઓ સૌમ્યતા જાળવતા.

હરીન્દ્રભાઈના પુણ્યાત્માને અંતરથી શ્રદ્ધાંજલિ અર્પું છું.

('પ્રબુદ્ધજીવન' તા. ૧૬-૫-૯૫માંથી)



## હિમાચલ

*બરફથી લસરતા થયો સૂર્ય શીતલ*
*ઠરીઠામ બેઠો હૃદયમાં; હિમાચલ*

*બરફ આવકારે અને મૌન જંગલ —*
*અજાણી આ કેડી; વધું તોય આગળ ?*

*નદી બાંધી, બિયાસ*; કલકલની પાયલ*
*કર્યે જાય છે યૌવના-નૃત્ય ચંચલ*

*કિરણની લટો, છાંયડીનો છે પાલવ*
*શિખર પર ઝૂક્યું પ્રિયતમા જેવું વાદળ*

*અડે જ્યાં મને ત્યાં બની જાઉં વિહ્વળ*
*હવા છે કે તારા દુપટ્ટાનું મલમલ !*

*તું છે એક વરદાન-રસથી ભર્યું ફળ*
*મને જે મળ્યું છે પૂરું; ઓ હિમાચલ*

* બિયાસ=હિમાચલની એક નદી

**હર્ષદ ચંદારાણા**

# મનસુખલાલ મજીઠિયા ઉર્ફે
# વાસ્તવના પાત્રમાં ઓગળતો જતો ફૅન્ટસિનો ટુકડો

મંગળ રાઠોડ

લાભશકર ઠાકર લિખિત 'મનસુખલાલ મજીઠિયા' મૂળમા વીસ બાવીસ મિનિટનો ખેલ હતો અને ૧૯૭૫મા અમિત અબાલાલની આર્ટ ગેલેરીના મેડા પર ભજવાયો હતો. લીલાનાટ્યપ્રયોગ હતો ને પૂર્વલિખિત સ્ક્રિપ્ટ પણ નહોતી. કોઈ સ્ત્રીપાત્ર નહોતુ. ચાર પાત્રો જ હતા નાટકમા. મનસુખલાલ, પિતા પિતરાઈ ભાઈ ચદુલાલ, પુત્રનો મિત્ર અને ડૉક્ટર — પાચ પાત્રો. એમ લેખક પૂર્વપરિચયમા કહે છે તે દર્શાવે છે કે આ નાટક પછી લીલયા આગળ વધે છે અને સફળતાપૂર્વક ભજવાય છે

પ્રૉપ્સ વગર, કહો કે મિનિમમ પ્રૉપ્સથી નાટકનો પ્રયોગ કરવાનો રોમાચ હતો. બધુ માઇમ્સથી ચાલતુ. 'ખીચડી' નાટક ભજવાઈ ગયુ છે પરંતુ હજી એમણે લખ્યુ જ નથી. અર્થાત્ તેની સ્ક્રિપ્ટ જ નથી એમ સમજવુ ? તો શુ ભજવાઈ ગયુ ? કેવી રીતે ? એવા પ્રશ્નો પણ થાય જ પરંતુ એ વાતને જવા દઈએ તો લેખકનુ માઇન્ડ કઈ દિશામા અને કેવી રીતે કામ કરે છે અને લીલાનાટ્યપ્રયોગ એટલે શુ — તેને સમજવા ઇચ્છતા માણસને કશોક સકેત મળી રહે એ જરૂરી છે તે સદર્ભે જોઈએ તો "એક અનેરા સર્જન કેફથી આ પ્રવૃત્તિ ચાલતી હતી. આ 'આકઠ સાબરમતી' તે 'પ્લેરાઇટ્સ વર્કશોપ' હતી તે એની અનન્યતા હતી, વિશેષતા હતી ' એમ કહીને લેખક પરિચય આપે છે સ્વય નાટ્યલેખકો જ આ પ્રકારની Theatre **workshop** ચલાવતા હતા. આ કર્મશાલાના આદ્ય પ્રેરક અને સૂત્રધાર મધુ રાય. તેઓ અમેરિકા ચાલ્યા ગયા પછી આકઠની પ્રવૃત્તિઓ ઠીક ઠીક સમય સુધી ચાલતી રહી, ને આખરે બંધ મિલોની જેમ બધ પડી ગઈ

કલકત્તાના ગુજરાતી સાહિત્ય મડળે મૌલિક નાટકોની માગણી કરી અને 'જે બાવીસ મિનિટનો પ્રયોગરૂપે વણલખાયેલો નાટ્યલીલાપ્રયોગ મનમા પડ્યો હતો, તેને હવે ફૂલ લેન્થ નાટકરૂપે લખવાનો સકલ્પ કર્યો, અને એમ આ સ્ક્રિપ્ટ લખાઈ શ્રી નિરંજન ભગતે 'સાહિત્ય'મા આ આખુ નાટક છાપ્યુ. પછી આ ફૂલ લેન્થ નાટકના પ્રયોગો થયા. શિવકુમાર જોશીએ પણ મનસુખલાલની ભૂમિકા ભજવી. શ્રી પ્રતિભા અગ્રવાલે ૧૯૮૨માં આ નાટકનો હિદીમા અનુવાદ કર્યો. હિદીમા પુસ્તક રૂપે પ્રગટ થયા પછી આ નાટક મૂળ ગુજરાતીમા પુસ્તકરૂપે પ્રગટ થાય છે ત્યારે તે મૂલ્યાકન માટે વિચારી શકાય એવી સગવડ ઊભી થાય છે આ નાટક અને લીલાનાટ્યપ્રયોગ તરીકેની આટલી પૂર્વભૂમિકા પછી આ નાટક અગે લાભશકર કહે છે કે, 'મનસુખલાલ મજીઠિયાનુ પાત્ર એક કલ્પિત પાત્ર છે ક્રમશ એ ઓગળતા જાય છે તે એક ફેન્ટસિ માત્ર છે 'વૃક્ષ'મા ચપક વૃક્ષમા રૂપાન્તરિત થયા પછી અવાક્ છે તેમા વૃક્ષ બની જનારના અતરગને જોવાનો આશય નથી ' પરતુ એમા તેની પત્ની, પિતા, પુત્રી વગેરેના સબંધોને જોવાનો આશય નિરૂપાયો છે જ્યારે 'મનસુખલાલમા ઓગળતા જતા માણસના અતરંગને જોવાની તક મળે તેવુ **conception** છે મારો રસ મનસુખલાલના અતરંગને જોવાનો હતો. માણસ 'વૃક્ષ' થઈ જાય કે માણસ ઓગળીને નિ શેષ વિલોપન પામે તેવી ફેન્ટસિનો અહીં મુખ્ય આધાર હોવાથી, સીધી વાત છે કે આ નાટકો સીધા અર્થમા 'વાસ્તવિક' નાટકો નથી.' એમ લાભશકર સ્પષ્ટતા કરે છે તે મહત્ત્વની છે એ સ્પષ્ટતાના પ્રકાશમાં એટલુ ફલિત થાય છે કે આ નાટક ચીલાચાલુ લખાતા નાટકો જેવુ વિષયની દૃષ્ટિએ 'વાસ્તવિક' નથી પરંતુ

કપોલકલ્પિત પર આધારિત છે.

તેનો અર્થ એ પણ થઈ શકે કે આ નાટકમાં ફેન્ટસિનો ઉપયોગ ટેકનીકના એક ભાગ તરીકે નથી થયો પરંતુ ફેન્ટસિનો ઉપયોગ ફેન્ટસિની રીતે જ થયો છે. ફેન્ટસિનો ઉપયોગ ફેન્ટસિને ખાતર જ થયો છે. અને તેથી જ લાભશંકર વિશેષમાં કહે છે કે, 'મનસુખલાલનું ઓગળીને વિલુપ્ત થવું તે ભલે ઉટપટાંગ કલ્પનાતરંગ છે; પણ એ તરંગને મારે વાસ્તવિક સત્યરૂપે, થિયેટરના વાસ્તવિક સત્યરૂપે — રસપૂર્વક જોવો હતો.' એમ કહીને આ નાટકના લેખન પાછળનો પોતાનો આશય, રસનો વિષય સ્પષ્ટ કરે છે.

આ નાટકમાં મુખ્ય પાત્ર મનસુખલાલ સ્વયં ઓગળતો જાય છે પરંતુ આસપાસનાં સંબંધિત પાત્રો વાસ્તવ રૂપે બની રહે છે. તેથી એમ કહી શકાય કે વાસ્તવના પાત્રમાં મનસુખલાલ એક બરફનો ગાંગડો છે — જે ઓગળતો જાય છે.

તરંગનો બચાવ કરતાં લેખક કહે છે કે; 'વાસ્તવિક મનોભૂમિકામાં જ કલ્પનાતરંગ ઊગેને ?' બીજો બચાવ એ છે કે, 'તરંગ પણ માનવમનની કે માનવમગજની વાસ્તવિકતા છે.' હા, ભઈ હા. તર્ક છે ને અકાટ્ય છે. કેમ ના પાડી શકાય ? તો લાભશંકર વધુ સ્પષ્ટ થાય છે એમ કહે છે ત્યારે કે, 'હા, Human mind કે Human brain મારા અપાર રસનો વિષય છે. કેમ કે હું પણ Human છું. મારે મન કોઈ યુવતી પર બળાત્કાર કરી ખૂન કરનાર મનસુખલાલ મજીઠિયા અને આવા સમાચાર દૈનિકમાં વાંચીને નામહીન, દેહહીન કહો કે મન-મગજહીન બનવાની પ્રક્રિયામાં મુકાઈ જતા એક નામેરી મનસુખલાલ મજીઠિયા અભિન્ન છે.' અહીં જે અભિન્નતાની વાત છે તે માત્ર વૈચારિક સ્તરે જ રહે છે અને તે લેખકની કપોલકલ્પિતના જ બની રહે છે. વાસ્તવમાં આવો માણસ મળવો મુશ્કેલ. જે વાસ્તવમાં મળવું નથી એ કલ્પનામાં મળે છે. એ શક્ય છે એવી શક્યતાની પણ વાત થઈ શકે. અહીં વાસ્તવિક સમસ્યાનો સંપૂર્ણપણે છેદ ઊડી જાય છે.

આ નાટક વિષે એક ઓર સ્પષ્ટતા કરતાં લેખક કહે છે કે, 'કોઈ Evil છે અને કોઈ Good છે એવો સદ્-અસદ્‌નો ભેદ મારા મનમાં, એટલે કે આ નાટ્યસર્જકમાં નથી. બે અલગ અલગ વ્યક્તિના સપાટીના સત્યમાં મને રસ નથી. અસદ્ અને સદ્ તે Human mindનાં સત્ય છે. રામ અને રાવણ અલગ નથી. ગાંધી અને હિટલર અલગ નથી. કેમ કે આ ગમે તેવા Opposites લાગતા હોય તો પણ તે 'એક' જ mindના આવિર્ભાવો છે. તે એક જ mind એટલે કે Human mind.

કંઈક આવો તાત્ત્વિક ખુલાસો આપીને લેખક વિષયવસ્તુને જોવાનો પોતાનો કોઈક આગવો દૃષ્ટિકોણ છે એ દર્શાવવા કોશિશ કરતા હોય એમ લાગે છે. જે Human mindમાં આપણા લેખકને અપાર રસ છે, તે જ હ્યુમન માઇન્ડના આખરી નિષ્કર્ષો તરીકે સદ્ કે અસદ્, રામ કે રાવણ, ગાંધી કે હિટલર જન્મ્યાં છે. Labelise થયા છે. એનો ઇન્કાર થઈ શકે ખરો ? એનો ઇન્કાર કરવા જતાં, Human mindનો જ નકાર થઈ જાય છે તેનું શું ? એ અંતિમો હોવા માત્રથી જ ગલત છે એમ કહી શકાય તેમ નથી જ.

પરંતુ, એવી જડબેસલાકતાએ બધું જ ખતમ કરી નાંખ્યું છે. સર્જકને માટે, વિચારવા માટે કશું જ બાકી રહેવા દીધું નથી. તેથી સર્જકો ગૂંગળાય છે. સર્જક જાતે જ એવા કશાક નિષ્કર્ષો પર આવે ને સ્વીકારે કે ન સ્વીકારે એ વાત જુદી છે. અને એટલે જ સર્જક માત્રના મનમાં ઊંડે ઊંડે જાતે જ કશાક સત્યને જાણવા માટેની જીદ રહેલી હોય છે. અને એટલે જ કદાચ લાભશંકર કહેતા હશે કે, 'ગાંધીને હું ચાહી શકતો નથી અને હિટલરને હું ધિક્કારી શકતો નથી.' જોકે, એક ડગલું આગળ ચાલીને પ્રબોધ પરીખે તો કહી જ દીધેલું છે ક્યાંક કે, Hitler is our god! Evilના સાક્ષાત્કારથી ઓગળતાં જતાં સદ્‌ને જોવાનો લેખકનો આશય છે. આપણા હ્યુમન બ્રેઇનની એક છલના છે એમ લેખક માને છે. 'કોઈક સિદ્ધિ

માટે 'શહીદ' થનાર કે કોઈક Couse માટે 'હારાકીરી' કરી આત્મવિલોપન કરનાર પણ — આ બધામા છલના છે, આત્મછલના છે કે ભ્રાન્તિ છે' એમ લેખક માને છે આવા પ્રસંગોમા Human brain કા તો આત્મછલના કરી રહ્યું છે, કાં તો ભ્રાન્ત છબરડા વાળી રહ્યુ છે મનસુખલાલ મજીઠિયા ઓગળી જાય છે તે Human brainનો એક છબરડો છે, ગોટાળો છે ' એવા ગોટાળાનું પણ એકાદ નાટક હોઈ શકે આપણે ના પાડી શકવાની સ્થિતિમાં નથી પરંતુ હા જ પાડવી પડે કે, હા ભઈ હા. એ ગોટાળાનુ જ આ નાટક છે એક ઓર બચાવ કરતા હોય એમ લાગે છે લાભશંકર કે, 'અતિશયોક્તિથી રચાયેલા, ઓગળતા ઓગળતા સાવ નિ શેષ થઈ જતા એક સજીવ માનવપિણ્ડના વિકલ્પમા મારે Human brainનો ગોટાળો પ્રત્યક્ષ કરવો છે '

સાવ નજીવા એક whimsની નવીનતા પર આધારિત નહિવત્ કથાવસ્તુ ધરાવતા આ નાટક વિષે લેખકે ભારે જહેમત ઉઠાવીને તાત્ત્વિક ખુલાસાઓ ઢગલાબંધ કરી કરીને જે મહેનત કરી છે તે દાદને પાત્ર છે ' જે બચાવ કર્યો છે તે સમજવો જરૂરી થઈ પડે છે

આ નાટકમા કોઈ Point of view જ નથી, સિવાય કે માનવમનનો ગોટાળો, ભ્રાન્તિ, છબરડા. ' સિવાય કે brain જ brainને જુએ. ' કારણ કે, ના પાડનારનુ પણ વિઝન હોઈ શકે છે અને હા પાડનારનુ પણ 'હા, ના, સદ્, અસદ સ્વર્ગ, નરક આવા અસખ્ય અપોઝિટ્સ સ્કિઝોફ્રેનિક હ્યુમન માઇન્ડના શબ્દાર્થો છે મારે માનવમનના આ સ્કિઝોફ્રેનિક ડ્રામાને જોવો હતો, મનસુખલાલ મજીઠિયામા. તે રસપૂર્વક મે જોયો છે પણ યાદ રહે કે, હુ આ કે તે પાત્ર સાથે તદ્રૂપ નથી. No there is no identification તાદાત્મ્ય નથી તો કોઈ અવગ, બિનગત બિંદુ પણ નથી. દશ્ય-દ્રષ્ટા એવો ભેદ જ નથી. ઓગળતા જતા, પોતાના અગોને ચાટતા જતા અને લુપ્ત થતા જતા માનવને મે રસપૂર્વક જોયો છે આ રસપૂર્વકતા પણ બિનગત છે એમ આપણે માની જ લેવાનુ રહે છે અહીં એમ પણ કહી શકાય કે વિઝનનો વિરોધ કે અભાવ પણ એક વિઝનમા પરિણમે છે જે રીતે Non-senseમાં પણ કોઈક sense તો રહેલો હોય છે જ

'Again આ આત્મવિલોપન કહો કે સદ્નુ આત્મવિલોપન અને ચાકુ છરીથી એક સ્ત્રીની હત્યા કરનારા, હત્યારાના, અસદ્ના 'કર્મ'ને લેશમાત્ર ભેદ બુદ્ધિથી ન જોવા માટેની મથામણ કરતુ આ નાટક છે ' એમ લેખક છેલ્લે કબૂલે છે લેખકના આ પ્રકારના આગ્રહમા જ આ નાટકના પાત્ર મનસુખલાલ મજીઠિયા જેવો જ હઠાગ્રહ જોવા મળે છે

કોઈ પણ જાતના કંડિશનિંગને નકારતુ આ નાટક કોઈ પણ જાતનો સામાજિક કે નૈતિક અભિગમ ધરાવતું નથી. આધ્યાત્મિકતા પણ અહીં સામગ્રી તરીકે આવે છે 'ભેજાની સર્વ વૃત્તિઓ/સસ્કારબીજોને ઓગાળતા ચિત્તવૃત્તિનિરોધક યોગી પણ અહીં સામગ્રી છે Killing કે Self killingને, Selfના સમૂલ વિલોપનને પણ તદ્રૂપ થયા વિના અને છતા અભિન્ન રહીને તાકી રહેલાની દૃષ્ટિ સમક્ષ એક સળવળતો માનવપિણ્ડ છૂ થઈ જાય છે '

—તો આ નાટકમા મનસુખલાલ મજીઠિયા નામનો એક સીધોસાદો ગૃહસ્થ માણસ માત્ર નામેરી હોવાના જ કારણે, કોઈક યુવતી પર બળાત્કાર કરીને તેને મારી નાખનારના ઘૃણાસ્પદ કર્મને લીધે, પ્રાયશ્ચિત્ત રૂપે કે કોઈ અન્ય નૈતિક કારણસર નહીં પરતુ બસ એમ જ, લા ઠા.ની ઇચ્છાને ખાતર આત્મવિલોપન કરતા કરતા, કોઈક યોગીની જેમ ઓગળી જાય છે, તેને 'આધ્યાત્મિક' કહી શકાય કે કેમ એવો પ્રશ્ન થાય છે

આ નાટકને માણવાની શરતો પણ ઘણી આકરી બની રહે એમ છે લેખકના વૈચારિક અભિગમ કે એવા કશાક અભિગમના અભાવ સાથે તાલમેલ બેસાડી શકીએ તો જ કદાચ આ નાટક આપણે માણી શકીએ પરતુ સૌથી વધારે મૂઝવતી બાબત

# સીંદરી સળગી ઊઠી છે, રાખશું વળ ક્યાં સુધી?

મેઘનાદ ભટ્ટ

## સળગતી હવાઓ વિશે*

નારાયણ સુર્વેજી અને મિત્રો,

મા સરસ્વતીનુ વરદાન પામેલ અને ગુજરાતી દલિત સાહિત્યની ગરિમા અને ગૌરવને સ્વમાનપૂર્વક વાચા આપતા સરૂપ ધ્રુવના ગુજરાતી કાવ્યસગ્રહ 'સળગતી હવાઓ' દ્વારા મહારાષ્ટ્રની ગર્વીલી સરસ્વતી માતાનુ અભિવાદન કરુ છુ બાળસાહેબ ઠાકરે અમને વારવાર કહે છે કે તમે ગુજરાતીઓ પાસે લક્ષ્મી છે, અમે મરાઠીઓ પાસે સરસ્વતી છે તમે તમારી લક્ષ્મી અમને આપો, અમે તમને અમારી સરસ્વતી આપીશુ ના, સુર્વે સાહેબ, આ વ્યાસપીઠ પરથી આજે અમે ઠાકરે સાહેબને સદેશો પાઠવીએ છીએ કે વાઙ્મયને આપણા ભદ્ર માનવીય ઝઘડાનુ નિમિત્ત બનાવ્યા વિના આપણે સગાથે મા સરસ્વતીની આરાધના કરીએ અને લક્ષ્મીની છોળો એવી દિશામા વહાવીએ કે જેથી સદીઓથી વર્ણાશ્રમના આ તપથી પીંખાયેલા બધા જ માનવસમૂહોને સ્વમાનપૂર્વક અને સ્વાભિમાનપૂર્વક રહેવાનો જન્મસિદ્ધ હક્ક મળે. અહીં એ પણ યાદ કરાવી દઉ કે અમારા કવિ ઉમાશકર જોષીને જ્યારે જ્ઞાનપીઠ પુરસ્કાર મળ્યો ત્યારે એ પુરસ્કારના પૈસા એમણે મરાઠી કવિઓના કાવ્યસગ્રહોનો ગુજરાતી ભાષામા અનુવાદ કરાવવા વાપર્યા હતા. એ જ રીતે અમારી ભાષાના સાહિત્યને, અમે કરેલી સરસ્વતી વદનાની પ્રસાદીને મરાઠી પ્રજા સુધી પહોચાડો એવી અમારી નમ્ર વિનતી. સરૂપ ધ્રુવના અણમોલ કાવ્યસગ્રહથી આ પ્રત્યાયાન યજ્ઞનો પ્રારભ કરીએ તો ?

* શ્રી સરૂપ ધ્રુવના કાવ્યસંગ્રહ 'સળગતી હવાઓ'ના મુબઈમાં તા. ૧૮-૫-૯૫ના રોજ યોજાયેલા પુસ્તક પરિચયના કાર્યક્રમમાં આપેલુ વક્તવ્ય, સુધારાવધારા સાથે.

સતત સળગતી હવાઓ વચ્ચે પોતાના સ્વરૂપની શોધમા નીકળેલી સરૂપ વ્યક્તિ મટી સમષ્ટિમાં સમાઈ જવા ઝખતી સરૂપ છે એને પ્રતીતિ છે કે વિશાળે જગ વિસ્તારે નથી એક જ માનવી. પશુ છે, પખી છે, વનોની છે વનસ્પતિ. વિશાળ સ્તર પરની માનવીય સવેદનાથી સળગતી, પીડાતી સરૂપ કાવ્ય દ્વારા માત્ર ભાષાપ્રપચ નથી કરતી — એ એનો આશય નથી. એને તો 'હાંશિયાની આ તરફ ત્રણસો ને પાસઠ દિવસ એકસરખો સોનેરી બાલદિન ઊગે એવુ કંઈક કરવુ છે ' સરૂપ જ્યારે કહે છે કે સાહિત્યે હવે લોકાભિમુખ થવુ પડશે, લોકોની વાત કરવી પડશે, લોકોની વચ્ચે જવાબ આપવા પડશે — અને ત્યારે જ 'આપણુ' સાહિત્ય સર્જાશે ત્યારે એમાં મને તો ગાધીજી, આબેડકર, માર્ક્સ, સાર્ત્ર અને બ્રેખ્તના પરિવારની કોઈ વ્યક્તિનો અવાજ સભળાય છે ના, ના. સરૂપની લોકાભિમુખ કવિતાનુ સરનામુ તો મને અછૂતોના ફળિયામાં તન્મય થઈ ભજન ગાતા નરસિહના સાન્નિધ્યમા જ મળે છે એથી જ તો સરૂપ 'અચકો મચકો કારેલી'માં સવાલ જવાબ રૂપે કહે છે

*'તમે નાવણ કરશો શા શા જી ?'*
*'અમે હૈયા કરશુ ઊજળા જી —'*

*'તમે ભોજન કરશો શા શા જી ?'*
*અમે પ્રેમભાવના ભૂખ્યાં જી '*

*'તમે દેવ કિયાં પૂજનારા જી ?*
*'અમે માણસને ભજનારા જી —'*

સમતાનુ ગીત ગાતા, હક્ક માટે ઝૂઝનાર અને ઝૂઝવાનો સદેશો આપનાર આ કવિ (પુરુષકવિ સ્ત્રીકવિ એવો ભેદ હું સ્વીકારતો નથી, એથી ટાળુ છું ) કદાચ વિનતી કરે છે

*નાનકડા ગામની સૂકી ભઠ નદી છું*
*અથડાતી કૂટાતી વ્હેવા દો.*
*મારે ક્યાં લવણોની લહેરોને મળવું છે*
*ભળવું છે ક્યાં મારે દરિયામાં ?*
*વ્હેવા દો ન્હીં તો કૈં કહેવા દો*
*માણસ છું માણસ થૈ રહેવા દો.*

સવર્ણ વાતાવરણમાં ઊછરેલી સરૂપને સહજ રીતે જ ઉચ્ચવર્ગીય મૂલ્યો, માનદંડો અને માપદંડો કૌટુમ્બિક અને સામાજિક પરિવેશની ભેટ તરીકે મળેલા — સાહિત્યના મહેલને દસ દરવાજા હોય છે અને કોઈ પણ દરવાજેથી સાહિત્યની સાધના-આરાધના શક્ય છે એ મહામંત્ર શીખે તે પહેલાં ગૂજરાત વિદ્યાપીઠના ટાઢાબોળ ભોંયરામાં બેઠા બેઠા લદાદા લદાદા ઘૂંટવાના અને દિવસની બે લેખે ગઝલ લખી પોતાના સિવાયના તમામ પરિવેશથી બેખબર કે બેપરવાહી, પ્રેમચંદ, ગોર્કી અને મન્ટોને વાંચ્યા પછીય સાદુંસીધું, વાસ્તવલક્ષી નહીં લખવાના જિદ્દી સાહિત્યિક માહોલમાં આધુનિક સાહિત્યના એકદંડિયા મહેલમાં આ ઇચ્છાકુંવરીનું અંતઃપુર કંડારાયે જતું હતું. સાહિત્યના રાજમાર્ગે માત્ર સૌંદર્યબોધ જ સિદ્ધ થઈ શકે, અંતઃસત્ત્વવિના માત્ર આકાર અને આકૃતિની ભૌમિતિક લીલા દોરવામાં સાહિત્યની ઇતિશ્રી આવી જાય એવા પાઠો પાકા થતા ગયા. ત્યાં અચાનક કોચલું ફૂટ્યું, કોશેટો તૂટ્યો, ભ્રમ ભાંગ્યો અને હું 'એમના' ઘરાણાની નથી એ પ્રતીતિ થઈ, કારણ પોતે જે સમયમાં જીવતાં હતાં એ સમય, એ ભૂમિકા એમના સર્જનમાં ભાગ્યે જ પ્રતિબિંબિત થતાં હતાં. એમની સાથે કોઈ જીવનદર્શન પણ જોડાયું નહોતું. બલ્કે જીવાતા જીવન કે સમાજના આમઆદમી સાથે એમના સાહિત્યનો કોઈ અનુબંધ નહોતો. સરૂપનું પોતાનું 'મેટામોરફોસિસ' (રૂપાંતર-ભેદ) થાય છે. હવે સરૂપ માટે કવિતા કે સાહિત્યજીવન સમસ્તની વાત બને છે. એક અનોખી હિંમતથી એ કહે છે : 'એ લોકો (ઉન્નતભ્રૂ) જેને 'સાહિત્યેતર' 'કવિતા સિવાય બીજું બધું કહે છે એ પામી છું — એના દ્વારા પામી છું. એ 'ઇતર'ની વાત કરવી છે મારે. એ 'ઇતર'ને કવિતામાં આણ્યું છે અને એને જ કવિતા-સાહિત્ય તરીકે સ્થાપવું છે મારે'... આ વલોપાતને કારણે અંદરોઅંદર કંઈક ખળભળવા લાગ્યું, કોઈક અદીઠ વડવાનલ મારી અંદર ભભૂકી ઊઠ્યો — કશીક તાવણી શરૂ થઈ હતી. નવા સ્વરૂપે જન્મેલ, સરૂપને એય ખાતરી થઈ કે ક્રાંતિકારી આંદોલનો અને ક્રાંતિકારીઓ અગ્નિગર્ભ હોય છે. અગનપંખી હોય છે. એક એવું અગનપંખી જે ખાકમાંથી પણ બેઠું થાય છે. એને ખબર છે કે વ્યવસ્થાઓ પડી ભાંગે છે, વિચારધારા નહિ. વ્યક્તિઓ નામશેષ થઈ જાય છે, વિચારો નહિ. આ જ તો છે કવિની પ્રતિબદ્ધતા આ જ તો છે કવિતાનો મુખ્યપ્રવાહ.

'રાજ્ય, સત્તા, લોકશાહી અને હુંમાં જે સળગતી હવાનો અણસાર મળે છે તે કેવો છે ?

*"નથી મારી મરજી, છતાં પણ મરું છું*
*સતત ફાંસલામાં ફસું છું હું મિત્રો !"*
*પણે દોર ખેંચાય, ખેંચાઉં છું હું*
*અધવચ નગરમાં વસું છું હું, મિત્રો !*
*સળગતી હવાઓ શ્વસું છું હું, મિત્રો !*
*પથ્થરથી પથ્થર ઘસું છું હું મિત્રો."*

કેમ સળગવું પડે છે હવાએ ?

*પ્રતિજ્ઞા પરસ્પર ગળાં કાપવાની*
*બહિષ્કાર નામે કરારો કરે છે,*
*કીડી ઉપર અહીં કટક કારમાં છે*
*સરપ-સીડી રાહતના નામે સરે છે.'*

તો શું કરીશું ? અકળાવે એવો પ્રશ્ન છે :

*'હજી બેસી રહીશું ? હજી જોઈ રહીશું ?*
*હજી લાશની તું ગણતરી કરે છે ?*
*અહીં જાત માણસની, માણસના હાથે*
*ઈશ્વરના નામે કમોતે મરે છે.'*

લલિત સાહિત્ય કરતાં અલગ આબોહવામાં સર્જાતું સાહિત્ય જે સહાનુભૂતિ કે સમાનાભૂતિની નહીં પણ સ્વાનુભૂતિની અપેક્ષા રાખે છે એવી કવિતાના અક્ષાંશ-રેખાંશ કયા છે ? ગુજરાતમાં '૮૧ પછીના એકાદ દાયકા દરમિયાન અનામત વિરોધી આંદોલનો

અને કોમી રમખાણો એકમેકની સાથે જે રીતે સંકળાતા આવ્યા તે જોઈ પ્રતિબદ્ધ ભાવક શું ચિત્કાર કરે ?

*'કોણે મારા હૈયા ઉપર કાળી તિરાડ પાડી ?*
*કોણે કીધા ભાગ, ચણી નફરતની દીવાલ આડી ?'*

જ્યારે નેહ ખૂટે, માનવતાની સરવાણી સુકકી થાય, વેરની ભડભડ આગ પ્રસરે ત્યારે એક મોટી બહેનના વાત્સલ્યથી અને ખેવનાથી કવિ પૂછે છે

*'શ્રમજીવીને નાત જાત શી ? ધરમ કરમ શા ભૂડા ?'*

મને ખબર છે કે શૂદ્ર કવિતાના મહાન ઋત્વિજો આવી સાદી સીધી જીવનરીતિની વાત સાભળી 'નેતિ, નેતિ'નો સાવધાનમત્ર ઉચ્ચારશે. પણ જેને જનવાદી સાહિત્યની રગભૂમિ પર 'ફ્રોમ ધ પીપલ ટુ ધ પીપલ'નો લોકો પાસેથી લઈ લોકોને આપવાનો ગુરુમત્ર મળ્યો હોય તે સર્જક પોતાના બધાયેલા કે ખરડાયેલા હાથપગવાળા સમકાલીનોની દૃષ્ટિથી ન જ જુએ, કારણ અન્યોથી ઉફરા ચાલવાનો અનેરો આનદ અને સતોષ એ જ એવા કવિકર્મની કમાણી છે

ધર્મઝનૂન અને કટ્ટરવાદને 'સસ્કૃતિ'ને નામે ખપાવતા લોકો અને બધારણીય લોકશાહી જ્યારે મૂક સાક્ષી બની આ તમાશો જોતી રહે છે ત્યારે કવિની અકળામણ કવિતાનો નવો ઇંગિત દર્શાવે છે

*'એ લોકોના હાથમાં આપણી માનો સાડલો આવી ગયો.*
*ને એય. લીરેલીરા કરવા બેસી ગયા.*

વલોપાત વધુ તીક્ષ્ણ થાય છે

*'ને જે નથી રહ્યુ એનેય એ લોકો ખેચી રાખે છે*
*આજે ઠેઠ આજે સમજાય છે કે લો, આપણે તો રસાલા*
*સાવ નાગાંપૂગા થઈ ગયા છીએ !*
*ને છતાંય આપણે પકડી રાખ્યું છે પેલુ કંઈક*
*કે જેના તારેતાર ઉપર કોતરાતી જાય છે કાળમુખી*
*તવારીખ.*

સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય છે કે

*'પર્વતો તો ક્યારનાયે પોકારી ઊઠ્યા છે*
*પણ હજી એના પડઘા ને પડછદાથી*
*એ લોકોના કાનના પડદા કેમ ચિરાઈ નથી જતા ?*

કે કેટલાય વર્ષોથી બધ કરાયેલ મુઠ્ઠીમા કલ્પનાતીત વ્રણોનું વણખોળાયેલુ મ્યુઝિયમ દટાયું છે એ હાથની તિર્યકરેખામા અટવાતા તિતિક્ષાના તીતીઘોડા કે સવર્ણોએ રચેલાં અવજ્ઞાન ગીતો કે દલિતોના વારવાર કરાયેલા અવમાનના નોંધાયેલા, ન નોંધાયેલા કિસ્સા યા દલિતોના દુર્દૈવના મહાકાવ્યના નહીં વચાયેલા હિસ્સા વાંચવા બધ મુઠ્ઠીનો મલાજો જાળવ્યા વિના ટોળારૂપે જિવાડાતા માનવીય પરિતાપની અમાનુષી 'ટ્રેજડી'ની વ્યથાકથા સગ્રહના કેટકેટલાં કાવ્યોમા પડઘાય છે ?

બધ મુઠ્ઠીના કાવ્યો પછી ઘટનાઓ, દુર્ઘટનાઓ, રાજનૈતિક મુદ્દાઓની આસપાસનુ વિશ્વ ઝિલાય છે તેમા વ્યથા+વીતક+વાસ્તવ+તાદાત્મ્ય+સંવેદના+આક્રોશ+ વિદ્રોહના સમીકરણ દ્વારા દલિત સંવેદના જે કાવ્યસ્વરૂપે પ્રગટે છે તેમા આગની અભિધા અને વૈરાગ્નિની વ્યજના ધબકે છે આ દાવાનળ કવિ પાસે ક્યારેક ઉપદેશાત્મક તો ક્યારેક આક્રોશથી સબલિત આક્રમક વલણ અપનાવે છે આ વ્યથાનુ રેખાકિત સ્વરૂપ જોઈએ

'ધગધગતી સાબરમતી પૂછે છે —

*આ ભાગી પડેલી જિંદગીઓનો બોજ ઉઠાવવાની તાકાત છે*
*તમારા મંદિરો ને મસ્જિદોમા ?*
*બળેલા ઝળેલાં શરીરોને ફરીથી બેઠાં કરવાની કરામત છે*
*તમારા મતરો ને તંતરોમા ?'*

૧૯૮૫ના અનામત આંદોલનને કોમી હુલ્લડ કહેનાર ચબરાક, રાજકીય કાવાદાવાવાળા કોમી સાહિત્યકારોના દંભને પર્દાફાશ કરતું કાવ્ય 'સાબરમતી પૂછે છે' તો દલિત કવિતાનુ મહામૂલુ કાવ્ય છે

સવત ૨૦૪૨ (૧૯૮૬)ની જન્માષ્ટમીના દિવસે અમદાવાદમાં ક્યારેય નહીં નીકળતી કૃષ્ણની 'શોભાયાત્રા'ના પ્રસાદીરૂપે કરફ્યુ, ગોળીઓ, આતંક, બેકારી અને ભૂખમરાના સંદર્ભે 'નહિ જન્મેલા ભગવાનની નહિ નીકળેલી શોભાયાત્રા' કાવ્ય દ્વારા અત્યત માર્મિક રીતે અને એથી જ સાચા અર્થનુ ધાર્મિક કાવ્ય કવિ આપે છે માનવતાના ધર્મના તો અહીં કેટલાય કાવ્યો છે

'વિશ્વગુર્જરી' એવોર્ડ દ્વારા થતાં માનવીય અવમૂલ્યાંકનના રચાતા આંકમાં કરોડરજ્જુ વગરના કાનખજૂરાઓનો ઉલ્લેખ એ તો ધર્મ અને સાહિત્યની વ્યાસપીઠ પર ગુમાનથી ફરતા રહેતા અને ખુદની આંખોમાંય ધૂળ નાંખવાની ગંદી ચાલ ચાલતા સુજ્ઞજનોની બ્રહ્મરાક્ષસી લીલાની જ વાત છે. એકલવ્યના વારસદારોની મેલી વિદ્યા, ૨૦૪૨નું સરવૈયું કાઢતાં બંધ મિલોના સાંચામાંથી ભગવા, લીલા, કેસરી, ભૂરા, પીળા ઝંડા કઢાવતા અને પ્રજાના નાગાંપૂગાં શરીરો ઉપર એ લપેટનાં તંત્રો અને ન્યાયતંત્રની લીલા પણ કેટલાંય કાવ્યોમાં એના વરવા સ્વરૂપે ધબકે છે. ગોલાણા હત્યાકાંડમાં માત્ર જન્મટીપની સજામુક્તિની કાયદાની આંટીઘૂંટી કે યુનિયન-કાર્બાઈડના ઝેરી ગેસથી જેની અનેક પેઢી નારાજ થઈ છે તેની વ્યથાકથા, બાળમજૂરી ખરડાથી સારાય રાષ્ટ્રનું 'બચપન હલાલ — બચ્ચા હમાલ' કરતી વિચારધારાની પોકળતા અને પ્રજાના પ્રશ્નોને વાચા આપવા શેરીનાટકો અને કાર્યશિબિર માટે રચાયેલાં ગીતો આ બધું જ આ સંગ્રહને નોખો રંગ આપે છે. 'કેવડિયાનો કાંટો'માં રાજેન્દ્રની કવિતાની છાંટ અને મનભાવન લય ગીતને વધુ જીવંત બનાવે છે — અલબત્ત સંદર્ભ બદલાઈ જાય છે એથી કેવડિયાની અને કાંટાની ભાવસૃષ્ટિ બદલાઈ જાય છે — કવિતા જીવી જાય છે.

ભારતીય સ્વતંત્રતા સંગ્રામમાં ભગતસિંહ અને એમના સાથીઓની શહાદતની ગૌરવગાથા કાળના પિરામિડોની ભીતર ભૂલાશે નહિ — એ લોકોની રાષ્ટ્રભક્તિ અને સિદ્ધાંત માટે ફના થવાની તૈયારી સમગ્ર રાષ્ટ્ર માટે અભિમાનનો વિષય રહેશે. આમછતાં હિંસા અને આતંકવાદની એમણે લીધેલો અને ચીંધેલો માર્ગ —આજે જ્યારે આતંકવાદની વિવેકશૂન્ય કાલીમા સમગ્ર માનવજાતને કરુણતમ રીતે ભરખી જવા તત્પર છે ત્યારે — આજના ક્રાંતિના અગ્રદૂતોએ ફરી તપાસવો પડશે, ચકાસવો પડશે. અહીં મતમતાંતર માટે સંપૂર્ણ અવકાશ રાખ્યા પછી પણ ગાંધીજીને હું ગુનેગારના પીંજરામાં પૂરવા તૈયાર નથી. અલબત્ત આ કવિતાનું સ્વયંસિદ્ધ મૂલ્ય તો રહે જ છે — રહેશે જ. બિરાદર સફદર હાશમીને શોકાંજલિ એટલે 'શો મસ્ટ ગો ઑન'ની યાચના. મનહર છંદમાં દલપતરામીય શૈલીમાં ગુજરાતી સાહિત્યસ્વામીઓની યથાર્થ ઠેકડીમાંય આમ તો સામાન્યજનની વ્યથા અને સાચા સર્જકનો વિદ્રોહ જ પડઘાય છે — તો વળી મૂંગી-બહેરી સાહિત્ય પરિષદને પણ યોગ્ય રીતે ગુનેગારના પીંજરામાં રજૂ કરવામાં આવી છે. તસલીમા નસરીનની સંઘર્ષકથા નદીના રૂપક દ્વારા રેખાય ત્યારે સમગ્ર સ્ત્રીજાતિના આંસુ, પસીના અને લોહીથી લથબથ વાસ્તવ અને સ્વપ્ન સાથે સંધાણ પામે છે. કણકણમાં વિખરાતું, રમખાણે ભડભડતું અને લાજ બની લૂંટાતું સુરત અહીં અનેક સ્વરૂપે ઉપસ્થિત થાય છે — એ ચિત્રની માત્ર એક જ રેખા. —

*ખોબે ખોબે ધન આરોગી,*
*ઝૂંપડપટ્ટી ઓકતું સુરત.*

પૂર્વજો, સમકાલીનો અને ભાષાબાજી સંદર્ભે જરા સોચી-વિચારીને કરાયેલ કાવ્ય-વ્યાયામમાં સમસંવેદનાના તાર 'શેરિંગ'ની ભાવનાથી ઝલમલાવવાનો પ્રયત્ન થાય છે. માત્ર શબ્દ ચીતર્યે રાખવાનાં છળ જોઈને કવિ એક વેધક કટાક્ષ કરે છે : 'સીંદરી સળગી ઊઠી છે, રાખશું વળ ક્યાં સુધી ?'

મારી દૃષ્ટિએ આ પંક્તિ સવરૂપની કવિતાનું ધ્રુવપદ છે.

ઇચ્છાકુંવરી અને મિથ્યાકુંવરીમાં જન્મના માહોલની વિસંગતિ, અસહાયતા અને કૌટુમ્બિક પરિવેશ અને સંવેદનાની વિસંગતિ અને વિરોધ એક ડાયલોગ દ્વારા અભિવ્યક્ત થાય છે. એ જ તો છે 'આલબેલ આગામી ઘાતની !' એ જ કારણે તો કહેવું પડે છે કે :

*'આજુબાજુમાં રોજ રજવાડી તાયફા*
*ને અલગારી ભેખ અમે લીધો.'*

ડહોળાયેલી સામાજિક-રાજકીય આબોહવામાં સંવેદનશીલ સર્જક તરફડાટ, ધમપછાડા અને

દિશાશૂન્ય અવકાશ ભાળે ત્યારે લખવાનુ બંધ પણ કરે — પણ, શબ્દાતીત યાતના પરાણે પણ કલમ લેવા પ્રોત્સાહિત કરે અને પછી રચાય ટેરવા ટાચા પડ્યા રે લોલ '' 'ઉટભાઈની બોધકથા' અને 'કલ ફિર આઉંગી, સાયોનારા', જેની છેવટની વ્યથા તો

*સામે જ હોય દશ્ય તોય શોધવું પડે*
*કે કેટલાંય પ્રકાશવર્ષ દોડવુ પડે.'*

આ કાવ્યોમા શબ્દોમાં, શબ્દો દ્વારા નહીં જીવી શકવાના કમિટમેન્ટના અભાવની અકળામણ છૂપી

સસ્કૃતિ અને પરપરાની પોકળતા ન કળે કે ન કઠે તો જીવતતામા જ ખામી કહેવાય, પણ જ્યારે મૂળિયાની મૂળિયાવિહીનતા બોજારૂપ બને ત્યારે એને ફગાવી દેવી પડે ચહેરા અને મોહરા વચ્ચે ફસાઈ ગયેલી જીભ તરડાય તોય વિદ્રોહ કરવો જ પડે કારણ 'પૂછીપૂછીને પાણી પીવા ગ્હે તો સરોવર સૂકાઈ જાય' અને બધી જ સામાજિક નાડાછડીઓ તોડીફોડીને વ્હેરાઈ ચૂકેલી સાબરમતીમા વહેવડાવ્યા વિના છૂટકોય ક્યા છે ? પ્રશ્ન વારંવાર થાય — શુ લખવુ ? કોને માટે લખવુ ? કેવી રીતે લખવું ? ઉત્તર મળે 'ને કવિના હોઠ ખૂલ્યા, થરથર્યા, થમી ગયા' અને સરૂપને સ્વ રૂપ ક્યા મળે ? રગોમા વિપ્લવ વહે ત્યારે સ્વ રૂપ વિસ્ફોટની ક્ષણમા જ નીતરે ને ?

સરૂપના અછાંદસમા જે કૌવત અને કારીગીરી જોવા મળે છે તેનો અભાવ ઓડિયો કેસેટ વગેરે કાર્યક્રમો માટે તૈયાર કરેલા ગીતોમા કઠે છે નરસિહના ઝૂલણાના અપવાદ સિવાયના ગીતોમા લયભગ ક્યારેક કઠે છે અલબત્ત સામૂહિક પ્રત્યાખ્યાનની દૃષ્ટિએ આ ગીતો — ગરબાનુ મહત્ત્વ સ્વીકારવુ જ રહે વળી આદિવાસી વિસ્તારોની પ્રજાને સમજી શકાય અને પ્રોત્સાહિત કરે એવુ સાહિત્ય રચવાની અનિવાર્યતા કદાચ અમુક અલગ પ્રકારના ચાક માડવાની ફરજ પાડે — પણ, આ વાત અહીં છેડીને છોડી દઉ છુ કારણ હુ પોતે આ બાબત થોડોક દ્વિધાભાવ અનુભવુ છું અલબત્ત આરતી-ગરબા વગેરેની પ્રભાવકતા સ્વીકારવી જ રહે

બીજો પગ પણ. આ પ્રતીકાત્મકરૂપે આવતી સિન્ડ્રેલા ભારતીય રગરોગાનમા વધુ દર્દીલી વાસ્તવિકતાથી ગ્જૂ થાય છે 'ડુગર ડોલ્યા છે' વિભાગની ઉબરની આ તરફ અને પેલી તરફની લડાઈમા સરૂપે સાચા અર્થમા સ્ત્રીજીવનના ગળગના અસ્તિત્વને ઝીલ્યુ છે સગ્રહનુ અને ગુજરાતી કવિતાનુ પણ આ ધ્યાનપાત્ર કાવ્ય છે બળ વગરના બળાત્કાર અને મન વિનાની માઝમ રાત માણતી સ્ત્રી રોજરોજ ગગડીએ ગોળગોળ વિંટાય, મુકી વીઝે તોય આરા જ ખભાથી અલગ-અલાયદો-લોહનીંગળતો મારો જ હાથ આવી જાય છે મારા હાથમા જેવી સ્થિતિ થાય. આ અને આવી અનેક અસહાય ક્ષણે માર્ક્સ જેવા ક્રાંતિદૂત જ માર્ગ ચીંધી શકે ગમે કે ન ગમે, કઠે કે ન કઠે તોય કવિતાની આ ભાષા જ કદાચ આશાની નવી દિશા તરફ લઈ જાય

*'બહુ સહ્યા ,અપમાન, હવે ના અમે સહીશુ*
*ગણી ગણીને આ જ તો સાથી બદલો લેશુ*
*હાથ ચડ્યા હથિયાર લઈને લડશુ ઝૂઝશુ*
*સ્વમાન સાથે જીવશુ નહિતર ખપી ખૂટશુ.*
*ગલાય છો ને ઘડીઓ*
*છો ને મળતા જાસા*
*હવે પલટશુ પાસા !*

— જાણુ છુ કે આ અવાજ ખાસ્સો બુલદ છે — છતા, જાણીજોઈને સવેદનબધિર રહેતા સમાજને બીજી કઈ રીતે આપણી વાત પહોચાડી શકાશે ?

❑

# તો, તો કેવું સારું!

સુવર્ણા

રાતના સાડાત્રણ વાગ્યા હતા. ચારે બાજુ સુનકાર હોવો સ્વાભાવિક હતું. ચિનવન અંદર સૂઈ ગયો હતો, લગભગ ૧૨ વાગ્યે અંદર ગયો હતો. ત્યારથી સાડાત્રણ સુધી મેં ને બૈશાખીએ વાતો કરેલી. અમે ગુજરાતી સાહિત્ય વિશેની એક સાંજ ગોઠવી હતી. જેમાં થોડીક કવિતાઓ અને વાર્તાઓનું વાંચન થયેલું. મેં ચિન્નુની (ચિનવન) એક વાર્તા વાંચેલી. કાકા (રમેશભાઈ પટેલ) એ હાસ્યરસવાળું એકપાત્રી નાટક ભજવી બતાવેલું. ગાંધીજીનું ગદ્ય પણ કોઈકે વાંચેલું. આમ સાંજ સારી ગઈ હતી.

એ દિવસોમાં હું 'ઇન્ડિયા ટાઇમ્સ'માં જુદી જુદી સમસ્યાઓ પર નિયમિત પત્રો લખતી. બૈશાખીએ એમાંના થોડાક પત્રો વાંચેલા. એ સાંજે અમારે ત્યાં આવી હતી. એ બોલેલી, 'તું કેટલું બધું — કેટલા બધા લોકોનું વિચારે છે ! આઇ એમ પ્રાઉડ ટુ બી યોર ફ્રેંડ.' જોકે ખરેખર તો બૈશાખી જેવી બહેનપણી મળવાથી હું પોતે જ ગ્રેટફુલ હતી.

સાંજે ઘણા લોકો ઘેર ભેગા થઈ ગયેલા. મને હતું બધા માટે બહારથી પીઝા મંગાવી લઈએ તો રાંધવાની કડાકૂટ ન થાય. પણ ચિન્નુએ બહારનું ખાવાનું બંધ કરેલું તેથી એને માટે તો રાંધવું જ પડત. પછી એ એકલો ઘરનું જમવાનું ખાય ને બીજાને બહારનો 'પીઝા' આપીએ એ બરાબર નહીં તેથી અંતે મેં બધાની રસોઈ ઘેર જ કરી.

❊

૩।। વાગ્યે અમે સૂવા જવાની તૈયારી કરતાં હતાં ને બૈશાખીએ કહ્યું, 'પરિતા, મારે તને એક વાત કરવાની છે.'

૧૨ થી ૩।। સુધી અમે અમેરિકામાં રહી ભારતીય સાહિત્યની વિશિષ્ટ કૃતિઓને અંગ્રેજીમાં કેવી રીતે લાવી શકાય તેની ચર્ચા કરી હતી. બૈશાખીનું અંગ્રેજી મારા કરતાં ઘણું સારું હતું તેથી અનુવાદમાં મને એની જરૂર પડવાની જ હતી ને એ પણ એને માટે સહર્ષ તૈયાર હતી.

બૈશાખીએ અંગ્રેજી સાથે એમ.એ. કર્યું હતું. એમ.એ.માં એનો ફર્સ્ટ ક્લાસ હતો. પછી ટાટાની સ્કોલરશીપ પર એ કેલિફોર્નિયા આવી હતી. એમ.એ. અને થયા પછી મુંબઈમાં યુનિસ દ સિલ્વાના સૂચનથી એણે સેતુ સાથે રહીને ચિન્નુની એક લબ્ધપ્રતિષ્ઠ વાર્તાનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો. અને એ અનુવાદ 'ડેઇલી ટાઇમ્સ' માં છપાયો પણ હતો. આમ બૈશાખી-સેતુને હું ચિન્નુના અનુવાદક તરીકે મળતાં પહેલાં જાણતી હતી.

એ પછી અમે એક નાટકમાં મળી ગયાં હતાં. હું ને ચિન્નુ આર્થર મિલરનું નવું નાટક 'ધ પ્રાઇસ' જોવા ગયેલાં ત્યાં આ લોકો આવેલાં. એ લોકોએ ચિન્નુને 'કેમ છો, સારું' કર્યું ને ચિન્નુએ મારી સાથે એમનો પરિચય કરાવ્યો. મને બૈશાખી ને સેતુ બંનેની રીતભાત ગમી ગઈ હતી. બૈશાખીની જેમ સેતુનો પણ એમ.એ. અંગ્રેજીમાં ફર્સ્ટ ક્લાસ હતો એ મને પછીથી જાણવા મળેલું.

હવે સૂતી વખતે બૈશાખીને મને શું કહેવું હશે હું વિચારી ન શકી. એણે ફરી કહ્યું, 'તને થોડું વધારે જાગવાનો વાંધો નથી ને !'

'ના, બિલકુલ નહીં', મેં કહ્યું, 'મને બહુ દિવસે તારી સાથે કરું છું એવી વાતો કરવા મળી છે.'

પછી ફરી કોઈ પણ ભૂમિકા બાંધ્યા વિના એ બોલી : 'પરિતા, હું લેસ્બિયન છું.' મેં ખૂબ સંયમથી ચહેરો ભાવશૂન્ય રાખ્યો. મને સાંભળીને આશ્ચર્ય થયું કે શું થયું બરાબર સમજાયું નહીં. મારે શો પ્રતિભાવ

આપવા અય મન ... જાયુ નહા. પછા અ જ મા... વધારે ધાઈ.

'પરિતા, તને ક્યારેય વિચાર નહોતો આવ્યો કે હું ને સેતુ લેસ્બિયન લવર્સ હોઈએ ?'

'મેં એ દિશામાં વિચાર્યું જ નહોતું. તું ને સેતુ સાથે રહો છો એમ ઘણી બહેનપણીઓ રહેતી હોય છે. એટલે મને બીજો કોઈ વિચાર આવ્યો જ નહોતો.' મેં કહ્યું.

પછી બૈશાખીએ એ ને સેતુ સાદી બહેનપણીઓમાંથી સજાતીય બહેનપણીઓ કેવી રીતે બની તેની પહેલેથી વાત કરી :

'બી.એ.ની પરીક્ષા વખતે હું ને સેતુ સાથે વાંચતાં. અમે ઘણાખરા વિચારોમાં એકમત હતાં. મને સેતુ માટે ખૂબ પ્રેમ હતો. સેતુનેય મારે માટે હતો. અમે ઇન્ટરથી સાથે વાંચતાં, ત્યારથી મને સેતુ માટે કંઈક ન સમજાય એવી લાગણીઓ થવા માંડી હતી. એ લાગણીઓ સ્પષ્ટ થતાં થતાં બે વર્ષ થઈ ગયાં. મને સેતુ તદ્દન ભલીભોળી લાગતી ને તેથી તો મારું એને માટેનું આકર્ષણ અનેકગણું વધી ગયું. બી.એ. માં અમે સાથે વાંચતાં ત્યારે મને ખૂબ સ્પષ્ટતા સાથે સમજાયું કે મને સેતુ માટે પ્રેમ છે, માત્ર મૈત્રી જ નહીં. પહેલી વાર મારી આ લાગણી સ્પષ્ટ થઈ ત્યારે મને ખૂબ આનંદ થયેલો. પણ સેતુને એવી કોઈ લાગણી નહીં હોય તેવું લાગતું ને તેથી હું ખૂબ દુઃખી રહેવા માંડી. સેતુ આવતી ને એને જોવા માત્રથી હું પ્રસન્ન થઈ જતી. હું પોતાને કહેતી મને સેતુનાં તનમન બંનેનું આકર્ષણ છે. પણ એને કહેવું કઈ રીતે ? એ વિચારે હું ચિંતામાં પડી જતી ને સરવાળે સૂનમૂન થઈ જતી.

'એક દિવસ સેતુએ મને પૂછ્યું, 'બહુ દિવસથી તું સૂનમૂન લાગે છે. કેમ કંઈ ચિંતા છે ?'

'શાની ચિંતા ?' સેતુ મારા મનની વાત જાણી તો નથી ગઈને એવો વિચાર મારા મનમાં ઝબકી ગયો.

'તને ... ચિંતા થાય છે ?' સેતુ બોલી.

'ના, બિલકુલ નહીં' —

'તો પછી ?' સેતુએ કુતૂહલથી મારી તરફ જોયું.

'સાચું કહું, મને આપણી ચિંતા થાય છે.'

'આપણી ? આપણી શી ચિંતા ?'

'બી.એ. થઈને તું ભણવાનું છોડી દઈશ ને નોકરી લઈ લઈશ. હું એમ.એ. કરવા માગું છું. પછી આપણે છૂટાં પડી જઈશું.

'સેતુની આર્થિક સ્થિતિ ખૂબ નબળી હતી. તેથી ફર્સ્ટક્લાસ કેરિયર છતાં એ આગળ ભણી શકે તેમ નહોતું. બૈશાખી સાધનસંપન્ન કુટુંબમાંથી આવતી હતી તેથી તે એમ.એ., પીએચ.ડી. જેટલું ભણવું હોય એનાં માતાપિતા તૈયાર હતાં. સેતુ કહેતી કે એ થોડો વખત નોકરી કરી પછી કદાચ ફરી એમ.એ. કરવા વિચારે પણ ત્યાં સુધીમાં તો બૈશાખી ક્યારની એમ.એ. થઈ ગઈ હોય.'

'પણ આપણે બંને મુંબઈમાં જ હોઈશું, ને !' સેતુએ કહ્યું.

'પણ અત્યારે જેટલું સાથે રહી શકીએ છીએ તેટલુ સાથે થોડું રહેવાશે ?' મે સેતુની આંખમાં આંખ મિલાવી કહ્યું.'

'એટલું બોલી મેં સેતુનો હાથ પકડી લીધો. સેતુ કંઈ જ બોલી નહીં. સેતુના સ્પર્શથી હું સહેજ ધ્રૂજી ગઈ હતી. મારા આખા શરીરમાં કંઈ અગમ્ય ઝણઝણાટી થઈ ગઈ. પછી મે એના બંને હાથ મારા હાથમાં લઈ લીધા. તોય એ કઈ બોલી નહીં. પછી હિંમત કરી મે સેતુને કહ્યુ, 'સેતુ, આઈ લવ યુ —' તોય સેતુ કંઈ બોલી નહીં. પછી હું એકદમ ગભરાઈ ગઈ. હવે આગળ કઈ રીતે વધવું હું નક્કી ન કરી શકી. મને થયું, સેતુ શું વિચારતી હશે ? મને એક સાથે ક્યાંક નાસી છૂટવાની ને સેતુને ભેટી પડવાની ઇચ્છા થઈ. એની એકદમ નજીક જઈ મારી અંદરનો બધો પ્રેમ ઠાલવી દેવાનું મન થયું. પણ સેતુ સ્થિર

હતી. તદ્દન નિશ્ચલ મને થયું સેતુને પૂછું, 'તું શું વિચારે છે ? મને કંઈ જવાબ તો દે. મને શા માટે પીડી રહી છે ?' પણ હું કંઈ જ બોલી ન શકી. અમે થોડી વાર એમ જ બેસી રહ્યા. પછી એ રાત્રે બીજી કોઈ પણ વાત કર્યા વગર અમે ચૂપચાપ સૂઈ ગયાં.'

'એ પછી વાંચવાની રજાઓ હતી તેથી કોલેજ જવાનું નહોતું. નહીં તો કોલેજમાં લોન પર બેસી હું સેતુ સાથે નિરાપદ વાતો કરી શકત. એને કહેત, 'સેતુ, તારે માટેનો મારો પ્રેમ માત્ર શરીરનો નહીં. પણ તનમનની સંવાદિતા સાધતો સંપૂર્ણ પ્રેમ મને તારે માટે છે. ને તદ્દન નિર્દોષ ને નિઃસ્વાર્થ.' મને થયું, રાત્રે વાંચતાં વાંચતાં આ જ વાત સેતુને સમજાવી જોઈશ. પણ સેતુ રાત્રે આવી જ નહીં એવા ત્રણ દિવસ ગયા. મને તો ધરતી ખૂલે ને હું સંતાઈ મરું એવી લાગણી થવા માંડી. પરિતા, આવા સંબંધોમાં રીજેક્શન થાય તે સ્ત્રી-પુરુષના સામાન્ય પ્રેમસંબંધમાં રીજેક્શન થાય તેના કરતાં અનેકગણું કાતિલ હોય છે. સામાન્ય સંબંધમાં એટલે કે સ્ત્રી-પુરુષ કે યુવક-યુવતીના પ્રેમમાં એક પાત્ર બીજા પાત્રને, રીજેક્ટ કરે તો દુઃખ થાય, ઊંડો આઘાત લાગે પણ તમારા ઇસેન્સનું અપમાન થયેલું ન લાગે. મને એવું લાગ્યું જાણે હું સેતુ પાસે ખુલ્લી પડી ગઈ. હું એની સાથે એક થવા માગતી હતી ને એ જાણે મને ધક્કો મારી ચાલી ગઈ. મને ખૂબ અપમાન લાગ્યું. જે સેતુને હું મારાથી જુદી નહોતી ગણતી એ સેતુએ મને પોતાથી તદ્દન જુદી ગણી કાઢી હતી. મારે ત્યાં ફોન હતો, પણ સેતુને ત્યાં નહોતો એટલે એનો સંપર્ક ન થઈ શક્યો. જોકે એને ત્યાં ફોન હોત તોય મારી હિંમત ન ચાલત.'

'પછી ચોથો દિવસ આવ્યો, ગયો, પાંચમો દિવસ, છઠ્ઠો દિવસ, સાતમો દિવસ... પૂરું એક અઠવાડિયું ! સેતુ તો મને ફોન કરી શકતી હતી. પણ એ આશા વ્યર્થ હતી. આખું અઠવાડિયું મેં કેમ કાઢ્યું કહી શકતી નથી. દિવસ થાય, સૂરજ ઊગે, રાત થાય, તારા દેખાય એ સિવાય મને બીજું કંઈ જ દેખાતું નહોતું. સેતુથી જુદા પડી હું સેતુમય બની ગઈ હતી. કહેવાની જરૂર નથી કે મને ઊઠતા, બેસતાં, ખાતાં, પીતાં સેતુના જ વિચારો આવતા. ફરી ફરી થતું એને કોઈક રીતે મળું ને સમજાવું, 'મને ગેરસમજ ન કર. મારો પ્રેમ સાચો છે, અતૂટ છે.' પણ સેતુની ચુપકીદીને કારણે મને મારું આખું અસ્તિત્વ અર્થહીન લાગવા માંડ્યું હતું. માનીશ પરિતા, બે-ત્રણ વાર તો મને આત્મહત્યાનો વિચાર પણ આવી ગયો. એમ કરીને પણ હું સેતુના મનમાં અમર બની શકતી હોઉં તો. મને થયું સેતુને કાગળ લખું ને બે પગ પકડી વિનંતી કરું, 'મારી સાથે ક્રૂર ન બન. મને એકવાર, છેલ્લી વાર મળી જા. મને એક તક આપ.' સેતુ આવતી નહોતી, પણ મને અંદરઅંદરથી થતું એ જરૂર આવશે ! પાછું મને પોતાને પણ ઊંડે ઊંડે સેતુના વિરહની પીડા ગમતી પણ હતી. બોલ, જે પીડા મારો જાન લઈ રહી હતી એ જ પીડા મને વહાલી પણ લાગતી હતી. કેમ કે એ બધાનું એક ચોક્કસ કેન્દ્ર હતું : સેતુ.'

'મારી જિંદગીનો પહેલો પ્રેમ : સેતુ. સેતુએ મને મારું ઇસેન્સ સમજાવ્યું. મારી અસલિયત સાથે મને જોડી — સેતુએ. એની સાથે ચાર ચાર વર્ષ સુધી સાથે ભણી, રાતોની રાતો સાથે વાંચ્યું, ને જે સંગાથની હૂંફ મને મળી એ અદ્વિતીય હતી અને મને ચાર વર્ષને અંતે સેતુ માટે અતૂટ એકધારી લાગણી અનુભવ્યા પછી સમજાયું કે સેતુ મારે માટે, મારા જીવવા માટે, મારા હોવા માટે, મારા સુખી થવા માટે જરૂરી છે.'

'ઘરમાં બધાં પૂછતાં હતાં 'સેતુ વાંચવા કેમ નથી આવતી ?' મેં કહ્યું, 'માંદી છે.' પછી કોઈએ કંઈ પૂછ્યું નહીં. સાત દિવસ વીતી ગયા. પૂરું એક અઠવાડિયું — મેં સેતુની બધી આશા છોડી દીધી. થયું મારે અનરેક્વાઇટેડ પ્રેમમાં જીવવું પડશે. હવે સેતુ સિવાય બીજું કોઈ જ મને આકર્ષી શકે તેમ નહોતું. કોઈ પણ પુરુષનો તો સહવાસ જ નહોતો. કોઈ બીજી સ્ત્રી પણ નહીં એવો અખંડ અલૌકિક પ્રેમ હતો મારો સેતુ માટે. મને ખબર નહોતી હવે પછીની મારી જિંદગી શો વળાંક લેશે.'

'હું બરાબર આ જ વિચારોને ફરી ફરી વાગોળ્યા

કરતી હતી. ધીમે ધીમે સેતુ વગર જીવવા માટે પોતાને તૈયાર કરવી પડશે એવુ વિચારતી હતી ને ગુરુવારે જ્યારે આઠ દિવસ પૂરા થયા, રાત્રે સેતુ આવી ! હુ મારી આખો પર વિશ્વાસ ન મૂકી શકી સેતુ જાણે કઈ જ બન્યુ ન હોય તેમ મને પૂછવા લાગી, 'એમીલી બ્રોન્ટે પરનુ પેપર પૂરુ કર્યું ?' હું એકદમ ધરતી પર આવી ગઈ સેતુ આવી, પાછી આવી ને એના દર્શન માત્રથી મારુ રોમ રોમ નાચી ઊઠ્યુ હતુ મારામા પ્રાણસચાર થયા હતા હવે એ રાત અહીં જ રહેવાની હતી હુ એને બિલકુલ કનડગત નહીં કરું એ ભલે એનો સમય લે. મને ન ચાહે પણ મારી પાસે આવતી રહે તોય ઘણુ મે સ્વસ્થતા જાળવી રાખીને કહ્યુ, 'પેપર શરૂ કર્યું છે, પણ પૂરુ નથી થયુ હકીકતમા છેલ્લા આઠ દિવસ સેતુનુ નામ જપવા સિવાય બીજુ કઈ જ મે નહોતુ કર્યું હુ ભણવામા ક્યારેક થોડી ઢીલાશ કરતી પણ સેતુ ખૂબ ચોક્કસ હતી. બધા એસાઇનમેન્ટ એ સમય પહેલા પૂરા કરતી. એની નજરમા નીચે ઊતરવા હુ તૈયાર નહોતી તેથી મે આવો જવાબ આપ્યો !'

'રાત્રે ચા પીને અમે બંને વાચવા બેઠા. અમે બને અભિનય કરતા હતા — હુ મારો અખૂટ પ્રેમ છુપાવીને, સેતુ એનો અ પ્રેમ છુપાવીને — મને થયુ હુ સેતુના પ્રેમમા છુ સેતુ મારા પ્રેમમા નથી પણ સેતુને મારી મૈત્રીની કદર જરૂર છે, મારી મૈત્રીની એને પણ જરૂર છે એટલુય મને ત્યારે પૂરતુ લાગતુ હતુ જોકે મનના બીજા એક ખૂણામા હુ સેતુને સપૂર્ણપણે જીતવાની યોજનાઓ ઘડી રહી હતી.'

'એ પછી બે દિવસ ને બે રાતો ગઈ ત્રીજી રાત્રે સેતુએ પોતે જ કોઈ પણ જાતની પૂર્વભૂમિકા વગર વાત શરૂ કરી, 'તને ખબર છે હુ પાછી કેમ આવી ?' હુ કંઈ પણ બોલીને સેતુને ન ગમે એ દિશામા એને વિચારતી કરવા નહોતી માગતી. મારે માટેની એની ધાસ્તી દૂર કરીને જ મારે એને પામવી હતી. મે તટસ્થ થઈ જઈને અક્ષરેઅક્ષર ગણીને કહ્યુ,

'ના, મને તો એમ કે તુ હવે નહીં જ આવે—'

સેતુ સહેજ નવાઈ પામી હોય તેવુ એના ચહેરા પરથી લાગતુ હતુ

'તે એવુ કેમ માની લીધુ ?' એ બોલી.

'તે ફોન ન કર્યો, ને આઠ દિવસ સુધી દેખાઈ નહી પછી મને શુ લાગે ?' મારી અદરની ફરિયાદ અનાયાસ મારા શબ્દોમા ટપકી પડી હતી. પછી સેતુ બોલી, 'હું પાછી આવી કેમ કે નૈતિક રીતે હુ પોતાને તારા કરતા કોઈ રીતે સુપીરિયર સમજતી નથી.' એ ખૂબ ધીમેથી બોલી હતી. ને હુ વિચારમા પડી ગઈ મારે માટે સેતુ માટેનુ અસહ્ય આકર્ષણ એટલુ સહજ હતુ કે મે મારી એના માટેની લાગણીને નીતિ-અનીતિના ત્રાજવે તોલી જ નહોતી. આમ બોલી સેતુ શુ કહેવા માગતી હતી મને બરાબર સમજાયુ નહીં. આ વાક્યને એના મારા માટેના પ્રેમનો સ્વીકાર સમજવો કે અસ્વીકાર ? કે કઈ જ નહીં ? જે હોય તે, હું કંઈ જ બોલી ન શકી વચ્ચે વચ્ચે હું સેતુની આંખ સામે ઝડપથી જોઈ લેતી હતી. કેટલી સુરમ્ય આખો ! સેતુ સાવલી હતી પણ નમણી કેટલી બધી ! હુ એના ગુણોની આશિકા હતી, એના રૂપની પણ અને આ બને ચાહનામા હુ નખશિખ પ્રામાણિક હતી.'

'એ પછી મે સેતુનુ એમીલી બ્રોન્ટે પરનુ પેપર વાચ્યુ હુ દંગ રહી ગઈ સેતુમા માનવમસ્તિષ્કને, માનવભાવનાઓને સમજવાની આટલી ઊંડી નજર છે ? હીથકલીફ અને કેથેરાઇનના પ્રેમસબધ વિશે એણે લખેલુ, 'જે સબંધો સમાજમાન્ય નથી હોતા તે સંબધો ખૂબ જુદી રીતે વિકસતા હોય છે આવી લાગણીઓ અશક્યને શક્ય બનાવવા માટે વ્યવસ્થા માત્ર સામે જેહાદ જગાવે છે એમા વ્યક્તિ સ્વનાશને નોતરીને પણ સામા પાત્રને પામવા મથે છે આવી લાગણી અનુભવનાર વ્યક્તિ અજોડ હોય છે આવી લાગણીનો સ્વીકાર ભાગ્યે જ સારું પરિણામ લાવે છે, મને થયુ સેતુ પોતાની જ વાત કરી રહી છે મારા પ્રેમનો સ્વીકાર કરતા એ અચકાય છે, કેમ કે એ સમાજમાન્ય નથી. સેતુએ લખેલુ, 'કેટલીક વાર લાગણીઓ તીવ્ર હોવા છતા એનો સ્વીકાર ઉછેર વગેરે

મર્યાદાને કારણે શક્ય નથી બનતો.' મને ખ્યાલ આવ્યો સેતુના પિતા ગાંધીવાદી હતા. સેતુનો ઉછેર ખૂબ નિયમ-શિસ્તમાં થયો હતો. એટલે વ્યક્તિગત રીતે સેતુ મારા પ્રેમનો સ્વીકાર કરવા માગતી હોય નોય એના સંસ્કારો એને એમ કરવામાં આડે આવે છે. મારે માટે કુટુંબના ઉછેરનો કોઈ સવાલ જ નહોતો. હું ઉદારમતવાદી માતા-પિતાનું સંતાન હતી. મારા કુટુંબમાં બધા જ વ્યક્તિવાદી હતા. તેથી સેતુ માટેની મારી લાગણી અસ્પષ્ટમાંથી સ્પષ્ટ થઈ ત્યારે એનો પોતા પાસે સ્વીકાર કરવામાં મને કોઈ જ વાંધો ન આવ્યો. — જોકે મારે પણ બેત્રણ વર્ષ ચૂપ રહેવું પડેલું. એ વર્ષો હું પણ દ્વિધામાં રહી. મારેય આટલી તપસ્યા કરવી પડી તો સેતુનો શો વાંક છે ? વળી હું એવા કુટુંબમાં ઊછરી છું જ્યાં અમે દરેક પહેલાં વ્યક્તિવાદી છીએ પછી કુટુંબવાદી. જ્યારે સેતુની બાબતમાં એવું નહોતું. એ હું કહું છું એ કરતાં પોતાનાં માતા-પિતાનો વધારે વિચાર કરતી હતી. વળી એના પર કુટુંબનો આર્થિક ભાર પણ આવવાનો હતો. મને થયું, મારે ખૂબ ધીમે ધીમે ને ધીરજપૂર્વક સેતુને સંભાળવી પડશે.

'આ વાત પરિતા, તમે બધી વિગતો સાથે કહેવા જઈશ તો મોટી નવલકથા બની જશે. પણ તને એટલું કહું કે મેં સેતુ પર કોઈ જ બળજબરી નહોતી કરી. એક વાર એ જ રાતોમાં એણે વાંચતાં વાંચતાં મારો હાથ પકડી લીધો ને એ બોલી, 'બૈશાખી, આઈ લવ યુ ટુ—' બસ. મને મારું ગંતવ્ય મળી ગયું. મારા જીવનમાં નવા હિલ્લોળા આવ્યા. હું હિંડોળામાં ઝૂલવા લાગી. સેતુ પણ મારા પ્રેમમાં પડી એ વાતે હું એના તરફ ગ્રેટફુલનેસ અનુભવવા લાગી. પણ એમાં કૃતજ્ઞતાનો ભાર નહોતો; ન્યોચ્છાર થવાની, ફના થવાની એક ભાવના હતી. બસ, પછી અમે પ્રેમી બની ગયાં ને રોજ રાત્રે વાંચીને પછી એકબીજાંને પ્રેમ કરતાં થયાં. મારા દિવસ ને રાતોમાં તારલાનાં તોરણ બંધાયાં !'

મને બૈશાખીની વાતમાં એકદમ રસ પડી ગયો. લેસ્બિયન શબ્દ મેં સાંભળેલો. વળી બહુ પહેલાં હું જ્યારે હોસ્ટેલમાં હતી ત્યારે હોસ્ટેલની કેટલીક છોકરીઓ લેસ્બિયન છે એવી વાતો મેં સાંભળેલી પણ ખરી, પરંતુ મારી જિંદગીમાં આ પહેલો બનાવ હતો જ્યારે કોઈ છોકરી જાતે સ્વીકાર કરી રહી હતી કે પોતે લેસ્બિયન છે. પહેલી વાર લેસ્બિયન શબ્દનો અર્થ જાણ્યો ત્યારે થોડીક વાર મને આશ્ચર્ય થયેલું. પછી જ્યારે હું પ્રેમમાં પડી ને મને સ્ત્રી-પુરુષ સહચારનો અનુભવ થયો ત્યારે મને કૌતુક થયેલું કે બે સ્ત્રીઓ એકબીજાને પ્રેમ કરે ત્યારે એમની માનસિક ભૂમિકા કેવી રહેતી હશે ? એમનો સહચાર કેવો હોતો હશે ? પણ એ વિશે કોઈ પાસેથી હું કંઈ જ જાણી શકી નહોતી. ને આજે તો ગંગા ઘેર આવી હતી ! વળી બૈશાખીની વાત કરવાની રીત એટલી સહજ, રોચક ને પ્રામાણિક હતી કે મને થયું બૈશાખી બોલ્યા જ કરે, એના ને સેતુના સંબંધ વિશેની વિગતો, ચડઊતર, રિસામણાં-મનામણાં, ક્યારેક થતા મનોમાલિન્ય વગેરે વાતો કર્યા જ કરે ને હું સાંભળ્યા કરું. સાચું કહું તો મારો અહમ્ પણ થોડો સંતોષાયો હતો કે બૈશાખીએ પોતાની તદ્દન ખાનગી કહેવાય એવી વાત કરવાને મને લાયક ગણી.

*

પછી બૈશાખીએ વાત આગળ લંબાવતાં કહેલું કે વચમાં એના ને સેતુના જીવનમાં બીજું બધું બનતું રહ્યું પણ એમની પ્રેમ-મૈત્રી ચાલુ જ હતી. ક્યારેક સેતુ ભવિષ્યના વિચારે ઉદાસ થઈ જતી પણ પાછી બૈશાખી મળતી ત્યારે બધું ભૂલી જતી, ખુશ થઈ જતી.

પછી બંને સાથે જ અમેરિકા આવ્યાં. સેતુને બી.એ.માં ફર્સ્ટક્લાસ આવવાને કારણે મોટી સ્કોલરશીપ મળી તેથી એણે ટ્યુટર તરીકે એક ગુજરાતની કોલેજમાં કામ કરતાં કરતાં એમ.એ. કર્યું— બૈશાખી સાથે એમાં પણ એ ફર્સ્ટક્લાસ આવી. ત્યાં સુધીમાં સેતુનો નાનો ભાઈ તૈયાર થવા આવ્યો હતો. તેથી અમેરિકા ભણવા જવા માટેની ટાટાની સ્કોલરશીપનો

બૈશાખીની જેમ એય ઉપયોગ કરી શકી.

*

આમ મને મળ્યાં ત્યારે બૈશાખી ને સેતુ બંને ત્રણેક વર્ષથી અમેરિકામાં હતાં. બૈશાખીની વાત સાંભળી મને થયું કે હવે બન્ને બહેનપણીઓ બૌદ્ધિક વિકાસ કરતાં કરતાં, નારીવાદી વિચારધારામાં પોતાનો ફાળો આપતાં આપતાં સુખેથી અમેરિકામાં સ્થિર થઈ જશે. પણ એવું નહોતું. એમના સંબંધમાં પણ કેટલાક પ્રોબ્લેમ હતા. બૈશાખીએ વાત ચાલુ રાખી :

'અમેરિકા આવ્યા પછી બધું બરાબર ચાલતું હતું. મને હતું સેતુના સંગાથમાં હું ખૂબ આગળ વધીશ. ખૂબ કામ કરીશ. મેં કવિતાઓ લખવાનું શરૂ કર્યું. મને થયું એકમેકની હૂંફમાં હું ને સેતુ પૂર્ણકળાએ ખીલી ઊઠીશું. પણ એક દિવસ...'

'એક દિવસ સેતુ સાંજે રોજ કરતાં મોડી ઘેર આવી હતી. ખૂબ ઉદાસ હતી. આમ એ ક્યારેક ઉદાસ થઈ જતી પણ તરત પાછી મારી સાથે વાતો કરતાં કરતાં સ્વસ્થ થઈ જતી. પણ એ દિવસે સેતુએ બરાબર ખાધુ પણ નહીં. પછી મેં એને પૂછ્યું, 'સેતુ, તું ઉદાસ છે ? કેમ ઉદાસ છે ?' પહેલાં તો એણે વાત ટાળી પછી મેં ફરી પૂછ્યું ત્યારે બોલી, 'મારે એની જ વાત કરવી છે.' મેં કહ્યું, 'શું ?' તો એ બોલી,

'બૈશાખી, હું ચાર્લ્સના પ્રેમમાં છું.' કહી સેતુ રડી પડી. મને થયું મારાથી પણ રડી પડાશે પણ મેં ખૂબ મહેનતથી સંયમ રાખ્યો. મને ખબર હતી કે સેતુ અને ચાર્લ્સ બંને બ્લેક ઈંગ્લિશ પર કામ કરતાં હતાં. ચાર્લ્સ લેવીસ મૂળ ઝામ્બિયાનો બ્લેક હતો ને અમેરિકામાં સ્થાયી થઈ ગયેલો. પણ મને હતું જેમ હું બીજા કોઈ તરફ આકર્ષાતી નથી તેવું જ સેતુનું છે. એટલે મારાથી આ વાત સહેલાઈથી સહી શકાય તેવી નહોતી. મેં માનેલું હું ને સેતુ એકબીજાંને તનમનધનથી વફાદાર છીએ. અમે બે મળીને એક આખું બ્રહ્માંડ સર્જી શકીએ છીએ. અમને એકબીજાં વાય કોઈની જરૂર નથી. પણ મારામાં રોષ, દુઃખ, ઈર્ષ્યા વગેરે ઘણા ભાવ જાગ્યા. થયું ચીસો પાડું ને સેતુને કહું 'તેં આવું કેમ કર્યું ? મને દગો કેમ દીધો ?' પણ મેં પોતાને રોકી. હું સેતુને ખરેખર ચાહતી હતી ને તેની એકેએક લાગણીનો આદર કરવાની મારી ફરજ હતી. સેતુ હર્ટ થાય એવું કંઈ જ હું બોલવા નહોતી માગતી. મેં એને પૂછ્યું : 'કેટલા વખતથી ?

'એક વરસથી—' સેતુએ કહ્યું. પછી એણે કહ્યું કે બહુ પહેલાથી એને એક ઇચ્છા હતી જે છેલ્લે છેલ્લે ખૂબ દૃઢ થઈ ગઈ હતી અને તે બાળક માટેની. ચાર્લ્સ મળ્યો પછી એને સમજાયું કે પોતે પુરુષ તરફ પણ ખેંચાઈ શકે છે. પુરુષ માટે પણ લાગણી અનુભવી શકે છે. પોતાની સમસ્યા ટૂંકમાં સમજાવતાં બૈશાખીએ કહ્યું :

'પરિના, મુશ્કેલી એ છે કે હું માત્ર લેસ્બિયન છું ને સેતુ બાઇસેક્સ્યુઅલ. સેતુ લગ્ન કરી કુટુંબ વસાવવા માગે છે. ને સાચું કહું તો મનેય બાળકો ખૂબ ગમે છે. પણ હું પુરુષને સ્પર્શ કરતાંય ધ્રૂજી ઊઠું. હું ખરેખર ઓથેન્ટિક લેસ્બિયન છું. મારું લેસ્બિયન હોવું એ નાનાં બાળકોની રમત કે એકાદ ભૂલ કે એકાદ અનુભવ પૂરતું સીમિત નથી. પણ મારી રગરગમાં કુદરતી રીતે સજાતીય આકર્ષણનાં બીજ રોપાઈ ચૂક્યાં છે. સેતુએ મને કહ્યું, 'તુંય લગ્ન કરી લે' પણ મારે માટે એ અશક્ય છે. છેલ્લા મહિનાઓમાં મેં પુરુષમૈત્રી માટે થોડા પ્રયત્નો પણ કર્યા. પરંતુ મને એમાં સફળતા ન મળી. તને થશે પરિના, કે સેતુ ચાર્લ્સ સાથે પરણી જાય તો તુંય બીજી બહેનપણી શોધી ન શકે ? પણ ના. સેતુ માટેની મારી લાગણી ઊંડી છે. મને પાછું માત્ર લેસ્બિયન હોય એવી છોકરી સાથે ન ફાવે. એ મેધાવી હોય, સંવેદનશીલ હોય, એનામાં પોતાપણુ હોય, સમાજ માટે કન્સર્ન હોય — તો જ એ મને આકર્ષી શકે. મારે બીજી બહેનપણીઓ છે. એમાંની થોડીકમાં આ બધા ગુણ છે. પણ તેઓ લેસ્બિયન નથી. એટલે હું બરાબર ફસાઈ છું.'

પછી એણે કહ્યું કે 'સેતુ ને ચાર્લ્સના સંબંધનો

મેં શરૂઆતમાં થોડો વિરોધ કર્યો. મારું એક અસ્તિત્વ કહેતું હતું સેતુ માત્ર મારી છે, મારે માટે સર્જાઈ છે. તો બીજું અસ્તિત્વ કહેતું હતું સેતુને પણ વ્યક્તિગત જીવન છે. એ એક સ્વતંત્ર વ્યક્તિ છે. એનો નૈસર્ગિક વિકાસ — પછી એ બૌદ્ધિક, ઔર્થિક કે જાતીયતાને લગતો હોય — અટકાવવાનો મને અધિકાર નથી. મને લેસ્બિયન થવાનો હકક છે તો એને બાઇસેક્સ્યુઅલ. સેતુએ થોડોક વખત મારી ને ચાર્લ્સ બંને સાથે સંબંધ રાખ્યા. પણ પછી એક દિવસ એણે મને કહ્યું કે 'આપણે હવે માત્ર મિત્ર. કેમ કે મને ચાર્લ્સથી 'છુ'પાવી આપણો સંબંધ ચાલુ રાખવામાં અપરાધની ભાવના થાય છે.' તે દિવસથી મારા ને સેતુના સંબંધો બંધ છે.'

એ પછી મારે ને બૈશાખીને ખાસ વાતો ન થઈ. ક્યાંય સુધી અમે ચૂપચાપ બેસી રહેલાં. સવાર પડી ગયેલી. ચિન્નુ ઊઠી ગયેલો. ચા-પાણી કરીને બૈશાખી એને ઘેર સાન્તા મોનિકા પાછી ચાલી ગયેલી.

*

એ પછી બૈશાખી મને નિયમિત ફોન કરતી. વૈશ્વિક સ્તરની નારીવાદી હલચલોમાં એ વધુ ને વધુ સક્રિય થવા માંડી હતી. એ સિલસિલામાં બૈશાખી લંડન, મૅડ્રિડ (સ્પેન), બૅંગકોક (થાઇલૅંડ) એમ જુદા જુદા દેશોમાં ફરતી. એના ભરચક કાર્યક્રમમાં પણ એ મને ફોન કરતી ત્યારે મને ખૂબ સારું લાગતું. પછી સેતુ ને ચાર્લ્સનાં લગ્ન થવાનાં હતાં. સેતુને ચાર્લ્સ સાથે સેટલ થઈ જવામાં બૈશાખી તરફ દોષભાવના થતી હતી પણ તે બૈશાખીએ જ દૂર કરેલી : 'સેતુ, તારી પ્રકૃતિને અનુરૂપ જીવન જીવવાની તને તક મળી છે એ આપણે કારણે છોડી ન દે.' પછી સેતુ તૈયાર થઈ હતી. ને સેતુ ને ચાર્લ્સ પરણી ગયાં હતાં.

*

નારીવાદી સંગઠનના ઉપક્રમે મુંબઈમાં મોટા પાયા પર એક સમ્મેલન યોજાયું હતું. તેમાં બૈશાખી ચેરપર્સન તરીકે ગઈ હતી. એ આખું વર્ષ મુંબઈમાં જ રહેવાની હતી. ને ત્યાં જ દલિતપતિત સ્ત્રીઓનાં સંગઠનોમાં કામ કરવાની હતી. ત્યાં જ બૈશાખીને એની સાથે ઓળખાણ થઈ હતી. એની પણ નારીવાદી સંગઠનની મુંબઈ શાખામાં ખૂબ સક્રિય હતી. તે ખૂબ બુદ્ધિશાળી હતી. અને સંવેદનશીલ પણ એટલી જ. બૈશાખી પહેલી વાર એનીને મળી ત્યારથી એના તરફ આકર્ષાઈ હતી. એની પણ બૈશાખીને ખૂબ આદરથી જોતી હતી. ધીમે ધીમે બંને ખૂબ નજીક આવ્યાં. એની બૈશાખીથી સાતેક વર્ષ નાની હતી. બૈશાખીને એનીમાં સેતુના બધા જ ગુણો જોવા મળ્યા હતા. એને થયું હવે કદાચ મારી પ્રકૃતિને સુસંગત પાત્ર મને મળી જશે. પણ એ થોડીક દ્વિધામાં હતી : 'એની મારાથી ખૂબ નાની છે. એને મારે માટે ખૂબ પ્રેમ છે. પણ એ લેસ્બિયન ન હોય તો ? એનું આકર્ષણ શરીર માટેનું ન હોય તો ? મારે માટે એને આદર છે. પણ એ મારા જેવી ન હોય તો મારાથી એનીની લાગણીનો ગેરલાભ લેવાય ? એ લેસ્બિયન ન હોય તો એને એ નવી ને સાવ એવી વિચિત્ર દુનિયામાં મારાથી પ્રવેશ કરાવાય ? સેતુને મેં પ્રેમ બનાવ્યો ત્યારે અમે બંને ટીનએજર હતાં. જો મેં સેતુને પ્રેમ ન બતાવ્યો હોત તો એ ક્યારેય લેસ્બિયન થઈ હોત ? આ પ્રશ્નનો મારી પાસે જવાબ નથી. પણ સેતુને મેં કોઈ જ પ્રકારનું દબાણ નહોતું કર્યું. એણે પોતે સામેથી મારા તરફ પ્રેમ દર્શાવ્યા પછી જ અમે સેક્સ્યુઅલી એક્ટિવ થયેલાં. પણ અહીં ? હવે હું અનુભવી છું. હું જાણું છું કે લેસ્બિયન હોવાનાય કેટલાક દુષ્કર પ્રૉબ્લેમ છે. એમાં નાનકડી વહાલી એનીનેય ધકેલું ? ના, એ મારાથી નહીં થાય. તો પછી હું શું કરું ? હું એનીને તનમનધનથી ચાહું છું. એ મને પ્રેમ કરશે તો હું એને વફાદાર રહીશ. ફરીથી નવી જિંદગી શરૂ કરીશ. એનીના કુદરતી વિકાસમાં મારાથી બનતો ફાળો આપીશ. પણ એની ? એની શું ઇચ્છે છે ? હું જાણું છું કે એની મને આરાધ્ય ગણે છે. હું કહું તે બધું કરવા એ તૈયાર થઈ જાય. મારા નારીવાદી ક્રાંતિકારી વિચારોથી એ ખૂબ પ્રભાવિત થઈ છે. આ બધી સ્થિતિનો હું સરળતાથી લાભ લઈ શકું. પણ મારાથી એમ કરાય ?

આ મતલબનો એક લાંબો પત્ર બૈશાખીએ મને

લખેલો પોતાના એની સાથેના સબધ વિષે એણે ઘણુ બધુ લખ્યુ હતુ ને ઉમેરેલુ કે 'હુ સદ્‌ભાગી છું કે સેતુનુ સ્થાન પૂરી શકે એવી બીજી યુવતી આ જીવનમા જ મને મળી શકી છે એ પછી બૈશાખીએ કાગળમા લખેલુ

"તુ જાણે છે અત્યારે હુ ક્યા બેઠી છુ ? મરીન ડ્રાઇવ પરની એક રેસ્ટોરામા એની મને મળવા અહીં આવવાની છે છેલ્લા દિવસોમા એની ખૂબ વિચારમા રહેતી હોય તેવું લાગતુ હતુ એણે ગઈકાલે મને ફોન પર કહેલુ 'મારે તમને એક ખાસ વાત કરવાની છે' — ગઈકાલે એનો ફોન હતો ને આજે અમે મળવાના છીએ. ગઈકાલે આખી રાત હુ ઊંઘી ન શકી થયા કર્યું એનીની ખાસ વાત કઈ હશે ? મારે માટેના પ્રેમની હશે ? પ્રેમ ? તો કેવો પ્રેમ ? મને છે તેવો ? કે પછી એના કોઈ બીજા માટેના પ્રેમની વાત હશે ? કોઈ બીજી સ્ત્રી ? કે પુરુષ ? એ જાણે છે કે હું એને ખૂબ ચાહુ છું પણ હુ શારીરિક રીતે પણ એના તરફ આકર્ષાઈ છુ એ હકીકતનો એને ખ્યાલ આવી ગયો હશે ? તો એ મને આગળ વધતી અટકાવવા માટે કંઈ કહેવા માગે છે અને ધારો કે એની મારે માટેના પોતાના લેસ્બિયન લવની વાત કરે તો પણ મારી સમસ્યાનો અંત આવે છે ? લેસ્બિયન હોવા સાથે એ પણ બાઇસેક્સ્યુઅલ હોય તો ? તો શુ ? તો એને પણ પુરુષની જરૂર અનુભવાશે. એને પણ બાળકની ઇચ્છા થશે, તો ? તો ? તો પછી મારે ત્યારે શુ કરવુ ? મારે એને પણ જવા દેવી પડે આ બધા દુ ખદ વિચારો મને સતાવી રહ્યા છે એવોય વિચાર આવે છે કે એની પણ મારી જેમ માત્ર લેસ્બિયન હોય ને એને પણ કોઈ લેસ્બિયન મૈત્રી છોડી દેવી પડી હોય તો ? તો—તો—તો અમે બને એક-બીજાને ખૂબ જ સમજી શકીશુ. તો પછી એની મારી સાથે રહેવાય તૈયાર થાય ને મારે એના અમેરિકા આવવા માટેની વિધિઓ કરવી પડશે. વૉટ જોય ! હુ આટલી વહી જાઉ છુ, પણ કોને ખબર આજે ખરેખર શુ થવાનું છે ? એની ખરેખર શુ કહેવાની છે ? મને ખબર નથી મને એટલી ખબર છે હુ એને ચાહુ છુ હું એને ઝખુ છુ ને મનમા જોરથી ચીસ પાડું છુ 'એની, આઇ લવ યુ ' પરિતા, હજુ હુ આટલુ છેલ્લુ વાક્ય મનમા બોલી રહુ ત્યા જ એની દેખાઈ એ રેસ્ટોરાનુ બારણુ ખોલી પ્રવેશી રહી છે હુ એને મારા તરફ આવતી જોઈ રહી છું બસ, તો ? અત્યારે આટલુ, ફરી તરત આવજે, મચ લવ, બૈશાખી

બૈશાખીનો પત્ર મને અલહામ્બ્રામા મળેલો. મરીન ડ્રાઇવની રેસ્ટોરામા એ પછી એની સાથે બૈશાખીની શી વાતો થઈ તે જણાવતા પત્રની મે ખૂબ રાહ જોઈ પણ બૈશાખીનો કોઈ જ પત્ર નહોતો. હુ સહેજ ચિંતામા પડી ગઈ મે ઘણી રાહ જોઈ એકબે પત્રો પણ લખ્યા તોય બૈશાખીનો કોઈ જ જવાબ ન આવ્યો મને ખ્યાલ આવ્યો સેતુ હમણા જ મુબઈ જઈ આવી છે એની પાસે બૈશાખીના સમાચાર હોય કદાચ. છેવટે મે સેતુને જ ફોન કર્યો. ફોન ચાર્લ્સે લીધેલો. 'હલો, હાઉ ડુ યુ ડુ' કર્યા પછી એણે સેતુને ફોન આપ્યો. મે બૈશાખીના ન પત્રની વાત કરી સેતુએ કહ્યુ, 'તને ખબર નથી ?' મે પૂછ્યુ 'શુ ?' 'એનીના લગ્ન થઈ ગયા છે, એ કરવા માગતી હતી ત્યા જ—' 'એમ ?' મને સહેજ આચકો લાગ્યો. એટલે જ કદાચ બૈશાખી ભાગી પડી હોય મેં સેતુને પૂછ્યુ 'તો બૈશાખી કેમ છે ? એનો કોઈ પત્ર કેમ નથી ?' સેતુએ કહ્યુ, 'એના બે ત્રણ અઠવાડિયા ખૂબ ખરાબ ગયા. પછી એ અચાનક સ્વસ્થ થઈ ગઈ હવે પોતાના કામમા લગનથી મચી પડી છે ને હવે એણે એક હરિજન બાળકીને દત્તક લીધી છે ત્યારથી બહુ ખુશ પણ છે ' 'વાહ !' મારાથી કહેવાઈ ગયુ પછી હુ બોલી, 'સેતુ, ત્યારે બૈશાખી તો તારા કરતા પહેલા મા બની ગઈ !' બોલ્યા પછી મને થયું સેતુને ખરાબ તો નહીં લાગ્યું હોય, ને ' ને સેતુ બોલી, 'પરિતા, હુ પણ પ્રેગ્નન્ટ છું !' મારાથી ફરીથી 'વાહ' કહેવાઈ ગયુ સેતુ ખૂબ જ ખુશ હતી. મને મળવાની તારીખ નક્કી કરીને સેતુએ ફોન મૂકી દીધેલો. ખબર નહીં ક્યાંય સુધી હું બારીમાથી બહાર દેખાતા ખાલી આકાશના એક ખૂણા તરફ જોતી નિશ્ચલ બેસી રહી. ❖

પાસાડીનાના પર્વતની નાની ટેકરીઓ દેખાતી હતી... વગેરે...

બીજે દિવસે બૈશાખીનો કાગળ આવ્યો હતો. જેમાં આ જ સમાચાર હતા. તેણે પોતાની બધી વાત લખી હતી ને પછી ઉમેરેલું, 'મેઘનાને કારણે મારામાં નવજીવનનો સંચાર થયો છે.' મેં તરત જ બૈશાખીને અભિનંદનનો તાર કર્યો. તે સાથે સેતુ અને ચાર્લ્સને પણ મેં અભિનંદનનું કાર્ડ મોકલ્યું. અચાનક હું ખૂબ નાચી ઊઠી હતી. મનેય મારો પરિચય મળી રહ્યો હતો. થયું, આ લાગણીમાં હું પણ એ લોકો જેવી જ છું. મારામાં ને એ લોકોમાં કોઈ જ ફેર નથી. થયું, મને પણ કોઈ આવા અભિનંદન મોકલે તો તો કેવું સારું !

અનુસંધાન પૃ. ૪૭૬થી ચાલુ...

હીપોપોટેમસ પ્રાંતની આ કિસાન-ક્રાંતિની કથાનો સંક્ષેપ અંગ્રેજીમાં વાંચ્યો ત્યારે પહેલો વિચાર એ આવ્યો કે કટોકટીને કારણે તો લેખકે આ વિષય પસંદ નહીં કર્યો હોય ને ! અને આવો વિચાર આવવા માટે વિશેષ કારણ હતું, લેખકનો અંગત પરિચય. લેખકના અભ્યાસ, ચિંતન તથા નિરીક્ષણ એટલાં ઊંડાં છે કે એમની ભાવીના લેખ વાંચવાની દૃષ્ટિ પણ આશ્ચર્યચકિત કરે એવી. ૧૯૬૦-૬૧માં જ્યારે 'હિંદી-ચીની ભાઈ-ભાઈ'ના નારા ચાલતા હતા ત્યારે આ લેખકે ચીનના આક્રમણની આગાહી કરીને, તેના પર આધારિત નાટક લખીને દેશમાં સંપની આવશ્યકતા ભારપૂર્વક જણાવી હતી. 'મૃત્યુંજય" વિષે લેખકને જ પુછાવ્યું.

કટોકટીનાં વાદળ ઘેરાઈ રહ્યાં હતાં જ્યારે લેખક પક્ષાઘાતના હુમલાને કારણે પથારીવશ હતા. એ વર્ષોમાં એમણે કન્નડની જ્ઞાનગંગોત્રીનાં સાત ખંડનું કામ પૂરું કરી લીધું હતું. અને આ ખંડોનું પ્રકાશન થઈ રહ્યું હતું. જ્ઞાનગંગોત્રીનું કામ પણ એમણે પક્ષાઘાત છતાં કર્યું. તે માટેના વાંચન દરમ્યાન ઇજિપ્ત વિષેના સાહિત્યમાં વીલ ડુરાં(Will Durant)એ કરેલો હીપોપોટેમસના કિસાનોના બળવાનો ઉલ્લેખ જોવામાં આવ્યો. એટલે જ્ઞાનગંગોત્રીનું કામ પૂરું કરી લેખકે આ નવલ માટે અભ્યાસ શરૂ કર્યો. ૧૯૭૫ના મેમાં નવલકથાનો આરંભ કરી ૧૯૭૬ના જૂનમાં તે પૂરી કરી. ૧૯૭૬ના ઓક્ટોબરમાં નવલકથા પ્રકાશિત થઈ. આમ કટોકટી જાહેર થઈ તે પૂર્વે તેનાં વાદળ ઘેરાઈ રહ્યાં હતાં ત્યારે, લેખકના જ શબ્દોમાં કહીએ તો "પક્ષાઘાતને લીધે હું પથારીવશ હતો. પણ મારો આત્મા નાઈલના કિનારા પરનાં કબ્રસ્તાનોમાં ઘૂમતો હતો, કબરોના લૂંટનારા અને પુરાતત્ત્વવિદોના સાથવા સાહસ માટે ભટકતો હતો; ધર્મગુરુઓ, પ્રધાનમંત્રીઓ, જમીનદારો, પેરો, રાણી, ગ્રામજન અને લહિયાઓ સાથે વાતચીતમાં મગ્ન હતો; પેરો, ધર્મગુરુ અને જમીનદારોના જુલમનો સાક્ષી બની રહ્યો હતો." નવલના એક પાત્ર મન્નાના મુખે લેખક કહેવડાવે છે : મહાન આત્મા મૃત્યુ પામતા નથી. તેઓ અહીં શ્વાસ લેવાનું બંધ કરે પછી પણ બીજાં ત્રણ હજાર વર્ષ જીવે છે. તેમની કબરમાંથી તેમનો આત્મા બહાર નીકળીને બધે ભમે છે, એનું મહાન કાર્ય પૂરું કરવાના પ્રયાસ કરે છે. મીનેખ્ખા આવો મહામાનવ હતો... એ પુનર્જન્મ પામશે." આ જ મૃત્યુંજય મૃત્યુને પણ જીતીને મહાન કાર્ય ચાલુ રાખનારની કથા.

ડૉ. કે. એસ. નિરંજન કન્નડ ભાષાના જાણીતા લેખક. તેમનાં કેટલાંય પુસ્તકોનો અંગ્રેજી, પોલિશ રૂસી ઇત્યાદિ અનેક ભાષાઓમાં અનુવાદ થયો છે. તેમનાં પત્ની ડૉ. અનુપમા વ્યવસાયે તબીબ. તેઓ પણ લેખિકા તરીકે પંકાયા. તેમનાં પુત્રી તેજસ્વિની અંગ્રેજી અને કન્નડ ભાષાની કવયિત્રી છે. 'મૃત્યુંજય"નો અંગ્રેજી સંક્ષેપ તેજસ્વિનીએ જ તૈયાર કર્યો હતો. હવે બંધ પડેલા સમીક્ષાત્મક માસિક "ગ્રંથ"ના ૧૯૭૯ના જાન્યુઆરીના અંકમાં "ગોચરી"માં પ્રાદેશિક ભાષાની એક સિદ્ધિ તરીકે આ મહાનવલનો ઉલ્લેખ થયો હતો.

# 'મૃત્યુંજય' : એક મહાનવલ

ભારતી વૈદ્ય

ધારવાડ, તે સમયે, કર્ણાટકના સાંસ્કૃતિક કેન્દ્ર સમું હતું. વિદ્યાપીઠ, રેડિયો સ્ટેશન અને અનેક કલાકારોનો વસવાટ. એમાં ગુર્દુ જેવા સંગીતજ્ઞ પણ ખરા. અને બેન્દ્રે, માસ્તી, પુરપ્પા, ઇટેગી, ભૂસુરમઠ, રંગનાથન, નિરંજન જેવા લેખકો-કવિઓ પણ ખરા. ધારવાડકર, ડૉ. મેનેઝીઝ જેવા પ્રખર કેળવણીકારો પણ ત્યાં વસતા હતા. સેલર તરીકે જાણીતા ડૉ. પાવટે પંજાબના ગવર્નર નિયુક્ત થઈને, થોડા જ સમય પૂર્વે ધારવાડથી ગયેલા. એ સમયે ધારવાડમાં અઢી-ત્રણ વર્ષ વસવાની તક મળેલી. એટલે આ સર્વે મહાનુભાવોના નિકટના સંપર્કમાં આવવાનું સદ્‌ભાગ્ય સાંપડેલું. તે પછી પણ દિલ્હીમા અડીગા જેવા કન્નડ કવિના પરિચયમાં આવવાની તક મળેલી. કર્ણાટકના માણસોના મીઠા સ્વભાવનો પરિચય થયેલો. ગુજરાત અને કર્ણાટકમાં, ઇતિહાસકાળમાં ચૌલુક્ય શાસન દરમ્યાન સ્થાપત્ય અને સાંસ્કૃતિક સમાનતા સ્થપાઈ હોવાનો અહેસાસ થયેલો. રળિયામણી જગ્યા, મીઠા સ્વભાવના માણસો અને એક પ્રકારના સમાનતાના ભાસને પરિણામે ધારવાડનો વસવાટ મનમાં કાયમ માટે વસી ગયો છે.

પરંતુ અહીં આ સર્વ મહાનુભાવોના અંગત પરિચય વિષે કે ધારવાડ વિષે વાત કરવાનો ઇરાદો નથી. આમાંથી એક જ લેખક ડૉ. નિરંજન અને તેમની મહાનવલ "મૃત્યુંજય" વિષે કંઈક કહેવું છે.

"મૃત્યુંજય" ૭૦૦ પાનાંની મહાનવલ છે. તેમાં લેખકે ઇજિપ્તના ફેરો(Pharaoh) — પૈકી બીજાના શાસનકાળ દરમ્યાન હીપોપોટેમસ પ્રાંતમાં થયેલી કિસાન ક્રાંતિની કથાનું આલેખન કર્યું છે. વધારે પડતા કરવેરાના બોજ હેઠળ અને રાજ્ય, ધર્મ તથા જમીનદારી એમ ત્રણ તરફની ભીંસ હેઠળ પીસાતી પ્રજા આખર જાગ્રત થઈ શાસનને કરવેરા ઓછા કરવાની વિનંતી કરે છે. ઉત્તરમાં શાસન તરફથી છૂટા મુકાતા દમનના દોર સાથે માથું ઊંચકે છે અને સ્વશાસન મેળવે છે. જોકે, આ ઉપલબ્ધિ ટૂંકા સમય પૂરતી જ પ્રાપ્ત થાય છે. એ જ રાજ્ય, ધર્મ અને જમીનદારીની ત્રિપક્ષી, સત્તા માટેની રમતમાં આ જાગ્રત પ્રજાને હોડમાં મૂકવામાં આવે છે અને જોરજુલમથી ફરી ગુલામ બનાવવામાં આવે છે એની કથા આ મહાનવલમાં રસપૂર્ણ રીતે કહેવામાં આવી છે.

ગુજરાતી ભાષાની સુપ્રસિદ્ધ સાહિત્યપ્રકાર શ્રી દર્શકની નવલકથા "સૉક્રેટિસ"ને, ભારતના ઇતિહાસની શરમજનક ઘટના, કટોકટીના વર્ષે સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યો હતો. આ ઘટનાનું સ્મરણ 'મૃત્યુંજય'ની વાત કરતી વખતે કરવું પડે એવું છે. 'મૃત્યુંજય' કટોકટીનાં વાદળ ઘેરાઈ રહ્યાં હતાં ત્યારે આકાર પામી રહી હતી. હીપોપોટેમસની આ કિસાન-ક્રાંતિને માનવ-ઇતિહાસની પ્રથમ ક્રાંતિ ગણાવવામાં આવી છે, એ જોતાં આ બે નવલનું સહસ્મરણ થઈ આવે.

"મૃત્યુંજય"ની કથાનો આધાર એક ગ્રીક દંતકથાનો છે. સૂર્ય (રા) પુત્ર ઓસીરીસની હત્યા તેનો ભાઈ સેઠ દગાફટકાથી કરે છે. હત્યા વખતે ઓસીરીસનો પુત્ર હોરસ હજી સાવ બાળક હતો. એટલે ઓસીરીસની પત્ની આઇસીસ એને છુપાવી દે છે, મહાકષ્ટથી ઉછેરે છે. હોરસ મોટો થઈ સેઠ સાથે યુદ્ધ કરીને એ દુષ્ટાત્માનો નાશ કરે છે. હીપોપોટેમસની પ્રજાનો નેતા મીનેપ્તા (Meneptah) ઓસીરીસ અને દુશ્મનશક્તિઓ સેઠ-સેતાન, મીનેપ્તા, પુત્ર રામેરીપ્તા-(Rameriptaw)ને પિતાના વધનો બદલો લેવાની તાલીમ આપવાનું શરૂ કરવામાં આવે છે ત્યાં નવલનો અંત આવે છે. રામેરીપ્તા મોટો થઈ બદલો લે એ હેતુથી થોડા વફાદાર માણસો સાથે તેને ભડકે બળતા હીપોપોટેમસમાંથી સહીસલામત બહાર મોકલી દેવામાં આવે છે, દૂર દૂર નિર્જન સ્થળે એ લોકો નવી વસ્તી શરૂ કરે છે અને ઊજળી આવતી કાલની આશામાં જીવે છે.

અનુસંધાન પૃ. ૪૭૫ પર...

# શ્રી આણ્ડાળ અને મીરાં

શ્રદ્ધા ત્રિવેદી

'મીરાં' નામ બોલીએ કે એક હાથમાં એકતારો, બીજા હાથમાં મંજીરાં અને ગળામાં તુલસીની માળા ધારણ કરેલી અધખૂલી ભાવવિભોર આંખોવાળી, પગે ઘૂંઘરુંના ઘમકાર સાથે નાચતી એક કૃષ્ણલીન નારીનું ચિત્ર આપણી સમક્ષ ખડું થાય છે. જાણે પ્રેમલક્ષણા ભક્તિ જ સ્વયં મીરાં રૂપે ન અવતરી હોય ! આમ તો મીરાં મેડતાની-રાજસ્થાનની પણ તે તેની ભક્તિથી — એ ભક્તિએ જ સ્ફુરેલી વાણીથી સમગ્ર ભારતની થઈ રહી. મીરાંની ભક્તિ-રચનાઓનું સંગીત આપણા પ્રાણમાં રણકે છે. મીરાંની વાણી આપણા લોહીમાં ઊતરેલી અનુભવાય છે. તેનાં જીવન-કવન વિશે આપણે થોડુંઘણું જાણીએ છીએ. જનશ્રુતિ અને ઇતિહાસ — બંનેના આધારે આટલું તો કહી શકાય કે મીરાં મૂળ મેડતાના રાઠોડ કુટુંબની અને પરણી સિસોદિયા કુળમાં. પિયરમાં કૃષ્ણભક્તિ પોષાઈ પરંતુ સાસરીમાં શિવભક્તિનું અને રજવાડી વાતાવરણ. આથી લોકલાજ નેવે મૂકી સાધુસંગમાં બેસવાના મીરાંના વર્તનથી સાસરિયાં રૂઠ્યાં. તેની ભક્તિઘેલછા અને સાધુસંગત છોડાવવાના અનેક પ્રયાસો થયા. અરે, તેનો પ્રાણ લેવાનો પણ પ્રયાસ થયો ! આવી બધી પ્રતિકૂળતાને કારણે છેવટે મીરાં સાસરું છોડી તીર્થાટને નીકળી; તે ગોકુળ-વૃંદાવન ગઈ ને છેવટે દ્વારકામાં આવી ત્યાં જ રહી ગઈ. કિંવદન્તી અનુસાર તે ત્યાં દ્વારકાધીશની મૂર્તિમાં સમાઈ ગઈ. મીરાંની ભક્તિ અનેક રીતે કસોટીની સરાણે ચઢી. આ મીરાંના જીવન-કવન વિશે વધુ વાત ન કરતાં એનાથી લગભગ આઠ સદી પૂર્વે થયેલી અને જેના વિશે આપણે ઘણું ઓછું જાણીએ છીએ એવી આણ્ડાળ વિશે થોડી વિગતે વાત કરવાનું અહીં ઉચિત માન્યું છે. મીરાંની તુલનામાં આણ્ડાળનાં દેશકાળ કંઈક દૂરનાં હોઈ તેનો પરિચય આપણને ઓછો હોય તે સમજાય એવું છે.

ભારતનાં ચાર સ્ત્રી-સંતોએ પરમેશ્વરને હૃદયભક્તિ દ્વારા પ્રાપ્ત કર્યાની કથા જાણીતી છે. તેમાં તામિલનાડુની આણ્ડાળ ક્રમમાં સૌપ્રથમ આવે. તે આઠમી સદીમાં થઈ ગઈ. તેનાં પછી બારમી સદીમાં કર્ણાટકમાં મહાદેવી અક્કા અને ચૌદમી સદીમાં કાશ્મીરમાં લલ્લ-યોગિની થઈ. સોળમી સદીમાં રાજસ્થાનમાં મીરાં થઈ. આ ચારમાંથી આણ્ડાળ અને મીરાં—એ બે કૃષ્ણભક્ત; જ્યારે અક્કા અને યોગિની શિવભક્ત. ઘણાં આણ્ડાળને 'દક્ષિણની મીરાં' કહે છે. પણ સમયાનુક્રમ પ્રમાણે જોતાં મીરાંને 'ઉત્તર-પશ્ચિમ ભારતની આણ્ડાળ કહેવું એ વધુ ઉચિત છે.

હવે આણ્ડાળને સમજવા માટે દક્ષિણ ભારતની જે ભક્તિસંપ્રદાયની એ સંતાન છે તેની ભૂમિકા જાણવી અનિવાર્ય છે.

બાર આળવારોમાં આણ્ડાળ છેલ્લી છે અને એકમાત્ર સ્ત્રી છે. 'આળવાર' શ્રી ઉપેન્દ્રરાય સાંડેસરા કહે છે તેમ 'પરમતત્ત્વની ભક્તિમાં નિમગ્ન સંતમહાત્મા'.[૧] તેનો અન્ય અર્થ છે : 'ભગવાનની ભક્તિમાં નિમગ્ન રહીને ભગવાનનો અનુભવ કરવાને કારણે ભગવાન ઉપર શાસન કરનાર.[૨] પ્રારંભમાં 'આળવાર' શબ્દ વૈષ્ણવ, શૈવ, જૈન સંતો અને ભગવાન બુદ્ધ માટે પણ વપરાતો હતો. પછી ક્રમશઃ તેનો વ્યાપ ઘટતો ગયો. હવે તો તે કેવળ બાર પ્રમુખ વૈષ્ણવ ભક્તો માટે જ વપરાય છે. આ બાર આળવારોના સમય-સંદર્ભે પણ થોડોક મતભેદ છે. પણ એટલું નિશ્ચિત કે આ આળવારોએ અજ્ઞાનના અંધકારમાં અટવાતા જનસમૂહને જ્ઞાન-ભક્તિ-પ્રપત્તિના પ્રકાશથી શ્રેયોમાર્ગે દોર્યો છે. આ સમગ્ર પરંપરામાં મધુર ભાવનું ભારે મહત્ત્વ છે. એ ભાવ પરમેશ્વરની પત્નીની છે. અગિયાર આળવાર પુરુષ હોઈ તેમને માટે પત્નીભાવ-મધુરભાવ

*ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા આયોજિત 'તુલનાત્મક સાહિત્યનું અધ્યયન અને અધ્યાપન' (તા. ૧૯-૨૦-૨૧ માર્ચ, ૧૯૯૪) વિષયક પરિસંવાદમાં આપેલ વક્તવ્ય.

એટલાં સાહજિક નહોતો, જેટલો આણ્ડાળ સ્ત્રી હોઈ એમના માટે હતો.

આળવાર પરંપરાના અગિયારમા આળવાર વિષ્ણુચિત્ત અથવા પેરિયાળવાર તે આ આણ્ડાળના પાલકપિતા અને ગુરુ હતા. વિલ્લિપુત્તુર નગરમા વેયર બ્રાહ્મણોના કુટુંબમા જન્મેલા વિષ્ણુચિત્ત (ઈ. સ. ૬૮૦-ઈ. સ. ૭૭૫) કંસને મારવા મથુરા ગયેલા શ્રીકૃષ્ણ-બળરામે માળી દ્વારા જે રીતે ફૂલની સેવા ગ્રહણ કરી તેમાથી પ્રેરણા લઈ ભગવાનની પુષ્પમાળાથી સેવા કરવાનો સંકલ્પ કરે છે. એ માટે પોતાની સંપત્તિ વેચી, ફળદ્રુપ જમીન ખરીદી, સુંદર બાગવાડી ઉછેરે છે. તેઓ રોજ 'નારાયણ'નુ નામ લેતા લેતા પુષ્પો ઉતારી, માળા કરતા ને શ્રીહરિને અર્પણ કરતા. આ પુષ્પો સાથે આઠ પ્રકારના માનસિક પુષ્પો [અહિંસા, ઇન્દ્રિયનિગ્રહ, સર્વભૂત દયા, ક્ષમા, ધ્યાન, તપ, જ્ઞાન અને સત્ય] પણ ભક્તિભાવથી ગૂથતા ને એ દિવ્યમાળા શ્રી વટપત્રશાયીને અર્પણ કરતા. આ વટપત્રશાયીની સ્વપ્નપ્રેરણાથી મદુરાના પાંડય રાજા વલ્લભદેવે યોજેલા સર્વધર્મ સમેલનમા વિષ્ણુચિત્તે ભાગ લઈ, વિજય મેળવ્યો અને ભક્તિની પ્રતિષ્ઠા કરી. રાજાએ તેમને ગુરુ તરીકે સ્થાપ્યા. રાજાએ કાઢેલી વિષ્ણુચિત્તની સવારી દરમ્યાન વિષ્ણુચિત્તે આકાશમાં લક્ષ્મીસહિત નારાયણના દર્શન કર્યા. નારાયણની અદ્વિતીય શોભા જોઈ વિષ્ણુચિત્તને એક બાજુ આનદ થયો નો બીજી બાજુ ચિંતા થઈ કે ભગવાનની શ્રીને કોઈ હાનિ તો નહીં પહોચાડે ને ! ને તેમણે પરમેશ્વરના મગલની વાછના કરી. આથી તે ઉત્તમ આવનાર કહેવાયા. પછી રાજાએ આપેલ ધન લઈ તે પાછા વિલ્લિપુત્તુર આવ્યા. ધનનો ઉપયોગ મદિર માટે કર્યો ને પૂર્વવત્ માળી બનીને રહ્યા.

એક વાર વિષ્ણુચિત્તને ફૂલ ચૂટતા એક બાલિકા મળી, જેને તેમણે વટપત્રશાયીના ચરણે ધરી અને કહ્યુ "હે નારાયણ ! આ તો આપની છે. આપની સેવા કરવા આવી છે." ને વિષ્ણુચિત્તે આકાશવાણી દ્વારા જાણે કે સાભળ્યુ. વિષ્ણુચિત્ત ! તુલસીવનમાથી પ્રગટેલી આ બાલિકા ભૂદેવીનો—પૃથ્વીનો અવતાર છે. પુષ્પમાળા અને સ્તોત્રમાળા એમ બે પ્રકારની માળાઓથી એ ભગવાનને પ્રસન્ન કરશે, એ બાલિકા તે કોદૈ. કોદૈ' એટલે પુષ્પના ગજરા જેવી કમનીય અને સુકોમળ. લોકો એને ગોદા કહીને બોલાવતા. ગોદા એટલે વાણી રૂપી માળા અર્પણ કરનારી. એ સિવાય ગોદા એટલે ગોદાન કરનારી અથવા પરમ પુરુષાર્થ પામવાની દૃષ્ટિ આપનારી. આમ ગોદા પરમભક્ત પિતા પામી. તેમનો વારસો તેનામા ઊતર્યો. ને તે પણ મધુર ભક્તિ કરી આળવાર કહેવાઈ. સામાન્ય બાળક 'પહેલો અક્ષર બા' બોલે, ગોદા 'વિષ્ણુ બોલી.' [પાલકપિતાનુ નામ વિષ્ણુચિત્ત હતુ તેથી પણ હોઈ શકે] પછી તો તે પરમેશ્વરના જ ગીતો ગાતી, વાડીમાથી ફૂલો ચૂટતી અને ફૂલો ચૂટતા-ગૂથતા અનેક વાર તે પરમેશ્વરના સ્નેહસ્મરણે સમાધિસ્થ થઈ જતી. ગોદા પુષ્પમાળા પોતે પહેરી જોયા પછી જ મદિરમા મોકલતી. પરમેશ્વરને પણ તે જ ગમતુ. ગોદા ઉમરલાયક થતા વિષ્ણુચિત્ત તેના માટે વર શોધવા લાગ્યા ત્યારે તેણે કહ્યુ. 'પિતાજી, મેં તો શ્રી રગનાથ ભગવાનને પતિ તરીકે પસદ કરી લીધા છે.' તેણે પોતાના ભક્તપિતા પાસેથી જ જાણ્યુ કે ગોપીઓએ માર્ગશીર્ષનુ વ્રત કરી કૃષ્ણને પતિ તરીકે મેળવ્યા હતા. તે પણ પોતાને કૃષ્ણની ગોપી તરીકે અનુભવવા લાગી. તેનુ શરીર વિષ્ણુચિત્તના બગીચામા હોય પણ મન વૃંદાવનમા. ભગવાનને પતિ તરીકે પામવા તેણે પણ માર્ગશીર્ષનુ વ્રત —'માર્ગલી નોમ્બુ' — કરવાનુ શરૂ કર્યું. વ્રત દરમ્યાન તે સતત પ્રભુને પ્રાર્થના કરતી રહી કે 'હે રગનાથ સ્વામી ! હે માયાવી શ્રીકૃષ્ણ ! હે શેષશાયી ! તમે પ્રસન્ન થાઓ. મને તમારી નિષ્કામ, નિઃસ્વાર્થ સેવા કરવા માટે બુદ્ધિ બળ અને ભક્તિ આપો. મને તમારી દાસી બનાવો.' તે આવી પ્રાર્થના કરતા મનોમન વૃંદાવન પહોંચી જતી. ' તે પશુ પખી અને સર્વને વીનવતી કે 'મારો કૃષ્ણ સાથે મેળાપ કરાવી દો.' તેના આવા તલસાટ — તેની પ્રભુ મિલનની આવી તીવ્ર અભીપ્સાથી પરમેશ્વર પ્રસન્ન થયા, ને તેમણે ગોદાનો પ્રિયતમા પત્ની તરીકે સ્વીકાર કર્યો. પરમેશ્વરે પૂજારીના અને વિષ્ણુચિત્તના સ્વપ્નમા આવીને કહ્યુ કે 'ગોદાને મદિરમા લાવો. હુ વિધિવત્ તેનું પાણિગ્રહણ કરીશ.' આ પછી ગોદાએ પણ સ્વપ્નમા પોતાના લગ્નોત્સવ અનુભવ્યો. થોડા દિવસ બાદ પરમેશ્વરની આજ્ઞાથી પૂજારી ગોદાને લેવા આવ્યા. ગોદા પિતા સાથે મદિરમા ગઈ. તુલસી અને કમળની માળા તેણે પરમેશ્વરને સમર્પિત કરી. આમ મદિરમા ભગવાન સાથે તેના વિધિવત્ લગ્ન થયા. આમ તેના જન્મસમયે

બોલાયેલી આકાશવાણી અને વિષ્ણુચિત્તના શબ્દો સાચા પડ્યાં. અત્યંત પ્રસન્ન થયેલી ગોદા મંદિરના ગભારામાં પ્રવેશીને તુરત જ ભગવાનમાં સમાઈ ગઈ. આમ અત્યંત પ્રેમભક્તિથી પરમેશ્વરને પણ તેણે વશ કર્યા તેથી તે 'આણ્ડાળ' તરીકે પ્રસિદ્ધ થઈ. આણ્ડાળ જ્યારે પરમેશ્વરમાં લીન થઈ ત્યારે ગુરુપરંપરાના ગ્રંથો અનુસાર તે માત્ર સોળ જ વર્ષની હતી. દક્ષિણ ભારતમાં સર્વશ્રી વૈષ્ણવ એટલે રામાનુજ સંપ્રદાયનાં મંદિરોમાં આજે પણ આણ્ડાળના વિવાહનો ઉત્સવ ઊજવાય છે.

તો આ થઈ આણ્ડાળના ક્ષરજીવનની વાત; જે અલૌકિક ચમત્કારોથી ભરપૂર છે. આણ્ડાળ અને મીરાં — બંનેના જીવનમાં આવી અલૌકિક ચમત્કારોની વાતો મળે છે. બંનેના જીવન-કવનમાં કેટલુંક સરખાપણું તો કેટલુંક જુદાપણું પણ છે. આણ્ડાળ બ્રાહ્મણ કુટુંબમાં ઊછરી, આળવાર પિતા પાસે ઊછરી તેથી તેની પ્રેમભક્તિને પાંગરવા-વિકસવા માટે સાનુકૂળ વાતાવરણ મળ્યું, જ્યારે મીરાં ક્ષત્રિયકુળમાં- વૈષ્ણવકુળમાં જન્મી, તેથી પ્રારંભિક તબક્કે તેની પ્રેમભક્તિ પોસાઈ, પરંતુ પછી પરણીને શૈવકુળમાં જતાં એને અવરોધક-પ્રતિકૂળ વાતાવરણ મળ્યું. મીરાંની કૃષ્ણભક્તિએ શ્વસુરકુટુંબમાં ઝંઝાવાત જગાવ્યો. એ સામે ભક્તિમાં ટકવા માટે તેને ક્ષાત્રત્વ-વીરત્વ દાખવવું પડ્યું. તેને ઘણાં કષ્ટો સહન કરવા પડ્યાં. તે 'કુલનાસી' કહેવાઈ; તેનો જીવ લેવાના અનેક પ્રયત્નો થયા પણ આમ છતાં તે કૃષ્ણભક્તિમાં અડગ રહી ને છેવટે આણ્ડાળની જેમ ભગવાન કૃષ્ણમાં જ વિલીન થઈ.

બંને ભગવાનને પ્રેમ કરે છે. ભગવાન સિવાય બીજું કોઈ તેમને પતિ તરીકે સ્વીકાર્ય નથી. અલબત્ત, લૌકિક રીતે મીરાં મનુષ્યવરને — ભોજરાજને પરણી હતી; પરંતુ ગોદા તો મનુષ્યવર ટાળી માત્ર પરમેશ્વરને જ પરણી. મીરાં ગાય છે : 'મેરે તો ગિરધર ગોપાલ, દૂસરો ન કોઈ.' યુવાન ગોદા પણ એવી જ વાત કહે છે : 'મેં તો શ્રીરંગનાથ ભગવાનને પતિ તરીકે પસંદ કરી લીધા છે. બીજા કોઈ પુરુષનો પ્રસ્તાવ સાંભળીશ તો હું પ્રાણત્યાગ કરીશ.' આમ બંને કૃષ્ણને — પરમેશ્વરને પ્રિયાભાવે ભજે છે. ગોદા ભગવાનને પોતે પસંદ કરે છે. મીરાંમાં આપણે જાણીએ છીએ તેમ કિંવદન્તી પ્રમાણે નાનપણમાં મીરાંએ પૂછ્યું કે 'મારો પતિ કોણ ?' તેનો તેને જવાબ મળ્યો કે 'કૃષ્ણ'. પછી મીરાંએ કૃષ્ણને પતિ માન્યા, અને તેમની ભક્તિમાં દૃઢતાથી વળી. મીરાં એનાં પદોમાં કહે છે તેમ શ્રીકૃષ્ણ સાથે પૂર્વજન્મ*ની પ્રીતથી જોડાયેલી છે.

વ્યાવહારિક રીતે મીરાં ભોજરાજ સાથે પરણી હોવા છતાં પોતાને મનુષ્યવર છતાં 'બાળકુંવારી' તરીકે તે ઓળખાવે છે. તે 'વિઠ્ઠલવર'ને જ વરવાની રટણા કરે છે. એના માટે 'શામળો ઘરેણું' જ સાચું છે. તે કહે છે : સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે." કારણ એ સમજી ગઈ છે કે કૃષ્ણને પરણવાથી જ સૌભાગ્ય અખંડ રહેશે. આમ આણ્ડાળ અને મીરાં ભગવાનને પતિ તરીકે ગણીને તેમનાં પદોમાં ભક્તિ-ઉદ્ગારો રજૂ કરે છે. મીરાંનાં પદોમાં પ્રભુના અલૌકિક મીઠા પ્રેમસંબંધ સાથે જગતના ખારાપણાની વાત પણ આવ્યા કરે છે. કુટુંબ-સમાજ-લૌકિક જગતે જે રીતે તેની તાવણી કરી છે તેથી તે એક શ્વાસે જો 'ગોવિંદો પ્રાણ અમારો રે' કહે છે તો બીજા શ્વાસે 'મને જગ લાગ્યો ખારો રે' પણ કહે છે. આ ખારાપણા સાથે બીજા અનેક અર્થ પણ સંકળાયેલા છે જ. મીરાંની રીતે ગોદાને સંસારની ઉપાધિઓ ખાસ સહન કરવી પડી નથી. મીરાં રાજરાણી હતી. ભર્યાભાદર્યા પરિવારવાળી હતી ને છતાંય એકલી હતી, જ્યારે આપણે જોયું તેમ ગોદા તો અનાથ હતી તુલસીના છોડ પાસેથી મળેલી. એ અનાથ આણ્ડાળ રંગનાથ પ્રભુના કારણે સનાથ થઈ.

બીજી એક વાત બંનેમાં ઊડીને આંખે વળગે તેવી એ છે કે બંનેય પોતાને દાસી તરીકે રાખવા કૃષ્ણને વીનવે છે. મીરાં ગાય છે : 'મને ચાકર રાખોજી' શા માટે ? તો કહે છે : 'ચાકર રહેશું ને બાગ બનાવશું, નિત નિત સેવા કરશું' (પૃ. ૩૧) બંનેના મનમાં છે કે ચાકર થઈશું તો પ્રભુના નિત્ય દર્શનનો લાભ મળશે. સગુણ ઉપાસનાની આનાથી મોટી ફળસિદ્ધિ બીજી કઈ હોઈ શકે ?

ગોદાનું આયુષ્ય માત્ર સોળ વર્ષનું ને એટલી ટૂંકી

* 'પ્રીત પૂરવની રે શું કરું, ઓ રાણાજી ! મારી પ્રીત પૂરવની રે.' કે 'મીરાંને પૂર્વજન્મની પ્રીત રે, મીરાંને ઠેઠે લખાણાં હરિનાં નામ રે...' (અનુક્રમે પૃ. ૭ અને ૯૩)

ઉંમરમાં પ્રાપ્તિ કેટલી મોટી ! ખુદ પરમેશ્વરે તેનું વરણ કરેલું. તેમના જ સાંનિધ્યમાં રહેવાનું મળ્યું. મીરાંને સંઘર્ષમય લાંબું આયુષ્ય મળ્યું હતું; ઝૂરવાનું એના ભાગે વધારે હતું. આણ્ડાળ અને મીરાં બંને મૂર્તિમાં સમાયાં—એ ઘટના પ્રતીકાત્મક રીતે બંનેયનાં જીવનની સાર્થકતા-સિદ્ધિ સૂચવે છે. બંનેય એ રીતે પ્રભુમય થવામાં ભક્તિની પરિસીમા અનુભવે છે. બંનેનો જીવન-અંત જીવનું શિવમાં એકરૂપ થઈ જવાનું સૂચવે છે. અનન્ય પ્રેમલક્ષણાભક્તિના પરિણામે શિવ જીવને પોતાનામાં સમાવી દે એ ભાવ અહીં અંતમાં ઊપસે છે.

હવે બંનેના વાઙ્મય સંદર્ભે થોડી વાત કરીએ. મીરાંનાં પદોની સંખ્યા કેટલી અને તેનાં પદોની ભાષા કઈ તે અંગે ભલે વિવાદ થયા કરે, પણ મીરાં પદકવયિત્રી એટલું તો નિર્વિવાદ જ. તેની પાસેથી ભાવવાહી પદસાહિત્ય જ પ્રધાનપણે મળ્યુ છે. તેના પદોમાં કૃષ્ણમિલન માટેની ઝંખના, તેને વરવાની જ વાત, તેના માટેનો વિરહભાવ, દાસ્યભાવ વગેરે તો વ્યક્ત થયાં જ છે. સાથે તેને પડેલાં સાંસારિક કષ્ટોની વાત પણ તેમાં છે. કૃષ્ણ જો મીરાંની મોંઘેરી મિરાત છે તો કૃષ્ણભક્તિ વ્યક્ત કરતાં તેનાં પદો ગુજરાતી કવિતાની એક મોંઘેરી મિરાત છે. મીરાં સૌની છે. સૌના કંઠમાંથી વહે છે તેનામાં પ્રેમલક્ષણાભક્તિની ઊર્મિના ઉછાળા અને તલસાટ તીવ્ર રીતે પ્રગટ્યાં છે. ભક્તની ઉત્કટતા, ગોપીની વિરહવેદના, પ્રેમીજનની વિવશતા, સંસાર પ્રત્યેનો વૈરાગ્યભાવ અને કટુભાવ, હૃદયની કોમળતા—આ બધું જ બહુ જ સહજ રીતે તેનાં પદોમાં અભિવ્યક્ત થયું છે. વિરહભાવ તો અનેક સ્થળે વ્યક્ત થયો છે. અને એ વિરહભાવવાળાં તેનાં પદો ઊર્મિગીતના ઉત્તમ નમૂના બન્યાં છે. વળી મીરાં વિશાળ નયનો, મોરમુકુટ, પીતાંબર, ગળે વૈજયન્તીમાળા, કાનમા કુંડળ પહેરેલા સાંવરી મૂરત ને મોહની મૂરતવાળા કૃષ્ણની એવી રીતે રજૂઆત કરે છે કે મીરાંના અંતરમાં તો કોતરાઈ જ ગયેલા એ કૃષ્ણ સાથે સાથે જ એવા કૃષ્ણને ઝંખતી મીરાં પણ આપણાં અંતરમાં કોતરાઈ જાય છે !

આણ્ડાળની કૃષ્ણભક્તિ પણ પદોમાં જ વ્યક્ત થઈ છે. પણ તેના પદો મીરાંનાં પદો જેવાં સ્વતંત્ર નથી. તેની પાસેથી બે કૃતિ મળી છે. એક છે 'તિરુપ્પાવૈ' નામનો પ્રબંધ, જેમાં ત્રીસ ગેય પદોની માળા છે. આ પદોની વિશેષતા એ છે કે તેમાં સ્વાભાવિક ઋજુતા છે ને બીજી બાજુ ગીતાનો સાર સમાવિષ્ટ થયો છે. આ કાવ્ય વિશે એમ કહેવાય છે કે જે 'તિરુપ્પાવૈ'ના જાણે તેનો જન્મારો વ્યર્થ છે. તામિલનાડુ, કર્ણાટક અને આન્ધ્રપ્રદેશના ભક્તિસાહિત્યમાં આનુ ખૂબ મહત્ત્વ છે. તેની બીજી કૃતિ છે ૧૪૩ ગાથાઓનો ૧૪ દશકોમાં વહેચાયેલો 'નાચ્ચિયાર તિરુમોળિ' ('ગોદા શ્રીસૂક્ત') નામનો ગ્રંથ. એમાં તેણે પિતા પાસેથી સાંભળેલી ભગવાનની દિવ્ય લીલાઓને લલિતમધુર કાવ્યમય ભાષામાં ગૂંથી છે.

'તિરુપ્પાવૈ' એક પ્રકારની પદમાળા જ ગણી શકાય. આમ છતાંય મીરાંનાં અને ગોદાનાં આ પદોના આકાર જુદા છે. 'તિરુપ્પાવૈ' પરંપરાગત રીતે વિશિષ્ટાદ્વૈત દર્શનનો ગ્રંથ મનાય છે. તેનું સૌથી વધુ મહત્ત્વ ધનુર્માસમાં (સૌર માગશર માસમાં ૧૫ ડિસેમ્બરથી ૧૩ જાન્યુઆરી) છે એમાં માર્ગશીર્ષ વ્રતનાં વિધિવિધાન દર્શાવતાં ત્રીસ પદો છે. કૃષ્ણને તેમાં જે સંબોધનો કર્યાં છે તેમાં કૃષ્ણનાં અનેક નામો છે, જે દ્વારા કૃષ્ણની અનેક લીલાઓ અને ગુણોનો સંકેત થાય છે : પુરુષોત્તમ, અરિષ્ટનેમિ, મથુરાના અધિપતિ, યમુનાતટવિહારી, આયરકુળમાં પ્રગટેલા મંગળદીપ સદશ, દામોદર, કૃપાધન, ચાણૂરાદિ મલ્લોનો સંહાર કરનાર, શત્રુઓના દર્પનું ખંડન કરનાર, વિમુખ જનોને પણ આકર્ષી જીતી લેવામાં સમર્થ, ગોવિન્દ... વગેરે. જોઈ શકાય છે કે ગોદામાં કૃષ્ણનું ચરિત્ર અનેક રીતે રજૂ થયું છે. કૃષ્ણની અપાર શક્તિને તેણે અનેક રીતે વ્યક્ત કરી છે. ગોપી રૂપે તે તો માર્ગશીર્ષ વ્રતના સંદર્ભમાં કૃષ્ણ પાસે જાય છે, સાથે જે હજી ઊઠી નથી તેવી અન્ય ગોપીને જગાડે પણ છે ને જે સ્તુતિ કરે છે તેમાં તે પોતાને તો પરમેશ્વરની પ્રાપ્તિની ઝંખના છે તે તો રજૂ કરે જ છે, પણ સાથે એક વિશિષ્ટ ભાવ એ ભળ્યો છે કે તે જનસમૂહની સુખાકારી પણ વાંચ્છે છે : 'સમસ્ત વિશ્વને પોતાનાં ચરણોથી માપી લેનારા પુરુષોત્તમ, ત્રિવિક્રમ વામન ભગવાનનું નામસંકીર્તન કરી અમે અમારા વ્રતના નિમિત્તે સ્નાન કરીશું, તો સમગ્ર દેશોમાંનાં અનિષ્ટો નષ્ટ થશે અને પ્રતિમાસ ત્રણ વખત વર્ષા થશે. આકાશને આંબતાં વૃક્ષો, અને હાંગર

તેમજ અનાજના પાકથી લચી પડનાં ખેતરો વચ્ચેનાં જળમાં માછલીઓ આનંદથી ક્રીડા કરશે, ખીલેલાં કુવલય પુષ્પોમાં-કમળોમાં સુંદર ભ્રમરો નિદ્રા કરશે. ગૌશાળામાં બળવાન ગોવાળો ધૈર્યપૂર્વક ગાયોનાં પરિપુષ્ટ આંચળને અડકશે કે તરત જ એ પરમ ઉદાર ગાયો ઘડા ભરીને દૂધ દેશે. આ રીતે સર્વત્ર અવિચ્છિન્ન સંપત્તિથી સમગ્ર દેશ પરિપૂર્ણ થશે.' (પૃ. ૭૦). વળી ગોદાને એવો દઢ વિશ્વાસ છે કે '...મનથી એમનું ધ્યાન ધરીશું તો ભૂતકાળ અને ભવિષ્યકાળનાં સર્વ પાપ આગમાં હોમેલા રૂની જેમ ભસ્મીભૂત થઈ જશે. માટે કીર્તન કરો.' (પૃ. ૭૫). ગોદાની ભક્તિ અને કવિત્વશક્તિ બંનેનાં દર્શન થાય છે. જોઈ શકાય છે કે ગોદાની કૃતિમાં મીરાંમાં આવ્યો છે તેવો લૌકિક સમાજ-સંસાર આવ્યો નથી. તેના કારણ નહીં બંનેનું ક્ષરજીવન ગણી શકાય. કૃષ્ણપ્રાપ્તિ જ તેનું જીવનધ્યેય છે. બંનેમાં જોકે દાસી બનવાની વાત આવે છે એ પણ એટલું જ ધ્યાનપાત્ર છે.

મીરાંનાં પદો કોઈ એક સંપ્રદાયનાં રહ્યાં નથી, સર્વનાં છે. ગોદાનાં પદોનું તો સાંપ્રદાયિક મહત્ત્વ પણ ખૂબ છે. આજે પણ ત્યાં અમુક પર્વ કે વિધિ વખતે તે અચૂક ગવાય છે — ગવાવાં જોઈએ જ એવો આગ્રહ પણ રખાય છે. જેમ તેનું સાંપ્રદાયિક મહત્ત્વ છે તેમ મૌખિક પરંપરામાં પણ તેનું આગવું ગરિમાભર્યું સ્થાન છે. વળી મીરાંમાં નથી તેવાં પ્રકૃતિનાં રમણીય સુંદર ચિત્રો કે ગ્રામીણ સમાજનાં ચિત્રો અહીં ધ્યાન ખેંચે છે. દા.ત. —

'અરુણોદય થયો છે. પૂર્વ દિશામાં સંધ્યાનો પ્રકાશ રેલાયો. ભેંસો ઝાકળથી ભીનું પ્રાતઃકાળનું શીતળ ઘાસ ચરવા નાના બગીચે જવા નીકળી ગઈ.' (પૃ. ૮૨); 'બાલ વત્સવાળી ભેંસો ભાંભરે છે અને પોતાનાં પાડાંનું સ્મરણ કરતાં સ્નેહથી દ્રવી જઈને, જાણે પાડાં આવીને ધાવી રહ્યાં છે એમ માનીને પોતાનાં આંચળમાંથી નિરંતર દૂધની ધારાઓ વહાવે છે, તેને લીધે આખા ઘરમાં કાદવ-કીચડ થઈ ગયો છે...' (પૃ. ૯૨) વગેરે.

કૃષ્ણનું ચિત્ર મીરાંમાં પણ છે ને ગોદામાં પણ છે. છતાંય ગોદાના કૃષ્ણ મીરાંના કૃષ્ણ કરતાં કંઈક જુદા છે. ગોદાનો કૃષ્ણ ક્યારેક કપટી છે, ધૂર્ત છે ને છતાંય ભક્તો માટે ઋજુ છે. શત્રુઓને ભયથી કંપાવે છે, દુર્જનોને અધમ ગતિ આપે છે. સાથે જ નિર્દોષ છો. કૃષ્ણની ભવ્યતા ગોદાએ જે રીતે રજૂ કરી છે તે પણ માણવા જેવી છે : 'વર્ષા ઋતુમાં પહાડની ગુફામાં લપાઈને ગાઢ નિદ્રા લેતો શ્રેષ્ઠ સિંહ, જાગીને આગ ઝરતી આંખો ખોલી, શરીર હલાવી, સુવાસિત યાળને ઝાટકી, આળસ મરડી, ગર્જના કરી, ગુફામાંથી બહાર નીકળે એમ હે પૂવૈ પુષ્પ—અતસી પુષ્પ જેવા વર્ણના શ્રીકૃષ્ણ ! તમે મંદિરમાંથી નીકળી સભામંડપમાં પધારો, અને કલાયુક્ત મનોહર અતિ શ્રેષ્ઠ સિંહાસન ઉપર બિરાજો, અને કૃપા કરીને અમારી પ્રાર્થના ઉપર વિચાર કરો.' (પૃ. ૧૧૯) અહીં કૃષ્ણનું જાજરમાન — તેજસ્વી વર્ણન મળે છે — કદાચ તેમાં પ્રશસ્ત ભક્તિકાવ્યની પરંપરાનો પ્રભાવ પણ હશે.

હવે કૃષ્ણ સાથેના સંબંધમાં આણ્ડાળ અને મીરાં વચ્ચે કેવો ભેદ છે તે જોઈએ. મીરાં કહે છે :

*"જો તુમ તોડો પિયા, મૈં નાહીં તોડું રે*
*તોસોં પ્રીત તોડ, કૃષ્ણ ! કૌનસંગ જોડું ?'*

મીરાં એ બાબતમાં સ્પષ્ટ છે કે પોતે કૃષ્ણ તરફની પ્રીતિ છોડી શકે તેમ નથી. હા, કદાચ કૃષ્ણ તોડે તો જુદી વાત. બાકી પોતાને માટે બીજો વિકલ્પ નથી. ગોદા કહે છે : 'હે સ્વામી ! આપણો સંબંધ તમારાથી કે અમારાથી, કોઈનાથીય તોડી શકાય નહિ એવો છે.' (પૃ. ૧૨૬). એટલે કે આ સંબંધ નહીં તોડાયની જે વાત છે તે બંને પક્ષને લાગુ પડે છે. પ્રેમી પ્રત્યેનો પ્રેમિકાનો સમર્પણભાવ અને અધિકારભાવ એકસાથે વ્યક્ત થયાં છે. પ્રેમના બળે તે પરમેશ્વર પર સત્તા જમાવે છે. આથી જ તે કહે છે : 'આજે ભેરી આદિ વ્રતોપકરણો લેવા માટે જ કંઈ અમે નથી આવી, પરંતુ સદાકાળ માટે અમે (આપના અને અમારા) જન્મજન્માંતરમાં પણ સંબંધ રાખનારી બનીશું. અમે તમારી જ સેવા-કૈંકર્ય કરીશું. આ સિવાયની અમારી બીજી સર્વ મનોકામનાઓને કૃપા કરી શાન્ત કરો — દૂર કરો.' (પ. ૧૨૯)

ગોદાનાં પદોમાં એક વાતનો વારંવાર ઉલ્લેખ

આવે છે ને તે કૃષ્ણ પાસેથી 'પરૈ' (નગારું) લેવાની વાતનો. શત્રુઓને પરાસ્ત કરી દ્વેષ સમાપ્ત કરનારા, તમારા હાથમાં રહેલા વેલાયુધનો જય હો ! જય હો ! આ રીતે તમારાં વીરકર્મોનું યશોગાન કરતી આજે અમે પરૈ-નગારું, પરમ પુરુષાર્થ લેવા આવી છીએ. અમારા ઉપર અનુગ્રહ કરો.' (પૃ. ૧૧૭) કે 'અમારો અપેક્ષિત પુરુષાર્થ—પરૈ-નગારું, આપ અમને આપી દો એટલે આપનું ઐશ્વર્ય અને પરાક્રમ જે શ્રીલક્ષ્મીને અનુરૂપ છે તેનું અમે સંકીર્તન કરીશું. અમે વિરહજન્ય વ્યથાનું (અવિદ્યાદિ પંચ ક્લેશોનું) નિવારણ કરી મહાનંદપૂર્ણ બનીશું.' (પૃ. ૧૨૦) આપણે જાણીએ છીએ કે નગારું મંગળ પ્રસંગે જ ઉપયોગમાં લેવાય છે. અહીં નગારાની વાત આત્મિક જાગૃતિ અને મંગલતાથી સૂચક બની રહે છે.

ભાષાદૃષ્ટિએ ગોદાનાં પદોને જોતાં તુરત જ સમજાય છે કે તેને પ્રશિષ્ટ સંસ્કૃત કાવ્ય-પરંપરાનો — ભક્તિકાવ્ય અને પુરાણકાવ્યની પરંપરાનો સારો પરિચય હશે. સંસ્કૃત તત્સમ પદાવલિ ઘણે સ્થળે જોવા મળે છે. એમ કહી શકાય કે ગોદા વિદુષી છે. એના કાવ્યાર્થોમાં ગહરાઈ છે. એક બાજુથી તેનાં પદોમાં ગીતાનો સાર સમાવિષ્ટ થયો છે તો સાથે ત્યાંની મૌખિક પરંપરા સાથે પણ તાલ મિલાવે છે. એક સ્થળે ગોપી તરીકે તે કહે છે : 'હે અગાધસાગર શાયી ! હે ઉગ્રસિંહસદશ ! હે મત્તગજેન્દ્રના રક્ષક ! હે આશ્રિતદુ:ખવિમોચક ! અમે તો તમારાં દર્શન કરીને ગાંડીઘેલી બની જઈએ છીએ... હે ધવલતરંગવેષ્ટિત-ક્ષીરસાગરશાયી !...' અહીં પ્રશિષ્ટ પરંપરાની ગોદાની જાણકારીનો ખ્યાલ આવે છે. જ્યારે મીરાં સરળ છે. મીરાં લોકવાણીની જ પ્રતિનિધિ છે. મીરાં ભાવુક છે. નર્યું ભક્તહૃદય છે એનામાં. ભાષાની અને અર્થની સરળતા છે એનામાં.

મીરાં પાસેથી પદો જ મળ્યાં છે. ગોદા પાસેથી પદમાળા જેવી 'તિરુપ્પાવૈ' મળે છે. તેમ દશકોમાં વહેંચાયેલો ૧૪૩ ગાથાનો 'નાચ્ચિયાર તિરુમોળિ' ગ્રંથ પણ મળે છે, જેમાં પણ ગાઢ મધુરા ભક્તિનું દર્શન થાય છે. અહીં તો અનેક ગૂઢ રહસ્યોને પણ સાંકળી લેવામાં આવ્યાં છે. કૃષ્ણને ઇચ્છતી ગોદા અહીં કામદેવને પણ પ્રાર્થે છે. કેવી રીતે ? તે કહે છે કે 'હે કામદેવ !... ભગવાનને લક્ષ બનાવીને મને છોડો.' તેથી લક્ષ્યરૂપ કૃષ્ણમાં પોતે ભળી જાય. અથવા 'મનમાં ગોવિંદનું નામ અંકિત કરીને, મહા દક્ષ શ્રીવેંકટનાથ નામના દીવામાં મને મેળવી દો' (પૃ. ૧૩૬). મીરાંમાં આવું નથી. ત્યાં કૃષ્ણગાન અનેક રીતે થયું છે પણ અન્ય દેવોની—કોઈના સહારાની વાત નથી. જ્યારે આ 'ગોદા શ્રીસૂક્ત'ના દરેક દશકમાં કોઈક સહાયની વાત છે. વળી દરેક દશક એક સ્વતંત્ર એકમ તરીકે માણવું ગમે તેવું છે. એક દશકમાં તો ગોદાનો વિરહભાવ પણ સુપેરે વ્યક્ત થયો છે : 'હું વિરહવ્યથાના મહોદધિમાં વૈકુંઠ નામની નૌકાના અભાવમાં ડૂબકાં ખાતી ખાતી ખિન્ન હાલતમાં ભટકું છું' અને '...શ્રીચરણોનાં દર્શનની આશામાં પરસ્પર સ્પર્ધા કરતી બે માછલી જેવાં મારાં બે નયનમાં નિદ્રા નથી.' (પૃ. ૧૫૨). મીરાંમાં શૃંગાર તો છે પણ સંયમિત, અહીં ઉઘાડો—થાડો વધુ ખુલ્લો છે. જેમકે : '...એક દિવસ અહીં પધારીને તેઓ મારાં સ્તન ઉપર લગાડેલા તમામ કુમકુમ લેપને લૂછી નાખે એવું મને ગાઢ આલિંગન આપશે, તો જ હું જીવિત રહી શકીશ...' અનેક ઉદાહરણો મૂકી શકાય તેમ છે. ભાવની જેમ રજૂઆતનું નાવીન્ય પણ છે. એક સ્થળે પ્રશ્નોત્તરની રીતે આખી વાત મુકાઈ છે. ['તિરુપ્પાવૈ'ની પંદરમી ગાથા સ્પષ્ટ રૂપે પ્રશ્નોત્તર છે.] તો મધ્યકાલીન પરંપરા મુજબ ફળશ્રુતિ પણ અહીં છે : 'શ્રીકૃષ્ણ સાથે પોતાનું લગ્ન થયું, એવું સ્વપ્ન જોયું, તેનું વર્ણન કરતાં તમિળ ભાષાનાં આ દસ સ્વપ્નગીતોનું અધ્યયન કરનાર-ગાનાર, સદ્ગુણી અને સુંદર સંતાનો પામીને આનંદ કરશે.' (પૃ. ૧૫૮). તેમજ : 'વિશાળ પગવાળા ગજેન્દ્ર ઉપર કૃપા કરનારા પરમપુરુષનાં દર્શન મને વૃંદાવનમાં થઈ ગયાં' એમ વર્ણવતાં, શ્રીવિષ્ણુચિત્ત આળવારની સુપુત્રી ગોદાદેવીએ રચેલાં આ ગીતોનું, સંસારરૂપી વ્યાધિનું આ તો ઔષધ છે, એમ સમજીને, જેઓ મનન કરશે, તેઓ મહામહિમ ભગવાનનાં ચરણોનો નિત્યાનુભાવ પ્રાપ્ત કરશે' (પૃ. ૧૮૭). આ બધું એ બતાવે છે કે ગોદા ઉત્તમ ભક્ત, વિદુષી અને કવયિત્રી છે.

તુલનાત્મક અધ્યયનરીતિ અનુસાર બે વિશેષ પરથી વ્યાપકતામાં જઈ, કોઈ સાર્વત્રિક વાત પામવાની

હોય છે. અહીં એ સંદર્ભે જોઈએ તો એમ કહી શકાય કે પ્રેમલક્ષણાભક્તિથી પરમેશ્વરની પ્રાપ્તિ થઈ શકે છે. વ્યક્તિના જીવનનું સાર્થક્ય વૈશ્વિક પરમતત્ત્વ સાથેના તાદાત્મ્યના અનુભવમાં રહેલું છે. ભારતીય સંસ્કૃતિનો પણ એ જ અંતિમ પુરુષાર્થ છે કે જીવનું શિવ સાથે સાયુજ્ય અનુભવવામાં જ જીવનની સાર્થકતા છે. પરિસ્થિતિ સાનુકૂળ હોય તો નાની વયે પરમેશ્વરની પ્રાપ્તિ થાય એ જો આણ્ડાળ બતાવે છે; તો સંઘર્ષમય સ્થિતિ હોય તો સમય વધારે જાય પણ પરમેશ્વરની પ્રાપ્તિ થાય જ એ મીરાં બતાવે છે.

### સંદર્ભ


૧. મીરાંનાં પદો : સં. ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી, પ્રકા. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, પ્ર. આ. જાન્યુ. ૧૯૬૨. સુધારેલી ત્રીજી આવૃત્તિ : ઑક્ટો., ૧૯૮૬

૨. શ્રી આણ્ડાળ : લેખક, ડૉ. ઉપેન્દ્રરાય જ. સાંડેસરા, પ્રકા. સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર, પ્ર. આ. ૧૯૮૪




## નથી...નથી...

*એ ઘર નથી —*
*નથી નથી એ ઓરડો જેમાં થીજી ગયેલો અંધકાર*
*પ્રથમ વાર હલમલ્યો હતો મારા પ્રથમ*
*શ્વાસોચ્છ્વાસથી-*

*મારું પ્રથમ રુદન*
*ઢાકાના મખમલી પોત જેવું*
*ફાનસની મેંશના ઝાંખાપાંખા અજવાશમાં*
*પતંગિયું બની ઊડાઊડ કરતું હતું એય નથી.*

*ગળથૂથીમાં*
*મને પાયું હતું ગામ, સીમ ને ઝળૂંબેલું ગગન*
*મેલોઘેલો ખોળો—પાદરનું તળાવ*
*એમાં કિલકિલ કોળતું કમળ*
*લહર પર લહર—ઊઘડતા પ્રહર પછી*
*પ્રભાત જેવું ખૂલતું મુખ હવે નથી.*

*મધરાત*
*વહી જતી : સાંઢણી રાયકાની પવનવેગે —*
*હળુ હળુ રણકતી ઘૂઘરી - ચમકતી વીજ*
*ઓરડામાં ઝળાંહળાં રૂપની રેલમછેલ*
*પદ્મ-પાંદડી કુમકુમ ભરી લખે લેખ કે પછી મારી*
*મેખ એનીયે જાણ નથી.*

*બારસાખે*
*ટેકવી હેત લંબાવી હાથ-કમળ દંડ*
*પારણાને ઝુલાવે મંદ મંદ ખોલતી પૂનમ*
*પછી તારલા ખીલી ખીલી બની જતા ફૂલ*
*એની હવે ફોરમ નથી.*

*નથી મા-*
*નથી એ ઘર*
*નથી નથી હુંય એ વસ્ત્રમાં લપેટાયેલો પિંડ માખણનો*
*ઢસડાતો કર્કોટક ભમું વનવન જંગલ :*
*કોંક્રિટ-સિમેન્ટ-સળિયા...*
*શોધું મને, મળું નહિ, નથી નથી રહી*
*ઓળખ મારી મને -*

**મફત ઓઝા**

રમેશ પારેખ, જનાર્દન પાઠક

## 'ઝલમલ ટાણું' વિશે

### ૧. મલમલ જેવી લાગણીઓનું બયાન — 'ઝલમલ ટાણું'

કવિશ્રી લાલજીભાઈ કાનપરિયા અમરેલીમાં જ વસવાટ કરે છે પણ તેમને બહુ ઓછું મળાયું છે, તેમજ તેમની રચનાઓ પણ છૂટક છૂટક વાંચી છે. આ કવિ સ્વભાવે કદાચ એકાંતપ્રિય છે તેમ માનીને કદાપિ મેં તેમના મૂડને બગાડ્યો નથી. એક મિત્રે ખબર આપ્યા કે શ્રી લાલજીભાઈનાં કાવ્યો પુસ્તક રૂપે પ્રકટ થઈ રહ્યાં છે, ત્યારે મને એક સમાનધર્મા મિત્રને થવો જોઈએ એવો આનંદ થયો હતો. અત્યારે તેમનાં કાવ્યોનું જે પુસ્તક પ્રકટ થઈ રહ્યું છે તે વાંચીને હરખાઉં છું. આ માટે શ્રી લાલજીભાઈ કાનપરિયાને અભિનંદન તેમજ તેમના કાવ્યસંગ્રહને આવકાર આપું છું.

'ઝલમલ ટાણું'માં એક રચના છે : 'ઝાડનું ગીત'. તેમાં તેમણે ધરતીથી વિસ્થાપિત થવાની ઉક્તિ વણી છે, તે નવાઈ પમાડે તેવી છે. તેમણે લખ્યું છે :

*પાનથી ફૂટે પાંખ લીલુડી, પીંછાં રંગીન ફૂલ*
*ધૂળ સાથે બંધાઈ જવાની કરવી નથી ભૂલ*

ધૂળ સાથે બંધાઈ જવાની ભૂલ કરવી નથી એમ કહેનાર આ કવિ કૃષિપરિવારમાંથી આવે છે તેમ જાણ્યા પછી સ્વાભાવિકપણે કોઈને એવો પ્રશ્ન થાય કે કોઈ ખેડૂતકવિ — જેમણે શૈશવ ગામડામાં ગુજાર્યું છે તે કવિનું આવું સંવેદન પણ હોઈ શકે ! કવિએ પોતાના ગામઠી મૂળનો મિજાજનો એક કૃતિ (પૃ.૪૨)માં એક શબ્દપ્રયોગ કર્યો છે —

*હળવે રહીને કોઈ આંજી ગયું છે*
*મારી આંખ્યુંમાં કાચબીના રંગ*

'કાચબી' એ દેશ્ય શબ્દપ્રયોગ છે જેનો અર્થ થાય છે મેઘધનુષના રંગ એવું સાહિત્યકારમિત્ર શ્રી જનક ત્રિવેદીએ કહ્યું ત્યારે મને ખબર પડી ! કવિને ભલે ધૂળ સાથે બંધાઈ ન જવાની લાગણી હોય પણ તેમની જાણ બહાર શૈશવનો કાળ પ્રસ્તુત કાવ્યરચનામાં કેવો આબાદ રીતે ગોઠવાઈ ગયો છે !

શ્રી લાલજીભાઈનાં કાવ્યોને પામવા પુરુષાર્થ કરનાર ભાવકને માટે પ્રશ્ન ખડો થાય છે કે એક કૃષિ-પરિવારના કવિનું કયું સંવેદન સાચું ?

એક તરફ તેઓ એમ કહે છે કે,

*મૂળિયાં-સોતું જ ઊખડી જવું ડાળનો ટેકો લઈ*
(પૃ. ૩૪)

તો બીજી જગાએ એમ લખે છે :

*નામ ખોયું, ગામ ખોયું, સરનામું પણ ખોયું.*
(પૃ.૫૪)

મને લાગે છે કે મનુષ્યના શૈશવકાળે સંસ્કારિત થયેલી લાગણીઓ ભૂંસાતી નથી. એ કોઈ ને કોઈ રૂપે તેની અભિવ્યક્તિ શોધી લેતી હોય છે. ખેર, કાવ્યનો આસ્વાદ કરવાની એક શરત છે કે માત્ર કૃતિનિષ્ઠ જ બનવું. અનેક અધ્યાસો હોઈ શકે, પણ કૃતિને કૃતિ તરીકે જ માણવી જોઈએ. કવિની આનંદની અભિવ્યક્તિ કેટલી સહજ છે તે નીચે દર્શાવેલાં ઉદાહરણો પરથી જાણવા મળશે :

*અડપલું થઈ ગાલે ભરતું કોઈ છબીલું ચૂંટી રે !*
(પૃ. ૫૮)

*

*મુઠ્ઠી જેવું જીવતર આલ્લે ! દરિયા જેવડું થાતું રે*
(પૃ. ૫૮)

*

*ઝાકળભીની ડાળ ફળિયે તોરણ થઈને ઝૂલવા લાગે,*
*પાંપણથી યે પાર છબિ એક ધીમે ધીમે ખૂલવા લાગે.*

આવી લીલીછમ તાજપ કાવ્યપંક્તિઓમાં ઠેરઠેર વેરાયેલી છે : પ્રકૃતિને કેટલી બધી મુગ્ધતા અને વિસ્મયથી કવિ જુએ છે !

